श्री

# महाकाल

रूप (पुस्तक) २४  माघ कृष्ण० १४. संवत् १९६८. दर्शन (अंक) ४

"સુખ અચલ જ્ઞાનવિના નથી, છે જ્ઞાનમાં સઉ ઉન્નતિ."

—विश्वचंद्र.

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा

तरफथी

અમદાવાદ—શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨-૦-૦-વર્ષના આરંભમાં જ.

# प्रभानुक्रमणिका.

પ્રભા. વિસ્તાર.




पु (पुस्तक) २४—माघ कृष्ण० १४ संवत् १९६८. दर्शन (अंक) ४.

॥ ॐ श्रीं ॥

# સર્વત્ર મંગલસ્વરૂપ તત્ત્વનું વિલોકન કરનાર વૃત્તિનાં વચનો.

પદ. (હરિ રંગ જે લાગ્યો તે લાગ્યો, એ લય.)

હું તો મહામંગલ જ્યાં ત્યાં ભાળું,
અહીં મંગલનું અજવાળું; હું તો૦
વ્યાપી રહ્યાં આ વિશ્વવિષે, આંદોલન મંગલકારી;
વાતાવરણવિષે ચઢી, જોઉં, મહામંગલની સ્વારી; હું તો૦
શુભને સુંદરતાની જેમાં, મર્યાદા ન જણાતી,
મહા ગૌરવવાળી એ સ્વારી, મુજ પ્રાંગણથી જાતી; હું તો૦
સુખસંપત્તિની જ્યાં જોતો, થાતી રેલછેલા,
મંગલમય તનુએ ઓઢ્યાં, મહા-આનંદ જરકશી શેલાં; હું તો૦
એ સ્વારીમાં ભળતાં મુજમાં, મંગલની ધુન જાગે,
મુજ મનમધુકર મસ્ત બને ચુગી, મંગલકુસુમપરાગે, હું તો૦
હું મધ્યે ને મંગલ મારી, આસપાસ લહું વ્યાપ્યું,
યાચના કોઇ કરે મંગલની, (તેને) માગે તેટલું આપું; હું તો૦
મંગલમાં હું નિવાસ કરૂં ને, મંગલમાં જઉં આવું,
મંગલને હું મોકલું જ્યાં ત્યાં, મંગલને હું વધાવું; હું તો૦

---

# सती सुवर्णा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫૩ થી. )

શ્યેન—( સ્વગત ) બસ! આ સુવર્ણાઆગળ દુનીયાની બધી સ્ત્રીઓ રદ છે. આપણે મોટી રાજાની કન્યાને પરણી લાવ્યા છીએ, અને રાણી કરીને બેસાડી છે, પણ આના આગળ તે પાણી ભરે છે

ગુરૂ—પુત્રીઓ! જુઓ, સમજણ પડી? નિશાનવિના બીજું કાંઇ જ દષ્ટિએ ન દેખાય, ત્યારે જ નિશાન સિદ્ધ થયું ગણાય. દષ્ટિ લક્ષ્યઉપર એકાગ્ર થયા વિના તમે લક્ષ્યને કેવી રીતે વીંધી શકત?

ચારૂલોચના—ગુરૂજી! આવી આંટીઘુંટી કાઢીને અમારી પરીક્ષા કરો છો તે અમે તો ગભરાઈ જઈએ છીએ, કંઇ સરળ રીતે પરીક્ષા કરો તો કુશળતા બતાવાય પણ ખરી.

ગુરૂ—બ્હેન! આંટીઘુંટીવિના ખરી કસોટી નીકળતી નથી. લો આ બીજું નિશાન સાધો. ( નોકરને ) અલ્યા પેલું લીંબુ લાવ. ( તે લાવીને આપે છે એટલે ) તું બેસ અહિં. ( તેને બેસાડીને તેના માથા ઉપર લીંબુ ગોઠવે છે પછી ) સાંભળો પુત્રીઓ! હવે આ લીંબુને એવી રીતે વીંધી નાંખો કે માણસને જરા પણ ઇજા થાય નહિ ને લીંબુ વીંધાય.

મંજુલા—આપણાથી તો બા આવું જોખમનું કામ નહિ થાય.

ભદ્રા—ના રે બ્હેન! માણસને વાગી બેસે તો નકામી કાળી ટીલી આવે.

મનોરમા—ગુરૂજીએ તો બધું આવાં ને આવાં જ અટપટાં નિશાન મારવાનાં આજે ખોળી કાઢ્યાં છે.

સુભગા—સુવર્ણાને નિશાન મારવું હોય તો મારે, આપણે તો બા મારવાનાં નથી.

ગુરૂ—કેમ પુત્રીઓ! કોઇ અજમાવતું નથી?

ચારૂલોચના—ગુરૂજી! લાવો હું અજમાવું.

નોકર—એ બ્હેન! મારી આંખ બચાવજો, નહિ તો આપણે તો બેય ખોઈ બેસીશું. ( ચારૂલોચના તાણીને તીર મારે છે, અને તીર આઘું જાય છે. )

ગુરૂ—કાંઇ ફિકર નહિ. ( સુવર્ણાને ) ચાલ સુવર્ણા! તું અજમાવે છે?

સુવર્ણા—જેવી ગુરૂજીની આજ્ઞા. ( તાણીને મારે છે, અને લીંબુ વીંધે છે. સર્વ સખીઓ આશ્ચર્ય પામે છે. )

ગુરૂ—શાબાશ! શાબાશ!

શ્યેન—( સ્વગત ) આણે તો લીંબુએ વીંધ્યું ને ભેગાભેગું આપણું હૃદયએ વીંધી નાંખ્યું. આપણી પ્રિયા થવાને તો આ જ લાયક છે. એની સાથે લગ્ન કર્યા વિના જીવને જંપ વળવાનો નથી.

ગુરૂ—પુત્રીઓ! પેલા ઝાડનો લીમડાનો વરાળ જોયો! એની આંખો જોઈ, કેવી ચળકતી છે! હવે અહિં બેઠાં રહી એની જમણી આંખ વીંધી નાંખો.

મંજુલા—અલી ભદ્રા! ચડાવ તીર ને વીંધી નાંખ.

ભદ્રા—તું જ વીંધને. ઘેર મોટી બડાઇઓ મારતી'તી, ને હવે કેમ અલી તું માર ને ઢીંકણી તું માર, કરવા બેઠી છું ?

મંજુલા—આ વરાહ ફરતો ન હોય તો હમણાં વીંધી નાંખું, પણ રડયો ચકર ચકર ફરે છે, તે શે વીંધ્યો જાય ?

વિનીતા—ચાલ બહેન સુવર્ણા ! ચાલ. તું જ કરી બતાવ. અમારામાં તો કોઇની હિમ્મત ચાલે એમ નથી. આ ચારુલોચનાબહેન વળી હામ ભીડે તો ભીડે.

ચારુલોચના—ગુરુજી ! આવું આપે શીખવ્યું'તું ક્યારે, જે આજે પુછો છો ?

ગુરુ—બહેન ! આ નિશાન નથી શીખવ્યું, પણ બીજાં નિશાન શિખવ્યાં છે, તેથી બુદ્ધિનો ઉપયોગ કરે તેને આ નિશાન પણ મારતાં આવડે ( સુવર્ણાને ) સુવર્ણા ! તુંથી આ નિશાન તોડી શકાશે કે ?

સુવર્ણા—ગુરુજીની કૃપા હશે તો થઇ શકશે.

ગુરુ—ચાલ ત્યારે યોજ શર. ( સુવર્ણા પ્રથમ પોતાની ઉભા રહેવાની જગાથી વરાહ સુધીની જગા તીરથી માપી જુએ છે. પછી બીજી બાજુએ તેટલી જ જગા તીરવડે માપી પોતાની ઉભા રહેવાની જગાથી ત્યાં તીર નાંખે છે. )

ચારુલોચના—અરે સુવર્ણા ! તું આ શું કરે છે ? તીર વરાહને મારવાને બદલે આમ ક્યાં નાંખે છે ?

સુવર્ણા—વરાહ ફરતો છે, માટે હું પહેલાં વરાહસુધી તીરને પહોંચવાનો કેટલો વખત લાગશે તે મનમાં માપી જોઉં છું. હવે વરાહની આંખ નજરે પડે તે વખતે જ જો હું તીર મારૂં તો તેટલી વારમાં તો વરાહ ફરી જવાથી આંખને તીર ન વાગતાં બીજી જગાએ વાગે, માટે પહેલાં વરાહને એક આંટો ફરતાં કેટલી વાર થાય છે તે નક્કી કરી બીજો આંટો ફરશે ત્યારે તેટલો વખત બાદ કરી તીર મારીશ, જેથી બરાબર તેની આંખમાં વાગશે.

ગુરુ—શાબાશ, સુવર્ણા ! ખુબ બુદ્ધિ પહોંચાડી. તું જરૂર આંખને વીંધશે. ( સુવર્ણા તે પ્રમાણે કરે છે, અને આંખ વીંધે છે. બધી કન્યાઓ આશ્ચર્ય પામે છે. )

શ્યેન—( સ્વગત ) હવે હું શું કરું, અને કેવા ઉપાયે આ સુવર્ણાને મારી રાણી બનાવી દઉં ?

ગુરુ—ચાલો, હવે આ ધનુર્વિદ્યાની છેલ્લી પરીક્ષા કરી લઇએ. અને પછી બીજાં શસ્ત્રોમાં તમારી કુશળતા જોઇએ. ( સેવકને ) અલ્યા લાવ પેલું નાળીયેર. ( તે આપે છે, પછી કન્યાઓને ) આ નાળીયેરને, આવો, હું પેલા કુવામાં નાંખું છું. હવે કુવામાં ઉતર્યા વિના બાણ મારીને આ નાળીયેરને કુવામાંથી કાઢી આપો.

ઉલ્લાસિતા—હાય, હાય, ગુરુજી તો ગાંડા થયા છે. રડયું તીરથી તે નાળીયેર કુવામાં ઉતર્યા વિના ઉપર અણાય !

મનોરમા—ગુરુજી ! અમારી મશ્કરી કરો છો કે સાચેસાચું કહો છો ?

ગુરુ—બહેન ! મશ્કરી છે કે સાચેસાચું તે હમણાં જ જણાશે. કેમ સુવર્ણા ! તીરથી આ નાળીયેર કુવામાંથી નીકળી શકશે કે નહિ ?

સુવર્ણા—ગુરુજી ! આપની કૃપાથી નીકળી શકશે.

ઉલ્લાસિતા—અલી લે ! આ તો કાઢવાનું હા કહે છે. તે શી રીતે એ કાઢી શકશે ?

ચારુલોચના—સુવર્ણા ! તું શી રીતે તીર મારી નાળીયેર કાઢી શકીશ ?

સુવર્ણા—બ્હેનો ! સાંભળો. પ્રથમ નાળીયેરને તીર મારે તે તીરના માથા ઉપર બીજું તીર મારે, તેના માથાઉપર ત્રીજું, એમ જ્યાં સુધી તીર કુવાના માથા સુધી આવે ત્યાં સુધી મારે, તો પછી અંદર ઉતર્યા વિના તરત કાઢી લેવાય.

ઉલ્લાસિતા—ઓહો ! એમ તો અમેય કાઢીએ.

ગુરુ—સત્ય. સુવર્ણા ! હવે તુંજ કાઢ. કળ બતાવી દીધા પછી તમે બધાં કાઢો એમાં નવાઇ નથી. ( સુવર્ણા તે પ્રમાણે કરી નાળીયેર કાઢી બતાવે છે. )

ગુરુ—( અત્યંત પ્રસન્નતાપૂર્વક ) શાબાશ ! ધન્ય છે. ચાલો, હવે બીજાં શસ્ત્રોમાં તમારી કુશળતા જોઇએ. ( તેને મારેના સાહિત્યની યોજના કરવા તરફ ચિત્ત આપે છે. )

શ્યેન—( સ્વગત ) હવે મારું મન કહ્યું કરતું નથી. આવી કુશળતા અને સુંદરતાની મૂર્તિને મારા વિના બીજો પરણી જાય ! એ બનવાનું જ નથી. ચાલ, નીચે જઇને હમણાં જ મારો વિચાર સુવર્ણાને જણાવી દઉં. એ સુંદર છે તો આપણે કયાં ઓછા છીએ. મારું સુંદર રૂપ જોઇને એ જરૂર મારા ઉપર મોહિત થઇ જવાની અને હું રાજા છું એટલે તો એ મને પગે લાગીને કબુલ કરવાની.

( એકદમ દોડતો દોડતો નીચે આવે છે, અને કોટ કુદીને કન્યાઓના વચમાં થઇને જ્યાં સુવર્ણા છે ત્યાં જઇને તેનો હાથ પકડીને )

શ્યેન—બસ સુવર્ણા ! પ્રિય સુવર્ણા ! આજે મારો નિશ્ચય થઇ ગયો છે. હું તને રોજ જોતો હતો. ને મારા મનમાં ઘાટ ઘડ્યા કરતો હતો. પણ હવે મારો પાકો નિશ્ચય થયો છે. બોલ ઝટ બોલ, હું કહું તે તું કબુલ કરીશ ?

સુવર્ણા—( તેનો હાથ છોડાવવાનો પ્રયત્ન કરતાં ) ગુરુજી ! આ શું ! ચારુલોચના બ્હેન ! તમારા સમક્ષ આ પ્રમાણે મારું અપમાન !

શ્યેન ! અરે અપમાન અપમાન શું કરે છે ? તને તો હું મોટામાં મોટું માન આપવા ધારું છું. મારી સાથે લગ્ન કર, મારી રાણી થા, અને જો, પછી તને માન મળે છે કે અપમાન ?

ચારુલોચના—( એકદમ આવી શ્યેનનો હાથ છોડાવી તેનો તિરસ્કાર કરતાં ) અરે બેવકુફ ! તારું મગજ ઠેકાણે છે કે નહિ ? આ તું શું બોલે છે તેનું તને ભાન છે કે નહિ ?

ગુરુ—ઉરવિક્રમમહારાજના પુત્ર આપનું આ આચરણ બહુ જ અઘટિત છે. મોટો અનર્થ થશે.

શ્યેન—ડોસા ! તમે વગર સમજ્યું વચમાં બોલ બોલ નહિ કરો. ( ચારુ૦ ને ) બ્હેન ! જો તું મને જીવતો જોવાની ઇચ્છા રાખતી હોય તો ગમે તેમ કરીને તું સુવર્ણા સાથે મારું લગ્ન કરાવી આપ. એના કરેલા વિવાહ ફોક કરવાનું એના બાપને સમજાવ; અને સુવર્ણા તો મોટી વહેલી મને કબુલ કરવાની જ. ( સુવર્ણાને ) કેમ વહાલી સુવર્ણા ! તું મારી સાથે લગ્ન નહિ કરે ? વિચાર કર, હું એકંદરનો રાજા છું. તું મારી રાણી થા, પછી જો તને કેવી મોજ કરાવું છું તે.

સુવર્ણા—(ક્રોધથી) ગુરુજી ! મારાથી આ સહન થતું નથી. હું ઘેર જવાની આજ્ઞા લઉં છું. (પોતાની સખીઓને) સખીઓ ! ચાલો, આવો છે કે નહિ ? (સુવર્ણા તથા અન્ય સખીઓ જાય છે.)

(અપૂર્ણ.)

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૫ થી.)

## असम्भवस्तु सतोऽनुपपत्तेः ॥९॥

સૂત્રાર્થઃ—સદ્રૂપ બ્રહ્મની ઉત્પત્તિ નથી કેમકે એ અનુપપન્ન છે.

આકાશ અને વાયુનો જન્મ અસંભાવ્યમાત્ર છતાં જેમ એ બેની ઉત્પત્તિ શ્રુતિમાં છે, તેથી એમની ઉત્પત્તિ સ્વીકારવામાં આવે છે, તે જ પ્રમાણે બ્રહ્મની પણ કોઈ કારણમાંથી ઉત્પત્તિ થાય એવું ભાન કોઈને થઇ શકે તેમ છે. તેમ જ આકાશાદિ સર્વ વિકાર છે છતાં એ વિકારમાંથી ઇતર તેજસ્ આદિ વિકારો ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મ પણ વિકારરૂપ હોય અને તેમાંથી આકાશાદિની ઉત્પત્તિ થઇ શકે. તાત્પર્ય કે "બ્રહ્મની કોઈ કારણમાંથી ઉત્પત્તિ થવી જોઇએ, કેમકે બ્રહ્મ આકાશવત્ કારણ છે" એ અનુમાન त्वंजातोसि विश्वतोमुखः એ ઉત્પત્તિ શ્રુતિને બલ આપનાર છે તેથી એ જન્મશ્રુતિ ઇતર અનાદિત્વાદિ કહેનાર શ્રુતિકરતાં અધિક બળવાન્ છે. અનાદિ કોઈ કારણ નહિ લેવામાં આવે તો અનવસ્થા આવશે એ ભય પણ રાખવા જેવો નથી. કેમકે બીજાંકુરવત્ અનાદિત્વની ઉત્પત્તિ કરી શકાય છે. તેથી જેમ એક દીપમાંથી અન્ય દીપ પ્રકટ થાય છે તેમ એક બ્રહ્મમાંથી અન્ય બ્રહ્મ થઈ શકે. તેથી બ્રહ્મની ઉત્પત્તિ શ્રુતિને અનુસરી અનાદિ શ્રુતિનો અર્થ કરવો. એ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે.

આ સૂત્રથી એ કહ્યું કે બ્રહ્મ સદ્રૂપ છે અને એની કોઈ પણ કારણમાંથી ઉત્પત્તિ થતી હશે એવી આશંકા કરવી ઘટતી નથી. કારણ કે બ્રહ્મની ઉત્પત્તિ કેવલ અનુપપન્ન છે, ઉપપત્તિશૂન્ય છે. "બ્રહ્મની ઉત્પત્તિ થઇ શકે તેમ નથી કેમકે નરવિષાણવત્ બ્રહ્મનું કારણ કોઈ છે નહિ જેની જેની ઉત્પત્તિ થાય છે તેનું કારણ હોય છે. ઘટની ઉત્પત્તિ થાય છે તો ત્યાં ઘટનું કારણ મૃત્તિકા અથવા કપાલ વિદ્યમાન છે."—આ પ્રકારનું અન્વયવ્યતિરેકિઅનુમાન બ્રહ્મની ઉત્પત્તિનો નિષેધ સાધે છે. જો બ્રહ્મની પણ ઉત્પત્તિ સ્વીકારવામાં આવે તો કારણ વિના કાર્ય થાય છે એ વાદ સ્વીકારવાનો પ્રસંગ આવે એ બાધકતર્ક પણ પ્રસ્તુત અનુમાનને દૃઢાવે છે. તેથી આ રીતના બાધકતર્કથી ઉપકૃત અનુમાનથી અનાદિ શ્રુતિઓ સમર્થિત થયેલી છે માટે એ શ્રુતિ જ વધારે બળવાન્ છે અને એને અનુસરી જન્મશ્રુતિનો અર્થ કરવાનો રહે છે. આ પ્રકારનું સિદ્ધાન્તીનું વચન છે. એ કથનમાં બ્રહ્મની ઉત્પત્તિમાં કોઈ કારણ નથી એ હેતુ છે અને તે સ્પષ્ટ છે. કેમકે જો કોઈ કારણ હોય તો તે કેવા પ્રકારનું ? કાં તો એ કારણ સામાન્યસન્માત્ર હોય અથવા (૨) કોઈ સન્માત્ર વિશેષ હોય અથવા તો (૩) અસત્ હોય. ત્યાં બ્રહ્મ સન્માત્ર છે, સામાન્ય સન્માત્ર રૂપ છે અને એ જ

ઉત્પત્તિ સામાન્ય સન્માત્રમાંથી થઈ શકે નહિ. કેમકે જે બેની વચ્ચે કોઈ પણ અતિશય નથી ( ભેદ નથી ) તે બેની વચ્ચે કાર્યકારણભાવ હોતો નથી. મૃત્તિકા કરતાં ઘટમાં વિશેષ છે તેથી મૃત્તિકા ઘટની ઉત્પત્તિનું કારણ થઈ શકે છે. સન્માત્ર સામાન્ય કાર્ય અને કારણ પણ સન્માત્ર સામાન્ય એ કદાપિ બને તેમ નથી. તેથી પ્રથમ પક્ષ અનુપપન્ન છે. સામાન્ય સન્માત્ર બ્રહ્મનું કારણ કોઇ સદ્વિશેષ હોય એ પણ અઘટિત છે. જ્યાં જ્યાં જોઈએ છીએ ત્યાં ત્યાં સામાન્યમાંથી વિશેષ ઉત્પન્ન થાય છે, વિશેષમાંથી સામાન્ય થતાં નથી. મૃદાદિ સામાન્યરૂપ છે તેમાંથી ઘટાદિ વિશેષ ઉત્પન્ન થાય છે, ઘટાદિ વિશેષમાંથી મૃદાદિ સામાન્યની ઉત્પત્તિ થતી નથી. તેથી સદ્વિશેષમાંથી સામાન્યસન્માત્રની ઉત્પત્તિ લેવામાં દષ્ટ વિપર્યય જ પ્રાપ્ત થાય છે. તેથી દ્વિતીય કોટિ અનુપપન્ન છે. અસત્ તો નિરાત્મક જ છે અને તેમાંથી કદાપિ સદ્રૂપની ઉત્પત્તિ થઇ શકતી નથી. શ્રુતિ પોતે જ कथमसतः सज्जायेत અસત્‌માંથી સત્ કેવી રીતે થાય, ન થાય એમ અસત્ કારણનો નિષેધ કરે છે. તેથી આ રીતે ત્રણે રીતે બ્રહ્મનું કારણ અસંભવિત ઠરે છે. શ્રુતિ સ્પષ્ટપણે કહે છે કે स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः–એ બ્રહ્મ તે સર્વના કારણરૂપ છે, સર્વ કારણ ને અધિપતિ છે, એની ઉત્પત્તિ કરનાર અને એનો અધિપતિ કોઈ નથી, અને એમ કહી બ્રહ્મને ઉત્પન્ન કરનારનો નિષેધ કંઠરવથી કર્યો છે. પૂર્વપક્ષીએ કહ્યું હતું કે આકાશ અને વાયુની ઉત્પત્તિ થાય છે તેમ બ્રહ્મ પણ કારણ હોવાથી એની ઉત્પત્તિ થાય એ અસત્ય છે. કારણ કે આકાશ તથા વાયુ વિશેષવાળા છે અને એની ઉત્પત્તિ શ્રુતિસિદ્ધ છે ત્યારે બ્રહ્મ સન્માત્ર છે અને એની ઉત્પત્તિ કોઈ સ્થળે કહી નથી કેમકે ઉપર બતાવ્યું તેમ અસંભવિત છે માટે આકાશાદિ અને બ્રહ્મની વચ્ચે મોટું વૈષમ્ય છે, વળી પૂર્વપક્ષીએ કહ્યું હતું આકાશાદિ વિકારમાંથી તેજસ્‌આદિ વિકારોની ઉત્પત્તિ થતી જોવામાં આવે છે તેથી આકાશાદિ વિકાર જે બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય તે બ્રહ્મ પણ વિકારરૂપ હોવું જોઇએ. આ કથન પણ અસંગત છે. કારણ કે એ પ્રમાણે તો સર્વ કારણ વિકારરૂપ ઠરશે અર્થાત્ કાર્યરૂપ જ ઠરશે અને તેથી કોઈ પણ મૂલ કારણ રહેશે નહિ. મૂલ કારણ કોઈ પણ ન સ્વીકારવામાં આવે તો અનવસ્થાની પ્રાપ્તિ થશે. એ અનવસ્થા બીજાંકુરની અનવસ્થા માફક પ્રામાણિક નથી તેથી દોષરૂપ છે. એ દોષ દૂર કરવા કોઈ પણ મૂલ કારણ, મૂળ પ્રકૃતિનો સ્વીકાર કરવો જોઈએ અને જે સર્વના મૂલ કારણ રૂપ છે તે જ અમારું બ્રહ્મતત્ત્વ છે. તેથી સર્વથા બ્રહ્મની ઉત્પત્તિ અસંભવિત છે.

આ પ્રમાણે બ્રહ્મની ઉત્પત્તિ અને અનાદિત્વ કહેનાર શ્રુતિઓના વિરોધનો પરિહાર કરી હવે સૂત્રકાર હવે અન્ય શ્રુતિઓના વિરોધનો પરિહાર કરે છે.

## तेजोऽतस्तथा ह्याह ॥ १० ॥

સૂત્રાર્થ:—તેજસ વાયુમાંથી ઉત્પન્ન થાય છે કેમકે શ્રુતિ એમ કહે છે.

અતઃ—આમાંથી એટલે માતરિશ્વા અથવા વાયુમાંથી.

છાંદોગ્ય શ્રુતિ કહે છે કે तत्तेजोऽसृजत–પરમાત્માએ તેજસ્‌ને ઉત્પન્ન કર્યું અને તૈત્તિરીય શ્રુતિ કહે છે કે वायोरग्निः–વાયુમાંથી તેજસ્ ઉત્પન્ન થયું. ત્યાં એ બે શ્રુતિનો વિરોધ છે કે નહિ એ સંશય છે. સામાન્યમાંથી સામાન્યની ઉત્પત્તિ થવાનો અસંભવ છે એમ પૂર્વ

સિદ્ધ કર્યું પણ અહિં તો તેજસ્‌ની અપેક્ષાએ વાયુ તથા બ્રહ્મ બંને સામાન્ય છે અને તેજસ્ વિશેષરૂપ છે. તેથી તેજસ્‌ની બંનેમાંથી ઉત્પત્તિ થવી સંભવે છે અર્થાત્ બંને શ્રુતિ તુલ્ય-બલવાળી છે માટે પરસ્પર વિરુદ્ધ છે એ પૂર્વપક્ષ છે. એકદેશિમત આ પ્રાપ્ત થાય છે કે તેજસ્‌ની બ્રહ્મમાંથી ઉત્પત્તિ થાય, છે. કારણ કે **सदेव०** એ પ્રકારે ઉપક્રમ કરી તે સદ્રૂપ પરમાત્માએ તેજસને સર્જ્યું એવું શ્રુતિ ઉપદેશ કરે છે. વળી સર્વની ઉત્પત્તિ બ્રહ્મમાંથી થતી હોય તો જ બ્રહ્મ સર્વના કારણરૂપ હોવાથી બ્રહ્મરૂપ એક તત્ત્વના વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન થઈ જવું સંભવે અર્થાત્ એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞા શ્રુતિમાં જે ભાર દઈ કહેવામાં આવી છે તેની ઉપપત્તિ માટે તેજસ્‌ની ઉત્પત્તિ બ્રહ્મમાંથી લેવી ઉચિત છે. **तज्जलान्** એ શ્રુતિ સર્વ પદાર્થો બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે, બ્રહ્મમાં સ્થિતિ કરી રહ્યા છે અને બ્રહ્મમાં લીન થાય છે એમ સર્વ પદાર્થની સવિશેષે બ્રહ્મમાંથી ઉત્પત્તિ વર્ણવે છે. **एतस्माज्जायते प्राणः** એમાંથી પ્રાણ ઉત્પન્ન થયા-ઇત્યાદિ ઉપક્રમ કરી અન્ય શ્રુતિ સર્વ બ્રહ્મજન્ય છે એમ સવિશેષે ઉપદેશે છે. તૈત્તિરીયોપનિષદ્‌માં પણ **सतपस्तप्त्वा इदं सर्वमसृजत यदिदं किं च**-તેણે ઈક્ષણરૂપ તપશ્ચરણ કરી આ સઘળું જે છે તે સર્વને ઉત્પન્ન કર્યું-એમ સર્વની બ્રહ્મમાંથી સામાન્ય રીતે ઉત્પત્તિ કરી છે. વળી કાર્યમાત્ર કલ્પિત છે અને કલ્પિતનું અધિષ્ઠાન કલ્પિત વસ્તુ થઈ શકતી નથી પણ સત્ય વસ્તુ જ હોવી જોઈએ તેથી વાયુ કલ્પિત હોવાથી તેજસ્રૂપ કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન ન હોય પણ બ્રહ્મ જ સત્ય વસ્તુ હોવાથી તેજસ્રૂપ કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન થઈ શકે છે. તેથી **वायोरग्निः** એ વાક્યમાં **वायोः** એમાં જે પંચમી વિભક્તિ વાપરી છે તેનો અર્થ અપાદાન ન કરતાં ક્રમરૂપ અર્થ કરવો એટલે વાયુની સૃષ્ટિ કર્યા પછી પરમાત્માએ તેજસ્‌ની સૃષ્ટિ કરી એવો અર્થ લેવો. આ રીતનો એકદેશિ સિદ્ધાન્ત પ્રાપ્ત થાય છે. એ પણ અહિં પૂર્વપક્ષમાંજ છે.

આ રીતનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી એ સિદ્ધાન્ત શ્રી સૂત્રકારે કર્યો છે. તેજસ્ વાયુમાંથી ઉત્પન્ન થયું છે કેમકે **वायोरग्निः** એ શ્રુતિ એમ સ્પષ્ટપણે કહે છે. જો બ્રહ્મમાંથી સાક્ષાત્ તેજસ્‌ની ઉત્પત્તિ થતી હોય અને વચ્ચે વાયુનું વ્યવધાન આવતું હોય અર્થાત્ બ્રહ્મમાંથી વાયુ અને વાયુમાંથી તેજસ્ એમ ન હોય તો આ **वायोरग्निः** એ શ્રુતિનો અર્થ બાધિત થઈ જાય છે એક દેશીએ કહ્યું કે પંચમીનો બાધ નહિ થાય, કારણ કે પંચમીનો અર્થ ક્રમ લેવો, પણ એ યોગ્ય નથી. કારણ કે આ પ્રકરણમાં **तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः** તે આ પરમાત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું. એ વાક્ય-પરંપરામાં **वायोरग्निः** આવે છે. ત્યાં **आत्मनः** એ પંચમી અપાદાનવાચક છે એ નિર્વિવાદ છે, આકાશથી વાયુ થયો એમાં પણ પંચમી અપાદાનવાચક છે તો પછી **वायोरग्निः** એ વાક્યમાં વાયુની પંચમી તે અકસ્માત્ ક્રમાર્થક કેવી રીતે લેવાય? પંચમી જેની પાછળ લગાડી છે તે ઉત્પત્તિ કારણ છે એવું આ પ્રકરણ છે તો એ પ્રકરણમાં વાયુની પાછળ લગાડેલી પંચમી પણ વાયુને ઉત્પત્તિ કારણ જ સ્થાપે છે. વળી એથી આગળ પણ **पृथिव्या ओषधयः** પૃથિવીમાંથી ઔષધિ થાય છે એમ પંચમી અપાદાનાર્થક છે તો ઉપક્રમ અને ઉપસંહાર બંનેમાં જ્યારે પંચમીનો એક અપાદાનરૂપ અર્થ વિવક્ષિત છે એ નિર્વિવાદપણે જણાય છે તો મધ્યે આ એક જ વાક્યમાં એ અર્થ બદલી ક્રમરૂપ અર્થ અકસ્માત્ લેવો એ શ્રુતિનો બાધ જ કરવાનું કામ છે. કલ્પિત પદાર્થ અધિષ્ઠાન ન થઈ

શકે પણ પરિણામી થઇ શકે છે તેથી વાયુ ને તેજસ્નું પરિણામી ઉપાદાન લેવામાં કોઇ બાધ નથી. તેથી **વાયોરગ્નિઃ** એમાંની પંચમી તે અપાદાનાર્થક છે એ જણાય છે.

વળી એકદેશીએ જે ક્રમરૂપ અર્થ કર્યો કે વાયુથી પછી અગ્નિ થયો તો એમાં "પછી" એવો કોઈ પણ ક્રમવાચક શબ્દ અથવા તેનો અર્થ જે ક્રમ તે કલ્પવો પડે છે. આવો કોઈ શબ્દ કલ્પી તે શબ્દરૂપ ઉપપદનાં યોગે પંચમી લેવી તેના કરતાં પંચમીનો કારકાર્થ જે અપાદાન તે ક્લૃપ્ત જ છે તે લેવો સ્પષ્ટ રીતે અધિક ઉચિત છે. ઉપપદયોગે થતી વિભક્તિ એ સાપેક્ષ છે અને કારક વિભક્તિ નિરપેક્ષ છે. સાપેક્ષ કરતાં નિરપેક્ષ અધિક બલવાન્ હોય છે. તેથી આ રીતે પણ પંચમીનો અર્થ અપાદાન લેવાનું જ યોગ્ય ઠરે છે.

( અપૂર્ણ. )

---

# वौद्धधर्मनां उदयास्तमयनां कारणो.

આપણી આર્યભૂમિની વિલક્ષણતા તેની ધર્મપ્રવણતા ગણાય છે. ઐતિહાસિક વિચારકો જણાવે છે કે પૂર્વ ધર્મભાવનાનું ઉત્પત્તિસ્થાન છે, અને પશ્ચિમ અભ્યુદયનું. અર્થાત્ ઐહિક સુખનું પ્રભવસ્થાન છે. બ્રાહ્મણોનો વૈદિકધર્મ, તેના ઉપર થયેલા સુધારારૂપ બૌદ્ધધર્મ, અને અર્વાચીન પૌરાણિક હિંદુધર્મ—આપણા હિંદુસ્થાનમાં જન્મ પામ્યા છે. પારસીઓનો ઝોરો એસ્ટ્રીયન ધર્મ, ચીન અને જાપાનમાં પ્રચલિત કોન્ફ્યુશીઅન અને તેઓની ધર્મભાવના ઇઝરાએલની ધર્મભાવના, ખ્રીસ્તીધર્મ, અને છેવટનો ઇસ્લામી ધર્મ—આ સર્વનાં પ્રભવ-સ્થાન એશીઆખંડમાં રહેલાં છે. પશ્ચિમમાં નવીન ધર્મભાવનાની જાગૃતિ થઇ નથી. ત્યાં પૂર્વનો ખ્રીસ્તીધર્મ સર્વત્ર પ્રસરેલો છે, પરંતુ ત્યાંના વસનારાનો મોટો ભાગ સાચી ધર્મભા-વનાથી ભીંજાયેલો નથી. ઐહિક સુખ અને તેનાં સાધનો તેમના જીવનનાં પ્રધાન લક્ષ્ય-સ્થાન છે, અને ધર્મ માત્ર ગૌણપદ ભોગવે છે.

ધર્મભાવનાની સફલતા મનુષ્યજીવનના ઉન્નત વિકાસમાં રહેલી છે. જે ધર્મભાવના-વડે મનુષ્યનો શારીર, માનસ, અને આધ્યાત્મિક વિકાસ થાય તે ધર્મભાવના તે મનુષ્યમાં ચરિતાર્થ થયેલી મનાય છે. જ્યાં આવો વિકાસ થતો નથી ત્યાં કાં તો તે મનુષ્ય તે ધર્મભાવના-નો અનધિકારી છે, અથવા તે ધર્મભાવનામાં અંતરસ્થ દોષ છે એવું અનુમાન થઈ શકે છે. તન્ત્રોક્ત શાક્ત ધર્મ તેમાં રહેલા રહસ્યને બાદ કરીએ તો મનુષ્યજીવનની અવનતિ કરનાર હોવાથી અનિષ્ટ મનાય છે. તેવી રીતે ભુત પિશાચની ભાવનાવાળો ધર્મ જીવનની ઉન્નતિ સાધનાર નહિ હોવાથી શિષ્ટાચાર વિરુદ્ધ હોવાથી આદર કરવા યોગ્ય મનાયો નથી. આ પ્રકારની ધર્મભાવનાની હેયોપાદેયતા અથવા કઈ ભાવના ત્યાગ કરવા યોગ્ય છે અને કઈ ગ્રહણ કરવા યોગ્ય છે એનો વિવેક આપણા હિંદુધર્મના વિચારકોએ સારી રીતે કર્યો છે, અને તેથી સનાતન વૈદિક ધર્મના સઘળા યજ્ઞાદિ અંશોનો આપણા ધર્મપ્રવર્તકોએ સ્વીકાર કર્યો નથી. વૈદિક કાળમાં રાજસૂય, અજામેધ, અશ્વમેધ વિગેરે યજ્ઞો પ્રચલિત હતા તે નિર્વિવાદ છે, પણ સુધરેલી ધર્મવૃત્તિએ ક્રમશઃ ગ્રાહ્ય અગ્રાહ્યનો વિવેક કર્યો, અને છેવટે વેદની અપ્રા-માણિકતા ઉદય થવાનો પ્રસંગ ન આવે, તથા પરાપૂર્વથી ચાલી આવેલા કુલાચારમાં સ્વી-

પ્રવી રહેલા જનસમુદાયની ધર્મવૃત્તિમાં એકાએક ક્ષોભ થઈ કેવલ અધર્મવાસના જાગ્રત થવા ન પામે તેટલા સારૂ આપણા વેદધર્મના શ્રી શંકરાચાર્યાદિ સમુદ્ધારકોએ વેદાદિ શાસ્ત્રને સૂર્યવત્ સાધ્યસાધનના પ્રકાશક તરીકે સ્થાપ્યાં, અને જેમ સૂર્ય પદાર્થો—સારા અથવા નઠારા—જેવા રૂપમાં પડ્યા છે તેવા રૂપમાં પ્રકાશિત કરે છે, તેમ વેદાદિશાસ્ત્ર જીવોએ પ્રાપ્ત કરવા યોગ્ય સાધ્ય અને તેને પ્રાપ્ત કરવાનાં સાધનોનો પ્રકાશ કરે છે એવો નિર્ણય કર્યો. પરંતુ કયાં સાધ્યઅર્થે મનુષ્ય પ્રવૃત્તિ કરશે તેનો નિર્ણય તે મનુષ્યની રાગાદિ વાસનાઉપર રાખ્યો. આથી શાસ્ત્ર સાધ્યસાધનના પ્રકાશકરૂપે સ્થાપી ધર્મપ્રવૃત્તિનો આધાર જીવની અંતઃકરણાદિ સામગ્રીઉપર રાખ્યો. આથી ધર્મની ભાવના અને ધર્મનો આચાર ભિન્ન ભિન્ન હોવાનો સંભવ આપણા ધર્મપ્રવર્તકોએ સ્વીકારી વિચાર અને આચારના ભેદપ્રતિ સહિષ્ણુતા અદ્ભુતરીતે દર્શાવી છે. આથી જ વાસ્તવ હિંદુધર્મના પ્રવર્તકોએ ખ્રીસ્તીધર્મનું પાલન કરનારપ્રતિ ઇસ્લામીધર્મનું પાલન કરનારપ્રતિ અને ઇતર સર્વ ધર્મપ્રતિ રાગદ્વેષ જણાવી સમભાવ જ પ્રબોધ્યો છે. આ પરધર્મપ્રતિ સહિષ્ણુતા અને સમભાવ હિંદુધર્મનું ખાસ લક્ષણ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. વેદાદિકાલથી આરંભી આજ સુધીમાં આપણી ભૂમિમાં ધર્મનાં ઘણાં રૂપાન્તરો થયાં છે; પ્રાણાલિકાઓ બદલાઈ છે તોપણ હિંદુ ધર્મના ચુસ્ત હિમાયતીઓએ સમશેરવડે પોતાના ધર્મનો વિસ્તાર કર્યો નથી, અને ધર્મભાવનાને અધિકારીભેદને લક્ષમાં રાખી ગમે તેમ ફેલાવા દીધી છે. આથી જો કે કેટલાક ભાગમાં તે ભાવના કંટકવાળી થઈ છે, પ્રજાત્વના ઉદ્દમમાં વિઘ્ન નાંખનારી થઈ છે, તોપણ તેણે વિગ્રહને, રાજ્યવિપ્લવોને, અને તેના પરિણામમાં થતી અનવધિ હાનિને જન્મ આપ્યો નથી. આપણી ભૂમિમાં એક જ બીજમાંથી ઉત્પન્ન થયેલા છોડને નવીન ભાવનાની કલમ લગાડી ધર્મનાં રૂપાન્તરો થયાં છે; અને તે રૂપાન્તરો સ્વતંત્ર ધર્મરૂપે પ્રચલિત થયાં છે, તોપણ તે સર્વ ધર્મો બંધુભાવથી એકત્ર રહ્યા છે, અને કોઇ ધર્મનો હ્રાસ અથવા ક્ષય થયો છે તો તે બાહ્ય વિગ્રહથી અથવા ધર્માન્ધતાથી નહિ, પરંતુ તે ધર્મનું આંતરબલ ખપી જવાથી, અથવા કાલપરિવર્તનથી પુરાણું રૂપ નિરુપયોગી થવાથી તે ધર્મ અસ્ત થયો છે, અને પોતાના આત્માને ઇતર ધર્મના શરીરમાં પુનર્જન્મ આપી રહ્યો છે.

( અપૂર્ણ. )

---

# ઉન્નતિ પ્રાપ્ત કરવાનું સરલ સાધન.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫૭ થી. )

સાધનની સિદ્ધિ કરી, શ્રવણ મનનાદિનું અનુષ્ઠાન કરી, દઢ અપરોક્ષ બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કારની પ્રાપ્તિ કરી. પછી શું ? એ મહાત્માએ એ જ સ્થિતિમાં પડી રહેવાનું શાસ્ત્ર જણાવે છે ? ના. જો એ મહાત્માનાં શેષ રહેલાં પ્રારબ્ધ ઉપાધિવાળાં ન હોય, જો એ પ્રારબ્ધ નિરુપાધિપ્રારબ્ધ હોય અને તેથી વ્યવહારમાં સઘળી અનુકૂલતા હોય તો એ મહાત્માએ આરૂઢ જીવન્મુક્તિમાં સ્થિતિ કરવાનો લક્ષ સ્થાપી તેને માટે વાસનાક્ષય અને મનોજય માટે યત્નવાળા થવું અને તત્વજ્ઞાનની છઠ્ઠી તથા સાતમી ભૂમિકાની સિદ્ધિ કરવા વિચારવું.

પણ એ પ્રાપ્તસ્થિતિમાં પ્રમાદ ધરી પડી ન જ રહેવું. આથી ઉલટું જો સોપાધિક પ્રારબ્ધ શેષ રહેલાં હોય તોપણ પોતાને દૃઢ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન થયું છે એટલેથી પ્રમાદને ન સેવવો, પણ બીજા જે અધિકારી હોય તેમને એ જ્ઞાનનો વિવિધ યુક્તિથી બોધ કરવો અને **સ્વીયં સામ્યં વિધત્તે** એ ન્યાયે પોતાના સદશ ઉચ્ચ ભૂમિકાવાળા શિષ્યોને કરી મુકવા અર્થાત્ એમને સ્વપક્ષે કર્તવ્ય નહિ રહ્યું તો પરાર્થપ્રવૃત્તિ કરવી, પણ એ પ્રાપ્તસ્થિતિમાં આલસ્યાદિ ધરી પડી ન રહેવું. તેથી તત્ત્વનિષ્ઠ મહાત્મામાટે પણ શાસ્ત્ર આલસ્ય પ્રમાદાદિને સેવવાનું પસંદ કરતું નથી, તો પ્રાપ્ત સ્થિતિમાં પડી રહેવારૂપ મિથ્યા સંતોષને સાધકો માટે અથવા ઇતર સજ્જનમાટે શાસ્ત્ર પસંદ કરે એ કેવલ દુર્ઘટ છે.

અહિં વાચકને જિજ્ઞાસા થશે કે જ્યારે આ રીતે ઉન્નતિની તીવ્રેચ્છા દોષરૂપ નથી, ત્યારે શાસ્ત્ર સંતોષની પ્રશંસા કરે છે અને અસંતોષને નિન્દે છે તેનું શું તાત્પર્ય છે? સંતોષ કોને કહેવો અને અસંતોષ કોને કહેવો? એનું ઉત્તર એ કે મનુષ્યે જે ઉચ્ચ આશય ધાર્યો છે તે ઉચ્ચ આશયની સિદ્ધિમાં જે જે પદાર્થ તથા સ્થિતિ વિઘાતક હોય અથવા ઉપયોગી નહિ હોય અને તેથી તે સમયે જે અનાવશ્યક ગણાય તેવાં હોય તેની ન્યૂનાધિક અંશે પ્રાપ્તિ થઈ તો તેટલાથી મનને પ્રસન્નતામાં સ્થાપી રાખવું. તેની ન્યૂનતાથી મનમાં કાલુષ્ય ન થવા દેવું પણ મનનો પ્રસાદ જળવાઈ રહેવો એનું નામ સંતોષ છે અને એથી મનમાં કાલુષ્ય થવા દેવું એનું નામ અસંતોષ છે. ઉદાહરણતરીકે એક વિદ્યાર્થીએ અમુક પરીક્ષા પાસ કરવાનો આશય રાખ્યો. હવે તે પરીક્ષામાં પાસ થવા માટે જે ગ્રંથાવલિનું અધ્યયન આવશ્યક નિર્ણીત થયું છે તે કરવા એ વિદ્યાર્થીએ પ્રવૃત્ત થવું જ જોઈએ. એમાં જે થયું તે ઠીક છે એમ ધારવું એ પ્રમાદ છે, એ સંતોષ નથી, કારણ કે એના આશયની સિદ્ધિ માટે આ અધ્યયન આવશ્યક સાધન છે. એ અધ્યયનમાટે અમુક પાઠશાળામાં જવું એ પણ એનું કર્તવ્ય છે અને એમાં સેવાની અનપેક્ષતા એ પ્રમાદ વા કાયરપણું છે અને સંતોષ નથી. પણ એ વિદ્યાર્થીને સાદું ભોજન મળતું હોય તો એનાથી વધારેની તે સમયે આશા બાંધી મિષ્ટાન્નો માટે ફાંફાં મારવાં, મિષ્ટાન્નો જ્યાં થતાં હોય ત્યાં વારંવાર જવું, તેની શોધ કાઢવી અને એની પ્રાપ્તિ માટે સતતોદ્યત થવું એ અસંતોષ છે. કારણ કે એના આશયની સિદ્ધિમાટે જીવનની આવશ્યકતા છે. જીવન ન ટકે તો એ આશય કદાપિ સિદ્ધ થઈ શકે નહિ. જીવનના નિર્વાહ માટે આહારની આવશ્યકતા છે. વળી એ આહાર પચે તેવો અને પોષક હોય એ પણ આવશ્યક છે. પણ એથી આગળ આહારના અતિશયમાં એ પડે છે તો તેથી ગરિષ્ઠ આહાર એને આલસ્યાદિ ઉપજાવે છે, પ્રસંગે જઠરની અવ્યવસ્થા કરે છે અને એવી અનેક રીતિએ એને માટે આવશ્યક જે અધ્યયન તેમાં વિઘ્ન કરનાર થઈ રહે છે. તેથી ઉત્તમ સ્વાદિષ્ટ પકવાન્નોનો આહાર પ્રાપ્ત કરવો ગમે તેવી રીતે સારો હોય તોપણ તેની ન્યૂન પ્રાપ્તિ થવાથી એ વિદ્યાર્થીએ પોતાના અંતરને સંતપ્ત થવા દેવું એ અસંતોષ જ છે. તેની યથાસમય જે પ્રાપ્તિ થઈ રહે તેટલાથી પ્રસન્ન રહેવું એ, એ સમય માટે એ વિદ્યાર્થીના પક્ષથી સંતોષ છે. આ જ રીતે એક મનુષ્યે અનર્ગલ ધનની પ્રાપ્તિ કરવાનો આશય સ્થાપ્યો. તો પછી એ આશય જે રીતે, જે વ્યાપારથી, જે વિહિત ઉદ્યમથી સિદ્ધ થાય તેને આદરવો એ એનું કર્તવ્ય ઠરે છે અને એમાં ઉપેક્ષાબુદ્ધિ ધરવી એ પ્રમાદ છે અને સંતોષ નથી. એથી ઉલટું જે ક્રિયા, વસ્તુ, વ્યતિકર આદિ એ આશયના વિરોધી

છે, અથવા એ આશયસાથે સંબંધવાળાં નથી તેની પ્રાપ્તિ માટે ધ્યાન આપવું એ કાંતો અનર્થપ્રતિ ધ્યાન આપવાનું કરે છે અને તેથી એ અપાતું ધ્યાન, એ માટે કરાતો યત્ન એના પ્રથમના આશયને સાક્ષાત્ છેદે છે અથવા તો એ ક્રિયા, વસ્તુ આદિ જો પોતાના આશયમાટે અપેક્ષિત નથી તો અસંબદ્ધ હોવાથી એના પ્રતિ આપેલું ધ્યાન, એને માટે કરાતો યત્ન એના મુખ્ય આશયની સિદ્ધિમાં મિથ્યા વિલંબ કરાવનાર થઇ રહે છે અને તેથી આમ પરંપરાથી એ મુખ્ય આશયને છેદે છે. તેથી આવી સ્થિતિઆદિ માટે ઇચ્છા હોય તોપણ તે ન્યૂનાધિક અંશે જે પ્રાપ્ત થઇ રહે તેમાં અંતરમાં પ્રસન્નતા ધરવી એ સંતોષ છે અને એની ન્યૂનાધિક પ્રાપ્તિથી અંતરને કલુષ થવા દેવું એ એ આશય માટે અસંતોષ છે. આ જ પ્રમાણે સર્વ સ્થલે સમજી લેવાનું હોય છે. આથી સ્પષ્ટ થશે કે આશય વિના સંતોષ અથવા અસંતોષનું સ્વરૂપ રચાતું નથી અને પ્રમાદાદિથી એની પૃથક્ કૃતિ પણ થતી નથી.

વેદાન્તાદિ શાસ્ત્રમાં સંતોષના સંબંધમાં કોઈ આશયનું સ્પષ્ટ કથન કરેલું નથી એ સત્ય છે. પણ તેનું કારણ તો એ જ છે કે એ સર્વ શાસ્ત્રોમાં જ્યાં અધિકારીના સ્વરૂપનો નિર્ણય કર્યો છે ત્યાં જ તેનો આશય સ્પષ્ટ કરવામાં આવેલો છે. કોઇ પણ શાસ્ત્ર અધિકારી-વિના પ્રવૃત્તિને પામ્યું નથી. સર્વ શાસ્ત્ર પોતપોતાના અધિકારીનો નિર્ણય કરી તેને માટે સાધન ફલાદિનું નિરૂપણ કરી રહ્યાં છે. યોગશાસ્ત્ર યોગનું અનુષ્ઠાન કરવાની જેને તીવ્ર ઇચ્છા છે તેવાને પોતાનો અધિકારી માની પ્રવૃત્ત થાય છે અને તેને પ્રબોધે છે કે ચિત્તવૃત્તિનો નિરોધ તે યોગ છે. આ પ્રકારે સર્વ ચિત્તવૃત્તિનો નિરોધ કરી દેવાનો જેનો આશય છે તેને માટે એ શાસ્ત્ર જણાવે છે કે જગતના ઐહિક પારલૌકિક વિષયોની ન્યૂનાધિક પ્રાપ્તિ થઇ તો તેણે સંતોષ રાખવો. આ સંતોષના સ્વરૂપમાં જગતના સર્વ પદાર્થોવિષે સંતોષ રાખવાનું કહેવામાં આવ્યું છે. પણ તે આ સ્થાને યોગ્ય છે. કેમકે જગતના સર્વ પદાર્થોમાંથી કોઇની પણ પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છા થાયછે તો તે સર્વ ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગને સિદ્ધ થવા દેતી નથી અને તેથી યોગની વિઘાતિકા છે. આથી આ આશયની સિદ્ધિ માટે એ ઉત્કટ ઇચ્છાને અસંતોષ નામ આપી એ શાસ્ત્ર એનો નિષેધ કરે તો તે યોગ્ય જ છે. તે જ પ્રમાણે જીવ બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કાર થવો, બ્રહ્મ તે હું છું એ પ્રકારનો દૃઢ અપરોક્ષ અનુભવ થવો એનું નામ વેદાન્ત છે અને એ અનુભવની તીવ્ર ઇચ્છા જેને થઇ છે તે વેદાન્તનો અધિકારી છે. એ અધિકારી માટે જ્યારે વેદાન્ત કહે કે તારે જગતના સર્વ વિષયોમાંથી જે યથાસમય પ્રાપ્ત થઇ રહે તેમાં મનને પ્રસન્ન રાખવું અર્થાત્ સંતોષ ધરવો તો તે યોગ્ય જ છે. કારણ કે જગતના વિષયની પ્રાપ્તિ માટે કરવામાં આવતો યત્ન કાલક્ષેપ કરનાર છે અને પ્રસંગે વેદાન્તના અધિકારીના મુખ્ય આશયને સાક્ષાત્ પણ વિઘાત કરનાર છે. તેથી એ અધિકારીમાટે એ સમય માટે આ રીતે સર્વસામાન્ય સંતોષનું એ શાસ્ત્ર વિધાન કરે તો તેમાં એ શાસ્ત્ર ભૂલ કરતું હોય એમ નથી. પણ એટલા ઉપરથી એવું માની લેવું કે આ પ્રકારના સંતોષનું સર્વ અધિકારીમાટે એ શાસ્ત્રો વિધાન કરે છે એ કેવળ જ ભૂલ ભરેલું છે.

ખરું જોતાં તો શાસ્ત્રમાં જે અધિકારી ગણવામાં આવ્યા છે તે કોઇ વિદ્યમાન વ્યક્તિઓ લીધી જ નથી. ભૂમિતીમાં બિન્દુનું લક્ષણ શું આપવામાં આવે છે ? જેને કંઇ પણ કદ નથી, અને જેના કોઇ પણ અવયવ થઇ શકતા નથી તે બિન્દુ છે. લીટીની શી વ્યાખ્યા

આપવામાં આવે છે ? આવા અનેક બિન્દુથી થયેલી પહોળાઈ વિનાની લંબાઇ માત્ર તે લીંટી છે. પણ આવો બિન્દુ અથવા આવી લીંટી આખા વિશ્વમાં કોઇ સ્થલે એક પણ વિદ્યમાન છે ? નહિ. જ્યાં બિન્દુ કાઢવામાં આવશે ત્યાં ગમે તેવો તે સૂક્ષ્મ કાઢવામાં આવે તો પણ તે સાવયવ જ હશે, અને તેને અત્યંત નાનું પણ કદ હશે જ. લીંટી ગમે તેવી સૂક્ષ્મ પાડવામાં આવે તો તેને અતિશય ન્યૂન પણ પહોળાઇ તો હશે જ, તેથી વિદ્યમાન વ્યક્તિરૂપે બિન્દુ અથવા લીંટી એવી કોઇ વસ્તુ નથી જ એમ કહેવામાં લેશ પણ બાધ નથી. ત્યારે શું ભૂમિતિના સિદ્ધાન્તો ગપ છે ? ના, તેમ પણ નથી. એ સિદ્ધાન્તો એટલું જ જણાવે છે કે જો આવા બિન્દુ હોય અને આવી લીંટીઓ હોય તો તેના વડે રચાતાં ત્રિકોણ, ચતુષ્કોણ, વર્તુલ આદિમાં અમુક પ્રકારના ધર્મો હોય છે. આટલું જ નહિ પણ વ્યવહારમાં જે બિન્દુ, લીંટીઆદિ ઉપલબ્ધ થાય છે તેમાંથી શેષ રહેલા અંશો દૃષ્ટિમાંથી ત્યજી દેવામાં આવે અને આ શાસ્ત્રે આપેલી વ્યાખ્યાપ્રમાણે લંબાઇ આદિ ઉપર જ લક્ષ આપવામાં આવે તો ત્યાં પણ અત્રના સિદ્ધાન્તો એટલા જ સત્ય ઠરશે. વળી એટલું અધિક પણ એ શાસ્ત્ર સૂચવે છે કે જેમ જેમ એ શાસ્ત્રમાં આપેલી વ્યાખ્યાપ્રમાણેનાં ત્રિકોણાદિ અધિક અધિક થતાં જાય અથવા કરવામાં આવે તેમ તેમ એ સિદ્ધાન્તોમાં જણાવેલા ધર્મો તેમાં અધિક અધિક ઉપલબ્ધ થતા જાય છે. આ જ ન્યાયે વેદાન્તાદિ શાસ્ત્રોનું પણ નિરીક્ષણ કરવાનું છે. યોગશાસ્ત્ર ચિત્તવૃત્તિના નિરોધની તીવ્ર ઇચ્છાવાળાને પોતાનો અધિકારી ગણે છે અને વેદાન્તશાસ્ત્ર મુમુક્ષુતાનું પ્રતિપાદન કરતાં, મોક્ષમાત્રની એક જ ઇચ્છા જેને રહેલી છે તે મુમુક્ષુ છે એવું જણાવે છે. પણ એવી કોઇ પણ વિદ્યમાન વ્યક્તિ હોતી જ નથી. દેવ વા મનુષ્ય જે જે વિદ્યમાન છે તેમના સર્વમાં એ એક ઇચ્છાથી અધિક ઇચ્છા જ હોય છે. આ વિશ્વમાં કોઈ ને એક માત્ર ઇચ્છા હોય એવી વ્યક્તિનો અસંભવ છે એમ કહેવામાં એક પણ અપવાદ મળી આવે તેમ નથી. તેથી એ શાસ્ત્રો જ્યારે વ્યવહારમાં વ્યક્તિપરત્વે લગાડવામાં આવે ત્યારે એક ઇચ્છાનો અર્થ આપણે એક પ્રધાન ઇચ્છા જ કરવાનો રહે છે. અર્થાત્ તે તે વ્યક્તિમાં અન્ય ગમે તેટલી ઇચ્છા હોય તોપણ તે પ્રધાન ન હોવી જોઇએ, પ્રધાનપદે આ ઇચ્છાને જ સ્થાપન કરવી જોઈએ. એટલું જ નહિ પણ જે સમયે વેદાન્તમાં પ્રવેશ કરવાનો હોય તેટલો સમય તો એ મુમુક્ષુતાની એક જ ઇચ્છા પ્રધાનપદે હોવી જોઇએ. આ પ્રમાણે અર્થ કરવામાં આવે છે ત્યારે જ વેદાન્તશાસ્ત્ર અધિકારીવાળું થઇ રહે છે. આ સાથે આ શાસ્ત્રમાં જે ફલ કહેવામાં આવ્યું છે તે ફલનો શ્રવણાદિ સાધનસાથે અને મુમુક્ષુતા સાથેનો સંબંધ એ શાસ્ત્ર દર્શાવે છે. જેમ જેમ એ સાધનોમાં પરિનિષ્ઠા અધિક અધિક થતી જાય છે, જેમ જેમ મુમુક્ષુતારૂપ એક પ્રધાન ઇચ્છા તીવ્રતાવાળી થઇ રહે છે તેમ તેમ તજ્જન્ય તત્ત્વજ્ઞાનરૂપ ફલ અધિક અધિક વિશદભાવને પામે છે એ પણ એ શાસ્ત્ર એ સંબંધવશાત સૂચવે છે. ચિકિત્સાશાસ્ત્રમાં વિવિધ પ્રસંગે આરોગ્યની સિદ્ધિ માટે વિવિધ આહાર વિહારનું પ્રતિપાદન કર્યું છે અને વિવિધને ત્યજવાનું કહેવામાં આવ્યું છે. પણ એમાંના ઘણા ખરા તો તે તે પ્રસંગે જ વિધેય તથા હેય ગણાય તેમ છે. સર્વદા અને સર્વથા હેય વા ઉપાદેય ગણાતાં નથી. આ જ ન્યાય બહુધા સર્વ શાસ્ત્રોને અનુભવમાં ઉતારતાં લક્ષમાં રાખવાનો રહે છે. તેથી સંતોષ અને તત્ત્વસાક્ષાત્કારરૂપ અથવા યોગરૂપ ફલસાથે અમુક પ્રકારનો સંબંધ એ શાસ્ત્રોમાં વર્ણ્યો તો તેટલા ઉપરથી એ શાસ્ત્ર એ બેની વચ્ચે કાર્ય

કારણભાવ અથવા ઉપકાર્યોપકારકભાવ માત્ર વર્ણવે છે પણ તેથી ઇતર સર્વનો સર્વદા તિરસ્કાર કરે છે એમ માનવું ઉચિત નથી. ખરૂં જોતાં તો એ શાસ્ત્રોમાં જે પ્રતિપાદ્ય વા પ્રાપ્ય છે તેને અનુકૂલ સંતોષનું સ્વરૂપ એ શાસ્ત્રમાં વર્ણવ્યું છે. તેથી ઉપર જણાવ્યા પ્રમાણે એ ન્યાયે સર્વ ઉન્નતિના સાધકમાટે વિવિધ પ્રકારે સંતોષનું સેવ્યત્વ પ્રાપ્ત થાય છે પણ એ એ સંતોષને કોઇ પ્રકારની ઉન્નતિની તીવ્રેચ્છા સાથે વિરોધ આવી શકે તેમ નથી. માટે શાસ્ત્રમાં સંતોષ સેવવાનું કહ્યું છે અને ઉન્નતિની તીવ્ર ઇચ્છા ધરવી અથવા તેને માટે પ્રયત્નવાળા થવું એ અસંતોષ છે, એ અસંતોષનું કાર્ય છે એમ કહેનાર મનુષ્યોનાં વચનો શ્રદ્ધાને પાત્ર ગણાતાં નથી.

( અપૂર્ણ. )

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન વર્તમાન વર્તના પૃષ્ઠ ૬૪થી )

એટલું જાણે છે અને કહે છે કે " એ તો ઉપજત સંગ સ્વભાવ" સંગીતનિપુણ મનુષ્યને ગાતાં અથવા વગાડતાં જોયા પછી કેટલુંક જે નિયમસર હોય છે તેના સંબંધમાં તેમને તમે પૂછશો તો તે સર્વ તે પોતે સમજાવશે અને શીખવશે પણ ખરા. પણ તે સાથે બીજું કેટલુંક કામ તેઓ એવું કરી જશે કે જેના સંબંધમાં તમે તેમને પૂછશો કે આ શું ગાયું, કેમ ગાયું, શું વગાડયું વગેરે તો તેનું ઉત્તર તેઓ એજ આપશે કે એ હવે શીખવાનું કામ નથી. અમુક અમુક નિયમો શીખી રહ્યા પછી તો જેમ જેનો સંગસ્વભાવ ઉપજે છે તેમ તે ગાય છે અથવા વગાડે છે. એ કામ શીખવવાની મર્યાદાથી બહારનું છે. સંગીતનું રહસ્ય ન જાણનાર ઘણીવાર એવું સમજે છે કે આ પ્રકારનું આ મનુષ્યોનું કહેવું તેમની કૃપણતાનો પરિણામ છે, તેઓ શીખવવા નથી માગતા માટે આમ કહે છે. પણ એ માનવું સદા સત્ય નથી. કોઈ કોઈ શિક્ષકના સંબંધમાં એવું પણ હશે, જાણી જોઇને પોતાની મહત્તા કાયમ રહે તેટલા માટે જ તેઓ અન્યને બધું શીખવતા નહિ હશે, પણ કેટલુંક તો એવું જ હોય છે કે જે શિક્ષણની મર્યાદાને અતિક્રમણ કરીને રહેલું હોય છે, જે પોતે પોતાની મેળે જ ઉદ્ભવે છે એ પણ સત્ય છે. તેથી સંગીતનો સંબંધજ-ઉત્તમ પ્રકારના અપૂર્વ સંગીતનો સંબંધ આંતર મનસાથે છે એ સર્વત્ર સુપ્રસિદ્ધ છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

આમ સંગીત આંતર મનની સત્તાના પ્રભાવરૂપ છે. એટલું જ નહિ પણ આંતરમન પર અસર કરવા પણ સંગીત જ સમર્થ સાધન છે. પ્રેતાવાહનવિદ્યાના પ્રયોગો તમે જોયા છે ? નહિ જોયા હોય તો એકવાર જોવામાં આવશે તો ત્યાં જણાશે કે ત્યાં જે મનુષ્યના શરીરમાં પ્રેતને લાવવામાં આવવાનું કહેવામાં આવે છે તેને બેભાનસરખી સ્થિતિમાં લાવવા, પ્રેતનું આવાહન થઇ રહે તેવી અનુકૂળ સ્થિતિમાં લાવવા માટે પાશ્ચાત્ય પ્રજા સંગીતની મદદ લે છે. એટલે દૂર નહિ જાઓ અને આપણી પ્રજામાં જુઓ તો ત્યાં ભુવાજતિના દાખલા જુઓ. અભણ અને જંગલી જેવી પ્રજામાં કોઇ માંદું પડે છે તો તેવે સમયે ડાખલા બોલા-

વવાનો પ્રચાર હજી એ પ્રજામાં ચાલે છે. ગામડાંમાં એવો પ્રચાર ઘણો છે પણ શહેરોમાં પણ એ અદૃષ્ટ થયો નથી. મોટાં મોટાં શહેરોમાં એવાં સ્થલો અવશ્ય જ હોય છે, એવી પ્રજા હજી ઘણા પ્રમાણમાં વસે છે કે જ્યાં રોગને દૂર કરવા માટે ડાખલા બેસાડવાનો રીવાજ ચાલે છે. અહિં એક જતિ હોય છે અને એક તેનો મદદગાર હોય છે તથા એક ભુવો હોય છે. જે જતિ હોય છે તે ભૂતને બોલાવે છે અને તેનો મદદગાર તેમાં મદદ કરનાર થઈ રહે છે તથા જે ભુવો હોય છે તેના શરીરમાં તે ભૂત આવે છે. તેલના મોટા બે કાકડા કરવામાં આવે છે અને જે ભુવો હોય છે તે વારા ફરતી એ બે કાકડાપર ફુંક મારી તેને ઓલવી નાંખે છે. કાકડા તેલના હોવાથી તે ઓલાઇ જતા નથી, ઓલાઇ જવા જેવા થઇ રહે છે કે તરત ફુંક થઈ રહે છે અને એટલામાં તે પાછા સળગે છે. આમ બે કાકડા ભુવાની બે બાજુએ ધરી રાખવામાં આવે છે અને થોડા સમય સુધી તે એને ઓલવવાની ક્રિયા ત્વરાથી વારાફરતી કરતો રહે છે. આ સાથે એક ડમરા જેવું ચર્મનું વાદ્યંત્ર હોય છે તે સાદો એક સરખો અવાજ કરતું રહે છે. ઓલવવા માટે કરાતા શ્રમથી અને આ ચર્મવાદ્યંત્રના એકસરખા અવાજના શ્રવણથી અલ્પ સમયમાં ભુવાનું બાહ્ય મન સ્તબ્ધ થઇ જાય છે અને અલ્પ સમયમાં તેનું બાહ્ય મન નિર્વ્યાપાર થઇ જવાથી તે ધુણવા માંડે છે. અહિં ભૂત આવે છે કે નહિ એ અત્ર ચર્ચાનો વિષય નથી. પ્રેતાવાહન વિદ્યારૂપે પ્રસિદ્ધ થયેલી વિદ્યાના પ્રયોગોમાં પણ પ્રેતનું આવાહન જ થાય છે એ કહેવાનું અત્ર તાત્પર્ય નથી. એ વિષય હિપ્નોટિઝમના સંબંધનો છે અને એ પ્રસંગે એની ચર્ચા આવશે. અત્ર વિવક્ષિત તાત્પર્ય એટલું જ છે કે બાહ્ય મનને નિર્વ્યાપાર કરી આંતર મનપર અસર કરવા સંગીત સમર્થ સાધન છે એ આવા પ્રયોગોથી પણ સહજ સિદ્ધ થઇ શકે છે. એ પ્રયોગ કરનાર એવી પ્રક્રિયા સ્થાપે છે કે સંગીતને લીધે જે સમાજ એકત્ર થયેલો હોય છે તેમાં શાન્તિ પ્રકટે છે અને તેથી જે ભુવો થયેલો હોય છે તેના પર વિરોધી અસર, કોઇ જાતનો વિક્ષેપ થતો નથી. આ પ્રકારની અસર થવી એ કેટલેક અંશે યુક્ત છે, છતાં મોટી અસર તે આમ પરંપરા અસર નથી પણ સંગીતની ભુવાના મનપર—આંતર મનપર જે સાક્ષાત્ અસર થાય છે તે જ છે.

ભુવાજતિની વાત બાજુપર રાખીએ, અને જેઓ જાતે અંતર્મુખદશાને પામે છે તેમના પ્રતિ જોઇએ તો એ વર્ગ પણ સંગીતની એ દશા માટે સહાય લેતો જણાય છે. **न नाद-सदृशो लयः** નાદના જેવો લયનો હેતુ અન્ય નથી એ યોગવચન સર્વત્ર પ્રચલિત છે. સારા સ્વરવાળું અને લાલિત્યથી ગવાતું પદ આખા સમાજને એકદમ સ્તબ્ધ કરી દે છે. જે અસર મોટા યુક્તિયુક્ત વ્યાખ્યાનોથી કરવી કઠિન પડે છે તેવી સુસ્વરથી ગેય થતા પદવડે સહજમાં થાય છે. આ સર્વ શેને લીધે? સંગીતની આંતર મનપર થતી અસરને લીધે જ. અંતરાત્માની સર્વ સમજી શકે તેવી ભાષા તે સંગીત છે અને તે આ બાલવૃદ્ધ સર્વને એક સરખી રીતે અસર કરનાર છે. નાનું બાળક જેની ઇન્દ્રિયો વિકાસને પામી શકી નથી, જે ભાષા બોલી શકતું નથી, તે પણ હાલરડાંના શ્રવણથી નિદ્રાવશ થઇ રહે છે તે શેને લીધે? આ સંગીતની આંતર મનપર થતી અસરને લીધે જ. રાજા અને ગ્રામ્ય મનુષ્ય સર્વના પર સંગીત અસર કરી શકે છે. તેનું કારણ એ જ છે કે એનો સંબંધ આંતર મનસાથે છે. પ્રેમનો આવેશ સંગીતવડે પ્રકટ થઈ શકે છે, પ્રેમનો આવેશ પ્રકટ થાય છે. ત્યારે એ આવેશ

પોતાનું સ્વરૂપ કાવ્યમાં પ્રકટ કરવા તત્પર થઈ રહે છે. યુદ્ધ માટેનું વીરત્વ સંગીતવડે પ્રકટ થાય છે. વીરત્વના આવેશમાં આવેલો મનુષ્ય પોતાના આવેશને સ્વભાવથી જ સંગીતદ્વારા પ્રકટ કરી દે છે, ભક્તિની ઉત્પત્તિ સંગીતવડે થઈ શકે છે અને ભક્તિમાં મસ્ત થયેલો ભક્ત પોતાના ઇષ્ટને સંગીતદ્વારા પોતાનો ભાવ જણાવે છે એ કોને અજ્ઞાત છે ? તેથી વિષયી, શૂર તથા ભક્ત સર્વના પર સંગીત સામ્રાજ્ય ભોગવી રહ્યું છે. આનું કારણ એક જ છે કે એનો આંતર મનસાથે જ નિકટનો સંબંધ છે. જ્યારે બીજી કલાઓ આંતરભાવનાં બાહ્ય ચિહ્નોને પ્રકટ કરે છે ત્યારે સંગીત એ આંતરભાવને પ્રકટ કરી શકે છે, છતાં એના નિયમો તે ગણિતના નિયમોની માફક જ નિયન્ત્રિત થયેલા છે અને અસ્તવ્યસ્ત નથી. આ રીતે સંગીત આંતર મનની સાથે જ નિકટનો સંબંધ ધરાવનાર છે અને તેથી એ વિષયમાં નિષ્ણાત મનુષ્યો એ અત્ર કહેવામાં આવતા દ્વિતીયવર્ગનાં ઉદાહરણો છે.

તૃતીય વર્ગમાં કાલકલન કરવાની શક્તિ છે. આંતર મનમાં આ શક્તિ અનુસ્યૂત રહેલી છે અને એ શક્તિ આંતર મનમાં જ છે અને બાહ્ય મનસાથે સંબંધવાળી નથી. બાહ્યમન કાળની કલના કદાપિ કરી શકતું નથી. જ્યાં બાહ્ય મન એ કલના કરતું જણાય છે ત્યાં આંતર મનની સહાયથી જ એ કરતું જણાય છે એ અનુપદ સ્પષ્ટ થશે. બાહ્ય મન બાહ્ય જગત્‌ને જાણવામાં સાધન છે પણ બાહ્ય મનને બાહ્ય જગતનું જ્ઞાન થવામાં શું સાધન છે ? એ સાધન તે બાહ્ય ઇન્દ્રિયો છે. ચક્ષુ, ત્વગ્, શ્રોત્ર, રસના અને ઘ્રાણ એ પાંચ બાહ્ય ઇન્દ્રિયો છે અને એ દ્વારા જ બાહ્ય મનને જ્ઞાન થાય છે. એમાંથી કોઈ પણ ઇન્દ્રિય વિકલ થઈ રહે છે તો તે ઇન્દ્રિયના વિષયનું બાહ્ય મનને જ્ઞાન થતું નથી. ચક્ષુ વિકલતાને પામે છે તો પછી ચક્ષુના વિષયરૂપ રૂપ, આકૃતિ વગેરે બાહ્ય મનના જાણવામાં આવી શકતાં નથી. શ્રોત્ર વિકલતાને પામે છે તો તે સમયથી જ બાહ્ય શબ્દોનું જ્ઞાન થતું અટકી જાય છે. આ જ પ્રમાણે ગંધાદિ વિષય માટે પણ છે. તેથી બાહ્ય મને બાહ્ય જગતનું જ્ઞાન થવામાં આ પાંચ ઇંદ્રિયો જ સાધનરૂપ છે. એ પાંચ ઇન્દ્રિયની સહાય સિવાય, બાહ્ય જગતનું બાહ્ય મનને જ્ઞાન થઈ શકે તેમ નથી. આ નિયમપ્રમાણે કાલકલનાને તપાસીએ. બાહ્ય મનને કેટલો સમય થયો એ જાણવામાં ક્યારે આવે છે કે જ્યારે બાહ્ય કોઈ સાધન એને પ્રાપ્ત થાય છે ત્યારે. તારાની આકાશમાં અમુક સ્થિતિ ચક્ષુવડે જોઈ તે ઉપરથી સમયનું બાહ્ય મન અનુમાન કરે છે, અથવા તો ઘડીયાલ, રેતીની શીશી ઇત્યાદિ કોઈ બાહ્ય સાધનવડે સમયનું એ મન અનુમાન કરે છે. પણ આંતર મનમાં સમયની કલના કરવાની શક્તિ સહજ હોય છે, અને તેથી આવાં કોઈ પણ બાહ્ય સાધનની અપેક્ષા રાખ્યા વિના એ કલના આંતર મન કરી શકે છે. એ શક્તિ મનુષ્યમાં જ છે એટલું જ નહિ પણ તિર્યક્ વર્ગના પ્રાણીઓમાં પણ જોવામાં આવે છે. શ્વાન, અશ્વ, બિલાડા આદિ સર્વમાં એ શક્તિ જોતાં આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી. પ્રો. હડસનના એક મિત્રે અમેરિકાના અગ્નિકોણના સ્ટેટ્સમાં મોટું વાવેતર કર્યું હતું અને ત્યાં ઘણા ખચ્ચરોને કામે લગાડ્યા હતા. એ ખચ્ચરોને નિયમસર રવિવારે વિશ્રામ આપવામાં આવતો હતો. અઠવાડીયાના ૭ દિવસ એમને કામે જોડવામાં આવતા અને સાતમો દિવસ એમને વિશ્રાન્તિનો દિવસ હતો. આનો પરિણામ એ આવ્યો હતો કે રવિવાર સિવાયના ૭ દિવસોમાં એ પશુઓ તરત કાબુમાં રહેતા અને જે કામમાં એમને વાપરવામાં આવતા તે

કામમાં તરત એ જોડાતા. પણ કોઇવાર રવિવારને દિવસે મુસાફરી જેવા કોઈ કાર્યમાં એ પશુમાંથી કોઇને વાપરવાનો યોગ આવતો તો તે કામમાં એ પશુને જોડતાં તે મોટું તોફાન કરતું અને મહાકષ્ટે જ કાણુમાં રહેતું. અમુક દિવસે રવિવાર છે, અથવા અમુક સમયે ૭ દિવસ વ્યતીત થયા છે અને આજે સાતમો વિશ્રાન્તિનો દિવસ છે એવું એ પશુ કેવી રીતે જાણતા ? મનુષ્યો પણ અનેક પ્રસંગે વાર ભૂલી જાય છે અને પંચાંગ આદિ સાધનોની મદદવડે અથવા બીજા કોઇ વ્યતિકરનું પશ્ચાત્ અવલોકન કરી વારનું ભાન કરે છે; તેથી બાહ્ય સાધનવડે જ બાહ્ય મનને વારનું ભાન થાય છે એ સિદ્ધ છે. પણ આવું કોઇ પણ સાધન આ પશુમાં અવકાશવાળું નથી. તેથી રવિવારનું, વિશ્રાન્તિના દિવસનું અથવા ૭ દિવસો વ્યતીત થયાનું ભાન જે અહિં આ પશુઓને થતું તે સમયકલના તેમનું આંતર મન જ કરતું હતું એ માન્યા શિવાય અન્ય ઉપપત્તિ આપી શકાતી નથી.

એક કુતરાને માટે એવો વ્યતિકર પ્રસિદ્ધ થયો છે કે એક અંગ્રેજ ગૃહસ્થને ત્યાં એક કુતરો પાળેલો હતો. એ ગૃહસ્થને ત્યાં અઠવાડીયાના સાતે દિવસોમાં ભોજનનો સમય અમુક એક જ નિર્ણય કરાયેલો હતો. અને તે સમયે એ કુતરાને પણ ખાવાનું નાંખવામાં આવતું હતું. એ ગૃહસ્થનો એક પુત્ર હતો અને તેનું લગ્ન થયું ત્યાર પછી એના પિતાના સ્થાનથી ત્રણ માઇલને છેટે સ્વતંત્ર ગૃહ રાખી એ છોકરાએ રહેવા માંડ્યું. એ છોકરાના ગૃહમાં પણ ભોજનનો સમય એના પિતાના ગૃહમાં રાખેલો હતો તે જ રાખવામાં આવ્યો. પણ રવિવારને દિવસે માત્ર એ સમયથી બે કલાક મોડો સમય રાખવામાં આવ્યો. કોઈ પ્રસંગે એ કુતરાના જાણવામાં એ વાત આવી ગઇ. અને તેથી રવિવારને દિવસે એ કુતરો બને ગૃહના આહારનો લાભ લેવા ચુકતો નહોતો. બીજે દિવસે તો એ ગૃહસ્થને ત્યાં ભોજન સમયે જે એને ખાવા આપવામાં આવતું તે ખાઇને ત્યાં રહેતો. પણ જ્યાં રવિવારનો દિવસ આવ્યો કે તે દિવસે તો ઘેર ખાઇ લઇ તરત જ ત્યાંથી પેલા પુત્રને પુર દોડી જતો અને ત્યાં જતો ત્યાર પછી ત્યાં ભોજનનો સમય થતો એટલે ત્યાં પણ એને ખાવાનું મળતું. અહિં પણ આજે રવિવાર છે અથવા ૭ દિવસ જેટલો સમય થઇ ગયો છે એ જ્ઞાન એ કુતરાને થવામાં કોઈ પંચાંગ આદિ સાધન નહોતું, પણ એ આંતર મનના બળથી જ એટલા સમયની કલના કરી શકતો.

એક ગૃહસ્થના કુટુંબમાં એક કુતરો પાળવામાં આવ્યો હતો. પ્રાતઃકાલે સર્વને અમુક કલાકે જગાડવાનું કામ એ કુતરો પોતે કરતો અને તે સમયે સર્વે ઉઠવું જોઇએ એટલો એને આગ્રહ બંધાયો હતો. મધ્યાહ્નને બરાબર બાર કલાકનો સમય થતો ત્યારે એ કુતરો ઘડીઆળ વગેરે કોઈ પણ સાધન વિના જાણી જણાવતો કે ઘોડાને આહાર આપવાનો સમય થયો છે, અને જ્યારે એ ઘોડાને ખાવા પીવાનું આપવામાં આવતું ત્યારે જ એ કુતરાને જંપ વળતો. ત્રણ વાગે એ કુતરો એ કુટુંબની ગૃહીણીને જણાવતો કે પાઠશાળામાં જવાનો સમય થયો છે. આ આદિ વિવિધ કાર્યો બરાબર સમયસર, પાંચ મિનિટ જેટલો પણ ફેર પડ્યા વિના એ કુતરો પ્રતિદિન કરતો અને એ કરવામાં એને કોઇપણ બાહ્ય સાધનની અપેક્ષા નહોતી, પણ બાહ્ય સાધનો વિના જ, આંતર મનના બલથી જ આ પ્રમાણે ભૂલ વિના સમયકલના એ કરતો હતો.

( અપૂર્ણ. )

# प्रासंगिक उक्तिओ.

—મહાકાલના ગ્રાહકોની સંખ્યામાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે, એ જાણી મહાકાલપ્રતિ અનુરાગ ધરાવનાર સજ્જનને અવશ્ય આનંદ થશે. જેટલા વેગથી હાલ તેની વૃદ્ધિ થતી જાય છે એટલો વેગ થોડો સમય કાયમ રહે તો ચારથી પાંચ હજાર ગ્રાહક થવાં એ સહજ વાર્તા છે. અનેક સજ્જનો તેને માટે સોત્સાહ પ્રયત્ન સેવે છે, અને બીજા અનેક મનુષ્યો તે માટે પ્રયત્નશીલ થતા જાય છે. દિવસે દિવસે પ્રયત્ન કરવાની અભિલાષાવાળા મનુષ્યો વધતા જાય છે, અને તેથી મહાકાલનો પ્રચાર અધિક થશે એ નિઃસંશય છે.

—આણંદમાં સાધક બન્ધુ શ્રી મણિલાલ, તેમ જ શ્રી જેઠાલાલ તે માટે બહુ સંતોષજનક પ્રયાસ કરે છે. મુંબઈમાં તેમ જ વિવિધ સ્થળે ફરીને શ્રી મહાદેવલાલ પણ સ્તુત્ય પ્રયત્ન સેવે છે. ભાવનગરમાં શ્રી મણિશંકર પણ તે માટે યત્નશીલ છે. કામરેજમાં શ્રી છગનલાલ, ઉમરેઠમાં શ્રી હીરાલાલ એ સર્વ આગ્રહપૂર્વક પ્રયાસને સેવે છે. એ વિના પણ બીજા અનેક સજ્જનો પ્રયત્ન કરે છે. બે ચાર ગ્રાહકો કરનારની ઘણી સંખ્યા છે. આ સર્વ સંતોષજનક છે. હજી તેઓનો આરંભ છે. ક્રમે ક્રમે તેઓ વધારે સારૂં કાર્ય થવાની આશા રાખે છે.

—સદ્વિદ્યાની દિશા સૂચવવી એ સદ્વિદ્યાનું જ્ઞાન કરાવવાનું પ્રથમ પગથીયું છે, અને તેથી તેટલો પણ યત્ન સેવનાર ઇતરપ્રતિ સદ્વિદ્યાનું દાન કરે છે એમ ગણાય છે. એક રૂપૈયો આપવા કરતાં એક રૂપૈયો કેમ કમાવો તેનું જ્ઞાન આપવું એ વધારે ઉત્તમ મનાય છે. કારણ કે એક રૂપૈયો આપવાથી તે વપરાઈ જતાં તે મનુષ્ય પુનઃ રૂપૈયાવિનાનો થઇ રહે છે, અને રૂપૈયો મેળવવાનું જ્ઞાન આપવાથી જ્યારે તેને જોઇએ ત્યારે તે રૂપૈયો મેળવી લે છે. તેમ કોઇ એક વસ્તુનું જ્ઞાન કરાવવા કરતાં વસ્તુમાત્રનું જ્ઞાન જેવડે થઇ શકે તેવી સદ્વિદ્યાપ્રતિ મનુષ્યને વાળવાથી તે અનેક જ્ઞાનને પામી શકે છે. આથી જેણે મનુષ્યનું વાસ્તવ હિત સાધવું છે, તેણે તે મનુષ્યને જે સદ્વિદ્યા નવીન નવીન જ્ઞાનને પ્રકટાવ્યા કરતી હોય તે માર્ગમાં સ્થાપવો એ જ કર્તવ્ય છે.

—શ્રી મહાકાલના સ્વરૂપસંસ્થિત તંત્રીશ્રીના પુણ્ય સ્મરણરૂપે જે એક સંમેલન થનાર છે, તે વૈશાખ શુકલ પૂર્ણિમા ( તા. ૧-૫-૧૯૧૨ ) બુધવારથી વૈશાખ કૃષ્ણ અષ્ટમી ( તા. ૯-૫-૧૯૧૨ ) ગુરુવારસુધી વડોદરામાં શ્રી ઇચ્છાથી પાલન કરવાનું નિર્ણીત થયું છે, જે સંબંધી સવિસ્તર હકીકત આ અંકમાં છેવટના ભાગમાં આપવામાં આવી છે. તે પ્રસંગે તેઓશ્રીના ઉપકારસ્મરણનિમિત્ત શું શું કરવાનું છે તે પ્રકટ કરવામાં આવશે. આ સંમેલનમાટે એક વિશાલ ક્ષેત્ર રોકવામાં આવ્યું છે, અને ત્યાં તેની યોજના કરવામાં આવશે. ભવિષ્યમાં તેઓશ્રીના સ્મારકમાં જે વિવિધ શાખાઓ ખોલવાની છે તેનું સ્વલ્પમાં દિગ્દર્શન કરાવનાર કેટલીક યોજના તેના વ્યવસ્થાપકો કરવા ધારે છે. આ ઉપરથી તેઓશ્રીના સ્મારકના આશયોનું પ્રેક્ષકને ભાન થવા સંભવ છે.

—સજ્જનો ! આ સંમેલનમાં ભાગ લેવા આપને કોઇ ગમે તેટલા પ્રેમપૂર્વક કહે, પરંતુ તેના કરતાં જેના નિમિત્ત તે થનાર છે તેમનાપ્રતિનો આપનો વિશુદ્ધ ભાવ વિશેષ પ્રમાણમાં હોવાનો અને તે પ્રેમ આપને તેપ્રતિ આકર્ષી આણ્યાવિના નહિ જ રહે એમ હોવાથી

ઘતરે તેને માટે આપને આમંત્રણ કરવું એ એક સાહસ જ છે. આપનું પોતાનું અંતઃકરણ જ તેને માટે તત્પર છે, તો આપ આપના પોતાના જ આમંત્રણને સ્વીકારી તેનો લાભ લેશો એવી નિષ્ઠા છે.

—ઉક્ત સમાચાર દૂરદેશસ્થિત સજ્જનોને સત્વર પહોંચે એ આશયથી મહાકાલના આ અંકનાં ત્રણ જ ફૉર્મ કાઢી શકાયાં છે. ભવિષ્યના અંકમાં અવશિષ્ટ ફૉર્મ વધારી દેવામાં આવશે. મહાકાલના વાચકોને તેની વિલંબે થતી પ્રસિદ્ધિથી અસંતોષ થાય એ સ્વાભાવિક છે, પરંતુ ઈશ્વરેચ્છા તો થોડા સમય પછી તેવો અસંતોષ પ્રકટવાનું કારણ નહિ રહે.

—સ્વરૂપસંસ્થિત તંત્રીશ્રીના સ્મારકના એક અંગરૂપે પુસ્તકશાળા કાઢવામાં આવવાની છે. તેઓશ્રીપ્રતિ અનુરાગ ધરાવનાર કોઇ સજ્જન પોતાનાં રચેલાં પુસ્તકો અથવા પોતાના તરફથી કોઇ ઉત્તમ ગ્રંથો ઉપહારરૂપે તેમાં મોકલી આપશે તો આભારસહિત તેનો સ્વીકાર થશે. તથા તે પુસ્તકો વગેરે ઉક્ત સમેલન પહેલાં મળશે તો તે સંમેલનપ્રસંગે પ્રસિદ્ધ કરવામાં આવશે. એક સજ્જને પોતાની ભગિનીના શુભ લગ્નપ્રસંગે એ પુસ્તકશાળાને અગીઆર રૂપિયાનાં પુસ્તકો તેના વ્યવસ્થાપકોને ઉત્તમ જણાય તે પુસ્તકો લઇ તેમાં ઉપહારરૂપે અર્પવા ઇચ્છા દર્શાવી છે. તે પુસ્તકો સમેલન પ્રસંગે મંગાવી પુસ્તકશાળામાં સ્થાપવામાં આવશે. જો કોઇ સજ્જન રૂપિયા મોકલશે તો તેનાં યોગ્ય પુસ્તકો વ્યવસ્થાપકોદ્વારા લેવામાં આવશે. 'બળતું ઘર કૃષ્ણાર્પણ' ના ન્યાયે ઘરમાં જગા રોકતાં અને નિરુપયોગી તથા જીર્ણ થયેલા ગ્રંથોને આ તરફ વિદાય કરવાનો શ્રમ લેવા અગત્યસરખું નથી.

—કોઇને આપવાના તેમ જ ઘરમાં જે ગ્રંથો રાખો તે બને તેટલા સ્વચ્છ, નવા અને સુંદર રાખો. જોતાં જ તેને લેવાની વૃત્તિ થાય, બે મિનીટ વાંચવું હોય તો ચાર મિનીટ વાંચવા વૃત્તિ થાય, એવી ઉત્તમ રીતે તેને રાખો. ફાટેલાં તુટેલાં, ગમે તેવી અવ્યવસ્થાવાળાં પુસ્તકો આપણને કે કોઇને જોવા કે વાંચવા સ્વાભાવિક રીતે ઉમળકો આવતો નથી. તેનું બાહ્યરૂપ જ એવું હોવું જોઇએ કે જેથી જોનારનું તેના તરફ આકર્ષણ થાય. વિદ્યાનો જેને અપૂર્વ મોહ નથી તેવાને મૂળ તો પુસ્તક વાંચવું જ અરુચિકર હોય તેમાં ઉપરનો દેખાવ જ ખરાબ હોય તો પછી તેના તરફ તે લક્ષ પણ ન વાળે એ સ્વાભાવિક છે. આથી આકર્ષણ થાય તેવું બાહ્યરૂપ પણ રાખવું એ ઉત્તમ છે.

—વિદ્યાનું દાન બે પ્રકારે થાય છે. એક વાણીવડે અને બીજું સદ્ગ્રંથના અર્પણવડે. કેટલાકથી પ્રથમ દાન અપાવું કઠિન છે, પણ દ્વિતીય દાન તો સર્વને સુલભ છે. પ્રથમનું દાન શ્રવણ કરનારને જ પ્રાપ્ત થાય છે, જ્યારે દ્વિતીય દાન જેના જેના હાથમાં તે સદ્ગ્રંથ આવે છે તે સર્વને લાભ કરે છે. અલ્પશક્તિવાળા પણ આ દ્વિતીય પ્રકારનું દાન અર્પણ કરી શકે છે.

—ઉક્ત પુસ્તકશાળામાં કોઇ સજ્જનને કોઇ ગ્રંથ અર્પણ કરવા વૃત્તિ થાય તો પ્રથમથી તે સજ્જન મહાકાલના વ્યવસ્થાપકને તે ગ્રંથનું નામ જણાવવા કૃપા કરશે, તો કદાપિ તે ગ્રંથ પુસ્તકશાળામાં આવી ગયો હોય તો તેને બદલે બીજો ગ્રંથ અર્પવાનું સુગમ થઇ પડે; એમ થવાથી પુસ્તકશાળામાં નવીન ગ્રંથોની વૃદ્ધિ થવાની.

—આ પુસ્તકશાળાવિના બીજાં પણ ઉક્ત સ્મારકનાં અંગો છે, જેનો પ્રજાજન ઇચ્છશે તો ઉત્તમ લાભ લઇ શકશે.

# પ્રજામાં સાહિત્યનો ઉત્કર્ષ થવા પ્રભુપ્રાર્થના.*

પદ. ૧ ( અજબ શી આ ઉપવનની બહાર, એ લય )

પ્રભુ ! પામો અભ્યુદય સાહિત્ય;
ખરૂં એનું હિત કરાવો પ્રતીત;—
સાહિત્યની છોળે આગળ વહો, જ્ઞાનતણો સિંધુ નિત્ય;—
તેમાંથી નીપજજો રુડાં, અનુભવ મોતી અમિત;—
લહરીરૂપે જ્યાં ત્યાં વિસ્તરજો, વિદ્યા કલા સંગીત;—
એ સિંધુના બલપ્રદ સમીરે, સબલ બનો માનવચિત્ત;—
પામો પ્રજા સાહિત્યે માનસ,-બલ આરોગ્ય ને વિત્ત;—
સાહિત્યસેવા છે, જ્ઞાન સ્વરૂપ આપ કરુણાપ્રાપ્તિની રીત;—
તેના ઉદયાર્થે સઉમાં ઉઠો, આગ્રહ અપરિમિત;—

---

## સપ્રેમ અભિનંદન.

પદ. ૨. ( શ્રીપતિ સુને ગોપાળ. એ લય. )

અભિનંદન દઉં આજ, હૃદયથી, અભિનંદન દઉં આજ.
વાગીશ્વરીકેરી વીણાના, સર્વ છો સુંદર તાર,
જ્ઞાનધ્વનિ કરજો જેમાંથી, થાય સુખનો રણકાર;—
મંજુલ ને વિધવિધ ભાવાત્મક, મનમતિ કેળવનાર;
તત્ત્વપ્રદેશપ્રતિ આકર્ષે, દો એવા સુવિચાર;—
ઐક્યસહિત સ્વરને સાધી જો, વાગશે એ તંતુવાદ્ય,
જનમંડલને જીવનદાતા, તેનો થશે દિવ્ય નાદ;—
હિંદતણા હીરાઓ ! સર્વે, પ્રકટાવો નિજ રૂપ,
જ્ઞાનપ્રભાએ દેશ સકલ આ, કરજો સૂર્યસ્વરૂપ;—
ભારતતરુનાં મધુરાં ફૂલ છો, તૃપ્તિરૂપ ગુણયુક્ત,
પ્રસરાવી નિજ સુગુણ પ્રજાને, કરો ક્ષુધાથી મુક્ત;—
અભિનંદન દેતાં અંતરમાં, આનંદ વાધે આજ,
આર્યોન્નતિની મોટી ઉંડી, આશા છે તમમાં જ;—

---

* વડોદરામાં ચતુર્થ ગુજરાત સાહિત્ય પરિષદ્ ભરવામાં આવી હતી. તે પ્રસંગે આવેલા સાક્ષારરત્નોને શ્રેયસ્સાધકવર્ગતરફથી શ્રી નૃસિંહાશ્રમમાં નિમંત્રણ થયું હતું. તે પ્રસંગે શ્રીઉપેન્દ્રાચાર્યજી તથા શ્રીસુમતિ નરસિંહમાંથી કેટલાંક ઉધૃત કીર્તનોની એક સુંદર ચોપડી પ્રકટ કરવામાં આવી હતી. તેમાં આ બે કીર્તનોનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

શ્રી સાધનસમારંભનો તેરમા વર્ષનો તથા શ્રેયસ્સાધકસંસ્થાના ઉત્સવના ક્રમાનુસાર ૮૯મો ઉત્સવ ફાલ્ગુનમાસની પૂર્ણિમાથી સાત દિવસપર્યંત સુરતમાં સૂર્યદેહાના તટનિકટ પાલન કરવામાં આવ્યો હતો. સાધકરત્ન શ્રીયુત દુર્ગેશ્વર નટવરજીના અશ્રાંત પ્રયાસથી તથા સાધકભૂષણ શ્રીયુત ઈશ્વરભાઈ જીવાભાઇની અનુકૂલ યોજકબુદ્ધિથી તે ઉત્કૃષ્ટ વ્યવસ્થા તથા અનુકૂળતાથી પૂર્ણ થયો હતો. સુંદર બગીચાવાળાં સ્વચ્છ મકાનો સાધકોના નિવાસ સ્થાનમાટે રાખ્યાં હતાં. નૈસર્ગિક દિવ્યતાનું ભાન કરાવનારૂં તથા પ્રસન્ન, પ્રશાંત અને ચિત્તવૃત્તિને સહસા અંતર્મુખ થવામાં સહાયક થઇ પડે એવું રમણીય વૃક્ષોની ઘટાવાળું સ્થાન સંયમને માટે નિર્ણીત કરવામાં આવ્યું હતું. વ્યાખ્યાનને માટે એક શોભીતો મંડપ રચવામાં આવ્યો હતો. સ્વલ્પમાં રચનામાં વિવિધતાયુક્ત સુંદરતાને પ્રકટાવવામાં આવી હતી.

જુદા જુદા સ્થળેથી ત્રણુસેં ઉપરાંત શ્રેયસ્સાધકોએ આગ્રહ તથા ઉત્સાહથી આવીને એ ઉત્સવમાં ભાગ લીધો હતો. પ્રાતઃકાળે પ્રહરઉપરાંતનો સમય સંયમાદિક વિવિધ અંતર્મુખતાપ્રાપક સત્ક્રિયામાં ગાળવામાં આવતો હતો. પછી સદ્‌ગુરુનું પૂજન તથા આરતી થતાં હતાં. ત્યાર પછી ભોજનનો સમય હતો. પશ્ચાત્ થોડો કાળ નિવૃત્તિ તથા સત્‌ચિંતનઅર્થે નિશ્ચિત કરાયો હતો. ત્રણ વાગ્યા પછી પાસેના એક સુંદર બગીચાની અંદર શીતલ હવામાં વૃક્ષની છાયાનીચે સર્વ સાધકો એકત્ર થતા હતા. ત્યાં વિવિધ કીર્તનો તથા બોધક વાર્તાલાપ થતો હતો. તે સમયે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનસાથે સર્વ સાધકોને સાક્ષાત્ વાર્તા તથા શંકાસમાધાનનો પ્રસંગ પ્રાપ્ત થતો. અને તેમ થવાથી સર્વ સાધકોને વિવિધ સંશયના નિવારણપૂર્વક અત્યંત આનંદ થતો અને પોતાના કર્તવ્યપ્રતિ વળવામાં અધિક ઉત્સાહ પ્રકટતો હતો. તે કાલે સર્વ સાધકો પ્રસન્નતાથી એવા મસ્ત જણાતા હતા કે ક્લેશ દુઃખાદિનો તેમને લેશ પણ સ્પર્શ ન હોય એવું જોનારને સહજ જણાઇ આવતું. શ્રીમાન્ વિશ્વવંદ્યનું પુણ્ય સ્મરણ એ પણ તે કાલનો સર્વના ચિંતનનો એક પ્રધાન વિષય હતો. સાધકો પરસ્પરમાં તેઓશ્રીનિમિત્ત જે વિવિધ ઉદ્‌ગાર કાઢતા તે ઉપરથી તેઓ સર્વનો એ મહાત્માપ્રતિ કેવો વિશુદ્ધ તથા ઉચ્ચ ભાવ હતો તે સ્પષ્ટ દેખાઇ આવતું હતું. પોતાનું સર્વસ્વ અર્પણ કરીને તેઓશ્રીએ વર્ગની અત્યંત ઉન્નતિ કરી છે, એ પ્રત્યેકના અંતઃકરણમાં દૃઢ થઇ રહ્યું હોય એમ ભાસતું હતું. 'તેઓશ્રીના ઉપકારસ્મરણનિમિત્ત આપણે પ્રાણ અર્પીએ તો તે પણ તેના પ્રમાણમાં કશું જ નથી' એવા ભાવના સત્ય ઉદ્‌ગારો પ્રત્યેક સાધકના મુખમાંથી શ્રવણ પડતા હતા. તેઓશ્રીના ઉપકારનું સ્મરણ કરતાં અનેકના નેત્રમાં અશ્રુ પ્રકટી આવતાં હતાં. 'તેઓશ્રીપ્રતિ કોઇ પણ પ્રકારની કૃતજ્ઞતા દર્શાવવી હોય તો તેઓના જે જે ઉચ્ચ આશયો અને કર્તવ્યની દિશાનાં સૂચન હતાં તેને હરેક પ્રકારે સિદ્ધ કરવાં એ જ આપણું પ્રથમ કર્તવ્ય છે' એ નિશ્ચયને પ્રત્યેક સાધકનું અંતઃકરણ ધારણ કરતું તથા એ ભાવ વાણીદ્વારા પ્રકાશિત કરતું જણાતું હતું.

સાયંકાલના સંધિમાં ત્યાંથી પરવારીને સર્વ સાધકો સ્નાન સંધ્યાદિકઅર્થે યોજાતા હતા. ત્યાર પછી સાત વાગે વ્યાખ્યાનશ્રવણ કરવાનિમિત્ત સર્વ સાધકો વ્યાખ્યાનમંડપમાં એકત્ર થતા હતા. શહેરમાંથી પણ અનેક સદ્ગૃહસ્થો વ્યાખ્યાન તથા કીર્તન શ્રવણ કરવાના આગ્રહથી આવતા હતા. જેમ જેમ દિવસ વીતતા ગયા, તેમ તેમ અધિક અને અધિક

મનુષ્યોનો જમાવ થતો હતો. અનેક સાક્ષર–વિદ્વાન્–તેમ જ ઉચ્ચ અધિકારને પ્રાપ્ત પુરુષો પણ અવકાશ લઇને આવતા હતા, તથા વ્યાખ્યાન અને કીર્તનથી પોતાનો સંતોષ દર્શાવતા હતા.

પ્રથમ દિવસે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને ઉત્સવના પ્રારંભનિમિત્ત વ્યાખ્યાન આપ્યું હતું. દ્વિતીય દિવસે પંડિત ફતેહચંદ કપુરચંદ લાલને 'જીવનના ત્રણ આશયો, અને તેને કેવી રીતે સિદ્ધ કરવા, એ વિષયઉપર પોતાની ઉત્કૃષ્ટ વક્તૃત્વશક્તિસહિત મનોરંજક વ્યાખ્યાન આપ્યું હતું. તૃતીય દિવસે વિદ્વદ્વર શ્રીયુત જેઠાલાલ જેઠાભાઇ ફણીયાએ 'ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા' એ વિષયઉપર અત્યંત ઉંડા, ગંભીર અને નવીન વિચારોને દર્શાવનારૂં તથા પોતાના જ્ઞાન સામર્થ્યનું અદ્ભુત પ્રકાશન કરનારૂં અને શાસ્ત્રીય વિચારથી પરિપૂર્ણ છતાં સર્વથી સુગમપણે ગ્રહણ ધારણ કરી શકાય એવું અપૂર્વ વ્યાખ્યાન આપ્યું હતું. તેમનું આ વ્યાખ્યાન આજપર્યંત તેમણે આપેલાં વ્યાખ્યાનમાં શિરોમણિરૂપ હતું. શ્રોતાઓ તેથી અત્યંત પ્રસન્ન થયા હતા.

ચોથે પાંચમે અને છઠ્ઠે દિવસે વિવિધ અગ્રણી સાધકોને આગંતુક પ્રતિબંધ આવી પડવાથી ન આવી શકવાને લીધે 'ઉન્નતિનું સાધન' 'આપણે શેની જરૂર છે' 'આપણું બલ અને તેની વૃદ્ધિના ઉપાયો' એ વિષયો ઉપર ત્રણ દિવસ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને વ્યાખ્યાન આપ્યાં હતાં. તેમાં સામાન્ય અધિકારિને તથા ઉચ્ચ અધિકારિને એમ ઉભયને આચારમાં મૂકી શકાય એવાં વિવિધ સરળ અને ગહન સાધનો દર્શાવવામાં આવ્યાથી સામાન્ય અને ઉચ્ચ સર્વ અધિકારિઓને તે ઘણાં ઉપયોગી થઇ પડયાં હતાં અને સર્વની સ્તુતિપાત્ર થઇ રહ્યાં હતાં.

વ્યાખ્યાનના અંતમાં કીર્તનો ગાવામાં આવતાં હતાં. વિવિધ સુંદર લયનાં ઉચ્ચ ભાવનાવાળાં પદો જ્યારે અંતરના ભાવપૂર્વક એકાગ્ર ચિત્તે સંગીતમંડળ ગાતું હતું ત્યારે શ્રોતાનાં ચિત્ત પણ કોઇ ઉચ્ચ ભૂમિકામાં સહસા આવી વસી ત્યાંના ઉચ્ચ અનુભવને અનુભવતાં હોય એમ થઇ રહેતું હતું. 'અભિનંદન'નું દ્વિતીય પદ શ્રવણ કરતાં પ્રત્યેક સાધકના મુખપર પ્રફુલ્લતાનું ભાન થઇ આવતું હતું. નિર્મળ હૃદયાન્વિત બંધુ શ્રી ચીમનલાલદ્વારા સુસ્નેહથી જ્યારે દશમું કીર્તન ગવાતું ત્યારે પ્રત્યેક સાધકનું અંતઃકરણ કોઇ ઉચ્ચ ભૂમિકાનું અવલંબન કરતું હોય એમ જણાતું હતું. બંધુ શ્રીમણિલાલદ્વારા જ્યારે ૧૪ મું પદ વિનોદકારક ભાવથી જ્યારે ગવાતું ત્યારે શ્રોતા આનંદ અને પ્રસન્નતામાં નિમજ્જન કરતા હતા, સમગ્ર સંગીતમંડલવડે જ્યારે ૨૨મું તથા ૨૩ મું પદ ગવાતું હતું ત્યારે તેના મધુર લયથી અને સર્વના સંમિલિત સ્વરના ઘોષવડે આખો મંડપ ગાજી રહેતો હતો. ૨૨મું પદ શ્રોતાને વિચારમગ્ન કરતું. જ્યારે ૨૩ મું પદ તત્ત્વના ઉચ્ચ પ્રદેશમાં વૃત્તિને સ્થાપી દેતું હતું. ત્યાર પછીનાં સર્વ પદો પણ પોતાના ભાવને અનુકૂલ અસર શ્રોતાઓના અંતઃકરણમાં પ્રકટાવતાં હતાં. જ્યારે ૧૭ મું પદ ગાવામાં આવતું હતું ત્યારે તેની છાયામાં સર્વનાં ચિત્ત તદ્રૂપ થઇ આત્મતત્ત્વનો તેટલો કાલ તો સાક્ષાત્કાર કરી રહ્યાં હોય એવું સર્વને ભાન થતું. તે કાળની શાંતિ, સર્વની લક્ષણવૃત્તિ અનાયાસ અંતર્મુખ થઇ તત્ત્વના અનુસંધાનવાળી થવાની સ્થિતિ, એ સર્વ કોઇ અદ્ભુત ભાવને પ્રકટાવતી હતી. સર્વ પદો સુરસપણે ગાવામાં આવ્યાં હતાં. બંધુ જગન્નાથ તથા ઓઝાનાં પદો અર્થાનુકૂલ ભાવને પ્રકટાવવામાં વિજયી થયાં હતાં. તેમાં અલંકારાદિક પણ અર્થને અનુકૂલ તથા મનોરમ છે. ક્રમથી તેઓની

પદ્યરચનામાં જે કુશલતા વધતી જાય છે તે બહુ સંતોષજનક છે. એ કીર્તનોનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે. ઉત્સવમાં જ તેનો ઘણો ઉપાડ થવાથી એક માસમાં જ તેની દ્વિતીય આવૃત્તિ કઢાવવામાં આવી છે. એ પુસ્તક સમયના અભાવને લીધે એક જ દિવસમાં જાતે શ્રમ લઇને તથા વિવિધ પ્રતિકૂલતા વેઠીને લક્ષ્મીવિલાસ પ્રેસના મેનેજર રા. છોટાલાલે તૈયાર કરી આપ્યું હતું. ઘણો થોડો સમય હોવા છતાં પણ કાળજીથી કામ કરીને પુસ્તકની સ્વચ્છતા વગેરે બહુ સારી રીતે જાળવી રાખી હતી, એ સર્વ પણ અધિક સંતોષજનક છે.

આ પ્રકારે વિવિધ સાધનોથી સાત્ત્વિક બલની પોતાનામાં વૃદ્ધિને કરતા તથા આવો સુયોગ પુનઃ સત્વર પ્રાપ્ત થાય એ અભિલાષાને અંતરમાં આર્દ્રપણે સેવતા સાતમે દિવસે સર્વ સાધકો ઇષ્ટસ્મરણસહ પોતપોતાને સ્થલે નિવર્ત્યા હતા.

---

# સારું અને ઘણું સારું.

કંઇ કંઇ વાંચવું તે સારૂં છે, પણ ઉત્કૃષ્ટ સિદ્ધાંતને દર્શાવનારા કોઈ એક સદ્ગ્રંથનું નિત્ય થોડો કાલ ઉંડા ચિંતનપૂર્વક પરિશીલન કરવું એ ઘણું સારૂં છે.

સારાને સારૂં કહેવું અને ખોટાને ખોટું કહેવું એ સારૂં છે, પણ સારાને સારૂં કહેવું અને ઉપરથી દેખાતા નઠારાના ગર્ભ પ્રદેશમાં રહેલા સારાને જોઇને શુદ્ધ તથા સત્ય ભાવપૂર્વક તેને પણ સારૂં કહેવું અને તે રૂપે માનવું એ ઘણું સારૂં છે.

શાઠ્યંપ્રતિ શાઠ્યમ્—શઠનાપ્રતિ શઠતા વાપરવી એ સારૂં છે, પણ તેનાપ્રતિ ક્ષમાભાવપૂર્વક દૈવી પ્રેમનો પ્રવાહ વહેવડાવવો એ ઘણું સારૂં છે.

કોઇને બોધ આપવો એ સારૂં છે, પણ કોઇના કાર્યમાં તે આગળ વેગથી વધે એવો ઉત્સાહ આપવો એ ઘણું સારૂં છે.

કોઇને અમુક સન્માર્ગે વર્તવા કહેવું એ સારૂં છે, પણ તેની સાથે પોતે તેના કરતાં પણ ઉંચા સન્માર્ગમાં વર્ત્તે છે એ બતાવવું એ ઘણું સારૂં છે.

આખો દિવસ નવરા ન બેસી રહેતાં કામ કરવું એ સારૂં છે, પણ દિવસમાં અમુક સમય શરીર, મન અને આત્માની પૂર્ણ વિશ્રાંતિ સેવી એ ઘણું સારૂં છે.

નિત્ય ઉંચી ઉંચી જાતના વિચારો કરવા એ સારૂં છે, પણ ઉત્તમ પ્રકારની પ્રસન્નતાને સેવવી એ ઘણું સારૂં છે.

કોઇને ઘણા પૈસાવાળો જોઈ તેને શ્રીમાન્ કહેવો એ સારૂં છે, પણ જેણે સન્માર્ગમાં ઘણો પૈસો વાપર્યો હોય તેને શ્રીમન્ત કહેવો એ ઘણું સારૂં છે.

જે મનુષ્ય ઉત્કૃષ્ટ વિદ્યાસંપન્ન છે, તેને જ્ઞાનવાન્ કહેવો એ સારૂં છે, પણ જેણે થોડો પણ ઉચ્ચ જ્ઞાનનો અનુભવ મેળવ્યો છે તેને જ્ઞાનવાન્ કહેવો એ ઘણું સારૂં છે.

બુદ્ધિનો વિકાસ કરનારી વાર્તાઓ કરવી એ સારૂં છે, પણ ઉત્તમ પ્રકારના આનંદને પ્રકટાવનારી વાતો કરવી એ ઘણું સારૂં છે.

પુત્ર અને પુત્રીને કેળવણી આપવી એ સારૂં છે, પણ જન્મથી જ ઉત્તમ પુત્ર અને પુત્રીને પ્રકટાવનાર પત્નીને કેળવણી આપવી એ ઘણું સારૂં છે.

ઉત્તમ, સ્વચ્છ શોભીના સ્થાનમાં રહેવું એ સારૂં છે, પણ સ્વચ્છ હવાવાળાં ખુલ્લાં મેદાનોમાં કે વૃક્ષની ઘટાનીચે રહેવું એ ઘણું સારૂં છે.

રોગીએ કુશળ ડૉક્ટરના સંગમાં રહેવું એ સારૂં છે, પણ તેણે નિયમના જ્ઞાનપૂર્વક કુદરત ( Nature ) ના પડખામાં ભરાવું એ ઘણું સારૂં છે.

સુંદર વસ્ત્રોથી શરીરને શોભીતું કરવું એ સારૂં છે, પણ કસરત કરીને તેને બળવાન; પુષ્ટ અને સુંદર કરવું એ ઘણું સારૂં છે.

નિત્ય નિયમપ્રમાણે બે વખત જમવું એ સારૂં છે, પણ પ્રસંગે પ્રસંગે એક બે ઉપવાસ ખેંચી કાઢવા એ ઘણું સારૂં છે.

ઉત્તમ બોધ શ્રવણ કરવો એ સારૂં છે, પણ નિત્ય થોડો વખત પણ ઉંચા ભાવવાળાં ભક્તિ વગેરેનાં કીર્તનો ગાવાં એ ઘણું સારૂં છે,

ઉત્તમ પ્રકારનાં નાટક જોવાં એ સારૂં છે, પણ સર્વોત્તમ જીવનવાળા મનુષ્યતરીકે આ જગતમાં ' પાર્ટ ' લેવો એ ઘણું સારૂં છે.

---

# શ્રી વિશ્વવંદ્યસ્મરણોત્સવ.

શ્રીમાન્ વિશ્વવંદ્યનું પુણ્યનામ કેવલ શ્રેયસ્સાધક વર્ગને જ વિદિત છે એમનથી, પરંતુ ગુર્જર પ્રજાના બુદ્ધિમાન પુરુષોના મોટા ભાગને તે સુવિદિત છે. શ્રેયસ્સાધકવર્ગના પુરુષો તરફથી જે ઉચ્ચ ભાવ તેઓએ પ્રાપ્ત કર્યો હતો તેવો જ અને પ્રસંગે તેથી પણ અધિક મહદ્‌ભાવ ઇતર ઉદાસીન સજ્જનોના અંતઃકરણમાં પણ તેમને માટે વિરાજિત હતો અને અદ્યાપિ ક્રમથી તે વૃદ્ધિ પામતો રહ્યો છે. તેવાના પુણ્ય તનુના વિશીર્ણભાવ પછી, જે અનંત ઉત્કૃષ્ટ ઉપકાર આ ભૂમિમાં રહી તેઓશ્રીએ કરેલા હતા તેના યત્કિંચિત્ પ્રતિદાનરૂપે તથા તેમના શ્રેયસ્કર સ્મરણઅર્થે અનેક સુજ્ઞ જનોની શુભેચ્છાથી ઈશ્વરાનુગ્રહવડે શ્રી વિશ્વવંદ્યસ્મરણોત્સવ ' નામક સંમેલન કરવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. તેનું પાલન શ્રી ઇચ્છાથી વડોદરામાં વૈશાખ શુક્લપૂર્ણિમાથી ( તા. ૧-૫-૧૯૧૨ ) બુધવારથી વૈશાખ કૃષ્ણ ચતુર્થી ( તા. ૫-૫-૧૯૧૨ ) રવિવારપર્યંત થશે. ત્યાર પછી જેના આદ્ય ઉત્પાદક શ્રીમાન્ વિશ્વવંદ્ય હતા, અને સાધકોને સાધનસિદ્ધિમાં જેણે મહાન્ વૃદ્ધિ કરી છે, એવો

## શ્રી साधनसमारंभ

### ( चतुर्दश महोत्सव. )

નામક ઉત્સવ' તેઓશ્રીના સ્મરણનિમિત્ત સવિશેષપણે વૈશાખ કૃષ્ણ પંચમી ( તા. ૬-૫-૧૯૧૨ ) સોમવારથી વૈશાખ કૃષ્ણ અષ્ટમી ( તા. ૯-૫-૧૯૧૨ ) ગુરુવારપર્યંત ( ચાર દિવસ ) પાલન કરવામાં આવશે. સાધનની વૃદ્ધિ અને તદ્દ્વારા આત્મત્વની સિદ્ધિ એ જ જેમનું પ્રધાન કર્તવ્ય, બોધ તથા લક્ષ્યરૂપ હતું તેવા શ્રીમાન્ વિશ્વવંદ્યથી પ્રસ્થાપિત ઉક્ત સમારંભનો ઉત્સવ તેઓના જ સ્મરણરૂપે તેમના સ્વરૂપસંસ્થિતિના વર્તમાન વર્ષમાં જ પાલન કરવો ઉચિત ગણ્યો છે. સાધનસમારંભની અનુક્રમ સંખ્યામાં તે ચૌદમો સમારંભ

ગણાશે, અને શ્રી શ્રેયસાધકઅધિકારિવર્ગના ઉત્સવક્રમમાં તે ૯૦ મો ઉત્સવ લેખાશે. સહકારિપણાથી પ્રધાનપણે સત્ક્રિયાને સધાવતો ઉક્તઉત્સવ સત્ક્રિયાની મૂર્તિરૂપ **શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રતિ** નિવાપાંજલિનિમિત્ત પાલિત થશે, એ તેઓપ્રતિ અધ્યાત્મપ્રેમ ધરનાર સજ્જનોને અધિક સંતોષકાર થઇ પડે એ સ્વાભાવિક છે.

**શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રતિ** વિવિધ ઉત્કૃષ્ટ ભાવપૂર્વક અનુરાગને ધરાવનાર સજ્જનોવડે તેઓશ્રીના ઉપકારસ્મરણનિમિત્ત જે સ્મારક થનાર છે તેનું સ્વરૂપ આ સંમેલનપ્રસંગે વિદિત કરવામાં આવશે. તેથી તેઓપ્રતિ પ્રેમભાવ દર્શાવનાર સર્વ સજ્જનોને તથા સર્વ શ્રેયસાધક બંધુઓને તે પ્રસંગનો લાભ લેવા સપ્રેમ વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

ઉક્ત ઉભય ઉત્સવમાં પાલન કરવાના નિયમો નીચેપ્રમાણે છેઃ—

૧ પ્રત્યેક દિવસના ભોજનખર્ચનિમિત્ત આઠ આના લેવામાં આવશે. જેટલા દિવસ તેમાં ભાગ લેવા ઇચ્છા હોય તેટલા દિવસનું દ્રવ્ય વૈશાખ શુક્લ દશમ પૂર્વે મોકલી આપવાથી તેટલા દિવસનું અનુમતિપત્ર મોકલી આપવામાં આવશે. કયા કયા દિવસ આવવાનું થશે તે સ્પષ્ટપણે જણાવવા કૃપા કરવી. ઠરાવેલી મુદત પહેલાં દ્રવ્ય નહિ મોકલનારને પાછળથી નિત્યના બાર આનાપ્રમાણે દ્રવ્ય આપવું પડશે. દ્રવ્ય ભર્યા છતાં કોઇ કારણથી તેમાં ભાગ ન લઇ શકનારને દ્રવ્ય પાછું આપવામાં આવશે નહિ.

૨ સુવાનું બિછાનું, જળપાત્ર, સંધ્યાપૂજાનો સામન તથા આસન વગેરે સાથે લેતા આવવું. તાપને લીધે છત્રીની અગત્ય હોવાની જેથી તે પણ સાથે રાખવી.

૩ શ્રી ઉપેન્દ્રગિરામૃત,, શ્રી સુધાસ્રોતસ્વિની વગેરે કીર્તનનાં પુસ્તકો સામાજિક કીર્તન ગાતી વખતે ઉપયોગી થઇ પડે માટે પ્રત્યેકે તે પુસ્તકો સાથે રાખવાં.

**૪ પોતાનાં પહેરવાનાં તથા વાપરવાનાં વસ્ત્રો અને પદાર્થોની સ્વચ્છતા માટે સવિશેષ કાળજી રાખવી.**

૫ કોઇને ઉત્સવનિમિત્તના કાર્યમાં સહાય્ય કરવાનો ઉત્સાહ હોય તો તેમણે પોતાનું અનુમતિપત્ર મંગાવતી વખતે તે ઇચ્છા જણાવવાથી 'સહાયક મંડલ'માં તેમનું નામ દાખલ કરવામાં આવશે. તેમણે મંગળવાર (તા. ૩૦-૪-૧૨) સવારસુધીમાં વડોદરામાં શ્રીનૃસિંહાશ્રમમાં આવી જવું જોઇએ.

૬ સાધનસમારંભમાં પાલન કરવાના નિયમોનો આ ઉત્સવના પાલનને અંગે સમાવેશ થયેલો સમજવો.

**☞ બને તેમ જલદીથી અનુમતિપત્ર મંગાવી લેવા કૃપા કરવી.**
**પત્રવ્યવહાર નીચેને સરનામે કરવોઃ**

મોહનલાલ દલસુખરામ
શ્રી વિશ્વવંદ્યસ્મરણોત્સવ વ્યવસ્થાપક
શ્રીનૃસિંહાશ્રમ
વડોદરા.

હવે તો રૈયતને સુભાગ્ય થયું ફક્ત જુજ કાપી શીલીક છે.
વહેલો તે પહેલો.—પાછળથી પસ્તાવું પડશે.

દરેક માણસને હંમેશાં પાસે રાખવા લાયક વિદ્વાનોથી વખણાએલ લોકપ્રિય.

# કાયદાનો શિક્ષક.

## યાને ફોજદારી, રેવન્યુ અને દિવાની કાયદાનું જુથ.

જેની એક વર્તમાન પંદરશો કાપી ખપી ગઇ છે. હવે જુજ કાપી શીલીક છે તેમાં દીવાની, ફોજદારી, અને રેવન્યુ (મુલકી) તમામ કાયદાઓ આવી જાય છે. વળી જે કાયદામાં પ્રવીણ અને અનુભવી વિદ્વાન અમલદારો આ મજ્મ્નોના ઉંચા અભિપ્રાયો ધરાવે છે જે રૂ. ૧૦૦ પર્યંત ન મળે તે માત્ર રૂ ૫ નીજ કિંમતે આપવાના અવે છે તેથી કાયદા જાણવાની દરેક માણસની ફરજ છે, કાયદાનું અજ્ઞાન એ દેખીતી આંખે અથડાવા જેવું છે અને આ પુસ્તકથી દરેક માણસ તમામ કાયદાનું જ્ઞાન મેળવી શકે છે જુદા જુદા કાયદા અને તે આ પુસ્તકમાં આવેલા તમામ જુદા ખરીદવા જાય તો ઘણું ખર્ચ થાય તેમ છે અને વળી તેમાં ગુજરાતી ભાષામાં કેટલાક કાયદા તો મળતા પણ નથી જેથી કરીને આ પુસ્તક ઘણીજ નજીવી કિંમતમાં અમુલ્ય કામ બજાવે છે, તેના નિચે પ્રમાણે કાયદાઓ છે વળી તેની પ્રશંસા પ્રજામાં કેવી થઇ છે તે જાણવા માટે ફક્ત જુજ પ્રશંસા પત્રો આ નીચે છાપેલા છે તેથી પુસ્તકની લોકપ્રિયતા તથા ઉપયોગીતા સહજ જાણવામાં આવશે.

મુંબઈ ગવર્નમેન્ટના ઓરીઅન્ટલ ટ્રાન્સલેટર મે. ખાનબહાદુર સૈયદ શમ્સુદ્દીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કે—(અંગરેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે મને લાગે છે કે તે લોકપ્રિય થઇ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરસ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે.

મે. ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર પણ (હાલ અમદાવાદ મ્યુનીસીપાલેટીના ચીફ ઓફીસર) રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. લખે છે કે.—(અંગરેજી ઉપરથી) મી જેઠાલાલ કૃત કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક કે જેમાં કાયદાઓ અને રૂલોનો સમાવેશ છે તે તમામ ખાતાના સરકારી નોકરોને ઘણુંજ ઉપયોગી છે તેમાં અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કરેલા છે, તેના કાગળો ટાઇપો અને બાંધણી વખાણવા લાયક છે મને ખાત્રી છે કે આપણા હાલના જમાનાના ગુજરાતી જાણનારા બુદ્ધિશાળી વર્ગની તે લાંબા વખતની ખોટ પુરી પાડશે

અમદાવાદથી મે લક્ષ્મીશંકર ડે. દવે બારીસ્ટર એટ લૉ લખે છે કેઃ—કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક મેં વાંચ્યું છે. તમામ કાયદાઓનું જ્ઞાન મેળવવાનું આ પુસ્તક ખાસ સાધન છે. તેમાં ફોજદારી રેવન્યુ તથા દિવાની મળી ઘણા કાયદાનો સમજાય તેવી ભાષામાં સમાવેશ કરી આ પુસ્તક બહાર પાડી લાંબા વખતની ખોટ મી. જેઠાલાલે પુરી પાડી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. દરેક માણસે તે હમેશાં પાસે રાખવું જ જોઇએ

મે. ડીસ્ટ્રીક્ટ ડીપોટી કલેક્ટર પણ હાલ સુરતના સીટી માજીસ્ટ્રેટ મે. રા. બા. દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદી બી. એ લખે છે કે — કાયદાનો શિક્ષક એ નામનું પુસ્તક મેં વાંચ્યું લખી જણાવતા આનંદ થાય છે કે એ પુસ્તક બહાર પાડી આપે એક લોકહિતાર્થ ધર્મ બજાવ્યો છે. કાયદાના અજ્ઞાનને દુર કરવાનું સરળ અને કિંમત ઉપર નજર રહેતા સુલભ સાધન તો તમેજ પ્રથમ પુરૂં પાડ્યું છે ખરી મહેનત, આગ્રહ અને ઉદાર બુદ્ધિથી કાયદાનો શિક્ષક એ નામથી ઓળખાતું પુસ્તક તમે ઘણીજ જુજ કિંમતે જનસમૂહની સેવા માટે રજુ કરી શક્યા છો તે માટે તમને ધન્યવાદ ઘટે છે. દરેક ઘેર તેનો અવતાર હોવો જોઇએ.

વાંકાનેરના દિવાન મે. રા. બા. નાથાભાઈ અવિચળદાસ દેશાઈ લખે છે કેઃ—'કાયદાનો શિક્ષક' એ નામનું પુસ્તક મેં જોયું તથા વાંચ્યુ છે તે પુસ્તકમાં નાના મોટા ઘણા

યદાઓના સમાવેશ કર્યા છે. આ પુસ્તક દરેક માણસને હમેશાં પાસે રાખવા લાયક અને ઉપયોગી છે. કારણ તેમા સમાવેશ કરેલા કાયદાઓની વારંવાર દરેક માણસને જરૂર પડે છે અને જરૂર આ પુસ્તક પુરી પાડે છે. કેટલાક કાયદાની ગુજરાતી પ્રતો જરૂર વખતે મેળવવામાં હતી મુશ્કેલી આ પુસ્તકથી દુર થાય છે. રા. જેઠાલાલનો પ્રયાસ સ્તુતી પાત્ર છે સંઘરેલો કાયદાનો સમુહ જોતા કિંમત જુજ છે.

સુરતથી હાઈકોર્ટ વકીલ મી–પ્રહલાદ–ચંદ્રશેખર દિવાનજી. એમ. એ. એલ. એલ. બી. લખે છે કે, સદરહુ પુસ્તકમાં તમોએ ઘણા શ્રમથી ફોજદારી, રેવન્યુ, દિવાની તથા કેટલાક પરચુરણ કાયદાનો સમુહ એકત્ર છપાવી પ્રસિદ્ધ કર્યો છે. અને તે ઘણીજ જુજ કિંમતમાં ગુજરાતના પ્રજા વર્ગના જીજ્ઞાસુઓને લાભ આપવાનું બીડું ઝડપ્યુ છે એ ઘણુ આનંદદાયક યા ઉત્તેજનને લાયક છે. ફોજદારી દીવાની તથા આબકારી વિગેરે કોરટોના વકીલ, કારકુન. મુખત્યાર વર્ગ વગેરેને એ ઉપયોગી થઇ પડશે. એટલુજ નહિ પણ સામાન્ય પ્રજાજનોને પોતાના હકો તથા ફરજોનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઘણી થોડે ખર્ચે સારો લાભ આપી શકશે. માટે દરેક માણસે ખરીદવું જ જોઇએ એવું મારૂ ધારવું થાય છે

અમદાવાદ સરકારી વકીલ મે. હરીલાલ દેસાઈભાઇ દેસાઇ બી. એ. એલ. બી. લખે છે કે, 'કાયદાનો શિક્ષક' મે તપાસી જોયો છે. કાયદાનાં ગુજરાતી ભાષાંતરો ઉપરથી કરેલુ આ એકીકરણ જાહેર પ્રજાને વ્યવહારમાં ઘણુ ઉપયોગી થશે. એવી મારી ખાત્રી છે. આવા પુસ્તકની ખોટ હતી, તે તમે પુરી પાડી છે. માટે તમોને ધન્યવાદ ઘટે છે.

### તેમાં નિચે પ્રમાણે ૯૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે.

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**–૧ ક્રીમીનલ પ્રોસીજર કોડ, (ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો) ઇન્ડિઅન પીનલકોડ. (હિંદુસ્તાનનો ફોજદારી કાયદો). ગાંડા માણસોના આશ્રય સ્થાન બાબતનો એક્ટ, ફટકાની શીક્ષા ઠરાવવા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ એક્સ્ટ્રાડીશન એક્ટ, (ગુનેગારોને સ્વાધિન કરવા બાબતનો એક્ટ) મુંબાઇનો આબકારી એક્ટ, અફીણ બાબતનો એક્ટ, મીઠા બાબતનો એક્ટ, કારીગર અને મજુર બાબતનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેકટરી એક્ટ, ટેલીગ્રાફ બાબતનો એક્ટ (તારનો કાયદો), પોસ્ટ ઓફીસોનો એક્ટ, પોસ્ટની રૂલ, સેવીંગ્સ બેંકની રૂલ, ઝેરી જણસો બાબતનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવા બાબતનો એક્ટ, નાટકના ખેલ બાબતનો એક્ટ નિધિનિક્ષેપ એક્ટ, (જમીનમાંથી ધન જડે તે બાબતનો કાયદો), એક્સ્પ્લોઝીવ એક્ટ (ભારી–થનારા પદાર્થો બાબતનો એક્ટ), ઢોર એક્ટ (ઢોરોના અતિક્રમણ બાબતનો એક્ટ), વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ વિગેરે

**રેવન્યુ (મુલકી) તથા સરવેના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ (જમીન મહેસુલનો કાયદો), લેન્ડ રેવન્યુ કોડ કા ૨૧૩ ઉપર થયેલી રૂલ, લેન્ડ રેવન્યુ કોડ કા. ૨૧૪ ઉપર થયેલી રૂલ, રેકર્ડ ઓફ રાઇટસ એક્ટ, રેકર્ડ ઓફ રાઇટસ એક્ટ, ઉપર થયેલી રૂલ, જમીન ઉપરનું હકનું પત્રક તયાર કરીને રાખવા બાબતની ગમજુતી, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્કલ ઇન્સપેક્ટરોની રૂલ, માપણીની સમજુતી, ઓરીજીનલ તથા રીવીઝન સરવેની રૂલો વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજરકોડ (નવો) (દિવાની કામ ચલાવવાની રીત બાબતનો કાયદો), વારસાનું સરટીફીકેટ લેવાનો એક્ટ, સગીરની જાત તથા મિલકતના વાલી નીમવા બાબતનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એક્ટ (ખેડુતનો કાયદો) સ્માલકોઝ કોર્ટ એક્ટ, વારસાનું સરટીફીકેટ આપવા બાબતનો એક્ટ, હીંદુ વિધવાના પુનર્લગ્ન બાબતનો એક્ટ, ગાંડા માણસની માલ મિલકતની સંભાળ કરવા બાબતનો એક્ટ, પારસી લોકોના લગ્ન તથા તલાક બાબતનો એક્ટ, વસિયતનામું કર્યા સિવાય મરનાર પારસીઓના વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ હિંદુસ્તાનનો પુરાવાનો એક્ટ, કોર્ટમાં સમજાવવા બાબતનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, (દસ્તાવેજ નોંધવા બાબતનો એક્ટ) વહેંચણ કરવા બાબતનો એક્ટ, ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એક્ટ, (મિલકત તબદીલ કરી આપવા બાબતનો એક્ટ) સ્પેસીફીક રીલીફ એક્ટ, સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનદો આપવા બાબતનો એક્ટ નાદારીનો એક્ટ, મુદતો બાબતનો એક્ટ, વારસાનો

એક્ટ, હિંદુથી, (હિંદુ ધર્મ શાસ્ત્ર) પુખ્ત ઉમરનો એક્ટ, વારસોને કરજમાંથી છોડાવવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ (મુસલમાની ધર્મશાસ્ત્રનો કાયદો) સરીયતદારી વિષે, સરીકના હક્ક બાબત, સ્ટાંમ્પ એક્ટ વિગેરે.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એક્ટ સને ૧૮૮૩નો ૧૯મો તગાવીનો એક્ટ સને ૧૮૮૪ નો ૧૨ મો, લેંડઈમ્પ્રુવમેન્ટ બાબતનો એક્ટ, ઇનકમટેક્ષ (આવક ઉપરના કર) બાબતનો એક્ટ, મતાદાર બાબતોનો એક્ટ, ગુજરાતના તાલુકદારો બાબતનો એક્ટ, બંદરો બાબતનો એક્ટ, વહાણો બાબતનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુનીસીપાલ એક્ટ, જમીન લેવા બાબતનો એક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણ બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણાં બાબતનો એક્ટ, હિંદુસ્તાનનો તારીફનો એક્ટ, જળમાર્ગની કસ્ટમની ડ્યુટી લેવા બાબતનો એક્ટ, જંગલનો એક્ટ, વતન બાબતનો એક્ટ, ઇરીગેશન એક્ટ, શિતળા કાઢવા બાબતનો એક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવા બાબતનો એક્ટ, મેનીટરી એક્ટ, છાપવાના પ્રેસો તથા વર્તમાનપત્રો અને પુસ્તકો નોંધવા બાબતનો એક્ટ, વર્તમાન પત્રનો એક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રી બાબતનો એક્ટ, ફટકાની શિક્ષા કરવા બાબતનો એક્ટ (નવો) વિગેરે વિગેરે.

ઉપર પ્રમાણે લગભગ તમામ કાયદાઓનો આ પુસ્તકમાં સમજાય તેવી ભાષામાં સમાવેશ કર્યો છે

વળી તેના સંબંધમાં.

સુરતના મે. ડી. ડી. કલેક્ટર સાહેબ રા. બા. નારાયણભાઇ લલ્લુભાઈ દેસાઇ લખે છે કેઃ—મજકુર પુસ્તકમાં લગભગ ઘણુખરા કાયદાઓનો સમાવેશ કર્યો છે કાયદો કહે છે કે દરેક માણસે દરેક કાયદાથી માહિત હોવું જોઇએ, કાયદાનું અજ્ઞાન બનાવી શિક્ષામાંથી બચી જઇ શકાતું નથી. તો આ પુસ્તક યુવાન અને વૃદ્ધ, સધન અને નિર્ધન સર્વને ઘણુંજ ઉપયોગી છે. કાયદાનો અભ્યાસ કરનાર તથા પરીક્ષા આપનારને તો એ ખાસ ઉપયોગી છે. કારણ આ પુસ્તક હાથમાં હોય તો બીજું જોવા અગર શોધવાનો શ્રમ બચે. અને જેથી તેને બને તેમ ઉપયોગી કરવા મી. જેઠાલાલે કંઇ શ્રમ કરવો બાકી રાખ્યો નથી. એકંદર આ પુસ્તક દરેક ઘરમાં રાખવા યોગ્ય છે કેમકે કોઇ એકજ વખતમાં ખર્ચેલાં નાણાં વળી જાય તેમ છે. તેનું ઉદાહરણ હું મારૂં પોતાનુંજ આપીશ. હું રજા ઉપર હતો અને એક કાયદાની મને જરૂર જણાઇ ત્યારે તેપણ આ પુસ્તકમાંથી મળી આવ્યો શ્રમતા અને કદના પ્રમાણમાં કીંમત પણ ઓછી છે.

લુણાવાડાના દિવાન મે રા બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા લખે છે કે—'કાયદાનો શિક્ષક' એ નામનું પુસ્તક વાંચી એનાં હાલના સુધરેલા જમાનાના વધતા જતા વ્યવહારમાં હમેશના ઉપયોગમાં આવતા ફોજદારી, દિવાની અને મુલકી કાયદાઓનો સમાવેશ કરી રચાયલું પુસ્તક દરેક માણસોને પોત પોતાના હકો તથા ફરજો સમજવામાં તેમજ તેમજ પરીક્ષા આપવા જનાર ઉમેદવારોને કાયદાનું જ્ઞાન મેળવવામાં ઉપયોગી થઇ પડશે એમ હું ધારૂંછું.

વડોદરાના માજી પોલીસ કમીશનર પણ હાલ સેન્સસ સુપ્રીન્ટેન્ડેન્ટ મે. રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ બી. એ., એલ. એલ. બી. લખે છે કેઃ—કાયદાનો શિક્ષક એ નામનું આપનું બનાવેલું પુસ્તક મે વાંચ્યું, ગુજરાતી ભાષામાં આવા કાયદા સંગ્રહની ખોટ હતી તે આ ગ્રંથથી સારી રીતે પુરી પડે તેમ છે. સરકારી નોકરો, જમીનદારો વિગેરે સર્વને ઉપયોગી થાય એવી માહીતીવાળા. આ ગ્રંથનો બહોળો ફેલાવો થઇ આપે લીધેલી મેહેનતનો સારો બદલો મળશે એવી મને ઉમેદ છે.

તે સિવાય પ્રાંત સ્ટેટના ન્યાયાધિશ મે. દોલતરામ વજેરામ બુચ. બી. એ. એલ. એલ. બી. લીંબડીના દિવાન મે. ઝવેરભાઇ નાથભાઇ અમીન, મદદનીશ કલેક્ટર સા. બા. ચીટનીસ મે. રા. સા. લાલભાઇ અંબારામ, શ્રીમંત 'મહારાજ' દિપસીંહજી સાહેબ. માલપુર સ્ટેટ, રેવાકાંઠાના ડી'આ. પોલીટીકલ એજન્ટ સાહેબ મે. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી, ખેડા જીલ્લાના. ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચર ઇન્સ્પેક્ટર મે. ગ. મા. નંદલાલ મોતીલાલ દેસાઇ, વાંદરા લશ્કરી સ્કુલથી મી. તુલસીદાસ કેશવદાસ, જે. પી. પ્રાંતીજના મ્યુનીસીપાલ કાઉન્સીલર મે. વેણીલાલ ત્રંબકલાલ દેસાઇ.

બોરસદથી હાઇકોર્ટ વકીલ મી. ધનાભાઇ નરસીભાઇ પટેલ. ધરમપુર થાણદાર મી. રણછોડજી વસનજી અને તે સિવાય ઘણા સજ્જનોના પણ આ પુસ્તકના સંબધમાં અતિ ઉત્તમ અભિપ્રાયો આવેલા છે—પુસ્તકનો દરેક માણસ લાભ લે તેટલા માટે તેની કિંમત ઘણા સજ્જનોના કહેવાથી ઘણીજ થોડી રાખી છે. જે મંગાવી ખાત્રી કરો. કિં. માત્ર રૂ. ૫) પોષ્ટ ૦-૭-૦ હવે જુજ કોપી સીલીક છે.

**જેઠાલાલ દેવશંકર દવે.**

મુ. આણંદ મામલતદાર કોર્ટ—જી. ખેડા. (ગુજરાત.)

---

તૈયાર થાય છે. અધ્યાત્મિક નૉવેલ થોડાજ વખતમાં બહાર પડશે.

## ચંદ્ર ચરિત્ર ભાગ ૧ લો.

આ પુસ્તક એક નોવેલ છે. નોવેલનો ઘણાખરા માણસને શોખ હોય છે અને 'ધાર્મિક ગ્રંથો વાંચવાનો તેમને કંટાળો ઉપજે છે તેથી આ જન્મમાં પોતાનું ખરૂં કર્તવ્ય શું છે તેનાથી અજાણ્યુ રહી વ્યવહારમાં રચ્યા પચ્યા રહી સ્વચ્છંદે વર્તી ધર્મભ્રષ્ટ થાય છે. અને તેથીજ આ પુસ્તકમાં નોવેલના રૂપમા વેદાન્તના આધ્યાત્મિક વિષયો મહાપુરૂષોનાં જીવન ચરિત્રો સહિત એવી રીતે દાખલ કરેલા છે કે જે વાચવાથી દરેક માણસને અસર કરી તેને સુધારાના રસ્તા ઉપર લાવી પોતાના કર્તવ્ય તથા પ્રારબ્ધનું જ્ઞાન આપી ધર્મિષ્ટ બનાવી અખંડ સુખની પ્રાપ્તિ કરાવેછે.

વળી પોતાની વ્યવહારિક તથા પરમાર્થિક ઉન્નતિ આજ જન્મમાં સર્વોત્તમ રીતે કેવી રીતે કરવી ? સ્વચ્છંદે અને પ્રમાણિકપણે વર્તવાથી કેવું કેવું દુઃખ પડે છે તેમાંથી સ્વધર્મે વર્તવાનું જ્ઞાન કેવી રીતે થાય છે. અને તેનું ફળ કેવું મળે છે તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે. કે જે દરેક માણસના દૃષ્ટાંતરૂપ થઇ તેનો સત્વર સુધારો કરી શકાશે કીં. ૧-૮-૦ પણ અગાઉ થનાર ગ્રાહક પાસેથી માત્ર રૂ. ૧-૦-૦ નિચેને સ્થળે નામ નોંધાવો.

જેઠાલાલ ડી. દવે. મામલતદાર કોર્ટ—મુ. આણંદ. જી. ખેડા. (ગુજરાત.)

---

રૂ. ૨૫ ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂ. ૧—૮—૦ આંજ તૈયાર છે. બીજી આવૃતી ખપી જવા આવી છે. વહેલો તે પહેલો પાછળથી પસ્તાવું પડશે.

## સરવે રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વિલેજ પોલિસ એક્ટ, હથીઆર એક્ટ, લેન્ડ રેવન્યુ કોડ તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ રેકર્ડ ઑફ રાઇટસ એક્ટ, મીઠાનો એક્ટ, વતન એક્ટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે. દરેક માણસે હમેશા પાસે રાખવા લાયક અને ઘણું જ ઉપયોગી છે. જેના સંબધમાં સેંકડો વિદ્વાનોનાં સર્ટીફીકેટ મળ્યાં છે રેવન્યુ ડીપાર્ટમેન્ટની પરીક્ષા આપવા જનાર તલાટી તથા દરેક સરકારી નોકરોને તો ખાસ ઉપયોગી છે. ફક્ત જુજ સર્ટીફીકેટ વાંચો.

રેવાકાંઠાના મે. ડી. આ. પોલીટીકલ એજંટ સાહેબ રા. બા. કેશવલાલ ગીરધરલાલ ત્રિવેદી લખે છે કે:—જેઠાલાલ દેવશંકર દવેએ તૈયાર કરેલા કાયદાનો શિક્ષક તથા સરવે રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ એ બને પુસ્તક મેં જોયાં. તે બને પુસ્તકો જેટલાં સરકારી નોકરીમાં આગળ વધવાની ઉમેદ રાખનારને અગત્યનાં છે; તેટલાંજ અગ્રેજી ભાષાથી અજ્ઞાન મુખત્યારોને તેમજ કોર્ટો સાથે નિસ્બત ધરાવનારા જમીનદારો, ધીરધાર કરનાર

અને શાહુકારો અને ખેડુતોને પણ અગત્યનાં છે. જુજ કિંમતમાં ઉપયોગી કાયદાઓનો એવો મોટો સંગ્રહ ગુજરાતી ભાષામાં બહાર પાડી મી. જેઠાલાલે પ્રજાની જે સેવા બજાવી છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

મે. રા. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ. ડીસ્ટ્રીકટ ડીપોટીકલેક્ટર પણ હાલ અમદાવાદ મ્યુનીસીપાલીટીના ચીફ ઓફીસર સાહેબ બહાદુર લખે છે કે:—આ પુસ્તકની બીજી આવૃતિ નીકળેલી જોઇ ઘણો આનંદ થયો છે. અને આ પુસ્તકની ઉપયોગીતા હવે નિર્વિવાદ રીતે સિદ્ધ થઈ ચુકી છે તેમા સંદેહ નથી.

આ સિવાય ઘણા અભિપ્રાયો સ્થળ સંકોચથી આપી શક્યા નથી.

પુસ્તકની કિંમત રૂ. ૧-૮-૦ પો. રૂ. ૦-૩-૦ જેઠાલાલ દેવશંકર દવે ઠે. મામલતદાર કોર્ટ મુ. આણંદ જીલ્લે ખેડા. (ગુજરાત)

---

વહેલો તેજ પહેલો ખપી જવા આવી છે.

# વૈદ યાને વૈદક. ભાગ ૧ લો.

આ પુસ્તક હાલમાંજ બહાર પડ્યુ છે છતાં તે એકદમ થોડાજ વખતમાં ખપી જવા આવ્યું છે તેજ તેની લોકપ્રિયતા અને ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી બતાવે છે.

આ પુસ્તકમાં તમામ રોગ અને તેનાં ઔષધો આપવામાં આવ્યાં છે આ ઔષધો અકસીર વનસ્પતિઓથી કી રીતે બનાવવાં તે તથા કઇ દવા કયા કયા રોગ મટાડે છે તે તથા દવા કઇ કઇ વનસ્પતિની કેવી રીતે બનાવવી તે દરેક સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ જેવા મહાન ગ્રંથોમાંથી લખવામાં આવ્યું છે તેમા દરેક વનસ્પતિ અને તેના સંસ્કૃત, મરાઠી હિંદુસ્તાની અને ગુજરાતી નામો અને તેના ઉપયોગ તથા તેથી કયા રોગ મટે છે. તે આપવામાં આવ્યુછે તમારે વૈદ થવું હોય, જો તમારે દવાખાનાનાં બીલ ચુકવવાં ન હોય. તેમ દવાખાનું કાઢવું હોય તો આ પુસ્તક મંગાવો અને ખાત્રી કરો. આ પુસ્તકમાં આપેલી દવા વેચશો તો ઘણા હજારો રૂપિઆ કમાઇ શકશો કારણ આપેલી દવાઓ અકસિર છે. આ પુસ્તકનો દરેક માણસ જુજ કિંમતમાં લાભ લઇ શકે તેટલા માટે તેની મહેનત અને ખર્ચ તથા કદ સામું ન જોતાં પુસ્તકની કિંમત માત્ર રૂ. ૦-૮-૦ પો. રૂ. ૦-૩-૦ દશ પુસ્તક મંગાવનારને રૂ. ૪ અને એક પુસ્તક મફત.

## તૈયાર થાય છે-વૈદ યાને વૈદક બીજો ભાગ.

ગ્રાહક નામ નોંધાવો-તેમાં પણ દરેક રોગ અને તેના ઉપાયો તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, ગુટિકાઓ, અવલેહો તથા આસવો વિગેરે બનાવવાના પ્રયોગો આપવામાં આવ્યા છે. આ ગ્રંથ જરા વિસ્તારથી લખવામાં આવશે. કી. રૂ. ૦-૮-૦ અગાઉ થનાર ગ્રાહક પાસે ૦-૬-૦.

સને ૧૯૧૮ ની સાલનું પંચાંગ તૈયાર છે. કી. રૂ. ૦-૧-૦ સામટાં લેનાર વેપારીને રૂ. ૪ ના નંગ ૧૦૦ મળશે. તેમાં જ્યોતિષ વિગેરેની પૂર્ણ માહિતી છે.

જેઠાલાલ ડી. દવે.

ઠે. મામલતદાર કોર્ટ મુ. આણંદ. જી-ખેડા. ગુજરાત.

---

દરેક માણસને ઉપયોગી.

દુઃખમાંથી બચાવનાર, ધંધો બતાવનાર અને વિદ્વાન તથા ભવિષ્યવેત્તામાં ખપાવનાર, વળી બ્રાહ્મણોને તો હજારો રૂપિઆ મેળવી આપનાર જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ અને વિદ્વાન બનાવનાર, તથા પ્રતિષ્ઠા વધારાવનાર.

# ભવિષ્યવેત્તા યાને ભવિષ્ય જાણવાની વિદ્યા.

નામનું પુસ્તક પહેલવહેલુંજ બહાર પડ્યું છે, તેની ઉપયોગીતા તો એટલી બધી થઇ ગઇ છે, કે તે ખપી જવા પણ આવ્યું છે, અને હવે થોડીજ કોપી શીલીક છે માટે તાકીદે મંગાવી લ્યો કે પાછળથી પસ્તાવું પડે નહિ.

તમારે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત જાણવી હોય, બાહોશ અને 'આગમ બાખનાર' ભવિષ્યવેત્તા બનવું હોય; કાળ, દુકાળ, અનાજના ભાવ, વરસાદ વરસશે કે કેમ ? દરેક માણસની જીંદગીના સુખ દુઃખનો અહેવાલ, કયો ધંધો કરવાથી ફાયદો થાય વિગેરે હકીકત આગળથી જાણતાં શીખવું હોય જ્યોતિષશાસ્ત્ર સામુદ્રિકશાસ્ત્ર, સ્વરોદયશાસ્ત્ર અને રમળશાસ્ત્રમાં નિપુણ બનવું હોય તોજ આ પુસ્તક મંગાવો.

અમો દરેક માણસને તેમજ દરેક બ્રાહ્મણને તો ખાસ આ પુસ્તક પોતાની પાસે રાખવા અસામણ કરીએ છીએ કારણ કે જે માણસ આ પુસ્તક પાસે રાખશે તે પોતાના ઉપર ભવિષ્યમાં આવી પડનાર દુઃખથી બચશે અને બીજાને બચાવશે કારણ આ પુસ્તક ઉપરથી કોઇપણ વખતે પોતાના ઉપર કે બીજાના ઉપર આવી પડનાર સંકટોને તે આગળથી જાણી શકશે અને તેથી તે દુઃખોના આગળથી ઉપાયો કરી તેથી ચેતશે અને બચી જશે અને સામાને બચાવશે. અનાજ વિગેરેના ભાવ પણ આગળથી જાણી શકશે.

આ પુસ્તકનાં ૪૫ પ્રકરણ છે અને તેમાં શું શું સમાવેશ કર્યો છે તે આ નિચે પ્રકરણવાર આપવામાં આવ્યું છે જે વાંચી ખાત્રી કરશો.

## ભવિષ્ય જાણવાની વિદ્યામાં શું શું આવે છે !

પ્રકરણ ૧ લું—ઉદ્દેશ-પ્રકરણ ૨ જું—સંવત્સર, સંવત, શક, ૠતુ, અધિક માસ, ઉત્તરાયણ, દક્ષિણાયન, માસ, પક્ષ, તિથિ, વાર, રાશી, ગ્રહ, નક્ષત્ર યોગ, કરણ, અને ચંદ્ર, જોવાની રીત તથા નામ પાડવાની રીત. પ્રકરણ ૩ જું—કયાં કયાં કામ કઇ કઇ વખતે કરવાં કે જે સિદ્ધ થાય. વાર, નક્ષત્ર, પંચક, યોગ કરણ, ભદ્રા, વિધિ, સિંહસ્થ વર્ષ, ગુરુ શુક્રનો અસ્ત, ચોઘડીયાં, ૨૪ હોરાઓ, અને તેમાં કરવાનાં કામ, લગ્ન તથા નવ પંચક જોવાની રીત તથા તેમાં કરવાનાં કામ. પ્રકરણ ૪ થું—પરગામ જવા વિષે મહુરત, ચંદ્રની દિશા, કાળની દિશા, વારશૂળ યોગિનીની દિશા, પુરૂષ તથા સ્ત્રીના ઘાત, ચંદ્ર, શુકન અપશુકન, નક્ષત્ર શૂળ, કાળ રાહુ અને તારા જોવાની રીત, પ્રકરણ ૫ મું—ગ્રહોના ફળ ભાગત-સારા નરતા દરેક ગ્રહો અને તેનુ ફળ, પ્રકરણ ૬ ઠું—પનોતી ભાગત-નાની મોટી પનોતી જોવાની રીત અને તેનું તથા તેના પાયાનું ફળ. પ્રકરણ ૭ મું—અશુભ ગ્રહોનાં દાન. પ્રકરણ ૮ મું—દિન દશા

જોવાની રીત અને તેનું ફળ, પ્રકરણ ૯ મું—મહા દશા જોવાની રીત અને મહા દશા તથા તેની અંતર દશા કેટકેટલા વર્ષની તથા તેનું ફળ, પ્રકરણ ૧૦ મું—મહુરત જોવાની રીત-નવાં વસ્ત્ર પહેરવાનું, દેવ પ્રતિષ્ઠા કરવાનું, ઘર બાંધવાનું, ખાતનું મોભ મુકવાનું બારણું મુકવાનું, વાસ્તુ કરવાનું ઘરમાં પેસવાનું, વાવ કુવા ખોદવાનું, ખેડવા જવાનું, ઓસડ ખાવાનું, વેપાર કરવાનું, પશુ લેવા વેચવાનું, રૂતુપ્રાપ્ત સ્ત્રીને સ્નાનનું, ગર્ભાધાનનું, સીમંતનું, સુવાવડી સ્ત્રીને સ્નાન કરાવવાનું, બાળકનું નામ પાડવાનું બાળકને પારણામાં સુવાડવાનું, બાળકને અન્ન જમાડવાનું, બાધા ઉતારવાનું વિદ્યાભ્યાસ કરાવવાનું, અને જનોઈ દેવાનું મહુરત. પ્રકરણ ૧૧ મું—લગ્ન મહુરત જોતી વખત નડતા દોષો તથા લગ્ન કુંડળી જોવાની રીત, સૂર્યનું બળ, ગુરૂનું બળ. સિંહસ્થ વર્ષ, લત્તા દોષ, રિક્તા તિથી, શનિવાર પાત દોષ, યુતિ દોષ, વેધ વિચાર. યામિત્ર દોષ દગ્ધા તિથી, અને લગ્નકુંડળી જોવાની રીત; લગ્નનું મહુરત, પુનર્વિવાહ (નાતરૂં) કરવાનું મહુરત, દત્તક પુત્ર લેવાનું મહુરત, જેઠ માસમાં લગ્ન કરવા બાબત, સૂર્ય તથા ગુરૂના દોષ મંગળના દોષ અને કન્યા સાસરે વળાવવાનું મહુરત; પ્રકરણ ૧૨ મું—લહેણા દેણી, મારી લેણ દેણી, મામીરીત મૃત્યુ અને પ્રીતિ ષડાષ્ટક, દ્વિર્દ્વાદશ, નવ પંચક, બારે રાશીવાળાના આઠ વર્ગો ઉપરથી લેણાદેણી જોવાની રીત, વર્ણ જોવાની રીત, બારે રાશીનાં બીજા નામ ઉપરથી લેણા દેણી જોવાની રીત, તારાનો વિચાર. નક્ષત્ર ઉપરથી યોની જોવાની રીત, જન્મ નક્ષત્ર ઉપરથી ગણ જોવાની રીત, અને નક્ષત્ર ઉપરથી લેણાદેણી જોવાની રીત પ્રકરણ ૧૩ મું—ચોરાયલી ચીજ મળશે કે કેમ તે જોવાની રીત. તે નક્ષત્ર તથા લગ્ન ઉપરથી જોવાની રીત. પ્રકરણ ૧૪ મું—અમુક ધારેલું કામ ક્યારે સિદ્ધ થશે તે જોવાની રીત. પ્રકરણ ૧૫ મું—અમુક માસ, તિથી, વાર, નક્ષત્ર, રૂતુ ચંદ્ર અને લગ્નમાં જન્મ થયો હોયતો તે દરેકનું જુદું જુદું ફળ જોવાની રીત પ્રકરણ ૧૬ મું—ગ્રહો તથા રાશીઓ શુભા શુભ જોવાની રીત-દરેક ગ્રહ કેટલી મુદત સુધી એક રાશીમા રહે છે, કયો ગ્રહ કઇ રાશીનો સ્વામિ છે, ગ્રહોના ગુણ શુભ તથા પાપગ્રહ, ઉદય અને અસ્તના ગ્રહો. ગ્રહની ગતિ, ગ્રહોના રૂપ, ગ્રહોના રંગ, રાશીઓના રંગ તથા આકાર, ગ્રહોના સ્વરૂપ, ઉચનિચ તથા વક્રીગ્રહો જોવાની રીત, અને ગ્રહોના સ્વાભાવિક શત્રુતા તથા મિત્રતા જોવાની રીત ગ્રહોની મૈત્રી જોવાની રીત, પ્રકરણ ૧૭ મું—જન્મકુંડળી બનાવવાની રીત ચલીતકુંડળી બનાવવાની રીત જન્મકુંડળીના દરેક ભાવમાં શું શું ફળ જોવામાં આવે છે, હોરા કુંડળી, દ્રેષ્કાણકુંડળી, સપ્તમાંશકુંડળી, નવમાંશ કુંડળી, દ્વાદશાંશ કુંડળી, અને ત્રિંશાંશ કુંડળી બનાવવાની રીત. પ્રકરણ ૧૮ મું—જન્મોતરીમા આવતી કુંડળીઓ જોવાની રીત જન્મકુંડળી જોવાની રીત ૧ લો ભાવ ૨ જો ભાવ અને એ રીતે બારેભાવોમાં આવેલા ગ્રહો, રાશી, રાશીના સ્વામિ, અને ગ્રહોની દ્રષ્ટિનું ફળ. વિસ્તાર સહિત જોવાની રીત, પ્રકરણ ૧૯ મું—બારે ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દામપત્ય, બધિપાનું, રોગ, સ્ત્રીનું સુખ, ભાઇ બેનનું સુખ, અને પુત્રનું સુખ જોવાની રીત બારેભાવનુ સામાન્યફળ. પ્રકરણ ૨૦ મું—બારે ભાવમાં આવેલા ગ્રહોની ગ્રહો ઉપરની દ્રષ્ટિનું ફળ જોવાની રીત પ્રકરણ ૨૧ મું—સ્ત્રીઓની જન્મકુંડળી જોવાની રીત, પતિનું સુખ, પોતાનુ સુખ, વિધવાપણું, સ્ત્રી કુંવારી રહેશે કે કેમ! વિષકન્યા દોષવાળી, વ્યભિચારીણી થવા વિષે, સ્વામિત્યાગ કરવા વિષે, કપટી રોગી અને પ્રવજ્યાયોગ બાબત, મૃત્યુ થવા વિષે અને સ્ત્રીનું સામાન્ય સુખ દુઃખ જોવાની રીત પ્રકરણ ૨૨ મું—હોરાકુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૩ મું. દ્રેષ્કાણ કુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૪ મું—સપ્તમાંશ કુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૫ મું—નવમાંશ કુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૬ મું દ્વાદશાંશકુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૭ મું—ત્રીંશાંશકુંડળી જોવાની રીત. પ્રકરણ ૨૮ મું—આધાન બાબત, કપા-

રજોદર્શનમાં સ્ત્રી ગર્ભ ધારણ કરે તે બાબત, ગર્ભ રહ્યો છે કે નહિ તે બાબત, સ્ત્રીપુરૂષના મૃત્યુ બાબત, રહેલો ગર્ભ નાશ પામશે કે કેમ તે બાબત, માતા, પિતા, કાકા તથા માસીના ફળ બાબત, ગર્ભવંતી સ્ત્રીને પુત્ર પુત્રી કે નપુંષક જન્મશે તે બાબત. એકથી વધારે બાળક જન્મે તે બાબત, બાળક હાથ, પગ તથા માંથા વગેરનું જન્મે તે બાબત. બાળક પાંગળું, ઠીંગણું, મુંગું, આંધળું અને વધારે અંગવાળું જન્મે તે બાબત પ્રકરણ ૨૯ મું—જન્મ વખતે અંધારૂં હતું કે અજવાળું હતું તે બાબત જન્મ વખત દીવો કયા હતો સુતીકાનું બારણું કઈ દિશાએ હતું તે બાબત સુતિકાનું ઘર બીજાનુ તથા ઠેકાણાં બાબત ઉપસુતિકા જોવા બાબત જન્મ થવાનાં ઠેકાણાં બાબત, સાપથી વીંટાએલા બાળકનો જન્મ થવા બાબત, પિતા જન્મ વખતે ઘેર હતો કે નહિ તે બાબત, વ્યભિચારથી ઉત્પન્ન થયેલા બાળક બાબત. માતાએ તજી દીધેલા બાળક બાબત, જન્મ પામનાર બાળકની સ્વરૂપ પ્રકૃતિ વિષે, પ્રકરણ ૩૦ મું—રાજયોગ અને તેનું ફળ, રાજયોગનું ફળ કયારે મળે. પ્રકરણ ૩૧ મું—નાભસયોગો અને તેનું ફળ. પ્રકરણ ૩૨ મું—પ્રવજ્યા (વેરાગી થવાના) યોગો પ્રકરણ ૩૩ મું—ચંદ્રયોગ બાબત—સુનફાદિયોગો અને તેનું ફળ, પ્રકરણ ૩૪ મું—બાળકના રીષ્ટ (મૃત્યુ) યોગ બાબત. રીષ્ટયોગથી બાળક કયારે મરણ પામે રીષ્ટભંગ બાબત. પ્રકરણ ૩૫ મું—આયુષ્ય જોવા બાબત. પ્રકરણ ૩૬ મું—નિર્યાણ બાબત—મરણ કયારે કયા નિમિત્તે, કેવી રીતે, કેવી જગ્યાએ થશે તથા મરણ પછી કેવી ગતિ થશે તથા કેના લોકમાંથી આ લોકમાં તેનો જન્મ થયો છે તે બાબત. પ્રકરણ ૩૭ મું—સામુદ્રિકશાસ્ત્ર—હાથ પગ વિગેરે અવયવો ઉપર આવેલી રેખાઓ વિગેરે ચિન્હો ઉપરથી દરેક પુરૂષ તથા સ્ત્રીનું સુખ, દુઃખ તથા આયુષ્ય જોવા બાબત. પ્રકરણ ૩૮ મું—વરસાદ કેવો થશે તે જોવા બાબત, અનાજના ભાવ અમુક વરસે અમુક માસમાં કેવો રહેશે તે બાબત. સુકાળ પડશે કે દુકાળ પડશે તે જોવા બાબત. પ્રકરણ ૩૯ મું—સ્વરોદયશાસ્ત્ર પ્રમાણે નાસિકાના સ્વર ઉપરથી ભુત, ભવિષ્ય અને વર્તમાનકાળની હકીકત જાણવા વિષે પ્રકરણ ૪૦ મું—રમળશાસ્ત્ર ઉપરથી પ્રશ્નો જોવાની રીત. ૧ મારી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ? અમુક કામમાં જશ મળશે કે કેમ? અમુક ધંધામાં લાભ થશે કે કેમ! પરદેશ જવામા ફાયદો થશે કે કેમ? પરદેશ ગયેલો માણસ પાછો આવશે કે કેમ? અમુક માણસની ચોરીએ ગયેલી કે ખોવાઇ ગયેલી મિલકત પાછી મળશે કે કેમ! પોતાનો મિત્ર કે ભાગીદાર પોતાની સાથે પ્રમાણિકપણે વર્તશે કે કેમ? મુસાફરી કરવી પડશે કે કેમ? અમુક માણસ અમુક માણસને ચાહે છે કે કેમ? અમુક માણસનું અમુક સ્ત્રી સાથે અથવા અમુક સ્ત્રીનું અમુક પુરૂષ સાથે લગ્ન કરવાથી સફળ થશે કે કેમ? અમુક સ્ત્રીને અથવા પુરૂષને કયા પ્રકારનો વર અથવા સ્ત્રી મળશે? અમુક સ્ત્રીને છોકરો થશે કે છોકરી, અમુક રોગી માણસને મટશે કે કેમ! અમુક માણસ કેદમાંથી છુટશે કે કેમ? આજરોજ અમુક માણસને લાભ થશે કે કેમ? અમુક માણસને આવેલા સ્વપ્નનું શું ફળ મળશે? આરીતે સોળ પ્રશ્નોના રમળશાસ્ત્ર આધારે જવાબ જોવાની રીત. આ જવાબ હમેશાં ખપમાં પડે છે.

આ પુસ્તકનો દરેક માણસ લાભ લે તેટલા માટે પુસ્તકના કદ, કાગળ, બાઇન્ડીંગ અને પુસ્તક બનાવવામાં થએલી તન, મન અને ધનની મહેનત તથા ખર્ચ સામું ન જોતાં માત્ર કીંમત રૂ. ૨-૦-૦ રાખી છે પો. ૦-૩-૦ જુદું. પાકું સોનેરી પુઠું. જાડા ગ્લેઝ કાગળ.

જેઠાલાલ દેવશંકર દવે.

મામલતદાર કોર્ટ— મુ. આણંદ. જી. ખેડા, ગુજરાત.

Shri Satyanarayan P. Press, Printer Motilal Kalidas,
Near Pirmamas Roja—Ahmedabad.

# प्रभानुक्रमणिका.

प्रभा. विस्तार.



---

તંત્રી—છોટાલાલ જીવનલાલ, શ્રીનૃસિંહાશ્રમ—વડોદરા.




रूप (पुस्तक) २४—फाल्गुन कृष्ण० १४. संवत् १९६८. दर्शन (अंक) ५.

॥ ॐ श्रीं ॥

# आंतर शांतिमां लीन थवा साधकोने सुबोध.

પદ. ( અંતર ગે, અહાહા, એ લય. )

અંતરની, શાંતિમાં, વીરા થઈ રહીએ તલ્લીન,
સાચું સુખ નથી જેનાવિણુ, જે છે જીવનકેરી ખીણુ રે; અંતરની.
આનંદમય તેને વિશ્વ આ, જે છે, શાંતિ ધરવામાં પ્રવીણુ,
એકસ્વરે જેની સ્તુતિ કરે પ્રજ્ઞો, પ્રાચીન અર્વાચીન રે; અંતરની.
પ્રતિકૂલતામાંહિ પણુ આ શાંતિ, ધૈર્ય દેતી અવિચ્છિન્ન,
વિરહતણો હેતુ પણુ તેનું અંતર, કરી શકતો નહિ ખિન્ન રે; અંતરની.
અખંડ સ્થિરતા થતાં જેમાં કદીએ, ઉપજે ન ક્ષોભ મલિન,
પ્રસાદમય ચિત્ત રહેતું નિરંતર, થાતાં શાંતિમાં વિલીન રે; અંતરની.
વિશ્વતણાં દૈવી સામર્થ્યો, છે જેને આધીન,
સહજે હસ્તક તે કરી લેતો, થાતો જે તેઅભિન્ન રે; અંતરની.
શાંતિથી પૂર્ણુ છે નેત્ર ને વાણી, તે જ છે સાચો કુલીન,
સાધુહૃદય તેને જાણુવો નિશ્ચય, શાંતિનું જે ઉર ચિહ્ન રે; અંતરની.
મગજ અને જ્ઞાનતંતુઓ શાંતિથી, પુષ્ટિ પામે સંગીન,
અંતર્દષ્ટિ પ્રકાશિત થાતી, થાતાં શાંતિમાં લીનરે; અંતરની.
અચલ ખુમારી ચઢે અંતરની, રહે ન કશાથી દીન,
તત્ત્વવિષે મસ્ત ખેલે મતિ તેની, જેમ જળમાંહિ મીન રે; અંતરની.
બ્રહ્મચારી તેહ, આસન જેનું છે, શાંતિરૂપી કૃષ્ણાજિન,
તે જ છે સંન્યાસી જેણે ધર્યું સાચું, શાંતિતણું કૌપીન રે; અંતરની.
દિવ્ય સુગુણવસ્ત્રો ધરજે અલૌકિક, જે તુજને સમીચીન,
મસ્તકપર તુજ પાઘડી રાખજે, શાંતિકસુંબે રંગીન રે; અંતરની.

# સતી સુવર્ણા.

## ( નાટ્ય-રૂપમાં. )

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૫ થી. )

**શ્યેન**—મનોભિરામા ! ચિત્તાપહારિણી ! તું જાય છે કે શું ? હશે જા. આ બધાંની શરમને લીધે તું હમણાં હા કહેતી નથી, પણ મારી ખાતરી છે કે તું મનથી મને જ ચાહે છે.

**ગુરુ**—શિવ શિવ શિવ શિવ ! મોટો અનર્થ થવા બેઠો છે.

**શ્યેન**—અનર્થ થાય તો તમે બાણ મારીને અનર્થને ઉડાડી દેજો ને ! કોઇ વાણીયા બકાલની વહુ બનશે તેના કરતાં રાજાની રાણી થશે તેમાં ( ચાળા પાડીને ) મોટો અનર્થ થવા બેઠો છે !

**ચારુલોચના**—શ્યેન ! તું હવે મહેલમાં જાય છે કે નહિ ? તેં શું ધાર્યું છે ? આ તારી બુદ્ધિ આવી ભ્રષ્ટ ક્યાંથી થઇ ?

**શ્યેન**—બ્હેન ! તું ગમે તેમ કરીને સુવર્ણા સાથે મારું લગ્ન કરાવી આપ, પછી જો, મારી બુદ્ધિ કેવી તેજસ્વી રહે છે તે !

**ચારુલોચના**—

આ શું બોલે, અધર્મ વચન, છેક ગુમાવી લાજ. (૨)
પ્રવૃદ્ધ શેઠની પુત્રી તે તો, તારે બહેનસમાન,
સ્વધર્મ તારો વિસરી આજે, કેમ ભૂલ્યો તું ભાન.—
જે ડાળે તું બેઠો તેને, છેદે છે વીર આજ,
કુળને કલંક લગાડી નિશ્ચય, ખોવાનો તું રાજ.—

(ધીરચેતસ્ પ્રધાન તથા નગરશેઠ પ્રવૃદ્ધ શેઠ આવે છે. )

**ધીરચેતસ્**—ચારુલોચના બહેન ! અહિં આ શો પ્રસંગ બન્યો ? સુવર્ણા ઘેર રડતી રડતી કેમ આવી ? ગુરુજી ! આ કન્યાઓની શસ્ત્રાભ્યાસશાલામાં શ્યેન મહારાજ શી રીતે આવ્યા ?

**ગુરુ**—પ્રધાનજી ! એમાં મારી કશી કસુર નથી. શ્યેન મહારાજ મુખ્યદ્વારથી ન આવતાં કોટ કુદીને જ અંદર ઉતરી આવ્યા છે.

**પ્રવૃદ્ધ**—પ્રધાનજી ! મહારાજને જ સ્પષ્ટ કહો. પૂછો કે શા માટે એમણે આ પ્રમાણે મારી સુવર્ણાનું અપમાન કર્યું.

**શ્યેન**—મેં અપમાન ક્યારે કર્યું છે ? મેં તો ઉલટી એના પાણિગ્રહણની માગણી કરી.

**પ્રવૃદ્ધ**—( અત્યંત ક્રોધાવેશી ) પ્રધાનજી ! આ શું બોલે છે ? મારો ક્રોધ મારા વશમાં રહી શકતો નથી. ક્ષત્રિય રાજાની વણિકની વિવાહિત કન્યા પાસે આ રીતે કોટ કુદીને પાણિ ગ્રહણની માગણી ! અરે પ્રધાન ! તમે શા માટે મને રોકો છો ? આપણે જ હાથે દુધ પાઇને ઉછેરેલો આ સર્પરૂપ રાજા આપણા જ હાથને બચકું ભરવા આવે છે ? અરે ! એનો તો એકદમ ઉપાય કરવો યોગ્ય છે.

**ધીરચેતસ્**—શેઠ ! આપ શાંતિ ધરો, સ્વસ્થ થાઓ, અવિચારથી કરેલા શ્યેન મહા-

રાજના કૃત્યતરફ ન જુઓ. આપણે એ બાળકતરફ જોવાનું છે કે એમના પિતા આપણા ચિરંજીવ મહારાજ ઉરુવિક્રમતરફ જોવાનું છે ?

**પ્રબુદ્ધ**—માટે જ હું ધીરજ ધરી રહ્યો છું. નહિ તો .આ સાંભળી મને રોમે રોમે અગ્નિની ઝાળ ઉઠી છે.

**ધીરચેતસ્**—( શ્યેનને ) મહારાજ ! આપે સુવર્ણા બહેન સાથે ચલાવેલી બધી વર્તણુક શેઠના જાણવામાં આવી છે. આપનું આ કૃત્ય ઘણું જ અયોગ્ય અને નિંદવાલાયક છે. આપ પ્રબુદ્ધ શેઠના સામર્થ્યથી અજાણ્યા નથી. મોટા મોટા રાજાઓ પણ એમને વશમાં રહે છે. તેથી આ ક્ષણે જો એ ધારે તો આપને પદભ્રષ્ટ કરવા સમર્થ છે. માટે શેઠની ક્ષમા માગો, અને પ્રતિજ્ઞા કરો કે સુવર્ણાને હું બહેન સમાન ગણું છું, અને ફરીથી કોઈ દિવસ પણ એમના વિષે ખોટો વિચાર મનમાં નહિ લાવું.

**શ્યેન**—( સ્વગત ) હું એને બહેન જેવી ગણું ? આકાશ પાતાળ એક થાય તો એ શું થયું ? ગમે તે રીતે પણ હું એને મારી રાણી કર્યાવિના છોડનાર નથી. પણ હવે આ વખતે આ બે પલિતોને કુલ્લામાં હાથ મૂકાવવો જ સારો છે. હજી તો આપણે નવા સવાજ ગાદીએ બેઠા છીએ, ને આ ડમરાઓના હાથમાં બધી સત્તા છે; તેથી વખતે બંડ કરવા જાઇએ તો આપણને ઉડાડી મૂકે. લાવોને પ્રતિજ્ઞા લઇને આ પીડા હમણા તો ટાળીએ. હા પ્રધાનજી ! મારી ભૂલ થઇ. શેઠ ! મને માફ કરો. આવેશમાં આવવાથી મને કાંઇ ભાન ન રહ્યું. આપની પુત્રી સુવર્ણા તો મારે મારી રાણી–અરે ભૂલ્યો–બહેન જેવી છે. (સ્વગત) એમ બહેન કહીએ કાંઇ બહેન થઇ ગઇ !

**ધીરચેતસ્**—શેઠ ! કેમ થયું સમાધાન હવે ? ચાલો ત્યારે. ( બંને જાય છે. રસ્તામાં દ્વારઆગળ ) શેઠ ! હવે ગમે તેમ કરીને બહેનનાં ઝટ લગ્ન કરીને એમને સાસરે વિદાય કરી દો. આ મૂર્ખનો ઝાઝો વિશ્વાસ કામનો નથી.

**પ્રબુદ્ધ**—હું પણ એ જ વિચારમાં છું. ( બંને જાય છે. )

**શ્યેન**—બહેન ! તું એ પણ જા હવે. હું થોડી વારમાં આવું છું. ( ચારુલોચના જાય છે ) ( ગુરુને ) ડોસાજી ! તમે પણ હવે સીધાવો. ( ગુરુ પણ જાય છે. ) ( નોકરોને ) અલ્યા ! તમે તો આ શાળાના જ નોકરો છો, નહિ વારુ ?

**મુખ્ય નોકર**—હા મહારાજ.

**શ્યેન**—અલ્યા, તમારામાંથી કોણ હોંશીયાર છે ? મારું ધાર્યું કરી આપે એવો કોણ છે?

**સુહિર નામનો એક નોકર**—અન્નદાતા ! હુકમ હોય તો સેવક હાજર છે.

**શ્યેન**—તું શું કામ કરીશ ?

**સુહિર**—ધણીની જે ધારણા છે તે.

**શ્યેન**—મારી શી ધારણા છે ?

**સુહિર**—મહારાજ ! આપણા મનમાં જે માણસ રમી રહ્યું છે તેને ગમે તેમ કરીને લાવીને આપને હવાલે કરવું.

**શ્યેન**—હં, હોંશીયાર છે ખરો. ચાલ ત્યારે તારી હોંશીયારી બતાવ. તને આજથી જ મારો ગુપ્ત મંત્રી બનાવું છું.

**સુહિર**—ઘણી ખમા, અન્નદાતાને ઘણી ખમા. ( સર્વ જાય છે. )

---

( અપૂર્ણ. )

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૬ થી. )

આ પ્રમાણે વિવિધ પ્રાણીઓમાં સમયનું કલન કરી શકવાની શક્તિ પ્રસિદ્ધપણે જણાઈ છે. એ શક્તિનો પૂર્ણ અમલ સાધારણ નિદ્રામાં તથા ઘોતનવશાત્ આણેલી અર્ધનિદ્રા ( હિપ્નોસિસ ) માં આપણે જોઈ શકીએ છીએ. રાત્રિએ સુવાના સમયે મનુષ્ય એવો દૃઢ સંકલ્પ કરી સુઈ જાય છે, કે મારે રાત્રિએ અમુક કલાકે ઉઠવું છે તો એ સંકલ્પને લીધે એ મનુષ્ય બરાબર એટલે જ સમયે જાગ્રત્ થઇ રહે છે. એમ. જો. ક્રૌસ નામનો ફ્રાન્સનો પ્રસિદ્ધ તત્વવિચારક પોતાના સંબંધમાં જણાવે છે કે " મારામાં આ શક્તિ પૂર્ણ અંશમાં હોય એમ મને લાગે છે, પણ હું બાહ્ય સાધનપર જરા પણ આધાર રાખું છું ત્યારે એ શક્તિ જતી રહે છે. રાત્રે જ્યારે જ્યારે અમુક વખતે ઉઠવાનો નિશ્ચય કરી હું નિદ્રાવશ થાઉં છું ત્યારે બરાબર તે જ સમયે હું જાગ્રત્ થાઉં છું, પણ તે સાથે મને ઉઠાડવાનું પણ હું કોઇને સોંપું છું તો ત્યારે પછી મારૂં મન મને જાગ્રત્ કરતું નથી. જ્યારે બીજા કોઇને એ કાર્ય સાથે સોંપવામાં આવે છે ત્યારે મારૂં મન ઘડીઆળનાં અવાજ શ્રવણ કરવાનું અથવા એવી રીતે સમયનો ખ્યાલ કરવાનું કામ કરતું બંધ થઈ જાય છે. પણ જ્યારે બીજા કોઇને એ કાર્ય સોંપવામાં આવ્યું હોતું નથી, ત્યારે મનને એ કામ કરવાની ફરજ પડે છે" વગેરે. અહિં ઘડીઆળના ટકોરા શ્રવણ કરી મન જગાડે છે એવું જે માનવું થયું છે તે સત્ય નથી. કારણ કે જ્યાં કોઈ પણ ઘડીઆળ રાખવામાં આવી હોતી નથી ત્યાં પણ આ પ્રયોગ આવી જ રીતે સફળ થઈ રહે છે અને તે સાથે તિર્યક્ પ્રાણીવર્ગમાં પણ આ પ્રકારે સમયકલ્પના કરવાની શક્તિ સુપ્રસિદ્ધ છે. તેથી સમયકલ્પના કરવાની શક્તિ આંતર મનનું સામર્થ્ય છે અને તે બાહ્ય સાધનપર આધાર રાખતી નથી.

આ ગૃહસ્થનો અનુભવ છે કે બીજા કોઇને ઉઠાડવાનું કામ સોંપવામાં આવ્યું હોય છે ત્યારે પછી મન બરાબર સમયે એને જગાડતું નથી, એ અતિ ઉપયોગી છે. એ સ્પષ્ટ કરીને જણાવે છે કે જ્યારે એક તરફથી એવો સંકલ્પ કરવામાં આવે છે કે મારા મને મને જગાડવો ત્યારે એ સંકલ્પના બલમાં તથા એ મનના સામર્થ્યમાં અશ્રદ્ધા જણાવનાર એથી વિરોધી વ્યવસ્થા કરવી કે અમુકે મને જગાડવો એ હાનિકર છે. શ્રદ્ધાનું બલ કેટલું છે તથા શ્રદ્ધા એ લજામણીના કરતાં પ્રણ કેટલું સુકોમલ તરુ છે કે આમ જરા વિરોધ આવતાં એ તરુ પોતાનું ફલ આપતું નથી! આંતર મનના સામર્થ્યમાં અશ્રદ્ધા જરા પણ અંશે કરવામાં આવે છે તો આંતર મન પછી પોતાનું કાર્ય કરતું નથી. જેમ પરમાત્મા પોતાના સાચા શ્રદ્ધાસંપન્ન ભક્તને જ પોતાનું સર્વસ્વ આપે છે, અને પરમાત્મામાં જરા પણ અશ્રદ્ધા ધરનાર સાચા ફલથી વિમુખ થઈ રહે છે, તેમ પરમાત્માના અંશરૂપ, વિભૂતિરૂપ આ આંતર મન પણ એ સાધનની જ મુખ્યપણે અપેક્ષા રાખે છે. આંતર મનના ઉપર પૂર્ણ વિશ્વાસરૂપ શ્રદ્ધા ધરવામાં આવે છે તો એ શ્રદ્ધા ધરનારના દાસરૂપ એ મન થઇ રહે

છે, પણ એ વિશ્વાસરૂપ શ્રદ્ધામાં જરા પણ કચાશ આવી જાય છે તો આંતર મન તત્કાલ જ વિમુખ થઇ જાય છે. આ સાદો સત્ય નિયમ લક્ષમાં ન રાખવાથી અનેક પ્રકારના લાભોની પ્રાપ્તિ થવાનો યોગ આવેલો જતો રહે છે. આંતર મનના સામર્થ્યનો વ્યવહારમાં કેવી કેવી રીતે ઉપયોગ થઈ શકે છે, એ આગળ જણાવવામાં આવશે ત્યાં આ નિયમ સદા લક્ષમાં કોતરી રાખવાજેવો છે. અનેક મનુષ્યો આંતર મનના સામર્થ્યની વાતો વાંચે છે અને પછી તે પ્રમાણે એક અખતરાતરીકે એનો પ્રયોગ કરવા જાય છે અને તેમાં પોતાને નિષ્ફલતા મળેલી જોઇ આંતર મનની વાત સાચી નથી, સંકલ્પબળની વાત ગપ છે, આંદોલનની પ્રક્રિયા ખોટી છે, ઇત્યાદિ નાદાન બાળકને શોભે તેવી રીતે બોલી ઉઠે છે. આંતર મન પોતાના સામર્થ્યમાં લેશ પણ અશ્રદ્ધાને સહન કરનાર નથી તેથી અખતરાતરીકે એના સામર્થ્યનો યથાર્થ પ્રયોગ થઇ શકતો જ નથી. અખતરાતરીકે પ્રયોગ કરવો એનો અર્થ જ એ છે કે લેશ પણ શ્રદ્ધાવિના અથવા તો શ્રદ્ધાકરતાં અશ્રદ્ધાના વિશેષ અંશોથી પ્રયોગ કરવો જેમ દ્વિધાકૃત કુટુંબ લાબો સમય પોતાનું નિર્વહણ કરતું નથી, તેમ આ રીતે શ્રદ્ધા અને અશ્રદ્ધા એ બે પત્નીવડે દ્વિધાકૃત આંતર મન પોતાનું પૌરષત્વ ત્યજી અથવા તિરોધાન કરી, પંઢત્વનો વેષ કાઢી રહે છે. તેથી અનેક વ્યતિકરોથી જ્યારે આંતર મનના સામર્થ્યનો દૃઢ નિશ્ચય થાય ત્યારે જ મનુષ્યે એના સામર્થ્યનો પ્રયોગ કરી જોવો વિશેષ અનુકૂળ છે. એ રીતે પ્રયોગ કરી જોનાર વિજયી થઈ રહે છે.

હિપ્નોટિઝમવડે જે મનુષ્યોને અર્ધજાગ્રતમાં અથવા અર્ધ સુષુપ્તિમાં સ્થાપવામાં આવે છે તેમનામાં ઉપર જણાવ્યાપ્રમાણે આ સમયકલના કરવાનું સામર્થ્ય સ્પષ્ટ રીતે પૂર્ણ અંશે જણાઈ આવે છે. પ્રો. **બર્નહીમ** જણાવે છે કે ' નિદ્રામાં ચાલનાર મનુષ્યની પાસે એ નિદ્રામાં એવું વચન લેવામાં આવે છે કે ' હું અમુક દિવસે અને અમુક કલાકે તમને મળીશ ' તો એ દિવસે એ કલાકે એ અવશ્ય મળવા આવે છે. અગર જો એની જાગ્રત દશામાં એ વચનનું એને લેશ પણ સ્મરણ હોતું નથી. મેં એક મનુષ્યને મને પાછા તેરમે દિવસે મળવાનું આવી રીતે વચન લીધુ હતું. તેણે આવી દશામાં કબૂલ કર્યુ હતું કે હું તેરમે દિવસે દશ કલાકે તમને મળીશ એ જાગ્રત થયો ત્યારે એને આ વાતનો લેશ પણ ખ્યાલ રહ્યો નહોતો. એ મનુષ્ય લગભગ બે માઇલ જેટલે દૂર રહેતો હતો. બારમે દિવસે આખી રાત્રિ એ ફાઉન્ડરીમાં કામ કરતો રહ્યો હતો, તેરમે દિવસે પ્રાતઃકાલે ૭ કલાકે નિદ્રા લેવા ગયો અને નવ વાગ્યા એટલે ' મારે અમુકને મળવાને હોસ્પિટલમાં જવું છે ' એવા વિચાર સહિત એ એકદમ જાગી ઉઠ્યો, અનેન્તરત બે માઇલ જેટલું અંતર ચાલીને એ મને મળવા આવ્યો. આગલે દિવસે તમને મળવા આવવાનો વિચાર મને લેશ પણ નહોતો, તમને મળવા આવવાનું છે એ મારા ખ્યાલમાં પૂર્વે નહોતું એવું મને એણે જણાવતાં કહ્યું કે મારા મનમાં એકાએક જ મળવા આવવાનો વિચાર થઇ આવ્યો અને તે પ્રમાણે હું આવ્યો છું.'

જેમણે અર્ધજાગ્રતરૂપ હિપ્નોટિઝમના પ્રયોગો કર્યા છે તેઓ સારીરીતે જાણે છે કે પાત્રને એ સમયે એવુ કહેવામાં આવે છે કે 'તું અમુક વખતે જાગ્રત્ થશે ' તો તે બરાબર તે જ વખતે જાગ્રત્ થાય છે. ફેર પડે છે તો ક્વચિત્ જ પાંચ મિનિટનો ફેર પડે છે.

તું દશ મિનિટ નિદ્રાવશ થા, તું પંદર મિનિટ નિદ્રાવશ થા. એ પ્રકારે પાત્રને કહેવામાં આવે છે તો તે અનુક્રમે દશ મિનિટ અને પંદર મિનિટ પછી તરત જ જાગ્રત્ થઇ જાય છે; આ પ્રયોગ કરનારમાં આ વ્યતિકર એટલો બધો સુપ્રસિદ્ધ છે કે એ સંબંધમાં આ સ્થળે અધિક વિસ્તારની અપેક્ષા રહેતી નથી.

આ પ્રમાણે સમયકલ્પનાની શક્તિનો અમલ આ દશામાં સારી રીતે જોવામાં આવે છે. જાગ્રતમાં લેશ પણ ભાન નહિ છતાં જે મનુષ્ય તેરમે દિવસે એકાએક મળવા આવ્યો એને કોઇ પણ રીતે તેરમા દિવસનું ભાન તો હોવું જ જોઇએ. પ્રથમ સમાગમ થયાને બાર દિવસ વ્યતીત થઇ ગયા છે એવું જ્ઞાન એને કોઈ પણ રીતે થવું જ જોઇએ. પણ બાહ્ય મનને એ જ્ઞાન નહોતું એ એના પોતાના કથનથી પ્રસિદ્ધ છે. તેથી બાર દિવસ જેટલા સમયનું કલન આંતર મને જ કર્યું છે. હિપ્નોટિઝમમાં અમુક સમયની નિદ્રા થઇ છે તેથી મારે જાગ્રત્ થવું છે એ પ્રકારે ભાન બાહ્યમનમાં હોતું નથી કારણ કે તે બાહ્ય મન નિદ્રાવશ થયેલું છે. જે દશામાં પાત્રને જેભાન રહે છે તે સ્પષ્ટપણે એના આંતર મનનું જ હોવું જોઇએ.

આ વ્યતિકરો તથા ચર્ચાઉપરથી આપણને સ્પષ્ટ જણાય છે કે કેટલાંક કાર્યો,—વ્યતિકરો એવા હોય છે કે જેને ઉત્તમ પ્રકારે કરવા માટે, જેનો પૂર્ણ અંશે આવિષ્કાર થવા માટે બાહ્ય મનની કેળવણીની અપેક્ષા રહે છે, અને કેટલાંક કાર્યો અર્થાત્ વ્યતિકરો એવા હોય છે કે જેના પૂર્ણપણે આવિષ્કારને અર્થે બાહ્ય મનની કેળવણીની લેશ પણ અપેક્ષા રહેતી નથી, પણ જેમાં બાહ્ય મનના વ્યાપારો પ્રસંગે વિરોધી પણ થઇ રહે છે. અન્ય રૂપમાં કહીએ તો આ દ્વિતીય પ્રકારના વ્યતિકરોને પૂર્ણ અંશે આવિષ્કાર કરવાનું સામર્થ્ય બાહ્ય મનમાં નહિ હોતાં આંતર મનમાં જ હોય છે. કુદરતના નિયમોનું ગ્રહણ કરવાનું સામર્થ્ય આ રીતે આંતર મનનું હોય છે, એ સામર્થ્ય આંતર મનમાં જ રહેલું હોય છે અને બાહ્ય મનને એમાં સંબંધ હોતો નથી. એ કુદરતના સ્વભાવસિદ્ધ નિયમોમાં ગણિતના નિયમો આવે છે અને એ સંબંધમાં આપણે જોઇ ગયા કે એ નિયમોનું આંતર મન સ્વભાવથી ગ્રહણ કરી શકે છે અને બાહ્ય મનની મદદની એને અપેક્ષા રહેતી નથી. આ જ રીતે સ્વરોના સંવાદનું અર્થાત્ સંગીતનું અને એના નિયમોનું ગ્રહણ પણ આંતર મન સ્વસામર્થ્ય વડે સહજ જ કરી શકે છે, તથા એમાં બાહ્ય શિક્ષણની અપેક્ષા રહેતી નથી. વર્ણના (રંગના) સંવાદના નિયમો પણ આ વર્ગમાં જ દાખલ થાય છે. કયા કયા રંગોનું મિશ્રણ કેવા કેવા પ્રકારે કરવામાં આવે છે તો કેવો રંગ ઉત્પન્ન થાય છે એ જ્ઞાનમાટે બાહ્ય શિક્ષણની અપેક્ષા રહે છે. મારે અમુક છાયાવાળો વર્ણ ઉત્પન્ન કરવો છે તો તે માટે કયા શુદ્ધ તથા વિકૃત વર્ણોનું ગ્રહણ કરવું તથા તેમને કયા પ્રમાણમાં મિશ્રિત કરવા એ જ્ઞાન માટે શિક્ષણની અપેક્ષા રહે છે. પણ અમુક સ્થળે કઇ છાયાવાળો વર્ણ મુકવો, તેની પાસે કયો વર્ણ બરાબર શોભશે ઇત્યાદિ પરસ્પરના સંવાદનું જ્ઞાન, તથા કઇ છાયા કેટલે અંશે લેવાથી બિંબસદૃશ 'પ્રતિબિંબ-પ્રતિમા થઇ રહેશે, એ જ્ઞાન આંતર મન જ કરાવી શકે છે અને એમાં એ મનને બાહ્ય મનના વિકાસની અપેક્ષા રહેતી નથી. આ સર્વ નિયમો અનેક ઉદાહરણોથી એટલે બધે અંશે સ્થાપિત થઇ ગયા છે કે એ સંબંધમાં હવે વિસ્તારની અપેક્ષા રહેતી નથી. આ શું જણાવે છે ? એ સર્વ એ જ જણાવે છે કે જેનાં વ્યાભિમાદક

અનુમાનની અપેક્ષા રહેતી નથી, પણ જે વ્યાપ્તિપ્રયોજ્ય અનુમિતિઓ છે તેમાં આંતર મનનું સામ્રાજ્ય છે; બાહ્ય મન જ્યારે વ્યાપ્તિપ્રયોજક અનુમાનની અત્યંત ધીમી અને મહાકષ્ટવાળી પદ્ધતિથી એક સિદ્ધાન્ત જાણી શકે છે ત્યારે જો તે સિદ્ધાન્ત વ્યાપ્તિપ્રયોજ્ય અનુમાનની પદ્ધતિથી આવી શકે તેવો હોય છે તો આંતર મન તતકાલ એ સિદ્ધાન્તને એ રીતે ગ્રહણ કરી શકે છે.

આપણે બુદ્ધિવિભવમાટે મોટા અભિપ્રાયો બાંધેલા છે. જે તે પ્રકારે બુદ્ધિનો વિકાસ કરવો અને બુદ્ધિને ખીલવવી એ લક્ષ્યસ્થાન હાલ રાખી રહ્યા છીએ. સર્વ પ્રયત્નોની દિશા બુદ્ધિની વ્યાપ્તિને ગ્રહણ કરવાની શક્તિના ઉન્મેષમાટે રાખી બેઠા છીએ. તેમ જ બીજે પક્ષે મનુષ્યને માટે આપણે એવું જ અભિમાન ધારણ કરી રહ્યા છીએ. મનુષ્યનો આત્મા સર્વ પ્રકારનું જ્ઞાન મેળવવા સમર્થ છે એમ માની આપણે વિકસિત થઇએ છીએ. આ પ્રકારના સંજોગોમાં મનુષ્યનું આંતર મન વ્યાપ્તિગ્રાહક અનુમાન કરવા સમર્થ નથી, અને વ્યાપ્તિપ્રયોજ્ય અનુમાનોમાં એને બાહ્ય મનની અપેક્ષા નથી એ સિદ્ધાન્ત આવી પ્રાપ્ત થયેલો જોઇ આપણને ગ્લાનિજેવું પ્રસંગે થાય છે. પણ એમ થવામાં ભૂલ આપણી જ છે. આ સિદ્ધાન્તને લીધે કોઇ પણ પ્રકારની ગ્લાનિને વશ થવા કારણ નથી. સહજ વિચાર કરતાં આ સિદ્ધાન્ત મનુષ્યના અભિમાનને ત્રોડી નાંખી તેને નીચું મુખ કરાવનાર નથી એ સ્પષ્ટ થાય છે.

પ્રથમ તો આપણે અહિં જે બે મનો કહ્યાં છે તે સંબંધમાં આરંભમાં જ સૂચવી ગયા છીએ કે એ બે ભિન્ન ભિન્ન વ્યક્તિ છે એમ માનવા મનાવવાનો આગ્રહ નથી. મનને એક જ વસ્તુરૂપે, એક જ વ્યક્તિરૂપે માનવામાં આવે અને તેની આ પ્રમાણે બે ભિન્ન ભિન્ન, વિલક્ષણ વિલક્ષણ વ્યાપાર કરવાની શક્તિ સ્વીકારવામાં આવે તો તેમાં લેશ પણ બાધ અચર્ચવામાં આવતા વ્યતિરેકોથી થતો નથી. પાશ્ચાત્ય પ્રજા મસ્તિષ્કને, મસ્તિષ્કમાં રહેલા કેટલાક પુટને અથવા કેન્દ્રને મન માને છે. તેમનાજ મતપ્રમાણે એ મનથી અતિરિક્ત આંતર મન અવશ્ય માનવાની જરૂર રહે છે. પણ આપણી ભારતવર્ષની પ્રજાનાં શાસ્ત્રો મનને મસ્તિષ્કરૂપ કદાપિ સ્વીકારતાં નથી. માનસ વિદ્યાના પ્રદેશમાં જેમણે વિચાર કર્યો છે, એવાં આપણાં બે શાસ્ત્રો પ્રધાન છે. સાંખ્યયોગ, અને વેદાન્ત. સાંખ્ય તથા યોગશાસ્ત્રપ્રમાણે મન અથવા બુદ્ધિ તત્ત્વ એ પ્રકૃતિનું અધિકાર્ય છે, અત્યંત સૂક્ષ્મ છે, સર્વત્ર પ્રસરી રહેલું છે અને સર્વનું ગ્રહણ કરવા સમર્થ છે, તેથી એ શાસ્ત્રપ્રમાણે ભૌતિક વિકારરૂપ મસ્તિષ્ક એ મન અથવા બુદ્ધિ છે જ નહિ પણ માત્ર મન અથવા બુદ્ધિની કલા સ્ફુટ થવાનું દ્વાર છે, અને તે પણ અનિવાર્ય દ્વાર નથી; એ દ્વારવિના પણ બુદ્ધિતત્ત્વ પોતાના વ્યાપારો કરી શકે છે. તેથી એ શાસ્ત્રપ્રમાણે એ બુદ્ધિતત્ત્વમાં આ પ્રકારની એ શક્તિનો સ્વીકાર કરવામા આવે તોપણ મનમાં અમુક સામર્થ્ય નથી, મનનો વિકાસ વ્યર્થ છે ઇત્યાદિ કહેવાપણું રહેતું નથી.

( અપૂર્ણ. )

---

# सर्व प्रसंगमां इष्टश्रीमां श्रद्धाने सेवनार साधकना उद्गार.

પદ. ( ચાહે માનો કે ન માનો, હું તમારી થઇ ચુકી, એ લય. )

ચાહે પાળો કે ન પાળો, હું તમારો થઈ રહ્યો.

પાળો (કે) ટાળો—હું તમારો થઇ રહ્યો.

વિપદ્દસમય પ્રભુ વિદારો, અથવા નાંખો યમણો ભારો;
ત્યજું ન પકડયા પાલો; પાળો ટાળો,—હું તમારો૦—
આપો કુબેરની સંપત્તિ, અથવા ખાવાને દો ન રતી;
ઝાલ્યો તે કર ઝાલ્યો; પાળો ટાળો. હું તમારો૦
આપ ભલે પ્રભુ સ્વધર્મ ચુકો, સ્વતંત્રને બંધન ન રહ્યું કો;
(નહિ તો) કેમ દાસ પ્રજાળો; પાળો ટાળો હું તમારો૦
આપને અનુકૂળ થઇને રહેવું, સુખ દુઃખ જે કંઈ દો તે સહેવું;
મનનો ત્યજી ઉકાળો; પાળો ટાળો. હું તમારો૦
પતંગને દીપક બાળે પણ, દીપક પ્રેમ ન તેહ ત્યજે ક્ષણ;
પ્રેમ ન ત્યજું કદી બાળો; પાળો ટાળો. હું તમારો૦
ઉપેન્દ્ર પ્રભુ થઇ રહ્યો તમારો, અન્યે પ્રેમ ન આ ઠરનારો;
ભાળો ભલે ન ભાળો; પાળો ટાળો. હું તમારો૦

---

# बौद्ध धर्मनां उदयास्तमयनां कारणो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૯ થી. )

આ પ્રકારના ઉદય અને અસ્તનું હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ ઉદાહરણ બૌદ્ધ ધર્મ છે. લગભગ સાતમા સૈકામાં આ ધર્મ પોતાની જન્મભૂમિમાં નિદાન બારસો વર્ષનું જીવન ભોગવી લીન થયો. અને હાલ તે બ્રહ્મદેશ, ચીન વગેરે દેશોમાં નવીન રૂપમાં જીવે છે. જેમ ઘણું જૂનું વડનું વૃક્ષ પડવાઇઓથી વિસ્તાર પામતું જાય છે, અને મૂળનું થડ કાળે કરી સૂકાઇ નાશ પામે છે તેમ આ શાક્યસિંહ—ગૌતમવડે સ્થપાયેલો ધર્મ હિંદુસ્થાનના કેન્દ્રસ્થાનથી નિવૃત્ત થયો, અને નેપાળ, લંકા, બ્રહ્મદેશ વગેરે પ્રાન્તભૂમિઉપર વડવાઇની પેઠે અદ્યાપિ વિદ્યમાન રહ્યો છે. જેઓએ હિંદુસ્થાનના પ્રાચીન ઇતિહાસપ્રતિ દૃષ્ટિ નાંખી નથી, જેઓ મહાશ્રમથી જૂના સીક્કા, પ્રાચીન ખંડેરો, અને પરદેશના પ્રવાસીઓએ આપેલી હકીકતો ઉપરથી હિંદુસ્થાનમાં ઇસવીસનના પહેલાંના પાંચમા સૈકાથી આરંભી ઇસવીસન પછીના સાતમા સૈકાસુધીના સમયમાં પ્રચલિત ધર્મસ્થિતિનું સ્વરૂપ ચિતરી શક્યા નથી, તેઓ આ બૌધ ધર્મે હિંદુસ્થાનની પ્રજાના મોટા ભાગઉપર કેવી ઉંડી અસર કરી છે તેનો ખરો ખ્યાલ લાવી શકે તેમ નથી. અર્વાચીન સમયમાં ચાલતા હિંદુધર્મના અનુયાયીઓ એમ માને છે કે આ બૌદ્ધધર્મ વેદધર્મના વિરોધરૂપે એક મનુષ્યે સ્થાપેલો ધર્મ હતો અને તે વેદવિરુદ્ધ હોવાથી શિષ્ટજનોએ સ્વીકારવાયોગ્ય નથી. હિંદુધર્મપ્રતિ અભિરુચિ ઉત્પન્ન કરવા સારૂં હિંદુધર્મના પ્રવર્તકો, શ્રીવિષ્ણુના અવતારતરીકે જનમંડલે મહાત્મા ગૌતમબુદ્ધને સ્વીકાર્યો છતાં, તેમને પાખંડમત પ્રવર્તકતરીકે વર્ણવે છે, અને તેમ કરવામાં પોતાના ઇષ્ટદેવ શ્રીવિષ્ણુના સાચા સ્વરૂપને હીનોપમા આપે છે. જાણી જોઇને અવળે માર્ગે ચલાવનાર મનુષ્યનું કૃત્ય નિંદ્ય ગણાય, તો સર્વાન્તર્યામી પ્રભુ જીવોને અનર્થગામી કરવા જન્મ ધરે એ શી રીતે સંભવે ? વસ્તુસ્થિતિ તેવી નથી. સર્વાન્તર્યામી પ્રભુએ શ્રીગૌતમમાં આવિર્ભાવ પામી જે તે કાળના ધર્મનું શુદ્ધ ચારિત્ર્ય અને ઉપદેશ બન્નેવડે સમુદ્ધરણ કર્યું તેની અસર જનસમુદાયના હૃદયઉપર ઉંડી થવાથી પૌરાણિક હિંદુધર્મે શ્રીબુદ્ધને ઇશ્વરાવતારનું પદ આપ્યું, અને તે વસ્તુતઃ સાચું છે. એ ધર્મના પ્રાચીન વિચારો વેદકાલીન ઉપનિષદ્‌ના પ્રધાન સિદ્ધાન્તોથી તેમ અર્વાચીન પૌરાણિક હિંદુધર્મના વેદાન્તરૂપ સંપ્રદાયના સિદ્ધાન્તોથી વિરોધી નથી. ધર્મોના અને સંપ્રદાયોના સાચા અભ્યાસકને શૈવસંપ્રદાય અને વૈષ્ણવસંપ્રદાયવચ્ચે જેટલો અંતરાય છે તેટલો અંતરાય ઔપનિષદ્ સિદ્ધાન્ત અને બૌદ્ધધર્મનું જે સ્વરૂપે શ્રીગૌતમે પ્રતિપાદન કર્યું હતું તે બેવચ્ચે જણાતું નથી. વેદને પ્રમાણભૂત માનનાર અર્વાચીન શૈવસંપ્રદાય, વૈષ્ણવસંપ્રદાય, તથા શાક્તસંપ્રદાય વેદમાંથી પોતાના સિદ્ધાન્તને અનુકૂલ વિચારો જેટલા દર્શાવી શકે તેના કરતાં સોગણી વધારે અનુકૂલતા શ્રીગૌતમના વિચારો ઉપનિષદસાથે દર્શાવી શકે તેમ છે. વેદના કર્મકાંડની વિકટજાળમાં ફસાયેલા, શરીરના તમામ તપને મોક્ષનું દ્વાર માનનારા બ્રાહ્મણો જ તે દ્વારની કુંચી કબજે રાખનારા છે, અને ઇતર પ્રજા ધર્મનું સત્ય સ્વરૂપ જાણી શકતી નથી એવું દર્શાવનારા મનુષ્યો હતા, ત્યારે સાચી ધર્મવૃત્તિવાળા આ એક રાજપુત્રને પ્રચલિત ધર્મથી અસંતોષ થયો અને આંતર અન્વેષણ અને ધ્યાનના પરિપાકમાં પોતાને જે સત્ય નિર્ણયો સ્ફુર્યા તેનો તેણે નિર્ભયપણે પ્રકાશ કર્યો.

બૌદ્ધ ધર્મનું સાચું રહસ્ય ગૌતમબુદ્ધના નિર્દોષ શાંતજીવનમાં રહેલું છે. તેમનું જીવન, જ તેમના સિદ્ધાન્તોનું આદર્શ છે, અને તે જીવન જેટલો તેમના સિદ્ધાન્તસંબંધી પ્રકાશ આપે છે તેટલો પ્રકાશ બૌદ્ધધર્મનું સાહિત્ય અથવા વાક્ય આપી શકતું નથી. બૌદ્ધધર્મના મહાયાનનું સાહિત્ય ઉલટું ગૌતમબુદ્ધના વિચારોનું વિકૃતરૂપ પ્રકટ કરે છે. આથી શ્રીગૌતમ બુદ્ધના લૌકિક જીવનનું ટુંકું વર્ણન અસ્થાને નહિ ગણાય.

હાલ જેને દક્ષિણ બીહાર કહે છે તે ભાગનું પ્રાચીન નામ મગધ હતું. સોણ નદીની બન્ને બાજુએ અને ગંગા નદીની દક્ષિણે આ રાજ્યનું કેન્દ્રસ્થાન હતું. ગંગાની ઉત્તરે લીચ્છવી નામની બળવાન જાત વસતી હતી. ઈસવીસન પૂર્વે છઠ્ઠા સૈકામાં મગધ રાજ્ય વિસ્તાર અને બળવાન થતું ચાલ્યું હતું. ગંગાની દક્ષિણે રાજગૃહ (રાજગઢના ડુંગરો નજીક) મગધ રાજ્યાધિપતિ બિંબીસારની રાજધાનીનું નગર હતું; અને ઉત્તરે લીચ્છવીનું વૈશાલી રાજનગર હતું. પૂર્વ દિશામાં પૂર્વ બીહાર અથવા અંગ દેશની મર્યાદા હતી, અને તેની રાજધાની ચંપા નગરી હતી વાયવ્ય કોણમાં પ્રાચીન કોસલ રાજ્યની મર્યાદા હતી, અને તેની રાજધાની તે સમયમાં અયોધ્યા અથવ સાકેતથી ખસેડી શ્રાવસ્તીમાં લાવવામાં આવી હતી. આ કોસલ દેશનો અધિપતિ આ સમયમાં પ્રસેનજીત હતો. કાશીનો દેશ તે સમયમાં કોશલ રાજ્યાધિપતિના તાબામાં હતો અને ત્યાં પ્રસેનજીતના સ્થાપેલા સુબાનો અધિકાર હતો. આ કોસલદેશની પૂર્વદિશામાં રોહિણી નદીના બે તટઉપર શાક્ય અને કોલીયન નામના ક્ષત્રિયોની જાતિઓ વસતી હતી; અને મગધ રાજ્યાધિપતિ તથા કોસલ રાજ્યાધિપતિની પરસ્પર હરીફાઈને લીધે આ બે જાતિઓ કંઈક સ્વતંત્રતાને ભોગવતી હતી. શાક્યોની રાજધાની કપિલવસ્તુ હતી, અને ત્યાંનો રાજા શુદ્ધોદન હતો. તે કોલીયન જાતિના રાજાની બે દીકરીઓ સાથે પરણ્યો હતો. શુદ્ધોદનની બંને રાણીમાંથી કોઈને સંતાન ઘણા વર્ષ સુધી થયું નહિ; અને શાક્યના નાના રાજ્યને વારસ વિના લોપ પામવાનો પ્રસંગ ઉભો થયો હતો. આખરે મોટી રાણીને ગર્ભ રહ્યો, અને પ્રસૂતિના સમય પહેલાં તે પોતાના પીયર તરફ જવા નીકળી. પણ ત્યાં પહોંચતા પહેલાં લુંબિની નામની સુંદર વાટિકામાં તેને પુત્ર પ્રસવ થયો. મા અને દીકરાને કપિલવસ્તુમાં પાછાં લાવવામાં આવ્યાં, ત્યાં માનો સાત દિવસમાં કાળ થયો, અને પુત્રનું રક્ષણ તેની સાવકી મા જે મરનાર રાણીની જ બહેન હતી તેને હાથે થવા લાગ્યું.

આ પુત્રના જન્મસંબંધમાં "આશ્ચર્યકારક વાતો ચાલતી આવી છે. નાલક સૂત્રમાં નીચેની આખ્યાયિકા છે.

અસિત ઋષિ દેવોને બહુ પ્રસન્ન જોઈ પૂછવા લાગ્યા કે આપ શાથી આટલા બધા આનંદમાં છો. તેમણે ઉત્તર આપ્યું કે નરરત્ન બોધિસત્વ જીવોના ઉદ્ધારસારૂ લુંબિનીમાં શાક્યો ને ત્યાં જન્મ્યા છે. આ ઉપરથી ઋષિ ત્યાં ગયા, અને તમ સુવર્ણ જેવા સુંદર બાળકને જોઈ પ્રસન્ન થયા; અને તેમણે ભવિષ્યવાણી કહી કે આ બાળક પરમ બુદ્ધભાવને પામશે, અને તે શુદ્ધ ધર્મ અને સદાચારનું સ્થાપન કરશે, અને તે સર્વત્ર પ્રસારશે.

આ બાળક શાક્યોમાં જન્મ્યો હતો તેને શાક્યસિંહ કહેતા; કુટુંબની અટક ગૌતમ હતી, અને તેનું નામ સિદ્ધાર્થ પાડવામાં આવ્યું હતું; અને જ્યારથી તેણે ધર્મનું સંશોધન કરી પોતાનો જ્ઞાનમાર્ગ પ્રકટ કર્યો ત્યારથી તેનું નામ બુદ્ધતરીકે પ્રસિદ્ધ થયું.

અરાઢ વર્ષની ઉમરે આ રાજ્યપુત્રનું યશોધરા અથવા સુભદ્રા નામની કન્યાસાથે લગ્ન થયું. જો કે ક્ષત્રિય ધર્મપ્રમાણે ધનુર્વિદ્યાનો સારો અભ્યાસ કરવામાં પ્રમાદ દર્શાવવાથી તેમના વડીલ સગાઓ અસંતુષ્ટ રહેતા તો પણ યુદ્ધના અજમાયશી પ્રસંગે શાક્યસિંહે પોતાનું પરાક્રમ સારીરીતે દર્શાવી આપ્યું.

લગ્ન પછી દસવર્ષે ગૌતમે ગૃહ અને સ્ત્રીનો ત્યાગ કરી ધર્મ અને તત્ત્વવિદ્યાનો અભ્યાસ કરવા નિશ્ચય કર્યો. મનુષ્ય જાતિનાં પાપ અને દુઃખોને અવલોકી તેના મનઉપર ઉંડી લાગણી થઇ હતી, અને બીજી બાજુએ ધન અને વૈભવના મદનું મિથ્યાપણું તેણે અનુભવ્યું હતું. ધન અને વૈભવથી જે શાંતિનું પદ પ્રાપ્ત નથી થતું તેવા પદની પ્રાપ્તિઅર્થે તેના મનમાં ગંભીર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ, અને રાજસુખમાં ઉછર્યાં છતાં દુઃખી પ્રજાના સુખનો માર્ગ શોધવા તેને આતુરતા થઈ. એક જરાજર્જરિત માણસને જોઇ, એક અત્યંત માંદા માણસને જોઈ, એક સડતા શબને જોઇ, અને એક સન્નિષ્ઠાવાળા વતીને જોઇ તેને સંસાર—ત્યાગનું મન થઇ આવ્યું—એવું જે કહેવામાં આવે છે તેમાં સર્વાંશે સત્ય નથી. તેના મનમાં ઘણા સમયથી ધન તથા વૈભવથી થતી વંચના, સંસારનાં સુખોનું ક્ષણિકપણું અને પ્રજાનાં પાપ અને દુઃખો જ એ સર્વ શલ્યરૂપ થયાં હતાં, અને તે દૂર કરવા અને શાશ્વત સુખનો ઉપાય શોધવા વિરાગના આવેશમાં તેણે સંસારનો ત્યાગ કરેલો હોવો જોઇએ, અને તેમાં ઉપરના પ્રસંગો નિમિત્ત અને સહકારી થયા હોવા જોઇએ. સંસારત્યાગના વિચારો જ્યારે બદ્ધમૂલ થયા તે અરસામાં તેની સ્ત્રીને પુત્ર પ્રસવ થયો. જ્યારે શાક્ય વંશમાં અને કપિલવસ્તુમાં પુત્ર પ્રસવથી આનંદઘોષ થતો હતો ત્યારે આ વિરાગી અને વિચારશીલ હૃદયમાં આ નવીન બંધનથી ખેદ થવા લાગ્યો.

( અપૂર્ણ )

---

# સદ્વિચારરશ્મી.

જ્યારે તમે કોઇ પણ પ્રકારના વિચાર કરો છો ત્યારે તમારા વાસ્તવ જીવનના-આત્માનો જેટલા અધિક અંશમાં અનુભવ કરો છો, અર્થાત્ તમારા વિચારના મૂલ સામર્થ્યનું જેટલા પ્રમાણમાં ઉંડાણથી ભાન કરો છો, તેટલા વધારે પ્રમાણમાં તમે તમારા વિચારોમાં બલ અથવા સામર્થ્યને પ્રકટાવો છો. કેમકે મનના ઉપરના પ્રદેશમાં રહીને તેમ જ કેવળ મનની સાહાય્ય લઇને સેવેલા વિચાર યથાર્થ બલથી પૂર્ણ હોતા નથી. કારણ કે યથાર્થ બલ તો કેવલ આત્મામાં છે, અને તેની સાથે ગાઢ સંબંધમાં આવવાથી જ તેનું બલ આપણામાં આવિષ્કારને પામે છે.

* * *

મનની તંગ અવસ્થા રાખવાથી અથવા જેના તેના તરફ ગ્રહણ કરવાના ભાવથી રહિતપણે રાખેલી અક્કડ સ્થિતિથી કંઇ વિચારનું વાસ્તવ બળ પ્રકટતું નથી, પરંતુ આપણા અત્યંત ઉંડાણના પ્રદેશમાં નૈસર્ગિક રીતે ચાલતી આધ્યાત્મિક ક્રિયાપ્રતિ મનને નિરંતર અભિમુખ રાખવાથી જ પ્રકટે છે. બલાત્કારથી અથવા અતીવ આગ્રહથી માત્ર ઉપર

ચોટીયા કરેલી ક્રિયા કંઇ બલવાન્ મનને ઉપજાવતી નથી. બલવાન્ મન એ એક બુદ્ધ અથવા સામર્થ્ય છે, કારણ કે જે કંઇ અંતરમાં રહેલું અમર્યાદ છે તેને તે બહાર પ્રકાશિત કરે છે.

* * * *

કોઇના તરફ વિરોધબુદ્ધિ અથવા અહિતકર બુદ્ધિ રાખવાથી કોઈ જાતના બળને તમે મેળવી શકતા નથી. જગતની સાથે અવિરોધપણે રહો, જો જગતમાં જે કાંઈ સર્વોત્કૃષ્ટ છે તેનો પ્રકટ અનુભવ કરવો હોય તો. વિરોધ એ ઉત્કૃષ્ટ વસ્તુને નિકટ આવવા દેતો નથી, જ્યારે અવિરોધ ઉત્કૃષ્ટવિના બીજી કોઈ વસ્તુને નિકટ આવવા દેતો નથી.

* * * *

તમારા પોતાનામાં શ્રદ્ધાવાળા–વિશ્વાસવાળા–થાઓ, પરંતુ તમારા પોતાના અમુક અંશમાં જ થાઓ એમ નહિ. તમારા અંતરમાં જે કંઇ રહેલું છે તે સર્વપ્રતિ અખંડ લક્ષ આપો, અને તે સર્વમાં શ્રદ્ધા અને વિશ્વાસને સ્થાપો. છોડામાં વિશ્વાસ સ્થાપવાનો નથી, ગર્ભભાગમાં સ્થાપો અને પછી તે વિશ્વાસના ઉત્તમ ફલને તમે જોશો.

* * * *

યૌવનનું એક મહાન્ રહસ્ય એ છે કે સુખનું ભાન કરવું. દુઃખનું ભાન ઘસારો કરનાર છે, સુખનું ભાન પોષણ કરનાર છે. અને પોષક વસ્તુ જ યૌવનનું રક્ષણ કરનાર હોય છે એ કહેવાની જરૂર નથી. આત્માના આનંદના અનુભવમાં નિરંતર બને તેટલો વિશેષ કાળ રહો, અને પછી પૃથ્વીઉપર ગમે તેટલાં વર્ષ કાઢશો તોપણ તમે યૌવનપૂર્ણ જ રહી શકશો. કારણ તમે યૌવનના મૂળસાથે સંબંધમાં આવો છો.

* * * *

વિચાર, આચાર અને ઉચ્ચાર (વાણી) એ સર્વમાંથી નિષેધક ભાવનાનો પરિત્યાગ કરો. ક્લેશની કશી જરૂર નથી. તમારા શબ્દકોષમાંથી તેને નિરંતરને માટે દેશનિકાલ દેજો. એવું કહેવાની પણ કાંઇ આવશ્યકતા નથી કે તમે દિલગીર છો. કહેવાને માટે કંઈક બીજું સારૂં જ શોધી કાઢો કે જે સંબંધમાં આવનાર પ્રત્યેકનું કંઇ પણ હિત જ કરે. તે જ પ્રમાણે ઢીલા નિશ્ચયવાળી 'હું અમુક કરવા ધારૂં છું, કામ થવું તો કઠિન છે, પણ થઇ જાય તો ઠીક' એવી વાણી વદવાની પણ જરૂર નથી. કહો કે તમારાથી જે કંઇ સર્વોત્કૃષ્ટ થશે તે તમે કરશો. અને એથી વિશેષ તો એ છે કે 'હું જે ધારૂં છું તે અવશ્ય કરીશ' એ પ્રકારે નિરભિમાનપણે સત્યાગ્રહને સૂચવતા વદો. સંશય કરતાં આશા–શુભાશા–એ વધારે સારી છે. પરંતુ જો તમારે પરિણામને સિદ્ધ કરવો હોય તો બલવાન્ શ્રદ્ધાયુક્ત દૃઢ આગ્રહબલની જરૂર છે.

* * * *

જ્યારે આપણે વિશ્વની વિશાલતાનું ચિંતન કરીએ છીએ, ત્યારે આપણે સ્વાભાવિક રીતે સર્વદા એમ અનુમાન કરીએ છીએ કે આખરે મનુષ્ય એ એક અલ્પતમ છત્ર અથવા એક નિઃસત્વ પરમાણુ છે. પરંતુ તેમ નથી. સત્ય એ છે કે વિશ્વની વિશાલતા મનુષ્યવડે જ છે. વિશ્વમાંથી મનુષ્યને ઉપાડી લો, અને પછી જુઓ તો તે સઘળું અત્યંત સંકુચિત જણાશે. વિશ્વમાં મનુષ્યને લીધે જ વિશાલતા પ્રકટે છે. મનુષ્યનું શરીર કદાપિ નાનું છે,

પરંતુ મનથી તે વિશ્વકરતાં પણ અનંતગુંણુ અધિક વિશાલ છે. એ મનના બલને મેળવવું એ જ કામ છે. કેવલ વિશ્વની વિશાલતા જોઈ મુગ્ધ બની સ્તબ્ધ–સરખા થઇ રહેનાર મનુષ્યની મતિ વિશ્વકરતાં વિશેષ એવી પોતાનામાં જ રહેલી શક્તિ છે તેના તરફ વળતી નથી. વિશ્વની વિશાલતા જુઓ, પણ તેની સાથે તમારી કેવળ ક્ષુદ્રતા જોવા જરૂર નથી. તમારી સર્વથી વિશેષતા પ્રકટે એવો પ્રયાસ કરો,' અને તમને જણાશે કે પાષાણુમાં, ધાતુમાં, વનસ્પતિમાં, પશુમાં કે કશામાં જે કંઇ અદ્ભુત વિશાલતા રહેલી છે, તેના કરતાં તમારી વિશાલતા અધિક છે. તેમની વિશાલતાનું માપ નિકળી શકે છે, તમારી વિશાલતાનું માપ નીકળે એમ નથી, કારણુ કે તમારો અભ્યંતર પ્રદેશ અનંત અને અપાર છે.

——:o:——

# प्रासंगिक उक्तिओ.

——શ્રી વિશ્વવંદરમરણોત્સવનો કાર્યક્રમ જાણુવામાં આવે તો થોડા દિવસ આવનારને કયા દિવસોમાં આવવું એ નિર્ણય કરવો સુગમ પડે તેથી તેના વ્યવસ્થાપકોએ તેના કાર્યક્રમનો નિર્ણય કર્યો હોવાથી તેની પ્રસિદ્ધિમાટે આ અંક તત્કાળ કાઢયો છે, અને તેથી તેનાં માત્ર બે જ ફૉર્મ કાઢવામાં આવ્યાં છે. બાકીનાં ફૉર્મ ભવિષ્યના અંકોમાં વધારી આપવામાં આવશે.

——ઉક્ત ઉત્સવના કાર્યક્રમને બને તેટલો આનંદજનક, નૂતનતાવાળો, આકર્ષક અને સર્વ પ્રકારે ઉત્તમ લાભને પ્રકટાવનાર થાય એ પ્રકારે કરવાનો બનતો પ્રયત્ન તેના વ્યવસ્થાપકોએ કર્યો છે, એ વિશેષ સંતોષજનક છે. નવીન અને આકર્ષક વસ્તુમાં વૃત્તિ સરળપણે પરોવાય છે અને તેમાં જે કંઇ ઉત્તમ હોય છે તેને તે સુગમપણે આકર્ષી શકે છે. આથી નવીનતાસહ આકર્ષણુ થાય તેવી કોઇ યોજના કોઇ ઉત્તમ કાર્યમાં કરવામાં આવે તો તે કાર્યના હેતુની સફલતા વિશેષ અંશે થઇ શકે છે.

——જેમ એક સુંદર શરીરવાળી વ્યક્તિ સુંદર વસ્ત્રાભૂષણુથી સજ્જ થાય છે, ત્યારે અધિક દેદીપ્યમાન્ અને રમણીય જણાય છે, તેવી રીતે કોઇ ઉત્તમ તત્ત્વને તેનું બાહ્ય પરિવેષ્ટન પણ ઉત્તમ પ્રકારનું આપવામાં આવે છે તો તેના મૂલ્યમાં અધિક વૃદ્ધિ થાય છે અને ગ્રાહકમાં તે વિષયને ગ્રહણ કરવાની અધિક અભિરુચિ પ્રકટે છે.

——કુદરતી પદાર્થો તથા તેના વિવિધ વ્યતિકરો નિહાળો. તેમાં રમણીયતા અથવા સૌન્દર્યનું લક્ષણુ સર્વથી ઉપર તરતું જણાશે. અને તે એક જ પ્રકારનું નહિ, પરંતુ વિવિધ પ્રકારનું અને સમયે બદલાયા કરતું જણાશે. અને તેમ થવાથી તે સર્વને અધિક પ્રિય થઇ પડે છે. સુંદર વિવિધ વર્ણનાં પુષ્પો, વિવિધ અદ્ભુત રંગના વાદળાં અને તેના આકારો, વિવિધ પર્વ; તોનાં ઉંચાં નીચાં વિલક્ષણુ પ્રકારની આકૃતિવાળાં શૃંગો, અદ્ભુત પ્રકારની વિવિધ રીતે ઉગી, ઉછરી નીકળેલી નૈસર્ગિક વનસ્પતિઓ–એ સર્વમાં રહેલી અપૂર્વતા જેણે જોઇ હશે તેને એમ સ્પષ્ટ જણાયાવિના નહિ રહ્યું હોય કે તેનાપ્રતિ મનુષ્યનું સ્વાભાવિક રીતે જ આકર્ષણુ થાય છે, અને તેમ થતાં તેમાં જે કંઇ ઉત્તમ રહેલુ હોય છે તેનો તેને લાભ મળે છે.

——આથી ઉત્તમ સારરૂપ વસ્તુને, તેના: બાહ્ય પરિવેષ્ટનને સુંદરતા તથા અપૂર્વતાથી યુક્ત કરવું એ ગર્ભમાં રહેલી તે ઉત્તમરૂપ વસ્તુનો અધિક વિકાસ અને વિસ્તાર કરવાતુલ્ય છે. અને તેમ થવાથી તેનો લાભ ઘણાનાં અંતઃકરણુ લઇ શકે છે. અવશ્ય, ગર્ભ ભાગમાં રહેલી વસ્તુ ઉત્તમ હોવી જોઇએ. તે વિનાનો કેવલ બાહ્ય આડંબર મનુષ્યનું વાસ્તવ હિત સાધતો

નથી, એટલું જ નહિ પરંતુ ઘણી વખતે હાનિ કરે છે. જેમ કોઇ વસ્તુઉપર મારવા ઉગામેલો હાથ તેને નથી વાગતો અને વીંઝોઇ જાય છે, તેમ બાહ્યરૂપ ઉત્તમ પ્રકારનું જોઇને કંઈ ઉત્તમ તત્ત્વ હશે એમ ધારી તેમાં વેગપૂર્વક તથા બલસહિત પ્રવેશેલી વૃત્તિ પછીથી તેમાં તત્ત્વરૂપ કશું નથી જણાતું ત્યારે તે તેની ધારણામાં નિષ્ફલ થવાથી શ્રમિત થાય છે, અને એવો નિરર્થક શ્રમ તે વૃત્તિને હાનિ કરે છે. કારણ કે જે બલપૂર્વક તેમાં તેનો પ્રવેશ થયો હોય છે તે બલના બદલાતરીકે તેને કશું ન મળતું હોવાથી એ વૃત્તિ અવલંબનરહિત થઇ રહે છે. અને તેથી તેને જે પોષણ મળવું જોઇએ તે ન મળતાં તેના બળનો કેવળ વ્યય જ થાય છે. માટે કેવળ ઉપરનો જ રમણીય આડંબર વાસ્તવ હિતને સાધતો નથી. પરંતુ જ્યારે કંઇ તત્ત્વરૂપ વસ્તુઉપર ઉત્તમ પ્રકારનું બાહ્ય પરિવેષ્ટન રચવામાં આવે છે ત્યારે જ તે ખરૂં હિત કરે છે. તે વખતે એ પરિવેષ્ટન મનુષ્યની મતિમાં તે વસ્તુમાં રહેલા તત્ત્વના હાર્દને અધિક સ્પષ્ટપણે પ્રકાશિત કરે છે તથા તેની અસર અંતઃકરણમાં દીર્ઘકાલ રહે એવા કારણને પ્રકટાવે છે.

——પ્રિય સજ્જનો ! તમે મહાકાલથી દીર્ઘ કાલથી પરિચિત છો. શ્રીમાન્ વિશ્વવંદ્યના લેખોના વાચનદ્વારા તમે તેમના અંતઃકરણપર્યંત પહોંચ્યા છો. તેઓના અંતરનું વિશાલ સ્વરૂપ તમારી દૃષ્ટિથી અગોચર રહે એ સંભવિત નથી. તેમાં શી અદ્ભુતતા હતી તે તમારાથી હવે અજાણી નથી. તમારૂં નિર્મલ અને સદ્વિવેકી હૃદય તેમના વિચારોથી કંઇક અંશમાં ઉત્તમ પોષણને પામી ઊર્ધ્વગામી થયું હશે જ. તો તેવા એક ઉત્કૃષ્ટ કાર્યના સ્મરણરૂપે તેમના નિમિત્ત પરિપાલન થનાર ઉક્ત ઉત્સવમાં તમારૂં આગમન અવશ્ય તમારા હૃદયને રુચિકર થઇ પડશે જ. તેમ જ તમારૂં અંતઃકરણ તે માટે ઉત્સુક હશે જ. તેથી એ યોગ્ય ઉત્સુકતાને તમે પોષણ આપશો અને તેમાં પ્રવેશવા નિશ્ચય રાખશો.

——ઉક્ત ઉત્સવની રચના અને યોજનાનું અંતર્બાહ્ય સ્વરૂપ રમણીય થતું જણાય છે. ખાસ એ ઉત્સવઅર્થે નિર્ણીત કરાયલા વિશાલ ક્ષેત્રમાં તે નિમિત્તનો કાર્યારંભ થઇ ચૂક્યો છે. ગતસાધનસમારંભના ઉત્સવઉપર વિવિધ સાધકોની જાણવામાં આવેલી ઈચ્છાથી મનુષ્યોનો સમુદાય પણ અધિક થાય એમ છે. ગયા મહાકાલની સૂચના જોતાં જ મનુષ્યો તરફથી અનુમતિપત્રની માગણી આવવા માંડી છે.

——કોઇને ખાસ કોઇ વિહિત પદાર્થની આવશ્યકતા હશે તો તેને તે પ્રાપ્ત કરાવી આપવાની પણ તેના વ્યવસ્થાપકોએ યોજના રાખી છે, એમ તેઓએ પ્રકટ કરેલી આ સાથેની તે ઉત્સવના સૂચની ઉપરથી જણાય છે.

——તેનો કાર્યક્રમ પણ મોહક છે. કંઇ કંઇ નવીનતા તેમાં આવેલી જણાય છે. અને આશા રાખવામાં આવે છે કે તેનો લાભ લેનાર સર્વને તે હિતકર જ થશે. વિવિધ શ્રેયસાધકોએ તે નિમિત્ત પરિચર્યા કરવાનું ઉત્સાહપૂર્વક સ્વીકાર્યું છે અને તે તેઓને શોભારૂપ છે.

——શ્રીમાન્ વિશ્વવંદ્યના વિચારોએ જેમ તમને લાભ જણાવ્યો છે, તેમ તેઓના જે જે ભવ્ય અને ઉચ્ચ આશયો હતા, તે આશયોની સિદ્ધિઅર્થે આ ઉત્સવથી આરંભી જે પ્રવર્ત્તન થનાર છે, તે પણ તમને તેટલા જ લાભને પ્રાપ્ત કરાવે એમાં કશો સંશય નથી. અને તેથી તેમાં તમારૂં આગમન સપ્રયોજન અને આવશ્યક ગણાય એ સ્વાભાવિક છે.

——ઉક્ત ઉત્સવમાં આનંદપૂર્વક પ્રવેશ કરીને શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રતિના આપના શુભ ભાવનું નિદર્શન કરાવો તથા તદ્દ્વારા બાધક હિતને પ્રાપ્ત થાઓ.

# શ્રી વિશ્વવંદ્યસ્મરણોત્વના કાર્યક્રમ.

ઈશ્વરાનુગ્રહથી શ્રી વિશ્વવંદ્યસ્મરણોત્સવનું પાલન બુધવાર તા. ૧-૫-૧૯૧૨ થી ગુરુવાર તા. ૯-૫-૧૯૧૨ સુધી વડોદરામાં તે નિમિત્ત ખાસ નિશ્ચિત કરાયેલા **શ્રીવિશ્વવંદ્યોપવન** નામક વિશાલ સ્થાનમાં થશે. તે સ્થાન શ્રીનૃસિંહાશ્રમની નિકટ હોવાથી આવનાર સજ્જનોએ પ્રથમ **શ્રીનૃસિંહાશ્રમ**માં પધારવા કૃપા કરવી. ત્યાંથી યોગ્ય સમયે **શ્રીવિશ્વવંદ્યોપવનમાં** તેડી જવામાં આવશે.

બુધવાર તા. ૧-૫-૧૯૧૨ ના મધ્યાહ્નોત્તર પાંચ વાગ્યાથી ઉક્ત ઉત્સવનો આરંભ થશે. જેથી તે પૂર્વે આવી જવું. તેમાં પ્રતિદિન પાલન કરવાનો કાર્યક્રમ નીચેપ્રમાણે છે.

**બુધવાર શ્રીવિશ્વવંદ્યોપવનમાં** સાયંકાળે ૭ વાગે પ્રવેશ થશે. (તે પૂર્વે શ્રીનૃસિંહાશ્રમમાં અથવા અનુકૂલ સ્થાને સ્નાનાદિ ક્રિયા પરવારી લેવી) ૭થી સાત વાગતા સુધીમાં પોતાના નિવાસસ્થાનમાં સામન મૂકીને રહેવાની સગવડ કરી લેવી.

૭-૩૦ થી ૮-૩૦ વ્યાખ્યાન.— श्रीमद् उपेन्द्र भगवान्.

૮-૩૦ થી ૯-૩૦ કીર્તન.

૯-૪૫ થી ભોજન

**ગુરુવાર**—પ્રભાતે પાંચ વાગે ઉઠી દંતધાવન વગેરે ક્રિયા કરી સવા ૭ વાગે વ્યાયામ શાલામાં આવવું. સવા ૭ થી સાતપર્યંત ઇચ્છાનુકૂલ વ્યાયામ કરવો. સાત થી સાડાસાત સુધીમાં સ્નાન આદિથી પરવારી લેઇ સાડા સાતે સંયમશાલામાં પ્રવેશ કરવો. ત્યાં સાડા સાતથી દશ વાગતાસુધી પ્રત્યેક સાધકે પોતપોતાને પ્રાપ્ત જપ, પ્રાણાયામ, ધારણા, ધ્યાન વગેરે સંયમની ક્રિયાઓ કરવી. ત્યાર પછી વિનયપુરઃસર પૂજન આદિ સત્ક્રિયા કરી **આરતી પુષ્પાંજલિ થતાંસુધી પોતાના સ્થાને બેસી રહેવું.** (આટલો ક્રમ નિત્યનો નિયમિત જાણવો.)

અગીયાર વાગતાં ભોજન.

સાયંકાલે ૭ થી સાતસુધીમાં સ્નાન સંધ્યા વગેરેથી પરવારી લેવું.

સાતથી આઠસુધી-ક્રીડન.

૮-૩૦ થી ૯—૩૦ સ્તવન

૯-૩૦ થી ૧૦-૩૦ કીર્તન.

**શુક્રવાર**—આરતી સુધીના ક્રમ પછી અગીઆર વાગે ભોજન.

૭ થી સાતસુધી ક્રીડન.

૭-૩૦ થી ૮-૩૦ વ્યાખ્યાન. શ્રીયુત ફતેહચંદ કર્પુરચંદ લાલન.

૮-૩૦ થી ૯-૩૦ કીર્તન.

**શનિવાર**—આરતીસુધીના ક્રમ પછી સાંજે સાત વાગે ભોજન. સાડાઆઠથી દશ વાગતા સુધી 'વિનોદજનક વાર્તા.' આરતી.

**રવિવાર**—આરતી પછી અગીઆર વાગે ભોજન.

૭-૩૦ થી ૮-૩૦ વ્યાખ્યાન— श्रीमद् उपेन्द्र भगवान्.

૮-૩૦ થી ૯-૩૦ કીર્તન

**સોમવાર**—આરતી પછી ઉપાહાર સાયંકાલે છથી સાત વિહાર.

૭-૩૦ થી ૮-૩૦ વ્યાખ્યાન.— શ્રીયુત જેઠીસનદાસ જે. કણીઆ.

૯ થી શ્રી વિશ્વવન્દ્યઉપકારસ્મરણ.

પશ્ચાત્ પ્રસાદ.

**મંગળવાર**—આરતીસુધીના ક્રમ પછી. રાત્રિના આઠથી કીર્તનપરિક્રમણ.

સાડા નવે ભોજન તથા આરતી.

**બુધવાર**— આરતી પછી અગીઆર વાગે ભોજન. સાયંકાલે ૬ થી ૭ વિહાર.

૭-૩૦ થી ૮-૩૦ વ્યાખ્યાન શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.

૮-૩૦ થી ૯-૩૦ કીર્તન.

**ગુરુવાર**— આરતી પછી ભોજન. સાયંકાલે ઉત્સવની સમાપ્તિ.

નિત્યના કાર્યક્રમનું ઉપરપ્રમાણે સામાન્ય સ્વરૂપ છે. તેમાં બીજા કેટલાક કાર્યક્રમની વૃદ્ધિ થવા સંભવ છે.

નિત્ય સાયંકાલે પ્રસન્નતાજનક વિવિધ પ્રકારનું નિર્દોષ ક્રીડન રાખવામાં આવશે.

શનિવારે 'વિનોદજનક વાર્તા'ના કાર્યક્રમમાં જે કોઇ સભ્ય તથા નિર્દોષ પ્રસન્નતાને ઉપજાવનાર સર્વથી વધારે સારી વાર્તા કહેશે તેને પારિતોષિક (ઇનામ) આપવામાં આવશે.

તે જ પ્રમાણે બીજાં પણ વિવિધ પ્રકારનાં પારિતોષિક વિવિધ હેતુનિમિત્ત કાઢવામાં આવનાર છે.

બપોરના સમયનો જૂદો જૂદો કાર્યક્રમ નિત્ય પ્રકટ કરવામાં આવશે.

કોઇને જરૂર જણાતાં વિહિત આવશ્યક વસ્તુમાટે તૃપ્તિસદનના વ્યવસ્થાપકને પૂર્વથી જણાવવામાં આવશે તો તે ઘટિત ખર્ચથી તેની વ્યવસ્થા કરી આપશે.

સાધકોને નિત્યકર્મમા ઉપયોગી પદાર્થોનું એક નાનું પ્રદર્શન ભરવામાં આવશે. તે જ પ્રમાણે શ્રેયસ્સાધકવર્ગના સ્ત્રીમંડલતરફથી કેટલાક પદાર્થોનું એક નાનું પ્રદર્શન ભરાશે. કોઇ શ્રેયસ્સાધક ભગિની પોતાના હાથનું બનાવેલું ગુંથણકામ, ભરતકામ અથવા તેવું કોઇ પણ કામ મંગળવાર તા. ૩૦-૪-૧૯૧૨ સુધીમાં મોકલી આપશે તો તેને સ્ત્રીવિભાગમાં મૂકવામાં આવશે.

શ્રીમાન્ વિશ્વવન્દ્યસ્મારકના એક વિભાગરૂપે જે પુસ્તકશાલા કાઢવાની છે તેમાં કોઇ સજ્જન કોઇ સદ્‌ગ્રંથ અર્પવા ઇચ્છતા હોય તો તેઓ ઉત્સવપ્રસંગે આવે તે સમયે સાથે લાવવા કૃપા કરશે, તો તેને તે પુસ્તકશાલામાં સ્થાપવામાં આવશે.

ઉક્ત સ્મારકના વિવિધ વિભાગોનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાં આવશે, તથા કેટલાક વિભાગનો તે સમયથી પ્રારંભ કરવામાં આવશે.

ચિત્રકલાનું નાનું સંગ્રહસ્થાન પણ કરવામાં આવશે.

કાર્યક્રમનું વિશેષ સ્વરૂપ હજી સ્થાપ્યું હોવા છતા તેનું કંઇક સ્વરૂપ લક્ષમાં આવે તેને માટે તેમાંની કેટલીક બાબતોનું ઉપર સૂચન કરવામાં આવ્યું છે.

☞ ભોજનખર્ચનું દ્રવ્ય મોકલનારે 'શ્રી વિશ્વવન્દ્યસ્મરણોત્સવ વ્યવસ્થાપક-શ્રી નૃસિંહાશ્રમ વડોદરા' એ પ્રકારના સરનામાથી મનિઑર્ડર વગેરે મોકલવું.

મોહનલાલ હસમુખરામ. વ્યવસ્થાપક
શ્રી વિશ્વવન્દ્યસ્મરણોત્સવ.

નમુનો મંગાવી ખાત્રી કરો.

તમારા વાળ માટે.

# કામીનીઆ ઓઈલ વાપરો.




જેથી વાળ ઘણા લાંબા સુંદર ચળકતા, નરમ થઈને મગજને ઠંડક આપી-માથાનો ખોડો વગેરે દુર કરી એકદમ ફેરફાર કરે છે. વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ, પુરૂષો, વકીલો, સોલીસીટરો તેમ જ મગજમારીનું કામ કરનારને ઘણું જ ઉપયોગી છે. માથામાં તાલ પડી વાળ ખરી જતા અટકાવી વાળના મૂળને પોષણ આપનાર છે. એક વખત અજમાવ્યાથી ખાત્રી થશે.

કીંમત ૧ બાટલીના રૂ. ૧—૦—૦.

૩ બાટલીના રૂ. ૨—૧૦—૦

વી. પી. ખર્ચ જુદો.

## દીલબહાર

હેં ર ઓ ઇ લ.

## ગુલશન

હેં ર ઓ ઇ લ.

આ તેલોમાં પણ કામીનીયા ઑઈલના જેવો જ ફાયદો કરનારી વસ્તુઓ નાખેલી છે. તફાવત ફક્ત સુગંધીમાં જ છે. જુદી જુદી જાતની મધુર જ છે. કીં. દરેક શીશી એકનો રૂ. ૧—૦—૦ કોઇપણ જાતનો નમુનો ૦॥ આનાની ટીકીટ મોકલવાથી મફત.

કામીનીયા, દીલબહાર, ગુલશન, એ શબ્દો કાયદા મુજબ ટ્રેડમાર્ક તરીકે રજીસ્ટર કરાવેલ છે. બહારગામ માટે પ્રમાણીક એજંટો જોઈએ છે.

ખરીદતી વખતે ઉપર લખેલા તેલોનાં નામ બરાબર વાંચી તે માટે ખાત્રી કરી પછી જ ખરીદવું. કારણ કે નકલી અનેક ચીજો બીજી નીકળે છે અને વાપરવાથી નુકસાન થવાનો સંભવ રહે છે. માટે બરાબર રજીસ્ટર ટ્રેડમાર્ક તથા નામ વાંચીને ખાત્રી કરીને જ વાપરવા અમારી ખાસ ભલામણ છે. બનાવનારા—કામીનીયા પરફ્યુમરી કંપની—મુંબઈ.

એજંટો—ઍંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની—મુંબઇ.

વડોદરાના એજંટ—જી. બ્રધર્સ. અમદાવાદી પોળ સામે—વડોદરા.

ફુટક મળવાનું ઠેકાણું—ટોમસન કંપની. દવાવાળા તેમ જ દરેક જાતના ડાકટરોના પ્રીસ્ક્રીપશનો તૈયાર કરી આપનાર. કાલબાદેવી પોસ્ટ સામે—મુંબઈ.

જાહેર આકર્ષણ.

# મોહીત થયેલી પ્રજા.

## આ લાભ ફરીથી આપવામાં આવશે નહિ.

અમારે ત્યાં નાના ફોટા ઉપરથી અતિ સુંદર મોટી છબીઓ બનાવવામાં આવે છે. જેના રાજા રજવાડા, પોલીટીકલ એજંટો, શ્રીમાનો અને વિદ્વાનોએ એટલાં બધાં વખાણ કર્યાં છે કે અમે તેનાં વધુ વખાણ કરવા ગેરવાજબી માનીએ છીએ આ છબીઓ ઉપરાંત અમે હાલમાં Sepia સેપીયા બ્રાઉન રંગની બહુજ આકર્ષણીય છબીઓ બનાવવા માંડી છે. જેની અસલ કીમત રૂ ૪૦ ) થાય છે પણ હાલમાં માત્ર થોડોજ વખત એ છબી માત્ર રૂ. ૧૨) લઇ પાડી આપીશું. એ છબી ૧૬ ઇંચ પહોળી અને ૨૦ ઇંચ લાંબી બને છે ને દરેક છબી હુન્નર કામનો ખરેખરો નમુનો બને છે. તમારો અગર તમારા કોઇ સ્નેહિનો ફોટો રૂ ૧૨ સાથે મોકલો અને અમે નમુના મુજબ કામ નહિ થાય તો પૂરેપુરા પૈસા પાછા આપીશું.

"સાંજવર્તમાનના માલીક શું કહે છે? હું લખવાને ઘણો ખુશી છું કે મારા કુટુંબનું જેવી મોટી છબી તમે પરમેનેન્ટ બ્રોમાઇડ જાતની બનાવી આપી છે તે ઘણી સફાઇ ભરી અને ઉત્તમ રીતની બનાવેલી છે અને જે કોઈને આવું કામ જોઇતું હોય તેને હું ભલામણ કરૂં છું.

ઓરડરનાં પુરા નાણાં અગાઉથી લઇએ છીએ

એનલાર્જમેન્ટ કુંપની.

કાન્તા બીલડીંગ. કાલબાદેવી-ચીનાઇબાગના ઉપર પહેલે માળે-મુંબઇ

Registered N. B 185

श्री

# महाकाल

रूप (पुस्तक) २४ योग,वैशाख, ज्येष्ठ०कृष्ण०१४ संवत् १९६८. दर्शन (अंक) ६७८

" તારા અંતર્ બહિર્ વિસ્તર્યું ભર્યું આ, તત્ત્વ કાં તે તું ન જોતો;
જોવાનું જોવું ત્યજીને તું સર્વદા, અવસ્તુમાં મન પ્રોતો. "

—વિશ્વબંધુ.

प्रसिद्ध करनार

श्रेयस्साधकअधिकारिवर्ग—वडोदरा

તરફથી

અમદાવાદ—શ્રી સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨-૦-૦ વર્ષના આરંભમાં જ.

# आवती आषाढि पूर्णिमाना उत्सवसंबंधी सूचना.

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો આવતા આષાઢ માસનો મહોત્સવ દ્વિતીય આષાઢ માસની પૂર્ણિમા ( તા. ૨૯ જુલાઇ સોમવાર ) ને દિવસે વડોદરા, શ્રીનૃસિંહાશ્રમમાં પાલન કરવામાં આવશે. ઉત્સવની બરાબર વ્યવસ્થા રહેવામાટે નીચેના નિયમો રચવામાં આવ્યા છેઃ—

૧ શ્રેયસ્સાધકવર્ગનો આ ઉત્સવ હોવાથી આ વર્ગમાં પ્રવેશેલા પુરુષોને જ તેમાં ભાગ લેવાનો અધિકાર છે. એમ હોવાથી જેમણે આ વર્ગની દીક્ષા (initiation) લીધી નથી, તેઓની આશ્રમમાં વ્યવસ્થા કરવામાં નહિ આવે.

૨ શ્રેયસ્સાધકોને ઉત્સવમાં ભાગ લેવામાટે અનુમતિપત્ર ( pass ) આપવામાં આવશે.

૩ પ્રત્યેક શ્રેયસ્સાધકે પોતાનું અનુમતિપત્ર આષાઢ શુદિ ૧૦ સુધીમાં પોસ્ટેજ માટે અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું. ત્યાર પછી અનુમતિપત્રના આઠ આના આપવા પડશે.

૪ જે કુટુંબમાંથી જેટલાં સ્ત્રી પુરુષો ઉત્સવમાં આવનાર હોય તે સર્વનાં નામ અગ્ર લખી જણાવી તેમનાં અનુમતિપત્ર મંગાવી લેવાં-પરંતુ કુટુંબમાં જેઓ શ્રેયસ્સાધક હશે તેમનાં જ અનુમતિપત્ર મળશે. પુત્ર શ્રેયસ્સાધક હોય પણ પિતા ન હોય અથવા ભાઇ ન હોય અથવા કાકા કે મામા ન હોય તેમનાં અનુમતિપત્ર મળશે નહિ. નાની ઉમરનાં બાળકોને આ નિયમ લાગુ પડતો નથી.

૫ જેમને પોતાના મિત્રો, અથવા કુટુંબીઓ અથવા સંબંધીઓ, જેઓ શ્રેયસ્સાધક ન હોય તેમને ઉત્સવમાં તેડી લાવવા હોય તેમણે પ્રત્યેક મનુષ્યમાટે આઠ આના મોકલવાથી તેમને જુદાં અનુમતિપત્ર આપવામાં આવશે. નોકરોને માટે પણ પૈસા ભરી અનુમતિપત્ર મંગાવી લેવાં.

૬ અનુમતિપત્ર જે સમયે માગવામાં આવે તે સમયે બતાવવું પડશે. ઘેર ભૂલી જનાર અથવા ખોઇ નાંખનારે ફરી પૈસા આપી ખરીદવું પડશે. સ્ત્રીઓએ અને બાળકોએ પણ અનુમતિપત્ર બતાવવાં પડશે.

૭ ઉત્સવમાં આવનાર પ્રત્યેકે સૂવાનું બીછાનું, તથા જળપાત્ર સાથે લેતા આવવું. અત્રેથી તે નહિ મળે.

૮ મદ્યપાન, માંસાહાર, જુગાર, તથા કમઠાંના માદકો તેમ જ અફીણને ખરીદનાર પુરુષો શ્રેયસ્સાધકઅધિકારિવર્ગમાં પ્રવેશેલા ગણાતા નથી; તેથી તે પુરુષોએ ઉત્સવમાં આવવાની ઇચ્છા હોય તો પૈસા ભરી અનુમતિપત્ર મંગાવી લેવાં.

જમનાદાસ ગંગારામ મહેતા.

C/o [illegible], [illegible], વડોદરા.

---

# प्रभानुक्रमणिका.

ધર્મ.



વિદ્યા.



આરોગ્ય.



પ્રકીર્ણ.




रूप (पुस्तक) २४—चैत्र कृष्ण० १४. संवत् १९६८. दर्शन (अंक) ६.

॥ ॐ श्रीं ॥

# प्रतिकूलमां पण प्रसन्न रहेवा प्रबोध.

પદ. ( હું ભજન કરીશ હરિનું—એ લય. )

તું કરજે અખંડિત સ્મિત, સદા આનંદે રે,
ભલે જુએ વિપરીત દૃષ્ટિએ, સ્મિત કરજે તું વારેવારે; કરજે;
અનુકૂલ હોય પ્રસંગ તેપર, સ્મિત કરવું સહજ છે,
પ્રતિકૂલપર પણ કરવું સ્મિત એ, જાણ તારી ફરજ છે;
ફુંક મારવાથી અગ્નિપરની રાખ જેમ ઉડી જતી,
સ્મિત સેવવાથી દુબળી આ વિપત્તિ જરી ન ટકતી; તું૦
તુજ જીવનકેરા પંથમાં સ્મિતસહિત નિત્ય રહે બહો,
છો કષ્ટ દુઃખ વિપદ્તણો, મહાભાર હોય હૃદય થયો;
વિષસમું વિઘ્ન પીવું પડે તો, પીશ નં'મુખ કડવું કરી,
પીતાં પીતાં પણ વદનથી, લેજે કરી તું સ્મિત જરી; તું૦
નિજ જીવનયાત્રાનો મળે, કોઈ દુઃખી યાત્રાળુ તને,
'(તું) યાત્રાતણાં દુઃખો ન કે,' (જો) આવે કદી તારીકને;
ઉદ્ગાર દુઃખના જાણ કંટક, પંથમાં યાત્રાતણા,
સ્મિત જાણજે હોય પાથર્યાં, જાણે કુસુમ માર્ગે ઘણાં; તું૦
જે કાર્ય હોય કરી શક્યો તે પર તું સ્મિત વરસાવજે,
ન કરી શક્યો જે હોય તેને પણ સ્મિતથી નવરાવજે;

પ્રવૃત્તિથી જો શ્રમિત હો તો શાંતિ લે તું પૂરેપૂરી,
નિવૃત્તિની શય્યાઉપર તુજ સ્મિતની ચાદર પાથરી; તું૦
દેખાય છો દુઃખકંટકો, તુજ દૃષ્ટિસમીપ અમાપ જે,
પણ જાણ તેની મધ્ય સુંદર સુખદ એક ગુલાબ છે;
ઉભરાય કદી આંસુ અચાનક, જોઈ મહા દુઃખઘાવને,
(એ) આંસુતણાં જળમાંથી પણ, તુજ હસિત નયન જણાવજે; તું૦

---

# सती सुवर्णा.

[ નાટ્ય રૂપમાં ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૭ થી. )

સ્થલ—સુહિરનું ઘર.

પાત્રો—સુહિર, જાલક ( સુહિરનો મુખ્ય મસલતીયો ), લલજ્જિહ્વ, વિચેતસ્, દુર્વૃત્ત. પ્રતારક, દાંભિક, વિકારક, વ્યલીક, વિદગ્ધા, કલુષા, સુહિરના સહાયક-સુહિરે પોતાનું કામ કરવા રાખેલાં માણસો, પાછળથી સુહિરની સ્ત્રી ચતુરા.

સુહિર—(પ્રવેશ કરીને સ્વગત )

મારો પૂરો પડયો હવે ચઢતો પાસો,
ભાગ્ય ખૂલ્યું થયો ઘેર લક્ષ્મીવાસો;
મોજ મસ્તમાં શ્યેન ગુલતાન રહેશે, આપણને દેશે અધિકાર ખાસો; મારો૦
બંદા બનશે હવે સાચા રાજા, મોજો ઉડાવીને થઇશું તાજા,
મોટા મોટાની ઝુકાવીશું માથા, દુશ્મનને દેખાડશું તમાસો; મારો૦
ઘોડા હાથી ને બગીઓ દોડાવશું, ગુણકાના નાચ હમેશાં કરાવશું,
અત્તર ગુલાબ પાન પટ્ટી ચાવશું, રાખીશું તહેનાતમાં દાસી દાસો; મારો૦

જાલક—( પ્રવેશ કરીને ) એ સાહેબ! ઘરમાં છો કે? આપના હુકમપ્રમાણે આ બધાને તેડી આવ્યો છું.

સુહિર—અરે આવો આવો જાલક! તમારી જ વાટ જોતો બેઠો છું ને. બોલાવો, બધાને અંદર બોલાવો.

જાલક—( બૂમ પાડીને ) એ આવો બધાં અંદર આવો. ( લલજ્જિહ્વ, વિચેતસ્, દુર્વૃત્ત, પ્રતારક, દાંભિક, વિકારક, વ્યલીક, વિદગ્ધા, કલુષા પ્રવેશ કરે છે. ) સાહેબ, આ બધાં માણસોને નક્કી કરાર કરી આણ્યાં છે.

સુહિર—આ બધાં માણસો કેળવાયેલ છે કે નહી? મારું કામ પાર ઉતારે એવાં જ જોઇને આણ્યાં છે ને!

લલજ્જિહ્વ—સાહેબ, કામ સોંપી જુઓ, પછી જોજો અમારી હોશિયારી.

સુહિર—બહુ સારૂ, ત્યારે જાલક ! આપણી ધારણાપ્રમાણે આ સર્વને કામની વહેંચણી કરી દો.

જાલક—ત્યારે સાંભળો. જો દૌષ્કુલ ! તારે આ વિદગ્ધા, કલુષા, દુર્વૃત્ત, પ્રતારક અને વ્યલીકને લઇને ઉત્પુલકાપુરી જવું, અને ત્યાં વિજયંત શેઠના ઘરમાં આ બેને તો દાસીઓતરીકે રખાવી દેવી. આ દુર્વૃત્ત અને પ્રતારકને પણ શેઠની હજુરમાં નોકરીએ રખાવવા. અને આ વ્યલીકને શેઠના વૈદ્યને ત્યાં ભણવા વિદ્યાર્થી તરીકે મૂકવો.

દૌષ્કુલ—બહુ સારૂં બાપજી !

સુહિર—જુઓ, તમારે ચારેએ શેઠ શેઠાણીની ખુબ મરજી ઉઠાવીને તેમનો તમારા પર પાકો ભરોસો બેસડાવી દેવો. અને ( વ્યલીકને ) અલ્યા છોકરા ! તારે પણ વૈદબાવાની એવી તો સેવા કરવી કે તેનો પણ તારાપર પાકો વિશ્વાસ બેસી જાય.

વ્યલીક—અરે જુઓ તો ખરા, વૈદબાવાને પાણી પાણી કરી નાંખું.

'સુહિર—પછી જો ! શેઠાણીને ઓસડ આપવાનો કોઈ દહાડો લાગ આવે તો લે આ શીશી, આમાંથી એક વાલ જેટલું ઓસડ શેઠાણીના ખાવામાં આવે તેમ કરજે. સમજ્યો કે ?

વ્યલીક—અરે એતો ગમે તેમાં ભેળવીને ખવડાવી દેવાનો.

સુહિર—જો ! એ ખવડાવીશ તે દહાડે શેઠાણીને ત્રણ પહોર જબરી ઉંઘ આવશે, માટે તે રાતે આ જાલકને ખબર આપજે કે ઓસડ ખવડાવ્યું છે, એટલે પછી એને કરવાનું એ કરશે.

વ્યલીક—સારૂં સાહેબ.

જાલક—અને અલી તમારે બે જણીઓએ સુવર્ણાને ખુબ ઘેન ચઢે એટલે પાછલે બારણે તેને ઉંચકીને લઈ આવવી. અને દુર્વૃત્ત અને પ્રતારક ! તમારે બેએ પાછલાં બારણાંની કુચીઓનાં ઠેકાણાં જાણી રાખવાં, તે આ દાસીઓ કહે ત્યારે ઉઘાડી આપવાં, તથા બીજી જે મદદ એ માગે તે આપવી.

દુર્વૃત્ત—અરે તમે આવોને એ બાઇને લેવા, પછી જુઓને ઘડીના છઠ્ઠા ભાગમાં તમને લાવીને સોંપીએ છીએ કે નહિ.

જાલક—ચાલો, આ તો હવે પત્યું. હવે વિડારક તારે શું કરવું તે સાંભળ.

વિડારક—કહો બાપજી.

જાલક—જો ! આપણે એ બાઇનો મ્યાનો ભેરુંડાનાં રસ્તે જવાને દરવાજે કાઢવો નથી, પણ બીજે આડે દરવાજે કાઢવો છે, માટે તું ભેરુંડાના દરવાજાના દરવાનને ખુબ પૈસા આપીને ફોડજે અને તેને એવું શીખવજે કે કોઇ પુછગાછ કરતું આવે તો કહે કે મ્યાનો હમણાં જ આ રસ્તે ગયો. અને પશ્ચિમના દરવાજે મ્યાનો કહાડવાના છીએ ત્યાંના દરવાનને કોઈ પુછતું આવે તો એવું કહેવાનું શીખવજે કે આ રસ્તેથી તો કોઈ ગયું નથી. આમ ગુપચુપ ખવડાવીશું એટલે પછી પાછળ કોઇ પુછગાછ કરતું આવે તો ભલે ટીચાયા કરે. કેમ તારાથી એ બનશે કે નહિ ?

વિડારક—પૈસા મનમાન્યા ખરચવાના કહો છો ને પછી કેમ નહિ બને સાહેબ !

જાલક—હવે લવજિજ્હ્વ ! તારે એ બાઇને લાવવાનો જે આપણે આડફેરો રસ્તો નક્કી કર્યો છે, તેમાં ગાઉ ગાઉ મુકામની ગોઠવણ કરી દેવી, અને તેમાં મુકામે મુકામે મ્યાનો

ઉંચકનાર નવાં માણસોની તથા ખાવાપીવાની બધી વસ્તુઓનો બંદોબસ્ત રાખવો.

લલજિહ્વ—બહુ સારૂં, બાપજી! અબ ઘડી કરી દઉં.

જાલક –હવે વિચેતસ્! જો! તારે આપણો વનયાત્રાનો મહેલ તૈયાર રાખવો. તેમાં સઘળી મોજ શોખની વસ્તુઓ તૈયાર રાખવી કે પછી એ બાઈ તથા શ્યેન મહારાજ ત્યાં ભેગાં થાય ત્યારે કશી કમીના ના રહે.

વિચેતસ્—ચંતા ન કરશો સાહેબ! એવાં કામમાં તો મારો આખો જન્મારો ગયો છે.

મુદિર—જાલક! આ બધાને તો કામ બરાબર સોંપાયું. હવે તમે પણ આ ઉત્પુલકા જનારની સાથે આજે જ જાઓ, અને બધા કામની દેખરેખ રાખો, અને આપણો બધો ઘાટ બંધ બેઠો જણાય કે સવાર મોકલી મને ખબર કહાવો એટલે હું આપણાં મહારાણીની શિબિકા લઇને જગલને ૩૦૦ સૈનિકોસાથે મોકલી દઉં.

જાલક—હું તો સાહેબ! કાલે નીકળવા ધારતો હતો, પણ આપનો હુકમ છે તો આજે જ નીકળું.

મુદિર—કેમ આજે નીકળતાં કંઈ અડચણ છે?

જાલક—અડચણ તો કંઇ નથી. પણ આ તબીયતને આજ સવારથી જરા બાદી જણાય છે તે ચેન પડતું નથી. તેથી કહ્યું કાલે મટે એટલે જઉં.

મુદિર—ઓહો! બાદી થઈ છે? ત્યારે ક્યારના બોલતા શે નથી? જાઓ મારા ભાઇ! અલી ક્યાં ગઇ એ ખુસલાની મા! જરા દેવતા આપી જા, ચલમ ભરવી છે, આ જાલકની બાદી ઉડાડીએ.

ચતુરા—(અંદરથી) એ લાવી. (દેવતા લાવે છે, અને મુદીને બાજુએ ઉભી રહેછે.)

મુદિર—અલ્યા તમારામાંથી લો, એક જણ ભરી આપો.

પ્રતારક—અરે લાવોને બાપજી, હું ભરી દઉં. (ભરીને) લો બાપજી!

મુદિર—લો જાલક! મારો સપાટો એટલે વાયુ હડી જાય ને તબીયત ચાક થઇ જાય.

જાલક—(લેતાં) ચલમ તો આજ પાંચ છ વાર પીધી છે, પણ હજી પેટનો ડચુચો કાંઇ બેસતો નથી.

પ્રતારક—અરે બાપજી! તમાકુ તો ચોરાશી જાતના વાયુ તોડે છે. અમે તો બાપજી જડ છીએ, પણ કોઇ મોટા પુરસથી તમાકુનું કવિત સાંભળ્યું છે તે કહુછું. સાંભળો બાપજી.

કવિત.

ભુખકોં લગાટે બાદી પેટકી ભગાટે ઝટ,
બુદ્ધિકોં જગાડે કાઢે વ્યાધિ તનકે સઉ;
મિજાજકોં ખુશ રખેં, દિલગીરી દૂર નખે,
મર્દબિન કોન ચખે, સુધા પૃથ્વીકી લહું;
કયા કયા કરૂં તારીફ મેં, તેરી હે તમાકુદેવી!
તેરી તો હે બલિહારી અધિક મેં કયા કહું,
ખાઇ નહિ, પીની નહિ, પ્રેમસેં ન સુંઘી જિને,
અસે પાજીકોં મેં કણુ મર્દ ના રંડી કહું.

મુહિર—અરે રંગ છે રે પ્રતારક! તેં તો ખુબ કરી. તમાકુની તો ઓર લહેજત છે. ગમે એવો જીવ ઉદાસમાં હોય ને બે દમ માર્યા કે તબીયત બહાલ. દસ્ત તો એનાથી એવો સાફ આવે છે કે જાણે કાનમાં જ કહ્યું.

ચતુરા—(જે પડખે રહી સાંભળતી હતી તે) ઓહો! તમાકુમાં તો ખુબ ફાયદા જણાતા દેખું તો. આ બે દહાડાથી મને પણ ખાધું પચતું નથી, તે લાવને હું પણ આ પેલી ચલમ ભરી બે સપાટા મારી લઉં. (બીજી પડેલી ચલમ ભરે છે.)

જાલક—આ દમ માર્યા પણ પેટનો ધુમડાટ હજી નરમ પડયો નહિ હો.

મુહિર—કેમ બીજી ભરીએ? અલ્યા ભરો ફરી.

જાલક—ના ના હવે તો જવા દો. બહુ વાર થઈ છે. પાછા આજે આ લોકોને જવાની તૈયારી કરવી છે. મને જરા ઠીક જણાશે તો સાંજે તીસરા પહોરે નીકળી પડીશ. ચાલો, ત્યારે ઉઠો બધા.

મુહિર—જાઓ ત્યારે કામ હોંશીઆરીથી કરજો હાં.

જાલક—ફકર કરશો નહિ.

(સર્વ જાય છે.)

(અપૂર્ણ.)

---

# उन्नति प्राप्त करवानुं सरल साधन.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૩ થી.)

હવે જે ઉન્નતિ આપણે કહી છે કે જેનું સરલ સાધન એ વિચારના વિષયરૂપે લીધું છે તે ઉન્નતિ એક પ્રકારની નથી. વ્યવહારદૃષ્ટિથી એ ઉન્નતિ નાના પ્રકારની હોય છે. મનુષ્ય વ્યવહારકક્ષામાં જોતાં જેમ કેવલ શરીરરૂપ નથી, તેમ કેવલ આત્મારૂપ, પરમાત્મારૂપ પણ નથી. મનુષ્ય એ આત્મા, મન, શરીર અને શરીરના બાહ્ય પદાર્થો એ સર્વરૂપ છે, કારણ કે એનાં સુખદુઃખમાં એ સર્વનો અંશ આવે છે. શરીર વ્યાધિવાળું થાય છે તો મનની શક્તિઓ શિથિલ થઇ રહે છે અને બાહ્ય જગત્ સુંદર, આનંદપ્રદ હોય છતાં દુઃખરૂપ ભાસે છે; મનની વ્યગ્રતા હોય તો શરીર સશક્ત છતાં નિર્ગત થયેલું ભાસે છે અને બાહ્ય જગત્ પણ દાહ કરતા અંગારાજેવું જણાય છે. શરીર અને મન એ બંને ઉન્નત થયેલાં હોય છે, શરીર નીરોગી હોય અને મનની શક્તિ વિકસિત હોય છે અને અધ્યાત્મપ્રસાદની સિદ્ધ હોય છે તો સર્વ જગત્ આનંદમય ભાસે છે. પોતે સુખી છતાં સમીપસ્થ સર્વ દુઃખી અને રોગી હોય છે તો એ પોતાનું સુખ અનુભવતું નથી પણ અન્યનાં દુઃખમાં ઝાંખવાળું જ થઇ રહે છે. તેથી વ્યવહારપક્ષે શરીર, મન આદિ સર્વની ઉન્નતિ સાધવાના વિષયરૂપ છે અને એમાંથી ગમે તે ઉન્નતિની તીવ્ર ઇચ્છા પ્રકટ થવી એ તે તે ઉન્નતિને સધાવનાર પ્રથમ સાધન છે. જે વ્યક્તિમાં જે પ્રકારની ઉન્નતિની તીવ્ર ઇચ્છા પ્રકટે છે તે વ્યક્તિ તે ઉન્નતિ માટે અધિકારવાળી છે એમ કુદરત પોતે જ સૂચવે છે. એ ઇચ્છાનો કુદરત શા માટે ઉદય કરે છે અથવા થવા દે છે? એટલા માટે જ થોડે એ વ્યક્તિ એ ઇચ્છાથી પ્રેરાઈ પ્રયત્નશીલ થઇ પોતાની એ ઉન્નતિ સાધે. આ નિયમપ્રમાણે કોઇ મનુષ્યને સૌન્દો જોવાને શરીરને નીરોગ

અને દઢ કરવાની તીવ્ર ઇચ્છા પ્રકટે છે. અન્યને રસેશ્વરવાદી આદિને-શરીરને અજર અને અમર કરવાની તીવ્ર ઇચ્છા પ્રકટે છે. અન્યને અખૂટ ધનના ઉપાર્જન કરી યજ્ઞ યાગાદિ કરવાની અને ઇષ્ટાપૂર્ત કર્મ કરવાની ઇચ્છા પ્રકટે છે. અન્યને મનનો આશ્ચર્યકર વિકાસ કરી માનસબળમાં પ્રથમ પંક્તિવાળા થવાની ઇચ્છા પ્રકટે છે. અન્યને એ સર્વને બાજુ પર રાખી અધ્યાત્મપ્રસાદની સિદ્ધિ તત્કાલ કરી લેવાની ઇચ્છા પ્રકટે છે. અન્યને વેદાન્તશ્રવણાદિ કરી લઇ તત્ત્વજ્ઞાનની પ્રથમ સિદ્ધિ કરી લેવાની તીવ્ર ઇચ્છા પ્રકટે છે. આ શિવાય અન્ય અસંખ્ય અવાન્તર ઇચ્છાઓ તીવ્ર વેગથી તે તે મનુષ્યને પ્રકટે છે. આ સર્વ વિહિત અર્થમાટેની તીવ્ર ઇચ્છા વિવિધ ઇચ્છા વિવિધ પ્રકારની ઉન્નતિને સાધનાર છે અને એ માટે એ તીવ્ર ઇચ્છાવાળો પ્રયત્ન કરે તો તેમાં તે કોઇ પણ રીતે દોષવાન્ ઠરતો નથી, પણ એથી ઉલટું એ તીવ્ર ઇચ્છા પ્રકટાવી એનામાં રહેલા એના અંતર્યામી પરમાત્મા એને એ પ્રકારની ઉન્નતિ માટે જ પ્રયત્ન કરવાનું સૂચવી રહ્યા છે.

અહિં કેટલાક એવો પ્રશ્ન કરશે કે આ પ્રકારે વિવિધ તીવ્ર ઇચ્છાઓ મનુષ્યોને પ્રકટે છે એ સાચી વાત છે. પણ શું મનુષ્યોએ એ તીવ્ર ઇચ્છાને વશ થવું ? એક મનુષ્ય ને ધનપ્રાપ્તિ કરવાની તીવ્ર ઇચ્છા થઇ તો શું એ મનુષ્યે એને માટે પ્રયત્ન કરવો ? અને એના કરતાં પરમાર્થસિદ્ધિ માટે પ્રયત્ન કરવો વધારે સારો નથી ? ધનની પ્રાપ્તિ માટે તીવ્ર ઇચ્છા ધરી પ્રયત્ન કરનારના કરતાં ધન સંપ્રાપ્તિની સામાન્ય ઇચ્છા ધરનાર અને પરમાર્થમાં પણ સામાન્ય પ્રયત્ન કરનાર ઉચ્ચ અધિકારવાળો નથી ! એક મનુષ્યે પરમાર્થ માટે પ્રયત્ન કર્યું અને એ પ્રયત્નની પૂર્ણ સિદ્ધિ તેને થઇ નથી તેટલામાં તેને ગૃહસ્થાશ્રમના સ્વીકારની તીવ્ર ઇચ્છા થઇ તો શું એ ઇચ્છાને તેણે વશ થઇ જવું ? શું એ વશ થવું તેને પરમાર્થથી ભ્રષ્ટ કરનાર નહિ થઇ રહે ? એક મનુષ્ય શરીરની નીરોગતા આદિની સિદ્ધિ માટે તીવ્ર ઇચ્છાવાળો હોય તો શું એ ઇચ્છા એને સદા માટે દેહાત્માધ્યાસ દઢ કરશે નહિ અને તેથી એ તીવ્ર ઇચ્છાને લીધે એ મનુષ્ય સદા માટે મોટી હાનિનું પાત્ર થતો નથી ! અને જો થઇ રહે છે તો પછી તીવ્ર ઇચ્છા એ તે તે મનુષ્યને તેના અંતર્યામીનું આહ્વાન છે એવું ક્યાં રહ્યું ? આ આદિ અનેક પ્રશ્નો આ સ્થલે થવાનો સંભવ છે. ભિન્ન ભિન્ન વ્યક્તિની ભિન્ન ભિન્ન મતિને અનુસરી આવા પ્રશ્નો આ સંબંધમાં નાનાવિધ થઈ શકે છે, માત્ર દિગ્દર્શન થવા અર્થે જ અત્ર આટલાનો ઉલ્લેખ છે.

આ પ્રશ્નોના સંબંધમાં પ્રથમ જણાવવાનું એ પ્રાપ્ત થાય છે કે આ પ્રશ્નો કરનાર ઘણા ખરા આવા અસંખ્ય પ્રશ્નો પોતાને માટે ન કરતાં અન્યના સંબંધમાં જ કરનાર હોય છે. અને આવી તીવ્ર ઇચ્છા થાય છે તો મારે તેનો અમલ કરવો કે નહિ એ પ્રકારે વિચાર ન કરતાં, અમુક મનુષ્ય આવી તીવ્ર ઇચ્છાવાળો છે તેથી એ ભ્રષ્ટ થાય છે, ઇત્યાદિ અન્યની ટીકા કરવા માટે અથવા અન્યનું હિત સાધવામાં પોતાના પરદુઃખભંજન વિક્રમાદિત્ય સ્વરૂપને પ્રકટ કરવામાં આ પ્રકારે વિચારો કરે છે, અને આવી શંકાઓ કાઢે છે. સર્વ સજ્જનો આ જ પ્રકારે કરે છે એવું કહેવાનો ભાવ નથી. પણ આવી શંકાઓ કરનારમાં કેટલાક આ પંક્તિના પણ હોય છે એટલું જ વિવક્ષિત છે. અન્ય કેટલાક પોતાના સંબંધમાં પણ આવી શંકાઓ ઉઠાવે છે અને તે સંબંધે નિર્ણય કરવા

આતુરતાવાળા હોય છે. આ બે વર્ગમાં પ્રથમ પ્રકારે વિચાર કરવા જે પ્રવૃત્ત થાય છે તેના કરતાં દ્વિતીય પ્રકારે વિચાર કરવા જે પ્રવૃત્ત થાય છે તે ઉચ્ચ અધિકારવાળા છે, એટલું તો સર્વથા સ્પષ્ટ જ છે. પ્રથમ પ્રકારે વિચાર કરનાર જ્યારે પોતાનો કાલક્ષેપ કરી અન્યની કુથલી કરવાનું યોગ્ય ધારે છે અને એટલી નવરાશવાળા છે ત્યારે આ દ્વિતીય પ્રકારે વિચાર કરનાર પોતાને સુધારવાની ઇચ્છાવાળા છે, જે યોગ્ય હોય તે કરવું એ પ્રકારની શુભેચ્છાવાળા છે. અને આ બેમાં શાસ્ત્ર તથા લોકદૃષ્ટિ ઉભય આ દ્વિતીય પ્રકારને જ ચઢીઆતો ગણી પ્રશંસે છે અને પ્રથમને નવરા, નિંદક આદિ સંજ્ઞા આપી નિંદે છે. તેથી સર્વને જે શંકા થાય તે શંકા થવા દેવામાં વાંધો નથી, પણ સુજ્ઞનું કર્તવ્ય શુભદૃષ્ટિ રાખી શંકા કરવાનું છે અને એ દૃષ્ટિને અવલંબી સમાધાન મેળવવાનું છે એનું વિસ્મરણ કરવાનું રહેતું નથી.

અહિં પ્રથમ શંકા એ થઇ છે કે શું મનુષ્યે તીવ્રેચ્છાને વશ થવું ? ખરૂં જોતાં અધિક વિચાર કરવામાં આવશે તો આ શંકાને અધિક અવકાશ રહેતો નથી. તીવ્રેચ્છા ઉપર જણાવ્યું તેમ કોનું નામ છે ? જ્યારે એક મનુષ્યને ભોજનની તીવ્રેચ્છા થાય છે ત્યારે તેનું મન ભોજન, ભોજન જ જપ્યા કરે છે, ભોજનથી અતિરિક્ત વ્યાપાર તેને રુચતો જ નથી, અર્થાત્ આવું થાય ત્યારે જ તેને ભોજનની તીવ્રેચ્છા થઇ છે એમ જાણવું એવું શાસ્ત્ર જણાવે છે. તો આ પ્રકારની ગમે તે ઇચ્છા તીવ્રવાળી થઇ તો થયા પછી એને વશ વર્તવાનો પ્રશ્ન જ રહેતો નથી, જેને એવી તીવ્ર ઇચ્છા થઈ હોય છે તે તો તે કાર્યમાં પોતાની મેળે જ પ્રવૃત્ત થાય છે અને કોઇ તેને તે વિષયથી વારે છે તો તે કોઇનો વાર્યો રહેતો જ નથી, તે ઉપદેશની ભૂમિકાનું અતિક્રમણ કરી ગયો છે. માટે કોઇને પણ તીવ્ર ઇચ્છા પ્રકટ થઇ છે તો પછી તે સમયે તો આ પ્રશ્ન તેને પોતાના સંબંધમાં કદાપિ સ્ફુરતો નથી, અને બીજા પણ તેને અટકાવવા તે સમયે પ્રયત્ન કરે છે તે તીવ્ર ઇચ્છાના સ્વરૂપનું પોતાનું અજ્ઞાન જ સૂચવે છે. એ તીવ્ર ઇચ્છા જ્યાં સુધી પ્રકટ થઇ નથી, અર્થાત્ ઇચ્છાએ એટલી તીવ્રતા ધરી નથી ત્યાં સુધી જ એ પ્રશ્ન સાવકાશ રહે છે કે અમુકની તીવ્ર ઇચ્છા થવા દેવી કે નહિ ? મારામાં અમુક વિષયની ઇચ્છા વારંવાર સ્ફુર્યા કરે છે અને તે તીવ્ર વેગ ધારણ કરે તેમ છે તો તેને એ વેગ ધરવા દેવો કે ઉઠતાં જ એને રોકી દેવા પ્રયત્ન કરવો એ પ્રશ્ન યોગ્ય રીતે થાય તેમ છે. પણ એ પ્રશ્નનું સમાધાન કોઇ સુજ્ઞને શોધવા જવું પડે તેમ નથી. કયો વિષય કોને માટે વિહિત છે અને કોને માટે કયે સમયે નિષિદ્ધ છે એ વાર્તાનું સ્પષ્ટીકરણ શાસ્ત્રોએ કમર કસીને ક્યારનું કરી દીધું છે, તેથી એમાં જે સમયે જે વિષય નિષિદ્ધ ગણાયો હોય તેના પ્રતિ થતી ઇચ્છાને તે સમયે રોકવી અને તે ઇચ્છાને તીવ્રતા ધરવા ન દેવી એ સર્વ સુખેચ્છકનું કર્તવ્ય છે. પણ જે વિષય જેને માટે નિષિદ્ધ નથી, તે વિષયપ્રતિ જે સમયે તીવ્ર ઇચ્છા થાય તે સમયે એ તીવ્રેચ્છા તે ઇચ્છાવાન્ મનુષ્યના અંતસ્તમ પ્રદેશમાં રહેલા અંતરાત્માનો ઘોષ છે, એ અંતરાત્મા એ મનુષ્યને એ ઇચ્છાદ્વારા પોતાની ઉન્નતિ સાધવાનું કહે છે એમ ગણવામાં લેશ પણ બાધ નથી. ખરૂં જોતાં તો જે જે ઇચ્છા ઉઠે છે તે સર્વ આત્મપ્રદેશનો ઘોષ જ છે, અને તેથી અંતરમાંની કોઇ પણ તીવ્ર વેગવાળી ઇચ્છાને અનુસરવામાં બાધ નથી. પણ આપણી વર્તમાન સ્થિતિ એવી શુદ્ધ રહી નથી, જ્યારે જ્યારે ક્ષુધાની લાગણી થાય ત્યારે તે ભોજનની શરીરમાં જરૂરીઆત જણાવે

છે અને એ ઇચ્છા વિશુદ્ધ છે. પણ તે ક્યાં સુધી કે જ્યાં સુધી એ ઇચ્છાને સ્વભાવિક રહેવા દેવામાં આવી હોય છે ત્યાં સુધી. પશુ પક્ષીઆદિ સર્વ પ્રાણીઓ એવી ઇચ્છાને અનુસરી જ પ્રવૃત્તિ સેવે છે અને એ પ્રવૃત્તિ એમનું હિત કરનારી સદા થઇ રહે છે. પણ મનુષ્યે પોતાના બાહ્ય મનને સામ્રાજ્યપદ આપ્યું છે અને તેથે આત્માના રાજ્યની શુદ્ધિ રહેવા દીધી નથી. જે આત્માની ભૂમિકા છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો આંતર મનની ભૂમિકા છે ત્યાં બાહ્ય મને પોતાનો પગ પેસારે કર્યો છે. જો ખરી ક્ષુધા લાગે ત્યારે જ ખાવું, અને જે વડે ક્ષુધા મટે તે જ અને તેટલું જ ખાવું એવો મૂલ શુદ્ધ ઇચ્છાને અનુસરી મનુષ્યે નિયમ પાળ્યો હોત તો ક્ષુધાની લાગણી ભોજનની તીવ્ર ઇચ્છા એને સદા કર્ત્તવ્ય સૂચક જ થઇ રહે અને એ તીવ્ર ઇચ્છા થયા પછી, મારે એને અનુસરવી કે નહિ એવો એવો પ્રશ્ન થાત જ નહિ. પણ જ્યારે એ નિયમને પાલન કરવામાં નથી આવ્યો, ક્ષુધાશાન્તિ ઉપરાંત જિવ્હાસ્વાદ જોવામાં આવ્યો છે, જઠર, જ્યાં આહારની ના કહે ત્યાં પણ વિવિધ બાહ્ય પદાર્થના સેવનવડે જઠરને મિથ્યા ઉત્તેજિત કરવાનો પ્રયોગ કરવામાં આવ્યો છે, સંક્ષેપમાં જ્યાં જઠરની રાજ્યમર્યાદામાં રસનેન્દ્રિય અને લોકાચારે હુમલો કર્યો છે અને તે પણ અલ્પ સમય નહિ પણ ઘણા દીર્ઘ સમયસુધી હુમલો કર્યો છે, એટલું જ નહિ પણ એવો હુમલો કરનાર રસનેન્દ્રિયવાળા પૂર્વજોના સંસ્કારો ગર્ભમાંથી જ મનુષ્યોને પ્રાપ્ત થઇ રહ્યા છે, ત્યાં પછી ઇચ્છા થયા પછી પણ તેમાં વિવેક કરવાની ફરજ મનુષ્યને માથે આવી પડી છે, મનુષ્યે પોતાની આવી વિવિધ કૃતિ કરી એ ફરજને પોતાને માથે વ્હોરી લીધી છે, અને શુદ્ધ ઇચ્છારૂપ પોતાનો સાચો નિમકહલાલ વળાવો ખોયો છે. ત્યારે જ એ ઇચ્છાના વિષયની શુદ્ધિ માટે શાસ્ત્રની મદદ લેવાની જરૂર પડે છે. જેમનાં બાહ્ય મને એ પ્રકારની સ્થિતિ આણી નથી અથવા એવી સ્થિતિ આવી હોય તો તેને પ્રયત્નવડે સુધારવામાં આવી છે અને અંતરાત્માનું મૂલ રાજ્ય જેમનામાં સ્થાપન થઈ ગયું છે તેમને, મને અમુક ઇચ્છા થઇ તો મારે તેમ કરવું કે નહિ—એ પ્રશ્ન રહેતો નથી. તેમને માટે શાસ્ત્રના વિધિનિષેધ નિરવકાશ છે. પણ જ્યાં સુધી તેમને માટે એ મૂલ સ્થિતિ અપ્રાપ્ત રહી છે ત્યાં સુધી તેમને માટે આ પ્રશ્નનું એ નિરાકરણ થઇ રહે છે કે જો તે ઇચ્છાનો વિષય તે સમયે તેને માટે નિષિદ્ધ હોય તો તેણે એ ઇચ્છાનો વેગ શમાવવા યત્ન કરવો ઉચિત છે અને જો નિષિદ્ધ નથી હોતો તો એ ઇચ્છા તીવ્રરૂપતા ધરવા વેગ ધરી રહી હોય તો તેમ કરતાં તેને નહિ અટકાવતાં એ ઇચ્છા અંતરાત્માના પ્રદેશમાંથી ઉઠી છે એમ નિશ્ચય જાણી તત્પ્રયુક્ત યત્ન કરવો ઘટે છે.

હવે બીજો પ્રશ્ન અધિકારના તારતમ્યનો રહે છે. એક મનુષ્ય ધનપ્રાપ્તિની તીવ્ર ઇચ્છાવાળો થઇ ધનને માટે પ્રયત્ન કરે છે તો એ મનુષ્યે એમ ન કરતાં પરમાર્થ સિદ્ધિ માટે અધિક પ્રયત્નવાળા થઇ રહેવું અને ધનની તીવ્રેચ્છાને દબાવી દેવી એમ કરવામાં એનો અધિકાર વધતો નથી અથવા એમ કરનાર ઉંચા અધિકારવાળો નથી? સાધકે શું કરવું? કોઇ સાધકમાં ધનની, શરીરના આરોગ્યની અથવા એવા લૌકિક વિષયરૂપ ગણાતા પદાર્થની તીવ્રેચ્છા થઇ તો તેણે એને વશ થવું કે એ ત્યજીને પરમાર્થના સાધનોમાં જ પ્રવેશ કરવો? પરમાર્થને સાધવો અને આવી તીવ્રેચ્છાને ધારણ કરતો સાધક શું ઉચ્ચતર અધિકારવાળો નથી?

આ આદિ પ્રશ્ન આ સંબંધમાં કોઇ કોઇને થાય તેમ છે. પણ એ પ્રશ્ન કરનાર શાન્ત ચિત્તથી વિચાર કરશે તો એ પ્રશ્નનું સમાધાન એને પોતાને જ સહજ થઇ રહે છે.

વિવેકી મનુષ્યો, અનુભવી મનુષ્યો આવા દેખાવ અથવા કૃતિઉપરથી અધિકારનું અનુમાન કરવું ભૂલ ભરેલું જ સમજે છે. જેમણે કર્મસંસ્કારના સંબંધમાં વિશેષ વિચાર કરી નિર્ણયો બાંધ્યા છે, તેમનો અનુભવ છે કે कर्मणां गहना गतिः—કર્મની ગતિ અત્યંત ગહન છે, અર્થાત્ કર્મસંસ્કારની ગતિના પારને મનુષ્ય પામી શકે તેમ નથી. આજે એક મનુષ્ય હડહડતો નાસ્તિક તમને જણાય છે, વ્યાખ્યાનભૂમિકાપરથી નાસ્તિકતાનાં ભાષણો ગર્જનાપૂર્વક કરતો જણાય છે, તથા ઈશ્વરના સંબંધમાં લેશ પણ સંસ્કાર વિનાનો પ્રતીત થાય છે તે અલ્પ સમયપછી આરૂઢ આસ્તિક થઈ ગયેલો પ્રસિદ્ધ થાય છે, અને તેની નાસ્તિકતાનો લોપ થવામાં કારણ શોધીએ છીએ તો અત્યંત અલ્પ, ક્ષુદ્ર કારણ જ આપણને જડી આવે છે, તે એટલે સુધી કે એ કારણનો વિચાર કરતાં અને તે સાથે એનાથી થયેલો એ પુરુષમાં ફેરફાર સરખાવતાં આપણે કબૂલ કરવું પડે છે કે આ કારણ તે વાસ્તવ કારણ હોવું ઘટતું નથી, પણ માત્ર મિથ્યા નિમિત્તરૂપ થઈ રહેલું જ કારણ છે અને આ વ્યતિકરનું ખરૂં કારણ આપણા અજ્ઞાનપટમાં જ રહેલું છે. આજે એક મનુષ્યને આત્મતત્ત્વસંબંધી વાતો તમે કરવા જાઓ છો તો જેમ બાલકોને ક્વીનાઇન ખાતાં કંટાળો આવે છે તેમ એ મનુષ્ય તેવો કંટાળો બતાવે છે અને " મને આવી વાતો શ્રવણ કરવાનો અવકાશ નથી, એવા જથડામાં હું પડવા માગતો નથી," ઇત્યાદિ વચનો તમને શ્રવણ કરાવે છે. તે મનુષ્યને થોડા સમય પછી તમે અવલોકો છો તો તે ઉપનિષદ્નાં પુસ્તકો પોતાના હસ્તમાંથી ક્ષણભર વેગળાં મુકતો નથી. આ શું દર્શાવે છે ? એ એ જ દર્શાવે છે કે જેમ આજે એક મનુષ્યમાં પિત્તની પ્રધાનતા હોય છે અને તેથી પિત્તને અનુકૂલ આમ્લઆદિ પદાર્થો તેને રુચે છે અને પછી અમુક વય થતાં એ પ્રધાનતા મટી કફની અથવા વાતની પ્રધાનતા થાય છે ત્યારે એ પૂર્વના પ્રિય પદાર્થો કેવલ અકારા થઇ રહે છે અને પૂર્વે અપ્રિયવત્ ભાસતા પદાર્થો પ્રિયરૂપ થઈ રહેલા જણાય છે, તેમ મનુષ્યોમાં પણ સંસ્કારોના થર ને થર ઉપજી આવે છે. જેમ ભૂમિને ખોદતાં અમુક અંતર થતાં એક સ્તર (થર) નજરે આવે છે અને પછી આગળ જવામાં આવે છે, તો એ સ્તરથી વિલક્ષણ બીજું સ્તર જ જણાય છે, વળી આગળ જતાં તૃતીય સ્તર જણાય છે, તેમ મનુષ્યના જીવનોમાં પણ કર્મસંસ્કારોના સ્તરો ક્રમે ક્રમે ઉપર ઉપર ચાલ્યા આવે છે. તેથી આજે એક પ્રકારનું સ્તર ઉપર તરી આવેલું હોય છે તેથી તે મનુષ્ય એ સ્તરને અનુરૂપ સર્વ ક્રિયાઓ, સર્વ આચારો અને સર્વ વિચારો સેવે છે, એ સ્તરનો અંત આવી રહે છે એટલે અન્ય સ્તર ઉપર તરી આવે છે. એ દ્વિતીય સ્તર તે પ્રથમને અનુસરતું જ હોય છે, પ્રથમના પ્રકારનું જ હોય છે એવો નિયમ નથી. તેથી એ સ્તર ઉપર તરી આવતાં એ મનુષ્યનું જીવન કેવલ જ બદલાઇ જાય છે. એ સ્તર જો પ્રથમના સ્તરથી અત્યંત વિલક્ષણ હોય છે તો બાહ્ય જોનારને એવું જ જણાય છે કે આ તો પૂર્વનો મનુષ્ય જ નહિ, પણ કોઇ અન્ય મનુષ્ય જ થઇ રહ્યો છે. અને છે પણ તેમ જ. એ મનુષ્યને પોતાને પણ એ અત્યંત વિલક્ષણ જીવનનો જ અનુભવ થાય છે. પુનઃ તૃતીય સ્તર પણ આ જ નિયમથી ઉપડી આવે છે. એ આવતાં એનું સામ્રાજ્ય થઇ રહે છે, અને તે સમયે એ મનુષ્ય એ તૃતીય સ્તરને અનુસરતું સઘળું જીવન ગાળે છે. એ તૃતીય સ્તર જો પ્રથમને અથવા દ્વિતીયને મળતું સ્તર હોય છે તો તેના પ્રમાણમાં તત્પ્રયુક્ત જીવનોમાં પણ સાદૃશ્ય જણાય છે, અને પૂર્વનાં બંને સ્તરથી વિલક્ષણ જો હોય છે તો એનું તૃતીય જીવન, તૃતીય જન્મ થઇ રહે છે. ઘણા મનુષ્યો અમુક વયસુધી નાસ્તિકજેવા જણાય છે, અને પછી એક

દમ આસ્તિક અને તે પણ દઢ આસ્તિક થયેલા જણાય છે. અમુક વયસુધી સારા આચારને નહિ સેવન કરનાર, વર્ણભેદાદિને ન પાળનાર અલ્પ સમયમાં જ વર્ણનો મોટો હીમાયતી થઇ રહે છે. પરદ્રોહ કરવામાં સર્વસ્વ સ્વીકારનાર અમુક વય થતાં પરોપકારમાં જ તત્પર રહેતો જણાય છે. આવા અનેક ઉદાહરણો સર્વના અનુભવમાં આવેલાં હોય છે. આપણા લોક સામાન્ય રીતે કહે છે કે અમુક ગ્રહની દશા બેઠી અથવા ઉતરી તેથી આ ફેરફાર થઇ ગયો છે. એ સર્વમાં આ કર્મના સંસ્કારોના સ્તરનો આવિર્ભાવ તથા તિરોભાવ જ કારણ છે.

( અપૂર્ણ )

---

# बौद्धधर्मना उदयास्तमयना कारणो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૫ થી. )

તે એક રાત્રિએ પોતાના અંતઃપુરમાં ગયો. પવિત્ર અને સાધ્વી યશોધરા પુષ્પોથી વિંટળાયેલી સુતી હતી; બાજુમાં સુતેલા બાલકના મસ્તકઉપર તેનો સુકુમાર હાથ આવી રહેલો હતો; અને દીપકનો મંદ પ્રકાશ તેના વદનની શુભ્રતાને પ્રસ્ફુરિત કરતો હતો. સંસારનો ત્યાગ કરવાના આવેશવાળા આ મહાત્માને પુત્રને એકવાર લેવાનું મન થયું, પણ તેમ કરવામાં સાધ્વી યશોધરા જાગશે અને તેની કોમળ વાણી અને મધુર યાચના તેના મનના દંઢ નિશ્ચયને ડગાવશે એમ ધારી તે પાછો હઠયો, અને સ્નેહજાળમાંથી છટકયો. તે મધ્ય રાત્રિની ગંભીર ક્ષણે તેણે પોતાના રાજવૈભવ અને પદવીનાં, પોતાની ક્ષાત્રકીર્તિનો, પોતાની સાધ્વી પત્નીના અને નિર્દોષ તથા સુકુમાર બાલકના પ્રેમના બંધનનો સર્વાંશ ત્યાગ કર્યો; અને એક નિર્ધન અને નિર્વાસન વિદ્યાભ્યાસકતરીકે બહાર નીકળ્યો; તેના વિશ્વાસુનો નોકર છન્નાએ તેની સાથે જવા વિનતિ કરી, પણ તેને તેણે ના કહી, અને પાછો વાળ્યો, અને પોતે એકલો રાજગૃહતરફ ગયો.

રાજધરના ડુંગરોની તળેટીમાં આવેલા આ મગધરાજ્યની રાજ્યધાનીના નગરમાં તેને શાંતિ ન મળી. કેટલાક બ્રાહ્મણ ભિક્ષુકો આ પર્વતની ગુફાઓમાં તત્વચિંતન અને યોગાભ્યાસ કરનાર રહેતા હતા; અને રાજનગરમાંથી ભિક્ષા લાવી ઉદરપોષણ કરતા હતા. તેમાંના અલાર અને ઉદ્રક નામના બ્રહ્મર્ષિપાસે આ રાજર્ષિએ સઘળા બ્રાહ્મણધર્મના વિચાર અને આચારનો અભ્યાસ કર્યો. તેના મનનું સર્વાંશ સમાધાન આ અભ્યાસથી થયું નહિ. તેથી શારીર તપથી અને કષ્ટથી "સત્યપ્રકાશ થતો હશે એમ સમજી બુદ્ધગયાના હાલના મંદિરપાસે ઉરુવેલાના જંગલમાં, તે રહ્યો. ત્યાં તેણે પાંચ શિષ્યોસહિત ૭ વર્ષ ગાળ્યાં, અને તે સમયમાં તેણે ભારે તપ કર્યું. આ કષ્ટવ્રતથી તેની કીર્તિ સામાન્ય પ્રજામાં ઘણી પ્રસરી, પણ ગૌતમના અંતરાત્માને આ તપથી શાંતિ થઇ નહિ. એક દિવસ તે આવા કષ્ટવ્રતથી શિથિલ થઇ ધરણીઉપર પડયો, અને તેના પાંચ શિષ્યો એમ ધારવા લાગ્યાં કે તે મરી ગયો. પરંતુ તે ઉત્થાન પામ્યો, અને ત્યારપછી તેણે શરીરનાં કષ્ટવ્રત મૂકી દીધાં. તેના શિષ્યો જે તેના હાર્દને સમજતા ન હતા તેઓએ તેના પ્રતિની પ્રીતિ અને પૂજ્યતા કષ્ટવ્રતનો ત્યાગ થયા પછી છોડી દીધી, અને તેઓ કાશી તરફ જતા રહ્યા.

આ પ્રમાણે બ્રાહ્મણધર્મના અભ્યાસનાં બીજ જેના અંતઃકરણમાં પડ્યાં હતા, અને જેણે શરીરતપવડે તિતિક્ષાધર્મ સાધ્યો હતો એવા આ રાજર્ષિ વનમાં રખડતા હતા. નિરંજના

નામની નદીના તટઉપર તે દિવસ ગાળતા હતા, અને ગામડાની એકસુજાતા નામની બાઇ ભિક્ષા આપતી તે બાઇ પિપ્પલવૃક્ષનીચે તત્ત્વચિંતન કરતા હતા. આ સમયમાં માર અથવા કામદેવતરફથી તેને ઘણા વ્યામોહના પ્રસંગો પ્રાપ્ત થયા, અને તેને નિશ્ચયથી ચલિત કરવા ઘણા પ્રયત્નો થયાની આખ્યાયિકાઓ ચાલે છે આ આખ્યાયિકાઓનું પ્રતિબિંબ જિસસ ક્રાઇસ્ટના જીવનવૃત્તાન્તમાં જણાય છે, અને ત્યાં મારને સ્થાને સેતાન આવે છે. અ વેશવાળી ધર્મવૃત્તિમાં સંસારસુખની વાસનાને જન્મ આપનાર સ્વયંભૂ કામ અથવા માર અથવા સેતાન ક્ષોભ ઉત્પન્ન કરી ધાર્મિક મનુષ્યના હૃદયમાં વસ્તુપ્રબોધ થવામાં વિઘ્ન નાંખે છે એનું આ આખ્યાયિકામાં કવિકલ્પિત ચિત્ર છે. ઘણા સમય સુધી તે સમાધિમાં રહ્યા, અને તે ઉત્થાનદશામાં તેમના હૃદયપટઉપર પોતાના જીવનના પૂર્વ પ્રસંગો તરી આવી વિઘ્ન કરવા લાગ્યા. તેને એમ થવા લાગ્યું કે શ્રમથી પ્રાપ્ત કરેલી વિદ્યા નિષ્ફલ નિવડી; તપથી મિથ્યા કષ્ટ વેઠયું: તેના શિષ્યોએ તેને ત્યજી દીધા–આથી ગૃહત્યાગ કરી પોતે શું કમાયો? ત્યારે શું તેણે પોતાના સુખી ગૃહતરફ પાછા જવું? શું તેણે પોતાની સાધ્વી સ્ત્રીની માફી માગી પોતાના ૭ વર્ષના કુમારને આલિંગન દઇ, તથા પોતાના પિતા અને પ્રજાને સંતોષ આપી સંસારની ઘટમાળમાં પડવું? ઈત્યાદિ વિચારોનું તુમુલ યુદ્ધ તેની મનોભૂમિઉપર થયું. આ દેવાસુર સંગ્રામના પરિણામમાં તેને છેવટે વિજય મળ્યો, તેના સંદેહો નિવૃત્ત થયા અને સમાહિત દશાના પરિપાકમાં તેને સત્યનો પ્રકાશ થયો અને તેના હૃદયકાશમાંથી સર્વ વાદળો વિખરાઇ ગયાં. વિદ્યા અને કષ્ટવ્રતવડે જે મળ્યું નહતું તેવું શું સત્ય પ્રકાશિત થયું, શું નવું જ્ઞાન તેને સ્ફુર્યું કે જેથી તે બુદ્ધભાવને પામ્યા! આ પ્રશ્નનું ઉત્તર સમગ્ર બૌદ્ધસિદ્ધાન્તના સારભૂત બે શબ્દોમાં સમાયેલું છે. **આત્મસંયમ અને સર્વાત્મપ્રેમ.** આ બે નિર્ણયોમાં બુદ્ધધર્મનું સર્વસ્વ છે. આ નિર્ણયો કંઇ નવીન ન હતા, ઉપનિષદોનો તે ગંભીર સિદ્ધાન્ત હતો, પણ મહાત્મા ગૌતમના ધાર્મિક હૃદયમાં તે પ્રકાશિત થઇ તેના આચારમાં સર્વાંશ ઉતર્યો અને તેથી **સર્વભૂતાનુકંપા** એ બુદ્ધનો નવીન આવેષ હતો એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ વિશ્વમાં કંઇ નવીન નથી, પણ જે વિચારભૂમિકામાં હોય તેને આચારભુમિકામાં લાવવાનું માન વિલક્ષણ અધિકારીને જ મળે છે અને તેવા માનને પાત્ર આ રાજર્ષિ થયા અને પરિણામે બ્રાહ્મણોએ તેમને ઈશ્વરાવતાર માન્યા.

વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણી પરમશાન્તિને પામનાર મહાત્મા ગૌતમ બુદ્ધના વિદ્યાગુરુ અલાર આ સમયે ગુજરી ગયેલા હતા; અને તેથી તેઓ પોતાના પ્રથમના પાંચ શિષ્યોને સ્વાનુભવનો લાભ આપવા કાશી ગયા. આજીવક નામના સાધુવર્ગના ઉપક નામના સાધુનો મેળાપ રસ્તામાં થયો. ગૌતમની પ્રશાન્ત મુખમુદ્રા જોઇ તેણે પૂછ્યું:—આપની મુખમુદ્રા ઘણી ગંભીર જણાય છે; આપનો દેહ દેદીપ્યમાન જણાય છે; કયા પદની સિદ્ધિઅર્થે આપે ત્યાગ કર્યો છે? આપના ગુરુ કોણ છે? અને આપ કયા સિદ્ધાન્તને માનો છો? ગૌતમે ઉત્તર આપ્યું કે તેમનો કોઇ ગુરુ નથી; માત્ર અંતઃકરણની સર્વ વાસનાનો ક્ષય કરી તેણે નિર્વાણ પ્રાપ્ત કર્યું છે; અને તે આ વિશ્વના અંધારામાં શાશ્વત જ્યોતિને પ્રકટ કરવા કાશીપ્રતિ જાય છે. ઉપક આ શબ્દોના રહસ્યને સમજી શક્યો નહિ, અને થોડી વાતચિત કરી ચાલ્યો ગયો. ( જુઓ મહાવર્ગ ૩—૬ )

કાશીમાં સાયંકાલે તે મૃગવનમાં પહોંચ્યા, અને પોતાના પ્રથમના શિષ્યોને પોતાના નવા નિશ્ચયો જણાવ્યાઃ—

"પ્રિય ભિક્ષુઓ ! જેમણે સંસારનો ત્યાગ કર્યો છે તેમણે બે પ્રકારની અતિમાત્ર સ્થિતિનો ત્યાગ કરવોઃ—

(૧) નિષ્ફલ અને પરિણામે અનર્થ કરનાર વિષયવાસનાનું અખંડ સેવન કરવું નહિ અને (૨) તેવી જ રીતે નિષ્ફળ શરીરને દુઃખ આપનાર કષ્ટવત કરવાં નહિ.

પ્રિય ભિક્ષુઓ ! વિષયવાસનામાં રચી પચી રહેવું, અને કષ્ટવ્રત કરવાં—આ બે કોટિ-વચ્ચેનો મધ્યમ માર્ગ છે. જે માર્ગ તથાગતને જણાયો છે. આ માર્ગે પ્રયાણ કરનારને મનની શાન્તિ મળે છે, સત્ય જ્ઞાન પ્રકટ થાય છે, અને પરિણામે નિર્વાણ પ્રાપ્ત થાય છે.

આ સરલ માર્ગનું ભાન કરાવ્યા પછી ગૌતમે તેમને દુઃખ; દુઃખનું કારણ; દુઃખનાશ; અને દુઃખનાશનો ઉપાય એ ચાર સિદ્ધાન્તોનું ભાન કરાવ્યું. વાચકને અત્ર જણાવવું જોઇએ કે આ નિશ્ચયો પ્રાચીન બ્રાહ્મણધર્મના સાંખ્યદર્શનના પ્રણેતા કપિલ મુનિના હતા. જેમણે હેય, હેયહેતુ, હાન અને હાનોપાય એ ચાર શબ્દોમાં વર્ણવ્યા છે. આ ચાર સિદ્ધાન્તોપૈકી દુઃખનાશના ઉપાય તરીકે ગૌતમે અષ્ટવિધ સાધનો વર્ણવ્યાં. આ સાધનો નીચે મુજબ છેઃ—

૧ યથાર્થ શ્રદ્ધા.
૨ શુભેચ્છા.
૩ સત્ય વાણી.
૪ સદાચાર અથવા સદ્વર્તન.
૫ ન્યાયોપાર્જિત અર્થ.
૬ સત્પ્રયત્ન.
૭ સુવિચારણા.
૮ સમ્યગ્ ધ્યાન.

આ અષ્ટવિધ સાધનનું ચક્ર કાશીમાં મૃગદાયના ઉપવનમાં ગૌતમે પ્રથમ ચલાવ્યું, અને આઘોષ કર્યો. આ સદ્ધર્મના ચક્રની ગતિને, કોઇ પણ બ્રાહ્મણ અથવા શ્રમણ, કોઈપણ દેવ, પછી તે બ્રહ્મા હોય અથવા માર હોય તોપણ પાછી ફેરવી શકે તેમ નથી.

આ પ્રથમ પ્રબોધ જેમને મળ્યો હતો તે પાંચ શિષ્યો બુદ્ધના સંઘમાં પ્રથમ ભળ્યા. ત્યાર પછી કાશીનો એક ધનિક અથવા શેઠીઆનો દીકરો યશ નામનો હતો તે વિરક્ત થઇ બુદ્ધસાથે ગયો. ઘણા વિષયસુખમાં ઉછરેલા આ છોકરામાં એક પ્રાતઃકાલે સુતેલી વારાંગનાઓના શરીરની વસ્ત્રની અને વાદ્યોની દુર્દશા જોઈ બુદ્ધના પ્રબોધના સંસ્કારો જાગ્રત થયા અને તે વિરક્ત થયો; અને બુદ્ધને શરણ થયો. ગૌતમે કહ્યું "પ્રિય યશ, અહીં દુઃખ નથી; ભય નથી, શાન્ત થઇ સ્થિર થા." તેને સત્યધર્મનો ઉપદેશ કર્યો. અને તેની અસર એટલી થઇ કે યશના માબાપ પણ ગૃહસ્થદશામાં રહી બુદ્ધના શિષ્ય થયા, અને યશ પોતે ભિક્ષુસંઘમાં દાખલ થયો.

(અપૂર્ણ.)

# નિદ્રાનો વિધિ.

ઘણી વખતે એવું બને છે કે રાત્રે સુવા જતાં-પહેલાં આપણે જેવા પ્રકારની શરીરની સ્થિતિવાળા હોઇએ છીએ તેના કરતાં છ કે આઠ કલાક જેટલી લાંબી ઉંઘ લેવા છતાં સવારમાં ઉઠીએ છીએ ત્યારે વધારે થાકેલા વધારે વ્યગ્ર અને વધારે પ્રમાણમાં આપણા મનમાં ગમે તે બાબતોમાં કંટાળો ઉપજ્યા કરતો હોય એવા પ્રકારની સ્થિતિવાળા થઇએ છીએ. ઉંઘ સ્વપ્નથી પૂર્ણ હોય છે, વચ્ચે વચ્ચે વખતે અર્ધ જાગ્રતજેવી સ્થિતિમાં પણ અચાનક આવી જઇએ છીએ. સ્થૂલ જગતના કોઇ પણ અંશની સાથે રહીને જ જાણે આપણે ઉંઘતા હોઇએ અને તેથી નિદ્રાના સમયમાં પણ જગતની સાથે જાણે આપણે સંબધવાળા જ છીએ એવું વારંવાર ભાન થઇ આવે છે. નિદ્રા એ કોઇ બીજી સૃષ્ટિ છે અને તેમાં આપણે પૂર્ણપણે પ્રવેશીએ છીએ, અને જ્યારથી પ્રવેશીએ છીએ ત્યારથી તેમાંથી કંઈ પણ આપણે મેળવ્યા જ કરીએ છીએ તથા તેમા પ્રવેશવું તે કંઈ પણ મેળવવાને માટે જ છે, એવા ભાનપૂર્વક આપણે નિદ્રાધીન થઇ શકતા નથી. દિવસમાં જેમ વિવિધ કાર્યો કરતા હોઇએ છીએ તેમ નિદ્રા એ પણ એક કાર્ય જ જાણે કરતા હોઇએ એમ આપણને લાગ્યા કરે છે. અને તેથી સવારમાં ઉઠતાં શરીરમાં વિવિધ પ્રકારની વિશેષતા જણાવી જોઇએ તે ન જણાતાં ઉલટી અસ્વસ્થતાઅને દુર્બલતા જણાય છે.

એથી ઉલટું કેટલીક વખતે માત્ર થોડા કલાકની નિદ્રા બીજા આખા દિવસમાં કામ કરવાના બળને આપે છે, અને સવારમાં ઉઠતાં જ શરીર અને મનમાં કંઇ વિશેષ બળ તથા સ્વાસ્થ્ય આવ્યું હોય એવું ભાન કરાવે છે.

ઉત્તમ પ્રકારના માનસ સામર્થ્યની પ્રાપ્તિ કરવા માટે અયોગ્ય પ્રકારની અવ્યવસ્થિત નિદ્રાનો કેવી રીતે ત્યાગ કરવો અને યોગ્ય પ્રકારની નિદ્રા કે જે બીજા દિવસનું આપણા કામ કરવામાં નવીન બળને પ્રકટાવી આપે છે તે કેવી રીતે લેવી એ કાર્યને કરનાર મનુષ્યોએ જાણવું અગત્યનું છે.

ઉત્તમ નિદ્રા ન આવવામાં શારીરિક અને નૈતિક એ બે પ્રકારની મનુષ્યની સ્થિતિઉપર મુખ્ય આધાર રહેલો છે. ખરાબ નિદ્રા આવવાનું સામાન્ય કારણ તો અતિશય ખાવું એ છે, અને તેમાં પણ નિદ્રા લેવા પૂર્વના છેલ્લા ત્રણ ચાર કલાક કે જ્યારે કશું જ ખાવું ન જોઇએ તેમાં ઘણા પ્રમાણમાં કે ભારે ભોજન લેવાથી અસ્વસ્થ નિદ્રાને આપણે મૂર્ખું આમંત્રણ કરીએ છીએ.

તમે તમારા ખોરાકને પચાવી શકો અને સ્વસ્થ નિદ્રા પણ લઇ શકો એ બંન્ને સાથે સાથે કદાપિ બનતું નથી. એ બંને વ્યાપર એક બીજાથી વિરુદ્ધ છે, અને એ બંને ક્રિયા કરનાર અવયવો એક બીજાસાથે હળીમળીને તે બંને કાર્યો સાથે કરી શકતા નથી. કારણ કે એ બંને કાર્ય કરનાર કરણો એક બીજાથી વિરુદ્ધ છે. જ્યારે તમે નિદ્રા લો છો ત્યારે સારી રીતે પચાવી શકતા નથી. અને જ્યારે સારી રીતે પચવાનું કાર્ય ચાલે છે, ત્યારે સારી નિદ્રા આવી શકતી નથી. કારણ કે જે તત્ત્વ શરીરમાં નિદ્રા આણે છે તેની જ જરૂર અન્ન પચાવવામાં પણ રહી છે, અને તેથી તે બન્નેમાં વહેંચાઇ જવાથી બંને કાર્યો ઉત્તમ પ્રકારે સાથે થઇ શકતાં નથી.

તેથી પૂર્ણ અને નવીન બલ અર્પનારી નિદ્રા આપનારૂં પ્રથમ સહાયક કાર્ય ખાલી જઠર કરે છે. પરંતુ ઘણા મનુષ્યો એમ માને છે અને કહે છે કે જ્યારે તેઓ ભુખ્યા હોય છે ત્યારે તેમને સારી ઉંઘ નથી આવતી.

પણ જો તેઓ થોડાં અઠવાડીઆં ભુખ્યા પેટે સુઇ જવાનો અભ્યાસ પાડે તો પછી તેમને જણાશે કે એવા ભુખ્યા પેટે સુતા છતાં તેઓ સવારમાં ઉઠે છે ત્યારે તેઓ ભુખ્યા હોતા નથી. અને તે વખતે તેઓ ખુશીથી ચાર પાંચ કલાક સતત કામ કરવાના બળવાળા હોય છે. આ ઉપરથી એ સહજ જણાય એમ છે કે રાતની લાગેલી ભુખ એ ખરી ભુખ ન હતી, પણ અમુક સમયે આહારને ગ્રહણ કરવાના પડી ગયેલા અભ્યાસને લીધે તેને ગ્રહણ કરનાર અવયવોની મિથ્યા કુદાકુદ હતી. કારણ જો ખરી ભુખ લાગી હોય તો પછી તે ક્રમે ક્રમે જેમ સમય જાય તેમ વધવી જ જોઇએ. અને એ જ ખરી ભુખનું સ્વરૂપ છે. પણ તેમ જ્યાં નથી થતું ત્યાં એક જ હેતુ હોય છે અને તે એ કે ખરી ભુખનો અભાવ. સવારમાં દશ અગીઆર વાગે જમવામાં આવે અને સાયંકાલે ૭ સાત વાગે જમવામાં આવે તો પછી તેવા મનુષ્યોને સમજાશે કે તેથી રાત્રે ઘણી સારી ઉંઘ આવે છે અને રાત્રિએ નવ કે દશ વાગતાં તેઓ સુઇ જાય છે તો સવારે ચાર કે પાંચ વાગતાં તેઓ સારી રીતે ઉઠી શકે છે, અને ત્યારથી તેઓ કામ કરવા માંડે છે. કેવળ ભુખ્યા સુઇ રહેવું એવો કંઇ કહેવાનો ભાવ નથી, પરંતુ ખરી ભુખ લાગ્યાવિના જમવું એ લાભકારક નથી.

એવા કેટલાક રગડા, ઔષધો વગેરે હોય છે કે જે નિદ્રામાં ખલેલ કરે છે, અને તેમાંના કેટલાક તો જાણે ખોરાક હોય તેવી રીતે નિયમિતપણે મનુષ્યો વાપરે છે; જેવાં કે ચહા, કોફી, ચૉકોલેટ, કોકો વગેરે.

જો તમે તેનો ૭ માસ સમૂલ ત્યાગ કરો અને પછી એક દિવસ તેનો ઉપયોગ કરો તો તમને સમજાશે કે સ્વસ્થ અને ગાઢ નિદ્રાને અટકાવવામાં તે કેવું આશ્ચર્યકારક કામ કરે છે. જેમને એમાંથી કોઇ વસ્તુનો અભ્યાસ નથી તેવાને એ આપો અને તરત તે મનુષ્ય બીજે દિવસે ઉંઘની ફરિઆદ કરતો જણાશે.

તે જ પ્રમાણે અમુક પ્રકારનો માંસાહાર પણ તેવી જ વિક્રિયા કરતો જણાશે. ઇંડાં, પનીર વગેરે પદાર્થો પણ સ્વસ્થ નિદ્રામાં વિક્ષેપક છે.

અને જેઓએ વાસ્તવ ગાઢ નિદ્રાનો સ્વાદ લીધો નથી, તેઓ ખરૂં જોતાં નિદ્રાના સુખ સંબંધિ કશું જ જાણતા નથી. પરંતુ સર્વોત્તમ નિદ્રા કેવળ ગરિષ્ઠ આહાર, ઔષધ, ચહા, કૉફી, કોકો, દારૂ, તમાકુ, બીડી, ભાંગ ગાંજો કે એવી વસ્તુનો ત્યાગ કરવાથી જ આવે છે એમ નથી; જો કે સારી નિદ્રા આવવાનાં સાધનોમાં એ સર્વનો ત્યાગ એક પ્રથમ સાધનરૂપ ગણી શકાય.

ઉપરના વિરોધી પદાર્થોના ત્યાગસહિત તથા સાદા નિયમિત આહારના ગ્રહણસાથે પણ ઉત્તમ નિદ્રા લાવવા માટે બીજાં ઉચ્ચાં કર્તવ્યપ્રતિ દષ્ટિ વાળવી જોઇએ. નિદ્રારૂપ કાર્યને સિદ્ધ કરવા માટે તેની આધ્યાત્મિક ક્રિયાપ્રતિ પણ દષ્ટિ વાળવી જોઇએ.

સ્મરણમાં રાખો કે જો તમે કોઇ માદક પદાર્થ કે ઔષધ લીધું હોતું નથી, તેમ તમારા જઠરે કોઇ ભારે ખોરાકથી અવ્યવસ્થિત થઇ અપચાનું રૂપ પકડ્યું નથી તો નિદ્રાનો સમય એ અધિક ઉચ્ચ પ્રદેશના સત્વોની સહિસાથે સંબંધમાં આવવા માટે એક ઉત્તમ

સમય છે, કે જે જો તમે તેની સાથે વિહિત પ્રકારે સંબંધમાં આવોછો તો તે તમને દરેક પ્રકારે ઉત્તમ શિક્ષણ, ઉત્તમ બળ, ઉત્તમ સ્વાસ્થ્ય અથવા સુખ, અને ઉત્તમ આશ્રય આપે છે. અને એ જ નિદ્રાનું અપૂર્વ ફલ છે.

નિદ્રાને ધાર્મિક ક્રિયાના વિભાગરૂપે જાણો. નિદ્રામાં જે કાંઇ મેળવ્યું હોય છે, તેનો તમારી જાગ્રત્ દશામાં તમે ઉપભોગ કરો છો. નિદ્રા એ વિવિધ પ્રકારના બળને મેળવવાનો સમય છે. કોઇ પણ પ્રકારનું બળ શરીર, મન કે આત્માની તંગ અવસ્થામાં મળતું નથી, પણ તેની સ્વસ્થ શિથિલ અવસ્થામાં મળે છે. અને વિધિપૂર્વક નિદ્રા લેવામાં આવે છે તો એ ત્રણેની નિદ્રામાં સ્વાસ્થ્યવાળી શિથિલતા થાય છે.

નિદ્રાના સમયમાં સર્વોત્તમ બળ તથા સર્વોત્તમ સત્ત્વોના સામર્થ્યને આકર્ષવાને અને તેવી ઉત્તમ સૃષ્ટિસાથે સંબંધમાં આવવાને માટે, નિદ્રા લેવાની શરુઆતના થોડા જાગ્રત્ દશાના સમયમાં તમારા વિચારો તથા તમારી વૃત્તિઓઉપર તમારે અત્યંત સાવધ રહેવાની જરૂર છે.

કોઇ પણ પ્રકારના દુર્બલ તથા અશુદ્ધ વિચારોનો લેશ પણ આદર કરવો જોઇએ નહિ. જ્યારે તમે નિદ્રા લો છો ત્યારે કાં તો તમે એક ઉચ્ચ સૃષ્ટિમાં ચડો છો કાં તો એક નિકૃષ્ટ ભૂમિકામાં પડો છો.

અને એ તો કેવલ તમારી જ ઇચ્છા ઉપર છે કે નિદ્રાના સમયમાં તમારે દેવોના સહવાસમાં આવવું કે દાનવના. નિદ્રા બંનેનો સહવાસ તમને કરાવી શકે એમ છે. દૈવી સત્વો તમને અદ્‌ભુત સ્ફુરણ કરાવશે, વિવિધ દૈવી બળ આપશે, અને દાનવો અથવા મલિન સત્વો તમારી કલ્પનાશક્તિને અશુદ્ધ વિકારોના વિચારોથી ભ્રષ્ટ કરશે.

સ્મરણમાં રાખો કે મનુષ્યજીવન એ એક બૃહદ્ અથવા વિશાલ જીવનનો નાનો ભાગ છે. એ વાર્તાનો જો આપણે નિદ્રામાં નિકૃષ્ટ ભૂમિકામાં પડવાને બદલે ઉચ્ચ સત્વસાથે સંબંધમાં આવીએ છીએ તો અનુભવ કરી શકીએ છીએ.

જીવનના જેમ વિશાલ પ્રદેશનો મનુષ્યને અનુભવ થતો જાય છે, તેમ તેમ તેનામાં વિશેષ બળ વગેરેનો આવિર્ભાવ થાય છે. અને નિદ્રાના આરંભપૂર્વે જો આંતર મનને એ વિશાલ પ્રદેશપ્રતિ ગતિમાન્ કરી મૂક્યું હોય છે તો નિદ્રાના સમયમાં તે કોઇ પણ પ્રકારના પ્રતિબંધવિના એ પ્રદેશમાંથી બલને પ્રાપ્ત કરી શકે છે. આંતર મનઉપર કોઇ પણ પ્રકારના ઉચ્ચ સંસ્કાર પાડવા, ઉચ્ચ ઉદ્દેશની—હૃદયના ઉચ્ચ ભાવોની છાપ પાડવી એ કાર્ય મનુષ્યનું છે, અને તેને માટે નિદ્રા લેતા પહેલાં થોડો સમય કહાડવો જોઇએ.

જ્યારે સુવાને માટે જાઓ ત્યારે પ્રથમ તમારા ઇશ્વરનું—અંતરાત્માનું સ્મરણ કરજો. નિદ્રામાં તમને તે પોતાના અદ્‌ભુત સામર્થ્યવાળા પ્રદેશમાં સ્થાપે એ પ્રકારનું તેમને આહ્‌વાન કરજો. નિદ્રામાં તે તમારો સંગ કરે અને તમે તેમનો કરો એ પ્રકારની તેમને પ્રાર્થના કરજો.

દોષોથી દૂર કરી નિર્દોષતાનો તમારામાં ઉદય કરવા પ્રભુને પ્રાર્થજો. તેમને તમારું નિશ્ચયવચન કહેજો કે આવતી કાલે તમે વધારે ઉત્કૃષ્ટ કાર્ય કરવાનો પ્રયત્ન કરશો. તમારાથી બને તેટલા સર્વોત્તમ પ્રેમવડે તે કાલે ઇશ્વરપ્રતિ જોજો, તમારાથી બને તે સર્વોત્કૃષ્ટ પ્રેમવચનો તેમને શ્રવણ કરાવજો, તમારાથી બને તેવા તેમનાં સર્વોત્તમ ગુણ

ગાજે અને તમારી વૃત્તિને અત્યંત પ્રીતિકર થાય એવું તેમનું સ્વરૂપ કલ્પી તેનું ધ્યાન કરજો. તમારી પાસે જ તે છે એમ જોજો. અને તમારૂં મન એ સ્વરૂપને બને તેટલા સત્યરૂપે જાણે અને તેની ઉંડી છાયા તેનામાં સ્થપાઇ રહે એવી રીતે તેમનું સ્મરણ ચિંતન તથા ધ્યાન કરજો. તમને તે કરવામાં વધારે અને વધારે આનંદ આવે એવી રીતે કરજો. એકાએક તે સ્વરૂપ સંપૂર્ણ અંશે તમને પ્રકટ થાય અથવા તેનો થોડો અંશ પણ પ્રકટ થાય તો તત્ક્ષણ જ તમારૂં મન તેને ઓળખી શકે એવી તેની દૃઢ છાપ તમારા મનમાં પડે એવું ધ્યાન કરજો. એ ધ્યાનનું ખરૂં ફલ નિદ્રાના સમયમાં તમને પ્રાપ્ત થશે.

પછી પ્રસન્નતાપૂર્વક ડાબે પડખે સુઇ રહેવું. જેને કાંઈ હૃદયની કે એવી વ્યથા હોય તેણે જમણે પડખે સુવું વધારે સારૂં છે. નિદ્રાના આસનનો સર્વોત્તમ નિયમ એ છે કે જેને જે અત્યંત સુખરૂપ લાગે તથા વધારે ફાવતું જણાય તેવી રીતે સુવું. પછી અત્યંત મૃદુપણે અને દીર્ઘ શ્વાસ પ્રશ્વાસ લેવા.

શ્વાસ લેતી વખતે તમારા શરીરમાં થઇને જ્ઞાન તથા સામર્થ્યમય પ્રવાહ કોઇ અગમ્ય તત્ત્વપ્રદેશમાંથી વહી આવે છે એવી ધારણા કરજો. તત્ત્વપ્રદેશની કલ્પના કરવા જરૂર નથી. અનંત જ્ઞાન સામર્થ્યમય સૂક્ષ્મપ્રદેશ છે અને તેમાંથી તમારા શરીરમાં–પગથી માથાસુધી તે પ્રવાહ પ્રસરી રહે છે એ પ્રકારે બને તેટલો સત્ય રીતે જોજો. પણ આ કરવામાં એ ખાસ ધ્યાનમાં રાખજો કે મનને લેશ પણ તંગ કરવાનું નથી. કારણ એ નિદ્રાનું વિરોધી છે.

તે જ પ્રમાણે શ્વાસ પાછો કાઢતી વખતે જે કાંઇ નકામું છે તે નીકળી જાય છે એ ભાવને પ્રકટાવજો. પણ આપણામાં શું શું નકામું છે, એની વંશાવળી સ્મરણમાં લાવશો નહિ. શ્વાસ પાછો કાઢતાં છેક પગમાંથી શરીર વગેરેમાંનું તમામ નિરુપયોગી દ્રવ્ય જતું રહે છે એ પ્રકારનું શ્વાસ પાછો કાઢવારૂપ ક્રિયાનું ફલ છે, એટલું જ માત્ર તમારે લક્ષ રાખવાનું છે.

આ પ્રકારે જ્ઞાનસામર્થ્યમય પ્રવાહ કે જે શરીર તથા મનની અત્યંત શુદ્ધિ કરે છે તેની થોડી ક્ષણ ધારણા કરીને, તમને જો કોઇ ઇષ્ટમંત્ર પ્રાપ્ત હોય તો તેના બે વિભાગ કરીને અર્ધો શ્વાસ લેતાં અને અર્ધો પાછો કાઢતાં એમ બોલીને શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરજો. એ મંત્ર ઈશ્વરના સ્તવનરૂપ હોય છે, તેથી ઈશ્વરાભિમુખ વૃત્તિ રાખી તેમને પ્રાર્થના કરતા હો તેમ બોલજો. દૃષ્ટાંત તરીકે **નમઃ શિવાય** એ મંત્ર લઇએ તો શ્વાસ લેતાં **નમઃ** એ શબ્દોચ્ચાર તેના ભાવપૂર્વક કરવો અને **શિવાય** એ શબ્દ એ જ પ્રકારે શ્વાસ પાછો કાઢતાં કરવો. શબ્દોચ્ચાર માનસિક જ કરવા.

મંત્ર જેમને પ્રાપ્ત નથી અથવા તેની અર્થલક્ષણામાં જેની મતિ પ્રવેશ નથી કરી શકતી તેમણે પોતાની તીવ્ર ઇચ્છાના વિષયનું એક ટુંકું વાક્ય રચવું અને તેના બે વિભાગ કરી શ્વાસ લેતાં મૂકતાં બોલવું. દૃષ્ટાંતતરીકે આ વાક્ય લો. "**પ્રભો! જ્ઞાન આપો.**" તો તેમાં શ્વાસ લેતાં 'પ્રભો' શબ્દ બોલવો અને પાછો કાઢતાં 'જ્ઞાન આપો' એ બોલવું.

આ પ્રકારે જે ઇચ્છા હોય તેની ઈશ્વરને પ્રાર્થના કરવી. અને તે એક જ ઇચ્છાઉપર તમારા વિચારો તથા તમારી માનસિક શક્તિઓને એકાગ્ર કરજો. અને તે તમને અવશ્ય મળે એવી ભાવપૂર્વક પ્રાર્થના કરજો.

આ પ્રકારે પ્રાર્થના કરતા જ્યાં સુધી નિદ્રાવશ થાઓ ત્યાં સુધી બીજા તમામ વિચારોને, ઇચ્છાઓને, કલ્પનાઓને રોકવો રહેજો. પ્રસન્નતાના, આનંદના, એવા કોઇ વિચાર કદાપિ પ્રકટે તો ચિંતા નથી. અનતા સુધી પેલા પ્રાર્થનાના ભાવમાં જ રમજો.

આમ થશે તો પછી તમારી નિદ્રા ઘણા ઉંચા ફળને આપનારી થશે. અને રાત્રિમાં જે જ્ઞાન તમે પ્રાપ્ત કર્યું હશે તેનો ઉપયોગ કરતા રહેશો તો દિવસ પણ ઘણા ઉંચા ફળને પ્રકટાવનાર થઇ રહેશે.

જે કંઇ જ્ઞાનનો પ્રકાશ તમારામાં પ્રકટતો જાય તેનો પૂર્ણ પ્રકારે તમે ઉપયોગ કરતા રહેશો, તો તમને આગળ અને આગળ ચાલવાનો માર્ગ ઘણો સુગમ જણાશે.

અને આ પ્રમાણે નિદ્રા લઇ જ્યારે તમે જાગો ત્યારે એ રાત્રિએ તમને શું શું આપ્યું છે તેનું પ્રાતઃકાળમાં સ્મરણ કરવાનો પ્રયાસ કરજો. તમને જે કંઈ મળ્યું હશે તે બધું પુનઃ સ્મરણમાં આણવું એ કઠિન જણાશે. અને કદાપિ તે તમે સ્મરણમાં નહિ લાવી શકો તોપણ જે કંઇ જ્ઞાન તમને અંતરથી પ્રાપ્ત થયું હશે તેને તમે આચારમાં મૂકી શકવાને સમર્થ તો થશો. સુતી વખતે આંતર મનઉપર પાડેલી છાપ નિષ્ફળ નીવડતી જ નથી, તે રાત્રિમાં તમને કંઇ પણ પાછું આપે છે; કદાચ આરંભમાં તે એટલા પ્રમાણમાં નથી હોતું કે બીજે દિવસે સવારમાં તેનું તમને પ્રત્યક્ષ ભાન થાય. પરંતુ તેવું ભાન થવાની સ્થિતિ પણ સમય જતાં આવે છે. તોપણ તે ન આવે ત્યાં સુધી પણ તેની સૂક્ષ્મ અસર તો પ્રકટેલી જ હોય છે, અને તેમાં જે જ્ઞાન ઉદ્ભવ્યું હોય છે તેનો ઉપયોગ પણ તમે કરી શકો છો.

કેટલાક મહિના આ પ્રકારે રાત્રિએ પ્રાર્થના કર્યાવિના સુવું જ નહિ એવા નિશ્ચયપૂર્વક તે ક્રિયાને કરતા તેટલો કાળ ગાળો છો, તો તમારા જીવનમાં કોઇ વિલક્ષણ ફેરફાર થતો તમે અનુભવો છો.

આમ થતાં સુવું-નિદ્રા લેવી એ તમારે માટે એક ધાર્મિક ક્રિયારૂપે ગણાશે.

આ પ્રકારે નિદ્રા લઇ, તમને નિત્ય જે સમયે ઉઠવાનો અભ્યાસ હોય તેના કરતાં કોઇ વખત એકાએક ઘણા વહેલા ઉઠી જાઓ તો તરત જાગ્રત્ થજો. ઈશ્વરે રાત્રિમાં જે જ્ઞાનનાં અંકુરો તમારામાં ઉગાડ્યાં છે તેને માટે તેમનો ઉપકાર માનજો-પછી ભલે તે કયાં છે તે તમને સ્પષ્ટ ન હોય-અને તત્કાળ પથારીનો ત્યાગ કરી કરવા યોગ્ય કાર્ય-પ્રતિ લક્ષ દેજો.

એમ કરતાં તમને કંટાળો આવવાજેવું લાગે, ત્યારે તત્કાળ તમારી તે વૃત્તિને તાબે થઇ આડા થવાનો પ્રયાસ ન કરશો, પણ તમારા કામમાં આગ્રહપૂર્વક વળગી રહેવાનો જ પ્રયત્ન કરજો.

આ પ્રમાણે કરવાથી રાત્રિમાં અધવચ ગમે ત્યારે જાગી ગયાવિના લાંબી નિદ્રા લેવાના અભ્યાસને કેળવશો, અને પૂર્ણ આનંદસહિત જાગ્રત્ થઇને આલસ્યવિના પ્રાપ્તકર્તવ્યપ્રતિ તત્કાળ લક્ષ દેવાના બળવાળા તથા અભ્યાસવાળા થશો.

ઘણાના મીજાજ સવારે ઉઠતાં ઠેકાણે હોતા નથી, ઉઠ્યા પછી કેટલીક વારે ઠેકાણે આવે છે. ઘણા ઉંઘમાંથી ઉઠે છે તે ધુત્તાં પુવાં જેવાં થઇ ગયેલા જણાય છે, કેટલાક બાધડ બિલાડાજેવા જાણે કંઇ જંગલમાંથી પકડી આણ્યા હોય એવા વિલક્ષણ મુખવાળા ઉઠતી વખતે હોય છે. આ બધાનું કારણ તેમની અવ્યવસ્થિત નિદ્રા છે. નિદ્રાવખતે આંતર મનને અમુક વ્યાપારમાં જોડવાનું સાધન જેઓ નિદ્રાની શરુઆતથી કરી મુકે છે, તેમની ઉઠતી વખતની સ્થિતિ શાંત, પ્રસન્નતાજનક, બલપ્રદ, સૌમ્ય અને ઉત્સાહવાળી હોય છે.

સર્વોત્તમ નિદ્રા માટે મધ્ય રાત્રિપહેલાંનો સમય છે. વિકારોને પ્રકટાવનાર તેમ જ બીજાં એવી જાતનાં ચિત્તને ક્ષોભ પમાડનાર સ્વપ્ન મોટે ભાગે મધ્ય રાત્રિપછી જ આવે છે.

એને માટે કારણ પણ સ્પષ્ટ જ છે. સૂર્યાસ્ત પછી મધ્ય રાત્રિસુધી સૂર્યતત્ત્વના બળનો અમુક અંશ, પૃથ્વી કે જે આપણી અને સૂર્યની વચ્ચે છે તેનાં વધતા જતા-ઘટતા જતા-પડમાં થઇને આપણાપ્રતિ આવે છે. આ અદૃશ્ય બળનો પ્રવાહ મધ્ય રાત્રિસુધી ઓછા અને ઓછા પ્રમાણમાં આપણા તરફ આવતો જાય છે; અને મધ્ય રાત્રિપછી પુનઃ વધવા માંડે છે.

આ વધતા જતા બળના પ્રવાહસમયે વિશ્રાંતિ લેવા કરતાં ઘટતા જતા પ્રવાહ વખતે વિશ્રાંતિ લેવી એ વધારે સુગમ છે. કારણ કે એ બળ જ્ઞાનતંતુઓને ક્રિયામાં જોડવામાં વિશેષ સહાયકે હોય છે.

તેથી જો ઉત્તમ પ્રકારની માનસશક્તિને તમારે પ્રાપ્ત થવું હોય, તો મધ્યરાત્રિ પછી જેમ બને તેમ ઓછું ઉંઘવું. બપોરે મધ્યાન્હપછી તરત એક બે કલાક સુવું એ પણ ઠીક છે; અને મધ્યરાત્રિ પૂર્વે ત્રણ ચાર કલાક નિદ્રા લેવી એ ઉત્તમ છે. આપણાં શાસ્ત્રોમાં પણ પ્રાતઃકાળે બ્રાહ્મમુહૂર્તે ઉઠવાનું કહ્યું છે, એ પણ આ જ ઉદ્દેશને સૂચવે છે.

ભોજનનો સમય સુવા પહેલાં બને તેટલો વહેલો રાખવો, અને દિવસે પણ મધ્યાહ્ન પૂર્વે થોડો સમય પહેલાં ભોજન લેવું.

બેથી વધારે વખત જમનાર મનુષ્ય ખરી રીતે બહુ ઉત્તમ નિદ્રા લઈ શકતો નથી. જરા મોટી વયના મનુષ્યને માટે એક વખત ભોજન એ વધારે સારું છે. અને તેટલાથી તે ઉત્તમ પ્રકારે કામ કરી શકે છે. જે મનુષ્ય એક વખત જમે છે તેણે આખા દિવસમાં બે વખત નિદ્રા લેવી એ લાભકારક છે. પણ તે મધ્યરાત્રિથી તે મધ્યાહ્ન સુધીના વખત શિવાયના સમયમાં લેવાવી જોઇએ.

આ પ્રકારે નિદ્રા લેવાથી થોડા વખતમાં ખરાબ સ્વપ્ન વગેરે કે જે મનુષ્યના જીવનબળને ક્ષીણ કરે છે તે ઓછાં થવા માંડે છે, પછી સ્વપ્ન વિશેષ આધ્યાત્મિક આવતાં જાય છે, અને તેમાંથી તમે જીવનના જ્ઞાનને પુસ્તકો કરતાં વધારે પ્રમાણમાં મેળવી શકો છો.

જો આ વિધિને તમે આચારમાં મૂકવા ઇચ્છતા હો તો તેમાં ખંતથી દૃઢ વળગી રહ્યા વિના ફળની તત્કાળ આશાને બાંધી લેતા નહિ. ઉત્તમ નિદ્રાના ઘણા કાળમાં જે કંઇ મળ્યું હોય છે, તે ઘણી વખતે એક કલાક જેટલી ખરાબ ઉંઘ તેનો ક્ષય કરી નાંખે છે.

જે મનુષ્ય પોતાની નિદ્રામાં દૈવી સત્તાથી શિક્ષણને પામવાની ઇચ્છા રાખતો હોય તેણે પોતાના સ્વામિત્વના સઘળા સમયમાં એક દેવતુલ્ય વર્તવા પ્રયત્ન કરવો જોઇએ.

સ્વપ્નમાં અસાવધપણે થઈ જતી કોઈ દુષ્કૃતિ આપણને પૂર્ણ અને ઉત્તમતા અર્પતી નિદ્રાને ભોગવવાના બળને બગાડી મૂકે છે.

પાતિવ્રત્ય એ ઉત્તમ જીવનને ભોગવવાને માટે એક આવશ્યક અંગ છે, અને તેની લગ્નકાલ પછીના સમયમાં-ગૃહસ્થજીવનમાં-પણ ખરી અગત્ય છે. કારણ તેવું પાતિવ્રત્ય પાળનાર માતાપિતા જ નિરોગ અને દૈવીસંપત્તિસમન્વિત પ્રજાને ઉપજાવી શકે છે.

આવી રીતે નિદ્રા લેવાનો વિધિ છે. એ વિધિપુરઃસર ચાલનાર નિદ્રાજેવી ઉપરથી સામાન્યસરખી જણાતી ક્રિયામાંથી અપૂર્વ ફળને પામી શકે છે નિદ્રા યોગ્ય વિધિપૂર્વક લેવામાં

આવે છે તો સમાધિની કેટલેક અંશે ગરજ સારે છે. બળને માટે બૂમ પાડનાર અને બળ-પ્રાપ્તિ માટે સમયના અભાવનું કારણ દર્શાવનારને આથી બીજું કયું સુગમ અને અનુકૂલ સાધન મળી આવે એમ છે ?

# મતભેદ.

કોઈ પણ વસ્તુનું નિરાકરણ ન થતું હોય, કોઇ પણ વસ્તુનો તોડ ન નીકળતો હોય અને કોઇ પણ વસ્તુનું સમાધાન ન થતું હોય તો તે વસ્તુ જગતમાં સ્વાભાવિક–કુદરતી–છે. એમ માની લેવામાં આવે છે. પરંતુ વસ્તુતઃ તે સ્વાભાવિક હોતી નથી. વિશ્વમાં તેના નિરાકરણ વા સમાધાનના હેતુઓ હોય જ છે, અને જો તેને બુદ્ધિપૂર્વક શોધી કહાડવામાં આવે છે તો તે મળી આવે છે. ઘણી વખતે અમુક તો સ્વાભાવિક છે એવો નિર્ણય બાંધીને મનુષ્યો તે બાબત ગમે તો દુઃખરૂપ હોય તોપણ તેની નિવૃત્તિના માર્ગને શોધતા નથી. તેઓ એમ જ માનતા હોય છે કે જે કંઇ સ્વાભાવિક છે તેની નિવૃત્તિનું જગતમાં કોઈ સાધન જ નથી. આમ માનવામાં કારણ તે સત્ય જ છે તેથી તેઓ એમ માને છે એવું કંઈ નથી, પરંતુ સૂક્ષ્મ બુદ્ધિથી તથા આરંભમાં જણાતા કઠિનતાવાળા પ્રયોગોથી તેમણે એ નિશ્ચય કર્યો હોતો નથી, તેથી કરીને માત્ર ઉપર ઉપરના વિચારનો આધાર લેતા હોવાને લીધે જ તેઓ એમ માને છે.

આવા ઉપર ઉપરના વિચારોથી જેના સિદ્ધાંતોનો ખોટી રીતે નિર્ણય કરાયો છે એવા અનેક વિષયોમાં 'મતભેદ' એ પણ એક વિષય છે. ' મતભેદ હોવો એ સ્વાભાવિક છે, મતભેદનો કોઈ ઉપાય નથી ' એ વગેરે તે સંબંધના નિશ્ચયો લગભગ સર્વ મનુષ્યોમાં સત્યરૂપે મનાઈને પ્રવર્તતા જણાય છે. મતભેદ ટળી શકે છે કે કેમ, તેને કેવી રીતે ટાળવો, એવું કયું સ્થાન છે કે જ્યાં મતભેદને અવકાશ નથી એ વગેરે સૂક્ષ્મ વિચારો કરી જેમણે એના યથાર્થ ઉત્તરને નથી મેળવ્યા ત્યાં સુધી તેઓ એમ જ માને છે કે મતભેદ એ સ્વાભાવિક હોવાથી તે કોઇમાંથી કોઈ કાળે ટળતો નથી.

મતભેદ ક્યારે પડે છે કે જ્યારે આપણા અંતઃકરણમાં તે વિષયના પરસ્પરના નિર્ણયના તારતમ્યને કાઢી તેમાંથી સમાધાનને પામવાનું બળ નથી હોતું. જેમને એ વિવેકબુદ્ધિ છે, તેમને કશાથી મતભેદ નથી હોતો એટલું જ નહિ, પરંતુ સમસર્વત્ર અવિરોધ જ સામ્રાજ્યને ભોગવે છે એવું તેઓ માને છે અને અનુભવે છે.

મતભેદ અનેક કાળથી પરસ્પર પ્રેમથી ગુંથાયેલાં અંતઃકરણને ક્ષણમાં જૂદાં કરે છે, દીર્ઘ કાળથી એકરૂપે ગણાયલા અને યાવ જ્જીવન એકરૂપે રહેવાને નિર્ણય કરાયલાં મનુષ્યોમાં ક્ષેમ ભેદ પાડી દે છે, નિરંતર પ્રેમનું આસ્વાદન કરતા અને સર્વાંશે એક બીજાને અનુકૂલરૂપે ગણાયેલા મનુષ્યોમાં એક બીજાને જાણે સ્વપ્નમાં પણ ઓળખાણ ન હોય એવા પ્રકારના છૂટા પાડી દે છે, તમે તે અમે અને અમે તે તમે એ પ્રકારનું જ્યાં સર્વ વિચારવર્તનમાં પરસ્પરને માનવું હોઈ ઐક્ય બંધાયું હોય છે ત્યાં એ જ મતભેદ તમે તે તમે અને અમે તે અમે એ પ્રકારના કેવલ વિરુદ્ધ ભાવને પ્રકટાવે છે, એ જ મતભેદ બંધુમાંથી બંધુપણાને કહાડી લે છે, મિત્રમાંથી મિત્રતાને ઉઠાવી લે છે, શિક્ષકમાંથી શિક્ષકભાવને

અને શિષ્યમાંથી શિષ્યભાવને, પતિમાંથી પતિભાવને અને સ્ત્રીમાંથી સ્ત્રીભાવને–અને સ્વલ્પમાં કહીએ તો જે કંઈ કાળથી ચાલ્યો આવ્યો હોય છે અને જે ઉત્તરોત્તર વધારે અને વધારે દૃઢ થતો જતો હોય છે, અને જે પરસ્પરના સ્થૂલ સંબંધના અવધિપર્યંત અને પછી પરસ્પરના સૂક્ષ્મ સંબંધમાં પણ જે અખંડ વૃદ્ધિને પામતો જાગ્રત્ રહેવો સંભવે છે એ ભાવ ક્ષુદ્રજેવા મતભેદથી સદાને માટે એક બીજાનાં અંતઃકરણને જૂદાં પાડી નષ્ટ થઈ જાય છે.

અનેક મનુષ્યોના ઉત્તમ પ્રકારે ચાલતા વ્યવહાર એ મતભેદને લીધે અધવચઅટકી પડ્યા છે, અનેક મનુષ્યો એક હિતને ગ્રહણ કરતા એ જ મતભેદને લીધે અટકી ગયા છે, રૂડી રીતે પરસ્પર મળીને પોતાનું, પોતાના લાગતા વળગતાઓનું અને દેશનું જે સમર્થ કલ્યાણ સાધવાને મથી પડ્યા હોય છે તેમાં એ જ મતભેદ ક્ષણમાં તેઓને એક બીજાથી વિરુદ્ધ કરી મૂકે છે, આત્મકલ્યાણને સિદ્ધ કરવા એકઠા થયેલા મનુષ્યો પણ એ જ મતભેદને લીધે પોતાના પરમ શ્રેયોમાર્ગમાં ભ્રષ્ટ થઈ એક બીજાના દ્વેષી બને છે. વ્યાપારમાં, ઉદ્યોગમાં, અભ્યાસમાં, સમાજમાં, સભાઓમાં, રાજ્યમાં અને સ્વલ્પમાં કહીએ તો સર્વમાં એક બીજાને વિરોધ થવામાં અને બન્ને પક્ષને સમર્થ હાનિઓ ભોગવવામાં હેતુરૂપ ગણીએ તો આ એક મતભેદ હોય છે.

આ રીતે અનેકને હાનિ કરનાર એ મતભેદની નિવૃત્તિનો ઉપાય શું બુદ્ધિમંતોએ શોધવો ઘટતો નથી? લક્ષાવધિ ધન મેળવવા માટે, ઉત્તમ રાજ્યપ્રતિષ્ઠા મેળવવા માટે, મહાન્ વિદ્યા મેળવવા માટે અને એ વિના એવી બીજી અનેક બાબતોને સિદ્ધ કરવા માટે મનુષ્ય અથાગ પરિશ્રમ કરે છે, તો જેનાથી વિવિધ પ્રકારના સુખનો નાશ થવાનો સંભવ રહે છે એવા આ મતભેદને નિવૃત્ત કરવાને શું મનુષ્યોએ ધનપ્રાપ્તિ કરતાં કે પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરતાં કે વિદ્યાની પ્રાપ્તિ કરતાં કદાપિ વધારે શ્રમ કરવો પડે તોપણ શું તે કરવો જરૂરનો નથી?

મનુષ્ય ક્રોધની નિવૃત્તિ માટે યત્ન કરે, દ્વેષની નિવૃત્તિ માટે, ભયની, ચિંતાની, ક્લેશની, હાનિની, દુર્જનસંગની, વ્યાધિની અને એવી અનેક બાબતોની નિવૃત્તિ માટે યત્ન કરે છે, તો શું તેણે આ મતભેદ નિવૃત્તિ માટે યત્ન કરવો આવશ્યક નથી? શું ક્રોધ ભય શોક વગેરે કરતાં મતભેદ ઓછી હાનિ કરે છે? નહિ જ. અને તેમ છતાં મનુષ્યો ક્રોધાદિક વિકારોનો જય કરવા વિવિધ પ્રયાસ કરે છે અને બીજી બાજુ મતભેદજેવા સમર્થ હાનિ કરનાર વિકારને પોતાનામાં અખંડ પ્રવર્તતો અને વૃદ્ધિ પામતો જોતાં છતાં તેની નિવૃત્તિ માટે નથી કોઈ સાધન શોધતા કે નથી કશો યત્ન કરતા. શું ક્રોધનો જય કરી શકાય છે અને મતભેદનો નથી કરી શકાતો? શું ભય ચિંતા વગેરેનો કરી શકાય છે અને મતભેદનો નથી કરાતો?

અનેક દીર્ઘ વિચારોથી અને ઘણા કાળના લાંબા પરિચયથી બાંધેલા કોઈ નિશ્ચયો અથવા સંબંધોપર એક ક્ષણનો મતભેદ શું પાણી ફેરવી દે? અવશ્ય નહિ; પરંતુ તેમ જ બને છે. અને તેથી તે સંબંધિ અનેક મનુષ્યે પોતાના અંતઃકરણનો અધિકાર જોઈ વિચારી યોગ્ય યત્નથી એ મતભેદને દૂર કરવાની જરૂર છે. આપણું અંતઃકરણ એવા મતભેદથી એકાએક હાનિ ન પામી શકે એ માટે અનેક યત્નો કરવાની જરૂર છે.

મતભેદ કંઈ અનાદિ વસ્તુ નથી અને તેથી યત્ન કરનાર અવશ્ય તેની નિવૃત્તિ કરી

શકે એમ છે, પણ જે મનુષ્ય તે મટી શકતો જ નથી એમ માની બેઠો હોય તે તેને શી રીતે ટાળવાને યત્ન કરે ? પરંતુ જેમને સદ્બુદ્ધિ પ્રાપ્ત છે અને કોઈ પણ પ્રતિકૂલતાને નિવૃત્ત કરવાનો વિશ્વમાં માર્ગ હોય જ છે અને મનુષ્ય ધારે છે તો તે માર્ગેકરી તે અવશ્ય તેને નિવૃત્ત કરે છે એવો જેનો ઉગ્ર નિશ્ચય હોય છે તેઓ તે માર્ગે વિજયવંતુ થાય છે.

આથી પ્રથમ તમારે એ નિશ્ચય કરવાની જરૂર છે કે બીજાના અંતઃકરણમાં રહેલો મતભેદ તમે કદાપિ નિવૃત્ત નહિ કરો, પણ તમારા પોતાનામાંથી તો તે અવશ્ય નિવૃત્ત કરી શકાશે જ, અને તે નિવૃત્ત કરવો એ તમારા પોતાના હાથમાં છે. મતભેદ મનુષ્યના આંતરબળ કરતાં ચઢીયાતો નથી અને તેથી મનુષ્ય જ્યાં આંતરબળ વાપરે છે ત્યાં મતભેદને રહેવાનું બની શકતું નથી.

વળી મતભેદ એ જડ વિચાર છે, અને તેથી તેના સામે જો જીવંત વિચાર અથવા ચૈતન્યમય વિચાર પ્રેરવામાં આવે છે તો તે જડ વિચારને તોડી નાંખે છે. અને કેવલ મનુષ્ય જ જીવંત વિચાર કરી શકે એમ છે, તેથી જો તેણે મતભેદ નિવૃત્ત કરવો હોય તો મતભેદના કારણપ્રતિ જીવંત વિચારની ધારા ચલાવવી જોઈએ

મતભેદને નિવૃત્ત કરનાર કારણ આપણા અંતરમાં રહેલું છે. અને તે શોધીને જો તેનો ઉપયોગ કરવામાં આવે છે તો મતભેદને ઓગળી જતાં ક્ષણ વાર પણ વિલંબ થતો નથી.

મતભેદ એ શું છે ? સામા મનુષ્યના વિચારો ન સહન થવાથી અંતરમાં ઉપજતો જે ક્ષોભ અથવા વિરોધ એ મતભેદ છે. આ મતભેદ પ્રકટવામાં કારણ અંતરનું અભિમાન છે. એ જ્યાં સુધી વિદ્યમાન છે ત્યાં સુધી મતભેદના ઘણા પ્રસંગો આવે છે.

ઘણા મનુષ્યો એમ માને છે કે મતભેદ સ્પષ્ટપણે દર્શાવવો એ નિખાલસ અંતઃકરણને અને આંતર્ બળને સૂચવે છે. સામે ગમે તેવો મનુષ્ય હોય પણ તેને આપણો કોઈ બાબતમાં મતભેદ હોય તો તે બેધડકપણે કહેવો એને સ્પષ્ટવકૃત્વ ઘણા જાણે છે અને એમ કહીને તેઓએ જાણે ઘણું મોટું બાહાદુરીભર્યું કામ કર્યું હોય એમ ધારી અંતરમાં પ્રસન્ન થાય છે. અર્થાત્ સ્વલ્પમાં પોતાના મતભેદને જ્યાં ત્યાં દર્શાવવો એ એક મોટામાં મોટો સદ્ગુણ છે અને તેને આપણે ધારણ કર્યો છે એમ માને છે.

પણ આ ખરું નથી. મતભેદને બહાર દર્શાવવો એ કંઇ અંતઃકરણનું બળ નથી પણ દુર્બળતા છે. અંતઃકરણનું ખરૂં બળ તો એ જ છે કે જે પોતાને અને અન્યને હિત કરનાર વિચાર હોય તેને પ્રકટાવવા અને તે શિવાય બીજા વિચારોને પોતાના અંતરમાં દાટી રાખી ત્યાં જ ઉગ્ર વિચારરૂપ અગ્નિમાં તેને ભસ્મીભૂત કરી દેવા. પોતાના દુઃખને જેનાતેના આગળ રડનાર મનુષ્ય જેમ અંતઃકરણનો દુર્બલ મનાય છે, તેમ જેના તેના આગળ પોતાના મતભેદને દર્શાવનાર મનુષ્ય પણ અંતઃકરણનો દુર્બલ જ મનાય છે.

મતભેદ એ કંઈ શુભ ગુણ નથી, અને જે જગતમાં શુભ ગુણને પ્રકટાવે છે તે જ યથાર્થ બલવાન્ અને ઉચ્ચ અંતઃકરણવાળો કહેવાય છે. મતભેદ એ એક પ્રકારનો વિરોધ જ છે, અને શું વિરોધને જ્યાં ત્યાં દેખાડી આપવો એ હૃદયનું બળ છે ? જેમ દુર્બળ

અંતઃકરણમાં ઘડીએ ઘડીએ સહજ કારણથી ક્રોધ, ક્ષોભ, વિકળતા, શંકા વગેરે પ્રકટે છે તેમ મતભેદ પણ પ્રકટે છે, અને તેથી ક્રોધઆદિ વિકાર જ્યારે ત્યારે બહાર પ્રકટાવવા એ જેમ અંતઃકરણની દુર્બલતા છે તેમ જેના તેનાથી અને જ્યાં ત્યાં મતભેદનું કથન કરવું એ પણ અંતઃકરણની દુર્બલતાવિના બીજું કશું જ નથી.

જેની તેની નિંદા કરવી, મોંમાંથી ગમે ત્યારે અસાવધપણે અપશબ્દો બોલવા એ વગેરે લક્ષણો જેમ દુર્બળ તથા નિરંકુશ અંતઃકરણના મનાય છે, તેમ જ્યાં જરૂર નથી ત્યાં પણ 'ફલાણાથી મારે મતભેદ છે' એમ કહે કહે કરવું અને જ્યારે ત્યારે સહજ સહજ વાતમાં 'એ બાબતમાં મારે તમારી સાથે મતભેદ છે' એ વગેરે વચનો કોઇની સાથે વાત કરતાં બોલવાં એ લક્ષણ પણ અંતઃકરણની દુર્બલતાનું જ છે. એ કંઇ ખરો બોલવાનો સ્વભાવ નથી.

તમે જો એને સદ્‌ગુણરૂપે સમજી તમારા અંતઃકરણમાં ધારણ કરી રાખ્યો, હોય તો આજથી તેને ટાળવાનો પ્રયાસ કરજો. જેના તેના આગળ મતભેદને દર્શાવવો એને 'ખરાબોલો' સ્વભાવ સમજી તેને વધારવાનો યત્ન કરતા હો તો આ ક્ષણથી જ અટકજો. અવિરોધ દર્શાવવો હોય તો જ બોલજો. મતભેદ એ જ્યારે અવિરોધ નથી ત્યારે બોલવાની કશી જ જરૂર નથી.

જેમ જેમ મનુષ્ય મતભેદની વાત કરતો જાય છે, તેમ તેમ તેનો વિરોધ વધતો જાય છે અને એ ઉપરથી સમજાય છે કે એ કંઇ શુભ લક્ષણ નથી. જગતમાં જેની તેની સાથે મતભેદ દર્શાવનાર પ્રશંસા તથા પ્રીતિને પાત્ર થતો નથી, પણ અવિરોધ તથા અનુકૂલભાવ દર્શાવનાર જ અનેકની પ્રશંસા તથા પ્રીતિપાત્ર થાય છે, અને તેથી પણ સ્પષ્ટ થાય છે કે મતભેદ એ કોઈ સમર્થ સદ્‌ગુણ નથી. મતભેદ જેને ઘણાની સાથે અને ઘણી બાબતોમાં હોય છે તેના અંતઃકરણમાં જોશો તો નિરંતર ક્ષોભ, વિકળતા, પરિતાપ અને અસંતોષ જ પ્રવર્તતા હોય છે. આનંદ, સ્વાસ્થ્ય, શાંતિ વગેરે તો તેના હૃદયમાંથી દેશવટાને પામ્યા હોય છે. સદ્વિચારમાં સ્થિતિ અથવા અંતર્મુખતા એ તે મનુષ્યના વિરોધી બની રહ્યાં હોય છે. સ્નેહવર્તન, પ્રેમાલાપ, આનંદવાર્તા એ તેમને ઓઠે પણ ઉતરતાં નથી. પ્રસન્ન મુખ, સ્નેહમય દૃષ્ટિ, નિર્દોષ હાસ્ય, એક બીજાને મળવા માટે અંતરમાં પ્રકટતો નૈસર્ગિક પ્રેમનો ઉમળકો એ વગેરેની સાથે તેને બારમો ચંદ્ર હોય છે.

અને આ બધું શું સૂચવે છે ? એ જ કે અંતઃકરણની દુર્બલતા–જીવનબલની ન્યૂનતા. શું જેને ઘણા મતભેદ હોય છે તેનામાં જીવનબલની ન્યૂનતા થાય છે ? અવશ્ય. જીવનબલનો પ્રવાહ મનુષ્યમાં ત્યારે જ વધતો અને વહેતો રહે છે કે જ્યારે તેને પ્રકટાવનાર કારણને મનુષ્ય અટકાવી દેતો નથી. વિરોધ એ જીવનબલને અટકાવનાર છે. જીવનબલનો જે આવિષ્કાર (Expression) છે તે અવિરોધ છે, અને તેથી તે જ્યાં પ્રકટાવાય છે ત્યાં જ તેની વૃદ્ધિ થાય છે. વળી અન્યના પ્રેમને આકર્ષવાથી આપણા જીવનબલની વૃદ્ધિ થાય છે. વિશુદ્ધ પ્રેમ એ જીવનબલને વધારનાર છે, અને તે જ્યાં અટકે છે ત્યાં જીવનબલ પણ પ્રકટતું અટકે છે. તમારામાં વહેતો જીવનપ્રવાહ જ્યાં તમે વિરોધી મનુષ્યને જુઓ છો કે તરત પ્રકટતો બંધ થાય છે, કેમકે પ્રેમને પ્રકટાવનાર જે ગ્રાન્થિઓ છે તે, તે કાળે સંકોચને પામે છે. અને

તેથી જીવનબલનો રોધ થાય છે. અત્યંત આનંદથી અવિરોધપણે જ્યાં તમે બીજાને મળો છો કે તત્કાળ તમારાં શુદ્ધ દ્રવ્યો તેના શુદ્ધ દ્રવ્યસાથે સંપર્કમાં આવે છે, અને તેથી બંનેને અપૂર્વ બળ પ્રાપ્ત થાય છે. વ્યાધિગ્રસ્ત મનુષ્યને તેનો કોઇ અત્યંત પ્રિયસંબંધિ મળે છે તો તત્કાળ તેનામાં જે અપૂર્વ આનંદ પ્રકટે છે અને જીવનબલની વૃદ્ધિ થયેલી જણાય છે તેનો હેતુ આ જ છે. આથી મતભેદ એ જીવનબલઉપર ગુપ્તપણે અત્યંત હાનિકારક અસર કરે છે. અને તેમ થવાથી તેનું અંતઃકરણ દિવસે દિવસે દુર્બલ પડતું જાય છે, અને તેથી પૂર્વે વિરોધી વિકારો પોતાનામાં પ્રવેશતા હોય તેને પ્રવેશતા અટકાવવાનું જે બળ તેનામાં હતું તે હવે ન રહેવાથી હાનિકારક અનેક વિકારો તે અંતઃકરણમાં પ્રવેશે છે. અને પછી તેને ક્રોધી દ્વેષી, આસુરી, ક્રૂર અને ભયંકર કરી મૂકે છે.

મતભેદને મટાડવો હોય તો તેણે બનતા સુધી કોઇને પોતાનો વિરોધીભાવ બતાવવો નહિ. કેમકે એક વખત જ્યાં પ્રકટ થયો પછી તે કદાપિ મટતો નથી. જો આપણે આપણો મતભેદ બહાર પાડી દીધો નથી હોતો તો કોઈ કાળે આપણને તે અયોગ્ય જણાય છે તો બહુ સુગમપણે તેને ફેરવી શકીએ છીએ, પણ જ્યાં એક વખત તે બહાર પાડી દીધો પછી એ બાબતમાં આપણી ભૂલ સમજાય તોપણ તે ફેરવી શકાતો નથી. કેમકે પછીથી તે વિચાર ફેરવવાને માટે વિશેષ હૃદયબલની જરૂર હોયછે. અને તે જેને ઘણાની સાથે મતભેદ થયા હોય છે તેનામાં હોઇ શકતું નથી. કેમકે તે નથી હોતું તેથી જ મતભેદ વધવાનો સંભવ આવ્યો હોય છે.

આ મતભેદને બુદ્ધિમાન્ પુરુષે જેમ બને તેમ પોતાનામાંથી સત્વર ટાળવાને ઉદ્યત રહેવું જોઇએ. જેમણે વિશેષ ઉન્નતિને સાધવી છે, જેમણે વિશેષ આકર્ષક બળને પોતાનામાં પ્રકટાવવું છે, અને જેમણે પોતાના અંતઃકરણને વિશેષ શુભ્ર, તેજસ્વી અને વિશાલ કરવું છે, તેમણે આ મતભેદનો પોતાનામાંથી શીઘ્ર વિનાશ કરવો જોઇએ.

મનુષ્ય જ્યાં સુધી સંશયવિપર્યયાત્મક બુદ્ધિના પ્રદેશમાં રમ્યા કરે છે, અને તેની સહાયથી જ વિચારો કરીને જે તે નિર્ણયો બાંધે છે ત્યાં સુધી તે મનુષ્યનામાં મતભેદ અવશ્ય જાગ્રત રહે છે. શંકા પ્રતિશંકાની બુદ્ધિનું જ્યાં સામ્રાજ્ય છે. ત્યાં મતભેદનું અસ્તિત્વ છે. મનુષ્યોમાં મતભેદ પ્રકટાવનાર એ સંશયવિપર્યયાત્મક બુદ્ધિ જ છે.

અને એ પ્રદેશ એ જ કંઇ મનુષ્યને ચિંતન કરવાનો પ્રદેશ નથી. ચિંતન કરવાના અનેક આંતર પ્રદેશમાં આ તો અત્યંત સ્થૂલ પ્રદેશ છે. ત્યાં વિરોધ છે. મતભેદ છે, અસહિષ્ણુતા છે. એમાં અને એમાં રમનાર મનુષ્ય નિરંતર તેને અનુકૂલ નિશ્ચયોને જ ધારણ કરી શકે છે. તેમાં રમણ કરનારમાં પોતાનાથી વિરોધી વિચારપ્રતિ અલક્ષ કરવાનું બળ બિલકુલ હોતું નથી. અને તેથી તત્કાળ તે અંતઃકરણ મતભેદના રંગમાં ઝબકોળાઈ જાય છે.

પરંતુ જે મનુષ્ય એ સંશયવિપર્યયાત્મક બુદ્ધિના પારના પ્રદેશને પહોંચે છે અને ત્યાં સ્થિર થઇ વિચારી જુએ છે તો મતભેદજેવો વ્યતિકર જ તેની દૃષ્ટિએ આવતો નથી. મતભેત એથી કોઈ વસ્તુ જ તેના લક્ષમાં ઉતરતી નથી. મતભેદને ત્યાં પહોંચવાનું સામર્થ્ય જ રહેતું નથી. એ પ્રદેશ તે સત્વ દ્રવ્યના પ્રદેશોનો આરંભક પ્રદેશ છે. ત્યાં અવિરોધ, નિ:શં-

કતા, સહનશીલતા અને એવા અનેક સત્વ દ્રવ્યથી પોષાતા તથા પ્રકટતાં સદ્‌ગુણો છે. તેમાં ઝબકોળાનાર અંતઃકરણ મતભેદથી શી રીતે સ્પર્શાયલું રહે ? ત્યાં શાંતિ, સ્થિરતા, પ્રેમ, ઉપકારભાવના તથા ઉચ્ચપ્રતિ લક્ષ રહેવાની સ્વાભાવિક વૃત્તિ છે અને તેથી રંગાનાર અંતઃકરણરૂપ કમલ પુનઃ મતભેદના જળથી કદી લિપ્ત થતું નથી. ભલે બીજાના હજારો વિરોધી વિચારોની વચ્ચે તે રહેવા છતાં પણ નિર્લેપ જ રહે છે.

બંધુઓ ! આ પ્રદેશમાં આવો, અને પછી તમે મતભેદ એ સ્વાભાવિક છે એવા ઉદ્‌ગાર કદાપિ કાઢી શકશો નહિ, ત્યાં સ્થિર થયા પછી મતભેદ દર્શાવવો એ અંતઃકરણના નિખાલસપણાને તથા અંતઃકરણના બલને સૂચવે છે એમ કદી કહી શકશો નહિ. ત્યાં આવ્યા પછી તમને સમજાશે કે રજોવિકારથી પ્રકટતા મતભેદ કરતાં સત્વગુણથી પ્રકટતાં આ અવિરોધમાં જ ખરૂં બલ છે, અને અવિરોધને જ્યાં ત્યાં પ્રસારવો એમાં જ અંતઃકરણનું સામર્થ્ય અને વાસ્તવ નિખાલસપણું રહેલું છે.

આ રમણીય અને શાંત પ્રદેશ અંતઃકરણના ઉપરના પડનીનીચેના ભાગમાં રહેલો છે. સંયમી મનુષ્ય ત્યાં જ્યારે આવે છે ત્યારે તે કોઈ જડ સૃષ્ટિને છોડી ચૈતન્યમય સૃષ્ટિમાં આવ્યો હોય તેવું તેને ભાન થાય છે. ત્યાં તેને જીવનની વિપુલતા જણાય છે. મનુષ્યમાં વસ્તુતઃ શું સામર્થ્ય છે તેનું તેને ત્યાં ભાન થાય છે, અને તે કાલે તેને જણાય છે કે આ પ્રદેશમાં આવ્યા પૂર્વે મનુષ્યો પોતાને ઉન્નતિને પ્રાપ્ત થયેલ માને છે, એ ભ્રાંતિ છે, ઉન્નતિનો પ્રદેશ તો આ જ છે. અને જે મનુષ્યે આ પ્રદેશને જ્યાં સુધી જોયો નથી ત્યાં સુધી તેણે મનુષ્યજન્મ પામી કશું જ સુખ ભોગવ્યું નથી. આ પ્રદેશમાં આવ્યા પૂર્વનું સુખ, સુખ નથી પણ સુખની છાયામાત્ર છે, અને તે દુઃખ—વિવિધ દુઃખથી મિશ્રિત છે, કેવલ સુખ તો આ સ્થાને જ છે.

મતભેદને પ્રકટવાનો જ્યાં સંભવ જણાય કે તત્કાળ આ પ્રદેશમાં આવી જજો. પૂર્વના મતભેદવાળાના સંબંધમાં આવવાનો પ્રસંગ આવતાં આ પ્રદેશમાં સ્થિત થઈને તેમની સાથે સંબંધમાં આવજો, અને પછી તમને મતભેદનું સ્મરણસરખું રહેવું કઠિન થઈ પડશે.

આ સત્વદ્રવ્યવાળા પ્રદેશનો બુદ્ધિસહિત જે મનુષ્ય વિચારો કરે છે તેમાં તેને ક્યાંહિ પણ વિરોધનું ભાન થતું નથી, કશાથી પણ તેને મતભેદ પડતો નથી. સ્થૂલ બુદ્ધિના પારના પ્રદેશમાં આવો અને તમને ચમત્કાર થયેલો જણાશે. તમારી પાસેની વસ્તુ ખોવાઈ ગયેલી લાગશે. તમે ખોળવા છતાં તેને મેળવી શકશો નહિ, અને તે કઈ ? મતભેદ.

પ્રવેશો, બંધુઓ ! તે પ્રદેશમાં પ્રવેશો. સાચું સુખ મેળવવાની ખાતર, પરમેશ્વરનું તમારામાં પ્રકટીકરણ કરવાની ખાતર, દૈવી જ્ઞાન મેળવનારતરીકે એક જ્વલંત દૃષ્ટાંતરૂપ થવાની ખાતર, તમારા બંધુઓના, તમારા સ્નેહીઓના, તમામને અનુસરનારાઓના અને છેવટે તમારા પોતાના પરમ હિતને અર્થે પ્રવેશો.

---

# उत्तम आरोग्य माटे उत्तम नियमो.

ઉત્તમ આરોગ્યને માટે કેવલ ઔષધ વગેરે સ્થૂલ ઉપચારો જ છે, એમ કંઇ નથી, પરંતુ તેની સાથે માનસ ઉપચારો પણ છે. તેનું જ્યારે વિધિથી પાલન કરવામાં આવે છે, ત્યારે તે પ્રાપ્ત વ્યાધિને હઠાવે છે એટલું જ નહિ, પણ એવા સ્થાયી આરોગ્યને ઉપજાવે છે કે જેમાં પુનઃ એકાએક રોગ થવાનો સંભવ આવતો નથી. શરીરની સાથે જ્યારે મનનું મિશ્રણ થાય છે ત્યારે વ્યાધિ અત્યંત વૃદ્ધિને પામે છે, અને તેથી વ્યાધિના સમૂલ નાશને માટે કેવળ સ્થૂલ ઉપચારો જ કરવા એ યોગ્ય નથી. શરીરમાં વ્યાધિનું ભાન પ્રકટાવનાર મન છે, અને તે જો દુર્બલ હોય છે તો શરીરમાં સહજ કંઇ થાય છે તો તે મન તેનું મોટું સ્વરૂપ કલ્પી લે છે, અને વધારે દુઃખનું ભાન કરાવે છે. એથી ઉલટું મન જો બલવાન્ હોય છે તો મહાન્ સરખા વ્યાધિનું સ્વરૂપ પણ અત્યંત પ્રત્યક્ષ પ્રમાણમાં જણાતા દેતું નથી અને તેથી તેનું દુઃખ વા કષ્ટ બહુ ન્યૂન પ્રમાણમાં જણાય છે. આથી મનના ઉપર લક્ષ રાખી જે મનુષ્ય રોગ મટાડવા પ્રયત્ન કરે છે તે સ્થાયી વિજયને મેળવે છે. તેથી વ્યાધિને મટાડનાર, વ્યાધિ પ્રકટવાનાં નવાં કારણોને ઉપજતાં અટકાવનાર, તથા આરોગ્યને ચિરકાલ અને વિશેષ પ્રમાણમાં પ્રકટાવનાર જે જે માનસ સિદ્ધ નિયમો છે તે આ છેઃ—

* * * *

મનના, ચારિત્ર્ય અથવા જીવનના અને સ્વત્વ ( આપણું પોતાપણું )ના સક્રિય અથવા બલવાન્ ગુણોને કેળવો. જે ગુણો આપણામાં ટાટાટપ થઇને પડ્યા રહેતા હોય તેવા નહિ પરંતુ આપણને કોઈ કાર્ય કરવામાં અપૂર્વ બલથી આગળ દોરતા હોય—આપણા હિતમાં તથા આપણા સુખમાં વૃદ્ધિ કરનાર પ્રયત્નોમાં જે આપણને આગ્રહથી જોડી રાખતા હોય, તેવા નવીન નવીન પ્રયત્નોમાં આપણને વારંવાર લઈ જઈને સ્થાપતા હોય અને અન્ય આ ગળ આપણને એક ઉત્કૃષ્ટ મનુષ્યરૂપે ઝળકાવી મૂકતા હોય તે સક્રિય ગુણો છે. એવા ગુણો જો કેળવવામાં આવે છે, તો સામર્થ્યની અત્યંત વૃદ્ધિ થાય છે.

* * * *

જ્યારે તમારા માર્ગમાં તમને કંઇ વિઘ્ન કે હરકતજેવું જણાય તો તેના ઉપર તમારૂં બલવાન્ તથા આગ્રહયુક્ત સ્વામિત્વ સ્થાપજો, અને વિઘ્ન કરનાર હોય એવું જણાતું તે, તેને તમારે સ્વાધીન કરી તમને અનુકૂલ થાય અથવા તમારા માર્ગમાં આગળ વધવામાં તે તમારા સેવકરૂપ થઇ તમને સહાય્ય કરે એવું કરજો. આ બનવું સંભવિત છે, માત્ર તેને તે પ્રમાણે પલટી નાંખનાર કુશલ મનુષ્ય જોઇએ.

* * * *

જો તમારે ઉત્તમ આરોગ્યવાળા રહેવું હોય તો તમારી પોતાની સાથે અને આખા જગતની સાથે સતત શાંતિથી રહેજો કેટલાક મનુષ્યો બીજા સર્વસાથે શાંતિથી રહી શકે છે, પણ પોતાની જાતની સાથે શાંતિથી રહી શકતા નથી. પરંતુ એ અંતરની અશાંતિ જ મનુષ્યને આરોગ્ય મેળવવામાં પ્રતિબંધરૂપ હોય છે.

મારા મનમાં એવું ભાન રાખજો કે તેની સ્થિતિ જતી રહેવાના કારણોને તમે ઉપજાવો છો, અને તે યથાર્થ રીતે જતી જ રહે છે.

* * * *

સર્વ સમય તમને પોતાને સારાપણાનું જ ભાન થાય એ પ્રકારની દૃષ્ટિ રાખ્યા કરજો. અને જ્યારે તમને કંઇ સારૂં જણાય તો તે ભાનને તમારા અંતરના ઉંડાણથી જાગ્રત્ રાખજો--જેમ બને તેમ તે ભાનને અત્યંત ઉંડાણમાં ઉતારતા જજો. અંતરના ઉંડાણમાં પ્રકટેલી લાગણીઓ હમેશાં આંતર મનમાં પ્રવેશ કરે છે, અને જેમ વધારે સારી લાગણીઓ અથવા ભાવના આપણે આંતર મનમાં દૃઢ કરીએ છીએ તેમ તે વધારે લાભકારક થાય છે.

* * * *

તમારા શરીરમાં કોઈ પણ પ્રતિકૂલ સ્થિતિ પ્રકટે તેના કરતાં તમે વધારે બલવાન્ છો એ વાર્તા દૃઢપણે માનજો. આ વાર્તા વારંવાર વિચારપૂર્વક તમારા અંતરમાં સ્થાપજો અને તમારામાં રહેલા વધારે બલના પ્રદેશમાં એ રીતે વારંવાર આવીને વધારે પૂર્ણ રીતે સ્થિત થવાનું લક્ષ રાખ્યા કરજો.

* * * *

આરોગ્ય એ સ્વાભાવિક છે—કુદરતી છે—એ પ્રકારના નિશ્ચયમાં નિરંતર રહ્યા કરજો. તેમ જ આખા જીવનપર્યંત પૂર્ણ આરોગ્યમાં રહેવું એ સ્વાભાવિક છે અને તમારા શરીરમાં પ્રત્યેક પરમાણુમાટે કુદરત હમેશાં પૂર્ણ આરોગ્ય ઉપજાવે છે એ પ્રકારના નિશ્ચયને પણ નિત્ય ધારણ કરી રાખજો.

* * * *

તમારી નિવૃત્તિની ક્ષણોને તમારે પોતાને માટે સારી, બલવાન્ અને દૃઢ નિશ્ચયવાળી ભાવના કરવામાં ગાળજો, અને જાણજો કે એ પ્રકારની સઘળી ભાવનાઓ આપણા આંતર મનમાં વવાતાં ઉત્તમ બીજકો છે કે જે તેમના સરખા ઉત્તમ ફળને ભવિષ્યમાં પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન કરી આપનાર છે.

* * * *

તમારા શરીરમાં જે કંઇ પ્રતિકૂલ સ્થિતિ ઉપજતી લાગે તે ક્ષણિક છે એમ જાણજો, અને તેમને સ્થાયી રહેવાને માટે તેમનામાં કશી જ સત્તા નથી અને તમે ધારો તે વખતે તેને બદલે આરોગ્યવાળી અને બળવાન્ સ્થિતિને ઉપજાવીને તે પ્રતિકૂલ સ્થિતિને ટાળી નાંખવાને તમે નિત્ય સમર્થ છો એ વાત પણ ધ્યાનમાં રાખજો.

* * * *

શાંત, એકરાગવાળી અને પરમ નિશ્ચિંત એવી મનની સ્થિતિસાથે સર્વ સમયે સર્વ કામમાં અને સર્વ પ્રસંગોમાં વર્તજો, અને જાણજો કે મનની આવી સ્થિતિ તમારા શરીરને તેમાં રહેલા જીવનબલની વૃદ્ધિ કરવામાં અને તે સઘળા બળને ટકાવી રાખવામાં અત્યંત ઉપયોગી છે.

* * * *

પૂર્ણ આરોગ્ય મેળવવાને માટે અને તેને ટકાવવાને માટે દૃઢ નિશ્ચય કરો. પૂર્ણ

આરોગ્યનો સાક્ષાત્કાર કરવાઉપર તમારા સમગ્ર લક્ષને એકાગ્ર કરજો, અને નિશ્ચયપૂર્વક માનજો કે તમે ધારેલું કાર્ય ક્રમથી અવશ્ય સિદ્ધ કરશો.

* * * *

તમારા શરીરના પ્રત્યેક પરમાણુમાં જીવન, આરોગ્ય અને પુષ્કલતા અથવા પુષ્ટિ જોઈએ તેટલા પ્રમાણમાં રહેલાં છે એ પ્રકારનું ભાન થવાને માટે તમને, પોતાને યોગ્ય રીતે કેળવો, અને તે ભાન એટલું ઉંડું અને એટલું સત્યતાવાળું કરો કે તમારા શરીરના પ્રત્યેક વિભાગમાંથી આરોગ્ય અને જીવન ઉભરાઇ આવે છે તેવું તમને પ્રત્યક્ષ જણાય—અનુભવ થાય.

( અપૂર્ણ. )

---

## ધ્યાનનું સ્વરૂપ.

સરકારી નોકરીમાંથી ઉપરામ પામેલા એક વયોવૃદ્ધ ગૃહસ્થ નિવૃત્તિમાં જીવન ગાળતા હતા. તેમને કોઇ પૂછતું કે 'હાલ આપ શું કરો છો ?' તો તેઓ ઉત્તર આપતા કે 'ઘણો ખરો વખત તો મારો ધ્યાનમાં જાય છે. હાલ તો મોટે ભાગે ધ્યાનસ્થ વૃત્તિ રાખું છું.' મનથી તેઓ સર્વોત્તમ ધ્યાન કરે છે એમ માનતા, અને એ ક્રિયા એક અત્યંત મહત્વવાળી છે અને તે પોતે તેને કરે છે એ બીજાને દર્શાવવામાં બહુ પ્રસન્નતા ધરતા હતા. એક વખત એક મનુષ્યની સાથે તેમનો મેળાપ થતાં વાતચીતના પ્રસંગમાં તેમણે પૂર્વોક્ત ભાવનો ઉત્તર આપ્યો. પેલા મનુષ્યે પૂછ્યું. ધ્યાનમાં આપને શું જણાય છે ? જે વખતમાં આ પુરુષનો પેલા ગૃહસ્થને મેળાપ થયો તે વખતે તેઓ ડાકોરના મંદિરમાં કંઈક મકાનનો ભાગ પોતાના તરફથી કરાવતા હતા. પેલા પુરુષના પ્રશ્નનો ઉત્તર આપતાં તેમણે કહ્યું, " આંખ મીચીને ધ્યાનમાં બેસું છું એટલે થોડી વાર પછી ડાકોરનાથજીનું મંદિર દેખાય છે, અને પાસેના ભાગનું ચણવાનુ કામ જાણે ચાલી રહ્યુ છે, એક તરફ કુંભાર ઈંટો ભરીને ગધેડાં લાવતો જાય છે, એક તરફ મજુરો ગારો કરીને તગારાં ભરતા જાય છે, કડીયાઓ જાણે પોતાનું ચણતર કામ ચલાવ્યા જાય છે, કોઇ કંઇ કરે છે, કોઇ કંઇ કરે છે એમ બધું જણાય છે.।।

ઘણા મનુષ્યો ધ્યાનનું આ પ્રકારનુ સ્વરૂપ સમજતા હોય છે. ઇષ્ટનું ધ્યાન કરવા બેસે છે, અને પછી બીજા વિચારમાં ચઢી જતાં જે કંઇ કલ્પનાથી તેમની દૃષ્ટિએ આવે છે તે બધાને ધ્યાનમાં ઢોકી બેસાડે છે.

પરંતુ ધ્યાનનું ખરૂં સ્વરૂપ તેવું નથી. એક ધ્યેય વસ્તુની જ પ્રતીતિ થયા કરવી એનું નામ ધ્યાન છે. અને તે ધ્યેયમાં જેવા ગુણ આરોપવામાં આવ્યા હોય તેવા ગુણસહિત જ્યારે ધ્યેયનો સાક્ષાત્કાર થાય છે ત્યારે યથાર્થ ધ્યાન થયું એમ ગણાય છે.

અનેક મનુષ્યો ધ્યાનમાં ધ્યેયનું સ્થૂલ સ્વરૂપ જ કલ્પતા હોય છે, અને તેની ઝાંખી થવી તેને તેઓ ધ્યાનની સિદ્ધિ માને છે. પરંતુ તે પણ યથાર્થ નથી. ધ્યેયના ગુણમાં જ્યારે વૃત્તિ પરોવાય અને તે ગુણમય જ્યારે થઇ રહેવાય ત્યારે યથાર્થ ધ્યાનની સિદ્ધિ થઇ એમ કહેવાય છે.

તમે કલાકોના કલાકોના કલાકો આંખો મીચી કે જપની માળા ફેરવતા બેસી રહો,

પણ જો ધ્યેયના ગુણુમાં તમારી ચિત્તવૃત્તિ તદાકારતાને નથી પામતી તો ગમે તેટલો કાળ જવા છતાં પણ અંતે તમે તે તમે અને ધ્યેય તે ધ્યેય જ રહો છો.

ધ્યેય અને તમે અભેદભાવને ક્યારે પામો છો કે જ્યારે તમારો ધ્યેયના સ્વરૂપસાથે-ધ્યેયના ગુણ ધર્મસાથે—સંબંધ થાય છે. એની સાથે જ્યારે તમે જોડાઓ છો ત્યારે તે તે ગુણધર્મો તમારામાં સંક્રાન્ત થાય છે–તમારામાં ઉતરી આવવા માંડે છે, ગુલાબ કે મોગરાના પુષ્પને જોવામાત્રથી તેનો ખરો અનુભવ તમને થતો નથી પણ જ્યારે તેનો ગુણ જે સુવાસ તેના સંબંધમાં આવો છો ત્યારે તેના ફળરૂપે સુવાસ, મગજની શાંતિ વગેરેનું જે કંઇ ભાન થવું જોઇએ તે થાય છે, તેમ ધ્યેયના પણ ગુણધર્મો સાથે જ્યારે તમે યથાર્થ સંબંધમાં આવો છો ત્યારે તમારામાં તે ગુણધર્મોનો આવિષ્કાર થાય છે, અને તેમ થતાં તમને ધ્યેયની પ્રતીતિનું વાસ્તવ ફલ મળે છે.

ધ્યાનનું યથાર્થ ફલ મેળવવું હોય તો ધ્યાનમાં ધ્યેયને સર્વોત્કૃષ્ટ ગુણથી યુક્ત જોજો. જેમ જેમ અધિક ઉચ્ચ ગુણોનું તેમાં આરોપણ કરશો–ધ્યેયના ઉત્કૃષ્ટ સ્વરૂપને જેમ અને તેમ વધારે લક્ષમાં આણતા જશો, તેમ તેમ ધ્યાનનું હાર્દ તમારા લક્ષમાં આવશે અને તેના દિવ્ય ફલનો તમને અનુભવ થશે.

ઈશ્વર પ્રેમસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, એમ ઉપરચોટીયા વિચારો કરીને બેસી ન રહો, પણ તેનો વિશેષ વિસ્તારથી વિચાર કરો. પ્રેમના સ્વરૂપનું ઉંડું ચિંતન કરો અને પછી તે લક્ષણમાં વૃત્તિને લીન કરો. એ પ્રેમમય તમારા ધ્યેય છે અને તેવા ધ્યેયનું તમે ધ્યાન કરો છો એ ભાવને ભૂલતા નહિ. અદ્‌ભુત પ્રેમમય એ તમારા ધ્યેય છે, અદ્‌ભુત જ્ઞાનમય એ તમારા ધ્યેય છે, અદ્‌ભુત શાંતિમય એ તમારા ધ્યેય છે, અદ્‌ભુત સુખમય, અદ્‌ભુત ઐશ્વર્યમય, અદ્‌ભુત સૌન્દર્યમય, અદ્‌ભુત આનંદમય, અદ્‌ભુત જીવનમય, અદ્‌ભુત સત્તામય, અદ્‌ભુત ચિન્મય એ વગેરે ગુણ વા લક્ષણથી યુક્ત તમારા ધ્યેય છે એ વાર્તા લક્ષમાં રાખજો અને તેવા લક્ષણથી યુક્ત એવા ધ્યેયનું ધ્યાન કરજો.

ધ્યેયના આ પ્રકારના ગુણોનું ચિંતન કરતા પરિણામે જ્યાં જ્યાં તે તે ગુણો થોડા કે અધિક અંશમાં રહેલા હોય ત્યાં તત્કાલ તમને તે જણાઇ આવે એવી રીતનું થાય ત્યારે જાણજો કે તમારૂં ધ્યાન યથાર્થ પ્રકારનું થયું છે. કેવલ ઇષ્ટમાં જ એ લક્ષણો જણાય ત્યાં સુધી પૂર્ણપણે ધ્યાનની સિદ્ધિ થયેલી ન માનશો.

અને ધ્યાનનું યથાર્થ સ્વરૂપ એ જ પ્રકારનું છે. ધ્યેયના ગુણધર્મનો એક અંશ સરખો ગમે તેવા સ્થાનમાં હોય ત્યાંથી પણ તે તમારી દૃષ્ટિએ તરી આવે તો જ તે ધ્યાનની વાસ્તવ સિદ્ધિ છે. જગત્પ્રતિ દૃષ્ટિ કરો, કોઇ દુષ્ટ, દુર્જન, રોગી, વિષયી કે એવા પ્રકારનો મનુષ્ય જણાય, પરંતુ તેના હૃદયના ગુપ્ત પડમાં એક પણ એવા ગુણનો અંશ જણાય કે જે તમારા ધ્યેયના ગુણને મળતો હોય, અને તે જણાતાં જ તમારૂં, તેના પ્રતિ અત્યંત પ્રેમથી ધાવત થાય–બીજા સર્વ દોષ વિસરી જતાં તે સહજ સરખા ગુણને જોતાં પણ તેના પ્રતિ વેગથી તમારૂં ચિત્ત પ્રેમસહિત દોડે તો સમજજો કે તમારા ધ્યાનની સિદ્ધિ થઈ છે.

જડમાં કે ચેતનમાં જ્યાં કંઇ ધ્યેયના ગુણનો અંશ સરખો જણાય ત્યાં તમારો અંતરનો શુદ્ધ ભાવ ઉભરાઈ આવે, તે વસ્તુ જોતાં તમે ધ્યેયને જ જુઓ છો એવું ભાન થઇ

આવે તો જાણજો કે તમને ધ્યાનની સિદ્ધિ થઇ છે, કેમકે એ જ ધ્યાનનું ખરું સ્વરૂપ છે.

તમારા વિરોધીપ્રતિ દૃષ્ટિ જાય કે તમારું અહિત કરનારપ્રતિ દૃષ્ટિ જાય પરતુ જો તમે યથાર્થ ધ્યાન કર્યું હશે તો ધ્યેયનો કોઇ ગુણ તેમાં જણાતાં તત્કાળ તમે વિરોધને ભૂલી જશો. તમને તેણે કરેલાં અહિતનું વિસ્મરણ થશે અને તમે તેને પ્રેમપૂર્વક જઇને ભેટશો. અને એ જ ધ્યાનની સિદ્ધિ છે, કેમકે ધ્યાનનું ખરું સ્વરૂપ એ છે.

ગમે તે દૂર દેશમાં કે વિપત્તિમાં કે રોગીની સ્થિતિમાંકે દરિદ્રાવસ્થામાં કે જંગલમાં કે કેદખાનામાં કે ગમે તેવી સ્થિતિ ના પ્રસંગમાં તમારો અતિપરિચિત મિત્ર તમને મળે તો શું તમે તેને નહિ ઓળખો અને શું તમારો તેના તરફ પ્રેમભાવ નહિ પ્રકટે ? અવશ્ય પ્રકટશે. તે જ પ્રમાણે જે જે ગુણો કંઇ કાળથી તમારા ધ્યાનના સમયમાં સાથે રહી તમારા મિત્ર બન્યા છે તે ગમે તો કોઇ દરિદ્રીમાં કે પાપીમાં કે દુઃખીમાં કે શત્રુમાં કે અપરિચિતમાં કે તમારી નિંદા કરનારમાં કે લોભીમાં કે ક્રોધીમાં કે દુર્જનમાં કે કોઇ પણ પ્રકારના મનુષ્યમાં પ્રકટ કે અપ્રકટપણે વધારે અથવા થોડા અંશમાં પણ જણાઇ આવે તો શું તમે તેને નહિ જોઇ શકો અથવા નહિ ઓળખી શકો ? જો તમે ગુણના ચિંતનપૂર્વક ધ્યેયનું ધ્યાન કર્યું હશે તો એક ક્ષણમાં તે ઓળખી શકશો. અને ઓળખ્યા પછી શું તમે તેના પ્રતિ અલક્ષ કરી શકશો એમ તમને લાગે છે ? કદાપિ નહિ. તત્કાળ તમે તે જોતાં જ તેના ઉપર મોહ પામવાના. કારણ કે તમારા ધ્યેયનું જ સ્વરૂપ થોડા અથવા અધિક અંશમાં ત્યાં પ્રકટ થયું છે અને તેથી તેના પ્રતિ પ્રેમ પ્રસારતાં તમને અટકાવ્યા છતાં પણ કેવી રીતે અટકવાના ! નરસિંહ મહેતાની સાથે મામેરા વખતે નરસિંહ મહેતાના ધ્યેય જૂદો વેષ લઇ આવ્યા હતા, અને નરસિંહ મહેતાને એ વાત કોઇને ન કહેવી એવી સાવધાનતા આપી હતી તે છતાં પ્રેમના આવેશમાં શું તેઓ તે વાત ભૂલી જઇ પોતાના ધ્યેય અન્યને ઓળખાઇ આવે એવું બોલી બેસતા ન હતા ? અંતરનો ઉમળકો એવો જ હોય છે અને તે ધ્યાનની સિદ્ધિ છે. કેમકે ધ્યાનનું ખરું સ્વરૂપ એ જ છે.

ધ્યેયના ગુણોને ધ્યેયમાં જ જોઇને બેસી ન રહો, પણ સમસર્વત્ર જોવાના અભ્યાસી થાઓ ધ્યેય જેમ સમસર્વત્ર છે તેમ તેમના ગુણ પણ સમસર્વત્ર છે, અને તેથી સમસર્વત્રમાંથી તેને જ શોધી કાઢવાનો પ્રયાસ કરો. જ્યાં સહજસરખો ધ્યેયનો ગુણ જુઓ કે તરત તે ગુણનાં યશોગાન કરો અને તેના પ્રતિ પ્રેમ દર્શાવો.

કોઇ નવી વસ્તુ લઇ તમારી પાસે આવે છે તો તમે તેનાં વખાણ કરો છો અને તે જોઇને પ્રસન્ન થાઓ છો તો જે તમને તમારા ધ્યેયના ગુણ બતાવે છે તેના પ્રતિ વિરોધ બતાવો એ શું તમારા સરખા ધ્યાનીનું લક્ષણ છે ? તમારા મિત્રની કે તમારા પ્રીતિપાત્ર મનુષ્યની કોઇ તમને છબી બતાવે છે તો તમે તેના પ્રતિ કેવા પ્રસન્ન થાઓ છો ? અને તમારા ધ્યેયના ગુણધર્મની પ્રતિમારૂપ કોઈ મનુષ્ય તમારા સંમુખ આવે તો તેને તમે શત્રુતુલ્ય કે દ્વેષી મનુષ્ય માની શકશો ? જો તમે સાચા ધ્યાની હશો તો અવશ્ય નહિ. કેમકે ધ્યાનનું ખરું સ્વરૂપ એવું નથી.

તમને જેની અગત્ય છે અને જેને તમે શોધો છો એવી તમારી ખોવાયલી વસ્તુ તમને મેળવી આપે તો તેના પ્રતિ તમને પ્રેમ પ્રકટે છે તો જે ગુણને પ્રત્યક્ષ કરવા તમે

અત્યંત પરિશ્રમ કરો છો તે ગુણુ જો કોઇ તમને તેના પોતાનામાં દેખાડી આપે તો શું તમે તેના પ્રતિ અભાવ અને ઉપેક્ષા દર્શાવશો ? નહિ જ.

ધ્યાનકાલે ધ્યેયપ્રતિ ગુણુના ભાનપૂર્વક વૃત્તિને એકાગ્ર કરો અને બાકીના સમયે જ્યાં ત્યાંથી તે જ ગુણોને શોધવા વૃત્તિને પ્રેરવ્યા કરો. કોઇપણ મનુષ્યસાથે તમારી વૃત્તિનો સંબંધ કરો તો તે તમારા ધ્યેયના ગુણુને જોવા માટે જ કરો. સામા મનુષ્યને પોતાનામાં અમુક ગુણુ છે એવું ભાન હોય કે ન હોય, પણુ તમે જો તેનામાં જુઓ, તો તરત તે ગુણુને ગ્રહણુ કરજો અને તેના પ્રતિ અત્યંત ભાવથી વર્તજો. સર્વમાં કંઇ કંઈ ગુણુ રહેલા જ છે, માત્ર તમારે તેને શોધી કાઢવાના છે. શોધો અને તે ગુણુને ધારણુ કરો. આમ કરવાથી તમે બહિર્મુખ વૃત્તિમાં પણુ જ્યાં ત્યાં ધ્યેયને જ જોતા રહેશો. અને ધ્યેયથી જ અનુસંધાનવાળા રહેશો. અને એ જ ધ્યાનનું ખરૂં સ્વરૂપ છે.

# केटलीक विलक्षण टेवो.

૧—અમુક પ્રકારના સંયોગમાં અમુક પ્રકારની સ્થિતિમાંથી જે કંઈ અનુભવો આપણે મેળવીએ છીએ, તે મોટે ભાગે અમુક પ્રકારના સ્વભાવને લીધે અથવા અમુક પ્રકારની પડી ગયેલી ટેવોને લીધે હોય છે, અને પૂર્ણ સ્વાતંત્ર્ય એ જ જો આપણું લક્ષ્ય હોય તો તેને સિદ્ધ કરવાને માટે તે અવશ્યં ત્યજવી જોઇએ.

૨—ઘણી ઘણી બાબતોમાં અમુક આમ થવું જ જોઈએ અને એમ થવું એ સ્વાભાવિક છે એવું આપણે માનીએ છીએ, પણુ ખરૂં જોતાં તેમ નથી હોતું. આપણે એવી ટેવ પાડી દીધી છે કે જેના પરિણામમાં અમુક પ્રસંગ બને છે અથવા અમુક પ્રકારના અનુભવ આપણુને થાય છે. એ થવાનું બીજ કુદરતમાં રહેલું નથી હોતું પણુ આપણી કલ્પનામાં હોય છે અને તેથી જો કલ્પનામાંથી એવાં ભ્રાંતિજનક બીજકોને આપણે કાઢી નાંખીએ છીએ તો પછી તે ક્યહિથી પણુ ઉગતાં નથી. અને તેથી તે ઉગવાથી જે હાનિનો અનુભવ મનુષ્યોને કરવાનો રહે છે તે પછી રહેતો નથી.

૩—દિવસનું કામ કરીને સાંજે પડ્યે થાકવાનું ભાન થવું એ ઘણાઓના પ્રસંગમાં એક ખાલી પડી ગયેલી ટેવશિવાય બીજું કશું જ નથી હોતું. અને તે આંતર મનને કેળવીને શરીર તથા મન દિવસના બીજા સમયની પેઠે કામ કર્યા પછી સાંજના પણુ તેવું જ સ્ફુરણાવાળું અને વીર્યવાન રહે એ પ્રકારે કરી શકાય છે અને એ હાનિકારક ટેવને સુધારી શકાય છે. ઉપરની ટેવથી કેટલા મનુષ્યોના કેટલા કલાકો નકામા ચાલ્યા જાય છે એનો જો હિસાબ ગણુવામાં આવે તો એક મનુષ્યજીવનમાંથી લગભગ ચતુર્થાંશ તેવો નીકળશે.

૪—હવામાં અમુક પ્રકારના ફેરફારથી અમુક પ્રકારની અસર થવી એ પણુ એક પડી ગયેલી ટેવ છે અને તે બહુ અગવડભરી છે તે ટેવ બાહ્યની પરિસ્થિતિ કરતાં પોતાને વધારે બલવાન્ કરવાની ટેવને કેળવવાથી–પોતાના મનને એ પ્રકારના વલણવાળું કરવાથી–તે ટેવ બદલી શકાય છે, મનુષ્યને કયે સમયે કેવે સ્થાને રહેવું પડશે એ નક્કી નથી હોતું તેમ કઇ ઋતુમાં કયું કામ કરવાનું આવશે એ પણુ અનિશ્ચિત હોય છે તેથી પ્રત્યેક ઋતુ અને

તેમાં એકાએક પ્રકટી આવતા ફેરફારોને લઇને મનુષ્ય જો તેની અસરમાં દોરવાય છે તો તેની જીવનમાં તે તેને એક મોટા વિઘ્નકર્તારૂપે થઇ પડે છે. ઋતુઆદિ બહાર પ્રકટતા ફેરફારો ઉપર મનુષ્ય જો પોતાનું સ્વામિત્વ સ્થાપે છે તો તેનાથી તેને કશી હાનિ કે પ્રતિકૂલતા અથવા અરુચિ જણાતી નથી.

૪—અમુક પ્રકારનો આહાર કે જેને તમે પથ્ય ન ગણતા હો અને જે ખાવામાં તમને અનુકૂલ ન જણાતો હોય તે કોઇ પ્રસંગે ખાવાથી જે અવ્યવસ્થા અથવા પ્રતિકૂલતા લાગે છે એ લગભગ દરેક મનુષ્યની બંધાઇ ગયેલી ટેવશિવાય બીજું કશું જ હોતું નથી. આવી બાબતોમાં, જ્યાં તેવો ખોરાક સંશયાત્મક ભાવસહિત જઠરમાં પડે છે કે દરેક વખતે, અંતરની એક વૃત્તિ સામો બળવો ઉઠાવે છે. આ આંતર મનનું જ એક પ્રકારનું વલણ છે અને તેથી પરિણામે વ્યાધિ પ્રકટે છે. પણ આવો વ્યાધિ જે કઇ ખાવામાં આવ્યું છે તેથી પ્રકટતો નથી, પણ આપણા અંતરનો સામો વિરોધ થવો એ જ તે વ્યાધિને ઉપજાવવામાં કારણરૂપ છે. આ ટેવને દૂર કરવાને માટે તમારી આંતર વૃત્તિને તે ખોરાકમાં રુચિ ઉપજાવવાને અને તેની ઇચ્છા કરવાને તથા તેને અત્યંત સંતોષથી ગ્રહણ કરવાને કેળવો. તમારા આંતરને તેની તરફ એવી રીતે દોરો કે જેથી તેમાં તે રુચિને તથા પથ્યભાવને ઉપજાવે. આ સ્થાને આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે દરેક મનુષ્યનું જઠર જે જાતનો ખોરાક લેવા ઇચ્છે તે પ્રત્યેક પૌષ્ટિક ખોરાકના પ્રત્યેક પરમાણુને પોતાનામાં પચાવી દેવાને પૂર્ણ શક્તિમાન્ છે. આમ હોવાથી અંતરની યથાર્થ રુચિજેટલો ખોરાક લેવો અને પછી તેના ચિંતનથી દૂર રહેવુ, એ આ વિષયની અયોગ્ય ટેવને ટાળનાર છે.

૫—જ્યારે કંઈ આપણી ઇચ્છાથી વિરુદ્ધ બને અથવા આપણે ધાર્યું હોય તેમ સર્વાંશે ન બને ત્યારે તેથી અધિક લાગવું અને આપણા સમગ્ર શરીર તથા મનમાં અસ્વસ્થતાનું ભાન થવું એ એક એવા પ્રકારની ટેવ છે કે જે ધીમેધીમે અને ગુપ્તપણે સર્વોત્તમ ચારિત્ર્યને અને મૃદુ તથા મોહક સ્વભાવને મોટો ધાકો પહોંચાડે છે. પણ તે ગમે તેમ બને તોપણ તેના તરફ સક્રિય અને મનનું સબલ વલણ રાખવાથી અને તે ઉત્તમ જ છે એમ મનમાં દૃઢ સ્થાપી રાખવાથી તે ટેવ દૂર કરી શકાય છે. પ્રતિકૂલ પ્રસંગ આવતાં 'તે કેમ જ આવે, એથી મારું ધાર્યું નહિ થાય, હવે મને હાનિ થશે' એવા દુર્બલતાળા વિચારો વારંવાર કરીને જો મનને હાનિના ભાનની ટેવ પાડી દીધી હોય છે, તો તેથી એ પ્રસંગથી હાનિના સંભવ આવે છે, પણ 'મને વિશ્વમાં કોઇ પણ સ્થિતિ હાનિ કરવાને સમર્થ નથી, તેમ કોઈ પણ સત્તા મને હાનિ કરવાને નિર્માણ થયેલી નથી' એ વિચાર દૃઢપણે મનમાં કાયમને માટે સ્થાપી રાખવામાં આવે છે, તો પછી કશાથી હાનિનો સંભવ આવતો નથી, અને ઉક્ત હાનિના અનુમાનની પડેલી ટેવ પણ જતી રહે છે.

૬—અમુક ઋતુમાં અમુક દોષ અથવા વ્યાધિનો પ્રકોપ થાય છે એમ માનવાથી થતી તે તે પ્રકારની અસર, એ પણ ટેવ શિવાય બીજું કશું જ નથી, આ સ્થળે આપણે એ જાણવું જોઇએ કે પ્રત્યેક પ્રતિકૂલ ટેવ એ આંતર વૃત્તિને વિપરીત માર્ગમાં દોરાયા જવાના પરિણામ વિના બીજું કશું જ નથી, અને તેથી તેને તાત્ક્ષણ બદલી નાંખવી જોઇએ.

૭—તમને જે જાતના સંજોગોનો પરિચય નથી એમાં સ્થપાયલા તમે તમને લાગો ને વખતે તમને સંકોચનું અથવા પ્રતિકૂલતાનું ભાન થવું, એ જૂની ટેવોની સાથે અત્યંત વળગી રહેવું જેથી નવા વિચારો અથવા ટેવની સાથે તત્કાળ ન જોડાઇ જવાય એ પ્રકારના કંઇ

કાળથી તમારા મનઉપર પાડેલા સંસ્કારનો પરિણામ છે. પરંતુ મુક્ત અથવા સ્વતંત્ર પુરુષ આવી બાહ્ય સ્થિતિથી કદી સપડાયલો રહેતો નથી, અને બલવાન્ મનુષ્ય પ્રત્યેક સ્થિતિને પોતાના ધારેલા કાર્યમાં ઉપયોગી કરી લેવાને શક્તિમાન્ હોય છે. તેવો મનુષ્ય આવી ટેવ પડવા દેતો નથી, પણ ગમે તે સંજોગોમાં આવવા છતાં તે સ્વતંત્ર અને તે સંજોગોને અ- ધીન ન રહેતાં તેમને વશ વર્તાવનાર જ થઇ રહે છે.

૮—વ્યવહારના રીત રીવાજોનો મોટો ભાગ કે જેનાથી જનસમાજ સપડાઇ ગયેલો હોય છે, તે સર્વનો પણ આમાં જ સમાવેશ થાય છે. તે સઘળી પૂર્વથી ઉતરતી આવતી ટેવો છે, અને ઘણી બાબતોમાં તે વિશેષ સુખ અને અધિક ઉચ્ચ પ્રાપ્તિઓની આડે આવનાર જ હોય છે. તેનો જય પણ મનુષ્યના જ હાથમાં છે.

૯—શરીરની અમુક પ્રકારની સ્થિતિથી કેટલાંક દુઃખો ઉત્પન્ન થવાં—જેમકે ભીના પગ થવાથી શરદી લાગવી–ઘાંટો બેસી જવો, સળેખમ થવો વગેરે—એ જેમને એ પ્રકારનો અનુભવ થયો છે તેમની એ વાત શ્રવણ કરીને જ એ નિર્ણય પોતાને માટે કરી લેવાનો જેમને સ્વભાવ હોય છે તેમને તેવો અનુભવ થવો એ તેમણે વિના કારણ પાડેલી ટેવનો જ પરિણામ છે. જો કે ભીના પગ એ શરીરને અમુક વખતે હાનિ કરે, તોપણ એ એક એવી ટેવ છે કે જે ઘણી વખત હાનિને ઉપજાવી આપે છે. એ જ પ્રમાણે બીજી પણ એવી સેંકડો બાબતો છે કે જેની ટેવ પાડવાથી પરિણામે ધારેલી અસર પ્રકટે છે. ઘણી વખતે આપણે અમુકથી અમુક થાય છે અને અમુક વળી બીજાથી જ થાય છે એ પ્રકારના નિર્ણય કરવાની ટેવ પડી ગયેલી હોય છે. ખરું જોતાં અમુકમાંથી અમુક ઉપજવું એ જવલ્લે સોમાંથી એકમાં જ બન્યું હોય છે, અને તેમાં પણ ઘણી વખત તો અમુક બનવામાં જેને કારણરૂપ ગણી દૂષિત ઠેર- વવામાં આવે છે એ ખરું કારણ નથી હોતું પણ કોઇ બીજું જ હોય છે, તેમ છતાં દઢ પણે અમુક પ્રકારે માનવાની પડી ગયેલી ટેવ ગમે તે કારણથી અમુક બને છે તો પણ તેમાં પોતે નિર્ણય કરેલા કારણને જ હેતુરૂપ માને છે.

૧૦—કેટલાક પ્રસંગોમાં અને અમુક પ્રકારના સંજોગોમાં આપણને અમુક પ્રકારના કેટલાક અનુભવો થાય છે, કારણ કે એ પ્રકારના અનુભવો ઉપજાવવાની, જ્યારે જ્યારે આપણે તે તે પ્રકારના સંજોગોમાં આવીએ છીએ, ત્યારે ત્યારે ટેવ પડી ગઈ હોય છે; જો કે ખરું જોતાં તે તે સંજોગો તેવા પ્રકારના પરિણામને અથવા અનુભવને ઉપજાવવાને માટે અસ- મર્થ જ હોય છે. જે માર્ગથી આ પ્રમાણે બને છે તે આ છેઃ અમુક સંજોગ અથવા બ- નાવ, આપણામાં રહેલી ટેવનું ધ્યાન પોતાની તરફ ખેંચે છે, અને અમુક સંજોગથી અમુક બને એમ માનનારી ટેવ અથવા આપણી એ પ્રકારની વૃત્તિ તેવા તેવા પ્રસંગો અથવા સં- જોગોમાં તેવા જ પ્રકારના પરિણામને પ્રકટાવે છે. જો આપણે ધારીએ તો તે જ પ્રસંગો અથવા સંજોગોથી હાલ જે અનુભવ થાય છે તેથી કેવળ વિરોધી અનુભવ પણ મેળવી શકીએ.

૧૧—મનુષ્યજીવન વિલક્ષણ પ્રકારની અનેક ટેવોથી ભરપૂર છે. ખરું જોતાં લગભગ નેવું ટકા આપણી ક્રિયાઓ અને વિચારો ટેવને લીધે અથવા ટેવના પરોક્ષ પરિણામને લીધે જ હોય છે. પરંતુ મનુષ્ય કંઇ ટેવને અધીન પ્રાણીજેવો થઇ રહેવાનો સર્જાયેલો નથી. તે પ્રત્યેક સ્થિતિમાંથી જેવું ઉપજાવવા ધારે તેવું ઉપજાવી શકવાને, તેમાંથી જેવા વિચાર અને અનુભવ ઉપજાવવો હોય તેવો ઉપજાવવાને અને ગમે તે પ્રસંગને સર્વોત્તમ પરિણામ આણનાર કરવાને સમર્થ હોવો જોઇએ. વર્તમાન સમયને માટે શું સર્વોત્તમ છે તે જાણીને તે પ્રમાણે

કરવાને માટે તે સમર્થ હોવો જોઇએ, પછી ગમે તો અમુક ક્રિયા કરવાથી અમુક પરિણામ પૂર્વે કોઇને આવ્યો હતો કે નહિ તેનો દાખલો હોય કે ન હોય.-તેમ જ ભૂત કાળમાં તેની કોઈ ટેવથી અથવા પોતાની વૃત્તિના કોઇ પ્રકારના વલણથી જે કંઇ પ્રતિકૂલ અનુભવ થયા હોય તેના તરફ જોયા વિના વર્તમાન ક્ષણ જેવી બનાવવા ધારે અને વર્તમાન પ્રસંગનું ફળ જેવા રૂપમાં પ્રકટાવવા ધારે તેવું કરી શકવાને પણ મનુષ્ય સમર્થ હોવો જ જોઇએ. અર્થાત્ મનુષ્ય સર્વ કાળે સ્વતંત્ર હોવો જોઇએ. તેના પોતાના કે બીજાના વિચારો કે ક્રિયાઓ બંધન કરનાર ન હોવી જોઇએ. બીજાને કોઇ પ્રતિકૂળ અસર ઉપજાવે તેવી સ્થિતિ અથવા પોતાને આ ક્ષણપર્યંત પ્રતિકૂળ અસર ઉપજાવનાર પ્રસંગ વા ક્રિયામાંથી પણ તે ધારે તેવું અનુકૂલ ફલ ઉપજાવવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. મનુષ્યમાત્રમાં તે શક્તિ હોય છે, પણ તેનો તે રૂપે ઉપયોગ ન થવાથી એ શક્તિ ઉંધા ફળને ઉપજાવે છે.

૧૨—પ્રત્યેક જાતની ટેવમાંથી મુક્તત્વ મેળવવાને માટે યોગ્ય વિધિ એ છે કે આપણી ઇચ્છાની વૃત્તિને એવા પ્રકારની ઇચ્છા કરવાને કેળવવી કે જે પોતાના જીવનની પ્રત્યેક શાખામાં વધારે લાભ અને વધારે પ્રગતિ અથવા ઉન્નતિ કરનારી વસ્તુઓ માટે જે સાવધાનપણે નિર્ણય કરાયો હોય તે વસ્તુની પ્રાપ્તિમાં જ તે વળેલી રહે. ટુંકામાં જે વધારે અને વધારે મહાન્ વસ્તુને આપનાર હોય તેવી સઘળી ક્રિયાઓ કરવાને અને તેવા થવાને આપણી ઇચ્છા રાખ્યા કરવી, અને આ પ્રકારની ઇચ્છા સિદ્ધ કરવાને માટે પૂર્વનાં કોઇ પણ બંધનોના વિચારને અવકાશ આપ્યા વિના, પણ વર્તમાન સમયમાં આપણે ધારેલા કાર્યને જે વધારે ફલીભૂત કરનાર ક્રિયા હોય તેને અખંડ સાધતા આગળ અને આગળ વધતા રહેવું. અને આ સ્થળે એ સ્મરણમાં રાખવું સારૂં છે કે જેને આપણે શારીરિક કે માનસિક બંધન ગણીએ છીએ તે મોટે ભાગે ટેવના જ વિષયરૂપ-પરિણામરૂપ છે. આપણે અમુક જેટલા જ થવાની અથવા અમુક જેટલું જ કરી શકવાની આપણને ટેવ પાડી છે, જ્યારે ખરી વાત એ છે કે આપણામાં રહેલાં સામર્થ્યો અમર્યાદ છે, અને આપણામાં ઉતરી આવેલી શક્તિઓ અસંખ્ય છે. આથી સ્વતંત્ર થવાને માટે અને પુરુષત્વના કે સ્ત્રીત્વના પૂર્ણ વિકસિત રૂપમાં પ્રકટવાને માટે આપણે જીવનના જૂના દષ્ટિબિંદુને આપણામાંથી સર્વ અંશે કાઢી નાંખવું જોઇએ, અને પ્રત્યેક રીતે અને પ્રત્યેક બાબતમાં અત્યંત વિશાલ તથા ભવ્યતાવાળા નવીન વિચારોથી યુક્ત દષ્ટિબિંદુને ધારણ કરીને આપણને પોતાને નવજીવનમય કરવાના માર્ગમાં વેગથી વધવું જોઇએ. અને આપણામાં વસી રહેલા અનેક કૃત્રિમ નિયમો અને ટેવોના સમૂહ કે જેને અજ્ઞાનથી આપણે આપણને હિત કરનારરૂપે અથવા આપણાથી તે ન ત્યજી શકાય એવા બલવાનરૂપે જાણ્યા છે તેમને દૂર કરવા એ આપણને કઠિન જણાય તેમ નથી. કારણ કે તેમાંના ઘણા તો જ્યાં આપણે હવે તેને સ્વીકારવાના નથી એવું દઢપણે નિશ્ચય કરીએ છીએ કે તરત તેઓ નિર્બળ થઇ જાય છે અને તેજ ક્ષણથી આપણામાંથી પલાયન કરવા માંડે છે. આને માટે એક મુખ્ય નિશ્ચય જે આપણે ધારણ કરવાનો છે તે આ છે. **હું સદા વૃદ્ધિને પામતાં લક્ષ્યબિંદુને ધારણ કરીને મને પ્રત્યેક દિવસ વધારે અને વધારે નવજીવનમય કરતો જઇશ.**

---

# मानस रसायन

अथवा

# यौवनने प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪૬ થી. )

## પ્રકરણ ૧૨.

### પ્રગતિ, પ્રાસવ્ય અને સિદ્ધિને અર્થે જીવન ગાળો.

નિરંતર પ્રગતિમય જીવનમાં રહેવું એ વિશેષ અને વિશેષ જીવનના જાગ્રત પ્રદેશમાં પ્રવેશવું એ છે, અને જીવનની અખંડિત વૃદ્ધિ એ યૌવનને સ્થિર રાખવામાં મુખ્ય પાયારૂપ છે.

જ્યાં સુધી જીવનની વૃદ્ધિ છે ત્યાં સુધી મનુષ્યશરીરમાં અવસ્થા જેવી કોઈ વસ્તુનાં પગલાં થવાં એ સંભવિત નથી, કારણ કે શરીર ત્યારે જ જર્જર થવા માંડે છે કે જ્યારે તેમાં જીવનના ક્ષયનો આરંભ થાય છે.

જીવનનો ક્ષય અનેક કારણે મળીને થાય છે. ટુંકામાં મન અને શરીરના પ્રત્યેક નિયમનો ભંગ મનુષ્યજીવનના સામર્થ્યને ઘટાડે છે, પરંતુ જીવનની અખંડિત વૃદ્ધિનું વાસ્તવ રહસ્ય એ છે કે મનુષ્યે અપરોક્ષપણે-સાક્ષાત્ રીતે—અખંડિત પ્રગતિને અર્થે જીવન ગાળવું જોઈએ. થોડો સમય પ્રગતિમાટે મનુષ્ય યત્ન કરે અને થોડો સમય એથી પ્રતિકૂલ યત્ન કરે, તેમ કેટલીક ક્રિયા પ્રગતિને સિદ્ધ કરાવનારી કરે અને કેટલીક પ્રગતિને અટકાવનારી ક્રિયા કરે તો તે જીવન અખંડિત પ્રગતિને અર્થે ગાળ્યું ગણાતું નથી. અને તેવું જીવન સ્થાયી યુવાવસ્થાને પ્રાપ્ત રહેતું નથી.

અધિક અને અધિક જીવનમાં મનુષ્યની અવિચ્છિન્ન પ્રગતિ માત્ર યૌવનને સ્થાયી રાખશે એટલું જ નહિ, પણ તેની સાથે આયુષ્યની પણ વૃદ્ધિ કરશે. એનો હેતુ એ જ છે કે આયુષ્યનું દીર્ઘીકરણ-લંબાવું-તે શરીરના પ્રત્યેક પરમાણુમાં જીવનનો જેટલા પ્રમાણમાં જથો ભરી રાખવામાં આવે છે અને જેટલા પ્રમાણમાં તેને મળ્યા કરે છે તેના ઉપર જ આધાર રાખી રહ્યું છે.

મનુષ્યશરીરના પ્રત્યેક પરમાણુને જીવનબળથી અવિચ્છિન્નપણે ભર્યા કરવું એ તે શરીરને જેવા રૂપમાં તે રચાયું છે તેવા રૂપમાં તેને કાયમ રાખનાર છે. કેમકે જ્યાં જીવનની પુષ્કલતા હોય છે ત્યાં મૃત્યુનું પ્રકટવું સંભવિત નથી; અને આ જીવનની પુષ્કલતા જ્યાં સુધી મનુષ્ય વિશેષ અને વિશેષ જીવનમાં પ્રગતિમાન થયા કરે છે ત્યાં સુધી તે મનુષ્યને તે મળ્યા જ કરે છે.

વિશેષ અને વિશેષ જીવનમાં અવિચ્છિન્નપણે પ્રગતિ સાધવાને માટે મુખ્ય વાર્તા એ છે કે આગળ વધવાના સાક્ષાત્ ઉદ્દેશને અર્થે જ જીવવું; હાલમાં જે કંઈ પ્રત્યક્ષ છે તેના કરતાં આપણા દૃષ્ટિબિંદુનો પ્રત્યેક વિષય વધારે વિશાલ અને વધારે મહાન થતો રહેતો હોવો

જોઈએ, અને શરીરમાં થતી પ્રત્યેક ક્રિયામાં તેના સામર્થ્યના પ્રમાણમાં મહદ્રૂપતા, વિસ્તારતા અને ઊર્ધ્વગમનતા હોવું જોઈએ.

પ્રાસન્ય અને સિદ્ધિના સંબંધમાં કોઈ નિયત ઉદ્દેશથી જીવન ગાળવું એ આવશ્યક છે, કેમકે માત્ર વધારે ઉચ્ચ પ્રાસન્ય અને મહાન્ સિદ્ધિનો લક્ષ્ય હોય છે તો જ અવિચ્છિન્ન પ્રગતિને વધારી શકાય છે. તેથી મહાન્ થવાની અને વિશેષ ઉચ્ચ વસ્તુ સિદ્ધ કરવાની ઇચ્છાથી, જેણે પોતાનાં યૌવનને અખંડ રાખવાનો નિશ્ચય કર્યો છે તેણે પોતાના જીવનના અણુ અણુને જાગ્રત્ કરવાની આવશ્યકતા છે.

મહાન્ થવાની અને ઉચ્ચ વસ્તુ સિદ્ધ કરવાની ઇચ્છા એવી તીવ્ર હોવી જોઈએ કે જે પ્રત્યેક અણુમાં તે કોઈથી ન અટકાવી શકાય એવા વેગ અથવા બળનો અનુભવ કરાવે, અને તે પોતાના કામમાં કદાપિ અટકી પડવી ન જોઈએ. મન જાણે પોતે ક્રિયાના, વૃદ્ધિના, પ્રાસન્યના અને સિદ્ધિના જીવનમાં જ અખંડ રહે છે એવા પ્રકારનું તેણે ચિત્ર રચવું જોઈએ, અને ભવિષ્યમાં એવા સચેતન અથવા ક્રિયાત્મક જીવનમાંથી નિવૃત્ત થવાના વિચારને કદાપિ અવકાશ આપવો ન જોઈએ.

ભવિષ્ય એ ભવિષ્યને જ સોંપી રાખવું જોઈએ. તેને વર્તમાનની સાથે મિશ્રિત કરવાની કશી જ જરૂર નથી. વર્તમાન સમયમાં ક્રિયાત્મક જીવન ગાળવું—ઉત્કૃષ્ટ કાર્ય કરવાવાળું જીવન ગાળવું–અને પ્રત્યેક વર્તમાન ક્ષણે એ જ પ્રકારના ક્રિયાત્મક જીવનને ગાળવાનું ચાલુ રાખવું એ જ આપણા સમગ્ર ધ્યાનને એકાગ્ર થવાનો વિષય હોવો જોઈએ. વિશેષ ઉચ્ચ ક્રિયાત્મક જીવન કેવી રીતે થાય એ જ આપણા ચિત્તના ચિંતનનો વિષય હોવો જોઈએ, અને આપણું લક્ષ તથા કૃતિ પણ એમાં જ ઓતપ્રોત થઈ રહેલાં હોવાં જોઈએ. આવા ક્રિયાત્મક જીવનમાંથી નિવૃત્ત થવાનો વિચાર એ નિર્જીવનાત્મક અથવા જડતાનો વિચાર છે, અને મન જ્યારે તેનો વિચાર કરવા માંડે છે ત્યારે વૃદ્ધિ પામતું જીવન વિનાશ પામે છે–આપણાથી છૂટું થાય છે.

જ્યારે મનુષ્ય વૃદ્ધિ પામતા જીવનથી છૂટો થાય છે ત્યારે તે વૃદ્ધાવસ્થાને પામવાનો આરંભ કરે છે, પણ એથી ઉલટું જો તે આગળ વધવાનું–ક્રિયાત્મક જીવનમાં આગળ વધવાનું જારી રાખે છે તો તેને વૃદ્ધાવસ્થા આવવાનો સંભવ આવતો નથી. આ વૃદ્ધિ, મનુષ્યના સર્વ અંશમાં જાગ્રત રહેવી જોઈએ અને શરીરને પૂર્ણરૂપે "કરવું તથા મનનો વિકાસ કરવો એ જ તેનું લક્ષ્ય હોવું જોઈએ.

આ મન વૃદ્ધિને જાગ્રત્ અથવા તેનો વિકાસ કરવાને માટે વૃદ્ધિ પામતા સઘળા જીવનમાં રસપૂર્વક જોડાયલું તથા સંબંધવાળું હોવું જોઈએ, અને પ્રત્યેક વૃદ્ધિ, પ્રગતિ અને ઉન્નતિની સાથે તેણે હૃદયથી જોડાઈ કાર્ય કરવું જોઈએ

જ્યારે આ પ્રકારનું હૃદયપૂર્વક સહકારિત્વ ( જોડાઈને કામ કરવું તે ) પોતાના અસ્તિત્વના એક વિભાગરૂપ થઈ રહે છે ત્યારે પ્રગતિના આત્માનો શરીરના પ્રત્યેક ભાગમાં અનુભવ થાય છે, અને જ્યારે પ્રત્યેક અણુને પ્રગતિનો અનુભવ થાય છે ત્યારે તે પ્રત્યેક અણુ પ્રગતિમાન્ થવા માંડે છે.

શરીરના પ્રત્યેક અણુની પ્રગતિ, તેના પ્રત્યેક ભાગ, પ્રત્યેક શક્તિ અને તેના આંતર

જીવનના પ્રત્યેક ગુણને જાગ્રત્ કરે છે, પરંતુ એટલું ખરૂં કે બની શકે એવા પ્રત્યેક સુધારાને સિદ્ધ કરવાને માટે મન રચનાત્મક રીતે ( બનાવવાની શક્તિના ભાનપૂર્વક ) કાર્ય કરતું હોવું જોઇએ, અને શરીરની, મનની અને આત્માની પ્રત્યેક વસ્તુ અથવા તે સઘળાનો સર્વ પ્રદેશ જ્યાંસુધી અખંડિતપણે સુધરતો જાય છે, ત્યાં સુધી અવસ્થાનું દર્શન થતું નથી.

અવસ્થાનું ભાન નિર્જીવનપણાની તથા અવનતિની સાથે અભેદ્ય સંબંધવાળું છે, તેથી જ્યાં સુધી મનુષ્ય ક્રિયા અને પ્રગતિથી સર્વાંશે પૂર્ણ રહે છે ત્યાં સુધી તે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થતો નથી–તે યૌવનપૂર્ણ રહેવાનું જારી રાખે છે.

મનુષ્યના સંપૂર્ણ અંશમાં શાશ્વત પ્રગતિને જાગ્રત્ રાખવાથી મનુષ્યના સંપૂર્ણ અંશમાં સ્થાયી યૌવન રહે છે.

મનુષ્યના વ્યક્તિગત જીવનની સાથે જોડવામાં આવેલી શાશ્વત પ્રગતિનો ખરો અર્થ તે એવી જાતની સ્થિતિ છે કે જેમાં પ્રત્યેક પરમાણુ, પ્રત્યેક ક્રિયાત્મક બલ, પ્રત્યેક વિભાગ, પ્રત્યેક શક્તિ, પ્રત્યેક બુદ્ધિ, પ્રત્યેક સામર્થ્ય–અને ટુંકામાં કહીએ તો મનુષ્યમાં રહેલી પ્રત્યેક જીવનવાળી વસ્તુઓ—નિરંતર પોતાના જીવન, કૃતિ અને ઉદ્દેશને સુધાર્યા જ કરે છે.

શાશ્વત પ્રગતિના નિયમને અનુસરવાને માટે મનુષ્યશરીરમાં રહેલી પ્રત્યેક વસ્તુએ વધારે સારી રીતે ક્રિયા કરવાના ઉદ્દેશથી વર્તન કરવું જોઇએ, અને એ તો ખુલ્લું જ છે કે જે પોતાની ક્રિયાના જીવન, સામર્થ્ય અને કાર્ય સિદ્ધ કરવાની કલાને હમેશાં સુધાર્યા કરે છે તેનું કશું બગડતું નથી, તેનું કશું જીર્ણ થતું નથી કે તેનો કોઇ પણ પ્રકારથી ક્ષય થતો નથી.

વધારે ઉચ્ચ ક્રિયા કરવાના ઉદ્દેશથી વર્તવું એ વધારે ઉચ્ચ થવા બરાબર છે. એ વિકાસના આદિ નિયમને સહાય્ય કરવા તુલ્ય છે, અને જ્યાં સદોદિત વિકાસ છે, ત્યાં અવસ્થા વૃદ્ધાવસ્થા અશક્ય છે.

મનના વિકાસમાં અનુભવનો વિસ્તાર, બુદ્ધિની વિશાલતા, માણસ સામર્થ્યની પરિશુદ્ધિ અને માનસશક્તિની નિપુણતાનો સમાવેશ થાય છે. શરીરના વિકાસમાં તેના બાહ્યરૂપની પૂર્ણતા, સ્થૂલ ઇન્દ્રિયની શુદ્ધિ, મુખમુદ્રાની ભવ્યતા તથા પ્રતાપમાં વૃદ્ધિ, પરમાણુઓની જાતિમાં સુધારો, વિવિધ ભાગની કાર્ય કરવામાં અધિક કુશલતાની વિશેષતા અને મનના યંત્રતરીકેના મનુષ્યનો સુધારો–એટલાની ગણના કરવામાં આવે છે.

શરીર તથા મનના વિકાસના આ ભેદો, મનુષ્યને તેનું જીવન સાક્ષાત્પણે અને ભાનપૂર્વક પ્રગતિના ઉદ્દેશને માટે ગળાય એવી રીતે કેળવવાથી વિશેષ ઉત્કૃષ્ટતાએ પહોંચે છે. મનુષ્યશરીરના વિવિધ તત્ત્વો અને સામર્થ્યો, આંતર ભાન (Conciousness)ની ક્રિયાવડે નિયંત્રણાને પામે છે, તેથી જ્યારે આપણું જાગ્રત્ જીવન તેના સમગ્ર જીવનને અવિચ્છિન્ન પ્રગતિની ક્રિયામાં સમર્પે છે ત્યારે શરીરમાંનું સર્વસ્વ એ જ પ્રમાણે વર્તે છે. સામાન્ય રીતે સમગ્ર શરીર અને તેના સઘળા ભાગ પ્રગતિને પામવા માટે છે અને અખંડ પ્રગતિમાન્ થવું એ અખંડ યુવાન્ રહેવું એ છે.

મનુષ્યજીવનને નિરંતર આગળ વધવાના ઉદ્દેશને માટે જીવવું એ પ્રકારની કેળવણી

આપવામાં મુખ્ય અગત્યનું એ છે કે શરીરના સઘળા બળને તેનું નવીકરણ કરવાના અને તેના વિકાસ કરવાના વિધિની વૃદ્ધિ કરવામાં અંતરની જાગ્રત્ ઇચ્છાને સ્થાપવી. શરીરનું માત્ર નવીકરણ કરવું એટલું જ પૂરતું નથી, પણ નવીકરણ થયા પછી પ્રત્યેક ક્ષણે તે શરીરને ઉન્નતિમાં વધારે અને વધારે પૂર્ણ કરતા રહેવાની જરૂર છે.

જ્યારે વિકાસ કરવાનો વિધિ અને નવીકરણ કરવાનો વિધિ એ બંને પૂર્ણ રીતે જોડાયલાં હોય છે, ત્યારે મનુષ્ય યુવાવસ્થામય રહી શકે છે, અને શરીરની વધારે અને વધારે ઉચ્ચ સ્થિતિઉપર તે યૌવનમય જીવનનો જ આવિષ્કાર કર્યો કરે છે. પરિણામ એ આવે છે કે યથાર્થ રીતે જીવવા યોગ્ય કેવું જીવન છે તેનો તેને અનુભવ થાય છે-જે જીવન યથાર્થ ઉપભોગને યોગ્ય ગણાય છે તેવું તેનું જીવન થઈ રહે છે. આવું જીવન કલ્પના કરી શકાય એવાં પ્રત્યેક કારણોમાંથી ધારેલા લાભને મેળવતું રહે છે, અને યૌવનના સ્થાયીપણાને લીધે તે મનુષ્યને નિત્ય વધતા જતા પ્રમાણ સહિત સઘળા લાભને ભોગવવાનો આનંદ પ્રાપ્ત થાય છે,

વિકાસ કરવાના વિધિ અને નવીકરણ કરવાના વિધિને વધારવાને માટે શરીરના સઘળા બળને કામે લગાડવાની ઇચ્છા, એ વિધિના અસ્તિત્વનું અખંડપણે બુદ્ધિપૂર્વક જ્ઞાન કરાવીને સ્થાપી શકાય છે, અને આ બે વિધિની વૃદ્ધિવડે મનુષ્યને તેના દૃષ્ટિબિંદુમાં જે કોઇ અપૂર્વ લક્ષ્ય અથવા ધારણા હોય છે તેને તે પ્રાપ્ત થઇ શકે છે.

મન એવી રીતે રચાયું છે કે જે તેની દૃષ્ટિબિંદુમાં નિત્ય રહસ્યરૂપે સ્થપાઇ ગયેલું છે તે પ્રમાણે કરવાની ઇચ્છાને તે સ્વભાવથી જ વધાર્યા કરે છે, અને એ સત્ય રહસ્ય જેના ઉપર જીવનનો મુખ્ય આધાર રહેલો છે એના એક નિયમરૂપ છે એમ જ્યારે તેને જણાય છે ત્યારે ઘણા થોડા સમયમાં જ અત્યંત પ્રબળપણે તે ઇચ્છા તીવ્ર વિકાસને—વૃદ્ધિને—પામે છે.

અવિચ્છિન્નપણે પ્રગતિને પામવું એ જીવનનો ઉદ્દેશ છે, અને તેથી જે કંઇ યોગ્ય લક્ષ્ય હોય તેના હાર્દરૂપે આ ઉદ્દેશને હમેશાં જાણવો એ, જીવનમાં જે નિયમો કે જેને આપણી દૃષ્ટિમાં હોય તેવા લક્ષ્યને પામવાનું સામર્થ્ય હોય છે તે નિયમો સાથે મનને એકરૂપ કરવા તુલ્ય છે, અને જ્યારે તે સામર્થ્યની સાથે મનને સંબંધવાળું કરવામાં આવે છે, ત્યારે તે સામર્થ્ય જે કંઇ કરે છે તે પ્રમાણે કરવાની ઇચ્છાને તે મન તત્કાળ ધારણ કરે છે.

અને તેથી એ સિદ્ધ છે કે જ્યારે મનને પ્રગતિના નિયમની સાથે પૂર્ણ સંબંધવાળું કરવામાં આવે છે કે જે નિયમઉપર આ વિશ્વ રચાયું છે, ત્યારે આ નિયમ જે કંઇ કરવાને ઇચ્છે છે તે કરવાની ઇચ્છા તેનામાં વિકાસ પામતી જાય છે, અને તે કાળે મનની પ્રધાન ઇચ્છા પ્રગતિમાન્-અવિચ્છિન્નપણે પ્રગતિમાન્-યુવાની કલ્પના થઇ શકે એવી સર્વ રીતે પ્રગતિમાન્ થવાની જ રહેવાની.

આગળ વધવાના વેગને વધારવામાં શરીરના સઘળા બળને યોજવાથી પછી તે એક સ્વભાવરૂપ થઇ જાય છે. મનુષ્ય વધારે જીવન ભોગવવાને માટે જીવે છે, અને તેથી પણ વધારે જીવન ભોગવવાની આશા રાખે છે કે જેથી વધારે ઉચ્ચ પ્રાપ્તવ્ય અને વધારે મહાન્ સિદ્ધિઓ પ્રતીત થાય

જ્યારે મનને આ પ્રકારની ઇચ્છા થાય છે ત્યારે પૂર્વે જે જે ઇચ્છાઓ લક્ષ્યરૂપે રહી

હતી તેની જ માત્ર સિદ્ધિ થવાથી તેને સંતોષ થતો નથી. તેવા મનને અમુક વસ્તુઓ મળવાથી સંતોષ થતો નથી, પણ વધારે અને વધારે મહાન્ વસ્તુપ્રતિ જીવનની અખંડ પ્રગતિથી જ તેને સંતોષ થાય છે. આવું મન આનંદમાત્રનું શિરોમણિ જે આગળ વધવારૂપ ક્રિયા છે તેને પ્રાપ્ત થાય છે.

જે હાલ પ્રાપ્ત હોય તેનાથી જ સંતોષ માની બેસી રહેવું એ મનના એક અથવા સઘળા ભાગમાં નિર્જીવનપણાને-જડતાને-ઉપજાવનાર કારણ છે. અને જ્યારે ક્રિયા અને વિકાસ ક્ષયઉપર જાય છે કે તત્કાળ વૃદ્ધાવસ્થાનો આરંભ થાય છે.

યૌવનને સ્થાયી રાખવાને માટે, અધિક વિશાલ, અધિક મહાન્ અને અધિક ઉચ્ચ-પ્રતિ અખંડ પ્રગતિમાન્ થવાની ક્રિયામાં જ મને સંતોષ, તૃપ્તિ અને આનંદને માનવાં જોઇએ. જ્યારે મન આગળ વધતું હોય ત્યારે જ તે સંતુષ્ટ રહે એ પ્રકારનું તેને કેળવવું જોઇએ, અને જે મનને જીવનના મુખ્ય ઉદ્દેશની સાથે એકરૂપ કર્યું છે તેવું પ્રત્યેક મન આગળ ગતિમાન થતું કદાપિ અટકવાનું નહિ.

હાલ જે કંઇ આપણી પાસે છે તેમાંથી સર્વોત્તમ હિત અને સર્વોત્તમ આનંદ પામવાને માટે આપણે હાલ જ આગળ વધવાની જરૂર છે. ગમે તો આખું વિશ્વ ઉત્પન્ન કરે એટલી સંપત્તિથી યુક્ત હોય તોપણ નિર્જીવન અર્થાત્ જડજેવું મન કશાનો ઉપભોગ કરી શકતું નથી અને કશાને પોતાનું કરી શકતું નથી. એ એક વધતું જતું મન જ છે કે જે જીવનની સંપત્તિને પોતાની કરી લે છે; અને જેને તેણે પોતાનું કરી લીધેલું હોય છે, તેમાંથી જ તે આનંદને મેળવી શકે છે.

ઉછરતું અથવા વિકાસ પામતું મન એ જ પ્રગતિમાન્ મન છે, તેથી હાલ જ સંતુષ્ટ અને સુખી થવાને માટે હાલ જ પ્રગતિમાન્ થવાની જરૂર છે. અને પ્રગતિમાન થવાનું કાયમ રાખવું એ જ યૌવનને કાયમ રાખવું છે.

( અપૂર્ણ. )

---

# सामर्थ्यजनक विचारो.

## ( પ્રથમ વિચાર. )

ઘણા તમને એમ કહેતા હશે કે ' ભાઇ ! આવેલી અનુકૂળતાને સાધી લેવામાં પ્રમાદ કરશો નહિ. એ કંઇ ઘડીએ ઘડીએ માગી આવી મળતી નથી અને તેથી જે તેને જવા દે છે તેઓ હાથમાં આવેલી મોટી સંપત્તિને ગુમાવી બેસે છે. ' પરંતુ હું તમને કહું છું કે આવી મળેલી પ્રતિકૂળતાને જરા પણ જવા દેતા નહિ. ઈશ્વરે જગતમાં અનુકૂલતા ઘણી મૂકી છે, પણ પ્રતિકૂલતા બહુ ઓછી મૂકેલી છે. અને તે ખરૂં છે. અત્યંત મૂલ્યવાળી વસ્તુઓ હમેશાં ઓછી જ હોય છે. જગતમાં પથરા ઘણા છે, રત્નો ઓછાં છે. પણ તે કોની દૃષ્ટિએ ? જેને રત્નની પરીક્ષા છે તેને. પ્રતિકૂલતા અમૂલ્ય છે, પણ તે કોની દૃષ્ટિએ ? તેના મૂલ્યના જ્ઞાતાની દૃષ્ટિએ. પરંતુ તેને જવા દેશો નહિ. જે મનુષ્ય તેને ગુમાવે છે તે તે એક એવા હિતને ખુએ છે કે જે બીજા કશાથી પણ મળી

શકે એમ નથી. પ્રતિકૂળતના પૃષ્ઠ ભાગમાં એવી એક અનર્ગળ સંપત્તિનો રાશિ હોય છે કે જે બીજે કોઇ પણ સ્થળે રહેલો નથી.

છોડાંવાળું નારીયેળ હોય છે તેને શું તમે કચરો જાણી ફેંકી દો છો ? બદામના ઉપરના કઠણ પડને જોઇ તેને લાકડું ધારી શું તમે કાઢી નાંખો છો ? સીસીની અંદર ભરેલા પદાર્થને ન જોતાં ઉપરથી તેને કાચ ધારી એ કંઇ ખાવાનું નથી એમ માની શું તેને નાંખી દો છો ? અને તે જો નથી નાંખી દેતા તો પ્રતિકૂલતાને શા માટે કાઢી નાંખવી જોઇએ—જતી કરવી જોઇએ ?

નારીયેળમાં કંઇ કેવળ છોડાં જ નથી. છોડાં ધારીને પ્રત્યેક તેને ફેંકી દીધું હોત તો આજ કોપરૂં કોણે ખાધું હોત ? અને કોપરાનો જે એક વિશેષ સ્વાદ હોય છે તેને શું મનુષ્યોએ બીજા કોઇ પણ માર્ગેથી મેળવ્યો હોત ? બદામને લાકડું ધારી પ્રત્યેક તેને કાઢી નાંખી હોત તો બદામના અદ્દ્ભુત મધુર સ્વાદથી આજ કોની સ્વાદેન્દ્રિય તૃપ્ત થઇ હોત ? અને તેવા સ્વાદ બીજા કશામાંથી મળત ? નહિ જ. કોપરાનો સ્વાદ કોપરૂં ખાવાથી અને બદામનો સ્વાદ બદામ ખાવાથી જ લાગ્યો છે. તેમ પ્રતિકૂળતા ઉપરથી હાનિ કરનાર અથવા સુખને ન આપનાર લાગે છે પણ ખરૂં જોતાં તેમ નથી, અને જે પ્રતિકૂળતામાંથી સુખ ઉપજે છે તેવું બીજા કોઈ પણ માર્ગથી નથી ઉપજતું એ પણ તેટલું જ સિદ્ધ છે. પ્રતિકૂલતાનો યોગ્ય ઉપયોગ કરી તેના ઉપરથી દેખાતા વિપરીત સ્વરૂપને જો કોઇએ પલટી ન નાંખ્યું હોત તો આજ જગતની દૃષ્ટિએ જે અનેક મહાન્ સુખો, મોટી શોધો, ઉંચી ઉંચી વિદ્યાઓ, અપૂર્વ વૈભવો વગેરે આવે છે તે શું કોઇ પણ બીજી રીતે અસ્તિત્વમાં આવી શક્યા હોત ? નહિ જ.

જે મહાન્ પુરુષો થયા છે તે પ્રતિકૂલ સ્થિતિમાંથી થયા છે, જે અદ્દ્ભુત પ્રતિભાનું પ્રકાશન થયું છે તે પ્રતિકૂલતામાંથી થયું છે, જે અનર્ગળ લક્ષ્મી આવી છે તે પ્રતિકૂળતામાંથી આવી છે, અનેક મનુષ્યને એકાએક સમર્થ કાર્યો—આખા જગતને ક્ષણભર હચમચાવી મૂકે કે ક્ષણભર ડોલાવી મૂકે કે ક્ષણભર વિચારમાં મૂકી દે,—તેવાં કાર્યો પ્રતિકૂલતાના જ છેલ્લા પ્રદેશમાંથી પ્રકટ્યાં છે.

પ્રતિકૂલતાનો આરંભક પ્રદેશ જરા ગુચવાડાભરેલો છે પણ તેની ઉંડાઇના પ્રદેશો કોઇ વિવિધ પ્રકારની અદ્દ્ભુતતાથી જ ભરેલા છે. એ પ્રદેશમાં જે મનુષ્ય પહોંચે છે તે મનુષ્યને પ્રતિકૂલતા જૂદારૂપે જણાય છે. તેને નારીયેળનાં છોડાં જણાતાં નથી પણ અંદરનો ગોળો જણાય છે, તેને બદામનું ઉપરનું લાકડાનું પડ જણાતું નથી. પણ મીજ જણાય છે.

જેમ અધિક ગાઢ પ્રતિકૂલતા હોય છે તેમ તેના ઉંડાઇના પ્રદેશોમાં અપૂર્વ સામર્થ્ય રહેલું હોય છે, જેમ સમુદ્રના મધ્યમાં તેની વિકટતા અત્યંત હોય છે, ઘોર રાત્રિના મધ્ય સમયમાં તેની ગંભીરતા અત્યંત હોય છે તેમ ગાઢ પ્રતિકૂલતાના સમયમાં તેમાં જે કાંઇ ભાવો રહેલા છે તે પૂર્ણ પ્રમાણમાં ખીલી રહ્યા હોય છે. અને આવી ગાઢ પ્રતિકૂલતાના સમયમાથી જે કંઇ મળી આવે છે તે શું બીજી કોઇ પણ રીતે મળી આવવું સંભવિત છે?

અને શું આવી ગાઢ પ્રતિકૂલતાની કરોડકીની પ્રતિકૂલતાની ક્ષણો મનુષ્યોને ઘડીએ. અને પલકે આવે છે ? નહિ જ. એવી તે નવરી નથી. તે કવચિત્ અને વિરલ જ આવે

છે. કારણ કે તેમાં કંઇક અપૂર્વત્વ રહેલું છે. તેમાં એવું બળ એવું સુખ, એવી ઉન્નતિ, એવો પ્રકાશ અને એવું જ્ઞાન રહ્યું છે કે જે બીજા કશામાં નથી, અને તેનું અત્યંત સૂક્ષ્મપણે નિરીક્ષણ કરનારને જ તે પ્રાપ્ત થાય છે.

અને તે સઘળું તેમાં અત્યંત સૂક્ષ્મપણે નિરીક્ષણ કરનારને પ્રાપ્ત થાય જ છે. પ્રતિકૂલતા એ સઘળું આપવાને માટે જ આવી હોય છે. પરંતુ તે સઘળું તમને ત્યારે જ આપે છે કે જ્યારે તમે તેનું સૂક્ષ્મપણે નિરીક્ષણ કરો છો.

પણ મનુષ્યોથી તેનું સૂક્ષ્મ નિરિક્ષણ નથી થતું, તેના ઉંડાણના ભાગમાં પહોંચવાની તેની હિમત ચાલતી નથી. રખેને મને વધારે દુઃખ થશે એવા વિચારથી મનુષ્ય પ્રતિકૂળતાંથી આઘો અને આઘો ભડકીને ભાગ્યા કરતો હોય છે. તેના ઉપરથી દેખાતા મોટા માટલા જેવડા ફડકડતા ડોળા જોઇને મનુષ્ય થરથરી ઉઠે છે. ભયથી તે કંપી ઉઠે છે.

પણ તેમ થરથરવાની કે કંપવાની કશી જ જરૂર નથી. તેનું ઉપરનું રૂપ હાનિકારક જણાય છે પણ અંતર્‌નું સ્વરૂપ અત્યંત હિતકારક છે. અને તેથી જે મનુષ્ય પરિશ્રમ કરે છે તે તેને મેળવે છે. કુદરતનો નિયમ છે કે જે મનુષ્ય સર્વોત્કૃષ્ટ પ્રયત્ન કરે છે તેને સર્વોત્કૃષ્ટ લાભ મળે છે. અને પ્રતિકૂલતાના ગર્ભભાગમાં ઉતરવાસરખો સર્વોત્કૃષ્ટ પ્રયત્ન બીજો કોઈ જ નથી.

મનુષ્ય સુખને ઇચ્છે છે ત્યારે તેણે તેને પ્રાપ્ત થતા એક પણ પ્રસંગને વ્યર્થ શા માટે ગુમાવી દેવો જોઇએ ? પ્રત્યેક પ્રસંગ તથા કૃતિ બે ફલને ઉપજાવે છે. સુખ અને દુઃખ. તેથી જે મનુષ્ય પ્રાપ્તપ્રસંગનો સુખ ઉપજે એવી રીતે ઉપયોગ નથી કરી લેતો તેને તેમાંથી દુઃખ ભોગવવાનો પ્રસંગ આવે છે. પ્રતિકૂલતા ક્યારે સુખને નથી પ્રકટાવતી અને દુઃખને પ્રકટાવે છે કે જ્યારે તેનો સુખસાધકપણે ઉપયોગ નથી કરવામાં આવતો.

મનુષ્ય જેટલા પ્રસંગમાંથી સુખને નથી ઉપજાવી લેતો તેટલા પ્રસંગ તેના આયુષ્યને ક્ષીણ કરનાર થઇ પડે છે. અને તેથી જ પ્રતિકૂલતા એ મનુષ્યના આયુષ્યબલનો ક્ષય કરનાર ગણાય છે. કારણ કે તેમાંથી તે સુખને નથી ઉપજાવી લેતો. પરંતુ તેમાંથી પણ તે સુખને પ્રાપ્ત કરી લે છે તો તે પ્રતિકૂલતા તેના આયુષ્યબલની વૃદ્ધિ જ કરે છે.

આવેલી પ્રતિકૂળતાને જેઓ એળે ગુમાવી દે છે તેઓ મોટામાં મોટા લાભને ખુએ છે. કેમકે મોટામાં મોટો લાભ પ્રતિકૂળતાના પડનીચે છુપાયલો છે.

જ્યારે જ્યારે કોઇ અનાયાસ: પ્રતિકૂળતા આવી મળે ત્યારે-ત્યારે ખરા અંતઃકરણપૂર્વક માનજો કે કોઈ મોટો લાભ થવાનો પ્રસંગ આવ્યો છે. પણ તેમ માનીને બેસી રહેતા નહિં. એમ ન જાણશો કે ઝાડઉપર ઉગેલી કળી કાલે જેમ ખીલેલા પુષ્પરૂપે આપોઆપ થઇ રહે છે, તેમ તે તમને તેની મેળે જ સુખ ઉપજાવનાર થશે. પ્રતિકૂળતા એ કળી નથી પણ બીજક છે, તેને ઉગાડીને તમારે છોડ કરવાનો છે, અને પછી તેઉપર કળી આણવાની છે. માટે પ્રયત્ન કરો. પ્રતિકૂળતાના બીજકને એવા ઉત્તમ સ્થાનમાં વાવો-તેને એવા સંજોગોમાં મૂકો કે તે ઉગી નીકળે.

અમુક પ્રકારના વિચારની ક્યારીમાં પ્રતિકૂળતાને સ્થાપી દેવી એટલું જ તમારે કરવાનું છે. તે ત્યાંથી છટકીને બીજા ગમે તેવા વિચારની ક્યારીમાં જતી ન રહે એવી તેના

ઉપર દેખરેખ રાખવાની છે. કેમકે જો અનુકૂળ સંજોગોમાં તે સ્થિર રહે છે તો જ વાસ્તવ લાભને તે પ્રકટાવે છે.

કોઇ પણ પ્રકારની પ્રતિકૂલતાથી તમારે ડરવાનું લેશ પણ પ્રયોજન નથી, કોઇ તમને પ્રેમપૂર્વક સુંદર વસ્તુ ભેટ આપવાને આવે તેનાથી તમારે ડરવાનું હોય ? પ્રતિકૂલતા તમને કંઇ પણ સુંદર વસ્તુ આપવાને આવે છે. એનામાં સૌન્દર્ય રહેલું છે. ઈશ્વર સર્વમાં છે અને તેથી પ્રતિકૂલતામાં પણ છે, અને ઈશ્વર સુંદર વસ્તુરૂપ હોવાથી પ્રતિકૂલતામાં સુંદર વસ્તુઓ રહેલી છે. પરંતુ પ્રતિકૂલતાના જે ગર્ભપ્રદેશમાં ઈશ્વર રહેલા છે ત્યાં સુધી પહોંચવું જોઇએ.

પ્રતિકૂળતાના પ્રસંગે અકળાવું એ તેના ઉપર અયોગ્ય પ્રકારના પડને વધારે અને વધારે ચડાવવાજેવું છે. પણ જ્યાં સુધી 'પ્રતિકૂલતા એ હાનિ કરનાર છે' એ વિચારની મધ્યમાં તેને સ્થાપી રાખી હોય છે ત્યાં સુધી અકળાવું એ સ્વાભાવિક છે. અને જ્યાં સુધી તેના ઉપર અકળામણ થાય છે ત્યાં સુધી તે વધારે હાનિ પણ કરે છે.

આથી 'પ્રતિકૂલતા એ લાભ કરનાર છે' એ વિચારની મધ્યમાં પ્રતિકૂલતાને સ્થાપો. તમારા અંતઃકરણમાં બે વિભાગ છે કે જેમાંથી બે જાતના વિચારો તમને થાય છે. એક વિભાગ એવો છે કે જેમાં હમેશાં નિષેધનું જ સામ્રાજ્ય પ્રવર્તે છે, અને બીજો વિચાર એવો છે કે જેમાં વિધિ સામ્રાજ્યને ભોગવે છે. જ્યાં નિષેધ સામ્રાજ્ય ભોગવે છે તે વિભાગ અથવા તે પ્રદેશમાં 'અમુક તો થાય એવું નથી, અમુક કરીએ તો હાનિ થાય, અમુક કરવું એ તો આપણી શક્તિની બહારની વાત છે' એવા વિચારો—અસામર્થ્યના વિચારો-ચાલ્યા કરતા હોય છે, અને જ્યાં વિધિનું સામ્રાજ્ય પ્રવર્તતું હોય છે ત્યાં 'અમુક કાર્ય થશે જ, કોઇ પણ ઉપાયે કરીને આ કામ કરવું, પ્રત્યેક કામ યોગ્ય પ્રકારે કરીએ છીએ તો તેમાંથી લાભ જ મળે છે, અને લાભ મળે એવું પ્રત્યેક કાર્ય મનુષ્ય કરી શકે છે, કોઇ પણ કાર્ય અશક્ય નથી, કોઈ પણ કાર્યમાંથી લાભને મેળવવો એ મનુષ્યના હાથમાં છે, સર્વ પ્રકારનું સુખ મેળવવું એ મનુષ્યની સ્વાધીન વાર્તા છે' આ વગેરે શક્તિ અથવા સામર્થ્યના વિચારો પ્રબળપણે ચાલતા હોય છે.

જ્યારે પ્રતિકૂલતાને 'નિષેધાત્મક' વિચારવડે વિચારવામાં આવે છે ત્યારે તે હાનિ કરે છે, પણ જ્યારે તે જ પ્રતિકૂલતા 'વિધિઆત્મક' પ્રદેશના વિચારવડે વિચારવામાં આવે છે, ત્યારે લાભને પ્રકટાવે છે.

પ્રતિકૂલતાને હમેશાં તમારા અંતઃકરણના વિધિઆત્મક વિભાગમાં સ્થાપો અને પછી જુઓ કે તેમાંથી લાભને મેળવવાના માર્ગ તમને કેવી અદ્ભુત રીતે જડી આવે છે. પ્રતિકૂલતામાં પણ હિત કરવાનું જે કંઇ અપૂર્વ બળ રહેલું છે તેનું સ્વરૂપ તે કાળે તમને સ્પષ્ટ થઈ આવે છે.' અને તદનુસાર વર્તવાથી તમને પ્રતિકૂલતામાંથી હિત તથા સુખવિના બીજું કશું જ નથી મળતું.

પ્રતિકૂલતાના અનુકૂલપણે વિચાર કરો.

પ્રતિકૂલતા માગી મળતી નથી, તેમ ઘડી ઘડી આવતી નથી. જ્યારે આવે છે ત્યારે તે તમારી વૈરિણી થઇને આવતી નથી, તમને દુઃખમાં નાંખવા એવો પ્રતિકૂલતાનો વિચાર

હોતો નથી પણ તે તમારો પોતાનો ઘરનો જ હોય છે. તમારે ઘેર કોઇ મળવા આવે, તો તેને તમારા ઘરના ડામરથી તેનું મોં કાળું કરી પછી તે આવનાર મનુષ્ય કાળમુખો છે એમ કહેવું એમાં શું તમારી શોભા છે ? અને એ જો શોભા નથી તો સુખ આપવાના ઉદ્દેશથી તમારી પાસે આવતી પ્રતિકૂલતાને તમારા વિચારોવડે કરીને દુઃખને આપનાર માની તેને દુઃખદાયિની કહેવી એમાં શું તમારી શોભા છે ?

દૃષ્ટાંતોનો અવધિ નથી કે જે વડે પ્રતિકૂલતા એ મહાન્ ફલને પ્રકટાવનાર છે એ વાર્તા સિદ્ધ કરી શકાય. તમે પોતે જ તમારા વ્યતીત જીવન પ્રતિ જોશો તો તમને જણાશે કે પ્રતિકૂલતાએ તમને અનેક સમયે લાભ કર્યો છે.

પ્રતિકૂલતાને હાથ પકડી લાવવા જરૂર નથી, પણ અનાયાસ જે આવી મળે તે પ્રતિ લેશ પણ અભાવ ન બતાવતાં તેમાંથી કેવી રીતે લાભને મેળવી લેવો તેનો પહેલી તકે વિચાર કરજો, કારણ એ અલ્પકાળ જ રહેનાર હોય છે. ખરેખરી પ્રતિકૂળતા લાંબો કાળ કદી ટકતી જ નથી.

એક મનુષ્યે કોયલાનો હીરો બનાવ્યો અને એક મનુષ્યે ચીંથરાની ખાંડ બનાવી તો તમારે પ્રતિકૂળતામાંથી અનુકૂલતા અથવા લાભ શા માટે ન બનાવવો !

---

## (દ્વિતીય વિચાર.)

કેટલાક કહે છે કે બે હાથ, બે પગ, બે આંખવાળો મનુષ્ય છે. હું કહું છું હજાર શીર્ષ, હજાર હાથ, હજાર પગ, હજાર આંખોવાળો મનુષ્ય છે, અને તેથી તે અલ્પ શક્તિમાન નથી, પણ અનેકશક્તિમાન્ છે, અલ્પજ્ઞાનવાળો નથી પણ અનંત જ્ઞાનવાળો છે, અલ્પ કાર્ય કરનાર નથી પણ અનલ્પ કાર્ય કરનાર છે.

હાથની અંદર જે ક્રિયાશક્તિ છે, તે મનુષ્યના પ્રત્યેક પુટ ( Cell )માં છે, અને તેથી તે અનેક હાથવાળો છે. મનુષ્યના નેત્રમાં જે આકર્ષક શક્તિ છે, તે તેના પ્રત્યેક પુટમાં છે, અને તેથી તે અનેક ચક્ષુવાળો છે. મનુષ્યના મસ્તિષ્કમાં જે વિચારશક્તિ છે તે તેના સર્વ પુટમાં છે અને તેથી તે હજારો શીર્ષવાળો છે. અને આ પ્રકારે હાલ મનુષ્ય જે સામર્થ્યથીયુક્ત છે તેના કરતાં હજારો ગુણઅધિક સામર્થ્ય તેનામાં છે.

પ્રત્યેક પુટને સર્વ અવયવો છે. હાથ, પગ, માથું વગેરે સઘળું જ છે. હાથ, પગ, માથું વગેરેમાં જે જે શક્તિઓ છે તે સઘળી શક્તિઓ પ્રત્યેક પુટમાં છે; અને તેથી મનુષ્ય સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ, સહસ્રબાહુ વગેરે છે.

ત્યારે એ બધું સામર્થ્ય પ્રતીત કેમ થતું નથી ? કારણ કે મનુષ્યે પોતાના એ હજારો હાથને કાપી નાંખ્યા છે, હજારો ચક્ષુને ફોડી નાંખ્યાં છે, હજારો મસ્તકનો છેદ કરી નાંખ્યો છે. અને તેથી અનંતસામર્થ્યસંપન્ન મનુષ્ય આજ અલ્પસામર્થ્યસંપન્ન પણ કહી શકાતો નથી.

જેઓ પોતાના પુટને કેળવવા સંબંધી લક્ષ આપે છે અને પ્રયોગો કરે છે તેમને જણાય છે કે મનુષ્યોના પુટમાં અત્યંત સામર્થ્ય છે. સર્વ પુટમાં સામર્થ્ય છે, પરંતુ મનુષ્ય સર્વ પુટનો ઉપયોગ કરતો નથી. વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે એક મનુષ્યમાં લક્ષાવધિ

પુટ હોય છે, પરંતુ હાલ મનુષ્ય ભાગ્યે જ એથી ત્રણુ લાખ પુટનો ઉપયોગ કરે છે. બાકીનાં પુટ સુષુપ્ત અવસ્થામાં પડ્યાં જ રહે છે; જો પ્રત્યેક પુટનો મનુષ્ય ઉપયોગ કરતો હોય તો આજે તેના સામર્થ્યનો અવધિ ન હોય.

કાર્ય કરનાર જે સમર્થ્ય હાથમાં રહ્યું છે તે પ્રત્યેક પુટમાં રહ્યું છે, જોવાનું જે સામર્થ્ય આંખમાં રહ્યું છે તે પ્રત્યેક પુટમાં રહ્યું છે. અને એ પ્રમાણે સર્વ સામર્થ્ય સર્વ પુટમાં છે. પરંતુ તેના તે સામર્થ્યનો વિકાસ નથી કરવામાં આવતો તો તે કોઇ પણ સામર્થ્યને બહાર દર્શાવી શકતું નથી.

મનુષ્ય પગવડે જોઈ શકે એમ છે અને કાનવડે સુંઘી શકે એમ છે, પરંતુ તે ક્યારે કે જ્યારે પગનાં પુટમાં રહેલા જોવાના સામર્થ્યને અને કાનના પુટમાં રહેલા સુંઘવાના સામર્થ્યને બહાર કાઢ્યું હોય છે ત્યારે.

મનુષ્ય પોતાના હાથને કામ કરતો જોઇ, પોતાના મગજને વિચારતું જોઇ, પોતાના પગને ચાલતો જોઈ, પોતાની આંખને જોતી જોઈ એમ ધારે છે કે તેનો આખો હાથ કામ કરે છે, તેનું સઘળું મગજ વિચાર કરે છે, તેનો આખો પગ ચાલે છે, તેની આખી આંખ જુએ છે પણ ખરૂં જોતાં તેમ નથી. હાથનો ઘણો થોડો ભાગ જ કામ કરે છે, મગજનો ઘણો થોડો ભાગ જ વિચાર કરે છે, પગનો ઘણો થોડો ભાગ જ ચાલે છે અને આંખનો ઘણો થોડો ભાગ જ જુએ છે.

મનુષ્યના પ્રત્યેક અવયવનાં પુષ્કળ પુટો બિલકુલ નિરુદ્યમીની પેઠે પડયાં રહ્યાં હોય છે. તેમાં સઘળું સામર્થ્ય હોવા છતાં સામર્થ્યહીન થઇને નિશ્ચેષ્ટવત્ થઇ પડ્યાં હોય છે. એ બધાં પુટો જો કાર્ય કરવા માંડે તો મનુષ્ય જે ધારે તે અને જેટલું ધારે તેટલું કરી શકે.

પ્રત્યેક કાર્ય કરવામાં પ્રત્યેક જાતનાં પુટ વધારે અને વધારે પ્રમાણમાં વધતાં જાય એમ કરો. મગજમાં હજારો જાતના વિચાર કરવાનું સામર્થ્ય રહ્યું છે, પણ તેના પુટને ન કેળવ્યાં હોવાથી હાલ મનુષ્યો ગણ્યા અને ગાંઠ્યા જાતના વિચાર કરી શકે છે. જરા કંઈ નવી બાબત આવે છે કે તરત તેઓ બબડી ઉઠે છે કે અમારૂં મગજ એમાં પ્હોંચતું નથી, અમને એ સમજાતું નથી. હાથથી કંઇ કામ કરવાનું હોય છે તોપણ ઘણા બોલી ઉઠે છે કે અમારાથી ચાર કે પાંચ કલાક હાથથી કામ થઇ શકતું નથી–પગથી અમુક ગાઉથી વધારે ચાલી શકાતું નથી વગેરે. એનો હેતુ એ જ છે કે હાથ અને પગનાં સઘળાં પુટો કામ કરવામાં જોડાયાં નથી. નહિ તો એક મનુષ્ય અમુક કલાક હાથ કે પગથી કામ કરે અને બીજો ન કરે તેનું અન્ય કશું કારણ નથી

શરીરના પ્રત્યેક પુટને કામ કરવા માટે જાગ્રત્ કરો, ખૂણે ખાંચરે જ્યાં ભરાઇ બેઠાં હોય ત્યાંથી શોધી શોધીને તેમનામાં જાગ્રતિ પ્રકટાવો. અને પછી જુઓ કે તમે જ સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ અને સહસ્રબાહુ છો કે નહિ.

મગજનાં અધિક પુટને કેળવવાને માટે અને પ્રત્યેક પુટમાં રહેલી વિવિધ શક્તિઓનો વિકાસ કરવાને માટે તેને વિવિધ પ્રકારના વિચારોમાં જોડો. જૂદાં જૂદાં શાસ્ત્રો, પુરાણની જૂદી જૂદી કથાઓનાં રહસ્યો, જૂદી જૂદી વિદ્યાઓ, જૂદાં જૂદાં વિજ્ઞાનો જૂદાં જૂદાં કાવ્યો

વગેરેના વિચારો મગજપાસે કરવો. આરંભમાં તે શ્રમ આપનાર લાગશે પણ પુટો જેમ જેમ કેળવાતાં જશે તેમ તેમ તે અત્યંત સરળપણે વિચાર કરતાં થશે. બુદ્ધિનાં, તર્કશક્તિનાં, પ્રતિભાનાં, જ્ઞાનશક્તિનાં એમ સર્વનાં પુટને તેને તેને અનુકૂલ વિષય આપી તેમાં જાગ્રત્ કરો.

વિવિધ પ્રકારની જૂદી જૂદી જાતની કસરત કરવાથી હાથ, વગેરેનાં ઘણાં પુટો કેળવાય છે. બે કે પાંચ જાતની કસરતથી જ્યારે અમુક પ્રમાણુમાં પુટ કેળવાય છે, ત્યારે જૂદી જૂદી જાતની કસરત કરવાથી વધારે પ્રમાણમાં પુટ કેળવાય છે.

આ પ્રકારે જ્યારે શરીરના સઘળા વિભાગનાં સર્વ પુટો કેળવાય છે ત્યારે મનુષ્ય અમર્યાદ સામર્થ્યસંપન્ન થાય છે. તે વખતે તેને બે હાથ હોતા નથી પણ હજારો હાથ હોય છે, બે પગ હોતા નથી પણ હજારો પગ હોય છે, એક માથું હોતું નથી પણ હજારો મસ્તક હોય છે. હજારો હાથ સ્થૂલરૂપે પ્રત્યક્ષ થતા નથી પણ બે હાથની અંદર રહીને પોતાનું બળ તે બે હાથવડે બહાર કહાડે છે, એક મસ્તકની અંદર રહીને બીજા મસ્તકો પોતાનાં સામર્થ્યનો આવિષ્કાર કરે છે.

ત્યારે હાથે કરીને શા માટે તમારાં હજારો મસ્તકોનો અને હસ્તનો ઉચ્છેદ કરવો જોઇએ ? શા માટે હાથે કરીને અલ્પસામર્થ્યવાળા રહેવું જોઇએ ?

જેટલાં પુટો ઉપયોગમાં આવતાં નથી તેટલાં જડજેવાં થઇને પડયાં રહે છે અને તે નિત્ય મૃત્યુને બોલાવ્યા કરે છે. જે પુટ ઉપયોગમાં આવે છે તે હમેશાં જીવનમય રહે છે. જીવનબળ તેમનામાં નિત્ય ક્રિયા કરતું રહે છે અને જડજેવાં પુટોમાં નિશ્ચેષ્ટ થઇને પડ્યાં રહે છે જ્યાં ગતિ હોય છે ત્યાં જીવનબળ સારી રીતે ક્રિયા કરી શકે છે. જીવનબલમાં રહેલું સામર્થ્ય આ પુટોદ્વારા જ બહાર પ્રકાશમાં આવે છે. અને તેથી એ પુટો જેમ ક્રિયાવાન્ રહે તેમ વધારે લાભ થાય છે.

અલ્પશક્તિવાળા રહેવાની કશી જ જરૂર નથી. તમારામાં રહેલાં સમગ્ર પુટોને જાગ્રત્ કરો અને આજે જે સ્થાને અલ્પ શક્તિને જુઓછો તે જ સ્થાને વિશાલ શક્તિને જોશો. તુચ્છ્એન્સુાજ્..જેતે.. અલ્પશક્તિમાન્ ગણો છો તેને જ મહાશક્તિમાન્ જોશો.
અને તેથી તે અનેક ચ્યુ ક્રિયામાં જેમ અને તેમ વધારે પુટ ઉપયોગી થાય તેવું કરો. વિ·
પુટમાં છે અને તેથી તે ણીઓઉપર ચઢો. શ્રદ્ધાના, પ્રેમના, નિશ્ચયના, અનંતતાના, જ્ઞાન·
યુક્ત છે તેના કરતાં હજારોમાં મગજનાં પુષ્કળ પુટને યોજો. વિવિધ વિદ્યાઓમાં પણ તેમનો
પ્રત્યેક પુટને સર્વ અવારોને જાગ્રત્ કરી મૂકો. તે જ પ્રમાણે વિવિધ પ્રકારની શારીરિક
માથું વગેરેમાં જે જે શક્તિઓ અવયવોનાં પુટોને પણ ગતિમાન્ કરી મૂકો.
ષ્ય સહસ્રશીર્ષ, સહસ્રાક્ષ, સહસ્રોપયોગમાં આવતાં જશે, તેમ તેમ તમને તમારામાં વધારે
ત્યારે એ બધું સામર્થ્ય પ્રતઅને બળનો જેમ જેમ વધારે આવિર્ભાવ થતો જશે, તેમ
હાથને કાપી નાંખ્યા છે, હજારો રૂ્ઞાનની તથા સામર્થ્યની શક્તિઓ હશે તે વિકાસને
નાંખ્યો છે. અને તેથી અનંતસામર્થ્યી એટલે તમે સમગ્ર વિકાસને પામવા એ છે.
મેળવવાનું છે ? કશું જ નહિ.
કરી શકાંતો નથી.
જેઓ પોતાના પુટને કેળવવા સંબંધે તે બલનો સર્વોત્કૃષ્ટ ઉપયોગ કરીને અનંતસામ·
જણાય છે કે મનુષ્યોના પુટમાં અત્યંત ર અને સહસ્રશીર્ષ પુરુષ બની રહો.
ષ્ય સર્વ પુટનો ઉપયોગ કરતો નથી. વિજ્ઞ

## ( તૃતીય વિચાર. )

કોઇ તમને પૂછતું હશે કે કે તમારા શરીરમાં અનાહત ચક્ર ક્યાં છે, કોઈ પૂછતું હશે મણિપૂરક ચક્ર ક્યાં છે, કોઇ પૂછતું હશે હૃદયકમલ ક્યાં છે, કોઈ પૂછતું હશે સુષુમ્ણા નાડી ક્યાં છે, કોઇ પૂછતું હશે કુંડલિની ક્યાં છે, પણ હું તે પૂછતો નથી. એ એના કરતાં પણ ઘણું તમારામાં વિવિધ સ્થાનમાં છે. પરંતુ હું પૂછુછું તે એ છે કે તમે ક્યાં છો ?

ઉપર ગણાવ્યું તે અને તેના કરતાં બીજું અત્યંત ઉત્તમ તમારામાં છે, પણ તમે જો તેમનામાં નથી તો પછી એ બધું તમને શા કામનું ? તમારામાં આંખ છે, રાત્રિ પડે છે, ઉંઘ આવે છે અને જ્યારે તમે તેનામાં નથી હોતા તો એ આંખ ગમે તેવી અમૂલ્ય હોય તોપણ તે કાળે તે તમને શા કામની ? તમારામાં સૂર્યતત્ત્વ છે, ચંદ્રતત્ત્વ છે, શિવતત્ત્વ છે પણ જો તમે તેમાં નથી તો તે શા ઉપયોગનું ? તમારામાં મગજ છે, તેમાં વિચારશક્તિ છે, તેમાં ઉત્તમ ગ્રહણધારણશક્તિ છે, તેમાં સારાસારવિવેક છે, તેમાં પ્રતિભા છે, તેમાં તર્કશક્તિ છે, પણ જો તમે તેનામાં નથી તો તે શા કામનું ? તમારામાં હૃદય છે, તેમાં શ્રદ્ધાનું બલ રહેલું છે, તેમાં ભક્તિનું બલ છે, તેમાં પ્રેમ છે, તેમાં સત્ય છે વગેરે ઘણું છે પણ જો તમે તેનામાં નથી તો તે તમારે શા અર્થનું ? તમારામાં મૂર્દ્ધસ્થાન છે, તેમાં શુભ્ર વર્ણનું સહસ્રદલપદ્મ છે, તેમાં સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા સર્વૈશ્વર્યસંપન્નપણે વિરાજિત છે, પણ તમે જો તેમનામાં નથી તો તે તમને શા હેતુનું ?

લંકામાં સોનું છે પણ આપણે જો લંકામાં નથી તો તે સોનું આપણને શા ઉપયોગનું ? હિમાલય પર્વતઉપર લોઢાનું સોનું કરે એવી વનસ્પતિ છે પણ આપણે હિમાલયઉપર નથી તો તે આપણે શા કામની ? મહાબળેશ્વરમાં કે સીમલામાં અત્યંત શીતલ હવા છે, પણ આપણે તેમાં નથી તો તે આપણને શા કામની ?

પરંતુ ઘણા મનુષ્ય આવું જાણીને જ રાજી રહે છે. રાજી રહે છે એટલું જ નહિ પણ તેથી અભિમાનવાળા રહે છે. પરંતુ તે તેના વાસ્તવ હિતને સાધનાર નથી.

તમારામાં સઘળું સર્વોત્તમ છે અને તેમ છતાં તમે નિકૃષ્ટ રહો છો એનું શું કારણ ? કારણ એ જ કે તમે તે સર્વોત્તમમાં નથી. ઘરમાં અગણિત ધન હોય પણ તેને ન વાપરનાર જેમ નિત્યનો દરિદ્રી રહે છે, તેમ તમારામાં સર્વતત્ત્વ 'સર્વશક્તિમત્ત્વ' કે જે કહો તે બધું છે પણ તેનો ઉપભોગ કરવા તમે તેનામાં જઇ રહેતા નથી તો તે ખરું જોતાં સઘળું નકામું છે.

તમારે સુખ, જ્ઞાન, ઐશ્વર્ય, સમૃદ્ધિ વગેરે જોઇએ છે તો તમારે તેની નિકટ રહેવું જોઇએ. એ સઘળાનું કારણ તમારામાં જ છે અને તેથી તે તમને મળ્યું હોવું જ જોઇએ, પણ જો ન મળ્યું હોય તો તેનો હેતુ એ જ છે કે તમે તેના કારણમાં નથી.

તમે ભયથી કંપો છો, શોકથી શિથિલ થાઓ છો, ક્રોધથી તપી જાઓ છો, મોહથી હણાઇ જાઓ છો, દરિદ્રતાથી દીન બની જાઓ છો, ક્લેશથી કાયર થાઓ છો, વ્યાધિથી વિકલ થાઓ છો—આ બધું તમને નથી જોઇતું છતાં પ્રાપ્ત છે, આથી શંકા થાય છે કે તમે ક્યાં છો ?

તમારી કૃતિ તથા સ્થિતિ તેનો તત્કાળ ઉત્તર આપે છે કે તમે અજ્ઞાનમાં અને જીવત્વમાં છો. કારણ કે ભય, શોક, ક્રોધ વગેરે સઘળું થવું એ જીવત્વને લીધે જ થાય છે.

ત્યારે શું એ ઓછું આશ્ચર્યજનક છે કે જે તમારે જોઇએ તે સઘળું મળે એવું તમારા પોતાનામાં છે છતાં તમે ત્યાં ન રહેતાં બીજે રહો છો! અને એ એથી પણ વધારે આશ્ચર્યજનક એ પણ નથી કે તમે જીવત્વમાં રહેવાં છતાં તેનાથી ઉલટા પ્રદેશની વસ્તુઓની જ ઇચ્છા કર્યાં કરો છો?

પ્રિય ભાઇ! તમારા મનથી તમને નિત્ય પુછ્યા કરો કે 'હું ક્યાં છું' અને તેનો ઉત્તર તમને એમ મળે કે તમે ભયમાં, શોકમાં, દરિદ્રતામાં, હાનિમાં, મૃત્યુમાં, વ્યાધિમાં અને દીનતામાં છો તો તત્કાળ તમારે સમજવું કે તમે જીવત્વના પ્રદેશમાં છો.

શાસ્ત્ર પણ કહે છે કે 'હું કોણ છું' એ પ્રશ્ન મનુષ્યે હમેશ પોતાને પૂંછ્યા કરવો. આનું કારણ પણ એ જ છે કે તેનો જે ઉત્તર તેને મળે તે ઉપરથી તે જીવત્વના પ્રદેશમાં છે કે તેથી પાર ગયો છે તેનું તત્કાળ તેને સ્મરણ થાય.

હજામને વાળ કતરાવતાં નથ્થુચંદ કાકાએ પૂછ્યું, અલ્યા, મારા વાળ કેવા છે-ધોળા કે કાળા? હજામે જવાબ દીધો, *કાકા! હમણા જ તમારા ખોળામાં પડશે તે જોઇ લેજો એટલે જણાશે.*

આ જ પ્રકારે તમે ક્યાં છો એ પ્રશ્નનો ઉત્તર પણ તમને મળવો કઠિન નથી. જેવા અનુભવને તમે પામતા હો તેવી સ્થિતિમાં તમે છો.

હલકા પ્રદેશમાં ક્ષુદ્ર વિચારમાં પ્રવેશવાનું તમને લેશ પણ પ્રયોજન નથી. વિચારનો, ચિંતનનો, ક્રિયાનો અને ઉચ્ચારનો પરમ ઉચ્ચ પ્રદેશ તમારામાં જ છે, અને તેમાં રમણ કરવાની તમને પૂર્ણ સત્તા છે.

તમે સુખના પ્રદેશમાં આવો છો તો જ તમને સુખ પ્રાપ્ત થાય છે, વિદ્યાના પ્રદેશમાં આવો છો તો જ વિદ્યા, સંપત્તિના પ્રદેશમાં આવો છો તો જ સંપત્તિ અને ઐશ્વર્યના પ્રદેશમાં આવો છો તો જ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. દુઃખાદિ પણ તમને તેના પ્રદેશમાં ગયા વિના મળતું નથી.

અને એ પ્રદેશ તે આત્માનો પ્રદેશ છે. ત્યાં શું છે, અને તેમાં કેવી રીતે સ્થિર થવું એ મહાકાલના વાચકોએ શું કાંઇ નવીન જાણવાજેવું છે?

---

સોરઠા.

શીદ ધારે ભય વીર! ભયનાશક કારણ તુંમાં,
જો છે સ્કંધે ચીર, તો શીદ બીજે શોધવું.
ચિંતા લહે શીદ વીર! તે હણવા બલ છે તુમાં,
જો છે નિકટે ક્ષીર, તો પછી ગો કાં શોધવી.
રડ ન વિયોગે વીર! સંયોગનું બલ છે તુંમાં,
જો છે હસ્તે તીર, (તો) ભાથામાં શીદ ખોળવું.
વિકારે ન ડર વીર! વિકારનાશક બલ તુમાં,
હસ્ત વિષે જો નીર, તો શીદ તૃષિત રહે વૃથા.

---

# इष्टविरहिणी वृत्तिनां रोषप्रयुक्त वचनो.

પદ. ( હું તો પ્રેમની જોગણુ પિયુને શોધવા ચાલી, એ લય. )

જોઈ જોઈ વાટ ગઈ થાકી, પ્રીતમ હજી ના ગૃહે આવ્યા,
ના ગૃહે આવ્યા, ન સંદેશા કશા કહાવ્યા; પ્રીતમ હજી૦
પ્રિયતમઅર્થ વ્રત કરી કરી કોમળ શરીર સૂકાવ્યાં,
પ્રભુઉર તોય શાથી જાણું ના દુર્બળ અમે ભાવ્યાં; પ્રીતમ હજી૦
વાચકઆદિ જપવડે સ્મરી સ્મરી મુખ હૃદય દુઃખાવ્યાં,
કર્ણે બધિર પ્રીતમને હજી ધ્વનિ મંત્રના નાંખ્યા, પ્રીતમ હજી૦
ઉષ્ણાશ્રુપ્રવાહે વસન તનુનાં સકળ નવડાવ્યાં,
કરુણા આણી પણ પ્રભુ હૃદયમંદિર ઉગ્યા ના વાવ્યા; પ્રીતમ હજી૦
'રીઝતા કોઈ ઉપાયે' પૂછયું, ઉત્તર—પણ ન સંભળાવ્યા,
વાણી અનંત પણ વદતાં અમોપ્રતિ બન્યા મુનિબાવા; પ્રીતમ હજી૦
બાલ્ય વીત્યું, વીત્યું યૌવન આ વાર્ધક્ય માંડયું વીતાવા,
(પણ) પતિએ દૃષ્ટિ કરી ના ગૃહપ્રતિ ક્યાં દુઃખ કહું હાવાં; પ્રીતમ હજી૦
છોને પ્રીતમને કરુણાબ્ધિ કહી, જગ બેસતું ગાવા,
મુજને પૂછે તો કહી દઉં ન ભ્રમશો કોઇ ભરમાવ્યા; પ્રીતમ હજી૦
સર્વે ધાતુ શોષઈ રહ્યાં અસ્થિ ત્યાં લગી તાવ્યાં,
કરુણાસિંધુ કહી શકું કેમ, બાકી પ્રાણ જો જાવાં; પ્રીતમ હજી૦
આવવું હોય તો આવે ભલે, ફરી જઉં ન બોલાવા,
તનમન ભસ્મ કરી આપીશ પિયુને અંગ શોભાવા; પ્રીતમ હજી૦

—विश्वबंधु.

# पूर्ण आरोग्ययुक्त सो वर्षनुं आयुष् भोगववानो उपाय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ:૬૭ થી. )

*   *   *

પ્રથમ વિશ્રાંતિ—કે જે આરોગ્ય અને બળનું એક જ મૂળ છે—મનુષ્ય શરીરરૂપી પાત્રને પ્રપૂર્ણ રીતે ભરી દેનાર છે. અને બીજું યોગ્ય વ્યય. આ યથાર્થ નિયમ અને સિદ્ધ વચન છે. અને જેણે શતાયુ થવું છે તેણે તેનું ગ્રહણ કરવું જ જોઇએ.

કલાકોના કલાકો, દિવસોના દિવસો, અઠવાડીયાનાં અઠવાડીયાઓ, મહિનાના મહિનાઓ, વર્ષોનાં વર્ષો, અશાંતપણે, અને ઘણી વખતે હદઉપરાંત પરિશ્રમ લઇને, શરીરના અને મગજના મર્મસ્થાનો કામ કામ અને કામ કર્યાં જ કરે છે. પછી માનવયંત્ર ઘસાઇ જાય અને છૂટી જાય એમાં શું આશ્ચર્ય છે ? તે વખતે મનુષ્યો ૩૦ વર્ષના સંધિમાં અથવા થોડાં વધારે વર્ષમાં મૃત્યુવશ થાય છે કે જેને ૧૦૦ વર્ષ જીવવાને માટે સરજવામાં આવ્યા હતા.

**વિશ્રાંતિ**—અંતરના મર્મસ્થાનોને, મગજને, જ્ઞાનતંતુઓને, સ્નાયુ અથવા પિંડીઓને સર્વને વિશ્રાંતિની જરૂર છે.

જીવનસામર્થ્ય નિરુપયોગીપણે સ્વચ્છંદપણે અને અત્યાહારને લીધે વિખેરાઇ જાય છે. દિવસમાં ત્રણ ત્રણ કે તેથી પણ વધારે વખત ખાવું અને તે પણ વર્ષોનાં વર્ષો સુધી એ અત્યાહાર જ છે. ભલે પછી તે અત્યાહારી ગમે તેવા પ્રકારનો કે ગમે તે રીતે ખોરાક લેતો હોય.

જે મનુષ્યે ૧૦૦ વર્ષને પ્રાપ્ત થવું છે તેણે તેના શરીરના અંદરના પરિશ્રમને ઓછો કરી દેવો જોઇએ. એક વખત ભોજન કરનાર નિત્યનો ઉપવાસી જ ગણાય છે. પરમાર્થપરાયણ મનુષ્યમાટે એક વખત ભોજન જ શ્રેષ્ઠ ગણ્યું છે, વ્યવહાર સેવનાર માટે બે વખત ભોજન યોગ્ય મનાયું છે અને ત્રણ વખત ભોજન જનાવરને માટે ઘટિત ગણાયું છે.—અને શાસ્ત્રીય વિચારથી પણ આને યોગ્ય ગણ્યું છે.

ગમે તે ખાવું એ કુદરતને અપમાન આપવા જેવું છે, પરંતુ અત્યાહાર એ તો ઇશ્વરને અપમાન આપવા તુલ્ય છે. જમવાનો યોગ્ય વખત થાય ત્યારે જોઇએ તે જમો, અને તેને માટે સર્વોત્તમ સમય સાંજના ચાર-પાંચ વાગ્યાનો છે કે જ્યારે બધા કામથી નિવૃત્ત થઇ શરીર તથા મનને બોજાથી નિવૃત્ત કર્યું હોય અને ફરી પાછો તરત કોઇ ભારે બોજો તે બંને ઉપર લાદવાનો ન હોય. પરંતુ એ લક્ષમાં રાખજો કે જે તમે જમો છો તેની તમને જરૂર હોવી જોઇએ.

જડબાંના અવયવોનો ઉપયોગ કરીને-પુષ્કળ ચાવીને-મગજ ને બચાવજો.

ઈશ્વર સૂર્યવડે પરિપક્વ થયેલો ઉત્કૃષ્ટ આહાર તમને જમવામાટે આપે છે.

જ્યારે મહેનતવગર અત્યંત સ્વાદિષ્ટ અને રુચિકર આહાર તમને મળે છે ત્યારે ખોરાક તૈયાર કરવાની મહેનત શા માટે કરવી ?

લ્યુઇ, કૉરનેરો, ઇટાલીનો એક સરદાર અને તેવા જ બીજા અનેક મનુષ્યો શાસ્ત્રીય પદ્ધતિથી આહાર લઇને અને જે બળનું મૂળ કે જે મગજમાં રહેલું છે તેનો મિથ્યા ક્ષય કર્યા વિના શતાયુ થયા છે.

. .ને તેણે આપણે જે જાણીએ છીએ તે જાણ્યું હોત તો તેથી પણ દીર્ઘાયું થવાને તે ભાગ્યશાળી થાત.

કંઇ મગજનું સઘળું બળ અશાસ્ત્રીય પદ્ધતિપૂર્વક લીધેલા આહારની પચનક્રિયામાં જ વપરાઇ જાય છે એમ નથી.

મનુષ્ય ચિંતા કરે છે અને તે બળના ઝરાને ખાલી કરી નાંખે છે, તિરસ્કારને ઉપજાવીને પણ ખાલી કરી નાંખે છે અને એ જ પ્રમાણે વિવિધ પ્રકારના ભૂલભરેલા વિચારો કરીને ઈશ્વરદત્ત સામર્થ્યનો ક્ષય કરી નાંખે છે.

અપૂર્ણ પ્રકારના આરોગ્યમાટે ઘણાં અને ભિન્ન ભિન્ન કારણો હોય છે. નિરાશા, ધિક્કાર, ઉદ્વેગ, ભય, ક્રોધ,–અને એવી જ અયોગ્ય પ્રકારના આવેશની પ્રબલ–ભયંકર હાનિને પ્રકટાવનાર છે. એ બધાં છિદ્રો છે કે જે વાટે જીવનબલ વહી જાય છે. અને શરીરને શુષ્ક, જંરા પેણુ વિક્રિયા થતાં તેમાં ફસાવી દે તેવું અને મરણતોલ કરી મૂકે છે.

જેમણે શતાયુ થવું છે તેમણે આવેશનાં આ છિદ્રોઉપર બહુ કાળજી રાખવાની છે.

* * * *

જેમણે દીર્ઘાયુ થવું છે તેમણે નીચેના વિચારો લક્ષમાં રાખવાની જરૂર છે.

વૈદ્યો કે રોગીઓમાંથી કોઈએ હજી આરોગ્યને આપનાર ગુણ કોઇ જગાએ અથવા કોઇ વસ્તુમાં રહેલો છે એ વિચાર અથવા ભાવને તિલાંજલિ આપી નથી. તેનું રહસ્ય ખોળી કાઢવું એ એક અગત્યનો વિષય છે. દૃષ્ટાંતતરીકે અનુભવ અને અન્વેષણ બતાવે છે કે સ્ટ્રીકનાઇન ( Strychnine ) દુર્બલ મનુષ્યોમાં સ્નાયુઓનું બલ ઉપજાવવામાં એક ઉપયોગી સાધન છે અને તેમ છતાં આપણે સર્વ જાણીએ છીએ કે સ્નાયુઓનો ગોટ ( Muscular spasms ) આણીને મૃત્યુ પ્રકટાવવામાં તે સમર્થ ઉપાય છે. ડીજીટેલીસ (Digitalis) જો કે પશુને માટે હાલહલ વિષ છે, તોપણ હૃદય અને મૂત્રપિંડ ( Kidney ) ને વધારાનું બળ અને જુસ્સો આપે છે. અને કૅલોમલ (Calomel) તો તેના પરિણામથી પ્રસિદ્ધ જ છે.

પૌષ્ટિક અને શિથિલ કરનાર ( Relaxing ) જે ઉપચારો છે તે. બેનો ભેદ લક્ષમાં લેવા જેવો છે. એક ઉગ્ર છે અને બીજો અત્યંત સૌમ્ય છે. એક શરીરમાં સ્ફૂર્તિને તથા વ્યયને વધારે છે અને બીજો ઘટાડે છે, એટલે એક ઉપચાર બળની આરંભમાં વૃદ્ધિ બતાવી તેની પશ્ચાત્ અસર ( Reaction) માં બળને ઓછું કરી દે છે, ત્યારે દ્વિતીય ઉપચાર જીવનતત્ત્વને વધારે છે, સામર્થ્યને એકઠું કરે છે અને બળની અખંડ વૃદ્ધિને પૂરી પાડે છે. પ્રથમનો ઉપચાર તે જે અલ્પ કાળની જાગ્રતિને લાવે છે તેનો નિભાવ કર્યા કરવાને માટે તેનું સેવન કરનારને પોતાને અધીન રાખે છે, જ્યારે બીજો ઉપચાર તેનું સેવન કરનારને એવો સ્વતંત્ર રાખે છે કે તેને વચ્ચે વચ્ચે અટકાવવાથી અર્થાત્ તે શિથિલ કરનાર સાધનોને પાછાં ખેંચી લેવાથી અને પુનઃ કામ કરવાથી ઉલટી તેના બળની અધિક વૃદ્ધિ થાય છે.

આ પ્રકારે આ ઉપચારોના ઉત્તેજિત કરવાના સ્વભાવનો વિચાર કરતાં, આરોગ્ય મેળવવાના નિમિત્તથી મનુષ્યોનો મોટો ભાગ આવી તકનો, તેમની ઇન્દ્રિયોનો ચળવળાટ કરવામાં લાભ લે એમાં શું આશ્ચર્ય છે ! જ્યાં ત્યાં મનુષ્યો ઉત્તેજક વસ્તુની ઇચ્છા જ કરતા હોય છે. ના-

ટપગૃહો, સરતોનાં મેદાનો, સરકસો એ વગેરે આના પ્રમાણમાં સરખાવતાં કંઈક નિર્દોષ ઉત્તેજક વસ્તુ છે, તોપણ ઉત્તેજક ઉપચારો જે લાલચ પ્રકટાવે છે, તેના કરતાં એ વસ્તુના ભોગરૂપ થઈ રહેલા મનુષ્યોને એ પણ કંઈ ઓછા લલચાવનાર હોતા નથી. જે જે તેવા ઉત્તેજનને કરનાર પ્રકારો હોય છે પછી તે જાહેરના હોય કે વ્યવહારના હોય કે વિષયવિકારના હોય—ગમે તે હોય તોપણ તેના ઉપાસકો જગતમાં હોય જ છે. એક વખત જે રસ્તી થાય છે તે હમેશનો રસ્તી રહે છે, એક વખત જે ભોગરૂપ થઈ રહે છે તે હમેશાને માટે ભોગરૂપ થાય છે.

* * * *

આ પદ્ધતિનો મુખ્ય સિદ્ધાંત એ છે કે જે સામર્થ્યે આ શરીરની રચના કરી છે તે એક જ સામર્થ્ય તેમાં આરોગ્ય પ્રકટાવવાને સમર્થ છે. કોઈ મનુષ્યે કોઈ યંત્ર બનાવ્યું હોય અને તેમાં કંઈ સુધારો કરવો હોય તો વધારે સારું એ છે કે તે મનુષ્યપાસે જ તે યંત્ર લઈ જવું, અને તેમાં પણ જો તે યંત્ર અત્યંત નાજુક અને ગુંચવાડાભરેલું હોય તો તો અવશ્ય કરીને તેની પાસે લઈ જવું એ જ વધારે સારું છે. જીવનવાળું અને મર્મસ્થાનયુક્ત આ શરીરયંત્રને જો તેના બનાવનાર પાસે જ લઈ જવામાં આવે તો તેના કરતાં બીજું શું અગત્યનું ગણાય ? આ સ્થળે આ પ્રશ્ન થાય છે—આ મર્મસ્થાનો કોણે રચ્યાં ? તેના રચનારનું ગમે તે નામ દો પણ મુદ્દો એ છે કે જે સામર્થ્ય તે અવયવોને રચે છે તે સામર્થ્ય જે તેણે બનાવ્યું છે તેને રક્ષણ કરવાને માટે નિરંતર તેની અંદર જ રહેલું છે, અને કોઈ કારણસર બનાવેલી વસ્તુને વિખેરી નાંખવામાં આવે છે તો શરીર મૃત્યુવશ થાય છે. જે સામર્થ્યે આ વિશ્વ સર્જ્યું છે તે સામર્થ્ય તેનો નિર્વાહ કરવા માટે અને તેની વૃદ્ધિ કરવાને માટે વિશ્વમાં જ રહે છે તેથી જે સામર્થ્યે જીવંત શરીર કર્યું છે તે તેનો નિર્વાહ કરવાને, તેને પૂર્ણ કરવાને, તેને આરોગ્ય આપવાને, તેને સુધારવાને અને તેમાં બળ પ્રકટાવવાને તે શરીરમાં જ રહે છે.

* * * *

' તનાયુ થવાને માટે મારે શું કરવું ? "

પૂર્ણ આરોગ્ય મેળવવાને માટે અથવા તનાયુ થવાને માટે એવી કોઈ પણ વસ્તુ નથી કે જે મનુષ્ય કરી શકે.

આરોગ્ય મેળવવાને માટે મનુષ્યે કશું જ કરવાની જરૂર નથી. જે સામર્થ્ય તેને સર્જે છે તે એક જ સામર્થ્ય તેને આરોગ્ય આપે છે. અને એ તે જ સામર્થ્ય છે કે જે મનુષ્યને તનાયુ કરી શકે છે.

યોગ્ય વિચારને અને શાસ્ત્રીય નિયમને અનુકૂલ રીતે જો મનુષ્ય કરે તો તેને એક જ કરવાનું છે કે પોતાના શરીરના જીવનબળના વ્યયને દરેક માર્ગેથી અટકાવવું અને બળને પાછું મેળવી લેવું. ( દુર્બલ થયેલ-શરીરને અને મનને કેવલ વિશ્રાંતિ આપીને અર્થાત્ શિથિલ કરીને. )

દરેક બાબતમાં—પરસેવામાં, રમત ગમતમાં, કામમાં-પછી તે શરીરનું હોય કે મનનું, પણ સર્વમાં વધી જતા આરોગ્ય અને બળના દુરુપયોગ થયાને અટકાવો—અને વિશ્રાંતિ લો.

અપૂર્ણ આરોગ્યના હેતુઓને દૂર કરવાને માટે મનુષ્યે આરોગ્યના સંચયસહિત રહેવું જોઇએ અને તેના ક્ષયજનક વધારે દોષો ન કરવા જોઇએ એ માત્ર અગત્યનું છે એટલું જ નહિ, પણ અભિલષણીય-ઇચ્છવા યોગ્ય-છે. અનારોગ્યનું ભાન થય તે રીતે અને દોષ કરતા જીવવું એ માત્ર પોતાના જીવનબળને લખલૂટપણે ઉડાવવા શિવાય બીજું કશું જ નથી. વિશ્રાંતિ લેવી કે બળને પાછું મેળવવું-ઈશ્વરપ્રતિ પાછા વળવું-અભિમુખ થવું-એ વ્યાધિ વગેરેના કારણને દુર્બલ કરે છે એટલું જ નહિ પણ તે આરોગ્યને આપે છે.

વ્યાધિના કારણને શોધ શોધ કરવાની ટેવ એ ઘણી વખતે વ્યાધિને અખંડ કાયમ રાખનાર બળરૂપ થઈ પડે છે. મનુષ્યો પોતાના વ્યાધિના હેતુને જાણવાને માટે કામ કર્યાં કરે છે-તે હેતુને નિવૃત્ત કરવાને માટે કામ કર્યાં કરે છે, અને તેથી વ્યાધિને સ્થાયી કરે છે.

શું આ ખરૂં નથી ? તમારા પોતાના અનુભવઉપર જ એ પ્રશ્નનો નિર્ણય કરવાનું સોંપવામાં આવે છે.

આપણામાંના કેટલા બધા મનુષ્યો ' કુદરતને મદદ કરવામાં ' નિષ્ફળ નીવડ્યા છે ! જ્યારે જ્યારે તમે માંદા છો એવું ગભરાવનારૂં ભાન તમને થયું કે તમે ઔષધના ઉપચારો કર્યા. ખરૂં કે નહિ ? ઔષધના ઉપચાર પુરા થયા, તેમાં નિષ્ફલ થતાં પછી તમે કુદરતતરફ વળ્યા-તમે આરોગ્યશાસ્ત્રના સર્વરીતે ઉપાસક બન્યા-ખરૂં કે નહિ ? તમારા મિત્રો કંઇ બે શિખામણની વાતો કહેવા આવ્યા તો તેમના એ યત્નતરફ તમે ક્ષુદ્રકીર્યા કરવા લાગ્યા-ખરૂં કે નહિ ? શરીરશાસ્ત્રની અને માનસશાસ્ત્રની અનેક વાતોઉપર તમે કકળી ઉઠ્યા-ખરૂં કે નહિ ?

આ પ્રમાણે તમે માનેલા કુદરતી માર્ગમાં ચાલીને તમે વ્યાધિના કારણને સ્થિર રહેવામાં મદદ કરી છે, અને ઉત્તેજન આપ્યું છે---ખરૂં કે નહિ ? ઉપરઉપરથી વિચાર કરતાં તમે નકારમાં ઉત્તર આપવા લલચાશો, પણ સૂક્ષ્મ વિચાર કરતાં તમારા પૂર્વના એ વિચારનો તમારા ગંભીર મતરૂપે નિર્ણય કર્યો હશે, તોપણ તમારે તે ફેરવવો પડશે.

* * *

પૂર્ણ આરોગ્યને તથા શતાયુ જીવન સિદ્ધ કરવાને મનુષ્યે કશું જ કરવાની જરૂર નથી. તે ઉત્પાદક તથા આરોગ્યજનક બળને સાહાય્ય આપવાને માટે ગમે તે કરી શકે. પૂર્ણ આરોગ્યસહિત શતંજીવી થવાને માટે મનુષ્યે બાહ્ય સ્થિતિનો તથા કારણોનો નિષેધ કરવો જોઇએ. આરોગ્યના મૂળતરીકે તેમને ગણવાની જરૂર નથી. સામર્થ્યના મૂળઉપર કેવળ આધાર રાખવાની જરૂર છે. કેવળ કોઈ પણ સ્થૂલ પદાર્થમાં તેવું સામર્થ્ય નથી. માત્ર સે શિથિલ થવામાં, શાંત થવામાં અથવા પ્રફુલ્લ-નામ્ર થવામાં અથવા બળને પાછું મેળવી લેવામાં અથવા વિશ્રાંતિમાં તે મદદ કરનાર હોય અર્થાત્ તેવી સ્થિતિને પ્રકટવામાં જે સહાયભૂત થતું હોય.

સઘળી બાહ્ય કુદરત એ જીવન અને આરોગ્યની એવી સ્થિતિવિશેષ છે કે જે મનુષ્યને અસ્તિત્વમાં, જ્ઞપ્તિ અથવા ભાનમાં, વ્યયના હેતુઓને દર્શાવવામાં અને પ્રગતિ થવાના કારણને દર્શાવવામાં સહાયક છે.

મનુષ્ય સર્જનસામર્થ્ય તથા આરોગ્યબલને મદદ કરી શકે એમ માનવું એ એક મોટી ભૂલ છે.

સર્જક તથા આરોગ્યજનક તત્ત્વો સ્વતંત્ર છે, અને તેમને કોઈના સાહાય્યની અપેક્ષા નથી.

દોઢડાહ્યો મનુષ્ય આરોગ્યના કામમાં ડખલ નાંખવા શિવાય બીજું શું કરી એમ છે ?

જે કંઇ જ્ઞાન મનુષ્યે આજપર્યંત મેળવ્યું છે અને ભવિષ્યમાં અનંત કાળમાં તે મેળવી શકે એમ છે તે શું જેણે સઘળી વસ્તુઓ સરજી છે અને તે સર્વને જે આરોગ્ય આપ્યા કરે છે તેના અનંત અને અપાર જ્ઞાનની સાથે કોઈ પણ રીતે સરખાવી શકાય એમ છે ? શું તેના પ્રમાણમાં મનુષ્યજ્ઞાન અને અનુભવ અત્યંત છિલ્લર તથા સામાન્ય નથી ?

મનુષ્ય કંઇ પણ સર્વોત્તમ કરી શકે તો એ કરે એમ છે કે **એ બાબતનું ચિંતન છોડી દેવું**-જેમ બને તેમ પૂર્ણ રીતે **પોતાપણાને ભૂસી નાંખવું.** તે પોતાના સ્નાયુઓના કાર્યને અટકાવી શકે, તેના શરીરનું અને તેના મગજનું કાર્ય અટકાવી શકે, દિવસમાં એક વખત ભોજન લઈને તે પોતાના શરીરના અંતરંગ કાર્યને પણ અટકાવી શકે અને એથી વધારે સારૂં, કુદરત તેને કહે કે ' જા, હવે કામ કર, ' ત્યાં સુધી તે પૂર્ણપણે વિશ્રાંતિ લીધા કરે-તે વિશ્રાંતિને પૂર્ણ અને સર્વાંશે ઉપજાવી શકે-અનુભવી શકે-એથી વિશેષ શું કરે ? અને પૂર્ણ વિશ્રાંતિ એ પોતાના અહંને પૂર્ણપણે વિલાવવા વિના બીજું શું છે ?

* * * *

આપણે ગમે તો ઉડાઉ પણ ઇશ્વરના પુત્ર છીએ, અને તેથી જો સમજીને ઇશ્વરપ્રતિ અભિમુખ થઇએ છીએ, અને આતુરતાથી પ્રાર્થના કરીને આરોગ્યજનક સામર્થ્યને યાચીએ છીએ તો સો વર્ષ ગાળી શકાય એવું બળ મેળવી શકીએ છીએ.

પરંતુ આપણી અભિમુખતા પૂર્ણ અને સત્ય નિષ્ઠાવાળી હોવી જોઈએ-આપણી શ્રદ્ધા અપૂર્વ અને પરમ હોવી જોઇએ.

એ પ્રકારે આપણે સત્ય ભાવથી ઈશ્વરાભિમુખ થઇએ છીએ તો આપણને કૃતકૃત્ય કરનાર પ્રભુનું પરમ પુનિત વચન શ્રવણ કરીએ છીએ કે **अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि मा शुच.**

જેઓ આ ગ્રંથને પ્રીતિથી વાંચે છે તથા તેના અર્થતાત્પર્યને શ્રદ્ધાપૂર્વક અંતઃકરણમાં ધારણ કરી તદનુસાર વર્તવા ઉદ્યત થાય છે, તેના પ્રતિ ભગવતિ શ્રુતિનું વરદાન હો કે **शतं जीव.**

इति.

## कर्तव्यने वर्तमान क्षणमां ज साधवुं योग्य छे.

પદ. (વહાલ ધરીને વ્રજમાં, વિનોદે વિચરીએ હોજી, એ લેખ.)

કાલ છોડીને કરવું આજ તો કરીએ હો જી,
આજ છોડીને કરવું હાલ આચરીએ હો જી,
કોણે દીઠી કાલ, મધ્યે, આડો ઘણો કાળ,
એ કાળને શીદ મિથ્યા ખોઇ, કાલની વાટ જોઈ,
આજ કાં દઇએ ધોઇ જી;—
કરી રૂડાં કાજ, કરીએ સફળ તો આજ,
એ આજને સાર્થક કરી લઇએ, આજમાં પૂર્ણ રહીએ,
કાલને ભૂલી જઇએ જી;—
આજ અને હાલ, એ છે આપણો ધનમાલ,
એ માલને હસ્તક કરી લેવો, ઉછીતો ન કોઇને દેવો,
પાછો એ ન આવે એવો જી;—
સાધી લે જે આજ, તેને મળે સુખરાજ્ય,
એ રાજ્યમાં સામર્થ્ય ઘણું છે, પનોતું જેનું આંગણું છે,
સાધો એ મુજ માગણું છે જી;—

---

### રેડીયમની શોધ કરનાર મૅડમ કરી.

જગતને જાણવામાં આવેલી વિજ્ઞાનવિદ્ સ્ત્રીઓમાં મૅડમ કરી એ એક અત્યંત સમર્થ વિજ્ઞાનવિદ્ સ્ત્રી છે. તેના અથાગ પરિશ્રમમાં, દરિદ્રાવસ્થામાં અને આત્મભોગમાં ગાળેલાં વર્ષોના પરિણામરૂપે તેની 'રેડીયમ'ની શોધ હતી.

પોલાંડમાં જન્મ પામીને, સાધારણ પગારવાળા રસાયણશાસ્ત્રના શિક્ષકની પુત્રીરૂપે થઇ બાલ્યપણથી જ તેની માતાને તે ખોઈ બેઠેલી હોવાથી, જ્યારે તેની વયનાં બીજાં બાળકો રમકડાંથી રમતાં હતાં ત્યારે આ છોકરી 'ટેસ્ટટ્યુબ' (રાસાયણિક પદાર્થોના પ્રયોગ કરવાની કાચની નળી) થી કામ કરતી હતી.

તેના પિતાને જેટલું આવડતું હતું તેટલું બધું તેણે શીખી લીધું, પૅરસો યુનીવર્સીટીમાં વિવિધ શાખાઓમાં તેણે અભ્યાસ કર્યો, દેશભક્તિની અપૂર્વ જ્યોતિ તેનામાં જાગ્રત થઇ અને પોતાના દેશની સેવા કરવાનો તેણે નિશ્ચય કર્યો. અને તેના પરિણામે તે એક પ્રવાસિની થઇ રહી. તેના ઘણા થોડા પગારમાંથી પણ તેણે કંઇક બચાવ કરવા માંડ્યો. કેમકે તેણે તેના રસાયણશાસ્ત્રના અભ્યાસને આગળ ચલાવવાનો નિશ્ચય કર્યો હતો.

બે વર્ષપછી તે પૅરિસના એક નાના માળીયાઉપર પોતાનો દેખાવ આપે છે. એ માળીઆંની દશા એવી તો ઠંડી હતી કે તેના બારણાઆગળ સીસીમાં ભરીને દુધ મૂકવામાં

આવતું તો તે જમી જતું હતું ! તે એટલો ઓછો ખોરાક લેતી હતી કે પૅરિસજેવા ખરચા-ળુ દેશમાં તે માત્ર નિત્ય પાંચ આના ખોરાકમાં ખરચતી.

તેને પુસ્તકોની અગત્ય હતી, અને પુસ્તકો એ તેને અન્નકરતાં પણ વધારે કિંમતી હતાં. તેની આતુરતા, તેની તીવ્ર એકાગ્રતા, અને તેને જ્ઞાનમાટેની અત્યંત જિજ્ઞાસાએ બીજાઓ-નું ધ્યાન તેણે પોતાની તરફ ખેંચ્યું. એક યુવાન પ્રોફેસરના હાથનીચે તેને કામ કરવાની યોજના થઇ. તેઓ બંનેએ સરખી રીતે કામ કર્યું, અને છેવટે પ્રોફેસર કરી ( Curie ) એ તેની સાથે લગ્ન કરવાની ઇચ્છા દર્શાવી. તે તરત વૉરસૉ ભાગી ગઇ અને પ્રોફેસરને પત્ર લખ્યો કે તેણે પોતાના જીવનને વિજ્ઞાનશાસ્ત્ર ( Science ) ના અભ્યાસમાં સમર્પ-ણ કરવાનો કંઇ કાળથી નિશ્ચય કરી દીધો છે. પ્રોફેસરે તેને ખાતરી આપી કે આપણે બં-ને સાથે તે કામ કરીશું અને તે માત્ર પોલાંડમાટે નહિ, પણ આખા જગતને માટે. અને તેમ થવાથી પંદર દિવસપછી તેઓનું લગ્ન થયું.

નિરાશાવાળી અને નિર્ધન સ્થિતિમાં તેઓએ વર્ષોપર્યંત કામ કર્યા કર્યું. ઇ. સ. ૧૮૯૮ માં મૅડમ કરીએ એકઠા થઇ ગયેલા કચરાને છૂટા પાડતાં જે એક પદાર્થ મેળવવા પામી તે પદાર્થને તેણે તેના પતિને બતાવ્યો. તેના પતિએ પોતાના પ્રયોગોને અટકાવી દીધા અને પોતાની પત્નીના પ્રયોગને મદદ કરવા લાગ્યો. તેઓએ સાથે યત્ન કરીને એક ગ્રામ ( Gram ) જેટલો તે પદાર્થ છૂટો પાડ્યો કે જે અંધારામાં ચળકવા લાગ્યો અને ઓછો થયા વિના કે ઠંડો પડ્યાવિના તે એક સરખી ઉષ્ણતા આપવા લાગ્યો.

**રેડીયમ શોધી કાઢવામાં આવ્યું !**

જ્યારે એ શોધના સમાચાર પ્રસિદ્ધ થયા ત્યારે આખું જગત તેનો બદલો આપવાની ઉતાવળ કરી રહ્યું. ' નોબેલ ' નું ઇનામ તેમને આપવામાં આવ્યું. ચંદો અને ઇલકાબોનો તેમનાઉપર વર્ષાદ વરસવા લાગ્યો. પૈસા કે જેની તેમને પૂર્વે તંગી પડતી હતી તે હવે તેમના જ થઇ રહ્યા.

પ્રો. કરીનું એક ભારે ગાડીનીચે આવી જવાથી ઇ. સ. ૧૯૦૬માં દેહાવસાન થયું. એમ માનવામાં આવ્યું કે આ હાનિથી તેની પત્ની વિજ્ઞાનના જગતમાંથી અદશ્ય થશે પણ અંતરને દઢ કરી તેણે એકલીએ પુનઃ પ્રયોગશાલામાં પ્રવેશ કર્યો, અને બાલ્યાવસ્થામાં જે તેનો નિર્ણય હતો-તેના પ્રીતિપાત્ર પોલાંડની સેવા કરવાનો જે ખ્યાલ તેને હતો-તેની વિ-શેષ અંશમાં સિદ્ધિને જોતી-આખા જગતની સેવાને હાલ તે વિવિધ વ્યાખ્યાનો આપી-ને અને લેખો લખીને કરે છે.

અંતરની તીવ્ર ઇચ્છાથી કરેલો નિશ્ચય સિદ્ધ થાય છે, અને ગમે તેવા કષ્ટમાં પણ જાતીય સ્વત્વ જાળવી રાખવાથી નિરાશામાંથી પણ સિદ્ધિનો ઉદય થાય છે, એ સિદ્ધાંતને, મે-ડમ કરીએ જેમ રેડિયમ શોધી કાઢ્યું તેમ શું આપણે તેના જીવનમાંથી શોધી કાઢીએ એમ નથી ?

જે ઇચ્છાને સિદ્ધ કરવાને માટે તે તીવ્ર હતી તે ઇચ્છા, ખંત, આતુરતા, પ્રયત્ન, ધૈર્ય, વર્ષોસુધીનો અશ્રાંત પ્રયાસ, નિરાશા તથા યત્નનો બદલો મળવાની વખતે તેના તરફ અપૂર્વ શાંતિ જાળવી રાખવી એ આદિ ગુણોથી, મનુષ્ય ધારે છે તે જ પરિણામને ઉપજાવી શકે શકે છે તેનો આ જ્વલંત દષ્ટાંત નથી તો બીજું શું ?

———:૦:———




रूप (पुस्तक) २४—वैशाख कृष्ण० १४. संवत् १९६८. दर्शन (अंक) ७.

॥ ॐ श्री ॥

# हृदयमां अनायास थयेला आत्मज्योतिना प्रकाशनो अनुभव.

પદ. (વહાલા વ્રજલાલસાથે લાગી રે લગનીયાં, એ લય.)

સહજે અગમ્ય જ્યોત જાગી રે, હૃદયમાં,
  જોઉં હું આ શો ! પ્રકાશ.
જ્ઞાનઐશ્વર્યવાળી, પ્રભામય એ દ્યુતિથી,
  છવાઈ રહ્યું આ આકાશ;
ઝળહળ કરતી ચળકે, ઝગમગ ઝળકે; સહજે૦
બીજી જ્યોતિ તો તેમાં, પડતાં જીવનને હરતી,
  આ તો દે જીવન અવિનાશ; ઝળહળ૦
ઘૃત કે ન તેલ જેમાં, પૂરવા ન કાંઈ જોઇએ,
  આપે પ્રકટીને દે ઉજાશ; ઝળહળ૦
એ છે વળી સૂક્ષ્મસરખી, એના વિણુ પણુ ના જોઉં,
  ખાલી હું ક્યાંહિ અવકાશ; ઝળહળ૦
જેને ગણ્યું મોટું મોટું, જોઈ થયેલો તેનો,
  સર્વનો એમાં, હું સમાસ; ઝળહળ૦

(એ) સ્થિર છતાં જોઉં છું હું, એના ઐશ્વર્યકેરા,
ઝબકારા મારે શ્વાસોશ્વાસ; ઝળહળ૦
આશ્ચર્યચકિત હું થાઉં, જાણીને જગની લીલા,
એ તો મારી જ્યોતિનો વિલાસ; ઝળહળ૦
જ્યોતિર્મય આપે હું છું, અનુભવ (એ) ઉઠતાં રે,
શિવ હું, તનુ આ કૈલાસ. ઝળહળ૦

—:o:—

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૮ થી.)

तत्तेजो ऽ सृजत—પરમાત્માએ તેજસ્ સર્જ્યું એવી જે શ્રુતિ સામે આપવામાં આવે છે તેની સાથે અહિં વિરોધ નથી. કારણ કે પ્રથમ તો એ શ્રુતિમાં સદ્રૂપ બ્રહ્મ સ્રષ્ટારૂપે કહ્યું છે અને ઉપાદાનરૂપે કહ્યું નથી. बहुस्याम्० એ શ્રુતિમાં પરમાત્મા જ સર્વ રૂપ થયા છે અને તેથી સર્વ પરમાત્માથી અનન્ય છે તેથી કાર્યસાથેનો અભેદ તથા ઈક્ષણરૂપ લિંગવશાત્ બ્રહ્મનું ઉપાદાનપણું સિદ્ધ છે એમ જો કહેવામાં આવે તો ત્યાં લિંગકરતાં શ્રુતિ અધિક બળવાન્ છે એ ન્યાય લાગે છે. સાક્ષાત્ શ્રુતિ વાયુને તેજસ્‌નું ઉપાદાન કહે છે તેથી એ શ્રુતિની સામે લિંગનું બલ ચાલે તેમ નથી અને વળી તેજસ્ બ્રહ્મનું સાક્ષાત્ કાર્ય નહિ હોય પણ વાયુદ્વારા કાર્ય હોય તોપણ પરમાત્માનું કાર્ય કહી શકાય તેમ છે. તેથી એ શ્રુતિની, કાર્યાભેદ આદિ લિંગની એ રીતે પણ ઉપપત્તિ થઈ શકે છે. માટે એ શ્રુતિસાથે વાયુમાંથી તેજસ્‌ની ઉત્પત્તિ લેવામાં વિરોધ નથી. બ્રહ્મતત્ત્વે આકાશ તથા વાયુની સૃષ્ટિ કરી અને વાયુરૂપ થયેલા પરમાત્મામાંથી તેજસ્ થયું એમ કહેવામાં તેજસ્ બ્રહ્મજન્ય પણ થઇ શકે છે. तस्याः शृतं तस्या दधि तस्या आमिक्षा–એ ધેનુમાંથી શૃત એટલે ઉષ્ણ દુધ, એ ધેનુમાંથી દધિ અને એ ધેનુમાંથી આમિક્ષા થાય છે. આ શ્રુતિમાં જેમ દુધ, દધિ અને આમિક્ષા સર્વ ધેનુમાંથી થાય છે એમ કહ્યું છે છતાં વસ્તુતઃ દુધમાંથી દધિ અને દુધમાંથી આમિક્ષા થાય છે. તાત્પર્ય જેમ દુધ, દધિ અને આમિક્ષા એમાં પૂર્વ પૂર્વ સાક્ષાત્ ઉપાદાન છતાં આ શ્રુતિમાં સાક્ષાત્ અને પરંપરા ઉપાદાન લઇ ધેનુને જ ઉપાદાન કહેવામાં આવે છે તેમ પ્રસ્તુતમાં પણ પરમાત્મા પરંપરા ઉપાદાન હોય છતાં તેમાંથી તેજસ્ થાય છે એમ કહેવામાં બાધ નથી. બ્રહ્મ પોતે આકાશરૂપે થઇ રહે છે, વાયુરૂપે થઈ રહે છે ઇત્યાદિ પ્રકારે વિકારરુપે સ્થિત થાય છે એ तदात्मानं स्वयमकुरुत એ શ્રુતિ સ્પષ્ટ કહે છે. તેથી વાયુરૂપાપન્ન બ્રહ્મમાંથી તેજસ્ થયું એમ લેવામાં બને શ્રુતિ સમન્વિત થઇ જાય છે. ભગવદ્‌ગીતામાં પણ बुद्धिर्ज्ञानमसंमोह–બુદ્ધિજ્ઞાન, અસંમોહ–ઇત્યાદિ ઉપક્રમ કરી કહ્યું છે કે भवन्ति भावाभूतानां मत्त एव पृथग्विधाः–પદાર્થોના ભિન્ન ભિન્ન વિકારો મારામાં જ થાય છે બુદ્ધિઆદિ પદાર્થો પોતાના કારણરૂપ અંતઃકરણાદિમાંથી ઉત્પન્ન થાય છે એ પ્રત્યક્ષ છે છતાં સર્વ પદાર્થો સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મમાંથી થયેલા છે, તેથી ઉપરનું ગીતાવચન

સંગત છે. તે પ્રમાણે પ્રસ્તુતમાં પણ સમજાય છે. તેથી આ સર્વ વિચારથી વાયુ તેજસ્‌નું સાક્ષાત્ ઉપાદાન છે એ સિદ્ધ થાય છે.

શ્રુતિઓ ક્રમવિના જ સૃષ્ટિનું પ્રતિપાદન કરે છે અર્થાત્ જેમાં ઉત્પન્ન થતા પદાર્થોનું ક્રમવિના જ કથન કરવામાં આવ્યું છે તે શ્રુતિઓનો અર્થ પણ સ્પષ્ટ થઇ જાય છે કેમ કે ગમે તે અન્ય શ્રુતિવશાત્ સિદ્ધ થતો ક્રમ લેવામાં આવે તો તેથી પણ એ શ્રુતિની ઉપપત્તિ થઈ શકે છે, અને જે શ્રુતિમાં સાક્ષાત્ ક્રમ કહ્યો છે તેની ઉપપત્તિ તે ક્રમ લીધા વિના થતી નથી. એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞામાં પણ તેજસ્‌ને વાયુમાંથી ઉત્પન્ન થતું લેવામાં બાધ આવતો નથી કેમકે પરંપરાથી તેજસ્ પણ બ્રહ્મનુંજ કાર્ય છે. તેથી સર્વથા સંદિગ્ધ શ્રુતિઓનો અર્થ ઉત્પન્ન થાય છે માટે તેમાં લેશ પણ વિરોધ નથી.

આ પ્રમાણે તેજસ્‌ની ઉત્પત્તિ સિદ્ધ કરી હવે એ જ ન્યાયનો અતિદેશ જલના સંબંધમાં શ્રીસૂત્રકાર કરે છે.

આપઃ ॥ ૧૧ ॥

સૂત્રાર્થઃ—અપ (જલ) તેજસ્‌માંથી ઉત્પન્ન થાય છે કેમકે શ્રુતિ એમ કહે છે.

આ સૂત્રમાં **અતઃ તથા હિ આહ** એટલાં પદોની પૂર્વ સૂત્રમાંથી અનુવૃત્તિ થાય છે. અહીં પણ **તદપોऽસૃજત**-તેણે જલને સર્જ્યું. **અગ્નેરાપઃ**-તેજસ્‌માંથી જલ ઉત્પન્ન થયું એમ બે પ્રકારની શ્રુતિ છે અને એમાં ગયા સૂત્રની માફક જ પૂર્વપક્ષ, એકદેશિ મત અને સિદ્ધાન્ત કરાય છે. જલના સંબંધમાં એક અધિક શંકા એ આવે છે કે લૌકિક અગ્નિ જલનો દાહ કરે છે તેથી જલ અગ્નિદાહ્ય હોવાથી એની ઉત્પત્તિ તેજસ્ અર્થાત્ અગ્નિથી નહિ હોય એ શંકાનો પરિહાર પણ આ અતિદેશ સૂત્રથી થાય છે. શ્રુતિ સ્પષ્ટપણે અગ્નિથી જલ થાય છે એમ કહે છે એટલે એમાં સંશય સંભવતો નથી. પ્રત્યક્ષકરતાં શ્રુતિ બલવાન્ છે, વળી લૌકિક અગ્નિ (તેજસ્) એ ત્રિવૃત્તકૃત (પંચીકૃત) તેજસ્ છે અને લૌકિક (લોકદષ્ટ) જલ તે પણ પંચીકૃત જલ છે. એ બેમાં જલ અગ્નિદાહ્ય દેખાય છે પણ એ નિયમ સૂક્ષ્મ (અપંચીકૃત) જલમાં છે એવું માનવા કારણ નથી. એથી ઉલટું શ્રુતિ અપંચીકૃત અગ્નિમાંથી અપંચીકૃત જલ ઉત્પન્ન થાય છે એમ કહે છે તેથી ત્યાં અગ્નિદાહ્યત્વ નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રસંગમાં પાંચ ભૂતોની ઉત્પત્તિ શ્રીસૂત્રકાર વર્ણવે છે. તેમાં પૃથિવીની ઉત્પત્તિ કહેતાં પૂર્વે જલમાંથી પૃથિવી થાય છે માટે જલને તેજસ્ અને પૃથિવીની વચ્ચે મૂક્યું છે. હવે પૃથિવી જલમાંથી થાય છે એ કહી પંચભૂતોની ઉત્પત્તિ પૂર્ણ કરે છે.

પૃથિવ્યધિકારરૂપશબ્દાન્તરેભ્યઃ ॥ ૧૨ ॥

સૂત્રાર્થઃ—પ્રકરણ, રૂપ તથા અન્ય શ્રુતિ એ ત્રણ હેતુથી નિર્ણય થાય છે કે અન્ન શબ્દ પૃથિવીનો બોધક છે.

શ્રીછાંદોગ્ય ઉપનિષદ્‌માં કહ્યું છે કે **તા આપ ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त । ६ २. ४. ।** તે જલે ઇક્ષણ કર્યું કે અમે બહુરૂપ થઇએ અને એમ ઇક્ષણ કરી તેણે અન્નને સર્જ્યું. આ વિષયવાક્યમાં સંશય થાય છે કે અહિં અન્ન શબ્દથી શેનું ગ્રહણ કરવું ? વ્રીહિ, યવ આદિ ભક્ષ્ય પદાર્થ કે ઓદનાદિ પક્વ અન્નનું ગ્રહણ કરવું કે પૃથિવીનું ગ્રહણ કરવું ? ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થયો કે વ્રીહિયવાદિ કોઈ પ્રકારના—અપ-

કત્ર કે પક્વ–અન્નનું એથી ગ્રહણ કરવું કેમકે અન્ન શબ્દ લોકમાં એ અર્થમાં રૂઢ થયેલો છે. આ પ્રકરણમાં વાક્યશેષમાં વળી જણાવ્યું છે કે **तस्माद्यत्र क्व च न वर्षति तदेव भूयिष्ठं अन्नं भवति ।** જ્યાં કોઈ પ્રદેશમાં વૃષ્ટિ થાય છે ત્યાં અન્ન વધારે થાય છે. અહિં વૃષ્ટિ થવાથી પૃથિવી કંઇ વધતી નથી. પૃથિવી તો જે છે તે જ રહે છે. પણ વૃષ્ટિ થવાથી વધારે થનાર અન્ન તે વ્રીહિયવાદિ છે. માટે રૂઢિ તથા વાક્યશેષથી અન્નનો અર્થ વ્રીહિયવાદિ વિવક્ષિત હોય એમ જણાય છે.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે અહિંનો અન્નશબ્દ પૃથિવીનો બોધક છે, અહિં અન્નશબ્દથી જલમાંથી ઉત્પન્ન થનાર પૃથિવીની જ વિવક્ષા છે. એ સિદ્ધાન્ત શાથી કર્યો એ પ્રશ્નના ઉત્તરમાં શ્રીસૂત્રકાર ત્રણ હેતુ દર્શાવે છે. પ્રથમ તો અધિકાર એટલે પ્રકરણ, અહિં તેણે તેજસને સર્જ્યું, તેણે જલને સર્જ્યું એ આદિ વાક્યો મહાભૂતની સૃષ્ટિનાં પ્રતિપાદક છે તેથી મહાભૂતની સૃષ્ટિનું આ પ્રકરણ પ્રસ્તુત કર્યું છે, તેમાં જલસુધીની સૃષ્ટિ કહેવાઇ ગઇ છે. હવે ક્રમપ્રાપ્ત પૃથિવીની સૃષ્ટિ છે. તેનું ઉલંઘન કરી કારણવિના વ્રીહિયવાદિનો પરિગ્રહ કરવો અન્યાય્ય છે અર્થાત્ પ્રકરણથી બાધિત છે. બીજો હેતુ રૂપ છે, અહિં વાક્યશેષમાં જે રૂપનું કથન કર્યું છે તે પૃથિવીને અનુગુણ છે. વાક્યશેષમાં કહ્યું છે કે **यत्कृष्णं तदन्नस्य** જે કૃષ્ણરૂપ છે તે અન્નનું છે. વ્રીહિયવાદિ પદાર્થો તથા પક્વ ઓદનાદિ અન્ન નિયમે કરીને કૃષ્ણ ( કાળા ) હોતા નથી. યદ્યપિ પૃથિવીનાં ક્ષેત્રો (ખેતરો ) પણ દુધના જેવાં શ્વેત તથા અંગારાજેવાં રોહિત પ્રસંગે હોય છે તથાપિ પૃથિવી પોતે સ્વભાવથી અને બહુલપણે કૃષ્ણ જ દેખાય છે તેથી પૃથિવીનું રૂપ ઘણે ભાગે કૃષ્ણ છે અને શ્વેત નથી તેમ રોહિત પણ નથી. પૌરાણિકો પણ **सा च कृष्णा आसा** કહી રાત્રિને પૃથિવીની છાયા વર્ણવી પૃથિવીના રૂપને કૃષ્ણ કહે છે. તેથી વાક્યશેષમાં કહેલું કૃષ્ણ રૂપ પૃથિવીને અનુગુણ હોવાથી અહિં પૃથિવીનો પરિગ્રહ કરવામાં સાધક હેતુ થાય છે. તૃતીય હેતુ તે શ્રુત્યન્તર છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં સમાન પ્રકરણમાં કહ્યું છે કે **अद्भ्यः पृथिवी**—જલમાંથી પૃથિવી ઉત્પન્ન થાય છે. બૃહદારણ્યકમાં કહ્યું છે કે **तद्यदपां शर आसीत् तत्समहन्यत सा पृथिव्यभवत्** જલમાંનો શરભાગ ઘનીભાવને પામ્યો અને પૃથિવીરૂપ થયો. તેથી આ બંને સમાન પ્રકરણવાળી શ્રુતિમાં જલમાંથી ઉત્પન્ન થનારી પૃથિવી કહી છે અને અહિંથી જલમાંથી ઉત્પન્ન થનાર અન્ન કહ્યું છે તેથી એ અન્ન તે પૃથ્વિ જ હોવું ઘટે છે. શ્રુતિ, લિંગ, વાક્ય, પ્રકરણ, સ્થાન અને સમાખ્યા એ છ પ્રમાણમાં ઉત્તરોત્તર દુર્બલ છે તેથી રૂઢિકરતાં સ્થાન અધિક બલવાન્ છે. વ્રીહિઆદિ અન્ન જલમાંથી સાક્ષાત્ થતું નથી પણ પૃથિવીમાંથી થાય છે એ તૈત્તિરીય શ્રુતિ—**पृथिव्या ओषधयः ओषधीभ्योऽन्नम्** પૃથિવીમાંથી ઓષધિ થાય છે અને ઓષધિમાંથી અન્ન થાય છે—સ્પષ્ટપણે કહે છે.

આ પ્રમાણે પ્રકરણ, વર્ણરૂપ લિંગ અને શ્રુત્યન્તર એ ત્રણ હેતુ પૃથિવીના ગ્રહણ કરવામાં વિદ્યમાન છે તો પછી અહિં અન્ન શબ્દવડે વ્રીહિઆદિની પ્રતિપત્તિ કેવી રીતે થઇ શકે ! વ્રીહિયવાદિ અર્થમાં અન્નની દર્શાવેલી રૂઢિ તેનો પ્રકરણ, લિંગ અને સ્થાનથી બાધ થઇ જાય છે. વૃષ્ટિ થતાં અન્ન વધે છે એ વાક્યશેષ જે પૂર્વપક્ષીએ દર્શાવ્યો ત્યાં વ્રીહિયવાદિ

અન્નનું ભલે ગ્રહણ થાય તોપણ એ અન્ન પાર્થિવ છે તેથી જલમાંથી ઉત્પન્ન થનાર જે અન્ન તે પૃથિવી છે એ અર્થનું જ એ સૂચન કરે છે. તેથી સર્વ રીતે સિદ્ધ થાય છે કે અહિં અન્ન શબ્દવડે પૃથિવીનું ગ્રહણ કરવાનું છે; અર્થાત્ મહાભૂતની ઉત્પત્તિમાં જલમાંથી પૃથિવી ઉત્પન્ન થાય છે એ સિદ્ધ છે અને એમાં શ્રુતિની વિપ્રતિપત્તિ નથી.

હવે આ મહાભૂતની ઉત્પત્તિના સંબંધમાં એક પ્રશ્ન અન્ય ઉઠે છે તેના સંબંધમાં શ્રીસૂત્રકાર હવે સિદ્ધાન્ત કરે છે.

## तदभिध्यानादेव तु तल्लिङ्गात् सः ॥ १३ ॥

**સૂત્રાર્થઃ**–પરમેશ્વર પોતે તે તે રૂપે રહીને ઇક્ષણ કરી તે તે ભૂતને સર્જે છે કેમકે પરમેશ્વર સર્વનિયન્તા છે એમ શ્રુતિ કહે છે.

અહિં પ્રશ્ન એ થાય છે કે આ આકાશાદિ ભૂતો પોતે જ પોતાના વિકારોને સર્જે છે કે પરમેશ્વર આકાશાદિ ભૂતરૂપે રહીને ઇક્ષણ કરી વાયુઆદિ વિકારને સર્જે છે? આ સંશય થતાં પૂર્વ પક્ષ એ પ્રાપ્ત થાય છે કે એ ભૂતો પોતે જ પોતાના વિકારને સર્જે છે, કારણ કે **आकाशाद् वायुः वायोरग्निः**–આકાશમાંથી વાયુ થાય છે, વાયુમાંથી તેજસ્ થાય છે—ઇત્યાદિ શ્રુતિમાં સ્વતંત્રપણે જ વાયુ આદિની સૃષ્ટિ વર્ણવી છે. દ્વિતીયાધ્યાયના દ્વિતીય પાદના આરંભના અધિકરણમાં જે અચેતન છે તેની સ્વતંત્ર પ્રવૃત્તિ થઇ શકતી નથી એ સ્થાપન કર્યું છે તેથી આકાશાદિ ભૂતો સ્વતંત્રપણે વાયુ આદિનાં ઉપાદાન થઇ શકે, તેમ નથી, તેમ જે અચેતન છે તે સ્વતંત્રપણે કર્તા પણ થઇ શકે તેમ નથી, તોપણ **तत्तेज ऐक्षत, ता आप ऐक्षन्त**—તે તેજસે ઇક્ષણ કર્યું, તે જલે ઇક્ષણ કર્યું ઇત્યાદિ શ્રુતિમાં તેજસ્ આદિને ઇક્ષણ કરનાર ચેતન વર્ણવ્યાં છે. તાત્પર્ય કે જેમ મનુષ્યાદિ શબ્દો માત્ર તે અચેતન દેહમાં વાચક નહિ થતાં તે તે દેહાભિમાની જીવોનાં વાચક થાય છે તેમ **आकाशाद् वायुः**–આકાશમાંથી વાયુ થાય છે ઇત્યાદિ શ્રુતિમાં આકાશાદિ શબ્દોવડે આકાશાદિ ભૂતના અભિમાની દેવોનું ગ્રહણ કરીને એ દેવે વાયુની સૃષ્ટિ કરી ઇત્યાદિ અર્થ લેવો યોગ્ય છે. આમ થવાથી એ દેવો ચેતન હોવાથી એમાં કર્તૃત્વનો સંભવ છે અને તેથી ઉક્ત શ્રુતિમાં નિરપેક્ષ નિમિત્તત્વ પંચમીનો અર્થ લેવો. આ પ્રમાણે અર્થ કરીને પૂર્વપક્ષીને મૂલ કહેવાનું એ છે કે જેમ આ શ્રુતિનો આવો અર્થ થાય છે તેમ અન્ય શ્રુતિ કહે છે કે **तदात्मानं स्वयमकुरुत**–પરમાત્માએ પોતાના વિકારોને પોતેજ સર્જ્યા. આ શ્રુતિમાં **स्वयम्** પદ વાપર્યું છે. એનો શો અર્થ છે? એનો અર્થ એ છે કે અન્ય કોઇની પણ અપેક્ષા વિના. તેથી આ શ્રુતિ બ્રહ્મને આકાશાદિ સર્વના સ્વતંત્ર કર્તા, અન્ય નિરપેક્ષ કર્તા જણાવે છે. તેથી આ બંને પ્રકારની શ્રુતિનો વિરોધ હોવાથી ઉત્પત્તિના વિષયમાં શ્રુતિનું પ્રામાણ્ય નથી અને તેથી ભૂતાદિની ઉત્પત્તિનો નિર્ણય શ્રુતિથી ન કરતાં યુક્તિથી કરવો અથવા સાંખ્યાદિ સ્મૃતિને આધારે કરવો.

આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં એકદેશિ સિદ્ધાન્ત આ પ્રમાણે છે કે જેમ આકાશાદિરૂપ થયેલું બ્રહ્મતત્ત્વ સર્વનું ઉપાદાન કારણ છે તેમ આકાશાદિના અભિમાની દેવરૂપ જે જીવો તે રૂપતાને પામેલું બ્રહ્મતત્ત્વ સર્વના કર્તારૂપ છે. તેથી પરમેશ્વર પરંપરાથી સર્વના સ્રષ્ટા છે માટે

પરમેશ્વરને કર્તા વર્ણવનાર શ્રુતિસાથે બીજી શ્રુતિનો અવિરોધ થઇ રહે છે. स्वयम् પદ વાપર્યું છે તે અન્ય ઈશ્વરનો નિરાસ કરે છે, અને જીવભાવની અપેક્ષાનો નિરાસ કરતું નથી.

આ રીતે પૂર્વપક્ષ તથા એકદેશીનો સિદ્ધાન્ત પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે આકાશમાંથી વાયુ થયો ઇત્યાદિ વાક્યમાં આકાશાદિ પદનો મુખ્યાર્થ બાધિત થતો નથી અને તેથી એ પદોની દેવરૂપ અર્થમાં લક્ષણા કરવી અનુચિત છે અને પંચમી વિભક્તિનો રૂઢ અર્થ પ્રકૃતિત્વ છે માટે તે જ અર્થ એ વાક્યમાં લેવો જોઇએ. તેથી અચેતન જે આકાશાદિ ભૂતો તે અચેતન હોવાથી કર્તા જ થઇ શકે તેમ નથી તો પછી ઈશ્વરથી અનપેક્ષ કર્તા હોય એ તો કેવળ અસંભવ છે. યદ્યપિ તે તે ભૂતના અભિમાની જે દેવો તે ચેતન હોવાથી કર્તા સંભવે છે પણ શ્રુતિ એ સર્વ દેવોને ઈશ્વરના નિયમ્ય પ્રબોધે છે તેથી એ ચેતન છતાં એમનું સ્વાતંત્ર્ય નથી અને તે તે ભૂતો તો અચેતન હોવાથી બીલકુલ જ સ્વતંત્ર નથી, તેથી પરમેશ્વર જ તે તે આકાશાદિ ભૂતરૂપે થઇ રહીને ઇક્ષણ કરે છે અને વાયુ આદિ વિકારને સર્જે છે. કારણ કે શ્રુતિ કહે છે કે *यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीयमन्तरो यमयति*–જે પૃથિવીમાં રહીને પૃથિવીના અન્તર છે, જેને પૃથિવી જાણતી નથી, જેનું પૃથિવી શરીર છે, જે પૃથિવીના અંતરરૂપ હોઇને પૃથિવીનું નિયમન કરે છે, ઈત્યાદિ આ આદિ શ્રુતિઓ બ્રહ્મથી અધિષ્ઠિત આકાશાદિ ભૂતોની પ્રવૃત્તિ જણાવે છે, તેથી યદ્યપિ તે તે અચેતન ભૂતરૂપે અવસ્થિત બ્રહ્મ તે તે તે વિકારનું ઉપાદાન છે તથાપિ તે તે જીવરૂપે રહીને ઈશ્વર કર્તા નથી, પણ તે તે ભૂતોમાં અંતર્યામીરૂપે અવસ્થિત પરમેશ્વર સાક્ષાત્ જ સર્વના કર્તા છે. આમ હોવાથી *सोऽकामयत बहु स्यां प्रजायेय*–પરમાત્માએ ઇક્ષણ કર્યું કે હું બહુરૂપ થાઉં એ પ્રકારે બ્રહ્મનો પ્રસ્તાવ કરી *सच्च त्यच्चा भवत् तदात्मानं स्वयमकुरुत*–તે બ્રહ્મતત્ત્વ સદ્રૂપ અને તદ્રૂપ થઇ રહ્યું અને પોતે જ પોતાના સ્વરૂપને સજી રહ્યું એમ કહી એ બ્રહ્મતત્ત્વને જ શ્રુતિ સર્વાત્મરૂપે વર્ણવે છે અને તેથી બ્રહ્મનું જ સાક્ષાત્ કર્તૃત્વ સ્થાપે છે.

પૂર્વપક્ષમાં કહ્યું હતું કે અપ તથા તેજસ્ એ બંનેએ ઇક્ષણ કર્યું એવું શ્રુતિ કહે છે, તે સાચું છે. પણ એ ઇક્ષણ થવાનું કારણ એ છે કે એ ભૂતોમાં પરમાત્માનો જ આવેશ થયેલો છે. *नान्योतोस्ति द्रष्टा*–બ્રહ્મથી અતિરિક્ત કોઈ દ્રષ્ટા નથી એ શ્રુતિ અન્ય ઇક્ષણકર્તાનો કંઠરવથી જ પ્રતિષેધ કરી રહી છે. વળી *तदैक्षत* એ શ્રુતિમાં *तत्* પદ વાપર્યું છે અને તે પ્રસ્તુતનો પરામર્શ કરે છે અને પ્રસ્તુત બ્રહ્મ છે તેથી એ શ્રુતિ સ્પષ્ટપણે બ્રહ્મને ઇક્ષણકર્તા સ્થાપે છે. તેથી ભૂતોનું ઈશિતૃત્વ નથી પણ એ પરમાત્માનું જ છે માટે પરમાત્મા જ સાક્ષાત્ સર્વના સ્રષ્ટા છે એ સિદ્ધ થાય છે.

---

## ધનપતિ રૉકફેલર.

અમેરિકાના ધનપતિ જૉન. ડી. રૉકફેલરને પાશ્ચાત્ય દેશસાથે સંબંધ ધરાવનાર કોણ નથી ઓળખતું ? અમેરિકાની પૃથ્વી તેને ત્યાં ધનપર વાગતી ભૂંગળને લીધે રણકાર કરી રહી છે. અમેરિકાની પૃથ્વીનું રેતું પણ જાણે 'હું રૉકફેલરને જાણું છું,' એમ કહેવાને તલપી રહ્યું છે.

આ રૉકફેલરના પ્રકાશથી આજ કાલ લગભગ મનુષ્યમાત્રનાં ગૃહ પ્રકાશિત થઈ રહે છે. એટલું જ નહિ પરંતુ અનેક દેશનાં અનેક કારખાનાંમાં જો તે આવીને બેસતો નથી તો તે કારખાનાંમાં પ્રાણ આવતા નથી. તે ચાલતાં નથી. કેમ ? કેમકે બધાં જ કારખાનાંનો પ્રાણ રૉકફેલર છે.

અને તે કેવી રીતે ? દેશે દેશમાં ધાસતેલને પહોંચાડનારી અત્યંત સમર્થ ' સ્ટૅન્ડર્ડ ઑઇલ કંપની ' નો તે મુખ્ય છે. અને તેથી જ તે દેશમાં બાઇબલમાં કહ્યા પ્રમાણે ઈશ્વરે જેમ કહ્યું હતું કે ' Let there be Light '. (' પ્રકાશ થાઓ ') અને જેમ (And there was light ) પ્રકાશ થયો તે જ પ્રમાણે તેને માટે પણ કહેવાય છે કે એ જો કહે કે Let there be light ( પ્રકાશ થાઓ ) તો ગમે ત્યાં ગમે તેટલો પ્રકાશ થઇ શકે એમ છે. જો કે તે માત્ર સ્થૂલ પ્રકાશ પ્રકટાવી શકે છે

આ રૉકફેલરે જ જગતને વ્યાપાર કેમ કરવો એ ખરી રીતે બતાવી આપ્યું છે. અને વ્યાપાર કરીને તેમાંથી ધારેલી મુરાદ કેમ બર લાવવી એ તેણે જ શીખવ્યું છે. તેની એ ' સ્ટૅન્ડર્ડ ઑઇલ કંપની ' એ જગતને તેણે આજ સુધી જોયેલા કોઇ પણ ઉત્તમ દૃષ્ટાંતકરતાં વધારે પ્રમાણમાં વ્યવસ્થાસર કામ કેમ કરવું, ચાલકપણું એ શું છે અને તે કેવું હોવું જોઈએ એ સર્વોત્તમ રીતે અને મોટામાં મોટા નિદર્શનરૂપ થઇને બતાવી આપ્યું છે. એ કંપની. મોટામાં મોટો વ્યાપાર કેમ થાય અને તે સર્વોત્તમ પ્રકારે અર્થને સિદ્ધ કરનાર શી રીતે થાય તેના દૃષ્ટાંતની ખોટ તે આજ જગતને પૂરી પાડે છે. રાજ્યને અને પ્રજાને બંનેને ધાસતેલ આપીને તે ઉભયને ઉપયોગી થઇ પડ્યો છે. ઉપયોગી થઇ પડ્યો છે એટલું જ નહિ પણ તેણે જનસમુદાયના વ્યવહારઉપર એટલી બધી સત્તા જમાવી દીધી છે કે એક પક્ષે કહીએ તો મનુષ્યના મોટા સમુદાયને તેણે પોતાને અધીન કરી લીધો છે. અને તેમ કરવામાં તેની વ્યાપાર ખેડવાની કુશળતા એ એક કારણ છે. તેણે દૂર દેશાવરપર્યંત એવો તો વ્યાપાર જમાવી દીધો છે કે જેથી કરીને તેના માલનો દુનિયાને છેડે પણ ઉપયોગ હોય. અને મનુષ્ય તેનો ઉપયોગ કરવો શરુ કર્યા પછી ભાગ્યે જ તેને છોડી શકે છે.

વ્યાપાર તો એ જ જાતનો બીજી કંપનીઓ પણ કરે છે, પરંતુ આનો વ્યાપાર કરવાની કુશળતાથી તો અવધિ છે ! તે ઘણો નિયત નફો ખાય છે. તેના વ્યાપારમાં અમુકથી વધારે નફો ખાવાની સખ્ત મનાઇ છે ! અને તેમ છતાં આજે તે જેટલું કમાય છે તેટલું હિંદુસ્થાનનું કોઇ મોટું રાજ્ય તો શું પણ તેવાં અનેક રાજ્યોને એકઠાં કરીએ તોપણ તેટલી આવકવાળાં તે નહિ થવાનાં.

જ્યારે રૉકફેલર ધાસતેલમાંથી ધુમાડાને કાઢી નાંખવામાં વિજયી થશે ત્યારે તે જગતના ઉપર એક મોટો ઉપકારક ગણાશે.

કેટલાં વિદ્યાલયોને તેણે સાહાય્ય આપી વિદ્યાર્થીઓને જે તેણે લાભ આપ્યો છે એ લાભની કિંમતી આંકી જાય એમ નથી. વિદ્યાર્થીનાં જીવન વૃદ્ધિને, વિશાલતાને અને વિદ્યાની સમૃદ્ધિને પામી ઉત્તમ માર્ગગામી થાય તો તેવી રૉકફેલરની કૃતિના હિતનું માપ શી રીતે નીકળે !

વિદ્યાલયો બંધાવવામાં, તેને નીભાવવામાં તેમ જ બીજાં અનેક લોકોપયોગી કાર્યો કરવામાં તેણે આજ સુધીમાં ૫૦૦૦૦૦૦૦૦–પચાસ કરોડ રૂપૈયા ઉપરાંત રકમ વાપરી નાંખી છે.

તેણે આજ સુધીમાં શું શું સારૂં કર્યું છે તેનો તે કદી વિચાર કરતો નથી–તે વિચાર કરવાનો તેને અવકાશ મળતો નથી. **તેના અંતઃકરણને જે દુઃખ દે છે તેનો જ તે વિચાર કરે છે.** જગત્ કેવી રીતે ઉત્કૃષ્ટ સ્થિતિને પામે એ વિચાર તેની પ્રીતિનો વિષય છે. કોઇની ખરાબ સ્થિતિ જોઇને તેને જે દુઃખ થાય છે તેની નિવૃત્તિ માટે જ તે વિચાર કરે છે.

તેની વાર્ષિક ઉપજ–આર્યદેશના વ્યાપારી–સમર્થ વ્યાપારી બંધુઓ ! તમે શું ધારો છો ? તમે કરોડપતિ હશો, તો તમારી તે મિલ્કતનો કેટલામો હિસ્સો તેની વાર્ષિક આવક છે એમ અનુમાન કરવાનું તમે સાહસ કરશો ? હું નથી ધારતો કે તમે ૬૦ કે ૭૦ ચોમાસાં વીતાવી જે કરોડ રૂપૈઆ એકઠા કર્યાં છે તેટલા બધાને જ તેની એક વર્ષની આવક તરીકે કહેવાને હિંમત કરી શકતા હો. પરંતુ સાંભળો, હૈયે હાથ દઇને સાંભળો, તેની વાર્ષિક ઉપજ ૨૦૦૦૦૦૦૦૦, વિશ કરોડ રૂપૈયાની છે !

કોઇ અપરાધ માટે કોર્ટ તરફથી તેનો દંડ થયો. કેટલો ? કંઇ ઝાઝો નથી. બે ઉપર માત્ર ૦૦૦૦૦૦ મીંડાં. વિશ લાખ રૂપૈયા ! આ દંડ થયાની હકીકત કહેવાને તેની પાસે તેનો ક્લાર્ક આવ્યો તે વખતે તે રૉકફેલર ગોલ્ફની રમત રમતો હતો. તેને આ દંડની રકમ સાંભળીને કેટલાં હડબડીયાં આવ્યાં હશે એમ તમને લાગે છે ? આ હકીકત કહેવાથી તેની રમતમાં ભંગ પડ્યો અને તેથી તેના ક્લાર્કને ચીડાઇને જવાબ આપ્યો, મૂર્ખા ! જતો રહે અહિંથી. તેના પૈસા ભરી દે. મને મારી રમતમાં ભંગ પાડવા શા માટે આવ્યો ?

જેનો બે રૂપૈયા કેડમાંથી છોડીને આપતી વખતે ડાબી કેડમાં રૂપૈયા હોય છે તો જમણી કેડભણી હાથ વળે છે તે મનુષ્યોને આ સાંભળી કેવી જાતનાં શીત આવશે ! !

તે કહે છે કે મને માત્ર ૫૭ મનુષ્યોનાં નામ યાદ છે કે જેને મેં કરોડપતિ કર્યાં છે ! એ વિના બીજા છે. પણ મને તેમનાં નામ યાદ રહેવાં મુશ્કેલ છે. પેઢીધર મહેતાગીરી કરનાર મનુષ્યને પાંચ રૂપૈયા વધારે આપતાં જેના જીવઉપર આવે છે અને તું લાયક નથી એવું જેને સર્ટીફીકેટ કંઇ વધારે રૂપૈયા આપવા પડે તેને માટે જે આપે છે તેવા ધનાઢ્યો ! આકાશ પાતાળ જેવડું પહોળું મોં કરીને શું જુઓ છો ! દીવાળીને દહાડે વહાણુમાં પાંચ પતાસાં આપી કે એક ચહાનો પેયાલો પાઇ રાજી કરી તેમાં પોતાને મોટા ઉદારની પૂંછડી માનનાર તથા શેઠ કહેવડાવનારા મનુષ્યોને ધનવાન્ કહેવા કે ગરીબ ! નોકરને પાંચ રૂપૈયા સોંપવામાં ' તું લાયક નથી ' કે તમે લાયક નથી ?

રૉકફેલરની જે સ્થાવર જંગમ મિલ્કતો છે તેની કિંમત કાઢવાને માટે કેટલાક મનુષ્યોએ ૭ મહિના એક સરખી સખ્ત મહેનત લીધી, તોપણ તેઓ તેનો અડસટો સરખો કાઢી શકયા નહિ !

તેમ જ તેની રોકડ મિલ્કતમાં કેટલા ડૉલર છે તેને ગણવાને એક મહિનો બરાબર થયો છતાં તે ગણાઈ શકી નથી !

આટલી સંપત્તિ છતાં ઓફીસમાં ને એક કલાકના જેવી મહેનત કરે છે. બરાબર નવે આવી સાંજરે સાડા પાંચે ઓફીસમાંથી છૂટો થાય છે.

નિવૃત્તિપરાયણ જીવનની વગર સમજ્યે હિમાયતી કરનાર મનુષ્યને રોકફેલરનો આટ આટલા પૈસા છતાં ગદ્ધાવૈતરું કરવાના સ્વભાવનો ડોળ આ બહાંડકરતાં કેવડો વધારે મોટો લાગતો હશે !

---

# માનસ પ્રયોગો.

નીચેના ઉપાયોને માનસ ઉપાય કહેવામાં આવે છે. અને તે એટલા સરલ તથા અ- સરકારક છે કે તે પ્રત્યેકથી ફલીભૂત રીતે સાધી શકાય છે.

૧

જ્યારે પચનક્રિયા મંદ પડી ગયેલી લાગે ત્યારે જઠરના પ્રદેશમાં સઘળા ભાગમાં સારી રીતે રક્તાભિસરણની વૃદ્ધિ થાય એ પ્રમાણે કરો. આ કરવાને માટે તમારા ધ્યાનને એ પ્રદે શમાં વાળો, અને જ્યાં તમારું ધ્યાન વળ્યું છે તે તરફ લોહીની ગતિને વધારવાની તીવ્ર અને અક્ષુબ્ધ ઇચ્છાને પ્રકટાવો.

૨

જ્યારે તાઢ વાતી હોય કે શરીરઉપર શીતલતા લાગતી હોય ત્યારે શરીરના ઉપરના ભાગમાં અને શરીરના સઘળા ભાગમાં લોહીની ગતિ વધારવાનો પ્રયત્ન કરો. એ પ્રકારે થાય એવી માત્ર ઇચ્છા તેને માટે બસ છે; માત્ર તેનું અત્યંત ઉંડાણથી ભાન થવું જોઇએ અને એ ક્રિયામાં શ્રદ્ધા હોવી જોઇએ. જ્યારે શરીરના ઉપરના પડમાં લોહીની ગતિ વધે છે ત્યારે ત્વચાનાં છિદ્રો ખુલ્લાં થાય છે. આ પ્રમાણે શરીરમાંનો કચરો કે જેથી તેને પૂરાઇ જવાનો ભય રાખવામાં આવે છે તેને તે ક્રિયા શરીરમાંથી બહાર કાઢી નાંખે છે.

૩

માથું દુઃખતું હોય તેને મટાડવાને માટે આ બે સાદા પ્રયોગો છે. પ્રથમ શાંતપણે અને ગાઢપણે પગના વિચાર કરવા-પગમાં વૃત્તિને સ્થાપવી. અને તેની સાથે એ ઇચ્છા જાગ્રત્ કરવી કે પગતરફ લોહીનો ધસારો થાય. આ ઇચ્છા મસ્તકમાં આવતા લોહીના વધારાના પ્રમાણને ત્યાંથી અટકાવી પગતરફ લઇ જશે કે જે તે દુઃખ નિવૃત્ત કરવાને માટે ખાસ આવશ્યક છે. બીજો પ્રયોગ મગજના મધ્યબિંદુમાં ધ્યાનને સ્થાપવાનો છે. તેની સાથે એ ઇચ્છા રાખવાની છે કે મગજનું સઘળું બળ તે મધ્યબિંદુપ્રતિ ઘસડાઇ આવે. આને માટે મગજના મધ્યબિંદુમાં ધ્યાનને એકાગ્ર કરો, અને પછી મગજનાં સૂક્ષ્મ દ્રવ્યો અથવા સામર્થ્યો તે મધ્યબિંદુમાં આવતાં હોય એ પ્રકારનું ભાન કરો. એ દ્રવ્યો અથવા સામર્થ્યો તમારી ઇચ્છાનુસાર ગતિ કરતાં હોય એવી કલ્પના કરો, અને તેની સાથે જે પરિણામ લાવવો છે તે પરિણામ આવતો જાય છે એવા પ્રકારનું ભાન કરવાનો યત્ન કરો. તેમાં જેમ જેમ તમે વિજય મેળવતા જાઓ છો તેમ તેમ મગજના પ્રત્યેક ભાગમાં સમતોલ- પણું મેળવતા જાઓ છો, અને તેથી એકઠા થઇ ગયેલા-જામી ગયેલા-ભાગો છૂટા પડી જાય છે.

૪

શરીરના કોઇ પણ ભાગની વેદના અથવા દુઃખ તે ભાગમાં પૂર્ણ રીતે લોહીનું પ્રસારણ કરવાથી–લોહીને વહેવડાવવાથી–મટાડી શકાય છે. અને તે કરવાને માટે માત્ર તેવી ઇચ્છા કરવી એ બસ છે–માત્ર તે ઇચ્છા અંતરની અત્યંત ઉંડાણવાળી હોવી જોઇએ.

૫

જ્યારે (તમને) પ્રકૃતિને અનુકૂલ ન જણાતું હોય ત્યારે દશ કે વિશ મિનીટ પૂર્ણ શાંત થઇ રહો, અને તમારા શરીર તથા મનની ગાઢ અર્થાત્ ઉંડાણવાળી સ્થિતિમાં શાંતિ થવાની લક્ષણા કરો. એટલે શરીરના ઉપરના ભાગથી તે અંદરના આંતર મનના અત્યંત ઉંડાણવાળા ભાગના સર્વ પ્રદેશમાં શાંતિનું ભાન કરો. આ તમારા શરીરના પ્રત્યેક વિભાગમાં સરખાપણાને સમાનતાને ઉપજાવશે અને જ્યારે કુદરતને કેટલાક વખત માટે પૂર્ણ સરખાપણું અથવા એકરાગપણું આપવામાં આવે છે ત્યારે લગભગ બધી ત્રાસદાયક પીડા શમી જાય છે.

૬

જ્યારે તમે તમને જોઇએ તેવા પ્રફુલ્લ ન લાગતા હો ત્યારે બલવાન્ અનુકૂલ ભાવનાને કરજો. માનસિક રીતે કહ્યા કરજો કે તમારે જેવા થવું છે તેવા તમે છો, અને જેવા પ્રકારનો અનુભવ તમારે કરવો છે તેવો જ અનુભવ હાલ કરો છો. જે કંઇ થોડો સમય તમને તેવા વખતે મળ્યો હોય તે સમયની પ્રત્યેક ક્ષણે તમને પોતાને આ પ્રકારની ભાવના આપ્યા કરજો, અને તેમ કરવાથી તમે કુદરતને એટલી બધી મદદ કરશો કે તમારા શરીરમાંથી સઘળા પ્રકારના અધિકપણાનું ભાન પૂર્ણપણે નિવૃત્ત થઇ જશે. કુદરત તમારા શરીરના પ્રત્યેક ભાગમાં પૂર્ણ એકરાગ ઉપજાવવાને માટે અખંડ પ્રયત્ન કર્યાં કરે છે, અને જો તેને પૂરતી મદદ કરવામાં આવે છે તો તેવું આરોગ્ય દરેક પ્રસંગે તેવું અને તેવું જળવાઇ રહે છે; અને બલવાન્ ઉત્તમ ભાવના કુદરતમાં આ સામર્થ્યનો અવશ્ય વધારો કરે છે.

૭

આરોગ્યને પ્રકટાવનાર સાધનોમાં શ્રદ્ધાનું મૂલ્ય અત્યંત છે એ વાર્તા જ્યારે આપણે જાણીએ છીએ કે શ્રદ્ધા મનનો નિશ્ચયપૂર્વક વિકાસ કરે છે, અને તેથી કરીને શરીરને જૂનાપણામાંથી કાઢીને નવાપણામાં અને ઉત્તમતામાં લાવે છે ત્યારે તે તત્કાળ સમજાઇ જાય એમ છે. શ્રદ્ધા હમેશાં વધારે ઉત્તમપ્રતિ વહેતી હોય છે, કેમકે જે ઉત્તમ નથી તે પ્રતિ યથાર્થ શ્રદ્ધા થવી એ સંભવિત નથી. તેથી શ્રદ્ધા જેમ બલવાન્ હોય છે તેમ ઘણી ત્વરા અને વેગપૂર્વક આપણે જીવનસામર્થ્યમાં તથા શરીર અને મનની વધારે સારી અને આરોગ્યમય સ્થિતિમાં પ્રવેશ કરીએ છીએ.

૮

જ્યારે તમે દબાઇ ગયેલા–સંકુચિત થઇ ગયેલા તમને લાગતા હો, ત્યારે તમારી કલ્પનામાં આવી શકે એવા સર્વોત્કૃષ્ટ સમૃદ્ધિમય, અત્યંત સૌંદર્યમય અને જીવનમાં લક્ષ્યરૂપે જે ભવ્ય સ્થિતિને તમે સ્થાપી શકો તેવી સ્થિતિના ચિત્રને તમારા માનસ પ્રદેશમાં રચજો. આમ કરવાથી તમે તમારા મનમાં વધારે ઉચ્ચતાને, વધારે સારાપણાને અને વધારે આરોગ્યને ઉત્પન્ન કરો છો, અને જ્યારે મન પૂર્ણ રીતે પુષ્ટ થયું હોય છે ત્યારે તમને તમારા સર્વ અંશમાં સંપૂર્ણ સરૂં લાગે છે.

૯

જ્યારે તમને કંટાળાનું ભાન થાય ત્યારે પૂર્ણ શાંત થઇને તમારી કલ્પનામાં એક અત્યંત પ્રશાંત અને વિશ્રાંતિજનક દેખાવનુ ચિત્ર કલ્પીને તે તરફ તમારા સમગ્ર ધ્યાનને સ્થાપજો. આ તમને પૂર્ણ વિશ્રાંતિવાળી સ્થિતિમાં આવવામાં સહાયક થશે, અને તમે શરીર તથા મનના બલથી ઉભરાતા થઈ પૂર્ણ વિશ્રાંતિના અનુભવને પામશો.

૧૦

જ્યારે તમને એવો અનુભવ થવા લાગે કે તમારું બળ ક્ષીણ થતું જાય છેઅને તમે થાકી ગયા છો, અને તેથી કરીને તમારું કરવાનું કામ તમારે અટકાવવું જોઇએ એમ તમને લાગે ત્યારે બલવાન્ આગ્રહવાળી અને તીવ્ર લાગણીવાળી ભાવના કરજો કે તમે બલવાન્ છો અને એ ભાવનાને એવી બલવતી રીતે કરો કે તમારા શરીરના પ્રત્યેક પરમાણુમાં નવું બળ આવેલું તમને અનુભવાય. આમ કરવાથી તમારા શરીરમાં વધારે બળનું આવાહન કરી શકશો અને કોઇ પણ પ્રકારની અગવડવિના તમે સાથે સાથે બીજા ઘણા કલાકો કામ કરવાનું પૂજારી રાખી શકશો

૧૧

કોઇપણ પ્રકારની તમને અકળામણ થતી જણાય અથવા કોઇ બાબત મુઝાવાજેવું લાગે ત્યારે પૂર્ણ શાંત અને સ્થિરતાવાળી સ્થિતિમાં આવો, અને શાંત તથા અક્ષોભપણાની ભાવના કરો. આ ભાવના તમારા અંતરના ઉંડાણના જીવનમાં પૂર્ણ સ્વાસ્થ્યને પ્રકટાવીને કરો. આ પ્રકારે તમે તમારા ક્ષય થતા બળને અટકાવો છો કે જે ઘણું અગત્યનુ છે. જેટલાં દુઃખો બળના ક્ષયના સાક્ષાત્ હેતુને લીધે પ્રકટયાં હોય છે અને જે માનસિક ગભરાટને લીધે ઉપજ્યાં હોય છે ને આથી શમી જાય છે. આ સ્થાને એમ લક્ષમાં રાખવું સારૂ છે કે જ્યાં સુધી શરીરમાં જીવનતત્ત્વ અથવા શરીરરક્ષક બલની જોઇએ તેટલા પ્રમાણમાં આવક હોય છે ત્યાં સુધી શરીરમાં કોઇ પણ વિક્રિયા પોતાનો પગપેસારો કરી શકતી નથી, તેમ જ માનસિક મુઝવણ થવાનું કારણ પણ એ બલનો વધારે પ્રમાણમાં ક્ષય થવો એ જ હોવાથી આપણે તેવી માનસ સ્થિતિઓને પણ, ભલે પછી તે ગમે તેવા કારણને લઇને પ્રકટે તોપણ, ત્યજવાનું લક્ષ રાખવુ જોઇએ.

૧૨

નાહિંમત અથવા અધૈર્યને પ્રાપ્ત થવાજેવું તમને લાગે તો એ વિચારને તમારામાં આગ્રહથી ઉપસ્થિત કરો કે જે કંઇ તમારામાં છે તે સઘળાને તમે કામે લગાડો અને તેને જોઇએ તેટલો સમય આપો તો જે કંઈ સિદ્ધ કરવુ હોય તે અથવા અધૈર્ય કે એવું જ જે કંઈ પ્રતિકૂલ હોય તે સર્વોશે ત્યજી શકાય છે.

૧૩

શરીર અથવા મનથી તમે શ્રમિત થઇ ગયેલા લાગો તો તેનો સ્વીકાર કરતા નહિ માત્ર તમને પોતાને એટલુ જણાવો કે એક રાત્રિની સારી નિદ્રા તમને, તમે પૂર્વે હતા તેવા બલવાન્, જાગ્રત્ અને સ્ફુર્તિવાળા કરી મૂકે છે, અને તમને જણાશે કે એમ થાય જ છે.

૧૪

ગમે તેવું બને વા ગમે તે કારણ હોય તોપણ એકરાગપૂર્વક રહેવાનો આગ્રહ રાખો,

અને તમારા પોતાના પ્રત્યેક સૂક્ષ્મ તંતુસાથેનો ઐક્યનો અનુભવ કરવાનો પ્રયાસ કરો. એવી ઐક્યવાળી સ્થિતિ બળને એકઠું કરે છે અને તમારા શરીરમાં જેમ જેમ તમે બળનો વધારો કરો છો તેમ તેમ તેને આરોગ્યમાં સ્થાપવાનું કાર્ય કુદરતને અત્યંત સરળ પડે છે.

૧૫

શરીરનાં સૂક્ષ્મ તત્વોઉપર તમારા લક્ષને ખેચવું એ જે બળ અવશ્ય કાર્ય કરે છે અને ફળને ઉપજાવે છે તે બળને ક્રિયામાં મૂકવા તુલ્ય છે, અને તે બળ જ્યારે ક્રિયામાં હોય છે ત્યારે જે વિરુદ્ધ ચાલતું હોય છે અને હાનિકારક હોય છે તેનો નાશ કરે છે. શાંત થાઓ, અને જે સૂક્ષ્મ તથા ઉચ્ચ અંશવાળું જીવન, દરેક પુટમાં પ્રવેશીને, પ્રકાશવડે જેમ અંધારું નિવૃત્ત થાય છે તેમ શરીરના સઘળા ભાગમાંથી વિરોધ અને વ્યાધિને નિવૃત્ત કરે છે તેમ, તમારા શરીરના પ્રત્યેક ભાગમાં પ્રશાંતપણે વહ્યા કરે છે એ પ્રકારના ચિત્રને રચજો.

૧૬

જ્યારે પ્રકૃતિને પૂર્ણ સ્વસ્થતા ન લાગતી હોય ત્યારે હમેશાં ઓછું જમો, અને વિશેષ પ્રમાણમાં નિદ્રા લો. વળી તેવા વખતે તમારા ધ્યાનને જે કંઇ અક્ષુબ્ધ, આરોગ્યજનક તથા બલવાન્ છે તેમાં વાળીને શરીર અને મનથી શાંત રહ્યા કરો.

૧૭

જ્યારે જ્યારે તમારું શરીર તમને ફરીઆદ કરે કે હવે તે વધારે કામ કરી શકતું નથી ત્યારે તમારા મનને એ વાત પ્રકટ કરવાતરફ વાળો કે તમારા શરીરવડે શું કરી શકાય એમ છે તેની કોઇ હદ નથી. આ બલવાન્ વિચારથી તમારા શરીરના પ્રત્યેક પુટને સતેજ કરો અને તમે તમારા શરીરને ફરીથી બલથી ભરાયેલું જોશો, કે જેથી કરીને જીવન અને બળનો નવો પરવાનો તમને પ્રાપ્ત થવાથી તમે તમારા કામમાં આગળ વધશો.

૧૮

પાચનક્રિયાની સામાન્ય વિક્રિયાને નિવૃત્ત કરવાને માટે નિયમિતરીતે જોઇએ તેટલા પ્રમાણમાં જમો, અથવા તમારા નિયમના આહારને થોડા વખત માટે બરાબર અર્ધ કરી નાંખો અને એમ છે. રીતે ચાવો. પ્રસન્ન અને સંતોષી રહો. મનની શિથિલ (દુર્બલતા વિનાની) સ્થિતિમાં રહો. શ્રદ્ધા થવી એ ચાના પ્રદેશમાં લોહી ભ્રાતિને વધારો. અખંડિતપણે અને નિશ્ચિત ભાવપૂર્વક ભા· પૂર્વક આપણે જીવનસૌખ્ય પૂર્ણ તથા શરીર અને મનની વધ પૂર્ણ પચનપણાના ચિત્રને રચો સ્થિતિમાં પ્રવેશ કરીએ છીએ. નોમય રીતે જુઓ અને પાચન

૮ ફરશો નહિ. વલીપાતીયાવેડા

જ્યારે તમે દબાઇ ગયેલા-સંકુચિત થઇ ગયેલા તમને લાગતા ક ભોગવો. તમને કહો કે તે નામાં આવી શકે એવા સર્વોત્કૃષ્ટ સમૃદ્ધિમય, અત્યંત સૌંદર્યમય અનો ત્યારે સુખપૂર્વક જમો, ભવ્ય સ્થિતિને તમે સ્થાપી શકો તેવી સ્થિતિના ચિત્રને તમારા માનસ પ્રદેશમાં રચના સમગ્ર કરવાથી તમે તમારા મનમાં વધારે ઉચ્ચતાને, વધારે સારાપણાને અને વધારે આરોગ્યને થોડે ન કરો છો, અને જ્યારે મન પૂર્ણ રીતે પુષ્ટ થયું હોય છે ત્યારે તમને તમારા સર્વ અંગ માત્ર સંપૂર્ણ સરું લાગે છે.

૧૯

સામાન્ય મગજ સામાન્ય પ્રકારના શરીરને ઉત્પન્ન કરવાના સ્વભાવવાળું છે, અને ઉચ્ચ પ્રકારનું મગજ ઉત્તમ પ્રકારના શરીરને બનાવવાના સામર્થ્યવાળું છે; તથા પોષક વિચારો ઉત્તમ જાતિના મગજને રચે છે.

૨૦

સ્મરણમાં રાખવાની મોટી વાત એ છે કે શરીરના આરોગ્યનાં કુદરતી બળ જ્યારે આપણે આરોગ્યના વિચારો કરીએ છીએ અને નિશ્ચયપૂર્વક આરોગ્યની જ તીવ્ર આતુરતા પ્રકટાવેલી રાખીએ છીએ ત્યારે હમેશાં વધ્યાં જ કરે છે.

## मर्यादा.

કુદરતનું નિરીક્ષણ કરી તદનુસાર વર્તન રાખનારને કુદરતનો અભ્યાસ જો કંઈ પણ સ્પષ્ટપણે શીખવે છે તો તે પાઠ મર્યાદાનો જ છે સર્વ કાર્યોમાં મર્યાદા રાખવાની ખાસ જરૂર છે એ બોધ કુદરતનું આપાતતઃ અવલોકન પણ આપે છે. જ્યાં જ્યાં આપણે દૃષ્ટિ ફેરવી જોઇએ છીએ ત્યાં સર્વ મહાન્ પદાર્થો મર્યાદાનો ભંગ નહિ કરતા જ દેખાય છે, પણ સદા મર્યાદાનું પાલન કરનાર થઇ રહ્યા હોય છે. સમુદ્ર જો પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે છે તો આખી પૃથ્વીને, તે ઉપર રહેલી સકળ વસતિસહ પોતાના જલમાં નિમગ્ન કરી દઈ શકે છે. પણ પ્રલયસમયશિવાય સમુદ્ર પોતાની મર્યાદાને ઉલ્લંઘન કરતો નથી. નદીઓ જલના ક્ષુદ્ર પ્રવાહ છે છતાં તે પણ પ્રાયશઃ પોતાની મર્યાદામાં જ વહન કર્યા કરે છે પ્રસંગવશાત્ એ ક્ષુદ્ર જલસમૂહો પોતાની મર્યાદાને ક્ષુદ્ર હોવાથી ઉલ્લંઘે છે ત્યારે રેલ આવવા વગેરેથી કેટલી હાનિ થાય છે તે સુવિદિત છે. ભૂધરો પોતાની મર્યાદા ત્યજી આકાશમાં ઉડી ગમે ત્યાં પડતા હતા ત્યારે જગતના હિતને માટે ઇન્દ્રે એમની પાંખ કાપી નાંખી એમને સદામાટે મર્યાદામાં સ્થાપન કરી દીધા છે એ પુરાણપ્રસિદ્ધ છે. પૃથ્વી, શુક્ર, બુધ, મંગલ આદિ ગ્રહ, ઉપગ્રહ તથા સૂર્યો પોતપોતાની મર્યાદામાં વહન કરતા જાય છે. એ મર્યાદાનું અતિક્રમણ કોઈ પણ કરે છે તો તત્કાલ જ તે ગમે તેની સાથે અથડાય છે અને તેના ચૂરેચૂરા થઇ જાય છે અર્થાત્ તે વિનાશને પામે છે, અને તેથી આપણને સૂચવે છે કે મર્યાદાનું ઉલ્લંઘન કરવું એ વિનાશકર છે ત્યારે મર્યાદામાં રહેવુ એ જ સુખકર માર્ગ છે. આ વગેરે આકાશાદિ તત્ત્વો, વિવિધ લોકો, ગોલકો આદિ સર્વપ્રતિ જોતાં મર્યાદામાં રહેવું એ જ સુખકર માર્ગ જણાશે.

સમષ્ટિ મહાન્ પદાર્થો ત્યજી વ્યષ્ટિ પદાર્થોપ્રતિ જોઇએ છીએ તો ત્યાં મનુષ્યનાં શરીરાદિ પદાર્થો એ જ બોધ દૃઢાવે છે. શરીરના અવયવો પોતપોતાની મર્યાદામાં રહે છે ત્યાં સુધી જ શરીરનું આરોગ્ય સચવાય છે. જે ક્ષણે એક પણ અવયવ મોટો થઇ પોતાની મર્યાદાને ત્યજે છે કે તરત જ સર્વ અવયવો ક્ષોભને પામે છે, શરીરમાં મોટો રણસંગ્રામ મચે છે, આરોગ્યને સ્થાને વ્યાધિ થઈ રહે છે અને સુખને સ્થાને વેદનાનો અનુભવ થવા યોગ આવે છે. આ જ નિયમ શરીરના સૂક્ષ્મમાં સૂક્ષ્મ પુટસુધી ચાલી રહ્યો છે, તેથી આ કુદરતનો બોધ આપણને મર્યાદામાં રહેવાનું જ સૂચવે છે.

બે કુટુંબોમાં એક કુટુંબમાં સ્ત્રી, પતિ, પિતા, પુત્ર આદિ સર્વ સંબંધીઓ પોતપોતાની મર્યાદામાં રહી વર્તે છે અને બીજા કુટુંબમાં સર્વ અમે સ્વતંત્ર છીએ એમ

માની એક બીજાની મર્યાદાનું પાલન ન કરતાં ઉલ્લંઘન કરવામાં જ માન સમજે છે. આવા બે કુટુંબની સ્થિતિઓ સરખાવો, એમાં શું જણાય છે ? બીજા પ્રકારના કુટુંબમાં સંપ કદાપિ રહેતો નથી, એકની વિપત્તિએ અન્ય સાહાય્યભૂત થતો નથી પણ પ્રસંગે એકની વિપત્તિને અન્ય સંબંધી પોતાની સંપત્તિ માને છે, પરસ્પરમાંથી શુદ્ધ પ્રેમનું અસ્તિત્વ જતું રહે છે, મનુષ્યપ્રજાએ મહા યત્ને જે સામાજિક સ્થિતિનું બંધારણ રચ્યું છે અને તેથી જે લાભને પ્રાપ્ત કર્યો છે તે સર્વ આ કુટુંબ ગુમાવી બેસે છે. અને પરિણામે સ્વવિભક્ત થઇ તિરોધાનને પામી જાય છે. ત્યારે પરસ્પરમાં માન અને પ્રેમબુદ્ધિ રાખી મર્યાદામાં રહેનાર કુટુંબ સદા સંપવાળું, સંપત્તિવાળું, સુખવાળું, આનંદોદધિમાં રમણ કરનારું, જ્ઞાતિ આદિમાં દુર્ભેદ્ય દુર્ગરૂપ થઈ રહે છે અને પોતાના સદ્ભાવને તથા ધવલ યશકીર્તિને નિત્યરૂપે સ્થાપેછે.

રાજ્યનીતિમાં નિષ્ણાત પુરુષો શત્રુનો પરાજય કરવા સર્વોત્તમ ઉપાય ભેદને સૂચવે છે. શત્રુના રાજ્યમાં, રાજા તથા પ્રજાવચ્ચે, રાજા તથા મંત્રીવચ્ચે અને મંત્રી તથા પ્રજાવચ્ચે ભેદ પડવો એ સરલમાં સરલ ઉપાય વિજયની પ્રાપ્તિનો છે. ભેદ એ શું છે ? મર્યાદાનું ઉલ્લંઘન. રાજા તથા પ્રજાની વચ્ચે જે મર્યાદા બાંધેલી છે તે મર્યાદાનું રાજાએ તથા પ્રજાએ ઉલ્લંઘન કરવું, રાજાની મર્યાદામાં પ્રજાએ પ્રવેશ કરવો, પ્રજાની મર્યાદામાં રાજાએ પ્રવેશ કરવો એ ભેદનું સાધન હોવાથી ભેદરૂપ છે. તેથી મર્યાદાનું ઉલ્લંઘન કરવાનું શિક્ષણ શત્રુને જ આપવા જેવું રાજનીતિ ગણે છે.

નીતિશાસ્ત્રના પાશ્ચાત્ય કર્તા એરિસ્ટોટલ પોતાના નીતિશાસ્ત્રના ગ્રંથમાં ગુણોની મર્યાદાનું પાલન થઇ રહેવું તેને જ સદ્‌ગુણ નામ આપે છે અને એ મર્યાદાનું ઉલંઘન થવું એનું નામ જ દુર્ગુણ છે એમ જણાવે છે. મર્યાદામાં રહી ધનનો વ્યય કરવાનો સ્વભાવ એ ઉદારપણારૂપ સદ્‌ગુણ છે ત્યારે મર્યાદાની બહાર જઇ ધનનો વ્યય કરવો એ ઉડાઉપણું છે, અને બીજી તરફથી મર્યાદાની બહાર જતા રહેવું એ કૃપણપણું છે. ભય તથા દુઃખને સહન કરવાનું, એની સામે થવાનું સામર્થ્ય, તે હિંમત અથવા ધૈર્યરૂપ સદ્‌ગુણ છે, ત્યારે એની બંને તરફથી મર્યાદાનું ઉલંઘન કરી જવું એ દુર્ગુણ જ છે. એક તરફથી ઉલંઘન કરવાથી સાહસત્વ થાય છે, અને બીજી તરફથી હીચકારાપણું આવે છે. યોગ્ય વિચાર કરી સાવધાનતાથી પ્રવૃત્ત થવું એ સદ્‌ગુણ છે, ત્યારે ઉચ્છૃંખળ થઇ જવું એ તથા ભયમાં ને ભયમાં જ સાવધાનતાને નામે કર્તવ્યપરાઙ્મુખતા થવી એ બંને દુર્ગુણ છે. વિશુદ્ધ પ્રેમ એ સ્તુત્ય છે અને ઉભય પાર્શ્વની મર્યાદાએ મોહ તથા નિષ્ઠુરતા અથવા ક્રૂરતા બેઠેલાં છે. ગમે તે એકનું અતિક્રમણ થતાં સદ્‌ગુણને બદલે દુર્ગુણમાં પર્યવસાન થઇ રહે છે.

આ નિયમો સર્વ સદ્‌ગુણોમાટે પ્રવર્તે છે અને તેથી એ નીતિશાસ્ત્રના કર્તા બે દુર્ગુણના મધ્યમાં રહેલો તે સદ્‌ગુણ છે એવી સદ્‌ગુણની વ્યાખ્યા બાંધે છે. તાત્પર્ય કે અમુક મર્યાદામાં રહેલો જ્યારે સદ્‌ગુણ છે ત્યારે એ મર્યાદાનું બંને તરફથી ઉલંઘન કરવાનો સ્વભાવ તે દુર્ગુણ છે.

નવીન માનસશાસ્ત્ર એવો સિદ્ધાન્ત સ્થાપે છે કે જે વસ્તુની આપણને અભિલાષા હોય છે તેનું ચિત્ર સદા આપણી દૃષ્ટિઆગળ સ્થાપવું એ તેને પ્રાપ્ત કરવાનો મુખ્ય ઉપાય છે. પણ અહિં પણ કયી વસ્તુની કોણે ક્યારે અભિલાષા સેવવી એ વિચારવાનું હોય છે. જે મનુષ્યની પાસે માત્ર પાંચ રૂપીઆ જ છે તે રૉકફેલરના ધનની અભિલાષા રાખે છે તો અભિલાષા રાખવામાં દોષ નથી. ઉચ્ચ અભિલાષા સદા સ્તુતિપાત્ર છે. ક્વચિત્ એ મનુષ્યને

એટલું ધન કોઇ નિમિત્તથી પ્રાપ્ત પણ થઈ રહે છે એ પણ સત્ય છે. પણ સાધારણ રીતે એવું બનતું નથી. જ્યારે સહસ્ર મનુષ્યો એમાં નિષ્ફળ થાય છે ત્યારે કોઇ વિરલ એક જ એ પ્રમાણે ધનની પ્રાપ્તિને પામે છે. સાધારણ રીતે તો એવું જ બને છે કે આટલું ધન અભિલષિત કરવાથી એને માટે અભિલાષા માત્ર કરી બેસી રહેવાનું હોતું નથી પણ એ અભિલાષાને અનુસરી પ્રયત્ન કરવાનું વિદ્યમાન રહે છે. કોઇ કોઈ મનુષ્ય એવું સમજે છે કે ઇપ્સિત વસ્તુ મને મળી છે અથવા મળે છે એટલી ભાવના કરવી એમાં જ કૃતકૃત્યતા છે. પણ નવીન માનસશાસ્ત્ર એટલો સિદ્ધાન્ત સ્થાપન કરતું નથી. અભિલાષા ધરવી એને પ્રથમનું અતિ આવશ્યક પગલું એ શાસ્ત્ર સ્થાપે છે, પણ તે સાથે એને અનુસરીને પ્રયત્ન કર્યાં કરવાનું બીજું પગલું પણ એ જ સ્થાપે છે જે વિસ્મરણ કરવાનું હોતું નથી. આથી આવા અખૂટ ધનની પ્રાપ્તિમાટે આ પાંચ રૂપીઆવાળો મનુષ્ય પ્રયત્ન કરવા આરંભે છે, ત્યારે તે પ્રયત્નમાં એ નિષ્ફળ જાય છે અને એનો પરિણામ એ આવે છે કે એને અશ્રદ્ધા થાય છે અને માનસ ચિત્ર સ્થાપન કરવાનું આવશ્યક સાધન પણ એ અશ્રદ્ધાથી ત્યજી દે છે, અને તેથી તે ઉભયભ્રષ્ટ થઇ રહે છે. એના કરતાં એ પાંચ રૂપીઆવાળો મનુષ્ય પ્રથમ દશની કે શતની અભિલાષા રાખે છે તો એને માટેનો યત્ન એ કરી શકે છે અને તેમાં વિજયી થાય છે એટલે એનો ઉત્સાહ વધે છે અને તેથી પછી અભિલાષાની મર્યાદા તથા પ્રયત્નની મર્યાદા વૃદ્ધિંગત થતાં રહે છે અને તેથી પરિણામે એક સમય એવો આવે છે કે રૉકફેલરના ધનને એ જ મનુષ્ય પ્રાપ્ત થઈ રહે છે. તેથી આ સિદ્ધાન્તાનુસાર યત્ન કરનારને પણ મર્યાદાનું પાલન કરવું આવશ્યક છે

મર્યાદાના પાલનની આપણી પ્રજાને ખાસ જરૂર છે, કારણ કે આપણી પ્રાપ્ત મર્યાદાને ઉલ્લંઘન કરી જવાનો જાણે સહજ સ્વભાવ હોય તેવું જણાય છે. સંગીતમાં સર્વ જાણે છે કે મૂળ રાગનો પાયો તે ધ્રુવપદ અથવા અસ્તાઇ છે અને એનો વિસ્તાર તે અંતરો છે. એમાં તાન જે લેવાની હોય છે તે શોભા માટે છે. પણ જેમ સ્ત્રીશરીરને સુરમ્ય બનાવવા માટે તેને અલંકાર ધારણ કરાવવામાં આવે છે અને તેમાં એટલા અલંકાર તે શરીરપર ખડકવામાં આવે કે જેથી તે શરીરનું દર્શન જ થતું બંધ થઇ જાય તો અહિં પ્રયોજેલું સાધન ફળવડે વંચિત થઈ રહે છે, તેમ હાલનો સંગીતવર્ગ તાન એટલે સુધી લેતો જણાય છે કે શ્રવણ કરનારને તાન માત્રના જ સ્વરો કાને પડે છે અને મૂળ પાયો જે અસ્તાઇ વગેરે તેનું તો સ્વપ્ન જ થઇ રહે છે. આ પ્રકારે મર્યાદા ત્યજીને તાનની તૈયારીવાળાને આપણી પ્રજા પ્રથમપંક્તિ આપી દે છે. બાણ કવિએ રચેલી કાદંબરીની કથા વિશ્વપ્રસિદ્ધ છે. કાવ્યના અદ્ભુત ગ્રંથોમાં પ્રથમ પંકિતએ એ મુકાય તેમ છે: બંધની દૃઢતાઅર્થે એમાં સમાસો આવે એ શોભા આપનાર છે પણ એમાં એટલા લાંબા સમાસો અને એટલાં લાંબાં વાક્યો આવે છે કે પચાશ પૃષ્ઠ વાંચનારને વાંચી રહ્યા પછી પોતે ક્યાં છે તે જ સમજાતું નથી વિસ્તારની પણ મર્યાદા હોય છે અને એ મર્યાદાનું અતિક્રમણ કરવાથી જ આવા ઉત્તમ ગ્રંથમાટે પણ Indian wilderness હિંદુસ્તાનનું જંગલ—એવો અભિપ્રાય શ્રવણ કરવાનો આપણે યોગ આવે છે. સૂક્ષ્મતાના સંબંધમાં પણ આવું અમાર્યાદપણું જોવામાં આવે છે. સ્મરણ રાખવા માટે વિસ્તારનો સંક્ષેપ થાય એ ઇષ્ટ છે અને તેમાટે સૂત્રરચના પ્રશસ્ય છે. પણ એ સૂત્રોમાં સૂક્ષ્મતા આણવાની હરીફાઇથી વા અમર્યાદ અભિલાષાથી એટલે સુધી આપણા ગ્રંથકારો ગયા છે કે એ સૂત્રો ટીકાવિના તો કેવલ દુર્બોધ જ થઈ રહ્યાં છે, એટલું જ નહિ પણ ભિન્ન ભિન્ન ટીકાકાર અને ભાષ્યકાર એ સૂત્રને અવલંબી પોતાના

મનમાનતા સિદ્ધાન્તોનો પ્રચાર કરવા સમર્થ થઇ રહ્યા છે. શું સૂક્ષ્મતાનું આ ફળ ઇષ્ટ છે ? નહિ જ. તેથી આ આદિ સર્વ દિશાઓમાં જોતાં એમ કહેવામાં અતિશયોક્તિ હોય તો તે અધિક નથી કે આપણી પ્રજામાં મર્યાદાનું અતિક્રમણ કરી જવાનો સ્વભાવ સહજ જેવો થઈ રહ્યો છે. બીજી પ્રજામાં આવું નથી થતું એમ કહેવાનો ભાવ નથી, પણ આપણી પ્રજામાં આ દૃષ્ટિગોચર થઇ રહ્યું છે એ નિર્વિવાદ છે એટલું જ વિવક્ષિત છે. તેથી સર્વ કાર્યોમાં મર્યાદા રાખવી અને એવી મર્યાદા ક્યાં સુધીની છે તેનો નિર્ણય કરી રાખવો એ સુજ્ઞનું પ્રથમ કર્તવ્ય છે. આખું પ્રકૃતિદ્રવ્ય અનંત જેવું વિસારી રહ્યું છે છતાં શાસ્ત્ર કહે છે કે એ મર્યાદાવાળું છે, પરમાત્માના એક અંશરૂપ જ છે, તો પછી એ પ્રકૃતિ દશાને અવલંબન કરી કરવામાં આવતા વ્યવહારો મર્યાદા ત્યજે અને સુખપર્યવસાયી થઇ રહે એ અસંભવ છે.

આ નિયમનો અપવાદ જોઇએ તો તે એક જ છે. સર્વ સાધારણ નિયમોનો કોઈને કોઇ સ્થળે અપવાદ રહે છે અને એ અપવાદ એ ઉત્સર્ગને સિદ્ધ કરનાર થઇ રહે છે એ નિયમ અહિં પણ લાગે છે. સર્વ ગુણો, વ્યવહારો વગેરેમાં સુજ્ઞ મનુષ્યે સમીચીન મર્યાદા રાખવી ઇષ્ટ છે એનો અપવાદ એક જ છે અને તે ભક્તિ છે; ભક્તિરૂપ પ્રેમ એ એક જ એવી વસ્તુ છે કે જેમાં મર્યાદા કલંકરૂપ છે અને અમર્યાદપણું જ ભૂષણરૂપ છે, એટલું જ નહિ પણ અમર્યાદદશાને પામેલો પ્રેમ જ ભક્તિ થઇ રહે છે. જ્યાં સુધી પ્રેમને મર્યાદા રહેલી છે ત્યાં સુધી તે ભક્તિ નથી. **સા પરાનુક્તિરીશ્વરે** પરમાત્મામાં અમર્યાદ અનુરક્તિ તે ભક્તિ છે. એમ ભક્તિનું સ્થાપન કરતાં શ્રીશાંડિલ્ય મુનિએ અમર્યાદપણાને પામેલા પ્રેમને જ ભક્તિસંજ્ઞા આપી છે. મર્યાદા અને ભક્તિ એ બેને સહજ વિરોધ છે. જ્યાં એ પ્રેમ હોય છે ત્યાં બીજું હોતું નથી.

આ એક જ અપવાદ મર્યાદા રાખવાના સંબંધમાં જણાય છે પણ તે પણ વિચાર કરતાં મર્યાદા રાખવાના ઉત્સર્ગને સારી રીતે સ્થાપન કરે છે. જે વ્યવહારો તથા ગુણોમાં મર્યાદા હોવાનો અથવા રાખવાનો સિદ્ધાન્ત અહિં સ્થાપન કર્યો છે તે સર્વ મર્યાદાવાળી પ્રકૃતિના સંબંધવાળા છે. ભક્તિનું આલંબન પરમાત્મા છે તે અમર્યાદ સ્વરૂપ છે અને મર્યાદાવાળી પ્રકૃતિ નથી. પ્રાકૃત વ્યવહારાદિમાં મર્યાદા રાખવાનું કારણ એ છે કે એ મર્યાદા રાખનારને સુખનો ભોક્તા થવાનું છે અને પોતાનું અસ્તિત્વ કાયમ રાખવાનું છે. એથી ઉલટું જે અનન્ય સાચો ભક્ત થવા માગે છે એણે પોતાના અહંનો વિલય કરવાનો ઇષ્ટ ગણ્યો છ અને પોતે સુખનો અથવા આનંદનો ભોક્તા માત્ર નહિ થઇ રહેતાં પોતે સુખસ્વરૂપ અથવા આનંદસ્વરૂપ થઈ રહેવાનું લક્ષ્ય સ્થાપ્યું છે. તેથી ઇતર સર્વ વ્યવહારાદિનું આલંબન તથા ફલ:ભક્તના આલંબન તથા ફલકરતાં મહા વિલક્ષણતાવાળું છે. માટે એ સર્વમાં મર્યાદા ઇષ્ટ હોય અને ભક્તિમાં મર્યાદારહિતપણું ઇષ્ટ હોય એ બંને ઉચિત ઠરે છે. આશ્ચર્ય છે કે જ્યારે આ પ્રકારની વસ્તુસ્થિતિ છે ત્યારે આપણી પ્રવૃત્તિ આપણે એથી વિપરીત જ રાખી રહીએ છીએ; ભક્તિમાં બને તેમ સંકોચ અને મર્યાદાને સેવીએ છીએ અને બીજા સર્વ વ્યવહારો વગેરેમાં મર્યાદાનું અતિક્રમણ કરતાં જરાપણ વિલંબ લગાડતા નથી. તેથી સાર એ જ નીકળે છે કે સુજ્ઞ મનુષ્યે ભક્તિમાં અમર્યાદપણું થવા દેવું અને સાધવું યોગ્ય છે અને એથી અતિરિક્ત સર્વ વ્યવહારાદિમાં મર્યાદાનું પાલન કરવું જ યોગ્ય છે.

---

# एडिसनना जीवननां आरोग्यसूत्र.

વર્ષો પૂર્વે હાલના પ્રસિદ્ધ અપૂર્વ કલ્પક ( શોધક ) ટૉમસ, એ. એડિસનના વૃદ્ધ પ્રપિતાના હાથમાં એક પુસ્તક અચાનક આવ્યું. તે એક ઇટાલીના ઉમરાવ લૉર્ડવિકો કૉર્નેરોનામના પુરૂષની વાર્તાનું હતું, કે જેને માટે તેના કુશલ વૈદ્યોએ તેની ચાળિશ વર્ષની વયે એમ કહ્યું હતું કે તે હવે થોડા દિવસ જીવશે. આજથી ૩૪૦ વર્ષ પૂર્વે તે પુરુષ થઇ ગયો કે જે વખતે ઈટાલિયનોના જીવનમાં ખાવા પીવાનું કાર્ય એક પ્રધાન કાર્યરૂપ થઈ પડયું હતું. તેઓને તે શિવાય બીજું કશું સૂજતું જ ન હતું. ખાવા પીવાના કાર્યને કેવી રીતે ઉત્તમ કરવું એ જ તે સમયના મનુષ્યના ચિંતનનો પ્રધાન વિષય હતો. અને આ ઉમરાવ પણ એમ જ માનતો કે તેના શરીરની આવી ખરાબ સ્થિતિ થવામાં ખાવા પીવાનો અમર્યાદ આચારજ હેતુરૂપ છે. તેણે તેના ખાવા પીવાના ક્રમમાં ફેરફાર કરવાનો નિશ્ચય કર્યો અને તેના જીવનને ફેરવીને પેલા વૈદ્યોને પ્રત્યક્ષ દૃષ્ટાંત બતાવવાનું તેણે ધાર્યું. આહારસંબંધમાં કેટલાક પ્રયોગો પછી તે તેના નિત્યના આહારને ઘટાડી ઘટાડીને માત્ર બાર ઔંસ સંગીન ( Solid ) ખોરાકઉપર આવ્યો. પછી તેણે તેના ઘરમાં ખુલ્લી હવા આવજા થવા દેવાનો નિશ્ચય કર્યો અને પોતે તે ખુલ્લી હવામાં જેમ બને તેમ વધારે વખત રહેવાનું અને તમામ ચિંતા તથા કાંઇ પણ વસ્તુ મેળવવા માટેની તાલાવેલી છોડી દેવાનું નક્કી કર્યું.

આ પ્રકારના આરોગ્યના મુખ્ય પાયારૂપ સિદ્ધાંતોને આચારમાં મૂકીને તેણે તેના જીવનને આરોગ્યને ઇચ્છનાર મનુષ્યે કેવું જીવન ગાળવું તેના એક નિદર્શનરૂપ બનાવ્યું. આરોગ્ય તેને પુનઃ પ્રાપ્ત થયું. તેની ૮૩ વર્ષની વયે તેની પ્રકૃતિ સુધારવાને તેણે શું કર્યું હતું અને તે વિધિ સિદ્ધ કરવામાં તેણે કેવાં ઉદ્યમ કર્યો હતો એ બધી હકીકતનું પુસ્તક રચીને જગત સમક્ષ મૂક્યું. આ વખતે તેનું આરોગ્ય યુવાવસ્થામાં તેણે અયોગ્ય ખાનપાનથી બગાડયું તે પૂર્વે જેવું હતું, તેવું થઇ રહ્યું અને ૮૬ વર્ષની વયે તેણે ફરીથી પોતાના બળનો સુખનો અને એટલી મોટી વયને લીધે જે કંઇ વિક્રિયા ઉપજવી જોઇએ તે વિનાના પોતાના જીવનની હકીકત જણાવતો વૃત્તાંત બહાર પાડ્યો. ૯૧ વર્ષની વયે પુનઃ પોતાની હકીકત પ્રસિદ્ધ કરી અને ૯૫ વર્ષની વયે તેમાં પોતાના આરોગ્યપ્રાપ્તિના અનુભવોને વર્ણવતો વિશેષ વૃત્તાંત ઉમેર્યો કે જે આજે પણ આરોગ્યને ઇચ્છનાર મનુષ્યો વાંચી તેમાંથી લાભ પામી શકે એમ છે. ૫૮ વર્ષ પૂર્ણ આરોગ્યમાં વીતાવીને–તેને માટે વૈદ્યોવડે નિર્ણીત કરેલા અવસાનના કાળને વીતાવીને–વૈદ્યોનાં જીવન પણ તેમાં વહી ગયાં–એવા દીર્ઘ સમયપર્યંત સુખપૂર્વક જીવન ગાળીને તે ૯૮ વર્ષની વયે મરણ પામ્યો.

આ ઈટાલીના ઉમરાવની વિચારવંત અને વિલક્ષણતાવાળી હકીકત વાંચીને વર્તમાન એડિસનના વૃદ્ધપ્રપિતાને એટલી તો અસર થઇ કે તેણે કૉર્નેરોના સિદ્ધાંતપ્રમાણે વર્તવાનો નિશ્ચય કર્યો, અને વર્ષો સુધી તે પ્રમાણે જીવન ગાળ્યું, અને ૧૦૨ વર્ષની વયે તે મૃત્યુવશ થયો.

એડિસનના વૃદ્ધ પ્રપિતાનો આરોગ્યને જાળવીને દીર્ઘાયુષ્ ભોગવવાનો દૃષ્ટાંત સ્વાભાવિક રીતે જ તેના પુત્રથી–હાલના એડિસનના પ્રપિતાથી–ભૂલી જવાયો નહિ. તે પણ તે જ પ્રમાણે અનુસરવા લાગ્યો અને ૧૦૩ વર્ષની વયે દેહાવસાનને પામ્યો.

પ્રપિતાનો આ દૃષ્ટાંત તેના પુત્રોના જીવનઉપર અપૂર્વ અસર કરી ગયો. તેને સાત પુત્રો હતા તેઓ સઘળા કૉર્નેરોના બોધને અનુસરતા હતા. અને તેમના પિતા તથા પ્રપિતા-

ના દષ્ટાંતો પણ તેમને તેની સાથે વિશેષ સાહાય્યભૂત થયા હતા. અને એ સાતે પુત્રોએ ૭૦ થી વધારે વર્ષનું જીવન ભોગવ્યું. આ પુત્રોમાંનો એક સૅમ્યુઅલ એડિસન—વર્તમાન પ્રસિદ્ધ કલ્પક ( Inventor ) એડિસનનો પિતા હતો. તે ખાવા પીવાના વ્યવહારમાં અને તેના નિત્યના જીવન ગાળવાના વ્યવહારમાં તેના પિતાના પગલે પગલે ચાલ્યો અને કશા પણ દેખીતા વ્યાધિવિના ૯૫ વર્ષની વયે ગતપ્રાણ થયો. તેને કોઇ પ્રકારનું શારીરિક કષ્ટ નડયું ન હતું. નૈસર્ગિક રીતે જ જાણે તેના જીવનનો અંત આવ્યો હતો.

આ પ્રકારે વૃદ્ધપ્રપિતા, પ્રપિતા, પિતા અને ૭ કાકાના આરોગ્ય પાળવાના નિયમના અને દીર્ઘ આયુના સંસ્કાર વર્તમાન ટોમસ. એ. એડિસનમાં ઉતરી આવ્યા. તેણે નિશ્ચય કર્યો કે ' જે તેના વડવાઓને માટે લાભકારક હતું તે જ તેને પોતાને માટે પણ લાભકારક હતું ' અને તેણે પણ તે જ પ્રકારે જીવન ગાળવાનો નિર્ણય કર્યો. આ પ્રકારના આચારથી તેણે એ પરિણામ આણ્યો છે કે તે અપૂર્વ કલ્પક પોતાની આજ ૬૫ વર્ષની વયે, પૂર્ણ બલવાન્ આરોગ્યને અનુભવે છે. તેની પાસે ગણના છે કે તે ૬૫ વર્ષમાં ચાર વખત માંદો પડ્યો છે. તેને ત્રણ કે ચાર વખત માથું દુઃખ્યું છે અને એક વખત દશ વર્ષની વયની અંદર, કે પછી આજથી બે ત્રણ વર્ષઉપર એક વખત સહજ સળેખમ થયું હતું. તેને એક વખત મધ્યમાયુના વ્યાધિતરીકે કહેવાતા કાનના બહેરાપણાની સહજ અસર થઇ હતી, પણ તે માત્ર બે કે ત્રણ અઠવાડીયાંની અંદર શમી ગઇ હતી. આ ૧૯૦૮માં થયું હતું, ત્યાર પછી તે પૂર્ણ આરોગ્યમય અને પુષ્કળ કામ કરનારરૂપે થઇ રહ્યો છે.

દરેકને પ્રશ્ન થશે કે આવી ચોકસ ગણના કરવાનો તેનો એવો શો આશ્ચર્યકારક રીવાજ હશે ? પણ એમાં આશ્ચર્યજેવું કશું નથી. જેમનું મગજ અમુક પ્રકારથી રચાયું હોય છે તેમને એવી જાતના અભ્યાસ સ્વભાવસિદ્ધ જેવા જ હોય છે. વર્ષો વીતવા છતાં અમુક વિક્રિયા શરીરને જણાવી જોઇએ એવું માનનારાઓના સિદ્ધાંતમાં કેટલું સત્ય છે તેનું યથાર્થ નિરીક્ષણ કરવાને માટે અને તેમને સપ્રમાણ અને અનુભવપૂર્વક જણાવી આપવાને એડિસનજેવા સમર્થ કલ્પકને મન એવી ગણના રાખવી એ સહજ છે. એ તેની એક રમતની ક્રિયા છે. વિક્રિયા થવાનાં કારણોનો તેના ઉપરથી સહજ નિર્ણય કરી શકાતો હોવાથી પણ તે ઘણાને અગત્યનું કાર્ય લાગે છે. આરોગ્યના સાદા નિયમોથી કેવું આરોગ્ય પ્રાપ્ત થાય છે તેનો એના ઉપરથી સહજ નિર્ણય થઇ શકે છે.

પરંતુ કેટલાક તો તેમ માનતા જ નથી ! શરીરના વ્યાધિ અને દુઃખો નેવું ટકા હદઉપરાંત ખાવાથી, અયોગ્ય પેય પદાર્થના વ્યસનથી, અને અશુદ્ધ હવાથી થાય છે એ વાતને માનવાને ઘણા તો તૈયાર જ નથી હોતા. પરંતુ પાશ્ચાત્ય પ્રજામાં કહેવાય છે કે ' મનુષ્ય પોતાની કબર પોતાના દાંતવડે જ ખોદે છે ' એ વાતો યથાર્થ છે. એ વાતમાં જેટલું સત્ય છે તેટલું બીજામાં નથી જ.

એડિસનની અને તેના પૂર્વજોની પ્રકૃતિ આરોગ્યમય રહેવામાં મુખ્ય કારણ તેઓનો મિતાહાર જ છે, અને તે બાબતમાં તેની મુખ્ય દલીલ આ પ્રકારની છે; એડિસન કહે છે કે ' શરીર એ એક યંત્રનો ભાગ જ છે, અને પ્રત્યેક અનુભવી પુરુષ જાણે છે કે યંત્રથી સારું કામ કેવી રીતે કરવું અને તેની સાથે તેને ઘસારામાંથી કેવી રીતે બચાવવું એ વાતો દરેકે જાણવી જોઇએ. હવે જો તમારી પાસે સો ' હૉર્સપાવર 'નું એન્જીન હોય, અને તેને ચલાવવાને પુરતાં બળવાળું બૉઇલર હોય, તો કોઇ પણ ડાહ્યો એન્જીનીયર જો તેને આઠ

'હૉર્સપાવર'ની તેના કામમાં જરૂર હોય તો તેના બૉઇલરને પૂર્ણ પ્રમાણથી તે કદાપિ સળગીતી દેવાનો નહિ. જો 'તે તેમ કરે છે તો મોડો વહેલો પણ તે ભઠ્ઠીના સળીયાની જાળીને બાળી મૂકે છે. પરંતુ મનુષ્યોનો મોટો ભાગ આ પ્રકારે જ કરી રહ્યો હોય છે. સો 'હૉર્સપાવર' ને જોઇતું બળતણ તે શરીરમાં બાળે છે અને આઠ હૉર્સપાવરજેટલું તેની પાસેથી કામ લે છે. પછી તે બૉઇલર ધુમાડાથી ભરાઇ જાય, શરીરની શિરાઓ ગંદાઇ જાય તો તેમાં કશું આશ્ચર્યજેવું છે? બીડીના ધુમાડાના ગોટેગોટથી મગજે લોહી ચઢીજવા જેવા વ્યાધિને પ્રકટાવીને, શરીરનું અર્ધ આયુષ્ય થયું હોય એટલામાં જ તેને તેઓ પૂરું કરી નાખે છે એમ શું આશ્ચર્યજેવું છે?"

ક્ષણભર વિચાર કરો કે ઉત્તમ શક્તિસંપન્ન અને ઉપયોગી મનુષ્યો ૫૦ કે ૬૦ વર્ષની વય કે જે તેમણે આજ સુધી કરેલા વિવિધ પ્રકારના શ્રમના અનુભવને પ્રકટાવી અનેકનું હિત થાય એવા માર્ગને–વિચારને દર્શાવવાને યોગ્ય ગણાય, તેમ જ આજ સુધી તેમ કરેલા શ્રમના ફળરૂપે સુખ, શાંતિ, આનંદ અને સામર્થ્યનો ઉપભોગ કરવાનો તેમનો ખરો સમય આવ્યો ગણાય તે જ વખતે તેઓ મરણને શરણ થાય, એ વિચાર શું હૃદયઉપર આઘાત કરે તેવો નથી?

આ ગંદાઇ ગયેલી –કચરાથી રોધાઈ ગયેલી– શિરાઓ, તે કચરાના થરથી જામી ગયેલી બૉઇલરની નલિકાઓ જેવી છે. માનવયંત્રમાં આવી સ્થિતિને રક્તવાહિની સૂક્ષ્મ શિરાઓનું પૂરાઇ જવું કહીએ છીએ. અને તે થવું સહજ છે કે જેના પરિણામમાં મગજઉપર લોહી ચઢી જવાનો વ્યાધિ પ્રકટે છે.

આ દલીલ–અને તે બુદ્ધિમાન્ મનુષ્ય કબૂલ કરે તેવી દલીલથી–એડિસન પોતાનો આહાર વજન કરીને લે છે. તે દિવસમાં ત્રણ વખત ત્રણથી ચાર ઔંસ ખોરાક લે છે. એટલે જમવાની દરેક વખતે એક સફરજન, એક નાનો બટાકો અને બે બિસ્કીટ જેટલા વજનનો–લગભગ ત્રણ અધોળ આહાર તે લે છે.

આ દરેક વખતના જમવામાં જમવાની વસ્તુઓમાં કંઇ કંઇ અવારનવાર ફરતું હોય છે. જેમ સાદો ખોરાક હોય છે તેમ તેને વધારે પસંદ પડે છે. દૃષ્ટાંત તરીકે, તેની પ્રીતિ પાત્ર વસ્તુઓ પુરી અને દુધ છે. એડિસનની સ્ત્રી કહે છે કે તેના પતિના આહારના પદાર્થોના સંબંધમાં કોઇ ચુસ્ત નિયમ નથી. તેને પસંદ પડે અથવા રુચિ થાય તે જમે છે, પણ અત્યંત ઓછા પ્રમાણમાં. તે માને છે કે જમવામાં ક્ષુધાની રુચિના પદાર્થો જમવા એ વધારે સારૂં છે. તેના નાસ્તામાં એક નાનો ટુકડો માંસ, થોડી શેકેલી રોટલી (ટોસ્ટ) અને એક પ્યાલો કૉફી–તેમાં ત્રણ ભાગ દુધ જરા મલાઇ, એક ચમચો ખાંડ અને બાકીની કૉફી–એટલું સાધારણ રીતે હોય છે. બીજી વખતના જમવામાં માંસનો એક ટુકડો અને થોડી શેકેલી રોટલી, અને ત્રીજા ભોજનમાં ક્વચિત્ સેરવો (Soup) લે છે. લીલું ધાન્ય પણ તેને પસંદ છે. કોઇ વખતે મીઠાઇ પણ લે છે. કે જે તેની પ્રીતિનો વિષય છે. કોઇ વખતે તે બે કે ત્રણ જમવાના સમયને છોડી દૂધને વટાણાની મીજબાની તે પોતાને આપે છે.]

ઘણી વખત તે એક અઠવાડીયા સુધી લાગલાગટ ત્રણે વખત એક માછલી, રોટલી અને ચહા જ જમવામાં લે છે. કૉફીની પેઠે તેની ચહા પણ ઘણી જ નરમ બનાવવામાં આવે છે. તેના આહારમાં નિર્વાહને કરનાર પદાર્થતરીકે રોટલી હોય છે. ફળ અને શાક ભાજી તે ક્વચિત્ લે છે. એકાદ વખત જમવામાં સફરજનનો ઉપયોગ કરે છે. ઘણી વખત તે ચહા કે કૉફીવિના માત્ર એક પ્યાલા દુધથી જ ચલાવે છે. એડિસનની સ્ત્રી કહે છે

તે જમવામાં તરંગી મનુષ્ય છે, પણ તે અત્યંત અલ્પાહારી છે. વખતે તે એકલી રોટલીથી જ ચલાવે છે. આઇસક્રીમ તે ખાતો નથી. તેમ ઈંડાં પણ તેને ભાવતાં નથી અને તેનો ઉપયોગ પણ કરતો નથી. કોઈ સમય જમવાના ત્રણે વખત રોટલી અને ચહાઉપર જ ચલાવે છે. તેને સોનેરી ફેર્ગાં અને નારંગીના શોખ છે. અંજીર અને ખજૂર પણ કંઈક પ્રમાણમાં તેને ભાવે છે. કોઈ વાર તળેલા બટાકાના જ થોડા કકડા જમે છે. બદામ વગેરે (Nuts) નો તેને કદી કંટાળો નથી આવતો. કેટલીક વખત તો તેનું જ ભોજન કરી લે છે. તેને જ્યારે ભુખ લાગી હોય છે ત્યારે તે જમે છે અને તે માને છે કે તમામ સારો ખોરાક મનુષ્યે પોતાની ઇચ્છાનુસાર જમવો, પણ હમેશાં નિયમિત પ્રમાણમાં. તે કહે છે કે ગમે તે વસ્તુના બે કે ત્રણ ગ્રાસ લો તો તે કદપિ નડતી નથી. એડિસન શું જમે છે તે માટે આટલું બસ છે.

તેના જમવામાં એક મુખ્ય બાબત એ છે કે તે ચાવવામાં હમેશાં સાવધ હોય છે. ગમે તે ખોરાક હોય તોપણ તેના પ્રત્યેક ગ્રાસને તે સારી પેઠે ચાવે છે, તેથી તે જે કંઇ જમે છે તે સઘળા અન્નના પ્રત્યેક પરમાણુમાં રહેલા પોષક તત્ત્વના સઘળા ભાગનો તેને પૂર્ણ લાભ મળે છે. તેના પીવાના પદાર્થમાં મુખ્ય દુધ છે. જમતી વખતે પણ સાથે સાથે તે કોઈ કોઇ વખત દુધ લે છે, અને તે જમતાં જમતાં ઘણું જ ધીમેથી મોંમાં મમળાવીને પીએ છે.

એડિસનના આહારનું સૂક્ષ્મ નિરીક્ષણ કર્યા પછી તેની નિદ્રાના વિષયનો વિચાર પ્રાપ્ત થાય છે. બિલકુલ ઉંઘવિના ચોવિસે કલાક કામ કામ કરવા સંબંધમાં તેને માટે ઘણી જગાએ લખવામાં આવ્યું છે. એડિસનપાસેથી જ જણાયેલી તે સંબંધી હકીકત આ પ્રકારની છે.

નેપોલિયનની પેઠે, જ્યારે તેને કંઇ પણ ખાસ કાર્ય કરવાનું હોય છે ત્યારે તે કદાપિ ઉંઘની દરકાર કરતો નથી. એક વખત તે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ અખંડ જાગતો રહ્યો, એમ છતાં તેનાથી કંઇ તેને હાનિજેવું જણાયું નહિ. તે કહે છે કે ઉંઘના ઓછાપણાને લીધે કોઇ મનુષ્યને કદી હાનિ થયાનું તેણે જાણ્યું નથી. તે કહે છે કે જગત નિર્વૃત્તિથી જ મનારાખે (?) સારી ઉંઘ શું છે તે જાણતા જ નથી. તેઓ ધારે છે કે આપણે આઠ કલાક પથારીમાં પડયા રહેવું જોઇએ, તેમાં ત્રણ કલાક આળોટતા—પાસાં ઘસતા—અને સ્વપ્ન વગેરેની સ્થિતિને ભોગવતા છતાં પણ પડયા રહેવું અને બાકીના પાંચ કલાક ઉંઘવું. આમાં ખરૂં જોતાં તેઓને ચારેક કલાકની સ્વસ્થ નિદ્રા આવતી હોય છે. અને તેટલી જ નિદ્રા એડિસનને-તેમ જ-તેની ઓને-પુરતી થઇ રહે છે, અને તેઓ તેટલી જ નિદ્રા લે છે. કદાચિ કોઇને દીર્ઘ કાળના અભ્યાસને લીધે કે તેવા જ કોઇ હેતુથી તેમાં થોડા કલાક વધારવા પડે છે, પણ એ તો અનુભવસિદ્ધ વાત છે કે જ્યારે મનુષ્ય નિયમિત અને થોડા આહારઉપર રહે છે ત્યારે તેને શાંત અને બલપ્રદ નિદ્રા આવે છે, અને ત્યારે મનુષ્યો સાધારણ રીતે સુતામાં જેટલા સમયની જરૂર ગણે છે તેના કરતાં ઓછા સમયની જરૂર રહે છે, અને તેટલાથી આરોગ્ય જળવાઇ રહે છે. એ એક નિયમ સ્થાપી શકાય એવો છે કે જેમને બહુ ઉંઘવા જોઇએ છે, તેવા મનુષ્યો વધારે પ્રમાણમાં જમનારા હોય છે. રોમનો પ્રસિદ્ધ વીર બ્રુટસ આજથી બે હજાર વર્ષઉપર એ વાત શીખ્યો હતો કે જો તે થોડું ખાય તો તેને નિદ્રા પણ ઓછો સમય લેવી પડે અને તે વધારે કામ કરી શકે.

થોડા પ્રમાણની નિદ્રા તેના એકલાને માટે જ પુરતી છે એમ કંઇ નથી, પણ બીજાઓને માટે પણ પુરતી છે તે બતાવવાને એડિસને પોતાની પ્રયોગશાળામાં એક પ્રયોગ

કર્યો હતો. એક વખતે તેની પ્રયોગશાળામાં કોઇ કામને માટે સારા સારા સો મનુષ્યો રોકાયા હતા. આ મનુષ્યોની ટોળી કંઈ ખાસ અગત્યના યાંત્રિક અને વિદ્યુતના પ્રયોગો કરતી હતી, અને ૭ મહિના સુધી તેઓ પ્રયોગશાળામાંથી લાંબો વખત બહાર જતા ન હતા. તેઓ હમેશાં એડિસનની દૃષ્ટિનીચે જ રહેલા હતા. તે સઘળા મનુષ્યોની અનુમતિથી, તેમનું આરોગ્ય જળવાય અને તેમનું કામ ઉત્તમ રીતે થાય તેવી રીતે વર્તવામાં તેમણે કેટલો વખત ઉંઘવાની અગત્ય છે, એનો પ્રયોગ કરવાનો નિર્ણય કર્યો. તેણે તેમના આહારઉપર, સુવાના વખતઉપર દેખરેખ રાખી, કે જે તેઓ પ્રયોગશાળામાં સુઇ રહેતા ત્યારે સુગમપણે કરી શકાય એવું હતું તેઓ ચોવિશ કલાકમાં માત્ર ચાર કલાક નિદ્રા લેતા અને તેમ છતાં તેમને કામ તો સારી રીતે કરવાનું હતું. એડિસન કહે છે કે ૭ મહિનાને અંતે, જ્યારે તેમણે તે પ્રયોગ શરુ કર્યો તેના કરતાં તેઓ વધારે આરોગ્યવાળા હતા, અને હજી પણ તેઓ કહે છે કે પ્રયોગો ચાલતી વખતે તેમને જેવું સારું લાગતું હતું અને જેવો વખત મળતો હતો તેવું સારું પછીથી તેમને લાગતું નથી અને તેવો સમય પણ તેમને મળતો નથી.

એડિસનનો સર્વોત્તમ નિયમ એ છે કે જ્યારે તેને જરા પણ અહિત લાગે છે, ત્યારે તે બિલકુલ જમતો નથી. તે કહે છે કે મારા પિતાને જ્યારે ઠીક નહોતું લાગતું ત્યારે તેઓ ત્રણ ત્રણ ચાર ચાર દિવસ કશું પણ જમ્યા વિના ચલાવતા હતા, અને મારી માતાનો ઘણો આગ્રહ થાય તોપણ એક કણસરખો પણ તે લેતા નહિ એ મને સ્મરણમાં છે.

એડિસન જ્યાં બાળપણમાં ઉછેરાયો હતો તે ગામના મનુષ્યોને પણ એવી જ ટેવ હતી કે મંદવાડના વખતમાં કંઇ જ ન જમવું. તે કહે છે એવા તો એકલા કહેવાના કેળવાયલા જ મનુષ્યો છે કે જે માંદા હોય છે ત્યારે પણ ખા ખા કરે છે. મનુષ્યને જો તેના સંબંધીઓતરફથી ઘણો આગ્રહ કરવામાં નથી આવતો અને લલચાવવામાં નથી આવતો, તેમ જ કેટલાક અણુસમજુ ડોક્ટરો કે જેઓ એમ જ જાણતા હોય છે કે ખાવાથી જ શરીરમાં બળ આવે છે અને તેથી જો આ દરદી બિલકુલ નહિ ખાય તો તેનું શરીરબળ છેક ઘટી જઇ નિર્બળ બની જશે એવા ભયથી જો દરદીને વધારે આગ્રહ કરે છે તો જ તે મનુષ્ય વધારે જમે છે. અને નહિ તો કશું જ નથી ખાતો. કોર્નેરો કહે છે કે સોળમા સૈકામાં પણ દરદીઓને નબળાઇ ન આવે માટે ખવડાવવાનો ડોક્ટરનો રિવાજ હતો. કોર્નેરોને તેની ૫૮ વર્ષની વયે તેના ડોક્ટરોએ તેને ખોરાકમાં વધારો કરવાનું કહ્યું હતું, એવું જણાવીને કે આટલા થોડા ખોરાકથી વૃદ્ધાવસ્થા નીભી શકશે નહિ, તેને ટેકો મળવા તરીકે કંઈક વધારે આહારની જરૂર છે.

આ પ્રકારનો વિચાર હાલ પણ સંમત મનાય છે કે વૃદ્ધ મનુષ્યોને પોષણને માટે કંઇક વધારે આહારની જરૂર છે. આ ભૂલ થવાનો હેતુ એ છે કે તેમને એવી ભ્રાંતિ હોય છે કે ખાનપાન તેની મેળે જ પોષણને ઉપજાવી આપે છે અને મનુષ્ય લલચાઇને ગમે તે ખાય છે તો તે તેને પચી જાય છે અને પુષ્ટિ આપે છે. આ માનવું ભૂલભરેલું છે, અને તેમાં પણ વૃદ્ધાવસ્થાવાળા મનુષ્યને માટે તો હાનિકારક જ છે જેટલો આહાર આપણને પચે છે અને શરીરમાં તેનો એકરસ થઈ જાય છે તેટલો જ આહાર આપણને પુષ્ટિ આપે છે અને બળનું ભાન કરાવે છે.

શરીરમાં એકરસ ન થનાર આહાર આપણી પાચનશક્તિઉપર એક મોટા ભારરૂપ છે એટલું જ નહિ પણ તે જ પ્રમાણે તે ભયંકર પણ છે. તે હૃદય અને મૂત્રાશયમાં ક્ષોભ ઉપજાવે છે તેનો વધારે ઘસારો પડે છે અને આખા શરીરને તે અવ્યવસ્થ કરી મૂકે છે. અને ખાસ કરીને જેની પાચનશક્તિ તેમના શરીરની પિંડીઓની પેઠે શિથિલ થઇ ગઇ છે,

તેવા વૃદ્ધ મનુષ્યોને માટે તો એ વાસ્તવ જ છે. વય થતાં યુવાવસ્થામાં તેઓ જેટલું કામ કરતા હતા તેના કરતાં હવે તેમને કામ ઓછું કરવાનું હોય છે, અને તેથી તેમને અવસ્થાની વૃદ્ધિ થવાની સાથે ઓછા આહારની–ઓછા પોષણની જરૂર હોય છે. પચન ન થવાથી તે આહાર વિષરૂપ થઇ મનુષ્ય જીવનને હાનિ કરે છે એવા પ્રસંગો જગતમાં કંઇ થોડાઘણા નથી.

આથી યુવાવસ્થામાં જે આહાર તેઓ લેતા તેના કરતાં વૃદ્ધાવસ્થામાં મનુષ્યોએ અલ્પાહારી અને વધારે હલકો ખોરાક લેતા થવું જોઇએ. કોર્નેરો આ જાણતો હતો પણ કર્મમાં ન મૂકાઇ જાય એવા વિચારથી તેણે પોતાનો આગ્રહ છોડીને નિત્ય નવટાંક આહાર લેવાનો વધારો કર્યો જેનો પરિણામ એ આવ્યો કે પંદર દહાડામાં તે સખ્ત તાવથી માંદો પડ્યો અને ચીડચીડો તથા દુર્બળ બની ગયો. પુનઃ નિયમિત આહાર ઉપર આવવાથી નિરામય અને બલને પ્રાપ્ત થઇ રહ્યો.

આખા દિવસમાં કામ કરવાની બાબતમાં એડિસને ૩૫ વર્ષ સુધી દિવસમાં વિશ વિશ કલાક કામ કર્યું છે ! અને તેના એ અનુભવમાં તે પોતાને આરોગ્યમય અને બલવાન્ લાગે છે. આ અશક્યજેવું લાગે છે, પણ જ્યાં સુધી આગ્રહપૂર્વક નિયમિત રીતે રહી તેવો પ્રયોગ ન કરી જોઇએ ત્યાં સુધી આપણે તે અશક્ય માનવું કે કહેવું એ ભૂલભરેલું છે. હાલ તે ઓછું કામ કરે છે એમ કહે છે અને તે દિવસમાં માત્ર ૧૫ કલાક જ ! ૬૫ વર્ષની વયે ૧૫ કલાક નિત્ય કામ કરવું એ શું સામાન્ય છે ! ઘણા વૃદ્ધ માણસો ચાર કે ૭ કલાક કામ કરતાં તો તેઓએ ઘણું કામ કર્યું એમ માને છે, અને એથી તો વધારે થાય જ નહિ એમ જ માની બેસે છે.

એડિસનના શરીરનું વજન ૧૭૫ પાઉંડથી ૧૭૮ પાઉંડની વચ્ચે રહે છે. તે કહે છે કે બે માસની અંદર તેનું વજન ૧૯૫ પાઉંડ સુધી તે વધારી શકે છે. તેણે એક વખત આ પ્રકારે કર્યું હતું પણ તેમ થતાં તેને ઘડીએ ઘડીએ આડા થવાને સોફા–ગાદી તકીઆ ખોળતાં પડતાં હતાં, તેથી તેણે નિર્ણય કર્યો કે મનુષ્યના શરીરના જોઇએ તેટલા વજનમાં રહીને કામ કરવું એ વધારે ઠીક છે. ઉપર કહ્યો તેટલા આહારથી પણ ઘટી જઇને તે પોતાના શરીરને ૧૬૫ પાઉંડ જેટલું ઓછું કરી શકે છે અને પણ તે લાભકારક માનતો નથી. પ્રોફેસર ઓસ્લરે કહ્યું હતું કે શરીરમાં ચરબીનો એક શેર વજનજેટલો વધારો એ શરીરમાં સૂક્ષ્મ રગો ( capillaries ) નો એક માઇલ જેટલો વધારો છે ! હવે ચરબીવાળા સ્થૂલ મનુષ્યો દુર્બલ, હૃદયને હદ ઉપરાંત કામ કરાવવાળા અને જલ્દી કામ કરતાં થાકી જવાના અભ્યાસવાળા હોય એમાં કંઇ આશ્ચર્ય છે ! પ્રત્યેક મનુષ્યે પોતાના શરીરના વજનમાટે હમેશાં ખ્યાલ રાખવું જોઇએ. ( કેટલી વયમાં શરીરનું વજન કેટલું હોવું જોઇએ તેના પ્રમાણનું કોઠક આ અંકમાં એક જુદા વિષયરૂપે આપવામાં આવ્યું છે ત્યાં જોઇ લેવું. )

એડિસન અને તેની સ્ત્રી બંને પોતાના સ્નાન કરવાના ઓરડામાં થોડા થોડા દિવસે પોતાના શરીરનું ચોકસ વજન લીધા કરે છે. અને નિયમિત વજન રાખવાની કાળજી રાખ્યા કરે છે. કોર્નેરોની સ્ત્રીની પેઠે એડિસનનાં પત્નીએ પણ પોતાના પતિના નિયમને અનુસરી તેની સત્યતાને સિદ્ધ કરી બતાવી છે. તે પણ એડિસનના જેવું જ જીવન ગાળે છે, અને પોતાના સૌન્દર્ય તથા ભાગ્યને માટે તે પ્રસિદ્ધ છે.

એડિસન કહે છે કે, " જો સ્ત્રીઓને ખાતરીપૂર્વક તથા પ્રમાણસહિત એમ કહે-

વામાં આવે કે કુમાર અવસ્થામાં જેવું તમારું મોહક રૂપ અને આકર્ષક સૌન્દર્ય હતું તેવું જ રૂપ અને સૌન્દર્ય જો તમે નિયમિત આહાર લેતાં થશો તો જીવનના અવધિપર્યંત ટકશે, તો આપણા યોગ્ય પ્રકારે જીવન ગાળવાની તકરારનો મોટે ભાગે અંત આવી જવાનો. અને એમાં શંકાસરખું કશું જ નથી. એમ થવું શક્ય છે.

છેલ્લું એડિસન કૉર્નેરોના છેલ્લા નિયમનું પણ પાલન કરે છે અને તે એ કે ચિંતા ન કરવી. હમણાં તે યુરોપમાં પ્રવાસ કરીને પાછો આવ્યો છે. જતાં પૂર્વે એક મનુષ્યને તેણે કહ્યું હતું કે આ નિવૃત્તિના સમયમાં મને ચિંતા કરવાનો અવકાશ મળશે ! એનો ભાવ એ જ હતો કે તેને ચિંતા કરવાનો અવકાશ પણ મળતો ન હતો. ચિંતાનાં બે મુખ્ય કારણો—પ્રમાદ અને વ્યાધિ અથવા શરીરની દુર્બલતા–હોય છે. મનુષ્યો જો એડિસનનો દૃષ્ટાંત જોઇને હમેશ કામમાં જ યોજાયલાં રહે અને જે તેને કર્તવ્ય છે તેને સિદ્ધ કર્યાં કરે, અને વધારે શ્રમ કેવી રીતે થાય તેના જે માર્ગો એડિસને દર્શાવ્યા તે માર્ગોએ ચાલ્યા કરે કે જે વડે તે પોતે જ આજ અત્યંત કાર્ય કરવાને સમર્થ થઇ રહ્યો છે, તો આજે જે ચિંતાઓએ અનેક મનુષ્યોનાં પ્રકાશિત જીવનના તેજને હણીને નિસ્તેજ કરી દીધાં છે અને અનેકને યથાર્થ સમય આવ્યા પહેલાં જ તનમનથી વૃદ્ધ કરી દીધા છે, તે કદાપિ કરી શકે નહિ.

પ્રેસિડેન્ટ ઇલિયટે કહ્યું છે કે મનુષ્યનું પ્રાપ્ત સંજોગોને ઉપયોગી કરી લેવાનું સામર્થ્ય તેને વિશ્વમાં એક નાયકરૂપે બનાવે છે. નિઃસંશય પોતાની પરિસ્થિતિ અથવા સંજોગોઉપર પૂર્ણ સ્વામિત્વને સ્થાપવાથી–કે જેમાં તેના શરીર અને મનનો પણ સમાવેશ થાય છે–તેનાથી એડિસન આજે જગતમાં અત્યંત સમર્થ ગણાતા પુરુષોમાં અગ્રણીરૂપે વિરાજવાને સમર્થ થયો છે.

એડિસન આજે પણ તેના આંતર બળમાં અને કાર્ય કરવાની આતુરતા તથા તીવ્રતામાં એક યુવાન પુરુષસરખો જ છે તે કહે છે કે તેને કદાપિ કંટાળો આવતો નથી. તે જે ક્ષણે ધારે છે તે જ ક્ષણે ઉંઘી જાય છે, અને પાછો તાજો થઇને ઉઠીને પોતાને કામે વળગે છે. તે કહે છે કે તેના નાના બાળકે અલ્પાહારસંબંધી ઘરમાં ચાલતી વાતો સાંભળી છે અને પરિણામ એ આવ્યો છે કે તે તેના પિતાકરતાં પણ ઓછું જમે છે. તે અત્યંત તેજસ્વી બુદ્ધિવાળો અને ચપળ બાળક છે, અને તેના પ્રમાણમાં ગમે તે પ્રકારનો શ્રમ કરવો હોય છે તો તેમાં તે પાછો પડતો નથી.

એડિસનને મળવા ગયેલો એક મનુષ્ય કહે છે કે તે અપૂર્વ કલ્પક તે મળવાને માટે મેડાઉપરથી ઉતર્યો તે એકી વખતે બે પગથીયાં સાથે સાથે અને તે પણ અત્યંત ઝડપથી ઉતરવા લાગ્યો, અને વાત કરતાં વચમાં કોઇ વસ્તુની તેને જરૂર પડી તે મેડાઉપર હોવાથી તત્કાળ તે ઉઠ્યો અને એક બાળકની પેઠે બે બે પગથીયાં કુદતો કુદતો જોતજોતામાં મેડાઉપર ચઢી ગયો. તરત જ એ રીતે પાછો નીચે આવ્યો અને તે વખતે પણ તેને શ્વાસ ચઢ્યો હોય કે એવું કશું જ ન હતું. તે પોતાને હજી ઘણા વર્ષ જેવો રહેવાને ધારે છે તેવો જ પ્રસન્ન, ઉત્સાહી અને ઉદ્યોગી તે હાલ રહે છે.

વાચકો ! એડિસનને કૉર્નેરોનો તેના વૃદ્ધ પ્રપિતા, પ્રપિતા, પિતા અને ૭ કાકા એટલા મળીને દશ મનુષ્યોનો તેના જીવનને ઉન્નત કરવામાં દૃષ્ટાંત હતો. તમારી પાસે તે દશ ઉપરાંત એડિસનનો પોતાનો મળી અગિઆર દૃષ્ટાંત પ્રાપ્ત છે. તો પછી તેના સરખા તમે પણ બલવાન્ અને સમર્થ કાર્ય કરનાર થાઓ એવા પ્રકારની તમારા માટે આશા રાખું તો તેમાં તમે મને નિષ્ફલતા શા માટે આપશો ?

દંપતીના કાનમાં કહેવાનાં સૂત્રો-

૧

પરસ્પરમાં કદાપિ તર્કો લડાવીને ક્લેશ કરશો નહિ. એક બીજાનાં કારણોને તોડી પાડવા ખાતર કદી પણ કોઇ વિષયનો આરંભ કરશો નહિ. આ વાત કદાપિ ભૂલી જવાય તો એટલું યાદ રાખજો કે બેમાંથી એક કદાપિ કારણો કાઢી લડવા તૈયાર થાય તો બીજાએ મુનિબાવા થઇ જવું. ગૃહસ્થાવસ્થામાં એવા મુનિબાવા થવાનાં પાપ લાગવાની શાસ્ત્ર ચોખી ના કહે છે. માટે તેની ચિંતા કરશો નહિ! લડતાં લડતાં બેમાંથી જે વહેલું મુખબંધ કરશે તેનો જય થયો એમ સમજજો. કુટુંબકલહની એ જ ખૂબી છે. બીજાસાથે કલહ કરવામાં જેમ બીજાને બોલતો અટકાવે છે તે જિત્યો એમ ઘણા માને છે, પણ કુટુંબકલહમાં તો ખરી વાત એ છે કે જેણે જિતવું હોય તેણે પોતાનું બોલવું પહેલું બંધ કરવું. વધારે બોલનારને થોડી વારમાં જ લજ્જા ઉપજે છે અને પશ્ચાતાપ થવો શરૂ થાય છે. કુટુંબકલહ લગ્નસ્નેહને હાનિ પહોંચાડે છે એટલું જ નહિ, પણ જીવનને ક્ષીણ કરનાર કારણને તે રચે છે. **પરસ્પરનો સ્નેહતંતુ એક બીજાના જીવનનું વસ્ત્ર વણે છે, ત્યારે પરસ્પરનો વિષાદ અથવા કલહતંતુ એક બીજાની મરણશય્યાની ચાદર વણે છે.**

૨

પરસ્પર અત્યંત સરળપણે રહો. આ પ્રસન્નતા તથા સુખજનક કારણને તમારામાં પ્રકટાવે છે. અને એ સુખજનક કારણ એક અમોઘ શસ્ત્ર છે કે જે ઉભયની વિપત્તિમાત્રને વિદારવા સમર્થ છે. એ સુખજનક કારણ ઉભયમાં આરોગ્ય પ્રકટાવવામાં મહાત્માના વચનજેવું સિદ્ધ છે. તમારા સ્વભાવને સુધાર્યાવિના તમે એ સુખજનક કારણના લાભને પામી શકતાં નથી. સુખવાદી સ્ત્રી અને સુખવાદી પુરુષનું યુગ્મ બ્રહ્માસાવિત્રીસરખું છે. **આ સુખજનક કારણને વધારવું હોય તો જેમ જેમ તમે વૃદ્ધ થતાં જાઓ તેમ તેમ પરસ્પર અધિક અધિક પ્રેમને પ્રકટાવતા જાઓ. સુવાવસ્થાની પ્રાપ્તિનું તે સમર્થ સૂત્ર છે,**

૩

આહારને પ્રમાણથી ગ્રહણ કરો. ઘણો આહાર તમોગુણની વૃદ્ધિ કરે છે એ આપણા નિશ્ચયને શાસ્ત્ર ક્યાં નથી કબૂલ કરતું કે આપણે તેને છોડવાનો યત્ન કરવો? અને તમોગુણે કોનામાં શુદ્ધ પ્રેમ ઉપજાવ્યો છે કે તમારે તેની પંચાત કરવી? થોડી પણ અન્નઉપર રુચિ રહે એવી રીતે જમીને ઉઠી જવું અને એકાદ મનુષ્યની પણ ભુખ ભાગે એટલું થોડું અન્ન પણ નિત્ય વધારે રાંધજો અને ભુખ્યાને તે આપજો. ગૃહસ્થાશ્રમનું સુખ દીર્ઘ કાળ ભોગવવું હોય તો આને એક સમર્થ વ્રતરૂપે આચરજો. ગૃહસ્થાશ્રમનો એ ધર્મ જેમને ખબર છે, અને કોઇ પણ ભુખ્યો આવે તેને કંઇ પણ આપવાનું જેના ઘરમાં તૈયાર છે તે ઘરમાં સુખસંપત્તિ નિવાસ કરે છે. **અને એવું જ ઘર જો તમારૂં હોય તો સુખસંપત્તિને બીજે જવાની શા માટે જરૂર પડે?**

૪

તમારે ઉભયને આખા દિવસનું કંઇ પણ કામ હોવું જોઇએ. પરસ્પરને કલહ થવામાં કારણ એક બીજાને કશો ધંધો ન સૂઝવો એ જ છે. અને તેથી સ્નેહ તથા એક બીજાની ઉપયોગિતા વધારવાને માટે બંનેએ કાર્યમાં યોજાયલાં રહેવું જોઇએ. તેમાં કેટલાંક કાર્ય ઉભય સ્વતંત્રપણે તો કરે જ છે. પણ તેની સાથે દિવસમાં કેટલાંક કાર્ય બંનેએ સાથે

રહીને કરવાં અને તે પણ શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ત્રણે ભૂમિકાઉપર સાથે સાથે થોડાં કાર્યો પણ કરવાં. કોઇ કોઇ વખત સાથે જમો, સાથે રમો, સાથે ફરો, સાથે ઘર સ્વચ્છ કરો, સાથે વાંચો, સાથે ગાઓ, સાથે હસો, સાથે જપ કરો, સાથે પ્રાણાયામ કરો, સાથે સંયમ કરો, અને સાથે ઇશ્વરસ્તુતિ કરો. ઉત્તમ જોવાનાં સ્થળ સાથે જઇને જુઓ અને વિવિધ પદાર્થની, વિવિધ સ્થિતિની, વિવિધ સ્થળની, વિવિધ વિચારની અને વિવિધ અનુભવની ઉચ્ચ વાર્તાઓ સાથે જ કરો. પુરુષની કોઇ વાર્તામાં પ્રિય બહેન ! તમને સમજણ ન પડે તોપણ બને તેટલી પ્રસન્નતાથી અને રસપૂર્વક તે સાંભળો અને સ્ત્રી નિર્મોલ્યસરખી કોઇ વાત પ્રસન્ન ચિત્તથી કહે તો પ્રિય બંધુ ! તેને તોડી ન નાંખતાં રસપૂર્વક શ્રવણ કરો. **પરસ્પર સાથે એકમત થઇને કરાતા કોઈ પણ કાર્યમાં પરસ્પરમાંથી નીકળતું પ્રેમનું સૂક્ષ્મ દ્રવ્ય એવું તો અપૂર્વ પોષણને પામે છે કે તેનું વાતાવરણ રચાતાં તેમાં ઇશ્વરનાં સઘળાં સામર્થ્યો પ્રકટ થાય છે.**

૫

બને એક બીજાને માટે કાર્ય કરો. તમારા કાર્યથી તમારા પતિની અનુકૂલતામાં અત્યંત વૃદ્ધિ થાય અને તમારા કાર્યથી તમારાં પ્રિયતમાની અનુકૂલતામાં વૃદ્ધિ થાય એવી રીતનાં થોડાં પણ નિત્ય કાર્ય કરો. બહેન ! તમને કસરત કરતાં ન આવડે તો અડચણ નથી, પતિને કસરતનો સામાન ગોઠવી આપો, તમને લખતાં ન આવડે તો હરકત નથી, પતિના લખવાના સ્થાનને સ્વચ્છ કરી આપો. એકવાર તેમની પાસેથી લખવાના સ્થાને મૂકેલા પદાર્થોની કેમ વ્યવસ્થા કરવી તે જાણી લઇ તે પ્રમાણે નિત્ય સમયસર વ્યવસ્થિત કરી આપો. તમને જપ કે સંયમ કરતાં ન આવડે તો કંઇ ચિંતા નહિ, પતિના સંયમના સ્થાનને નિર્મલ કરી આપો, સંધ્યા પૂજાના સાહિત્યને ગોઠવી આપો, ચંદન ઘસી આપો, દીપકને પ્રકટાવી આપો, ધૂપ કરી આપો. એ બધાની કાળજીથી પતિને નિરંતર મુક્ત રાખો. પતિને ક્યાં વસ્ત્ર ક્યારે પહેરવા જોઇશે તે તમને ન સમજાય તો કશી હરકત નથી, તેમનાં મેલાં વસ્ત્રને એક જગાએ એકઠાં કરી તેને ધોવડાવવાની વ્યવસ્થા કરો. તે જ પ્રમાણે બંધુઓ ! તમે પણ પત્નીનાં કાર્યોમાં સાહાય્ય કરો. **ઉભયનું સહકારિત્વ ઉભયનાં જીવનને એક કરતું હોવાથી ઉભયમાં પૂર્ણતા પ્રકટે છે, અને પૂર્ણતાના સામર્થ્યનો અવધિ ક્યાં છે ?**

૬

જેમ જેમ વયમાં વધતાં જાઓ તેમ તેમ તમારા વિશુદ્ધ પ્રેમને પણ વધવા જ દેજો. અને તે તમારી વૃદ્ધાવસ્થાને અટકાવશે. પ્રેમનું ન્યૂન થવું એ કંઇ કોઇના વાર્ધક્યને શોભારૂપ નથી. પ્રેમના પ્રદેશમાં જેમ જેમ વિશુદ્ધતાનું નિર્મળ તત્ત્વ ભળે છે તેમ તેમ તે સમગ્ર સુખ અને સમગ્ર ઉન્નતિને ઉપજાવે છે. એક બીજાથી કદાપિ જૂનાં થવાની જરૂર નથી. વિશ્વમાં નવીનતા એ જ આકર્ષક વસ્તુ છે, અને તે નવીનતાને પરસ્પરમાં નિત્ય જોયા કરજો. પ્રેમ એ એવી વિશાલ વસ્તુ છે કે જેમાં અનંત નવીનતા છે. સૂક્ષ્મ બુદ્ધિવડે બને તેટલી નવીનતા પ્રકટાવજો અને તેનો અનુભવ લેતા જજો. **નવીનતાવાળો પ્રેમ નવીન શરીરબળ, નવીન બુદ્ધિબળ, નવીન ધૈર્યબળ, નવીન મનોબળ અને નવીન કર્તવ્યબળ પ્રકટાવે છે.** બંધુઓ ! નવીનતાયુક્ત પ્રેમથી તમારા મનને સમગ્ર વિદ્યુન્મય રાખજો, અને પ્રિય બહેનો ! તમે પણ એ જ સ્મરણમાં રાખજો કે,

યુગ, વર્ષો, મહિના, ઘડી,—જાય રાતને દિન,
પિયુથી જૂનાં ના થતાં, નિત્ય નવીન નવીન.

# આંતર મન.

વર્તમાન સમયમાં વિજ્ઞાનવિદો અને માનસ પ્રદેશના શોધકો અનેક અમાનુષી અને અસામાન્ય સૃષ્ટિઓમાં પ્રવેશ કરતા જાય છે, અને તેમના અન્વેષણમાં ( શોધમાં ) તેઓને એટલા બધા ચમત્કારિક વ્યતિકરો જણાતા જાય છે કે તેઓ એમ માને છે કે આ યુગ તે ચમત્કારિક યુગ ગણાવા યોગ્ય છે. પરંતુ એ સઘળા ચમત્કારોમાં, આંતર મન એ બીજા સર્વ કરતાં નિર્વિવાદપણે શ્રેષ્ઠ ચમત્કારરૂપ મનાયું છે. નિ:સંશય, વિજ્ઞાનની તે એક ચમત્કારિક ભુમિ છે, કલ્પનાની તે એક અપ્સરોવાટિકા છે, મનુષ્યના વિચારની તે એક સુવર્ણખાણ છે, અને સમગ્ર માનસ રાજ્યની તે બહુરત્નાવસુધરા છે. ખરૂં જોતાં અર્વાચીન માનસ શાસ્ત્રનો આદિ અને અંત આંતર મનમાં જ છે. તેથી જીવન, મત, વિચાર, ઇચ્છા, સંકલ્પશક્તિ, તર્કશક્તિ, બુદ્ધિ, પ્રતિભા, વગેરે સંબંધમાં કંઈ પણ જાણવાને માટે આપણે આંતર મનનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. અને મનુષ્યજીવનને આગળ વધારવામાં કોઇ પણ સ્થળે એક પણ પગલું મુકીએ તે પૂર્વે આપણે આ આંતર મનના પ્રદેશનું અન્વેષણ કરવું જોઈએ.

આંતર મન એ અમર્યાદ શક્યતાની-વિચારની, ક્રિયાની, વૃદ્ધિની, પ્રાપ્યની, સિદ્ધિની એ સર્વ શાખાઓની શકયતાની-માનસ સૃષ્ટિ છે. અને તેથી એ આંતર વિષયનું જ્ઞાન, એ બધી શક્યતા આપણામાં રહેલી છે એ પ્રત્યક્ષ કરી બતાવે છે એટલું જ નહિ, પરંતુ આચાર ના પ્રદેશમાં એ બધી શક્યતાનો કેવી રીતે વિકાસ થાય અને કેવી રીતે તેનો ઉપયોગ કરી શકાય એ પણ તે વર્ણવે છે. આંતર મનને યથાર્થ રીતે જાણવું એ મનુષ્ય પ્રાપ્ત કરી શકે એવા સર્વ પ્રાપ્ય અને સિદ્ધિના રહસ્યને જાણવા બરાબર છે, અને કોઈ પણ મનુષ્યવડે સ્વપ્નમાં પણ નહિ કલ્પાયલા એવા મનુષ્યવિકાસના પ્રત્યેક ચમત્કારવાળા દ્વારને ઉઘાડવા તુલ્ય છે. અને એવા લક્ષાવધિ ચમત્કારો છે કે જે આપણા હાલના વિચારનું બળ અને આંતર દૃષ્ટિ જોઇ જાણી શક્તા સમર્થ નથી, તેમ જ અત્યંત ઉચ્ચ કલ્પનાની સૂક્ષ્મ દૃષ્ટિ પણ તેમનામાં જે સામર્થ્ય સંપત્તિ અને અપૂર્વતા રહેલાં છે તે સહિત તેમને ઓળખી કે સમજી શકવાને સમર્થ નથી. ખરૂં જોતાં-સત્ય કહીએ તો-એ આંતર મનના સ્વરૂપને યોગ્ય ન્યાય આપવા માટે અથવા તેનું માહાત્મ્ય જણાવવા માટે કોઇ પણ શબ્દ જડી શકે એવો નથી.

કલ્પિત કે કોઈ સત્ય વાતમાં કોઇ મહા મનોબળવાળા પુરુષના સામર્થ્યનું જે કંઇ વર્ણન કરવામાં આવ્યું હોય તેના કરતાં પણ આંતર મન વધારે ગુપ્ત સામર્થ્યને ધારણ કરી રહ્યું છે. દંતકથાઓમાં કે પુરાણોમાં દૈવાદિકના અમાનુષી સામર્થ્યનું જે કંઇ વર્ણન કરવામાં આવે છે તે મનુષ્યના મનમાં ગુપ્તપણે રહેલા આ 'આંતર મનના સામર્થ્યઆગળ ઝાંખું પડી જાય છે. તેથી મનુષ્ય-પ્રત્યેક મનુષ્ય-એક મહદાશ્ચર્યકારક સત્તા કરતાં કોઇ પણ રીતે ન્યૂન નથી. અને મનુષ્યે પોતાને એ જ પ્રકારના માનતાં શીખવું જોઇએ. ખરૂં જોતાં જ્યાં સુધી તેવો તે પોતાને માનતો નથી ત્યાં સુધી તે મનુષ્ય પોતાના પ્રતિ યથાર્થ બુદ્ધિ ના યથાર્થ ભાગવાળો થયો ગણાતો નથી. તેથી મનુષ્યને આજ સુધીમાં તેના પોતાના વિષે જે કંઇ હલકભાવ હોય તેનો સર્વ રીતે પ્રતિકાર કરવો જોઇએ. આંતર મનનો અભ્યાસ પ્રત્યેક મનુષ્યમાં એક નવા મનુષ્યને-એક અદ્ભુત મનુષ્યને-ચમત્કારને-એક દૈવને-પ્રકટાવે છે.

આંતર મન એ મનુષ્યના મનની પ્રત્યેક શક્તિ અને બુદ્ધિના અંતર્ગત પાયારૂપ છે, અને આંતર મનના પ્રત્યેક વિભાગનું સામર્થ્ય અમર્યાદ હોવાથી એ દેખાતું જ છે

કે પ્રત્યેક શક્તિ અને બુદ્ધિનુ મૂળ અખડિતપણે સામર્થ્ય અને અશેષગ્રહણધારણુ બળમા વધારી શકાય એમ છે આ પ્રકારે મનુષ્ય પ્રત્યેક દિશામા અનવધિપણે વૃદ્ધિ પામી શકે એમ અને પૂર્ણ થઇ શકે એમ છે, એ સિદ્ધાત સ્થાપી શકાય છે જ્યારે આપણે કોઇ પણ શક્તિના મૂળમા સામર્થ્ય અને વેગની વૃદ્ધિ કરવાનુ શીખીએ છીએ, ત્યારે તે શક્તિ બાહ્ય વા સ્થૂન અસરમા પણ આપણે સામર્થ્ય અને વેગને નિશ્ચયપૂર્વક વધારી શકીએ છીએ અને આતર મનમા આ વૃદ્ધિ અખડિતપણે ચાનુ રાખી શકાતી હોવાથી આપણે અવિરત બનને, અલૌકિક બુદ્ધિને અને પ્રતિભાને પ્રાપ્ત કરી શકીએ છીએ કે જે સર્વથી સિદ્ધ કરી શકાય એમ છે તે જ પ્રમાણે આપણે પ્રત્યેક શાખામા અપ્રતિમ સિદ્ધિને પ્રાપ્ત થઇએ છીએ, અને તે પણ સર્વથી પ્રાપ્ત થઇ શકે એમ છે કારણ કે આપણે સ્મરણમા રાખવુ જોઇએ કે મનુષ્યમાં જે કઇ આવિષ્કારને પામ્યુ છે અથવા પામી શકાય એવુ છે તે સઘળાનુ મૂળ આતર મનમા રહેલુ છે, અને પ્રત્યેક આતર વિષયનુ મૂળ મર્યાદા અથવા અંતરહિત હોય છે

આતર મન એ એક અવધિરહિત માનસ સ્રોતસ્ છે એમ સારી રીતે કહી શકાય એવુ છે, કે જેમાથી મનુષ્યમાં જે કઇ પૂર્ણપ્રાપ્ત છે તેને કોઇ પણ રીતે આપણે બહાર કાઢી શકીએ એમ છે માનવપ્રકૃતિમાં જે કોઇ કાળે પણ વિકાસને પામી શકે કે આવિષ્કાર કરી શકે એવુ જો કાંઇ પણ હોય તો તે આતર મનમા રહેલુ છે, અને તેથી જ્યારે આપણે આ વિશાન સ્રોતસ્‌માથી તેમા જે કઇ છે તેને બહાર કાઢવાની કળાને પ્રાપ્ત કરીએ છીએ તો જો આપણે તેનો યથાર્થ જીવનમા ઉપયોગ કરવા માગીએ તો જે કઇ આપણે જોઇએ છે તેનો તેમાથી હાન જ આવિષ્કાર કરી શકીએ એમ છે આ પ્રમાણે જો આપણે આપણે આગળ વૃદ્ધિ પામવાને તત્પર હોઇએ છીએ તો કોઇ પણ ક્ષણે આપણે આગળ વૃદ્ધિગત થવા પગલુ ભરી શકીએ છીએ એ આ ઉપરથી સહજ સમજી શકાય એમ છે આ વૃદ્ધિંગત થવાના પ્રત્યેક પગનામા જે કઇ આપણને જરૂરનુ છે, તે આતર મનમાં રહેલુ છે અને જે કઇ આપણને જોઇએ છે અથવા જેની આપણને ઇચ્છા છે તેને આતર પ્રદેશમાથી કાઢી શકવાની કળાને પણ આપણે શીખી શકીએ એમ છે

**કંઈ કાળથી વિજ્ઞાત છે.**

બુદ્ધિમાન્ પુરુષોને આ આતર મન કઇ કાળથી જાણીતુ છે, અને તેના સામર્થ્યનો પ્રત્યેક મનુષ્યવડે–અને તેમા પણ જેમણે જેમણે મહાન્ કાર્યો કર્યાં છે અને વિશેષ સિદ્ધિને પ્રાપ્ત કરી છે તેમના વડે– જાણીને કે અજાણપણે નિત્ય ઉપયોગ થતો રહ્યો હોવ જ છે પરતુ તેની સારી રીતે વ્યાખ્યા કરી શકાઈ નથી તેને સારી રીતે વર્ણવી શકાયુ નથી, તેમ તેને યોગ્ય પ્રકારે સમજી શકાયુ નથી, અને હાન છેલ્લા છેલ્ના સમયમા જ તેને નામ પણ આપવામાં આવ્યુ છે કેટલાકને આંતર શબ્દમા વિરોધ લાગે છે કેમકે તેનો અર્થ નીચે અથવા ઉપલબ્ધિ કરનાર ભાન (consciousness) ની નીચેનો પ્રદેશ એવો થાય છે પરતુ આ વિશાન માનસઃસૃષ્ટિનો જેમ જેમ આપણે વિશેષ અભ્યાસ કરતા જઇએ છીએ તેમ તેમ આપણને આતર એ શબ્દ યોગ્ય જ છે એની કેવળ ખાતરી થતી જાય છે એટલુ જ નહિ પરતુ બુદ્ધિપૂર્વક યોજી શકાય એવો તે એક જ શબ્દ છે તેથી એ શબ્દથી તેને માટે વ્યવહાર કરી શકવામાં વિરોધસરખુ નથી વિરોધના સામે આપણે કહીશુ કે તેઓ તેનો યથાર્થ ભાવ સમજ્યા નથી જ્ઞાનની સૃષ્ટિમા, જે કઇ આતર ભાનમાં ઉપલબ્ધિ કરનાર ભાનની નીચેના પ્રદેશમાં પણ ઉપયોગી રહેલુ છે તેટલુ જ જાગ્રત્ અથવા બાહ્ય ભાનમા ભાનની

ઉપરના પ્રદેશમાં ઉપયોગીપણું છે. પ્રત્યેક વસ્તુ તેના સ્થાનમાં યોગ્ય છે. યથાર્થ રીતે તેમાં ઉંચું કે નીચું-ઉપરનું કે નીચેનું-કશું જ નથી, કેમકે જે કંઇ સત્ય છે તે અનન્યથાસિદ્ધ છે.–તે કંઇ અસત્ય કરતું નથી. ઉપરના ઘુમટ કે છાપરા કરતાં નીચેનો પાયો કંઇ ઓછો ઉપયોગી નથી. અને કોઇ પણ વસ્તુનું મૂળ, પછી તે આપેલા-નિર્ણીત કરેલા-બિંદુથી ઉપર હોય કે નીચે, તોપણ જેવી રીતે તે મૂળમાંથી પ્રકટતું કોઇ પણ સામર્થ્ય, આવિષ્કાર, અલૌકિક બુદ્ધિ કે મનુષ્યત્વનો કોઈ પણ અંશ અત્યંત મૂલ્યવાન્ અને તેના આત્મારૂપ ગણાય છે, તેમ તે પણ અત્યંત મૂલ્યવાન્ અને આત્મારૂપ ગણાય છે, તેમ તે પણ અત્યંત મૂલ્યવાન્ અને તાત્પર્યરૂપ છે. આ પ્રકારે વિચાર કરીને સામાન્ય રીતે અથવા વ્યવહારને અર્થે જે કંઇ 'ઉચ્ચ' છે તે 'નીચા' કરતાં વધારે મહાન છે એ વિચારને દૂર કરવો જોઇએ. મનુષ્યના કલ્યાણમાં અને પ્રગતિમાં બને ઉપયોગી છે. અને જે આવા તાત્પર્યરૂપ હેતુમાં ઉપયોગી અથવા આવશ્યક છે તે એક મહાન્ વસ્તુવિના બીજું કંઇ હોવું સંભવતું નથી.

આ અર્વાચીન માનસ શાસ્ત્રવડે જ આંતર મનનું પુનઃ શોધન કરાયું છે-ફરીથી શોધી કઢાયું છે, અને આજના વિજ્ઞાનમાં તેને યોગ્ય સ્થાન પણ તેના વડેજ અપાયું છે. અને જો કે હજી ઘણાને તે અગમ્ય સરખું છે, તોપણ વિજ્ઞાને આ વિશાલ માનસ-પ્રદેશઉપર પોતાનો પ્રકાશ નાંખવા માંડ્યો છે તેથી તે અગમ્યસરખી વસ્તુના રહસ્યનું પણ મોટે ભાગે પ્રકાશન થશે એ નિસંશય છે. તેમ જ જે સત્ય વાર્તાએ આજ સુધી જગત્ સમક્ષ જે કંઇ મૂક્યું છે તેના કરતાં મનુષ્યને હિત અને પ્રગતિના માર્ગમાં આચારમાં મૂકી શકાય એવી અનેક બાબતો આ વાર્તા આપી શકશે. તેથી આપણે જો અતુલ રસપૂર્વક અને ઉત્સાહપૂર્વક આ આંતર મનના અભ્યાસપાછળ મચીએ છીએ તો આપણે કેવા કેવા લાભને પ્રાપ્ત કરી શકીશું તે કહી શકાતું નથી. કારણ કે જ્યારે આપણે આંતર મનના સામર્થ્ય અને શક્યતાને જાગ્રત ભાન તથા બુદ્ધિપૂર્વક સૂચના આપતાં અથવા અમુક પ્રણાલિકામાં દોરવતાં શીખીએ છીએ, ત્યારે આપણે એવા પરિણામી અનુભવને પામીએ છીએ કે જે કેવલ અસામાન્ય કરતાં કોઇ પણ રીતે ન્યૂન હોતા નથી, અર્થાત્ તે પરમ દૈવી હોય છે. આંતર મનને બુદ્ધિપૂર્વક સૂચના આપ્યા પછી આપણે તેમાંથી ગમે તેની આશા કરીએ પછી તે ગમે તો ગમે તેવું ચમત્કારિક હોય તોપણ તે સિદ્ધ થાય છે. કારણ કે આવા સમર્થ માનસપ્રદેશને કંઇ પણ બહાર કાઢવું એ તેને મહાચમત્કારરૂપ ભાસતું જ નથી.

આંતર મન શું છે.

આંતર મનને કોઇ સ્પષ્ટ રૂપમાં કે નિયત પદ્ધતિમાં વર્ણવવું એ અશક્ય સરખું છે, કેમકે તે અત્યંત મર્યાદિત છે. સામર્થ્યના, ક્રિયાના અને શક્યતાના આવા વિશાળ ક્ષેત્રનો સમાવેશ કરી શકે એવી એક પૂર્ણ વ્યાખ્યા બની શકે એમ નથી. એક વ્યાખ્યામાં તે સઘળાનો સમાવેશ થઇ શકે એમ નથી. તેમ પાંચ પચિશ વ્યાખ્યાઓ પણ તેના પૂર્ણ સ્વરૂપને કથન કરવા પૂર્ણ કે સમર્થ નથી તેથી તે આંતર મનનો અભ્યાસ કરવાને તથા તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાને એક માર્ગ એ જ છે કે બને તેટલા માર્ગેથી-દૃષ્ટિબિંદુથી-તેની અનેક ક્રિયાશક્તિઓનો અભ્યાસ કરવો.

આંતર મનના અભ્યાસના આરંભમાં તેનાં સામાન્ય અને ભિન્નતા કાર્યોને સામાન્ય રીતે તપાસતાં એ સ્વાભાવિક રીતે જ તેના પ્રથમ પગથીયારૂપે ગણાય એમ છે. અને તેમાં

જેવી સાથે આપણે ટેવાઇ ગયા છીએ અને જે આપણને જાણીતા છે તેવાં ઘણા ખરાં તો તેમાંથી મળી આવશે તેમાંનાં અત્યંત અગત્યના આ છે

૧ આંતર મન શરીરના અને મનના પ્રત્યેક અનૈચ્છિક ( ઇચ્છાવિરુદ્ધના ) વ્યાપારોને પ્રકટ કરે છે અને તેને નિયમમાં રાખે છે આવાં કાર્યો જેવાં કે રક્તાભિસરણ, શ્વસનક્રિયા, પચનક્રિયા, આહાર વગેરેનું રૂપાંતર થવું તે, પરિપાકન ક્રિયા, શારીરિક ક્ષય તથા તેનું પુનઃ નવીકરણ થવું, અને સ્વલ્પમાં કહીએ તો શરીરની પ્રત્યેક કુદરતી ક્રિયા કે જે તેની મેળેજ થતી જણાય છે, તે સઘળી ક્રિયા આંતર મનવડે પ્રકટ થાય છે અને તેના વડે તેનો નિર્વાહ અથવા વ્યવહાર ચાલે છે એ એક આંતર મન જ છે કે જે તમારા શરીરની સંભાળ લે છે, અને તમારા શારીરિક વ્યાપારમાં કુદરતના સઘળા નિયમોને પણ તે જ પ્રવર્તાવે છે અને આમ કરવામાં ઉત્તરોત્તર પ્રકટતી પ્રજામાં શરીરની જે જે જરૂરીયાતો ઉદ્ભવી છે તે સંબંધમાં તેણે જાગ્રત્ મન પાસેથી જે સૂચનાઓ અને દિશાને પ્રાપ્ત કરી છે તદનુસાર તે વર્તે છે આંતર મનનાં કોઈ એક જ મુખ્ય કાર્યનો નિશ્ચય કરવામાં આવ્યો નથી, તેમ જ તેની શક્તિને કોઇ અમુક વ્યાપારમાં જ મર્યાદિત કરવામાં આવી નથી શરીરને કોઇ નવી જરૂરીયાતોની અગત્ય પડે છે, તો તે આંતર મન તેની સંભાળ લે છે અને જ્યારે શરીરના વિવિધ ભાગોને તથા તેના નૈસર્ગિક દેખાવને પૂર્ણ કરવાનો સમય આવે છે, ત્યારે તે આંતર મન આપણી સૂચનાને અક્ષરશઃ પાળવા માટે તત્પર થઈ રહે છે આમ હોવાથી આ વિભાગનો અભ્યાસ અથવા આપણા વિવિધ અભ્યાસનો આ વિભાગ આપણને અધિક રસિક થઇ પડે છે અને ઘણા મનુષ્યો શરીરની પૂર્ણ રચનાને અને તેના પૂર્ણ સામર્થ્યને પ્રકટ કરવાને માટે જે કંઇ પગલાં ભરવાં પડે તે ભરવા તેઓ તૈયાર હોવાથી આપણે આ વિષયમાં તે સંબંધી પૂર્ણ ઉંડા ઉતરીશું

૨ આંતર મન સઘળી પૈતૃક ( વંશના પૂર્વ પુરુષોમાંથી ઉતરી આવતી ) સ્થિતિઓને અને સમગ્ર પૂર્વચારિત્રને ( વંશમાંથી—બાપ દાદામાંથી ઉતરી આવતા ગુણ સ્વભાવ વગેરેને ) પિતામાંથી બાળકમાં પ્રકટાવે છે પરંપરાથી ઉતરી આવતા તે ગુણસ્વભાવાદિ ધર્મો એ આંતર મનના જ હોય છે, અને આંતર મનમાં તેના પોતાના તરીકે કશું જ નિર્ણીત વા દૃઢ કરેલું ન હોવાથી, પરંતુ દરેક બાબતમાં તેનો સુધારો વધારો અને રૂપાંતર કરવામાં આવે તો તેને તે ગ્રહણ કરતું હોવાથી, આપણને સ્પષ્ટ સમજાય છે કે આપણને વંશપરંપરાથી કંઇ પ્રાપ્ત થયું હોય તો તેની ગભરામણ એ કેવળ નિષ્પ્રયોજન છે ! કારણ કે ખરી વાત એ છે કે આપણા શરીરમાં જે કંઇ પરંપરાથી ઉતરી આવતી પ્રતિકૂલ વસ્તુ આપણને પ્રાપ્ત થઇ હોય તો તેને સર્વાંશે બદલી નાખવાને આપણે સમર્થ છીએ એટલું જ નહિ પણ પરંપરાથી જે અનુકૂલ સ્થિતિ આપણને મળી હોય તેમાં પણ આપણે વધારે સારો સુધારો વધારો કરી શકીએ છીએ આપણને પ્રાપ્ત પૂર્વચારિત્ર્યના સંબંધમાં પણ તે જ પ્રમાણે છે. કોઇ વંશના, જાતિના, દેશના કે કુટુંબના ખાસ લક્ષણો અથવા સ્વભાવો હોય છે તે પણ આંતર મન વડે બદલાઇ જાય છે અને આંતર મનનો દરેક અંશ અથવા ભાગ રૂપાંતર કરવાના અને સુધારવાના સ્વભાવવાળો હોવાથી દરેક મનુષ્યના તેના આંતર મનને પ્રબુદ્ધ દિશાએ દોરવાથી જે સ્વભાવ અથવા લક્ષણને તે પોતાનામાં સિદ્ધ કરવા કે વધારવા નથી માગતો તે સઘળાં લક્ષણ અથવા સ્વભાવને ( સમગ્ર ચારિત્ર્યને ) તે દૂર કરી શકવા સમર્થ થાય છે અને આ સંબંધમાં આપણે એ સ્મરણમાં રાખવું જોઇએ કે વિવિધ પ્રકારની જાતિઓ, પ્રજાઓ અથવા કુટુંબો વંશપરંપરાથી ઉતરી આવતા એવા એ જ ગુણોનો તથા વિશેષતાનો

આવિષ્કાર કર્યા કરવાનું પોતાનામાંથી બહાર પ્રકટાવ્યા કરવાનું જારી રાખે છે તેનું કારણ એ જ છે કે તેઓ પૂર્વચારિત્ર્યને છે એમને એમ રહેવા દે છે અને તેને અને તેને પ્રગટયા પ્રકટ્યા કરવા દે છે. તેઓ પરંપરાથી ઉતરી આવતા ભાવોને બદલવાનો કે સુધારવાનો જરા પણ પ્રયાસ કરતા નથી અને તેનું કારણ એ છે કે તેઓ આંતર મનને કંઇ નવીન અને કંઇ વધારે સારૂ પ્રકટાવવાને કેવી રીતે કેળવવું અથવા તેને કેવી રીતે દોરવું તે જાણતા નથી. આંતર મનના આ કાર્યનું પૂર્ણ જ્ઞાન તમને નવીન પ્રકારની જાતિના બનાવવાને શક્તિમાન્ કરશે, અને તેથી કરીને તમારી પ્રજા તેના પૂર્વજો કરતાં કેવળ જૂદી જાતની અને વધારે ઉંચી જાતની થશે. અને તેના કરતાં વિશેષમાં, તમે તમારામાં બીજાં દશ કે વિશ વર્ષમાં એવા મોટા આશ્ચર્યકારક ફેરફારો કરી શકશો કે તમે જે વંશથી ઉતરી આવેલા છો તેનાથી તદન ભિન્ન પડી જશો અને જ્યારે તમામ પ્રજા પ્રગતિને ઇચ્છી રહી છે તેવા હાલના સમયમાં એ સંબંધના વિચાર ખરેખર અત્યંત ઉપયોગી થઇ પડશે.

૩ આંતર મન એ અભ્યાસ અથવા ટેવનું, ચારિત્ર્યનું, વર્તનનું અને દ્વિતીય • સ્વભાવનું મૂળ છે. દ્વિતીય સ્વભાવ જેને આપણે કહીએ તેનો છીએ તેનો અર્થ એ છે કે આંતર મનની સ્વાભાવિક ક્રિયાશક્તિના વર્તમાન સમયમાં એક કાયમના વિભાગરૂપ થઇ રહેલી વિવિધ ક્રિયા શક્તિઓનો સમૂહ. તેને પણ આંતર મનની બીજી ક્રિયા શક્તિઓની પેઠે. દૂર કરી શકાય છે અથવા બદલી શકાય છે. જ્યારે આપણે કેટલાંક કામો, તે દ્વિતીય સ્વભાવરૂપ છે એમ જાણીને કરીએ છીએ, તો તેનો અર્થ એ થાય છે, કે આપણે જાણતાં અથવા અજાણતાં પણ જ્યારે અમુક સંજોગો અને અથવા અમુક પ્રકારનાં ઘોતન પ્રકટે ત્યારે આંતર મનને તેવી તેવી ક્રિયાઓ કરવામાં આપણને તત્પર કરવાની પહેલેથી સૂચના આપી રાખી હોય છે. અને ' અભ્યાસ અથવા ટેવ ' 'ચારિત્ર્ય,' ' વર્તન' એ બધાનો દ્વિતીય સ્વભાવ જેવો અર્થ ખરું જોતાં થાય છે. તે સઘળાં આંતર મનમાં જડામૂળ ઘાલીને રહ્યાં છે. તે બધા જેવા હોય છે તેવાને તેવા જ રહે છે. કેમકે આંતર મનને કેટલાંએ વર્ષો અને વંશોથી મળેલી કેળવણીને લીધે તે જેવા છે તેવાને તેવા રાખવાને દોરવી રાખ્યું હોય છે, અને તેઓ જેવા છે તેવાને તેવા રહેવાનું જારી જ રાખે છે-એટલે કે તમારો હાલ જેવો સ્વભાવ અને ચારિત્ર્ય હોય છે તેવોને તેવો તે રહે છે કે જ્યાં સુધી તમે તમારા આંતર મનના અમુક ભાગને બદલ્યા વગરનો રહેવા દો છો. પરંતુ જે દિવસથી તે ભાગને બદલવાનું કે સુધારવાનું શરૂ કરો છો ત્યારથી જ તમારો સ્વભાવ અને ચારિત્ર્ય પણ તે જ પ્રમાણે બદલાવા અને સુધરવા માંડે છે. જો તમારૂં .અમુક જ પ્રકારનું ચારિત્ર્ય રચાયું હોયતો તેનું કારણ એ છે કે તમારૂં આંતર મન તે જ પ્રકારે વર્તવાના વલણવાળું હોય છે. અને પ્રત્યેક આંતર ક્રિયા એક વૃક્ષજેવી છે. જ્યાં સુધી તેને ટકાવવા અને ઉછેરવા દેવામાં આવે છે ત્યાં સુધી તે તેવું ને તેવું જ રહે છે. તેનો દેખાવ એવો ને એવો જ હોય છે, તેનો સ્વભાવ પણ તેનો તે જ રહે છે, અને ફળવામાં વધવું વગેરે તેનું વર્તન એ પણ તેવું ને તેવું જ હોય છે. પરંતુ તમે તે ઝાડને કાઢીને તેની જગાએ તમારી મનપસંદગીનું વૃક્ષ વાવી શકો એમ છે. તેથી કોઇએ ખરાબ સ્વભાવ કે દુર્બલ અથવા વિકારી ચારિત્ર્યને રાખવાની કશી જ જરૂર નથી. તેમ જ એક પણ પ્રતિકૂલ ઇચ્છાને ધારણ કરવાનું પણ કશું જ કારણ નથી. આ પ્રકારે આ બાબતમાં તેમ જ બીજી સઘળી બાબતમાં આંતર મન પૂર્ણ રીતે બદલી શકાય છે.

(અપૂર્ણ.)

## મનુષ્યના શરીરમાંથી શું કિરણો નીકળે છે ?

છેલ્લામા છેલ્લી શોધ મનુષ્યના શરીરમાથી એક પ્રકારના કિરણો હમેશા બહાર નીકળ્યા જ કરે છે એ સબધી છે. રોન્ટજન કિરણની પેઠે મનુષ્યશરીરમાથી પણ બહાર કિરણ નીકળીને કોઈ ઘન પદાર્થમા પણ તે પ્રવેશી શકે છે જેમા આરપાર ન દેખાતુ હોય અથવા આરપાર જવાનો કોઈ દેખીતો માર્ગ ન હોય તેવા સ્થૂલ પદાર્થમા પણ તે કિરણો પ્રવેશી જાય છે આ શોધ કરનાર ફ્રેન્ચ લશ્કરનો અમલદાર મેજર ડી. આંજેટ (Maj d'Anget) છે તે કાગળઉપર છાપેલા અક્ષરની છાયાને છબી પાડવાના કાચ (Photographic plate) ઉપર ઉતારવામા વિજયી થયો છે તેમા સૂર્યના પ્રકાશને બદલે મનુષ્યના શરીરમાથી નીકળતા કિરણોનો ઉપયોગ કરવામા આવે છે

આંજેટનો આ પ્રયોગ એક અધારી ઓરડીમા કરવામા આવ્યો હતો, કે જ્યા એક છાપેલા કાગળઉપર કલમથી કેટલીક નિશાનીઓ કરવામા આવી હતી, તે કાગળને ગ્રાહક તકતી (Sensitive plate) ના ઉપર મૂકવામા આવ્યો હતો અને તે સઘળાને એક મજબુત બ્લેક પેપરથી વીટાઈ દેવામા આવ્યુ, અને તેને પાછુ એક પાકીટમા મૂકવામા આવ્યુ અને તેના ઉપર ચોકસપણે સીલ કરી દેવામા આવી

તે જ પ્રમાણે એક બીજી તકતી તૈયાર કરવામા આવી અને તે બન્ને તકતીઓને આ શોધ કરનાર પુરુષની બે બાજુએ સામસામે મૂકવામા આવી, અને તે તેણે બે કલાક સુધી બરાબર શરીરની બને બાજુની સામે રાખી મૂકી

જ્યારે તે સીલ કરેલા પાકીટો એ અધારી ઓરડીમા છોડવામા આવ્યા ત્યારે તે તકતીઓએ પોતાનામાં છાપને ગ્રહણ કરેલી હતી એક તકતીઉપર છાપેલા કાગળઉપર જે ચોકડીઓજેવી નિશાની શાહીથી કરવામા આવી હતી તેની છાપ પડી હતી, અને બીજી તકતીઉપર તેવી ચોકડીની નિશાની સાથે કાગળમા જે કંઈ છાપેલુ હતુ તે બધાની પૂર્ણ છાપ પડી હતી

આ તકતીમા વિચિત્ર બાબત એ હતી કે જ્યારે છાપેલા અક્ષરો સફેદ રગમા પડ્યા ત્યારે શાહીથી કરેલી નિશાનીઓ કાળા રગમા ઉઠી આ પ્રમાણે એક જ તકતીએ સાથે સાથે ઘન અને ઋણ (Positive and negative) બન્ને પ્રકારના પરિણામને ઉપજાવ્યા

શરીરમાથી વહેતુ ઓજસ્ અથવા દ્રવ્ય જ્યારે આવા સ્થૂલ પદાર્થઉપર આવી સબળ અસર કરે છે, ત્યારે તે દ્રવ્ય બીજા મનુષ્યને ધારેલી અસર કરે એમા શુ આશ્ચર્ય ? અને તેથી સત્પુરુષનુ ચરણામૃત, પાદસેવન તેમના હાથની સ્પર્શ કરેલી પ્રસાદી વગેરે મનુષ્યને અપૂર્વ લાભ આપે અને તેના આતર મનને નિર્મળ કરે એ શાસ્ત્રનિર્ણીત સત્યને આથી કયા વધારે બળવાન્ પ્રમાણની જરૂર છે ? શાસ્ત્રપ્રતિ, તે તો કલ્પિત છે એ ભાવથી જોનારને શુ તેમના એ ભાવને બદલવાનો સમય ઘણો નજીક નથી આવી પહોચ્યો ?

---

## વાંદરાં બોલી શકે છે ?

આપણા શાસ્ત્રમા કહ્યુ છે કે પૂર્વે પર્વતને પાખ હતી, પશુઓને વાચા હતી વગેરે, તે ઉપર હાલના અર્ધવિચારી પુરુષો અમાનદષ્ટિથી જુએ છે, પણ વર્તમાન સમય એવો છે કે જેમા તેમના એ જૂનમતના વિચારને પાછા બેથી લેવાનો યોગ આવે છે

ડૉ. વિલિયમ હૉવર્ડ ફરનેસ, પેન્સીલવેનીયાની યુનીવર્સીટીના ડૉ. કાર્ન વિટમેરની




रूप (पुस्तक) २४—जेष्ट कृष्ण० १४. संवत् १९६८. दर्शन (अंक) ८.

॥ ॐ श्रीं ॥

# દિવ્ય દર્શનનું પ્રકાશન.

પદ. ( સખિ ! સ્વપ્નમહિં મનમોહનને, એ લય. )

મુજ વાત ચમત્કૃતિની શી કહું, જેનું સુખ હું મનમાંહિ લહું,
ઉરથી અતિ હું મલકાઇ રહું, શો ચમત્કૃતિનો આનંદ અહા !
હું અચાનક રાત્રિમાં જાગી ગયો, શશિ સુંદર નભમાં ઉદય થયો,
સ્વપ્રકાશ ગૃહે મુજ નાંખી રહ્યો, વળી સાથ સમીર સુગંધ અહા !
તે પ્રકાશે શયનગૃહ છાઇ રહ્યું, તેની મધ્યે સુંદર રૂપ લહ્યું,
જેનું સૌમ્ય સ્વરૂપ ન જાય કહ્યું, ( જેનું ) દીસતું ઐશ્વર્ય અનંત અહા !
કોઈ દેવતણો દૂત એહ હતો, સ્વર્ણાક્ષરથી એ કંઈ લખતો,
પૂછ્યું મેં, વિધિ એ શું હતો કરતો, તે વદ્યો કરતાં સ્મિતમંદ અહા !
પ્રભુને બહુ પ્રેમથી જે ચહાતા, પ્રભુભક્તિસરે જે સદા નહાતા,
લખું નામ હું તેનાં હે ભ્રાંતા ! છે ધન્ય તે સુકૃતિવંત અહા !
દૂતને આતુર થઈ કહ્યું મેં, તુજ ગ્રંથે નામ લખ્યું મુજ તેં ?
સંજ્ઞાથી નકાર એ સૂચવીને, કરતો નિજ ગ્રંથ એ બંધ અહા !
કહ્યું મેં તવ નમ્ર અધિક થઈ, પ્રભુભક્તતણા ચહાનાર મહિં,
લખજે મુજ નામ દયા ધરી કંઇ, કહી ઠીક, ગયો એ મહંત અહા !
બીજી રાત્રિવિષે ફરી એ આવ્યો, એણે ગ્રંથ મને એ બતલાવ્યો,
હતાં, પ્રભુને જેહ અધિક ભાવ્યો, તેનાં નામ તેમાં પુણ્યવંત અહા !
બતલાવી પ્રથમ તેમાંહિ મને-મુજ નામ, કહે પ્રભુ કાંવે તને,
'મુજને તું પ્રિય અધિક અને, રહેશે તુજ નામ જીવંત અહા !

---

# માનસ શાસ્ત્રની દૃષ્ટિથી પ્રાર્થનાનું અવલોકન.

મનુષ્યની ભાનાવસ્થામાં એક એવું સ્થાન છે કે જ્યાં મનુષ્યનું વ્યક્તિગત મન, વિશ્વ-વ્યાપી અથવા સમષ્ટિગત મનસાથે મળે છે અને તે ગુપ્ત સ્થાનમાં પ્રવેશવું એ પ્રાર્થના છે. આ રૂપે પ્રાર્થના કરવી એ શરીરના અસ્તિત્વમાટે જેમ શ્વસનક્રિયા કરવી એ અગત્યનું છે, તેમ યથાર્થ અથવા સત્ય અસ્તિત્વમાટે તેટલું જ અગત્યનું છે. અને જગતમાં એવો એક પણ મનુષ્ય નથી કે જે આ રૂપમાં એક પણ દિવસ પ્રાર્થના કરતો ન હોય. એટલું જ નહિ પરંતુ તે દિવસમાં ઘણી વખત કરતો હોય છે.

વ્યક્તિગત જીવન એ પૂર્ણ અથવા અનંત જીવનમાંથી પ્રકટે છે અને આગળ વધતું રહે છે. અને તેથી વ્યક્તિગત જીવનવાળા મનુષ્યે પોતાના અસ્તિત્વને આ અનંત જીવનની સાથે વારંવાર સંબંધમાં આવ્યા વિના સ્થિર રાખવું એ અશક્ય છે. તેથી મનુષ્ય એવી રીતે રચાયો છે કે તે સ્વભાવથી જ આ ગુપ્ત સ્થાનમાં પ્રવેશે છે કે જ્યાં તે પરમ વસ્તુની સાથે મળે છે, જો કે તે મહાન્ વિધિ અથવા ક્રિયાનો તે હમેશાં જ્ઞાતા રહેતો હોતો નથી.

તોપણ, જ્યારે મનુષ્ય જે તે પુર્વે સ્વાભાવિક રીતે અને અજ્ઞાતપણે કરતો હતો તે જ્યારે આગળ વધીને જ્ઞાનસહિત અને બુદ્ધિપૂર્વક કરે છે ત્યારે તે અધિકતર લાભને પ્રાપ્ત થાય છે. યથાર્થ રીતે જોતાં તે ત્યારે જ ધારેલે સમયે ધારેલાં કાર્યો વા ઇચ્છાને સિદ્ધ કરે છે. અજ્ઞાત ક્રિયા હમેશાં મર્યાદાવાળી હોય છે અને મનુષ્યમાં તે એટલા માટે જ પ્રકટે છે કે પોતાના જીવનને પોતાને હસ્તગત કરવા માટે તે પૂર્ણપણે વિકાસને પામે અને જ્ઞાનપુર્વક સ્વતંત્ર પ્રયત્ન કરીને ઉન્નતગામી થઈને સ્વાભાવિક રીતે જ આગળ વૃદ્ધિને પામે.

મનુષ્યમાં જ્યારે કોઈ પણ વિષયમાટે જ્ઞાનપૂર્વક ક્રિયા આરંભાય છે ત્યારે તે વિષય મર્યાદિત પ્રદેશમાંથી અમર્યાદ પ્રદેશમાં પ્રવેશે છે, અને તેથી પછી તે વિષયનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી તેમાંથી જે કંઈ પ્રાપ્ત થાય છે અને જે કંઇ સિદ્ધિને તે પ્રકટાવે છે તેનો અવધિ હોતો નથી.

પ્રાર્થનાના વિષયમાં પણ આ જ સત્ય રહેલું છે. મનુષ્ય અનંતની સાથે વારંવાર સંબંધમાં આવવાને માટે સર્જાયો છે, અને પ્રત્યેક મનુષ્ય નિત્ય એ પ્રકારે કરે છે, પછી ગમે તો તેનું પોતાનું મન અનંતના અસ્તિત્વને માનનારૂં હોય કે ન હોય. પરંતુ આ પ્રાર્થના અથવા આપણા અંતરતમ પ્રદેશમાં ચાલતો વિધિ જ્યાં સુધી અજ્ઞાતપણે ચાલે છે, ત્યાં સુધી તે ગણ્યા ગાંઠ્યા પરિણામને પ્રકટાવે છે; મનુષ્યજીવન અલ્પ રહે છે, બુદ્ધિનું સામર્થ્ય પણ દુર્બલ અને ઉપરછલું રહે છે, અને મનુષ્યને પોતાના જાતીય અસ્તિત્વ-ઉપર માત્ર નહિ જેવું જ સ્વામિત્વ સ્થપાયલું હોય છે.

જે કંઈ અનંત છે તેણે મનુષ્યને પ્રત્યેક ભૂમિકાઉપર કામ કરવાને પૂરતું બળ આપેલું છે, તેમ જ જે કંઇ તેણે મેળવ્યું છે તેનો-કંઇ નહિતો અમુક અંશમાં પણ-તેનો ઉપયોગ કરવાનો અધિકાર પણ તેને મુળથી જ આપેલો છે. પરંતુ જે કંઈ તેણે મેળવ્યું છે તેનો પૂર્ણ રીતે, જ્ઞાનપૂર્વક તથા બુદ્ધિપૂર્વક ઉપયોગ કરે છે ત્યારે જ તે એક સામાન્ય અસ્તિત્વમાંથી છટીને યથાર્થ-વાસ્તવ-મનુષ્યરૂપે જીવન ગાળવાનો આરંભ કરે છે. અને

આ પરિણામ પ્રકટાવવાને માટે જ્ઞાનપૂર્વક અખંડિત પ્રાર્થના અનિવાર્ય અગત્યની હોય છે.

અજ્ઞાતપણે અથવા સહજ સ્વભાવે થતી પ્રાર્થના કે જે જીવનના એક વિભાગનો અત્યંત આવશ્યક વિધિ છે, તેવી પ્રાર્થના, મનુષ્યના વ્યક્તિગત મનને અનંત મનસાથે સંબંધમાં આણે છે, અને એ પ્રમાણે કરીને વ્યક્તિગત મનના અસ્તિત્વને સ્થાયી કરે છે. આથી તે વધારે કરી શકતી નથી; પણ જો મનુષ્યજીવનની પૂર્ણતાને અને અમર્યાદ તત્ત્વની જ્ઞાનપૂર્વક પ્રાપ્તિને ઇચ્છતો હોય તો તેણે જ્ઞાનપૂર્વક પ્રાર્થના કરવી જોઇએ. એટલે કે જે કંઇ પરમ છે તેના જીવનના **ગર્ભભાગમાં** તેણે જ્ઞાનપૂર્વક ચઢવું જોઇએ.

પ્રાર્થનાની અવસ્થા જ્ઞાનના અથવા ઉપલબ્ધિ કરનાર ભાનના ઉચ્ચતર પ્રદેશમાં આત્માને સ્થાપે છે એ તે ગુપ્ત સ્થાન છે કે જ્યાં મનુષ્ય ઇશ્વરને જનોજાન મળે છે. અને આ ઉચ્ચતર પ્રદેશમાં પ્રવેશવું એ સામર્થ્ય, યોગ્યતા અને જીવનના સૌન્દર્યની જે કોઇ વૃદ્ધિ કરે છે, તેની વિશેષ અને વિશેષ પ્રાપ્તિ કરવી—તેના વધારે અને વધારે તાબામાં આવવું એ છે.

જ્યારે આત્મા ઉન્નત થાય છે ત્યારે સમગ્ર મનુષ્યશરીર નવીન જીવન અને સામર્થ્યથી ભિભરાય છે, મનનો અને શરીરનો પ્રત્યેક ભાગ અધિક બલવાન્ થાય છે અને પ્રત્યેક પરમાણુ વધારે સૂક્ષ્મ, વધારે વિશુદ્ધ અને અસ્તિત્વની વધારે પૂર્ણ સ્થિતિપ્રતિ આકર્ષાય છે. મનુષ્ય નૂતન સૃષ્ટિમાં પ્રવેશ કરે છે, અને નૂતન સૃષ્ટિના પૂર્ણ અર્થને વહન કરતી તે સૃષ્ટિ છે.

જ્ઞાનપૂર્વક કરેલી પ્રાર્થના મનને પરમ સામર્થ્યના એટલા ગાઢ સંબંધમાં મૂકે છે કે તેને તે સામર્થ્યનો **અપરોક્ષ** અનુભવ થાય છે. અને જ્યારે મનને પરમ સામર્થ્યનો **અપરોક્ષ** અનુભવ થાય છે ત્યારે ગ્રહણધારણશક્તિમાં, બલમાં અને કાર્યસિદ્ધિમાં ધારી વૃદ્ધિ કરી શકાય છે. જેમ મન પરમ વસ્તુની સાથે ગાઢ સંબંધમાં રહે છે તેમ તે મન વધારે બૃહદ્ અથવા ગુરુ બનતું જાય છે. જ્યારે આત્મા શિખરે સ્થિત હોય છે ત્યારે પ્રતિભાશક્તિ કાર્ય કરે છે અને ત્યારે જ જે કંઇ અમાનુષી હોય છે તે સિદ્ધ થાય છે.

મનને નિરંતર સર્વોત્તમમાં રહેવાને માટે ઉપલબ્ધિ કરનાર જ્ઞાન શિરોસ્થાને વિરાજવું જોઇએ. કારણ તે એક શિરોસ્થાન જ છે કે જ્યાં વાસ્તવ જીવન, વાસ્તવ બળ, વાસ્તવ મુક્તત્વ, વાસ્તવ સુખ, વાસ્તવ ઐક્ય તથા વાસ્તવ શ્રેષ્ઠતા અથવા ગુરુતા મળી આવે છે. અને એ શિરોસ્થાનઉપર જવાનો અત્યંત સરલ માર્ગ તે આ જ્ઞાનપૂર્વક પ્રાર્થના છે.

મનુષ્યના અને તેની ક્રિયાના બે મુખ્ય વિરોધી તે મનની દુર્બલતા અને ભય એ બે છે. પરંતુ સતત પ્રાર્થનાવડે તે બંનેનો સર્વાંશે ક્ષય થાય છે. જે મન પ્રાર્થનાના આત્મામાં રહે છે તે કદાપિ દુર્બલ થતું કે બદલાઇ જતું નથી. તે કદાપિ અંધકાર કે શિથિલતા કે જ્યાં દોષો અને નિષ્ફલતાનું સામ્રાજ્ય પ્રવર્તે છે તેમાં નીચે ઉતરી આવતું નથી તેમ જ આવું મન કશાનો પણ ભય ધરતું નથી કેમકે જે મન પરમ સત્તાના ચૈતન્યમાં હાલે છે ચાલે છે અને પોતાના અસ્તિત્વને **અનુભવે** છે તેને કશાથી ભયનો ભાસ થતો નથી.

આ સત્ય હોવાને લીધે પ્રાર્થનાનું મૂલ્ય અતુલ છે અને કોઇ પણ મનુષ્ય તેનું ગમે તેવું મંતવ્ય હોય તોપણ એ બાબતમાં અલક્ષ કરી શકે એમ નથી. પ્રાર્થનાવિના જીવવું એ જીવનને અત્યંત ન્યૂન પ્રમાણમાં ભોગવવું એ છે, એ ઓછા પ્રમાણમાં જીવવા સરખું છે, કારણ કે આપણે મહત્તર વસ્તુને સિદ્ધ કરવામાં નિષ્ફલ નીવડીએ છીએ.

ગમે તે કર્તવ્યઉપર મનુષ્ય હોય તોપણ જો તેણે અત્યંત સમર્થ અને શ્રેષ્ઠ પરિણામને પ્રાપ્ત થવું હોય તો પ્રાર્થના એ તેને માટે અનિવાર્ય અગત્યની છે. એનું કારણ એ છે કે પ્રાર્થના એ મનને દુર્બલતામાંથી બલમાં, વ્યાધિમાંથી આરોગ્યમાં, ગભરાટમાંથી એકરાગમાં, અંધકારમાંથી પ્રકાશમાં અને મર્યાદપણામાંથી અમર્યાદપણામાં લઇ જાય છે. પ્રાર્થનામય અવસ્થા મનુષ્યમાં રહેલાં તમામ તત્ત્વોને તેમની સામાન્ય સ્થિતિમાંથી વધારે સિદ્ધિના પ્રદેશમાં–યથાર્થ ઉચ્ચતરતામાં અને તેના મૂલ્યમાં ઉન્નત કરે છે. અને જે સામર્થ્ય આ બધું કરે છે તેની કોઇ મનુષ્ય ઉપેક્ષા કરી શકતું નથી.

મનુષ્ય જ્યારે વિપત્તિના મધ્યમાં સ્થપાયો હોય છે ત્યારે તેને જણાશે કે પ્રાર્થના તેને તેમાંથી મુક્ત કરી શકે એમ છે. કારણ કે મનુષ્યને પ્રાર્થના એવા સામર્થ્યપ્રતિ લઇ જાય છે કે જે સદોદિત ઐક્ય અને મુક્તત્વનું કાર્ય કર્યા કરતું હોય છે. જ્યારે મનુષ્યને એવું સામર્થ્ય આપવામાં આવે છે કે જે સઘળી વસ્તુને અનુકૂળ કરી દે છે ત્યારે સઘળું અનુકૂળ થવા માંડે છે. અને તેવું સામર્થ્ય ત્યારે જ પ્રાપ્ત થાય છે કે જ્યારે મનુષ્ય શિખરઉપર જવાનાં ડગલાં ભરતો હોય છે.

પ્રાર્થનાની અવસ્થામાં પ્રવેશ કરવો એટલો કંઇ અનંત તત્ત્વ કે ઇશ્વરપાસે આપણને જેની જરૂર છે અને આપણે જે ઇચ્છીએ છીએ તેને માત્ર માગ્યા કરવું એમ કંઈ નથી. એનો અર્થ એ છે કે ઉંચે ચઢવું અને અનંત તત્ત્વ અથવા **પરમાત્માની સાથે** રહેવું, અને તેથી કરીને આપણને પોતાને એવી સ્થિતિમાં મૂકવા કે જ્યાં જેની આપણે યાચના કરી હોય તે આપણને સાક્ષાત્ રીતે આવી મળે. આ સંબંધમાં આપણે સ્મરણમાં રાખવું જોઈએ કે ઇશ્વરપાસે યાચવાની ક્રિયા એ પ્રાર્થનાનો માત્ર અર્ધ ભાગ છે અને **ઈશ્વરસાથે જોડાવાની ક્રિયા** એ પ્રાર્થનાનો બીજો અર્ધ ભાગ છે.

મનુષ્યોનો મોટો ભાગ માત્ર માગતો હોય છે, દુરાગ્રહ કરતો હોય છે કે યાચના કરતો હોય છે. જ્યારે તે પ્રાર્થના કરતો હોય છે ત્યારે તે અનંત તત્ત્વના ચૈતન્યમાં પ્રવેશતો નથી, તેથી તેની પ્રાર્થના એ પ્રાર્થના નથી અને તેથી કરીને તે સ્વીકારાતી પણ નથી. જીવનના અધઃ પ્રદેશમાં નીચે અને નીચે પડયા રહેવું, અને પછી કોઈ દૂરના ઇશ્વરને યાચના કરવી એ કંઇ પ્રાર્થના નથી. પ્રાર્થના કરવી એટલે ઊર્ધ્વ ભૂમિકાઉપર ચઢવું અને જે ઊર્ધ્વ પ્રદેશમાં વિરાજિત છે તેવા **પરમાત્મા**સાથે મન અને આત્માથી જોડાવું અને ત્યાં જેની આપણને અગત્ય કે અભિલાષા હોય તેને પ્રાપ્ત કરવું એ જ વાસ્તવ પ્રાર્થના છે.

જ્યારે આપણે ઊર્ધ્વસ્થિત હોઇએ છીએ ત્યારે **જાણીએ** છીએ કે જેની આપણે માગણી કરીશું તે મળશે, કેમકે જે આપણા અધિકારનું છે તે ત્યાં આપોઆપ આવી પ્રત્યક્ષ થાય છે; આપણને લાગે છે કે જેની આપણે જરૂર અને ઇચ્છા છે તે સઘળું આપણને 'ક્યારનુંએ મળ્યું' હોય છે. અને આ ઉચ્ચ શોધમાં જ એવું કંઇ રહેલું છે કે જે યથાર્થ શ્રદ્ધાને બાંધે છે–કે જે શ્રદ્ધા સઘળી વસ્તુને સંભવિત કરે છે.

અનંત અથવા પરમ તત્ત્વ સર્વત્ર હોવાથી તે વિશ્વવ્યાપી છે, અને તેથી તે એક દેશાવચ્છિન્ન કે એક વ્યક્તિરૂપ હોતું નથી. પરંતુ તે પરમતત્ત્વ પ્રત્યેક મનુષ્યને તેનું પોતાનું પણ લાગે છે, અને તેથી એક વ્યક્તિસાથે જેમ આપણે કંઇ વાત કરી શકીએ, તેમ તેની સાથે પણ વાત કરી શકીએ એમ છે. ભેદ માત્ર એટલો જ છે કે પરમ તત્ત્વ સર્વ

વસ્તુમાં રહેલું છે અને તેમાં સર્વ સામર્થ્ય, સર્વ જ્ઞાન, સર્વ શુભ તથા સમગ્ર પ્રેમ રહેલાં છે.

કોઇ પણ વસ્તુ, પછી તે મનુષ્ય હો કે પાષાણ, પણ તેના કેવળ જડ પ્રદેશને અવલંબીને કરેલી પ્રાર્થના એ નિરુપયોગીસરખી છે. જ્યારે કોઇ પણ વસ્તુના જીવંત પ્રદેશને સાથે રાખીને-તેના સ્વરૂપ સામર્થ્યના વિચારપૂર્વક તેને લક્ષીને, પ્રાર્થના કરવામાં આવે છે ત્યારે તે ફલવતી થાય છે. અને જે કેવલ અવ્યક્ત છે તેની જ પ્રાર્થના કરવી અને જે અવ્યક્તના જ એક વિભાગરૂપ છે તેવા વ્યક્તિગત સામર્થ્ય કે ઈશ્વરત્વની પ્રાર્થના ન કરવી એ એક ભ્રાંતિવિના બીજું કશું જ નથી. અને કોઇ નિરાળું તથા અમૂર્ત તત્ત્વ છે અને તેની સાથે આપણું ઐક્ય છે એવા એક ઇતરકથિત ચૈતનને સ્વીકારીને-તેનાથી ન્યારા અને ન્યારા રહીને-તેને એક તરફ વધારે અને વધારે ઉંચે ચઢાવીને અને, પોતાને બીજી તરફ હલકી અને હલકી સ્થિતિમાં આણીને, અર્થાત્ દિવસે દિવસે પરસ્પરમાં અધિક ભેદને ઉપજાવીને-તેની પ્રાર્થના કરવી એ પોતાના જ્ઞાનસામર્થ્યના અસ્તિત્વને પોતાનાથી છૂટું પાડી દેવા સરખું છે. મનને પોતાના સજ્ઞાન અસ્તિત્વ સામે જ વિરોધી સંસ્કારો પાડવા સરખું તે છે. મનુષ્ય એ ઈશ્વરની પ્રતિમા છે એ પ્રકારના મનને સંસ્કાર પાડવા. હવે જો એમ માનીએ કે ઈશ્વર કોઈ અમૂર્ત કે અવ્યક્ત તત્ત્વ છે અને બીજું કશું જ નથી તો તે ઉપરથી એ નિર્ણય થાય છે કે મનુષ્ય પણ અમૂર્ત અથવા અવ્યક્ત તત્ત્વ છે, અને તેથી વૃદ્ધિ, વિકાસ કે સ્વજીવનના ભાનવાળો કે શક્તિવાળો તે નથી.

આ નિર્ણય આપણે જે કંઈ જાણીએ છીએ તેનો વિરોધી છે. તેની સાથે આવા વિચારોથી જે મન પોષાયા કરે છે તે ઘણી વખત વ્યગ્ર અને એવું તો મંદમતિ થઇ જાય છે કે તે પછી કોઇ પણ ક્રિયાના પ્રદેશમાં જે કંઇ વાસ્તવ સત્ય રહેલું છે તેને જાણી શકતું નથી.

આપણે જાણીએ છીએ કે મનુષ્ય જ્ઞાનયુક્ત અથવા જાગ્રત્ દશાવાળો છે અને જો મનુષ્ય ઈશ્વરની પ્રતિમારૂપ છે તો તે ઈશ્વર પણ જ્ઞાનમય અથવા ભાનમય હોવા ઘટે છે પણ કોઇ જડરૂપ વસ્તુ નથી. અને તેથી મનુષ્ય જેવા વ્યાપાર કરે છે તેવા પ્રકારના વ્યાપાર ઈશ્વર પણ કરવા ધારે તો કરી શકે એમ છે. તે સર્વજ્ઞ અને સર્વવ્યાપી પણ હોઇ શકે છે, તેમ એક વ્યક્તિરૂપ પણ અમુક અંશે હોઇ શકે છે. અનંતરૂપે હોવાને લીધે ઈશ્વર વિશ્વના પ્રત્યેક મનુષ્યને તેના પોતાના રૂપ તે પ્રતીત થાય છે અને તે **અનુભવવડે** નિર્ણય કરી શકાય છે. અને તેથી કરીને આપણે અનંત તત્ત્વ અથવા **પરમાત્માસાથે** એકરૂપતાને પામી શકીએ છીએ કે જે પ્રાર્થનાવડે જ સિદ્ધ કરી શકાય છે.

આ ગૂઢ વિચારનો ભાવ એ છે કે કેટલાક મનુષ્યો એમ માને છે કે ઈશ્વર મનુષ્યથી દૂર છે. તે નિરંજન નિરાકાર અમૂર્ત કે કેવળ તત્ત્વરૂપ છે. અને તેને પામવું એ શરીરસ્થ મનુષ્યથી બને એમ નથી. તેનો સાક્ષાત્કાર કે તેમાં એકરૂપતા, મનુષ્ય જ્યારે શરીરથી છૂટો થાય છે ત્યારે જ કરી શકે અને જ્યાં સુધી તે શરીરરૂપ ઉપાધિને ધારણ કરી રાખે છે ત્યાં સુધી તેને ઈશ્વર પ્રાપ્ત થતા નથી કે મુક્તિ મળતી નથી પરંતુ તેવું કશું જ નથી. ઈશ્વર મનુષ્યથી દૂર નથી, મનુષ્યને તે સદા કાળ અગમ્ય રહે એમ નથી, મનુષ્યની પાસે આવતાં કે તેને દૃષ્ટિગોચર થતાં તે ભડકી ઉઠે તેમ નથી. મનુષ્ય પોતાના શરીરમાં રહીને તે ઈશ્વરનો અનુભવ કરે છે- શરીરના સ્થૂલ પ્રદેશમાં પણ તે ઈશ્વરતત્ત્વને કાળે કરીને નિહાળી શકે

અને તેથી શરીરના અંતપછી મળનાર ઈશ્વરમાટે મનુષ્યે પ્રાર્થના કરવાની નથી પણ શરીરમાં રહ્યા છતાં પણ મનુષ્યને જે ઈશ્વર મળે છે તેને માટે તેણે પ્રાર્થના કરવાની છે.

અને આ ભાવ જો દઢ હોય છે તો જ મનુષ્ય યથાર્થ પ્રાર્થના કરી શકે છે. યથાર્થ પ્રાર્થનાનો અવધિ આવતાં જે સ્થળે અને જે સ્થિતિમાં મનુષ્ય હોય ત્યાં જ ઈશ્વર તેને આવી મળે છે, પછી તે સગુણરૂપે તથા મૂર્તિમાન રૂપે ઈશ્વરને જોતો હોય છે તો તેવે રૂપે તેને ત્યાં પ્રતીત થાય છે અને તત્ત્વરૂપે જોતો હોય છે તો તે રૂપે ત્યાં સાક્ષાત્કારને પામે છે– તેનો તે જ ક્ષણે તેને અનુભવ થાય છે અને તેથી પ્રાર્થના શરીર પડ્યા પછી ફળ આપે માટે કરવાની નથી પણ શરીરમાં રહેતાં રહેતાં જ મનુષ્યને ધાર્યા ફળની પ્રાપ્તિ થાય તેને માટે તેણે પ્રાર્થના કરવાની છે.

ફળની પ્રતીતિના કાળમાં અગસ્ત્યના વાયદા કરનાર પ્રાર્થના નથી. પ્રાર્થનાનો અવધિ ફળના પ્રદેશમાં જ રહ્યો છે અને તેથી તે અવધિઆગળ આવનાર મનુષ્ય તત્કાળ ફળને અનુભવે છે. અને પ્રાર્થનાની એ જ અપૂર્વતા છે. બીજી બધી ક્રિયા ફળને વિલંબે પ્રકટાવે છે, જ્યારે પ્રાર્થના ફળને તત્કાલ પ્રકટાવે છે. પ્રાર્થનાના સમયે મનની અત્યંત તીવ્રતા થાય છે, અને તે તીવ્રતા એવી વસ્તુની સાથે જોડાયલી હોય છે કે જે તરત ફળને ઉપજાવી આપનાર છે.

ઈશ્વરને સખારૂપે મનુષ્ય પ્રાર્થે છે તો તેને સખારૂપે પ્રતીત થાય છે ને આપણા મિત્રોમાં પરમ મિત્રરૂપે રહે છે. તે સદાકાળના સાથી થઇ રહે છે. તે પ્રાણકરતાં પણ નિકટ જણાય છે અને કોઇ અવયવકરતાં પણ વધારે સત્ય અથવા પ્રત્યક્ષરૂપે પ્રતીત થાય છે. અને આ નિકટતાનો જેમ જેમ આપણે વધારે પૂર્ણપણે અનુભવ કરતા જઇએ છીએ તેમ તેમ આપણી પ્રાર્થના જલદી ફલીભૂત થાય છે.

પ્રાર્થનાની અવસ્થામાં પ્રવેશવું અથવા પ્રાર્થનામય સ્થિતિમાં રહેવું તે આ સ્થૂલ જગતથી ઉન્નત થઇને ઉચ્ચતર સૃષ્ટિમાં પ્રવેશવું એ છે. આથી જીવનનું સર્વસ્વ વધારે સારારૂપે બદલાતું જાય છે, ચારિત્ર્ય સમર્થ થતું જાય છે, મન વિશેષ પ્રકાશમય, સ્વભાવ અત્યંત સુંદર અને સ્વત્વ અત્યંત વિશુદ્ધ તથા પ્રતાપમય થતાં જાય છે. સમગ્ર જીવનનું દષ્ટિબિંદુ વધારે વિશાલ, વધારે સ્પષ્ટ, વધારે નિર્મલ અને વધારે બુદ્ધિગમ્ય થતું જાય છે. અને તેમ થવાથી સર્વ વસ્તુનું ઉચ્ચતર જ્ઞાન તેની પાછળ ચાલ્યું જ આવે છે.

નિકૃષ્ટ ભૂમિકામાં શરીરની અનેક પ્રકારની દુર્બલતાને પાત્ર આપણે હોઇએ છીએ. પણ ઉચ્ચ ભૂમિકામાં આવતાં આપણે આત્માની ઉચ્ચશક્તિસમન્વિત થઈ બલવાન્ બની રહીએ છીએ અને તેથી આપણે જ્યાં ત્યાં સહજમાં લાલસાને વશ વર્તતા કે જે કંઇ ક્ષુદ્રસરખું છે તેને અધીન થઈ જતા કે સન્નિશ્ચયથી ભ્રષ્ટ થતા કે અઘટિત કાર્ય કરતા આપણે થતા નથી; અને યથાર્થ પ્રાર્થનાની અવસ્થામાં આવવું એ બીજું કંઇ જ નથી, પણ આવી ઉચ્ચ ભૂમિકામાં આવવું એ જ છે.

માનસસૃષ્ટિની નિકૃષ્ટ ભૂમિકામાં આપણે ક્રોધ, ભય, ચિંતા તિરસ્કાર, મનનાં યુદ્ધો અને હાનિકારક તથા અપથ્યસરખી બીજી અનેક જાતની માનસ સ્થિતિમાં આવી પડવાનો ઘણો સંભવ હોય છે, પરંતુ તે પ્રમાણે આત્માની સૃષ્ટિની ઉચ્ચ ભૂમિકામાં બનતું નથી. જ્યાં સુગી આપણે તેવી ઉચ્ચ ભૂમિકામાં–શિખરઉપર–રહીએ છીએ ત્યાં સુધી આપણે જીવનમાં ભય, ક્રોધ, ચિંતા કે બીજી મનની પ્રતિકૂળ સ્થિતિમાં પ્રવેશ્યાવગર અન્ય પ્રકારની સ્થિતિમાં રહી શકીએ છીએ. અને વાસ્તવ પ્રાર્થના આ શિખરઉપર ચઢવાનો સાક્ષાત્

મારું હોવાથી, પ્રાર્થનાનું મૂલ્ય અત્યંત વધી જાય છે.

મનની નિકૃષ્ટ અને ઉત્કૃષ્ટ ભૂમિકામાં રહેવામાં ભેદ એટલો મોટો છે કે જ્યારે મનુષ્ય એકમાંથી બીજામાં જાય છે ત્યારે તે તદન બદલાઇ જાય છે, તે એક નવીન મનુષ્ય જ બની રહે છે.

પ્રાર્થનાની સ્થિતિમાં મનુષ્યનું સઘળું બળ ઉચ્ચ કાર્યો કરવામાં એકાગ્ર થયું હોય છે. એટલે તે યોગ્યપ્રતિ, મહાનપ્રતિ તથા લક્ષ્યપ્રતિ વળ્યું હોય છે, અને પરિણામે જીવનને માટે ઉચ્ચ સ્થિતિઓને રચતું હોય છે. આવું જીવન તુલનામાં હમેશાં ચઢી જાય છે અને તેણે બાંધેલા લક્ષ્યને–ઉચ્ચગ્રાહને–ને સત્વર પ્રાપ્ત થાય છે.

આજે મનુષ્યની સ્થિતિ કે આસપાસના સંયોગો ગમે તે પ્રકારના હોય તોપણ યથાર્થ પ્રાર્થનાના ઉપયોગે કરીને તે સઘળી સ્થિતિઓને કાયમને માટે વધારે સારી કરી શકે છે. પ્રાર્થનાના જીવનમાં ભળવું એ જીવનનાં સઘળાં તત્વોને મુક્તિ, સ્વાતંત્ર્ય, ઉચ્ચતર બલ, નવીન પ્રસંગો (તક), વધારે સારી સ્થિતિઓ, અને સઘળી વસ્તુના સર્વોત્તમપણાને પ્રાપ્ત કરવાની ક્રિયામાં યોજવાં એ છે. અને એ જીવનનાં તત્વો જે કંઇ મેળવવા કે ઉત્પન્ન કરવા પ્રયાસ કરે છે, તે મેળવી કે ઉત્પન્ન કરી જ શકે છે. વાસ્તવ પ્રાર્થનાનું ફલ મળ્યાવિના રહેતું જ નથી.

પ્રાર્થનાના બલથી કોઇ પણ મનુષ્ય કોઇ પણ સ્થિતિમાં રહીને તે પોતાને માટે કાર્ય કરી શકે છે, અને તેની દૃષ્ટિમાં જે લક્ષ્ય તેણે બાંધ્યું હોય છે સાંપર્યંત તે ચઢે છે. કેમકે જે સામર્થ્ય પ્રાર્થનામાં રહીને કાર્ય કરે છે તે પરમ સામર્થ્ય હોય છે. યથાર્થ પ્રાર્થનામાં આપણે તે પરમસાથે અભિન્ન થઇએ છીએ, અને તેથી સર્વશક્તિમાન્ બની રહીએ છીએ.

આવી યથાર્થ પ્રાર્થના દિવસમાં બને તેટલી વખત પણ વારંવાર કરો. થોડી ક્ષણ અવકાશ મળે તો હરકત નહિ પણ તેને આ પ્રાર્થનામાં યોજો. કેમકે થોડી ક્ષણ એ થોડો સમય જ છે, અને પ્રાર્થનામાં વપરાતો થોડો સમય પણ અપૂર્વ હિત કરે છે–કંઇ નહિ તો થોડી પ્રતિકૂલતાને તો તે નિવૃત્ત કરે જ છે.

પ્રાર્થનામય અંતઃકરણનું વાતાવરણ દિવ્ય હોય છે. અને તેથી વાતાવરણ વિશ્વમાં જે કંઇ ઉપજાવી શકે એમ છે, તેમાંથી સર્વોત્કૃષ્ટ ત્યાં પ્રકટ થાય છે, કારણ કે તે વાતાવરણ દિવ્ય–અલૌકિક છે.

પ્રાર્થનાના હરિયાળા ક્ષેત્રમાં મન મતિને અખંડ રમ્યા કરવા દો. ત્યાં વહેતા ઇશ્વરતત્વના વાયુથી તેને પ્રસન્ન અને પુષ્ટ થવા દો ઇશ્વરની થોડી થોડી ઝાંખી કરીને પણ તેમને પ્રભુમય થવા દો અને જેમ જેમ તેમની પ્રભુમયતા વધતી જશે તેમ તેમ તેઓ પ્રભુનાં સર્વ સામર્થ્યથી ઓતપ્રોત બની રહેશે. પ્રાર્થનામય મન અને તે જ્યાં પ્રભુનાં સામર્થ્યોથી યુક્ત થયું ત્યાં પછી સુખ, પ્રસન્નતા, અને અપરિમિત તૃપ્તિવિના બીજું શું હોય ?

---

☞ શ્રેયસ્સાધક અધિકારી વર્ગના આવતા આષાઢી પૂર્ણિમાના ઉત્સવસંબંધીની પુઠાંઉપરની સૂચના અવલોકવી.

# સર્વશિરોમણિ શક્તિ.

તમારામાં અપૂર્વ તર્કશક્તિ કે વાદવિવાદ કરવાની શક્તિ કે સમાધાન કરવાની શક્તિ કે પ્રશ્ન કરવાની શક્તિ કે કોઇને નિરુત્તર કરવાની શક્તિ કે કોઇને જ્ઞાન આપવાની કે વિદ્યા શીખવવાની શક્તિ કે અલૌકિક બુદ્ધિની કે પ્રતિભાની શક્તિ કે એવી અનેક શક્તિઓ હશે, પણ જો કોઇને સર્વોત્તમ પ્રકારે ઉત્સાહ આપવાની શક્તિ તમારામાં નહિ હોય તો બીજી અનેક શક્તિઓ હોવા છતાં પણ તમે અન્યની ઉન્નતિ સાધી શકવાના નહિ.

ઉન્નતિને ઉત્સાહની સાથે જેવો સંબંધ છે તેવો બીજા કશા સાથે નથી. ઉન્નતિને સધાવનાર એક ઉત્સાહ જ છે.

ઉત્સાહ જનક શબ્દોનાં આંદોલનો જડજેવા મનુષ્યમાં પણ કર્તવ્યબુદ્ધિને જાગ્રત્ કરે છે. તે કેવલ મગજને કે સામાન્ય જ્ઞાનતંતુઓને સ્પર્શ કરીને અટકતાં નથી, પણ જ્યાં ક્રિયાશક્તિ રહેલી છે ત્યાં પર્યંત પહોંચી તેને અથડાય છે, અને તે પ્રદેશમાં ક્ષોભ પ્રકટાવે છે. અને તેમ થતાં એ ક્રિયાશક્તિ મનુષ્યમાં રહેલાં કાર્ય કરનાર સાધનોને જાગ્રત્ કરી તેમને કર્તવ્યમાં યોજે છે. કર્તવ્યમાં યોજે છે, એટલું જ નહિ પણ કાર્ય કરવામાં જ્યાં કંઇ વિઘ્ન આવે છે, ત્યાં તે તત્કાલ યોજનાના વિશાલ ક્ષેત્રમાં ફરી વળે છે અને તે વિઘ્નને અટકાવવાની યોજનાને શોધી કાઢે છે. આ યોજના ગમે તેવી કઠિન હોય છે, તોપણ તે સિદ્ધ કરે છે, અને જે કરવાનું હોય છે તે સિદ્ધ કરે છે ત્યારે જ તે અટકે છે.

ઉત્સાહનાં આંદોલનો હૃદયપર્યંત પ્રવેશે છે. ક્રિયાશક્તિ એ ઈશ્વરની જ શક્તિ હોવાથી ઈશ્વરનું સ્થાન જે હૃદયપ્રદેશ ત્યાં જ ક્રિયાશક્તિની પણ સ્થિતિ છે. ઈશ્વરનું મુખ્ય લક્ષણ જે પ્રેમ તે એ સ્થાનમાં અખંડ પ્રવર્તતો હોય છે; અને તેથી પ્રેમપૂર્વક અપાયલો ઉત્સાહ ત્યાં પર્યંત પોતાનાં આંદોલનો લઈ જઇ શકે છે. અને કેવલ પ્રેમપૂર્વક અપાયલા ઉત્સાહનાં આંદોલનો જ ત્યાં પહોંચી ક્રિયાશક્તિ સાથે સ્પર્શ કરી શકે છે, માત્ર મ્હોડેથી-ઉપર ઉપરથી બોલેલા ઉત્સાહવચનનાં આંદોલનો નહિ એ ખાસ સ્મરણમાં રાખવાનું છે.

આ પ્રકારે હૃદયપ્રદેશ કે જેમાં સામર્થ્યનો પ્રાણ રહેલો છે તે પ્રદેશમાં ઉત્સાહનાં આંદોલન આવતાં તે પ્રાણ તત્કાલ ક્રિયાશક્તિને મળે છે, અને તેવી પ્રાણયુક્ત ક્રિયાશક્તિ યોજનાના પ્રદેશમાં જઇને તત્કાલ તેને અનુકૂલ યોજનામાં પ્રવેશે છે, અને તેમ થતાં જે કંઇ સિદ્ધ કરવું છે તે તત્કાલ સિદ્ધ થવાનો યોગ આવે છે.

ઉત્સાહનું ઉત્પત્તિસ્થાન આત્મા છે. કારણ કે આત્માનો નવીન નવીન સરજવાનો અને તે પણ ઉત્તમ પ્રકારે સરજવાનો સિદ્ધ સંકલ્પ હોય છે. અને ઉત્સાહવિના કંઈ પણ કરવાનો સંકલ્પ ઉઠતો નથી, તેથી આત્મામાંથી ઉઠતા એ ઉત્સાહને પ્રત્યેક મનુષ્યે નિત્ય વધારી લેવો જોઇએ. વધારી લેવો જોઈએ એટલું જ નહિ પણ તેને બીજા મનુષ્યમાં પ્રેરવો જોઇએ.

મનુષ્ય જેમ જેમ આત્માના ભાનથી વિમુખ થતો જાય છે તેમ તેમ તેનામાં ઉત્સાહ પ્રકટવો બંધ પડે છે. આત્મામાંથી ઉત્સાહ અથવા જાગ્રતિનું તેને સ્ફુરણ તો થાય છે પણ તેને તે ગ્રહણ કરી શકતો નથી, કેમકે તેના પ્રતિ તે અભિમુખ નથી. અને તેમ

થતાં તે કોઈ પણ કાર્ય કરવામાં અસંભવતિના બીજા કશાને જોતો નથી. અને તેનું કારણ એ જ છે કે જે સંભવને જણાવનાર છે, જે બલની પ્રતીતિ કરાવનાર છે તે આત્માથી તે મનુષ્ય દૂર રહ્યો છે. આવા મનુષ્યને તમે આત્મામાંથી પ્રકટાવેલા ઉત્સાહને આપો. તેની તેને જરૂર હોય છે.

તમારો આપેલો ઉત્સાહ પુનઃ તે મનુષ્યને પુનઃ તેના આત્માપ્રતિ લઈ જાય છે. તમારાં ઉત્સાહથી તેને કામ કરવાની અપૂર્વ વૃત્તિ જાગ્રત્ થાય છે, અને તે થતાં તે કાર્ય કેવી રીતે સિદ્ધ કરવું તે તેને શોધવું પડે છે, અને તેમ થતાં તેને આત્માશ્રયી થવાની ફરજ પડે છે. આથી સામર્થ્યનો જ્યાં પ્રાણ રહેલો છે તે પ્રદેશમાં તેની શોધકબુદ્ધિ પ્રવેશે છે, તેમાંથી ક્રિયાશક્તિ જાગ્રત્ થાય છે, અને તે ક્રિયાશક્તિ યોજનાના પ્રદેશમાં જઈ એવી અપૂર્વ યોજના શોધી લે છે કે જેથી તેણે ધારેલું કાર્ય સફળ થાય છે.

તમે કોઈને અધીન કરવા માટે દ્રવ્ય ખરચીને થાક્યા હો, તેની શુશ્રૂષા કરીને થાક્યા હો, તેને કોઈ જાતની મદદ કરીને થાક્યા હો, તેનાં કામો કરી આપીને થાક્યા હો, તેને વિવિધ બોધ આપીને થાક્યા હો, તેમ જ કોઈને પ્રેમ મેળવવાને માટે તેને જોઈતી વસ્તુ આપીને, તેનાં દુઃખો દૂર કરીને, તેને માટે અનેક જોખમો વહોરીને, તેના આગળ પાછળનાઓને સંતુષ્ટ રાખીને, પ્રસંગે ઉલટા તેના કઠોર શબ્દો કે ક્રોધનાં વચનો શ્રવણ કરીને અને સ્વલ્પમાં જે કંઈ તમારાથી અને તે સઘળું, ગમે તેટલું કષ્ટ વેઠવા છતાં પણ કરીને થાક્યા હો તો તેથી નિરાશ થશો નહિ. કારણ તમારે નિરાશ થવાનો પ્રસંગ હવે વહી ગયો છે. કારણ કે આજ સુધી તમે કરેલી ઉપરની તેમ જ તેની જાતની ક્રિયા તમને ધારેલા ફળને આપવાને સમર્થ નથી. પરંતુ હવે તમે એવી કળાને મેળવો છો કે જે કદી નિષ્ફળ જાય એમ નથી.

અને તે તેને તેના કાર્યોમાં ઉત્સાહ આપવો, કાર્ય ન કરતો હોય તો તેને ઉત્સાહ આપીને તેની પાસે કાર્ય કરવાની શક્તિને જાગ્રત્ કરવી એ છે. આ કાર્ય જો તમે યથાર્થ રીતે કરો છો તો તે મનુષ્ય તમને અવશ્ય અધીન થાય છે, અને તમે ગમે તેવાના પ્રેમને આકર્ષી શકો છો.

એમ થવાનું કારણ ? કારણ એ જ કે તમે તે મનુષ્યને પ્રેમના પ્રદેશમાં સ્થાપી દો છો. તે પછી જ્યાં ત્યાં પ્રેમને જ જુએ છે અને તેથી તમારા પ્રતિ તે પ્રેમને જ પ્રવર્તાવે છે.

પરંતુ આ વિષયમાં ગંભીર સાવધાનતા રાખવાની છે તે એ છે કે તમે જે ઉત્સાહ આપો તે તમારો ન હોવો જોઈએ પણ **તમારા આત્માનો હોવો જોઈએ.** જ્યાં સુધી તમે તમારો ઉત્સાહ આપો છો ત્યાં સુધી તેનામાં જે અસર થવી જોઈએ તે થતી નથી. અને આજ સુધી તમે કોઈ જગાએ તે આપી પણ જોયો હશે, અને તેમાં નિષ્ફળ પણ થયા હશો. આરંભમાં નહિ તો લાંબે સમયે પણ તમે નિષ્ફળતાને પ્રાપ્ત કરી હશે. એનું કારણ અન્ય નથી પણ એ જ છે કે તેમને તમે તમારો ઉત્સાહ આપ્યો છે, પણ તમારા આત્માનો આપ્યો નથી.

તમારા ઉત્સાહમાં અને તમારા આત્માના ઉત્સાહમાં બહુ ભેદ છે. તમારો જ્યારે કૃત્રિમ હોય છે, ત્યારે તમારા આત્માનો નૈસર્ગિક અથવા સત્ય હોય છે. માત્ર તેને સારું લ-

ગાડવા ખાતર તમે કોઈને બે કે ચાર સારાં ઉત્સાહનાં વાક્યો કહો છો તો તે તમારા ઉત્સાહનાં વાક્યો છે, અને તે કશા સ્થાયીભાવને પ્રકટાવતાં નથી. તમે જેવી રીતે ઉપર ઉપરથી કહો છો તેવી જ ઉપર ઉપરની તેને તેથી અસર થાય છે, અને તેમ થતાં જે કંઇ તેના ફળરૂપે સામા મનુષ્યમાંથી પ્રકટવું જોઇએ તે પ્રકટતું નથી.

આનું કારણ એ છે કે જે કંઇ આત્મામાંથી ઉઠે છે, તે જ આત્માને સ્પર્શ કરી શકે છે. અને તમારા ઉપર ઉપરના મિથ્યા વખાણના કે એવા જ ઉત્સાહજનક શબ્દો તમારા આત્માના સ્પર્શને પામીને ઉઠેલા ન હોવાથી સામા મનુષ્યના હૃદયમાં ઉંડી અસર કરતા નથી. તમને આનો અનુભવ થયો જ હશે. કોઇ તમારી પાછળ તમારે માટે ગમે તેમ કહેતું હોય અને તમારી સમક્ષ આવીને કેવળ તમને સારું લગાડવા માટે તમારા કાર્યનાં વખાણ કરે કે તમને લગતી કોઇ પણ બાબતની સ્તુતિ કરે તો તેથી શું તમને સાચો—સ્થાયી-ઉત્સાહ પ્રકટયો છે ? નહિ જ. અને તે જ પ્રમાણે તમે પણ કોઇને મહોડાના-તમારા-ચાર ઉત્સાહજનક શબ્દો કહો છો ત્યારે તેને પણ તે કાર્યસિદ્ધિ કરનાર થતા નથી. તેનો આત્મા તે વચનો સાથે જોડાતો નથી.

કોઇ પણ મનુષ્યને જ્યારે તમારા આત્મામાંથી ઉઠેલા ઉત્સાહવચનો શ્રવણ કરાવો છો, ત્યારે તે વચનોમાં રહેલો આત્મા, શ્રવણ કરનારના આત્માસાથે તત્કાળ જોડાય છે, અને તેમ થતાં તેમાંથી ધારેલું કાર્ય કરવાનું બળ મળે છે. જે સાચા ભાવથી, તમારું હૃદય જેને કબૂલ કરતું હોય, તમારામાંથી જે આવેશપૂર્વક સ્વતઃ ભાવો ઉઠી આવતા હોય તેને તમે આત્માના વચનરૂપે જાણજો. એવાં વચનો શ્રવણ કરનારના હૃદયને જ સાક્ષાત્ અસર કરે છે. અને તેમાં અપૂર્વ ઉત્સાહ પ્રકટાવે છે. અને તે જ યથાર્થ આત્માનો ઉત્સાહ છે.

આવો ઉત્સાહ દુઃખી મનુષ્યને સુખસ્વરૂપ, દીન મનુષ્યને મસ્ત, ભયભીતને નિર્ભીત, ચિંતાતુરને નિશ્ચિંત, અલ્પશક્તિમાન્‌ને અનંતશક્તિમાન, વ્યાધિગ્રસ્તને નિરામય, મરણ પામવાની તૈયારીવાળાને પુનર્જીવન દેનાર, નિરુદ્યમીને ઉદ્યમી અને કલેશવાળાને પ્રસન્ન કરી મૂકે છે. ઉન્નતિમાત્રને, પ્રાપ્યમાત્રને, તૃપ્તિમાત્રને તથા ન્યૂનતામાત્રને નિવૃત્ત કરે છે. સ્વલ્પમાં ઈશ્વર જે કંઇ કરે છે તે જ તેમનો ઉત્સાહ કરે છે.

જગતમાં સામર્થ્યનો, વિશુદ્ધ પ્રવૃત્તિનો, ઉચ્ચ ઉદ્યમનો, અનર્ગળ સંપત્તિનો, દિવ્ય જ્ઞાનનો, અગાધ પ્રયત્નનો, અપૂર્વ સુખનો, પરમ શાંતિનો, લૌકિકપારલૌકિક વિદ્યાઓનો અને પ્રાપ્યમાત્રનો કંઇ દુકાળ પડ્યો નથી. તે સઘળું અનંત પ્રમાણમાં વિશ્વમાં વિદ્યમાન જ છે. તેમ બુદ્ધિમાન, આગ્રહી, સદાચારી, ઉન્નતિને ઇચ્છનાર, ભવ્ય આશયવાળા, ઉદાર વૃત્તિવાળા, જ્ઞાનેચ્છુક કે એવા સદ્‌ગુણસંપન્ન પુરુષોનો-જેમનામાં આ અને આવી અનેક શક્તિઓ ગુપ્તપણે અમાપ પ્રમાણમાં રહી છે એવા પુરુષોનો-પણ કંઇ અભાવ થઇ ગયો નથી.

પરંતુ જે અભાવ છે તે આ આત્માના ઉત્સાહનો છે. મનુષ્યો પોતાનો ઉત્સાહ આપે છે, પણ પોતાના આત્માને ઉત્સાહ આપતા નથી. અને તેથી ભારેલા અગ્નિની પેઠે મનુષ્યમાં રહેલાં અનેક સામર્થ્યો અને બળો આજ અદશ્ય સરખાં થઇ રહ્યાં છે.

તોપણ સમય નિકટ આવતો જાય છે કે જેમાં એ સઘળાં સામર્થ્યો એક કાળના

ચક્રમાંથી જેમ બીજું નીકળે છે તેમ મનુષ્યમાંથી નીકળશે. એને જો સત્વર કાઢવાં હોય તો આ ઈશ્વરનો ઉત્સાહ–તમારા આત્માનો ઉત્સાહ–જ્યાં ત્યાં અને જેને તેને આપો. દારુ ભરેલી તૈયાર તોપ જેમ જામગરી ચાંપતાં જ મોટા ભડાકાને કરે છે, તેમ મનુષ્યો પણ આ આત્માના ઉત્સાહને પામતાં જ અદ્‌ભુત સામર્થ્યો પ્રકટ કરવા માંડશે.

મનુષ્યમાત્રને આત્માનો ઉત્સાહ એ તૃષિતને શીતલ જલસમાન છે. મનુષ્યો તેની જ વાટ જોયા કરે છે. કોઈનામાં અપૂર્વ ભક્તિબલ છે, કોઇમાં અપૂર્વ યોગબલ છે, કોઇમાં અપૂર્વ પ્રતિભાશક્તિ છે, કોઇમાં અપૂર્વ અલૌકિક બુદ્ધિ છે, કોઇમાં અપૂર્વ કલાકૌશલ્ય છે, કોઇમાં અપૂર્વ શોધકબુદ્ધિ છે, કોઇમાં અપૂર્વ ધન પ્રાપ્ત કરવાની શક્તિ છે. સઘળું છે, પણ તે સઘળા ભંડારને ઉઘાડનાર કુંચી નથી.

તમે તે કુંચી મેળવશો અને સર્વના અપૂર્વ સામર્થ્યમય ભંડારોને ખુલ્લા કરી આપશો ? કુંચી કડે જ છે. તેનો ઉપયોગ કરો. તે જેમ અનેકના સામર્થ્યના ભંડારને ઉઘાડી આપવા સમર્થ છે, તેમ તમારા પોતાના ભંડારને ઉઘાડવાને માટે પણ તે તેટલી જ સમર્થ છે. બીજાઓમાં સામર્થ્યના ભંડારો છે અને તમે ખાલી ખં છો એમ નથી. તમારા ભંડાર પણ ભર્યાં પૂર્યાં છે અને તેની કુંચી પણ એ જ છે.

ઈશ્વરનો–આત્માનો–ઉત્સાહ તમારામાં જાગ્રત્ કરો. આખું જગત્ ભલે તમને ઉત્સાહ ન આપે છતાં તમારા આત્માનો ઉત્સાહ એવો તો જાગ્રત્ કરો કે બીજા કોઇના ઉત્સાહને શ્રવણ કરવાની તમને દરકાર જ ન રહે. શા માટે બીજાના ઉત્સાહની વહાણું વાય ને વાટ જોવી પડે ? શું તમારો આત્મા નષ્ટ થઇ ગયો છે ! અને જો આત્મા નષ્ટ નથી થયો તો તેનો ઉત્સાહ મેળવવામાં શા માટે વિલંબ કરવો ? જૂના દૃષ્ટાંતની શું મારે આ સ્થળે પુનરુક્તિ કરવાની અગત્ય છે કે ઘરમાં અનર્ગળ દ્રવ્ય હોવા છતાં શા માટે તેને ન જોઇને દરિદ્ર રહેવું ?

આપણે માટે અને ઇતરને માટે આત્માનો ઉત્સાહ પ્રકટાવવાનો એક જ માર્ગ છે. નિત્ય આત્માપાસે જઇને 'હું શું કરું' 'હું શું કરું' એ પ્રશ્નનો આઘોષ કર્યા કરો. 'મારે કંઇ પણ કરવું છે તો મારે શું કરવું' એ પ્રશ્ન વારંવાર આત્માને પૂછ્યા કરો. તેનો ઉત્તર તમને મળશે. તમે તે સ્પષ્ટ શબ્દોમાં ન શ્રવણ કરી શકો તો મુઝાશો નહિ. આત્મા જાણી જોઇને જ તેવા અસ્પષ્ટ શબ્દોનો ઉચ્ચાર કરે છે. બાલકના અસ્પષ્ટ શબ્દો કોને પ્રિય નથી લાગતા ? અને તેને શ્રવણ કરવા વારંવાર કોણ નથી લલચાતું ? તે જ નિયમને અનુસરીને પોતાના શબ્દો વારંવાર શ્રવણ કરવાને મનુષ્ય લલચાય અને એ નિમિત્તે વારંવાર મનુષ્ય પોતાના સંબંધમાં આવે એવી ઇચ્છાથી જ આત્મા આરંભમાં અસ્પષ્ટ ઉચ્ચારને કરે છે.

અને તેથી મુઝાવાનું કશું જ પ્રયોજન નથી. એ અસ્પષ્ટ ઉચ્ચારથી આનંદ પામો, તેમાં મુગ્ધ થાઓ, અને તેને પુનઃ પુનઃ શ્રવણ કરવાને લલચાઓ. આરંભમાં બાલકના શબ્દો સમજાતા નથી તેથી કંઇ તેનો પિતા અકળાતો નથી, પણ જિજ્ઞાસાપૂર્વક તે કાલા અને અસ્પષ્ટ શબ્દોનો ભાર જાણવા ઇચ્છે છે. એક વાર નથી સમજાતો તો તે બાળક પાસેથી તે પ્રથમ શું બોલ્યો હતો તે પુનઃ બોલાવવા ઇચ્છે છે, અને તે બે વાર, પાંચ વાર, દશ વાર

બોલાવે છે.–વિવિધ યુક્ત પ્રયુક્તિ કરીને, જો બાળક બોલતું નથી, તો બોલાવે છે–અને જ્યારે તે શબ્દોનો ભાવ સમજે છે ત્યારે જ તેને અપૂર્વ આનંદ અને સંતોષ થાય છે.

આત્માનો સ્વર શ્રવણ કરવામાં પણ તેમ જ છે. તે આપણું તેના પ્રતિ અધિક આકર્ષણ થવાને માટે આપણો અધિક લક્ષ દોરાવાને માટે અત્યંત અસ્પષ્ટ શબ્દમાં બોલે છે. આપણી તે શ્રવણ કરવાની આતુરતા હોય છે તો આપણે તેમને પુનઃ પૂછીએ છીએ, એક વાર, બે વાર, દશ વાર પૂછીએ છીએ, અને બાળકની પેઠે તે અસ્પષ્ટ બોલ્યા કરે છે. તોપણ તે વખતે આપણે તેમના શબ્દોનો ભાવ સારી રીતે ગ્રહણ કરી શકીએ છીએ.

આથી આત્માના અસ્પષ્ટ શબ્દને શ્રવણ કરો તો અકળાશો નહિ. એમ જાણજો કે **તે અસ્પષ્ટ શબ્દ કરે છે તે તમને વધારે સમજાવવાને માટે જ.** અને આમ જાણીને બેસી રહેશો નહિ. પુનઃ તે શબ્દ શ્રવણ કરવા લાલસાવૃત્તિને જાગ્રત્ કરજો. અને તેમ કરીને તમે પૂછેલા 'હું શું કાર્ય કરું' એ પ્રશ્નના ઉત્તરને મેળવજો. ઉત્તર મેળવીને તે કાર્ય કરજો. કોઇ પણ રીતે તે કાર્ય કરવું જ એવો નિશ્ચય રાખજો. પ્રભુએ તે કાર્ય કરવાનું કહ્યું છે એ વિચાર જ તમારા સરખા ભક્તિમાનને અપૂર્વ ઉત્સાહ પ્રકટાવવા બસ છે. અને એ પ્રકારે ઉત્સાહ પ્રકટતાં તમે તે કાર્ય અવશ્ય સિદ્ધ કરી શકશો.

આ પ્રકારે તમારામાંથી ઉત્સાહ જાગ્રત્ કરો અને તે ઉત્સાહને સર્વમાં પ્રેરી સર્વના ગુપ્તસામર્થ્યભંડારની અર્ગલા ઉપાડી લો.

કોઇના સામાન્યસરખા પણ સારા કાર્યને જોતાં તેને તત્કાળ ઉત્સાહજનક વચનો કહો, અને તે આત્માના ઉત્સાહવચનો કહો. તેણે આખા અવતારમાં આજ સારું કાર્ય કર્યું હોય તો 'આવડો મોટો થયો ને આટલું કર્યું એમાં તે શું મોટું થયું' એમ વિચારીને તેને ઉત્સાહ આપતા અટકો નહિ. એવો ઉત્સાહ આપો કે જેથી તેવું અને તેથી સારું બીજું કાર્ય કરવાને તે તત્પર થાય. તેમ જ કોઇએ અનેક સારાં કાર્યોનો આરંભ કર્યો હોય અને તેમાં તે નિષ્ફળ નીવડ્યો હોય, અને તેમ છતાં તે પુનઃ કોઇ નવીન શુભ કાર્યનો આરંભ કરે તો 'આટઆટલાં કામો કર્યાં પણ એકમાં ફાવ્યો નહિ, અને આમાં હવે શું થાય છે તે જોઇએ છીએ, આરંભશૂર તો ઘણાએ છે પણ છેક સુધી તેને નીભાવે ત્યારે આપણે તો તેને ખરો જાણીએ. હમણાં આપણે તેને કંઇ વખાણીએ બખાણીએ નહિ' આવા વિચાર કરીને તેના સ્તુત્ય પગલામાટે તેને ઉત્સાહ આપતાં અટકતા નહિ. કાલે ભલે તે કાર્ય પડતું મૂકે, પણ આજે તો તે એ કાર્ય કરતો હોવાથી ખરા ઉત્સાહને પાત્ર છે એમ જાણીને ઉત્સાહ આપજો. અને શું તમે એમ જાણો છો કે તમારા આત્માનો ઉત્સાહ તેને કાલે તે કાર્યથી નિરત કરશે ? કદાપિ નહિ. જો તમે તેવોને તેવો ઉત્સાહ આપ્યા કરતા રહેશો તો તે મનુષ્ય પોતાના કાર્યમાંથી કદી અટકવાનો નથી. મનુષ્ય અટકી પડે છે, તેનું કારણ જ એ છે કે તેને ખરો ઉત્સાહ કે જે તેના આત્માને પેલા કાર્ય કરવામાં જાગ્રત્ કરે તે મળતો નથી. તમે તે આપો અને સાકર નાંખતી હોળી જેમ ઓલવાતી નથી તેમ તે કદી અટકવાનો નથી.

કોઇ મનુષ્ય કાર્ય કરતો હોય તેને જ ઉત્સાહ અધિક કાર્ય કરવાને પ્રેરે છે એમ કંઇ નથી. તે વિના બીજું પણ એક કાર્ય તે કરે છે. અને તે એ છે કે જે મનુષ્ય કશું જ નથી કરતો તેને ઉત્સાહ કંઇ પણ કરવાને પ્રેરે છે. આથી તમારા ઉત્સાહને કાર્ય કરનારપ્રતિ

જ પ્રેરવો એવું કાંઇ નથી. એ જ ઉત્સાહયુક્ત વચનો કશું જ કામ ન કરનારને એવા પ્રકારે કહો કે તે કાર્ય કરવાને મચે જ. 'તમારામાં અમુક કાર્ય કરવાની શક્તિ છે, તમે જો ધારશો તો અવસ્ય અમુક કરી જ શકશો, તમારાં સામાન્ય કાર્યોઉપરથી મને જણાય છે કે અમુક પ્રકારનાં મોટાં કાર્યો તમે ઘણી જ ઉત્તમ રીતે કરી શકો એમ છે, હું જોતો આવું છું કે અમુક પ્રકારનાં તમારાં કાર્યો દિવસે દિવસે ઉત્તમ અને ઉત્તમ થતાં આવે છે, અને હજી પણ તેને તમે સર્વોત્કૃષ્ટપણે કરી શકો એમ છો ' આવા ભાવનાં વચનો કંઇ પણ કાર્ય ન કરનારને જો સાચા મનથી—આત્માના ઉત્સાહથી—કહેશો તો તમને થોડા જ સમયમાં ખાતરી થશે કે તમારા શબ્દોમાં કોઇ જાદૂ છે. કોઇ પણ મનુષ્ય એવો નથી કે જે સાચા ઉત્સાહના શબ્દોઆગળ મ્હાત ન થાય, અને તે શબ્દોની તેના ઉપર અસર ન થાય.

ઉત્સાહ આવી ચમત્કારિક વસ્તુ છે. અને તમને તે પ્રાપ્ત છે. જો આમ જ છે તો પછી તેનો છૂટથી ઉપયોગ કરવામાં શા માટે વિલંબ કરવો ?

એ એક ઉત્સાહશક્તિ જ છે કે જે સર્વ શક્તિઓના મુકુટરૂપ છે. અને સર્વશક્તિમાનોને પણ અધીન વર્તાવનારી છે. આવી શકિતનો વિકાસ કરી જ્યાં દુર્બલતા અને અકર્તવ્યપરાયણતાને લીધે દુઃખ અને નિકૃષ્ટતા પ્રવર્તી રહ્યાં છે, ત્યાં આ ઉત્સાહવડે બલ અને કર્તવ્યપરાયણતાને જાગ્રત્ કરી સુખ, ઉત્કૃષ્ટતા અને સંપત્તિની રેલછેલ કરી મનુષ્યને સાચા હિતના પડેલા દુકાળની નિવૃત્તિ કરો.

---

## ઠબી જતા નહિ.

ગમે ત્યાં ઠબી જશો નહિ જે વિદ્યાર્થીને આખો એક પાઠ કરવાનો હોય છે, તે વિદ્યાર્થી એ પાઠમાં લીટીએ લીટીએ કે ચાર ચાર શબ્દે પૂર્ણવિરામ આવે છે તો ત્યાં શું તે અટકી પડે છે? નહિ જ. કેમકે તેને આખો પાઠ પૂરો કરવાનો હોય છે. અથવા મોટા 'પેરેગ્રાફ' જ્યાં પૂરા થાય છે અને બીજો શરુ થાય છે ત્યાં પણ શું તે વિદ્યાર્થી અટકે છે ? નહિ જ. કારણ કે તેને આખો પાઠ પૂરો કરવાનો હોય છે. ત્યારે તે ક્યાં અટકે છે ? જ્યાં પાઠ પૂરો થાય છે, જ્યાં પાઠ પૂરા થવા ના ચિહ્નરૂપ—આવી અવધિને જણાવનારી લીટી દોરવામાં આવી છે ત્યાં જ્યારે તે વિદ્યાર્થી આવે છે ત્યારે જ તે પાઠ વાંચવાના કાર્યથી અટકે છે, અને ત્યારે જ તે બેસી જાય છે.

તમારા કર્તવ્યમાં તે જ પ્રમાણે જ્યાં ત્યાં બેસી જશો નહિ. જરા કામ કર્યું કે અટકયા, વળી બીજું કાર્ય જરા કર્યું કે અટકયા, ત્યાં વળી ત્રીજું કાર્ય જરા કર્યું કે અટકયા, એમ અટકણીઆ ટટ્ટુની પેઠે જ્યાં ત્યાં અટકી પડશો—બેસી જશો નહિ.

ક્રિયામાત્રની સિદ્ધિ તેમાં થતી પ્રવૃત્તિની સરળતાઉપર રહેલી છે. સરળપણે જે ક્રિયા થયાં કરે છે તે સત્વર સિદ્ધ થાય છે. વચ્ચે વચ્ચે અટકી જવાથી જે જે સાધનોનો તે ક્રિયા કરવામાં ઉપયોગ થતો હોય છે, તે સાધનોને ઘડીએ ઘડીએ વિક્ષેપ થાય છે. મગજ, બુદ્ધિ, મન, ઇન્દ્રિયો વગેરે સાધનોમાં, જો ચાલતી ક્રિયાને ઘડીએ ઘડીએ અટકાવવામાં આવે છે તો ક્ષોભ પ્રકટે છે. જેમ ચાલતી ઘોડાગાડીને ઘડી ઘડી અટકાવવાથી આંચકો આવે છે, તેમ શરીર કે મન કોઇની પણ ચાલતી ક્રિયાને વારે ઘડીએ અટકાવવાથી તેમાં ઉપયોગમાં

આવતાં મગજ, ઇન્દ્રિયો વગેરેને વારંવાર ધક્કા પહોંચે છે. અને તેમ થવાથી તે વધારે શ્રમિત થાય છે જેથી તેવી ક્રિયા સત્વર સિદ્ધ થતી નથી.

મગજ, મન વગેરેને જો સરળપણે ચાલવા દઇએ છીએ તો તે સારી રીતે ચાલે છે, અને ક્રિયાસિદ્ધિને કરે છે. પરંતુ મનુષ્યો ચાલતી ક્રિયામાંથી, સતત ચાલતા એક પ્રકારના વિચારમાંથી વારંવાર અટકી પડે છે, અને મગજ વગેરેને વધારે ઘસારો પાડે છે. કોઇ ક્રિયા કરતાં સર્વ કરણોમાં જે વ્યવસ્થાથી ક્ષોભ કે પ્રકંપ થવો જોઇએ તે જ્યારે અટકી અટકીને ક્રિયા કરવામાં આવે છે ત્યારે તે વ્યવસ્થાસર થતો નથી પણ અવ્યવસ્થિતપણે થાય છે અને તેમ થવું એ બીજું કંઇ જ નથી પણ બળનો વધારે ક્ષય છે.

મગજનાં, મનનાં કે કોઇ કરણનાં જ્યાં જેટલાં જોઇએ તેટલાં જ આંદોલનો ત્યાં થઇને પછી તે ક્રિયા અટકાવવામાં આવે છે તો તેનાથી તે કરણોનું બળ ઘટતું નથી. કેમકે તેટલા પુરતો તો એ કરણોનો ઉપયોગ જ હોય છે અને જે વસ્તુ ઉપયોગપુરતી વપરાય છે તેમાં તેટલો ઘસારો થતો નથી કે જેટલો વિનાપ્રયોજને નિરર્થકપણે વપરાવાથી થાય છે. યોગ્ય ઉપયોગપુરતો જે ઘસારો થાય છે તેમાં વપરાતું બળ તે ક્રિયામાંથી જ તેને પાછું મળી આવે છે. વ્યવસ્થાપકસત્તાનો ક્રમ જ એ પ્રકારનો છે.

નિર્હેતુક ઘસારો બળને પાછું પ્રકટાવી શકતો નથી. અને ચાલતી ક્રિયામાંથી વારંવાર અટકવું અને પાછા જોડાવું એ તે ક્રિયામાં વ્યાપાર કરનાર સઘળાં સામર્થ્યો વા સાધનોનો નિર્હેતુક ઘસારો છે. અને તેથી ક્રિયાને વારંવાર અટકાવો નહિ

છબી લેનાર યંત્ર (કેમેરા ) ના સામે ક્ષણમાં હાથ ધરીએ, ક્ષણમાં પગ ધરીએ, ક્ષણમાં મોં ધરીએ તો તેમાં બરાબર છબી પડતી નથી પણ જેમાં છબી પડે છે એ કાચમાં આડા અવળા ધાબાં જ પડે છે અને એ કાચ બગડે છે, અને જેવી સરળ તથા સર્વાંશે છબી પડવી જોઈએ તેવી પડતી નથી. તેમ અવ્યવસ્થપણે ઘડી ઘડી અટકીને કરાતી ક્રિયાથી તેની આંતર મનમાં જેવી વ્યવસ્થાથી છાપ પડવી જોઇએ તેવી પડતી નથી અને તેથી આંતર મન બગડે છે. પ્રત્યેક ક્રિયાની અસર આંતરમન ગ્રહણ કરે છે, અને જેવી ક્રિયા થાય છે તેવી અસર તે ગ્રહણ કરે છે. ક્રિયા જો વ્યવસ્થિતપણે થાય છે તો તેવી અસરને તે આંતર મન લે છે, અને તેમ થવાથી ક્રિયાની જેવી પૂર્ણ છાપ પડવી જોઇએ તેવી પડે છે. અને આમ થાય છે તો જ આંતર મનમાં પડેલી તેની છાપની અસર પુનઃ તે મન સારી રીતે પ્રકટાવી શકે છે અને જ્યારે તેમ નથી થતું ત્યારે આંતર મનમાં પ્રકટાવેલો ક્ષોભ અથવા પ્રકંપ તેની પશ્ચાદ્ અસરમાં લાભ ન પ્રકટાવતાં હાનિ જ પ્રકટાવે છે.

મન પણ જ્યારે નિયમિત માર્ગમાં જોડાયલું રહે છે ત્યારે તે વિશેષ ફળને ઉપજાવે છે. અને એ નિયમિત માર્ગમાં ત્યારે જ જોડાયલું રહે છે કે જ્યારે તેનો પ્રત્યેક ક્રિયામાં યોગ્ય ઉપયોગ કરવામાં આવે છે. મનને જ્યારે એક ક્રિયામાંથી અધવચ્ચે બીજી ક્રિયામાં અને બીજીમાંથી ત્રીજીમાં લઇ જવામાં આવે છે ત્યારે તેના ચંચળ સ્વભાવને વધારે પોષણ મળે છે અને તેને ગમે ત્યારે ગમે તે માર્ગમાં જવાનો વધારે અભ્યાસ પડે છે. અને તેમ થતાં તેનો વિશેષ ક્ષય થાય છે. તે મન નિર્બળ, નિશ્ચયરહિત, અદૃઢ, ઉપરચોટીયા સંકલ્પને કરનારૂં અને કોઇ ઉપયોગી વસ્તુનું પણ સ્થાયીપણે ગ્રહણ ન કરનાર થઇ જાય છે. આવું મન કોઇ પણ ઉચ્ચ લક્ષને ગ્રહણ કરી શકતું નથી.

અનેક ક્રિયાઓમાં મનુષ્યને વારંવાર અટકી પડવાના—બેસી જવાના—પ્રસંગો આવે છે, પણ ત્યાં જો સાવધ થઇ બેસી જતો નથી તો તે આગળ ચાલવા માંડે છે, અને બીજા ભાગની મર્યાદામાં પ્રવેશ કરી જાય છે. અને જો બેસી જાય છે, તો તે ત્યાં જ અટકી પડે છે.

તમે ઘણી વખત આત્માના સ્વરને શ્રવણ કરો છો. પણ તે પ્રમાણે કરતાં પહેલાં વચ્ચે જ અટકી પડો છો. સાંભળ્યા પછી કર્તવ્યના પ્રદેશમાં આવતાં વચ્ચે અટકી જવાનું મન થાય છે, અને તેમ થાય છે તો જે આગળ ફળ મળવાનું હોય છે તે અટકી પડે છે, માટે તે સ્થળે **ઠબી જતા નહિ.** કાર્યનો આરંભ કર્યો પછી તેમાં કંઇ કંઇ પ્રતિકૂલતા જણાવા માંડે છે, કોઇ વખત ઘણો વિચાર કરવા છતાં આગળ શું કરવું તે સુજતું નથી. પણ ત્યાં પણ **ઠબી જતા નહિ.** યત્ન કરતાં ત્યાંથી આગળ જઇ શકો એમ છો. આગળ કર્તવ્ય સુઝે છે અને તે તમે કરવા માડો છો. એવામાં જે નિયમથી તમે કામ કરો છો તેમાં કંઇ વિઘ્ન આવે છે, તમને તે સમયે બીજું કંઇ કરવાનું મન થઇ આવે છે. આ અટકી પડવાની જગા છે. ત્યાં પણ **ઠબી જતા નહિ.** ત્યાંથી આગળ ચાલતાં એમ થાય છે કે અમુકની આમાં મને સાહાય્ય મળશે તો હું વધારે સારૂં કાર્ય કરીશ, અથવા અમુક કોઇ પુસ્તક વાંચી જવાનું થાય તો પછી આ મારૂં કાર્ય વધારે સારૂં થાય આ વિચાર પણ અટકી પડવાની જગા છે, પણ ત્યાં **ઠબી જતા નહિ.** ત્યાંથી ચાલતાં જે કાર્ય તમે કરતા હો છો તેના કરતાં કોઇ વધારે સારૂં કાર્ય કરવાનું સ્ફુરી આવે છે. અને તે કર્યું હોય તો સારૂં એમ થાય છે. પરંતુ જાણજો કે આ પણ અટકી પડવાની જગા છે. માટે ત્યાં પણ **ઠબી જતા નહિ.** ત્યાંથી આગળ વધતાં જે કાર્ય કરો છો તેમાં કશું ફલ નથી એવું દર્શાવનાર વિવિધ વિચારો તેમને સ્ફુરે છે, અને તે પણ અટકી પડવાની એક જગા છે, માટે ત્યાં પણ **ઠબી જતા નહિ.** આવી અટકી પડવાની પ્રત્યેક જગાને ઓળખીને ત્યાં ન અટકી પડતાં આગળને આગળ વધો છો તો પરિણામે જ્યાં તમારે પહોચવું છે તેને પ્રાપ્ત થાઓ છો.

પ્રાતઃકાલમાં અમુક સમયે કસરત કરવાનું તમે રાખ્યું હોય છે. થોડો વખત જાય છે કે તમને થાય છે કે કસરત સાંજના કરૂં અને અત્યારે જપ કરૂં તો ઠીક. પણ આ અટકી પડવાની જગા છે, અને તે એક એવો ખાડો છે કે જેમાં પડ્યા પછી આ કે તે કોઇ કાર્ય થતું નથી, માટે ત્યાં **ઠબી જતા નહિ.**

ચોપડીઓના કબાટને તમે સ્વચ્છ કરવા માંડો છો, થોડું સાફ કરો છો એટલામાં તેમાંનું કોઇ પુસ્તક તમારા હાથમાં આવે છે, અને તે વાંચવા વૃત્તિ થાય છે. અને તેને તમે જોવા માંડો છો, સાફ કરવાનું કામ તેને ઠેકાણે રહે છે. અને થોડી વાર તે જોઇ મૂકી દો છો ત્યાં બીજું જોવાનું મન થાય છે. કબાટ સ્વચ્છ કરવાના લીધેલા કાર્યમાં આ બધી અટકી પડવાની જગા છે, માટે ત્યાં **ઠબી જતા નહિ.**

કંઈ લખવા બેઠા હો ત્યાં વચ્ચે ચહા પીવાનું મન થવું, એ એક અટકી પડવાની જગા છે ત્યાં **ઠબી જતા નહિ.** ત્યાંથી વધતાં તમે લખતા હો છો ત્યાં એક અઠવાડીક પત્ર તેના નિયમ પ્રમાણે કોઇ તમને આપી જાય છે, આ બીજી અટકી પડવાની જગા છે. અને જોવાનું તમને મન થાય છે. પણ ત્યાં **ઠબી જતાં નહિ.** એટલામાં એક કવિતાની કડી તમને સ્ફુરી આવે છે, અને તે લખવાની વૃત્તિ થાય છે. પણ એ અટકવાની જગાએ પણ બેસી જતા નહિ. સ્ફુરેલી કડી ભૂલી જવાય એમ લાગે તો એક કાગળઉપર

લખી લઇ તેનો આગળ વિચાર ન કરતાં તમારા લખવાના કાર્યમાં જોડાજો. આમ કરતાં કોઇ શબ્દનો નિર્ણય કરવાની તમને જરૂર પડે છે. તેને માટે તમે કોષ જુઓ છો. પણ તે જોયા પછી આગળ પાછળ બીજા થોડા શબ્દો જોવાનું મન થાય છે, પરંતુ એ જગાએ પણ ઠભી જતા નહિ. ત્યાંથી વધતાં તમારા લેખમાં કોઇ પ્રમાણ મૂકવાની જરૂર પડે છે અને તેનો માટે તમે કોઇ પુસ્તક જુઓ છો, પ્રમાણ શોધી કાઢો છો, પણ તેની સાથે તે પુસ્તકને જરા આમ તેમ ફેરવવાનું મન થાય છે, અને પાછી તમને અટકી પડવાની પ્રાપ્ત થાય છે તો પણ ત્યાં ઠભી જતા નહિ.

આવાં પ્રત્યેક કાર્યોમાં અટકી પડવાનાં ઠેકાણાં આવે છે. જપ કરતાં પ્રાણાયામ કરવાનું મન થઈ આવે છે, પ્રાણાયામ કરતાં તત્ત્વચિંતન કરવાની વૃત્તિ પ્રકટે છે, તત્ત્વચિંતન કરતાં શાસ્ત્રાધ્યયન કરવાનું સ્ફુરી આવે છે, શાસ્ત્રાધ્યન કરતાં કીર્તન કરવાનો વેગ પ્રકટી આવે છે, કીર્તન કરતાં નિઃસંકલ્પ થવાની ક્રિયા કરવાની ઇચ્છા થઈ આવે છે. આ બધાં અટકી પડવાનાં સ્થાનો છે, ત્યાં ઠભી જતા નહિ.

કોઇ વખત વૃત્તિને હૃદયમાં અંતર્મુખ કરવી એ નિશ્ચય સર્વોત્કૃષ્ટ લાગે છે અને તે તમે કરો છો ત્યાં તમને એમ થાય છે કે તેને પ્રાણમાં સ્થિર કરૂં, તે કરતાં વળી એમ થાય છે કે તેને ત્રિકૂટિમાં સ્થિર કરૂં, તે કરતાં વળી એમ સ્ફુરે છે કે ગુરુની પ્રતિમાનું ધ્યાન ધરૂં, તે કરતાં એમ લાગે છે કે સમસર્વત્ર ચૈતન્યતત્ત્વ સભર ભર્યું છે તેની ભાવના કરૂં, તેમ કરતાં વળી એવી વૃત્તિ થાય છે કે ત્રાટક કરૂં, પરંતુ આ બધી અટકી પડવાની જગાઓ છે, ત્યાં ઠભી જતા નહિ.

એક વખત એમ નિર્ણય થાય છે કે ગુરુનું વચન એ જ સ્વીકારવા યોગ્ય અને હિતકર છે. એ નિર્ણય કરીને તદનુસાર જ્યાં વર્તન થવા માંડે છે કે એમ થાય છે કે આત્માના સ્ફુરણને માનવું એ સારૂં છે, તેમ કરતાં વળી એમ થાય છે કે શાસ્ત્રાજ્ઞાને માથે ચઢાવવી એ વધારે સારૂં છે. તેમ કરતાં વળી એમ લાગે છે કે આપણા પોતાના વિચારઉપર જ ચાલવું એ સઉથી સારૂં છે, તેમ કરતાં પુનઃ એમ થાય છે કે અમુક મિત્રનું કહેવું—માનવું—એ વધારે યોગ્ય છે, તે માનવા જતાં વળી એમ જણાય છે કે આવી બાબતમાં તો કોઇ ત્રાહિત—ઉદાસીન—સજ્જનની સલાહ લેવી એ વધારે યોગ્ય છે. આ બધા અટકી પડવાનાં ઠેકાણાં છે, પણ ત્યાં ઠભી જતા નહિ.

આવી રીતે સર્વ બાબતોમાં વચ્ચે અટકી પડવાની જગાઓ આવે છે, પણ ત્યાં ઠભી જતા નહિ. તેમ કરવાથી મનને વિધ્વંસ થવાની ટેવ પડે છે, અને નિશ્ચયબળની ન્યૂનતા થતી જાય છે.

મનપાસે સરળપણે કાર્ય કરાવો. આમ ઘડી ઘડી અને જેમાં તેમાં અટકવું એ મનની એક સરખી ચાલતી ગતિનો—સરળતાનો—ભંગ કરનાર છે. અને તેથી તેમાં વાપરાતાં તમારાં શારીરિક તથા માનસ સાધનોને ઘણા ઘસારા પડે છે અને તેથી જ્યાં સુધી એક કાર્ય પરિપૂર્ણ ન કરી રહો ત્યાં સુધી વચ્ચેને વચ્ચે ઠભી જતા નહિ.

---

**વય અને ઉંચાઈની સાથે શરીરના વજનનું પ્રમાણ.**

કેટલી ઉંચાઇમાં કઇ કઇ વયવાળા મનુષ્યના શરીરનું આરોગ્યશાસ્ત્રના નિયમથી કેટલું વજન હોવું જોઇએ તેનું પ્રમાણ આ પ્રમાણે છે.–

પાંચ ફીટ ઉંચાઇના મનુષ્યનું વજન.

| | પાઉંડ. |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૨૦ |
| ૨૫ થી ૨૯ વર્ષની વયની અંદર. | ૧૨૫ |
| ૩૦ થી ૩૪ વર્ષની વયની અંદર. | ૧૨૮ |
| ૩૫ થી ૩૯ વર્ષની વયની અંદર. | ૧૩૧ |
| ૪૦ થી ૪૪ વર્ષની વયની અંદર. | ૧૩૩ |
| ૪૦ વર્ષની ઉપર. | ૧૩૪ |

પાંચ ફીટ કરતાં વધારે ઉંચા અને પાંચ ફીટ ત્રણ ઇંચ કરતાં નીચ મનુષ્યનું વજન.

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૨૭ |
| ૪૫ વર્ષની વયથી ઉપર. | ૧૪૫ |

બાકીનાનું ઉપરના વજનના પ્રમાણથી વધારી લેવું.

પાંચ ફીટ ત્રણ ઇંચના અને પાંચ ફીટ પાંચ ઇંચ કરતાં નીચા મનુષ્યનું વજન.

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૩૪ |
| ૪૫ વર્ષની વયે. | ૧૪૭ |

પાંચ ફીટ પાંચ ઇંચથી પાંચ ફીટ સાત ઇંચની અંદરના મનુષ્યનું વજન.

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૩૮ |
| ૪૫ વર્ષની વયે. | ૧૫૧ |

પાંચ ફીટ સાત ઇંચથી પાંચ ફીટ દશ ઇંચની અંદરના મનુષ્યનું વજન

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૫૦ ધીમે ધીમે વધતાં જતાં |
| ૪૫ વર્ષની વયે. | ૧૬૫ |

પાંચ ફીટ દશ ઇંચથી ૭ ફીટની અંદરના મનુષ્ય વજન.

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૬૦ ધીમે ધીમે વધતાં જતાં |
| ૪૫ વર્ષની વયે. | ૧૭૫ |

૭ ફીટ અને ૭ ફીટ બે ઇંચની અંદરના મનુષ્યનું વજન.

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૭૦ ધીમે ધીમે વધતા જતાં |
| ૪૫ વર્ષની વયે. | ૧૯૦ |

૭ ફીટ બે ઇંચથી ૭ ફીટ ત્રણ ઇંચની અંદરના મનુષ્યનું વજન.

| | |
|---|---|
| ૧૫ થી ૨૪ વર્ષની વયની અંદર. | ૧૮૦ પ્રથમ જણાવેલા પ્રમાણથી વધતાં |
| ૪૫ વર્ષની વયે. | ૨૦૫ |

ઉપરનું પ્રમાણ પુરુષના શરીરનું જોઇએ તેટલા ( Normal ) વજનનું છે. ૪૫ થી ૫૦ વર્ષના સ્ત્રીશરીરનું વજન પુરુષશરીરકરતાં ઓછું હોવું જોઇએ. એનાથી ઉપરતી વ-

યમાં પુરુષકરતાં સ્ત્રીનું શરીર વધારે વજનવાળું થવું સંભવિત છે. એ એક ધ્યાનમાં રાખવું કે મનુષ્યના આરોગ્યની સામાન્ય સ્થિતિ જો સારી હોય તો ઉપરના વજનના માપ કરતાં ૨૦ પાઉંડ ઓછું કે વધતું વજન થાય તો તે અયોગ્ય છે અથવા અપ્રમાણ (abnormal) છે એમ જાણવું નહિ.

---

## આશ્ચર્યકારક સ્મરણશક્તિ.

આપણી ઇન્દ્રિયો મગજનાં પુટઆગળ હાલતાં ચાલતાં ચિત્રોને અવાર નવાર પસાર કર્યા કરે છે. પ્રસંગે પ્રસંગે લાવી લાવીને પાછાં ખસેડી દે છે-કે જેનું આપણા ભાન (Consciousness)ના પડદાઉપર તત્ક્ષણ જ ચિત્ર-છાયા-સરખું પડી રહે છે. એ ભાનને આપણે ઉપલબ્ધિ કરનાર-કોઇ પણ બાબતને ફરી ફરી તાજી કરનાર-વસ્તુરૂપે ગણીશું. એ ભાનને ઉપલબ્ધિ કરનાર ઇન્દ્રિય અથવા ઉપલબ્ધિક કરનાર સામર્થ્ય કહી શકાય. એ ઉપલબ્ધિ કરનાર સામર્થ્યના પડદાઉપરથી જ પેલા વિવિધ પ્રસંગની છાયાઓ-ચિત્રો-પસાર થઇ જાય છે, પણ મગજનાં પુટઆગળથી તે કંઇ પસાર થતાં નથી. ત્યાં તે એક ભીંતઉપર જેમ ચિત્ર ચિતરી રાખ્યું હોય તેમ ચિત્રિત થઈ રહે છે, કે જ્યાંથી આપણી ઇચ્છા, તેને પુનઃ આપણી ઉપલબ્ધિ કરનાર ઇન્દ્રિય આગળ રજુ કરી દે છે. અને એ જ સ્મરણશક્તિ છે.

આ સ્મરણશક્તિ જેની તીવ્ર હોય છે એટલે કે ધારે ત્યારે પેલા ચિત્રને પોતાના ભાનઆગળ લાવી શકે, તે મનુષ્ય ઘણા સામર્થ્યને પ્રાપ્ત થાય છે એ જાણીતું જ છે. પૂર્વે ભોજરાજાની સભામાં એવા મનુષ્યો હતા કે કોઇ એક જ વખત નવો શ્લોક બોલે તો તે તેઓને તત્કાલ સ્મરણમાં રહી જતો અને તેને બોલી બતાવતા. કોઈ બે વખત એક જ શ્લોક સાંભળતાં તેને બોલી બતાવતા વગેરે. એ વાત ઘણાને અસંભવિત લાગવાજેવી છે. અને હાલ મનુષ્યોનો એવો સ્વભાવ પડી ગયો છે કે જે કંઇ વાત તેમના માન્યામાં ન આવે તેને કલ્પિતમાં ગણી કાઢવી અને તે જ પ્રમાણે ઉપરની વાતને ઘણાઓ કલ્પિત-કલ્પનાનો એક ઘોડો-માને છે. પરંતુ તેમ નથી. જગતમાં તેવાં સામર્થ્ય હોય છે અને તેના દષ્ટાંતો પણ મળી આવે છે.

મોઝાર્ટ નામના ૧૪ વર્ષના બાળકના કેળવાયલા કાને દેવળમાં ગવાતું એક કીર્તન એક દિવસ સાંભળ્યું. એ કીર્તન ઉતારી લેવાની તે દેવળના અધ્યક્ષોની મનાઇ હતી. મોઝાર્ટના મગજને તે કીર્તનના ધ્વનિનાં ચિત્રો તેના ઓરડામાં તે બેઠો હતો તે વખતે ઉપલબ્ધ થવા લાગ્યાં. આવી મળવા લાગ્યાં. તે પુનઃ સ્મરણમાં આવ્યાં અને તેના શબ્દો કાગળઉપર ઉતારી લેવામાં આવ્યાં. અને બીજે દિવસે સ્વરસહિત પોતાના મિત્રોમાં તેણે તેના સુરને પોતાની સારંગીમાં ઉતારીને તે કીર્તન ગાયું. આ શ્રવણ કરીને આખું રોમ ચકિત થઇ ગયું અને તે દિવસથી જગતમાં મોટા ગણાતા ગવૈયામાં મોટામાં મોટો ગવૈયો તે ગણાયો.

સૅમ્યુઅલ વેરલી, ૨૫ વર્ષને વચ્ચે સમય વીત્યા પછી તેણે તેની પૂર્વાવસ્થામાં ગીચોગીચ લખેલા ૩૦૦ ઉપરાંત પાનાંને તે તેની સ્મરણશક્તિને લઇને મ્હોડે કડકડાટ બોલી

ગયો. તેણે કહ્યું કે તે પોતાની માનસ દૃષ્ટિમાં આજથી ત્રિશત્ પૂર્વના જ સમયને હાલ જોતો-અનુભવતો-હોય એમ તેને લાગતું હતું.

વૉન્‌ક્યુનો એક મહિના સુધી દરરોજ નવાં અને નવાં ગાયનો વગાડ્યા કરતો હતો. એક પણ ગાયન ફરી વગાડતો નહિ, તેમ તે કશા પણ આધારવિના સ્મરણશક્તિમાંથી જ ઉપસ્થિત કરતો હતો.

એવું કહેવાય છે કે પ્રસિદ્ધ કવિ મિલ્ટન, હોમર અને ટૉમસ બેબિંગટન મેકોલે પુસ્તકમાં જોયા વિના લગભગ આખાં જ મ્હોડે બોલી જતો. જ્યારે તે નાનો હતો ત્યારે એક સાંજના તેણે સ્કૉટનું ' લે ઑફ ધી લાસ્ટ મિન્સ્ટ્રલ'નું આખું પુસ્તક મ્હોડે કરી દીધું હતું.

મેકોલેએ એક વખત એવું કહ્યું હતું કે જો કોઇ અનર્થના ચમત્કારરૂપે ' પિલગ્રિમ્સ પ્રૉગ્રેસ' અને ' પૅરેડાઇઝ લૉસ્ટ ' એ બે પુસ્તકોનો જગતમાંથી સમૂળ નાશ થાય તો તે બન્નેને પોતાની સ્મરણશક્તિથી પુનઃ ઉપસ્થિત કરવાનું તે માથે લે છે.

આપણામાં પણ એકાદ વખત સહજ અવલોકવામાં આવેલા ગ્રંથો કેટલાકને મુખપાઠ થઇ ગયેલાના દૃષ્ટાંતો મળી આવે છે.

જ્યારે કેટલાક મનુષ્યો આ પ્રકારે જે કંઇ એક વાર સાંભળવામાં આવ્યું હોય તેને સ્મરણમાં રાખી શકે છે ત્યારે કેટલાક મનુષ્યોને તેમની અગત્યની અને નાની સરખી બાબતો પણ સ્મરણમાં નથી રહેતી તેનું શું કારણ ? એ મનુષ્યને સ્મરણ રાખવાના આગ્રહઉપર રહેલું છે. જ્યારે મનુષ્યમાં મન એ જ કર્તા હર્તા વસ્તુરૂપે છે ત્યારે તે જો સ્મરણ રાખવાની ટેવ પાડ્યા કરે તો તેને ભૂલી જવાનું બીજું કોઇ કારણ નથી. વ્યતીત પ્રસંગો, કોઇનાં નામ, કોઇનાં પ્રમાણો વગેરેને સ્મરણમાં લાવવાનો નિત્ય થોડો સમય કાઢીને અભ્યાસ પાડો મનુષ્યના મોટા ભાગને તીવ્ર સ્મરણશક્તિ હોય છે, અને જે તેને અત્યંત અગત્યનું છે, તે તેને સ્મરણમાં પણ રહે છે. પરંતુ તે સ્મરણશક્તિને વિવિધ પ્રયોગોથી સતેજ રાખવી જોઇએ.

---

## ૨૫ વર્ષનું મૌન.

મેસવિલ ( Maysville ) ગામમાં લુપ રોઝર નામનો મનુષ્ય પોતાની સ્ત્રીમારે એક મકાનમાં રહેતો હતો તે મનુષ્ય પોતાની સ્ત્રીસાથે એક જ ઘરમાં રહેતો હોવા છતાં પચ્ચિશ વર્ષસુધી કેવળ મૌન ધારણ કરીને તે રહ્યો હતો. મૌન રાખવાનું કારણ જાણવામાં આવ્યું નથી. પચ્ચિશ વર્ષે તેણે મૌન છોડ્યું અને તે જ ક્ષણે તેણે પ્રાણ ત્યજ્યો.

તેની સ્ત્રીસાથે આ વર્ષના જાન્યુઆરી માસના છેલ્લા રવિવારે વિશઉપરાંત તે પહેલ વહેલો જ જમવા બેઠો જમતાં જમતાં તે સ્ત્રીએ, કૉફીનો પ્યાલો પીવો છે એમ પૂછ્યું. તેણે કહ્યું, ' મને લાગે છે કે હું પીશ ' અને એ બોલવાની સાથે જ તે ખુરશી ઉપરથી ઢળી પડ્યો, અને એકાએક હૃદયમાં વેદના થઇ આવતાં મરણ પામ્યો.

---

## इष्टविरहिणी वृत्तिनी ईशप्रति नम्र विज्ञप्ति.

પદ. ( શામળીઆજી, કરજો મારી વહાર રે, એ લય. )
કામણગારા કોડીલા મુજ કંથરે,
કંઈ વહાલ આણી વહાલા વહેલા વિદેશથી આવજો જી.
હું અબળા નવ જાણું તમારા પંથરે,
જ્યાંથી ત્યાંથી પનોતાં પગલાં ઘરમાં લાવજો જી.
હસે મને પોયણી પેલી, હસે પેલી વૃક્ષની વેલી,
હસે નદી સિંધુમાં રેલી, કહું કોને (જે) વીતે વીતેલી,
હૈયાહાર હૃદયશું લેઈ મુજને હસાવજો જી;—
(તમે) રસિક કરુણાવાન્, છો એવું (મેં) સખિને કહ્યું,
મારી મર્મનું બાણ, પૂછે તુજ કરુણાલુ ક્યાં,
કહે કરી હાંસી રે, 'ગયા હશે કાશી'[1] રે,
વિયોગની બીજી સમેટો, હવે મને દૂર ન ફજેટો,
કદી હોય દેશ છેટો, હોયે વાર થાતાં ભેટો;
કંઇ મનગમતા ને મીઠા સંદેશા કહાવજો જી;—
ત્યજશો મારો હાથ, 'પ્રાણ' પછી કો નહિ કહે,
પ્રાણવિનાના નાથ, થાવું શું તમને ગમે ?.
શાને ના'વો રે, હજી શીદ તાવો રે,
પ્રભુ સદ્ય મળશો આવી, સખિને અંગુઠો હલાવી,
કહીશ કંથ આવો તું લાવી ? મારા મનની હોંસ પૂરાવી,
મારી સખિઓના મુખમાં, આંગળી નાથ ! ઘલાવજો જી;—

---

## नवीन कलल्बिंदु रचवाने माटे शुं ग्रहण करवुं.

મનુષ્યશરીર એ પોતાની મેળે નવીનરૂપે થનાર અને પોતાની મેળે આરોગ્યને પ્રાપ્ત કરી લેનાર યંત્ર અથવા વસ્તુ છે. કોઇ પણ વખતે કંઇ પણ ઉપચારની અગત્ય રહે છે તો તે માત્ર જે તત્ત્વોનું તે બનેલું છે તે તત્ત્વો તેને પૂરાં પાડવા એટલો જ છે. જ્યારે આ તત્ત્વો યોગ્ય સમયે, યોગ્ય પ્રમાણમાં અને મનના વિધિઆત્મક ભાવપૂર્વક—અનુકૂલ ભાવપૂર્વક—અથવા રચનાત્મક ભાવપૂર્વક પૂરાં પાડવામાં આવે છે, તો વ્યાધિવાળી અને ખામીવાળી સૂક્ષ્મ શિરાઓ ( Tissues )નું નવીકરણ કરીને શરીર પોતાની મેળે જ તેને નિરામય કરે છે જ્યારે વ્યાધિ કાયમ અને કાયમ રહે છે ત્યારે આપણે જાણવું જોઇએ કે કાં તો આપણા માનસ વ્યાપાર રચનાત્મક ભાવયુક્ત નથી, [illegible] વ્યાધિવાળી શિરાઓ પુનઃ નવીનરૂપે બાંધવાને માટે જે તત્ત્વો છે તે તેનામાં પૂરતાં નથી.

---

1 સંન્યાસી થવા, જેથી પાછા વળવાનો સંભવ નથી.

• શરીરને રચવામાં જે તત્ત્વો છે તે આ છે જળનો ભાગ ૬૨/૧૦૦, સકરણ દ્રવ્ય, (Organic matter) ૩૫/૧૦૦ અકરણ (Inorganic) દ્રવ્ય ૩/૧૦૦ જળ દરેક જગાએ મળી આવે છે, અને તેની શરીરને જરૂર પડતા મનુષ્ય તેને ગમે ત્યાંથી પૂરૂં પાડી શકે છે તેમાં એટલું જ અગત્યનું છે કે જ્યારે તમને તૃષા લાગી હોય ત્યારે જળ પીવું તેમ સકરણ આહાર પણ એટલા બધા પ્રમાણમાં રહેલો છે કે તે મેળવવાને માટે પણ કઠિનસરખું નથી પૂર્ણરૂપના શરીરને બાંધવાને માટે જોઈતા પદાર્થો નિત્યના ભોજનમાંથી મળી આવે છે ખાવાના પદાર્થોમાં ઘણી જાતના પદાર્થો સામટા ખાવા એ વધારે પોષણને આપનાર છે એમ માનવું ભૂલભરેલું છે, તેમ ઘણી વખતે જઠરમાં ડખલ કરનાર થઈ પડે છે શરીરના પોષણને માટે કંઈ સામટા ઘણા પદાર્થો ખાવાની અગત્ય નથી સકરણ દ્રવ્યને પુરૂં પાડવાને માટે ઘઉં એ એક પૂરતી વસ્તુ છે, અને તેનો આહાર શરીરમાં તે દ્રવ્ય પ્રકટાવવાને માટે બસ છે અકરણ ક્ષારો અને જળની સાથે મનુષ્ય કેવળ ઘઉંની રોટલી કે એવા કોઈ પદાર્થઉપર સારી રીતે પોષણને પામી પોતાનો નીભાવ કરી શકે એમ છે તે જ પ્રમાણે ચોખાનો આહાર એ પણ એક પૌષ્ટિક આહાર છે તે જ પ્રમાણે જવનો લોટ તેમ બીજા પણ ઘણા પદાર્થો પૌષ્ટિક આહારરૂપે ચાલે એમ છે તમારા આહારનો ૯૪/૧૦૦ ભાગ તો તમે ગમે તેને ઘેરથી અથવા ગમે ત્યાંથી સુખપૂર્વક મેળવી શકો એમ છે ગમે ત્યાં તમે હો તોપણ તમારા શરીરના પોષણ માટે ૬/૧૦૦ આહાર તો જ્યાંથી ત્યાંથી તમને પ્રાપ્ત થઈ શકે એમ છે વિવિધ પ્રકારના આહારના પદાર્થોમાટે આકાશપાતાળ ઘુમી વળવું કશું જ જરૂરનું નથી, અને ઘણી જાતની ખાવાની વસ્તુઓથી જ વાસ્તવ પોષણ મળે છે અને મનુષ્યશરીરને તેની ખાસ અગત્ય જ છે એમ માનવું એ એક ભ્રાંતિ છે—આહારસંબંધની શાખામાં વિશેષ વિચાર ન કર્યાનો જ એ પરિણામ છે સાદા સંગીન ખોરાક કે જેના ઉપર દેશના અનેક મનુષ્યો કઈ કાળથી જીવન ગાળતા આવ્યા છે અને ગાળે છે તેના કરતા બીજો કોઈ વધારે સારો કે 'શાસ્ત્રીય' આહાર નથી બટાકા, રોટલી અથવા ઘઉંના તેવા જ પદાર્થો, વટાણા અથવા તેવી જ જાતની શીંગો, મેમીજ, કાંદા, ચોખા વગેરે પદાર્થો માંદા કે સાજા પ્રત્યેકને માટે આવશ્યક આહારમાં ચાલે તેવા છે, માત્ર તેનો યોગ્ય વખતે યોગ્ય પ્રમાણમાં અને મનના યોગ્ય વા અનુકૂળ ભાવપૂર્વક ઉપયોગ કરવો જોઈએ જો લોહીમાં અકરણ કણકણબિંદુ કે ક્ષારો વિદ્યમાન હોય છે કે જેથી કરીને શરીરને બંધનારી રાસાયણિક ક્રિયા તેમાં ચાલ્યા કરે તો ઉપરના આહારો તેને માટે પૂરતા અને યોગ્ય છે આહારના પદાર્થોના સંબંધમાં આ કણકણબિંદુના ક્ષારો (cell-salts) જે વડે શરીરને મળ્યાં કરે તેનો વિચાર એક અત્યંત આવશ્યક વિચાર છે અને તે થતાં શરીરના આહારસંબંધના વિચારો પૂર્ણ થાય છે

•

કણકણબિંદુને રચનાર અકરણ ક્ષારો ચુનો, લોહ, સોડીયમ, મેગ્નેશીયા અને પોટાશીયમ છે તે પણ એક યથાર્થ આહારના પદાર્થો જ છે કેમકે શરીરની વિવિધ ધિરાઓને રચવામાં તે ઉપયોગી હોય છે અને તે આહારના પદાર્થો કરતા પણ વધારે અગત્યના છે કારણ કે તે કણકણબિંદુને રચવામાં બળવાન્ રાસાયણિક તત્ત્વો છે તેના વિના જગ કે સકરણ તત્ત્વો નિર્જીવ અને નકામાસરખા છે તે તત્ત્વો જ્યાં સુધી નથી ત્યાં સુધી કણકણબિંદુ (Cells) રચાઈ શકતા નથી. તમારો આહાર, હાડમાંને રચનાર પદાર્થો જેવા કે 'એલબ્યુમન' તથા 'ઓકસીજન'

થી ગમે તેટલો પૂર્ણ હોય, પણ જો 'ફૉસ્ફેટ ઑફ્ લાઇમ'ની ન્યૂનતા હોય છે તો હાડકાનું એક પણ કલલબિંદુ રચાતું નથી. એથી આગળ, જો અકરણ 'ફૉસ્ફેટ ઑફ્ લાઇમ' (ચુનાનાં તત્વો) ખૂટતું હોય છે, તો શરીરમાં એલબ્યુમન નિર્જીવ અને નિરુપયોગીસરખું થઇને પડ્યું રહે છે. અને જ્યારે મૂત્રપિંડ તેને બહાર કાઢી નાંખે છે ત્યારે ત્યાં પ્રકટનાં વિવિધ વ્યાધિનાં ચિહ્નો પ્રતીત થાય છે. શરીરમાં એલબ્યુમનનો વધારો થાય છે ત્યારે જ તેવા વ્યાધિ પ્રકટે છે એમ કહેવામાં આવે છે, પણ ખરું જોતાં 'ફૉસ્ફેટ ઑફ્ લાઇમ' ની તેમાં ન્યૂનતા હોવાને લીધે તે થતા હોય છે. જો શરીરમાં અકરણ ક્ષાર પૂરતા પ્રમાણમાં હોય છે તો એલબ્યુમને શરીરમાં પચી જાય છે. તેથી, શરીરની અમ્લમયી સ્થિતિ (acid-conditions)માં ખરી પીડા અમ્લઅથનો વધારો હોય છે એ કંઇ નથી, પણ અકરણ ક્ષાર-ફૉસ્ફેટ ઑફ્ લાઇમની ન્યૂનતા એ જ છે. તેથી આહારમાં અમ્લ (ખાટા) પદાર્થોને ન ખાવા એ કંઇ ખાસ આવશ્યક નથી, પણ કરવાનું છે તે એ જ છે કે કલલબિંદુ માટેના આવશ્યક ક્ષારોને પૂરા પાડવા, અને તેમ થવાથી અમ્લતત્ત્વ ઓગળીને તેના યોગ્ય ઉપયોગમાં કામમાં આવી જશે

ઘણા લાંબા વખતથી થયા કરતા પરૂમાં, છિદ્રો પડી જવામાં, ચાંદાં વગેરે લાંબો કાળ પહોંચવા વગેરેમાં કોઇ જંતુ અથવા લોહીમાં કોઇ જાતનું ઝેર થાય છે એમ કંઇ નથી; તે માત્ર શરીરમાં ફૉસ્ફેટ ઑફ્ લાઇમ ચુનાનું તત્ત્વ ઓછું છે. એ જ બતાવી આપે છે જે નકામી વસ્તુને શરીરમાંથી કહાડી નાંખવામાં અને નિર્બળ થઇ ગયેલી પેશીઓને બલવાન્ કરવામાં તે એક અગત્યની વસ્તુ છે. આ ક્ષારને શરીરમાં પૂરો પાડો અને તેમાનું નિઃસત્વ દ્રવ્ય તેના યોગ્ય માર્ગે કરીને નીકળી જશે, અને ચાંદાં, છિદ્રો વગેરે રૂઝાઇ જશે. ગર્ભપતન થવું, નસોનું ફુલી જવું, અને તેવી જ બીજી પીડાઓ થવામાં હેતુ, કોઇ પણ મનુષ્ય સમજી શકે એમ છે કે તંતુઓનો જે સંકોચ વિકાચ થાય છે તેનું શિથિલ થઇ જવું એ પ્રમાણે ન થવું એ છે. શિરાઓ, એક હાડકાને બીજા હાડકા સાથે સાંધનાર તંતુઓ, સ્નાયુની પેશીઓ વગેરે પોતાનામાં જોઇયે તે પ્રમાણેના સંકોચવિકાસને જ્યાં સુધી ધારણ કરી રાખે છે ત્યાં સુધી તેવાં કોઇ પ્રકારનાં દુઃખો થવાં સંભવિત નથી. આહારના સકરણ પદાર્થને સંકોચ વિકાસ કરનાર તંતુરૂપે રચવામાં 'ફ્લોરાઇડ ઑફ્ લાઇમ' મુખ્ય વસ્તુરૂપે છે. અને એ ક્ષાર અખંડપણે મળ્યા કરવાથી અને તેની સાથે યોગ્ય પ્રકારે જીવન ગાળવાથી તથા યોગ્ય વિચારને સેવવાથી એ બધાં દુઃખની નિવૃત્તિ થાય છે.

આયર્ન ફૉસ્ફેટ (લોહ વગેરેનાં પરમાણુઓ) લોહીમાં ઑક્સિજનને પૂરું પાડે છે. જ્યારે તેમાં ન્યૂનતા થાય છે, ત્યારે જીવનનાં લગભગ સઘળાં કાર્યો બંધ પડી જાય છે, અને જ્વરનાં તથા વરમ (સોજો) આવવાનાં ચિહ્નો પ્રતીત થાય છે..' કલોરાઇડ ઑફ્ પોટાશીયમ' રક્તમાં રહેલા એક જાતના શ્વેત દ્રવ્ય (Fibrin)ને બનાવવામાં કાર્ય કરે છે, અને જે જે વ્યાધિઓ ઘટ્ટ સફેદ શ્લેષ્મલ દ્રવ્યને લીધે પ્રકટે છે એ તેમાં તેની ન્યૂનતા સૂચવે છે. તેલી તત્ત્વોને શરીરમાં એકરસ કરી દેવાને માટે 'સલ્ફેટ ઑફ્ પોટાશીયમ' એ મુખ્ય છે, અને તેની ન્યૂનતા એ કેટલાક પ્રકારના સંનિપાતને કરવામાં હેતુરૂપ હોય છે, તેમ બીજા કેટલાક ઉપાધિ પણ પ્રકટાવે છે. ત્વચાની શુષ્કતા, માથામાં ખોડો વગેરે થવું, બીગડી બાબતો એ બધું તૈલી તત્ત્વનું શરીરમાં યોગ્ય પાચન નથી થતું એ દર્શાવનાર તેમ જ

'પોટાશીયમ સલ્ફેટ'ની પણ ન્યૂનતાને તે દર્શાવનાર છે.

મગજ અને જ્ઞાનતંતુઓ 'ફોસ્ફેટ ઓફ્ પોટાશીયમ'ના કાર્યથી રચાય છે અને 'ફોસ્ફેટ ઓફ્ મેગ્નેશીયા' સામાન્ય આહારના પદાર્થોમાંથી મળી આવતા સકરણ તત્ત્વોઉપર અસર કરે છે. દરેક પ્રકારના જ્ઞાનતંતુની દુર્બલતા અથવા કંપ, નિદ્રા ન આવવી, મગજની વિષમ સ્થિતિ, આંકડી, જકડાઇ જવું, શૂલ થવું, અને એવી જાતનાં ઘણાં સામાન્ય દરદો આ રાસાયણિક તત્ત્વોની ન્યૂનતાને લીધે જ થાય છે.

આગળ વિશેષ ઉંડા ઉતર્યાવિના પણ વાચકને સ્પષ્ટ થશે કે અકરણ ક્ષારો શરીરમાં આરોગ્યને પ્રકટાવવામાં કેવી રીતે ઉપયોગી છે એ વાતો કે જે એક વિદ્યા (Science)જ છે અને શરીરને નિરામય કરવાના રાસાયણિક શાસ્ત્રઉપર રચાઇ છે, તે આ પદ્ધતિ છે. તમારા શરીરનો કોઈ પણ ભાગ વ્યાધિગ્રસ્ત થયો હોય, તો તે માત્ર નવીન કલલબિંદુ રચવાથી નિવૃત્ત થઇ શકે છે. અને એ રચવાની સામગ્રી જો પૂરી પાડવામાં આવે છે તો કુદરત બાકીનું કાર્ય કરી લે છે. અને શરીરમાં પ્રકટતાં ચિહ્નો આપણને લેશ પણ ભૂલવિના તેમાં કયો ક્ષાર ખૂટે છે તે કહી આપે એમ છે. જો એલબ્યુ, મનના એકરસ થવામાં જો કાંઇ વિક્ષેપ હોયુ છે તો આપણે જાણ્યુ.એ છીએ કે 'ફોસ્ફેટ ઓફ્ લાઇમ'ની જરૂર છે, જો કાંઇ જ્ઞાનતંતુમાં વિક્ષેપ હોય છે તો તેમાં ફોસ્ફેટ ઓફ્ પોટાશીયમ અને મેગ્નેશીયાની અગત્ય હોય છે, જો પેશીના સંકોચ વિકાસમાં કાંઇ ગરબડ હોય છે તો 'ફ્લોરાઇડ ઓફ્ લાઇમ'ની અગત્યને તે દર્શાવે છે વગેરે. તેની પદ્ધતિ એક ખુલ્લા પુસ્તક જેવી છે કે જે શરીર રચાવાની ક્રિયા ચાલ્યા કરે તેને માટે કયું તત્ત્વ આપવું જોઇએ તે નિશ્ચયપૂર્વક જણાવે છે.

હવે એ ખૂટતાં તત્ત્વો કેવી રીતે પૂરાં પાડવાં એ પ્રશ્ન જ અવશિષ્ટ રહે છે. અને તેને માટે આહારમાં વિવિધ ઘટાડો વધારો કરવાનું રહે છે. જે જે તત્ત્વ ખૂટતાં જણાતાં હોય તે તત્ત્વો જેમાં વિશેષ પ્રમાણમાં હોય તે તત્ત્વોવાળા પદાર્થો આહારમાં લેવાવાથી એ તત્ત્વની ખોટ પૂરી પડે છે. અને કુશલ વૈદ્યની સલાહ આ માટે જ લેવાની છે કે આપણામાં કયું તત્ત્વ ખૂટે છે. તેનો તે નિર્ણય કરી આપે, અને તે તત્ત્વ કયા પદાર્થમાં જ કયા કુદરતી પદાર્થમાં જ વધારે પ્રમાણમાં રહ્યું છે તે સૂચવે. આ સૂચનાપ્રમાણે ચાલવાથી કોઈ જાતના તીવ્ર કે કડુ કે અણગમતા રગડા પીધા વિના સહજ અને સરળ ઉપાયે કરીને આરોગ્ય પ્રાપ્ત કરી શકાય છે.

બાયોકેમિસ્ટ્રી અથવા જીવનરસાયનશાસ્ત્ર પણ આ જ પદ્ધતિઉપર રચવામાં આવ્યું અને તેના ક્ષારો આ પ્રકારના કારણોને લઇને વિશેષ લાભકારક તથા તાત્કાલિક અસર કરનાર થઇ પડે છે.

સામાન્ય સારો આહાર ગ્રહણ કરો, અને તેમાં જે તમને અત્યંત રુચિઅનુકૂલ હોય તે લો, પરંતુ તે યોગ્ય પ્રમાણમાં, યોગ્ય સમયે, પૂર્ણ ચાવીને, અને મનનો રચનાત્મક-અનુકૂલ ભાવ રાખીને તે લેજો. અને જો તમારા શરીરમાં જીવની આરોગ્યપ્રવર્તકશક્તિ નવીન કલલબિંદુ રચવાને માટે હશે તો તમારા આરોગ્યને સ્થાયી રહેવામાં કશો પ્રતિબંધ નડશે નહિ.

---

# શ્રી વિશ્વવંદ્યસ્મરણોત્સવ.

## તથા

### શ્રી ચતુર્દશ સાધનસમારંભ.

મહાકાલના માઘ તથા ફાલ્ગુન માસના અંકમાં જણાવ્યા પ્રમાણે શ્રીવિશ્વવંદ્યસ્મરણોત્સવનું વડોદરામાં વૈશાખ શુક્લપૂર્ણિમાથી વૈશાખ કૃષ્ણ ચતુર્થીપર્યંત પાલન કરવામાં આવ્યું હતું. જેમના અનંત ઉપકાર શ્રેયસ્સાધકો તથા ઇતર ઉદાસીન સજ્જનોની સ્થૂલ તથા આંતર દૃષ્ટિને પ્રત્યક્ષ હતા અને છે તેવા ઉપકારના સિંધુરૂપ શ્રીમાન્ વિશ્વવંદ્યના પુણ્ય સ્મરણરૂપ ઉત્સવમાં અનેક શ્રેયસ્સાધકો તથા ઇતર સજ્જનોએ હૃદયના વિશુદ્ધભાવથી ભાગ લીધો હતો.

પૂર્વથી જણાવેલા કાર્યક્રમપ્રમાણે સર્વ યથાવિધિ થયા કરતું હતું. ઉત્સવમાં પ્રવેશેલા સર્વ સજ્જનો તેમાં ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા શ્રીમાન્ વિશ્વવંદ્યના પુણ્ય સ્મરણરૂપે ઇશ્વરેચ્છાથી ભવિષ્યમાં જે જે જનહિતકર યોજનાઓ થનાર છે તેને અર્થે જે ખાસ સ્થાન લેવામાં આવ્યું છે, તેમાં જ આ ઉત્સવનું પાલન થયું હતું. તે એક વિશાલ ક્ષેત્ર છે. ઇશ્વરેચ્છા તો તેના ચિત્રસહિત તેનું અધિક વર્ણન શ્રી વિશ્વવંદ્યના સ્મરણરૂપે મહાકાલનો જે એક વિશેષ અંક નીકળવાનો છે તેમાં આપવામાં આવશે, જેથી તે અત્ર આપવામાં આવ્યું નથી.

એ સ્થાનમાં આવનાર સજ્જનોને નિવાસ કરવા માટે તથા અન્ય વિવિધ ઉપયોગમાટે વડોદરા રાજ્યના કાર્યદક્ષ ખાનગી કારભારી શ્રીમાન્ સંપતરાવ ગાયકવાડે આ ઉત્સવના હેતુને વિચારીને રાજ્યના તંબુઓ તેમ જ બીજો ઉપયોગી સામાન આપેલો હોવાથી તે સ્થાન અપૂર્વ શોભાયમાન બની રહ્યું હતું. અત્યંત વિશાલ સ્થાનમાં છૂટા છૂટા તંબુઓ નાખી દેવામાં આવ્યા હતા. ધ્વજા વાવટા પણ વિવિધ રંગના સ્થાને સ્થાને ફરકી રહ્યા હતા. સાયંકાલે વિહારાર્થે ઝાડનાં નાનાં કુંડાંવડે એક સુંદર બગીચો બનાવી દેવામાં આવતો હતો અને તેમાં ઉત્સવમાં ભાગ લેનાર તથા ઇતર આવનાર સજ્જનો આનંદ લેતા હતા. આ સ્થાન ઉત્તમ પ્રકાશથી જ્યારે રાત્રિએ ઝળહળી રહેતું ત્યારે તે અત્યંત રમ્ય દેખાતું હોઇ સર્વને આકર્ષક લાગતું અને બહારથી આવનાર ઘણા પુરુષોની પણ તેમાં રાત્રિના બાર વાગતા સુધી બેસીને આનંદવાર્તા કરતા છતાં પણ સમય થયે ત્યાંથી ઉઠીને જતાં વૃત્તિ પુનઃ ત્યાં થોડો વખત પણ અધિક ગાળવાને દોરાતી. પ્રસંગે ગ્રામોફોનમાંથી નીકળતા વેદધ્વનિથી તે સ્થળ ગાજી રહેતું, તો પ્રસંગે સારાભાવનાં મધુર પદોની રેકર્ડ વાગવાથી તેના સુંદર ધ્વનિથી તે છવાઇ રહેતું, તો પ્રસંગે ત્યાં બેઠેલા સજ્જનોના નિર્દોષ આનંદમાં ઉપજતા પ્રીતિકર હાસ્યરવથી તે ઉભરાઇ જતું હતું.

સાયંકાલે વ્યાખ્યાન તથા કીર્તનનો ક્રમ પણ આ જ ખુલ્લા સ્થાનમાં રાખવામાં આવ્યો હતો. વ્યાખ્યાનમાં લગભગ ૫૦૦ મનુષ્યો તથા ૧૦૦ ઉપરાંત સ્ત્રીઓ ભાગ લેતાં હતાં, એક દિવસ વડોદરા રાજ્યના મુખ્ય અધિકારિમંડળે પણ વ્યાખ્યાન વગેરેમાં ભાગ લીધો હતો. પ્રકાશમાન્ દીપકોની મધ્યે વ્યાખ્યાનમાટે ખુલ્લા સ્થાનમાં જ વ્યવસ્થા થતી હતી. જલનો સારી રીતે છંટકાવ કરીને તેમ સ્વચ્છ કરીને તથા ઝાડનાં કુંડાંને સ્થાપીને જમીનને સુંદર કરવામાં આવતી હતી. ઝાડની ઘટાસરખી બનાવીને તેમાં વ્યાખાતા તથા કીર્તન કરનારાઓ માટે અ-

ત્યંત રમણીય લાગતું ઉચ્ચાસન ( Pulpit ) રચવામાં આવતું હતું. તેમાં શ્રેયસ્સાધકવર્ગના સદ્દગુરુ પરમાત્મા શ્રીમનૃસિંહાચાર્યજીની તથા સાધકવર્ગના મુકુટરૂપ શ્રીમાન્ વિશ્વવંદ્યની દેદીપ્યમાન્ પ્રતિમા સ્થાપવામાં આવતી હતી. વ્યાખ્યાતાના સંમુખ કેટલેક છેટે સ્ત્રીઓને માટે મર્યાદાપૂર્વક બેસી શકાય એવું સ્વતંત્ર સ્થાન રાખવામાં આવ્યું હતું; તથા તેની મધ્યમાં ઝાડનાં કુંડાંથી નાનું ઉપવન રચવામાં આવતું હતું. તથા તેની આસપાસ શ્રોતાઓને બેસવાને માટે ખુરશીઓ મૂકાતી હતી ગ્રીષ્મ ઋતુ હોવા છતાં તે સાયંકાલનો સમય હોઇ મંદ મંદ શીતલ વાયુના વહેવાને લીધે ત્યાં–તે ઋતુનું લેશ પણ ભાન થતું ન હતું. શ્રવણ કરનાર સર્વને એ ખુલા સ્થાનથી અપૂર્વ આનંદ થતો તથા પ્રકૃતિને બહુ અનુકૂલ જણાતું.

પૂર્વથી જણાવેલા કાર્યક્રમાનુસાર પ્રથમ દિવસે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનું ઉક્ત ઉત્સવના હેતુઓને તથા જેના નિમિત્ત તેનું પાલન થયું હતું એવા વંદ્યસ્વરૂપ શ્રીમાન્ વિશ્વવંદ્યના સામર્થ્યસ્વરૂપનું તથા તેમના ઉપકારનું સ્મરણ કરાવતું ઉદ્ઘાટક વ્યાખ્યાન ( Opening Speech ) થયું હતું. શુક્રવારે પંડિત શ્રી ફતેહચંદ કર્પૂરચંદ લાલનનું 'શ્રેયસ્ ક્યાં છે' એ વિષયઉપર પ્રૌઢ વિચાર તથા રમણીય શૈલિથી વ્યાખ્યાન થયું હતું.

શનિવારે રાત્રે ઉપર જણાવેલા મનોહર સ્થાનમાં 'વિનોદજનક વાર્તા'ના કાર્યક્રમ-માટે સર્વનું સંમેલન થયું હતું. અનેક સજ્જનોએ આનંદજનક વિવિધ વાર્તાઓ કરી હતી. અને તેથી સર્વ શ્રોતાને આનંદપૂર્વક નિર્દોષ પ્રસન્નતાનું ભાન થયું હતું. તેમાં શ્રીમત્ સુરેશ્વર ભગવાને જે વાર્તા કહી હતી તે તેઓશ્રીના વય પ્રમાણાદિથી વિચાર કરતાં આશ્ચર્યકારક તથા સર્વથી અધિક આકર્ષક હતી. અને સર્વાનુમતે તે નિમિત્તના પારિતોષિકને તે જ યોગ્ય હતા પરંતુ પરિતોષિક સાધકવર્ગમાંથી કોઇ પણ પુરુષને આપવાને માટે અને એ પ્રકારથી તેમને ઉત્તેજન મળે એવા આશયથી કાઢવામાં આવ્યું હતું તેથી તથા પારિતોષિકનો લાભ કોઇ ઇતર સજ્જનને મળે એવી શ્રીમત્ સુરેશ્વર ભગવાને ઇચ્છા દર્શાવવાથી પ્રથમ પારિતોષિક કૃષ્ણશાસ્ત્રી ઇંદારકરને, દ્વિતીય રા. અંબાલાલ નરસિંહલાલને તથા તૃતીય રા. ચુનીલાલ વિશ્વેશ્વરને એમ આપવામાં આવ્યાં હતાં. અને તેથી સર્વ કોઇ પ્રસન્ન થયા હતા. મનુષ્ય ધારે છે તો કોઇના ઉપર આક્ષેપ કર્યા વિના, કોઇના દોષનું કથન કર્યા વિના, કોઇની નિંદા કે કોઇને અપ્રસન્ન કર્યા વિના નિર્દોષ આનંદ કેવી રીતે પ્રાપ્ત કરી શકે છે એવું નિદર્શન કરાવવાને અર્થે ઉક્ત કાર્યક્રમનો ઉપક્રમ કરવામાં આવ્યો હતો, અને તે સર્વને સફળ થયો પ્રતીત થતો હતો.

તે જ દિવસે રાત્રે સર્વ સાધકોએ મળીને શ્રી ઇષ્ટની આરતી ઉતારી હતી. ૧૦૦ આરતીઓ સાથે પ્રકટાવીને પ્રત્યેક જે ક્ષણે શાંતિપૂર્વક એક સ્વરથી આરતી બોલવા માંડી તે સમયે એક અલૌકિકસરખો દેખાવ દષ્ટિએ આવતો હતો, અર્ધચંદ્રાકારે સઘળા ઉભા રહ્યા હતા અને એક સાથે હાથમાં પકડેલી આરાત્રિકને વૃત્તિ ઇષ્ટસ્વરૂપમાં સ્થાપીને યથાવિધિ ઉતારતા હતા અને તે સાથે સમય પણ એ ક્રિયાને એવો અનુકૂલ હતો કે જેથી શાંતિ તથા સાત્વિકતાનું સર્વને ઉત્તમ રીતે ભાન થયું હતું. અને સર્વને તે એક અત્યંત આકર્ષક કાર્યક્રમ જણાયો હતો.

રવિવારે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનું 'મનુષ્યજીવનની વિશેષતા'ના સંબંધમાં વ્યાખ્યાન હતું, તથા સોમવારે શ્રીયુત જેઠીસનદાસ કણીઆનું 'આત્માવલોકન' એ વિષયઉપર અ-

પૂર્વ વ્યાખ્યાન થયું હતું. તે તેમની અદ્ભુત વિદ્વત્તાની તથા અસામાન્ય જ્ઞાનની શ્રોતાના અંતઃકરણઉપર અલૌકિક છાપ પાડતું તેમજ વ્યાખ્યાતાના બોધમય અંતઃકરણની ભવ્યતાનું ભાન કરાવનાર થઇ પડયું હતું. શાસ્ત્ર, અનુભવ તથા વિદ્વદ્જનોના પ્રમાણપૂર્વક જ્યારે તેમણે વ્યાખ્યાનના વિષયનું સ્વરૂપ શ્રોતાના હૃદયઆગળ રચ્યું અને ઉત્તમ તર્ક તથા વિચારશ્રેણીની સંકલનાપૂર્વક જ્યારે તેનો વિસ્તાર તથા વિવેચન કરી તેના ભાવને અધિક વ્યક્ત કર્યો ત્યારે બુદ્ધિમાન્ શ્રોતૃવર્ગ આશ્ચર્યચકિત થઇ રહ્યો હતો.

મંગલવારે, પ્રથમ શ્રી વિશ્વવંદ્યોપકારસ્મરણનો કાર્યક્રમ સોમવારે ન બની શકવાથી રાખ્યો હતો. તેમાં પણ તેઓશ્રીના વિવિધ પ્રકારે ગુણાનુવાદ ગવાયા હતા. સર્વનાં અંતઃકરણ એથી અત્યંત દ્રવીભૂત થયાં હતાં. અને તે નિમિત્ત સવિશેષ રચવામાં આવેલાં કીર્તનો તેમાં રહેલા ભાવપૂર્વક જ્યારે ગવાયાં હતાં ત્યારે શ્રોતાનાં હૃદયને તેનો ભાવ સ્પર્શ થતાં તેઓ સજલનેત્ર થયા હતા.

ત્યાર પછી 'કીર્તન પરિક્રમણ'નો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. એક ખુલા સ્થાનમાં બધા સજ્જનોએ ઉભા ઉભા ફરતાં ફરતાં તે નિમિત્તને માટે રચવામાં આવેલાં કીર્તનો વિવિધ વાદ્યંત્રસહિત આનંદ તથા ઉત્સાહપૂર્વક ગાયાં હતા,

બુધવારે શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનું ઉત્સાહના સ્વરૂપને કથન કરનારૂં અંતિમ વ્યાખ્યાન થયું હતું.

આ પ્રસંગના અંગે 'મહિલાકલામંદિર' નામનું સ્ત્રીઓએ ભરેલા ગુંથેલા પદાર્થોની કારીગીરીવાળું એક સુંદર પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તે પ્રત્યેક જોનારની અત્યંત પ્રશંસાપાત્ર થઇ રહ્યું હતું. એકાદ માસ જેટલા થોડા સમયમાં માત્ર બે ત્રણ શ્રેયસાધક ભગિનીવડે જે કાર્ય થયું હતું તે અત્યંત આશ્ચર્યજનક હતું. એ પ્રદર્શનની પ્રત્યેક વસ્તુ આકર્ષક, શોભાયુક્ત તથા ઉપયોગી હતી. તેમ તે વસ્તુઓનું મૂલ્ય ઘણું ઓછું રાખવામાં આવ્યું હતું. અનેક પુરુષો તથા સ્ત્રીઓ વારંવાર તેને જોવા જતાં હતાં અને પ્રસન્નતા દર્શાવતાં હતાં. બહારથી પણ જે જે પુરુષો આવતા તે પણ તેને જોઇને તેની કારીગીરીનાં ઘણાં વખાણ કરતા હતા.

તે વિના સાધકબંધુ શ્રી જગન્નાથે વિવિધ પ્રકારની શુદ્ધ રુદ્રાક્ષની માળા, તેમજ પૂજાના વિવિધ સાહિત્યો આદિ પણ પ્રદર્શનના એક વિભાગરૂપે રાખ્યાં હતા, તેમ જ શ્રી ચુનીલાલ ઓઝાએ સુંદર જાતનાં કેલેન્ડરો વગેરે પણ પ્રસિદ્ધિમાં મૂક્યાં હતાં. એક વિભાગ સાધકબંધુ શ્રી માણેકલાલ જરીવાળાએ વિવિધ જાતનાં મૂલ્યવાન્ તથા મોહક રેશમી કસબી વસ્ત્રો તેમ જ ઇતર પદાર્થો પણ પ્રસિદ્ધ કર્યાં હતા. તે ઉપરાંત ઉક્ત ઉત્સવ જેના અશ્રાંત પ્રયાસના પરિણામરૂપ હતો, તથા આ વર્ગના વિવિધ ઉત્સવોની બહિરંગ વ્યવસ્થામાં સર્વદા અથાગ પરિશ્રમને સેવીને તેને સર્વોત્કૃષ્ટ કરવાને જે નિરંતર ઉત્સાહી છે એવા પ્રિય બંધુ શ્રી ડાહ્યાભાઇએ પોતાના હાથથી ચીતરેલાં વિવિધ પ્રકારનાં ડ્રૉઇંગ તેમ જ ચિત્રો પણ પ્રદર્શનના એક વિભાગમાં ગોઠવ્યાં હતાં અને તેનાપ્રતિ સર્વ જોનારનું એકસરખું આકર્ષણ થઇ રહ્યું હતું. તે અત્યંત ઉચ્ચ કલા ( art ) વાળાં તથા બહુ મનોહર હતાં; તેઓ એ કાર્યમાં એક અત્યંત નિષ્ણાત પુરુષ છે. અને પોતાનું કાર્ય એવી કુશલતા તથા બુદ્ધિપૂર્વક કરે છે કે તેમનું પ્રત્યેક કાર્ય સર્વને અધિક પ્રીતિકર, રુચિકર તથા આકર્ષક થઇ સર્વની સ્તુતિના પાત્રરૂપ થઇ રહે છે. યુરોપીઅન વગેરે પણ તેમના કાર્યને જોતાં બહુ મોહ પામે છે તથા પ્રશંસાના ઉદ્ગાર કાઢે છે.

આ પ્રદર્શન બતાવવાને માટે આ રાજ્યના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર રાજ શ્રીયુત છગનલાલ ઠાકોરદાસ મોદીએ પ્રદર્શનને જોઇ પ્રસન્નતા બતાવી, વડોદરા ગામની શાળાઓ-માંથી કન્યાઓ તથા વિદ્યાર્થીઓને માટે તે જોવાને ખાસ હુકમ કહાડ્યો હતો, અને તેથી ઉત્સવપછી થોડા દિવસ એ પ્રદર્શનને લંબાવવું પડ્યું હતું અને તે વખતે પુષ્કળ પ્રમાણમાં કન્યાઓ તથા બાળકો જોવા આવતાં હતાં અને ત્યાંના વિશાળ સ્થાનમાં પ્રસન્નતાપૂર્વક રમતાં હતાં. પ્રદર્શનથી પ્રસન્ન થઇ મરાઠી શાળાના હેડ મિસ્ટ્રેસ સૌ. કાશીબાઇ હેરલીકર પણ પોતાની શાળાની સ્ત્રીશિક્ષક તેમજ ઇતર શાળાઓની સ્ત્રીશિક્ષક વગેરેને પ્રસંગોપાત્ત તેડી લાવી તેને બતાવવામાં ઉત્સાહપૂર્વક ભાગ લેતાં હતાં.

આ ઉત્સવમાટે ખાસ રચવામાં આવેલાં કીર્તનોનું એક સુંદર પુસ્તક છપાયું છે. તેમાં શ્રીમાન્ વિશ્વવંદ્યની પ્રતિમા છે. તે તથા બીજા પ્રસંગાનુસાર રચાયલાં પદોના છૂટા કાગળો પોસ્ટેજ સાથે ૦—૩—૦—ત્રણ આને મહાકાલના વ્યવસ્થાપકઉપર લખવાથી મળી શકશે. તે પદ્યો આજસુધી પ્રસિદ્ધ થયેલાં પદ્યોકરતાં કોઇ વિલક્ષણતાવાળાં છે અને બહુ આકર્ષક છે.

જેમણે જેમણે આ ઉત્સવમાં ભાગ લીધો હતો તેઓ ' જો આ વખત ન આવ્યા હોત તો મોટા લાભને ગુમાવત ' એ પ્રકારના ઉદ્ગાર કાઢતાં પોતાની સંતોષવૃત્તિને પ્રદર્શિત કરતા હતા. આ પ્રકારે વિવિધ રીતે લાભને પ્રાપ્ત કરી, જ્ઞાનઘના જ્ઞાનને પ્રાપ્ત થતા, 'સુખદ પ્રતીત થયેલો કાળ જણાયો પણ નહિ' એમ મનથી ઉઠતા ભાવને દર્શાવતા ગુરુવારે સર્વ સજ્જનો સ્વસ્થાનપ્રતિ પ્રયાણ કરી ગયા.

---

# પ્રાસંગિક ઉક્તિઓ.

સંખ્યાબંધ પત્રોનો વર્ષાદ મહાકાલના વ્યવસ્થાપકઉપર આજ કાલ વર્ષી રહ્યો ' મહાકાલ ' નીકળે છે કે કેમ, હવે તે નિયમિત નીકળનાર છે કે કેમ, મહાકાલ સ્થૂલ શમાં દશ્ય થશે કે માનસ પ્રદેશમાં જ તેનું દર્શન કરી લેવું. મહાકાલ આ વિશ્વ, પણ ના સ્વરૂપસંસ્થિત તત્ત્વીશ્રીસાથે અભેદભાવને પામી ગયું, મહાકાલ તે ... જે ગ્રાહક પહેલાંના જેવું અમૂલ્ય નીકળશે કે તેને આજ કાલનાં બીજા પરબીડીયાંને ઇશ્વરેચ્છા તો પત્રોનો વાં વાશે, મહાકાલની કંઇ કાળથી ચાલતી આવતી નિયમિતતા. કે ' વૈશાખમાં કે શું ? આવાં આવાં વાક્યો અનેક પત્રોમાં દષ્ટિએ પડે છે.

કોઇ સૌમ્ય ભાવથી લખે છે તો કોઇ પરશુરામના ધનુર્ધ્વનિથી મન તેને માટે બહુ સ્વર કાઢી લખે છે; કોઇ કૃષ્ણની વાંસળીજેવા રમ્ય સ્વરે જ નથી, પણ અમે તે ઉત્સાહ પ્રકટાવવાની સાથે મહાકાલના વ્યવસ્થાપકને તેના મહાકાલમાંથી પૂર્વવત્ જ્ઞાન હાડકાની માળાને ખખડાવાથી નીકળતા કર્કશ જેવા તેમાં અમે કશી જ ભૂલ ખાતા કોઇ વિવેકપૂર્વક લખે છે તો કોઇ એક ઘાને બે કરીતે ચલાવી શકો એમ છો. અમા-

બન્ને એક જ પ્રકારનું સૂચન કરે છે. કોઇ મર્યાદાપૂર્વક લખે છે તો કોઇ મસ્ત સ્થિતિમાં આવીને અદ્‌ભુત ગર્જના કરી લખે છે.

એક સુજ્ઞ આ પ્રકારે પત્ર લખે છે. " દિલગીરીસાથે લખવું પડે છે કે શ્રેયસાધક-ના દીપકરૂપ **શ્રીમાન્ માસ્તર સાહેબ** સ્વરૂપાવસ્થાનમાં સ્થિત થતાં પાછળ ગાડરીયો પ્રવાહ જ ( શેમાં–સ્વરૂપાવસ્થામાં સ્થિત થવામાં !) ચાલે છે. મહાકાલનાં પણ નિયમિત દર્શન દૂર થયાં છે. ને પ્રાતઃકાળ તો પ્રથમથી જ અવ્યવસ્થિત છે. લેખોમાં તો એકાગ્રતાનાં બણુગાં ફુંકો છો ને કૃતિ પર ભારમૂકી બીજાઓની ટીકા કરો છો, પરંતુ તમારી તદબીરો ( શું કોઈ રાજ્ય લેવાની ? ) હવે ધીમે ધીમે ખુલ્લી થતી જાય છે, તેનું આ જ દૃષ્ટાંત છે. × × આવી ધમાલ તમારા સાધકો વેઠે, કારણ તે વાડામાં બંધાયલા છે, પરંતુ અન્ય ઉદાસી પુરુષો તો વખત આવે સાચી વાત કહેવાના જ. પણ વ્યવસ્થાથી ચ્યુત થયેલી તમારી સંસ્થાને આથી કોઇ પ્રકારે ચાનક લાગી તેની આંખ ઉઘડે તેમ લાગતું નથી. ખેર, તેમાં તમારૂં જ જાય છે. વૈશાખ-માસમાં નીકળનારો ખાસ અંક પણ ખસી ગયો, તમારા ભગવાનની વાણી મિથ્યા પડી તો પછી ચેલાઓની તો વાત શી ? આટલું કડવું લખતાં ગેરવ્યવસ્થા વિરમે તો આનંદ, ન-હિ તો લખ્યું ન લખ્યું બરાબર "

—ઉક્ત સુજ્ઞની વાતો યથાર્થ છે. **શ્રીમાન્ માસ્તર સાહેબ**ની સ્વરૂપસ્થિતિ થતાં **મહાકા**-લનાં દર્શન દૂર થયાં છે. પરંતુ જેની પાસે દહીં તૈયાર છે તે તત્કાલ તેને આપી શકે એમ છે. અને તેવું ઉક્ત મહાપુરુષપાસે હતું. પુનઃ દહીં આપનારને દુધ ગરમ કરી તેને જમાવી પછી આપવાનું છે. કલાકે કલાકે દુધને હલાવી જોઇ દહીં થયું કે કેમ તે દહીં થવાની ક્રિ-યાને જાણનાર મનુષ્ય કરી જોતો નથી. પરંતુ અમુક સમય ધૈર્યથી તેની વાટ જુએ છે, તેમ જે કોઇ **મહાકાલ**ની કરવા યોગ્ય સમગ્ર વ્યવસ્થા તથા ઇતર વિવિધ વ્યવસ્થાના સ્વરૂપને જાણનાર છે, તેમને આ વિલંબથી આશ્ચર્ય થતું નથી. પૂર્વે જે સઘળું વ્યવસ્થાપૂર્વક ચાલ-તું હતું તેમાં વ્યવસ્થાના આત્મારૂપ વસ્તુનું અદર્શન થવાથી તેને પુનઃ મૂળરૂપમાં આણતાં કેટલી કઠિનતા હોય છે તે જાણનારને આ આરંભક અવ્યવસ્થાથી વ્યામોહ થતો નથી. પ-
નિ ; દહીંને બનાવનાર જાણે છે કે અમુક સમય પછી તે અવશ્ય બનશે તેથી તેનામાં તો
ઓઝ, હોય છે. કોઇ વિકલ મનુષ્ય દહીં તૈયાર થયા પૂર્વે વારંવાર ઉઘરાણી કરવા આવે તો
થી માર્ગે
જ ઇતર પૂછનાર મનુષ તેને ધૈર્ય સેવવાવિના બીજું શું કહે ?

પરિણામરૂપ હર્તા, ૨ ! એ તો ખરૂં જ છે કે ' આવી ધમાલ અમારા સાધકો જ વેઠે. સરળતા પરિશ્રમને સેવીને તેને એ વગેરે માટે તો આખું જગત્ તૈયાર છે. અમૃતપાન કરવા તો દેવ અને ભાઇએ પોતાના હાથવ્ગર છે. પણ હાલાહલ માટે તો **શંકર** જ તેને સહન કરનાર ગણુવે છે. એક વિભાગમાં ગોઠવ્યાં હી નૃસિંહનો વાત્સલ્યમય વરદ હસ્ત છે તે જ ' ધમાલ 'ને સહન કર્યું હતું. તે અત્યંત ઉચ્ચ · માર્ગમાં ધમાલ ન સહન કરવી પડે કે જેમાં ધમાલ ન હોય એક અત્યંત નિષ્ણાત પુરુષ છેજ્જ લેવા જવાનો ધમાલ વિનાનો સરળ માર્ગ હશે, અને તેથી કે તેમનું પ્રત્યેક કાર્ય સર્વને અધિમને તેથી તેવા અનુભવરહિત પુરુષ ધમાલ ન સહન કરે પાત્રરૂપ થઇ રહે છે. યુરોપીઅન વગેરે લેવાનો જ ભાગીપાલો છે, પણ જેને અમૃતવલ્લીસરખી પ્રશંસાના ઉદ્‌ગાર કાઢે છે. માર્ગ ધમાલયુક્ત લાગે છે. તે જાણે છે કે આપણે

લેખોની વસ્તુ મહાન્ છે, અને ધમાલની અધિકતા એ તે મહાન્ વસ્તુના માર્ગમાં હોવી જ ઘટે છે, તેથી તેનો પુરુષ તેનો અભ્યાસી રહે છે, અને તે તો જેમ અધિક ધમાલ જુએ છે તેમ પ્રસન્ન થાય છે, કેમકે તે સમજે છે કે ઉપાધિ સહન કરવામાં જ બળની વૃદ્ધિ થાય છે. ધમાલ એ કાયર થઇ જગત્‌થી ભડકનાર મનુષ્ય માટે નથી, અને તેવાને તે અસહ્ય જ હોય છે.

—'સરકસ'ના વાડામાં બંધાયલા પશુથી મનુષ્ય વધારે ચકિત થાય છે કે શેરીએ શેરીએ સ્વતંત્રતાનું મિથ્યાભિમાન ધારણ કરી ફરનાર શ્વાનથી વધારે ચકિત થાય છે? 'સરકસ'ના વાડાનું કુતરૂં પણ જે ચમત્કારિક કાર્ય કરી જગતને આશ્ચર્યમય કરે છે તે મગજમાં સ્વતંત્રતાની ખુમારી રાખી છાપરાંને છાપરાં કુદી જનાર અને નિર્બંધ પ્રવૃત્તિ સેવનાર મર્કટ કરી શકે એમ છે? વાઘસરખું ઉન્મત્ત પ્રાણી પણ પોતાના જન્મસિદ્ધ વૈરભાવ તથા વિવિધ હાનિકર સ્વભાવને છોડી મનુષ્યને મિત્રરૂપ તથા પ્રીતિ ઉપજાવે તેવું ક્યારે થઇ રહે છે કે જ્યારે તે 'સરકસ'ના વાડામાં બંધાય છે ત્યારે; અને તે જ વાઘનું મૂલ્ય અધિક છે. પિંજરામાં પૂરાયલો હોવા છતાં મનુષ્ય સિંહથી ભય પામે છે કે સ્વતંત્ર વિહાર કરનારે ચકલીથી ભય પામે છે? વાડામાં બંધાયલા જ જેમ એક પશુસરખું પણ પોતાના હાનિકારક સ્વભાવને તજે છે અને અદ્‌ભુત સામર્થ્યને મેળવી જગતને પોતાની તરફ આકર્ષે છે તેમ જે મનુષ્ય તેને યોગ્ય વાડામાં બંધાય છે તેજ તેના જીવત્વરૂપ હાનિકારક સ્વભાવને છોડી પોતાનામાં પરમાત્મતત્ત્વને પ્રકાશિત કરી જગત્‌ને આશ્ચર્યચકિત કરે છે.

—'ભગવાનની વાણી પણ મિથ્યા પડવાની' ભ્રાંતિ પામર મનુષ્યોને આજે જ થાય છે એવું નથી કૃષ્ણને ઘેરથી નીકળતાં સુદામાને પણ એમ જ થયું હતું. પરંતુ ઘેર આવતાં–યથાર્થ સમય પ્રાપ્ત થતાં સુદામાને પોતાની ભ્રાંતિમાટે લજ્જા ઉત્પન્ન થઇ હતી. અર્જુનને પણ યુદ્ધમાં અનેક સમયે 'ભગવાનની વાણી મિથ્યા' પડવાની ભ્રાંતિ થઇ હતી, પણ સમય આવ્યે તેને પોતાની ભૂલ સમજાઇ હતી. ભગવાનની વાણીની પ્રકટ સત્યતાની ઝાંખી જ્યારે યથાર્થ સમય આવે છે, ત્યારે જ થાય છે, અને તેથી યથાર્થ સમયને ન જાણનાર ક્ષણે ક્ષણે વ્યાકુલ થઇ મિથ્યા પોતાનામાં અશ્રદ્ધાને પ્રકટાવવાવિના બીજું કશું કરતા નથી. અર્જુન અને સુદામાસરખાને ભગવાનની વાણીમાં ભ્રાંતિ થઇ છે તો બીજાને થાય એમાં શું આશ્ચર્ય!

—ઘણા મનુષ્યોને રમારકનો અંક વૈશાખ માસમાં નીકળવાનો હતો એમ ભ્રાંતિ છે, પણ પૂર્વના અંકોનું પુનઃ અવલોકન કરશે તો તેમને જણાશે કે વૈશાખ માસ સુધીમાં જે ગ્રાહક થશે તેને તે અંક મળવાનો હક રહેશે એવા ભાવનું લખાયું છે. અને તે ઇશ્વરેચ્છા તો હવે પછી પ્રકટ થનાર જ છે. આથી કોઇએ એવી ભ્રાંતિમાં પડવાનું નથી કે 'વૈશાખમાં નીકળનારો ખાસ અંક ખસી ગયો!

—એક સજ્જન આ પ્રકારે લખે છેઃ "મહાકાલ હજી નથી મળતું તેથી મન તેને માટે બહુ તલસી રહ્યું છે. ઘણા કહે છે કે હવે મહાકાલ નિયમિત નીકળનાર જ નથી, પણ અમે તે નથી માનતા. મહાકાલના માન્યવર વ્યવસ્થાપકના દેહવિલય પછી મહાકાલમાંથી પૂર્વવત્ જ્ઞાન મેળવવાની આશા અમે તમામ બધા તરફથી રાખીએ તો તેમાં અમે કદી જ ભૂલ ખાતા નથી, એમ અમે માનીએ છીએ. તમે મહાકાલ સારી રીતે ચલાવી શકો એમ છો. અમા-

રાથી મહાકાળના આજ સુધીના ઉપકારો ભુલાતા નથી. આવા સમયમાં મહાકાળની ખોટ પડી એ વિચારથી અમને આંખમાં આંસુ આવે છે તો તેને તમે શું નહિ લુછો ? મહાકાળ અમારો પ્રાણ છે તે અમને આપો અને જીવાડો. બીજાં કામો છોડી ઉત્સાહને ધારણ કરી અમારા ખાતર મહાકાલ અમને જલદી બતાવો. "

—આ એક બીજો પત્ર છે, જેમાં પૂર્વના પત્રનું જ કર્તવ્ય સુચવ્યું છે. પહેલા પત્રના વિચારપ્રમાણે કદાચ આ પત્ર 'વખત આવે સાચી વાત' કહેનાર નહિ ગણાય ! પરંતુ જેને કાન છે તેને તો તે કહી શકે છે જ. તે ઉત્સાહ પ્રકટાવીને મહાકાલના લેખકોને કર્તવ્યશીલ થવા સૂચવે છે ત્યારે કેટલાક તેથી વિરુદ્ધ કૃતિથી પણ એ જ હેતુને સિદ્ધ કરવા પ્રયત્ન સેવે છે.

—આવા જૂદા જૂદા ભાવના સેંકડો કાગળો આવ્યા છે. આથી શું અમને અસંતોષ થાય એમ છે ? લેશ પણ નહિ. કોઇ દુકાનદારે નવો ઉત્તમ માલ બનાવી બહાર કાઢ્યો હોય અને થોડા વખતમાં તે ખપી જતાં પછી તે માલ માટે દુકાનદારને ગ્રાહકો તરફથી વારંવાર ઉઘરાણી આવે અને અનેક મનુષ્યો તેને ત્યાં ધક્કા ખાઇ પેલો માલ નીકળ્યો કે કેમ એમ વારંવાર આવીને પૂછે તો તેથી તે દુકાનદારને માઠું લાગે કે અસંતોષ થાય ? નહિ જ. તે જ પ્રમાણે મહાકાલના ગ્રાહકો ગમે તો ઠપકાના રૂપે કે બીજી રીતે પત્રો લખી પૂછાવે તો તેથી તેના વ્યવસ્થાપકને લેશ પણ અસંતોષ થાય એમ નથી. ઉલટું આ ઉપરથી સહજ સમજાય છે કે કેવલ સત્ત્વવૃત્તિવાળાને મહાકાલ રુચિકર છે એમ નથી પણ રજોપ્રધાન અંતઃકરણને પણ તે તેટલું જ રુચિકારક છે, અને તે તેના વ્યવસ્થાપકને અધિક ઉત્સાહવર્ધક છે.

—મહાકાલનું મૂલ્ય તેના વિલંબે જ સમજાયું છે. અનેક 'પેપરો' નો જ્યારે તેના ગ્રાહકો ભાવે નથી પૂછતા ત્યારે મહાકાલ માટે તેઓ તલપાપડ થઇ રહે છે.—આ ક્ષણે જ આજની ટપાલ આવી છે અને તેમાં એક પારસી ગૃહસ્થનો એક સુંદર પત્ર છે. તેઓ લખે છે કે 'કેટલાક મહિના વહી ગયા છતાં આપના માસિક મહાકાલનું સ્વરૂપ જોયું નથી. * * જે ઉત્સાહથી હું ગ્રાહક થયો છું, તે મારો ઉત્સાહ હવે સફળ થશે કે કેમ એ સંશય જ છે. ગરીબ બિચારો છોટુ !—આત્મજ્ઞાનનો દાતા—મારે નસીબે અદૃશ્ય થયો છે. **પરંતુ તે જીવતો જ છે એમ હું સમજું છું.**' પ્રિયસજ્જન ! તમારા હૃદયનો નિર્મળ ભાવ સફલ થાઓ. તમારો શુભ સંકલ્પ તમારી વૃત્તિમાં જાગ્રત્ રાખજો અને તેનું શુભ ફળ પરમાત્મા તમને આપશે.

—ઠપકાના રૂપમાં પત્ર આવે કે બીજા કોઇ રૂપમાં આવે, પણ તે ઉત્સાહજનક છે. સર્વના અંતઃકરણમાં મહાકાલ માટે અપૂર્વ ભાવ છે એ તે પ્રત્યેક પત્ર બતાવી આપે છે અને તેથી તે સર્વ સમાનપણે આવકારદાયક છે. અને તદર્થ આભાર માનવામાં આવે છે.

—જ્યારે કોઇપણ વિષયમાં અસ્તવ્યસ્તતા થાય છે, ત્યારે આરંભમાં આવું જ બને છે, અને એ નિયમને જાણનાર અનેક સજ્જનો હદઉપરાંત ધૈર્ય ધરી રહ્યા છે. કવચિત્ મૃદુસ્મરણથી તેઓ વ્યવસ્થાપકને પોતાના કર્તવ્યપ્રતિ જાગ્રત્ કરતા રહ્યા છે. પરંતુ હવે તેમને અસંતોષ પામવાનું કારણ નથી.

—ઘણા જાણશે કે જે મોટો સ્મારકનો અંક કાઢવાનો હતો, તે જ આ અંક હશે, પણ તેમ નથી. ચૈત્ર, વૈશાખ તથા જ્યેષ્ઠના આ ત્રણ અંકો છે, તથા માઘ અને ફાલ્ગુનના અં

કમાં જે ઓછાં ફૉર્મ આપવામાં આવ્યાં હતાં, તે ત્રણ ફૉર્મનો પણ આંમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જેથી આ અંક ૧૫ ફૉર્મનો થયો છે.

—આ અંકથી ચાલુ માસ સુધીના અંકો આવી જાય છે; હવે આષાઢનો અંક નિયમિત રીતે નીકળશે.

—મહાકાલ સંબંધી વ્યવસ્થા અધિક અને અધિક પ્રકારે ગોઠવાતી જાય છે. તેના લેખોમાં પણ ઉત્કૃષ્ટતા આણવા તેના લેખકો પ્રવૃત્ત થયા છે. અને જો કંઇ પણ ઉત્કૃષ્ટતા આવશે તો તેનો યશ લેખકોને નથી પણ વાચકોને છે. વાચકો જેવું આકર્ષણ કરે છે તેવું તે પામતા હોવાથી જો તેઓ સારું પામી શકતા હોય તો તેમની આકર્ષકશક્તિ જ તેને માટે યશપાત્ર છે.

—આવતા અંકથી મહાકાલના બાહ્ય સ્વરૂપમાં પણ ફેરફાર થવાનો સંભવ છે. અને એમ આશા રહે છે કે તે વાચકને અધિક મોહક જણાશે.

—મહાકાલના થયેલા વિલંબમાટે તેના વ્યવસ્થાપકને ન્યૂન અસંતોષ છે, એમ કંઇ નથી. તેનું નિયમિતપણું જળવાઇ રહે એ તેની તીવ્ર ઇચ્છા છે. અને ભવિષ્યમાં ઇશ્વરના અનુગ્રહથી તેની તે ઇચ્છા સિદ્ધ કરવા અવશ્ય યત્નશીલ રહેશે.

—પ્રાતઃકાલ તથા યમદંડના અંકો પણ હવે સત્વર પ્રસિદ્ધ થશે. તેના લેખકો પણ તે જ કાર્યમાં આજકાલ આગ્રહથી જોડાયેલા રહ્યા છે.

—આવતા અંકથી મહાકાલની વિસ્પષ્ટ વ્યવસ્થા વાચકોની દૃષ્ટિએ આવનાર હોવાથી તેનું પુનઃ પુનઃ કથન અનાવશ્યક છે. પરમાત્મા તે ઈપ્સિતાર્થ સિદ્ધ કરો.

---

## પ્રકીર્ણ.

રોકફેલર કે જેની કેટલીક હકીકત પૂર્વે જણાવી છે તેને માટે એવું કહેવાય છે કે જો તે આવાંને આવાં બીજાં બાર વર્ષ જીવન ભોગવશે તો જગતની દૃષ્ટિમાં તે એક જ શંકુસંખ્યા (૧૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦)નો ધનપતિ ગણાશે. તે ૫૧ બેંક અને ટ્રસ્ટ કંપનીઓનો વ્યવહાર ચલાવે છે, અર્ધ રેલ્વેના રસ્તાનો તે અધિપતિ છે, જગતમાટે પોલાદની ધાતુની કિંમત તે જ નક્કી કરી શકે છે, અર્થાત્ તેના સમગ્ર વ્યાપારનો અધિષ્ઠાતા તે છે, ૧૫૦૦૦૦૦ (પંદરલાખ) મનુષ્ય પાસે કામ લઇ તેમને પગાર આપે છે, અને તે ઉપરાંત ઘાસતેલના વ્યાપારનું તો તે સર્વસ્વ જ છે.

---

### જૂનામાં જૂની જીવતી વસ્તુ.

અત્યંત જૂનામાં જૂની જીવતી વસ્તુતરીકે મેક્સિકોના વનસ્પતિ શાસ્ત્રીઓ કહે છે કે

શેપલટેપે (chapultepec) નું 'સાઇપ્રસ' (cypress) નું ઝાડ છે. તેનું થડ પરીઘ અથવા ઘેરાવામાં ૧૧૮ ફીટ છે, અને તેના ઉપર કરેલાં કેટલાંક ચિહ્નોવડે એ. લોકો એવું નક્કી કરે છે કે તે લગભગ ૬,૨૦૦ વર્ષનું છે.

---

કોઇ પણ બે પક્ષીઓ એક સરખી રીતે ઉડતાં નથી. તેમની ઉડવાની રીતનો આધાર તેમની પાંખની કુમાસઉપર (!) જાડાઇ પાતળાઇ ઉપર, તેના આકારના ઘાટઉપર, તેનાં પીછાં અને તેની પૂછડીઉપર રહેલો છે.

---

દુનીયામાં એક વર્ષમાં વપરાતા પોસ્ટ કાર્ડની સંખ્યા અતિશય છે. જર્મની ૧, ૧૬૧, ૦૦૦,૦૦૦ કાર્ડો, યુનાઇટેડ સ્ટેટ્સ ૭૬૦,૫૦૦,૦૦૦ કાર્ડો, અને ગ્રેટ બ્રિટન ૬૧૩,૦૦૦, ૦૦૦ કાર્ડો એક વર્ષમાં વાપરે છે. કાગળો વાપરવામાં યુનાઇટેડ સ્ટેટ્સ બધા કરતાં ચઢી જાય છે. ન્યૂ યૉર્કમાં ૧૯૦૩ની સાલ સુધીમાં એકંદર ૪,૧૦૯,૦૦૦,૦૦૦ કાગળો પોસ્ટ કરવામાં આવ્યા હતા !

---

દુનિયામાં ઉંડામાં ઉંડા કુવા જે ગણાય છે, તેમાનાં કેટલાકની ઉંડાઇનું માપ આ છેઃ બર્લિનની પાસે આવેલા સ્પેરનબર્ગમાં એક કુવો છે જેની ઉંડાઈ ૪૧૯૦ ફીટ છે, કે જે દુનીયામાં ઉંડામાં ઉંડો કુવો કહેવાય છે. હંગરીમાં આવેલા પેસ્થ (Pesth)માં એક કુવો ૩,૧૮૨ ફીટ ઉંડાઇનો છે. પેરિસનાલા શેપલમાં ૨૯૫૦ ફીટ ઉંડાઇનો છે. મિંડનની પાસેના ન્યુસલવર્કમાં ૨૨૮૮ ફીટનો, ફ્રાન્સના પેસીમાં ૨૦૦૦ફીટનો, પેરિસમાં ગ્રીનેલમાં ૧૭૯૮ ફીટનો અને બાવેરીયાના-કિસિનબર્ગમાં ૧૭૮૭ ફીટ ઉંડાઇનો કુવો છે.

યુરોપીઅન નામનું પક્ષી કે જેને ઉત્તરનું ભૂરા કંઠનું પક્ષી કહેવામાં આવે છે તે એક રાતમાં અટક્યા વગર સેંટ્રલ આફ્રીકાથી જર્મન સમુદ્રના ૧૬૯૦ માઇલના અંતરની નવ કલાકમાં મુસાફરી કરી શકે છે. કુદરતમાં રહેલા બળને કોણ પહોંચી વળે એમ છે.

---

લંડનની નાદારીની કોર્ટમાં લહેણુદારોની મળેલી એક સભામાં એવું કહેવામાં આવ્યું હતું કે એક સ્વૉનસીના કાપડીયાને ૧૦,૦૦૦ દેવાદાર હતા ! અહિંના વ્યાપારીઓએ હવે ગભરાવાનું કારણ નથી !

---

ચીનના કેટલાક ભાગમાં જો કોઇ મનુષ્ય તેના લહેણુદારનું દેવું નથી ભરી શકતો તો લહેણુદાર તેના ઘરનું એક બારણું કહાડીને લઇ જાય છે, અને આમ કરવાથી તેઓ એમ માને છે કે તેના ઘરમાં ભૂત પ્રેત કે એવું કોઇ સત્વ પેસી તેને હેરાન કરશે.

---




रूप ( पुस्तक ) २४—आषाढ कृष्ण० १४. संवत् १९६८. दर्शन ( अंक ) ९.

॥ ॐ श्रीं ॥

# મને શાથી આશ્ચર્ય નથી થતું અને શાથી થાય છે.

પદ. ( શુદ્ધ પ્રેમ જાણતા હોય તે જાણે, એ લય. )

આશ્ચર્ય મને, થાયેં ન કોઈ રીતિથી.
વિશ્વ સમગ્ર આ ચાલતું, જોઉં પણ, થાય ન આશ્ચર્ય પ્રતીતિ;
જાણું જે એના સિદ્ધ નિયમવડે, ચાલે બધું પ્રકૃતિથી;[1]—
આશ્ચર્ય થાય નહિ અદ્ધર રહેલી, આકાશકેરી સ્થિતિથી;
આશ્ચર્ય જોતાં ન, સાધનવિના થતી, સૂર્યાદિકેરી ગતિથી.—
આશ્ચર્ય ના મને ઉપજે કદાપિ, દેવાદિકેરી કૃતિથી;
આશ્ચર્ય ઉપજે ન જોતાં આ કોઇની, સ્તંભ, ક્ષતિ,[2] કે પ્રગતિથી.[3]—
આશ્ચર્ય આ બધું નવ ઉપજાવે પણ, આશ્ચર્ય ઉપજે વૃત્તિથી;
જ્યારે હું જોઉં મિથ્યા દોષો જણાતા, બીજાના, સારી મતિથી.[4]—
આશ્ચર્ય મને, થાય છે એવી રીતિથી.
આશ્ચર્ય થાય જોતાં ગુરુની સમીપે, શિષ્યોની ખોટી પ્રણતિથી;[5]
આશ્ચર્ય સાચા સદ્દગુરુ મળ્યા છતાં, સુધરે ન તેની સંગતિથી.—
આશ્ચર્ય થાય મહદ્દ, કારણવિના પણ, કોઇ કોઇની સંમતિથી;
બીજાના વ્યવહારે મુંડ્યું માથું ઘાલનાર, નિજધર્મદ્રોહિ યતિથી. –
આશ્ચર્ય થાય નહિ, થયેલી ક્રિયાથી, કશ્યપની પત્ની દીતિથી;
આશ્ચર્ય થાય મને, ભક્ત કા'વતાં છતાં, બ્હીતો જે જગની ભીતિથી.—
આશ્ચર્ય થાય જોઇ શ્રદ્ધાળુ કેરી, શ્રદ્ધા જતી જગપતિથી;
આશ્ચર્ય ! જો શિરે સદ્દગુરુ ઉપેન્દ્ર છતાં, સાધક તરે ન સંસૃતિથી.[6]—

---

૧ સ્વભાવ. ૨ ક્ષય. ૩ વધવું. ૪ સારી બુદ્ધિવાળા પુરુષોથી. ૫ સાષ્ટાંગ નમસ્કાર. ૬ સંસારથી.

# सती सुवर्णा.

## [ નાટ્ય રૂપમાં ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૫ થી. )

મુહિર—( બધાના ગયા પછી તેની સ્ત્રી ચતુરાને ) ક્યાં ગઈ રાંડ ! અલી ત્યાં બેઠી બેઠી શું કરે છે ?

ચતુરા—આ રહી, એમ જરા વારમાં પેલા મીયાં ફુંફુડે ફુંની પેઠે ફું ફુંશું કરો છો!

મુહિર—પણ હવે આમ મરની. ખૂણામાં બેઠી બેઠી કરે છે શું ?

ચતુરા—હવે જરા ધીરજ ધરોને. આ ચલમને તૈયાર કરીને આવું છું.

મુહિર—રાંડ ! ચલમ તારા કયા બાપને પાવાને કરે છે ?

ચતુરા—બાપ વળી અહિં બીજો કોણ છે જે ? આ જરા મારે પીવી'તી તે ભરું છું.

મુહિર—અરે રાંડ કમજાત, ગધેડી ! હવે છેક ફાટી કે શું ? ચલમ પીવા ક્યારથી શીખી વળી ?

ચતુરા—કેમ, ચલમ પીએ તે ગધેડી, કમજાતને ફાટી ગણાય કે ? ત્યારે તમે પણ રોજ આ બીડીઓ ને ચલમો ફુંકો છો તે કમજાત, ગધેડા ને ફાટ્યામાં ખરા કે નહિ ?

મુહિર—અરે એ હેવાન ! મરદ ચલમ પીએ તેમાં શું ? પણ ઓરત જાતે ચલમ કેવી પીવી, પેલી ભંગડીની પેઠે જો રાંડ ચલમ પીવા બેઠી છે !

ચતુરા—બાયડી ચલમ પીએ તે તો ભંગડી ને ભાઇસાહેબ પીએ તે તો મોટા દોલત જાદા. કેમ ? તમારૂં મોઢું સોનાનું બનાવેલું ને અમારૂં ચામડાનું કેમ ?

મુહિર—કાં, રાંડ માર ખાવાની થઈ છે ! સીધી વાત નથી કરતી ને આડું આડું જ બાઝે છે, પેલી વલુડીની પેઠે !

ચતુરા—આડું તે તમે બાઝો છો કે હું ? જવાબ નથી દેવાતો ત્યારે આમ મોતનાં ફાંફાં શું મારો છો ? લોને સીધી વાત કરીએ. કહો શું કહો છો ?.

મુહિર—કહે શું ? આ એ જ કે બાયડી જાતથી ચલમ ન પીવાય.

ચતુરા—પણ આ પેટમાં જરા બાદી જણાય છે ને બે દહાડાથી ઝાડો સાફ આવતો નથી, ને આખું શરીર મતાલાં નાંખે છે, તોએ ચલમ ન પીઉં ? આ હમણાં તમે બધા કે'તા'તા કે તમાકુ પીવાથી તો પેટની બાદી મટી જાય છે, ખુલાસાથી દસ્ત થાય છે, અને સુસ્તી ઉડી જાય છે, અને આ હું બાદી મટાડવા જરા ચલમ પીઉં છું, તેમાં આ ધમપછાડા શાના કરવા બેઠા છો ? એમાં તે શું હું ખોટું કામ કરવા બેઠી છું જે !

મુહિર—ખોટું તે વળી એક વાર કે લાખ વાર ! રાંડ, બાદી થઇ હોય તો સુંઠ ને અજમો ફાક, ને દસ્ત સાફ ન ઉતરતો હોય તો નરટાંકેક દીવેલ હોજરામાં રેડ, પણ રાંડ ! ચલમ કેવી પીવી !

ચતુરા—ત્યારે તમે જ સુંઠ ને અજમો ફાકોને ! ને રોજ વા'ણું વાય ને દીવેલ હોજરામાં રેડોને ! પોતે બાદી મટાડવાને તમાકુ પીએ ને અમે પીએ ત્યારે તો તે ખોટું છે કહી અમને દીવેલ પાવું છે ને સુંઠ ફકાવવી છે, તે હું તો મરી જઉં તોએ દીવેલ પીનાર નથી. કહેનાર કહી મુક્યા.

સુહિર—દીવેલ ન પીએ તો જહાનમમેં જા, પણ યાદ રાખ રાંડ, જો ચલમ પીધી છે તો હાડકાં ખોખરાં કરી નાંખ્યાવિના રહેનાર નથી.

ચતુરા—પણ તમાકુથી બાદી મટતી હોય ને દસ્ત સાફ જાણે કે કાનમાં કહ્યું એમ ઉતરતો હોય તો એ મારે તમાકુ ન પીવી તેનું કંઇ કારણ કહેશો ?

સુહિર—પણ અરે મૂરખ ! તમાકુથી બાદી મટે છે, અને ઝાડો સાફ ઉતરે છે એવું તને કહ્યું કીયા સાળાએ ?

ચતુરા—કેમ વળી ફરી ગયા ? તમે જ હમણાં કે'તા'તાને. ને આ તમાકુ પીનાર બધા જ એ પરમાણે કે'તા'તાને.

સુહિર—કીધું એના બાપનું કરમ સાળાઓએ ! બધા કહે છે તે પોતાના વ્યસન ઉપર ઢાંકપીછોડો કરવા. મોટી ડાહી ડાહી વાતો કરે છે ને એટલુંય સમજતી નથી રાંડ ! *હું તને પૂછું ! જો તમાકુથી દસ્ત સાફ ઉતરતો હોય ને બાદી મટતી હોય ત્યારે તમાકુ પી-*નારાઓ સાળાઓ શું કરવા વૈદોને ત્યાં ધક્કા ખાય ને પોતાનાં બૈરાં છોકરાં માંદાં પડે ત્યારે દવાદારુમાં શું કરવા પૈસા ખરચે ! પણ એ બધી કહેવાની વાતો ! પહેલી એક બે દહાડા પીએ ત્યારે જરા ફાયદાજેવું જણાવે, પણ પછી ધૂળ ને ધમાસ !

ચતુરા—ત્યારે ફાયદો નથી જણાતો તોય શીદ રોજ આ પૈસામાં દેવતા મૂકો છો ? આ તમાકુથી તમારા દાંત તો કાળા પડી ગયા ! ને મોઢું રાત દહાડો નર્યું કેટલું ગંધાય છે? ને તલપ આવી હોય ને તમાકુ પીવા ન મળે તો કામ ધંધો સુજતો નથી ને ધુંવા પુંવા થઇ જાઓ છો, તો એ ગધેડાનું પૂછડું પકડયું તે પકડયું જ !

સુહિર—અરે મૂરખી ! તમાકુથી તે વળી દાંત કાળા પડી જતા હશે !

ચતુર—કાળા તે વળી આજના ! આ તમારી સાફી જરા જુઓને ! આ તો ઉજળી ફટકજેવી છે નહિ ! આ આને ચાર દહાડા ધુમાડો અડયો તો આવી મસોતાજેવી થઇ ગઇ, તો આ તમારા દાંત, આ ગળુ, આ છાતી, આ નાક, એ બધામાં રોજ ધુમાડાના ગોટેગોટા વરસોનાં વરસો ભરો ને કાળાં પડ્યા વિના રહેશે, કેમ ? છાતીએ કાળી ચાંદી તો પડી હશે.

સુહિર—તારા બાપનું કરમ પડ્યું હશે. અક્કલ તો મળે નહિ ને મોટી ડાહી ડાહી વાતો કરવા બેઠી છું.

ચતુરા—તમાકુ પીવાથી તમારી અક્કલ ઉડી ગઇ છે, તે આ ચોખી દીવાજેવી વાત ગળે ઉતરતી નથી. ચલમો ને બીડીઓ ફુંકી ફુંકીને આ શરીર નર્યું ખરાબ ખસ્તા તો કરી નાંખ્યું ! મારે કંઇ જણસ કરાવવી હોય તો તે વખત તો પૈસા મળતા નથી ને રોજ આ પૈસાભર તમાકુને નામે પૂળો તો મૂકો છો !

સુહિર—ચાલ જો, હવે, બબડાટ મૂકી દે. આ શ્યેન મહારાજનું ધાર્યું કામ કરી આપું એટલે પછી મોજ ઉડાવજેને.

ચતુરા—હા, પણ તમે તમાકુ ફુંકવાનું છોડશો નહિ ને ! એથી જ સરગે જશો હોં.

સુહિર—ફોડ્યા કર માથું બેઠી બેઠી, હું તો કામ છે તે જાઉં છું. (જાય છે.)

ચતુરા—( ગાય છે. )

બુદ્ધિ બગડે, શરીર બગડે, પૈસા થાય ખુવાર,
તમાકુ તોય ન છોડે, કેવા લોક ગમાર.
બીડીઓ ફુંકે ને ચલમ ફુંકે ને હુકો પી થાય હેરાન;
આયુષ્યનું જાન, કરે હેવાન, ભૂલીને ભાન, થતા બેજાર. તમાકુ૦
સાતે ધાતુ શરીરની બગડે ને લોહીમાં વ્યાપે ઝેર;
પહેલી આવે લ્હેર, પછી પણ કેર, કરી વાળે વેર, વ્યસન આ અ૦ાર. તમાકુ૦
રોગી દુર્બલ ઓછી અક્કલની વ્યસનીની સંગતિ થાય;
પીએ ને ખાય, સુંઘે જે સદાય, આ દુનીયાંમાંહ્ય ખાતા દુઃખમાર. તમાકુ૦

( જાય છે. )

( અપૂર્ણ. )

---

# બૌદ્ધ ધર્મના ઉદયાસ્તમયનાં કારણો.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૨ થી )

કાશીમાં આવ્યા પછી પાંચ માસમાં ગૌતમના સાઠ અનુયાયીઓ થયા તેમને એક દિવસે બોલાવી તેમણે કહ્યું:—પ્રિય ભિક્ષુઓ! ઘણાના સુખ અને કલ્યાણઅર્થે, જીવોની અનુકંપા ધારણ કરી સર્વ દિશામાં તમે જાઓ. એક દિશામાં બે જશો નહિ. જ્યાં જાઓ ત્યાં આદિ, મધ્ય, અંતમાં રમણીય, શબ્દમાં અને તાત્પર્યમાં એક રસ આ પવિત્ર સિદ્ધાન્તને પ્રબોધોઃ અને પરમપાવન અને કૃતકૃત્યતાના જીવનનો દૃષ્ટાન્ત આપો." ( મહાવર્ગ ૧. ૧૧-૧ ).

ગૌતમના આ અનુયાયીઓએ ધર્મપ્રસારણનો જેવો પવિત્ર આવેશ ધારણ કર્યો હતો તેવો આવેશ પછીના કોઇપણ ધર્મના પ્રસારકોએ ધારણ કર્યો નથી. ગૌતમ ઉરુવેલાતરફ ગયા, અને યશ કાશીમાં રહ્યો, અને અન્ય શિષ્યો ધર્મપ્રસારણસારૂ સર્વ દિશામાં વિખરાઇ ગયા.

ઉરુવેલામાં કાશ્યપ વંશના ત્રણ ભાઇઓ જેઓ અગ્નિહોત્રી હતાઃ અને જેઓની કીર્તિ તત્ત્વચિંતકતરીકે સારી ફેલાયેલી હતી તેમને પોતાના સિદ્ધાન્તને અનુકૂલ કરવા મોટા ભાઇએ જટા કાઢી નાંખી, અને અગ્નિહોત્રનાં પાત્રો નદીમાં નાંખ્યાં, અને બુદ્ધ પાસેથી પ્રવ્રાજ્યા અને ઉપસંપદા દીક્ષા લીધી. નિરંજરાનદીઆગળ તેના નાના ભાઇઓએ દીક્ષા લીધી. ( મહાવર્ગ ૨-૧૫-૨૦ )

કાશ્યપ બંધુઓના આ ધર્મપરિવર્તનથી જનસમાજઉપર મોટી અસર થઇ. હજાર શિષ્યસંઘસહિત ગૌતમ રાજગૃહતરફ ગયા. બિંબિસાર રાજા કેટલાક બ્રાહ્મણ અને વૈશ્ય ગૃહસ્થોસાથે બુદ્ધના દર્શનાર્થે ગયા. રાજાને કાશ્યપને ત્યાં જોઇ વિચાર થયો કે કાશ્યપે બુદ્ધને યતધર્મમાં આણ્યો કે બુદ્ધે કાશ્યપને ત્યાગધર્મમાં આણ્યો. કાશ્યપે રાજાને કહ્યું કે તેને બુદ્ધના આદેશથી શાંતિ મળી છે, અને યજ્ઞયાગાદિઉપરની તેની પ્રીતિ ઉઠી ગઇ છે. રાજાને ઉંડી અસર થઇ અને પોતે ગૌતમને શરણ થયો અને બીજે દિવસે બુદ્ધને ભિક્ષા

અર્થે નિમંત્રણ કર્યું. રાજાએ વેલુવનમાં આશ્રમ આપ્યો. ત્યાં થોડો સમય તથાગત રહ્યા. આ સ્થળે સારીપુત્ર અને મૌદ્ગલાયન નામના સુપ્રસિદ્ધ અનુયાયીઓ થયા.

ગૌતમ બુદ્ધની દિનચર્યાનું નીચેમુજબ વર્ણન કરવામાં આવે છે:—

પ્રાતઃકાળે બ્રાહ્મ મુહૂર્તે શિષ્યોસહિત બુદ્ધ વહેલા ઉઠે છે. ધ્યાનાદિ નિત્યકર્મ કરે છે, અને પછી ભિક્ષાઅર્થે ગામમાં જાય છે. જે સમયમાં તેમની દિવ્યકીર્તિ સર્વભાગમાં પ્રસરી હતી, અને જ્યારે તેમનું નામ પ્રાતઃસ્મરણીય ગણાતું અને રાજાઓ જ્યારે તેમને સાષ્ટાંગ કરતા ત્યારે પણ આ મહાત્મા ભિક્ષાપાત્ર લઇ ઘેર ઘેર મૌન સેવી, નિમ્ન મુખે, ફરતા અને જે કંઈ પાત્રમાં પડે તે લઈ પાછા આવતા.

તે સમયના આ મહાપુરુષ આ પ્રમાણે ભિક્ષુકતરીકે જીવન ગાળી પોતાના પવિત્ર તાના અને ભૂતાનુકંપાના વિચારો પ્રકટ કરી વિશ્વમાં શાંતિ પ્રસારતા હતા. આ પ્રશાન્તપદ પ્રાપ્ત કરવાનો અધિકાર ગૌતમે સ્ત્રીવર્ગને પણ આપ્યો. ડૉ. ઓલ્ડનબર્ગ કહે છે કે આ સમયમાં હિંદુસ્થાનમાં સ્ત્રીઓને જગદ્વ્યવહારમાં સ્વતંત્રતા હતી. પડદાનો નિયમ ન હતો. સ્ત્રીઓ જનસમુદાયની વિદ્યામય પ્રવૃત્તિમાં ભાગ લેતી હતી; અને તેનો પુરાવો હિંદુસ્થાનનાં ઐતિહાસિક કાવ્યો છે.

ગૌતમની કીર્તિ તેમના વતનસુધી પ્રસરી હતી, અને તેમના પિતાએ મરતા પહેલાં એકવાર પુનર્દર્શન થાય એવી ઇચ્છા જણાવી હતી. ગૌતમ પિતાની ઇચ્છાનુસાર કપિલવસ્તુ ગયા; પણ ગામમાં ન જતાં ઉપવનમાં રહ્યા. તેમના પિતા અને સગાંઓ ત્યાં ગયાં. બીજે દિવસે ભિક્ષુકતરીકે આ પ્રથમના રાજપુત્ર ગામમાં ભિક્ષા માગવા આવ્યા. પિતાને આ પ્રવૃત્તિ ક્ષાત્ર ધર્મને ઉચિત ન લાગી; પણ ગૌતમે કહ્યું કે તમો રાજવંશી છો, અને હું પ્રાચીન બુદ્ધોના વંશનો છું. રાજાએ તેમને મહેલતરફ આણ્યા. ત્યાં સર્વ સગાં મળ્યાં; પણ માનભરી ક્ષત્રિયાણી યશોધરાએ કહેવડાવ્યું કે મારામાં કંઇપણ કિંમત હશે તો તે પોતે જ મારે મંદિરે આવશે, અને હું તેમનો યોગ્ય સત્કાર કરીશ. ગૌતમ આ વાક્યને શરણ થયા. અને માત્ર બે શિષ્યસહિત યશોધરાને ત્યાં ગયા. જ્યારે યશોધરાએ પોતાના પતિને ભિક્ષુકના વેશમાં દીઠા ત્યારે તેનું હૃદય ભરાઇ આવ્યું. તે તેમને પગે પડી અને ચરણ ઝાલી તેણે હૃદયને ખુલ્લું કર્યું. પરંતુ પોતાના અને પતિના જીવનની દિશાનો મોટો ભેદ જોઇ સાવધ થઇ ઉભી થઈ અને આઘે રહી. બુદ્ધના પ્રશાન્ત આદેશનું તેણે શ્રવણ કર્યું. અને છેવટે ભિક્ષુકીની સંસ્થા સ્થાપી ત્યારે બુદ્ધે યશોધરાને પ્રથમ દીક્ષા આપી. પરંતુ આ પ્રસંગ થતાં સુધી યશોધરા ઘરઆગળ રહી અને પુત્ર રાહુલ પિતાસાથે ભિક્ષુતરીકે સંઘમાં ભળ્યો.

ગૌતમના પિતાને પૌત્રની પણ પ્રવ્રજ્યા થયેલી જોઇ સંતાપ થયો; અને તેના પરિણામમાં ગૌતમે એવો નિયમ સ્થાપ્યો કે માબાપની સંમતિવિના ભિક્ષુસંઘમાં કોઇને દાખલ કરવો નહિ.

"ચુલ્લવર્ગ—નું અવલોકન કરતાં જણાય છે કે રાજગૃહ પાછા ફરતાં અનુપિયા નામના ગામ આગળ ગૌતમ થોડા દિવસ રહ્યા: તે દરમીઆન શાક્ય રાજા ભદ્ર, અનુરુદ્ધ, આનંદ, ભૃગુ, કિમ્બિલ, દેવદત્ત અને ઉપાલિ નામના હજામ ભિક્ષુ સંઘમાં દાખલ થયા. આ સપ્ત શિષ્યો સમાજના ચઢીઆતા અને ઉતરતા દરજ્જાના મનુષ્યો હતા. એક શ્રીમાન્ રાજા અને

એક ગરીબ હજામ હતો. જાતિના ભેદવિના ગૌતમ બુદ્ધ સર્વને સર્વોત્તમ પ્રીતિથી શરણ આપતા. ગરીબાઇનાં સહભાવિ જેવાં દુઃખો છે તેવા અતુલ ધનના પણ સંદભાવિ સંતાપો છે. જ્યાં વિવેકબુદ્ધિ નથી, જ્યાં સાચો વૈરાગ્ય નથી ત્યાં ધનવડે સુખ નથી. શાક્યરાજા ભદ્રે પ્રવ્રજ્યા સ્વીકારી બુદ્ધશરણ લીધું, ત્યારે ઉપાધિત્યાગથી જે સંતોષ થાયો તેનું વર્ણન તે નીચેપ્રમાણે કરે છેઃ—

ભગવન્, જ્યારે હું રાજા હતો ત્યારે મારા મંદિરના બ્હાર અને અંદરના ભાગમાં પહેરેગિર હતા, એટલું જ નહિ પણ મારા નગર અને દેશના પણ રક્ષકો હતા; તોપણ મને ભય રહેતો, હું ચિંતાતુર રહેતો, અવિશ્વાસુ હતો. હવે જો કે હું જંગલમાં એકલો ફરું છું, અથવા કોઇ વૃક્ષતળે પડી રહું છું તોપણ મને ચિંતા અથવા ભય નથી. હું આત્મસંયમી, નિર્ભય, અને મૃગવત્ નિર્દોષ અને પ્રશાન્ત થયો છું. ”

(અપૂર્ણ).

---

# आन्तर मनना अद्‌भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૧ થી. )

વેદાન્ત શાસ્ત્રપ્રમાણે મન ભૌતિક છે, મનને ભૌતિક માન્યું છે પણ તેમાં પણ સ્થૂલ ભૂતના વિકારરૂપ નહિ સ્વીકારતાં જે અપંચીકૃત સૂક્ષ્મ ભૂતો છે તેના વિકારરૂપે સ્વીકાર્યું છે. અને મસ્તિષ્ક તો સ્પષ્ટપણે પંચીકૃત સ્થૂલ ભૂતોનું કાર્ય છે. તેથી એ શાસ્ત્રપ્રમાણે પણ મન અથવા અંતઃકરણ મસ્તિષ્કથી પૃથક્ છે અને મસ્તિષ્કથી સ્વતંત્રપણે વ્યાપારવાળું થઇ શકે છે. તેથી સર્વ સામર્થ્યો એ મનમાં જ રહેલાં છે અને તેથી એમાં આ પ્રકારની બે વિલક્ષણ શક્તિઓ જોવામાં આવે, આ પ્રકારે એના સામર્થ્યોની બે દિશામાં ભેદ સ્થાપવામાં આવે તો તે સાથે એ શાસ્ત્રને લેશ પણ વિરોધ નથી, અને મનુષ્યને એમાં ગ્લાનિ પામવા-જેવું લેશ પણ રહેતું નથી.

આ વિચાર એક બાજુપર હાલ મુકીએ અને બે મનને જ સ્વીકારીએ, એક મન-બાહ્ય મન તે મસ્તિષ્ક છે એમ સ્વીકારીએ અને આંતર મન તે ખરો મનુષ્ય છે, મનુષ્યનો આત્મા છે એમ લૌકિક દૃષ્ટિપ્રમાણે સ્વીકારીએ; તોપણ મનુષ્યને આ સિદ્ધાન્તને લીધે ગ્લાનિ થવાજેવું પ્રાપ્ત થતું નથી. આત્મારૂપ જે આંતર મન છે તે વ્યાપ્તિગ્રાહકઅનુમાન કરી શકતું નથી એમ કહેવામાં એની શક્તિનું એક રીતે મર્યાદીકરણ થાય છે એ સાચું છે પણ વિશેષ વિચારથી એ એની સ્તુતિમાં જ પર્યવસાન પામી રહે છે. એ આત્મારૂપ આંતર મન પરમાત્માના અંશરૂપ છે અને તેથી પરમાત્માના સામર્થ્યની એમાં છાયા પ્રાપ્ત થાય છે. પરમાત્મા સર્વજ્ઞ છે. સર્વજ્ઞ વ્યક્તિનું જ્ઞાન કેવા પ્રકારનું હોય છે ? સર્વજ્ઞ વ્યક્તિનું જ્ઞાન વ્યાપ્તિગ્રાહક અનુમિતિરૂપ કદાપિ હોઇ શકતું નથી. અમુકમાં શું સત્ય છે એ જાણવાની ઇચ્છા થતાં, આપણને તેનું જ્ઞાન થતું નથી તેથી આપણે એમાં શોધ કરવા વ્યાપૃત થઇએ છીએ, વિવિધ દૃષ્ટાન્તો ભેગા કરીએ છીએ, તેમને સરખાવીએ છીએ અને તેમાંથી મહાકષ્ટે કોઇ

બે ધર્મોનું સાહચર્ય નિર્ણય કરીએ છીએ. એ નિર્ણય થયા પછી એક ધર્મ તથા બીજા ધર્મની સાથે અવિનાભાવ સંબંધ રહેલો છે કે નહિ તેની અન્વેષણા કરીએ છીએ. એ સંબંધ આગંતુક છે એમ જણાવનાર કોઇ હેતુ આપણને પ્રાપ્ત થતો નથી તો પછી એ સંબંધ સ્વાભાવિક છે એમ નિર્ણય કરીએ છીએ; અગર જો આ નિર્ણયની સત્યતા આપણા તે સમયના જ્ઞાનપર જ રહે છે અને તેથી આપણું જ્ઞાન વૃદ્ધિ પામતાં એકવાર જેને સ્વાભાવિક સંબંધરૂપે આપણે સ્વીકારેલો હોય છે તે ઘણીવાર ઔપાધિક સંબંધરૂપે આપણને જણાઇ રહે છે. અને સ્વાભાવિક નિર્ણય થતાં પછી એક ધર્મ અન્યનો જ્ઞાપક છે એમ નિશ્ચય બાંધીએ છીએ. આ પ્રકારની પદ્ધતિ સર્વજ્ઞ વ્યક્તિમાં હોવાનો અસંભવ છે. જે સર્વજ્ઞ છે તેને જ્ઞાન સહજ જ હોય છે. જ્ઞાન સહજ જ થતું હોય તો જ તે વ્યક્તિ સર્વજ્ઞ કહી શકાય છે અને દીર્ઘ સમય અજ્ઞાનમાં રહી જેને સત્યની પ્રાપ્તિ પ્રયત્નપૂર્વક શોધ કરવી પડે છે તે વ્યક્તિ કદાપિ સર્વજ્ઞ કહી શકાતી નથી. તેથી સહજ સમજાય છે કે પરમાત્માનું જે જે જ્ઞાન થાય છે તે કદાપિ વ્યાપ્તિગ્રાહકઅનુમાનપદ્ધતિથી થતું નથી. માટે આ આંતર મન જે આત્મારૂપ હોવાથી પરમાત્માના અંશરૂપ છે તેને વ્યાપ્તિગ્રાહકઅનુમાનપદ્ધતિથી જ્ઞાન થતું નથી એમ કહેવામાં અથવા સિદ્ધ થવામાં એ મનનું ગૌણત્વ આવતું નથી, પણ જો કંઇ પણ પ્રાપ્ત થાય છે તો તે એ મનનું પરમાત્મા સાથે એ અંશમાં સાદૃશ્ય જ પ્રાપ્ત થાય છે. તેથી આંતર મન અર્થાત્ આપણે વ્યાપ્તિ સ્થાપન કરી શકતા નથી એમ કહેવામાં આત્માની નિંદા નથી, પણ સ્તુતિ જ પર્યવસિત થઇ રહે છે. તેથી એ સિદ્ધાન્ત ગ્લાનિકર નથી, પણ પરમાત્માસાથે સંનિકૃષ્ટત્વને સ્થાપન કરનાર હોવાથી હર્ષનો હેતુ જ થઇ રહેવો ઘટે છે.

બાહ્ય મન આંતર મનના કરતાં પરમાત્માથી વિપ્રકૃષ્ટ છે, આપણા આત્મારૂપ નથી, પણ આત્માના સાધનરૂપ છે, તેથી એ મનને જ વ્યાપ્તિનું સ્થાપન કરવાની અગત્ય રહે છે. જીવનું એક યોનિમાંથી બીજી યોનિમાં જવું થાય છે ત્યારે જીવ બાહ્ય મનને જ્યાંનું ત્યાં રહેવા દે છે અને માત્ર આંતર મનને જ સાથે લઇ તે અન્ય યોનિમાં જાય છે. આખા સંસરણમાં આપ્રમાણે એક બાહ્ય મનનો વારંવાર ત્યાગ અને નવા બાહ્ય મનનું ગ્રહણ થયાં કરે છે. ત્યારે આંતરમન જીવની સાથે સંપરિવક્ત થઇ વહેતું રહે છે. આ સ્થિતિ હોવાથી બાહ્ય મનની કલા જે જે ઉદ્ભવે છે તે, તે તે પ્રાપ્ત પ્રસંગમાં " અહં " ના જીવનને અર્થે, અહંરૂપ જીવના સુખપૂર્વક નિર્વાહને અર્થે ઉદ્ભવે છે. આપણને આ વિશ્વમાં જે જે જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે, અગ્નિ હિમનું ઔષધ છે, અતિવૃષ્ટિથી અમુક હાનિ થાય છે, અનાવૃષ્ટિથી અમુક હાનિ થાય છે, એ બેને અટકાવવા અમુક સમર્થ ઉપાયો છે, અમુક પ્રકારનું સેવન નિરામયતા સાધે છે ત્યારે અમુક પદાર્થનું સેવન રોગપ્રદ છે, અમુક રાજ્યસંસ્થા અમુક સમયમાટે યોગ્ય છે અને અમુક અયોગ્ય છે, અમુક પ્રકારનું ગૃહ સુખપ્રદ છે અને એથી વિરોધી હાનિકર છે, ઇત્યાદિ સર્વજ્ઞાન આપણને પ્રાપ્ત કરવું જે આવશ્યક છે તે સર્વ આપણા સુખપૂર્વક પ્રવાસની સિદ્ધિઅર્થે છે. આથી એ આવશ્યકતાના પરિણામરૂપે બાહ્ય મનની આપણને પ્રાપ્તિ થાય છે અને એ આવશ્યકતા પૂરી પાડવા પૂરતી શક્તિઓ બાહ્ય મનમાં વિકસે છે તથા એની અગત્ય પણ છે. આથી આ સર્વ પ્રકારનું જ્ઞાન વ્યાપ્તિગ્રહક અનુમાનથી થતું હોવાથી એ શક્તિ બાહ્ય મનમાં આવી રહેલી છે. જ્યારે જીવની ઉત્ક્રાન્તિ

થાય છે અથવા જે યોનિમાં આ પ્રકારના જ્ઞાનની અપેક્ષા નથી ત્યાં આ પ્રકારના બાહ્ય મનની શક્તિની અગત્ય રહેતી નથી. તેથી ત્યાં સર્વ વ્યવહારનો નિર્વાહ કેવળ આંતરમનવડે જ થાય છે. તાત્પર્ય કે જે આવશ્યકતાના પરિણામરૂપે બાહ્ય મનનું ગ્રહણ છે, તેની જ સિદ્ધિને અર્થે બાહ્ય મનની અનુમાન કરવાની શક્તિ છે અને તે પૂરતી જ એ શક્તિની સ્તુતિ છે. એ આવશ્યકતા જ્યાં નથી ત્યાં એ શક્તિની અપેક્ષા રહેતી નથી અને તેથી એ શક્તિ આંતર મનમાં ન હોય તો તેથી મનુષ્યે જરા પણ નીચું જોવાપણું રહેતું નથી.

મનુષ્યની સ્તુતિ જ્ઞાનના વિસ્તારથી બાહ્ય મનના વિકાસથી, બાહ્ય મનની પ્રસ્તુત અનુમાનશક્તિથી થાય છે. આપણે સર્વ એ શક્તિને તથા એ મનને વખાણી રહ્યા છીએ. પણ તેનું કારણ એ જ છે કે આપણે હાલના વ્યવહારમાં એની અપેક્ષા રહે છે પણ તેટલા ઉપરથી એમ કદાપિ સિદ્ધ થતું નથી કે જ્યાં એ શક્તિની અપેક્ષા રહેતી નથી ત્યાં પણ એ શક્તિનાં વખાણ કરવાનાં છે અથવા જે વ્યક્તિમાં એ શક્તિ નથી તે આંતર મનરૂપ વ્યક્તિને તેટલા માટે ગૌણ ગણવાની છે. સાચું સામ્રાજ્ય આંતર મનનું જ છે કેમકે આપણાથી અત્યંત નિકટ છે, એ જીવને જીવ બનાવનાર છે અને બાહ્ય મન તો માત્ર એક બાહ્ય સાધન છે. વ્યવહાર ચલાવવામાં, આપણે સ્પષ્ટ જોઈએ છીએ કે, આપણે હલકાં ભારે, નાના મોટા, ઉચ્ચનીચ અનેક પદાર્થની અપેક્ષા રહે છે; આહારને માટે દુધ, શર્કરા, નવનીત, દુગ્ધ આદિની અપેક્ષા રહે છે તેમ હસ્તપાદ શુદ્ધિ કરવા મૃત્તિકાની જરૂર પણ રહે છે. બંને વર્ગમાંથી એક વર્ગ બીજા વર્ગનું કાર્ય કરી શકે તેમ નથી. ઘૃત કે દુગ્ધથી હસ્તપાદાદિની શુદ્ધિ સધાતી નથી, તેમ મૃત્તિકાથી શરીરસંરક્ષણ થતું નથી. માટે બંને પદાર્થ પોતપોતાના વ્યાપારને અર્થે અપેક્ષિત છે અને તેથી બંને સારા છે. એમાં જેમ એમ ગણવું કે ઘૃત આદિ શુદ્ધિ કરી શકવા અસમર્થ હોવાથી વ્યર્થ છે અથવા મૃત્તિકા આહારમાટે નિરુપયોગી હોવાથી વ્યર્થ છે—એ ભૂલ છે, તેમ આંતરમન અને બાહ્યમન પોતપોતાના વ્યાપારને પોતાની ભૂમિકાપર રહી કર્યા જાય છે, તેમાં આંતરમન વ્યાપ્તિગ્રાહકઅનુમિતિ ન કરી શકે માટે ઉતરતી પંક્તિનું થઇ રહે છે અથવા બાહ્ય મન સતત જીવની સાથે ન રહેનાર હોવાથી સર્વથા નિરુપયોગી છે એમ ગણવું એ પણ કેવળ ભૂલભરેલું છે. તેથી સર્વ રીતે વિચાર કરતાં આંતરમનની શક્તિનું જે એક પ્રકારે મર્યાદીકરણ અત્ર જણાવવામાં આવ્યું છે તે એની નિકૃષ્ટતા સ્થાપવા અસમર્થ છે પણ વિશેષ વિચારથી એની સ્તુતિમાં જ પર્યવસાન પામે છે અને તે સાથે બાહ્ય મનની વ્યર્થતા અથવા નિરુપયોગિતા કદાપિ સિદ્ધ થતી નથી તાત્પર્ય કે જે આવશ્યકતાએ બાહ્ય મનને જન્મ આપ્યો છે તે આવશ્યકતા જતી રહે, સ્થૂલ શરીરનો ત્યાગ થયે બાહ્ય મનની અપેક્ષા રહેતી નથી, તેથી માનુષ ચક્ષુથી અભેદ્ય રહેલો અંતરાય ખરી ગયે સત્ય પોતાની મેળે આંતર મનને જણાય છે. એ સ્થિતિ જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે જીવાત્મા અર્થાત્ આંતર મન પોતાના વ્યાપારને શારીરપ્રતિબંધથી અશૃંખલિત રહી કરે છે અને સત્યરૂપ પોતાના ધામમાં પ્રકાશતું રહી, સર્વ સત્યના મૂલભૂત ચૈતન્યસ્વરૂપ બ્રહ્મતત્ત્વમાંથી જ સર્વ સત્યને સ્વસામર્થ્યવડે, વ્યાપ્તિપ્રયોજક અનુમાનની સહાયવિના તત્કાલ જ જાણે છે, **ऋतंभरा तत्र प्रज्ञा. द्रष्टृदृश्योपरक्तं चित्तं सर्वार्थम्**—ઇત્યાદિ યોગસૂત્રની સત્યતાનો અનુભવ કરી રહે છે.

## વિરોધી ઘોતનની અસર.

આ પ્રમાણે આંતર મનની એક શક્તિ અથવા એક મર્યાદાનો આપણે વિચાર કર્યો. હવે એની બીજી શક્તિ અથવા બીજી મર્યાદા એ છે કે મન તકરારને, વિરોધને, પ્રતિપક્ષને સહન કરતું નથી. પૂર્વે આ સંબંધમાં સંક્ષેપમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પણ આ શક્તિ અથવા મર્યાદા એટલી તો ઉપયોગની છે કે આંતર મનના નિરુપણમાં એના વિસ્તારની અપેક્ષા રહે છે. અનેક વ્યતિકારો જેનું સંતોષકારક સમાધાન આજસુધી આપવામાં આવ્યું નથી તેનું આ ચર્ચાને લીધે સારી રીતે સમાધાન થઇ શકે છે, તેની બરાબર ઉપપત્તિ આ મર્યાદાથી થઇ શકે છે. એટલું જ નહિ પણ આંતર મનના સામર્થ્યનો ઉપયોગ કરનારને આ નિયમ ખાસ લક્ષમાં રાખવાની જરૂર રહે છે. એ નિયમના અજ્ઞાનથી, અથવા ઉપેક્ષાથી અનેકવાર મોટા મોટા યત્ન પણ ફલરહિત થઇ ગયા છે અને જાય છે. આંતર મન ઘોતનને અધીન છે એ સારી રીતે સિદ્ધ થઇ ગયું છે. પણ તેમાં જ્યારે બે વિરોધી ઘોતન થાય છે ત્યારે એ મન તે બંનેને અધીન થઇ રહે છે એ નિયમ પણ એનાથી જ સિદ્ધ થાય છે. તકરાર, સંશય, અશ્રદ્ધા, શ્રદ્ધામાં જરા પણ ખામી, વિરોધ પ્રતિપક્ષ ઇત્યાદિ સર્વ વિરોધી ઘોતન છે. આરોગ્યની પ્રાપ્તિ માટે આંતર મન આરોગ્યની ભાવના કરવા માંડે છે ત્યારે ખુણે ખોચરે પણ એમાં એવો સંશય થાય કે આ ભાવનાથી મને આરોગ્યની સિદ્ધિ થશે કે નહિ તો એ સંશય એ આંતરનું વિરોધી ઘોતન છે અને તેથી એ ભાવનારૂપ કરાતા ઘોતનને તરત અન્યથા કરી દે છે. પરમાત્માપ્રતિ શ્રદ્ધા રાખી પ્રવૃત્ત થનાર મનુષ્યને તેમાં જરા પણ અશ્રદ્ધા થાય છે તો શ્રદ્ધા પ્રયુક્ત પ્રવૃત્તિ આંતર મનમાં જે ફળ પ્રકટાવી શકે તે સર્વને આ અશ્રદ્ધાનો અંકુર તરત ભ્રષ્ટ કરી દે છે. જેમ લજામણીનું તરુ તેને છેડવામાં આવે છે—તેને સહજ સ્પર્શમાત્ર કરવામાં આવે છે કે તત્કાળ પોતાનાં પાતરાને એ સંકુચી દે છે, તેજ પ્રમાણે આંતર મન એકવાર એક પ્રવાહ બાંધે છે તો પછી તે પ્રવાહથી વિરોધી પ્રવાહને જરા પણ સહન કરી શકતું નથી. વિરોધી પ્રવાહનો ગંધમાત્ર પણ એવા પ્રથમના પ્રવાહનાં દ્વારને તત્કાલ બંધ કરી દેવા સમર્થ છે. અહો! પરમાત્માની કૃતિનો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરનાર કોણ ચકિત થયાવિના રહે તેમ છે. એક તરફથી પરમાત્માએ સર્વ અર્થને સાધી શકે એવું આંતર મન મનુષ્યમાં સ્થાપ્યું છે ત્યારે એ મનના અદ્દભુત સામર્થ્યનો અધિકારી દુરુપયોગ ન કરી દે તે માટે એનો એવો વિલક્ષણ સ્વભાવ પણ પરમાત્માએ સાથે સાથે જ રચ્યો છે કે વિરોધી ઘોતન થતાં એના સામર્થ્યનો વિકાસ થવાની પેડી તરત બંધ થઇ જાય છે. જે અનધિકારી મનુષ્યો હોય છે તેમનામાં શ્રદ્ધાનો અભાવ અથવા શ્રદ્ધાની ખામી એ પ્રથમ લક્ષણ વિદ્યમાન રહે છે, અને એ જ આંતર મનનો ગેરલાભ લેતાં રક્ષણ કરનાર દ્વારપાલ છે. આ જ હેતુથી આપણા ઋષિમુનિપ્રણીત સર્વ સત્ શાસ્ત્રોમાં શ્રદ્ધાને ઉત્તમોત્તમ સ્થાન આપવામાં આવ્યું છે અને એને સંપત્તિ કહી છે. જેમ અખૂટ ધન એ મનુષ્યની સંપત્તિ છે તેમ અડગશ્રદ્ધા એ પણ ઉત્તમ સાધકની સંપત્તિ છે. જેમ ધનવિનાનો મનુષ્ય વ્યવહારમાં સંપત્તિહીન ગણાય છે અને રંક અથવા નિર્ધનમાં ખપે છે, તેમ શ્રદ્ધાવિનાનો સાધક પણ એવો જ રંક અથવા દરિદ્ર ગણાય છે. આ હેતુથી જ વ્યવહાર પરમાર્થ સર્વના સાધકે શ્રદ્ધાને પ્રથમ સર કરવી જોઇએ છે. संशयात्मा विनश्यति–

સંશય રાખનાર, અશ્રદ્ધા કરનાર પ્રાસંગ્ય ફલથી રહિત રહેવારૂપ વિનાશને પામે છે, કારણ કે સંશય એ અશ્રદ્ધા છે અર્થાત્ જે ફળ માટે જે સાધનો કર્તવ્ય છે તે સાધનોના અનુષ્ઠાનમાં **અપેક્ષિત** આંતર પ્રવૃત્તિના વેગને સ્ખલન કરનાર પ્રતિપક્ષી ઘાતન છે. આંતર મન કોઈપણ પ્રકારના પ્રતિપક્ષી ઘાતનને જરા પણ સહન કરી શકવા અસમર્થ છે, એ એનો નિજ સ્વભાવ છે.

આ નિયમ વિવિધ વ્યતિકરોની કેવી રીતે ઉપપત્તિ કરે છે તથા આપણને આંતર મનના સંબંધમાં તે વ્યતિકરોથી શું બોધ આપે છે તે જોઈએ. પ્રથમ તો જેઓએ હિપનોટિઝમના પ્રયોગો વારંવાર કર્યા છે તેમના અવલોકવામાં એવું વારંવાર આવ્યું છે કે કોઈ પણ પાત્રને તેની ઇચ્છા ઉપરાંત હિપનોટિઝમ કરી શકાતું નથી. કદાચ કરી શકાય છે તો તેમાં કષ્ટ ઘણું પડે છે. આટલું જ નહિ પણ એ પાત્રને શંકાશીલ સમાજની અંદર હિપનોટિઝમ કરવું હોય છે તો તે સમયે પણ એટલું જ કષ્ટ પડે છે. અને ઘણે પ્રસંગે એ પ્રયોગો વિજયી થતા નથી. ખાસ કરીને જો એ સમાજના ગૃહસ્થો પ્રસિદ્ધપણે શંકાશીલ જ્ઞાત થયેલા હોય છે અર્થાત્ પોતાનું શંકાશીલતત્વ તે સમયે પ્રસિદ્ધ કરે છે ત્યારે એ કષ્ટ અધિક થઇ રહે છે. એ પણ સારી રીતે જ્ઞાત થયેલું છે કે જ્યારે પાત્ર વિશદ નિદ્રામાં હોય છે ત્યારે કોઈ પણ એની સાથે તકરારમાં ઉત્તરે છે, એની સાથે દલીલ કરવાનો યત્ન કરે છે અથવા એ મનુષ્ય ઢોંગ કરે છે અને પ્રમાણિક પણે વર્તતો નથી એવો આરોપ કરે છે ત્યારે એ પ્રયોગોનો સંતોષકારક પરિણામ આવતો નથી. આ પ્રકારની પદ્ધતિ અથવા સ્થિતિનો પરિણામ એ જ આવે છે કે તે પાત્રના મનમાં ખેદ થાય છે અને અલ્પ સમયમાં જ એ જાગ્રત થઇ રહે છે. હિપનોટિઝમના ઉંચા વ્યતિકરોમાં આવો પરિણામ વળી આથી પણ અધિક જણાય છે. દૂરદર્શન, વિચારસંક્રાન્તિ, મનોવાચન આદિ વ્યતિકરોની સિદ્ધિ કદાપિ શંકાશીલ સમાજની સમક્ષ થતી નથી. પશ્ચિમના વોશિંગ્ટન ઇરવિંગ બિશપ અને મી. લેબુશેઅરની વચ્ચેનો વાદ સર્વને એ દેશમાં સુપ્રસિદ્ધ છે. જાહેર સભાઓમાં તથા ખાનગીમાં મી. બિશપ પોતાની આશ્ચર્યકારક શક્તિના પ્રયોગો કરી બતાવતો હતો; બીજાના વિચારોને વાંચી શકવાનું પોતાનું સામર્થ્ય છે એ શતશઃ એ ગૃહસ્થે પ્રયોગોવડે સિદ્ધ કરી આપ્યું હતું. બંધ કરી સીલ કરેલા કવરની અંદર રાખેલાં પત્રોમાં શું લખ્યું છે તે સખત કસોટીપૂર્વક એણે અનેકવાર કહ્યું હતું અને તે પણ અનેક વિચક્ષણ, બુદ્ધિશાળી તથા પ્રમાણિક ગૃહસ્થોના, સમાજમાં. આ પ્રકારે એની ખ્યાતિ સર્વત્ર પ્રસરેલી હતી તે સમયમાં મી. લેબુશેઅર નામના ગૃહસ્થે પોતાના પત્રમાં જાહેર લખાણ કર્યું કે મી. બિશપથી સર્વ છેતરાયા છે. મી. બિશપે દર્શાવેલા પ્રયોગો ' હમબગ ' છે અને તેમાં કાંઈ પણ માલ નથી તથા એના પર જરા પણ વજન રાખવાજેવું નથી. આ પ્રકારે પોતે ખરા અંતઃકરણથી નિશ્ચયપૂર્વક માને છે એ સિદ્ધ કરવા એ ગૃહસ્થે એક જાહેર ખબર પોતાના પત્રમાં બહાર પાડી કે મેં એક સીલ કરેલા કવરમાં ઘણી મોટી રકમની ઇંગ્લંડની બેંન્કની નોટ મુકી છે અને જો મી. બિશપમાં ખરૂં સામર્થ્ય હોય અને એ નોટનો નંબર એ સાચો જણાવે તો એ નોટ એને આપી દેવા હું તૈયાર છું. આ પ્રકારની જાહેરખબર બહાર પડતાં મી. બિશપની પ્રતિષ્ઠા સંશયતુલાપર ચઢી. મી. બિશપે ઘણીવાર એ નોટનો

નંબર કહેવા પ્રયત્ન કર્યો પણ એમાંથી કોઇ પણ વાર સાચો નંબર વાંચી શકવા એ વિજયી થયો નહિ. હવે આ પ્રકારનો પ્રયોગ મી બિશપે આ પ્રસંગની પૂર્વે હજારોવાર ફતેહમંદીથી કર્યો હતો અને આ પ્રસંગ થઇ ગયા પછી પણ એવા પ્રયોગ અનેકવાર એણે કરી બતાવ્યા હતા. પણ આ સીલ કરેલા કવરમાં મુકેલી નોટનો સાચો નંબર એ કદાપિ કરી શક્યો નહિ.

( અપૂર્ણ. )

---

# परस्परमां केवी रीते वातो करवी.

"ગમે તેવી જાતની વાતો કરવી એ હાનિકારક છે, એમ તમે કહો છો. સંસારમાં રહ્યા, અને કોઇના મંદવાડની વાત તો કહે ન કરશો, જગતઉપર ત્રાહ ત્રાહ વર્તાવી રહેલા દુષ્કાળની વાત તો કહે ન કરશો, આજ કાલ કોઈ કોઈ જગાએ ચાલતા કોલેરાજેવા રોગની કે ખરાબ હવા પાણીની વાત તો કહે ન કરશો, કોઇના દોષ કે અવગુણ દેખાય તો તેની વાત તો કહે ના કરશો, કોઇના પરસંસારની વાત તો કહે ન કરશો, ગામમાં ઉડતી ચાર અફવાઓ જરા નીરાંતે બેસી સાંભળીએ, તો કહે તે પણ નહિ, ત્યાર પછી ચાર જણાએ મળીને અમારે વાત શી વાત કરવી ? મને તો એમ લાગે છે કે પછી તો કોઇ વાત રસપૂર્વક થઇ શકવાની જ નહિ. અને કોઇએ કશું બોલવું જ નહિ તો પછી કરવું શું ?" ચંદ્રકાંત

મહાકાલના વાચકોને તો આવો પ્રશ્ન પૂછાતો જોઇ આશ્ચર્ય થશે. પરંતુ જે મનુષ્ય પૂછે છે તે નિખાલસ મનનો છે. તે માને છે કે સંસારમાં રહીને જીવનમાં જનસમાજને લગતી રસપૂર્વક કહેવાતી વાતો તે કોઇના મંદવાડની, કોઈના દોષોની, કોઇની દરિદ્ર કે એવી જ જાતની સ્થિતિની વાતો હોઇ શકે છે. અને જો તેવી જાતની વાતો કહેવામાં નથી આવતી તો પરસ્પરનો વાત કરવાનો રસ જતો રહે છે અને કશો આનંદ પડતો નથી. તેમ જ બીજા કોઇ ઘેર આવી ચઢે તો તેની સાથે શી વાતો કરવી અને પોતાના મિત્રમંડળનો કેવી રીતે સત્કાર કરવો અને તેમને કેવી રીતે પ્રસન્ન કરવા, અને તેની સાથે નવીન વિચારશ્રેણીને પણ પકડી રહેવાય એમ કેવી વાતો કરવી એ બાબતમાં તેમને શંકા પ્રતીત થાય છે.

જો તે મનુષ્ય જ આવી શંકા કરનાર એક અપવાદરૂપ હોય તો તો આપણે તેની શંકાને આ સ્થાને ચર્ચવાની કે તે પ્રશ્નના ઉત્તરને ઇતરસમક્ષ આપવાની કશી જ અગત્ય ન રહત, પરંતુ આવો પ્રશ્ન તેને એકલાને જ નથી થતો. મનુષ્યના મોટા ભાગને તુમની નિત્યની વાતોમાંથી ઉપર જણાવેલા અયોગ્ય પ્રસંગોની વાતોને ટાળી દેવાનું કહો, અને મનુષ્યનો મોટો ભાગ ભાગ્યે જ જાણી શકશે કે હવે બીજી શી વાત કરવી. તેઓને અત્યંત અકળામણ થવાની, અને એનું કારણ એ જ છે કે આપણને આપણે મૂળથી જ કોઇની હલકી બાજુ જોવાની ટેવ પડી છે. એવી ને એવી વાતો સાંભળતાં સાંભળતાં આપણે ઉછર્યાં છીએ અને એમાં જ આપણી રસવૃત્તિ આજપર્યંત કેળવાતી આવી છે.

ઘણા જ થોડા મનુષ્યો એવા હોય છે કે જેઓ ઉંચી જાતની, શ્રોતાવક્તા ઉભયનું

દિત કરનારી, મૂલ્યવતી, હૃદયને વિશાળ કરનારી, મનુષ્યને ઉન્નત પ્રદેશમાં સ્થાપનારી, અંતઃકરણને પોષણ આપનારી તથા સર્વની નિર્દોષ અને સારી બાજુને જ દેખાડનારી વાતો રસપૂર્વક કરી શકે છે. તેઓ કોઇને સર્વાંશે નિર્દોષ કેવી રીતે જોવા, અને સર્વનું સર્વાંશે શુભ શી રીતે વિચારવું તથા કહેવું એ જાણતા હોતા નથી. અને સૃષ્ટિમાં બનતી અનેક અવનવી અને બુદ્ધિવાળી તથા રસવાળી બાબતોઉપર તેમણે લક્ષ આપેલો હોતો નથી જેથી તેવી નિર્દોષ વાતોને ' જરા નીરાંતે બેસી ' કહેવાની અથવા નિત્યની સામાન્ય વાતોરૂપે તેવા કોઇ બુદ્ધિવાળા વિષયને ચર્ચવાની તેમને કશી જ ગતાગમ હોતી નથી.

સવારમાં ઉઠીને ચાર આમની સાંભળી, ચાર તેમની સાંભળીને જમવા બેસે તો જ તેમનાથી જમાય અને પચે, અને આખા દહાડામાં પણ તેવી ને તેવી વાતો જ્યારે જરાવાર સાંભળે ત્યારે તેમનાથી રાત્રે ઉંઘાય એવી ઘણા મનુષ્યોની પ્રકૃતિ પડી ગઇ હોય છે. આવી વાતોનું સ્વરૂપ જેવું શ્રી ભામિનીભૂષણની આઠ કથાના પ્રસંગોમાં આપેલું છે તેવું ઉત્તમ બીજે કોઇ સ્થળે નથી. સ્ત્રી અને પુરુષોમાં જ્યાં ત્યાં આ જ ઉપર પ્રમાણે જણાવી એવી જ વાતો થયા કરતી હોય છે.

આપણને જેની જરૂર છે તે એક નવીન દૃષ્ટિબિંદુ અથવા નવીન વિષય છે. આપણે કોઇના પણ જીવનની દુર્બળ અને અપૂર્ણ બાજુની જ ચર્ચા કરવામાં એવા તો ટેવાઇ ગયા હોઇએ છીએ કે આપણું મન કંઇ પણ બીજી બાબતને તત્કાલ ગ્રહણ કરી શકતાં જ નથી. કોઇના મંદવાડની કે કોઇના દુઃખની વાતો કરવી એ પ્રકારની ટેવ જ બંધાઇ ગઇ હોય છે, અને મનને તેવો સહજ પણ વિષય મળતા કે બીજું કાંઇ પણ કારણ જડી આવતાં મનુષ્ય તે પડી ગયેલી ટેવમાં આવી ભરાય છે. પરંતુ આપણું મન બદલી શકાય એવું હોય છે, અને આ બાબતમાં તો મનને અવશ્ય બદલવું જ જોઇએ.

રસ ઉપજે એવી લાખો વસ્તુઓ આપણી આગળ પાછળ રહેલી છે કે જે જાતે ખરાબ નથી, તેમ આપણામાં કોઇ ખરાબ વસ્તુનું કોઇ પ્રકારે ઘાતન ઉપજાવતી હોતી નથી. અને તેમાંની અત્યંત રસને ઉપજાવે એવી એક વૃદ્ધિ પામવાની વાત છે. આપણે વૃદ્ધિના સંબંધમાં—કોઇ પણ વસ્તુના વધવા સંબંધમાં—વાતો કરી શકીએ એમ છે. પછી તે વૃદ્ધિ ગમે તો એક બાલકમાં કે ઉપવનમાં કે વૃક્ષમાં કે ક્ષેત્રમાં કે નગરમાં કે મનુષ્યના મનમાં ગમે ત્યાં હોય. પરંતુ તેના સંબંધમાં—તે સર્વની ઉન્નતિસંબંધમાં, આપણે પરસ્પર મળીને વાતો કરી શકીએ એમ છે. પરંતુ હજીસુધી આપણે આ વૃદ્ધિના સંબંધમાં કંઇ પણ અંશમાં કોઇ સાથે કરી પણ વાત ચર્ચી હોતી નથી. જો આપણે પરસ્પર તેની વાતો કરવાનો આરંભ કરીશું તો એ વિષયમાંથી આપણી વાતોમાં હજારો પ્રસંગો ચર્ચવાયોગ્ય મળી આવશે, કે જેમાંના અનેક પ્રસંગો ગમે તેવા કલ્પનાના તરંગો દોડાવવા કરતાં વધારે રસમય અને લાભકારક થઇ પડશે. અને અહો ! તેવી વાતો મનને કેવું સુંદર દૈવીસંપત્તિમય બનાવે !

હાલ તો આપણે જેના તેના ક્ષયની જ વાતો કરીએ છીએ. કોઇ પણ વસ્તુ જોતાં તે કેવી રીતે વૃદ્ધિ પામતી હશે તેનો વિચાર તમને ભાગ્યે જ કવચિત્ આવ્યો હશે, પણ તેના નાશના—તે કેવી રીતે નાશ પામે તેના વિચારો તમને વારંવાર આવી ગયા હશે. કોઇની વૃદ્ધિ કેમ કરવી એ કોઇ તમને પૂછે તો તેનો ઉત્તર નહિ આપી શકો, પણ તેના નાશનો

વિધિ તમારે જિહ્વાગ્રે જ હશે. એક સુગરીએ જ્યારે ચોમાસામાં એક વાંદરો ઘર ન હોવાને લીધે તહાડમાં વરસાદમાં ભીંજાતો કકડતો હતો, ત્યારે તેને, પોતે બીજી ઋતુમાં આળસથી કાળ ન ગાળતાં મહેનત કરીને કેવું ઘર બાંધ્યું હતું અને તેને લીધે તે કેવી સુખમાં રહેતી હતી એ તેણે તે વાંદરાને કહ્યું. એ ઉપરથી તે ચીડાઇને બોલ્યો કે રંડા ! તું મારા સરખા પંડિતની સાથે વાદવિવાદ કરે છે ? તું જાણે છે કે તારા જેવું ઘર **बंधनेऽप्यसमर्थोऽस्मि समर्थोगृहभंजने**-બાંધવાને માટે તો હું અસમર્થ છું-મને બાંધતાં તો નથી આવડતું-પણ હું એ તારા ઘરને ભાંગી નાંખવા તો સમર્થ છું જ.

આ પ્રકારે આપણે પણ કોઇની વૃદ્ધિને તો જાણતા નથી, પણ તેના નાશને તો અશેષવિશેષસહ જાણીએ છીએ ! અને એનું નામ જ ક્ષયની વાતો જાણવી એ છે. આમ હોવાથી હાલ પરિણામ એ આવ્યો છે કે આપણે આપણા શરીરના ક્ષયની જેટલી વાતો, જેટલાં પ્રમાણો-અને જેટલી રીતો જાણીએ છીએ તેટલી શરીરની વૃદ્ધિની જાણતા નથી. અને આમ હોવાથી આપણું શરીર પણ ક્ષયને જ પામવાના વધારે અને વધારે અભ્યાસવાળું થતું જાય છે.

જો આપણે સર્વની વૃદ્ધિની વાતોને, તેનાં શાસ્ત્રીય પ્રમાણોને તથા તેની રીત અથવા વિધિને જાણીએ છીએ તો તેની સાહાય્યવડે ક્રમે કરીને આપણા શરીરની વૃદ્ધિનાં પણ સમગ્ર સાધનોને આપણે જાણી શકીએ છીએ. કેમકે વૃક્ષની, જંતુની અને એ વિના સર્વ વૃદ્ધિ પામતી વસ્તુની વધવાની રીત જેવી જ મનુષ્યની વધવાની રીત પણ હોય છે. અને તેથી વૃદ્ધિની વાતો કર્યા કરવાનો જો આપણે નિશ્ચય રાખીએ છીએ તો કાળે કરી આપણું મન તે વિષયમાં કેળવાતાં મનુષ્યજીવનની વૃદ્ધિના રહસ્યને આપણામાં સ્ફુરાવી શકીએ છીએ, અને તેમ થતાં-સહજ વાતો કરતાં કરતાં-કુદરતના એક મોટા સામર્થ્યને પ્રાપ્ત કરીએ છીએ. અહો ! વૃદ્ધિની સામાન્ય વાતો પણ પરિણામે કેવા અદ્ભુત સામર્થ્યને પ્રકટાવવા સમર્થ થાય છે !

બુદ્ધિવાળી અને સત્કારના કાર્યને શોભાવનારી અત્યંત વિશાલ ક્ષેત્રવાળી બીજી જાતની વાત તે અધિકતર શક્યતાની-વધારે અને વધારે પ્રાપ્ત થવાના સંભવની છે. એ અધિકતર શક્યતા શાની ? દુઃખની ? નહિ. પરંતુ મનુષ્યમાં ગુપ્તપણે જે સામર્થ્યો રહ્યાં છે તે બહાર પ્રકટાવવાની, કુદરતનાં વિવિધ રહસ્યનું પ્રકાશન કરવાની, અને તે જ પ્રમાણે સર્વ વસ્તુમાં જે ગુપ્તપણે કંઇ કંઇ અદ્ભુત રહ્યું છે તેને પ્રકાશમાં લાવવાની—મનુષ્યમતિને ગમ્ય કરવાની એ શક્યતાસંબંધી વાતો છે. એ વાતોના પ્રસંગોમાં એક એવી અનંત સૃષ્ટિનું જ્ઞાન મેળવીએ છીએ કે જેમાં સઘળું અનવધિ પ્રમાણમાં રહેલું છે, કે જેની એક કિનારને જ મનુષ્યે હજીસુધી ગ્રહણ કરી છે.

અશક્યતાસંબંધી આજસુધીમાં આપણે ઘણું જ્ઞાન-જો તેને જ્ઞાન કહી શકાતું હોય તો-મેળવ્યું છે ખરૂં જોતાં તો આપણને તેટલું અજ્ઞાન જ મળ્યું છે. જગતમાં શું શું અશક્ય છે તે ગણાવવા બેસતાં મનુષ્ય 'અશક્યતાસહસ્રનામાવલિ' બનાવી શકે છે, અને તેથી એ થાય છે કે કરોળીયાની પેઠે મનુષ્યે વણેલી એ અશક્યતાની જાળમાં તે પોતે જ ફસાઇ પડે છે. સાપ, વીંછી, મંકોડા, કીડીઓ વગેરેથી ભરેલા એક કોઠારમાં તમે રહેવાનું પસંદ કરશો કે અશક્યતાની સૃષ્ટિમાં ? બુદ્ધિમાન હશો તો પ્રથમના કોઠારને જ પસંદ કરશો. કેમકે

અશક્યતાની સૃષ્ટિ એના કરતાં અધિક ઉંડાણથી તમને દંશ દે છે. એ સૃષ્ટિની વિષમયી હવા તમારાં ગાત્રમાત્રના સત્વને ચુસી લે છે, અને તેમાં એવું દુઃસત્વ ભરે છે કે જે તમને સમર્થ હાનિ ઉપજાવી પરિણામે વિનાશને સધાવી આપે છે.

શક્યતાની જ જ્યારે વાતો કરવા માંડો છો ત્યારે તમે અનાયાસ રીતે શક્યતાના વિધિને જાણી શકો છો. અને તે વખતે તમને સમજાય છે કે જે વસ્તુમાં આજપર્યંત તમે ક્ષુદ્રબુદ્ધિ ધારણ કરી હતી, જેને તમે નકામાસરખી ગણતા હતા તે વસ્તુમાં કંઇ અદ્ભુત સામર્થ્ય મેળવી આપવાની શક્યતા રહી હોય છે. આથી તમારી બુદ્ધિ સૂક્ષ્મ અને શોધક થાય છે, અને તે થતાં તમને કોઇ સાધારણ વસ્તુ પ્રાપ્ત થતાં તેમાંથી અપૂર્વ શક્યતાને તમે શોધી કાઢો છો. પ્રત્યેક વસ્તુમાં અપૂર્વ શક્યતા રહેલી છે અને તે જ્યારે દૃષ્ટિ પ્રાપ્ત થાય છે ત્યારે જ સમજાય છે, અને તે કાલે તેમાં અહોભાવ પ્રકટે છે.

આમ થતાં આ જ સૃષ્ટિ તમને એવા રૂપે ભાસે છે કે જ્યાં તમે હાથ નાંખો છો ત્યાંથી સિદ્ધિને જ પામો છો. સ્થલે સ્થલે કલ્પતરુ અને સ્પર્શમણિ તમને દૃષ્ટિએ આવે છે. અશક્યતા અળપાઇ જતાં તેની સાથે સુખની, ઉન્નતિની, શાંતિની તથા સિદ્ધિની જગતમાં ન્યૂનતા છે એ ભાવ પણ તેની સાથે અળપાઇ જાય છે.

અશક્યતાની સૃષ્ટિનું સીમોલ્લંઘન કરો. શક્યતા એ જ યથાર્થ બળ હોવાથી તેનું જ વાતોમાં કથન કરો. અશક્યતાના અવગુણ કે કશું ગાવાની અગત્ય નથી. શક્યતાની જ વાતો કરો, અને તમને કદી ખુટે નહિ એવો મોટો એક વાર્તાનો વિષય મળશે.

સઘળાઓમાં એક અપૂર્વ રસને ઉપજાવે એવી વાત તે જીવનનું નવીન દૃષ્ટિબિંદુ કરવું એ પણ છે. આજસુધી જે જૂના દૃષ્ટિબિંદુને લઇને વાર્તા કરતા હતા, તે બદલીને નવીન દૃષ્ટિબિંદુને ધારણ કરી તેને અનુકૂલ જો તમે વાતો કરો છો, તો તે પણ વાતો કરવાનો એક અપૂર્વ સમુદ્ર છે. જીવનને જે નવીન દૃષ્ટિથી જોવાનું છે તે દૃષ્ટિ એમ કહે કે દોષોની, વ્યાધિની, ઉપાધિની વાતો કરવી એ સારૂં નથી, તો તત્કાલ જ છે, તેના તરફ જતા અટકો, અને વાણીને જીવનપ્રતિ જે નવીન દૃષ્ટિથી જોવામાં આવે છે તેને અનુકૂલ વાતો કરો. આ પ્રકારે કરવું એ તમને એક અપરિચિત ક્રિયારૂપે લાગશે. એ એવી ક્રિયા છે કે જે ઘણાં અંતઃકરણો હજીસુધી તેમ કરવાનાં અભ્યાસી થયાં નથી. પણ જેમ જેમ અને જેટલી ત્વરાથી આપણે તત્સંબંધી વિચાર કરવાનો યત્ન કરીએ છીએ તેમ તેમ અને તેટલી ત્વરાથી આપણે આરોગ્ય, શાંતિ તથા મુક્તત્વને સિદ્ધ કરી કરાવી શકીએ છીએ.

જૂની રીતથી વાતો કરવામાં, વિચાર એ બહુ અગત્યનો ન હતો. કોઇના રોગની, કોઇની ચોરીની, કોઇની નિંદાની, કોઇની ટીકાની અને એવી જ વાતો કરવામાં શા મોટા વિચારની જરૂર પડે એવું હતું! પરંતુ આ નવીન દૃષ્ટિથી વાર્તા કરવામાં સૂક્ષ્મ વિચારની આવશ્યકતા છે. લગભગ દરેક મનુષ્ય પોતાની સ્મરણશક્તિને તથા મગજની તેજસ્વિતાને કેટલાક સમય પછી કેમ ભૂલતા તથા ત્યજતા જાય છે તેનું એક કારણ આપણને અહિં સમજાય છે. જો તમે સૂક્ષ્મ વિચારો નથી કરતા તો સમય જતાં તમારા મગજના પુટો શુષ્ક થઇ જાય છે, અને તમારૂં મન પછી કોઇને કશા પણ ઉપયોગનું રહેતું નથી.

વાતચિત કરવામાં આ નવીન પ્રકારના માર્ગે ચાલવાથી તમે મગજનાં પુટોને તાજાં

અને અખંડ તેજસ્વી રાખી શકો છો. જેથી તમારું મન ૨૫ વર્ષે જેવું છે તેવું જ ૯૫ વર્ષે પણ ચપળ અને સ્મરણશક્તિયુક્ત રહેવાનું. અને તેની સાથે જો પ્રતિવર્ષે તમે માનસબલ વિકાસ પામે એવી કોઇ શાખામાં યોજાયલા રહેશો તો તમે અધિકતર સામર્થ્ય, અધિકતર ગ્રહણધારણશક્તિ તથા અધિકતર તેજસ્વિતાને ગમે તેટલાં વર્ષો વીતવા છતાં પણ જેવી ને તેવી જ રાખી રહેશો-ઉલટો વધારો કરી શકશો.

વાતો કરવાના આ નવા વિચારના માર્ગમાં પાલન કરવાનો સઉથી પ્રથમ સિદ્ધાંત આ છે કે પ્રત્યેક વસ્તુને નવીન વિચારથી જોવી. અર્થાત્ પ્રત્યેકમાં કંઈ મૂલ્ય છે અને પ્રત્યેક મનુષ્ય કંઇ પણ ઉપયોગી કાર્ય કરવામાટે જ જીવે છે, તેથી તેનાપ્રતિ દોષબુદ્ધિ ન ધરતાં હિતબુદ્ધિ, જ રાખ્યા કરવી. જૂનું દષ્ટિબિંદુ દુર્બળતા, અપૂર્ણતા, અને અઘટિતપણાને જ્યાં ત્યાં દેખાડી આપતું હતું જ્યારે નૂતન દષ્ટિબિંદુ બળ, અલૌકિક બુદ્ધિ, ગુણ અને મૂલ્યને જ જ્યાં ત્યાં અખંડિતપણે જોતું હોય છે.

જેની આપણે વાંછના કરીએ છીએ, તે આપણને હમેશાં પ્રાપ્ત થાય છે, અને જે કંઈ આપણને મળે છે તેનો આપણે વિવિધ વાતો કહેવામાં ઉપયોગ કરી શકીએ એમ છે. અને તેથી કોઇ.પણ પ્રકારની વાત કરવા માટે પછી યોગ્ય વિષયની પસંદગી કરવામાં આપણને જરા પણ અડચણ પડવાની નહિ. વાતોના વિષયો અનંત થશે, એને તેમાં વિવિધતા (Variety) પણ પુષ્કળ પ્રમાણમાં ઉપજાવી શકાશે. આવી વાસ્તવ સૃષ્ટિનો ક્યાંહિ અવધિ નથી. અને જેમ જેમ આપણે તેમાં વધારે ઉંડા ઉતરતા જઈએ છીએ, તેમ તેમ તે બાબતની આપણને વધારે ખાતરી થતી જાય છે.

આ સંબંધમાં એ સૂચના અસ્થાને નહિ ગણાય કે પ્રત્યેક મનુષ્યે આવા નવીન પ્રકારના વિચારને સેવતું, દર્શાવતું તથા તે પ્રમાણે વર્તવામાં ઉત્સાહી રહેતું એવું એક પોતાનુ મિત્રમંડળ સ્થાપવું. આવા પ્રયત્નની અસર અદ્‌ભુત-અસામાન્ય-થતી જણાશે.

પ્રિય ચંદ્ર૦—! આવા નવીન વિચારમાર્ગમાં સ્થપાઓ અને તમારી મુઝવણ દૂર થશે. તમને કદી ખૂટે નહિ તેટલા વાર્તાના વિષયો પ્રાપ્ત થશે, અને તે પ્રત્યેક વિષય તેની ચર્ચા કરનારની ઉન્નતિને જ સાધશે.

---

# उत्तम आरोग्य माटे उत्तम नियमो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૪૯ થી. )

તમારા મનમાં રમી રહેલું જે લક્ષ્યરૂપ જીવન છે તેના સૂક્ષ્મ સંબંધમાં આવીને તે જીવનનો અનુભવ કરો. તેમાં રહેલાં સૂક્ષ્મ તત્ત્વો પરમ પવિત્ર-નિર્મલ અને પરમ આરોગ્યમય હોય છે. તેથી એ તત્ત્વોનો આપણા શરીરના પ્રત્યેક ભાગમાં આવિષ્કાર કરવો એ શરીર અને મનના પ્રદેશમાં આરોગ્યભાનુની રશ્મિઓને પ્રવેશવાદેવા સરખું છે.

* * * *

સર્વ સમયે ઉન્નત દશામાં સ્વામિત્વની સ્થિતિમાં-રહેવાનું જારી રાખો। અંતરથી જાણો

કે તમે યથાર્થ મનુષ્ય છો–શરીર તથા મનના સ્વામિ છો. તમે આવા સ્વામી છો એ પ્રકારનું દૃઢ ભાન રહે તેવી રીતે તમને પોતે કેળવ્યા કરો, તમારા સ્વામિત્વનું યથાર્થ ભાન કરીને તમારાં પ્રત્યેક કાર્ય તમે જ તેના પૂર્ણ અથવા સ્વતઃ અધિષ્ઠાતા છો એમ જાણી કરવાનો આરંભ કરો.

* * * *

આરોગ્યને વિચારતાં શીખો. પ્રત્યેક વિચારમાં આરોગ્યના સ્વરૂપને રમાડો. આરોગ્ય એ શું છે તેનું યથાવત્ ભાન તમારા પ્રત્યેક વિચારને આપો, અને તમારા પ્રત્યેક વિચાર તથા જે માનસ સ્થિતિને તમે રાખી રહ્યા હોય તેમાં આરોગ્યના પૂર્ણ સ્વરૂપની દૃઢ છાપ પાડો. તમને પોતાને પૂર્ણ નિરામય સ્થિતિયુક્ત વિચારજો. તમે પોતે બલવાન્ છો અને આરોગ્ય તથા બલને ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ પ્રાપ્ત કરતા જાઓ છો એવા પ્રકારે તમે તમને પોતાને જાણજો.

* * * *

તમારી પોતાની કલ્પનામાં તમે તમને નિરામય જુઓ. જ્યારે તમે તમારા સંબંધી કંઇ વિચાર કરો ત્યારે તમે પોતે સર્વાંશે નિરામય અને બલવાન્ છો એ પ્રકારનું ભાન થાય એવી તમારા મનની દૃષ્ટિને કેળવી રાખજો, તમારા પોતાના સંબંધના એવા લક્ષ્યના ચિત્રને, તમને પોતાને બને તેટલી સ્પષ્ટ રીતે અને સરળપણે સમજાવજો. તમે પોતે અહંસા તે ચિત્રને સર્વ રીતે રચી શકો એમ કરજો. અને દિવસમાં ઘણો સમય અત્યંત આનંદપૂર્વક તે સ્થિતિમાં રહેજો.

* * * *

જ્યારે જ્યારે તમને વ્યથાનું, વ્યાધિનું તથા અવ્યવસ્થાનું ભાન થાય ત્યારે તમારા મનમાં રચી શકો તેવા જીવનના અને એકરાગના ઉચ્ચતમ અને શ્રેષ્ઠ વિચારપ્રતિ બલપણે તમારું ધ્યાન દોરવજો. એ પ્રયત્ન ઉંડાણથી તથા શુદ્ધ હૃદયપૂર્વક કરજો. અને જાણજો કે જે ક્ષણે તમારા મનમાં વધારે સારો ફેરફાર કરો છો તે જ ક્ષણથી તમારા શરીરમાં પણ વધારે સારા ફેરફારને તમે અનુભવી શકો છો.

* * * *

જ્યારે મને દુર્બલતા તથા અણગમાની વૃત્તિ પ્રકટતી જણાય, તો એ અનુભવનો વધારો સ્વીકાર કરતાં તત્કાળ અટકજો. તમે જાણો છો કે તમારા શરીર તથા મન ઉભય સંબંધી ઉઠતી વિવિધ વિરોધી વૃત્તિને દબાવી શકો એમ છો ? તમારૂં તે બંને ઉપર સ્વામિત્વ છે. તો પછી તમારા મનપ્રતિ લક્ષ વાળો, તમારા ધ્યાનને આરોગ્યની, પ્રસન્નતાની, શાંતિની તથા એકરાગની સ્થિતિનો અનુભવ કરવાતરફ દોરો. એ લક્ષ્યરૂપ સ્થિતિઓમાં વધારે અને વધારે પૂર્ણપણે પ્રવેશવાને માટે અત્યંત તીવ્ર ઇચ્છા જાગ્રત્ કરો. એમ થતાં તમે વિરોધી વૃત્તિઓને દબાવી દેવાની સાથે અનુકૂલ સ્થિતિને અનુભવી શકશો.

* * * *

તમે બાહ્ય પ્રવૃત્તિમાં અથવા મનથી ગમે તેવા સ્ફુર્તિવાળા હો, પરંતુ અંતરના ઉંડાણમાં એક ગાઢપ્રશાંતિને જાગતી રાખજો. આ વિવિધ પ્રકારની થતી અવ્યવસ્થા, સઘળો થાક, જ્ઞાનતંતુઓની શિથિલતા અને બળનો વિપરીત માર્ગે થતો વ્યય–સઘળાને આગળ વધતો અટકાવશે તથા જે હશે તેને નિવૃત્ત કરશે. અને એ એવી કળા છે કે જે બાહ્ય

સ્ફુર્તિને તથા તે જ સાથે આંતર પ્રશાંતિને એકી વખતે જાળવી રાખવાનો વારંવાર યત્ન કરવાથી સહજમાં કેળવી શકાય છે. શાસ્ત્ર જેને अंतरेको बहिर्नाना કહે છે અર્થાત્ અંતરમાં એક પ્રશાંતસ્વરૂપે રહેવું અને તે છતાં બાહ્ય પ્રવૃત્તિમાં નાનાવિધ કાર્યો કરવાં, એ સ્થિતિને કેળવવાની અગત્ય છે.

* * * *

કેટલાક એવા પ્રસંગો હોય છે કે જ્યારે કેવલ નિઃસ્પૃહતા બતાવવી એ તે પ્રસંગને માટે સર્વોત્તમ ડહાપણ ગણાય છે. તમને એવા પ્રસંગો વા સંજોગો પ્રાપ્ત થાય કે જેમાં તમારે લક્ષ આપવાની લેશ પણ અગત્ય ન હોય અર્થાત્ તમારે ધ્યાન દેવાને યોગ્ય ન હોય ત્યારે તે પ્રતિ કેવલ નિઃસ્પૃહ રહેજો, અને જેમાં તમારા લક્ષની ખાસ અપેક્ષા હોય તેવા તરફ તમારૂં ધ્યાન વાળજો. આ પ્રમાણે જે કંઈ યોગ્ય છે તેને રચવાથી જે કંઇ અયોગ્ય છે તેને તમે તોડી પાડો છો. કેમકે જો તમે તે પ્રતિ લક્ષ નથી આપતા તો તે તુટી જ જાય છે. અયોગ્ય પ્રસંગપ્રતિ દર્શાવેલી નિઃસ્પૃહતા અવશ્ય યોગ્યને ઉપજાવે છે.

* * * *

જ્યારે જ્યારે તમને અશક્તિ કે વ્યાધિનાં ચિહ્નો તમારામાં પ્રકટતાં જણાય, ત્યારે આ બે વિચારમાં તમારૂં સંપૂર્ણ મન સ્થાપજોઃ જે વાસ્તવ પુરુષ છે તે નિરામયસ્વરૂપ છે; હું તેવો વાસ્તવ પુરુષ છું. અને પછી આ વિચારોની સત્યતાનો અનુભવ કરવામાં, તેને પ્રત્યક્ષ કરવામાં, આરોગ્ય પ્રાપ્ત કરવામાં તથા આ વિચારોના સામર્થ્યનો નિર્ણય કરવામાં તમારા મન તથા આત્માને સંપૂર્ણ યત્ન કરવા દેજો. તમારામાં રહેલા ઉત્તમ અંશો શ્રેષ્ઠતાને ધારણ કરતા જણાશે, અને સઘળી પ્રતિકૂલ સ્થિતિઓ નિવૃત્ત થઇ જશે.

* * * *

તમે નિરામય નથી એમ જેને તેને કહીને તમને પોતાને કદાપિ અનુમતિ આપશો નહિ. જો તમારા શરીરમાં કંઇ અવ્યવસ્થાજેવું લાગે, તો તે સંબંધી કોઇને કશું જ કહેશો નહિ. તમે પોતે પણ તે વાર્તાને કબુલ કરતા નહિ. માત્ર એ વાર્તાપ્રતિ વારંવાર ધ્યાન રાખજો કે વાસ્તવ પુરુષ નિરંતર નિરામય હોય છે, અને તમે તેવા વાસ્તવ પુરુષ છો. આ પ્રકારે કરવાથી અવ્યવસ્થા ક્ષીણ થતી જશે અને પૂર્ણ નિરામયતા ક્રમે ક્રમે પ્રકટતી જશે.

* * * *

કોઇ પણ બાબતમાટે કદી પણ ફરીયાદ કર્યાં કરશો નહિ. ફરીયાદ કરવી અથવા અસંતોષ બતાવવો એ મનની સ્થિતિને તથા તેના બળને એવાં કાર્યમાં મૂકવા સરખું છે કે જે તમને પુષ્ટિકારક નથી. તમારે એ જાણવાનું બાકી નથી કે કેવલ આહાર જ પુષ્ટિ આપે છે એમ નથી, પરંતુ માનસ બલ તથા વિચાર પણ પુષ્ટિને આપે છે. જ્યારે કંઈ અનુકૂલ ન બનતું હોય તો તેને અનુકૂલ કરવાપ્રતિ મનને વેગ આપો, પણ મનને અસંતોષ સેવવાની કે તેની વિરુદ્ધ થવાની સ્થિતિમાં કદી પણ સ્થપાશો નહિ. દૃઢપણે માનજો કે તમે વાસ્તવ પુરુષ છો કે જેમાં સઘળું નિરામય જ છે, અને તેથી પ્રત્યેક સ્થિતિમાં અને પ્રત્યેક બાબતમાં તમે નિરામયતા ઉપજાવી શકો એમ છે.

* * * *

તમારા શરીરમાં આરોગ્ય, ઐકરાગ, શાંતિ, સ્વસ્થતા તથા બળ નિત્યની વસ્તુરૂપે છે એમ નિરંતર નિશ્ચય રાખજો. જ્યારે તેનો અભાવ જણાય, ત્યારે તે અભાવ પામ્યાં હોય છે એમ કંઇ નથી, કેમકે તેનો કદાપિ અભાવ થતો નથી. તે તમારામાં સંપૂર્ણ સામર્થ્યસહિત નિરંતર વિદ્યમાન જ છે. કેટલીક વખતે તેમનો પૂર્ણ આવિષ્કાર કરવામાં આવતો નથી, અને તેનું કારણ એ જ છે કે તમે તમારી પોતાની સાથે પૂર્ણ ઐકરાગ-ઐક્યવાળા- નથી. યોગ્ય વિચારવડે અને યોગ્ય દેહનિર્વાહવડે આ ઐક્યને પાછું લાવવા યત્ન કરો, અને આરોગ્ય તથા પુષ્ટિની ઉપર કહેલી સઘળી વસ્તુઓ તમારામાં તત્કાળ આવિષ્કારને પામવા માંડશે.

* * * *

નિરંતર મનની સુખજનક સ્થિતિમાં રહો. હંમેશાં પ્રસન્નતા સેવો અને તેનો તમારા પૂર્ણ હૃદયથી અનુભવ કરો. હૃદયને થોડા અંશથી પ્રસન્નતાવાળું કરવું એ મનુષ્યની એક બાજુની મૂછ ધોળી કરવી અને એક બાજુ કાળી રાખવા સરખું છે. એથી તમે જગતમાં પ્રસન્નતાની જીવંતમૂર્તિ છો કે અપ્રસન્નતાનું મડદું છો એ કોઇથી નક્કી થઇ શકતું નથી. અને તેથી જેમનો નિત્ય પ્રસન્ન રહેવાનો સ્વભાવ છે તે પણ તમારી સાથે પૂર્ણપણે ભળતા નથી, અને જે અપ્રસન્ન છે તે પણ તમારો સંગ કરી શકતા નથી. કારણ તેઓ વળી કવચિત્ કવચિત્ તમને પ્રસન્ન જુએ છે. આથી નિત્ય પ્રસન્ન રહો. તમારા જીવનની પૂર્વ દિશામાં રહો. પ્રસન્નતા એ પૂર્વ દિશા છે. અને ત્યાં જ ઉદય છે. સર્વ વસ્તુની પ્રકાશમય બાજુને જ જોજો, અને તેનો જ વિચાર કરજો. પ્રત્યેક વસ્તુપ્રતિ દૃષ્ટિ નાંખો તે તેની પ્રકાશમયતા જોવાને માટે જ નાંખજો, અને પ્રતિદિન એ પ્રકાશને વિશેષ અને વિશેષ પ્રમાણમાં જોવાની જિજ્ઞાસાને તીવ્ર કર્યા કરજો. સર્વ વસ્તુની ઉત્તમતા એ તેની પ્રકાશમય બાજુ છે. પ્રત્યેક સમયે તમારા હૃદયને પ્રસન્નતાનું ગાન કરવા દેજો, અને તમારા આત્માને પ્રસન્નતાની શોધ કર્યા કરવાનું શીખવજો. અને જેમ જેમ તમે અધિક પ્રસન્ન રહેતા જશો તેમ તેમ આરોગ્ય અને સામર્થ્ય તમારા મન, શરીર તથા બીજા સર્વ અંશમાં ઝળકી રહેશે.

* * * *

પ્રત્યેકમાં—પછી તે કોઇ વસ્તુ હોય કે મનુષ્ય— પરંતુ તે સર્વમાં આરોગ્ય, જીવન તથા સામર્થ્યને જુઓ. જો કોઇ સ્થાને તમે વ્યાધિને ઉપર તરતો જુઓ, તો તે સર્વના વાસ્તવ જીવનના ગર્ભભાગમાં જે પૂર્ણ આરોગ્ય રહ્યું છે તેનો અત્યંત ઉંડાણથી વિચાર કરજો. તે પૂર્ણ આરોગ્ય નિત્ય વૃદ્ધિ પામતો જતા ક્રમથી જણાય—આવિષ્કારને પામે—એવી દૃઢ આશા રાખ્યા કરજો. જેને જેને તમે મળો તે સર્વમાં જે કંઇ સારૂં જુઓ તેની એક નોંધ રાખો તેમ જ તે ધ્યાનમાં રાખો અને તે સર્વ ઇતરને જણાવો, તથા તમારામાં પ્રકટ કરી બતાવવાનો અભ્યાસ પાડો. અને જ્યારે જ્યારે સમય મળે ત્યારે ત્યારે પ્રત્યેક સમયે જે કંઇ સારૂં જેનામાં જોયું હોય તે તેને તથા અન્યને કહેવામાં કશો સંકોચ રાખશો નહિ.

* * * *

મનની ઉન્નત ભૂમિકાઉપર રહેજો. શરીર તથા મનથી પર તમે છો એવું પ્રકટ કરતા રહેજો. શરીર તથા મનઉપર તમારૂં પૂર્ણ સ્વામિત્વ છે, અને તમારા જીવનબળ તથા સામર્થ્યના સમગ્ર અંશોનો તમારા શરીર તથા મનના અતિપરમાણુમાંથી આવિષ્કાર કરો છે

એ પ્રકારનું નિત્ય ભાન રાખ્યા કરજો તમે વિચાર તથા જીવનના ઉન્નત અને અધિકતર સૂક્ષ્મ વાતાવરણમાં રહો છો એમ વિચારજો, કે જ્યાં મુક્તત્વ પૂર્ણ અંશમાં પ્રસરી રહ્યું છે, જ્યાં સામર્થ્ય અનવધિ પ્રમાણમાં રેલાઈ રહ્યું છે અને જ્યાં સર્વ, સર્વદા શુભ જ છે.

* * * *

પુષ્ટિકારક વાતાવરણમાં માનસિક રીતે રહેજો. મનને એ વાતાવરણમાંથી અખંડ પુષ્ટિને ગ્રહણ કર્યા કરવા દેજો. કોઇની સાથે ઘાંટા કાઢી લડવું કે એકને ઠેકાણે ચાર વાતો સંભળાવવી એ લક્ષણ મનની પુષ્ટિને સૂચવતું નથી, પણ દુર્બળતાને સૂચવે છે. તમારા મનને શાંતિમાં તથા વ્યવસ્થામાં રાખજો. કોઇ પણ જાતના વિક્ષેપ અથવા કલહથી મનને નિત્ય મુક્ત રાખજો. મનને શુભના, સત્યના, બલના, પૂર્ણતાના સૌન્દર્યના અને લક્ષ્યરૂપ વસ્તુના વિચારોથી પૂર્ણપણે ભર્યું અને ભર્યું રાખજો. અને જેટલો સમય મળે તેટલો સમય વધારે અને વધારે પ્રમાણથી વારંવાર મનને એ વિચારોમાં સ્થાપ્યા કરવામાં અધિક અધિક રસ તથા આનંદ ઉત્સાહ લેતા રહેજો.

* * * *

જે પદ્ધતિ તમે આરોગ્ય અને બળની પ્રાપ્તિમાટે યોજતા હો તે પદ્ધતિમાં પૂર્ણ વિશ્વાસ રાખજો. અંતરમાં નિશ્ચય માનો કે જે પરિણામ પ્રકટાવવો તમે ધારો છો તે જે પદ્ધતિથી તમે ચાલો છો તેથી અવશ્ય પ્રકટશે. તમારા પોતાનામાં, આરોગ્યમાટે જે વિચારો તમે સેવો છો તેમાં અને આરોગ્ય પ્રકટાવવા માટે તમે જે કંઇ કરો છો તેમાં અસંકુચિત શ્રદ્ધાને સ્થાપજો. તમારા પોતાનામાં જે કંઇ શુભ છે તેમાં તથા તમારી આસપાસ જે કંઇ શુભ પ્રસરી તથા પ્રવર્તી રહ્યું છે તેમાં અને તમે જે ઉચ્ચ સત્તાના આશ્રયમાં અથવા મર્યાદામાં રહો છો, હરો છો, ફરો છો, વિવિધ વ્યવહાર કરો છો તથા તમારા જીવનના અસ્તિત્વને જુઓ છો, તે સર્વમાં અમર્યાદ શ્રદ્ધાને સ્થાપજો.

* * * *

તમે ઇચ્છતા હો તેવા સારા રૂપમાં લાવવાને માટે કોઇ વસ્તુનું રૂપાંતર થતું ન જણાય અર્થાત્ જે વસ્તુ તમારે જેવી જોઇએ તેવી ન થતી લાગે અથવા પ્રતિકૂળ અને પ્રતિકૂળ જ રહે તો જાણજો કે તમારામાં જ્યારે શુભની અધિક અને સ્થાયી વૃદ્ધિ થશે ત્યારે તે પ્રતિકૂળ અવશ્ય જતું રહેશે. આમ હોવાથી તમારા કર્તવ્યપ્રતિ જ તમારી સંકલ્પશક્તિને સ્થાપો. જાણજો કે આ ચઢતી ભરતીને તમે તમારા લાભમાં વાળી શકો એમ છે. બલવાન્ અને આગ્રહી બનો. જે કંઇ મૂલ્યવાન્ ક્રિયા તમે જાણતા હો તેપ્રતિ તમારું સર્વસ્વ વાળો તમારામાં જે કંઇ અત્યંત મૂલ્યવાન્ રહ્યું છે તે સર્વને અત્યંત મૂલ્યવાન્ ક્રિયામાં યોજો, અને તમારામાં રહેલા મૂલ્યવાન્નો અન્ય મૂલ્યવાન્ ક્રિયાને સિદ્ધ કરવામાં ઉપયોગ કરો. પરમાત્મતત્ત્વ કે જે અનંત સામર્થ્યસંપન્ન છે તેની સાથે તમે સંયુક્ત છો અને તેનાથી પૂર્ણ છો એ ભાન તમને અનુભવપૂર્વક જે ક્રિયા કરાવે એમ છે તેમાં તમારા વિચારને, યત્નને તથા સંકલ્પને સ્થાપો. તેના જ વિચાર સેવો, તે માટે જ યત્ન કરો અને સમગ્ર કર્તવ્યના લક્ષ્યરૂપ આ નિર્ણયને જાણો. અને જે આવા સામર્થ્યસાથે રહીને કાર્ય કરે છે તેને સઘળું સિદ્ધ થાય છે એ પરમ સત્યનું અંતરમાં અખંડ ભાન સેવ્યા કરો. આમ થતાં શરીર

તથા મનનું આરોગ્ય, પુષ્ટિ, વૃદ્ધિ, અને તેમાં જે કંઇ પ્રકટાવવું હશે તે સમગ્ર ઐશ્વર્યને તમારા પોતાનામાં સિદ્ધ થયેલું અનુભવશો.

* * * *

આરોગ્યપ્રાપ્તિમાટે જેમણે આ શ્રેણીનો કદાપિ વિચાર કર્યો નથી, તેમને આના સત્યનું ભાન ન થાય એ સ્વાભાવિક છે, પરંતુ મહાકાલના વાચકોને તે સત્ય જ પ્રતીત થાય એમ છે. જેમણે દીર્ઘ સુવિચારવડે ચિંતન કર્યું છે તેમને તો એ સ્પષ્ટ જ છે કે વ્યાધિમાત્રનો હેતુ અંતરમાં છે અને તેથી ત્યાં ઉપચાર કરતાં શરીરના વ્યાધિ નિવૃત્ત થવાની સાથે શાશ્વત આરોગ્ય પ્રાપ્ત થવું સંભવિત માત્ર નથી પણ સિદ્ધ છે. આગ્રહપૂર્વક નિરામયતાને માટે ઉક્ત પદ્ધતિ સ્વીકારો, અને વ્યાધિનું અળપાવું તમારે માટે નિર્ણીત થયું જાણજો.

---

# मानस रसायन

अथवा

# यौवनने प्राप्तकरवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૦ થી. )

## પ્રકરણ ૧૪.

### તમારા કર્તવ્યમાં પ્રેમબુદ્ધિ સ્થાપો અને જાણો કે જ્યાં સુધી તમે કામમાં પ્રેમ રાખશો ત્યાં સુધી કામ કરી શકશો.

શરીરને જીવનતત્ત્વ પુષ્કળ પ્રમાણમાં પૂરું પાડવું એ યૌવનને સ્થાયી રાખવામાં એક મહત્વની બાબત છે, અને મનુષ્ય જે કંઇ કરે તે અત્યંત પ્રેમપૂર્વક કરે અર્થાત્ પોતાના કાર્યપ્રતિ પ્રેમને સમર્પણ કરવો એના જેવી જીવનને જાગ્રત્ કરનારી બીજી કોઇ પણ ક્રિયા નથી. વળી પ્રેમ એ જીવનનાં સૂક્ષ્મ તત્ત્વોને જાગ્રત્ કરનાર છે, કે જે તત્ત્વો મનુષ્યનામાં નવીનતા, સ્ફુર્તિ, દઢતા, ચપલતા, ઉત્સાહ, બલ અને યૌવન અવશ્ય કરીને પ્રકટાવે છે.

કાર્ય કરવું એટલે આપણા સત્ત્વ અથવા બલનો આવિષ્કાર કરવો તે છે. અને તે કાર્ય પ્રતિ પ્રેમ ધરવો એ જે સત્ત્વ અથવા બલ આવિષ્કારને પામે છે તેમાં પ્રાણ મૂકવાતુલ્ય છે. જ્યારે આ સત્ત્વ પ્રાણમય થાય છે અર્થાત્ તેમાં ચૈતન્ય પ્રકટે છે, ત્યારે તે સત્ત્વ અથવા બલ માત્ર યંત્રરૂપ રહેતું નથી, અર્થાત્ નિશ્ચેષ્ટ કે જડસરખું રહેતું નથી. અને શારીરિક તથા માનસિક બલને જડરૂપ થતું અથવા નિશ્ચેષ્ટસરખું પડી રહેતું અટકાવવું એ અત્યંત અગત્યનું છે.

જ્યારે, બલ અથવા શરીરમાં આપેલી ક્રિયા એક યંત્રરૂપે કાર્ય કરે છે અર્થાત્ એ બલ વા ક્રિયાથી જ્યારે યંત્રવત્ કાર્ય થયા કરે છે ત્યારે તે થોડા જ સમયમાં ખૂટી જાય છે અને શરીરને જર્જરો પ્રસારો પાડે છે; પરંતુ જ્યારે એ જ બલને પ્રાણયુક્ત કરવામાં આવે છે ત્યારે કાર્ય કરવાની સાથે તે પોતાના સામર્થ્યને ગુણિત કરે છે-વધારે છે, અને તેમ કરીને શરીરમાં તે જીવન, સામર્થ્ય તથા સત્ત્વની વૃદ્ધિ કરે છે.

શરીરને ઘસારો પહોંચાડવો એટલે શરીરમાં જે જોઇએ તેટલું જીવનબલ છે, તેમાં ઘટાડો કરવો એ છે; અને આ ઘસારો જો વારંવાર થયા કરે છે તો જીવનનો સામાન્ય પ્રમાણનો જથો જે તેનામાં થયા કરતો હોય છે તે, શરીરની વિવિધ સ્વાભાવિક વા કુદરતી રીતે થતી ક્રિયાને પૂરો પડી શકતો નથી, અને તેથી નવીકરણ પામવાનો જે વિધિ આપણામાં સ્વાભાવિક રીતે ચાલ્યા કરે છે તેને પોતાના કાર્યને પૂર્ણ રીતે ચલાવવાને જોઇતા પ્રમાણમાં બળ રહેતું નથી. પરિણામ એ આવે છે કે વૃદ્ધાવસ્થાનો આરંભ થવા માંડે છે કેમકે શરીરમાં વૃદ્ધ થવાની ક્રિયા હંમેશાં ત્યારથી જ શરુ થવા માંડે છે કે જ્યારથી તેના જીવનબલનો ક્ષય થતો રહે છે.

જેમને યૌવનપૂર્ણ રહેવાની ઇચ્છા છે તેમણે કંટાળાને કદી તેમનામાં અવકાશ આપવો નહિ. અને જો તેઓ કંટાળી જવાનો વિચાર નથી કરતા તો તેમને કંટાળાનું કદી ભાન થતું નથી. તેમ જ જો તેઓ કંટાળવાની વાતને કદાપિ કોઇને કહેતા નથી અને તેવી કોઇની વાતને મનથી સાંભળતા નથી અને પોતાના કાર્યમાં પ્રેમ દર્શાવવામાં કદાપિ નિષ્ફળ નથી થતા તો તેમને કોઇ પણ બાબતમાં કંટાળાનું ભાન નથી થતું.

કંટાળો આવવો એ કંઇ કુદરતી કે સ્વાભાવિક નથી. શરીરના બળની, યંત્રવત્ થતી ક્રિયાને લીધે ઉત્પન્ન થતી તે એક અસ્વાભાવિક સ્થિતિ છે. તથાપિ આ યંત્રવત્ થતી ક્રિયા, મનુષ્ય જે કાર્યમાં યોજાયો હોય તે કાર્યપ્રતિ બલવાન્ પ્રેમને સેવવાથી પૂર્ણપણે અદૃશ્ય થાય છે.

અનેક મનુષ્યો રમવામાં કદાપિ કંટાળતા નથી, પણ કામથી હમેશાં કંટાળે છે એ-નું કારણ એક જ છે કે તેઓને રમતતરફ પ્રેમ હોય છે અને કાર્યપ્રતિ પ્રેમ હોતો નથી પણ અભાવ હોય છે. કેટલાએ મનુષ્યો આખો દિવસ પાનાં, સોગટાબાજી કે એવી રમતો રમ્યા જ કરે છે, છતાં થાકતા કે કંટાળતા નથી, જ્યારે તે જ મનુષ્યો બે કે ચાર કલાક કામ કરતાં તો કેવળ થાકી ગયાની બૂમો પાડે છે. અને જે બે ચાર કલાક કામ તેઓ કરે છે, તે પણ મહા મહેનતે અને વચ્ચે અટકી અટકીને; જ્યારે રમત તેઓ અખંડપણે ચલાવ્યા કરતા હોય છે. કામ કરવું એ તેમની યંત્રવત્ ક્રિયા છે, અને રમવું એ તેમની પ્રાણ-મય ક્રિયા છે. અને તેથી પ્રથમની ક્રિયા શ્રમ લાવે છે અને બીજી ક્રિયા શ્રમની નિવૃત્તિ કરે છે. છતાં રમતઉપરથી પણ જો તેની પ્રીતિ ઉડી જાય છે તો થોડા જ વખતમાં તે પણ તેને શ્રમ જ પ્રકટાવે છે. તે જ પ્રમાણે કાર્ય કરવું એ પણ જો પ્રેમસહિત કરવામાં આવે છે તો કદાપિ યંત્રવત્-જડવત્ થતું નથી. અને જેમ આપણે રમતતરફ પ્રેમ રાખીએ છીએ, તે જ પ્રમાણે કાર્યપ્રતિ પ્રેમ રાખવો એ પણ શક્ય જ છે.

શરીરની યંત્રવત્ થતી ક્રિયામાં—કેવલ શ્રમને જ અવલંબીને થતી ક્રિયામાં—એક એવા પ્રકારનો સ્વભાવ હોય છે કે જે પુટમાંથી જીવનબલને લઇ લે છે; અને જ્યારે પુટ જીવન-બલથી રહિત થાય છે ત્યારે તે સઘળાં શુષ્ક થવાં, દુર્બલ થવાં, મ્લાન થવાં, કઠિન થવાં તથા હાડકાજેવાં જડ થવા માંડે છે. પરંતુ જો યૌવનને ટકાવવું છે તો આ દ્રવરૂપ પુટને અસ્થિસદૃશ થવાની ક્રિયાને અટકાવવી જોઇએ. તેથી જે કઇ એ પ્રકારની સ્થિતિને કરનાર ક્રિયા વા વિચાર છે તેને શરીરમાંથી સંપૂર્ણ રીતે દૂર કરવાં જોઇએ. (અપૂર્ણ.)

# आर्थिक आरोग्य.

**અગત્યની શોધ:**—નવીન માનસ શાસ્ત્રના ઉદયે અનેક નવીન શોધો કરાવી છે. સંખ્યાબંધ અગત્યની શોધોનું માનસ શાસ્ત્ર એ મૂળ થઇ રહ્યું છે. અને જો કે તેમાંની પ્રત્યેક અત્યંત ઉપયોગી છે, છતાં તેમાંની કેટલીક તો અનિવાર્ય ઉપયોગી હોઇ અદ્વિતીયરૂપે પ્રકટ થઇ છે. તેમાંની એક પણ આર્થિક આરોગ્યના જેટલી ઉપયોગી નથી કે જે પ્રત્યેક સામાન્ય મનના મનુષ્યથી પણ પ્રાપ્ત થઇ શકે છે અને સર્વને તે શક્ય અથવા હસ્તગત થાય એમ છે, એ વાર્તાને જણાવે છે. આ શોધના નિયમાનુસાર દરિદ્રતા એ મનની અમુક અવ્યવસ્થાને લીધે થતો એક પ્રકારનો વ્યાધિ છે. અને જ્યારે તે વ્યાધિ છે, ત્યારે તેની ચિકિત્સા કરવી અને યોગ્ય ઔષધ વા ઉપાય શોધી કાઢવો એ જ અગત્યનું છે.

**સિદ્ધાંત:**—આ નવીન શોધનો અંતર્ગત સિદ્ધાંત એ છે કે પ્રત્યેક યથાઘટિત (Normal) મનને એક અથવા વિવિધ શાખાઓમાં આગળ વધવાની તથા તેમાંથી કંઇ પ્રાપ્ત કરવાની શક્તિ છે. હવે પ્રત્યેક પરિણામી ફલ અથવા સર્વમાંથી જે કંઈ છેવટ ઉપજ ઉત્પન્ન થતી હોય તેને માટે હમેશાં માગણી થયા જ કરતી હોય છે. પ્રત્યેક મન, પોતાની પરિણામી સંપત્તિ વા ઉપજનાં, તે ઉપજના પ્રમાણમાં તેને બદલે કંઇ મૂલ્ય, સદ્ગુણ, જ્ઞાન વા કોઇ યોગ્ય પ્રકારનો બદલો લઇ વાપરી શકે છે. પ્રત્યેક મનમાં ઉત્પન્ન કરવાની અથવા ઉપજના સામર્થ્યને વધારવાની તથા ઉચ્ચ પ્રકારનું કરવાની કળા રહેલી છે, તેથી આર્થિક આરોગ્યની પણ પ્રમાણમાં વૃદ્ધિ કરવી અર્થાત્ અધિક ધનને પ્રાપ્ત કરવું એ તેને શક્ય છે. આ સંબંધમાં પ્રથમ તથા મુખ્ય અગત્યની બાબત એ છે કે પ્રત્યેક મન, તેને સુધાર્યા પછી, મનુષ્યને પોતાના નિર્વાહ તથા આવશ્યક વ્યવહારમાટે જોઇએ તેટલું ધન ઉત્પન્ન કરી આપી શકે છે અને જ્યારે મનુષ્યને તેની જરૂરીઆતો પૂરી પાડવામાં આવે છે, ત્યારે તેની આર્થિક આરોગ્યની સ્થિતિ જળવાઇ રહે છે. અને એ તો પ્રત્યેક મનુષ્યના અધિકારની વાત છે કે તેણે નિરંતર ઉપજ આપતા સામર્થ્યને વધાર્યા કરવું, કે જેથી કરીને માત્ર તેના આવશ્યક વ્યવહારનું જ નિર્વહણ થાય એટલું જ નહિ પણ જીવનની સત્પ્રંપત્તિમય સ્થિતિને તે ભોગવી શકે તેમ જ જીવનની ઇતર સર્વ કલામાં પણ તે સમૃદ્ધિને પ્રાપ્ત કરી શકે. અર્થાત જીવનને વધારે ઉત્કૃષ્ટ કરવામાં જેટલું ધન જોઇએ તે પણ મળી રહે એમ કરવું એ તેના અધિકારની વાત છે.

**પ્રસંગો અથવા તક:**—પ્રત્યેક યથાઘટિત મનને અમુક પ્રમાણમાં પોતાનું સામર્થ્ય વધારવાનું બળ છે, એ વાર્તા વિશ્વસિદ્ધ છે. સર્વ કોઇ તેનો સ્વીકાર કરે છે. પરંતુ પ્રશ્ન એ છે કે પ્રત્યેક મનને તેના ઉત્પન્ન કરનાર–ઉપજ આપનાર–સામર્થ્યનો ઉપયોગ કરવાની

તક અથવા પ્રસંગ મળે છે કે કેમ. કેટલીક વખતે એમ લાગે છે કે જાણે જોઇએ તેવી તક મનુષ્યને મળતી નથી, પરંતુ આ સ્થાને આપણે એક બીજી અગત્યની નવી શોધની લગોલગ આવી જઇએ છીએ. અને તે એ છે કે, પ્રત્યેક યથાઘટિત મનમાં યોગ્ય વા આવશ્યક તકને શોધી કે મેળવી લેવાનું સામર્થ્ય છે. એટલું જ નહિ પણ જરૂરીઆતના પ્રમાણમાં કંઇ મેળવી લેવાને માટે, નવી તક વા પ્રસંગ ઉત્પન્ન કરી લેવાનું–ઉપજાવી લેવાનું પણ તેનામાં સામર્થ્ય છે. તેથી આર્થિક આરોગ્ય મેળવવાના બે મુખ્ય મુદ્દા વા સાધન છે. એક જગતમાં જેનું ઉપજી શકે અથવા જગત જેને માટે કંઇ આપી શકે તેવું ઉત્પન્ન કરવાનું સામર્થ્ય અને બીજું તે સામર્થ્યનો ઉપયોગ કરવાની તક એ ઉભય પ્રત્યેક યથાઘટિત મનને પ્રાપ્ત છે. અને સર્વ યથાઘટિત મન આર્થિક આરોગ્યમાં શા માટે ઉત્તમ પ્રકારનાં હોતાં નથી એનું કારણ એ જ છે કે આ બે મુખ્ય સાધનો વા સામર્થ્યોનો પૂર્ણ રીતે તથા યોગ્ય રીતે ઉપયોગ કરી શકાયો નથી—યોજી શકાયાં નથી.

**રહસ્યઃ**—આર્થિક આરોગ્યના રહસ્યનો ઉપયોગ કરવામાં ત્રણ મુખ્ય વસ્તુઓ ધ્યાનમાં રાખવાની છે. પ્રથમ એ છે કે ઉત્પન્ન કરવાની અથવા ઉપજ કરવાની જે શક્તિ આપણામાં છે તેનો યોગ્ય ઉપયોગ કરતાં–તેને યોગ્ય સ્થાને લગાડતાં શીખવું. બીજું એ છે કે સર્વોત્તમ પ્રસંગને શોધી કહાડતાં શીખવું કે જેમાં પ્રથમના સાધનનો–સામર્થ્યનો–ઉપયોગ કરી શકાય. અને ત્રીજું જેમ જેમ આપણામાં વૃદ્ધિ અને સુધારો થતો જાય તેમ તેમ તેને જરૂર પડતી વિવિધ ઉત્તમ તક અથવા પ્રસંગોને નવા ઉપજાવી લેતાં શીખવું. જ્યારે આપણે પ્રથમની બે બાબતો શીખીએ છીએ ત્યારે આપણું આર્થિક આરોગ્ય સારૂં થાય છે. ત્યારે આપણને વર્તમાન સમયમાં જેની જેની અગત્ય છે તેને સારી રીતે પૂરી પાડવાને આપણે શક્તિમાન્ થઇએ છીએ. પણ જ્યારે આપણે એ બે બાબતને ઉત્તમ પ્રકારે શીખીને ત્રીજી બાબતને પણ સર્વાંશે વા ઉત્કૃષ્ટ પ્રકારે શીખીએ છીએ ત્યારે આપણે આપણી વધતી જતી જરૂરીઆતોને પણ પૂરા પડતા જઇએ છીએ. તે કાળે આપણે પુષ્કલતાના, અખંડ વૃદ્ધિના તથા સ્થાયી સમૃદ્ધિના માર્ગમાં અથવા ક્ષેત્રમાં પ્રવેશીએ છીએ.

**દરિદ્રતાનું કારણઃ**—દરિદ્રતાનું ખરૂં કારણ કેટલીક અમુક પ્રકારની મનની અનિયમિતતામાં રહેલું જણાય છે. અર્થાત્ જે સામર્થ્યો આપણને પ્રાપ્ત છે તેનો અમુક પ્રકારે દુરુપયોગ કરવો, અથવા મનની કેટલીક વ્યગ્ર સ્થિતિ થવી અને તેવી સ્થિતિસહિત કાર્યો થવાં, અથવા આપણી બુદ્ધિ વા શક્તિનો ઉપયોગ કરવામાં અથવા તેનો આવિષ્કાર કરવામાં કોઇ પ્રકારની અણુઆવડત વા ખામી હોવી—આવી વિવિધ અનિયમિતતા વા અવ્યવસ્થા દરિદ્રતાને પ્રકટાવેલી રાખે છે. સ્વલ્પમાં, જે સામર્થ્ય આપણને પ્રાપ્ત છે તેનો ઉપયોગ કરવામાં નિષ્ફળ થવું અથવો તેનો દુરુપયોગ કરવો એ દરિદ્રતાને પ્રકટવાનું મૂળ કારણ છે. આ બાબતઉપરથી બે અગત્યના પ્રશ્નો ઉભા થાય છેઃ પ્રથમ— જે સામર્થ્ય આપણને પ્રાપ્ત છે તેનો ઉપયોગ કરતાં આપણે શા માટે નિષ્ફળ નીવડીએ છીએ? અને દ્વિતીય—એ સામર્થ્યોનો કોઇ પણ કાળે આપણે દુરુપયોગ શામાટે કરીએ છીએ? આ પ્રશ્નોના ઉત્તર આપવા માટે માનસ આરોગ્ય અને નૈતિક આરોગ્યના ઉપયોગસંબંધી સૂક્ષ્મ પરીક્ષા કરવી જોઇએ. કારણ કે એ માનસ શક્તિઓ અને નૈતિક ગુણોના આરોગ્યની ન્યૂનતા સૂચવે છે કે જે આવી

માનસ અવ્યવસ્થા ઉપજાવે છે કે જેને આપણે દરિદ્રતાના કારણરૂપે માનીએ છીએ.

**મનનું આરોગ્યઃ**—મનની સઘળી શક્તિઓમાં આરોગ્યવાળી ક્રિયાઓ પ્રકટાવવાને માટે મનની આવી સ્થિતિઓનો પરિત્યાગ કરવો જરૂરનો થઇ પડશે, અને તે જેવી કે ચિંતા, ભય, નિરાશા, નિરુત્સાહ,ખિન્નતા, દુઃખ, વ્યગ્રતાવાળી આતુરતા, ક્રોધ, તિરસ્કાર, સંશય, નિષેધ વગેરે. આવી સ્થિતિઓને નિવૃત્ત કરવાને માટે યોગ્ય માર્ગ એ જ છે કે તેના વિરોધી ગુણોને તથા પદ્ધતિને કેળવવાં કે જેને માટે વારંવાર કહેવામાં આવ્યું છે. તેની પ્રાપ્તિના માર્ગનું સ્વરૂપ પણ કથન કરાઇ ગયું છે.

**અગત્યની બાબતઃ**—ઉપજ કરાવનારાં જે સામર્થ્યો આપણને પ્રાપ્ત છે તેનો ઉપયોગ કરવામાં આપણી તમામ શક્તિઓનો પૂર્ણ તથા યોગ્ય ઉપયોગ થવો જોઇએ. પરંતુ જ્યાં સુધી મનમાં ઉપર ગણાવી તેવી પ્રતિકૂલ વા વિરુદ્ધ સ્થિતિ કે અવસ્થા છે ત્યાં સુધી કોઇ પણ શક્તિ પોતાનું સર્વોત્તમ કાર્ય કરી શકવાની નહિ. આવી સ્થિતિની સર્વથા નિવૃત્તિ કરવી અને મનને દૃઢ હિતાવહ તથા સબલ સ્થિતિયુક્ત કરવું એ આર્થિક આરોગ્યની પ્રાપ્તિમાં પ્રથમની અને અત્યંત અગત્યની બાબત છે.

**નૈતિક આરોગ્ય**—નૈતિક આરોગ્ય એ આર્થિક આરોગ્યમાટે ઉપયોગનું છે એ પ્રથમ સ્પષ્ટ થતું નથી, પણ જ્યારે આપણે જાણીએ છીએ કે અયોગ્ય વિચારની તથા અયોગ્ય ક્રિયાની અસર મનની શક્તિઓ તથા તેનાં સામર્થ્યોઉપર થાય છે, ત્યારે આપણે સમજી શકીએ છીએ કે નૈતિક આરોગ્યની શા માટે અગત્ય છે. આપણી સૂક્ષ્મ બુદ્ધિનો પૂર્ણ તથા અસરકારક ઉપયોગ કરવાને માટે આપણામાં શરીર અને મનના બલની પુષ્કલતા હોવી જોઇએ. પ્રત્યેક અનીતિમય કાર્ય સર્વ પ્રકારના બળનો ક્ષય કરવાના સ્વભાવવાળું હોય છે, તેથી નીતિના આરોગ્યની આવશ્યકતા સહજ સ્થાપી શકાય એમ છે.

**દુર્બલતા અથવા નિષેધદ્યોતનઃ**—મનની દુર્બલ અથવા નિષેધદ્યોતન કરનારી સ્થિતિ મનના અનારોગ્યથી અથવા નૈતિક અનારોગ્યથી અથવા એ ઉભયના અનારોગ્યથી પ્રકટી શકે. છતાં એ મૂળનો વિચાર બાજુએ મૂકીએ તોપણ તે હમેશાં આર્થિક અનારોગ્યને તો પ્રકટાવે જ છે, અને એનું કારણ એ છે કે તેવી દુર્બલ સ્થિતિ મનના થના પૂર્ણ ઉપયોગને અટકાવે છે. અને ઉપજ કરાવી આપનાર જે કંઇ સામર્થ્ય આપણામાં છે તેનો યથાર્થ અને અસર કરે એવા પ્રકારે ઉપયોગ કરવામાં મનનો પૂર્ણ અંશે ઉપયોગ એ અત્યંત અગત્યનો છે. તેથી જો ઉત્તમ પ્રકારના આર્થિક આરોગ્યને પ્રાપ્ત કરીને તેને જાળવી રાખવું હોય તો મનની દુર્બલતાવાળી અથવા નિષેધદ્યોતન કરનારી સ્થિતિને દૂર કરવી જોઇએ. આ દુર્બલતા નિવૃત્ત કરવાને નીચેની બાબતોને લક્ષમાં રાખવાની અને તેનો ઉપયોગ કરવાની જરૂર છેઃ—

૧. કેટલાકના મનમાં આવું દુર્બલતાનું લક્ષણ અથવા સ્થિતિ તેમના સ્વભાવરૂપ અથવા સ્વભાવના એક વિભાગરૂપ થઇ રહ્યું હોય છે, એટલે કે તેમનામાંના કંઇ ઉત્તમ પ્રકારના મોટા ભાગને અપ્રકટ રાખવાનો અથવા તેને આગળ ન પાડવાનો અભ્યાસ હોય છે. તેમના સર્વોત્તમ સામર્થ્યને તેઓ અવશેષમાં રાખી મૂકે છે, અને માત્ર મનને અથવા પોતાને તેમાંના થોડા ભાગનો જ આવિષ્કાર કરવાને આપે છે. તેથી આવા મનુષ્યોના આંતરમનને ફરીથી રચવું જોઇએ. અને મનની પૂર્ણ તથા સબલ ક્રિયાને ઉપયોગની જગાએ યોજવાને માટે

આંતર મનને કેળવવું જોઈએ. આનો આરંભ કરવા માટે, તમારા આંતર મનને જે કંઈ તમારામાં છે તેનો પૂર્ણ અને સબલ અથવા વિધિદ્યોતન કરે એ પ્રકારનો આવિષ્કાર થવાને માટે યોજો પ્રત્યેક દિવસમાં વારંવાર થોડી થોડી ક્ષણ આંતર મનને આ સૂચના આપી તે પ્રતિ વાળો, અને તેના પરિણામ અથવા ફળની ઉંડાણથી ઇચ્છાને સેવ્યા કરો.

૨. દુર્બલતા થવાનું ગમે તે કારણ હોય તોપણ પ્રત્યેક વિચાર તથા કૃતિમાં સબલ અથવા વિધિદ્યોતન કરનાર થવાને માટે સવિશેષ યત્ન કરો. એટલે કે જે કંઈ વિચાર તમે કરો તથા જે કંઇ ક્રિયા કરો તે પ્રત્યેકમાં, જે કંઇ તમારામાં છે તે સઘળાનો આ-વિષ્કાર કરવાનું ધ્યાનમાં રાખો. આ શાખામાં કરેલો અખંડ અને સભાન પ્રયત્ન, વધારે સારા અને કદાચ થોડા દિવસ જેટલા જ સમયમાં, આશ્ચર્યકારક ફેરફાર ઉત્પન્ન કરશે.

૩. કેટલાક મનુષ્યોમાં દુર્બલતા અથવા નિષેધદ્યોતન મોટે ભાગે અસાવધતા તથા અલક્ષ વા બેપરવાઇને લીધે પ્રકટે છે અને કાયમ રહે છે. તેથી એવા પ્રસંગોમાં જે કંઇ બનતું હોય તેમાં પૂર્ણ રસ ઉપજાવવાનો અખંડ પ્રયાસ કરવાથી જ તે નિવૃત્ત થઈ શકે છે. સ્વલ્પમાં, તમે જે કંઇ કરો અથવા વિચારો તે સર્વમાં પૂર્ણ રસ પ્રકટાવવાના ઉદ્દેશને ધારણ કરજો, અને તે કાર્યો તથા વિચારોમાં જે રસવૃત્તિ તમે પ્રકટાવો તેમાં તમારા પૂર્ણ મન તથા આત્માને સમર્પી દેવાનો નિશ્ચય કરજો. આવો રસ પ્રકટાવવામાં સાહાય્યભૂત થવાને માટે, તમારા આગળ જે કંઇ આવે અથવા જેમાં તમારૂં ધ્યાન દોરવામાં આવે તે સર્વમાં જે અત્યંત રસ ઉપજાવનાર બાબત હોય તેને શોધી કાઢવાને પ્રયત્ન કરજો.

૪. સબલ અથવા વિધિદ્યોતક થવાના પ્રત્યેક પ્રયત્નમાં આત્મશ્રદ્ધાને નિત્યના વિચાર તથા જીવનના એક વિભાગરૂપે કરવાની ટેવ પાડો, એટલે તમારા જીવનમાં, તમારા વિચારમાં તથા તમારા કાર્યમાં તમારા સમગ્ર અંશને જોડી દો. તમારાથી વિરુદ્ધ કંઈપણ તમારામાં થવા ન દો. તમને કંઇપણ ઉત્તમ કરવાની કે વિચારવાની વૃત્તિ થઈ તો ' તે આપણાથી નહિ થાય ' એવી અશ્રદ્ધા અથવા એવા વિચારને અવકાશ આપીને તમારામાં ઉઠેલા મૂલ સ્ફુરણ અથવા વિચારથી તમે અલગ ન પડો. પણ તે મૂલના વિચારમાં તમારા આત્માને જોડો. તેને માટે કરવાની ક્રિયામાં પણ તમારા આત્માને જોડીને ક્રિયા કરો. તમારામાં રહેલા પ્રત્યેક બલને, સબલ અથવા વિધિદ્યોતક થવાને માટે અને તેમાં દોરાવા તથા આગળ વધ-વાને અર્થે તમારી સંકલ્પશક્તિનો ઉપયોગ કરો. અને તમારા શરીરના પ્રત્યેક પરમાણુને પોતે એક સબલ અથવા વિધિદ્યોતક બલરૂપ થવાને માટે જાગ્રત્ કરવાનો યત્ન સેવો. આ પ્રકારનો વિવિધ શાખાનો પ્રયત્ન, મન તથા સંપૂર્ણ મનુષ્યત્વમાં સબલ અથવા વિધિદ્યોતક અસર તત્કાલ પ્રકટાવશે અને સબલ અથવા વિધિદ્યોતક અસર વા ક્રિયાનો અર્થ એ છે કે મારામાં જે કંઇ ઉપજ કરનાર સામર્થ્ય છે તેનો પૂર્ણ અને અસર કરે જ એવો ઉપયોગ થવો.

(અપૂર્ણ.)

---

**મુખપૃષ્ઠઉપરની સૂચનાતરફ ધ્યાન આપવા વિવેકી વાચકોએ કૃપા કરવી.**

# દૃઢ કલ્પનાશક્તિનાં કેટલાંક આશ્ચર્યજનક સત્યો.

કલ્પના કરો કે તમે બળપૂર્વક શારીરિક વ્યાયામ કરો છો અને રક્તાભિસરણ અથવા લોહીના ફરવાની ગતિ તમારા આખા શરીરમાં વધેલી જણાશે.

* * *

કલ્પના કરો કે તમે સરત બાંધીને દોડો છો, તો તમારા પગમાં રક્તાભિસરણ એવા વેગથી વધશે કે તમારી મગજની નસો તેનાથી તસતસતી થયેલી તમને જણાઇ આવશે. પગ પણ તે જ પ્રમાણે ઉષ્ણ થશે. જો પહેલાં ઠંડા હશે તો.

* * *

કલ્પના કરો કે તમે હાથવડે કોઇ ભારી વજનને ઉંચકો છો, તો તમારા હાથની પિંડીઓ વધવા માંડશે અને શરીરનું સામાન્ય બળ પણ એકંદર વધશે.

* * *

કલ્પના કરો કે તમે કોઇ અત્યંત રુચિકર તથા સ્વાદિષ્ટ ભોજન જમો છો, અને પાચનક્રિયામાં વહેતા જાઠર રસો તે તે અવયવોમાંથી નીકળવા માંડશે.

* * *

કલ્પના કરો કે જાણે આવતી કાલનો દિવસ થયો છે અને જાણે આખો દિવસ આજ તમે ઉપવાસ કરો છો. તમે થોડા જ સમયમાં ભુખ્યા થશો, અને તમારું જઠર જે થોડા વખત પહેલાં તમે જમ્યા હશો તેના ઉપર બલવાન્ કાબુ મેળવશે અને તેને પચાવી દેશે. જો તમને એમ લાગતું હોય કે તમે જે જમો છો તે પચતું નથી. તો આ ઉપાય એવો છે કે જે ત્યાં ચમત્કાર જ કરે છે.

* * *

કલ્પના કરો કે તમે ગરમ પાણીમાં પગને બોળી રાખ્યા છે, અને થોડા જ સમયમાં તમારા પગમાં ગરમાવો આવેલો જણાશે.

* * *

જ્યારે તમે નિર્વૃત્તિપૂર્વક સુવા જાઓ ત્યારે કલ્પના કરજો કે તમે દૂરથી આવતા કોઇ મધુર સંગીતમય ધ્વનિને શ્રવણ કરો છો, અને લગભગ તરત જ તમે નિદ્રાવશ થઇ જશો.

* * *

જમવાનો સમય થાય અને ક્ષુધા ન લાગી હોય તો એક અઠવાડીયાસુધી ઉપવાસ કર્યો હોય તો કેવું લાગે તેની યથાર્થ કલ્પના કરો. તમને જોઇતી ક્ષુધા તે સમયે પ્રકટશે.

કલ્પના કરો કે તમે જ્યાં એક પાંદડું સરખું પણ હાલતું નથી એવા એક શાંત અરણ્યમાં છો. ક્વચિત્ કોઇ પક્ષીનો મૃદુસ્વર દૂરથી આવી કર્ણને અત્યંત પ્રિય થઇ પડે છે, એમ કલ્પના કરજો. અને તેમ કરતાં કોઇ ઘોંઘાટવાળા સ્થળમાં હશો, તોપણ ત્યાં પૂર્ણ શાંતિ તથા સ્વાસ્થ્યનો અનુભવ કરશો.

* * *

કલ્પના કરો કે તમારા શરીરના કોઇ અમુક ભાગની કસરત કરો છો, અને તેમ કરવાથી ખરેખરી કસરત કરવાથી જે બળ તે અવયવમાં આવવું જોઇએ તે જ બળ તે ભાગમાં આવશે. પણ પછી જો તેનો યોગ્ય વ્યય થતો નથી તો તે બધું બળ મિથ્યા વહી

જાય છે. તેથી જે કાર્ય તમારે નથી કરવું તે કાર્યની મિથ્યા કલ્પના કરવી એ ગાયને દોહીને શ્વાનને પાવાજેવું છે. કેમકે તે માત્ર બળનો ક્ષય જ કરનાર છે.

*　*　*

કલ્પના કરો કે તમે પૂર્ણ નિરામય છો અને તમારા શરીરના સઘળા વિભાગો વા અવયવો જાણે નિરામય છે એ પ્રકારે વધારે અને વધારે પ્રમાણથી વર્તવાનો આરંભ કરશે. કદાપિ તેમાં વ્યાધિ હશે તોપણ તે વ્યાધિના ધર્મનો ત્યાગ કરશે. અને જ્યારે તેઓ સારાની પેઠે જ કામ કરવાનું જારી રાખશે ત્યારે જે કંઇ અવ્યવસ્થા પ્રાપ્ત હશે તેને પણ નિવારવામાં તે વિજયી થશે.

*　*　*

કલ્પના કરો કે તમે બલવાન્ છો, અને પૂર્વે, જે પ્રકારના બળનો તમને અનુભવ નથી થયો તેવું બળ તમારામાં પ્રકટેલું જણાશે. કલ્પના કરો કે તમે બલવાન્, પુરુષાર્થી તથા સશક્ત છો, અને તમારા શરીરની શક્તિઓ બળ, પુરુષત્વ તથા સત્ત્વને અર્પશે—પ્રકટાવશે.

*　*　*

કલ્પના કરો કે તમારૂં મન અત્યંત તેજસ્વી છે, અને તે અધિક અને અધિક તેજસ્વી થાય છે.

*　*　*

કલ્પના કરો કે તમારા મનમાં અપૂર્વ ગ્રહણધારણશક્તિનું સામર્થ્ય છે, અને તે એ પ્રકારના સામર્થ્યને વધારે અને વધારે પ્રમાણમાં બતાવતું જશે. પૂર્વકરતાં હાલ તમે અત્યંત કામ કરો છો એમ કલ્પો, અને પૂર્વકરતાં તમે તમને અધિક કામ કરી શકવાના સામર્થ્યવાળા જોશો.

જે દિવ્ય અંતઃકરણો અથવા વિશાલ બુદ્ધિવાળા મનુષ્યો કે જેને, તમે જે કાર્ય કરવાને આતુર તથા ઇચ્છાવાન્ છો, તે કાર્ય કરવાનું પૂર્ણ સામર્થ્ય અને પ્રત્યક્ષ બલ છે, તેઓ કેવું કાર્ય કરતા હશે તેની કલ્પના કરો, અને તમારામાં તે સામર્થ્યનો વિકાસ થશે. આ એક મહાન્ રહસ્ય છે. ખરૂં જોતાં જે આપણા લક્ષ્યરૂપે છે તે પ્રતિ જવાનો આ એક રાજમાર્ગ છે; જો કે આ રૂપમાં કલ્પનાનો ઉપયોગ અત્યંત તીવ્ર, અસરકારક, ઉંડાણવાળો તથા અખંડિત હોવો જોઇએ.

---

# प्रासंगिक उक्तिओ.

—મહાકાલનું સુંદર મુખપૃષ્ઠ જોઇને હું ધારૂં છું કે તમને સંતોષ થયો હશે એ ચિત્રને કાઢનાર શ્રેયસ્સાધક બંધુ શ્રીડાહ્યાભાઇ છે. એમનો એ એક નિશ્ચય છે કે હમેશાં આપણામાંથી સર્વોત્તમનો આવિષ્કાર કરવો. આપણે કરવાનું કોઇ પણ કાર્ય આપણાથી બને તેટલી સારામાં સારી રીતે કરવું. અને આ નિશ્ચયને તેઓ તેમના પ્રત્યેક કાર્યમાં દૃઢ રાખતા હોવાથી એ નિશ્ચયનો ગુણ આજ તેમને સિદ્ધસ્વભાવરૂપ થઇ રહ્યો છે. ઉતાવળમાં કે સામાન્યસરખું કાર્ય તે કરે છે તોપણ તેમાં તેમના આ સિદ્ધાંતને પાળે છે, અને તેને બને તેટલું ઉત્તમ કરવા યત્ન સેવે છે.

—આવો સદ્‌ગુણ શું કરી શકે એમ છે ? તે હમેશાં આપણામાં સામર્થ્યના જેટલા અંશો હોય છે તે પ્રત્યેકમાંથી સર્વોત્તમને જ બહાર પ્રકટાવે છે. કોઇ પણ કાર્ય બને તેટલું સારૂં કરવાથી એ પરિણામ આવે છે કે બીજી વખતે તેના કરતાં વધારે સારૂં કાર્ય કરવાનું બળ આપણામાં પ્રકટે છે. ઉત્તમતાનો અવધિ નથી. આત્મસ્વરૂપ એ ઉત્તમ વસ્તુ છે, અને તે

પોતાની અનવધિ ઉત્તમતાને જ્યાં ત્યાં પ્રકાશમાં આણવાને તત્પર છે. અને પ્રત્યેક વસ્તુમાં એ આત્મસ્વરૂપ તે વસ્તુને યોગ્ય ઉત્તમતાને અનંત પ્રમાણમાં પ્રકટાવવા સમર્થ છે. '

—ઘણા માને છે કે અમુક બાબતમાં અમુક પ્રમાણમાં જ્યાં ચઢ્યા એટલે પછી એથી વધારે એ બાબતમાં વૃદ્ધિ થઇ શકતી નથી. પરંતુ ખરૂં જોતાં તેમ નથી. મનુષ્ય ધારે છે તો કોઇ પણ વિષયમાં તે અસામાન્ય પ્રગતિને બતાવી શકે છે. અને આજનો સમય તેના પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે. કોઇ પણ મનુષ્યે એક આશ્ચર્યકારક 'શોધ ક્હાડી, તો ત્યાં તે અટકી પડતો નથી. મનુષ્યો જાણે છે કે હવે હદ થઇ ગઇ. એથી વિશેષ ઉચ્ચ પ્રકારનું કંઇ પણ એ વિષયમાં નીકળે એમ નથી. પરંતુ એ વિચાર તેનો પૂરો થયો નથી હોતો એટલામાં તે જુએ છે કે એ જ વિષયમાં વળી કંઇ વધારે આશ્ચર્યજનક શોધ થઇ છે—પ્રગતિ સધાઇ છે.
—આમ હોવાથી પ્રત્યેક કાર્ય ઉત્તમ રીતે કરો. અને તેટલી ઉત્તમતા લાવવાને માટે તમારાં સર્વ સાધનોનો ઉપયોગ કરો. સામાન્ય કાર્ય કરીને અથવા કોઇ મોટું કાર્ય કરીને સંતોષ માની કદી બેસી રહેશો નહિ. તેમ કોઇ ઉત્તમ કાર્ય કરી એથી વધારે ઉત્તમ હવે કશું ન થાય એમ ધારીને ત્યાં અટકી પડશો નહિ. ઉત્તમતાનો અવધિ નથી એ સત્ય અને પ્રગતિ-પ્રોત્સાહક સિદ્ધાંતને નિરંતર મનમાં ઉપસ્થિત રાખજો. અને એ સિદ્ધાંતનું તમારી પ્રત્યેક કૃતિવડે સ્થાપન કરી બતાવો.

—વળી બંધુ શ્રીડાહ્યાભાઇમાં બીજો એ એક સ્વભાવ છે કે તે હમેશાં અત્યંત શાંતિથી કામ કરે છે. અને તેમ છતાં ' તીન દહાડે અઢાઇ કોસ ' જેવું ઠંડુ કામ કરતા નથી. અત્યંત સ્ફુર્તિપૂર્વક તથા ઘણા જ થોડા સમયમાં તે પોતાનું કાર્ય કરે છે. નેત્રમાં, વાણીમાં કે મનમાં લેશ પણ ક્ષોભ કે વિકળતાનો ભાવ તે ઉપજાવતા નથી. અત્યંત સરળપણે અને બહારની કશી પણ ધમાધમ કર્યા વિના ( Silently ) તે પોતાનું કાર્ય કર્યે જાય છે.
—ઉત્તમ કાર્ય કરનારમાં આ ગુણની ખાસ જરૂર છે. ઘણા માણસો સહજ કાર્યમાં પાર-વગરના વિકળ બની જાય છે. તેમની આંખો, વાણી વગેરેમાં અનેક વિકળતાના ભાવો તેઓ ક્ષણે ક્ષણે દર્શાવી આપે છે. 'વખત થોડો છે, અને કેમ કામ પૂરૂં થશે " એમ ચઢે ઘોડે તે આવાં કામ થતાં હશે,' 'જ્યારે ને ત્યારે થોડા વખતમાં સારૂં કામ કરવું એ તે કેમ બને ' આવા ઉદ્ગારો અનેક મનુષ્યો પોતાના કાર્યમાં કાઢે છે, અને ક્ષોભને પ્રકટાવ્યા જ કરે છે. પરંતુ એ વાત સત્ય માનજો કે સર્વોત્તમ કાર્ય અક્ષોભ અવસ્થા—મન, વાણી, ક્રિયાએ સર્વની અક્ષોભ અવસ્થામાં જ થાય છે. કારણ કે અક્ષોભ અવસ્થા જ સર્વોત્તમને બહાર આણી શકે છે.

—સર્વોત્તમ અંતસ્તમ પ્રદેશમાં રહ્યું છે અને તેથી તેને બહાર આણવામાં વચ્ચે જેમ બને તેમ ઓછાં વ્યવધાન હોવાં જોઇએ. હવે જો આપણે વિકળતા, મુઝવણ, ચિંતા, કાર્ય થશે કે નહિ એમ શંકા વગેરેને વારંવાર પ્રકટાવ્યા કરીએ છીએ તો એ બધાં સર્વોત્તમને બહાર પ્રકટવામાં વચ્ચે વિઘ્ન કરનાર થઇ પડે છે, અને તેથી તે બધાને જેમ બને તેમ દૂર કરવાં એ ખાસ લક્ષમાં રાખવાનું છે. જેમ ઉડતા ફુવારાઉપર આપણે હાથ ધરીએ કે વચ્ચે વચ્ચે કંઇ કંઇ અડચણ કરનાર વસ્તુને આણ્યા કરીએ તો તે ફુવારો ઉંચે અને ઉંચે ઉડતો નથી તેમ ઉપર કહ્યાં તેવાં કારણો જો આપણે વારંવાર આપણા મનમાં ઉપજાવ્યા કરીએ છીએ,

તો અંતરના ઉંડાણુમાં રહેલા ' સર્વોત્તમનો બાહ્ય પ્રદેશમાં ઉત્કૃષ્ટ પ્રકારે આવિષ્કાર કરી શકતા નથી.

—અત્યંત અવિકળપણે કાર્ય કરો. થોડા સમયમાં કાર્ય કરવાનું હોય તોપણ વિકળ થવાની કશી જ જરૂર નથી. વિકળતા એ એવો દીપક છે કે જે કાર્ય કરવાના બળરૂપ સત્ત્વના તેલને જ ચુસ્યા કરે છે. અને તેથી તેવો મનુષ્ય કશું જ જાણવા કે વખાણવા જેવું કાર્ય કરી શકતો નથી. તમારે સર્વોત્તમ કાર્ય કરવું છે તો સર્વોત્તમ શાંતિ, સર્વોત્તમ અક્ષોભ, મનની સર્વોત્તમ સરળતા, ચિત્તની સર્વોત્તમ સ્થિરતા અને વાણીમાં સર્વોત્તમ સૌમ્ય ભાવને પ્રકટાવેલો રાખો; અને તમને થોડા જ સમયમાં જણાશે કે પૂર્વે તમે જેટલું કાર્ય વિવિધ પ્રકારની વ્યગ્રતાસહિત કરતા હતા, તેના કરતાં અત્યંતગુણઅધિક અને ઉત્તમ કાર્ય હવે તમે કરી શકો છો.

—વળી એ બધુમાં એક બીજો ગુણ એ છે કે તે પોતાના પ્રત્યેક કાર્યમાં અપૂર્વતા ( Originality ) લાવવાનો પ્રયાસ કરે છે. તેમનો આ ગુણ તેમના કાર્યોપ્રતિ ઘણા મનુષ્યોનું આકર્ષણ કરી શકે છે.

—અને સર્વમાં એમ જ છે. અપૂર્વતા એ એક જ વસ્તુ છે કે જેના પ્રતિ મનુષ્યમાત્રનું ધ્યાન ખેંચાય છે. જેનામાં જેને અપૂર્વતા લાગી તેના પ્રતિ તેનું અવશ્ય આકર્ષણ થવાનું. આ નિયમ સાક્ષર કે નિરક્ષર સર્વપ્રતિ સમાનપણે પ્રવર્તે છે. અને તેથી તે કાર્ય સર્વને જ પ્રિય થઈ પડે છે કે જેમાં કોઈ પણ પ્રકારની અપૂર્વતા હોય છે.

—અપૂર્વતા એ આત્માનો એક નવીન આવિષ્કાર છે. અને તેથી તેમાં પ્રત્યેકની અભિરુચી થાય એ સ્વાભાવિક છે. જે મનુષ્યની અપૂર્વતા શોધી કહાડવામાં અધિક બુદ્ધિ પહોંચે છે, તે મનુષ્ય ઘણો સૂક્ષ્મ બુદ્ધિવાળો થાય છે. કારણ કે વાસ્તવ અપૂર્વતા કોઈ પણ પદાર્થ વા વિષયમાં બહુ સૂક્ષ્મપણે રહેલી હોય છે. અને તેથી તે શોધી કાઢનારની અત્યંત સૂક્ષ્મ શક્તિઓ વિશેષ અંશમાં જાગ્રત્ થાય છે.

—કોઈ પણ વસ્તુ જુઓ તો તેમાં અપૂર્વતા શી છે, એ પ્રથમ શોધવાનો યત્ન કરજો. તેનો ઉપયોગ કરવામાં પણ અપૂર્વતા કેવી રીતે લવાય તેનો વિચાર કરજો. પ્રત્યેક બાબતમાં અપૂર્વતા લાવવાનો પ્રયત્ન કરજો. તમે જે જે કાર્ય કરો તેમાં કંઇ પણ અપૂર્વતા લાવવી એ ઉદ્દેશને ભૂલશો નહિ. ભલે પછી ન આવે તો ચિંતા કરશો નહિ કદાપિ અપૂર્વતા નહિ આવે તોપણ એટલું તો થશે જ કે તમે તમારાથી બનતું સર્વોત્તમ કાર્ય કરવાના અને તેમ થતાં ક્રમે ક્રમે અપૂર્વતાને અવશ્ય પ્રકટાવવાના.

—કારણ કે પ્રત્યેકમાં અપૂર્વતા રહેલી છે. અને તે ત્યારે જ પ્રકટે છે કે જ્યારે સર્વોત્તમ કાર્ય થાય છે. અપૂર્વતાનો અવધિ નથી. અને તેથી તે કેટલા અંશમાં વૃદ્ધિ પામી શકે એ કહી શકાતું નથી. જેમ જેમ સામર્થ્ય વધતું જાય છે, તેમ તેમ સર્વોત્તમ કાર્ય થાય છે, અને સર્વોત્તમ કાર્ય થવાની સાથે જ અપૂર્વતા પ્રકટતી જાય છે. એક સર્વોત્તમ કાર્યના અવધિમાં પ્રકટતી અપૂર્વતા, બીજા એથી ચઢીયાતી અપૂર્વતાવાળા કાર્યને કરવાનું આપણામાં સ્ફુરાવે છે.

—આવા ઉત્કૃષ્ટ પ્રકારના સિદ્ધાંતને અનુસરીને કાર્ય કરનારાઓનો પરમાત્મા વિજય કરો.

—મહાકાલના એક 'ફોર્મ' જેટલા વિભાગને 'શ્રીસિદ્ધેશ્વર' માં રોકવામાં આવતો હતો.

તે નામને સ્થાને અનેકની ઇચ્છાથી તેટલા વિભાગને હવેથી 'શ્રીવિશ્વવંદ્ય' એ સંજ્ઞા આપવામાં આવશે. શ્રીમાન્ વિશ્વવંદ્યનું નામ મહાકાલસાથે એવું અભિન્નભાવને પામી ગયું છે કે એક સજ્જનના લખવા પ્રમાણે ' તે એક પર્યાયરૂપ ગણાવા યોગ્ય છે.' એ યથાર્થ છે અને તેથી મહાકાલસાથે તેઓશ્રીની એ સંજ્ઞા સંયુક્ત રહે તો સારૂં, એવી અનેકની યોગ્ય ઇચ્છા થવાથી હવેથી ' સિદ્ધેશ્વર'ને બદલે એ પુણ્ય નામનો વ્યવહાર કરવામાં આવશે. શ્રીસિદ્ધેશ્વરમાં આવતા કેટલાક અપૂર્ણ લેખોનો તેમાં ઉપક્રમ કરવામાં આવશે તથા શ્રીમાન્ વિશ્વવંદ્યસંબંધના પણ વિવિધ પ્રસંગો તેમાં પ્રકટ કરવામાં આવશે. તેઓશ્રીના પુણ્ય સ્મરણરૂપે ભવિષ્યમાં જે જે પ્રવૃત્તિ થશે તેનું પણ કંઇ સ્વરૂપ તેમાં પ્રકટશે.

—આ અંકથી તે ' ફૉર્મ ' ની વૃદ્ધિ કરવામાં આવી છે. પ્રત્યેક માસે તે પ્રકટશે જ એવું બંધન નથી તેમ છતાં બનતા સુધી તે આવ્યા કરશે. આશા છે કે આ યોજનાથી વાચકવર્ગ સંતુષ્ટ થશે.

—આ અંકના મુખપૃષ્ઠઉપર જોતાં જણાશે કે એક બાજુએ જ્યારે આ અંકમાં આવેલા મુખ્ય વિષયોનો ક્રમ છે, ત્યારે બીજી બાજુએ આવતા અંકમાં આવનાર કેટલાક મુખ્ય મુખ્ય વિષયોનો ક્રમ છે. માત્ર એટલા જ વિષય આવતા અંકમાં આવશે એમ નથી, પરંતુ તેમાં પ્રકટ થનાર વિવિધ વિષયોમાંના તે કેટલાક છે. આ યોજના પણ વાચકને સંતોષજનક થશે એવી આશા છે.

—અધિક આનંદજનક એ છે કે મહાકાલના લેખકો તેને વધારે ઉપયોગી, વધારે આકર્ષક, વધારે રુચિકર તથા વધારે સત્ત્વવાળું કરવાને જાગ્રત્ છે અને ઉત્તરોત્તર અધિક અધિક થતા જાય છે, તેની સાથે તેના વાચકો પણ મહાકાલને ઉત્કૃષ્ટ પ્રકારનું કરવાની અનેક સૂચનાઓ કરી રહ્યા છે. આજ એક સજ્જન લખી જણાવે છે કે, " × × વળી બીજી અરજ એ છે કે જો હિંદના મહાન્ કવિઓએ આલેખેલા મનુષ્યજીવનમાંથી કોઈ અમુક ભાગ લઈ નીતિ તથા સદાચરણના દૃષ્ટાંતરૂપે ગુર્જર રંગ ચઢાવી આપણા પત્રમાં આલેખાય તો બહુ આનંદ આવે. કારણ કે મહાકાલની કલમમાં ઓર મિઠાશ છે, અને તે મિઠાશમાં મધનો મેળાપ થશે. "

—પ્રિય સજ્જન ! તમારી ઇચ્છા સ્તુત્ય છે. મહાકાલસંબંધી તમારો દર્શાવેલો વિચાર તેના યોજકોને ઉત્સાહવર્ધક તથા અધિક અધિક ઉચ્ચ કર્તવ્યમાં પ્રેરક છે. મહાકાલ મુખ્યત્વે કરીને આચરણીય અથવા વ્યવહારોપયોગી ( practical ) વિચારોને દર્શાવે છે. મનુષ્યના જીવનના પ્રત્યેક કાર્યમાં તેની ઉન્નતિ થાય એવા પ્રકારના વિચારો જણાવવા એ તેનો મુખ્ય ઉદ્દેશ છે. અને એ ઉદ્દેશાનુસાર લેખો મોટે ભાગે તેમાં આવે છે. પરંતુ વિષયની વિવિધતા હોવી એ પણ મહાકાલનો ઉદ્દેશ જ હોવાથી અનુકૂલતાએ ઇતર પ્રકારના પણ વિવિધ લેખો પ્રકટ થશે જ.

—અવલોકનને માટે કેટલાક સજ્જનોએ જે જે ગ્રંથો મોકલ્યા છે, તેનું અવલોકન આવતા અંકથી આપવામાં આવશે. સ્થલસંકોચને લીધે આ સમયે તે આપી શકાયું નથી.

—જેઓ ધૈર્યથી મહાકાલને અવલંબી રહેશે તેમને જાણવાયોગ્ય અનેક વાર્તાઓ જણાવવામાં આવશે. કંઇક ધૈર્યની અપેક્ષા છે, અને તે તેના વાચકોમાં અપૂર્વ પ્રકારની હોવાથી ઈશ્વરેચ્છાથી ક્રમે ક્રમે તેઓ અધિક અને અધિક સંતુષ્ટ થતા જશે જ.

---



विश्ववंद्यसमो वोद्धा विश्ववंद्यो हि केवलम् ।

॥ ॐ श्रीं ॥

## हृदयनुं आह्वान.

પદ. ( બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો, એ લય. )

આવો આજ આવો હે વિશ્વવંદ્ય ! આવો,
આવો, આવો, હૃદય બોલાવે.
લાવો સંગે લાવો, નૃસિંહ નાથ લાવો;
લાવો, લાવો, આત્મા તેડાવે.
સૂર્યમાં પ્રકાશરૂપે છો રહ્યા પ્રકાશી,
ચંદ્રમાંહિ ચમકી રહી આપની પ્રભા શી !
આપસત્તા થઈને ગતિ, વિશ્વ આ ડોલાવે; આવો०
અંતરમાં ભાનરૂપે આપ પ્રતીત થાતા,
જીવનરૂપ રહીને આપ સર્વમાં સોહાતા,'
નિકટ છો સદાય એમ હૃદય તો સ્ફુરાવે; આવો०
શુદ્ધ પ્રેમનું સ્વરૂપ જોવા વૃત્તિ થાતી,
પ્રેમમત્ત બની રહેવાને અતિ ચહાતી,
પ્રેમમૂર્તિ આપ વિના કોણ તે બતાવે; આવો०
સ્નેહનો આનંદ પૂર્ણ માણવાને કાજે,
સ્નેહી હૃદય આશભર્યું આમંત્રે આજે;
પ્રકટ ન તો ગુપ્તપણે સંગી બનો હાવે; આવો०

# શ્રીવિશ્વવંદ્યની વાગ્વીણાનો મધુર રણકાર.

ૐ શાંતિ ! પરમ શાંતિ !

પ્રસન્નતાપૂર્વક જય જય.

અભ્યુદયનો અવધિ ક્યાં છે ? જ્યાં પરમાત્મતત્ત્વનો અવધિ છે ત્યાં.

સામર્થ્યનો અવધિ ક્યાં છે ? જ્યાં પરમાત્મતત્ત્વનો અવધિ છે ત્યાં.

જીવનનો અવધિ ક્યાં છે ? જ્યાં પરમાત્મતત્ત્વનો અવધિ છે ત્યાં.

જ્યારે તેનો અવધિ નથી, ત્યારે આપણુ ઉભયના સંબંધનો પણ અવધિ નથી. આપણો સંબંધ શેમાં છે ? અભ્યુદયના અનંત વિસ્તૃતપ્રદેશમાં, સામર્થ્યના અનવધિ ચિત્સ્વરૂપ દ્રવ્યમાં, જીવનના અમેય રસાર્ણવમાં.

આ સ્થાનોમાં જો તમે છો તો ત્યાં જ હું છું. અને તો પછી ઉભયના સંબંધમાં સ્ખલન ક્યાં ?

જેને અભ્યુદયપ્રાપ્તિનો માર્ગ નથી, જેનો સામર્થ્યસિદ્ધિનો લક્ષ્ય નથી, જેનું જીવનરસાર્ણવમાં અભ્યંતર અને અભ્યંતર નિમજ્જન નથી, તેમની સાથે ભૂતકાલમાં મારો સંબંધ થયો નથી, વર્તમાનમાં છે નહિ, તથા ભવિષ્યમાં થનાર નથી.

પરંતુ એ સર્વ જેમને છે તેમની સાથે મારો ત્રિકાલાબાધિત સંબંધ છે.

વિયોગ અથવા સંબંધરહિત થવું એ તેની જ દૃષ્ટિમાં છે કે જેની દૃષ્ટિ ઉન્મુખ નથી. જેમનું માનસ રમણ પ્રથમ પરિમાણમાં જ હોય છે તેમની દૃષ્ટિએ વિયોગ જણાય છે. દ્વિતીય તથા તૃતીય પરિમાણમાં જેમનું માનસ રમણ છે તેમની દૃષ્ટિનાં અર્ધ પડળ સ્ફુટ છે અને અર્ધ ઉન્મીલિત છે. તેમને વિયોગનો નિતાન્ત નિશ્ચય નથી. ક્ષણમાં સંયોગ, ક્ષણમાં વિયોગ એ ઉભયની તેમને કલ્પના છે. સંયોગવિયોગની મધ્યમાં તેમની સ્થિતિ છે. અને ઉભય ભાનનો તેમને સ્પર્શ હોય છે.

પરંતુ ચતુર્થ પરિમાણમાં જેમનું માનસ રમણ છે, તેમને સંયોગ અથવા સંબંધ એ જ કેવલ નિશ્ચલ વસ્તુરૂપ છે. તેમનામાં ઇતર વસ્તુનો ભ્રાંતિમાત્ર પણ અવકાશ નથી. અને અભ્યુદય, સામર્થ્ય તથા જીવનના પ્રદેશોના જે પથિક છે, જેઓ અખંડિતપણે તેમાં પંથ કાપે છે, તેમનું માનસ રમણ ચતુર્થ પરિમાણમાં છે. અને તેમને 'સર્વ' હસ્તામલકવત્ છે. સંબંધ—સર્વનો સંબંધ—તેમને પ્રાપ્ત છે.

જેમનું એ પ્રદેશમાં રમણ છે તેમને જ આ પરમ સત્ય સ્પષ્ટ છે.

તમને વિશ્વાસ ગણીને આજ જણાવું છું કે મારા અંતર્યામીસ્વરૂપ સદ્‌ગુરુશ્રીના શરણને પ્રાપ્ત થતાં પ્રથમ જ મારો એ ભાવ બંધાયો કે મારા સદ્‌ગુરુશ્રીના સ્વરૂપમાં મારું સમગ્ર અભિમાન વિલાવવું. મારા પ્રભુશ્રીએ પરમ અનુગ્રહ કરી, જે ક્ષણે મેં મારી આ ઇચ્છાને નિવેદન કરી તે જ ક્ષણે પોતાના વરદ કરને મારા પર સ્થાપી મને તદનુસાર વર્તવા કંઇક અકથ્ય સાધનના પ્રબોધસહિત સસ્મિત અનુમોદન આપ્યું.*

સરખાવો: * સદ્‌ગુરુએ મુજને કહ્યું, પ્રભુ તુજથી નથી ભિન્ન,
તું તે ઈશ્વરરૂપ છે, ઈશ્વરને તું અભિન્ન.
ગુરુપ્રબોધિત સાધને, પછી મેં સાધ્યો સ્નેહ,
અલ્પ શ્રમે, અનુગ્રહ થયો, અકથ્ય શબ્દે એહ.
મુજ હૃદયે સદ્‌ગુરુ દીઠા મુજ આત્માથી અભિન્ન,

*. તે ક્ષણથી આજપર્યંત હું મારા એ સાધનને સાધતો આવ્યો છું. અને ઉત્તરોત્તર તેમાં વિજયને અનુભવું છું. અને આજપર્યંત જીવદષ્ટિને જે દુષ્કર જણાય તેવાં વચનો મેં પ્રસંગોપાત્ત ઉચ્ચાર્યાં છે, તે આ સ્થિતિનો જે કંઈ અનુભવ પ્રાપ્ત છે તેમાં આરૂઢ થઈને, તેને ઉદ્દેશીને ઉચ્ચારેલાં છે, અને ભાવિમાં પણ તેવાં જો કોઇ સ્ફુરણ થશે તો તે અનુભવને અનુરૂપ હોવાથી તેમાં ' હું ' શબ્દે કરીને જે કંઇ જણાવું તે મારા , મર્યાદિત સોપાધિક સ્વરૂપને લક્ષીને સમજશો નહિ મારા સદ્‌ગુરુશ્રીના વાસ્તવ અનુગ્રહથી ' હું ' શબ્દે કરી જીવત્વાવૃત્ત અહંને મેં કદી અવકાશ આપ્યો નથી, કારણ તે નહિવત્ છે. સદ્‌ગુરુશ્રીનો જો વાસ્તવ અનુગ્રહ મારા પ્રતિ ન હોત તો સામાન્ય જનો જેને ધૃષ્ટતા ગણે તેવાં વચનો વદવાનું મને કદી બલ પ્રાપ્ત થયું ન હત. અને તેથી મારો એ જ્વલંત નિશ્ચય છે કે સદ્‌ગુરુશ્રીનો વાસ્તવ અનુગ્રહ એ જ જીવોનું પરમ દૈવત છે.

તમે બૃહદ્ છો, હું બૃહદ્ છું. પૂર્વે તમે અને હું આપણને જેવા ભવ્ય કલ્પતા હતા તેના કરતાં પણ અધિક ભવ્ય છીએ.

મેં અનુભવ્યું ન હતું કે તમારામાં કે મારામાં આવી દૈવી અપૂર્વતા છે. અહો ! એ દિવ્યતા અમાપ છે ! એ અપૂર્વતા અકથ્ય છે !

વર્તમાન સમયમાં હું જ્યાં છું ત્યાં બંધનમાત્રથી મુક્ત છું, તમે જ્યાં છો ત્યાં બંધનમાત્રથી મુક્ત છો.

કલ્પિત બદ્ધતા મારી પણ છૂટી છે, અને તમારી પણ છૂટી છે. ઉચ્ચ પ્રદેશોમાં તમારૂં પણ ગમન છે, મારૂં પણ ગમન છે. ત્યાં તમારો મારી સાથે અભેદસંબંધ છે, મારો તમારી સાથે અભેદસંબંધ છે.

હું મારો નેતા છું, તમે તમારા નેતા છો.

જેનો મારે આધાર છે તેનો જ તમારે આધાર છે. જેને હું ધારણ કરૂં છું તેને જ તમે ધારણ કરી રહ્યા છો.

જ્યારે આમ છે ત્યારે આપણો સંબંધ અભેદ્ય છે, એ નિર્ણીત છે.

જ્યાં આપણા સંબંધનું આપણને પ્રત્યક્ષ ભાન થાય એમ છે, એવા અભ્યુદયના, સામર્થ્યના તથા જીવનના રમણીય પ્રદેશમાં આવો. મને એ અનુભવ કરવા જે શક્તિ પ્રાપ્ત છે, તે જ શક્તિ તમને પણ પ્રાપ્ત છે.

આવો, ત્યારે આપણે આપણી શક્તિઓનો પૂર્ણ ઉપયોગ કરીએ. આપણા ઉભય કારણ પ્રદેશરૂપ ચતુર્થ પરિમાણમાં પ્રવેશીએ તથા ઉભય, ઉભયના હસ્તને ઝીલતા, ઉભય, ઉભયની દૃષ્ટિથી, ઉભયને અનુરાગ દર્શાવતા, ઉભયના યોગક્ષેમને વધારતા, પરમતત્ત્વરૂપ આપણે પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરીએ. બંધુઓ! હું ત્યાં જ છું, નિકટ છું, તમે અવસ્ય આવો.

પ્રસન્નતાપૂર્વક જય જય.

---

જોયું મેં મુજ હુંપણું, કલ્પિત ને પરિચ્છિન્ન.
'હું ઈશ્વર ' એ ગુરુતણો, સમજ્યો બોધ યથાર્થ,
મુજ પ્રભુપદને ભેટીને, થયો હું સદ્ય કૃતાર્થ.
જાણીને તે દિવસથી, મુજ જીવનઆધાર,
હુંપણું વિસરી, હરિવિષે, વહું થઇ એકાકાર.

( શ્રીસુધાસ્રોતસ્વિની—દ્વિતીય કલ્લોલ. )

# પરમાત્માનો ગુપ્ત પ્રદેશ.




જ્યારે આપણે આત્માના અંતસ્તમ તથા ઉચ્ચતમ પ્રદેશમાં પ્રવેશ કરીએ છીએ ત્યારે ત્યાં આપણે શાંતિની, પ્રસન્નતાની, પ્રકાશની, સૌન્દર્યની કે જે બીજી વિદ્યમાનતાને ધરાવતી અનેક સૃષ્ટિઓ છે તેના કરતાં ભિન્નતાવાળી એક અદ્ભુત સૃષ્ટિનું દર્શન કરીએ છીએ. અને તે એક એવી સૃષ્ટિ છે કે જ્યાં જે કંઇ છે તે સઘળું શુભ છે. આ અદ્ભુત તથા દિવ્ય સૃષ્ટિ, પ્રત્યેક સમયના તથા પ્રત્યેક દેશના યથાર્થ જ્ઞાતા વા અનુભવી એવા મહાપુરુષોવડે 'પરમાત્માનો ગુપ્ત પ્રદેશ' એ નામથી વર્ણાઇ છે અથવા કથન કરાઇ છે. અને વિશ્વમાં જે કંઇ વાસ્તવ સત્ય છે તે આ જ છે.

**ત્યાં સઘળું શુભ છે.**

તે ગુપ્ત પ્રદેશ છે એ એટલા જ માટે કે જ્યારે તમે તે સૃષ્ટિમાં પ્રવેશ કરો છો ત્યારે બીજા સર્વથી તમે જૂદા પડી જાઓ છો. તમે વિધિનિષેધમાત્રથી મુક્ત થઇ જાઓ છો, સજાતિ વિજાતિ સ્વગત આદિ ભેદથી રહિત બનો છો. કર્તવ્યમાત્રથી નિવૃત્ત થાઓ છો; માત્ર પરમાત્માસાથે તમે સંબંધવાળા થાઓ છો, અને તેમની અલૌકિક દૃષ્ટિસમીપ કેવલ તમે જ હો છો. અને તેથી એ અવશ્ય સિદ્ધ છે કે જ્યારે તમે તે સૃષ્ટિમાં હો છો, ત્યારે તમે એવા સ્થાનમાં હો છો કે જ્યાં સઘળું શુભ છે. અને તે પ્રદેશના અનુભવનું કથન કરતાં શ્રીમાન્ વિશ્વવંદ્ય વદે છે કે,

'મારૂં સુખ ન કહ્યું જાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં.'

આ ગુપ્ત પ્રદેશનું અસ્તિત્વ ઘણાને જાણીતું નથી પરંતુ તે એવું કંઇક છે તથા સર્વના એવા તો સંબંધવાળું છે કે જેથી સમગ્ર જગતે તેને જાણવાની જરૂર છે. પ્રત્યેક મનુષ્યે જાણવું જોઇએ કે આપણી પોતાની અધ્યાત્મમર્યાદાના અંત્ય ભાગમાં એક સ્થાને એવો પ્રદેશ છે કે જ્યાં આ જગતમાં પ્રાપ્ત થતાં જીવનનાં દુઃખો કદાપિ પ્રવેશ કરી શકતાં નથી, જગતના વિષમ અનુભવોની જ્યાં છાયાસરખી નથી તથા જીવત્વના સ્વરૂપનું જ્યાં પગલુંસરખું નથી. પરંતુ તે પ્રદેશ એવો છે કે જ્યાં આપણે હાલ, આજે અથવા ધારીએ ત્યારે પ્રવેશી શકીએ એમ છે. અને વિશેષમાં તે વિજન સ્થિતિમાં આપણે લગભગ અખંડિતપણે રહેવાનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ એમ છે. અને તે પ્રમાણે કરીને આપણા આત્માનું પૂર્ણ મુક્તત્વ હાલ આપણે પામી શકીએ એવું છે. અને જે શાંતિ આ લૌકિક જ્ઞાન તથા અલૌકિક જ્ઞાનકરતાં પણ અધિક છે તેનો આખા જીવનમાં આપણે અનુભવ કરી શકીએ એમ છે.

આ ગુપ્ત પ્રદેશ તે આપણામાં પરમાત્માને નિવાસ કરવાનું સ્થાન છે. આપણા પોતા-

આ જ અસ્તિત્વમાં તે એક એવી પ્રકાશમયી સૃષ્ટિ છે કે જ્યાં આપણે પ્રવેશીને પરમાત્માને જાતોજાત આલિંગન આપી શકીએ એમ છે. તે આત્મસાક્ષાત્કારની પરમ ઉન્નત સ્થિતિ છે કે જેમાં આપણને અનુભવથી સમજાય છે કે પરમાત્મા આપણા પ્રાણકરતાં પણ નિકટ છે તથા આપણા શરીરકરતાં પણ વધારે સમીપ છે. તે જીવનમાત્રની એકતાનું જ્ઞાન કરાવનાર આંતર ભાન છે કે જેને આપણા પરમ મનમાં ઉપસ્થિત કરી કહી શકીએ છીએ કે त्वमेवाहम्–પ્રભો !. આપ તે જ હું છું. તે આધ્યાત્મિક સિદ્ધિનું ગગનચુંબી શિખર છે કે જ્યાં આપણે પ્રથમ સમયે જ–આપણી પોતાની દૃષ્ટિથી–અનન્યભાવે તે પરમાત્માનું ચિંતન કરનારને અભિયુક્ત એવું યોગક્ષેમ કે જે તેમણે ત્યાં અનંત પ્રમાણથી ભરી રાખ્યું છે, તેને જોઇયે છીએ, અહોભાવને પામીએ છીએ, જીવોપ્રતિ તેમની નિ:સીમ દયા જોઇ હૃદયના આવેશથી સજલનેત્રે તે નિહાળીએ છીએ. તે આપણામાં જ રહેલુ સ્થાન છે કે જ્યાં નિરંતર પરમાત્મદેવ પોતાની ઐશ્વર્યવિભૂતિસહ વિરાજિત છે.

અહો ! કેટલો નિકટ અને કેટલા સામર્થ્યમય પરમાત્મનો ગુપ્ત પ્રદેશ !

આ ગુપ્ત પ્રદેશ તે એવો પ્રદેશ નથી કે જે ફરવા જતાં ચાલતાં ચાલતાં આપણી ચર્ચા કરવાના વિષયરૂપ ગણાય અથવા તે એવો પ્રદેશ નથી કે જેનું થોડી ક્ષણ અવકાશ મળતાં વિવેચન કરી શકાય, અથવા જરા જરામાં વિચારી શકાય. એ એવો પ્રદેશ નથી કે ગમે ત્યારે જરા આંખ મીચી કે ટપ તેમાં પ્રવેશી શકીએ. એ એવો પ્રદેશ નથી કે જ્યારે બધાં કામો કરી થાકયા હોઇએ અથવા કશું ન સૂઝતું હોય ત્યારે 'લાવો જરા જોઇ આવીએ' એમ ધારી સહજમાં જોઇ શકાય. તેમ એ એવો પણ પ્રદેશ નથી કે જે કેવલ જિજ્ઞાસાને અવલંબી, 'લાવો તો ખરા આ બધા કહે છે તો એ પ્રદેશ કેવો છે એ તો જરા જોઈ લઇએ' એમ વિચારતાં સહજમાં તેમાં પ્રવેશી શકીએ. અને તેમ છતાં એક સમય આવે છે કે જ્યારે તે આવો જ લાગે છે.

તે એક એવો પ્રદેશ છે કે જેના સંબંધી વાર્તા, આપણે ત્યારે જ કરી શકીએ છીએ કે જ્યારે આપણો અભિમાની તે પ્રદેશના રંગથી રંગાઇ કેવલ શિખરઉપર દૃષ્ટિ સ્થાપી રહ્યો હોય છે, કે જે શિખરપ્રતિ દૃષ્ટિ જ્યારે આપણને પરમાત્માની અગત્ય પડે ત્યારે જ કરી શકીએ છીએ. અને સર્વ શ્રદ્ધાળુ તથા વિચારવંત પુરુષોને પ્રતિદિવસ પ્રત્યેક ક્ષણ ઇશ્વરની અગત્ય પડે છે. કારણ કે એ સત્ય જ છે કે ઇશ્વરવિના એકક્ષણ પણ પૂર્ણ થઇ શકતી નથી અને એક ઘટિકા પણ એવી હોઇ શકતી નથી કે જેનામા ઉચ્ચતમ તથા સર્વોત્કૃષ્ટ પણ તે વિના બીજી કોઇ રીતે પ્રકટે. અર્થાત્ જો ઇશ્વર તેની સાથે ભળે છે તો જ તે પળ તથા ઘટિકા સાર્થક મનાય છે. જ્યારે પ્રત્યેક ક્ષણના જીવનમાં પરમાત્માને ભેળવવામાં આવે છે, પ્રત્યેક ઘટિકાની સ્થૂલ ગતિમાં અર્થાત્ તેમાં થતી સર્વ ક્રિયામાં પરમાત્માને ભેળવવામાં આવે છે, ત્યારે જ આપણે કહી શકીએ છીએ કે જે કઇ સર્વોત્તમ છે તે આપણી નિકટ આવ્યું છે, અને સર્વથી મહાન્ શુભનો આજે આપણને સાક્ષાત્કાર થયો છે.

મહાન્ સત્ય

સમગ્ર જગને આ ઉન્નત ભૂમિકાના અસ્તિત્વને જાણવું જોઇએ, કારણ કે તે એક જ ઉદ્ધાર મુક્તત્વનું અને શાંતિનું પરમ સ્થાન છે. જ્યારે આપણે આ ભૂમિકામાં આવીએ છીએ, ત્યારે આપણે પૂર્ણ સ્વતંત્ર થઇ રહીએ છીએ. તે કાળે આપણે વ્યાધિનો લેશ પણ અનુભવ કરતા નથી, કેમકે ત્યાં વ્યાધિ કદાપિ પ્રવેશી શકતો જ નથી. આપણે બીજા પણ કોઇ બાહ્ય ઉપાધિથી તે કાળે ક્ષુભિત થતા નથી. અથવા કોઇ પણ વસ્તુનું જવું આવવું અર્થાત્ હાનિ વા લાભ

એ આપણને તે કાળે લેશ પણ ક્ષોભ ઉપજાવી શકે એમ હોતું નથી. કેમકે આપણે ત્યાં છીએ કે જ્યાં સર્વ અને સર્વત્ર શુભ છે. જે કંઇ ક્ષીણ થાય છે, જે કંઇ અશાશ્વત છે, જે કંઇ અપૂર્ણ છે, જે કંઇ ખોટું છે તે સર્વથી આપણે અતીત છીએ—તેના કરતાં અત્યંત ઉચ્ચ પ્રદેશે છીએ. આપણે તે સ્થળે છીએ કે જ્યાં સાક્ષાત્ પ્રભુ છે, પરમાત્મા છે, અને એ શુભ પ્રદેશમાં જ્યારે આપણે તેમની સાથે હોઇએ છીએ, હોવાનો અનુભવ કરીએ છીએ, ત્યારે આપણે સત્યપ્રતિજ્ઞ થઇને શ્રીમાન્ વિશ્વવંદ્યના અનુભવવચનસાથે ભળતા થઇને કહીએ છીએ કે,

"ઐશ્વર્યપ્રભવ ચિતિ જાણી, ઈશ્વર થયાં આજ"

અને આપણા અભિમાનીસહિત તે પરમ અદ્ભુત મનોહર સૃષ્ટિમાં સ્થિત થવું એટલું જ માત્ર તેમાં સારૂં છે એમ કંઇ નથી. આપણી બાહ્ય તથા આંતર સૃષ્ટિના સંબંધમાં પણ તે તેટલું જ ઉત્તમ છે. અને આ સ્થળે આપણે એક મહાન્ રહસ્યને જાણવું જોઇએ. અને તે એ છે કે જ્યાં સઘળું શુભ છે ત્યાં જ્યારે આપણે પ્રવેશીએ છીએ ત્યારે આપણને લગતી સઘળી વસ્તુઓને શુભમય કરવાના કારણને રચીએ છીએ. અને તે માત્ર આત્મપ્રદેશમાં નહિ પરંતુ શરીર તથા મનના પ્રદેશમાં પણ. તેવું જ પ્રકટ કરીએ છીએ. જ્યાં કોઇ દુઃખ કદી આવી શકે એવા સ્થાનમાં જ્યારે આપણે પ્રવેશીએ છીએ ત્યારે આપણે દુઃખને સર્વમાંથી–શરીર, મન તથા આત્માના સર્વ પ્રદેશમાંથી–દૂર કરીએ છીએ. એ સર્વમાંથી દુઃખમાત્રને દૂર થવાના કારણને આપણે રચીએ છીએ. જ્યાં નિરંતર પૂર્ણ મુક્તત્વ છે એવા સ્થાનમાં જ્યારે આપણે પ્રવેશીએ છીએ, ત્યારે આપણે તે જ સમયથી આપણને સંબંધ કરીને રહેલાં તમામ દુઃખો તથા હાનિથી પણ આપણે પૂર્ણ મુક્તત્વને પામીએ છીએ. જ્યાં સઘળું નિર્મલ અને પૂર્ણ છે, તેમાં જ્યારે આપણે પ્રવેશ કરીએ છીએ, ત્યારે આપણે સઘળી વસ્તુને, પછી તે શરીરની મનની કે આત્માની ગમે તેની હો, પણ તેને તે જ ક્ષણથી નિર્મલ તથા પૂર્ણ થવાના કારણને રચીએ છીએ. કેમકે સત્ય વાર્તા એ છે કે આપણી સૃષ્ટિમાં જેવા આપણે છીએ તેવી જ સર્વ વસ્તુ થવાના કારણને આપણે ઉપજાવીને પ્રવૃત્તિમાન્ કરીએ છીએ. તેથી જ્યારે આપણે શુભ પ્રદેશમાં આવીએ છીએ ત્યારે આપણી સૃષ્ટિનો તમામ ઉપાધિ શુભરૂપ થઇ રહે છે. કારણ કે એ પ્રદેશમાં સર્વદા સઘળું શુભ જ હોય છે.

**દુઃખમાત્રની નિવૃત્તિ.**

તેથી પરમાત્માના ઉચ્ચતમ તથા અંતરતમ પ્રદેશમાં પ્રવેશવાનું કાર્ય કરતાં શીખવું એ સર્વને માટે કેટલું અગત્યનું છે તે આ ઉપરથી સહજ સમજાય છે. અને જ્યારે ઇચ્છા પ્રકટે અથવા અગત્ય જણાય ત્યારે આ શુભ પ્રદેશમાં પ્રવેશવાનું જ્ઞાન જો સર્વને પ્રાપ્ત થાય તો જગત્માં કેવો આશ્ચર્યજનક તથા અભીપ્સિત ફેરફાર થઇ જાય! તેનો અર્થ એ જ થવાનો કે દુઃખમાત્રની નિવૃત્તિપૂર્વક પરમાનંદની સર્વને પ્રાપ્તિ થવી. આથી બીજું શું જોઇએ! વેદાંતશાસ્ત્રના પ્રખર સિદ્ધાંતનો અપૂર્વ જયઘોષ થવાનો તથા તે સિદ્ધાંતના અનુભાવની અનુપમ આહ્લાદક છત્રછાયાનીચે જગત્ પરમ નિશ્ચિંત, પરમ નિર્ભય, પરમ ઉન્નત, પરમ પુણ્યરૂપ તથા પરમઅર્થને સિદ્ધ કરનાર થઇ રહેવાનું: સુખનો પ્રખર ભાનુ પ્રકાશી નીકળવાનો અને પ્રત્યેક શુભાશાવાન્ પુણ્યપુરુ

મેની જગતના હિતને માટે જે તીવ્ર અભિલાષાવાળી વૃત્તિ આજપર્યંત રહેતી આવી છે, તે તેમની ઇચ્છા સાર્થક થવાની. અને આવો પણ પ્રસંગ આવશે અને પુણ્યવાન્ પુરુષોની ઇચ્છા સંકલ્પસિદ્ધ થશે. પરંતુ તે માત્ર આપણી બાહ્ય સ્થિતિ વા બાહ્ય પરિવેષ્ટનને જ પુનઃ પુનઃ કરવાના યત્નથી કંઇ આવે તેમ નથી. તે ત્યારે જ આવી શકે એમ છે કે જ્યારે આપણે અંતરના ગુપ્ત પ્રદેશને જાણવાનું શીખીએ છીએ, તેમ જ જ્યારે આપણે તેમાં પ્રવેશ કરવાનું શીખીએ છીએ કે જ્યાં સઘળું શુભ જ છે.

પરંતુ આપણે ભવિષ્યના વિચારોઉપર જ માત્ર ધ્યાન દોરવીશું નહિ, પરંતુ હાલ વર્તમાન સમયમાં વધારે અને વધારે પૂર્ણતાથી આપણા અંતરના ગૌરવપૂર્ણ ગુપ્ત પ્રદેશમાં પ્રવેશવાનું જ્ઞાન મેળવવાને માટે આપણે શું સિદ્ધ કરવું જોઇએ તેનો પણ વિચાર કરીશું. આ ગુપ્ત પ્રદેશમાં કે જ્યાં સર્વદા સઘળું જ શુભ છે એ વાર્તા જાણીને આપણે બીજું એ જાણવું જોઇએ કે જે ક્ષણે આપણે માટે એ પ્રદેશમાં દ્વાર ખુલશે તે જ ક્ષણથી પ્રત્યેક કષ્ટ, પ્રત્યેક વિપત્તિ, પ્રત્યેક પ્રતિકૂળતા, પ્રત્યેક દુઃખો, પ્રત્યેક વિષમ સ્થિતિ તથા વિયોગમાત્રથી આપણે મુક્ત થઇશું તે જ ક્ષણથી પરમ સુખનો અનુભવ કરીશું. અને જેમ જેમ એ પ્રદેશના અભ્યંતરમાં આપણે પ્રવેશતા જઇશું અને શાંતિ તથા પ્રકાશ વા જ્ઞાનની તે સૃષ્ટિમાં જ્યારે આપણને પૂર્ણપણે જોઇશું ત્યારથી જાણજો કે આપણે સઘળી વસ્તુઓમાં પૂર્ણ સ્વતંત્ર છીએ. એ વસ્તુમાંની કોઇ પણ આપણને લેશ પણ ચલિત કરી શકશે નહિ. તે કાળે આપણે કોઇ પણ બાબતમાટે ચિંતાતુર રહેવાના નહિ. કારણ કે આપણે ત્યાં છીએ કે જ્યાં સઘળું સર્વદા શુભ જ છે. અને જ્યાં સઘળું શુભ છે ત્યાં રહેવું એટલે બીજું કંઇ જ નથી પણ પ્રત્યેક વસ્તુને વધારે અને વધારે સારી થયા કરવાના કારણને રચવું એ જ છે.

( અપૂર્ણ. )

---

# जलबिन्दु.

બિંદુ ! તારી અગાધતાને ધન્ય છે. સિંધુમાં અને તમારામાં શો ફેર છે ? તું જો ન હોત તો જગતમાં સિંધુનું અસ્તિત્વ કેવી રીતે હોત ? સિંધુ ખરૂં જોતાં સિંધુ નથી પણ બિંદુ જ છે અનન્ત બિંદુ છે. પરંતુ તેથી સિંધુકરતાં તારૂં માહાત્મ્ય ઘટતું નથી. સિંધુ એ બીજું કશું જ નથી પણ તારૂં વર્ધિત થવું એ જ છે.

પરંતુ તારી અલૌકિકતાને આજ કોણ જાણનાર છે ! કેમકે તું સર્વની નિકટ છે, સર્વના અતિ પરિચયના વિષયરૂપ છે. તેમ છતાં તારા ઉપાસકોની દૃષ્ટિથી તું ગુપ્ત નથી

મનુષ્યો પૃથ્વીના તલની, ઉત્તર ધ્રુવની, મંગલ લોકની અને એવા બીજા દૂરના દેશોની આજ કાલ શોધો ચલાવી રહ્યા છે. સૂર્ય, વિદ્યુત, રાસાયનિક પદાર્થો, રેડીયમ વગેરે ધાતુઓનું સંશોધન કરી રહ્યા છે, મગજના ઉપરના વિભાગનું, મનની અનંત શક્તિઓનું, આંતર મનના અદ્ભુત સામર્થ્યનું, ષષ્ઠ તથા સપ્તમ ઇન્દ્રિયનું, પ્રતિભાશક્તિનું, આંતર વિજ્ઞાનવૃત્તિનું રહસ્ય જાણવા અપ્રતિમ પ્રવૃત્તિ કરી રહ્યા છે. પણ તું કે જે એ સર્વકરતાં પરમ ચમત્કૃતિરૂપ તથા જ્ઞાતવ્યરૂપ છે, તેના પ્રતિ આજે દૃષ્ટિ પણ કોની છે ?

પરંતુ તે ન હોય એ પણ વાસ્તવિક છે. સૂર્યને રચવા કોની બુદ્ધિ પહોંચી હતી? અગ્નિને રચવા કોની મતિએ વિચાર્યું હતું? વાયુને રચવો એવો વિચાર સરખો પણ કોને થયો હતો? અને તે થયું નથી તો તને રચવું-તારામાં જે શુભ બળ રહેલું છે તેનો અનુભવ થાય એવા પ્રકારની તારી રચના કરવી એ પણ કોને સૂઝે એમ છે?

તારી શોધ કરવી એ માનવ શક્તિની બહાર છે. મનુષ્યના મનની કે મગજની શક્તિઓ સ્વતંત્રપણે તારા વાસ્તવ સ્વરૂપને જાણે એ સંભવિત નથી, કારણ તું તેમના વિષયરૂપ નથી. તારા સામર્થ્યનો તર્કશક્તિ પણ પ્રકાશ કરી શકે એમ નથી. શાસ્ત્રો તારા સ્વરૂપને યથાવત કથી શકે તેમ નથી. કારણ તું તેમના વિષયરૂપ નથી.

તારૂં સામર્થ્ય તો એ એક જ જાણી શકે છે કે જેના ઉપર પરમાત્માનો સાચો અનુગ્રહ છે. કારણ કે પરમાત્મબુદ્ધિના જ વિષયરૂપ તું છે.

અને જેમણે પરમાત્મબુદ્ધિને પ્રકટાવી છે તેઓ તારા વિચાર કરતાં વિશ્વમાનનું ભાન ભૂલી જાય છે, તારા પ્રભાવને જોતાં સ્તબ્ધ થઇ રહે છે, તારા સ્વરૂપસામર્થ્યનો કોઈ કોઈ સ્થાને થયેલો આવિષ્કાર તેમને મુગ્ધ કરી મૂકે છે.

આજ પૃથ્વીતલઉપર તારૂં સામ્રાજ્ય પ્રવર્તે છે. જગતમાં પોણો ભાગ જ્યારે તું છે ત્યારે માત્ર પા ભાગ પૃથ્વી છે. વનસ્પતીસૃષ્ટિમાં પણ તેમ જ છે. પરંતુ આટલેથી તારૂં સામ્રાજ્ય અટકતું નથી. મનુષ્યશરીરમાં પણ તેનો પોણો ભાગ તું જ છે. આ તારૂં વ્યાપકપણું જ તારા શુભ બળને સૂચવે છે. કુદરત અજ્ઞાન નથી. અને જો તારી જરૂર ન હત તો આટલા બધા પ્રમાણમાં તને સ્થાપત જ નહિ.

કુદરતે જ એ પ્રમાણે કરીને તને જગતના જીવનરૂપ ગણ્યું છે, તો તેને મનુષ્ય કે દેવ કોણ અન્યથા કરવા સમર્થ છે? શોધકો તથા વિચારકો પણ એ નિર્ણયઉપર આવ્યા છે કે સૃષ્ટિમાં જીવનબલ અનંત છે. અને તે એટલા જ માટે કે તું અનંત છે. વળી તેઓ કહે છે કે સર્વમાં જીવનબલ છે, અને તેનો આવિષ્કાર-પ્રકાશ-થઇ શકે છે. આ પણ એટલા જ માટે કે તું સર્વમાં છે, સર્વસાથે તારો સંબંધ થાય એમ છે અને તેમ થતાં સર્વમાં જીવન પ્રકટે એમ છે.

જ્યાં જ્યાં જીવનકલા પ્રકટવાનાં સાધનો તથા સામર્થ્યો છે, ત્યાં અવશ્ય તારો નિવાસ છે. પછી તે પશુસૃષ્ટિ હો, વનસ્પતિસૃષ્ટિ હો કે મનુષ્યસૃષ્ટિ હો. કોઇને પણ જીવન અર્પવામાં અત્યંત શુભમાં શુભ કાર્ય તું કરે છે, અને તેથી તારો તે તે સ્થાને અત્યંત સૂક્ષ્મમાં સૂક્ષ્મ સામર્થ્યરૂપે નિવાસ છે. જીવનને ભોગવનાર જ જ્યારે તને જોઈ જાણી શકતા નથી તો ઇતર તો શું જ જાણે!

આવી અગમ્ય વાર્તા પરમાત્માનો અનુગ્રહ થયા વિના કેવી રીતે જાણી શકાય? પરમાત્માને अणोरणीयान् महतो महीयान् (અણુથી પણ અણુ અર્થાત્ અત્યંત સૂક્ષ્મ અને મહત્‌થી પણ મહત્) કહ્યા છે, પરંતુ જ્યારે જીવનબળના પ્રકાશરૂપે તારૂં સ્વરૂપ જોઉં છું ત્યારે તે અણુથી પણ અણુ જણાય છે, અને જ્યારે તેનું કાર્ય-જીવનબળવડે થતા વ્યાપારો જોઉં છું ત્યારે અર્થાત્ તારી કલા જ્યારે જીવનબળરૂપે પ્રકટી વિવિધ ક્રિયા કરે છે ત્યારે-એમ જ જણાય છે કે વિશ્વમાં તું મહત્‌થી પણ મહત્ છે. તે ક્ષણે સ્પષ્ટ ભાન થાય છે કે તું પરમાત્માનું સ્વરૂપ છે.

ઇતર તત્ત્વો પણ જ્યારે તારાથી મિશ્રિત થાય છે ત્યારે જે અદ્ભુતતા પ્રકટે છે એના જ્ઞાતા તો વિરલ જ છે પૃથ્વીતત્ત્વસાથે જ્યારે તારો સંબંધ થાય છે ત્યારે તુ તારી એક કળાનો અધિક પ્રકાશ કરે છે, તુ તેને પણ જીવનમય કરે છે પછી તમે ઉભય જ્યારે અગ્નિતત્ત્વસાથે ભળો છો ત્યારે ત્યા તુ એક તારી વિલક્ષણ કળાનો પ્રકાશ કરે છે અને પછી, જ્યારે તમે સઘળા વાયુરૂપ થાઓ છો ત્યારે તમારા સામર્થ્યનો અવધિ રહેતો નથી એ સંયોગી તત્ત્વ અનંત બળ તથા જીવનના આરપદરૂપ થઇ રહે છે અને એ પછી જ્યા જ્યા અવકાશ છે ત્યા ત્યા પ્રસરે છે ત્યારે સમગ્ર જીવન અને જીવનનો અગાધ વારિધિ બને છે સર્વત્ર વ્યાપકતાવાળુ તારૂ આ કાળનુ સ્વરૂપબળ અહો ! કેવા સામર્થ્યવાળુ, કેવી શક્તિવાળુ, કેવી અલૌકિકતાવાળુ અને કેવા ગૌરવવાળુ હોય છે તે હુ કહી શકુ તેમ નથી અનુભવદૃષ્ટિવિના તેને જોઇ જાણી શકવા ઇતર કાંઇ જ સાધન નથી

પરમાત્મબુદ્ધિવિના તારા આવા સ્વરૂપને કોણ કળી શકે એમ છે !

જ્યારે પ્રભુની પ્રયોગશાળામાં તારા ઉપર વિવિધ પ્રયોગો થાય છે, અને જ્યારે ત્યા તારી સૂક્ષ્મ, સૂક્ષ્મતર તથા સૂક્ષ્મતમ કળા કરવામા આવે છે તે કાળે વિદ્યુત પણ તારી તેજોમય પ્રભાઆગળ ઝાંખી પડી જાય છે તુ તે કાળે દિવ્ય આદિત્યરૂપ થાય છે આ પ્રભુની પ્રયોગશાલા કઈ ? મનુષ્યશરીરવિના ઇતર તો કઈ હોઇ શકે ?

પ્રભુની પ્રયોગશાલામાં પ્રભુ પ્રયોગ કરે છે અને તે કાળે પ્રભુ તારામા પોતાની પ્રભુતા અર્પે છે તુ પ્રભુરૂપ થઇ રહે છે—નારાયણસ્વરૂપ થઇ રહે છે

તારા આવા સ્વરૂપમા જ ઇશ્વર મત્સ્યાવતાર ધરે છે અને વિવિધ લીલા કરે છે

કહે છે કે આ વિશાલ વિશ્વનુ લઘુરૂપ ( Miniature ) તે મનુષ્ય છે જો આ સત્ય છે તો વિશ્વમાં જે અનંત લીલા થાય છે તેનુ પણ લઘુસ્વરૂપ શુ મનુષ્યને અનુભવગમ્ય ન થાય ?

તારૂ સ્થૂલ રૂપ એ જ કઇ તારૂ વાસ્તવ સ્વરૂપ નથી એ તો ઉપાધિમાત્ર છે પરતુ તેના ગર્ભભાગમાં જ ઉક્ત અલૌકિક સત્તાયુક્ત તુ છે તેમ છતા તારા ઉપાધિસહિત પણ જે કાળે તું કર્તવ્યપરાયણ થાય છે, તે કાળે તારી ચમત્કૃતિનો અવધિ રહેતો નથી

તારા આવા અને અદ્વિતીય સ્વરૂપને કોણે જાણ્યુ ? એક ભગીરથે કે જેણે તને પ્રવાહરૂપ કરી સ્વર્ગથી ઉતાર્યું અને તે કાળે પણ તે તારા પ્રભાવને અદ્ભુત રીતે દર્શાવ્યો પૃથ્વીથી તારૂ ગમન ધારણ કરી શકાયુ નહિ સાક્ષાત્ મહાદેવને પ્રકટવુ પડ્યુ પરતુ ત્યા પણ તું એક અગમ્ય ચમત્કાર કરવા ચુક્યુ નહિ અને તે એ જ કે શિવના મસ્તકમાંથી એક પ્રવાહરૂપે નીકળતાં એ જ પૃથ્વીવડે તુ ધારણ કરી શકાયું અને તેનાથી તે શુ કર્યું ? સગરના સાઠ હજાર મૃત પુત્રોને જીવન—દિવ્ય જીવન—આપ્યુ !

પરતુ આ કઇ તારૂ પરમ આશ્ચર્ય નથી ઇશ્વરની સ્થૂલ સૃષ્ટિમાં જ તે આ કાર્ય કર્યું છે પરતુ પ્રભુની પ્રયોગશાળા એ વિના બીજી ત્રણ છે શરીર સૃષ્ટિ, માનસ સૃષ્ટિ તથા આધ્યાત્મિક સૃષ્ટિ આ ત્રણેમા જ્યારે આ પ્રકારે તારા પ્રયોગો પ્રભુ કરે છે ત્યારે એ ત્રણે કેવળ જીવન જીવન અને જીવનમય થઇ રહે છે તારૂ સ્થૂલ તત્ત્વ શરીર અથવા સ્થૂલ

સૃષ્ટિમાં પ્રભુ વાપરે છે, તારૂં માનસં તત્ત્વ, પ્રભુ માનસ સૃષ્ટિમાં વાપરે છે અને તારૂં આ/ધ્યાત્મિક તત્ત્વ પ્રભુ પોતાની આધ્યાત્મિક સૃષ્ટિની પ્રયોગશાલામાં વાપરે છે.

વિશ્વમાં તું બે રૂપે જ્યાં ત્યાં પ્રતીત થાય છે. એક મિષ્ટ જલરૂપે તથા ક્ષારમય જલરૂપે. તારાં ઉભય રૂપો અદ્વિતીય છે. મિષ્ટરૂપવડે તું જગતનું પોષણ કરે છે અર્થાત્ તેમાં વિષ્ણુતત્ત્વને ધારણ કરે છે. અને સમુદ્રના આકારથી પ્રકટતા તારા ક્ષારમય તત્ત્વરૂપે તું જગતના અશુદ્ધ તત્ત્વનો ક્ષય કરે છે. અને તેમ હોવાથી શિવતત્ત્વને તેમાં ધારણ કરે છે. તારા ઉભય અંશ એ રીતે વસ્તુતઃ જીવનનો જ પ્રકાશ કરે છે. જે રૂપે સરળપણે તથા સત્વર જીવનતત્ત્વનો પ્રકાશ થાય એ રીતે તું જે તે રૂપને પ્રયોજે છે.

તારૂં આવું સામર્થ્ય અમને શી રીતે પ્રાપ્ત થાય ? અમે અમારી સમગ્ર સૃષ્ટિઓમાં તારા આવા દિવ્ય રૂપને કેવી રીતે પ્રકટાવી શકીએ ? આનો ઉત્તર કોણ આપે એમ છે ! આ સાધનનો ઉપદેશ કોણ કરી શકે એમ છે ? તારા જે જ્ઞાતા હોય તે જ.

પ્રિય બિંદુ ! તારૂં આટલું સ્થૂલ રૂપ અમે જાણ્યું છે, એ જે અમારા સદ્‌ગુરુશ્રીની કૃપા છે તે જ કૃપા તારા સામર્થ્યને પ્રકટાવવાનું સાધન પણ શું અમને દર્શાવવા કૃપા નહિ કરે ? અવશ્ય કરશે. અરે કરી છે, અમારી દૃષ્ટિ જ તે પ્રતિ વળી નથી. પરંતુ હવે તે પ્રકટ થાય છે.

આ સાધનનો માર્ગ દર્શાવતા ઇષ્ટશ્રીનૃસિંહાચાર્યજી પોતાની મંજુલ વાણીમાં ઉત્તર આપી રહ્યા છે કે,

' મારૂં ને તારૂં એવી હદ ન જેમાં રે, એવું હરિગુરુપદ ચહાજે રે,
અમર્યાદ આ પ્રેમ વધારી તે, મહામળહર જળમાં નહાજે રે; "

સમગ્ર મલને નિવારનાર આ જલમાં સ્નાન કેની રીતે થાય ? માત્ર અમર્યાદ પ્રેમને વધારવાવડે જ. એ દિવ્ય પ્રેમ આ જલનું દર્શન કરાવે છે,–તેમાં નિમજ્જન પણ કરાવે છે. જ્યાં દિવ્ય પ્રેમનો ઉદય નથી તે શરીર, મન કે અધ્યાત્મપ્રદેશ વા આત્મા કદી આવા ઉજ્જ્વલ જલમાં સ્નાન કરી શકતો નથી. પ્રેમનો અનવધિ પ્રમાણમાં ઉદય કરો, અને તત્કાલ આ જનિમૃતિહર જલમાં તમે કુદકો મારશો વિશુદ્ધ પ્રેમ એ જ દિવ્ય જલથી આપણને સંસ્પૃષ્ટ કરનાર છે.

આ જલને જ્ઞાનજલ કહો, /મૃતજલ કહો, જીવનજલ કહો, આત્મજલ કહો, ગમે તે કહો પણ વસ્તુ એકની એક છે, અને તે તમારામાં છે. કેમકે તમારામાં પરમાત્મા છે, પ્રભુની તમે પ્રયોગશાળા છો. પ્રયોગશાળામાં આવું અદ્‌ભુત તત્ત્વ પ્રભુ નહિ રાખે તો બ્હાર કયા સ્થાનમાં રાખશે ? તમારામાં રહેલા પ્રભુના સ્થાનમાં તે જુઓ, કેટલું અનવધિ પ્રમાણમાં છે ? દિવ્ય પ્રેમ જાગ્રત્ કરો. પ્રેમમય થઇ રહો, અને તે જલમાં પડી અમૃતતત્ત્વ થાઓ.

આ જલ તે આત્મતત્ત્વ કે બીજું કાંઈ ?. વિચારો.

Registered N B 185

# મહાકાળનો શ્રીવિશ્વવંદ્યસ્મારક અંક.

આ અંક લગભગ [illegible] પૃષ્ઠો, સુંદર વિષયોથી ભરેલો આકર્ષક ચિત્રોથી શોભિતો દર કાગળ તથા સુંદર પુઠાં વગેરેથી આકર્ષક થશે અને તેમ થવાથી તેનો મહિમા કેટલો ય એ સ્વાભાવિક છે મહાકાળના પ્રત્યેક ગ્રાહકને તે ભેટ આપવામાં આવનાર છે અને નું રૂપ એવું મોહક તથા વિષયો એવા ઉત્તમ અને આનંદ ઉપજાવે તેવા આવશે કે થી પ્રત્યેક ગ્રાહક તે અંક ઓછામાં ઓછો દશ વખત વાંચશે, એટલું જ નહિ પણ ના એક પણ સ્નેહી કે સંબંધીને તે બતાવ્યા વિના રહેશે નહિ અને તે મનુષ્ય પણ એ ને એમ માત્ર જોઈને અટકશે નહિ, પણ આદિથી અંત સુધી પૂરેપૂરો વાંચશે—આમ વાથી તે અંકનો ધાર્યો કરતાં પણ ઘણો ફેલાવો થશે જ્યારથી તે અંક કહાડવાનો છે એવું પ્રસિદ્ધ કર્યું છે, ત્યારથી આજ સુધીમાં તેની માગણીના સેંકડો કાગળો આવી ગયા અને આવે જાય છે આ એક જ કારણ તે કેટલી પ્રસિદ્ધિ પામશે એ કહેવાને બસ મહાકાળના ગ્રાહકવિના બીજાઓને પણ તે અંક વેચાતો આપવામાં આવશે કેમકે તે ામીનો, રસવૃત્તિ વિચારને કેળવનાર વિષયોથી ભરપૂર **એક ગ્રંથ જ થવાનો.**

૧૦૦૦૦—દશ હજાર ઉપરાંત મનુષ્યોના ધ્યાનતળે એ અંક આવી જનાર હોવાથી, જેમણે પોતાની કોઇ પણ પ્રકારની જાહેરખબર આપવી હશે તેને માટે તે અંક ચિંતામણિ જેવો થઇ પડશે, મહાકાળ ગુજરાતથી બહારના ઘણા દેશોસુધી પહોંચેલું છે અને તેથી તમારી જાહેરખબરની પ્રસિદ્ધિ ક્યાં ક્યાં નહિ થાય એ કંઇ કહી શકાતું નથી તેમ જ તેના ભાવ પણ પ્રમાણમાં ઘણા ઓછા રાખેલા છે જેથી પ્રતિષ્ઠાનો વધારો કરાવીને તમારી જાહેરાત વધારવી હોય તો આ વિના બીજી તક ભાગ્યે જ મળશે

ભાવ—એક આખા પાનાના ૨૦ રૂપૈયા, અર્ધા પાનાના ૧૨ રૂપૈયા તથા પા ભાગના પાનાના માત્ર ૬ રૂપૈયા છે.

જેમણે પોતાની જાહેર ખબર આપવી હોય તેમણે તે પ્રમાણેના રૂપૈયા નીચેને સરનામે મોકલી આપવા, તથા છાપવાની જાહેરખબર પણ સાથે જ મોકલી આપવી

વ્યવસ્થાપક, મહાકાળ.
વડોદરા.

---

તૈયાર છે. તૈયાર છે.

## बंधकोश
अने
तेने टाळवानां सरळ उपाय.

કીં ૦-૨-૦ પોસ્ટેજ ૦-૦-૬

---

પ્રસિદ્ધ કરનાર—[illegible] વૃદ્ધાદાસ—તરફથી શ્રી 'સત્યવિજય' પ્રીંટીંગ પ્રેસ
—અમદાવાદ.

# પ્રશ્નાનુક્રમણિકા.



---

**શ્રી સાધનસમારંભ ફંડમાં દ્રવ્ય અર્પનાર સજ્જનોની**

રા. ચુનીલાલ પ્રેમાનંદ જોશી. પોતાની પત્નીની સદ્ગતિનિમિત્ત.

રા. દલપતરામ નાથજી. પોતાના પિતાની સદ્ગતિ નિમિત્ત.

એક વિધવા બાઇ. પોતાના શ્રેયનિમિત્ત

રા. નરોત્તમ દુર્લભરામ દીક્ષિત—ચી. ચેતચંદ્રમણીની સદ્ગતિનિમિત્ત

રા. છગનલાલ પીતામ્બર ભટ્ટ. હ. માસ્તર. ઝવેરભાઇ છગનભાઇ (પોતાના શ્રેયનિમિત્ત)

---




रूप (पुस्तक) २४—श्रावण कृष्ण० १४ संवत् १९६८.—दर्शन (अंक) १०.

॥ ॐ श्रीँ ॥

# देहोपवने उगेली अनंतैश्वर्यप्रभवस्थान चितिवेलीने कोइ जाणतुं नथी.

પદ. (હરિ ગોરી ચાલો ન હારા અકેલી, એ લય)

હાંરે કોઇ જાણે ન દેહે ઉગેલી, ચિતિવેલી,
દિવ્ય તેજના તત્ત્વે ઘડેલી હશે શું, વિધિએ અલબેલી,—
કામધેનુ નમાલી, નમાલી, નમાલી,
ગુણો સુરતરુના ન ગાઓ,
સ્પર્શમણિને ન મિથ્યા ચઢાવો, કોઈથી ન વેલી સરખાવો,
કાં જે ચિતિવેલીના સુરતરુઆદિ કુસુમો મનને સમજાવો,
બીજા ફૂળ એથી ભારે, અસંખ્ય થાય, સિદ્ધાદિ ગાય,
કેમ દેખાય,—જીવથી હીંડતો નયન મીંચી જે, જાણે ન૦

# सती सुवर्णा.

## [ નાટ્ય રૂપમાં ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૪ થી. )

### પ્રવેશ ૩.

પાત્રો—રાજા શ્યેન, સુહિર, તથા પ્રધાન ધીરચેતસ્.

સ્થળ—શ્યેનનો ખાનગી સભામંડપ.

**શ્યેન**—( સ્વગત ) પ્રધાન ધીરચેતસ્ નકામું મારૂં માથું ખાઇ જાય છે. પ્રજાનું રૂડી રીતે રક્ષણ કરવું, તથા તેની આબાદી વધે એવા ઉપાયો કરવા એ જ રાજાનો ધર્મ છે, એવો મને તે વારંવાર બોધ કરે છે. ત્યારે તો રાજા પ્રજાનો નોકર જ થયો કેની? શેઠના સુખની બધી કાળજી ચાકરો રાખે છે તેમ હું પણ પ્રજાને સુખી કરવાની રાત દહાડો કાળજી રાખું, એટલે મારામાં ને ચાકરમાં ફેર શો? ચાકર તો એક જ ધણીનો નોકર, અને હું તો આખી પ્રજાનો ચાકર થયો! પ્રધાનની તો, ઘરડો થયો એટલે અક્કલ ગઇ છે. રાજાને ચાકરપણું કરવું હોત તો તેનો રાજાને ત્યાં જન્મ જ શાને થાત? આ મહેલો, ખાનપાન વગેરે વૈભવો, બાગ બગીચા વગેરે સુખો છોડી દેવાં, અને પ્રજાના સુખે સુખ અને દુઃખે દુઃખ માનવું કેમ? વાહ! પ્રધાનજી વાહ! બહુ સારો ઉપદેશ! પોતે ઘરડા થયા અને સંસારના કામથી નકામા થયા એટલે મારા જેવા જુવાનને પણ સુખવિલાસ ન લેવા, દેવા કેમ! એ વાત બનવાની જ નથી. 'કાજીજી દુબલે ક્યોં, તો કહે સારા શહેરકી ફિકરાં, તે પ્રમાણે ભલે પ્રધાનજી બધાની ફિકરો રાખ્યા કરે, પણ હું રાજા, લેરુંડા નગરીનો અધિપતિ શ્યેન, શું એમ કરૂં? કદી નહિ. પણ અરે! મારો વિશ્વાસુ સલાહકાર સુહિર હજી કેમ ન આવ્યો? ( મોટેથી ) છે રે કોઇ હાજર!

**હજુરીઓ**—( આવીને ) જી મહારાજ, શી આજ્ઞા?

**શ્યેન**—જો ને હજી સુહિર કેમ ન આવ્યો.

**હજુરીઓ**—તપાસ કરૂં છું મહારાજ ( જાય છે. )

**શ્યેન**—( સ્વગત ગાય છે. )

> હું રાજા અધિપતિ સઘળાનો, સુખ ભોગવવા જન્મ્યો છું,
> બીજાનાં દુઃખથી બળવા શું, રાજગાદીપર બેઠો છું?
> ખાવું પીવું સુખ ભોગવવું, અમન ચમનમાં ફરવું છે,
> ગમત ઉડાવી તે જ ખરી છે, કાલ ઉઠીને મરવું છે.

**હજુરીઓ**—( આવીને ) મહારાજ! સુહિરજી પધારે છે.

**શ્યેન**—( પ્રસન્નતા જણાવતાં ) ભલે આવવા દે. ( સુહિર નમન કરતો પ્રવેશે છે તેને ) અરે સુહિર! હવે મારી કામના પૂર્ણ થવામાં જે વિલંબ થાય છે, તે હું સહન કરી શકતો નથી. આ કામનાથી મારૂં અંતઃકરણ ધગધગતી ભઠ્ઠીની પેઠે રાત્રદિવસ ધીખ્યા કરે છે, મને આ રાજ્ય, વિવિધ પ્રકારના વૈભવ કે કશાથી સુખ થતું નથી. રાત્રે ઉંઘસરખી પણ આવતી નથી. ખાનપાન કે કશું રુચતું નથી. તે મનોહારિણી મૂર્તિના વિયોગથી જાણે હું

ઉકળતા લોઢાના રસમાં પડ્યો હોઉં, એમ અખંડ તપ્યા કરૂં છું. તેથી હવે તો ગમે તેમ કરીને પણ મારી ઇચ્છાને તું જલદી પૂર્ણ કર

**સુહિર**—મહારાજ! આપની ઇચ્છા પૂર્ણ થવામાં હવે ઝાઝો વિલંબ નથી. આપે જેમ આટલા દિવસ કાઢ્યા તેમ વળી એક બે દિવસ કૃપા કરી કાઢી નાંખો. ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર. આપ જાણો જ છો કે આ કામ કંઇ સહેલું નથી બળથી કરવાનું નથી, પણ કળથી કરવાનું છે. ઉતાવળ કરવાથી કામ કથળી જાય એમ છે આપના મનગમતા માણસનો મેળાપ કરી આપ્યા વિના, હું પણ જાણે આ ધાન ખાઉં છું તે ધૂળ ખાઉં છું, એમ માનું છું.

**હજુરીઓ**—(આવીને) મહારાજ! પ્રધાનજી પધારે છે.

**શ્યેન**—(સ્વગત) આ પાપ વળી અત્યારે ક્યાંથી આવ્યું? (હજુરીઆને) અરે! પ્રધાનને કહે કે હમણાં હું બહુ જરૂરના કામમાં છું, તેથી બીજી વખત આવજો.

**હજુરીઓ**—બહુ સારૂ, મહારાજ! નિવેદન કરૂં છું. (જાય છે.)

**શ્યેન**—અરે સુહિર! આ પ્રધાન અત્યારે અહિં આવ્યો તે એના જાણવામાં આપણી ધારણા કંઈ આવી છે કે શું? તું બહુ સાવચેતીથી કામ કરે છે કે નહિ?

**સુહિર**—મહારાજ! પ્રધાનના કે કોઇના જાણવામાં જરા પણ ન આવે એવી સાવચેતીથી કામ લેવા માડ્યું છે. એમ છતાં આપણે કંઇ છૂપી પેરવીમાં છીએ, એવી વાત આ બેચાર દિવસથી નગરીમાં ચર્ચાય છે ખરી.

**હજુરીઓ**—(આવીને) મહારાજ! પ્રધાનજી તો કહે છે કે મારે હમણાં જ મળ્યા-વિના ચાલે તેમ નથી. માટે આજ્ઞા મળવી જોઇએ

**શ્યેન**—(સુહિરને) કેમ સુંદર! આ લપનું કેમ કરવું?

**સુહિર**—મહારાજ! છો ને આવે. એ તે કંઇ વાઘ છે કે કોણ તે આપ આટલા-બધા ડરો છો! ગમે તેટલો તોય પણ આપનો નોકર. આપના પિતાએ મરણવખતે એને મોટો કરી થાપ્યો છે, એટલે એ ચઢી વાગ્યો છે, પણ હવે કંઇ આપ નાના બાલક નથી કે એની શેહેમાં આટલા બધા અંજાવું પડે.

**શ્યેન**—ના ના, એમ તો કંઇ નહિ, પણ નાની ઉમરમાં હું એના તાબામાં રહ્યો, એટલે એની મર્યાદા આજ સુધી મેં ઉલ્લંઘી નથી તેથી જરા સંકોચ પડે છે. બાકી મનમાં હું એનાથી જરા પણ બ્હીતો નથી. (હજુરીઆને) હશે, ભલે આવવા દે. (હજુરીઓ નમન કરીને જાય છે, અને ધીરચેતસ્ પ્રવેશ કરે છે.)

**ધીરચેતસ્**—(નમન કરીને સુહિરને શ્યેન પાસે જોઇને સ્વગત) ખરે! રાજા આ દુષ્ટ સાથે અત્યારે કંઇ મસલત કરતા બેઠા છે, એટલે લોકોમાં ચાલતી વાત કંઇક સાચી તો ખરી જ. હશે હમણા જ જણાશે. (પ્રકાશ) હે પ્રજાપતિ! આપ આપના આ ખાનગી મંત્રીસાથે પ્રજાના કલ્યાણના વિચાર કરતા બેઠા છો કે કાંઇ બીજા વિચાર ચાલે છે?

**શ્યેન**—તમે જે કામ માટે આવ્યા હો તે જ કહોને. આડી અવળી પંચાત તમારે શા માટે કરવી પડે છે?

**ધીરચેતસ્**—(સ્વગત) આજ સુધી મારી મર્યાદા મૂકીને આ રાજા બોલતો ન હતો, પણ આજે તોછડાઇ વાપરે છે, માટે વાત વધી છે ખરી. હશે, પણ આપણે આપણી ફરજ

છોડવી નથી. (પ્રકાશ) મહારાજ ! રાજાઓનો ધર્મ, પોતાની પ્રજાના સુખનો જ રાત દિવસ વિચાર કરવાનો છે. એ વિના બીજા વિચાર રાજાઓને કરવાના હોતા જ નથી. રાજાએ પ્રજાને સુખી જોઇને પોતાને સુખી ગણવાનું છે. અને પ્રજાને દુઃખી જોઇને પોતાને દુઃખી માનવાનું છે. આમ હોવાથી મારું આપને પૂછવું કાંઇ આડીઅવળી વાતોનું નથી, પણ આપના સ્વધર્મનું અને સુખનું જ છે.

**શ્યેન**—હું મારા ધર્મપ્રમાણે નથી ચાલતો એમ માનવાનું તમારે શું કારણ છે ?

**ધીરચેતસ્**—કારણ આપના વિચાર જણાવતાં આપ સંકોચ પામો છો. જો પ્રજાના કલ્યાણના જ વિચાર કરતા આપ બેઠા છો તો તે મને જણાવતાં આપને શો વાંધો છે ?

**શ્યેન**—બધા જ વિચાર કાંઈ તમને જણાવવાને હું બંધાયેલો નથી. મારા ખાનગી વિચારો જાણવાનો તમને શો હક છે ?

**ધીરચેતસ્**—મહારાજ ! આપના ખાનગી વિચાર જાણવાને હું ઇચ્છતો નથી. પણ જ્યારે આપના ખાનગી વિચારમાં પ્રજાનું સુખ દુઃખ રહ્યું હોય ત્યારે તે જાણવાનો મારો ધર્મ છે. આજકાલ ઠેકાણે ઠેકાણે પ્રજામાં એવી વાતો ચાલતી સંભળાય છે કે આપ ગુપ્ત રીતે કોઇ અનાચારનું કામ કરવા ઇચ્છો છો. અને તેને માટે મંદમતિ, અધમ અને દુષ્ટ મનુષ્યોના સલાહપ્રમાણે ખોટાં પગલાં ભર્યાં છે, અને ભરો છો. આનો પરિણામ બહુ જ ભયંકર આવવાનો સંભવ છે, માટે હું આપને પૂછું છું કે આ વાત સાચી છે કે જૂઠી ?

**મુદ્રિર**—(સ્વગત) અચ્છાજી ! હુ અધમ, દુષ્ટ અને મંદમતિ, કેમ ? પણ યાદ રાખજે કે લાગ આવ્યે તારૂં કાટલું કાઢી નાખ્યાવિના છોડનાર નથી.

**શ્યેન**—હું સ્વતંત્ર છું, રાજા છું. ધાર્યું કરવાને સમર્થ છું. કોઇ પણ કામ મારી મરજીપ્રમાણે મારે શા માટે ન કરવું ? લોકોનો તો સ્વભાવ જ છે કે રાજવિરુદ્ધ વાતો હમેશાં ચલાવવી, પણ તેથી ડરી જઇને શું મારે મારા સુખનો ઉપાય ન કરવો ! ને ભયંકર પરિણામ આવી આવીને શો આવવાનો છે ! આપણામાં તે ટાળવાનું કયાં બળ નથી ! માટે પ્રધાન ! તમે બેફિકર રહો.

**ધીરચેતસ્**—આપ જનાધિનાથ છો, અને હું આ રાજ્યનો સેવક છું. માટે આપને વિનયથી કહું છું કે કોઇ બુદ્ધિમાન્ પુરુષ પોતાના ઘરમાં વગર કારણે અગ્નિ મૂકે નહિ, મદોન્મત્ત હાથીની પેઠે સ્નાન કરીને કાદવ ચોળે નહિ, પોતાને જ હાથે પોતાના શસ્ત્રથી પોતાનું માથું કાપે નહિ. અને આપ તો આ બધું પોતાની મેળે જ કરવા તૈયાર થયા છો. માટે મારે આપને જરૂર ચેતાવવા જોઇએ છે કે આપ કામ કરવા પહેલાં યોગ્ય અયોગ્યનો વિચાર કરો. અપકીર્તિ મરણ બરાબર છે, માટે આપે બહુ સંભાળથી ચાલવું જોઇએ. જો લોકોમાં ચાલતી વાત સાચી હશે, તો આપનું ધારેલું કામ બહુ ધિક્કારવા લાયક છે. આપના રાજ્યના સ્તંભ પ્રવૃદ્ધ શેઠ આપને પિતા બરાબર છે, અને એમની પુત્રી સુવર્ણ આપને બહેન ચારુલોચના બરાબર છે. તેમના તરફ ખોટી બુદ્ધિ કરવી એ મહાપાપ છે. આપે તેમને સ્વાધીન કરવા વિચાર રાખ્યો છે, એ વાત જો સાચી હશે તો આ બેરુંડાનગરી થોડા વખતમાં હરણોને ચરવાના વગડાજેવી થશે, લોહીની નદીઓ વહેશે, અને આપના કુળનો નાશ થશે.

**મુદ્રિર**-(સ્વગત) એનું નખોદ જાય, બધી આનની મોજની લાગ્યો જણાય છે.

(અપૂર્ણ.)

# ઉન્નતિ પ્રાપ્ત કરવાનું સરલ સાધન.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૦ થી. )

આ પ્રકારની સ્થિતિ સર્વ ક્ષુતના અનુભવના ગોચર થાય છે. તો એ સ્થિતિમાં અધિકારનું સાચું અનુમાન કેવી રીતે સદા થઇ શકે ? એક પ્રકારના કર્મસ્તરોના આવિર્ભાવથી જ્યારે એક મનુષ્ય અમુક આચારવિશેષ તથા પ્રવૃત્તિવિશેષ સેવે છે ત્યારે તે આચાર અને પ્રવૃત્તિની નિકૃષ્ટતા તથા ઉત્કૃષ્ટતાઉપરથી તે પુરુષનો નિકૃષ્ટ તથા ઉત્કૃષ્ટ અધિકાર અનુમાન કરવામાં આવે તો તે અનુમાન ક્ષણવારમાં મિથ્યા થઇ રહે છે. અહની દશા બદલાતાં અથવા કર્મસ્તરોનો આવિર્ભાવ તિરોભાવ થતાં જેને આપણે નિકૃષ્ટ ગણી રહ્યા હોઇએ છીએ તે અતિઉત્કૃષ્ટ પંક્તિમાં આવી રહેલા હોય છે અને જેને આજે આપણે ઉત્કૃષ્ટ ગણી રહ્યા છીએ તે અધમતાને પામી રહે છે. તેથી બને પ્રકારનાં આપણાં અનુમાનો અસત્ય થઇ રહે છે. જેમ મોટા વ્યાપારને કરનાર કોઇ મનુષ્યની આજથી ધનસંપત્તિઉપરથી તે સદામાટે ધનવાન્ છે અથવા નિર્ધન છે એવું અનુમાન કોઇ સત્ય કરતો નથી તેમ પ્રસ્તુતમાં પણ અમુક સમયની પ્રવૃત્તિઉપરથી પુરૂષના સદા કાલમાટે આ અધિકારનું અનુમાન થઇ શકતું નથી. પ્રાતઃકાલ થતા પૂર્વે થોડા સમય પહેલાં ઘોર અંધકાર હોય છે અને તેથી તે અંધકાર સદાકાલ રહેનાર છે એવું ધારનારને તતકાલ ઉદય પામનાર અરુણ તથા સૂર્યભગવાન્ હસે છે, તેમ સંચિતરૂપે રહેલાં અર્થાત્ અલ્પસમયમાં વેગ પામી પ્રવૃત્ત થનાર પ્રારબ્ધ કર્મોને ન જાણનાર અધિકારના સંબંધમાં આવું કોઇ પણ અનુમાન કરે તો તેને પણ કર્મપ્રવર્તકસત્તા તેવી જ રીતે હસે છે. એક સમયે અથવા બે સમયે સત્ય ભાષણ કરવાથી જેમ કોઇ મનુષ્ય સત્યવાદી કહી શકાતો નથી તેમ સભાસમયની અમુક પ્રકારની પ્રવૃત્તિઉપરથી તે પ્રવૃત્તિ કરનારનો અમુકજ અધિકાર છે એ નિર્ણય થઇ શકતો નથી.

આ પ્રસંગમાં સમીચીન હોવાથી શ્રીત્રિભુનનિજથી ખકુંમાં વર્ણન કરાયેલું શ્રીભદ્રસેનનું આખ્યાન આ સ્થળે નિદર્શનરૂપ ધરીએ છીએ. એ અપૂર્વ ગ્રંથ જેમણે વાંચ્યો છે તેમના જાણવામાં તેમની વૃત્તિમાં આ અતિમનોહર તથા સૃષ્ટિના અનેક નિયમોને હસ્તાકમળવત જણાવનાર રસિક આખ્યાન રમણ કર્યાવિના રહે તેમ નથી. જેમણે એ આખ્યાન વાંચ્યું નથી તેમને પ્રસ્તુત અર્થને બુદ્ધિમાં સારીરીતે આરૂઢ થવા અર્થે એ વાંચવાની ભલામણ કરવામાં આવે છે ભદ્રસેનની આરંભકસ્થિતિ તથા પાછળની સ્થિતિની સરખામણી કરો. જેનું નામ તથા સ્થાન અને કુલ ઇત્યાદિ કાંઇ પણ જ્ઞાન નથી તેની એક સ્ત્રીની શોધમાં, સ્થૂલ દૃષ્ટિથી જોનારની નજરમાં રૂપ માત્રથી મોહિત થઇ એ પુરુષ નીકળે છે. પોતાના ક્ષત્રિય ધર્મને થોડો સમય બાજુપર મુકે છે, અનેક મહા નરપતિથી પ્રબોધાયા છતાં એ સ્ત્રીના મોહને એ ત્યજી દેતો નથી, સંક્ષેપમાં પોતાનું સર્વ પ્રાપ્ત કર્તવ્ય ત્યજી નાનાવિધ કષ્ટને સહન કરતો એ પુરુષ એ સ્ત્રીની ઝંખના કરતો ચારે દિશામાં ભ્રમણ કરે છે. હાલની પ્રજામાં વિષયલંપટ પુરુષો અનેક હશે છતાં આવું કષ્ટ સહન કરનાર, રાજપુત્ર છતાં ધર્મજ્ઞાનને તથા નીતિના બોધને પામ્યા છતાં, કુલીન છતાં અને કુલીન માતાપિતાની વિદ્યમાનતા છતાં આ પ્રકારે ક્લેશભારને વ્હોરી લેનાર આ સમયે પણ કોઇ હોય.

તો તે વિરલજ હશે. આ સમયે એક મહાત્માની ગુહા આગળ એ ભ્રમણ કરતો આવે છે અને ત્યાં પક્ષીવચ્ચે થયેલો વાર્તાનું એ મહાત્મા એને શ્રવણ કરાવે છે અને તે ઉપરથી એ ભદ્રસેન તે દિશામાં પ્રયાણ સેવી અન્તે પોતાની ધારેલી સ્ત્રીને પ્રાપ્ત થાય છે તથા પાછા વળતાં તે મહાત્માની ગુહા આગળ આવે છે અને મહાત્માની જિજ્ઞાસાથી પોતાનો સર્વ વૃત્તાન્ત કહે છે, અને પછી પોતાને સ્થાને જાય છે. ત્યાં પણ વિષયસુખનિદ્રામાં જ કેટલોક સમય ગાળે છે અને રાજ્યતંત્રનાં કાર્યોની ઉપેક્ષા કરે છે. પિતા તરફથી પુનઃ બોધ થતાં રાજકર્તવ્યમાં જાગ્રત્ થાય છે અને સમય જતાં મહા અવધૂતની દશામાં આવી જાય છે અને દૈવયોગે ચાલતાં ચાલતાં અજાનમાંજ પેલા ગુહાવાળા મહાત્માની સમીપ જ આવી સ્થિતિ થાય છે. એ મહાત્મા એને વિવિધ પ્રકારે પૂછે છે, આરૂઢ દશામાં થયેલા ભદ્રસેન એ પ્રશ્નોને શ્રવણ કરતા નથી, મહાત્મા વિવિધ પ્રયત્ન એને જાગ્રત્ કરવા કરે છે અને પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવા અન્તે બલાત્કારે શ્રી ભદ્રસેનને પોતાના પાછળના વૃત્તાન્તના કથનમાં જોડે છે.

અહિં ભદ્રસેનના અધિકાર સંબંધમાં કેવું અનુમાન થઇ શકે છે? જ્યારે એ સ્ત્રીની શોધમાં ભ્રમણ કરતો હતો ત્યારે એને માટે પ્રજાવર્ગ અધિકારનું અનુમાન કરવા બેસે તો એને ઉંચી ભૂમિકામાં સ્થાપે કે નીચી? સાધારણ સર્વ મનુષ્યો એક અવાજે કહેશે કે એને, તથા ગુહાવાળા મહાત્માનો અધિકાર સરખાવાય તેવો નથી; ક્યાં એની વિષયલંપટ સ્થિતિરૂપ નીચી ભૂમિકા અને ક્યાં પેલા મહાત્માના માહાત્મ્યરૂપ ઉચ્ચ ભૂમિકા! પણ આપણે સ્પષ્ટપણે અહિં જોઇએ છીએ કે આ પ્રકારની સ્થિતિ છતાં, ભદ્રસેનનો જ અધિકાર ઉંચો ઠરે છે. શ્રી ભદ્રસેન જ આરૂઢ દશામાં પ્રવેશી રહે છે ત્યારે પેલા મહાત્મા તો ત્યાંના ત્યાંજ સ્થિત થઇ રહ્યા છે. શ્રીભદ્રસેને લક્ષાવધિ યોજનનું અંતર કાપ્યું છે ત્યારે પેલા મહાત્માએ એકવાર જેટલો પંથ પણ કાપ્યો નથી. ચાળીશ પચાસ વર્ષની જે જિજ્ઞાસાવૃત્તિ, જે ઉત્કંઠા તે તેવીને તેવીજ કાયમ રહી છે. તેથી ભદ્રસેનની પ્રથમની પ્રવૃત્તિઉપરથી કરવામાં આવતું અધિકાર સંબંધનું અનુમાન કેવલ અસત્ય ઠરે છે. આજ નિયમ સર્વત્ર લાગુ પડે છે.

ખરૂં જોતાં તો સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીએ તો ભદ્રસેનની આરંભક સ્થિતિમાં પણ એના ઉચ્ચ અધિકારનો લક્ષ આપનાર ચિન્હ વિદ્યમાન હતું. જે સાધારણ સ્થિતિના, સામાન્ય પંક્તિના મનુષ્યો છે તેઓ દૂધમાં તથા દહીંમાં બંનેમાં પગ રાખી ચાલનાર હોય છે. આજે પરમાર્થસાધકોમાંના ઘણાખરાને આપણે જોઇશું તો તેઓ પરમાર્થનું સાધન કરનાર હોવા ઉપરાંત અમુક મર્યાદામાં વ્યવહારનું સાધન પણ કરનાર હોય છે; પ્રસંગે પરમાર્થના સાધનનો વ્યવહારની સિદ્ધિમાટે ત્યાગ કરે છે અને પ્રસંગે પરમાર્થની સિદ્ધિ માટે સામાન્ય વ્યવહારસાધનનો પણ ત્યાગ કરે છે. એમની દૃષ્ટિમાં પ્રસંગે પરમાર્થ વ્યવહારના અંગરૂપ-ગૌણરૂપ થાય છે અને પરમાર્થ અંગી અથવા શેષી થાય છે તો અન્ય ક્ષણે વ્યવહાર જ અંગભૂત, શેષરૂપ પરમાર્થ થઇ જાય છે એ વ્યવહાર અંગી અથવા શેષી થઇ જાય છે. વ્યવહાર તથા પરમાર્થ એ બેમાંથી એકને સદા માટે પ્રધાનપદ તેઓ આપી શકતા નથી, પણ ઉભયત્ર વૃત્તિવાળા જ સદા રહે છે અને अर्थं साधयामि देहं पातयामि-વાળી અપ્રા

ષ્ટ અર્થની સિદ્ધિ કરવી અને કાંતિ દેહ પાડવો અર્થાત્ દેહ પડે તોપણ અમુક અર્થની સિદ્ધિ કરવી એ પ્રકારે આરૂઢ નિશ્ચય કરી તેને નિર્વહણ કરવાના દૃઢ હૃદ્બલવાળા એ હોતા નથી. આને લીધે તેમનું દ્વિધા પ્રવૃત્ત થતું અંતર કોઇ પણ નિશ્ચિત આલંબન નહિ લેતાં બન્નેમાંથી કોઇની પણ સર્વોત્કૃષ્ટ સિદ્ધિને પામી શકતું નથી. આથી વિપરીત સ્થિતિ શ્રીભદ્રસેનમાં આરંભથી જ હતી. સ્ત્રીની ઇચ્છા થઇ તો તેમાં પણ જે પ્રયત્નો એમણે કર્યા છે તેમાં આવું અપૂર્વ હૃદ્બલ પ્રત્યક્ષ થઇ રહે છે. આ હૃદ્બલના પ્રતાપે જ, જ્યારે સ્ત્રીને ત્યજી પરમાર્થનો વિષય એમના ચિત્તે ગ્રહણ કર્યો ત્યારે પરમાર્થની પણ એમને તેવીજ અને તેટલીજ સરલતાથી સિદ્ધિ થઇ શકી છે. તેથી અધિકારનો આધાર ખરું જોતાં તો આ હૃદ્બલ ઉપર રહે છે અને પ્રવૃત્તિના વિષય ઉપર હોતો નથી. તેથી આરંભક દશામાં પણ ભદ્રસેનનો અધિકાર આ નિયમે તો ઉંચોજ હતો. છતાં વ્યવહારના સાધકનો અધિકાર ગૌણ હોય છે. અમુક મનુષ્ય વ્યવહારમાં પ્રવૃત્ત થાય છે તેટલા ઉપરથી જ પરમાર્થને છિન્નભિન્ન રૂપે સાધનાર મનુષ્ય કરતાં તે ઉતરતી પંક્તિનો છે એવું અનુમાન કરવામાં આવે તો એવું અનુમાન થઇ શકતું નથી. એ અનુમાન સાચું નથી એ આપણને આ ભદ્રસેનનું આખ્યાન દૃઢપણે પ્રબોધે છે.

અધિકારનો નિર્ણય વસ્તુતઃ તો જીવોથી થઇ શકે તેમ જ નથી, જીવોને સંસ્કારોનો સાક્ષાત્કાર હોતો નથી. જે સંસ્કારો પોતાનું કાર્ય પ્રકટાવી રહ્યા છે તે સંસ્કારોનું જ્ઞાન એ કાર્ય ઉપરથી જ જીવોને થાય છે પણ હવે પછી ક્યા સંસ્કારો ઉદય પામવાના છે એનું લેશ પણ જ્ઞાન જીવોને હોતું નથી. અધિકાર એ અમુક પાંચ દિવસની સ્થિતિ નથી, પણ તે તે વ્યક્તિનું આખું જીવન છે. તેથી અધિકારનો વાસ્તવ નિર્ણય તો સર્વજ્ઞ પરમાત્મા તથા તેમના પદને પામેલા મહાત્મા જ કરી શકે છે. એ મહાત્માનો જેમનાપર અનુગ્રહ હોય છે તે પુરૂષ વર્તમાનકાલે ગમે તેવી સ્થિતિમાં હોય, દરિદ્ર હોય કે ધનવાન્ હોય, સામય હોય કે નિરામય હોય, અને ગમે તેવી વૃત્તિને વર્તમાન કાલે સેવનાર હોય, આખો દિવસ સ્મરણી લઇ જપ કરતો હોય કે આખો દિવસ કોઇ વ્યવસાયમાં ફસેલો પ્રતીત થતો હોય, લોક સંમત આચારને સેવન કરનાર હોય કે તેનું ન પાલન કરનાર હોય, તોપણ તેનો અધિકાર ઉંચો જ છે, અને જે પુરુષ દિવસનો ઘણોભાગ પરમાર્થચિંતનમાં ગાળતો હોય, વેદાન્ત શિવાય બીજી વાતને પણ નહિ કરતો હોય વગેરે તોપણ આવા મહાત્માના અનુગ્રહથી રહિત હોય તો તેનો અધિકાર ગૌણ છે એ વિવેકીને સદા જ સિદ્ધ છે. મહાત્માનો અનુગ્રહ એ એકજ ચિન્હ એવું છે કે જે નિરપવાદપણે અધિકારનો નિર્ણય કરાવી શકે છે. એ અનુગ્રહ જો આપણને કોઇવિધે જણાતો નથી એટલે કે અમુક વ્યક્તિ પર એવો અનુગ્રહ છે કે નહિ એ આપણે જાણતા નથી તો જેવે સમયે તે વ્યક્તિની તાત્કાલિક પ્રવૃત્તિઆદિ ઉપરથી આપણે આપણા જીવસ્વભાવને વશ થઇ આપણા સંતોષની ખાતર ગમે તે અનુમાન કરીએ તે સ્વાભાવિક છે; પણ તે અનુમાન અસત્ય ઠરવાના પણ તેટલા જ સંભવ છે એ પણ તેટલું જ સ્વાભાવિક છે, એ આપણે વિસ્મરણ કરવું ઘટતું નથી.

( અપૂર્ણ. )

# बौद्ध धर्मनां उदयास्तमयनां कारणो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૪૬ થી. )

આ સાત શિષ્યોમાં આનંદ ગૌતમના પરમ વિશ્વાસ અને પ્રીતિનો પાત્ર હતો, અનુરુદ્ધ પરમતત્વચિંતક થયો હતો અને ઉપાલિ જોકે ગરીબ હજામ હતો તોપણ વિનયપીટકમાં તેનું નામ વારંવાર આવે છે અને તેથી તથાગતની પરમ અનુકંપાનો પાત્ર જણાય છે. દરેક સંસ્થામાં કેટલાક વ્યક્તિ હોય છે તેમ આ ભિક્ષુસંઘમાં દેવદત્ત કૃતઘ્ની નિવડયો હતો. તેણે મગધરાજા બિંબિસારને મારી નાંખવા રાજપુત્ર અજાતશત્રુને ઉશ્કેર્યાનું કહેવામાં આવે છે, અને ગૌતમના પ્રાણ લેવા પ્રયત્ન કર્યાનો તેના ઉપર આરોપ છે.

રાજગૃહમાં બીજી વર્ષા ગાળ્યા પછી ગૌતમ શ્રાવસ્તી ગયા. ત્યાં પ્રસેનજિત્ રાજાએ જેતવન નામનું ઉપવન તેમને અર્પણ કર્યું. ત્યાં તથાગતે લોકભાષામાં ઉપદેશ કર્યો. ત્રીજી વર્ષા રાજગૃહમાં ગાળી, ચોથી વર્ષા ગંગા ઓળંગી વૈશાલીમાં ગાળી, ત્યાંથી શાક્ય અને કોલીઅન જાતના લોકોની રોહિણી નદીની હદબાબતના ઝઘડાનો તેમણે શાન્તિથી અંત આણ્યો, અને પછી કપિલવસ્તુમાં ગયા, અને પોતાના સત્તાણું વર્ષના વૃદ્ધપિતાના મરણપ્રસંગે શાંતિનું દાન કરવા હાજર હતા. પિતાના દેહાવસાનપછી તેમનાં સાવકી માતુશ્રી પ્રજાપતિ ગૌતમીને સંસાર બંધન ન હતું; અને સાધ્વી યશોધરાનો વૈરાગ્ય પરિપકવ થયો. માતુશ્રી અને પત્નીના અધિકારની પરીક્ષા કરી ગૌતમે તેમને પ્રવ્રજ્યાદીક્ષા આપી. સ્ત્રીઓને પ્રવ્રજ્યા ધર્મમાં દાખલ કરવા સંબંધમાં આનંદને શંકા હતી તેનું સમાધાન ગૌતમે કર્યું કે જ્યાં અધિકાર છે ત્યાં નિર્વાણસિદ્ધિમાં વર્ણનો અથવા જાતિનો પ્રતિબંધ નથી. પ્રાચીન બ્રાહ્મણધર્મના સંન્યાસ આશ્રમમાં સ્ત્રીઓને અપવાદરૂપે અધિકાર હતો એમ યોગી યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીના ઉપાખ્યાનથી જણાય છે, તથા ગાર્ગી વાચકનવીનાં દૃષ્ટાન્તો ઉપનિષદમાં જડે છે આથી આ ભિક્ષુણીની સંસ્થા બુદ્ધધર્મમાં પ્રાચીન બ્રાહ્મણધર્મની છાયા રૂપે આવી હતી.

છઠ્ઠી વર્ષા કૌશામ્બીમાં ગાળ્યા પછી રાજગૃહ પાછા ફર્યા અને બિંબિસારની રાણી ક્ષેમાને પ્રવ્રજ્યાની દીક્ષા આપી. બુદ્ધભાવ પ્રાપ્ત થયા પછી અગીઆરમાં વર્ષમાં ગૌતમે ભારદ્વાજ નામના બ્રાહ્મણને પ્રવ્રજ્યા આપી ભિક્ષુસંઘમાં દાખલ કર્યો. બારમા વર્ષમાં પોતાના પુત્ર રાહુલને મહારાહુલ સૂત્રનો ઉપદેશ કર્યો. અને જ્યારે તેની વય વીસ વર્ષની થઇ ત્યારપછી તેને ભિક્ષુસંઘમાં દાખલ કર્યો. પોતાના સગા ભદ્રકને તેમણે ઉપદેશ આપ્યો. આ ભદ્રકને શુદ્ધોદનના સ્વર્ગવાસ પછી રાજપદ પ્રાપ્ત થયું હતું. ગૌતમના સસરા સુપ્રબુદ્ધને ગૌતમના ચારિત્ર્યની તથા ઉપદેશની અસર થઇ નહિ, અને તે પામર જીવની પેઠે ગુજરી ગયો ત્યારપછી મરણશય્યા ઉપર પડેલી શ્રીમતી નામની વેશ્યાને, તથા પોતાની દીકરીને અજ્ઞાનપણાથી મારી નાંખનાર એક વણકરને, તથા અંગુલિમાલ નામના એક લુટારાને તેમણે અનુકંપા દર્શાવી શાંતિ આપી; અને જાળમાં ફસાયેલા મૃગને મારવા તૈયાર થયેલા એક પારધીને તેમણે હિંસામાંથી દયાધર્મમાં આણ્યો. આ પ્રમાણે પચીસ વર્ષસુધી ગંગાના પવિત્ર પ્રદેશમાં ગૌતમે યથાર્થ ત્યાગી તરીકે ફરી ભૂતમાત્રને અભયદાન આપ્યાં કર્યું: ગરીબોને

પવિત્ર જીવનનું ભાન કરાવ્યું: અધમજાતિના મનુષ્યો અને ઉન્માર્ગે જનારને નિર્દોષ જીવનનું સુખ કેવું છે તે જણાવ્યું, અને તેમને સુમાર્ગગામી બનાવ્યા. તેમના સત્ત્વોત્તમભાવવાળા પવિત્ર જીવનમાં આચાર અને વિચાર સમબલથી ગ્રથાયેલા છે, અને તેથી તેમના વિશુદ્ધ ચારિત્ર્યની અને ભવ્ય આકૃતિની અસર પ્રજામાં ઘણી ઊંડી થઈ, અને બ્રાહ્મણોએ પણ તેમની પૂજ્યતા સ્વીકારી. ક્ષત્રિયો અને રાજવંશીઓએ આ ધર્મસુધારકને માન આપ્યું, અને એંશી વર્ષની દીર્ઘ વયે જ્યારે ગૌતમ નિર્વાણ પામ્યા ત્યારે આ ધર્મસુધારણાનો હિંદુસ્થાનમાં સારો પ્રસાર થયો હતો.

નિર્વાણ પામવાના સમયે તેમના યૌવન સમકાલીન વ્યક્તિઓ ઘણી વિલાઇ ગઈ હતી, અને આ પરમવૃદ્ધ મહાત્મા પોતાના શિષ્યોના પુત્ર, પૌત્ર તથા પ્રપૌત્રોને ઉપદેશથી શાંતિ આપતા હતા. તેમના ઘણા બાળમિત્રો ગુજરી ગયા હતા, અને માત્ર આનંદ નામના શિષ્ય તેમની સેવા દેહાવસાન પર્યંત ઉઠાવતા રહ્યા હતા. પ્રાણીમાત્રના અંતર્ગત અભેદને લક્ષમાં લઇ આ સિદ્ધાર્થ પ્રીતિથી અર્પાયેલી નિર્દોષ ભિક્ષાને સ્વીકારતા, અને અંબપાલિકા નામની વેશ્યાએ આપેલી ભિક્ષાને રાજાની ભિક્ષા કરતાં પ્રથમ સ્વીકારી પોતાની અનુકંપાનું નિદર્શન આપતા હતા.

પરમ નિર્વાણ પામતા પહેલાં મહાત્મા બુદ્ધે બૌદ્ધધર્મના અનુયાયીઓ મનુષ્યલોક અને દેવલોકમાં ચાર વર્ગના છે એમ પ્રતિપાદન કર્યું હતું. મનુષ્યોમાં ક્ષત્રિયો, બ્રાહ્મણો, ગૃહીઓ અને શ્રામણ અથવા ત્યાગીઓ અને દેવવર્ગમાં તેત્રીસ કોટિ દેવ, ચાર અથવા કામ, અને બ્રહ્મા આ અષ્ટવર્ગ પ્રબોધ માર્ગના અધિકારી ગણ્યા. આ વિભાગવ્યવસ્થાથી પણ જણાશે કે બૌદ્ધધર્મ બ્રાહ્મણધર્મથી તદ્દન નિરાળો ધર્મ નથી, પરંતુ તે સમયના પ્રચલિત બ્રાહ્મણ ધર્મની સુધારણામાત્ર છે.

કૂટાગાર આગળ પોતાના સિદ્ધાન્તનું રહસ્ય પ્રતિપાદન કરી તેને આચારમાં મૂકવા તેમણે પ્રબોધ કર્યો; અને ધર્મનું આચરણ, ધ્યાન, અને ઉપદેશ એ ત્રણ વિધિવડે પોતાના ધર્મનો પ્રસાર કરવાનું પ્રત્યેકનું કર્તવ્ય છે એમ સમજાવ્યું.

છેવટે પાવા નામના ગામમાં એક સોનીની ભિક્ષા લીધી તેમાં રોટલી તથા ભાત સાથે સૂકું માંસ હતું, અને તે માંસભોજન ગૌતમબુદ્ધને પથ્ય આવ્યું નહિ, અને તેમની શરીરપ્રકૃતિ બગડી આવી. તેમને મરડો થયો, પરંતુ આત્મસંયમી આ મહાપુરુષે શારીરવેદનાની અવગણના કરી ભિક્ષા આપનારના ઉપર કોઇએ ક્રોધ અથવા દ્વેષ કરવો નહિ એવું પોતાના શિષ્યોને જણાવ્યું, અને સાચી પ્રીતિથી અપાયેલી તે ભિક્ષાનું તેને શાશ્વત સારું ફલ મળશે એમ દયાભાવથી બોલ્યા.

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૮૪ થી. )

આ પ્રમાણે આ અવાન્તર પ્રસંગનું કથન કરી, હવે ઉત્પત્તિક્રમ પ્રસ્તુત હતો તે પૂર્ણ થતાં એ ભૂતોનો લય કેવી રીતે થાય છે, એમના લયનો ક્રમ કેવો છે તે હવે શ્રી સૂત્રકાર વિચારે છે.

विपर्ययेण तु क्रमो त उपपद्यते च ॥ १४ ॥

સૂત્રાર્થઃ—ઉત્પત્તિના ક્રમથી વિપરીત ક્રમ પ્રલયનો છે કેમકે એજ ઉપપન્ન છે.

પંચ ભૂતોની ઉત્પત્તિના ક્રમનો વિચાર થઇ ગયો. હવે આ સૂત્રમાં અપ્યયનો એટલે પ્રલયનો ક્રમ વિચારવામાં આવે છે. ત્યાં ત્રણ પક્ષ પ્રાપ્ત થાય છે. પ્રલય ક્રમવિના, અનિયત ક્રમવડે થાય છે એ એક પક્ષ છે. ઉત્પત્તિનો જે ક્રમ તેજ પ્રલયનો ક્રમ છે એ બીજો પક્ષ અને ઉત્પત્તિનો જે ક્રમ તેથી વિપરીત ક્રમવડે પ્રલયમાત્ર છે એ ત્રીજો પક્ષ છે. ત્યાં એ ત્રણમાંથી કોનું ગ્રહણ કરવું એ સંશય છે. એ સંશય થતાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે **यतो वा इमानि भूतानि०** એ શ્રુતિમાં આકાશાદિ સર્વ ભૂતોની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય બ્રહ્મને અધીન વર્ણવ્યાં છે અને ત્યાં કોઇ પ્રકારનો ક્રમ કહ્યો નથી પણ આકાશાદિ સર્વ સામાન્યરૂપે બ્રહ્મમાંથી થાય છે એટલુંજ જણાવ્યું છે તેથી ભૂતોનો પ્રલય અનિયમે થાય છે. જ્યારે આ શ્રુતિમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ સામાન્યરૂપે કહી છે છતાં ઉત્પત્તિનો ક્રમ બીજી શ્રુતિઓથી નિર્ણય થયો છે ત્યારે પ્રલય અહિં સામાન્યપણે કહ્યો હોય છતાં એમાં પણ કોઇ ક્રમ હોવો જોઇએ. અને અન્ય ક્રમ કોઇ શ્રુત નથી તેથી ઉત્પત્તિનો જે ક્રમ તેજ પ્રલયનો ક્રમ લેવો એ દ્વિતીય પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે.

એ બે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે એ બંને પૂર્વપક્ષ અયોગ્ય છે. **यतो वा०** એ શ્રુતિમાં સામાન્યપણે ભૂતોની ઉત્પત્તિ બ્રહ્મમાંથી કહી છે છતાં ઇતર શ્રુતિપ્રમાણે ભૂતોની ઉત્પત્તિનો ક્રમ નિયત થઇ રહે છે. તેજ પ્રમાણે ભૂતોનો સામાન્યપણે પ્રલય એ શ્રુતિમાં કહ્યો હોય તો પણ જેમ ઉત્પત્તિનો ક્રમ હોય છે તેમ પ્રલયનો ક્રમ અવશ્ય હોવોજ જોઇએ. તેથી અનિયત ક્રમનો પૂર્વપક્ષ અસત્ય ઠરે છે. શ્રુતિમાં ઉત્પત્તિનો ક્રમ કહ્યો છે તેટલા ઉપરથી તેજ પ્રલયનો પણ ક્રમ લેવો એ માનવા કારણ નથી. લોકમાં આપણે જોઇએ છીએ જે ક્રમવડે મનુષ્ય ઉપર ચઢે છે તે ક્રમથી વિપરીત ક્રમવડે જ નીચે ઉતરે છે. આરોહમાં જે પગથીયું પ્રથમ આવે છે તે પગથીયું અવરોહમાં છેલ્લું આવે છે, વળી કારણનો નાશ થયા પછી કાર્યની ક્ષણભર પણ સ્થિતિ રહેવાનો સંભવ નથી. જલ એ જાતિની હવાથી બને છે. એ બે હવાના અણુઓનું પૃથક્કરણ થઇ જાય તે પછી જલનો અણુ ક્ષણભર પણ સ્થિતિ કરી રહે એ અસંભવ છે. એક પેટી કાષ્ઠની બનાવેલી છે તો કાષ્ઠનો નાશ થાય અને પછી પેટીનું અસ્તિત્વ રહે એ અસંભવ છે. જો ઉત્પત્તિનો ક્રમ તેજ પ્રલયનો ક્રમ લેવામાં આવે તો જલમાંથી પૃથ્વી થાય છે માટે જલનો પ્રલય પ્રથમ થાય અને પૃથિવીનો પ્રલય પછી થાય એમ લેવું જોઇએ અર્થાત્ કારણનો નાશ પ્રથમ થાય, ત્યારપછી કાર્ય સ્થિતિ કરીને રહે અને કાર્યનો નાશ ત્યાર પછી

થાય એમ લેવું જોઇએ કે જે અસંભવિન છે. વળી લોકમાં દષ્ટજ છે કે ઘટશરાવાદિ મૃત્તિકામાંથી થાય છે અને જ્યારે એ ઘટશરાવાદિનો નાશ થાય છે ત્યારે એ મૃત્તિકારૂપ જ થઇ રહે છે; જલમાંથી હિમકરકાદિ ઉત્પન્ન થાય છે અને હિમકરકાદિનો નાશ થાય છે ત્યારે હિમકરકાદિ જલરૂપ જ થઇ રહે છે; તેથી કાર્યનું કારણાકાર થઇ રહેવું એજ કાર્યનો પ્રલય છે. (શ્રી સૂત્રકારે આ અધ્યાયના અનન્યત્વાધિકરણમાં આ હેતુથી-બંનેનો અભેદ સિદ્ધ કર્યો છે.) તેથી ઉત્પત્તિનો ક્રમ તેજ પ્રલયનો ક્રમ લેવાય તેમ નથી, પણ ઉત્પત્તિક્રમથી વિપરીત ક્રમ તેજ પ્રલયક્રમ લેવો ઉચિત છે કારણ કે એવું લોકમાં જણાય છે, એજ સિદ્ધાન્ત ઉપપન્ન છે અને શ્રૌતકાર્યકારણનું અનન્યત્વ તે એથી જ નિર્વહણને પામે છે. માટે જલમાંથી ઉત્પન્ન થયેલી પૃથિવી સ્થિતિકાળનું અતિક્રમણ કરી જઇ પ્રલયકાળને પ્રાપ્ત થતાં જલમાં જ લયને પામે છે અર્થાત્ જલરૂપ થઇ રહે છે, તેજસ્‌માંથી ઉત્પન્ન થયેલું જલ પ્રલયકાલે તેજસ્‌રૂપ થઇ રહે છે, વાયુમાંથી ઉત્પન્ન થયેલું તેજસ્ પ્રલયકાળે વાયુરૂપ થઇ રહે છે અને આકાશમાંથી ઉત્પન્ન થયેલો વાયુ પ્રલયકાળે આકાશરૂપ થઇ રહે છે અને એ પ્રકારે ક્રમવડે સૂક્ષ્મનો સૂક્ષ્મતર અને સૂક્ષ્મતરનો સૂક્ષ્મતમમા પ્રલય થતાં થતાં સર્વ કાર્યજાત પરિણામે બ્રહ્માકાર થઇ રહે છે. પોતાના સાક્ષાત્ કારણનું ઉલ્લંઘન કરી એ કારણના કારણમાં કાર્યનો સાક્ષાત્ પ્રલય થઇ શકતો નથી. તેથી આ પ્રકારે સાધકે કાર્યનો કારણમાં લય ચિન્તવતાં ચિન્તવતાં પરિણામે બ્રહ્મમાં સર્વના લયનું ચિંતન કરી એકાગ્રસ્થિત થવું એજ આ ક્રમલય ચિંતનનો આશય છે યુક્તિથી આ પ્રકારે ઉત્પત્તિ ક્રમથી વિપરીત પ્રલયક્રમ છે એમ સિદ્ધ થાય છે એટલું જ નહિ પણ **जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्याप्सु प्रलीयते । ज्योतिष्याप प्रलीयन्ते ज्योतिर्वायौ प्रलीयते**—ઇત્યાદિ સ્મૃતિમાં સર્વના આધારરૂપ પૃથિવી જલમાં લયને પામે છે, જલ તેજસ્‌માં, તેજસ્ વાયુમાં, વાયુ વ્યોમમાં અને વ્યોમ અવ્યક્તમાં લયને પામે છે ઇત્યાદિ સ્મૃતિમાં પણ એમજ સ્થાપન કરેલું છે. તેથી ઉત્પત્તિક્રમ યદ્યપિ શ્રુત છે પણ તે ઉત્પત્તિના સંબંધમાંજ શ્રુત છે અને પ્રલયમાટે એ ક્રમ અયોગ્ય હોવાથી પ્રલય એ ક્રમની આકાંક્ષા રાખતો નથી, કાર્ય વિદ્યમાન રહે અને કારણનો લય થાય એ અયુક્ત છે. કાર્યનો લય થાય ત્યારે કાર્યની કારણરૂપે સ્થિતિ થાય છે એ મૃદાદિ વિષયમાં દષ્ટ છે તેથી આ સર્વ હેતુઓને લઇને ઉત્પત્તિના ક્રમથી વિપરીત ક્રમજ પ્રલયનો છે એ સિદ્ધ થાય છે.

આ પ્રકારે ભૂતોની ઉત્પત્તિ, પ્રલય તથા તેના ક્રમનું ચિંતન થયું. હવે બુદ્ધિ અને મનસ્ શ્રુતિસ્મૃતિમાં પ્રસિદ્ધ છે. એમની ઉત્પત્તિઆદિ કેવી રીતે થાય છે તેનું શ્રીસૂત્રકાર ચિંતન કરે છે.

**अन्तरा विज्ञानमनसी क्रमेण तल्लिङ्गादिति चेन्नाविशेषात् ॥ १५ ॥**

સૂત્રાર્થઃ-(આત્મા અને ભૂતોની) મધ્યે બુદ્ધિ, ઇન્દ્રિય તથા મનસ્‌નો પાઠ છે તેથી ઉત્પત્તિવાક્યમાં એ પાઠ હોવાથી આત્માથી બુદ્ધિઆદિની ઉત્પત્તિ થાય છે (અને તેથી આત્માથી આકાશ થાય છે એ આદિક્રમનો ભંગ થાય છે) એમ કહો તો તે અયોગ્ય છે કારણ કે એ પાઠથી આકાશાદિના ક્રમમાં કોઇ રીતે ભેદ થઇ શકતો નથી.

વિજ્ઞાન મનસી—એટલે વિજ્ઞાન અને મનસ્. સાં વિજ્ઞાયતે અનેન ઇતિ વિજ્ઞાનમ્-જેના વડે જ્ઞાન થાય છે તે વિજ્ઞાન-એ વ્યુત્પત્તિથી વિજ્ઞાનશબ્દ વડે ઇન્દ્રિય તથા બુદ્ધિ એ બેનું ગ્રહણ કરાય છે અથવા ઇન્દ્રિયસહિત બુદ્ધિનું ગ્રહણ કરાય છે.

આ સૂત્રમાં ચેત્ સુધીનાં પદોથી પૂર્વપક્ષનું કથન કરી અવિશેષાત્ પદવડે હેતુ આપી એ પૂર્વપક્ષનું ખંડન કરી સિદ્ધાન્તનું સ્થાપન કર્યું છે. અત્યારસુધી એવું કહેવામાં આવ્યું છે કે આકાશાદિ ભૂતોના ઉત્પત્તિ આત્મામાંથી ક્રમપ્રમાણે થાય છે અને એ ઉત્પત્તિના વિપરીત ક્રમવડે એ ભૂતોનો પ્રલય થાય છે; તથા આત્માથી પછીના પદાર્થો ઉત્પન્ન થાય છે અને આત્મા સુધી પ્રલય થાય છે અર્થાત્ આત્માની ઉત્પત્તિ તથા પ્રલય થતાં નથી, પણ ઉત્પત્તિનો ક્રમ આત્માથી ( આત્માને છોડી પછી ) શરૂ થાય છે અને પ્રલયનો અવધિ આત્મામાં છે. હવે શ્રુતિ અને સ્મૃતિમાં ઇન્દ્રિય, બુદ્ધિ તથા મનસનું કથન કરવામાં આવ્યું છે. બુદ્ધિંતુ સારથિં વિદ્ધિ મનઃ પ્રગ્રહમેવ ચ ઇન્દ્રિયાણિ હયાનાહુઃ બુદ્ધિને સારથિ જાણ અને મનને પ્રગ્રહ જાણ તથા ઇન્દ્રિયોને અશ્વસ્થાને કહેવામાં આવે છે,—એ શ્રુતિમાં બુદ્ધિ, મનસ્ તથા ઇન્દ્રિયોનો સદ્ભાવ દર્શાવ્યો છે, સ્મૃતિ પણ કહે છે કે મનસસ્તુ પરા બુદ્ધિર્યો બુદ્ધેઃ પરતસ્તુ સઃ । શ્રોત્રાદીનીન્દ્રિયાણ્યન્યે-મનસથી પર બુદ્ધિ છે, બુદ્ધિથી પર તે તે છે, શ્રોત્રાદિ ઇન્દ્રિયો છે વગેરે. તેથી સ્મૃતિ તથા શ્રુતિમાં મનસ તથા ઇન્દ્રિય સહિત બુદ્ધિનો સદ્ભાવ પ્રસિદ્ધ છે. વેદાન્ત સર્વ પદાર્થને બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલા સ્વીકારે છે તથા બ્રહ્મમાંજ લય પામનાર માને છે માટે આ વિજ્ઞાન અને મનસની ઉત્પત્તિનો ક્રમ પણ મધ્યે કોઇ સ્થલે લેવો જોઇએ. ત્યાં આથર્વણ ( મુણ્ડક ) ઉપનિષદમાં ઉત્પત્તિ પ્રકરણમાં આત્મા અને આકાશાદિ ભૂતોના મધ્યે વિજ્ઞાન તથા મનસનો પાઠ કર્યો છે. ત્યાં કહ્યું છે કે એતસ્માજ્જાયતે પ્રાણો મનઃ સર્વેન્દ્રિયાણિ ચ ખં વાયુર્જ્યોતિરાપઃ પૃથિવી વિશ્વસ્ય ધારિણી-આ આત્મામાંથી પ્રાણ, મનસ્, સર્વ ઇન્દ્રિયો, આકાશ, વાયુ, તેજસ, જલ અને સર્વને ધારણ કરનાર પૃથિવી ઉત્પન્ન થાય છે. તેથી આ વાક્યમાં કહેલા ક્રમપ્રમાણે આત્મામાંથી પ્રથમ પ્રાણ, મનસ અને ઇન્દ્રિયોની ઉત્પત્તિ થાય છે અને પછી આકાશાદિ ભૂતોની ઉત્પત્તિ થાય છે એમ લેવું જોઇએ કેમકે આ ઉત્પત્તિ વાક્ય છે, અને તેમ લેવામાં આવે તો આત્મામાંથી આકાશાદિની ઉત્પત્તિ પ્રથમ થાય છે એ ક્રમ જે સ્થાપન કર્યો તેનો ભંગ પ્રાપ્ત થાય છે, અર્થાત્ તૈતિરિયશ્રુતિ તથા મુણ્ડકશ્રુતિનો આ સંબંધમાં વિરોધ હોવાથી બ્રહ્મમાં સમન્વયની સિદ્ધિ થતી નથી.

આ પ્રમાણે પૂર્વપક્ષી કહે તો શ્રીસૂત્રકાર કહે છે કે એ સાચું નથી, મુણ્ડકમાં આપેલો પાઠ ભૂતોત્પત્તિ ક્રમમાં ભેદ કરી શકતો નથી. કારણ કે મનસ, બુદ્ધિઆદિ ભૌતિક પદાર્થ છે-સૂક્ષ્મ ભૂતનાં કાર્યરૂપ પદાર્થ છે-તેથી ભૂતોની ઉત્પત્તિ થયા પછીજ એમની ઉત્પત્તિ થઇ શકે અર્થાત્ એમની ઉત્પત્તિ તથા પ્રલય કહેવાનું પ્રાપ્ત થતું નથી, ભૂતોની ઉત્પત્તિ તથા પ્રલયનું પ્રતિપાદન કરવું એટલે તે વડે જ એમની ઉત્પત્તિ તથા પ્રલય કહેવાઇ જાય છે. તેથી એની ઉત્પત્તિ તથા પ્રલયનો અન્ય મધ્યવર્તી ક્રમ શોધવાનું રહેતું નથી. એ સર્વ ભૌતિક છે, એ શ્રુતિ પોતે જ જણાવે છે. શ્રુતિ કહે છે કે અન્નમયં હિ સોમ્ય મન આપોમયઃ પ્રાણસ્તેજોમયી વાક્-મન અન્નના વિકારરૂપ છે, પ્રાણ જલના વિકારરૂપ છે, વાણી તેજસના

વિકારરૂપ છે ઇત્યાદિ. આ શ્રુતિઓમાં મન અન્નમય છે ઇત્યાદિ કહ્યું છે ત્યાં 'મય' અથવા શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો 'મયટ્' પ્રત્યય જે લગાડવામાં આવ્યો છે, તેના વિકાર અને પ્રાચુર્ય એવા બે અર્થ થાય છે. પણ મનસ્ આદિ કરણો વિભક્ત છે અને તેથી કાર્યરૂપ છે એ સિદ્ધ છે. તેથી એનું કારણ શું છે એ આકાંક્ષા થતાં 'અન્નમય' શ્રુતિ કહેવાઇ છે તેથી. એ આકાંક્ષિત થઇને સમર્પણ કરનાર વિકારરૂપ અર્થ છે માટે મયટ્નો અર્થ વિકાર લેવો ઘટે છે. એ છોડી જો પ્રાચુર્યરૂપ અર્થ લેવામાં આવે તો શ્રુતિ અનાકાંક્ષિત અર્થને જણાવનાર થવાથી અપ્રાસંગિક ઠરે છે. વળી તેજસ્, જલ અને અન્નનું પ્રાશન થતાં વાક્ પ્રાણ અને મનસ્ની વૃદ્ધિ થાય છે એમ સ્પષ્ટપણે શ્રુતિ જણાવે છે અને એમ કહી તેજસ્ આદિના વિકારરૂપ એ કરણો છે એ દર્શાવે છે તેથી મયટ્નો અર્થ વિકાર જ લેવો ઉચિત ઠરે છે. અથવા તો સ્થૂલભૂતરૂપ તેજસ્આદિ પદાર્થો તેને અધીન વાણીઆદિની વૃદ્ધિ હોય છે એમ શ્રુતિ જણાવે છે અને એ વૃદ્ધિરૂપ વિકાર–મયટ્નો અર્થ છે. આમ લેવાથી એ કારણો ભૂતવિકારરૂપ સિદ્ધ થઇ શકે છે. કેમકે પૃથિવ્યાદિ ભૂતથી દેહની વૃદ્ધિ થાય છે અને તેથી દેહ ભૌતિક છે તેમ એજ સ્થૂલભૂતાદિવડે ઇન્દ્રિયાદિ કરણોની વૃદ્ધિ થાય છે તેથી એ કરણો પણ એજ કારણથી ભૌતિક છે. તેથી મનસ્, બુદ્ધિઆદિ ભૌતિક હોવાથી એનાં ઉત્પત્તિ તથા પ્રલય પૃથક્ કહેવાની અપેક્ષા રહેતી નથી. એ સાચું છે કે શ્રુતિમાં ક્વચિત ભૂતોનો તથા કરણોનો પૃથક્ નિર્દેશ કરેલો છે. પણ એ ભેદવડે કરાતો નિર્દેશ બ્રાહ્મણપરિવ્રાજકન્યાયે ગણી શકાય તેમ છે અને તેથી એ કરણોના ભૌતિકત્વનો વિઘાતક નથી.

આમ છતાં પ્રૌઢિવાદને અંગીકાર કરી ઇન્દ્રિય ભૌતિક નથી એવું લઇએ તોપણ મુણ્ડકશ્રુતિમાં કહેલાં કરણોને લીધે ભૂતોની ઉત્પતિનો ક્રમ ભગ થતો નથી. કારણ કે કાં તો પ્રથમ કરણ ઉત્પન્ન થાય છે અને પછી આકાશાદિ ભૂતો ઉત્પન્ન થાય છે અથવા પ્રથમ આકાશાદિ ભૂતો ઉત્પન્ન થાય છે અને પછી મનસ્ આદિ કરણો ઉત્પન્ન થાય છે એ બંનેમાંથી ગમે તે રીતે સ્વીકાર કરવામાં આવે તો પણ આકાશમાંથી વાયુ, વાયુમાંથી તેજસ્ ઇત્યાદિ ભૂતોત્પત્તિના ક્રમનો બાધ થતો નથી.

વળી મુણ્ડકશ્રુતિમાં પ્રાણ, મનસ્, ઇન્દ્રિયો ઇત્યાદિ પાઠક્રમમાત્ર છે. એમાં એવું કહ્યું નથી કે, પરમાત્મામાંથી પ્રથમ પ્રાણ થાય છે, પછી પ્રાણમાંથી મનસ્ થાય છે ઇત્યાદિ પણ પરમાત્મામાંથી અમુક પદાર્થો ઉત્પન્ન થાય છે એટલુંજ માત્ર કહેવામાં આવ્યું છે. તેથી એ વાક્યથી કરણો તથા ભૂતોના ઉત્પત્તિક્રમનું ગ્રહણ થઇ શકતું નથી. આમ હોવાથી જ–અહિં પાઠક્રમમાત્ર જ હોવાથી–ઉત્પત્તિક્રમ અન્ય શ્રુતિ જૂદો જ જણાવે છે. શ્રુતિ કહેછે કે **प्रजापतिर्वा इदमग्र आसीत् स आत्मानमैक्षत स मनोऽसृजत तन्मन आसीत् तदात्मानमैक्षत तद्वाचमसृजत**–આ સ્થૂલ વિશ્વ તે ઉત્પત્તિપૂર્વે સૂત્રાત્મા પ્રજાપતિરૂપ હતું. અર્થાત્ સૂક્ષ્મભૂતરૂપ પ્રજાપતિનો સર્ગ પ્રથમ હતો. તેણે પોતાનું ઇક્ષણ કર્યું અને મનસ્ની સૃષ્ટિ કરી અને તેથી મનસ્ થયું પછી મનસ્રૂપ પદાર્થે ઇક્ષણ કર્યું અને વાક્નું સર્જન થયું–વગેરે. આ શ્રુતિમાં સ્પષ્ટપણે ભૂતોનો સર્ગ પ્રથમ કહ્યો છે અને ત્યાર પછી તેમાંથી કરણોનો સર્ગ કહેવામાં આવ્યો છે. તેથી સર્વથા મુણ્ડકશ્રુતિના વાક્યથી ભૂતોની ઉત્પત્તિના ક્રમનો ભંગ થઇ શકતો નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે तत्त्वमसि એ મહાવાક્યનાં तत् અને त्वम् એ બે જે પદો તેમાંનું પ્રથમ ઇશ્વરવાચક જે तत् પદ તેના અર્થના શોધન કરવામાટે અત્યારસુધી ભૂતોત્પત્તિ તથા તેના ક્રમ વગેરેની શ્રીસૂત્રકારે મીમાંસા કરી. હવે त्वम्—એવું જે જીવવાચક દ્વિતીય પદ છે તેના અર્થની પરિશુદ્ધિ કરવા અર્થાત્ જીવશ્રુતિનો અવિરોધ સ્થાપન કરવા આ પાદનાં અવશિષ્ટ સૂત્રો રચવામાં આવ્યાં છે. ત્યાં ઉત્પત્તિપ્રલયનું પ્રકરણ ચાલે છે અને તેમાં ભૂતોની ઉત્પત્તિઆદિ તથા કરણોની ઉત્પત્તિઆદિ કહેવામાં છે તેથી જીવોની પણ ઉત્પત્તિ હશે એમ શંકા થાય છે. એ શંકાને દૂર કરવા શ્રીસૂત્રકાર અધિકરણ રચે છે.

( અપૂર્ણ )

---

# अगम्य वर्णन.

પદ. ( નાવમેં નદીયાં ડુબી જાય, એ લય. )

મૂઠીમાં મારી, વિશ્વ માય,
કોઈએ અજબ કૃતિ ન્યાળો; મુઠીમાં૦
વિશ્વતણી કહેવાતી ચમત્કૃતિ જોઈ આશ્ચર્ય ન થાય,
કાં જે મુજ લૌકિક સત્તાના, એ તો ખેલ ભળાય; મૂઠીમાં૦
ગગનચુંબિ મહાલય જોઉં તેથી, ચકિત ન હુંથી થવાય,
આધારે ટકી રહેતું એમાં, છે આશ્ચર્ય ન કાંય; મૂઠીમાં૦
પાયા જેના આકાશે ને, છાપરૂં ભૂતલમાંહ્ય,
અદ્ધર જેની સીડી એવું, ઘર તો હુંથી ચણાય; મૂઠીમાં૦
તારતણાં યંત્રો જોઈ મારૂં, ચિત્ત ન બહુ હરખાય,
અગમ્યમાં પણ યંત્રવિના, હુંથી શબ્દો કહેવાય; મૂઠીમાં૦
જ્યોતિકેરા પ્રકાશમાં મુજને ન વિશેષ જણાય,
જ્યોતિવિણ પણ પ્રકાશ જ્યાં ત્યાં, હુંથી ઉપજાવાય; મૂઠીમાં૦
ધરિપર વિશ્વતણી ગતિ જોઇ, મન ન અધિક મલકાય,
કાં જે એની ધરિ, પણ અંતે, ધારણ હુંથી કરાય; મૂઠીમાં૦
પોલું કે ઘન દ્રવ્ય જોઇને, મારૂં ન મન ઉભરાય,
પોલું કે ઘન જે નથી એવામાં હું રહું સદાય; મૂઠીમાં૦
સૃષ્ટિનો વૃદ્ધિક્રમ અચરજ, ઉપજાવે ન જરાય,
એક વિના પણ અનેક જ્યારે, હુંથી ઉપજાવાય; મૂઠીમાં૦
મુજ સત્તાની અગમ્ય લીલા, વિશ્વવિષે ન લહાય,
જેથી કહેતો અવર્ણ્ય મુજને, આ જગનો સમુદાય; મૂઠીમાં૦

---

# नैसर्गिक जीवन.

સારી રીતે અને સરલ રીતે કેવા પ્રકારે ચાલવું અથવા વ્યવહાર કરવો એ પ્રશ્ન સંબંધી વિચાર કરતાં 'નૈસર્ગિક જીવન'ના જે ભાવ વા અર્થનું વહન થાય છે તે પ્રતિ અલક્ષ કરવા જેવું નથી. કારણ કે જ્યારે આરોગ્યના વિષયમાં સઘળું કહેવા યોગ્ય કહ્યા પછી પણ છેવટે આપણે એ નિર્ણયઉપર જ આવીએ છીએ કે આરોગ્યનું ખરૂં રહસ્ય તો કેવળ એ જ છે કે—નિસર્ગ અથવા કુદરતની સાથે એક રાગ રાખીને જીવન ચલાવવું. આ પ્રકારનું જીવન શારીરિક તથા માનસિક બંને હોઇ શકે છે, અને તેથી આપણે કુદરતની સાથે શરીર તથા મન બંને રીતે અથવા બંનેથી એકરાગયુક્ત- એકયવાળા-રહેવું જોઇએ. આ એકરાગને વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત કરવાને અને તેની જ સાથે નૈસર્ગિક જીવનના નિયમોને સુગમ રીતે પાલન કરવાને માટે નીચેના સિદ્ધાંતો પ્રત્યેક મનુષ્યને ઉપયોગી જણાશે:—

**વિચારસિદ્ધ આરોગ્ય**—પૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરવા તથા જાળવી રાખવાને માટે કુદરતના નિયમાનુસાર રહેવું એ એક અગત્યની વસ્તુ છે. સ્વલ્પમાં, નૈસર્ગિક જીવનના સિદ્ધાંતોને આચારમાં મૂકવાને તથા કુદરતના નિયમાનુસાર જીવન ગાળવાને આપણા સમગ્ર જીવન, વિચાર તથા વર્તનથી કોઇ આરોગ્યની પદ્ધતિને અનુસરવું એ અગત્યનું છે. એવી પદ્ધતિ પૂર્ણ રૂપમાં કરવાને માટે નીચેના ચાર મુખ્ય મુદ્દાઓઉપર તે રચાવી જોઇએ:

પ્રથમ, તે અત્યંત સરળ હોવી જોઇએ. આરોગ્યજનક પદ્ધતિ એવી લાંબી હોવી ન જોઇએ કે જે આચારમાં મૂકનારને તેમાં લાંબો સમય જવાને લીધે અશક્ય જેવી થઈ પડે. જેનો અભ્યાસ કરતાં મનુષ્ય કંટાળે અને એટલો અવકાશ પણ નિત્ય ન મળે એવી તે પદ્ધતિ ન જોઇએ. તેથી તે પદ્ધતિ એવી સરળ હોવાની જરૂર છે કે કોઈ પણ મનુષ્યથી તે નિત્ય કરી શકાય.

દ્વિતીય, તે અસરકારક હોવી જોઇએ. એટલે તે એવી પદ્ધતિ હોવી જોઇએ કે જે આચારમાં ઉપયોગી થઇ પડે. કેવળ મનઃકલ્પિત અથવા આચરી ન શકાય (Theoretical) અથવા અમુકથી આચારમાં મૂકી શકાય અને અમુકથી ન મૂકી શકાય એવી તે પદ્ધતિ ન જોઇએ. જે મનુષ્યો તેને પૂર્ણ રીતે અને શ્રદ્ધાપૂર્વક આચારમાં મૂકે તેમને તે અત્યંત રુચિકર, પ્રસન્નતાજનક તથા પ્રિય થઇ પડવી જોઇએ.

તૃતીય, તે શારીરિક જીવનના પૂર્ણ અંશને લગતી હોવી જોઇએ. એટલે કુદરતના જે જે નિયમો સ્થૂલ શરીરનાં સંબંધને લાગુ પડે છે તેની બધી બાબતો તેમાં આવી જવી જોઇએ એટલે તેના યથાર્થ વિધિનો તેમાં સમાવેશ થવો જોઇએ. તેમ જ તે પ્રત્યેક મનુષ્યને શરીર સંબંધના માર્ગમાં યોગ્ય રીતે દોરનાર તથા શરીરની સંભાળ રાખી શકે તેવી હોવી જોઇએ, જો આપણે એમ માનીએ કે જો આપણે યોગ્ય વિચારો કરીએ તો પછી શરીરના નિયમોનો ભંગ કરીએ અથવા તે પ્રતિ ઉપેક્ષા કરીએ તો ચાલે, તો એ વિચાર યોગ્ય નથી. કેમકે શરીરના પોતાના કેટલાક સવિશેષ નિયમો હોય છે.

ચતુર્થ, તે પદ્ધતિ મનુષ્યના માનસ જીવનના સંબંધમાં પણ પૂર્ણ અનુકૂળ હોવી જોઈએ. અસર કરે એવી કોઈપણ પદ્ધતિ, મનના નિયમોપ્રતિ અલક્ષ કરતી હોય એ સંભવિત નથી. આરોગ્ય પ્રાપ્ત કરવામાં, શારીરિક નિયમોને પાલન કરવા એ જેટલું અગત્યનું છે, તેટલું જ માનસ નિયમો પાળવા એ પણ અગત્યનું છે. તેથી જે આરોગ્યજનક પદ્ધતિ કેવળ શારીરિક નિયમઉપર રચવામાં આવી હોય છે અને આજ સુધીમાં થયેલી આરોગ્ય શાસ્ત્રની અનેક પદ્ધતિઓ જોઇએ તેવો સંતોષ ન આપનાર થઇ છે તેનું કારણ એ છે કે તે બધી પદ્ધતિઓ મોટે ભાગે શારીરિક સંબંધને લગતી-કેવળ શરીરના જ નિયમોને દર્શાવતી હોય છે, અને મનના નિયમોને તેમાંથી લગભગ સર્વાંશે કાઢી નાંખવામાં આવ્યા હોય છે, અને શરીરઉપર મનની જે અસર થાય છે તે સંબંધી વિચાર કરીને તેને માટે કશા નિયમો તેમાં સ્થાપવામાં નથી આવ્યા હોતા. તેથી આરોગ્યસંબંધી વિચારસિદ્ધ પદ્ધતિ શારીરિક તેમ જ માનસિક ઉભયના નિયમને દર્શાવનાર હોવી જોઇએ. અને તે નિયમો એવા નિયત હોવા જોઇએ કે જેવડે કુદરતના સઘળા નિયમોને અત્યંત સરળ પડે અને અત્યંત અસર કરે એવા પ્રકારથી યોજી શકાય-તેનું ઉત્તમ રીતે પાલન કરી શકાય.

**મુખ્ય બાબતો**—આરોગ્યશાસ્ત્રની પૂર્ણ પદ્ધતિ રચવામાં એવી અનેક બાબતો છે કે જેનો વિચાર કરવો જોઇએ. અને કુદરતના નિયમો કે જે દરેક બાબતોમાં જે કંઇ કરવું હોય તે આપણે કરી શકીએ એવું આપણને બળ આપે તેને આચારમાં મૂકી શકાય એવી દરેક રીત તેમાં દર્શાવવી જોઇએ. આ બાબતોમાં અત્યંત અગત્યની બાબતનો આપણે આ સ્થાને વિચાર કરીશું. અને પ્રથમ એ જણાવવું જોઇએ કે પ્રત્યેક જુદીજુદી બાબતના ઉપયોગને માટે જે જે રીતિઓ આપવામાં આવી છે તેને લઇને બીજી બાબતોની જે જે રીતિઓ છે તેની સાથે જો જોડીશું તો આપણી આ પદ્ધતિ એવી થશે કે જે પૂર્ણ તેમ જ અસરકારક થવાની. અર્થાત્ તેમાંની એક જ બાબતને આચારમાં મૂકવી તેના કરતાં દરેક બાબત સાથે સાથે આચારમાં મૂકવી એ વિશેષ યોગ્ય છે. આવી પદ્ધતિનો ઉપયોગ નૈસર્ગિક જીવનને બનશે અને નૈસર્ગિક જીવન અખંડ આરોગ્યપ્રતિ લઇ જનારૂં હોવાથી આ ક્રિયા કરવામાં જે આપણો ઉદ્દેશ છે, તે સિદ્ધ થવાનો.

**પોષણ**—આ બધી બાબતોમાં આપણું પ્રથમ ધ્યાન ખેંચનાર પોષણનો વિષય થાય છે. અને એ વિષયને પ્રથમ મૂકવાનું કારણ આપણને સહજ સમજાય છે કે જ્યારે આપણે એ વાતો જાણીએ છીએ જે માનવજીવનના વ્યાધિનો મોટો ભાગ સાક્ષાતરીતે કે પરોક્ષરીતે પણ પચનશક્તિની અસ્વાભાવિક સ્થિતિ થતાં જ પ્રકટે છે. શું ખાવું અને કેવી રીતે ખાવું એ, તેથી કરીને અગત્યનાં પ્રશ્નો થઇ પડે છે. પરંતુ આપણને જણાશે કે નીચેના નિયમો, પદ્ધતિઓ તથા સિદ્ધાંતો, પ્રત્યેકના ઉપરના પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપે એમ છે, અને તેનીજ સાથે આરોગ્યની વિચારસિદ્ધ પદ્ધતિસાથે પણ પૂર્ણ રીતે મળી જાય એમ છે.

પ્રથમ—શરીરને એવો આહાર આપવો જોઇએ કે જેમાં યથાર્થ પોષણ આપવાનું સામર્થ્ય રહ્યું છે, અને જે પદાર્થો આ વિષયમાં ન્યૂનાધિકતાવાળા હોય તે પદાર્થો ખાવામાંથી તજવા જોઇએ. ટુંકામાં, આપણે એવો ખોરાક પસંદ કરવો જોઇએ કે જે વધારે પ્રમાણમાં પોષણને આપનાર હોય, અને એમાં હમેશાં એ લક્ષ રાખવો કે તે આહારના પ્રમાણ કરતાં તેના ગુણમાં વિશેષ પોષક અંશો હોવા જોઇએ. શેર વજનના ખોરાકમાં જેટલું પૌષ્ટિકતત્ત્વ હોય તેના

કરતાં જે પદાર્થમાં શરીર વજનમાં તેટલું જ પૌષ્ટિકતત્વ રહ્યું હોય તો તે ઓછા પ્રમાણવાળો આહાર જમવામાટે વિશેષ પસંદ કરવા યોગ્ય છે. કયા પદાર્થો પૌષ્ટિક છે અને કયા નથી એ જાણવું એ અનુભવવડે બહુ સરળપણે નક્કી કરી શકાય એમ છે. તેમ જ આહારના નિર્ણયને જણાવનાર અનેક તદ્‌વિષયક વિદ્વાનોના ગ્રંથોના આધારથી પણ તેનો નિર્ણય કરી શકાય છે, તોપણ આ બાબતમાં તેમની જ ઉપર ઘણો આધાર ન રાખવો એ વધારે સારૂં છે. કેમકે દરેક મનુષ્ય પોતાને કયો આહાર વધારે પુષ્ટિને આપનાર છે એ વધારે સારી રીતે, યત્ન કરતાં, જાણી શકે એમ છે.

દ્વિતીય—નિયમિતતાનું પાલન કરો. ઘણું જમો નહિ તેમ ઘણું થોડું પણ જમો નહિ. એ બને પ્રકારની ટેવ એક બીજાના જેવી જ હાનિકારક છે. નિયમિતતા કોને કહેવી એનો નિર્ણય કરવામાં પણ તમારે તમારા પોતાના જ અનુભવનો વધારે આધાર લેવો એ જ તમને વિશેષ અગત્યનું જણાશે. જો કે તે સંબંધી ઘણા નિયમો હોય છે કે જે તમને આ બાબતમાં વિશેષ ઉપયોગી થઇ પડે એમ છે. એ સંબંધી નિયમોમાં અત્યંત અગત્યનો નિયમ એ છે કે જે ક્ષણે તમને તમે પૂરૂં જમી રહ્યા છો એમ લાગે કે તરત જ અટકવું. જ્યારે તમને પૂર્ણ તૃપ્તિનું ભાન થાય ત્યારે જાણજો કે તમે તે વખતે ઘણું જ જમ્યા છો. પૂર્ણ તૃપ્તિવાળું જઠર એ દરેક રીતે હદઉપરાંત ઠંસાયેલું જઠર છે. આ નિયમને કશો જ અપવાદ નથી. જો કે આ નિયમ સ્વીકારવાથી કોઇનો જમવાનો આનંદ લેશ પણ અંશે છીનવી લેવાતો નથી. કેમકે એ નિયમ ભોજનના આનંદને છીનવી લેવા માટે રચ્યો નથી. પણ તે આનંદમાં નિત્ય વૃદ્ધિ થવા માટે જ રચેલો છે. ખરી વાત છે કે જો તમે તૃપ્ત થઇને અથવા ' હાંસીનીસી'ને થાળી ઉપરથી ઉઠો છો તો તે તમારી તૃપ્તિ અથવા સંતોષ લાંબો કાળ રહેવાનાં નહિ. કેમકે પછીથી દિવસના ભાગમાં તમને સારૂં લાગવાનું નહિ. ગીદડ જેવા થઇને, ગાયકવાડી કચેરીના પહેલાના વખતના અઢી મણીઆ તકીઆની પેઠે જ્યાં પડ્યા ત્યાં પડ્યા જ રહેવાનું મન થવાનું. અને એ બધો સમય પડ્યા રહેવા છતાં, પાસાં ઘસવા છતાં કે પેટપર હાથ ફેરવ્યાં કરવા છતાં સંતોષજનક થઇ પડતો નથી એનો તમને અનુભવ થયો હશે જ. પરંતુ પૂર્ણ તૃપ્ત થવા પહેલાં જ જો તમે થાળીઉપરથી ઉઠી જાઓ છો, તો એ તમારા ભોજનથી તમને પૂર્ણ તૃપ્તિ વા સંતોષનું અવશ્ય ભાન થાય છે. અને તે ઘણા લાંબા સમયસુધી થાય છે. ઉઠતાં ઉઠતાં તમને સહજ અડિક લાગે છે, પણ જ્યાં થોડો સમય વીતે છે કે પછી આખો દિવસ તમને સારૂં જ લાગે છે, અને એ બધો સમય તૃપ્તિના ઉત્તમ પરિણામોનો તમને અનુભવ થાય છે. બીજો અગત્યનો નિયમ એ છે કે તમારી ભોજનની ઇચ્છાને સમતોલ અથવા જેટલાપ્રમાણમાં ઘટે એટલા જ પ્રમાણમાં ( Normal ) કરતાં કેળવવી જોઇએ, અને આ સંબંધમાં એ અગત્યનું છે કે જે વસ્તુઓ પાચનક્રિયામાં મિથ્યા ખળભળાટ કરતી હોય, મનને ઘડીએ ઘડીએ વલખાં મરાવતી હોય, મિથ્યા તલપ આણતી હોય તેવી વસ્તુઓનો ત્યાગ કરવો.

તૃતીય—પ્રત્યેક ગ્રાસ ( કોળીયો ) ને સારી રીતે ચાવવાનું સ્મરણમાં રાખો. ખરૂં જોતાં પ્રત્યેક ગ્રાસને જ્યાં સુધી તેનો સ્વાદ જણાય ત્યાં સુધી સારી રીતે ચાવવાનું જારી રાખવું એ બહુ આનંદજનક ટેવ છે. આ ટેવ, પાચનક્રિયાને માટે આહારને સર્વોત્તમ યોગ્યતાવાળો કરે છે એટલું જ નહિ, પણ તે અત્યાહારને અટકાવવામાં બહુ ચોકમ અસર કરનારો

પ્રયોગ છે. જો તમે બરાબર ચાવવાનું શરુ કરો છો તો તમે કદાપિ હદ ઉપરાંત જમી શકતા નથી. કેમકે જ્યારે જઠરને ફક્ત સુચર્વિત-સારી રીતે ચવાયલો આહાર મળે છે, ત્યારે જઠરની સઘળી સ્થિતિ સ્વાભાવિક-વ્યવસ્થિત-થઇ જાય છે, અને પચનક્રિયામાં પણ નિયમિતતા આવી જાય છે. અને સ્વાભાવિક સ્થિતિનો અર્થ સ્વાભાવિક અથવા કુદરતી ઇચ્છા એ થાય છે; એટલે એવી ઇચ્છા કે જે અગત્યનું છે તે જ માગે-અને એ વિના બીજું કશું જ નહિ. જઠર જો એકદમ ગળી ગયેલા આહારથી ભરી દેવામાં આવે છે તો અ-સ્વાભાવિક સ્થિતિ પ્રકટે છે, કે જે પોતાની અસ્વાભાવિક ઇચ્છાને પ્રકટાવે છે કે જે તૃપ્ત અથવા પૂર્ણ ક્યારે થાય છે એનું કશું ઠેકાણું જ નથી હોતું.

ચતુર્થ—પ્રસન્નતાથી ભોજન જમો. જમવાની ક્રિયાને એક આનંદજનક ક્રિયાની પેઠે ઉજવો, અને ભોજનશાળામાં મનની પ્રફુલ્લતા તથા પ્રસન્નતાને જાળવો. જમતી વખતે પ્રત્યેક ગંભીર, ગૂઢ અથવા ગહન વિચારોને કરવાના છોડી દેજો. જમતી વખતે જેમ બને તેમ મનવડે સર્વ બંધનથી છૂટા રહેવાનો નિશ્ચય કરો, સુખમય સરળ તથા ભારરહિત થાઓ, અને જેમ બને તેમ ઓછા વિચારો કરો. અર્થાત્ મગજને જે ભારરૂપ થાય અથવા તેને તંગ કરે એવા વિચારો ન સેવશો. એવા વિચારથી ભોજનશાળામાં જાઓ કે ત્યાં જેટલો સમય ગાળવાનો હોય તેટલા સમયની પ્રત્યેક ક્ષણ પૂર્ણ આનંદપૂર્વક ગાળવાની છે. થોડા સમય પછી તો એ પ્રકારે કરવું એ તમને અભ્યાસરૂપ વા ટેવરૂપ થઇ જશે અને જમવાના સમયે મનને ધારેલી સ્થિતિમાં રાખવાનું તમને અત્યંત સરળ જણાશે. અને પછી તો જમવા પૂર્વની ક્ષણ સુધી તમારી પાસે ગમે તેવા ગંભીર વિચાર હશે અને તમે તેમાં અત્યંત ઉંડાણથી જોડાયા હશો, પણ જ્યાં જમવાનો સમય થવાની ખબર મળશે કે તરત જ મનની અલ્પ ભારવાળી સ્થિતિ થઇ જશે, અને પ્રસન્ન સ્થિતિમાં આવી જશો.

પંચમ—તમારી કલ્પનાને બે વખત જમવાના સમયની વચ્ચે ભુખ પ્રકટાવવા માટે જાગ્રત્ થવાની કદી અનુમતિ આપશો નહિ. કારણ કે તે પચનક્રિયામાં વપરાતા રસોને નકામા વહેવડાવી દેશે અને તેવી વખતે તેમને કશું કરવાનું ન હોવાથી પરિણામ એ જ આવવાનો કે એ મૂલ્યવતી વસ્તુનો મિથ્યા વ્યય થવાનો. શરીરનાં સઘળાં દ્રવ્યો તથા બળને તેના યોગ્ય ઉપયોગને માટે સંગ્રહ કરી રાખવાં એ વિચારને કદી ખોઇ બેસશો નહિ. અને તેથી આપણી કલ્પનાને ગમે તે પ્રકારનું ચિત્ર રચવાને કદાપિ છૂટ આપશો નહિ. આરોગ્ય જાળવવાને માટે આપણે ક્ષયને અટકાવવો જોઇએ, અને એ ક્ષય અટકાવવાને માટે જેનો આપણે કંઇ ઉપયોગ છે તેને જ ફક્ત પ્રકટાવવું જોઇએ. પછી તે શરીરપ્રદેશ, માનસપ્રદેશ કે મસ્તિષ્ક પ્રદેશ કે ગમે તે પ્રદેશ હોય. જ્યારે તેમની પાસે કંઇ લાભકારક કરાવવું હોય ત્યારે જ આપણે આપણામાં રહેલી કોઇ પણ વસ્તુને ક્રિયામાં મૂકવી.

ષષ્ઠ—પચનક્રિયાના સામુ ને સામું વારંવાર ધ્યાન આપ્યા કરશો નહિ. તમારા જાગ્રત મનને ઘડીએ ને પલક તેમાં વાળવાની કશી જ જરૂર નથી. પાચનક્રિયા એ આંતરપ્રદેશનો વિધિ છે અને આપણી સમસ્થિતિવાળી ( Normal) અવસ્થામાં જાગ્રત્ મનમાં કશું પણ ડખલ નથી થતું તો તે બહુ જ સરળ તથા ઉત્તમ રીતે ચાલે છે. તેથી તમારા પાચન કરનાર અવયવોમાં શું ચાલે છે અથવા તમારા શરીરના બીજા અવયવોમાં શું ચાલે છે તે-

ચિંતન કરવાની કશી જ જરૂર નથી. એ બધી બાબતો કુદરતને સોંપી દો, અને આ સ્થાને એ સ્મૃતિમાં લાવો કે જ્યારે આપણા શરીરના અવયવો પોતાના અસ્તિત્વના વિચારને આપણામાં નથી ઉપજાવતા ત્યારે આપણાં તે(શારીરિક અવયવો) સર્વોત્તમ સ્થિતિમાં છે. કેમકે જ્યારે તેમાં કંઇક બગાડ થાય છે ત્યારે જ તેનું આપણને સ્મરણ થાય છે. માથું દુઃખે છે ત્યારે જ માથાનું, આંખ દુઃખે છે ત્યારે જ આંખનું, કાન દુઃખે છે ત્યારે જ કાનનું અને એ પ્રમાણે સર્વ અવયવોનું જ્યારે તેમાં કંઇ અવ્યવસ્થા થાય છે ત્યારે જ સ્મરણ થાય છે. સ્વલ્પમાં, લગભગ શરીરમાં ચાલતી સઘળી ક્રિયાપ્રતિ પૂર્ણ અજાણ રહેવું એમાં જ શરીરના પૂર્ણ આરોગ્યનો સમાવેશ કરવામાં આવે છે. એ એ જ સાબીત કરે છે કે મનનો સર્વોત્તમ ઉપયોગ એ છે કે તેનો ઘડીએ ઘડીએ લેશ પણ ઉપયોગ ન કરવો.

પ્રથમ—તમારે શું ખાવું એના જેમ બને તેમ ઓછા વિચાર કરજો. તમારાથી પ્રાપ્ત કરી શકાય એવા કોઇ વધારેમાં વધારે પૌષ્ટિક તેમ જ રુચિકર પદાર્થનો નિર્ણય કરજો. અને પછી નક્કી કરો કે એ બધા પદાર્થોમાંથી ગમે તે પદાર્થ ખાવો. એ જાણી રાખજો તથા નક્કી માનજો કે તમે ગમે તે જમો તોપણ કશી હરકત નથી. પછી તમારે માટે જે સર્વોત્તમ હોય તે જમો. ફલાણું તો વાયડું પડે છે અને 'અમુક તો ગરમ પડે છે ' એવી કોઇ પણ બાબતમાં પછી કચપચ કર્યા કરશો નહિ. ' આ તો મારી પ્રકૃતિને અનુકૂલ નથી અને આ તો મને સદતું કે પચતું નથી ' એમ જ્યાં ત્યાં કહેવાની કે મનથી વિચારવાની લેશ પણ જરૂર નથી. અનુકૂલ ન જણાય તો તે વસ્તુને ખાવી છોડી દો, તેને બાજુએ મૂકો, પણ તેનો ઘડીએ ઘડીએ વિચાર કર કર ન કરશો. ઘડીએ ઘડીએ અમુક મને નથી અનુકૂલ આવતું એમ કહ્યા કરવું એ તમારા શરીરમાં માનસ પીડાને અથવા મનની અવ્યવસ્થાને કરનાર છે, અને તેવી અવ્યવસ્થા આપણને આરોગ્યપ્રતિ જવા દેતી નથી. શું ખાવું તેને માટે હદઉપરાંત ચોકસ થશો નહિ, અને અમુક તો ન જ ખાવું એવો મનથી અત્યંત દુરાગ્રહ બાંધી રાખશો નહિ. જેઓ પોતે શું ખાવું, તેને માટે બહુ જ ચોકસીવાળા હોય છે તેઓ નિત્યના અજીર્ણવિકારી હોય છે, કારણ કે તેના આગળ જે મૂકવામાં આવ્યું હોય છે તેનો નિર્ણય કરવામાં મનથી તેની સાથે લડવામાં જ અર્ધો બળને ક્ષય કરી નાંખે છે. અને જ્યાં સુધી મન સર્વ વસ્તુસાથે સલાહસંપભર્યું રહેતું નથી અને જ્યાં સુધી બધી વસ્તુસાથે એકરાગવાળું થઇ હળીમળીને ચાલતું નથી ત્યાં સુધી ઉત્તમ પ્રકારની પચનક્રિયા ઉત્પન્ન થવી એ અસંભવિત છે.

( અપૂર્ણ. )

# અદૃષ્ટમાં દૃષ્ટિ.

એક કૂવાને પાણીની જરૂર પડી. તેને લાગ્યું કે હવે જો પાણી મારામાં નહિ રહે તો મારૂં જીવન ટકશે નહિ. જ્યાં હું શુષ્ક થઇશ કે પછી કોઇ મારા સામું પણ જોનાર નથી, કે મારી દરકાર પણ રાખનાર નથી. મારા બીજા ભાઇઓ જળથી ભરેલા રહે અને હું ન રહું એ કેમ ચાલે ? મારે પાણીવાળા થવું જ જોઇએ. જળ એ જ મારૂં બળ તથા જીવન છે, અને તે વિનાનો હું થાઉં તો પછી મારાથી ટકાય જ નહિ, માટે કોઇ ઉપાયે કરી મારે જળવાળા થવું જ જોઈએ.

આમ વિચારીને પછી તેણે જળ આવવાનાં દ્વારને ખોળવા માંડ્યાં. પોતાના ખુણા-ખોચરામાં બધે જોઇ વળ્યો. ક્યાંહિથી પાણી આવતું જણાયું નહિ. એટલામાં રાત પડી ત્યાં કોઈ જગાએથી કવચિત્ નહિવત્ જળનું ઝરણ આવતું આસપાસથી જણાયું. તેણે જાણ્યું કે હવે વાંધો નથી. જળને આવવાનું સ્થાન જડ્યું છે, એટલે કશી ફીકર નથી.. આ ખુણા-ઓમાંથી સેરો ફૂટીને આવ્યા કરશે એટલે પછી અડચણ નથી. આમ વિચાર કરી ખુણે ખોચરેથી જરી જરી આવતા ઝરણને જળનો પૂરતો જથો માની તે કુવો નીરાંતે બેઠો. તેણે જાણ્યું હવે હું ભરાયા કરીશ એટલે પછી મારે જળની કશી જરૂર નહિ રહે. આમ કરતાં પ્રભાત થયું. વટેમાર્ગુઓ પોતાને પંથે વહેવા લાગ્યા. જે તે કુવાઆગળ થઇને જાય તે ત્યાં અટકે, ખભેથી દોરી લોટો ઉતારી કુવામાં ફાંસે, પાણી કહાડી દંતધાવન વગેરે કરે, પીવાય તેટલું પીએ, સ્નાન વગેરેમાં વાપરે અને ચાલ્યા જાય. એટલામાં ત્યાં નિકટના નગરની નારીઓ મસ્તકે સુવર્ણકલશજેવાં બેડાં મૂકીને જલ ભરવા નીકળી પડેલી તે પણ કૂપ આગળ આવી પહોંચી. હસતી જાય, ખેલતી જાય, એક બીજાથી વાતો કરતી જાય, અને જે આવે તે પોતાનો ઘડો કુવામાં ફાંસે અને જલ ભરી ભરીને ચાલવા લાગે.

થોડો વખત થયો નથી ત્યાં કૂવાનું જલ ખુટ્યું. જે આવે તે જોઇએ તેટલું પાણી લેતું જાય, અને તેથી જરા વારમાં જ કૂવાને પાણીના ટોટા પડ્યા. તેણે વિચાર્યું, આ તો ભૂલ થઇ. રાત્રિએ પાણીનાં ઝરણ જોઇ ધાર્યું કે હવે તો જોઇએ તેટલું જળ આવશે, પણ કંઇ આવ્યું નહિ. ત્યારે હવે પાણી ક્યાં શોધું ? આનું સાધન તેને કશું જડ્યું નહિ. ઉપર જુએ, આમતેમ જુએ, પોતાના આખા ભાગમાં તે શોધે, પણ પાણી ક્યાંહિથી ન મળે. એમ કરતાં થોડા દિવસ ગયા ત્યાં ચોમાસાના દિવસ આવ્યા. તેમાં એક દિવસ તે ઉંચું જોઇને પાણીના વિચાર કરતો બેઠો હતો. 'અરે ! હવે પાણી ક્યાંથી લાવું ! હવે તો ટીપે ગણાય એટલું પાણી મારામાં રહ્યું છે. મારૂં નામ કૂવો અને મારામાં જળ નહિ ! નામ સૂર્ય અને તેમાં પ્રકાશ નહિ ! એ કેમ બને ! મારે પાણી લાવવું જ જોઇએ. અરે ! પાણી માટે મેં કેટકેટલી મહેનત કરી ! ખુણે ખાચરે બધે ખોળી વળ્યો. આગળ પાછળ આઘેસુધી પૃથ્વીમાં નજર નાંખી. બધે તપાસ કરી પણ કંઇ જ ન મળ્યું !

આમ વિચાર કરતાં તેની દૃષ્ટિ ઉપર ગઈ. આકાશમાં જોયું. આકાશ ઘનઘોર હતું તે

સામું જોઇને તે બોલ્યો, અભ્ર ! તું મારામાં જળ રેડ, તારી પાસે પુષ્કળ જળ છે. મારે જળની જરૂર છે, અને તારે જળને રેડી દેવુ છે, માટે મને તું આપ. ખરેખર ! તારામાં જ જળ છે. અરે ! હું આટલા વખત સુધી ભૂલ્યો. તારી પાસે જો આવ્યો હોત તો તેં મને જરૂર જળ આપ્યું હોત. પણ મેં બીજે બધે તપાસ કરી, એ ભૂલ કરી. થનાર થયું. હવે તું વર્ષ અને મને ભરી દે. આમ વિચારે છે, ત્યાં વર્ષાદ પડ્યો. અને કૂવો ભરાવા લાગ્યો. કૂવો પ્રસન્ન થયો. તેણે વિચાર્યું, હાશ, હવે નીરાંત થઈ. જોઇએ તેટલું જળ મળ્યું. હવે કશો વાંધો નથી. એમ વિચારી પોતે અખુટ જળનું સ્થાન શોધી કાઢ્યું, તેથી રાજી થતો, મનથી પોતાને બુદ્ધિમાન્ માનતો દિવસો કાઢવા લાગ્યો. વર્ષાદ અવારનવાર પડતો અને પાણી ભરાતું. એમ થતાં કેટલો કાળ જતાં વર્ષાદ બંધ પડ્યો. કૂવામાંનાં ભરાયલાં જળ ખુટવા માંડ્યાં.

અને પાછી કૂવાને એની એ ચિંતા થઇ જળના રોટા પડયા, અને તે પાછો મુંઝાયો. હવે શું કરવું ? વિચારવા લાગ્યો કે અરે ! મેઘની સાહાય્ય પણ ન મળી. એને ઘેર પણ મારે જોઇએ એટલુંએ પાણી ન મળ્યું. પણ હવે શું કરૂં ? બધે શોધી વળ્યો. પણ કોઇ જગા પાણી આપે તેવી નથી. લાવ, આજ તો મારા બીજા ભાઇઓ ( કૂવા ) શી રીતે પાણી મેળવે છે, તે જોઇ આવું. એમ વિચાર કરી તે બીજા કુવાઉપર તપાસ કરવા ગયો. જ્યાં જુએ ત્યાં પોતાના જેવી જ બીજા બધાની દશા હતી. જે તે પાણીની બૂમો પાડ્યા જ કરતા હતા. કોઇ વર્ષાદ ઓછો પડયો એમ બૂમ પાડતા, તો કોઇ પાણીની આવક દુનીયામાંથી ખુટી ગઇ એમ બોલતા. આ બધું જોતો આપણો કૂવો નિરાશ થતો, અને તેની સાથે બીજાની પણ તેના જેવી જ દશા છે એથી એકપક્ષે સંતોષ માનતા આગળ ચાલ્યો જતો હતો.

ત્યાં આઘેથી તેને કઈંક અવાજ આવ્યો અને તે સુ સું કરતો કોસનો અવાજ હતો, એમ તરત તેણે ઓળખી કહાડ્યું. ત્યાં જઇને જુએ છે તો એક કૂવાઉપર બાર કોસ મંડાયેલા, અને બંને બાજુથી પાણીના ધોધ વહ્યા જતા હતા. આ જોઇને તે તો આશ્ચર્યચકિત થઈ ગયો, અને વિચારવા લાગ્યો, ઓ બાપરે ! આ કૂવામાં આટલું બધું પાણી ! બાર બાર કોસ તેને બહાર કહાડવા ખેંચી રહ્યા છે, તોય જરાએ તે નમ્યું આપતો નથી ! લાવ એને પૂછું તો ખરો કે આટઆટલું પાણી તે લાવ્યો ક્યાંથી.

આમ વિચારીને તે મોટા કૂવાને તેણે પૂછ્યું, ભાઇ ! આ હું તો ઘણીએ મહેનત કરી થાકું છું પણ જરાએ પાણી નથી પામતો, અને તારામાંથી તો આ આટઆટલું પાણી કહાડે છે તોએ તું નથી થાકતો એ શું ? આ લોકો ક્યારથી તારૂં પાણી કહાડવા લાગ્યા છે ? પેલા મોટા કૂવાએ કહ્યું, ભાઇ ! મેં એનો હીસાબ રાખ્યો નથી. સવારથી માંડીને રાત સુધી આમ ખેંચ્યા જ કરે છે. પણ આ તો શું પણ આથી કોઇ બમણું પાણી રોજ ખેંચે તોપણ મારામાંથી તે ખુટે એમ નથી.

આ સાંભળીને તો પેલા કૂવાનું મોં પહોળું થઇ ગયું, અને ગભરાતો બોલ્યો, હેં આ તમે કહો છો શું ? એટએટલું પાણી તમે ક્યાંથી મેળવ્યું ? તમારે ત્યાં સાત સમુદ્ર આવ્યા કે બાર મેઘ તુટી પડ્યા કે નવસેંનવ્વાણું નદીઓ વળી કે થયું શું ?

આ શ્રવણ કરીને હસતાં હસતાં પેલા કૂવાએ કહ્યું, ભાઈ ! એમાંનું કશું થયું નથી.

એટલું જ નહિ પણ જે વર્ષાદથી તેઓ પોષણ પામે છે, તેનું પણ મને પોષણ મળ્યું નથી. અને તેમ છતાં છપ્પનીયા જેવા વર્ષમાં કઇંક નદીઓ લાંબી પહોળી થઇને દુનીયાના ઉપર ગર્વપૂર્વક ચાલી રહી હતી, તે બધી અટકી પડી, છતાં મારૂં જળ ખુટયું નથી. કંઇંક તળાવો સૂકાઇ ગયાં, પણ હું તે વખતે પણ આવોજ હતો અને હાલ પણ આવો જ છું.

આ શ્રવણ કરતાં તો પેલા કૂવાનું હૈયું હાથ ન રહેતું હોય એમ લાગ્યું તેને, વધારે અને વધારે આશ્ચર્ય થતું ગયું, અને તે સાથે તેણે અત્યંત આતુરતાથી પૂછ્યું. તો ભાઇ! તું મને નહિ કહે કે આટલુંબધું પાણી તેં શી રીતે મેળવ્યું?

મોટા કૂવાએ કહ્યું, કહીશ, શા માટે નહિ? તારૂં જો એથી રુડું થતું હોય તો હું ખુશીથી કહીશ. પણ મારી વાત તું માનીશ? મને લાગે છે કે તારા માન્યામાં નહિ આવે, અને આવશે તોપણ તેમ તું ભાગ્યે જ કરીશ.

આ શ્રવણ કરી પેલો નાનો કૂપ બોલ્યો, હાથ કંકણને આરસીની શી જરૂર છે? જ્યાં હું તને પ્રત્યક્ષ જોઉં છું, તારામાંથી નીકળતા આટલા પાણીને જોઉં છું અને તોએ તું અખૂટ જણાય છે એ પણ જોઉં છું, તો પછી ન માનવાની વાત જ ક્યાં રહી? પણ મેં સાંભળ્યું છે કે કોઇ પરોપકારી મહાત્માઓ પ્રસગે લોકોના હિતને માટે કંઈ મંત્રેલી ભસ્મ કૂવામાં નાંખે છે તો તેવી ભસ્મ તારામાં કોણે નાંખી?

આ સાંભળતાં મોટો કૂપ વધારે હસતાં હસતાં બોલ્યો, ભાઇ રે! મારામાં તો કોઇએ ભસ્મ પણ નથી નાંખી કે કોઇએ મંત્રેલું પાણી પણ નથી છાંટયું. કોઇએ મને આશીર્વાદ નથી આપ્યો કે કોઇએ કંઇ કામણટુમણો નથી કર્યું. પણ શ્રવણ કર મેં જે જળ મેળવ્યું છે તે અદૃષ્ટમાં દૃષ્ટિ કરવાથી મેળવ્યું છે.

હેં! અદૃષ્ટમાં દૃષ્ટિ કરવાથી? ધૂમાડામાં બાચકા ભરવાથી? આકાશપુષ્પને તોડી લાવવાથી? સસલાના શીંગડાવડે ખોદવાથી આટલું પાણી મળ્યું તેમાં ગર્વિત થઇ તારે ત્યાં આવેલાનું હાસ્ય શું કરે છે! શું મને તું એટલો બધો બેવકૂફ ધારે છે કે આવી નપગી વાત કરી તેને મારી પાસે સત્ય મનાવી તું મારૂં હાસ્ય કરી રાજી થઇશ? અને તેમ છતાં હું તે નહિ સમજું? ભલે, આજ તારો હાસ્ય કરવાનો, અભિમાન ધરવાનો દહાડો છે તે કરી લે. મોટા કૂપનું આશ્ચર્યકારક વચન સાંભળી અતિથિરૂપ આવેલા કૂપે કહ્યું.

મોટો કૂવો બોલ્યો, અરે ભાઇ! તું આ શું બોલે છે। તું મારો બંધુ છે. તેનું હું હાસ્ય કરૂં! અને એવું હાસ્ય કરી ગર્વિત થવાની જેની વૃત્તિ છે તેને આટલું જળ મળ્યું કદી જાણ્યું છે.! ભૂલ ન કર, સંશય ન ધર, હું સત્ય જ કહું છું કે મેં અદૃષ્ટમાં દૃષ્ટિ કરવાથી જ આ જળ મેળવ્યું છે.

નાના કૂવાએ કહ્યું ભાઇ! તારી પાસે જળ પ્રત્યક્ષ છે એટલે તેને પ્રકટવામાં જે કારણ તું જણાવીશ તે મારે કબૂલ કરવું પડશે. કારણ કે એવો નિયમ છે કે જેણે ફળસિદ્ધિ મેળવી છે તેના કથનમાં કોઇથી વિરોધ ધરી શકાતો નથી. અને તેમ છતાં મારૂં મન તે માનતું નથી. કૃપા કરીને તું મને તેને કંઇ પ્રત્યક્ષ કરી બતાવીશ?

મોટા કૂપે કહ્યું, ભાઇ! નિરાશ ન થા. અવિશ્વાસ ન રાખ. શંકા ન સેવ. હું સત્ય જ કહું છું. અને તેની તને ખાતરી પણ કરી બતાવું છું. પણ તું અદૃષ્ટમાં દૃષ્ટિ કરવી એટલે સમજ્યો?

નાનાએ કહ્યું, એમાં શું સમજવું હતું ? કઇ આકાશતરફ કે હવામાં કે સૂર્યતરફ જોયું હશે.

મોટાએ કહ્યું, ના, તેમ નથી. એ બધાં દષ્ટ–દેખાતી વસ્તુ–છે. પણ મેં તો અદષ્ટમાં દષ્ટિ કરી ?. હું આઘોએ ગયો નથી કે પાછોએ ગયો નથી મેં ઉપર પણ નથી જોયું કે આસપાસ પણ નથી જોયું. મેં ઇન્દ્રપાસે પણ જળ નથી માગ્યું કે વરુણદેવનું પણ આવાહન નથી કર્યું. મેં જે કર્યું છે તે એક જ છે અને તે એ કે અદષ્ટમાં દષ્ટિ.

કશું ન સમજાવાથી અકળાયલો નાનો કૂપ બોલ્યો, પણ ભાઇ ! અદષ્ટમાં દષ્ટિ એટલે શું–સાપ કે ઘો–તે જલદી કહેને !

મોટા કૂપે કહ્યું, હું તો તે જ કહેતો હતો. શ્રવણ કર. અદષ્ટ એટલે જે આપણે જોઇએ છે, તે જ્યાં ઉપરથી જણાતું નથી, પણ અંદરથી–તેના ગર્ભભાગમાં છે તે સ્થાન. એ સ્થાનમાં મેં દષ્ટિ કરી છે. હું ત્યાં ગયો છું. અને ત્યાંથી આ જળ મેળવ્યું છે. જો તો ખરો, જરા કેટલું છે !

અકળાતો અકળાતો કૂવો બોલ્યો, હવે એ તો હું ક્યારનો જોઉં છું જ તો. તને કહું છું કંઇને તું કહે છે કંઇ એ તારું અદષ્ટ ક્યાં છે ?

મંદ મંદ સ્મિત કરતાં મોટા કૂવાએ કહ્યું, ભાઇ ! અદષ્ટ તે વળી દેખાતું હશે ? જે ન દેખાય માટે તો તે અદષ્ટ છે. અદષ્ટને જોવાય શી રીતે ?

પણ સાંભળ. મેં પાણી મેળવવાને તારી પેઠે આકાશ સામું જોયું નથી. કે આગળ પાછળ ખુણાખોચરામાં જોયું નથી કે નદીનાળાતરફ જોયું નથી કે હજારો ગાઉ દૂર સમુદ્રતરફ નજર ફેંકી નથી કે સેંકડો હાથ ઉંચાં વાદળાં સામે નિહાળ્યું નથી કે—

એકદમ અકળાતો નાનો કૂપ બોલ્યો, અહંહંહં, એ તો બધું મેં તારું સાંભળ્યું. કહે તો ઢોલ વગાડીને કહું કે તેં બીજે કશે જોયું નથી પણ અદષ્ટમાં દષ્ટિ કરી છે, પણ તે કેવી રીતે એ કહેને !

ડાચકું મોં રાખી મોટા કૂપે કહ્યું, પણ જો તું પાછો એમ માનીશ કે કોઇ તાપથી તપેલા સાધુને ઉનાળાના ખરા બપોરે મારું ઠંડુ જળ પાઇ તેમને શાંત કરીને વરદાન મેળવ્યું હશે કે કોઇ દેવીઓને આ મારા ગોખલાઓમાં નિવાસ આપ્યો હશે કે કોઇ ફકીર પાસે ભુરકી નખાવી હશે કે કંઇ અદષ્ટ એવા વાતાવરણમાંથી જળ ખેચ્યું હશે કે ભગીરથની પેઠે ઉપરથી સ્વર્ગગંગા પડાવી હશે કે—

અરે પણ હું એ બધું કહું છું ક્યાં કે મને ફ્લા તેની તું કલ્પના કરવા મચી પડે છે. હું જાણું છું કે તે નથી કે દેવ દેવીઓને પ્રસન્ન કરી નથી. તેં અદષ્ટમાં એં હવે તને શી રીતે કહી બતાવું ? નકામું હાસ્ય કૂવો અકળાતો અકળાતો બોલ્યો.

મોટાએ કહ્યું. ભાઇ ! કોઇ પણ વસ્તુનું પ જે જે સહેલાં સાધનો હોય છે, તેમાં વિશ્વાસ કોઇ પ્રયાસ કરે છે. પણ તે ખરાં સાધન ન છે. માટે જ કહું છું કે તું એમ ધારતો ?

મર્યાદ્યમય નથી, એ તો વ્યય કરવા
વસ્તુ રહેલી છે. મનુષ્યો દષ્ટમાંથી
ી માખણ કાઢવા મથે છે, કાઇને
ાં જો તમે દષ્ટિ સ્થાપો છો તો પછી
ીજે કશે જ ફાંફાં મારવાની જરૂર નથી
ાર પણ નથી.
જાણ્યું નથી. વિવિધ સાધનો તમને પ્રાપ્ત

ડાકણું, વંતરીની સાધનાથી કે કોઇ માયાવી રાક્ષસથી કે કોઇ બીજાં મેલાં સાધનોથી કે—

અકળામણના અવધિને પામતાં નાના કૂપે કહ્યું, હવે એ કેકે અટકાવવું છે કે હું જઉં ? મેં જાણ્યું કે તેં જે અદષ્ટમાં દષ્ટિ નાંખીને જળ આણ્યું છે તે વિના બીજા કોઇ પણ માર્ગે તે આવે એમ નથી હવે થયું ? પણ મુદ્દાની વાત જે કહેવાની હોય તે કહી દેને.

મોટા કૂવે ગંભીરપણે કહ્યું, તો શ્રવણ કર. જે જે મેં પ્રયોગો તને ગણાવ્યા ત્યાં બધે મેં દષ્ટિ નાંખી હતી. પણ મને જણાયું છે કે તે બધું નિષ્ફળ છે. અને એ પણ મેં જોયું કે જે વસ્તુ મારે જોઇતી હતી તે બીજી કોઇ બહારની વસ્તુમાં ન હતી. આથી મેં અદષ્ટમાં દષ્ટિ નાંખવાનો નિશ્ચય કર્યો. મેં જોયું તો મારી નીચે–મારા મૂળમાં–પૃથ્વી હતી. આ પૃથ્વીનું પડ મને જલરહિત જણાયું. ઉપરથી જોતાં જલને અને એ પૃથ્વીતલને કંઇ જ સંબંધ ન હોય એમ લાગ્યું. પરંતુ મેં તેના અદષ્ટમાં દષ્ટિ સ્થાપી, અને તેના ઉંડાણમાં અને ઉંડાણમાં હું ગયો. જેમ જેમ જતો ગયો તેમ તેમ એ પૃથ્વીતલ ઘટ્ટ અને ઘટ્ટ આવતું ગયું, પરંતુ મેં હિંમત છોડી નહિ. અને આમ કરતાં મેં પાતાલપર્યંતનો દષ્ટ પ્રદેશ ભેદ્યો. અને જે ક્ષણે મેં એ ભેદ્યો કે તે જ ક્ષણે તેની પાછળ રહેલા અદષ્ટ પ્રદેશમાંથી મને એટલા તો અદ્‌ભુત પ્રમાણમાં જળ મળ્યું કે આજ વર્ષો થયાં હું પૂર્ણરૂપે રહું છું. જેને જેટલું જળ જોઇયે છે, તેટલું જળ મારામાંથી લીધા કરે છે, અને તેમ છતાં હું તેટલો અને તેટલો પૂર્ણ રહું છું. થોડાવર્ષપૂર્વે પડેલા ગંભીર દુષ્કાળવખતે જ્યારે નદીનાળાં, તળાવ, બીજા કૂવાઓ વગેરે બધું સુકાઇ ગયું ત્યારે પણ હું હાલ છું તેવો ને તેવો રહ્યો હતો. તે સમયે મારામાંથી આજ કરતાં અત્યંત પ્રમાણમાં જળ લેવાયું, લોકોથી બન્યાં એટલાં નવાં નવાં સાધનોએ કરીને મારામાંથી પાણી લેવા માંડ્યું, અને દરેક કામમાં વાપરવા લાગ્યા, તોપણ હે કૂપ ! હું આજ જેવો જળથી ભરપૂર છું, તેવો જ તે કાળે પણ રહ્યો હતો.

આ શ્રવણ કરીને પેલો કૂપ અત્યંત આશ્ચર્ય પામ્યો. અને તેમાં પણ બીજે સ્થાને ન જોતાં પોતાનામાં જ રહેલા અદષ્ટમાંથી તેને આ મળ્યું એ જાણ્યું ત્યારે તેના આશ્ચર્યનો અવધિ ન રહ્યો.

તેણે કહ્યું, ખરેખર, તારૂં આ કાર્ય બહુ અદ્‌ભુત છે.

આગળ તે બોલવા જતો હતો ત્યાં પેલા કૂપે કહ્યું, તને મારાં વચનો માત્ર શ્રવણ કરવાથી [illegible] જાય. જે દ્વારેથી મેં અદષ્ટમાંથી જળ મેળવ્યું તે દ્વારને તું મારામાં

આ નાનો કૂવો બોલ્યો, — પોતાની પૃથ્વીતલના ભાગને દર્શાવવા માંડ્યું. પણ ત્યાં જ-

હાસ્ય કરૂં ! અને એવું હાસ્ય કં ... નો તેથી તેમાં પૂર્ણ જોઇ શકાયું નહિ. પરંતુ તેની ય-

કદી જાણ્યું છે.! ભૂલ ન કર, સં

સ્વાથી જ આ જળ મેળવ્યું છે.

નાના કૂવાએ કહ્યું ભાઇ ! તારી પ્રસન્ન થયો. મોટા કૂપે જે રહસ્ય બતાવ્યું તે નિશ્ચિત

ણુ તું જણાવીશ તે મારે કબૂલ કરવું પોતાને સ્થાને આવવા નીકળ્યો. નીકળતાં નીકળતાં

મેળવી છે તેના કથનમાં કોઇથી વિરોધ ન કરીશ, તારા અદષ્ટમાં ઉંડી અને ઉંડી દષ્ટિ

માનતું નથી. કૃપા કરીને તું મને તેને કંઇ તો મારી પેઠે તું પણ અગાધ જળને પામીશ.

મોટા કૂપે કહ્યું, ભાઇ ! નિરાશ ન થા! વિઘ્નો નડે, અનેક અસંભવો જણાયે, ક્ષણે ક્ષણે

કહું છું. અને તેની તને ખાતરી પણ કરી આ! આ ધૈર્યનું અને શ્રદ્ધાનું કામ છે. પળે પળે

પણ તે તરફ જરા પણ લક્ષ ન આપીશ.

અને બીજી ખાસ એ વાત ધ્યાનમાં રાખજે કે થોડે ઉંડે ઉતર્યાં પછી તને જળ આવતું જણાશે, પણ ત્યાંથી જો તું અટકીશ તો તને જળ મળશે પણ તે મારા જેટલું અનર્ગળ નહિ મળે, તેથી જો તારે એટલા પૂર્ણ પ્રમાણમાં જોઈતું હોય તો એ જળ આગળ ન અટકતાં ઉંડો જજે અને કેવળ અદષ્ટની મર્યાદામાં પહોંચી જજે. જા, અદષ્ટનું સામર્થ્ય તને અનુકૂળ થાઓ !

કૂપ પ્રસન્ન ચિત્તવડે પોતાને સ્થાને ગયો. જઈને તત્કાળ તેણે પોતાના અદષ્ટમાં દષ્ટિ સ્થાપી. જેમ જેમ તે તેના તળને ભેદતો ગયો, તેમ તેમ તેને કંઈ કંઈ અનુભવ થવા લાગ્યો. કંઈ કાંકરાનાં પડ તો કંઇ રેતીનાં પડ તો કંઇ મરડીયાનાં પડ તો કંઇ ચીકણી માટીનાં પડ, તો કંઇ ગોરમટીનાં પડ એમ કંઇ કંઇ પડ આવતાં ગયાં. તથા મધ્યે મધ્યે જળના પણ પુષ્કળ પ્રવાહો આવતા ગયા. તે આશ્ચર્યચકિત થતો ગયો. તેને તે જોઈને અટકી પડવાની ઘણી વૃત્તિ થઈ, પણ પુનઃ ધૈર્ય ધરીને પૂર્ણતૃપ્ત થવાને માટે ઉંડો ઉતરતો ગયો.

આજે હવે તે શું છે ? તે પાતાળી કૂપ થઈ રહ્યો છે. અદષ્ટમાં તેની દષ્ટિ સ્થપાઇ ગઇ છે, અસંખ્ય મનુષ્યો તેનો આજ લાભ લઇ રહ્યા છે. તેને જળનો અભાવ કે દુષ્કાળસરખો સ્વપ્ને પણ કલ્પનામાં આવતો નથી. તમારે જોઇતું હોય તેટલું જળ તેમાંથી લેજો, તે ના નહિ પાડે, અને તેમ છતાં કોઇ હેતુથી ના જેવું કહે તો મારૂં નામ દેજો ! અને કહેજો કે તેનાં વખાણ મેં કર્યાં છે ! અને એમ થતાં તે જરૂર તમને જળ આપશે. કારણ કે યોગ્ય પ્રશંસા કોને નથી રચતી ?

પરંતુ માનવકૂપ ! તું જાણે છે કે તું પણ અદષ્ટમાં દષ્ટિ સ્થાપવાથી તારે જે પ્રકારનું જળ જોઇએ છે, તે પ્રકારનું જળ મેળવી શકે છે ?

તમને પણ અદષ્ટ પ્રાપ્ત છે. તમને પણ દષ્ટિ પ્રાપ્ત છે, અદષ્ટમાં તે દષ્ટિ સ્થાપો અને જે જોઇએ તે ગ્રહણ કરો. કાં, સ્થાપશોને ?

આરોગ્ય, ઐશ્વર્ય, મનની દિવ્ય શક્તિ, સુખ, ધારેલી કાર્યસિદ્ધિ, અધ્યાત્મબળ તથા તમારે જે કાંઈ જોઇએ છે તે પ્રાપ્ત ન થવામાં તમે તેને માટે યોગ્ય નથી અને તેથી તે તમને નથી મળતું એમ કંઇ નથી, પરંતુ તે મેળવવાને તમે અદષ્ટમાં દષ્ટિ સ્થાપી નથી એ જ કારણ છે.

દષ્ટ એ ઉત્પાદક બળ નથી, દષ્ટનું સ્થાન સર્જન સામર્થ્યમય નથી, એ તો વ્યય કરવાનુ સ્થાન છે. અને ત્યાં ઉત્પન્ન કરનાર બળ છે, ત્યાં જ સર્વ વસ્તુ રહેલી છે. મનુષ્યો દષ્ટમાંથી તેને પ્રાપ્ત કરવા વલખાં મારે છે, પાણીને છણી અંદરથી માખણ કાઢવા મથે છે, કાષ્ઠને પીલીને તેલ કાઢવા ધારે છે !

અદષ્ટ એ તમારો અભ્યંતર પ્રદેશ છે. અને ત્યાં જો તમે દષ્ટિ સ્થાપો છો તો પછી કંઇ પણ અલૌકિક પ્રાપ્ત કરવાને માટે તમારે બીજે કશે જ ફાંફાં મારવાની જરૂર નથી. અને બીજે ફાંફાં મારવાથી કશું મળતાર કે વળનાર પણ નથી.

અદષ્ટમાં દષ્ટિ કેમ સ્થાપવી એ તમને અજાણ્યું નથી. વિવિધ સાધનો તમને પ્રાપ્ત છે, તેનો ઉપયોગ કરો.

પૂર્વના અનંત સામર્થ્યસંપન્ન મહાપુરુષોનાં ચરિત જુઓ. એમને અનંત સામર્થ્ય શાથી મળ્યું છે ? કેવળ અદૃષ્ટમાં દૃષ્ટિ સ્થાપવાથી જ.

દૃષ્ટમાં કંઇ કાળથી તમે દૃષ્ટિ સ્થાપી છે, છતાં એ દૃષ્ટિનું બળ ઓછું થવાશિવાય બીજું શું ફળ મળ્યું છે ?

અદૃષ્ટમાં દૃષ્ટિ સ્થાપો ,અને ત્યાંથી સઘળું પ્રાપ્ત થશે. મધ્યે અનેક મોહક સામર્થ્યો પ્રાપ્ત થાય તો તેથી લુબ્ધ થઇ ત્યાં જ ' અઠે દ્વારકા ' કરશો નહિ. જો અનર્ગળ સંપત્તિ જોઇતી હોય તો વાસ્તવ અદૃષ્ટના પ્રદેશમાં પ્રવેશો.

અદૃષ્ટમાં દૃષ્ટિ સ્થાપવાની કળ તમને શ્રીવિશ્વવંદ્યે દર્શાવી છે. તમે ત્યાં દૃષ્ટિ સ્થાપો. જુઓ, તે પણ ત્યાં વિદ્યમાન છે. તમને જે જોઇએ છે, તે અનંત પ્રમાણમાં આપવા ત્યાં સોત્સાહ સ્થિત છે. તમને આપવાને અલૌકિક સામર્થ્યસંપત્તિથી ભરેલા હસ્તવડે તેઓ ત્યાં તમારી વાટ જોઇ રહ્યા છે. હાથ લંબાવો, ગ્રહણ કરો. આજપર્યંત તે સંપત્તિની પ્રાપ્તિની સાધન શ્રેણીને જ આપી રહ્યા હતા, તે આજે તમને તે સંપત્તિનો સાક્ષાત્કાર કરાવી આપવા તત્પર છે. સુભાગી માનવરત્ન ! લે લઇ લે, તારાથી લેવાય તેટલું.

---

# आर्थिक आरोग्य.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૬૫ થી. )

**બળની ગતિઃ**—આર્થિક આરોગ્ય જાળવી રાખવાને માટે આપણી શક્તિઓનો એવી રીતે ઉપયોગ કરવો જોઇએ કે જેથી ફળની અવશ્ય કરીને પ્રતીતિ થાય. તે જ પ્રમાણે તેમાં જે જે બળને આપણે લગાડીએ તે સઘળાં બળ યોગ્ય માર્ગમાં સ્થપાવાં જોઇએ, અને કોઇ પણ પ્રસંગમાં બળનો થતો દુરુપયોગ અટકાવવો જ જોઇએ. આ સ્થળે બે બાબતો વિશેષ અગત્યની જણાય એમ છેઃ પ્રથમ એ, કે અત્યંત ઉચ્ચતમ અને અત્યંત પૂર્ણતમ એકાગ્રતાને કરવી જોઇએ, અને બીજું અયોગ્ય, અસ્વાભાવિક તથા અસંબદ્ધ ઇચ્છાઓને પ્રકટાવનાર હેતુઓનો નાશ કરવો. ટુંકામાં આપણે એવી વસ્તુની પ્રાપ્તિની ઇચ્છાને કેળવવી જોઇએ કે જેને સિદ્ધ કરવાની તીવ્ર જિજ્ઞાસા આપણા અંતરમાં પ્રકટી હોય. અને તેવી સઘળી ઇચ્છાઓ, એવી તો તીવ્ર કરવી જોઇએ કે જેથી તે આપણા અંતરમાં અખંડિતપણે નિરંતર જાગ્રત રહે જે કંઇ તમારે કરવું છે, તે કરવાની તમારામાં એવી તો અસાધારણ ઇચ્છા પ્રકટે છે કે જે ઇચ્છા તમારા પ્રત્યેક સામર્થ્ય અને પ્રત્યેક શક્તિને જાગ્રત તથા ઉત્તેજિત કરી મૂકે અને તેમ કરીને તે બધાનું લક્ષ તમારી ઇચ્છામાં સ્થપાય, અર્થાત્ તમારૂં પ્રત્યેક સામર્થ્ય અને પ્રત્યેક શક્તિ તમારી ઇચ્છામાં જ આવીને એકાગ્ર થાય,, અને બીજી કોઇ પણ ઇચ્છાઓ કે તૃષ્ણાઓ તમારા મનમાં એટલા વેગથી ન ઉઠ્યા કરે, તો તમારાં સઘળાં સામર્થ્યો અને શક્તિઓ તમારી તે ઇચ્છાઓને સિદ્ધ કરાવનાર હેતુઓપ્રતિ જ વળેલાં અને વળેલાં રહેવાનાં, અને તે જ કાર્ય કરવામાં વેગ ધરવાનાં. એટલે કે જે કંઇ ઉદ્દેશો તમારા દૃષ્ટિબિંદુમાં સ્થપાયા છે તેના તરફ જ તમારૂં સઘળું બળ પૂર્ણપણે અને ફળને પ્રકટાવે એવી રીતે કાર્ય કરવાનું, અને તેમ થતાં બળનો દુર્વ્યય અથવા વિખરાવુ એ અટકી પડવાનું.

નિગ્રહઃ—એ કહેવું નિષ્પ્રયોજનસરખું છે, કે કોઇ પણ પ્રકારનું અનિયમિતપણું પછી તે સ્વભાવ વગેરેમાં હોય કે ક્રિયા આદિમાં હોય પરંતુ તે કેવલ બલમાત્રનો ક્ષય કરે છે એટલું જ નહિ, પરંતુ તે બળને અયોગ્ય માર્ગમાં વાળે છે. તેથી જો આપણે આર્થિક આરોગ્યને પ્રાપ્ત કરવું છે તો આગ્રહપૂર્વક નિગ્રહ અથવા શરીર મનાદિના વ્યાપારની નિયમિતતાને પાળવી જોઇએ. અનિગ્રહ વા અસંયમ બળનો શા માટે વ્યય કરે છે તે એ ઉપરથી જણાય એમ છે કે શરીર તથા મનનાં પ્રત્યેક નિગ્રહ વગરનાં કાર્યો મનના નિયમ અથવા માનસ શાસ્ત્રથી વિરુદ્ધ છે. એટલે કે તેવાં કાર્યો રચનાત્મક ( Constructive )નથી, અને વિઘાતક હોવાથી તેઓ બળમાત્રનો નાશ કરવાના જ સ્વભાવવાળાં હોય છે. અને અનિગ્રહ વા અસંયમ બળને અયોગ્ય માર્ગમાં શા માટે વાળે છે એ એ ઉપરથી જણાઈ આવે એમ છે કે નિગ્રહવિનાનાં પ્રત્યેક કાર્યો અયોગ્ય અને અસ્વાભાવિક ઇચ્છાઓને પ્રકટાવે છે અને પ્રત્યેક અઘટિત વા અસ્વાભાવિક ઇચ્છા હાનિકારક માર્ગમાં બળને દોરી જાય છે.

**કાર્યસાધકતા અર્થાત્ ધારેલું કાર્ય સિદ્ધ કરવાની શક્તિઃ**—આર્થિક આરોગ્યના સંબંધમાં સ્વાભાવિક રીતે જ આ કાર્યસાધકત્વની બાબત અત્યંત અગત્યની તથા ઉપયોગી છે, અને તેથી વિરુદ્ધ સ્થિતિ એ પણ તેટલી જ અસરકારક છે. એટલે કે આર્થિક વ્યાધિ અર્થાત્ દરિદ્રતાનું મુખ્ય કારણ એ શક્તિના અભાવવાળી નિત્યની સ્થિતિ એ જ છે. આવી કાર્યને ન સિદ્ધ કરી શકવાની દશા પ્રાપ્ત રહેવામાં અનેક હેતુઓ હોય છે, અને તે બહુ ગુંચવાડાભરેલા હોય છે તેથી એક જ ક્રિયા કે અમુક જ વિચારની શ્રેણી તેની નિવૃત્તિના ઉપાયમાટે નિર્ણય કરી શકાય એમ નથી. પરંતુ પ્રત્યેક વ્યક્તિ તેના ઉપાયને શોધી કહાડે એમ છે, અને તેમ કરીને સારી રીતની આર્થિક આરોગ્યવાળી સ્થિતિને પ્રાપ્ત થઇ શકે એમ છે. કાર્યસાધકત્વના અભાવના હેતુઓને શોધી કહાડવામાં અને વધારે તથા પૂર્ણ રૂપમાં કાર્ય સાધકત્વની શક્તિને પ્રાપ્ત કરવાના સર્વોત્તમ ઉપાયો શોધી કહાડવામાં નીચેની પદ્ધતિ ઉપયોગી થઇ પડે તેમ છેઃ

૧ તમારા મનમાં અને વ્યક્તિત્વમાં જે કંઇ છે તેમાંનું કેટલું વપરાય છે અને કેટલું હજી કેવળ ગુપ્ત પડી રહ્યું છે તે જાણવાના આશયપૂર્વક તમારા મન–અને વ્યક્તિત્વનું અર્થાત્ તમારા પોતાપણાનું નિરીક્ષણ કરો.

૨ જે કંઈ શક્તિઓ અને સામર્થ્યોનો હાલ તમે ઉપયોગ કરો છો તે શક્તિઓ તથા સામર્થ્યો હાલના કરતાં પણ અત્યંત લાભ આપે એવી રીતે તેને યોજી શકાય એમ છે કે કેમ એ શોધી કહાડવાની દૃષ્ટિપૂર્વક તેનું નિરીક્ષણ કરો.

૩ તમારા મનની કઇ કઇ સ્થિતિઓ તમને લાભકારક, સુખસાધક તથા હિતાવહ છે અને કઇ કઇ નથી એ શોધી કહાડવાના આશયથી તમારા મનનું નિરીક્ષણ કરો.

૪ તમારા મનની સામાન્ય નિરામયતાનું અને તમારી સઘળી માનસ શક્તિઓની સામાન્ય નિરામયતાનું નિરીક્ષણ કરો.

૫ તમારી નૈતિક નિરામયતાની પરીક્ષા કરો. કંઇ કંઇ ઇચ્છાઓ, મનોવાસનાઓ, વૃત્તિઓ, સ્વભાવો તથા અભ્યાસો તમને પ્રાપ્ત છે કે જે તમારા બળનો દુરુપયોગ કે ક્ષય કરે છે, અથવા તમારામાં જે કંઇ છે તેનો સર્વોત્તમ ઉપયોગ કરવામાં વચ્ચે વિઘ્ન કરનાર રૂપે કોણ કોણ થઇ પડે છે તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન કરો.

૬ આવા વિવિધ પ્રકારથી તમારી પોતાની પરીક્ષા કરવાથી તમારી વર્તમાન સ્થિતિસંબંધી જ્ઞાન અર્થાત તમારી પ્રકૃતિમાં શું સારૂં છે અને શું ખોટું છે એ ઓળખી કહાડવાની શક્તિ પૂર્ણ રીતે વિકાસને પામશે; એટલે કે તમારામાં કાર્યસાધકત્વને જાગ્રત્ કરનાર કયા હેતુઓ છે, અને તેનો નાશ કરનાર કયાં કારણો છે, એ તમે યથાર્થ રીતે જાણી શકશો.

૭ પછી બીજું કાર્ય એ છે કે જે જે બાબતો કાર્યને સિદ્ધ કરવાની શક્તિ (Efficiancy) નો વિકાસ કરવામાં વિરોધ વા અટકાવ કરતી હોય તેવી તમામ બાબતોને દરેક શાખામાંથી ઓળખી ઓળખીને દૂર કરવી અને આ પ્રકારનાં, માનસિક અને નૈતિક આરોગ્યને સિદ્ધ કરનારાં નિશ્ચિત સાધનોનો ઉપયોગ કરવાથી સાધી શકાય છે.

૮ માનસિક અને નૈતિક આરોગ્યને રચવાનો જ્યારે આરંભ થઇ જાય છે ત્યારે પછી વિચારની અને ક્રિયાની પ્રત્યેક શાખામાં કાર્યસાધકત્વને જાગ્રત્ કરવાનો સાક્ષાત્ પ્રયત્ન કરવાની જરૂર રહે છે. અને આ દિશામાં મુખ્ય કર્તવ્ય એ છે કે પ્રત્યેક વિચાર તથા ક્રિયાને ઉત્તમ પ્રકારે કાર્યસિદ્ધ કરવાને માટે જાગ્રત્ થાય તેને સારૂ તેનાપ્રતિ તમારી સંકલ્પશક્તિને પ્રેરવી. તમે ઉત્તમ પ્રકારે કાર્ય સિદ્ધ કરનાર પુરુષ થાઓ તે પૂર્વે તમારે ઉત્તમ પ્રકારના કાર્યસાધક પુરુષરૂપે થવાની ઇચ્છાને જાગ્રત કરવી જોઇએ. અને એ પ્રકારની ઇચ્છા જો અખંડ અને આગ્રહવાળી હોય છે તો તે જ મનુષ્યના મોટા ભાગમાં પચિશથી પચાશ ટકા કાર્ય સાધકત્વને પ્રકટાવે છે. અર્થાત કાર્ય સિદ્ધ કરવાની કલાને પ્રાપ્ત કરવામાં, એની કલાત મને પ્રાપ્ત થવી જ જોઇએ એવી તીવ્ર અને જાગ્રત ઇચ્છા રાખ્યા કરવાની જરૂર છે.

૯ હજી વધારે પ્રમાણમાં કાર્યસાધકત્વને જાગ્રત કરવાને માટે મનની સઘળી શક્તિઓ અને સામર્થ્યોનો રચનાત્મક (Constructive) વિધિથી ઉપયોગ થવો જોઇએ, અને તે પ્રકારે ઉપયોગ કરવાને માટે તેનું ઘટિત જ્ઞાન કરવું જોઇએ. પ્રત્યેક વિચાર તથા પ્રત્યેક ક્રિયાને એવા પ્રકારે કેળવવાં જોઇએ કે જે ધારેલાં પરિણામો ઉત્પન્ન કરી શકે. આપણને પ્રાપ્ત ઉત્પાદક સામર્થ્યોનો પૂર્ણ ઉપયોગ કરતાં શીખવું જોઇએ, અને જે કંઇ કાર્ય આપણે સિદ્ધ કરવાને ધાર્યું હોય તે સિદ્ધ કરનાર જે કંઇ ચિંતન, અભ્યાસ વા કળા હોય તેને પ્રાપ્ત કરી લેવી જોઇએ. આ જો કે આપણને વિચારના વિવિધ ક્ષેત્રોપ્રતિ લક્ષ દોરાવે છે, કે જેનો અભ્યાસ જૂદી જૂદી રીતે કરી શકાય એમ છે, પરંતુ અહિંઆં કહેવાનો ભાવ એટલો જ છે કે આર્થિક આરોગ્યને પ્રાપ્ત કરવામાં અને તેને ટકાવી રાખવામાં જે પદ્ધતિ વા સિદ્ધાંત વગેરે અનુકૂળ ન હોય તેને આપણામાં પ્રવેશતા અટકાવવા.

(અપૂર્ણ.)

---

# प्रासंगिक उक्तिओ.

—આષાઢ માસના મહાકાલના મુખપૃષ્ઠથી ઘણાએ સંતોષવચનો ઉચ્ચાર્યાં છે. તે આકર્ષક તથા મોહક છે એમ ઘણાને જણાયું છે, અને તેથી તેના વ્યવસ્થાપકોને સંતોષ પ્રતીત થાય છે. ઘણી ત્વરાથી તે કાર્ય કરવું પડેલું હોવાથી તેમાં કંઇ કંઇ દોષ છે, તેમ છતાં તે સુધારી શકાય એવા છે, અને તેમ થતાં તે વિશેષ સુંદર લાગશે.

—'શ્રી વિશ્વવંદ્ય'નો વિભાગ પણ અનેકને બહુ સંતોષજનક લાગ્યો છે. તેમાં આવેલા વિષયોથી પણ કેટલાકે સંતોષ દર્શાવ્યો છે. અને તે નિયમિત રીતે આવ્યા કરે તો સારૂં એવી ઇચ્છા દર્શાવી છે. તેમનો આ સંતોષ લેખક તથા વ્યવસ્થાપકને ઉત્સાહજનક છે.

—પરંતુ કદાચ એક બે અંકસુધી તેમને અસંતોષ ઉપજાવવો પડે એવો સંભવ છે. મહાકાલના 'સ્મારક' અંકની તૈયારી થવા માંડી છે, અને તેમાં વિશેષ સમય જવાનો હોવાથી કદાપિ એક કે બે અંકે તે વિભાગ લખી શકાશે નહિ, એમ લાગે છે. એમ થાય તો વિવેકી વાચકો તેપ્રતિ ઉપેક્ષા કરશે એવી આશા છે.

— એક સુપ્રસિદ્ધ માસિકના તંત્રી લખે છે કે, " મહાકાલના અંકો સહજ દષ્ટિ કરતાં સ્વરૂપમાં લગભગ પરલોકવાસી શ્રી છોટાલાલભાઇની સ્વીકારેલી શ્રેણીને અનુસરે છે અને તેમાં કાંઈક અભિનવ પ્રકાશ અને પ્રસાદનાં કિરણોનું દર્શન થાય છે, તે નિઃસંશય આનંદજનક છે. આપનાં કેટલાંક કાવ્યો અને લેખ મેં વાંચી જોયાં અને તેને માટે આપને સત્શઃ અભિનંદન ઘટે છે."

—પ્રિય સજ્જન! આપના શુદ્ધ હૃદયથી દર્શાવેલા વિચારો ઉત્સાહપૂર્વક કર્તવ્યમાં અધિક વેગ આપે છે. આપે દર્શાવેલાં સંતોષવચનો આપના અંતઃકરણનો ઉદારભાવ દર્શાવે છે. મહાકાલપ્રતિ આપસરખા ઉદાસીન સજ્જનનો આવો ભાવ તેના ગૌરવમાં અધિકતા અર્પે છે.

—**દિવ્યમૂર્તિ** નામના નવીન પુસ્તકની જાહેરખબર તમે આ અંકમાં વાંચશો. એ પુસ્તક **શ્રીમાન્ વિશ્વવંદ્યના** પુણ્ય સ્મરણરૂપે પ્રસિદ્ધ કરી તેની સઘળી ઉપજ **શ્રી વિશ્વવંદ્ય** સ્મારકમાં અર્પણ કરવામાં આવી છે. તેની કિંમત રૂ ૧-૦-૦ તથા પોસ્ટેજ ૦-૧-૦ છે.

—તમને જાણીને આશ્ચર્ય થશે કે તેને પ્રકટ થયાના પહેલા જ અઠવાડીયામાં તેની ૨૦૦૦ નકલો ખપી ગઇ છે. અને ત્યાર પછી પણ પુષ્કળ ખપતી જાય છે. જે ઉદ્દેશને લઇને તે પ્રસિદ્ધ કરવામાં આવી છે, તેને લીધે તેનો ઘણો સારો પ્રસાર થાય છે.

—અનેક શ્રેયસ્સાધક બંધુઓ તેનો પ્રસાર કરવા લાગી ગયા છે. કોઇએ દશ, કોઇએ પચીસ, કોઇએ પચાસ કોઇએ સો એમ તે પુસ્તકો લઇને તેનો ઉત્સાહપૂર્વક પ્રચાર કરવા પ્રયાસ કરે છે. અને તેઓ કહે છે કે બહુ સ્વલ્પ આયાસે તેનો પ્રચાર થઇ શકે છે. એક સજ્જને ૧૫૦ નકલ ખપાવી છે તથા અન્ય એક સજ્જને બે જ દિવસમાં ૨૫૦ નકલો ખપાવી દીધી છે.

—આ ઉપરથી સમજાશે કે તેનો ઘણો સારો પ્રસાર થઈ શકશે. જેમ જેમ તે ગ્રંથ વાંચતા જાય છે, તેમ તેમ અનેક મનુષ્યો તેનો પ્રીતિપૂર્વક પ્રસાર કરવા ઉત્સાહી થાય છે.

—તે પુસ્તક એક રસિક વાર્તાના રૂપમાં છે. અને વાંચનારને તે આકર્ષક જણાયાવિના રહે તેમ નથી. તેની સાથે મનુષ્યને ઉન્નતિના સરળ માર્ગને તે દર્શાવે છે. અને તેનો વિધિ ક્રમપૂર્વક તેમાં જણાવેલો હોવાથી વાચકને પોતાની ઉન્નતિમાં તે ઉપયોગી થઈ પડે એમ છે.

—તેની જ સાથે તે ગ્રંથના દ્રવ્યનો ઉદ્દેશ ઉત્કૃષ્ટ પ્રકારનો હોવાથી અનેક મનુષ્યો તે સેવામાં ઉદારભાવ સેવે છે. પ્રિય વાચકો! તમે પણ તે ગ્રંથ વાંચી જોશો અને ત્યારે તમને સમજાશે કે તેને માટે ખરચેલો એક રૂપૈયો નકામો નથી ગયો.

—તેની જ સાથે તે પુસ્તકનો અધિક પ્રસાર કરવા કોઈ પણ સજ્જન તત્પર થશે તો ઉક્ત સ્મારક કાર્યના પ્રવર્તકો ઉપકાર માનશે.

—મહાકાલના ગ્રાહકોને ભેટ આપવાના સ્મારક અંકની પણ તૈયારી થવા માંડી છે. બનતી ત્વરાથી તૈયાર થયે ગ્રાહકોના હસ્તમાં સ્થાપવામાં આવશે. એ નિમિત્તના કાર્યને લીધે આ અંક પણ સહજ વિલંબે કઢાયો છે. તે અંક અવશ્ય સ્મરણીયરૂપ થઈ રહેશે. તેનું બહારનું રૂપ પણ આકર્ષક તથા અસરકારક થશે, પરંતુ તેની સાથે તેના આંતર સ્વરૂપને પણ ઉત્તમ કરવા તેટલો જ લક્ષ રાખવામાં આવશે. અંક બોધક થવાની સાથે વાર્તા વગેરેથી રસિક પણ થશે, અને તેથી અનેકને તે રુચિકર થઇ પડવા સંભવ છે.

—આજ સુધી મહાકાલના ગ્રાહક ન થયા હો તો હવે પણ થજો. આ આખા વર્ષના ગ્રાહકોને તે ભેટ આપવામાં આવનાર છે, અને તે ભેટ પ્રાપ્ત થયાથી તમને જણાશે કે મહાકાલના ગ્રાહક થવામાં તમે કોઇ પણ રીતે ભૂલ કરી નથી.

—હમણા થોડા વખતથી એક 'પ્રાર્થનાનો પત્રવ્યવહાર' નીકળ્યો છે, તે તમારા જાણવામાં હશે જ. તે પ્રાર્થનાનો પત્રવ્યવહાર મૂળ અંગ્રેજીમાં આ પ્રકારનો છે; Oh, Lord! I implore Thee to bless all mankind and keep us from all evil and bring us to dwell with Thee."

This prayer is to go all over the world. Copy it and see what happens. It was said in good old times that all who wrote it were dilivered from some great calamity, and that those who passed by it would meet with great misfortune. Those who write this within two days and send it to nine friends would on the fourth day receive some good news.

Do not write your name, write the date you receive and the date you dispatch.

Received. Dispatched.

—આનો ભાવ આ પ્રકારનો છેઃ—" પ્રભો! પ્રાણી માત્રપ્રતિ અનુગ્રહ કરવાને હું આપને દીનપણે પ્રાર્થના કરું છું. તથા અહિતમાત્રથી અમને વિરત કરી આપના સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવો."

આ પ્રાર્થના આખા જગત્‌ઉપર પ્રસરવાની છે. તેની નકલો કરો અને પછી શો પરિણામ આવે છે તે જુઓ. પુરાતન કાળમાં એવું કહેવામાં આવતું કે જે જે મનુષ્યો આ પ્રાર્થનાને લખતા તેઓ કેટલાક મહાન્ દુઃખના ઉપદ્રવમાંથી મુક્ત થતા, અને જેઓ તેના તરફ અલક્ષ કરતા તેમને હાનિના પ્રસંગ પ્રાપ્ત થતા. પત્ર પહોંચ્યા પછી જેઓ બે દિવસની અંદર લખીને પોતાના નવ મિત્રોને મોકલી આપશે, તેઓ ચોથે દિવસે કોઇ શુભ સમાચારને જાણશે.

મોકલનારનું નામ લખવું નહિ. માત્ર પોતાને પહોંચ્યાની તારીખ અને પોતે લખ્યો હોય તે દિવસની તારીખ એટલું જ લખવું.

પહોંચ્યાની તારીખ. મોકલ્યાની તારીખ.

—આ પ્રકારનો પ્રાર્થનાનો પત્રવ્યવહાર અનેક મનુષ્યોની વચ્ચે ચાલુ થયો છે. અને પણ તેવાં સંખ્યાબંધ પત્રો મળ્યાં છે. તેઓ સર્વેએ દર્શાવેલી આ શુભ ભાવનાનિમિત્ત તેમના પ્રતિ પણ એ જ ભાવને વૃત્તિમાં પ્રકટાવું છું.

—એક સજ્જન તે સંબંધી લખે છે કે આવી ઉંચી જાતના વિચારો જ્યાં ત્યાં પ્રસરવાથી ઉત્તમ આંદોલન પ્રકટી વાતાવરણની ઉત્તમ શુદ્ધિ કરે છે. એ સંબંધી મહાકાલમાં વિવરરૂપે લખશો. પ્રિય સજ્જન ! મહાકાલના વાચકોને હવે એ વિચાર નવીન જાણવાસરખો નથી. વિચારનાં આંદોલનો અને તેની અસર સંબંધી જે કંઇ લખાણ મહાકાલે કર્યું છે, તેટલું ઇતરજોઇ પણ ગુજરાતી માસિકે કર્યું નથી. એ સંબંધના વિચારોને પ્રજાસમક્ષ અધિક પ્રમાણમાં મૂકનાર શ્રેયસ્સાધકવર્ગનું સાહિત્ય જ છે. જેથી તેને જેમણે વાંચ્યું છે, તેને હવે તે સંબંધી નવીન જાણવાસરખું કંઇ જ નથી.

—પ્રાર્થનામય વિચારનાં આંદોલનો યોગ્ય ભાવપૂર્વક જ્યાં ત્યાં પ્રસારમાં આવે છે તો તે કેટલાક લાભને કરે છે. પરંતુ જો પ્રાર્થનામય અંતઃકરણથી તે વિચાર નથી પ્રસારવામાં આવતો તો તેનો જોઇએ તેવો લાભ નથી પ્રકટતો. આંદોલનોની સૂક્ષ્મતા પ્રકટાવનાર અને તે વડે વાતાવરણમાં ઉચ્ચ ફેરફાર કરનાર અંતઃકરણનો ભાવ છે, અને તેથી તે ભાવ જેમ સત્ય અને દૃઢ હોય છે તેમ તે અધિકાધિક લાભને પ્રકટાવે છે.

—અંતઃકરણના ભાવની વિશુદ્ધતા હોવામાં અંતઃકરણની ભય, શંકા તથા અહિત થવાના સંશયથી રહિત અવસ્થા હોવાની વિશેષ અગત્ય છે. ઉક્ત પ્રાર્થનાના પત્રવ્યવહારમાં એક ભાવ એવો છે કે આ પત્રવ્યવહારપ્રતિ જેના તરફથી ઉપેક્ષા કરવામાં આવશે તેને હાનિ પ્રાપ્ત થશે. આ ભાવને ખાતર જ આ પત્રવ્યવહાર સેવવામાં આવે તો તેથી તેનાં આંદોલનો મિશ્રિત ભાવવાળાં પ્રકટવાનો સંભવ રહે છે. કેટલાક પત્રોમાં એ ભાવનું વાક્ય કાઢી નાંખીને પણ લખવામાં આવ્યું હોય છે. અને તે પત્ર વાચકોને શંકિત કરે તેમ ન હોવાથી તે વિશેષ લાભકારક થઇ પડે તેમ છે. જો કે એવા વચનથી કેટલાક ન કરતા હોય તોપણ પત્રવ્યવહારનો મુખ્ય હેતુ કેવલ શુભનાં આંદોલનો પ્રવર્તાવવા કરતાં, પોતાને તે પત્રવ્યવહાર ન કરવાથી હાનિ ઉપજવાની શંકા એ હોવાનો. અને તેથી તેટલા જ ખાતર કરવામાં આવેલો પત્રવ્યવહાર અત્યંત વિશુદ્ધ આંદોલનો ન ઉપજાવતાં, શંકામિશ્રિત અંતઃકરણમાંથી તે ભાવ ઉઠતો હોવાથી કંઇક ભિન્ન પ્રકારનાં આંદોલનો પ્રકટાવે એ સ્વાભાવિક છે. તેથી જેમણે એ પત્રવ્યવાર કરવો છે તેમણે શંકિત ભાવપૂર્વક એ કાર્ય ન કરતાં પ્રાર્થનાનાં આંદોલનો જ્યાં ત્યાં પ્રસારવાના વિશુદ્ધ ભાવનાથી તે કાર્ય કરવાની અગત્ય છે.

—એકંદરે આ પ્રકારનો પત્રવ્યવહાર કંઇક અંશમાં પણ લાભને કરનાર છે એ તો નિઃસંશય જ છે.

---

# શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

**શ્રી** શ્રેયસ્સાધકઅધિકારિ વર્ગનો પ્રતિવર્ષના નિયમાનુસાર આષાઢી પૂર્ણિમાનો મહોત્સવ વડોદરામાં **શ્રીનૃસિંહાશ્રમમાં** આષાઢ-શુકલ પૂર્ણિમા-**સોમવારે**-ઉત્કૃષ્ટ પ્રકારે પાલન થયો હતો. વિવિધ સ્થાનેથી લગભગ ૮૦૦ શ્રેયસ્સાધક સ્ત્રીપુરુષો તથા ઉદાસીન સજ્જનોએ તેમાં ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. પ્રાતઃકાલે નવ વાગ્યાથી સર્વ શ્રેયસ્સાધક બન્ધુઓ એ વર્ગના સદ્ગુરુ તથા આચાર્ય **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના** પૂજનનો આરંભ કર્યો હતો. ક્રમપૂર્વક પૂજન કરનાર સાધકો પૂજન કર્યે જતા હતા, ત્યારે પૂજન કરી રહેલા સાધકો, કેટલાક સાધક બંધુવડે ગવાતા કીર્તનને શ્રવણ કરતા હતા. આ સમયે **શ્રીમાન્ વિશ્વવંદ્યનું** અદર્શન અનેક સાધકોને અસહ્યસરખું જણાતું હતું. તેઓશ્રીની એક સ્થળે સ્થાપેલી પ્રતિમાપ્રતિ પૂજ્યભાવથી જોતા અનેક સાધકો પ્રસંગે પ્રસંગે સજલ નેત્ર થઇ રહેતા હતા. અનેક સાધકો પરસ્પર મળીને તેઓશ્રીના અદર્શનના દારુણ સંતાપના ઉદ્‍ગારો કાઢીને પરસ્પરનાં હૃદયભારને ખાલી કરતા હતા. શ્રીમાન્ વિશ્વવંદ્યના અદર્શન છતાં પણ ઉત્સવની સમગ્ર વ્યવસ્થા પૂર્વવત જોવાથી એક પક્ષથી જ્યારે સર્વને સંતોષ પ્રતીત થતો ત્યારે અનેક ઉત્સવોમાં જેનાં અમૃત વચનોને શ્રવણ કરવાનો અનુપમ લાભ સર્વને પ્રાપ્ત થતો એ લાભના નિકેતનરૂપ વસ્તુનો આજ અભાવ અનેકને વિરહવ્યાકુલ કરી દેતો. સર્વ બન્ધુઓ તેઓશ્રીનું માનસ સ્મરણપૂજન કરી અંતરથી બલપૂર્વક સંતોષને સેવતા હતા.

પૂજનનો વિધિ સમાપ્ત થતાં આરતી, પુષ્પાંજલિ આદિ યથાવિધિ કરવામાં આવ્યું હતું, અને ત્યાર પછી ભોજનક્રમની વ્યવસ્થા હતી.

મધ્યાહ્નોત્તર ત્રણ વાગે ' **શ્રી** વિશ્વવંદ્યસ્મરણસંમેલન ' ભરવામાં આવ્યું હતું. તે પ્રસંગને અનુસાર શ્રીમાન્ વિશ્વવંદ્યસંબંધી વિવિધ કથનને જણાવી તેઓશ્રીના સ્મારકને ઉત્કૃષ્ટ પંક્તિનું કરવામાટે પ્રત્યેક સાધકોએ ઉત્સાહ ધરવો જોઇએ, અને તે સ્મારક એ બીજું કાંઇ નથી પણ અનેક ઉત્કૃષ્ટ સિદ્ધાંતો તથા કાર્યો કે જે **શ્રીમાન્ વિશ્વવંદ્યના** ઉદ્દેશરૂપ હતા તેને આચારમાં મૂકી શકાય એ પ્રકારની યોજના જ છે, તેમાં સહાયક થવું જોઇએ. એ વગેરે સૂચવવામાં આવ્યું હતું. અને એ સ્મારકના કાર્યનો આજથી આરંભ થાય છે, એ સૂચવી શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના તે સ્મારકને જ અર્પણ કરાયેલા શ્રી દિવ્યમૂર્તિ નામના ઉત્તમ ગ્રંથને પ્રકટ કરવામાં આવ્યો હતો. અને એ ગ્રંથની સઘળી આવક એ સ્મારકમાં વપરાશે, એ પ્રકારનું પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું.

સાયંકાળે છ વાગ્યા પછી વિદ્વદ્ર શ્રીયુત **નર્મદાશંકર** દેવશંકર મહેતાએ ' હિન્દુધર્મમાં ગુરુભક્તિનું સ્થાન ' એ વિષયઉપર અત્યંત વિદ્વતાપૂર્ણ રમણીય ભાષા તથા રસિક દૃષ્ટાંતો અને અનુભવ કથનથી પૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં ' મનુષ્યની વાસ્તવ ઉન્નતિમાં ગુરુભક્તિ એ જ પ્રધાન હેતુ છે અને તે અનન્ય ભાવથી થવી જોઇએ, અને તેમ થતાં જીવદૃષ્ટિને ઇતર અનેક જ્ઞાન, સામર્થ્ય વગેરેએ કરીને પણ જે અગમ્ય રહે છે, તે ગુરુભક્તિથી સહજમાં સ્પષ્ટ થાય છે ' એ વગેરે અપૂર્વ વિચારો, વિવિધ કારણો વગેરેથી જણાવ્યા હતા, અને તથી શ્રોતૃવર્ગ અત્યંત પ્રસન્ન થયો હતો. તેમની વાણીનો અસ્ખલિત પ્રવાહ એવી તો અ-

લૌકિક રીતિથી વહેતો હતો કે જે શ્રવણ કરનારના હૃદયઉપર ઉંડી છાપ પાડી તેમાં સત્ય સિદ્ધાંતોને દૃઢપણે સ્થાપી દેતો.

ત્યાર પછી રાત્રિએ આ ઉત્સવનિમિત્ત રચવામાં આવેલાં સુંદર પદો કે જે ૨૭ મી સદુપદેશ શ્રેણીમાં પ્રસિદ્ધ થયાં છે તે વિવિધ વાદ્યંત્રપૂર્વક મધુર સ્વરથી વિવિધ શ્રેયસાધકોવડે ગાવામાં આવ્યાં હતાં. જય જયના ઘોષપૂર્વક જ્યાં પ્રથમ પદ ગાવાનો આરંભ થયો કે તત્કાલ સર્વત્ર શાંતિ પ્રસરી તથા વાતાવરણમાં અદ્દ્ભુત પ્રકારની અસર જામી ગઇ. અને પ્રત્યેક શ્રોતાને તે પદ સંગાતાના મધુર કંઠને લીધે અપૂર્વ અસરકારક જણાયું. દ્વિતીય પદ પણ સર્વ સંગાતાવડે સાથે ગવાવાથી બહુ આકર્ષક થઇ પડયું હતું. છઠ્ઠું પદ બંધુ શ્રી કેશવલાલ તથા મણિલાલના દીર્ઘ અને ગંભીર સ્વરથી ગવાતાં અરણ્યમાં જેમ ગોવાળ દીર્ઘ સ્વરથી ગાતા હોય તેવું ભાન કરાવનાર થઇ, એ પ્રકારનો સ્વર એ પદના અર્થના ભાવને અનુરૂપ થઇ રહેવાથી સર્વને બહુ આનંદજનક લાગ્યું હતું. નવમું પદ સમગ્ર શ્રોતા તથા સંગાતાઓએ મળીને ગાયું હતું. લગભગ ૫૦૦ મનુષ્યો એકી સાથે ગાવા છતાં એક સુર અને તાલથી તે ગવાયું હતું, જેથી સર્વને અસાત અસર થઇ હતી પદ તેરમું પણ સારૂં ગવાયું હતું, ચૌદમું પદ એક બાલકે ગાયું હતું. તેની અવસ્થા જોતાં જે નિર્ભયતાથી, તાલસુરસહિત, સ્પષ્ટપણે અને તેની સાથે મધુરતાયુક્ત તેણે તે પદ ગાયું તેથી સર્વ શ્રોતા અત્યંત આનંદમાં આવી ઉત્સાહજનક તાળીઓથી તેને અભિનંદન આપ્યું હતું. પંદરમું પદ બંધુ મણિલાલે આકર્ષક રીતે ગાયું હતુ, અને સર્વ શ્રોતાને એકસરખો સસ્મિત આનંદ આપ્યો હતો. સોળમું પદ બંધુ **શ્રી ચી**મનલાલવડે તે પદના ભાગને અનુસાર અસરથી ગવાયું હતું, કે જે અનેકમાં તેવી જ અસર ઉપજાવવા સમર્થ થયું હતું. ૧૯ મું પદ બંધુ ગોવિંદલાલવડે બહુ ઉત્કૃષ્ટ પ્રકારે અર્થભાવને અનુસાર ગવાતાં સર્વને અત્યંત રુચિકર થઇ પડયું હતું. અને છેલ્લું પદ સર્વ સંગાતાએ ઉભા થઇને એક સુરથી ગાયું તે વખતે જાણે તે સ્થાનના અણુ અણુ તે પદ ગાવામાં પ્રવૃત્ત થયાં હોય એમ લાગ્યું. એ પદના અંતરમાં પુષ્પથી સર્વને વધાવીને કીર્તનક્રમનો જય જયના ઘોષપૂર્વક અવધિ આણ્યો હતો.

ત્યાર પછી ઉત્સવની સમાપ્તિને સૂચવનાર અંતિમ વચનો **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાને** પોતાની મધુર અને હૃદયંગમ શૈલિથી કહ્યાં હતાં. તેમાં શ્રેયસાધકનો વાસ્તવ વિશાલ અર્થ કહીને તેમાં પોતાને ગણનાર શ્રેયસાધકનું શું કર્તવ્ય છે, તેનો ઉત્તમ પ્રકારે સ્ફોટ કર્યો હતો તેમાંનાં અસરકારક વચનોથી શ્રોતૃવર્ગ એટલો તો પ્રસન્ન થઇ જતો કે પ્રસંગે પ્રસંગે તાલી તથા જયનાદનો સહસા ઉચ્ચાર કરી દેતો. આ વ્યાખ્યાનના પરિણામે ઉક્ત ઉત્સવની સમાપ્તિ જાહેર કરવામાં આવી હતી પશ્ચાત્ પ્રસન્ન વદનથી સર્વ સાધકો પોતાના ઇષ્ટશ્રીને નમન કરી સ્વસ્થાનપ્રતિ નિવર્ત્યા હતા.

આ ઉત્સવનિમિત્ત પ્રસિદ્ધ કરવામાં આવેલી સદુપદેશ શ્રેણીસંબંધી નોટીસ આ અંકના પૂંઠાઉપર જોવામાં આવશે. તેમાં આવેલી **શારદા અને શ્રી કૃષ્ણ**ની વાર્તા અનેક વાચકોને અત્યંત રસ ઉપજાવવાની સાથે બોધક અને મનોહર જણાઇ છે. અને ઉત્તમ વાચનની ઇચ્છાવાળાં પ્રત્યેક સ્ત્રી પુરુષને તે વાર્તા વાંચવા ભલામણ કરવામાં આવે છે.

---



विश्ववंद्यसमो वोद्धा विश्ववंद्योकोहि केवलम् ।

॥ ॐ श्रीँ ॥

## इष्टस्वरूपाभिन्न तत्त्वस्थ श्री विश्ववंद्यप्रति सशोक प्रणामांजलि.

પદ. ( પ્રાણુપતિ હે જગતપતિ રે, પ્રીતે—એ લય. )

પ્રભુને યજી પ્રભુરૂપ છતાં રે, આજે પ્રભુમય થઇ રહ્યા આપ રે, આજે૦
તેવા અગમ્ય સ્વરૂપને રે, આજે કરીએ સાષ્ટાંગ અમાપ રે; આજે૦
નેત્ર અને ભાવનાવિષે રે, અમસાથે જે રહેતા નિત્ય રે; અમ૦
(તે) હૃત્કમળમાંહિ ઉદય થયા રે, આજે બનીને ચૈતન્યઆદિત્ય રે; આજે૦
ચર્મચક્ષુથી જોતા હતા રે, આપ સ્થૂલસ્વરૂપ અધાપ રે; આપ૦
આંતર ચક્ષુને ભાસતા રે, આજે દિવ્યસ્વરૂપે આપ રે; આજે૦
વૈખરીથી બોધ આપતા રે, આજે પરામાં સ્ફુરાવતા બોધ રે; આજે૦
'મંદિર'માં જેને શોધતા રે, કરીએ મૂર્દ્ધામાં તેનો શોધ રે; કરીએ૦
'પાટ' ઉપર મળતા આવીને રે, હાવે મળશો ત્રિવેણીને ઘાટ રે; હાવે૦
'મેડા'ને માર્ગે ચઢી જતા રે, (હાવે) ચઢશું જોવા મેરુદંડવાટ રે; ચઢશું
જેહનું આરોગ્ય પૂછતા રે, ગ્રહીએ તેનાથી આજ આરોગ્ય રે; ગ્રહીએ૦
તરવાનું કામ લીધું હતું રે, આજે થઈ રહ્યા તારવાયોગ્ય રે; આજે૦
સંકેત આવો કાં ઇષ્ટનો રે, નથી કોઇને થાતું સ્પષ્ટ રે; નથી૦
વિરહવિકલ આ જીવડાં રે, માને સર્વસ્વ થયું તેથી નષ્ટ રે; માને૦
આપ તો નિશ્ચિંત દીસતા રે, કાં જે જાણો અમારૂં હિત રે; કાં જે૦
શમશે આ શોક સૌનો તદા રે, જ્યારે હિત થશે સૌને પ્રતીત રે; જ્યારે૦
કૃતઘ્નતાના કીડા અમે રે, આપ ઉપકારના છો આગાર રે; આપ૦
તેથી નિકટ ન આવી શક્યા રે, છેટેથી માની લો નમસ્કાર રે; છેટેથી૦
ભાગ્ય અમારાં ભુંડાં થયાં રે, ત્યાં શો આપને દઇએ દોષ રે; ત્યાં૦
અમને તો આપ સંભારશો રે, માત્ર એટલો અમને સંતોષ રે; માત્ર૦

---

# શ્રી વિશ્વવંદ્યની વાગ્વીણાનો મધુર રણકાર.

પ્રિયતમ ! જય જય.

અને તે પ્રસન્નતાપૂર્વક.

પ્રસન્નતા એ જ તમારૂં તથા મારૂં જીવન છે.

પ્રસન્નતા એ જ તમારૂં તથા મારૂં સામર્થ્ય છે.

પ્રસન્નતા એ જ તમારે તથા મારે ગ્રાહ્ય છે.

કારણ ?

કારણ, કે પ્રસન્નતામાં જ જીવન, સામર્થ્ય તથા તમારે અને મારે જે કંઇ ઉત્કૃષ્ટ સિદ્ધ કરવું છે તે પ્રકટાવવાનું બળ છે.

કોઈ પણ પ્રાતવ્ય સિદ્ધ કરવાને માટે ત્રણ વસ્તુની અગત્ય હોય છે, અને તે ત્રણ જ્યારે પૂર્ણ પ્રમાણથી યુક્ત બલવાળાં હોય છે ત્યારે જ તેવડે જે કંઇ સિદ્ધ કરવું હોય છે તે કરી શકાય છે. કેમકે સાધનની સ્થૂલના એ જ કંઈ તેનો સમગ્ર અંશ નથી. અને જ્યાં સુધી સમગ્ર અંશયુક્ત સાધન પ્રાપ્ત નથી ત્યાં સુધી તે સાધન અપૂર્ણ સ્થિતિવાળું છે, અને તેવું અપૂર્ણ સાધન પૂર્ણતાયુક્ત ફળને પ્રકટાવવા અસમર્થ છે.

આથી કેવલ સાધનની પ્રાપ્તિથી મનુષ્યે સંતોષ પામવાનો નથી, પરંતુ તેને સાધનરૂપે ગણવામાં જે કંઇ સામગ્રી તેનામાં જોઇએ છે તે સામગ્રીથી પૂર્ણ તે સાધન છે કે કેમ એ પ્રથમ જોવાની અગત્ય છે. અને જો નથી તો તે સાધનને તેના સાધનપણાને યોગ્ય સામગ્રી તેમાં પ્રથમ પ્રકટાવવાની અવશ્યકતા છે. કેમકે તેમ થવાથી તે સાધન તેના દ્વારા જે કંઈ સિદ્ધ કરવું છે, તેને સિદ્ધ કરાવે છે.

પ્રાપ્તવ્યમાત્ર સિદ્ધ કરવાને માટે ત્રણ વસ્તુ—સાધનની—અપેક્ષા છે. શરીર, મન તથા આત્મા. આ સાધનો જો અપૂર્ણ અંશમાં હોય છે તો તેના વડે જે કંઇ સિદ્ધ કરવું છે તે સંપૂર્ણ અંશે સિદ્ધ થતું નથી, કારણ કે સાધનમાં જેટલા પ્રમાણમાં સામર્થ્ય હોય છે તેટલા પ્રમાણમાં કાર્યસિદ્ધિ થાય છે.

પરંતુ શરીર, મન અને આત્મા એ ત્રણ સાધન અપૂર્વ બલવાળાં છે. એ ત્રણે જો પોતાના બળને સંપૂર્ણ અંશમાં પ્રકટાવે છે તો વિશ્વમાં એવી એક પણ સિદ્ધિ નથી કે જે સિદ્ધ ન થાય. એ ત્રણે સાધનમાં પ્રત્યેકમાં કંઇ સ્વતંત્ર અને વિલક્ષણ બળ રહેલું છે, અને તેથી એ ત્રણે મળીને જ્યારે કાંઇ પણ કર્તવ્યમાં પ્રવેશે છે ત્યારે તેનો આશ્ચર્યકારક પરિણામ આવે છે. જગતમાં પ્રકટતી આશ્ચર્યજનક સિદ્ધિઓ આ ત્રણે સાધનના સંયોગી બળના પરિણામરૂપ જ છે.

આ ત્રણ સાધનોના ગર્ભભાગમાં જે અલૌકિક સામર્થ્ય રહેલું છે તે જ્યારે બહાર આવવા માંડે છે ત્યારે તે સાધનોવડે ધારેલું કાર્ય થાય છે. એ ત્રણે સાધનના ઉપરના પડમાં રહેલાં સામર્થ્યો બહુ સ્થૂલ છે, પણ તેની સૂક્ષ્મતા તો એ સાધનોના અંતર્ગત ભાગમાં હોવાથી ત્યાંથી તેને બહાર પ્રકટાવવાની જરૂર છે.

આ ત્રણ સાધનોના ગર્ભ ભાગમાં રહેલાં સામર્થ્યની સૂક્ષ્મ કળાનો પ્રકાશ કરનાર એક જ વસ્તુ છે અને તે પ્રસન્નતા છે. પ્રસન્નતા પ્રત્યેક સાધનમાં નવીન નવીન બળનો આવિષ્કાર કરે છે.

પ્રસન્નતા ત્રણે સાધનને સતેજ કરીને તેના સ્થૂલ તથા સૂક્ષ્મ ઉભય પ્રદેશમાંથી બલનું આકર્ષણપૂર્વક પ્રકટીકરણ કરે છે.

પ્રસન્નતાનાં આંદોલનો ત્રણે સાધનોના પૃષ્ઠ ભાગપર્યંત પ્રવેશીને તે સાધનોના સમગ્ર બલને બહાર વ્યાપારવાળું કરવા પ્રવૃત્ત કરે છે. અને તેથી પ્રસન્નતા એ પ્રત્યેક સાધનને માટે અત્યંત ઉપયોગી છે.

પ્રસન્નતાવડે જ શરીરબલ, મનોબલ તથા અધ્યાત્મિકબળ પૂર્ણ રીતે પ્રકાશી ઉઠે છે. અને એ ત્રણ સાધનોનાં જ્યાંસુધી પૂર્ણ અંશમાં સામર્થ્યો પ્રકટી ઉઠ્યા નથી ત્યાં સુધી સર્વ પ્રકારની સિદ્ધિ કદાપિ પ્રાપ્ત થતી નથી.

શરીર, મન અને આત્મા એ ત્રણેમાં પોતપોતાનું કંઈ સર્વોત્તમ સામર્થ્ય છે તેને પ્રસન્નતા તેમાંથી બહાર પ્રકાશમાં આણે છે, જેથી પછી જે કાંઈ સિદ્ધ કરવાનું છે તે સર્વોત્તમ રીતે જ સિદ્ધ થાય છે.

પ્રસન્નતા શરીરના મૂલ પ્રદેશમાં મનના મૂલ પ્રદેશમાં, અને આત્માના મૂલ પ્રદેશમાં પ્રસરતી હોવાથી ત્યાં જે કંઇ છે તેના સંબંધમાં આવે છે, અને સબંધમાં આવે છે એટલું જ નહિ પણ જે કંઇ અત્યંત ઉપયોગનું તથા મહત્વનું છે તેને બહાર આકર્ષી લાવે છે. અને એવું મહત્વનું બહાર આવવાથી તે સાધનો સર્વોત્તમ પ્રયત્નને જ કરે છે.

પ્રસન્નતા એ બળમાત્રને ઉછાળા મારતું કરે છે—બળમાં અપૂર્વ વેગને પ્રકટાવે છે, અને તે અપૂર્વ વેગ ગમે તેવા કઠિન કાર્યમાં પણ પ્રવેશી જાય છે. અને તે ત્યાં પ્રવેશીને અટકતું નથી પણ તે કાર્યને સિદ્ધ કરીને જ અટકે છે. કાર્યસિદ્ધિનો મુખ્ય આધાર તેના સાધનોને સાધવાના વેગ ઉપર રહેલો છે. જો તેનો મંદ કે શિથિલ વેગ હોય છે તો કાર્યસિદ્ધિમાં બહુ જ ઓછો સંભવ હોય છે.

તમને ગમે તેવાં દુર્લભ સાધનો પ્રાપ્ત થશે, તો પણ તમારામાં પ્રસન્નતા ઉપજાવો, અને તે જ સાધનોમાં તમે આશ્ચર્યકારક બળ પ્રકટેલું જોશો.

આમ છે તો પછી શરીરને દુર્બલ જોઇ, મનને શિથિલ જોઇ, આત્માને અપ્રકટ જોઇ મુઝાવાનું શું પ્રયોજન છે? પ્રસન્નતા એ સર્વને ટાળી દેવા સમર્થ છે.

બંધુઓ! પ્રસન્નતામાં મારો નિવાસ છે, તમારો પણ એ ઉચ્ચ પ્રદેશમાં નિત્ય નિવાસ હો એ ઇચ્છું છું, અને તેમ થતાં આપણે પરસ્પરનાં પ્રસન્નતાજનક ઝલકતા મુખને નિહાળવા શા માટે અસમર્થ થઇશું?

જ્યાં પ્રસન્નતા છે ત્યાં હું છું અને જો જ્યાં પ્રસન્નતા છે ત્યાં તમે પણ છો તો આપણું ઐક્ય અભેદ છે.

મારા શારીરિક, માનસ તથા અધ્યાત્મ પ્રદેશમાં પ્રસન્નતા છે, અને તમારા શારીરિક, માનસ તથા અધ્યાત્મ પ્રદેશમાં જો પ્રસન્નતા છે તો તમે મારામાં છો અને હું તમારામાં છું. અહો! આપણા આ ઐક્યનો કેવો અદ્ભુત આનંદ!

આપણા આ ઐક્યનો અદ્ભુત આનંદ માનવા તમે પણ પ્રસન્નતાના ઉચ્ચ પ્રદેશમાં આવો અને હું પણ ત્યાં જ આવું છું–તો ચાલો, આપણે ઉભય આપણા માર્ગપ્રતિ ગતિવાળા થઇએ.

તો હવે અન્ય શું? એ જ કે પ્રસન્નતાપૂર્વક જય જય.

---

# परमात्मानो गुप्त प्रदेश.

( અનુસંધાન વર્ષના પૃષ્ઠ ૨૭૭ થી. )



આ પ્રદેશમાં જે કંઇ શુભ છે તેની જ આપણે ગણના કરીએ છીએ, તેનું જ ચિંતન કરીએ છીએ, કે જે શુભ બહાર પ્રકટવાની સ્થિતિમાં સંસર્વત્ર વ્યાપી રહ્યું છે; અર્થાત્ જે શુભ જ્યાં ત્યાં બહાર વિકાસ પામવાને તત્પર થઇ રહ્યું છે તેને જ આપણે ચિંતવીએ છીએ. જે કંઇ શુભરૂપ દેખાતું નથી તેની લેશ પણ ગણના આપણે કરતા નથી, કારણ કે સત્ય વાર્તા એ છે કે જ્યારે આપણે આ ગુપ્ત પ્રદેશમાં હોઇએ છીએ ત્યારે એવું કંઇ પણ આપણને જણાતું નથી કે જે શુભરૂપ ન હોય. આપણે વસ્તુમાત્રને ઉચ્ચ ભાવથી તેની ઉન્નત બાજુને જોઇએ છીએ. આપણે જે કંઇ યથાર્થ છે તેને જોઇએ છીએ. આપણે તેને જ સર્વદા જોયા કરીએ છીએ કે જેના ઉપર નિરંતર પ્રકાશ છવાઇ રહેલો છે. આપણે પડછાયાને જોતા નથી. તેમ તે આપણે જોવું જોઇએ એ પણ કાંઇ આવશ્યક નથી, કેમકે પડછાયામાં સત્યરૂપે વા વાસ્તવિક રીતે કંઇ જ વસ્તુ રહેલી નથી, અને તેથી તેનો પડછાયો એ કંઇ જ નથી. આ ઉન્નત પ્રદેશમાં આપણે જે કંઇ સત્ય છે વાસ્તવ છે અને શાશ્વત્ છે તેને જોઇએ છીએ. અને જો કે આપણે જ અપૂર્ણતાને જાણતા હોઇએ છીએ તો પણ તે અપૂર્ણરૂપે આપણને કંઈ હાનિ કરતા નથી જ—માત્ર કળીની અંદર રહેલું તે ગુલાબનું પુષ્પ જ છે. જ્યારે આમ છે તો પછી આપણે શા માટે કોઇ પણ બાબતમાં ચિંતાતુર કે વ્યાકુલ થવું જોઇએ ? શા માટે આપણે એ કળીને ખીલવાસંબધી શંકાશીલ રહેવું જોઇએ અથવા એક વ્યક્તિરૂપ પુષ્પને તેનો યોગ્ય સમય આવ્યાવિના તેને ખીલવવાને શા માટે બળાત્કારપૂર્વક યત્ન કરવો જોઇએ ?

**ઉન્નત ભૂમિકા-ઉપરથી દૃષ્ટિ.**

જ્યાં સુધી તમે આ ગુપ્ત પ્રદેશમાં નિવાસ કરી રહો છો ત્યાં સુધી તમને જગતનો ઉપાધિ કે જગતના વિચારો અસર કરતા નથી. કેમકે એ ગુપ્ત પ્રદેશમાં જે કંઇ ઉપાધિ છે તે બહુ ઉત્તમ છે, અને ત્યાંના સઘળા વિચારો સત્યની મૂર્તિજેવા જ હોય છે. જે કંઇ હિતકારક છે તેના પૂર્ણ પ્રકાશમાં અથવા તેના પૂર્ણ આવિષ્કારમાં રહેવાથી, તમે હિતમાં જ વહો છો, જે કંઇ સત્ય છે તેનું જ ચિંતન કરવાથી તમે સત્યમાં સ્થપાઓ છો. તેથી જગતના ઉપાધિ અને વિચારો જ્યાં તમે છો ત્યાં, જેમ પ્રકાશ આગળ અંધકાર રહેતો નથી

તેમ તે પણ રહેતા નથી. આ પ્રમાણે. જગતનો અજ્ઞાન મનુષ્ય તમારે માટે ગમે તેમ કહે, કરે કે વિચારે, પણ તમે તો શાંતિમાં જ હો છો. અને અહો! તે કેવી વિશ્રાંતિજનક તથા મધુર શાંતિ છે!


જ્યારે તમારૂં જીવન શિખર ઉપર—આત્માની અદ્દભુત સંપત્તિના શિખર ઉપર સ્થપાયું હોય છે, ત્યારે આ સ્થૂલ જગતના પ્રાણી પદાર્થના સંયોગ વિયોગરૂપ પ્રાપ્તિ અપ્રાપ્તિ તમને લેશ પણ ડગાવવાને સમર્થ થતી નથી. તમને મહામૂલ્યવાન્ પદાર્થની પ્રાપ્તિ થઇ હોય છે—અગમ્ય સરખી સંપત્તિના સ્વામિત્વનું ભાન તમારી વૃત્તિમાં કાયમ રહ્યા કરતું હોય છે, કે જે સંપત્તિની સાથે સરખાવતાં જગતની તમામ સંપત્તિ એક નિર્જીવ વસ્તુતુલ્ય હોય છે. તેમ જ તમે કોઇ પણ પ્રકારના બાહ્ય ઉપાધિથી કે સ્થૂલ પરિવેષ્ટનથી કે ઇતર પ્રાણી પદાર્થથી સંકોચ કે ક્ષોભને પ્રાપ્ત થતા નથી, જે કંઇ શુભ, રમણીય, આનંદજનક તથા લક્ષ્યરૂપ છે એવા શુભ પ્રદેશને તમે જાણ્યો છે, અખંડ અસ્તિત્વના મહામનોહર સ્થાનને તમે પ્રાપ્ત થયા છો, તમે એવી શાંતિ તથા તૃપ્તિને સાધી છે કે જે સર્વ જ્ઞાનથી પણ ચઢીયાતી હોઇ તમારામાં મહાસાગરની ઉંડાઇ કરતાં પણ અત્યંત ઉંડાં મૂળ ઘાલીને રહી હોય છે. તમે એવી તો દિવ્ય ભૂમિકાને પ્રાપ્ત થયા છો કે જેમાં તમારો આત્મા પરમાનંદને સેવતો પ્રસન્નતાપૂર્વક વિહાર કરે છે અને તેથી કદાપિ બાહ્ય પરિવેષ્ટન વા બહિરોપાધિ તમારી વૃત્તિઓની કામનાઓ તૃપ્ત થવા દેતી નથી તોપણ તમે અપ્રસન્ન થઇને અવનતિમાં આવી પડતા નથી. જો વિવિધ બાહ્યોપાધિ તમારી ઇન્દ્રિયો તથા વૃત્તિઓને અનુકૂળ થઇ પડે છે તો તેથી તમારામાં સ્વાભાવિક પ્રસન્નતા પ્રતીત થાય છે, પરંતુ જો તે તત્કાળ અનુકૂળ નથી થઇ જતી, તોપણ તમે કોઇ પ્રકારે અસંતુષ્ટ રહેતા નથી. સ્થૂલ જગતથી પ્રાપ્ત થતી પ્રસન્નતા કરતાં પણ તમે કંઇ એવું પ્રાપ્ત કર્યું છે કે જે તમને અખંડ અને નિરતિશય પ્રસન્નતાને પ્રાપ્ત રાખે છે. આ બધું થવાનો હેતુ કે તમે શુભ પ્રદેશને શોધી કહાડ્યો છે—તમે પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો છે—અને હવે તમે પરમાત્માની વિભૂતિરૂપ થઇ રહ્યા છો

**સર્વથી ચઢીયાતું.**




આમ છતાં પણ આપણે એ સ્મરણમાં રાખવું જોઇએ કે જો કે આપણે શાંતિની આવી ઉન્નત સ્થિતિમાં અખંડ રહીએ છીએ—જ્યાં સઘળું સર્વદા શુભ છે એવા પરમ ઉન્નત પ્રદેશમાં રહીએ છીએ—તોપણ આપણી આગળ પાછળ જે કંઇ છે તેનાથી આપણે બેદરકાર રહેવું જોઇએ નહિ, તેમ જ બીજાઓને જે કંઇ અગત્યનું છે તેનાપ્રતિ આપણે અવગણના કે અલક્ષ કરવું જોઇએ નહિ. પરમાત્માની સાથેનો આ આશ્ચર્યજનક સંબંધ આપણને કંઇ અન્ય મનુષ્યોથી વિમુખ કરી દેતો નથી, તેમ જ જગતના દુઃખથી આપણી થયેલી મુક્તિથી, માનવબંધુપ્રતિ સહાય કરવાના આપણા કર્તવ્યની આપણે ઉપેક્ષા કરવાની નથી. સત્ય વાર્તા એ છે કે આપણે જ્યાં ભય, દુઃખ, ક્લેશાદિ નથી એવા સ્થાનને પ્રાપ્ત કર્યા પછી, અન્યને પણ એ પ્રકારનું મુક્તત્વ પ્રાપ્ત થાય તેને માટે

**પરમ સત્ય.**



આપણે પ્રથમના કરતાં પણ વધારે લક્ષ આપવું ઘટે છે. બીજાઓની આવશ્યકતાપ્રતિ આપણે વધારે સાવધાન થવું જોઇએ. આપણે એ પ્રકારનાં વિવિધ કષ્ટો તથા ઉપાધિથી રહિત છીએ તે સ્થિતિ કરતાં ચઢીયાતી સ્થિતિમાં છીએ; આપણે તેમનાં જેવાં દુઃખોથી કે ઉપાધિથી દુઃખી થતા નથી, આપણે વધારે ઉન્નત ભૂમિકાનો અનુભવ કરતા હોઇએ છીએ, આપણે એવે સ્થાને રહીએ છીએ કે જ્યાં દુઃખો કદાપિ આવતાં નથી, આપણે દુર્બલતા અને દુઃખના ગર્ત (ખાડા)માંથી નીકળી આવ્યા છીએ, મુક્તત્વ અને સામર્થ્યના દિવ્ય શિખરઉપર આપણે ચઢ્યા છીએ, અને તેથી હાલ જેઓ બંધનમાં છે તેમને સહાય કરવાને માટે આપણે પૂર્વ કરતાં વધારે શક્તિવાળા છીએ. અને તે જ પ્રમાણે શાંતિ અને નિવૃત્તિના એ જ વિશાલ ક્ષેત્રમાં બીજાઓ પણ ચઢે તેને માટે સહાય આપવાની આપણી ઇચ્છા પૂર્વ કરતાં બલવત્તર થાય છે. આ પ્રમાણે કરતાં આપણને જણાય છે કે જ્યારે કોઇ નવીન પુરુષ પરમ ઉન્નત એવા શુભ પ્રદેશમાં પ્રવેશે છે ત્યારે જગતના તારકરૂપે એક નૂતન વ્યક્તિ પ્રકટ થઇ છે, એવું આપણને અનુભવાય છે.


આ આશ્ચર્યજનક વાર્તાનો વિચાર કરવામાં આ એક મહાન્ સત્યને આપણે સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ કે દરેક મનુષ્યમાં આવો એક ઉન્નત પ્રદેશ છે કે જ્યાં સઘળું સર્વદા શુભ છે. તમારી પોતાની આધ્યાત્મિક સૃષ્ટિમાં આવો પ્રદેશ છે, અને તેમાં તમે કોઇ પણ સમયે પ્રવેશ કરી શકો એમ છે. આ માનવ જન્મમાં અને આ પૃથ્વીમાં રહીને પણ એ શાંતિ અને ઉન્નત પ્રદેશનું અસ્તિત્વ મુક્તત્વના પ્રદેશમાં અખંડ અથવા જ્યારે ધારો ત્યારે રહી શકો એમ છે. એ પ્રદેશમાં કોઇ પણ પ્રકારનું અશુભ કદાપિ પ્રવેશી શકતું નથી. તેથી ત્યાં આવીને વિશ્રાંતિ લો અને દુઃખો, ઉપાધિ તથા હાનિમાત્રથી નિવૃત્તિનો અનુભવ કરો. આ દુઃખો વગેરે કંઇ તમારાં પોતાનાં નથી. જ્યાં તેનો અભાવ છે ત્યાં જાઓ. એ બધા કરતાં જ્યાં તમે ઉન્નત ગણાઓ ત્યાં આવીને ફરો. એ બધાં દુઃખોમાંથી હાલ જ છુટા પડો અને જે ક્ષણે તમે તેમને છેલ્લા નમસ્કાર કરો છો કે પછી તેઓ તમારી પાસેથી અળપાઇ જાય છે.

આપણા પોતાના જ અભ્યંતરમાં એક પરમ પવિત્ર સ્થાન છે કે જ્યાં મધુરતાયુક્ત શાંતિ પ્રસરી રહેલી છે, તે અવર્ણનીય આનંદની ભૂમિકા છે, દુઃખો તથા અશુભની સૃષ્ટિ કરતાં તે એટલી બધી ઉન્નત છે કે જ્યાં કેવળ અજ્ઞાનથી ઉત્પન્ન થતા દુઃખો કદાપિ પોતાનો પ્રહાર કરવાને શક્તિમાન્ થઇ શકતાં નથી, દીર્ઘ કાળથી જેની આપણે અપેક્ષા રાખ્યા કરીએ છીએ તે જ એ દૈવી ભૂમિકા છે. ત્યાં રહેવાનું જ્ઞાન આપણે પ્રાપ્ત કરવું જોઇએ. સમગ્ર જગતે તે ભૂમિકામાં રહેવાના જ્ઞાનને જાણવું જોઇએ. પછી શાંતિ અને નિષ્ઠાનું સામ્રાજ્ય નિઃસંશયપણે આ જ પૃથ્વીઉપર પ્રકટશે, અને દિવ્ય સામ્રાજ્યથી, જલથી જેમ સમુદ્ર છવાઈ રહ્યો છે, તેમ આ જગત્ છવાઇ રહેશે.

( અપૂર્ણ. )

# मानस शास्त्रना मूलाक्षरो.

( અનુસંધાન ૨૩મા વર્ષના પૃષ્ઠ ૪૪૦ થી. )

૨.

આચારમાં ઉતારી શકાય એવા પ્રકારના માનસ શાસ્ત્રનો પ્રધાન હેતુ એ છે કે જે કંઇ વિચારો આપણા હિતના છે તે જ મન કરે એ પ્રકારનું તેને કેળવવું અને આપણા વિચારો આપણું હિત કરનાર છે કે અહિત કરનાર છે. તેનો નિર્ણય મોટે ભાગે, આપણને નિત્ય પ્રાપ્ત થતા વિવિધ અનુભવો વા પ્રસંગોની સાથે સંબંધમાં આવતાં આપણે કેવી રીતથી વિચારો કરીએ છીએ તેના ઉપર રહેલો છે.

* * * *

આમાં આપણા પોતાના શરીર તથા મનમાં જે કંઇ ભાવો તથા સ્થિતિઓ પ્રકટી ઉઠે છે તે એક અત્યંત અગત્યની વસ્તુ છે. કેમકે જે કંઇ અનુભવો આપણા પોતામાંથી ઉઠી આવે છે, તે બહારથી જે કંઇ અનુભવો આપણને પ્રાપ્ત થાય છે તેના કરતાં તે આપણા મનઉપર અત્યંત ઉંડી અસર કરે છે. અને જેની મનઉપર અત્યંત ઉંડી અસર થાય છે તેને અનુકૂલ જે કંઇ વિચારો હોય છે તે વિચારો વિશેષ બલવાન્ બને છે.

જ્યારે જ્યારે મનઉપર કોઇ પણ વિચારની અસર થાય છે અથવા કોઇ પણ સ્ફુરણની મનઉપર છાપ પડે છે, ત્યારે તે સ્ફુરણ વા વિચારને અનુકૂલ જ બીજા વિચારો થાય છે, અને એવા પ્રકારના વિચારોની અસર મૂળ સ્ફુરણ વા વિચારના સ્વભાવને અનુરૂપ હોય છે. અને તેથી તે વિચાર જો શુભનો હોતો નથી તો તે વિચારોની અસર હાનિકારક નીવડે છે. આ જ હેતુને લીધે જે કોઇ વિચારમાં શુભનું સામર્થ્ય રહેલું નથી એવો એક પણ વિચાર મનમાં પ્રવેશવો ન જોઇએ. પરંતુ આપણા વિચારોનું બળ ઉત્તમ છે કે નહિ તે નિર્ણય કરવાનો આધાર, આપણા શરીરમાં જે કંઇ બને છે તે સંબંધી તથા આપણને આગંતુક પ્રાપ્ત થતા પરિવેષ્ટનસંબંધી આપણે કેવી જાતના વિચારો કરીએ છીએ તેના ઉપર રહેલો છે. * * * *

શરીરમાં જ્યારે કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ થતો જણાય કે તત્કાલ આરોગ્યસંબંધી ચિંતન કરવાનો વેગ ધરો. એ જ વિચારો તમારે ઉપયોગના છે, અને એ વિચારો જ તમારે માટેના છે, અને તમને નિરામય કરવામાં તે કુદરતને ઉપયોગી થઇ પડે તેમ છે. પરંતુ તેવા સમયે વ્યાધિના વિચારો ઉલટા તમને હાનિ કરનાર થશે, તમારા મંદવાડને વધારી મૂકશે, દુઃખના સળગતા અગ્નિમાં ઘી હોમશે, અને તમને નિરામય સ્થિતિ પ્રાપ્ત કરાવવામાં કુદરતને અનુકૂલ થતી અટકાવશે. * * *

જ્યારે શત્રુ તમારી નજીક હોય ત્યારે તમારા તે શત્રુને તમારૂં બળ આપવાની કશી જ જરૂર નથી, તમારા મિત્રને—સહાયકને—તે બળ આપો, વ્યવહારોપયોગી માનસશાસ્ત્રનો એ સિદ્ધાંત છે. જેવી સ્થિતિનો તમે વિચાર કરો છો તેવી સ્થિતિને હમેશાં તમે તમારૂં બળ આપો છો. વ્યાધિનો વિચાર કરો, અને તમે વ્યાધિના બળમાં વધારો અને દૃઢતા કરો છો. તેની જ સાથે આરોગ્યનું બળ દુર્બળ થતું જાય છે. પરંતુ આરોગ્યસંબંધી વિચારો કરો અને આરોગ્યના વિચારોનું બળ વધારે દૃઢ જામતું જશે, અને વ્યાધિ ક્રમે ક્રમે વધારે અને વધારે પ્રમાણમાં નિર્મૂળ થતો જશે અને પરિણામે પૂર્ણ રીતે નિવૃત્ત થઇ જશે. * * * ( અપૂર્ણ. )

# दिव्यमूर्ति.

રચનાર—શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.

આ એક અત્યંત રસિક વાર્તાનું પુસ્તક છે અને તે હમણા જ પ્રસિદ્ધ થયું છે. તેની પહેલી આવૃત્તિતરીકે કઢાવેલી ૫૦૦૦ નકલોમાંથી પહેલા જ અઠવાડીઆમાં ૨૦૦૦ નકલો ખપી ગઇ છે.

વિદ્વાન્ તેમ જ સામાન્ય બુદ્ધિમાન્ એકસરખા રસથી તે વાંચે છે. અને સર્વ કોઇ તેની સ્તુતિ કરે છે. વિદ્વાનને તેમાંથી જેટલું જાણવાનું મળી આવે છે, તેટલું જ સામાન્ય બુદ્ધિમાનને પણ તેમાંથી મળી આવે છે. વાર્તામાં રસ એવો છે કે વાંચતા વાંચતા વાંચનારને એમ થાય છે કે આ પુસ્તક જલદી વંચાવામાટે ચાર આંખો હોય તો કેવું સારૂં તે વાર્તાના રૂપમાં હોવાની સાથે મનુષ્યની ઉન્નતિ પામવામાટે કેવા ક્રમથી પ્રયત્ન કરવો તેને સૂચવનાર સેંમાં એક નિસરણી છે.

આ પુસ્તકની સ્તુતિના જે પત્રો આવે છે તેને જો છાપીએ તો ઘણાં પાનાં ભરાય એમ છે, પણ વિવેકી વાંચનાર તે પત્રોને વાંચે તેના કરતાં આ પુસ્તકને જ વાંચીને પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરે તો શું તે તેને વધારે લાભ કરનાર નથી ?

તમારે ગંભીર વિચારોને જગાડનારૂં પુસ્તક વાંચવું હોય અથવા નિવૃત્તિના સમયે મનને આનંદ મળે તેવું પુસ્તક વાંચવું હોય તો તેને માટે બે પુસ્તકો ખરીદવાની કશી જ જરૂર નથી. કેમકે તે બંને આ પુસ્તકમાં છે. તો પછી જે પુસ્તકમાંથી બંનેનો લાભ મળે તેવું પુસ્તક શામાટે ન લેવું. ?

આ પુસ્તકની દરેક ઘરમાં જરૂર છે. કેમકે દરેક ઘરનું દરેક માણસ પોતાની ઉન્નતિને ઇચ્છે છે. અને તે ઉન્નતિનો માર્ગ જેવી સરળ રીતે આ પુસ્તક બતાવે છે તેવી સરળ રીતે ભાગ્યે જ બીજું કોઇ બતાવતું હશે

તમે અનેક બાબતોમાં નિરાશ થયા હશો પણ આ પુસ્તક ખરીદીને વાંચીને કદાપિ નિરાશ નહિ થાઓ. આ બાબતમાં તમને નિરાશા થશે તો માત્ર એટલી જ કે આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી આટલા વિલંબે તમારે વાંચવાનો કેમ સમય આવ્યો.

વિશેષમાં એ છે કે આ **પુસ્તકની તમામ ઉપજ શ્રીમાન્ વિશ્વવંદ્યસ્મારકમાં આપવામાં આવી છે,** અને તેથી આ પુસ્તક ખરીદવું એ એક ધર્મદાન છે એમ જ્યારે તમે જાણો છો ત્યારે તમને તે પુસ્તક લેવાનું મન થયાવિના નહિ જ રહે, કેમકે તમારી ધર્મવૃત્તિ અત્યંત જાગ્રત્ છે. શ્રીમાન્ વિશ્વવંદ્યવડે જો તમારૂં કંઇ પણ હિત થયું છે એમ તમારી વૃત્તિ માનતી હશે તો તેઓના સ્મારકનિમિત્તના આ પુસ્તકને લઇ તમે અવશ્ય તે પ્રવૃત્તિને અનુમોદન આપશો

શ્રીમાન્ વિશ્વવંદ્યના અનંત ઉપકાર જેમને સ્મરણમાં જાગ્રત્ છે તેવા અનેક સજ્જનો કોઇ પચીસ તો કોઇ પચાસ અને કોઇ સો તો કોઇ બસેં એમ આ પુસ્તકની નકલો લઇને તેનો પ્રચાર કરવા મચી પડ્યા છે. અને તેની ખાતરી એક જ છે કે આજ સુધીમાં તેની ૪૦૦૦ નકલો ખપી ગઇ છે માત્ર એક જ હજાર હવે બાકી રહી છે, અને તે પણ હવે બહુ જ થોડા વખતમાં ખપી જશે.

જેઓ તે પુસ્તકો ખપાવવા પ્રયાસ કરે છે તેઓ પહેલાં માત્ર પાંચ નકલો પ્રયાસ કરી લેવા ખાતર મુશ્કેલીથી લઈ ગયા હતા: આજ તે જ મનુષ્યોએ પચાસ ઉપરાંત પુસ્તકો ખપાવી દીધાં છે, અને હજી મંગાવ્યા જ કરે છે.

જ્યારે આટલો બધો વેગ ચાલ્યો છે ત્યારે તમારે પાછા પડવાની શી જરૂર છે ? જો પોસ્ટ ઑફીસ આજે જ તમારો પત્ર લેવા તૈયાર છે તો આજે જ પત્ર લખો અને મંગાવી લો.

મૂલ્ય– ૧–૦–૦ પોસ્ટેજ ૦–૧–૦

વ્યવસ્થાપક મહાકાલ વડોદરા.

---

# सदुपदेश श्रेणी.

## ( सप्तविंशतितम सदुपदेश. )

---

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના આષાઢી પૂર્ણિમાના ૫૧ મા મહોત્સવપ્રસંગે પ્રસિદ્ધ કરવામાં આવી છે, જેમાં નીચેપ્રમાણે સ્ત્રીપુરુષના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે:–

પુરુષવર્ગના વિષયો.

૧ અભ્યાસ. ( ભોગીલાલ. )
૨ શારદા અને શ્રીકૃષ્ણ. ( શ્રી ઉપેન્દ્ર. )
૩ વેદાંતપરિભાષાવ્યાખ્યા ( કણીઆ. )
૪ પ્રકટ પરમેશ્વર. ( કૌશિકરામ વિ. મહેતા. )
૫ આત્મચેતન. ( શ્રી ઉપેન્દ્ર. )
૬ ઈશ્વરભાવના. ( નર્મદાશંકર દે. મહેતા. )
૭ કીર્તનો.

---

સ્ત્રીવર્ગના વિષયો.

૧ પ્રગતિને માટે કયું સાધન સૌથી શ્રેષ્ઠ છે. ( પ્ર૦ )
૨ અધિકારિનાં લક્ષણો. ( સુલોચના. )
૩ કીર્તનો.

---

આ મોટાં ૨૧૦ પૃષ્ઠનું પુસ્તક છે. તેમાં શારદા અને શ્રી કૃષ્ણની વાર્તા ખાસ વાંચવાયોગ્ય છે. તે અત્યંત રસવાળી, સરળ અને ચમત્કારિક છે. આ વાર્તાનું વધારે વિવેચન લખવા કરતાં તેને વાંચી જવાનું આગ્રહપૂર્વક કહેવું એ વાંચનારને માટે વધારે લાભ કરનારું છે.

મૂલ્ય. ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

વ્યવસ્થાપક મહાકાલ.
વડોદરા.

# सती सुवर्णा.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ઠ ૨૪૪ થી. )

**શ્યેન**—( ક્રોધ કરીને ) તમે સેવક છો અને હું તમારો રાજા છું. તમારે મારી સાથે કેવી રીતે બોલવું જોઇએ, તેનું તમને જરા પણ ભાન નથી. તમે મોટા બુદ્ધિમાન્ બની મને શિખામણ આપવા બેઠા છો પણ હવે કંઇ હું નાનું છોકરૂં નથી કે મારે દરેક વાતમાં તમારૂં સાંભળ્યા કરવું.

**બુદ્ધિર**—ખરું છે પ્રધાનજી! હવે કંઈ મહારાજ નાના કીકા નથી કે તમારે તેમને આમ ધમકાવવા પડે.

**ધીરચેતસ્**—અરે દુષ્ટ! તું મહારાજની પાસે બેઠો છે એટલે એમ ધારે છે કે તું જે બોલીશ તે ચાલ્યું જશે.

**શ્યેન**— પ્રધાન! મારા સાચા સેવકોનું તમે આમ અપમાન કરો છો, તથા નકામા અમારા કામમાં આડા આવો છો તેનો પરિણામ સારો નહિ આવે હોં.

**ધીરચેતસ્**—આપ અને આપનો આ સાચો સેવક ન્યાયને રસ્તે ચાલશો તો મારે આડે આવવાની કશી જરૂર નથી, પણ અન્યાયને રસ્તે ચાલો છો એમ જણાશે તો હું મારા પ્રાણની પણ દરકાર કર્યા વિના આપનું ધાર્યું નહિ જ થવા દઉં, એ નક્કી માનજો. આપના પિતાએ મરણવખતે મને આજ્ઞા કરી છે કે હે મિત્ર ધીરચેતસ્! તું રાજાની અયોગ્ય ઇચ્છા અને અયોગ્ય આજ્ઞા કદી પણ પાળીશ નહિ. મારી પ્રજામાં કોઇને અન્યાયથી પીડા થાય તો તું કદી પણ સહન કરીશ નહિ. તેમાં પણ મહાત્માઓને, સદાચરણી પુરુષોને, સ્ત્રીને તેમાં પણ પતિવ્રતાને, બાળકને અને દુઃખીદરિદ્રીને વગર કારણે પીડા થતી હોય તો તું કદાપિ પણ સહન કરીશ નહિં. આવી આપના પિતાની આજ્ઞા હોવાથી કહું છું કે જો આપ અધર્મથી ચાલશો તો હું આપનો નથી એમ જાણવું. હું આપનો પ્રધાન નથી પણ શત્રુ છું એમ જાણજો. હું કદી પણ આપના અધર્મને આશ્રય આપનાર નથી. પછી તેમ કરતાં મારા પ્રાણ જાય તો શું થયું ?

**શ્યેન**—(અત્યંત ક્રોધથી ઉભા થઇને) અરે દુષ્ટ! આ ક્ષણે જ હું તારૂં માથું ધડથી જૂદું કરત પણ તને વૃદ્ધ જાણીને જવા દઉં છું. મારી ઇચ્છાથી ઉલટા ચાલનાર તમારા જેવાને હું પ્રધાન રાખવા ઇચ્છતો નથી. હાથીના દાંત એકવાર નીકળ્યા તે નીકળ્યા. શું તે કદી પાછા પેઠા સાંભળ્યા છે? કદી ઉપરથી બ્રહ્મા ઉતરી આવે તો શું થયું? હું મારી ઇચ્છા કદી ફેરવવાનો નથી. યાદ રાખો, જો મારા ખાનગી કામમાં આડા આવ્યા તો પછી કેવા હાલ થાય છે તે!

**ધીરચેતસ્**—હું અને મારૂં સર્વસ્વ નાશ પામશે તોપણ હું અધર્મે ચાલનાર નથી. બલાત્કારે કુલવાનોની કુલમર્યાદા ત્રોડવી એ ક્ષત્રિયોનો ધર્મ નથી. પોતાની પ્રજાએ રાજાને પોતાનાં છોકરાંજેવી જાણવાને બદલે તેમના તરફ બુદ્ધિ બગાડવી, અને કુતરાની પેઠે વિષયી થઇ ધર્મમર્યાદાનો લોપ કરવો એ ક્ષત્રિયનો ધર્મ નથી, પણ મ્લેચ્છનો છે. હું સ્પષ્ટ કહું છું કે આપની ખોટી આશા પૂર્ણ થશે નહિ, પણ અનેકના પ્રાણ લેશે.

શ્યેન—

શાનું ડહાપણ ખોટું ચલાવો,
શાની ખોટી બીક જણાવો,
ક્ષત્રિતણા ધર્મ અમો રાજવંશી જાણું જેવા,
ક્યાંથી હોય જાણવામાં વણિક તમોને તેવા,
તમે જાણો માત્ર કેવી રીતે પૈસા લેવા દેવા,
જાઓ ન મોઢું બતાવો, ચાલ્યા જાઓ ન મોઢું બતાવો; શાનું૦
હોય નારીરત્ન આ નગરમાંહિ જે જે સ્થળે,
તે તે મેળવવા અમો ક્ષત્રિયોએ બાહુબળે;
બળથી ન મળે ત્યારે મેળવવાં કળે છળે,
ધર્મ અમારો આવો, જાણો ધર્મ અમારો આવો. શાનું૦

ધીરચેતસ—

બહુ પસ્તાવું પડશે આખર,
જો નહિ માનો આજે નૃપવર!
અનીતિનાં આચરણે કો સુખી થયો નથી ન થશે નર,
રાવણસરખા રાજવીના હાલ વિચારો દુઃખકર;
રામતણું શર, ભેદી અંતર, થયું પ્રાણહર માટે હિતકર,
શિખ આ સત્વર, માનો માગું છું જોડી કર; બહુ પસ્તાવું૦
કંસ હિરણ્યકશિપુએ જો અનીતિ માંડી અનર્ગળ,
પાપનો ઘડો ભરાતાં અંતે, આવી મળવાની પળ,—
પાપતણાં ફળ, નિજ બાહુબળ, છળને સૌ કળ, થયાં જ નિષ્ફળ,
દુઃખદવાનળ, વેઠીને શોધ્યું યમનું ઘર, બહુ પસ્તાવું૦

શ્યેન—( સ્વગત ) આ પ્રધાન ડરાવ્યો ડરતો નથી. એને હમણાં ચીડવવો કામનો નથી. એને હમણાં તો સમજાવી લેવામાં જ ફાયદો છે, કામ પાર પડ્યે પછી એનો ધીરે ધીરે ઘાટ ઘડીશું. ( પ્રકાશ ) પ્રધાન! તમે મારા ફાયદાની વાત કહો છો, તે હું સમજું છું પણ મારો સ્વભાવ હઠીલો હોવાથી આ વખત તમારું કહેવું મારી બુદ્ધિમાં ઉતરતું નથી. માટે હાલ તો તમે જાઓ. હજી તમે ધારો છો તેવો અન્યાયનો યત્ન મેં કર્યો નથી. તોપણ તમે આ કહેલી વાતનો હું નિરાંતે વિચાર કરી જોઈશ, અને મારા વિચાર મને ખોટા જણાશે તો પછી હું તે ફેરવીશ.

ધીરચેતસ—( સ્વગત ) આ રાજા મને ટાઢો પાડવા ઉપરથી આમ બોલે છે, પણ એના મનમાં પાપ હોય એમ જણાય છે. હશે હાલ વધારે વિરોધ વધારવો કામનો નથી, તોપણ હવે ગાફલ રહેવું પણ કામનું નથી. ( પ્રકાશ ) બહુ સારું, મહારાજ! ત્યારે હું રજા લઉં છું. ( જાય છે. )

સુહિર—હું પણ મહારાજ! હવે રજા લઉં છું. મારે પાછી પેલી વાતની પેરવી અત્યારે કરવાની છે. આપે વિચાર માંડી તો નથી વાળ્યો કેની?

શ્યેન—અરે સુહિર! આમનો સૂર્ય આમ ઉગે તોએ શું થયું? એ તો મેં પ્રધાનને ફુલ્લામાં હાથ મૂકાવ્યો છે.

સુહિર—મહારાજ ! મને તો બહુ ફીકર પેઠી'તી. પણ મને એણે ધમકાવ્યો તે જોયું કે ? આપ મારે માથે ન હો તો એ તો મને અવળી ઘાણીએ પીલી નાખે.

શ્યેન—અરે જખ મારે છે. તું તારે નિર્ભયપણે કરતાં હોય તે કર્યે જા ને, જા, પણ હવે ઝટ કામ સફળ થાય તેમ કર. ( સુહિર નમીને જાય છે. )

( અપૂર્ણ. )

---

# बौद्ध धर्मनां उदयास्तमयनां कारणो.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃ૪ ૨૪૯ થી. )

નિર્વાણ પામવાના સંધિસમયે પ્રકૃતિમાં ક્ષોભ થયાનું, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થયાનું, તથા વિલક્ષણ વ્યતિકરો થયાનું બૌદ્ધ ગ્રંથોમાં વર્ણન છે. પરંતુ યથાર્થ બુદ્ધના અથવા તથાગતના મહિમાનો આધાર આવા વ્યતિકરોઉપર નથી. પરંતુ જીવોના સાચા ધાર્મિક જીવનઉપર જ છે એમ પોતે છેવટે આનંદ નામના શિષ્યને કહ્યું હતું:—

પ્રિય આનંદ ! બુદ્ધ અથવા તથાગતપ્રતિની શ્રદ્ધા, ભક્તિ, અને બહુમાન, બાહ્ય આડંબર અથવા વ્યતિકરોથી પ્રકટ થતાં નથી, પરંતુ જે કોઇ ધાર્મિક સ્ત્રી વા પુરુષ, ભાઇ અથવા બહેન પોતપોતાનાં નાનાં મોટાં પ્રાપ્તકર્તવ્યો એકનિષ્ઠાથી કરે છે, અને ધર્માનુસાર પવિત્ર જીવન ગાળે છે તે જ તથાગતના વાસ્તવ મહિમાને પ્રકટ કરે છે. આ માનુષ છતાં અમાનુષ વિચારોમાં જ ધાર્મિક જીવનનું રહસ્ય છે. આપણા ધર્મગ્રંથોમાં પણ કહ્યું છે કે:—

अज्ञान मूढा मुनयो वदन्ति पूजोपचारादि बाह्य क्रियाभिः ।
तोषं गिरीशो भजतीति मिथ्या कुतस्त्व मूर्तेरपि भोगलिप्सा ॥

એક કવિએ બાઇબલના રહસ્યને કાવ્યમાં ગુંથી કહ્યું છે કે:—

But thou hast said, the flesh of goat,
The blood of ram, I would not prize,
A contrile heart, an' humble thought,
Are my accepted sacrifice "

અને આવા જ ભાવ મહા પુરુષોએ પ્રત્યેક ધર્મમાં જણાવ્યા છે.

પોતાના દેહના અવસાનસમયે આવેલા સુભદ્રને પણ સત્ય ધર્મના આદેશ કરવા બુદ્ધ ચૂકયા નથી, અને અંતિમ વાકય તેઓએ એ ઉચ્ચાર્યું છે કે " કાર્યદ્રવ્યો સર્વ ક્ષણિક અને વિનાશી છે, અને નિર્વાણસિદ્ધિ અભ્યાસથી મેળવવાની છે. "

ગૌતમ બુદ્ધના સ્થૂલ શરીરનો કુશીનગરના મલ્લોએ અગ્નિદાહ કર્યો, અને તેમના અસ્થિસંચયને તેમણે પોતાનાં ધનુષ્ અને બાણની જાળી કરી તે નીચે રાખ્યાં; અને ત્યાં સાત દિવસસુધી ગંધ પુષ્પવડે તેઓએ પૂજા કરી. ત્યાર પછી તે અસ્થિસંચયના આઠ ભાગ પાડવામાં આવ્યા હતા. એક ભાગ મગધરાજ અજાતશત્રુ લઇ ગયા, અને રાજગૃહમાં તેના ઉપર સ્તૂપ રચ્યો. વૈશાલિના લીચ્છવીઓએ બીજો ભાગ લીધો. બાકીના ભાગ

કપિલવસ્તુના શાક્ય, અલ્લકપ્પાના બુલિ, રામગ્રામના કોલીઆ, પાવા અને કુશીનગરનાં મલ્લો, અને વેદદીપક નામનો બ્રાહ્મણ એટલાના કબજામાં ગયા. પિપ્પલવનના મોરીયા સ્થૂલની રાખ લઈ ગયા. અને દ્રોણ નામના બ્રાહ્મણે જે ધાતુપાત્રમાં દેહને મૂકી બાળ્યો હતો તે પાત્ર લીધું.

આ અસાધારણ ધાર્મિક બલવાળું ભૌતિક જીવન ઇસવીસન પૂર્વે ૪૮૭ માં શમી ગયું, પણ તેનો અલૌકિક આત્મા અન્ય શરીરીઓમાં અને પ્રજામાં અવતાર પામી વિસ્તાર પામ્યો. ગૌતમના નિર્વાણ પછી ઘણાં સૈકા સુધી તેમના શરીરની મૂર્તિનું પૂજન થતું ન હતું; અને આરંભમાં વાસ્તવ બુદ્ધ, ધર્મ, અને સંઘ—એ ત્રિપુટીની ભાવના ગૌતમના લૌકિક જીવનમાં આચારમાં મૂકાઈ હતી. તેની સ્મરણભક્તિ થયાં કરતી હતી; અને ત્યાર પછી ભાવનાએ મૂર્તિના આલંબનને શોધી કાઢયું. અને તેના પરિણામમાં મહાયાન બુદ્ધધર્મે અનેક સ્તૂપો, વિહારો, અને બુદ્ધની ભિન્ન ભિન્ન મુદ્રાવાળી મૂર્તિઓને આ પૃથ્વીઉપર વિસ્તારી આ મૂર્તિઓ અને શિલ્પ કામના અવલોકનવડે હિંદુસ્થાનમાંથી લુપ્ત થયેલા આ ભવ્ય ધર્મના પ્રાચીન જીવનની ઝાંખી થઈ શકે છે.

( અપૂર્ણ. )

---

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ઠ ૨૫૪ થી. )

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ઠ ૨૫૪ થી. )

**चराचरव्यपाश्रयस्तु स्यात्तद्व्यपदेशो भाक्तस्तद्भावभावित्वात् ॥ १६ ॥**

સૂત્રાર્થ:—(દેવદત્ત જન્મ્યો, દેવદત્ત મરણ પામ્યો ઇત્યાદિ પ્રકારે) જીવનાં ઉત્પત્તિ તથા પ્રલયનું જે કથન કરવામાં આવે છે તેમાં જન્મમરણ સ્થાવર જંગમ શરીરવિષયનાં હોઇને ઉપચારથી જીવને લગાડવામાં આવે છે કારણ કે શરીરના સદ્ભાવ તથા અભાવને જ એ શબ્દો અવલંબન કરી રહેલા છે.

જેમ મનસ્ આદિ કરણોની ઉત્પત્તિ થાય છે તેમ જીવોની પણ ઉત્પત્તિ તથા પ્રલય થતા હશે કે નહિ એ સંશય છે. ત્યાં દેવદત્ત જન્મ્યો, દેવદત્ત મરણ પામ્યો ઇત્યાદિ લૌકિક વ્યપદેશ જોવામાં આવે છે તેથી એ વ્યપદેશથી જીવ જન્મે છે તથા મરણ પામે છે એવું જણાય છે. કેવલ લૌકિક કથન નહિ પણ શાસ્ત્ર પણ આ અર્થમાં સંમતિ આપે છે. શાસ્ત્રમાં જાતકર્મ આદિ સંસ્કારનું વિધાન કરવામાં આવે છે. હવે જો જીવ જન્મતો જ નહિ હોય તો જાતકર્મનું વિધાન વ્યર્થ છે. તેથી એ સંસ્કારોની સાર્થકતા પણ જીવની ઉત્પત્તિની અપેક્ષા રાખે છે. તેથી જીવને જન્મ તથા પ્રલય હોય છે અને તેથી એ ઉત્પત્તિ આદિથી ભૂતોત્પત્તિના ક્રમનો બાધ થાય છે અને જીવ જન્મમરણ પામનાર હોવાથી બ્રહ્મથી ભિન્ન છે તેથી જીવબ્રહ્મનું ઐક્ય અયુક્ત છે. આ પ્રકારનો પૂર્વપક્ષ અહિં પ્રાપ્ત થાય છે.

આ પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે જીવની ઉત્પત્તિ થતી નથી. તેમ જીવનો પ્રલય પણ થતો નથી; કારણ કે એમ થતું હોય તો શાસ્ત્રપ્રતિપાદિત ફલનો જીવસાથેનો સંબંધ ઉપપન્ન થઇ શકતો નથી. પ્રથમ જાતકર્મસંસ્કાર લઇએ તો ત્યાં જીવના જન્માદિને ઉદ્દેશીને જીવને જન્માન્તરમાં ફળ આપનાર જાતકર્મનું

વિધાન કરવામાં આવ્યું છે. હવે અહિં પરસ્પર વિરોધ છે. જીવના જન્માદિ હોય તો જાતકર્મનું વિધાન થાય. અને જીવ શરીરસાથે મરણ નહિ પામતો હોય પણ આગળ અસ્તિત્વમાં જ રહેતો હોય તો એ જાતકર્માદિ ઉત્તરજન્મમાં મળનાર ફલના સાધનરૂપ થઇ શકે. તેથી આમ જ્યાં ઉદ્દેશ્ય અને વિધેયમાં વિરોધ હોય છે ત્યાં વિધેયને સાચવીને ઉદ્દેશ્યના અર્થમાં ભેદ થાય છે એ નિયમ પ્રમાણે જીવ જન્માન્તરોમાં વિદ્યમાન રહે છે માટે જન્મ તથા મરણને પામનાર નથી એ અર્થ જ એ જાતકર્માદિના વિધાનનો લેવો ઉચિત છે. આ જ પ્રમાણે શાસ્ત્રમાં વિવિધ કર્મોનું વિધાન કરવામાં આવ્યું છે તથા વિવિધ કર્મોનો નિષેધ કરવામાં આવ્યો છે કે જેનાં ઇષ્ટ તથા અનિષ્ટરૂપ ફલોની પ્રવૃત્તિ ઉત્તર જન્મોમાં જ થઇ શકે છે. તેથી એ જન્મોમાં ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો પરિહાર જેને થાય તેવી જીવરૂપ વ્યક્તિ વિદ્યમાન રહેવી જોઇએ, નહિ તો એ કર્મનું વિધાન નિરર્થક છે. જો જીવ શરીર પડતાં મરણ પામી જતો હોય તો જન્માન્તરમાં એવી વિદ્યમાનતા રહેશે નહિં. તેથી શાસ્ત્રીકર્મના ફલનો સંબંધ થવા અર્થાત્ શાસ્ત્રીવિધિનિષેધ નિરર્થક ન થઇ રહે તેટલા માટે જીવની ઉત્પત્તિ તથા પ્રલય નથી એમ માનવું જોઇએ. આટલું જ નહિ પણ શ્રુતિ સ્પષ્ટ કહે છે કે **जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते**–જીવથી અસંબદ્ધ થયેલું–વિરહિત થયેલું આ શરીર મરે છે પણ જીવ મરણને પામતો નથી.

લોકમાં દેવદત્ત જન્મ્યો, દેવદત્તનું મરણ થયું ઇત્યાદિ વ્યપદેશ ચાલે છે, એવું કહેવાય છે એ સત્ય છે. પણ એ કથન જીવના સંબંધમાં ઉપચારથી કહેવામાં આવે છે. સ્થાવર જંગમ શરીરની ઉત્પત્તિ થતાં તેમાં વિહાર કરનાર જીવ ઉત્પન્ન થયો એમ કહેવાય છે અને એ શરીરનું પતન થતાં એમાં પૂર્વે વિહાર કરનાર જીવ મૃત્યુને પામ્યો એમ કહેવાય છે. તેથી સ્થાવરજંગમશરીરના જન્મ તથા મરણનું પ્રતિપાદન આ કથન મુખ્યપણે કરે છે અને જીવના સંબંધમાં જન્મમરણ તે માત્ર ઉપચારથી છે અને સાચાં નથી. આમ હોવાથી જ જ્યારે શરીરની ઉત્પત્તિ થાય છે ત્યારે અને ત્યારે જ જીવ જન્મ્યો એમ લોક કહે છે અને એ શરીર પડે છે ત્યારે અને ત્યારે જ અમુક મરણને પામ્યો એમ લોક કહે છે. તાત્પર્ય કે શરીરના પ્રાદુર્ભાવ તથા તિરોભાવ થતાં જીવના સંબંધમાં જન્મ અને મરણનો વ્યપદેશ થતો હોવાથી એ વ્યપદેશ ગૌણ છે અને મુખ્ય નથી. લોકમાં આ પ્રકારે જોવામાં આવે છે એટલું જ નહિ પણ **स वा अयं पुरुषो जायमानः शरीरमभिसंपद्यमानः। स उत्क्रामन् म्रियमाणः**–શરીરની પ્રાપ્તિ થતાં આ ચેતન પુરુષ જન્મતો કહેવાય છે અને શરીરને એ ત્યજે છે એટલે એ મરણ પામતો કહેવાય છે એમ દર્શાવનાર શ્રુતિ શરીરનો સંયોગ થવો તે જન્મ છે અને શરીરનો વિયોગ થવો એ મરણ છે એમ જણાવે છે. જાતકર્માદિનું વિધાન પણ આમ હોવાથી જીવના જન્મને ઉદ્દેશીને કરવામાં નથી આવતું પણ જીવનો શરીરસાથે સંયોગ થાય છે તે સંયોગરૂપ જન્મને ઉદ્દેશીને કરવામાં આવ્યું છે, કારણ કે જીવનો જન્મ થવો અસંભવ છે, તેથી લૌકિક વ્યપદેશ તથા શાસ્ત્રીય સંસ્કાર જીવોનાં જન્મ તથા મરણનાં સાધક નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે દેહને આશ્રયે રહેલા સ્થૂલ ઉત્પત્તિ તથા પ્રલય જીવને લૌકિક વ્યપદેશાદિથી લાગતા નથી એ શ્રી સૂત્રકારે કહ્યું. જેમ આકાશાદિની પરમાત્મામાંથી ઉત્પત્તિ થાય છે, તેમ જીવોની પણ એવી ઉત્પત્તિ થાય છે કે નહિ એ શ્રુતિઓનો આપાતતઃ વિરોધ જણાયાથી સંશય થાય છે તેને હવે શ્રીસૂત્રકાર દૂર કરે છે.

नात्माऽश्रुतेर्नित्यत्वाच्च ताभ्य ॥ १७ ॥

**સૂત્રાર્થ**—જીવાત્મા ઉત્પન્ન થતો નથી કારણ કે ઉત્પત્તિ પ્રકરણમા ઘણે સ્થળે જીવનુ ગ્રહણ કરવામા આવ્યુ નથી અને શ્રુતિઓ જીવને નિત્ય અજ આદિ સ્થાપન કરે છે

આ સૂત્રમા એ જણાવ્યુ કે શરીર તથા ઇન્દ્રિયથી બનેલા પજરનો અધ્યક્ષ, તથા કર્મનાં ફલને ભોગવનાર જીવ નામનો કોઇ પદાર્થ છે એ સિદ્ધ છે ત્યા એ જીવ, જેમ બ્રહ્મમાંથી આકાશાદિ ઉત્પન્ન થાય છે તેમ ઉત્પન્ન થાય છે કે બ્રહ્મની માફક ઉત્પત્તિવિનાનો છે એ સંશય થાય છે કારણ કે यथाग्ने क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्ति० જેમ અગ્નિમાંથી સૂક્ષ્મ તનખાઓ ઉડે છે તેમ આ પરમાત્મામાંથી સર્વ જીવો ઉદ્‌ભવે છે એ આદિ શ્રુતિ જીવોની ઉત્પત્તિ વર્ણવે છે ત્યારે स एष इह प्रविष्ट आनखाग्रेभ्य अज आत्मा એ પરમાત્મા જ આ શરીરમા નખથી શિખાસુધી પ્રવેશી રહ્યા છે અર્થાત્ જીવરૂપે પ્રવેશી રહ્યા છે અને એ અજ છે, ઉત્પત્તિ વિનાના છે—ઇત્યાદિ શ્રુતિઓ જીવોને અવિકૃત બ્રહ્મરૂપ કહી ઉત્પત્તિરહિત જણાવે છે, તેથી શ્રુતિઓનો પરસ્પર વિરોધ જણાનાથી એ સશય થાય છે.

આ સશય થતા પૂર્વ પક્ષ આ પ્રમાણે પ્રાપ્ત થાય છે કે જીવો ઉત્પન્ન થાય છે કારણ કે એમ માનવાથી શ્રૌતી પ્રતિજ્ઞાનુ નિર્વહણ થાય છે एकस्मिन् विज्ञाते सर्वमिदं विदितम् એકનુ જ્ઞાન થવાથી સર્વ જણાઇ જાય છે એ આદિ પ્રકારે સર્વ વેદાન્તમાં બ્રહ્મરૂપ એક વસ્તુના, જ્ઞાનથી સર્વ પદાર્થમાત્ર જ્ઞાત થઇ જાય છે એમ પ્રતિજ્ઞા કરવામાં આવી છે, અને એ પ્રતિજ્ઞા ક્યારે સાચી ઠરે છે કે જ્યારે સર્વ પદાર્થમાત્ર બ્રહ્મમાંથી ઉત્પન્ન થતા હોય ત્યારે જો જીવ ઉત્પન્ન નહિ થતો હોય તો એ બ્રહ્મનુ કાર્ય નહિ ઠરે અને તેમ થતાં બ્રહ્મના જ્ઞાનથી એનુ જ્ઞાન નહિ થાય તેથી એ પ્રતિજ્ઞાનો ઉપરોધ થાય જીવ એ અવિકૃત પરમાત્મા છે એ સ્વીકારી શકાય તેમ નથી, કેમકે જીવ તથા બ્રહ્મ બ નેનાં લક્ષણો ભિન્ન ભિન્ન છે અપહતાત્મા, અશોક, અજર, સર્વકામ ઇત્યાદિ પરમાત્માના ધર્મો ( લક્ષણો ) છે ત્યારે જીવનુ સ્વરૂપ એથી વિપરીત છે તેથી જીવ અને પરમાત્મા લક્ષણભેદને લીધે ભિન્ન ભિન્ન છે અને ભેદ છતાં જો જીવ અજ હોય તો પરમાત્માથી એ ભિન્ન તત્ત્વરૂપ પદાર્થ થયો અને તેમ થતાં એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની પ્રતિજ્ઞાનો બાધ આવશે વળી જીવ એ વિભક્ત પદાર્થ છે અને જે જે વિભાગવાળો પદાર્થ હોય છે તે સર્વ વિકારી છે એ આપણે આકાશાદિ સ્થળે જોઇએ છીએ. તેથી પુણ્ય તથા અપુણ્ય કર્મવાળો, સુખ દુઃખને ભોગવનારો અને પ્રતિશરીર વિભક્ત જીવ પણ આકાશાદિની માફક ઉત્પત્તિવાળો હોવો જોઇએ આટલુ જ નહિ પણ यथाग्ने क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्ति एवमेवास्मादात्मन सर्वे प्राणा જેમ અગ્નિમાંથી સૂક્ષ્મ તનખા નીકળે છે તેમ આ આત્મામાંથી સર્વ પ્રાણાદિ ભોગ્ય પદાર્થમાત્ર ઉત્પન્ન થાય છે એ પ્રકારે સર્વ ભોગ્ય વસ્તુની પરમાત્માથી ઉત્પત્તિ કહી, શ્રુતિ પોતે सर्वे एते आत्मानो व्युच्चरन्ति આ સર્વ જીવાત્મા એમ જ ઉદ્‌ભવે છે, ઇત્યાદિ વચનથી ભોક્તારૂપ જીવોની ઉત્પત્તિનુ પણ શાસન કરે છે મુણ્ડક શ્રુતિ પણ કહે છે કે यथा सुदीप्तात् पावकाद् विस्फुलिङ्गा सहस्रश प्रभवन्ते स्वरूपास्तथाक्षराद् विविधा सोम्य भावा प्रजायन्ते तत्र चैवापि यन्ति—જેમ સારી રીતે પ્રદીપ્ત થયેલા વહ્નિમાંથી સૂક્ષ્મ તનખાઓ સહસ્ર સખ્યામાં ઉત્પન્ન થાય છે તેમ જ હે સૌમ્ય ! અક્ષર બ્રહ્મમાંથી

તેના સમાન વિવિધ પદાર્થો ઉદ્ભવે છે. આ શ્રુતિમાં **स्वरूप** શબ્દ વાપર્યો છે, તેનો અર્થ સરૂપ, સદૃશ થાય છે, અને જીવો તથા બ્રહ્મ બન્ને ચેતન હોવાથી એ અંશમાં જીવો જ બ્રહ્મના સ્વરૂપ ગણાય તેમ છે, તેથી એ પદથી અહિં જીવોની વિવક્ષા કરેલી સ્પષ્ટ છે અને તેથી આ શ્રુતિ અક્ષરમાંથી જીવોની ઉત્પત્તિનું કથન કરે છે, તેથી જીવો ઉત્પત્તિવાળા છે એ અનુમાનથી નહિ પણ શ્રુતિથી પણ સિદ્ધ છે. એ સત્ય છે કે કોઇ કોઇ ઉત્પત્તિપ્રકરણનાં વાક્યોમાં ઉત્પન્ન થનાર પદાર્થોમાં જીવોનું નામ ગ્રહણ કરવામાં નથી આવેલું. પણ ત્યાં ન્યાય એ છે કે એક શ્રુતિમાં જેનું ન શ્રવણ કરવામાં આવ્યું હોય તેવો અવિરુદ્ધ અર્થ અન્ય ગમે તે શ્રુતિમાં કહ્યો હોય તો તેનો ઉપસંહાર કરાય છે અને એ ગુણોપસંહાર ન્યાયરૂપે પ્રસિદ્ધ છે. તેથી એકત્ર જોવામાં આવતું અશ્રવણ તે અન્યત્ર કરેલા શ્રવણનું વારણ કરી શકે તેમ નથી. આમ હોવાથી જેમ **तदात्मानं स्वयमकुरुत**–તેણે પોતાને કર્યો–એ શ્રુતિની માફક, પ્રવેશ શ્રુતિની પણ પરમાત્મા વિકૃત થઇ શરીરમાં પ્રવેશે છે એવી વ્યાખ્યા કરવી ઉચિત છે. તેથી જીવો ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી શ્રી સૂત્રકારે એ સિદ્ધાન્ત જણાવ્યો કે જીવાત્મા ઉત્પન્ન થતો નથી. કારણ કે શ્રુતિમાં ઉત્પત્તિપ્રકરણમાં જીવોની ઉત્પદ્યમાન પદાર્થોના વર્ગમાં કથન કરેલું નથી. ઉત્પત્તિપ્રકરણ જોવામાં આવશે તો ત્યાં એક નહિ પણ ઘણા ખરાં પ્રકરણોમાં જીવોનું નામ લેવામાં નથી આવેલું. પૂર્વપક્ષીએ કહ્યું હતું કે એકત્ર પ્રતીત થતું અશ્રવણ તે અન્યત્ર પ્રતીત શ્રવણનું વારણ નહિ કરે, તે સત્ય છે. પણ તે ક્યારે ? ગુણોપસંહાર ન્યાય લગાડાય છે એ સત્ય છે પણ તે ક્યારે ? જ્યારે ઉપસંહાર કરવામાં આવતો અર્થ અવિરુદ્ધ હોય ત્યારે. જ્યાં એકત્ર કરેલું શ્રવણ વિરુદ્ધ અર્થને જણાવતું હોય ત્યાં તેવો પણ ઉપસંહાર કરવો એવો ન્યાય નથી. જીવના સંબંધમાં એની ઉત્પત્તિનો સંભવ જ નથી, કારણ કે સર્વ શ્રુતિઓ જીવને નિત્ય વગેરે વર્ણવે છે. શ્રુતિ જીવના સંબંધમાં જણાવે છે કે જીવ નિત્ય છે, જીવ અજ છે ( ઉત્પત્તિ વિનાનો છે ), જીવ અવિકારી છે, અવિકૃત બ્રહ્મ જ જીવરૂપ થઇ રહે છે અને જીવ બ્રહ્મરૂપ જ છે. **नर्जीवो म्रियते**–જીવ મરણને પામતો નથી; **स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्म**–આ મહાન્ આત્મા ઉત્પત્તિ વિનાનો છે, જરા વિનાનો છે, અમર છે, અમૃત છે, ભયરહિત છે, બ્રહ્મ છે; **न जायते म्रियते वा विपश्चित्** આત્મા જન્મમરણથી રહિત છે, **अजो नित्यः शाश्वतोऽयंपुराणः**–એ અજ છે, નિત્ય છે, શાશ્વત છે, તથા પુરાણ છે; **तत्सृष्ट्वा तदेवानुप्राविशत्** તેને સર્જીને પછી પોતે તેમાં પ્રવેશી રહ્યા છે; **अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि**–આ મારા જીવસ્વરૂપે તેમાં પ્રવેશી હું નામ તથા રૂપનું વ્યાકરણ કરું; **स एष इह प्रविष्ट आनखाग्रेभ्यः**—તે પરમાત્મા જ આ શરીરમાં નખથી શિખાસુધી પ્રવેશી રહ્યા છે; **तत्त्वमसि** તું તે છે, **अहं ब्रह्मास्मि** હું બ્રહ્મ છું, **अयमात्मा ब्रह्म सर्वानु भूः**—સર્વનો સાક્ષી આ આત્મા બ્રહ્મ છે;—ઇત્યાદિ શ્રુતિઓ જીવબ્રહ્મનો અભેદ કહે છે, જીવ એ અવિકૃત બ્રહ્મ છે એમ જણાવે છે અને જીવને નિત્ય, અજ આદિ કહે છે તેથી જીવની ઉત્પત્તિનો નિષેધ કરનારી છે. માટે ઉત્પત્તિનો જ અસંભવ છે અને તેથી ગુણોપસંહારન્યાય લગાડાય તેમ નથી.

( અપૂર્ણ. )

# आन्तर मनना अद्भुत चमत्कारो तथा तेमां प्रवर्तता नियमो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૫૧ થી. )

ઇ. સ. ૧૮૩૧ ના વર્ષમાં ફ્રાન્સના વૈદક ખાતાની રૅયલ એકેડેમીતરફથી 'એનિમલ મેગ્નેટિઝમ' ( હિપ્નોટિઝમને બદલે પૂર્વે કેટલાક આ નામ વાપરતા હતા ) ના વિષયની તપાસ કરવા એક કમીશન નીમવામાં આવ્યું હતું. એ એકેડેમીમાંના કેટલાક સમર્થમાં સમર્થ વિદ્વાનોને આ કમીશનમાં લીધા હતા અને એ કમીશને ઇ. સ. ૧૮૩૭ સુધી પોતાનું કામ કર્યું અને ત્યાર પછી એ સંબંધમાં પોતાનો રિપોર્ટ બહાર પાડ્યો. એ રીપોર્ટમાં બીજી હકીકતો જાહેર કરી હતી તે સાથે જણાવવામાં આવ્યું હતું કે આ તપાસમાં અમારી ખાત્રી થઇ છે કે "મેસ્મેરીઝમનાં પાત્ર થનાર કેટલાક મનુષ્યોમાં દૂરદર્શન વ્યવહિતદર્શનાદિનું સામર્થ્ય હોય છે; આવાં પાત્રોના ચક્ષુ આંગળીવડે દાબી રાખવામાં આવે છે છતાં ખુલ્લી આંખની માફકજ એ પદાર્થોના રંગ, પાનાનો આંકડો વગેરે કહી શકે છે તથા પદાર્થોને ઓળખી શકે છે તથા પુસ્તકનું ગમે તે પૃષ્ઠ ઉઘાડી એમના આગળ ધરવામાં આવે છે તો તેની પંક્તિઓનું વાચન એ પાત્રો કરી શકે છે." આ પ્રમાણે રીપોર્ટ બહાર પડતાં કેટલાક વર્તમાન પાત્રો જેમ હાલ પોતાના સ્વભાવાનુસાર સત્યની પાકી તપાસ કાઢ્યા વિના પોતાના સ્વચ્છંદને અનુસરીને તે હકીકતનું રૂપાન્તર કરી તેને પ્રકટ કરવા બહાર પડી જાય છે અને જેનું આબેહુબ ચિત્ર **શ્રીમહાકાલમાં શ્રીયોગિનીના** વિષયમાં સર્વની દૃષ્ટિઆગળ ધરવામાં આવ્યું છે, તેમ તે સમયનાં કેટલાક વર્તમાન પત્રોએ એ રીપોર્ટસબંધી ચર્ચા ચલાવી, મી. સેબુરીઅરની માફક હમેશની માફક એક રકમ 'અમુક કહી આપે' તેને માટે હોડમાં ધરી અને તેને લેવાને માટે અનેક પાત્રો કે જેમણે પોતાની એ કામ કરી શકવાની સિદ્ધિ પૂર્વે તેમ જ પછી સર્વને કહી બતાવી છે તેમણે પ્રયત્ન કર્યા છે અને તે પ્રયત્નમાં તે નિષ્ફલ નીવડ્યા છે. આવાં ઉદાહરણો અનેક છે છતાં અત્ર દિગ્દર્શન કરાવવું જ ઉચિત હોવાથી માત્ર આ બે ત્રણ પ્રસંગો જ દર્શાવ્યા છે.

પ્રેતાવાહન વિદ્યાના તથા પ્લેન્ચેટ અને વેજાના પ્રયોગો શંકાશીલ મનુષ્યની સમક્ષ કરવામાં આવતાં અનેકવાર, બહુધા, નિષ્ફલ નીવડે છે એ સર્વને સુવિદિત છે. પ્રેતાવાહનના પ્રયોગને જોવા જનાર સર્વના જાણવામાં છે કે એ પ્રયોગ કરનાર "અનુકૂલ વાતાવરણ" ની આવશ્યકતા તેમના મનપર સારી રીતે પ્રથમથી જ ઠસાવે છે અને જ્યારે અનુકૂલ વાતાવરણ હોતું નથી ત્યારે એ પ્રયોગો વિજયી થતા નથી એ પણ તેટલું જ પ્રસિદ્ધ છે. એવું ઘણીવાર બને છે કે મળેલા સમાજમાંથી કોઇ મનુષ્ય બોલી ઉઠે છે કે હું છું ત્યાં સુધી કોઇ પણ પ્રેત આવી શકે તેમ નથી. આવું જ્યાં બોલવામાં આવે છે ત્યાં સેંકડે નેવું ટકા જેટલા પ્રયોગો નિષ્ફળ જ થાય છે. એ વિદ્યાની સામે કોઇ પણ દલીલ કરે છે, અને તે જુવાના સંબંધમાં હોય છે ત્યારે વિશેષે કરીને, વિજયનો સંભવ ઓછો થાય છે. તપાસ કરવા નીમવામાં આવતી કમીટીઓ ઘણીવાર કંઇ પણ આ વિદ્યાઓના ચમત્કાર જોવા પા-

મતી નથી કારણ કે એ આશય તે ભુવાને જ્ઞાત થયેલો હોય છે. આ હેતુથી જ્યારે સેબર્ટ કમીશન નીમવામાં આવ્યું હતું ત્યારે તેમાંના ઘણા ખરા આરૂઢ વિરોધી અભિપ્રાયવાળા હતા અને એ કમીશન કેવળ નિષ્ફળ જ નીવડયું હતું. એ કમીશન પોતાના રીપોર્ટમાં જણાવે છે કે જ્યારે કોઇ પણ સખત તપાસનો આરંભ કરવામાં આવે છે ત્યારે ભુવાની શક્તિનું પ્રદર્શન કોઇ પણ થઇ શકતું નથી...તપાસનું નામ પડતાં જ પ્રયોગના વિજયને તિલાંજલિ મળી જાય છે અને જરા પણ શંકા કરતાં પ્રયોગ નિષ્ફલતાનો પરિણામ પકડે છે. અહિં એ જણાવવું આવશ્યક છે કે આ સેબર્ટ કમીશનના ઘણા ખરા ગૃહસ્થો વિરોધી અભિપ્રાયવાળા હતા, તથા એ બાત તે તે ભુવાના જાણવામાં હતી એટલું જ નહિ પણ ત્યાં જાણવામાં આવી નહોતી ત્યાં એ કમીશનતરફથી જ જણાવવામાં આવી હતી.

અર્ધ જાગ્રત દશામાં આવી ભાષણ કરનાર ભુવામાં અને વિશેષ કરીને જેઓ ભાષણ કરતી વખતે આંતર મનના પ્રદેશમાં સારી રીતે ઉતરી જઇ ભાષણ કરે છે તેમનામાં પણ આ દશા જણાય છે. તેમનું ભાષણ ગમે તેટલી છટાથી ચાલતું હોય છે, જે વિષયઉપર ભાષણ ચાલતું હોય તે વિષયના સંબંધમાં ગમે તેટલો અભ્યાસ એ વક્તાએ કર્યો હોય છે પણ જે ક્ષણે એની સામે એક પણ દલીલ ધરવામાં આવે છે કે તેજ ક્ષણે તેમની છટા જતી રહે છે અને તે વિષયના સંબંધમાં શું કહેવું તેમને સમજાતું નથી.

આ ઉદાહરણોની સંખ્યા વધારવી હોય તો એવા અનેક પ્રસંગો મળે તેમ છે છતાં એમાં પ્રવર્તતા નિયમના જ્ઞાનમાટે હાલ આટલાં ઉદાહરણો પૂરતાં છે. એ ઉદાહરણો શું સૂચવે છે, શા નિયમને જણાવે છે, શા સિદ્ધાન્તને સ્થાપે છે, એમાં આપેલા વ્યતિકરોની ઉપપત્તિ શી રીતે થાય છે ? કાર્યકારણભાવનો નિર્ણય કરાવનાર અન્વય તથા વ્યતિરેક એવાં બે સાધનો છે. **यत्सत्त्वे यत्सत्त्वम्**--આ હોય છે તો તે હોય છે એ અન્વયનું સ્વરૂપ છે અને **यदभावे यदभावः**---આ નથી હોતું તો તે નથી હોતું એ વ્યતિરેકનું સ્વરૂપ છે. જ્યારે અમુક દશા હોય છે ત્યારે તેની પાછળ અમુક વ્યતિકર નિયમે કરીને થતો જોવામાં આવે છે ત્યારે તે દશા તે વ્યતિકરના કારણરૂપે માનવામાં આવે છે. આ સિદ્ધાન્ત વિજ્ઞાનવાદીઓ પોતાના સર્વ પ્રયોગોમાં વાપરે છે. જ્યારે જ્યારે સોડા તથા એસિડનું મિશ્રણ કરવામાં આવે છે ત્યારે તેની પાછળ ઉભરો આવવારૂપ વ્યતિકર થતો જોવામાં આવે છે અને તેથી એ મિશ્રણ એ ઉભરારૂપ વ્યતિકરનું કારણ મનાય છે. આ વિજ્ઞાનસિદ્ધ અન્વયપદ્ધતિનો પ્રસ્તુતમાં ઉપયોગ કરવામાં આવે તો એનાથી અહિં પણ એ જ પ્રમાણે કાર્યકારણભાવનો નિર્ણય કરી શકાય તેમ છે. આ ઉદાહરણો વિસ્પષ્ટપણે જણાવે છે કે આંતર મન દ્યોતનને અધીન છે. ગમે તે પ્રકારનું દ્યોતન આંતર મનને થઇ રહે છે તો પછી તે દ્યોતન પોતાનું કાર્ય અવસ્ય પ્રકટાવે છે. સંશયગ્રસ્ત સમાજના મધ્યમાં રહેલું પાત્ર શામાટે પ્રયોગમાં નિષ્ફલ જાય છે ? એટલા માટે જ કે એને આંતર દ્યોતન વિરોધી પ્રકારનું થઇ ગયું છે. આ લોક મારી પરીક્ષા કરવા આવ્યા છે; મારે એમને પરીક્ષા આપવાની છે, મારા સામર્થ્યની એમને સિદ્ધિ નથી પણ તેમાં સંશય છે આવું દ્યોતન એ પાત્રને તત્કાલ થઇ રહે છે. અને એ દ્યોતનથી એનો આંતર મનની ભૂમિકામાં યથાર્થ પ્રવેશ થતો નથી. જેમ જ્વરાદિ અવ્યવસ્થાવાળો મનુષ્ય નિદ્રા સેવે છે ત્યારે તેને નિદ્રા આવે છે ખરી પણ તે

યથાર્થ સુષુપ્તિ થતી નથી પણ વિક્ષિપ્ત દશાવાળી નિદ્રા થઇ રહે છે, સ્વપ્નગ્રસ્ત દશા થઇ રહે છે, તેમ આ પ્રકારનું કોઈ પણ દ્યોતન થાય છે એટલે યથાર્થ આંતર મનની ભૂમિકામાં પ્રવેશ ન થતાં વિક્ષેપવાળો પ્રવેશ થાય છે અન્ય શબ્દોમાં કહીએ તો એ દ્યોતનને લીધે આંતર મન અસ્થિર રહે છે અને તેથી જેમ હલનચલનવાળો કાચ છાયાને બરાબર ગ્રહણ કરી શકતો નથી તેમ એ આંતર મન પણ તે તે વસ્તુને અસ્થિરતાને લીધે ગ્રહણ કરી શકતું નથી. આમ સંશયમાત્ર થવો એ વિરોધી દ્યોતનરૂપે પ્રવર્તી રહે છે. જેમ એ પાત્રપર પ્રયોગ કરનાર જે દ્યોતન એને આપે છે તેને પાત્રનું આંતર મન ગ્રહણ કરી લે છે તે જ પ્રમાણે એ પાત્રને પોતાને થતું આત્મદ્યોતન પણ એટલી જ અથવા અધિક ત્વરાથી અને દૃઢતાથી એ ગ્રહણ કરી લે છે, અને તેથી એ પાત્ર આંતર મનની ભૂમિકામાં ન આવી રહેતાં બાહ્ય મનના પ્રદેશમાં—વ્યાવહારિક દશામાં આવી રહે છે. આ જ હેતુથી શાસ્ત્ર અશ્રદ્ધાને નિંદે છે, શ્રદ્ધાને સંપત્તિરૂપ ગણે છે અને વિપરીતભાવનાની માફક અસંભાવના તથા સંશયને પણ યથાર્થજ્ઞાનનાં વિરોધી કરી સ્થાપે છે. હાલના વિદ્યાસંપન્ન પુરુષો અંધશ્રદ્ધાથી થતી હાનિને જોઇ શ્રદ્ધામાત્રની સામે જે ઝુંડો ઉઠાવે છે તે પ્રજાને બીજા પ્રકારની મોટી હાનિમાં આ નિયમથી નાંખે છે. શ્રદ્ધાની સંપત્તિ જેને પ્રાપ્ત થઈ છે તેની શ્રદ્ધા ખોટી હોય છે તો તેને સત્ય વસ્તુનો બોધ થતાં અયથાર્થ વસ્તુપ્રતિની શ્રદ્ધા જતી રહે છે અને તે સત્ય વસ્તુપ્રતિ તેવી જ શ્રદ્ધા ચોંટે છે. એક મનુષ્ય પાસે કોટ્યવધિ ધન છે, અને તે ધનનો તે અસદ્વ્યય કરતો જણાય છે તો તેના વડે કરાતો વ્યય અસત્ છે અને અમુક પ્રકારનો વ્યય એ સત્ છે એ તેના જાણવામાં—લાવવામાં આવે છે તો એ મનુષ્ય અસત્ વ્યયથી બચી સત્ વ્યયમાં પોતાનું ધન કદાપિ ખર્ચે છે. પણ તેમ ન કરતાં તેનું સઘળું ધન કોઈ સત્તાધીશ લઇ સમુદ્રમાં ફેંકી દે છે તો તેથી એ સત્તાધીશ એ મનુષ્યને સદામાટે હાનિ કરનાર થઇ રહે છે. આ જ પ્રમાણે શ્રદ્ધાલુ મનુષ્યપાસેથી શ્રદ્ધાસંપત્તિ લઇ લેવાથી તેને નિર્ધન, નિષ્કિંચન કરવામાં આવે છે અને તેથી એમ કરનાર એ મનુષ્યને મોટી હાનિ કરે છે. જે મનુષ્યપાસે શ્રદ્ધા નથી, જે સંશયગ્રસ્ત રહે છે તે તો જાતે જ નિષ્કિંચન ભિક્ષુક છે, અને તેમ હોવાથી જ **संशयात्मा विनश्यति**—સંશયગ્રસ્ત સદા રહેનાર મનુષ્ય વિનાશનો અધિકારી છે એવું શાસ્ત્ર જણાવે છે. સંશય એ વિપર્યયની માફક આંતર મનની ભૂમિકામાં થતા પ્રવેશનો વિઘાતક છે અને એ આપણે આ સર્વ ઉદાહરણોમાં જોઇએ છે. અને તે એટલે સુધી કે એક મનુષ્યની પાસે એકવાર એક પાત્ર આંતર મનની ભૂમિકામાં પ્રવેશ નથી કરી શકતો તો પછી જ્યારે જ્યારે તે મનુષ્યની હાજરી હોય છે ત્યારે એને તે જ દ્યોતન પોતાની મેળે થાય છે અને તેથી તે આંતર મનની ભૂમિકામાં એની હાજરીમાં કોઇવાર પણ પ્રવેશ કરી શકતો નથી. એ વિરોધી મનુષ્યની હાજરી એ પાત્રને વિરોધી દ્યોતનરૂપ થઇ રહે છે, અને પ્રયોગ કરનાર એ દ્યોતનને પછી બલાત્કારવડે પણ કાઢી શકતો નથી.

બિશપ નામના વિચારવાચકનું ઉદાહરણ ઉપર આપી ગયા છીએ તેમાં આ નિયમ બરાબર લાગુ પડતો જણાય છે. બંધ કરેલો પત્ર વાંચી શકવાની માનસિક દશા, આંતરમનની ભૂમિયે પોતાની મેળે, પોતાના સ્વદ્યોતનથી ઉપજાવી શકતા હતા. આત્મદ્યોતનવડે ઉત્પન્ન કરાયેલી એ અર્ધજાગ્રતસમ દશા હતી. જ્યારે સેક્રુરીઅરનું કવર એના હસ્તમાં ધરવામાં આવ્યું ત્યારે જે હકથી એ આપવામાં આવ્યું હતું—જે એ વાંચી શકે, જે એમાં રાખેલી

બેન્કની નોટનો નંબર વાંચી શકે તેને એ રકમ આપી દેવાની છે એ પ્રકારની જે પ્રતિજ્ઞાથી આપવામાં આવ્યું હતું તે ઢબ જ એની સત્તાનો તિરસ્કાર હતો. બિશપ એમ કરી શકનાર નથી જ એ જ ભાવને એ ઢબ ઉપજાવે તેમ હતું. બિશપને ગમે તેમ કરે પણ એની મગદૂર નથી કે એ નંબર વાંચી શકે. એ પ્રકારનું અતિબળવાન્ તથા દ્દઢતાવાળું દ્યોતન એ કવરની સાથે જ વીંટલાયેલું હતું. આ સાથે એ પણ સ્મરણમાં રાખવાનું છે કે બિશપની ખ્યાતિની સિદ્ધિની આ પ્રયોગપર આધાર રાખતી હતી. જો એ વાંચી શકે તો તો ઠીક જ છે, પણ નહિ વાંચી શકે તો એ મનુષ્ય ઢોંગી છે અને એનામાં એવી શક્તિ નથી એવું જગજાહેર થાય તેમ હતું. તેથી રખેને મારાથી એ નંબર ન જણાશે તો મારી સઘળી ખ્યાતિ જતી રહેશે એ પ્રકારનો ભય કે જે આંતર મનને અસ્થિર તથા વિહ્વલ બનાવી દેનાર હતો તે એનામાં તત્કાલ જ થાય જેમ હતું અને તે ઉપરના દ્યોતનને અધિક બળ અર્પી રહેતું. જે ઇનામની પ્રતિજ્ઞા કરવામાં આવી હતી તે બિશપના સામર્થ્યનો અનાદર કરનારી હતી એટલું જ નહિ પણ એ જાહેર કરવામાં આવી હતી. વિદ્વાનોમાં ગણાતી પ્રજામાત્રમાં એ પ્રતિજ્ઞા જાહેર થઇ હતી. બિશપની ખ્યાતિ, એનો વ્યાપાર, એની આજીવિકા આ રીતે અત્યંત જોખમમાં આવી રહ્યાં હતાં, એના ભવિષ્યમાત્રનો આધાર એ પ્રયોગના વિજયઉપર રહ્યો હતો તેથી આ સર્વ કાળજી એના અંતરને વિહ્વલ બનાવવા તથા લેબુશેઅરના દ્યોતનને વિજયી કરવા સમર્થ થયાં હતાં. આ પ્રમાણે ઉપર સ્થાપેલા નિયમપ્રમાણે બિશપની તે સમયની અસમર્થતા ઉત્પન્ન થઇ રહે છે. એ વિદ્વાન્ પુરુષે સહસ્રવાર એવા પ્રયોગો કરેલા હતા અને એ પ્રસંગ વ્યતીત થઇ ગયો ત્યારપછી પણ એવા પ્રયોગોનું ફતેહમંદ પ્રદર્શન કર્યું હતું તેથી આ પ્રસંગે એ નિષ્ફળ ગયો તેમાં વિરોધી આત્મદ્યોતન જ મુખ્ય હેતુરૂપ હતું. અને આ ઉપરથી આવા પ્રયોગો ક્યારે કરવા તથા કેવી રીતે કરવા એ પણ સમજાય છે.

જેમને વિચારવાચન, વિચારસંક્રાન્તિ આદિના પ્રયોગો જોવા હોય તેમણે પોતાની ઢબછબ કેવી રીતનાં રાખવાં જોઇએ એ સ્પષ્ટ થાય છે. આપણે જળનું પૃથક્કરણ જોવું હોય તો જે પ્રયોગશાળામાં એ કરવામાં આવે છે ત્યાં જવું જોઇએ, ત્યાં જે જે કાચના વાસણો, વિદ્યુતના યંત્રો વગેરે મુકવામાં આવે છે તે અવલોકવા જોઇએ, હાઇડ્રોજન તથા ઑક્સીજનના ધર્મો જાણવા જોઇએ અને એ બે વાયુઓ ઉત્પન્ન થાય છે તેને એ ધર્મોવડે તપાસવા જોઇએ. આમ ન કરવામાં આવે અને હું તો આંખ મીચીને બેઠો છું અને જો જળનું પૃથક્કરણ વાયુમાં થતું હોય અથવા કોઇ કરી શકતું હોય તો તે મને બતાવે એવી પ્રતિજ્ઞા કરવામાં આવે, એવો નિશ્ચય કરવામાં આવે તો એ માત્ર દુરાગ્રહ છે, એ એ મનુષ્યના અજ્ઞાનને સૂચવે છે, એ પૃથક્કરણ જોવાના એના અનધિકારને જ સૂચવે છે, આ સંબંધમાં કોઇને લેશ પણ સંશય હોય તેમ નથી. આ જ પ્રમાણે વિદ્યુતના પ્રયોગો જોવા હોય તો તેમાં પ્રવર્તતા જે જે નિયમો હોય તેનું પાલન કરવું જોઇએ છે; આકાશમાં ઉડવાના વિમાનમાં બેસવું હોય તો એ સંબંધી જે જે નિયમો કુદરતમાંથી જાણી લીધા હોય છે તે સર્વનું પાલન કરવું પડે છે; જે રાજ્યમાં રહેવું હોય તે ચાલતા કાયદાને સર્વ સુખેચ્છુકે માન આપવું પડે છે. સંક્ષેપમાં કહીએ તો સર્વ વ્યતિકરો માટે નિયમો સ્થાપવામાં આવેલા હોય છે અને એ નિયમોને સંમાન આપવામાં આવે છે તો જ

તે તે વ્યતિકર થઇ શકે છે. આમ છતાં આશ્ચર્ય છે કે આવા વિચારસંક્રમણ આદિના પ્રયોગોના સંબંધમાં વિદ્વાન્ પુરુષો પણ બાલિશતાને પ્રકટ કરતા જણાય છે. આ પ્રકારે એ પ્રયોગ કરી બતાવો તો અમે માનીએ, તે પ્રકારે ન કરો તો અમે માનવાના નથી ઇત્યાદિ ઉદ્‌ગારો તેઓ કાઢે છે. અને એમ કહેવામાં એ પ્રયોગો માટેના જે નિયમો તેની કેવલ ઉપેક્ષા કરે છે. જેમ બીજા પ્રયોગો તેના તેના નિયમે થાય છે તેમ આ પ્રયોગો પણ એને માટેના જે નિયમો છે તેને સંમાન આપવાથી જ થઇ શકે છે અને એ નિયમથી વિરુદ્ધપણે થઇ શકતા નથી.

મી. બિશપના સંબંધમાં વળી આ પણ એક વાત ધ્યાનમાં લેવા જેવી છે. એ ગૃહસ્થ વિચારનું વાચન કરતા હતા, અને મને દૂરદર્શનાદિ સામર્થ્ય પ્રાપ્ત થયું છે ? એવું કહેતા નહોતા. જે મનુષ્યો દૂરદર્શનાદિ સિદ્ધિને પામ્યા હોય છે તેઓ આંતર મનની ભૂમિકામાં ઉતરી રહેતાં દૂરસ્થ પદાર્થને યથાર્થ રીતે જોઇ શકે છે. જેમ સમીપમાં રહેલા સ્થૂલ પદાર્થને આપણે સર્વથા અનુભવી શકીએ છીએ તેમ સૂક્ષ્મ, વ્યવહિત આદિ પદાર્થોનો તેમને સાક્ષાત્કાર થઇ રહે છે. તેથી એવી શક્તિવાળા મનુષ્યને કવરમાં નોટ મુકી આપવામાં આવે છે તો કવરનું વ્યવધાન એમને બાધ કરતું નથી, એ વ્યવધાન છતાં જાણે એ વ્યવધાન નહિ હોય તે પ્રમાણે એ મનુષ્યો એ નોટને જોઇ જાણી શકે છે. પણ દૂરદર્શનાદિ સિદ્ધિના કરતાં વિચારાવલોકન અથવા વિચારવાચન જૂદી જ શક્તિ છે, એ જૂદો જ પ્રયોગ છે. વિચારવાચન માટે કોઇ પણ વ્યક્તિના મનમાં એ વિચાર થયો જોઇએ, એ પદાર્થનું જ્ઞાન થયું જોઇએ અને તેમ થયું હોય છે તો પછી તે જ્ઞાનવાળાના એ વિચારરૂપ જ્ઞાનનું એ શક્તિવાળો પુરુષ વાચન કરી શકે છે. તાત્પર્ય કે વિચારવાચનના પ્રયોગમાટે તે તે પદાર્થનું જ્ઞાન કોઇ જ્ઞાત વ્યક્તિને હોવાની જરૂર છે. મી. બિશપના પ્રસંગમાં એમ હતું એ માનવા કોઇ પણ કારણ નથી. જેટલી હકીકત બહાર આવી છે તેટલા ઉપરથી એવું જણાય છે કે કવરમાં મુકેલી નોટનો નંબર કોઇને જ જ્ઞાત નહોતો. અને જો એમ હોયતો એ સ્વાભાવિક છે કે બિશપ એ નંબર કહેવાને સમર્થ થાય. એને પોતાને થયેલું વિરોધી આત્મદ્યોતન દૂર મુકીએ તોપણ કોઇના મનમાં જ્ઞાનાત્મક વિચારરૂપે એ નંબર નહોતો તો પછી કોનું વાચન કરવાનું અહિં રહે છે ? કોઇનું જ નહિ. તેથી આ હેતુ પણ મિ. બિશપની નિષ્ફળતા થવામાં નિમિત્ત હતો. જો લેબુશેઅરને એ નંબર જ્ઞાત હોય તો ઉપર જણાવ્યું તેમ વિરોધી આત્મદ્યોતનને લીધે નિષ્ફલ થવાનો સંભવ છે. તેથી આ રીતે ઉભયથા એ વ્યતિકર ઉપપન્ન થાય છે. અને એ જ રીતે વિરોધી આત્મદ્યોતન જ પ્રધાનપણે ઇતર નિષ્ફલ થયેલા વ્યતિકરોમાં નિમિત્તરૂપ થઇ રહે છે. જ્યાં જ્યાં અનુકૂલ વાતાવરણ હોતું નથી ત્યાં કદાપિ આ પ્રયોગ સફલ થતા નથી તેથી એ પ્રયોગ કરનાર કરાવનારે અનુકૂલ વાતાવરણની પ્રથમ સિદ્ધિ કરવી આવશ્યક છે.

( અપૂર્ણ. )

---

# मानस रसायन

अथवा

# [य]ौवनने प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૧૧ થી.)

સુસ્તીપૂર્વક, બેદરકારીથી, યાન્ત્રિકપણે, નિર્જીવવત્ તથા ન છૂટકે થતી ક્રિયા, શરીરમાં એવા પ્રકારની સ્થિતિને પ્રકટાવે છે કે જે પુટને કઠિનસરખાં બનાવે છે, અને એ પ્રમાણે કરીને તમારામાં અવસ્થાને ઉત્પન્ન કરે છે. અને તેથી કોઇ પણ મનુષ્ય તેવી સ્થિતિમાં કાર્ય કરી શકે એ સંભવતું નથી. અને તેમ છતાં પણ તેવી જ સ્થિતિઓમાં મનુષ્યનો મોટો ભાગ આજે કામ કરતો હોય છે, જેથી તેવા સંજોગોમાં કામ એ વૃદ્ધ થવાનો જ વિધિ છે, અને વૃદ્ધાવસ્થા એ જ તેમાંથી ફળરૂપે નીકળે એમ છે એ સહજ કલ્પી શકાય છે.

બીજો કોઇ કહે તે જ પ્રમાણે કરવું—પછી તેમાં આપણી ઇચ્છા હોય કે નહિ, એ કેવલ મહેનતને ઉપજાવનારી અને યંત્રવત્ થતી ક્રિયાનું જે ફલ પ્રકટે છે તેવું જ પ્રકટાવનારી હોય છે. અને તેવી ક્રિયા પુટમાંથી જીવનબલને ચૂસી લે છે કે જેથી તે પુટ શુષ્ક થઇ જાય, કાષ્ઠસરખાં કઠિન થઇ રહે છે અને પરિણામે વૃદ્ધાવસ્થા ઉપજાવે છે.

આનો ઉપાય એક જ છે કે મનુષ્ય જે કાર્ય કરતો હોય તે સર્વઉપર તેણે પ્રેમ પ્રકટાવવો. અને જ્યારે તે તેના કાર્યને ચાહે છે ત્યારે તેને જે કંઇ કરવાનું છે તે એક બલાત્કારરૂપ ભાસવાનું નહિ, પણ તે કાર્ય તેને કરવાની વૃત્તિ જ થવાની. તેથી કરીને તેને તે કાર્ય સુખપૂર્વક કરી શકાય એવું આવશ્યક બળ પણ પ્રાપ્ત થવાનું. કારણ કે જે કાર્ય પ્રેમપૂર્વક કરવામાં આવે છે તેથી હમેશાં જીવનતત્ત્વ તથા બલની વૃદ્ધિ થયાં જ કરે છે.

જે મનુષ્ય તેના કાર્યમાં પ્રીતિ રાખે છે તે મનુષ્યની જ્યાં સુધી તેના કાર્યઉપર પ્રીતિ રહે છે ત્યાં સુધી કામ કરવાનું તેનામાં સામર્થ્ય પ્રકટે છે, કેમકે કાર્યઉપર પ્રેમ રાખવો એ તે કાર્ય કરવાના બલને નિરંતર વધારવું એ જ છે. આવો મનુષ્ય વૃદ્ધાવસ્થાને લીધે દુર્બલ નહિ થવાનો અથવા નિવૃત્તિપરાયણતાને પણ નહિ શોધવાનો. તેનું એટલું બધું મૂલ્ય વધવાનું કે જગત્ તેને નિવૃત્તિ ( કામમાંથી અટકવા પૂરતી ) લેવા દેવાને અવકાશ પણ નહિ આપે, તેમ તેને તેમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા પણ પ્રકટવાની નહિ જે મનુષ્ય કર્તવ્યપ્રતિ પ્રેમભાવને સેવે છે, તેને કાર્ય એ એક આનંદ છે, અને તેના જીવનની વૃદ્ધિ કરનાર એક સમર્થ વસ્તુ છે.

વર્તમાન સમયમાં જગતની ઔદ્યોગિક સૃષ્ટિમાં જ્યાં ત્યાં જે યુવાન્ પુરુષોની અગત્ય જણાય છે, તે અગત્યને તેમના વર્ષની સાથે કશો સંબંધ નથી. જેની અગત્ય છે તે ઉત્તમ મગજ, બલ તથા જીવનતત્ત્વથી ઉભરાતા મનુષ્યો છે. તેઓએ કેટલો કાળ જીવનને જગતમાં ભોગવ્યું છે તે જાણવું કંઇ જરૂરનું નથી. જેઓને ૫૦ ઉપરાંત વર્ષ થઇ ગયાં છે તેમાંના મોટા ભાગે તેમના ર[ક્ત]ાં પુટને દ્રવતારહિત શુષ્કસરખાં થવા દીધાં છે અને તેથી જ

તેઓ 'સાઠી ને બુદ્ધિ નાઠી'ના જનકથનને પ્રાપ્ત થયા છે, તેવાઓ સમર્થરૂપે પછી મનાતા નથી અને તેથી યુવાન્ મનુષ્યોની જ્યાં ત્યાંથી માગણી થયા કરે છે. પરંતુ જે કોઇ મનુષ્ય પોતાના શરીરમાંથી પુદ્ગલને કઠિન કરવાના કારણને નિવૃત્ત કરી દેશે તે મનુષ્ય જેમ જેમ વધારે જીવન ભોગવતો જશે તેમ તેમ તે વિશેષ તેજસ્વી, વિશેષ પ્રતાપમય, વિશેષ સામર્થ્યમય તથા જગતને વિશેષ ઉપયોગી થઇ પડશે. અને ઔદ્યોગિક સૃષ્ટિ તેની સેવાની અત્યંત અગત્ય તથા આગ્રહ દર્શાવીને માગણી કરશે.

યુવાન્ રહેવાની કળાને પ્રાપ્ત કરો, અને વર્તમાન સમયના સંભવો અને કંઇ પ્રાપ્ત કરવાની તકો જતાં રહેતાં જણાય તો અકળાશો નહિ. ભવિષ્યનો સમય વર્તમાન સમયકરતાં પણ ઘણા ઉત્તમ સંભવો અને પ્રાપ્તવ્યની તકોથી ભરેલો છે; તમારે માત્ર યુવાન્ રહેવાની અગત્ય છે. જેમ તમે વિશેષ જીવન ભોગવશો તેમ અધિક જ્ઞાનને પ્રાપ્ત કરશો તથા ઉત્તમ સંભવોની વધારે અને વધારે નિકટ આવતા જશો. જ્યાં સુધી શરીર યૌવન અને બલપૂર્ણ રહેવાનું જારી રાખે છે, ત્યાં સુધી તેમાં પ્રકટતું જ્ઞાન અને અનુભવ એ બીજું કશું જ નથી પણ સામર્થ્ય અને ઉત્તમ ગ્રહણધારણશક્તિ જ છે; અર્થાત્ તે મનુષ્યને સામર્થ્ય તથા શક્તિ પ્રાપ્ત થયા જ કરે છે.

જે પુરુષ યુવાવસ્થામાં રહેવાની કળાને પ્રાપ્ત થયો છે તેને ભવિષ્યમાં આગળ અને આગળ આવનારાં વર્ષો એ બીજું કશું જ નથી પણ વધારે અને વધારે પ્રાપ્ત થતી સૂક્ષ્મ મતિ, અલૌકિક બુદ્ધિ, સામર્થ્ય, શક્તિ, ઉપયોગિતા, યથાર્થ જીવન, યથાર્થ આનંદ અને જગતમાં જે કંઇ વધારે સુંદર અને વધારે મૂલ્યવાન્ છે તેને પ્રાપ્ત થવું એ જ છે. તેને વર્ષો વધતાં જતાં જોઇ કશો ભય થતો નથી. કેમકે તેને મન વયનું વધવું એટલે કંઇ દુર્બલતા, અવસ્થા અને મિથ્યા આલસ્યનું વધવું એવો અર્થ થતો નથી; પરંતુ તેને બદલે અનુભવથી પૂર્ણ યૌવન, ઉત્તમ સંભવોની સાથે તેને પ્રાપ્ત કરવાનું બળ, મનોરથસૃષ્ટિના પ્રાપ્તવ્યોની સાથે પ્રાપ્તવ્યનો યથાર્થ અનુભવ, પ્રત્યક્ષતાની સાથે ઇચ્છા, જે કંઇ સુંદર અને મૂલ્યવાન્ છે તેની પ્રાપ્તિસહિત તેનો પ્રેમ અને ઉપભોગના સામર્થ્યસહિત જે વૃત્તિ આપણને ઉપભોગનો આનંદ ઉપજાવી શકે છે તે—આ સઘળું છે. અર્થાત્ તે જેમ જેમ વયમાં વધતો જાય છે, તેમ તેમ તેને લાગે છે કે તેની શક્તિ તથા સામર્થ્ય વધતાં જાય છે, અને તે એકલાં જ વધતાં નથી, પણ સાથે સાથે અનેક પ્રકારનાં ફલને આપતાં, વિવિધ જાતની સિદ્ધિઓને ઉપજાવતાં, તથા તેને ઉચ્ચ શિખરઉપર સ્થાપતાં વધતાં જાય છે.

મોટા ભાગે મનુષ્યને કાર્ય કરવું એ કઠિન લાગે છે, અને તેનો હેતુ એ છે કે તેના કામમાં જે જે યત્નો તે કરે છે તે તે યત્નો સત્ત્વ અથવા બળના સામર્થ્યને વધારવાને બદલે સત્ત્વ અથવા બલને જ ખાઇ જનારા હોય છે. કાર્ય કરવાનો યત્ન એવો હોવો જોઇએ—તેનું વલણ એવા પ્રકારનું હોવું જોઇએ—કે જે શરીરમાં રહેલી અનેક ગુપ્ત શક્તિઓ તથા બળને વધારે અને વધારે પ્રમાણમાં જાગ્રત્ કરે. અને એ નક્કી તથા સત્ય છે કે આ પ્રકારના યત્નથી જે કાર્ય થાય છે, તે કાર્ય સામાન્ય રીતે જેમ સામર્થ્યનો ક્ષય કરે છે, તેમ ન કરતાં ઉલટું શરીરના સામર્થ્યને વધારે છે.

કામ કરવામાં, શરીરની અંદર ગુપ્તરૂપે રહેલા બળને બહાર પ્રકટાવવાનું રહસ્ય એક જ છે કે તે કાર્યમાં પ્રેમ પ્રકટાવવો, કામને પ્રેમથી ચહાવું. પ્રેમની ગતિ, કાર્યની ગતિને

અત્યંત ઉંડાણમાં સ્થાપે છે, અને તેમ કરીને કાર્યની ગતિને મનુષ્યમાં રહેલા અખૂટ જીવનના ઉંડાણના ભાગ સાથે–તેના ગંભીર પ્રદેશમાં–સંબંધમાં લાવે છે. તેમ જ પ્રેમની ગતિ, ક્રિયાની ગતિને રચનાત્મક ભાવ આપે છે, અર્થાત્ જે કંઇ કાર્ય આપણે કરવું છે તે કાર્ય જે રીતથી સત્વર પ્રકટ થાય એમ છે તેવી ગતિમાં તેને સ્થાપે છે. પ્રેમનું સામર્થ્ય હમેશાં રચનાત્મક હોય છે, અને તે જેની સાથે સંબંધમાં આવે છે તેને પોતાનું એ સામર્થ્ય આપવાને તે પ્રેમ નિરંતર વેગવાળો હોય છે. તથા તેને રચવાની, તેનો વિસ્તાર કરવાની, તેનો વિકાસ કરવાની, તેની વૃદ્ધિ કરવાની તથા તેનો પૂર્ણ રૂપમાં આવિષ્કાર કરવાની તે પ્રેમને વૃત્તિ હોય છે.

ક્રિયાનો મુખ્ય હેતુ એ છે કે કોઇ વસ્તુને રચવી, પરંતુ ક્રિયાની ગતિ, રચનારને પોતાને રચવામાં પણ એક હેતુરૂપ હોય છે. ખરૂં જોતાં જ્યારે ક્રિયાની ગતિ પૂર્ણ અંશે રચનાત્મક હોય છે ત્યારે તે રચનારને પણ રચે છે, કે જ્યારે તે રચનાર કોઈ બીજી જ વસ્તુને રચવામાં રોકાયલો હોય છે. અને જ્યારે પોતાના કરવાના કાર્યઉપર રચનાર અર્થાત્ મનુષ્ય પ્રેમ કરે છે ત્યારે તેના કાર્યની ગતિ અવસ્ય કરીને રચનાત્મક થાય છે.

આથી એ સ્પષ્ટ થાય છે કે જ્યારે મનુષ્ય પોતાના કાર્યઉપર પ્રેમ કરે છે, ત્યારે તે કાર્ય તેના પોતાના વિકાસને કરનાર એક સામર્થ્યરૂપ થઇ રહે છે. અને તેથી તે મનુષ્ય શરીરના ક્ષયને કરવાને બદલે તે તેમાં બલવાન્ સામર્થ્ય, બલવાન્ ગ્રહણધારણ શક્તિ અને બલવાન્ સત્તાતરીકે થઇ પડે છે.

જ્યારે મનુષ્ય શાસ્ત્રીય પદ્ધતિથી કાર્ય કરે છે ત્યારે તે કાર્ય તેને વિશેષ બલવાન્ વિશેષ સમર્થ અને વિશેષ સુદક્ષ કરે છે. અને શાસ્ત્રીય પદ્ધતિથી કાર્ય કરવામાં મુખ્ય નિયમ એ છે કે આપણા હૃદય અને આત્માના પૂર્ણ પ્રેમપૂર્વક તે કાર્ય કરવું; બીજો નિયમ એ છે કે સઘળાં કાર્ય તે કાર્યના કરનારને રચે છે, તેનો વિકાસ કરે છે અને તેને બલવાન્ કરે છે, એ પ્રકારે દૃઢપણે વિચારવું. કોઇ પણ કાર્યમાં, તે કાર્ય આપણા વિકાસમાં બહુ ઉપયોગી થઇ પડશે અને વિચારપૂર્વક તેમાં જોડાવું એનો અર્થ એ છે કે કોઈ પણ વસ્તુને રચવાના ક્રમમાં તેની સાથે સાથે જ શરીરને રચનારી સઘળી માનસ શક્તિઓને શરીર રચવામાં વાળવી. અર્થાત્ બીજાં જે કાંઇ કાર્યો આપણે કરતા હોઇએ તે કાર્યો એવી રીતે કરવાં કે જેનો ઉપયોગ આપણા શરીરબંધારણમાં ઉપયોગી થઇ પડે, જેથી તે કાર્ય થવાની સાથે આપણા શરીરને હાનિ થવાનો સંભવ ન આવે, પણ ઉલટું તે કાર્ય આપણા શરીરને લાભ જ કરે, અને તેને માટે આપણી માનસ શક્તિઓને આપણા કરવાના સઘળા કાર્યમાં યોગ્ય રીતે વાળવી જોઇએ. શરીરની શક્તિઓને જે કાર્ય કરવામાં વાળવામાં આવે છે, તે કાર્ય તે કરી શકે છે, અને જ્યારે આપણે આપણા કરવાના કામઉપર પ્રેમભાવ રાખીએ છીએ ત્યારે તે શક્તિઓને અનાયાસ રીતે આપણા શરીર તથા મનનો વિકાસ કરવા તરફ આપણે વાળીએ છીએ. અને તે સઘળી શક્તિઓ જ્યારે પોતાની સપ્રમાણ ( Normal) સ્થિતિમાં હોય છે ત્યારે તે સંપૂર્ણ રીતે રચનાત્મક થઇ રહે છે એ ભાવપૂર્વક જે કંઇ કાર્યમાં તે શક્તિઓને યોજીએ છીએ તેમાં તે સર્વ રીતે સફલ નીવડે છે.

( અપૂર્ણ. )

# नैसर्गिक जीवन.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ટ ૨૫૯ થી. )

શ્વસનક્રિયા—શરીરશાસ્ત્ર અથવા આરોગ્યશાસ્ત્રના ઘણા લેખકોવડે યોગ્ય શ્વસનવિધિની કલાને બહુ ગુંચવી નાંખવામાં આવી છે, અને તેથી મનુષ્યોના મોટા ભાગે એને કડાકૂટરૂપે જાણીને આ સુંદર અને ઉપયોગી કલામાં નિષ્ણાત થવાનો વિચાર માંડી વાળ્યો હોય છે. પરંતુ ખરી વાત એ છે કે આ કલા એવી તો સુગમ છે કે એનો ઉપયોગ કરવાને માટે એક ક્ષણ પણ તેને માટે ખાસ ( Extra ) કાઢવી પડે તેવી નથી અને તેમ છતાં મનુષ્ય તેમાં નિષ્ણાત થઇ શકે છે. જે કંઇ કરવાનું છે તે એટલું જ છે કે દરેક શ્વાસ લેતી વખતે *ફેફસાંના પ્રત્યેક પુટને વાયુભરીને ફુલાવવાં જોઇએ, અને એ રીતે તેને પુષ્કળ પ્રમાણમાં તાજી હવા પૂરી પાડવી.*

જોઇતા પ્રમાણમાં તાજી હવા પૂરી પાડવાને માટે દરેક ઋતુમાં ઘરની બધી જ બારીઓ ઉઘાડી રાખવી અથવા પવનના જ્યાં પુષ્કળ સપાટા આવતા હોય ત્યાં જ પડ્યા રહેવું એવું કાંઇ નથી. પુષ્કળ પ્રમાણમાં પવન આવતો હોય તો થોડી બારીઓ ઉઘાડી રહે તો—પણ હાનિ જેવું નથી. ઓરડાના બધા ભાગમાં હવાની અવર જવર નિયમિત રીતે થયા કરે એટલી બારીઓ ઉઘાડી રાખવાની તો ખાસ આવશ્યકતા છે. બહાર ખુલ્લામાંથી આવનાર-ને પણ ઘરમાં ગભરામણ જેવું ન થાય એટલા પ્રમાણથી તો હવાની તેમાં અવર જવર થવી જ જોઇએ. તાજી હવા મળ્યા કરે તેને માટે આ એક જ કરવાનું છે કે ઘરમાં હવાની સારી રીતે અવર જવર થવી જોઇએ. અને એવી ખુલી તાજી હવા ઘરમાં આવે છે કે નહિ એ કોઇ પણ મનુષ્ય કોઇ પણ સમયે સહજ જાણી શકે એમ છે. આ સ્થળે એ પણ સ્મરણમાં રાખવું કે ગભરાઇ જવાય એટલી બધી હવા એ પણ જરૂરની નથી. જેમ બીજી બાબતોમાં પણ એકદમ અતિશયપણું જરૂરનું નથી તેમ આ બાબતમાં પણ તેવું જ છે. કેમકે નિરુપયોગી અતિશયતા એ લાભકારક નથી.

દરેક શ્વાસ લેતી વખતે ફેફસાંનાં દરેક પુટને વાયુથી પૂર્ણ રીતે ભરતાં શીખો. આમાં મુખ્ય બાબત એ છે કે પૂરેપૂરી છાતી ભરીને શ્વાસ લેવો, અને તે સરળપણે લેવો. હમેશાં સીધા-ટટાર સ્થિતિમાં રહેવું. આરંભમાં શ્વાસ લેવાની થોડી સાદી રીતો કે જે આપણે જાણીએ છીએ તે રીતે શ્વાસ લેવા માંડવો કે જેથી કરીને એ સંબંધમાં કંઇ અયોગ્ય ટેવો પડી ગઇ હોય તેનો આપણે જય કરી શકીએ. અને યોગ્ય રીતે શ્વાસ લેવાની જે સ્વાભાવિક રીત છે તેને આપણે ઉપજાવી શકીએ. પરંતુ આમાં એક આવશ્યક નિયમ છે તે એ છે કે પૂરેપૂરી છાતી-ફેફસાં-ભરીને શ્વાસ લેવાનું લક્ષમાં રાખવું, અને તેમાં પણ જ્યારે આપણે ખુલી હવામાં ફરતા હોઇએ ત્યારે તો એ ખાસ લક્ષમાં રાખવું, અને તેની

સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે હવેથી આપણે દરેક વખતે પૂરેપૂરી રીતે અને ખરી રીતે શ્વાસ લેવાનો છે. થોડો વખત લક્ષપૂર્વક એ ક્રિયા કર્યા પછી સ્વાભાવિક રીતે જ તમે યોગ્ય પ્રકારથી શ્વસનક્રિયા કરી શકવાના. તોપણ આ કળાને પૂર્ણ થવામાં આટલું જ બસ નથી, અને તેથી તેટલું આવડ્યું એટલે પૂરેપૂરી શ્વસનવિધિની કળા આપણે જાણી ગયા એમ સમજીને ત્યાં જ અટકી પડવાનું નથી. જ્યારે જ્યારે તમે ખુલ્લી હવામાં કસરત કરો અથવા ત્યાં દીર્ઘ શ્વાસ લેવાની ક્રિયાના વિચારપૂર્વક શ્વસનવિધિ કરો ત્યારે પૂરેપૂરી છાતી ભરીને શ્વાસ લેજો. એટલે તમારાં ફેફસાંને પૂરેપૂરાં ભરજો અને તેને પૂરેપૂરાં ખાલી કરજો. પરંતુ એ લક્ષમાં રાખવું કે દરેક શ્વાસ લેવા મૂકવાની ક્રિયા સરળ એક સરખી અને ધીમેથી થવી જોઈએ. એકદમ સુર્રર્ર કરીને લેવો કે ફુર્રર્ર કરીને છોડી દેવો નહિ પણ બંને સરળતાથી અને ધીમેથી કરવાં. દિવસમાં ઘણી વખતે આપણને એવી એક કે બે ક્ષણ પણ મળે છે કે જેમાં સ્વાભાવિક રીતે જ આપણે આપણા કામમાંથી મુક્ત થઈએ છીએ અને તેને આપણે આવા યોગ્ય શ્વસનવિધિ કરવામાટે ઉપયોગમાં લઈ શકીએ એમ છે. અને આવી બને તેટલી ક્ષણોનો દિવસમાં આ કાર્ય માટે ઉપયોગ કરવો જોઈએ. ભલે સર્વ અંશથી પૂર્ણપણે આપણે આ કળા સિદ્ધ ન કરી હોય તોપણ ઉપર જણાવ્યા તે નિયમને અનુસરીને બને તેટલી વધારે વખત એ અગત્યની ક્રિયા થવી જોઈએ. એને કોઈ પણ સમયે છોડી દેવાની જરૂર નથી. નિત્ય કરવાથી તેમાં દિવસે દિવસે સુધારો જ થતો જાય છે. નિત્ય ક્રમે તેવી ક્રિયા થાય પણ તેમાં પ્રતિદિન સુધારો થયા જ કરે છે.

**વ્યાયામ–કસરત–**શારીરિક કસરતમાં કોઈ અત્યંત મોટા પ્રમાણવાળી પદ્ધતિની જરૂર નથી. ખરૂં જોતાં અત્યંત પ્રમાણવાળી કસરત સામાન્ય નિયમથી છોડી દેવાની હોય છે. તેવી જાતની ઘણી ખરી કસરતો હદઉપરાંત શ્રમને આપે છે તથા બલાત્કારથી ક્રિયા કરાવે છે, અને તેવી ક્રિયા શરીરનો ઘસારો કરે છે. કોઈ પણ કસરત, જ્યાં સુધી તેની અંદર શરીર તથા મન બંનેના વ્યાપારો એકરાગપૂર્વક જોડાયેલા નથી ત્યાં સુધી તે શરીરને રચનારૂપે થઈ પડે તેમ નથી. ટુંકામાં પ્રત્યેક કસરતમાં તમે અત્યંત રસવાળા હોવા જોઈએ અને ધારેલાં પરિણામને અવશ્ય કરીને પ્રકટાવવાના નિશ્ચયવાળા હોવા જોઈએ.

આ બાબતમાં મન એટલો બધો અગત્યનો ભાગ બજાવે છે કે કોઈ પણ પિંડીઓનો ધારેલો વિકાસ શરીરને બિલકુલ શાંત પડ્યું રાખવા છતાં કસરત થયાં કરે છે એવી દૃઢ કલ્પનામાત્ર કરવાથી પણ કરી શકાય છે એ સિદ્ધ થઈ ચુક્યું છે. પરંતુ આ બાબતમાં કેવળ મનવડે ઉપજાવેલો પરિણામ સ્થાયી રહેતો નથી તેમ તે જ પ્રમાણે કેવળ શારીરિક વ્યાયામવડે ઉપજાવેલો પરિણામ પણ સ્થાયી રહેતો નથી. જે કસરત કેવળ શરીરવડે જ થાય છે અર્થાત્ જેમાં મન જોડેલું રાખવામાં આવતું નથી તે કાં તો યંત્રવત્ થતી ક્રિયા હોય છે અથવા બલાત્કારથી થતી ક્રિયા હોય છે. અને આવી ક્રિયા જો કે થોડા વખતને માટે શરીરમાં કૃત્રિમ વિકાસને બનાવે છે, તોપણ છેવટે તે હાનિરૂપ થઈ પડે છે.

ખરો માર્ગ એ જ છે કે શરીર અને મન બંનેને જોડીને થોડી સરળ અને સારી કસરતો કરવી જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો અત્યંત રસથી અને ધારેલા પરિણામની દૃઢ આશા રાખીને, શારીરિક કસરત કરવા માંડો. અને જ્યારે તમે શરીરવડે કસરત

કરતા હો ત્યારે કલ્પના કરજો કે મનવડે પણ એ જ પ્રકારની કસરત તમે કરો છો. દૃષ્ટાંતરૂપે, તમારા માથાઉપર જ્યારે બને હાથ ઉંચા કરતા હો અથવા હાથની આંગળીઓ વડે પગના અંગુઠે ઘુંટણુ વાળ્યા વગર અડકવાનો યત્ન કરતા હો અથવા માત્ર પગના અંગુઠા ઉપર જ તમારા આખા શરીરને ઉંચકતા હો અથવા આવી જ કોઈ પણ જાતની દંડ, બેઠક, મલખમ વગેરે કરતા હો, ત્યારે જેમ તમારા શરીરથી તે ક્રિયા કરો છો તેમ તમારા મનવડે પણ તેવી જ ક્રિયા કરો છો એવી કલ્પના કરજો. અર્થાત્ એવા જ પ્રકારની કસરતનું ચિત્ર રચજો, અને જ્યારે શરીરવડે તમે કસરત કરો ત્યારે તમારા મનઆગળ એ માનસ ચિત્રને કાયમ રાખી રહેજો. આરંભમાં આ બે ક્રિયાનો યોગ કરી શકાતો તમને કદાચ નહિ લાગે, પરંતુ થોડા સમયમાં જ તમે એ કળાને સિદ્ધ કરશો, પણ જ્યારે એ સિદ્ધ કરશો ત્યારે પહેલાં જેટલા લાભને કસરતથી તમે પામતા હતા, તેના કરતાં વધારે લાભ થતો તમને જણાશે.

કસરત માટે કઈ પદ્ધતિ ( System ) સ્વીકારવી એ તમારી ઇચ્છાઉપર રાખજો, કેમકે મનની રુચિ, વેગ, વિશ્વાસ તથા ભાવનાઉપર કસરતનો મુખ્ય લાભ રહેલો છે. તમને જેની ખાસ જરૂર હોય તેને વધારે પસંદ કરજો, પણ ઘણી જાતની કસરતોનું કંઇ પ્રયોજન નથી. તમારા શરીરના જે જે મુખ્ય અવયવો તથા પિંડીઓ છે તે ક્રિયામાં મૂકાય એવી જાતની જે જે કસરતો હોય તે તે કરવાનો તમારો ઉદ્દેશ હોવો જોઇએ. આને માટે જુદા જુદા પ્રકારની દશ બાર કસરતો કરવાની જરૂર રહે છે. અને તેને જો સવારે તથા સાંજરે પંદર પંદર મિનીટ શરીર અને મન બન્નેનો ઉપયોગ કરીને કરો તો તમને ધારેલું ફળ તેટલાથી પ્રકટતું જણાશે. તેની સાથે વધારામાં ખુલ્લી હવામાં પ્રસંગે પ્રસંગે કસરતો કરો, સૂર્યના સહન થાય તેવા પ્રકાશમાં કસરતો કરો, અને તેમાં પણ વેગપૂર્વક અને બળથી ચાલવાની કસરત બહુ લાભજનક છે. તમારા નિત્યના કાર્યરૂપે આ કસરતના કાર્યને ગણો. આ વિચારનું આપણે આગળનાં પૃષ્ઠોમાં વર્ણન કરીશું.

**વસ્ત્રવિધાન**—કપડાં પહેરવાના સંબંધમાં તેને ધારણ કરવાનો કુદરતી હેતુ કે જે શરીરને વિવિધ પ્રકારની ઋતુની અસર તથા મલિનતાથી રક્ષણ કરવાનો છે તે વિચાર શિવાય એ સંબંધી કંઇ ખાસ કહેવા સરખું રહેતું નથી. વસ્ત્રવિધાનનો બીજો હેતુ કે જે વર્તમાન સમયમાં સુધારણા ( Civilization ) ના વિકાસની સાથે પ્રકટ્યો છે તે, તેનાથી શરીરને શોભાવવાનો છે. સૌન્દર્યની કદર જાણવારૂપ ( Appreciation ) જે એક સ્વભાવ કે જે પ્રજાના વિકાસમાં એક અનિવાર્ય અગત્યનો છે તેની સાથે તે કંઇક અંશમાં એકરાગવાળો છે. જો કે તેમાં કેવલ વિદેશીય વસ્ત્ર જ સૌન્દર્યની પરિસીમાને પામ્યાં છે એવું કંઇ નથી. ઉલટું આપણાં દેશનાં વિવિધ પ્રકારનાં વસ્ત્રો તથા તેને ધારણ કરવાની શૈલિ સૌન્દર્યની દૃષ્ટિથી જોતાં વિદેશીય વસ્ત્રોકરતાં ઘણા અંશે ઘણી બાબતોમાં ચઢી જાય એમ છે. તોપણ પ્રત્યેક દેશમાં એ દૃષ્ટિથી જે કંઇ સુધારો વધારો વસ્ત્ર તથા તેને પહેરવાની શૈલિમાં થતો જાય છે અને થયો છે તેમાં વસ્ત્રવિધાનના મૂળ અને મુખ્ય હેતુને બાધ આવે અથવા તે હેતુ બહુ જ ગૌણપણે સચવાય અને કેવળ ઉપરની જ શોભા ખાતર તેનો પ્રચાર ચાલુ રહે અને કેવળ શોભાના હેતુનો વિચાર કરીને જ તેમાં વૃદ્ધિ વા ફેરફાર થતા રહે

તો તે ન ઇચ્છવા યોગ્ય અને હાનિકારક છે. સર્વોત્તમ પ્રકારની–સ્થિતિને અનુસાર–શોભા દેખાય અને તેની સાથે શરીરરક્ષણરૂપ જે તેનો પ્રધાન ઉદ્દેશ તે સારી રીતે સચવાય એ પ્રકારનાં વસ્ત્ર પહેરવાં જોઇએ. એ ઉભયમાંથી એક પણ હેતુને છોડીને વસ્ત્રવિધાનસંબંધી નિર્ણય આજના દેશકાલને અનુસરીને કરી શકાય તેમ નથી. કેટલાક મનુષ્યો વસ્ત્રોથી પ્રકટતા સાન્દર્યના આશયપ્રતિ કેવળ મીંચેલી દષ્ટિ રાખે છે, એ પણ આજના સમયને અનુસરીને નથી, તેમ કેટલાક પોતાની ગૃહની ધનાદિની સ્થિતિ તથા બહારની લૌકિક પદવી વગેરેની સ્થિતિનો વિચાર કર્યા વિના કેવળ શોખ તથા શોભાને માટે દેખાદેખી વસ્ત્રો પહેરે છે તે પણ બુદ્ધિમાનની દૃષ્ટિથી ઉત્તમ કે માનનીય ગણી શકાતું નથી. પરંતુ રાજ્યવ્યવસ્થા એવા પ્રકારની છે કે જેમાં વસ્ત્રની ઉત્તમતાની આજ કાલ વિશેષ અગત્ય જણાય છે, અને તેથી કંઇક અંશમાં પ્રાપ્ત સ્થિતિકરતાં બહારથી વિશેષ રૂપને દેખાડનાર વસ્ત્રોની કેટલાક પ્રસંગે આવશ્યકતા રહે છે, અને તેથી તેવા આવશ્યકતાવાળો જનસમાજ તેમ કરે તો તેમની એ સહેતુક પ્રવૃત્તિપ્રતિ સદ્વિવેકીએ ઉપેક્ષા કર્તવ્ય છે. પરંતુ હદઉપરાંત કહારો અને જેને કંઇ પ્રયોજન નથી તેવાને પણ કેવળ બાહ્ય આડંબરઅર્થે જ દ્રવ્યાદિની હાનિના ભોગે એ માર્ગ અંગિકાર કરવો એ ભૂલવિના અન્ય કશું જ નથી. તેમ જ જેમની સ્થિતિ સારી છે તેમનો સારાં વસ્ત્રાદિ ધારણ કરવામાં સંકોચ, એ કૃપણતાવિના અન્ય કશું જ નથી અને તે શરીરવિચાર તથા વ્યવહારવિચાર કરતાં અઘટિત છે એ પણ સ્પષ્ટ જ છે.

યોગ્ય પ્રકારે વસ્ત્રવિધાન કરવામાં પ્રથમ નિયમ એ છે કે ઉપર જણાવેલી બને બાજુના અંત્ય ( Extremes ) ને તજી દેવા, એટલે ઘણાં તેમ જ ઘણાં મૂલ્યવાળાં જરીના વાગા પહેરવાની કશી જરૂર નથી, અથવા બહુ જ થોડાં તેમ બહુ જ ઓછા મૂલ્યનાં ચીંથરવેલ પહેરવાની પણ કશી જરૂર નથી. એ બને અંત્યમાં કઇ મહત્તા રહી નથી. સાધુ કે ધર્મપ્રવર્તક કે ભક્ત થવા માટે ચીંથરાં જેવાં ખરાબ વસ્ત્ર પહેરવાં એ કેવળ અયોગ્ય છે તેમ રાજા કે મહાધનાઢ્ય થવા તો વરરાજા જેવા બની ઠનીને બેસવું એ પણ તેટલું જ અયોગ્ય છે. ખીંટીઉપર જેમ પાંચ દશ કપડાં ભેરવીએ તેમ શરીરઉપર વિના પ્રયોજન કપડાંનો વધારે ભાર કરવો નહિ કે જેથી વિના કારણ શરીર ભઠ્ઠીમાં પડી ' આસ્તે તાપે ' બફાતું હોય એવું તેને ભાન થાય. તેમ તાઢ, શરદી વગેરેથી રક્ષણ કરવામાં જે કંઇ કુદરતી રીતે જરૂરનાં છે તેના કરતાં ઓછાં કપડાં પણ પહેરવાં નહિ. દરેક રીતે તમને સુખ ઉપજે એવાં પ્રકારનાં વસ્ત્રો પહેરો, અને એ સુખનો પૂર્ણ રીતે લ્હાવો લેવાને તમારા મનને કેળવો. અને આ બાબતમાં મન એવા તો બળવાળું છે કે ઋતુ વગેરેનો હેતુ હોવા છતાં પણ જો દરેક વખતે પ્રાપ્ત વસ્ત્રોથી સુખને જ ઉપજાવી લે એવી રીતનું તેને કેળવ્યું હોય છે તો ભર શિયાળામાં તમે પહેલાં પહેરતા હો તેના કરતાં ત્રીજે ભાગે કપડાં પહેરો અર્થાત્ અર્ધઉપરાંત ઓછાં કરી નાંખો અને તેમ છતાં પણ એ ફેરફારથી તમને વધારે સુખ ઉપજતું જણાશે. આ વિચારને હજી પણ આગળ દોરેઃ શિયાળામાં તમે અત્યંત ઠંડા થઇ જાઓ છો કે ઉનાળામાં તમે અત્યંત ગરમ થઇ જાઓ છો એ વિચારને લેશ પણ અવકાશ આપો નહિ. કશાથી પણ અસુખીયા થવાનો નિષેધ કરો, અને ઋતુની અસર પણ તમારા ઉપર થાય છે એ વિચારને પણ અટકાવો.

ભર ઉનાળામાં પણ રખેને શરદી થઇ જાય એ વિચારથી ગળે ગરમ ગલપટો રાખ-

નાર અને ચામડીને અડકાડીને ગરમ ગંજીફરાગ પહેરનાર અનેક મનુષ્યો હોય છે. શિયાળા-માં કે ચોમાસામાં તો પૂછવું જ શું ? મોજાં-હાથે અને પગે-કાન ઢાંકણી ટોપી અને બને તો તે ઉપર એકાદ ફાળીયાજેવું વીંટાળેલું વસ્ત્ર, પાંચ સાત શરીરને બીચડીને એક ઉપર એક પહેરેલાં વસ્ત્રો અને તે ઉપર બને તો 'ઓવર કોટ' અને શાલ, અને કંઇ નહિ તો છેવટે ધાબળી—આવા વેષવાળા પણ ઘણા મનુષ્યો હોય છે. આ બધાની ખરું જોતાં કશી જ જરૂર નથી. આટલું છતાં તેઓને શ્લેષ્મવગેરે વિક્રિયા તો ચાલુ જ હોય છે. એ જ જણાવી આપે છે કે શરદીને કે સળેખમને વસ્ત્રો અટકાવતાં નથી, પણ તેને થવાનું કોઇ બીજું જ કારણ છે. આ પ્રકારનું વસ્ત્રવિધાન હાનિ કરનાર છે. તેવા મનુ-ષ્યોએ જરા મનોબળ જ વાપરવાનું છે, અને તે વાપરતાં જણાશે કે તેમને આટલાં બધાં વસ્ત્રોની કશી જ જરૂર નથી, ઉલટાં વસ્ત્રો તેમને વધારે અડચણ કરનાર થઇ પડે છે.

વસ્ત્રવિધાનમાં વળી અગત્યની બાબત એ એક છે કે શરીરનું સ્વાભાવિક રીતે જે હલનચલન થાય છે તે વસ્ત્રો કોઇ પણ રીતે બાધક કે વિઘ્ન કરનાર ન થઇ પડવાં જોઇએ, અર્થાત્ શરીરના અવયવોની જે કુદરતી સ્થિતિ છે તેને કોઇ પણ રીતે બદલવી પડે એવાં વસ્ત્રો પહેરવાં નહિ. આ એવી બાબત છે કે જે આપણે જાણવી ઘટે છે, અને જાણીએ પણ છીએ. તેમ છતાં ઘણા મનુષ્યો તેનું વિસ્મરણ કરે છે, ગળામાં અક્કડ 'કૉલરો' કે જે ગળાને આમ તેમ સરળ રીતે ફરવામાં ઘણી અડચણ કરે છે તેને વિના પ્રયોજન પણ દેખાદેખી પહેરે છે—પહેરી રાખે છે. કેડે પાટલુન ઉપર કમરપટો પણ તંગ કરીને પહેરે છે, ધોતીયું પણ કેટલાક કચકચાવીને પેટે જબરો કાપો પડી રહે એવું પહેરે છે. ગંજીફરાક પણ શરીર તસતસાય એવી રીતનું પહેરે છે. આ બધું લાભ કરનાર નથી. આ બધી બાબતો જો કે નવી નથી, ઘણાને જાણવામાં છે અને તેથી તેનો વિસ્તાર ખાસ આવશ્યક નથી, અને તેમ છતાં પણ આખા જીવનમાં જો આરોગ્ય જાળવી રાખવું હોય તો આ નિયમનું જ્ઞાન અને તેનો આચાર અવશ્ય કરીને ધારણ કરવાં જોઇએ એ વાતો ભૂલવા સરખી પણ નથી. તેથી વસ્ત્રવિધાનમાં એ જ એક નિયમ મુખ્ય હોવો જોઇએ કે શરીરનું યોગ્ય હલન-ચલન થાય અને તેના રક્ષણમાં પણ ન્યૂનતા કરનાર ન થઇ પડે અને તેની સાથે સુંદરતા-વાળાં દેખાય એવાં વસ્ત્ર પહેરવાં. તેથી વસ્ત્રવિધાનમાં 'ફેશન' વગેરેને અંગે જે કંઇ ફેરફાર થાય છે તેમાં આ બાબતો શા માટે લક્ષમાં ન લેવી એ સંબંધી કંઇ જ કારણ મળી આવે તેમ નથી. અને તેમ કરવાથી ઉત્તમ વસ્ત્રવિધાનની જે કલા છે તે તેના પૂર્ણ અર્થ-માં સાર્થક થાય છે અને આજ પર્યંત તેનાથી જે લાભ થયા છે તેના કરતાં વિશેષ લાભ-જનક એ જ કલા થઇ પડશે.

(અપૂર્ણ.)

# आर्थिक आरोग्य.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ઠ ૨૬૮ થી. )

**સામર્થ્યસર્જન**—મૂળનો સિદ્ધાંત કે પ્રત્યેક સામાન્ય મનુષ્યમાં સામર્થ્યસર્જનની-સામર્થ્યને પ્રકટાવવાની અમુક પ્રમાણમાં શક્તિ રહેલી છે કે જે શક્તિનો જો પૂર્ણ રીતે ઉપયોગ લેવામાં આવે તો તે મનુષ્યને પોતાના અસ્તિત્વમાટે-પોતાની આજીવિકાવગેરેને માટે—જે કંઇ જરૂરનું છે તે તેને અવશ્ય મેળવી આપે છે, તે સિદ્ધાંતપ્રતિ પાછા વળતાં હવે માત્ર એક જ પ્રશ્ન રહે છે કે આ સર્જનસામર્થ્યનો—જે કંઇ જોઇએ તે પ્રકટાવવાનાં બળનો—પૂર્ણ વિકાસ થાય એવી રીતે અને તે ધારેલી અસર પ્રકટાવે એવી રીતે કયા માર્ગે ઉપયોગ કરવો, અર્થાત્ એ સર્જનસામર્થ્યને કેવી રીતે વાપરવું કે જેથી તેનામાં જે કંઇ બળ છે તે સઘળા બળના પ્રકાશપૂર્વક આપણા ધારેલા કામને સિદ્ધ કરવામાં ઉપયોગી થઇ પડે. આ પ્રશ્નનો નિર્ણય કરવાને માટે આર્થિક આરોગ્ય અર્થાત્ ધન સંબંધી સારી સ્થિતિની પ્રાપ્તિમાં જે કંઇ ઉપયોગી બાબતો છે તે સર્વને અત્ર વિચારી જોવી આવશ્યક છે. કેમકે મનના અને વ્યક્તિગત સઘળાં તત્ત્વો અથવા ધર્મો, યોગ્ય પ્રકારની અને ધારેલી અસર ઉપજાવે એવા સ્વભાવવાળા હોવાને લીધે જે કંઇ સર્જનસામર્થ્યો આપણને પ્રાપ્ત છે તેનો પૂર્ણ અંશે ઉપયોગ કરી શકીએ એમ છે.

આ સંબંધમાં આગળ વિચાર કરતાં તમારે એ લક્ષમાં રાખવું જોઇએ કે તમારાં સર્જનસામર્થ્યોને અર્થાત્ તમારી બુદ્ધિ આદિ સામર્થ્યોને જેમાં થઇને અર્થાત્ જે સાધન વા સ્થિતિમાં થઇને કામ કરવાનું છે તે સાધન વા સ્થિતિતરફથી તેમને પૂર્ણ લાભ મળે, અર્થાત્ તે વિરોધી રૂપે ન થઇ રહે. આ નિમિત્ત જે કંઇ કર્તવ્ય છે તે વિશેષ તથા બીજું છે, અને તેથી માત્ર કોઇ કામ કરવું એટલું જ કર્તવ્ય નથી. એ તો અપૂર્ણ કર્તવ્ય છે. તમારે જે કંઇ સર્વોત્તમ કામ કરવાનું છે તેને નડતું કોઇ પણ માનસ કે નૈતિક વિઘ્ન હોય તો તેને દૂર કરવું જોઇએ. અને આ કરવાને માટે તમારા મનના સમગ્ર પ્રવાહને અર્થાત તમારા સર્વ મનને તમારા કામમાં યોજવું જોઇએ. તમારાં સામર્થ્ય તથા બુદ્ધિ આદિ સાધનોનો સર્વોત્તમ ઉપયોગ કરવામાં જ્યારે કોઇ માનસિક કે નૈતિક ઉપાધિઓ નડતા નથી ત્યારે તમને અવશ્ય કરીને શુભ પરિણામ પ્રાપ્ત થાય છે, કે જે પરિણામ તમને જે કંઇ જરૂરીયાતો છે તેને પૂરી પાડે છે. અને જ્યારે તમારામાં જે કંઇ જીવન અને બળ છે તેના પૂર્ણ પ્રવાહને તમારા કાર્યમાં વાળો છો ત્યારે તેનાં શુભ પરિણામો એવા તો ત્વરાથી વૃદ્ધિને પામતા જાય છે કે પછી તમારા પોતાના નિર્વાહ પૂરતું જ ઉપાર્જન કરી લેવાને તમે સમર્થ થાઓ છો એમ નહિ પણ તમારા જીવનને વિશેષ ભવ્ય કરવાનો આરંભ પણ તમે કરી શકો છો અને તેની સાથે તમારી આસપાસની પરિસ્થિતિને પણ વિશેષ ભવ્ય અને મૂલ્યવતી કરી શકવા સમર્થ થતા જાઓ છો. જેમ જેમ તમે પોતે સુધરતા જાઓ છો તેમ

જ તમારી બુદ્ધિશક્તિ પણ વધારે વિકાસ પામતી જાય છે, અને તમારાં બળને વધારે અને વધારે અસરકારક રીતે ઉપયોગમાં લગાડવાનું શિખો છો, તેમ તેમ આ વૃદ્ધિ અધિક અને અધિક પ્રમાણમાં પ્રકટાવાય છે, અને એવી વૃદ્ધિ, આપણા સુધારાના સંભવનો કોઇ પણ અવધિ ન હોવાથી અમર્યાદ પ્રમાણમાં કરી શકાય છે.

સામર્થ્યને ઉત્પન્ન કરનાર જે કંઇ બળ અથવા બુદ્ધિ આપણને પ્રાપ્ત છે તેનો પૂર્ણ અંશમાં ઉપયોગ કરવામાં મુખ્યવિચાર એ છે કે તે બળને વપરાવાનો કોઈ સુંદર પ્રસંગ આપવો અને એ પ્રસંગમાં આપણામાં જે કંઇ શક્તિ અથવા વીર્ય—સામર્થ્ય—છે તે સર્વસાથે એ બળને કામે લગાડવું. આપણી શક્તિ તથા સામર્થ્યને પૂરેપૂરી રીતે કામે લગાડવાને માટે, જેમ જેમ આપણે આપણા કાર્યમાં આગળ આગળ વધતા જઇએ તેમ તેમ આપણે આપણા જીવનના, વિચારશક્તિના અને કૃતિના તરફ પૂર્ણ લક્ષ આપવું જોઇએ અને એ શક્તિને પૂરી પાડવાને માટે આપણા મનના સમગ્ર પ્રદેશમાં માનસિક અને નૈતિક આરોગ્યને પ્રકટાવવું જોઇએ. તેમ જ બીજી શક્તિઓના વિકાસને માટે પણ માનસ અને નૈતિક આરોગ્યને આપણામાં દૃઢપણે ઉપજાવવાની અગત્ય છે. આ પ્રમાણે જ્યારે બધું આપણે કરીએ છીએ ત્યારે આપણા ઉત્પાદક સામર્થ્યનો સંપૂર્ણ અંશે ઉપયોગ કરવા આપણે શક્તિવાળા થઇએ છીએ. અને તેથી-પછી બીજું કર્તવ્ય એ છે કે આ બળને સર્વોત્તમ રીતે અને અત્યંત અસરકારક રીતે કાર્યમાં યોજવું.

**પ્રસંગ અથવા તકની શોધ**—અનેક સારી જાતની તક (Opportunities) સામાન્ય સરખા માર્ગોમાંથી પણ શોધ કરવાથી મળી આવે છે. પરંતુ સામાન્ય માર્ગમાં શોધ કરવી એટલું જ તેને માટે પૂરતું નથી. આપણે આપણને પૂર્ણ સૂક્ષ્મ દૃષ્ટિવાળા થતાં કેળવવા જોઇએ, જેથી સર્વ કોઇ જે પ્રસંગ વા તકને જોઇ શકતા હોય તેને જ જોવાને માટે નહિ પણ અનેક મનુષ્યો જેને જોઇ પણ શકતા નથી એવી સૂક્ષ્મ તકના પ્રસંગોને પણ આપણે જોઇ શકીએ. આ પ્રકારના થવાને માટે આપણી ઇન્દ્રિયો વા વૃત્તિઓ અધિક તેજસ્વી અને આપણી દૃષ્ટિ અધિક સૂક્ષ્મ થવી જોઇએ. આરંભમાં તમારા મનઉપર એવી ઉંડાણથી છાપ પાડવી જોઇએ કે તમારે પોતાને માટેની તક તમે પોતે મેળવી શકવાના સામર્થ્યવાળા છો. ક્રમે ક્રમે મન આ વિચારને વધારે અને વધારે દૃઢ રૂપમાં ગ્રહણ કરતું જશે, અને તેમ થતાં તમારામાં વધારે અને વધારે એવી સૂક્ષ્મ દૃષ્ટિનો વિકાસ થતો જશે કે જે વડે ઉત્તમ તક સહજમાં દેખાઇ આવશે. આની સાથે સુંદર તકના વિશેષ અને વિશેષ વિચાર કરવાના અભ્યાસને પાડો, અને તે વડે ક્રિયાના પ્રત્યેક ક્ષેત્રમાં જ્યાં કંઇ સર્વોત્તમ તક રહેલી છે તેને શોધી કહાડવાનો સવિશેષ પ્રયત્ન કરો.

આગ્રહપૂર્વક ખંતથી અને ઉંડાણથી વધારે સારી તકને માટે વિચાર કરવાથી મનમાં એવી શક્તિનો ઉદય થાય છે કે જે જ્યારે કંઇ તમે સારી તકને જુઓ કે તત્ક્ષણ તે તેને ઓળખી શકે છે. અને તેવી સારી તકને શોધીને મેળવવા માટે ખાસ યત્ન કરવાનો અર્થ એ જ છે કે તે સામર્થ્યને આચારમાં ઉતારી શકાય એવા પ્રકારનું કરવું, કે જેથી ઉત્તમ તકોની સૃષ્ટિમાં જે કંઇ તમે જુઓ તેને તમે ધારણ કરી શકો અને વર્તમાન સમયમાં તેનો ઉપયોગ પણ કરી શકો. અને પ્રત્યેક પ્રસંગમાં પુનઃ પુનઃ અને અત્યંત દૃઢતાથી તમને જે કંઇ બુદ્ધિઆદિ સાધન પ્રાપ્ત છે તેને પૂર્ણ અને ધારી અસર ઉત્પન્નક રે એવા પ્રકારે

કામે લગાડવામાટે જે કંઇ તક અથવા પ્રસંગની તમારે જરૂર છે તેવી સર્વ તકને શોધી કહાડવાનું તમારામાં સામર્થ્ય છે એવા પ્રકારની તમારા મનઉપર છાપ પાડ્યા જ કરો.

**તકને સર્જો**—પ્રત્યેક મનમાં નાનું મોટું કંઇને કંઇ પણ શોધી કહાડવાનું સામર્થ્ય આપણે જોઇએ છીએ. અર્થાત્ કંઇ નવીન ખોળી કહાડવાની શક્તિ, કોઇને વધારે સારા રૂપમાં પલટી નાંખવાની શક્તિ, વધારે સારી અને સુધરેલી યોજનાઓને ઘડી કહાડવાની શક્તિ, વધારે સ્થાયી અસરકારક યોજનાઓ ઘડવાની શક્તિ વગેરે કંઇ કંઇ પ્રત્યેક મનુષ્યમાં રહ્યું છે. અને એ આપણને સર્વને જાણીતું છે કે કોઇ પણ શાખામાં આ પ્રકારની શોધક બુદ્ધિ અથવા શક્તિને કામે લગાડીએ છીએ ત્યારે કોઇ અવનવી તક—સર્જાય છે—તેમાંથી ઉત્પન્ન થાય છે. પ્રથમ થયું હોય તેના કરતાં વધારે અસરકારક રીતે કંઇ પણ કરવાને માટે માર્ગ ખોળવો એ વિચાર, ક્રિયા તથા ઉત્સાહના નવા ક્ષેત્રને ઉત્પન્ન કરવાસરખું છે, અને એવું પ્રત્યેક નવું ક્ષેત્ર એ એક નવીન તક જ છે. જ્યારે આ નૂતન ક્ષેત્ર વિવિધ શક્યતા અથવા સંભવોની સંપત્તિવાળું હોય છે, ત્યારે તેમાંથી જે કંઇ નવીન તક આપણને પ્રાપ્ત થાય છે તે પ્રમાણમાં અદ્વિતીયસરખી હોય છે, અને એવા નવા ક્ષેત્રમાં જે કોઇ આગળ માર્ગ શોધીને વહે છે તેનો બદલો પણ તેટલા જ પ્રમાણમાં મૂલ્યવાન્ અને વિશાળ પ્રમાણવાળો હોય છે.

નવીન તકો સર્જવાને માટે કર્તવ્યનો સાક્ષાત્ માર્ગ એ છે કે જે કંઇ આપણે કરવાનું હોય તેને નવીન નવીન રીતિથી કરવાના માર્ગને શોધીને તે પ્રમાણે તે કાર્ય નિત્ય કરવું. અને સામાન્યબુદ્ધિસંપન્ન હોય એવો એક પણ મનુષ્ય પોતાના કર્તવ્યના પ્રદેશમાં કંઇક અંશમાં પણ આમ ન કરી શકે એમ હોતું નથી. સર્વ કંઇ વધારે સારી રીતે થઇ શકે છે; અર્થાત્ જે કંઇ હાલ આપણે કરીએ છીએ તે કરવાની વધારે સારી પદ્ધતિ આપણે મેળવી શકીએ એમ હોય છે. પરંતુ કોઈ પણ બાબતમાં આગળ વૃદ્ધિ થાય એવા પ્રકારનો માર્ગ શોધી કહાડવાને માટે તે સંબંધી કેવી રીતે વિચાર કરવો એ જાણવું અથવા શીખવું અગત્યનું છે. આથી જે કંઇ કામ કરવાનું આવી મળે તે સંબંધી વિચાર કરવાને માટે નિત્ય થોડો સમય ગાળવાનો નિર્ણય કરો, અને હાલ જે કંઇ કરતા હો તેને માટે પણ વધારે સારા માર્ગો શોધી કહાડીને તેનો અભ્યાસ કરવાને માટે પણ નિત્ય થોડો કાળ ગાળવાનો નિશ્ચય કરો. જેની સાથે તમે સંબંધમાં આવો તે સર્વને સુધારવાના માર્ગો અને સાધનોપ્રતિ નિરંતર અખંડ દૃષ્ટિ રાખીને તેને સુધારવાના પ્રયત્નો નિત્ય સેવો.

નિત્ય વિચાર કરવાની ટેવ પાડો, અને તે પણ નિત્યની ટેવપ્રમાણે નહિ, પણ એવી રીતે કે જેથી તમારા મનમાં રહેલાં સઘળાં ઉત્પાદક સામર્થ્યોને પ્રબલ કરવાનું પ્રાપ્ત થાય. મનુષ્યમાં વિચાર કરવાનું સામર્થ્ય એ એક મોટામાં મોટું સામર્થ્ય છે, પરંતુ મનુષ્યોનો મોટો ભાગ તેનો થોડા અંશમાં પણ યોગ્ય રીતે ઉપયોગ કરતો નથી. તે સામર્થ્યને પૂર્ણ અંશમાં વાપરવાનો નિશ્ચય કરો. વિવિધ શાખાઓમાં વિકાસ પામવાનો નિત્ય દૃઢ પ્રયાસ કરો. થોડા જ વખતમાં તેનાં શુભ પરિણામો પ્રકટતાં તમને જણાશે, અને વિચારની કળાના શિખરે પહોંચવાના પ્રયત્નમાં જેમ જેમ તમે પૂર્ણતાને પ્રાપ્ત થશો, તેમ તેમ તમારું મન વિશાળ થતું જશે, તમારા પોતાનામાં નવીન સામર્થ્યો તમે પ્રકટાવશો, અને જે કંઇ તમે કરશો તેમાં તમે વધારે બલવાન્ અને ધારેલી અસર પ્રકટાવે એવા પ્રકારના પરિણા-

મને ઉપજાવશો. સ્વલ્પમાં, તમે એવી વૃદ્ધિ પામશો અને તમારો વિકાસ એવો થશે કે તમે જગતના કાર્યોમાં એક અધિક વિશાળ પદવીને યોગ્ય થશો, અને તે નિમિત્તનાં કાર્યો કરવાં એ પણ તમને અત્યંત સુગમ થઇ રહેશે.

તકને સજવામાં જે રહસ્યરૂપ વસ્તુ છે તે એ જ છે કે કંઇક નવીન શોધી કહાડવા નો હોય તેના કરતાં વધારે સારૂં ઉત્પન્ન કરવાનો અને વિચાર તથા ક્રિયાના વિશાળ ક્ષેત્રમાં ઉદ્યમવગેરે વધારવાના સાધનો પ્રાપ્ત કરવાનો અખંડ પ્રયત્ન કરવો. ટુંકામાં, જે ઘરેડમાં હાલ ચાલ્યા કરતા હો તેમાંથી મુક્ત થઇને કર્તવ્યના નવીન નવીન માર્ગોમાં તમારાં મનને વાળવાનું અનુમોદન આપો. નવીન અને વધારે સુધરેલા માર્ગને શોધી કહાડો. તમે તે કરી શકો એમ છે. દરેક મનમાં આ પ્રકારનું સામર્થ્ય રહેલુ છે, અને તે વડે પ્રાપ્ત થનાર વસ્તુ તથા સંભવો પુષ્કળ હોય છે. આને જે મનુષ્યને પોતાના સર્જન સામર્થ્યને કામે લગાડવાને તે વર્તમાન સમયમા ઇચ્છવાયોગ્ય તકો નથી મળી હોતી, તે પણ તેવી તકને સજી શકે એમ છે. અને પ્રત્યેક મનુષ્ય કે જે પોતાનાં સર્જન સામર્થ્યો તથા બુદ્ધિ આદિને જે જે તકો ઘણો લાભ આપી શકે એમ છે તેમાં પૂર્ણ અંશે કામે લગાડે છે તે હમેશાં શુભ પરિણામોને મેળવે છે. એ શુભ પરિણામો એટલે કે જે પોતાના કલ્યાણ અને પ્રગતિમાં જરૂરનું છે તે પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત થવુ સ્વલ્પમા, તેને હમેશાં ઉત્તમ પ્રકારનું આર્થિક આરોગ્ય પ્રાપ્ત થશે અને તેને જે કઇ પ્રાપ્ત છે તે નિરંતર વૃદ્ધિને પામ્યા કરશે.

---

# अध्यात्मबलपोषकमंडलप्रति पत्र—आरंभक जय जय.

જેમના શ્રેયસ્કર યત્નના પરિણામે અમુક અંશમાં આપણો પરસ્પર સંબંધ બંધાયો છે એવા **શ્રીમાન્ વિશ્વવંદ્યના** પુણ્ય સ્મરણપૂર્વક પ્રિય સજ્જનો ! આરંભમાં જય જય વદીએ છીએ. શ્રેયોજનક અધ્યાત્મબલપોષક મંડલના અધિષ્ઠાતારૂપ **શ્રી વિશ્વવંદ્યની** સ્વરૂપ સંસ્થિતિપછી આજે જ પુનઃ પત્રવ્યવહારનો આરંભ થાય છે. **શ્રીમાન્ વિશ્વવંદ્યના** શબ્દના પ્રતિધ્વનિ હજી તો આપણા શ્રવણે ચઢે છે અને તેમના લેખની શાહી હજી તો પૃષ્ઠોઉપરથી સુકાઇ નથી એટલા અલ્પ સમયમાં તેમનુ આ પ્રકારથી સ્મરણ આપણી વૃત્તિને તેમના લૌકિક તનુનું ચિત્ર સહસા રચી આપે એ સ્વાભાવિક છે, અને તેમ થતાં અલૌકિક એવા આત્મજન્ય સ્નેહ પ્રકટતાં આપણાં અંતઃકરણ લૌકિક વિયોગજન્ય આઘાતથી પુનઃ ક્લેશવિવશ થાય એ પણ તેટલું જ સ્વાભાવિક છે. પરંતુ જેમનું જીવન કંઇ કેવલ સ્થૂલ શરીરના અસ્તિત્વમાં જ સમાઇ રહેલું નહતું, પણ માનસ અને આધ્યાત્મિક જીવન એ જ જેમનું વાસ્તવ અસ્તિત્વ હતું, તે ઉભય શરીર અદ્યાપિ અને સદાકાલ વિવેકીની અને કંઇક ઉત્કૃષ્ટતાને પ્રાપ્ત દૃષ્ટિને વિદ્યમાનરૂપે હોવાથી આપણા સરખા તેમના સ્થૂલના તિરોધાનમાં વિકલ રહી તેમનાં ઇતર ઉભય તનુપ્રતિ અલક્ષયુક્ત રહે એ અસંભવ છે. અને તેથી આજે તેમના દિવ્ય એવા આધ્યાત્મિક તનુને નિહાળતા તેમના સ્મરણને સાધીને આપણા અધ્યાત્મ-કર્તવ્યપ્રતિ કે જે આપણાદ્વારા સધાવવાનો **શ્રીમાન્ વિશ્વવંદ્યનો** દૃઢ ઉદ્દેશ હતો તે પ્રતિ લક્ષ દઇએ તો તે ઉચિત જ છે.

પ્રિય સજ્જનો ! અધ્યાત્મબલની પ્રાપ્તિનો મુખ્ય ઉદ્દેશ સ્વીકારીને આપણે થોડો કાલ પણ નિત્ય જે ક્રિયા કરીએ છીએ તે સંબંધી આપણે અનુભવપૂર્વક એ નિર્ણય કરી શક્યાં છીએ કે તે આપણને અનેક પ્રકારના લાભને કરનાર છે. અને જ્યારે તેમ છે ત્યારે એ

પ્રવૃત્તિને જો અધિક ઉત્તમ રૂપથી અધિક આગ્રહપૂર્વક સેવીએ તો તે ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ લાભને પ્રકટાવે એ સહજ સ્પષ્ટ થાય એમ છે.

આપણામાં ત્રણ પ્રકારની પ્રધાનતાવાળા સંસ્કારો સ્ફુરે છે. તામસ્, રાજસ્, તથા સાત્વિક. એ સંસ્કારોનું જો આપણે સૂક્ષ્મપણે નિરીક્ષણ કરીએ છીએ તો કેવા પ્રકારના સંસ્કારો વર્તમાન સમયમાં આપણામાં પ્રકટેલા છે, તેને આપણે સારી રીતે જાણી શકીએ છીએ. અને તેથી તેવા સમયે જે સંસ્કારની પ્રધાનતા હોય તેને અનુરૂપ પ્રવૃત્તિ જો આપણે સેવીએ છીએ તો તે સંસ્કારની આપણામાં વૃદ્ધિ થાય છે.

અને તેવા પ્રકારના સંસ્કારોની આપણામાં વૃદ્ધિ થવી એટલે શું ? તેવા પ્રકારના આપણે રચાવું—થવું. અને જેવા પ્રકારના આપણે રચાયા હોઇએ છીએ, તેવા પ્રકારના સંસ્કારને આપણે આપણામાંથી બહાર પ્રકટાવીએ છીએ. તેથી આપણે સર્વોત્તમ પ્રકારના ફલને આપણામાંથી ત્યારે જ પ્રકટાવીએ છીએ કે જ્યારે આપણે સર્વોત્તમ સંસ્કારને ગ્રહણ કરીએ છીએ.

સર્વોત્તમ સંસ્કારોને આપણામાં પાડવાને માટે શાસ્ત્રો સાધનોનો બોધ આપે છે. અને એ સાધનમાત્રમાં શિરોમણિ તે શુદ્ધ વિચાર છે. શુદ્ધ વિચારનું યથાર્થ રૂપમાં અને દૃઢપણે આરાધન થતાં આપણામાં સર્વોત્તમ સામર્થ્ય પ્રકટે છે, કેમકે તે સર્વોત્તમ સામર્થ્યના સંસ્કારને પાડનાર તથા આપણામાં અપ્રકટરૂપે રહેલા સર્વોત્તમ સંસ્કારોનો ઉદય કરનાર છે.

અને સર્વોત્તમ શુદ્ધ વિચાર તે અધ્યાત્મવિચાર છે. અધ્યાત્મવિચાર અંતરની દુર્બલતામાત્રને નિવૃત્ત કરી તેમાં બલ—અલૌકિક બલની વૃદ્ધિ કરે છે. અને સર્વોત્તમ બલ એ જ મનુષ્યનું સત્વ છે.

આ શુદ્ધ વિચારનું સ્વરૂપ ' અધ્યાત્મબલપોષક ગ્રંથમાલા ' ના ' પ્રથમ અક્ષ ' માં બહુ અદ્ભુત રીતે પ્રતિપાદન થયું છે. આપણે જેમ જેમ શુદ્ધ વિચારની ઉંચી અને ઉંચી કક્ષામાં સ્થપાતા જઇએ છીએ તેમ તેમ તેમાં જે સૂક્ષ્મ સામર્થ્યો રહેલાં છે તેનો અનુભવ આપણે કરી શકીએ છીએ.

સર્વોત્કૃષ્ટ વિચારનું જે સર્વોત્કૃષ્ટ સામર્થ્ય છે તે શું છે એ જાણો છો ? મનુષ્ય જેને રાત્રિદિવસ ઝંખે છે અને જેની તેને અખંડ અગત્ય છે તથા જેનામાં તેની સર્વોત્તમ પ્રીતિ છે, એવું જે જીવન એ જ તે છે. સર્વોત્કૃષ્ટ વિચારની ધારાને મનુષ્ય જો અખંડ પોતાનામાં પ્રકટાવેલી રાખે છે, તો તે જીવનના સામર્થ્યને પ્રાપ્ત થાય છે.

ભયના, ક્લેશના, દુઃખના, ક્રોધના, ચિંતાના અને એવા જ ક્ષુદ્ર વિચારોને સેવવાથી શરીર, મન વગેરે કેટલું દુર્બલ-સામર્થ્યહીન-બની જાય છે તે આપણે જાણીએ છીએ-અનેક પ્રસંગે અનુભવ્યું પણ છે. અને સામર્થ્યહીન થવું એટલે જીવનની ન્યૂનતા થવી-જીવનનો જે બહાર પ્રકાશ થાય છે, તેમાં રોધ થવો—એ છે. અને તેમ થતાં આપણને અનુભવ થાય છે કે પછી કેવલ દુઃખ એ જ આપણો સાથી થઇ રહે છે. આથી જીવનની વૃદ્ધિ થવી, જીવનના અંશોનો ઉપભોગ થવો એ જ આપણે માટે લાભ કરનાર છે. અને તેવી વૃદ્ધિ તથા તેનો ઉપભોગ શુદ્ધ વિચારવડે જ થઈ શકે છે.

ગમે તેવો મનુષ્ય હોય પણ જો તે શુદ્ધ વિચારને સેવે છે તો તે પોતાનામાં જીવનને અધિકાધિક પ્રકટાવી શકે છે. શુદ્ધ વિચારનો મનસાથે સંબંધ કરવાથી એવો એક માનસ પ્રયોગ થાય છે કે જેના પરિણામમાં જીવનનું પ્રકટીકરણ થયા વિના રહેતું નથી. શુદ્ધ વિચારનું મનના સર્વ અંશસાથે જ્યાં અનુકૂલ રૂપમાં ઘર્ષણ થાય છે કે તેમાંથી એવું એક

સૂક્ષ્મ સત્વ વા દ્રવ્ય પ્રકટે છે કે જે આપણામાં રહેલો જીવનનો રાશિ છે, તેની સાથે તત્કાલ સંબંધમાં આવે છે, અને તેમ થઇને તે આપણામાં જીવનનાં વિવિધ અલૌકિક સામર્થ્યોનો આવિષ્કાર કરે છે.

અને જેનામાં જીવનબલનો પૂર્ણ આવિષ્કાર થાય છે, તેને પછી કોઈ સામર્થ્યની ન્યૂનતા જણાતી નથી. કેમકે જીવનબલ એ જ સામર્થ્યનો મહા ભંડાર છે. વિપત્તિ, હાનિ, વ્યાધિ, બુદ્ધિની કુંઠિતાવસ્થા, મતિની સારાસારવિવેકરહિત સ્થિતિ એ સર્વનો તે કાલે અભાવ થઈ જાય છે. ચિત્તની કેવલ પ્રસાદમય સ્થિતિ રહ્યા કરે છે, અને સર્વ પ્રસંગથી તે મનુષ્ય પોતાની ઉન્નતિને સાધતો સર્વત્ર પોતાની ધારેલી અનુકૂલતાને જ અનુભવતો જાય છે.

આવા અદ્ભુત સામર્થ્યવાળા જીવનના ઉદયનો આધાર શુદ્ધ વિચારઉપર રહેલો છે. આવું શુદ્ધ વિચારરૂપ વિલક્ષણ બલજનક સાધન તમને પ્રાપ્ત છે અને તેથી જીવનની ઉચ્ચ કલાનો અનુભવ કરવો એ તમારા હાથમાં છે.

આ શુદ્ધ વિચારના સ્વરૂપને દર્શાવનાર તથા તે સાધનમાં આપણને સ્થાપનાર આપણું આ ' અધ્યાત્મબલપોષકમંડલ ' છે. જેઓ તે મંડલમાં પ્રવેશી તેની ક્રિયાને નિત્ય સાધે છે તેઓ શુદ્ધ વિચારથી પ્રકટતા બલની નિત્ય પોતાનામાં વિશેષ અને વિશેષ પ્રતીતિ કરતા જાય છે.

અધ્યાત્મબલપોષકમંડલમાં પ્રવેશનાર ક્રમે કરી સામર્થ્યને પ્રાપ્ત થાય છે એનો હેતુ એ જ છે કે પરમ સામર્થ્યરૂપ જે જીવન તેને પ્રકટાવવાના સાધનનો તેમાં પ્રબોધ કરવામાં આવે છે.

વિશ્વમાં આકર્ષકપણાનું મોટામાં મોટું મધ્યબિંદુ તે જીવન છે. સર્વ કોઇ તેના પ્રતિ જાણતાં અજાણતાં પણ નિત્ય આકર્ષાયા કરે છે, કેમકે તે કુદરતી નિયમ છે. કુદરતનો એ એક હેતુ છે કે મનુષ્યની સર્વોત્કૃષ્ટ ઉન્નતિ કરવી. અને જ્યાં સુધી મનુષ્યનું સર્વ રીતે વાસ્તવ જીવનપ્રતિ વલણ થયું નથી ત્યાં સુધી તેની સર્વોત્કૃષ્ટ ઉન્નતિ થતી નથી અને તેથી કુદરતે મનુષ્યમાત્રના અંતરમાં જીવનની અત્યંત સ્પૃહાવાળી એક વૃત્તિને સ્થાપી છે. આ વૃત્તિ નિરંતર જીવનમાં પ્રીતિ ધરનારી છે અને તેને જ જ્યાં ત્યાંથી પ્રાપ્ત કરવાની સ્પૃહાવાળી છે.

આ વૃત્તિને યોગ્ય માર્ગમાં પ્રેરવામાં આવે છે તો તે એવી તીવ્ર હોય છે કે જે પોતાના ધારેલા અર્થને બહુ વેગથી સિદ્ધ કરી લે છે. અને એ યોગ્ય માર્ગમાં એને વહેવડાવવી એ જ આ અધ્યાત્મબલપોષકમંડલની ક્રિયા છે—એ જ તેનો હેતુ છે. અને તેથી જેઓ તેમાં જોડાય છે, તેઓ એવા એક સાધનને પ્રાપ્ત કરે છે કે જેની સિદ્ધિ અપૂર્વ ફલને આપનારી હોય છે.

એ સાધનની વિશેષ વેગપૂર્વક સિદ્ધિ થવાને માટે સહકારી વિચારબલની અગત્ય હોવાથી તેનું સ્વરૂપ ' પ્રથમ અક્ષ'માં દર્શાવવામાં આવ્યું છે. અને તેથી તેમાં પ્રવેશવાથી સહકારી વિચારબલની સવિશેષ અસર પ્રત્યેક મનુષ્યથી સ્વતંત્રપણે સધાતા સાધનમાં અધિક અંશે પ્રકટતી હોવાથી તેને અધિકગુણ લાભ પ્રકટે છે.

પૂર્વે કહ્યું તેમ જીવન એ જ આકર્ષકતાનું મહાન મધ્યબિંદુ છે. અને તેથી જે સાધનો એ જીવનને પ્રકટાવવાનો પ્રબોધ કરે છે એ સાધનો, સાધનપ્રદેશમાં સર્વથી અધિક આકર્ષકપણાનું મધ્યબિંદુ છે. અને એવાં સાધનો જ્યાંથી દર્શાવવામાં આવે છે ત્યાં જીવનને

પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળી વૃત્તિનું ત્યાં સ્વભાવથી જ ખેંચાણુ રહ્યા કરે છે. અને તેથી જે કોઇ સંસ્થા અથવા સ્થાન આ જીવનના પ્રકાશનાં સાધનને દર્શાવે છે, તેના પ્રતિ અભિમુખ થવું એ મનુષ્યમાત્રના કર્તવ્યનું મધ્યબિંદુ છે.

જ્યાં જીવનનો અધિક અંશ છે તેવી સંસ્થા અથવા સ્થાનોપ્રતિ સર્વ વસ્તુઓ ગુરુત્વાકર્ષણની પેઠે વળવાના સ્વભાવવાળી હોય છે. કેમકે જે કંઇ તેને જોઇએ છે તે ત્યાંથી પ્રાપ્ત થશે એમ તેની અંતરની એક શક્તિ જાણે છે.

આ જ નિયમ એક વ્યક્તિસાથેના સંબંધમાં પણ તેવા જ સત્યને ધારણ કરી રહે છે. જે મનુષ્યમાં દિવ્ય જીવન પ્રકાશી રહ્યું છે, તેના પ્રતિ સર્વ કાંઇ વળે છે, પછી ભલે તે મનુષ્ય લૌકિક દૃષ્ટિથી ઉચ્ચ જાતિનો હોય કે નીચ જાતિનો હોય. જે ક્ષણે મનુષ્ય પૂર્ણ રીતે જીવનમય બને છે કે તે જ ક્ષણે તેના પ્રતિ સર્વ વસ્તુનું આકર્ષણ થાય છે.

મનુષ્યને આજે જે કાંઇ જોઇએ છે તે એ જ વસ્તુ છે. આવા એક સરખો પ્રયાસ કરનાર સંસ્થાનો સમાગમ અને આવાં ઉત્તમ ફલને પ્રકટાવનાર સાધનોનો પ્રબોધ, આ બે વસ્તુને પ્રાપ્ત કરી જો તેને અખંડિતપણે પ્રેમપૂર્વક સેવે છે તો આજ જે તે અનેક પ્રકારના દુઃખોની બૂમો પાડયા કરે છે તેને બદલે તેને નિરંતર આનંદના આઘોષ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

પ્રિય સજ્જનો ! આપણે જાણીએ છીએ કે ઉક્ત મંડલ આ જ વિચારોને પ્રધાનપણે ચર્ચે છે, અને જેઓ તેનો યથાવિધિ સંબંધ સેવે છે તેઓ ક્રમથી દુઃખના અવધિને જોવાસાથે આનંદ તથા સામર્થ્યની અધિકતાનો પોતાનામાં અનુભવ કરે છે.

પ્રિય બંધુઓ ! આ મંડલમાં પ્રવેશવાથી કોઇનું બલ તમને પ્રાપ્ત થાય છે એમ કંઇ નથી. તમારૂં પોતાનું જ બલ તમારામાં વિશેષ અંશથી માત્ર ઉદયને પામે છે, અને તેનો હેતુ સહકારી વિચારબલ છે. તમારામાં વિશેષ ઉત્સાહ ત્યારે પ્રકટે છે કે જ્યારે સમાન સાધનને કરનાર સજ્જનોનો સંબંધ થાય છે.

શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રસ્થાપિત આ મંડલનો ઉદ્દેશ એ જ છે કે તમારામાં જે કંઇ અદ્ભુત સામર્થ્ય સ્વભાવસિદ્ધરૂપે રહેલું છે, પરંતુ અદ્યાપિ અપ્રકટ છે, તેને પ્રકાશમાં લાવવું. આ સામર્થ્ય તમારા આત્માનું—પરમાત્માનું—જ છે, અને જો તમે અને અમે યત્ન સાધીશું તો એ સામર્થ્યનો આપણે સહજમાં આવિષ્કાર કરીશું.

પ્રિય બંધુઓ ! જાગ્રત થાઓ. આવા શુભ અવસરપ્રતિ અલક્ષ કરવાનું કશું જ પ્રયોજન નથી. શ્રીમાન્ વિશ્વવંદ્યનો મુખ્ય ઉદ્દેશ જે યોગ્ય સાધનોને સાધીને આપણામાં સર્વોત્કૃષ્ટ જે અધ્યાત્મબલ તેનું પ્રકાશન કરવું એ છે, તે કર્તવ્યમાં જો આપણે અપ્રમાદયુક્ત યત્નને સેવીશું તો શ્રીમાન્ વિશ્વવંદ્યના પુણ્ય સંકલ્પના દ્વિગુણિત બલને પ્રાપ્ત થઇ અવશ્ય યત્નસિદ્ધિને પામીશું. અને તેમ થશે તો શ્રીમાન્ વિશ્વવંદ્યના વિશ્વહિતૈષી ઉદ્દેશની સિદ્ધિની સાથે આપણી કૃતકૃત્યતાની સિદ્ધિને પણ જોઇશું.

'પ્રથમ અક્ષ'માં જણાવેલી ક્રિયાને નિત્ય ઉત્સાહ તથા વેગપૂર્વક કરજો. તેમાં જે એક વિશેષ લક્ષ રાખવાયોગ્ય વાર્તા છે તેનો ઇશ્વરેચ્છા તો આવતા અંકમાં વિચાર કરીશું. હાલ તો તમને પ્રાપ્ત સામર્થ્ય તથા બુદ્ધિથી સર્વોત્તમ પ્રકારે એ ક્રિયા કરશો.

અને તમે જાણો છો કે પ્રાપ્ત સામર્થ્યનો બને તેટલો સર્વોત્તમ ઉપયોગ કરવાથી ઞાતવ્યનાં નવીન દ્વાર તમને આપોઆપ જડી આવે છે.

---

# प्रासंगिक उक्तिओ.

—અભિપ્રાયમાટે આવેલા ગ્રંથોના અભિપ્રાય તથા ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે ' સ્મરણીય સત્યો'નો લેખ સ્થલસંકોચને લીધે આ અંકમાં આપી શકાયો નથી.

—ગયા અંકમાં જણાવેલો પ્રાર્થનાનો પત્રવ્યવહાર હજી ચાલુ જ છે. મારા ઉપર તો હજી તેવા પત્રો આવ્યે જ જાય છે. એક સજ્જન વળી તેની સાથે જણાવે છે કે ' આપના ભાવનાના સિદ્ધાંતને આવી સ્થળે સ્થળ પ્રસરતી ભાવનાની પદ્ધતિથી ઉત્તેજન મળે એમ છે. માટે આપના પત્રમાં એ સંબંધી અનુમોદન આપશો.

—પ્રિય સજ્જન ! આ વર્ગથી પ્રસાર પામતા ભાવનાના સિદ્ધાંતવાળા વિષયોને પુનઃ આપ અવકાશ લઇ અવલોકી જશો, તો આપને સ્પષ્ટ થશે કે તેમાં જે સિદ્ધાંતનું પ્રતિપાદન થયેલું છે તેને આવા પત્રવ્યવહારસાથે કશો સંબંધ નથી.

—જો કે આવો પત્રવ્યવહાર કોઇ કોઇને કંઇ કંઇ રૂપથી સહજ લાભકારક થઇ પડે, પણ તે કંઇ ભાવનાના સિદ્ધાંતનું બલવાન્પણે સમર્થન કરતો નથી. ભાવનાનો પ્રસાર કરવામાં જે જે સાધન વા બલની અપેક્ષા છે તે સાધનો વા બલ આ પત્રવ્યવહારનો ઉપક્રમ કરનાર અને તેને અનુસરનારમાં છે કે કેમ તે જોવાની અગત્ય છે. તેમ જ આ પ્રકારના પત્રવ્યવહારથી દ્રવ્યાદિનો ભોગ પણ અમુક અંશમાં થાય છે તેમ જ પ્રાર્થના એ મનુષ્યના અંતઃકરણમાંથી સ્વાભાવિક ઉઠતો ભાવ છે અને તેથી પ્રત્યેક મનુષ્યમાંથી જે સ્વભાવથી જ ઉઠે છે તે તેને તથા ઇતરને અધિક લાભ કરે છે. કેમકે તેના અંતઃકરણમાંથી પ્રાર્થનામય ભાવને લઇને જે શબ્દો અનાયાસ નીકળે છે તે શબ્દો અધિક જીવનમય હોય છે. અને તેથી એક જ પ્રાર્થના પ્રત્યેક મનુષ્યમાંથી જીવનમય ભાવ ઉઠાવે કે કેમ એ શંકા છે.

—જો તેનો આરંભક ઉપક્રમ કરનાર દિવ્ય બલયુક્ત હોય અને તેનું પોતાનું સવિશેષ સામર્થ્ય તે શબ્દોમાં રહ્યું હોય તો તેવા શબ્દોનો ઉચ્ચાર ઇતર મનુષ્ય કરે તો લાભ થાય. પરંતુ તે જો નથી હોતું તો તેવા સામાન્ય અંતઃકરણમાંથી ઉઠેલા શબ્દો સર્વને તેવો જ લાભ કરે એ સંભવિત નથી.

—આ વિના બીજા અનેક કારણો છે કે જે આવી પ્રવૃત્તિ કેવલ ભાવનાના સત્સિદ્ધાંતને અનુસરીને જ કરવામાં આવી છે કે કેમ એ શંકા પ્રકટાવે છે. તેમ છતાં જેનું અંતઃકરણ આ પ્રવૃત્તિમાં અનુમોદન આપતું હોય તેને તે કંઇક અંશમાં હિતકર છે, તેમ જ એ પત્રવ્યવહાર પ્રાર્થનાવિષયક હોવાથી કેવલ હાનિ જ કરનાર છે એમ કંઇ નથી. પરંતુ જેને પ્રાર્થનાનો સર્વોત્તમ લાભ લેવો છે તેવો પુરુષ પોતાના અંતઃકરણમાંથી સ્વાભાવિક રીતે પ્રાર્થનામય જે શબ્દો નીકળે તે વડે પ્રાર્થનાનો ભાવ પોતાનામાં પ્રકટાવેલો રાખે તો તે તેને વિશેષ લાભજનક થાય એમ છે.

—ભાવનાના સિદ્ધાંતને ઉદ્દેશીને આવી પ્રવૃત્તિ કરનારને ' એ પ્રકારની પ્રવૃત્તિ નહિ કરનારને હાનિ થશે ' એવા ભાવનું લખવાનું હોતું નથી.

—**દિવ્યમૂર્તિની** ગયા અંકમાં તમે નોટિસ વાંચી હશે જ. કેટલાક સજ્જનો ઉત્સાહપૂર્વક તે પુસ્તક મંગાવે છે, અને તદ્દ્વારા તન્નિમિત્ત થનાર પ્રવૃત્તિને અનુમોદન આપે છે. તમે એ પુસ્તક ન મંગાવ્યું હોય તો સત્વર મંગાવી લેશો, કારણ ગણ્યાં ગાંઠ્યાં રહેલાં પુસ્તકોમાંથી હવે પ્રતિ દિવસ સંખ્યાબંધ ઉપડતાં જાય છે, જેથી થોડા જ વખતમાં તે થઇ રહેવા સંભવ છે.

—એ પુસ્તક માટે એક સજ્જન લખે છે કે 'પુસ્તક એવું અલૌકિક છે કે તેના ૧૦૦ રૂપૈયા કિંમત આપીએ તોપણ ઓછું છે.' અન્ય લખે છે કે 'હજાર રૂપૈયા આપતાં પણ આવું પુસ્તક મળે એમ નથી' જ્યારે મુંબઇથી એક સજ્જન ચાર રૂપૈયા મોકલાવી જ-ણાવે છે કે 'આ પુસ્તક મને ઘણું ઉત્તમ લાગ્યું છે અને તેથી હું તેની ચાર ગણી કિંમત આપું છું.' મહાશંખ અને શંખલીનો ન્યાય આમાં પણ પ્રવર્ત્યો છે! છતાં સર્વની વિશુદ્ધ ભાવના અધિક ઉત્સાહજનક છે.

—એક મનુષ્ય પોતાના પ્રયત્નથી કેવી ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરે છે તેનો સરળ માર્ગ એ પુસ્તકમાં દર્શાવ્યો છે, અને તે માર્ગ એવો છે કે કોઇ પણ મનુષ્યથી સહજમાં આચારમાં મૂકી શકાય. એ વિના મનુષ્યનાં કર્તવ્ય, જ્ઞાતવ્ય તથા પ્રાપ્તવ્યનું સ્વરૂપ પણ સરળ શબ્દોમાં જણાવવામાં આવ્યું છે. જેથી કોઇ પણ મનુષ્ય તેને સહેલાઇથી આચરી શકે એમ છે. એક વખત તે પુસ્તક વાંચો અને તમને સંતોષનું ભાન થશે.

—મહાકાલના 'શ્રી વિશ્વવંદ્યસ્મારક અંક'માટે નિત્ય માગણીના પત્રો આવ્યા કરે છે. પ્રત્યેક સજ્જનો તેની આતુરતાથી વાટ જુએ છે. કલકત્તાથી એક સજ્જન લખે છે કે, 'શ્રીમાન્ વિશ્વવંદ્યનો સ્મારક અંક પ્રકટ થશે એવી ખબર મહાકાલમાં ત્રણ ચાર માસથી દૃગ્-મય થાય છે. પણ તેનાં દિવ્ય દર્શન આજપર્યંત પ્રાપ્ત થયાં નથી. જો કે 'મહાકાલના અધિકારિવાચકોના હૃદયમાં તેઓશ્રીનું સ્મારક દિવ્ય જ્યોતિની પેરે દેદીપ્યમાન છે, એ જ્યોતિ અખંડિત છે, અને રહેશે, પણ એ જ્યોતિને પુષ્ટિપ્રદ દીવેલ સ્મારકના દર્શનથી પુરાશે કે જેથી એ જ્યોતિની તેજસ્વીતા અને દિવ્યતામાં ઓર વૃદ્ધિ થશે. એ આશાએ તેનાં દર્શન કરવા હૃદય તલપી રહ્યું છે. આશા છે કે સ્મારકના ઉદ્ભાવકો હવે વિલંબ નહિ કરે"

—આવા પ્રકારના અનેક પત્રો આવે છે, અને તેઓ એ અંકમાટે પોતાની તીવ્ર આતુરતા બતાવે છે. પરંતુ હવે ઘણો લાંબો કાળ તેમણે વાટ જોવાની નથી. મહાકાલના વ્યવસ્થાપકોને બીજાં એટલાં કામો કરવાનાં હોય છે કે જેમાં આવો વિલંબ નિરુપાયે પણ થઇ જાય છે. તેના લેખકોને કેવલ આ લેખનરૂપ પ્રવૃત્તિ જ નથી. અને તેથી તેઓ ધારેલે સમયે પોતાના લેખો ન આપી શકે એ સ્વાભાવિક છે. તેમ છતાં તેઓ અનુકૂળતા લઇ આ નિમિત્ત લેખો આપવા પ્રવૃત્ત થયા છે. અને તેથી હવે થોડા સમયમાં તે પ્રકટ થશે.

—જેમ જેમ સમય જાય છે, અને એ અંક નિમિત્ત જે સાહિત્ય એકઠું થતું જાય છે, તે ઉપરથી સમજાય છે કે તે અંક ધારવાકરતાં વિશેષ આકર્ષક થશે. અને વાચકોને તે વિશેષ રુચિકારક તથા આનંદજનક થશે. કેટલાંક સુંદર કાવ્યો પણ પ્રકટ થશે, તથા કેટલાંક ચિત્રો પણ નેત્ર તથા વૃત્તિને આનંદ આપે એ પ્રકારનાં થશે. તેનું મુખપૃષ્ઠ પણ બહુ સુંદર થવા સંભવ છે.

—તે અંકનું વિશેષ મૂલ્ય તો એ છે કે શ્રેયસ્સાધકવર્ગના સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના એક અપ્રસિદ્ધ લેખથી તે અંક પુનિત થશે. શ્રીમન્નૃસિંહાચાર્યજીના અપ્રસિદ્ધ લેખના વાચનમાટે બુદ્ધિમાન્ પ્રજા આજે જેટલી આતુર છે, તેટલી ભાગ્યે જ બીજા કોઇના લેખમાટે હશે. અને તેવાને પણ પોતાની વૃત્તિને સંતોષ પમાડવાનો પ્રસંગ આવશે.

—થોડાક 'ઇંગ્લીશ' લેખો પણ તેમાં પ્રકટ કરવામાં આવશે. તેમ જ સંસ્કૃત કાવ્ય વગેરે

પણ તે અંકમાં પ્રકટ થશે. આવા ભિન્ન ભિન્ન પ્રકારના લેખથી વાચકોને તે અધિક રસવાળો થવા સંભવ છે.

—અર્થવિનાનાં નિરુપયોગી ચિત્રો નહિ, પરંતુ ઉત્તમતાની સાથે ઉત્તમ ભાવને પ્રકટાવનારાં તથા બોધક ચિત્રોનો તેમાં સમાવેશ કરવામાં આવશે. કોઇ કોઈ સારા ઓલિયોને પણ તેમાં સ્થાન આપવામાં આવશે.

—અને તેથી સ્ત્રીઓને માટે આ અંક ખાસ ઉપયોગી થઇ પડશે. તેમને જાણવા યોગ્ય વિવિધ બાબતો પણ આમાંથી મળી આવશે. દીપોત્સવીના આનંદજનક દિવસોમાં તેમને નવીન વસ્ત્રાભૂષણ આપો તેની સાથે આ અંક પણ આપશો તો તમે તેમનું દ્વિગુણ કલ્યાણ કરશો. સ્ત્રીઓના શરીરઉપર વિવિધ વસ્ત્રાભૂષણ જે શોભા આપશે, તેની સાથે તેમના હસ્તમાં આ અંક આપશો તો તેમની દિવ્યતાનો તમને કંઇ વિલક્ષણ જ અનુભવ થશે.

—વાર્તાની પણ કેટલીક સંખ્યા તેમાં પ્રકટ થશે કે જે રસ તથા આનંદ ઉપજાવવાની સાથે કેટલાંક સત્યનું પ્રકાશન કરશે. કર્તવ્યના માર્ગને જણાવનાર અને પ્રાપ્ત દુઃખો વગેરેના નાશને દર્શાવનારી તે વાર્તાઓ વાચકોને વિશેષ મોહક થઇ પડશે.

—વિશેષ લખવાની જરૂર નથી. થોડા સમયમાં તે પ્રસિદ્ધ થનાર હોવાથી તે કાળે સઘળું યથાવત્ જણાશે. માત્ર વાચકોનું કર્તવ્ય એ જ છે કે પોતાના પ્રીતિપાત્ર મિત્રાદિ સ્નેહીવર્ગને માત્ર આ વર્ષના મહાકાલના ગ્રાહક થવા કહેવું. જે કોઇ પોતાના મિત્રને આ નિમિત્ત કહેશે તે મિત્ર તે પુરુષનો અવશ્ય મોટો ઉપકાર માનશે.

—આ અંક મોટા ખર્ચે તૈયાર થતો હોવાથી જે કોઇ આ વર્ષના મહાકાલના ગ્રાહક થશે તેમને એ સહજમાં જણાશે કે તેઓ માત્ર બે રૂપૈયામાં પાંચ રૂપૈયા જેટલું પ્રાપ્ત કરે છે. માત્ર ગ્રાહક થાઓ, અને પછી તમને જણાશે કે ઘણી મૂલ્યવાળી વસ્તુ પણ સહજમાં કેવી રીતે મળે છે.

—સમય ઘણો જ થોડો છે અને તેથી લાંબો વિચાર કરવા જતાં 'વાતમાંને વાતમાં લલ્લુભાઇએ ભરયુ ગુમાવ્યું' જેવું ન થાય એટલું જ માત્ર લક્ષમાં રાખજો. મહાકાલના ગ્રાહકોપૂરતી જ એ અંકની નકલો નીકળનાર હોવાથી પાછળથી તે મળવાનો સંભવ બહુ ઓછો છે. આ અંક મળ્યા પછી તમને ગ્રાહક થવાને કે કરવાને માત્ર દશથી પંદર દિવસનો જ અવકાશ મળશે, માટે તેટલા વખતમાં આળસ રાખતાં તમારા સન્મિત્રોનું સાચું હિત સાધવામાં તમે એક વિઘ્ન નાંખશો, અને પાછળથી તમારા મિત્રોનો કાયમનો ઠપકો તમારે સાંભળવાનો રહેશે. આથી મિત્રના પૈસે મિત્રઉપર મહદ્ ઉપકાર કરવો હોય તો વિના વિલંબે તેમને આ બાબત આગ્રહપૂર્વક સૂચવશો.

—તમારાં બાલકોને ઉત્તમ શિક્ષણ આપવાને તમે શું નિત્ય વિચાર નથી કરતા ? ગમે તેટલું ખર્ચ થાય તોપણ તમારાં બાલકોને નીતિનું, બોધનું અને પોતાના કર્તવ્યનું ઉત્તમ જ્ઞાન થાય તે માટે તમે અખંડ તત્પર છો. અને તમે જાણો છો કે બાલ્યાવસ્થા જેવી શિક્ષણ મેળવવાની અને યોગ્ય સંસ્કારોને ગ્રહણ કરવાની બીજી એક પણ અવસ્થા નથી. તેથી તેવી અવસ્થામાં તેમને શિક્ષણ આપવાને તેમ ગમે તેવો પ્રયત્ન હોય તોપણ તે કરવાને તૈયાર જ હોવાના.

—પણ તેને માટે શું કરવું એ પ્રશ્ન પૂછો છો ? પણ શ્રવણ કરો. તમારે હજાર ઉદ્યમ અને

ડઝનેર કામો હોય છે; તેમાંથી નિવૃત્ત થઈ બાલકોને ભણાવવા બેસવું એ શું તમારાથી બની શકે એમ છે ? નહિ જ. આખો દિવસ તમારૂં કામ કરી થાકીને લોથપોથ થયા હો ત્યાં તમારાં બાલકને શિક્ષણું અને તે પણ ધર્મશિક્ષણ જેવું કઠિન શિક્ષણ આપવા તમને કહેવું એ તમારા ઉપર જુલમ ગુજારવા શિવાય બીજું કશું જ નથી.

—વળી બાલકોને બીજું કોઇ શિક્ષણ આપે તેના કરતાં તે તેમની મેળે જ રસપૂર્વક ગ્રહણ કરે એ તેમને વધારે લાભ કરનારૂં છે. કેમકે તમારી પાસે બાળકો જે શિક્ષણ લે છે એ તમે શીખવો છો માટે તમારી ખાતર તે શીખવા બેસે છે. ખરૂં જોતાં તમારાઉપર તે ઉપકાર જ કરે છે ! અને તેથી તેવી રીતે, બાલકોને તમે શીખવતા નથી, પણ બાલકો તમને શીખવે છે. ! પરંતુ બાલકો જ્યારે પોતાની મેળે જ શિક્ષણ લે છે, ત્યારે તે શિક્ષણ તે પોતાને માટે જ લે છે, અને તે વખતે તે પોતે પોતાનો જ શિક્ષક થાય છે. અને તેથી બાલકોને તમારા શિક્ષણની જેટલી જરૂર છે તેના કરતાં તેમના સ્વતંત્ર શિક્ષણની તેમને વિશેષ જરૂર છે.

—બાલકો જ્યાં સુધી પોતે જુદો અને પોતાનો શિક્ષક જુદો એમ જાણે છે, ત્યાં સુધી પોતાના શિક્ષણનો સઘળો બોજો તે પોતાના શિક્ષકઉપર સમજે છે. અને તમે જોયું હશે કે જે બાળકોને માટે 'માસ્તર' રાખવામાં આવ્યો હોય છે, તે બાળકોમાંનો મોટો ભાગ બહુ ઓછું શીખે છે, જ્યારે શિક્ષકવગરનાં બાળકો પ્રમાણમાં વધારે શીખે છે. અને તેનો હેતુ એ જ છે કે તેઓ પોતાના શિક્ષણનો બોજો પોતાને માથે સમજે છે. ' માસ્તર આવે ત્યારે જ વાંચવું ' એમ તેઓ જાણતાં નથી, પણ જે વખત મળે તેમાં આપણે પોતે આપણી મેળે જ વાંચવું એમ સમજે છે. અને તેથી તેવાં બાળકો વિશેષ અભ્યાસને કરે છે.

—તમારૂં કર્તવ્ય એક જ છે કે બાળકો માટે શિક્ષક લાવવાની મહેનત કરતાં બાળકો સ્વતંત્રપણે અને તે સારૂં શિક્ષણ મેળવે એવી તેમને વ્યવસ્થા કરી આપવી. બાળકોને રમતમાં જેટલી પ્રીતિ હોય છે તેટલી જ શિક્ષણ ગ્રહણ કરવામાં હોય છે, પણ બાળકોની પાસે રમતો તૈયાર હોય છે, જ્યારે તેમને સ્વતંત્ર શિક્ષણને માટે રસ પડે એવાં યોગ્ય સાધનો તેમની આસપાસ પડેલાં દૃષ્ટિએ આવતાં નથી.

—અને બાળકોનો આ સ્વભાવ જ છે કે પોતાની આસપાસ જે કંઇ હોય તેનો ઉપયોગ કરવો. આથી તમારે તેમની પાસે જે કંઇ કરાવવાનું હોય તેનાં સાધનો તેમની આસપાસ પડ્યાં રાખો, અને સ્વભાવથી જ તે સાધનોપ્રતિ બાળકો પોતાનું લક્ષ આપશે. તમારે માત્ર જોવાનું એ જ છે કે બાળકોને રસ પડે અને તેમને આનંદ થાય તેવાં સાધન આપવાં.

—તમારા ઘરમાં બાળકો ધર્મનું જ ગાન કરે, ધર્મ અને બોધની વાતો કરે, ધર્મને અને નીતિને અનુસરે, અને સ્વતંત્રપણે ઉત્તમ માર્ગમાં ચાલે એ શું તમને નથી ગમતું ? ' પણ તેને માટે શું કરવું ' એ તમારો પૂર્વનો પ્રશ્ન હજી પણ કાયમ છે. ઠીક છે, એ પ્રશ્નના ઉત્તરને માટે મહાકાળનો આવતો અંક નીકળે ત્યાં સુધી ધૈર્ય ધરો.

—અને તે સાથે બીજી પણ નવીન અને જાણવા યોગ્ય એક બાબત જણાવીશ.



विश्वबंधसमो योद्धा विश्वबंधो हि केवलम् ।

॥ ॐ श्रीँ ॥

## परमात्मविभूतिप्रति आरंभक जयध्वनि.

પદ. (પ્રભુ સચ્ચિત સુખસાગર છો, એ લય.)

જયજય પરમાત્મવિભૂતિ ! સાધક સઉ આરાધતા,
અગમ્ય પટમાંહિ વિરાજી, જગજીવનું હિત સાધતા.
ત્યજી બંધો, આજ રમતા તત્ત્વમાં,
સૂર્યસમા ગગને વિલસી, તિમિર હૃદયનું બાધતા,—
આપ રશ્મિરૂપ સુજનો, ગ્રહી સજ્જન આધાર,
કરીએ આજ નૃહરિવિષે મનમતિ એકાકાર,
આપ પ્રભુરૂપસ્પર્શી પામીએ પ્રભુત્વને;—
મર્યાદિત છે શક્તિઓ, આ અંતરની માંય,
અમર્યાદ તેને થવા, ગ્રહીએ આપની સહાય
ટાળીને જીવત્વ આજ, પામીએ વિભુત્વને;—

# श्री विश्ववंद्यनी वाग्वीणानो मधुर रणकार.

પ્રિયતમ ! જય જય.
અને તે અભ્યુદયેચ્છાપૂર્વક.
અભ્યુદયેચ્છા એ સર્વની ઇચ્છા છે.
અભ્યુદય એ સર્વનું પ્રાપ્તવ્ય છે.
અભ્યુદય એ જ પ્રાણિમાત્રનો ગતિમાર્ગ છે.
અને તે સિદ્ધ થવો સરલ છે.
શા માટે ?
કેમકે કુદરત એને સર્વ રીતે અનુકૂલ છે.

અને કુદરત જેને અનુકૂલ છે તેને સર્વ સુગમ છે. કુદરત જેમાં પોતાના વિવિધ સામર્થ્યોને ભેળવીને કામ કરે છે, તે કામ સત્વર ફલિભૂત થાય છે. અને તેથી આપણી અભ્યુદયેચ્છામાં કુદરતને જો ભેળવીએ છીએ, તો તે ઇચ્છા બહુ સરળપણે સિદ્ધ થાય છે.

કુદરતનું અગાધ સામર્થ્ય જ્યારે મનુષ્યની ઇચ્છાની સાથે ભળે છે ત્યારે અનેક નદીઓ મળતાં જેમ સમુદ્ર થાય છે, તેમ તે મનુષ્યની ઇચ્છા અપાર સામર્થ્યવાળી થઇ રહે છે. અને ઇચ્છા જેમ અધિક સામર્થ્યવાળી થતી જાય છે તેમ તેને સિદ્ધ થવાનો સંભવ ઘણો નિકટ આવતો જાય છે, કેમકે ઇચ્છાની તીવ્રતા એ જ તેની સિદ્ધિનો હેતુ છે.

ઇચ્છામાત્રમાં અભ્યુદયની ઇચ્છા એ એક નિર્દોષ ઇચ્છા છે. એ નિર્દોષ ઇચ્છાને જેમ તીવ્ર કરવામાં આવે છે, તેમ તે અધિક અધિક વેગવતી થાય છે. અને વેગ–અનુકૂલ વેગ–એ એક પ્રકારની વિદ્યુતને—બલને–પ્રકટાવે છે. અને એ બલ જ્યાં ત્યાંથી તેને અનુકૂલ સાધનોને આકર્ષી આણે છે.

ઇચ્છાને કેવી રીતે તીવ્ર કરવી એ તમને અજાણ્યું નથી. એકની એક ઇચ્છાને વારંવાર પ્રકટાવ્યા કરવી. જેમ જેમ અધિક વેગપૂર્વક તેનું ચિંતન કરવામાં આવે છે, તેમ તે વિશેષ તીવ્ર થતી જાય છે.

પરંતુ એ ઇચ્છાને સિદ્ધ થવાનું કોઇ કારણ ન જણાય તો પછી તે ઇચ્છા નિત્ય તીવ્રપણે કેવી રીતે થાય ? પ્રિય બન્ધુઓ ! ઇચ્છાને સિદ્ધ કરનાર કારણને જોવાની કશી જ જરૂર નથી. જઠરની અંદર અન્ન નાંખ્યા પછી તે કેવી રીતે પચે છે એ આપણને જણાય છે ! અને તેમ છતાં તે પચે છે, તેમ ઇચ્છાને સિદ્ધ કરનાર કારણ ન જણાય તોપણ તે ઇચ્છાને તીવ્ર અને તીવ્ર કરવાથી સિદ્ધ થાય જ છે. કેમકે તે માનસપ્રયોગ (Mentle experiment) છે. એ કેવી રીતે થાય છે તે જોવાની કશી જ જરૂર નથી. ઇચ્છાને તીવ્ર કર્યા પછી તે એક એવા પ્રદેશમાં જતી રહે છે કે જ્યાં કુદરત પોતાનું કામ કરતી હોય છે. અને તેથી જ્યારે તે ત્યાં જાય છે, ત્યારે કુદરત જ તેની સિદ્ધિના હેતુને ગમે ત્યાંથી ઉપજાવી દે છે.

ઇચ્છા અમુક પ્રમાણપર્યંત તીવ્ર થતાં તે ગમે ત્યાંથી પણ સાધનને પ્રકટાવે છે. મનુષ્યો પ્રથમ સાધનને જુએ છે, અને જો તે અપ્રાપ્ય હોય છે તે ઇચ્છાને દાબી દેવાને પ્રયત્ન કરે છે. પરંતુ એ કંઈ યોગ્ય માર્ગ નથી. વિહિત ઇચ્છા થતાં તેને તીવ્ર કરવાથી તે પોતાને સ્થૂલ રૂપે પ્રકટવાને માટે દષ્ટ સાધનને ગમે ત્યાંથી મેળવી લે છે. અને તે કાર્ય કુદરત કરે છે.

જેઓ અભ્યુદયની ઇચ્છાને ધારણ કરી રાખીને તેને તીવ્ર અને તીવ્ર નથી કરતા જતા

તેઓનો કર્તવ્યમાર્ગ બહુ સંકુચિત રહે છે. અને જ્યાં સુધી કર્તવ્યપ્રદેશ વિશાલ થતો નથી ત્યાં સુધી મનુષ્યમાં રહેલી અનેક શક્તિઓ અને અપ્રકટ એવું જે અનંત બળ છે તેનો આવિષ્કાર થતો નથી અને તે જ્યાં સુધી થતો નથી ત્યાં સુધી મનુષ્ય અનંત પ્રમાણમાં સુખને ઉપજાવી તથા ભોગવી શકતો નથી.

જેમાં તેમાંથી સ્થાયી અભ્યુદયને પ્રાપ્ત કરવાની ઇચ્છાને ધારણ કરો. તેની સાથે તે નિમિત્ત જે કંઇ સાધન પ્રાપ્ત હોય તેને સેવો, પરંતુ તે સહજસરખું જણાય તો તેથી ડગવાનું કે તે પ્રતિ ઉપેક્ષા કરવાનું કશું જ પ્રયોજન નથી. નાનું હોય તોપણ તે સાધનનો ઉપયોગ કરો. અને તેમ છતાં નાનું સાધન પણ તમને ન જણાય તો કેવલ એ અભ્યુદયેચ્છાને વિશુદ્ધ રૂપમાં વિચારવડે તીવ્ર અને તીવ્ર કરો.

પરંતુ મન બે કાર્ય કરે છે અને તેથી એ બને કાર્ય જ્યારે આ નિમિત્ત મન કરે છે ત્યારે તેની સિદ્ધિ થાય છે. એક તો કોઇ પણ બાબતનો તે વિચાર કરે છે અને બીજું તે બાબતનો અનુભવ લે છે. જે રાશે તે કાર્યની સિદ્ધિ થાય છે, ત્યારે મન તેના ફલનો અનુભવ લે છે. મનનાં આ બંને કાર્ય તેની પાસે કરાવો. અભ્યુદયની ઇચ્છાના કેવલ વિચારો જ તેની પાસે કરાવો નહિ, પણ જેવી જાતનો અભ્યુદય તમારે જોઇએ છે, તે અભ્યુદયનું સ્વરૂપ તમારા મનવડે રચાવો અને તેની મધ્યે તેને સ્થિર કરી તેનો માનસ અનુભવ લેવડાવો. આ બે કાર્ય અવિચ્છિન્નપણે જ્યારે તે કરે છે, ત્યારે મનનો પૂર્ણ ઉપયોગ થયો એમ કહેવાય છે. અને આવી રીતે મનનો સમગ્ર અંશથી ઉપયોગ થતાં તે અભ્યુદયેચ્છાને સફલ થયેલી જુએ છે.

અભ્યુદયેચ્છાને સિદ્ધ કરનાર જે મુખ્ય સાધન તે તમને પ્રાપ્ત છે. તે સાધનનો ઉપયોગ કરવો એ જ માત્ર તમારૂં કાર્ય છે.

અભ્યુદયેચ્છા આપણામાં શા શા ફેરફાર કરે છે તે જાણો છો? જેવી રીતે દુધથી ભરેલા પાત્રમાં થોડું દહીં નાખે છે તો થોડા સમય પછી બધું દુધ દહીં થઇ જાય છે, તેમ એ અભ્યુદયેચ્છા આપણામાં પ્રકટતાં આપણામાં જે કંઈ બલ અથવા બલને પ્રકટાવનાર સાધનો છે, તે સર્વને અભ્યુદયના માર્ગમાં વાળી દે છે. એટલે શું? એટલે એ જ કે તેનામાં જે જે કાંઇ સર્વોત્તમ સામગ્રી રહેલાં છે તેને બહાર પ્રકટાવે છે. અને એ જ્યારે બહાર પ્રકાશમાં આવે છે, ત્યારે સંપૂર્ણ અભ્યુદય સિદ્ધ થાય છે.

અભ્યુદયેચ્છા અંતરમાંથી દુર્બલતા આદિને દૂર કરે છે. જે કઈ શક્તિઓ ગુપ્તરૂપે પડી રહી હોય છે તેને જાગ્રત્ કરે છે. તેની સાથે આગળ વૃદ્ધિ થવામાં જે કંઇ વિઘ્નરૂપે હોય છે તેને શોધીને નિવૃત્ત કરે છે.

અભ્યુદયેચ્છાથી અણુઅણુમાત્રને ઉત્તેજિત કરો. તેમ થતાં અણુ અણુના ગર્ભ ભાગમાં રહેલું બળ પ્રકટ થશે. અભ્યુદય-વિશુદ્ધ અભ્યુદયવિના ઇતર એક પણ ઇચ્છાને પ્રધાનપણે તમારા મનમાં સ્થાપશો નહિ. કેમકે જે ઇચ્છા મનમાં સ્થપાય છે, તે આપણામાંથી બળના અમુક ભાગને ગ્રહણ કરે છે. તેથી તમારા સમગ્ર બળને આ અભ્યુદયેચ્છામાં જ વાળો.

બંધુઓ! ભગિનીઓ! તમારી દૃષ્ટિને અપ્રકટ તથાપિ મારી દૃષ્ટિને પ્રકટ એવું અદ્ભુત બળ તમારામાં જોઉં છું. અને તે જાગ્રત્ થવા અર્થે જ મારો આજનો 'આરંભક સંકલ્પ' છે. એ સંકલ્પ તમારામાં પ્રકટાવો. અને સમગ્ર અભ્યુદયને સહજમાં સિદ્ધ કરો.

બંધુ-ભગિનીઓ! આપણી 'અભ્યુદયેચ્છાના ફલને પ્રાપ્ત કરવા ઉપર દર્શાવેલા માર્ગ', ચાલો તો, આપણે ગમન કરીએ.

---

# परमात्मानो गुप्त प्रदेश.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ઠ ૨૭૯ થી. )



આને એ પ્રકારે થવું જ જોઇએ. કેમકે દુઃખો અને પ્રતિકૂલતા ત્યાં પર્યંત જ વિદ્યમાન રહે છે કે જ્યાં પર્યંત આપણે તેમને પુનઃ પુનઃ ઉત્પન્ન કર્યા કરીએ છીએ, પ્રકટાવ્યા કરીએ છીએ. પણ જ્યાં દુઃખો કે પ્રતિકૂલતાનો કેવલ અભાવ છે ત્યાં જ્યારે આપણે જઇએ છીએ અને નિવાસ કરીએ છીએ, ત્યારે પછી તે દુઃખો કે પ્રતિકૂલતાને આપણે એ વખત કે પુનઃ પુનઃ પ્રકટાવતા નથી. આ પ્રમાણે આપણે દુઃખોથી અતીત એવા કોઇ પ્રદેશમાં ચઢયા હોઇએ છીએ એટલું જ નહિ પણ ભૂતકાલમાં જેનાથી દુઃખોની ઉત્પત્તિ થતી હતી તે કારણો તથા અવસ્થાના અસ્તિત્વનો પણ આપણે ઉચ્છેદ કરી નાખ્યો હોય છે. અંધકાર વા અજ્ઞાનની સૃષ્ટિમાંથી આપણે નીકળી ચુકયા હોઇએ છીએ, અને તેની જ સાથે આપણે એવા પ્રકાશમય પ્રદેશમાં આવી ગયા હોઇએ છીએ કે જ્યાંથી પેલા પૂર્વની અંધકારમય સૃષ્ટિઉપર પણ આ પ્રદેશમાંના પ્રકાશને નાંખી તેને પણ ઉજાળી મુકીએ છીએ.

**આપણે શું શું કરવું જોઇએ.**

પરંતુ આ સઘળું કેવી રીતે બને ? આપણે એવું શું કરવું જોઇએ કે જેથી સ્વાતંત્ર્યના, શાંતિના તથા આનંદના આવા ગુપ્ત પ્રદેશના માર્ગને શોધી શકીએ ? એ પ્રદેશનાં દ્વાર હસ્તગત થાય તથા ઉઘડી જાય તે પૂર્વે આપણે એવું કયું રહસ્યમય જ્ઞાન પ્રાપ્ત. કરવું જોઇએ ? આપણું આધ્યાત્મિક બલ આ અપૂર્વતાના શિખરને પ્રાપ્ત થવા માટે પુરતું થઇ રહે કે જેના ચમત્કૃતિમય પૃષ્ઠ ભાગમાં પ્રકાશમય સૃષ્ટિ આવી રહેલી છે, તે પૂર્વે આપણે કેવા થવું જોઇએ અથવા શું પ્રાપ્ત કરવું જોઇએ, અથવા કેવું જ્ઞાન સંપાદન કરવું જોઇએ ?

આપણે વિશેષ કરવું જોઇએ. જો આપણે એવા શિખરસ્થાને સર્વદા વિરાજવું હોય, અને એથી પણ પર એવા અગમ્ય પ્રદેશમાં કે જ્યાં સઘળું સર્વદા શુભ છે ત્યાં નિવાસ કરવો હોય તો એક શુદ્ધ અંતઃકરણવાળો તથા સન્નિષ્ઠાવાળો મનુષ્ય તેનાથી બનતું જે કંઇ

કરી શકે તેટલું આપણે કરવું જોઇએ, પરંતુ હાલ, જ્ઞાનની પ્રકાશની, અને સામર્થ્યની દેવી ભૂમિકા કે જ્યાં આપણે ઇચ્છાનુસાર ગતિ કરી શકીએ અને ત્યાંથી પણ પર એવા શિખર-ઉપર વિરાજી શકીએ, એવી ભૂમિકાને પ્રાપ્ત યત્નપૂર્વક પણ આપણે આ દ્વારમાં તો પ્રવેશ કરી શકીએ એમ છે, અને આનંદ, શાંતિ, જીવન તથા સુખ કે જે આ પ્રદેશમાં જેટલા પ્રમાણમાં રહેલા છે તેનો અનુભવ કરી શકીએ એમ છે. અને આટલાને માટે જે કંઇ જરૂરનું અને કર્તવ્યરૂપ છે તે એટલું જ છે કે આ પુણ્યતમ પ્રદેશ પ્રત્યેકના અંતરાત્મામાં જ રહેલો છે એટલું જાણવું.

તમારા આત્માના અભ્યંતર પ્રદેશમાં આ શુભ સ્થાન રહેલું છે એ જાણો, અને તમે માર્ગને શોધી કહાડયો છે. પરંતુ તેમાં કશી પણ શંકા હોવી જોઇએ નહિ શંકાની છાયામાત્ર પણ તેમાં રહેવી જોઇએ નહિ. જો શંકા રહે છે તો એ પૂરેપૂરું જાણવું ગણાતું નથી. અને જ્યાં સુધી તે પૂરેપૂરું નથી ત્યાં સુધી જાણવું એ જાણવું નથી. તેથી જાણો કે આવી એક સૃષ્ટિ તમારા પોતાના જ અંતસ્તમ પ્રદેશમાં છે કે જ્યાં સર્વદા સઘળું શુભ છે, અને તેમ થતાં તમે એવી એક કુંચીને પ્રાપ્ત કરો છો કે જે અગમ્ય દ્વારને ઉઘાડી નાંખે છે. પછી તમે કોઇ પણ સમયે તે સ્થાનનો આશ્રય લઇશ કો છો કે જે સ્થાનમાં દુઃખો કે પ્રતિકૂલતાનો ગંધમાત્ર આવતો નથી, જ્યાં ક્લેશ કે ઉપાધિ પ્રવેશી શકતા નથી, તથા જ્યાં પાપ તથા આવરણનો ત્રિકાલ અભાવ છે.

માર્ગનું શોધન.

આ સુંદર પ્રદેશમાં પ્રવેશતાં અટકાવનાર વિઘ્નરૂપે જે અર્ગલા છે તે માનસિક સ્થિતિની છે, અને તે માનસિક સ્થિતિ બીજી કોઇ જ નહિ પણ આ વાર્તાનું અજ્ઞાન એ જ છે. મનવડે એ પ્રદેશ આપણા પોતાનામાં જ છે, એવો જ્યાં સુધી નિર્ણય નથી થયો ત્યાં સુધી એ પ્રદેશનાં દ્વાર કદી ઉઘડી શકતાં નથી, તેથી જેઓ જાણે છે અને તે પણ અત્યંત ઉંડાણ પૂર્વક અને એવી સારી રીતે કે ત્યાં પછી શંકા હોતી જ નથી—એવી રીતે જેઓ જાણે છે, તેમને અર્ગલા ( આગળો ) રૂપે કશું જ નથી. તેને માર્ગ સ્પષ્ટ છે, દ્વાર તેને માટે નિત્યનાં ખુલ્લાં છે; અને તે પોતાની ઇચ્છાનુસાર એ પ્રદેશમાં જઇ આવી શકવા સમર્થ છે.

આ રૂપે જાણવા યોગ્ય પ્રથમ અને મુખ્ય સત્ય એ છે કે જ્યારે આપણે જાણવા યોગ્ય જાણીએ છીએ, ત્યારે આપણને સઘળું જ શક્ય થઇ રહે છે. અને આને જ લગતું બીજું એ છે કે હાલ પણ શ્રદ્ધાપૂર્વક અને નિશ્ચયસહિત કહેવું તથા માનવું કે સર્વ કાંઇ યથાર્થ રીતે શક્ય છે. વિશ્વમાં જો કોઇ પણ મહાન્ વિઘ્ન છે તે એક શંકા જ છે. અને આગળના દ્વારને ન ઉઘડનાર અર્ગલારૂપ એ અજ્ઞાન છે. મનુષ્યજાતિને દુર્બલતામાં રાખનાર શંકા અને માનસ અંધકાર અર્થાત્ અજ્ઞાન જ છે, અને તેથી જ મનુષ્યો સંકુચિત અથવા અલ્પમર્યાદિત રહે છે. આથી તેનો ત્યાગ કરવો જોઇએ, અને જ્યારે તેનો ત્યાગ થાય છે ત્યારે આજ પર્ય-

સર્વે કાંઈ શક્ય છે.

ત કોઈ મનુષ્ય ઉન્નતિને પ્રાપ્ત થયો હોય તેના કરતાં પણ અધિક ઉન્નતિના અને દિવ્યતા-વાળા શિખરે તે મનુષ્ય ચઢી શકે છે. સિદ્ધ પુરુષોનાં વચનો તેને માટે સત્ય થઇ રહે છે, અને મનુષ્યના ભવિષ્યના લક્ષ્યનું જે ચિત્ર તેણે રચ્યું હોય છે, તે તેને સિદ્ધ થયેલું જણાય છે.

આવું ત્યારે જ બને છે કે જ્યારે આપણને એવું જ્ઞાન થાય છે કે આપણે જે કંઇ જાણવા યોગ્ય છે તે જાણીએ છીએ, અને ત્યારે જ આપણને માર્ગ પણ જડે છે. કારણ કે જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે જ પ્રકાશમાં આવીએ છીએ. અને જે પ્રકાશમાં છે તે જ ક્યાં, કેવી રીતે અને ક્યારે જવું એ સ્પષ્ટ રીતે જાણે છે, તેથી એ જ્ઞાનને ધારણ કરો કે આપણા પોતાના જ અંતરતમ પ્રદેશમાં ગુપ્ત એવું એક પરમ ધામ છે કે જ્યાં સર્વદા સઘળું શુભ છે, અને પછી તમને આગળનો માર્ગ જણાશે તમને પ્રકાશ આપનાર તે આ પ્રકારનું જ્ઞાન જ છે, અને જેને તેવો પ્રકાશ છે તેને બીજા કોઇ દોરનારની અગત્ય નથી.

ગમે તે સ્થાને તમે આજે હો, પરંતુ આ સંદેશને હૃદયમાં ઉતારજો, અને તેને જીવ-નના એક વિભાગરૂપે કરી રાખજો. કેમકે એ એક સત્ય વાર્તા છે કે મનુષ્ય હાલ પણ મુક્ત બની શકે એમ છે; તેના આત્મપ્રદેશમાં જ એવું એક સ્થાન છે કે જ્યાં આજે અને અખંડ મુક્તત્વ વિલસી રહ્યું છે. અને આ પ્રકારનું જ્ઞાન પામવાથી કોઈ પણ મનુષ્ય આજે પણ ત્યાં પ્રવેશ કરી શકે એમ છે. આ એક જ વસ્તુ છે કે જે આખા જગતે જ્ઞાતવ્ય—જાણવા યોગ્ય—છે. આ એક એવો સંદેશ છે કે આપણે શ્રદ્ધા અને બલપૂર્વક આઘોષ કરીને કહેવો જોઇએ. આપણા પોતાનામાં જ એક એવો પ્રદેશ છે કે જ્યાં સર્વદા સઘળું શુભ છે. એ એવો ગુપ્ત પ્રદેશ છે કે જ્યાં મનુષ્યમાં પરમાત્મા રહે છે, અને જ્યાં તેમને આપણાથી સાક્ષાત્કાર કરાય છે; એ એક એવું સ્થાન છે કે જ્યાં પરમાત્મા અને મનુષ્ય આત્મા તથા સદ્રૂપે પરસ્પર હળી મળી શકે છે—સંબંધ બાંધી શકે છે, જ્યાં જે કંઇ પરમાત્મામાં રહેલું હોય છે તે સઘળું મનુષ્યને અર્પણ કરવામાં આવે છે, જ્યાં આત્મજ્ઞાન અને યશને સંપાદન કરે છે, અને જાણે છે કે મનુષ્ય એ એક દિવ્ય વિભૂતિ છે. અને જે કંઇ દેવી છે, તેને સર્વદા પરમ શાંતિ, પરમ આનંદ તથા પરમ મુક્તત્વ પ્રાપ્ત થવું એ શક્ય જ છે.

આવા સામર્થ્યમય પરમાત્માના ગુપ્ત પ્રદેશમાં બંધુઓ ! સાધનશ્રેણીથી પ્રવેશો. શંકા તથા અજ્ઞાન એ બને તેના મુખ્ય વિરોધીરૂપે જાણી તેનો તિરસ્કાર કરો,અને જાણવા યોગ્ય જાણીને જે તમારામાં જ છે તથા જ્યાં સઘળું સર્વદા શુભ છે એવા પરમાત્માના ગુપ્ત પ્રદેશમાં વિલસી રહો.

# માનસ શાસ્ત્રના મૂલાક્ષરો.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ટ ૨૮૦ થી. )

જ્યારે પ્રકૃતિ દુર્બલ જણાય ત્યારે જો તમે દુર્બલતાની સ્થિતિનો જ વિચાર કર્યાં કરશો, અથવા એ દુર્બલતાની સ્થિતિઉપર જ માનસિક રીતે રહ્યા કરશો, અથવા તમે દુર્બલ છો એમ વિચાર્યા કરશો અથવા તમે કેવા દુર્બલ છો અને એ દુર્બલતાનો તમને કેવો અનુભવ થાય છે તે જ જો મુખથી કહ્યા કરશો તો ત્યાં સુધી પ્રકૃતિ વધારે અને વધારે દુર્બલ થતી જશે. પરંતુ જો તમે બલના, જીવનના કે સ્ફુર્તિના વિચારો જ અખંડ કર્યાં કરશો અને દુર્બલતાપ્રતિ સંપૂર્ણ અલક્ષ આપ્યા કરશો તો જોઇતા બળને પણ ઉપજાવવામાં તમે કુદરતને સહાય આપશો અને પછી લાંબો કાળ દુર્બલતાનું તમને ભાન થશે નહિ.

*   *   *   *

ઘણા મનુષ્યો એવા હોય છે કે જેઓ એમ કહે છે કે જ્યારે તેમને જે પ્રકારનું ભાન થાય છે ત્યારે તેઓથી તે જ પ્રકારના વિચારનું ચિંતન કર્યાં વિના રહેવાતું નથી. પરંતુ ગમે તેવા પ્રકારનું ભાન થાય તોપણ બીજા કોઇ વિચારોની વારંવાર ભાવના કરીને પેલા વિચારોને આવતા અટકાવો. ભાવનાના પ્રયોગ કરવાથી તમે તમારા મનને ગમે તે નવીન માર્ગમાં સ્થાપી શકો એમ છે. અને જ્યારે મન કોઇ નવીન અને વધારે સારા માર્ગમાં સ્થપાય છે ત્યારે આખું શરીર પણ તેને જ અનુસરે છે.

*   *   *   *

ભાવનાનો શાસ્ત્રીય પ્રયોગ એ છે કે જે કંઇ સારી અને યથાર્થ સ્થિતિ છે તે સ્થિતિ તમને પ્રાપ્ત છે એ પ્રકારનું મનથી પુનઃ અને પુનઃઆવર્તન કર્યાં કરવું. મનવડે એક ઉપર એક એમ અનેક વખત બોલ્યા જ કરવું. અને કદાપિ વર્તમાન સ્થિતિમાં નહિ તોપણ આગામી સ્થિતિમાં તો તે તમને પ્રાપ્ત જ છે—પ્રાપ્ત થનાર જ છે—એ પ્રકારની મનવડે વારંવાર ભાવના કરવી. જ્યારે તમારૂં શરીર દુર્બલ અને વ્યાધિવાળું હોય ત્યારે 'હું નિરામય સ્વરૂપ છું,' હું બલવાન છું" હું સ્ફુર્તિમય છું" એ પ્રકારનું તમારા મનથી કહેવું એ તમને વિરુદ્ધ સરખું લાગવાનું, પરંતુ ખરૂં જોતાં જેમ તમારામાં વ્યાધિની અવસ્થા છે તેમ તમારા શરીરમાં નિરામયતાની અવસ્થા પણ છે. જો વ્યાધિવાળા શરીરમાંથી આરોગ્યનાં તત્ત્વો વા સામર્થ્યો કેવળ અળપાઇ જતાં હોય તો તે શરીર પછી એક ક્ષણ પણ વધારે જીવી શકે નહિ. જ્યાં સુધી શરીર જીવતું છે ત્યાં સુધી તેમાં આરોગ્યનાં તત્ત્વો વા સામર્થ્યો વ્યાધિવાળી અવસ્થાને દૂર કરવાનો યત્ન કરતાં વિદ્યમાન જ હોય છે. તેથી નિર્ણય તમારે જ કરવાનો છે કે કઇ બાજુ તરફ તમારે ઢળી પડવું, કયા વિચારોને તમારે મદદ કરવી. તમારા વિચારોમાં સામર્થ્ય રહેલું છે, જે કંઇ વિચારનું તમે ચિંતન કરો છો તેમાં સામર્થ્ય રહેલું છે. જો તમે વ્યાધિનું અખંડ ચિંતન કરો છો તો તમારા વિચારનું સામર્થ્ય તે વ્યાધિને મદદ

I went all round the circumference and examined the young trees of oranges, asking all the questions that struck me on the moment.

The corner of ranch with 40 acres of navel oranges, with orange trees of green foliage some three feet in height, was inspiring great hopes to the eyes of the visitor. This part of the ranch appeared very promising. The other 40 acres of valencia trees (which grow slowly) gave also a very pretty view. The remaining 86 acres, planted in 1911, appeared to be very young in growth.

I saw and examined the whole ranch, planted clear to oranges with great care and culture, under the efforts of Mr. Daniels who stays there in a small bunglow with a little office room to carry on the regular work. He does manual labor on the ranch.

... ... ... ... ... ... ... ... ... ...

Then we began the work of seeing the neighbouring ranches and districts. All around in the neighbourhood were appearing groves of oranges, for miles & miles together. Orange cultivation seems to be the staple industry of the whole district, the land being best suited for the seedless oranges of the best kind.

Comparing our ranch with the rest of the district, it was found that ours was the second great grow in size, the first being that of Mr. Merriman, a millionare possessing about a 1000 acres on the slopes of the high hills. Those slopes of deep green color, in finely developed orange trees, about the size of medium size sour lemon trees of India, proved quite clearly what an enormous industry the orange cultivation is in California.

We saw the piece of 43 acres at orange hurst. This piece is not put out in any special cultivation, it is reserved for the further planting of citrus fruits, possibly grape fruit, after the company will come on a dividend paying basis.

Returning to our place, the evening was spent in discussing the financial condition of the Company and its future prospects. It was found that the Company, according to American laws, can only pay dividend from the net profits and not from the cash or reserve fund. ... ... ... ... ... ...

The dividends are expected to begin on a small scale from 1914 and thence they will be increasing gradually in percentage. From the report of other people, it is made out that as trees grow old they yield increasing profits. The orange tree, once being planted, remains fielding fruit under regular fertilization for more than 40 or 50 years.

It is only in an exceptional case that dividend of 50 % is realized. We went next to visit a lemon grove at Lemon Cove, which is reported as having paid this year, the unusual dividend of 51 %, the trees being more than 10 years old.

We started that evening for Los Angeles, and arrived at this place in the morning. I was taken to the office, where the minute books, ledgers and deeds were shown to me. The books and records of the company were audited by the legal authorities and they bore the signature of certified public accountants.

Then I was taken to visit the legal attorney, Judge Pope, from whom I received the information of the sound financial and legal status of the Company. Many questions were put to him by me and from the stand-point of law, this grand old man explained the laws of stock-companies.

Next day I was taken to visit the ranches at Pomona. 20 acres of Kelsey Plum trees, some three feet in height being nearly two years old, presented a fine appearance. They are expected to yield some profits in 1914. The orange trees seemed to be developing nicely under the cement pipe live system. The big electric pump, drawing water from the well 500 feet deep, irrigates our land and also neighboring fields, charging them current rates. The packing house with the railway line near its footsteps will give a good deal of packing conveniences in the shipping seasons.

Under the advice of Judge Pope, it was arranged to see an old woman, who had some fancied grievance against the company. She having expressed the idea of overvaluing the properties, it seemed necessary to refer to the leading newspaper clippings and

the experienced Bank Managers. From them it was found, that the statements made in the reports of the Company were correct. The newspaper clippings are herewith attached for reference.

On the 22nd of July was held the Annual Meeting of the Company in which the report of last year was put before the Stockholders by the President. Accepting the offer of the President, I expressed some of my views about the business affairs in the meeting. The appointments for the next year being made, the meeting was adjourned. ( a copy of the minutes of the meeting is attached herewith.)

The 23rd was spent in preparing minutes and sending sums for corporation taxes.

The Company is chartered in State of Arizona and I have examined the registration certificates of the State of California and of the State of Michigam, both of which are framed and kept in the office at Los Angeles.

I was then introduced to some of the the bank officers with whom the Company is dealing in finances.

Yesterday I was again taken to Pomona to see the ranches and especially to have an interview with Mr. Graham, the Manager of the American National Bank of Pomona, Mr. Storrs, the Cashier, Mr. Davis, the Vice President and Mr. Avis, the Postmaster of Pomona. From these persons a very satisfactory report of the Company's financial and legal status was obtained. The growth of orange industry, with its excellent future prospects for California were indicated to me, while some notable examples of actual profits were given me.

* * * * * *

In my opinion is on a solid adamantine basis and its investments are quite safe. I cannot be said to exaggerate if I make the statement, that the big exeter ranch will be worth the entire capital investment.

Yours obediently

(Sd.) Goverdhan Ishverbhai Patel.

## પત્રનો ભાવાર્થ.

લોસ એન્જેલીસ,
કેલીફોર્નીઆ,
૨૫ મી જુલાઇ ૧૯૧૨.

પ્રિય શ્રીમન્ જેઠીસનદાસભાઇ,

તા. ૧૦ મીએ ન્યુયોર્ક ઉતર્યો પછી, તા. ૧૧ મીને દીવસે **મિ. બ્રાયન્ટ** સાથે **ચીકાગો** જવા હું ગાડીમાં બેઠો; તથા તા. ૧૩ મીને દિવસે સવારમાં **ચીકાગો** પહોંચ્યો. વધુ સમય ગુમાવ્યા વિના તે જ દિવસે સાંજના કેલીફોર્નીઆ જનારી ગુડ્ ટ્રેનમાં હું નીકળ્યો. **મિ. બ્રાયન્ટ ચીકાગોમાં** એકલા રહ્યા અને હું પ્રવાસે નીકળ્યો. તા. ૧૬ મીને દિવસે બપોરના હું લૉસ એન્જેલીસપાસે એક્સંરીલ્ડમાં આવી પહોંચ્યો.

ફ્રેસ્નોક્સ કંપનીના પ્રેસીડન્ટ મી. શુમેકર મને ત્યાં તેડવા આવ્યા હતા. અમે સાથી ન્યું સધર્ન હોટલમાં ગયા. ત્યાં દશ કલાક એમની સાથે વાર્તા કરી. તેમાં આપણા હિંદના વ્યાપાર સંબંધમાં ચર્ચા કરવામાં આવી અને ત્યાંની (હિંદની) આપણા વ્યાપારની વસ્તુસ્થિતિ કહેવામાં આવી.

બીજે દિવસે પ્રાતઃકાલે અમે ત્યાંથી એક્ઝીટર જવા નીકળ્યા. ત્યાં મી. જેમીસન અમારી વાટ જોતા હતા

આસપાસના ડુંગરાઓની તળેટીમાં આવેલા પ્રદેશમાંના આપણા એક્ઝીટરના વિશાળ ખેતરમાં મને તરત જ લઇ જવામાં આવ્યો. એ વિશાળ ખેતર ૧૬૬ એકરનું છે, ત્યાં જમીન સરખી કરેલી છે, વચમાંથી એના બરાબર બે ભાગ કરવામાં આવેલા છે, તથા એમાં પાણી પૂરું પાડવાને માટે પૃથક્ પંપીંગપ્લેન્ટ છે. ઝાડની ઘટાઓને પાણી પાવાને ચારે તરફ કરેલી સીમેન્ટની ગટર, ખરેખર, ઇરીગેશનની આશ્ચર્યકારક ઉત્તમ રીતિ છે.

આ આખા ખેતરમાં હું બધે ફર્યો તથા નારંગીના નાના ઝાડ જોયાં: અને મને તે સમયે સ્ફુરેલા સર્વ પ્રશ્નો પણ પૂછ્યા હતા.

આ ખેતરનો ૪૦ એકરનો ખુણો કે જેમાં નેવલ જાતની નારંગીઓ વાવેલી છે, અને જેમાં તેનાં લીલાં પાંદડાંવાળાં વૃક્ષ ત્રણ ફુટ ઉંચાં થયેલાં છે, તે ખુણો અત્ર આવનારને મોટી આશા ઉત્પન્ન કરે એવો છે. આ ભાગ ઘણો જ લાભકારક નીવડશે એમ લાગે છે. બીજા ૪૦ એકર કે જેમાં વેલેન્સીઆ જાતની નારંગીઓ વાવેલી છે તથા જે બહુ ધીમે ઉગે છે તેનો દેખાવ પણ સુંદર છે. આ ખેતરની બાકી રહેલી ૮૬ એકરની જમીનમાં વાવેતર ઇ. સ. ૧૯૧૧માં જ થયું છે; અને તેથી તેમાં ઝાડ ઘણાં નાનાં છે.

મેં આ આખું ખેતર તપાસ્યું છે; તેમાં નારંગી વાવેલી છે; એના ઉપર બહુ સારી રીતની ખેતી તથા પ્રયત્ન કરવામાં આવેલા છે. એના ઉપર કોઇ જાતનો ગીરો બોજો નથી. આ ખેતરની દેખરેખ વિગેરે મી. ડેનીઅલ્સ રાખે છે તથા એક નાના બંગલામાં રહે છે; ત્યાં એક નાનો ઓફીસનો ઓરડો છે કે જેમાં એ નિયમિત કામ કરે છે. આ ખેતર ઉપર મી. ડેનીઅલ્સ જાત મજૂરી કરે છે......

પછી અમે આસપાસનાં ખેતરો તથા જમીન જોવા ગયા. આસપાસ સર્વ બાજુએ માઇલના માઇલસુધી નારંગીના ખેતરો જણાય છે. આ આખા પ્રદેશમાં પ્રધાન ઉદ્યોગ

નારંગીની ખેતીના હોય એમ જણાય છે, કેમકે આ બી વિનાની ઉત્તમ પ્રકારની નારંગીને માટે આ જમીન સર્વોત્તમ પ્રકારે યોગ્ય છે. આ પ્રદેશનાં બીજાં ખેતરોની સાથે સરખાવતાં મને સ્પષ્ટ જણાયું કે કદની અંદર આપણું ખેતર બીજા નંબરે છે. મી. મેરીમેન કે જે લક્ષાધિપતિ છે અને જેમની એક હજાર એકર જમીન ઉંચી ટેકરીના ઢોળાવઉપર છે તેમનું ખેતર મોટામાં મોટું છે. સારી રીતે ઉગેલાં નારંગીનાં ઝાડવાળાં (કે જે હિંદુસ્તાનમાં મધ્યમ કદના ખાટા લીંબુના ઝાડ જેટલા કદમાં હોય છે) આ ઘેરા લીલા રંગનાં ખેતરો કેલીફોર્નિઆમાં આ નારંગીનો કેટલો મોટો ઉદ્યોગ છે તેને સિદ્ધ કરી આપતાં હતાં.

ઓરેન્જહર્સ્ટ આગળનો ૪૩ એકરનો કકડો અમે જોયો. આ ખેતરમાં હાલ કાંઇ ખાસ વાવવામાં આવ્યું નથી. પણ કંપની વ્યાજ આપતી થશે એવી સ્થિતિમાં આવ્યા પછી એમાં સાઇટ્રસનાં ઝાડો અને બહુ કરીને ગ્રેઇપ ફ્રુટસ વાવવાને માટે આ ખેતર મુકરર કરવામાં આવ્યું છે.

સાયંકાલે ઘેર આવ્યા પછી કંપનીની પૈસાસંબંધની સ્થિતિ તથા એના ભવિષ્યના સંબંધી અમે ચર્ચા કરી. અત્રના (અમેરિકાના) કાયદાપ્રમાણે કંપનીથી ચોખ્ખા નફામાંથી જ વ્યાજ આપી શકાય છે અને રોકડ સીલક અથવા રીઝર્વ ફંડમાંથી વ્યાજ આપી શકાતું નથી.

ઇ. સ. ૧૯૧૪ ની સાલથી વ્યાજની શરૂઆત નાની રકમથી થવાની આશા રહે છે; અને પછી ધીમે ધીમે તે દર વધતો જશે. બીજા લોકોના "રીપોર્ટ"થી એમ જણાય છે કે જેમ જેમ ઝાડ મોટાં થાય છે તેમ તેમ તે વધારે લાભ આપતાં જાય છે. એક વાર વાવેલું નારંગીનું ઝાડ તેને નિયમસર ખાતર આદિવડે સંભાળવામાં આવે તો ૪૦—૫૦ થી વધારે વર્ષ ફળ આપે છે.

કોઇક જ વાર એટલે કે અપવાદ જેવા પ્રસંગમાં જ ૫૦ ટકા જેટલો નફો મળી શકે છે. બીજે દિવસે અમે 'લેમન ગ્રોવ'માં એક લીંબુનું ખેતર જોવા ગયા. આ ખેતરમાં લીંબુના ઝાડ દશ વર્ષ કરતાં મોટાં છે, અને આ લીંબુના ખેતરે આ વર્ષે અપવાદરૂપે જ ૫૧ ટકાનો નફો આપ્યો છે એવું સાંભળ્યું છે.

તે દિવસે સાંજના લૉસ એન્જેલીસ જવા અમે નીકળ્યા તથા ત્યાં પ્રાતઃકાલે આવી પહોંચ્યા. મને ત્યાં ઓફીસમાં લઇ જવામાં આવ્યો તથા ત્યાં કંપનીની મિનિટબુક તથા ખાતાવહી તથા ખત દસ્તાવેજો મને બતાવવામાં આવ્યા. કંપનીના હિસાબો કીતાબો કાયદેસર સત્તા ધરાવનાર તરફથી ઓડીટ કરવામાં આવેલા છે. તથા તેનાપર સર્ટીફીકેટ મેળવેલા પબ્લીક એકાઉન્ટન્ટોની સહી છે.

પછી મને ઍટર્ની જજ પોપને મળવા તેડી જવામાં આવ્યો. તેમના તરફથી મને કંપનીની પૈસા સંબંધની મજબુત પાયાપરની તથા કાયદેસર બંધારણવાળી સ્થિતિ જણાવવામાં આવી. મેં એમને ઘણા પ્રશ્નો પૂછ્યા તથા એ વૃદ્ધ અનુભવી પુરુષે મને સ્ટૉક કંપનીઓના કાયદા સમજાવ્યા.

બીજે દિવસે પોમોનામાં ખેતર જોવા તેડી જવામાં આવ્યો. ત્યાં વીશ એકર જમીનમાં 'કેલ્સીપ્લુમ' નું વાવેતર છે; તેમાં કેટલાક ઝાડ બે વર્ષનાં તથા ત્રણ ફુટ ઉંચાં છે તથા તેનો દેખાવ સુંદર લાગે છે. તે ઇ. સ. ૧૯૧૪ માં થોડો નફો આપશે એવી આશા રાખવા-

માં આવે છે. સીમેન્ટની ગટરથી પાણી પૂરું પાડવાની યોજનાથી નારંગીનાં ઝાડ સારી રીતે ઉગતાં હોય એમ લાગે છે. ૫૦૦ ફુટ ઉંડા કુવામાંથી ઇલેક્ટ્રીસીટીથી ચાલતો ૫ પીગપ્લેન્ટ પાણી કાઢે છે. આ વડે આપણા ખેતરને પાણી પવાય છે તથા પાસેનાં ખેતરોને પણ ચાલુ દર પ્રમાણે પાણી વેચવામાં આવે છે. અત્ર એક પેકીંગ હાઉસ છે અને તેની પાસે જ રેલ્વે લાઇન છે તેથી માલ ચઢાવવાની મોસમમાં પેકીંગ કરવાની ઘણી સગવડ રહે છે.

એક વૃદ્ધ સ્ત્રીને કંપનીસામે કાલ્પનિક ફર્યાદ હતી; તેથી જજ પોપની સલાહથી મારે તેની મુલાકાત લેવા વ્યવસ્થા કરવામાં આવી હતી. મિલ્કતની કિંમત વધારે આંકવામાં આવી છે એવું એ સ્ત્રીએ જાહેર કર્યું હતું; તેથી મુખ્ય મુખ્ય ન્યુસપેપરોના ફકરા જોવાનું તથા અનુભવી બેન્કના વ્યવસ્થાપકોને મળવાનું આવશ્યક જણાયું. તે દ્વારા એમ જણાય છે કે કં. પનીના રીપોર્ટમાં આપેલો હેવાલ બરાબર યથાર્થ જ છે. ( કાપી લીધેલા ફકરા આ સાથે સામેલ છે,

તા. ૨૨ મી જુલાઇએ કંપનીની વાર્ષિક સભા મળી હતી; તે સમયે પ્રેસીડેન્ટે સ્ટોક હોલ્ડરોના આગળ ગયા વર્ષનો રીપોર્ટ મૂક્યો હતો. પ્રેસીડન્ટની માગણી સ્વીકારી મેં પણ એ સભામાં આ વ્યાપાર સંબંધમાં મારા કેટલાક વિચારો દર્શાવ્યા હતા. આવતા વર્ષ માટે નીમણુંકો થઇ રહેથી સભા મૂલતવી રહી હતી. ( તે સભામાં થયેલા કામકાજનો હેવાલ આ સાથે છે.*)

મિનિટ લખવામાં તથા કોરપોરેશનના કર ભરવામાં તા. ૨૩ મીનો દિવસ ગયો હતો.

એરિઝોના સ્ટેટમાં કંપનીનું ચાર્ટર દાખલ થયેલું છે; કેલીફોર્નીઆ તથા મીચીગાન સ્ટેટો- નાં રજીસ્ટ્રેશન સર્ટીફીકેટ મેં તપાસ્યાં છે; તથા એ સર્ટીફીકેટ ફ્રેમમાં મઢાવી લૉસ એન્જે- લીસની કંપનીની ઓફીસમાં રાખવામાં આવ્યાં છે.

કંપની જે બેન્કો સાથે પૈસાની લેવડ દેવડ કરે છે તે બેન્કોના કેટલાક ઓફીસરોને મને મેળવવામાં આવ્યો.

ખેતરો જોવા તથા ખાસ કરીને પોમોનાની ધી અમેરિકન નેશનલ બેન્કના મેનેજર મી. ગ્રેહામ, કેશીઅર મી. સ્ટોર્સ, વાઇસ પ્રેસીડન્ટ મી. ડેવીસ તથા પોસ્ટમાસ્તર મી. એ- વીસને મળવા મને પોમોના ગઇ કાલે તેડી જવામાં આવ્યો હતો. આ બધા તરફથી કંપની- ની સ્થિતિ પૈસા સંબંધે તથા કાયદા પ્રમાણે ઘણી સંતોષકારક છે એમ ખાતરી થઇ છે. નારંગીના ઉદ્યોગની વૃદ્ધિ તથા કેલીફોર્નીઆ માટેના ઉત્તમ ભવિષ્ય મને જણાવવામાં આવ્યાં; તથા થયેલા નફાના કેટલાક જ્વલંત દૃષ્ટાંતો આપવામાં આવ્યા......

મારા માનવા પ્રમાણે કંપની વજ્ર જેવા સખ્ત પાયાપર છે તથા તેમાં રોકેલા પૈસા કેવળ સહીસલામત છે. એકઝીટરનું વિશાળ ખેતર માત્ર જ બધી રોકાયેલી થાપણ જેટલી કિંમતનું થશે એમ હું કહું તો તેમાં કાંઇ પણ અતિશયોક્તિ કરતો નથી.

( સહી ):—ગોવર્ધન ઇશ્વરભાઇ પટેલ.

---

* જેમને એ જોવા હોય તેમણે વડોદરામાં શ્રીયુત ઈશ્વરભાઇ જીવાભાઇપાસે જઇ વાંચી આવવા સ્વતંત્રતા છે. હાલ આ આખો પત્ર થોડો સમય એમના પાસે રહેશે.

# धी फेलेन्क्स कंपनी.

( લેખઃ જે. જે. કણીઆ. )

શ્રીમાન્ विश्ववंद्य સ્વરૂપસ્થ થયા પછી કેટલાક શેરહોલ્ડરોએ એ કંપનીની સ્થિતિસંબંધમાં વિવિધ પ્રશ્નો કંપનીની ઓફીસમાં કર્યા હતા અને તેથી શેરહોલ્ડરોની સગવડ જળવાઈ રહે, એમને જોઇતી ખબર પ્રમાણમાં વેળાસર મળે તથા કંપનીના વ્યવસ્થાપકોને એકની એક ખબર ઘણે સ્થળે લખવાનો બોજો ઓછો રહે અને એ સમયનો કંપનીના ઉદ્યોગમાં ઉપયોગ કરવાનો અવકાશ રહે ઇત્યાદિ વિચાર કરી કંપનીની 'બોર્ડ ઓફ ડિરેક્ટર' તરફથી તાં. ૩ જી ઑગષ્ટ ૧૯૧૨ ને રોજ હિંદુસ્તાન ખાતે કંપનીની 'એજન્સી' સ્થાપવાનો ઠરાવ આ પ્રમાણે કરવામાં આવ્યો છેઃ—

*LOS ANGELES, CALIFORNIA.*
*August 3rd, 1912.*

At a meeting of the Board of Directors of the Phalanx Company, regularly called and held at the office of the Company, 516 Chamber of commerce, Los Angeles, California, August 3rd 1912, at which the full membership of the Board was present and voting, the following resolutions were adopted:

*Resolved:* that an Agency of the Phalanx Company be established in India, at Bhavnagar–India, for the following specific purposes:

1st; To furnish the stockholders in India with such information regarding the affairs of the Company, as may be received from the Company for distribution.

2nd: To forward to the office of the Company at Los Angeles California, certificates of stock for *transfer*, and to deliver to the owners thereof, stock-certificates sent from the Company at Los Angeles, after *transfer*.

3rd: To distribute to the stockholders in India, copies of the annual Reports of the Company, sent from the office of the Campany at Los Angeles.

4th: To distribute dividends, when forwarded from the office of the Company at Los Angeles, to the stock-holders in India.

*Resolved:* That Prof. Jekisundas J. Kania, B. A. be ap-

pointed managing agent of the agency of the company in India, and; that Mr. Ishverbhai J. Patel, be appointed Assosiate of the same; these gentlemen acting in an Honorary capacity.

Witness our hands and the seal of the Phalanx Company this 3rd day of August 1912.

The Phalanx Company.

Seal. (Sd.) *Comly Shoemaker,*
President.

(Sd.) *Harry A. Jamison,*
Secretary.

ભાવાર્થ.—

લોસ એન્જીલીસ કેલિફોર્નીઆ.

૩ જી ઑગસ્ટ ૧૯૧૨.

ફેલેન્કસ કંપનીની ઓફીસમા–૫૧૬, ચેમ્બર ઑફ કૉમર્સ, લોસ એન્જીલીસ, કેલિફોર્નીઆમાં, ૩ જી ઑગસ્ટ ૧૯૧૨ ના રોજ એ કંપનીના ડિરેકટરોની બોર્ડની મિટિંગ નિયમસર બોલાવવામાં આવી હતી તથા થઇ હતી તેમાં બોર્ડના સઘળા મેમ્બરો હાજર હતા તથા તેમણે મત આપ્યા હતા, તથા તેમાં આ પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યા છે કે—

(અ) હિંદુસ્તાનમાં ભાવનગરમાં ફેલેન્કસ કંપનીની એક 'એજન્સી' ફક્ત નીચેના કાર્યમાટે સ્થાપવી.

(૧) કંપની તરફથી એ એજન્સીને જાહેર કરવા મળેલી, કંપનીના વ્યાપારાદિ સંબંધની હકીકત હિંદુસ્તાનના શેરહોલ્ડરમાંથી માગે તેને જણાવવી.

(૨) શેરહોલ્ડર તરફથી જે શેરસરટિફિકેટ ટ્રેન્સફર કરવા (બીજે નામે ચઢાવવા) માટે એ એજન્સીને મોકલી આપવામાં આવે તે કેલીફોર્નીઆ સ્ટેટના લોસ એન્જીલીસમાં કંપનીની ઓફીસમાં મોકલી આપવા તથા ટ્રેન્સફર કરી નવા સરટિફિકેટ સદરહુ કંપની તરફથી એજન્સીને મોકલી આપવામાં [illegible] તે તેના માલિકને આપવા.

(૩) સદરહુ કંપનીની સદરહુ ઓફીસ તરફથી કંપનીના વાર્ષિક [illegible] પ્રસિદ્ધ મોકલી આપવામાં આવેથી એ નકલો હિંદુસ્તાનના [illegible] વર્ષેવર્ષ સ્મારકમાં

(૪) સદરહુ કંપની તરફથી જ્યારે વ્યાજ મોકલી આપવા[illegible] ધર્મદાન છે એમ જ્યારે શેરહોલ્ડરમાં તે વહેચી આપવુ.

(બ) પ્રો. જેઠીસનદાસ જે. કણીઆ બી. એ, ને કંપની[illegible] નહિ જ રહે, કેમકે તમારી ન્સીના વ્યવસ્થાપક નીમવાનું તથા મી. ઇશ્વરભાઇ[illegible] કંઇ પુણ્ય હિત થયું છે એમ વાનું, અને આ ઉભય ગૃહસ્થે વગર પગારેતના આ પુસ્તકને લઇ તમે અવસ્ય

સ્મરણમાં જાગ્રત છે તેવા અનેક [illegible]ના

(સીલ.) [illegible] એમ આ પુસ્તકની નકલો લઇને

[illegible]તરી એક જ છે કે આજ સુધીમાં તેની

# धी फ़ेलेन्क्स कंपनी.

( લેખક: જે. જે. કણીઆ. )

શ્રીમાન્ વિશ્વવંद्य સ્વરૂપસ્થ થયા પછી કેટલાક શેરહોલ્ડરોએ એ કંપનીની સ્થિતિ-સંબંધમાં વિવિધ પ્રશ્નો કંપનીની ઓફીસમાં કર્યાં હતા અને તેથી શેરહોલ્ડરોની સગવડ જળવાઈ રહે, એમને જોઈતી ખબર પ્રમાણમાં વેળાસર મળે તથા કંપનીના વ્યવસ્થાપકોને એકની એક ખબર ઘણે સ્થળે લખવાનો બોજો ઓછો રહે અને એ સમયનો કંપનીના ઉદ્યોગમાં ઉપયોગ કરવાનો અવકાશ રહે ઇત્યાદિ વિચાર કરી કંપનીની 'બોર્ડ ઓફ ડિરેક્ટર' તરફથી તાં. ૩ જી ઑગષ્ટ ૧૯૧૨ ને રોજ હિંદુસ્તાન ખાતે કંપનીની 'એજન્સી' સ્થાપવાનો ઠરાવ આ પ્રમાણે કરવામાં આવ્યો છેઃ—

*LOS ANGELES, CALIFORNIA.*
*August 3rd, 1912.*

At a meeting of the Board of Directors of the Phalanx Company, regularly called and held at the office of the Company, 516 Chamber of commerce, Los Angeles, California, August 3rd 1912, at which the full membership of the Board was present and voting, the following resolutions were adopted:

*Resolved:* that an Agency of the Phalanx Company be established in India, at Bhavnagar–India, for the following specific purposes:

1st; To furnish the stockholders in India with such information regarding the affairs of the Company, as may be received from the Company for distribution.

2nd; To forward to the office of the Company at Los Angeles California, certificates of stock for *transfer*, and to deliver to the owners thereof, stock certificates sent from the Company at Los Angeles, after *transfer*.

3rd: To distribute to the stockholders in India, copies of the annual Reports of the Company, sent from the office of the Campany at Los Angeles.

4th: To distribute dividends, when forwarded from the office of the Company at Los Angeles, to the stock-holders in Ir

*Resolved:* That Prof. Jekisundas J. Kania, B. A. be

pointed managing agent of the agency of the company in India, and; that Mr. Ishverbhai J. Patel, be appointed Assosiate of the same; these gentlemen acting in an Honorary capacity.

Witness our hands and the seal of the Phalanx Company this 3rd day of August 1912.

The Phalanx Company.

Seal (Sd.) *Comly Shoemaker,*
President.

(Sd.) *Harry A. Jamison,*
Secretary.

ભાવાર્થ.—

લોસ એન્જલીસ કેલિફોર્નીઆ.
૩ જી ઑગસ્ટ ૧૯૧૨.

ફેલેન્ક્સ કંપનીની ઓફીસમાં–૫૧૬, ચેમ્બર ઑફ કોમર્સ, લોસ એન્જલીસ, કેલિફોર્નીઆમાં, ૩ જી ઑગસ્ટ ૧૯૧૨ ના રોજ એ કંપનીના ડિરેકટરોની બોર્ડની મિટિંગ નિયમસર બોલાવવામાં આવી હતી તથ બેઠી હતી તેમાં બોર્ડના સઘળા મેમ્બરો હાજર હતા તથા તેમણે મત આપ્યા હતા, તથ તેમાં આ પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યા છે કેઃ—

(અ) હિંદુસ્તાનમાં ભાવનગરમાં ફેલેન્ક્સ કંપનીની એક ‘ એજન્સી ’ ફક્ત નીચેના કાર્યમાટે સ્થાપવી.

(૧) કંપની તરફથી એ એજન્સીને જાહેર કરવા મળેલી, કંપનીના વ્યાપારાદિ સંબંધની હકીકત હિંદુસ્તાનના શેરહોલ્ડરમાંથી માગે તેને જણાવવી.

(૨) શેરહોલ્ડર તરફથી જે શેરસરટિફિકેટ ટ્રેન્સફર કરવા ( બીજે નામે ચઢાવવા) માટે એ એજન્સીને મોકલી આપવામાં આવે તે કેલીફોર્નીઆ સ્ટેટના લોસ એન્જલીસમાં કંપનીની ઓફીસમાં મોકલી આપવા તથા ટ્રેન્સફર કરી નવા સરટેફિકેટ સદરહુ કંપની તરફથી એજન્સીને મોકલી આપવામાં આવે તે તેના માલિકને આપવા. ...સ્તક પ્રસિદ્ધ

(૩) સદરહુ કંપનીની સદરહુ ઓફીસ તરફથી કંપનીના વાર્ષિક ... મોકલી આપવામાં આવેથી એ નકલો હિંદુસ્તાનના શેરહોલ્ડરમાં ...

(૪) સદરહુ કંપની તરફથી જ્યારે વ્યાજ મોકલી આપવું ... ધર્મદાન છે એમ જ્યારે શેરહોલ્ડરમાં તે વહેંચી આપવું. ...ના નહિ જ રહે, કેમકે તમારી

(બ) પ્રો. જેઠીસનદાસ જે. કણીઆ બી. એ, ને કંપની ... તમારું કંઇ પણ હિત થયું છે એમ ...સીના વ્યવસ્થાપક નીમવાનું તથા મી. ઇશ્વરભ... મતના આ પુસ્તકને લઇ તમે અવસ્થ ...વાનું, અને આ ઉભય ગૃહસ્થે વગર પગારે

સ્મરણમાં જાગ્રત છે તેવા અનેક સજ્જનો
હોઇ બસ એમ આ પુસ્તકની નકલો લઇને
ખાતરી એક જ છે કે આજ સુધીમાં તેની

(સીલ)

## વિવેચન.

આ સંસ્થાનું નામ 'એજન્સી' રાખવામાં આવ્યું છે તેથી કોઇને એવું ભાન થાવો નવા શેરો ખપાવવા માટે આ હશે તો એ ભ્રાંતિમાં પડવાનું નથી. ધી ફેલેન્ક્સ કંપની હવે **એક પણ નવો શેર કાઢતી નથી** અને તેથી આ એજન્સી શેર વેચવાનું કામ કરતી નથી, તેમ જ કોઇ શેરહોલ્ડરને પોતાનો શેર **વેચવો** હોય તો તે કામ પણ એજન્સીનું નથી. કંપની પોતે કોઇનો શેર ખરીદતી નથી. "શાખા" ને બદલે 'એજન્સી' નામ રાખવામાં આવ્યું છે તે અમેરિકાના કાયદા પ્રમાણે સગવડમાટે રાખવામાં આવ્યું છે. 'એજન્સી' શેરના સંબંધમાં માત્ર ટ્રેન્સફર કરાવવાનુંજ કામ કરે છે. એજન્સી પોતે નવું ટ્રેન્સફર કરી શકે તેમ નથી. પણ ટ્રેન્સફર ફોર્મ બરાબર ભરીને એજન્સીમાં મોકલી આપવામાં આવેથી એજન્સી કંપનીની ઑફીસમાં એ ફોર્મ મોકલી આપશે તથા ત્યાંથી નવું થઇ આવેલું શેરસરટિફિકેટ તેને પાછું સ્વાધીન કરશે.

એજન્સી પોતાને મળેલી ખબર પ્રમાણે પૂછનાર શેરહોલ્ડરોને તે ખબર બનતા **પ્રયત્નથી** જણાવશે, છતાં તેટલા ઉપરથી શેરહોલ્ડરોએ એજન્સીને જ એ ખબર પૂછવી અને અમેરિકા કંપનીને સાક્ષાત્ ન જ પૂછવી એ બંધન પ્રાપ્ત થતું નથી; અર્થાત કંપનીને સાક્ષાત કોઈ પણ ખબર પૂછવી હોય તો તેમાં શેરહોલ્ડરોની સ્વતંત્રતા કાયમ જ રહે છે. અને તેટલા ઉપરથી અમુક ખબર એજન્સીએ આપવી જ જોઇએ એવા બંધનથી એજન્સી પણ મુક્ત છે.

કંપની સાથે મિ. બ્રાયન્ટનો એક શેરહોલ્ડર તરીકેનો જ સંબંધ છે. અને ડિરેક્ટર તરીકેનો સંબંધ નથી અને તેથી કંપનીના સંબંધની સાક્ષાત્ ખબર પૂછાવનારે એ કંપનીના પ્રેસિડંટ અથવા સેક્રેટરીને જ પૂછાવવી વધારે ઉચિત છે. કેમકે વ્યવસ્થામાં એ ગૃહસ્થો હોવાથી કંપનીના સંબંધની ખબર એમના તરફથી જ યથાર્થ મળવાનો સંભવ છે અને એ ખબર
tion ...પ્રેસર ગણાય તેમ છે.
from the ...
...ગેએ 'એજન્સી'માં એક પૈસો પણ મોકલવાનો રહેતો નથી અને તેથી એવો
2nd: To t... પણ હીસાબ એજન્સી રાખતી નથી.
geles California, c...
ver to the owners th...માં આવે ત્યારે એ પેટે જે ર...કમ કંપની તરફથી એજન્સીને
pany at Los Angeles, afte...માંથી તે તે શેરહોલ્ડરને ...(કંપની તરફથી ઠરાવવામાં આ...
...ણાતું વ્યાજ એજ...ન્સી તરફથી મળી શકશે.
3rd: To distribute to the
the annual Reports of the Com... પ્રોફેસર જેકીસનદાસ જે. ક્વીઆ, ભાવનગર, કાઠી...
Campany at Los Angeles. ...ત્ર લખનારે પો...તાનું સરનામું સ્પષ્ટ અક્ષરે
4th: To distribute dividends,
of the Company at Los Angeles, t...
*Resolved:* That Prof. Jekisu...

# दिव्यमूर्ति.

રચનાર—શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્

આ એક અત્યંત રસિક વાર્તાનું પુસ્તક છે અને તે હમણા જ પ્રસિદ્ધ થયું છે. તેની પહેલી આવૃત્તિતરીકે કઢાવેલી ૫૦૦૦ નકલોમાંથી પહેલા જ અઠવાડીઆમાં ૨૦૦૦ નકલો ખપી ગઇ છે.

વિદ્વાન્ તેમ જ સામાન્ય બુદ્ધિમાન્ એકસરખા રસથી તે વાંચે છે અને સર્વ કોઇ તેની સ્તુતિ કરે છે. વિદ્વાનને તેમાંથી જેટલું જાણવાનું મળી આવે છે. તેટલું જ સામાન્ય બુદ્ધિમાનને પણ તેમાંથી મળી આવે છે. વાર્તામાં રસ એવો છે કે વાંચતા વાંચતા વાંચનારને એમ થાય છે કે આ પુસ્તક જલદી વંચાવામાટે ચાર આંખ હોય તો કેવું સારૂં ! તે વાર્તાના રૂપમાં હોવાની સાથે મનુષ્યને ઉન્નતિ પામવામાટે કેવા ક્રમથી પ્રયત્ન કરવો તેને સૂચવનાર તેમાં એક નિસરણી છે.

આ પુસ્તકની સ્તુતિના જે પત્રો આવે છે તેને જો છાપીએ તો ઘણાં પાનાં ભરાય એમ છે, પણ વિવેકી વાંચનાર તે પત્રોને વાંચે તેના કરતાં એ પુસ્તકને જ વાંચીને પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરે તો શું તે તેને વધારે લાભ કરનાર નથી ?

તમારે ગંભીર વિચારોને જણાવનારૂં પુસ્તક વાંચવું હોય અથવા નિવૃત્તિના સમયે મન ને આનંદ મળે તેવું પુસ્તક વાંચવું હોય તો તેને માટે બે પુસ્તકો ખરીદવાની કશી જ જરૂર નથી. કેમકે તે બંને આ પુસ્તકમાં છે, તો પછી જે પુસ્તકમાંથી બંનેનો લાભ મળે તેવું પુસ્તક શામાટે ન લેવું ?

આ પુસ્તકની દરેક ઘરમાં જરૂર છે. કેમકે દરેક ઘરનું દરેક માણસ પોતાની ઉન્નતિને ઇચ્છે છે. અને તે ઉન્નતિનો માર્ગ જેવી સરળ રીતે આ પુસ્તક બતાવે છે તેવી સરળ રીતે ભાગ્યે જ બીજું કોઇ બતાવતું હશે.

તમે અનેક બાબતોમાં નિરાશ થયા હશો, પણ આ પુસ્તક ખરીદીને વાંચીને કદાપિ નિરાશ નહિ થાઓ. આ બાબતમાં તમને નિરાશા થશે તો માત્ર એટલી જ કે આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી આટલા વિલંબે તમારે વાંચવાનો કેમ સમય આવ્યો.

વિશેષમાં એ છે કે આ પુસ્તકની તમામ ઉપજ **શ્રીમાન્ વિશ્વવંદ્યસ્મારકમાં આપવામાં આવી છે,** અને તેથી આ પુસ્તક ખરીદવું એ એક ધર્મદાન છે એમ જ્યારે તમે જાણો છો ત્યારે તમને તે પુસ્તક લેવાનું મન થયાવિના નહિ જ રહે, કેમકે તમારી ધર્મવૃત્તિ અત્યંત જાગ્રત છે. શ્રીમાન્ વિશ્વવંદ્યવડે જો તમારૂં કંઇ પુણ્ હિત થયું છે એમ તમારી વૃત્તિ માનતી હશે તો તેઓના સ્મારકનિમિત્તના આ પુસ્તકને લઇ તમે અવસ્ય તે પ્રવૃત્તિને અનુમોદન આપશો.

શ્રીમાન્ વિશ્વવંદ્યના અનંત ઉપકાર જેમને સ્મરણમાં જાગ્રત છે તેવા અનેક સજ્જનો કોઇ પચીસ તો કોઇ પચાસ અને કોઇ સો તો કોઇ બસેં એમ આ પુસ્તકની નકલો લઇને તેનો પ્રચાર કરવા મચી પડયા છે. અને તેની ખાતરી એક જ છે કે આજ સુધીમાં તેની

૪૦૦૦ નકલો ચાલી ગઇ છે. માત્ર એક જ હજાર હવે બાકી રહી છે, અને તે પણ હવે બહુ જ થોડા વખતમાં ખપી જશે.

જેઓ તે પુસ્તકો ખપાવવા પ્રયાસ કરે છે તેઓ પહેલાં માત્ર પાંચ નકલો પ્રયાસ કરી લેવા ખાતર મુશ્કેલીથી લઇ ગયા હતા. આજ તે જ મનુષ્યોએ પચાસ ઉપરાંત પુસ્તકો ખપાવી દીધાં છે, અને હજી મંગાવ્યા જ કરે છે.

જ્યારે આટલો બધો વેગ ચાલ્યો છે ત્યારે તમારે પાછા પડવાની શી જરૂર છે ? જો પોસ્ટ ઑફીસ આજે જ તમારો પત્ર લેવા તૈયાર છે તો આજે જ પત્ર લખો અને મંગાવી લો.

મૂલ્ય-રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૧-૦

વ્યવસ્થાપક મહાકાલ વડોદરા.

---

# सदुपदेश श्रेणी.

## ( सप्तविंशतितमसदुपदेश. )

---

શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના આષાઢી પૂર્ણિમાના ૯૧ મા મહોત્સવપ્રસંગે । કરવામાં આવી છે, જેમાં નીચે પ્રમાણે સ્ત્રીપુરુષના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો

**પુરુષવર્ગના વિષયો.**

૧ અભ્યાસ. ( ભોગીલાલ. )
૨ શારદા અને શ્રીકૃષ્ણ ( શ્રી ઉપેન્દ્ર. )
૩ વેદાંતપરિભાષાવ્યાખ્યા ( કણીઆ. )
૪ પ્રકટ પરમેશ્વર. ( કૌશિકરામ વિ. મહેતા. )
૫ આત્મદ્યોતન. ( શ્રી ઉપેન્દ્ર. )
૬ ઇશ્વિરભાવના. ( નર્મદાશંકર દે. મહેતા. )
૭ કીર્તનો.

---

**સ્ત્રી વર્ગના વિષયો**

૧ પ્રગતિને માટે કયું સાધન સૌમ્ય છે. ( પ્ર૦ )
૨ અધિકારિનાં લક્ષણો ( સુલોચના. )
૩ કીર્તનો.

---

આ મોટાં ૨૧૦ પૃષ્ઠનું પુસ્તક છે. તેમાં શારદા અને શ્રીકૃષ્ણની વાર્તા ખાસ વાંચવા યોગ્ય છે. તે અત્યંત રસવાળી, સરળ અને ચમત્કારિક છે. આ વાર્તાનું વધારે વિવેચન લખવા કરતાં તેને વાંચી જવાનું આગ્રહપૂર્વક કહેવું એ વાંચનારને માટે વધારે લાભ કરનારું છે.

મૂલ્ય. રૂ ૦-૧૨-૦ પોસ્ટેજ ૦-૧-૦

વ્યવસ્થાપક મહાકાલ. વડોદરા.




रूप (पुस्तक) २४—आश्विन कृष्ण० १४ संवत् १९६८—दर्शन (अंक) १२.

॥ ॐ श्रीं ॥

## समसर्वत्र तत्त्वसामर्थ्यनुं निदर्शन तथा प्रणिपात.

પદ. ( અજબ શી, આ ઉપવનની બહાર, એ લય )

અહા ! આ, અતુલ શું બળ ઉભરાય.
સ્થળે સ્થળ દિવ્ય પ્રવાહો ભળાય,—
અગમ્ય કોઈ પ્રદેશથી નિસરી, ચૌદ ભુવનમાં ઓ ! જાય;—
જેનું શાંત જીવનમય ઓજસ્, અણુ અણુમાં પથરાય,—
સૌમ્ય પ્રભામય એ સામર્થ્યે, દૃશ્ય સકલ આ છવાય,—
ગગનથી પૃથ્વીપાર સકલ સ્થલ, રસરૂપ થઈ રેલાય,—
કરતાં એ બળમાંહિ નિમજ્જન, બળનું પ્રતીક થવાય;—
ગળતા ગળતાં એ બળમાં જ્યાં, પૂર્ણપણે જ ગળાય;—
મધ્યબિંદુ એ બળનું ફરી ફરી, (જ્યારે) તેપર શરીર રચાય,—
અદ્દભુત ભાન થતું તે કાળે, કથન શું વાણીથી થાય,—
સમગ્ર આ બળ નિજ બળ માની, નમીએ આજે પાય,—

# સતી સુવર્ણા.

## [ નાટ્ય રૂપે. ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૮૪થી. )

## પ્રવેશ ૪.

સ્થલ—ઉત્પુલકાનગરીનો રાજમાર્ગ.
પાત્રો—તપસ્વિની તથા રાણી સુનૃતાની દાસી.

**તપસ્વિની**—(પ્રવેશીને સ્વગત ) બહેન ચારુલોચનાની આજ્ઞાપ્રમાણે હું ઉત્પુલકા નગરીમાં આવી તો ખરી, પણ હવે મારે આ નગરીનાં ૭ રત્નને શી રીતે મળવું ! બહેન ચારુલોચનાએ તો કોઇ ન જાણે તેમ ગુપ્તપણે કામ કરવાનું કહ્યું છે; અને તેથી જ મેં આ તપસ્વિનીનો વેષ લીધો છે. આ નગરીનાં ૭ રત્નમાંથી એકને મળીને સંદેશો પહોંચાડું, તો પણ કામ થાય એવું છે, પણ આટલે લગિ આવીને ૭માંથી એકનાં જ દર્શન કરીને જવું એ ઠીક નથી. દેશદેશાંતરમાં આ ઉત્પુલકા નગરીના ૭ રત્નની કીર્તિ પ્રસરી રહી છે, અને મોટામોટાએ પણ તેમનાં દર્શનને માટે ઝંખી રહ્યા છે. તો મારે આવો લાગ ફરી ફરીને ક્યાં આવનાર છે ? પુરુષને તો આ ૭ રત્નનાં દર્શન થવાં કઠણ છે, પણ હું સ્ત્રી છું, અને તેમાં વળી આ વેષમાં છું, એટલે મને ઘણી અડચણ નહિ પડે. કહેવાય છે કે આ ૭ રત્નો જેમ રૂપમાં, ગુણમાં અને વિદ્યામાં અત્યંત કુશળ છે, તેમ યુદ્ધકળામાં પણ બહુ નિપુણ છે, તેમને રણે ચઢવાનો હજી પ્રસંગ આવ્યો નથી, પણ સાંભળ્યું છે કે રણમાં સમર્થ યોદ્ધાઓને પણ હંફાવે એવું ચાતુર્ય તેમનામાં છે. અહો ! આજે તેમનાં દર્શન કરી હું કૃતાર્થ થઇશ. પણ આ તપસ્વિનીનો વેષ કળાઇ ન આવે એવી મારે સાવચેતી રાખવી જોઇએ. ચાલ ત્યારે, પેલું ભજન ગાતી ગાતી આ રાજમાર્ગમાં ફરું, એટલામાં કોઇ મળી જશે તો આ ૭ રત્નની ભાળ પૂછીશ. ( મોટેથી ગાય છે. )

પદ.

કોઇ ચેતો રે કોઈ ચેતો,
ચેત્યા નથી તેનો થાવો અંતમાં ફજેતો રે, કોઈ ચેતો,
ભાઇ ! કોઇ ચેતો, બહેનો ! કોઈ ચેતો;
ગઇ જુવાની ઘડપણ આવ્યું, કાળનગારું એ તો,
મુઠી પકડી પટકી દેશે, નિરાંત ધરી શું રહેતો, .
અરે ! અરે ! કોઇ ચેતો, ભાઈ કોઇ ચેતો;—
વહ્યા ઘણા ને તું પણ ચાલ્યો, ભવસાગરમાં વહેતો,
હૈયાફુટા હરિનાવમાં કાં નથી બેશી લેતો,
અરે ! અરે ! કોઇ ચેતો, ભાઈ કોઇ ચેતો;—
ભજી લે હરિને ત્યજી વિષયોને જો બચવા ઇચ્છે તો,
ધર્મ સજી લે, અંતકાળ છે, સંગી તારો તે તો,
અરે ! અરે ! કોઇ ચેતો, ભાઇ ! કોઇ ચેતો, બહેનો ! કોઇ ચેતો;-

**દાસી**—( પ્રવેશ કરીને સ્વગત ) આ કોઇ વિરાગી તપસી સ્ત્રી જણાય છે. લાવ એની સાથે વાત કરી જોઉં અને જો ભોજનની ઇચ્છાવાળી હોય તો તેડી જાઉં. ( પ્રકાશ ) માજી! તમે ક્યાંથી આવો છો, અને શું જોઇએ છે ?

**તપસ્વિની**—બ્હેન ! હું ઘણે દૂરથી આવું છું. પરમાત્માનું સ્મરણ કરતાં જ્યાં ત્યાં પ્રારબ્ધપ્રમાણે વહ્યા કરૂં છું, બધી ઇચ્છા છૂટી ગયા પછી જ આ વેષ લેવાય છે, તો પછી મારે અમુક વસ્તુ જોઇએ છીએ, એ આ વેષ લીધા પછી બોલવું ઘટતું નથી.

**દાસી**—માજી ! તમારે ભોજનની ઇચ્છા હોય તો મારી સાથે પધારો. દેવી સૂનૃતાના ભવનમાં અતિથિનો હમેશાં સત્કાર થાય છે તમારી ઇચ્છા હોય તો હું તમને તેડી જાઉં.

**તપસ્વિની**—દેવી સૂનૃતા કોણ છે ? અને તમે મને ત્યાં તેડી જશો ?

**દાસી**—દેવી સનૃતા આ નગરીના સૂર્દમન રાજાનાં મહારાણી છે. અને હું તેમની મુખ્ય દાસી છું. દેવી સૂનૃતા હમણાં પોતાના ઉદ્યાન ( બગીચા )માં પોતાની પાંચ સખિઓ-સાથે વાર્તાવિનોદ કરે છે. ત્યાં તમારો સત્કાર થશે.

**તપસ્વિની**—પાંચ સખિઓ કોણ છે !

**દાસી**—માજી ! તમે આ નગરીનાં ૭ રત્નવિષે નથી સાંભળ્યું ? આ ઉત્પુલક નગરીમાં ૭ સ્ત્રી રત્નો છે. તે આ ત્રિલોકીના ભૂષણરૂપ છે. એમના સમાન ગુણમાં કે રૂપમાં આ ત્રિભુવનમાં કોઇપણ યુવતી પૂર્વે થઇ નથી અને હવે થશે નહિ. રૂપમાં, ગુણમાં અને ઉમરમાં સરખાં હોવાથી તેમનો પરસ્પર ભારે સ્નેહ છે. છનાં શરીર જૂદાં છે; બાકી આત્મા એક છે. અમારાં મહારાણી સૂનૃતાનું નામ તો મેં તમને કહ્યું. રાજાનાં નાનાં બ્હેન સુવિક્રાંતા, એ આ ૭ રત્નમાં બીજાં છે. ત્રીજાં આ નગરીના નગરશેઠ વિજયંત શેઠનાં ધર્મપત્ની સુવર્ણા બ્હેન છે. ત્રિલોકમાં રૂપગુણમાં એમનો જોટો નથી, ચોથાં પ્રધાન સંધિવિચક્ષણનાં પુત્રી સુનીતા છે, એમનું બીજું નામ સાહસિકી છે. પાંચમાં, રાજપુરોહિત નિષ્કલંકનાં પુત્રી સુસ્મિતા છે. અને છઠ્ઠાં વિજયંત શેઠના પ્રિય મિત્ર અને રાજાના ખાનગી કારભારી દૃઢીમનનાં પુત્રી સુનયના છે. એમનું બીજું નામ સુનેત્રા પણ છે. લો ત્યારે હવે પધારશો ? પાછી વાર થશે તો મને ઠપકો મળશે.

**તપસ્વિની**—ભલે, તમારો બહુ આગ્રહ છે, તો ચાલો. ( સ્વગત ) આપણે તો ભાવતું હતું ને વૈદે કહ્યું. ( પૂર્વનું પદ ગાતી ગાતી જાય છે. )

( અપૂર્ણ. )

---

આ માસથી મહાકાલનું આ વર્ષ સમાપ્ત થાય છે, તેથી નવીન વર્ષમાં ગ્રાહક રહેવાની ઇચ્છાવાળા સજ્જનોએ તેનું લવાજમ સત્વર મોકલી આપવા કૃપા કરવી.

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૮૮ થી. )

પૂર્વ પક્ષીએ કહ્યું હતું કે જીવ પ્રતિશરીર ભિન્ન ભિન્ન છે અને તેથી વિભક્ત છે અને વિભક્ત હોવાથી આકાશાદિવત્ વિકારરૂપ છે, તે કથન પણ સાચું નથી. જે જે વિભક્ત હોય છે તે વિકાર છે એ સાચું છે પણ ત્યાં વિભક્ત શબ્દથી જે સ્વતઃ વિભક્ત હોય તેનું જ ગ્રહણ કરવાનું છે અર્થાત્ એ વ્યાપ્તિમાં, ન્યાયની ભાષામાં કહીએ તો 'સ્વતઃ' ઉપાધિરૂપ છે. જીવો સ્વતઃ વિભક્ત નથી, કારણ કે શ્રુતિ કહે છે કે **एको देवः सर्व भूतेषु गूढः सर्वव्यापी सर्व भूतान्तरात्मा** એક સ્વપ્રકાશ આત્મા સર્વ પ્રાણીઓમાં ગૂઢ થઇ રહેલા છે, સર્વમાં વ્યાપી રહેલા છે અને સર્વના અન્તરાત્મા છે. તેથી આત્મામાં વાસ્તવ ભેદ–વિભાગ–નથી. પ્રતિશરીર જીવના ભેદની પ્રતીતિ થાય છે પણ મહાકાશ ઘટાકાશ આદિરૂપે જેમ આકાશના ભેદની પ્રતીતિ થાય છે તે ભેદ સ્વતઃ નથી પણ મઠ, ઘટઆદિ ઉપાધિને લીધે એ ભેદ થયેલો છે તેમ જીવાત્મા વસ્તુતઃ તો શ્રુતિ કહે છે તેમ એક અવિભક્ત ચેતન જ છે છતાં પ્રતિશરીરમાં પ્રવિષ્ટ બુદ્ધિઆદિ ઉપાધિ છે તે સર્વ પ્રાણીઓના ભિન્ન ભિન્ન છે અને તેને લીધે જીવાત્માના ભેદની પ્રતીતિ થાય છે. તાત્પર્ય કે જીવોનો વિભાગ સ્વતઃ નથી પણ ઉપાધિપ્રયુક્ત છે. શ્રુતિ સ્પષ્ટ કહે છે કે **सवाऽयमात्मा ब्रह्म विज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः**—આ બ્રહ્મસ્વરૂપ આત્મા તે વિજ્ઞાનમય છે, મનોમય છે, પ્રાણમય છે, ચક્ષુર્મય છે, શ્રોત્રમય છે. જેમ **स्त्रीमयो जाल्मः** એ લંપટ મનુષ્ય સ્ત્રીમય છે એમ ક્યારે કહેવાય છે કે જ્યારે એ મનુષ્ય સ્ત્રીમાં તલ્લીન થઈ જાય છે, સ્ત્રીથી પોતાનું પૃથક્ અસ્તિત્વ તેને જણાતું નથી ત્યારે. તે જ પ્રમાણે આ શ્રુતિમાં આત્માને વિજ્ઞાનમયઆદિ કહ્યો છે તેનો હેતુ એ છે કે આત્માનું બુદ્ધિઆદિથી વિવિક્ત સ્વરૂપ એ સમયે અભિવ્યક્ત થતું નથી, અર્થાત્ આ આત્મા વસ્તુતઃ બ્રહ્મરૂપ છે અને એ અવિકૃત બ્રહ્મસ્વરૂપ આત્મા જ અવિદ્યાવશાત્ જીવભાવને પામે છે ત્યારે એનું સ્વરૂપ બુદ્ધિઆદિથી વિવિક્તરૂપે અનભિવ્યક્ત થઇ રહે છે તેથી એ આત્મા વિજ્ઞાનમયઆદિ થાય છે. આ પ્રમાણે આ શ્રુતિ બ્રહ્મરૂપ આત્મા એક જ છે અને તે જ જીવ છે તથા ઉપાધિવશાત્ એ વિજ્ઞાનમયાદિ થાય છે એમ જણાવે છે. તેથી જીવાત્મા સ્વતઃ પ્રવિભક્ત નથી પણ ઉપાધિને લીધે જ એમનો વિભાગ હોય છે માટે જે સ્વતઃ પ્રવિભક્ત છે તે વિકાર છે . એ વ્યાપ્તિમાં જીવો આવી જતા નથી અને તેથી એ વ્યાપ્તિવડે જીવો વિકારી સિદ્ધ થઇ શકતા નથી.

પૂર્વપક્ષીએ કહ્યું હતું કે કોઇ કોઇ શ્રુતિમાં જીવોની અગ્નિવિસ્ફુલિંગન્યાયે ઉત્પત્તિ કહેલી છે, તે સાચું છે. પણ એ ઉત્પત્તિ પણ જીવોની તો અસંભવ જ છે. કેમકે અનેક પ્રમાણોથી ઉપર જણાવ્યું તેમ જીવો ઉત્પત્તિ તથા પ્રલયથી રહિત છે, તેથી આ શ્રુતિમાં ઉત્પત્તિપ્રલય તે વસ્તુતઃ જીવના ઉપાધિના છે અને તેને લીધે જીવના ઉપચારથી કહેવાય છે એમ લેવું જોઇએ. આ જ અર્થ બૃહદારણ્યક ઉપનિષદ્‌નો સંદર્ભ સૂચવે છે. ત્યાં કહ્યું છે કે **प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञाऽस्ति** આ પ્રજ્ઞાનઘન જીવાત્મા આ પંચીકૃત શરીરમાથી ઉઠી તેના અનુવિનાશને પામે છે અને

પછી એને સંજ્ઞા (વિવેક જ્ઞાન) રહેતું નથી. આ શ્રુતિમાં અનુચ્છિનાશ કહેવાથી સ્પષ્ટ જણાવ્યું છે કે જીવાત્મા મરણ નથી, પણ શરીરનું મરણ તે જ જીવાત્માનું મરણ ઉપચારથી ગણાય છે. આ જ અર્થને સ્પષ્ટ કરવા શ્રુતિ આ વાક્યપર શંકા કરાવે છે કે **अत्रैव मा भगवन् मोहान्तमापीपदन्न वा अहं इमं विजानामि न प्रेत्य संज्ञाऽस्ति** —ભગવન્ યાજ્ઞવલ્ક્ય! તમે મને મોહમાં નાંખી, મરણ પછી સંજ્ઞા નથી એ કહેવાનો ભાવ હું સમજી શકતી નથી. આ પ્રકારે પ્રશ્ન કરાવી શ્રુતિ શ્રી યાજ્ઞવલ્ક્યના મુખે પ્રસ્તુત અર્થને સ્પષ્ટ કરતાં કહે છે કે **नवा अरे अहं मोहं ब्रवीम्यविनाशीवा अरेऽयमात्मानुच्छित्तिधर्मा मात्रा संसर्गस्त्वस्य भवति**–મોહ એટલે ભ્રાન્તિ થાય એવું હું કહેતો નથી, આ આત્મા નાશ રહિત છે કેમકે એના વિનાશનો અસંભવ છે, માત્ર એનો ઇન્દ્રિયાદિસાથે સંયોગવિયોગ થાય છે અને તે જ એનાં જન્મમરણ કહેવાય છે. તેથી આમ શ્રુતિ પોતે સ્પષ્ટ કરે છે કે આત્માનાં જન્મમરણ ઉપાધિના જન્મમરણનિમિત્ત કહેવાય છે અને સ્વતઃ નથી.

જીવાત્મા બ્રહ્મથી પૃથક્ તત્ત્વ તો એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનની શ્રૌતિ પ્રતિજ્ઞાનો ઉપરોધ થાય, પણ તેમ નથી. જીવાત્મા અવિકૃત બ્રહ્મરૂપ જ છે. તેથી જીવાત્માની ઉત્પત્તિ નહિ સ્વીકારવાથી શ્રૌતી પ્રતિજ્ઞામાં લેશ પણ બાધ આવતો નથી. જીવ અને બ્રહ્મનાં લક્ષણો ભિન્ન ભિન્ન જણાય છે તેથી એનો ભેદ છે એવું પૂર્વપક્ષીએ કહ્યું હતું તે પણ ભ્રાન્તિમાત્ર જ છે. જીવ એ અવિકૃત બ્રહ્મરૂપ જ છે તેથી બંનેનાં ધર્મો વાસ્તવે એક જ છે, પણ જીવનો જે ઉપાધિ તેના અવિવિક્ત સ્વરૂપે જીવને ગણવામાં આવે ત્યારે જ એના ધર્મો બ્રહ્મના ધર્મોથી ભિન્ન થાય છે. પણ એ ભેદ ઉપાધિપ્રયુક્ત છે અને વસ્તુતઃ નથી. તેથી પ્રતીત થતા લક્ષણભેદથી જીવ-બ્રહ્મનો ભેદ સંભવતો નથી. આમ હોવાથી જ **अत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहि**—એ પ્રકારે મોક્ષોપયોગી તત્ત્વજ્ઞાન કહ્યું છે તે જણાવતાં શ્રુતિ પ્રકૃત જે વિજ્ઞાનમયાદિરૂપે કહેલો જીવ તેને જ સર્વ સંસારધર્મથી રહિત કહી પરમાત્મારૂપ ઉપદેશે છે. તેથી જીવાત્માનાં ઉત્પત્તિ અને પ્રલય નથી એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે જીવના સ્વરૂપના એક અંશની પરિશુદ્ધિ કરી હવે અન્ય અંશની પરિશુદ્ધિ શ્રી સૂત્રકાર કરે છે:

**ज्ञोऽत एव ॥ १८ ॥**

સૂત્રાર્થ:—જીવ ઉત્પન્ન થતો નથી પણ અવિકૃત પરમાત્મસ્વરૂપ જ છે તેથી જ એ નિત્ય ચૈતન્યવાળો છે.

જીવાત્મા જે ઉત્પત્તિ તથા પ્રલયથી રહિત છે તેને જ્ઞાન અથવા ચૈતન્ય આગંતુક છે કે નિત્ય છે એ સંશય થાય છે, કણાદાદિના મતને અનુસાર આત્મા સ્વતઃ અચેતન છે અને જ્ઞાન એનો ધર્મ છે તથા તે પણ અનિત્ય છે એવું માને છે તથા કપિલાદિના મતને અનુસરનાર આત્માને નિત્યચૈતન્યયોગ જણાવે છે. તેથી વાદિવિપ્રતિપત્તિને લીધે સંશય રહે છે કે જીવાત્માને આગંતુક ચૈતન્યયોગ છે કે નિત્યચૈતન્યયોગ છે. એક શ્રુતિ **आत्मैवास्य ज्योतिः**—આત્મા જ્યોતિઃસ્વરૂપ છે-એમ કહી આત્માને ચૈતન્યસ્વરૂપ કહે છે અર્થાત્

નિત્યચૈતન્યયોગ જણાવે છે, ત્યારે पश्यंश्चक्षुः-જોનાર તે દષ્ટા છે ઇત્યાદિ શ્રુતિઓ અનિત્ય જ્ઞાનવાળો જીવાત્મા હોય તેમ કહે છે. તેથી આ રીતે શ્રુતિઓમાં વિરોધ જણાતો હોવાથી એ સંશય થાય છે.

ત્યાં પૂર્વપક્ષ એ પ્રાપ્ત થાય છે કે જીવાત્માનું ચૈતન્ય આગન્તુક છે. કારણ કે આત્મા અને મનસ્‌ના સંયોગથી એ જ્ઞાન ઉત્પન્ન થાય છે. અગ્નિ તથા ઘટના સંયોગથી ઉત્પન્ન થનાર રક્તત્વાદિ ઘટનો ગુણ જેમ આગંતુક, અનિત્ય છે તેમ આત્મા તથા મનસ્‌ના સંયોગથી ઉત્પન્ન થતું જ્ઞાન પણ અનિત્ય જ હોવું ઘટે છે. જો જીવાત્માનું જ્ઞાન નિત્ય હોય તો જે સુપ્ત છે, જે મૂર્છિત છે, જે ગ્રહાવિષ્ટ છે તે સર્વનું જ્ઞાન પણ નિત્ય રહેવું જોઇએ. પણ, તેમ નથી. એમને પૂછવામાં આવે છે તો એ સર્વ મનુષ્યો સ્પષ્ટ કહે છે કે અમને કાંઇ પણ જ્ઞાન નહોતું. એ જ મનુષ્યો જ્યારે પુનઃ સ્વસ્થ થાય છે ત્યારે એમને જ્ઞાનવાળા આપણે જોઇએ છીએ. તેથી જ્ઞાન કદાચિત્ હોય છે અને કદાચિત્ નથી હોતું તેથી આગંતુક છે અને તેથી અનિત્ય છે. તેથી જીવને સ્વપ્રકાશ અથવા નિત્ય જ્યોતિઃ કહેનાર શ્રુતિનો બાધ કરવો.

આ રીતનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે જીવાત્માનું જ્ઞાન નિત્ય છે. જીવાત્મા નિત્ય ચેતન છે. શા માટે ? એટલા માટે કે જીવો ઉત્પન્ન થતા નથી પણ અવિકૃત પરમાત્મા જ ઉપાધિના સંયોગે જીવભાવને પામેલા છે. પરબ્રહ્મ અથવા પરમાત્માનું નિત્ય ચૈતન્યસ્વરૂપ અસંખ્ય શ્રુતિઓ જણાવે છે. **विज्ञानमानन्दं ब्रह्म सत्यं ज्ञानमनन्तं ब्रह्म अनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एव**-ઇત્યાદિ વિવિધ શ્રુતિઓ પરબ્રહ્મને નિત્ય ચેતન ઉપદેશે છે. તેથી એ જ પરબ્રહ્મ જો જીવ છે તો જેમ અગ્નિમાં ઉષ્ણતા તથા પ્રકાશ એના સ્વરૂપરૂપે સદા રહે છે તેમ જીવમાં પણ નિત્યચૈતન્ય એનું સ્વરૂપ હોવાથી સદા રહેવું જોઇએ. આ રીતે સ્વપ્રકાશ બ્રહ્મથી અભેદ હોવાથી જીવને નિત્યચૈતન્યયોગ છે એ સિદ્ધ થાય છે. એટલું જ નહિ પણ શ્રુતિઓ સાક્ષાત્ પણ જીવને નિત્યચેતન જ જણાવે છે. **असुप्तः सुप्तानभिचाकशीति**—જીવ પોતે સુપ્ત નહિ રહેતાં સુપ્ત થયેલી ઇન્દ્રિયોને અભિલક્ષી પ્રકાશતો રહે છે. એ પ્રકરણમાં **अयं पुरुषः स्वयंज्योतिर्भवति, न हि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते**—આ જીવાત્મા સ્વયંજ્યોતિ છે, વિજ્ઞાતા જીવાત્માનું જે ચૈતન્ય તેનો કદાપિ લોપ થતો નથી—એમ કહી શ્રુતિ જીવાત્માને નિત્યચેતન સ્પષ્ટપણે જણાવે છે. **अथ यो वेद इदं जिघ्राणि इति स आत्मा**—આ હું ઘ્રાણદ્વારા જાણું એમ જે જાણે છે તે આત્મા છે—એ રીતે ઘ્રાણાદિ સર્વ ઇન્દ્રિયદ્વારા થતાં ગંધાદિ જ્ઞાનોનું અનુસંધાન આત્માને થાય છે. તે અનુસંધાનની સિદ્ધિઅર્થે આત્માને જ્ઞાનરૂપ માનવો જોઇએ. આત્મા જ્ઞાનરૂપ હોય તો જ ઇન્દ્રિયદ્વારા ઉદ્ભવતી તથા પ્રસરતી બુદ્ધિની વૃત્તિમાં એ આત્માનું પ્રતિફલન થતાં આ પ્રકારનાં જ્ઞાનોનું અનુસંધાન થઇ શકે. તેથી એ અનુસંધાન જીવાત્માને નિત્ય જ્ઞાનરૂપ જણાવે છે. અહિં શંકા થશે કે જો આત્મા જાતે જ્ઞાનરૂપ છે તો પછી જ્ઞાન નિત્ય સિદ્ધ થયું અને તેથી જ્ઞાન માટે ઇન્દ્રિયાદિ સાધનોની અપેક્ષા નહિ રહે અર્થાત્ ઇન્દ્રિયાદિ સાધનોની વ્યર્થતા ઠરશે. આ શંકા થાય તો તે યોગ્ય નથી. કારણ કે આત્મા જ્ઞાનરૂપ છે છતાં તે તે ગંધાદિ વિષયના પરિચ્છેદ થવા માટે ઇન્દ્રિયઆદિ સાધનોની અપેક્ષા રહે છે. એ સંબંધમાં વેદાન્તસંમત પ્રક્રિયા એ છે કે ઇન્દ્રિયોમાં કાં તો બાહ્ય ગંધાદિ વિષયદ્વારા અથવા આંતર પ્રેરણાદ્વારા પ્રથમ ક્ષોભ થાય છે. એ ક્ષોભ થતાં બુદ્ધિમાં

ક્ષોભ થાય છે. બુદ્ધિમાં ક્ષોભ થવાથી બુદ્ધિમાંથી વૃત્તિનો ઉદય થાય છે તથા એ રૂપ અને શબ્દ એ બે વિષયમાટે જ્યાં તે રૂપી દ્રવ્ય અને શબ્દ હોય છે ત્યાં એ વૃત્તિ ઇન્દ્રિયદ્વારા જાય છે અને સ્પર્શ, રસ અને ગંધ એ ત્રણ વિષયમાટે ઇન્દ્રિયદ્વારસુધી જ એ વૃત્તિ થાય છે. જેમ બીબામાં રજતાદિનો રસ રેડવામાં આવે અને તે રસ તે બીબાના આકારનો થઇ રહે છે તેમ વિષયનું સાંનિધ્ય થતાં આ વૃત્તિ વિષયના આકારવાળી થઇ રહે છે. આમ થતાં વિષયાવચ્છિન્નચૈતન્ય તથા વૃત્તિઅવચ્છિન્નચૈતન્ય એક થઈ રહે છે. બુદ્ધિ સ્વચ્છ હોવાથી બુદ્ધિની વૃત્તિ ઉઠે છે ત્યારે એ વૃત્તિમાં આત્માનું પ્રતિબિંબ પડે છે. તેથી એ સમયે વૃત્તિ સારૂપ્ય થઈ રહે છે. તેથી જ્યારે વિષયાકાર પરિણામને વૃત્તિ પામે છે ત્યારે વિષયાવચ્છિન્નચૈતન્ય, વૃત્ત્યવચ્છિન્નચૈતન્ય અને પ્રમાતૃચૈતન્ય એ ત્રણેનું ઐક્ય થાય છે અને એનું નામ જ જ્ઞાન છે. તેથી જ્ઞાન એ જીવાત્માના સ્વભાવરૂપ છે છતાં એ જ્ઞાન, જ્ઞાનરૂપે સામાન્ય પ્રકારનું છે. એ જ્ઞાનમાં ગંધ, રૂપ ઇત્યાદિ કોઇ વિષયવિશેષનો પક્ષપાત હોતો નથી. ગંધજ્ઞાન, શબ્દજ્ઞાન ઇત્યાદિ અમુક વિષયનું જ્ઞાન થવામાટે ઇન્દ્રિયાદિ સાધનોની અપેક્ષા રહે છે. કેમકે ઇન્દ્રિયાદિ સાધનો હોય છે તો જ તેના ક્ષોભદ્વારા વૃત્તિ ઉદ્ભવે છે અને તે દ્વારાએ વૃત્તિનો નિર્ગમ થઇ તે વિષયાકારપરિણામ થઇ શકે છે. તેથી જ્ઞાન થવા માટે ઇન્દ્રિયાદિની અપેક્ષા નથી, પણ અમુક વિષયનું જ્ઞાન એ પ્રકારે વિજ્ઞાન થવામાટે ઇન્દ્રિયાદિ સાધનોની અપેક્ષા રહે છે. શ્રુતિ પણ **गंधाय घ्राणम्** ઇત્યાદિ કહી એમ જ જણાવે છે કે ગંધાદિ વિષયવિશેષના પરિચ્છેદમાટે ઘ્રાણાદિઇન્દ્રિય સાધનની અપેક્ષા છે.

પૂર્વપક્ષીએ વળી જણાવ્યું હતું કે જો જ્ઞાન નિત્ય સિદ્ધ હોય તો સુપ્ત, મૂર્છિત-આદિમાં જ્ઞાનનો અભાવ નહિ થવો જોઇએ. એ આક્ષેપનો પરિહાર શ્રુતિએ પોતે જ કરેલો છે. સુષુપ્તના સંબંધમાં શ્રુતિ જણાવે છે કે **यद्वै तन्न पश्यति पश्यन् वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात्, न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद् विभक्तं यत् पश्येत्** । સુપ્ત પુરુષ જે જાણતો નથી તે જાણતાં છતાં જાણતો નથી. એટલે કે એનું જ્ઞાન લુપ્ત થયું નથી છતાં એ જાણતો નથી. કારણ કે જ્ઞાતાની જે જ્ઞપ્તિ છે તે અવિનાશી સ્વભાવવાળી હોવાથી નાશને કદાપિ પામતી નથી. અને તે સમયે પોતાથી વિભક્ત કોઇ દ્વિતીય પદાર્થ વિદ્યમાન નથી. આ શ્રુતિ સ્પષ્ટપણે કહે છે કે સુષુપ્તિ-આદિમાં જ્ઞાનનો લોપ થતો નથી પણ જે જ્ઞાનરહિતતા દેખાય છે તે વિષયના અભાવને લીધે નથી. અને જ્ઞાનના અભાવને લીધે નથી. જેમ આકાશમાં વ્યાપી રહેલો પ્રકાશ પ્રકાશ્યના અભાવથી સ્પષ્ટ ઉપલબ્ધ થતો નથી, અને કોઈ ગૃહ, હાથ આદિ આગળ ધરવામાં આવે છે તો સ્ફુટ દેખાય છે તેમાં જ્યાં એની અનભિવ્યક્તિ થાય છે ત્યાં તે થવામાં પ્રકાશનો અભાવ હેતુ નથી, પણ પ્રકાશ્યનો અભાવ હેતુ છે, તેમ સુષુપ્ત્યાદિમાં જ્ઞાન તો વિદ્યમાન જ છે, પણ વિષયના અભાવને લીધે વિજ્ઞાન થતું નથી. તેથી જીવાત્માનું ચૈતન્ય-જ્ઞાન- આગંતુક નથી પણ નિત્ય છે વૈશેષિકાદિવડે અપાતા તર્કો જ્ઞાનના અભાવને સાધવામાટે અપાયેલા હોવાથી શ્રુતિથી બાધિત છે તેથી હેત્વાભાસરૂપ છે. માટે જીવાત્મા નિત્યચૈતન્યવાળો છે એ સિદ્ધ થાય છે અને તેથી એનું બ્રહ્મૈક્ય શ્રુતિ કહે છે તેમાં અયુક્તતા નથી.

( અપૂર્ણ. )

# जन्ममृत्यनो जय कर्याविना मनुष्य जे कंइ सिद्ध करे छे ते व्यर्थ छे.

પદ. ( ભૂલે ભલભલા ભૂલે રે, એ લય. )

મૂર્ખ તું વૃથા ફુલેરે,
ચતુરાઇ પડી બધી તુજ ચુલે, (૨)
હાથી લહી, ભલે ગર્દભે ઝુલે, મૂર્ખ તું૦
હીરા, મોતી, રત્ન, સુવર્ણથી, ભલે ભરે ભંડાર,
મેળવનારો પણ તું જવાનો, બીજા ભોગવનાર, મૂર્ખ૦ તું૦
હજાર વર્ષ ટકે એવા રચી, મહાલય મન હરખાય,
પણ કયાં લગી તું રહીશ તેમાં કાચી તારી કાય, મૂર્ખ૦
અતિ શ્રમથી વિદ્યા ભણી પામ્યો, શાસ્ત્રોનો તું પાર,
પણ ઝીલશે શું શાસ્ત્રો તારાં, યમદૂતના અંહાર, મૂર્ખ૦
જે જે તેં કર્યું ને તું કરતો, પણ તે તારૂં દુઃખ,
કેટલું ટાળે તે પ્રતિ તેં કદી, કીધું તારૂં સુખ ? મૂર્ખ૦
મોટું માથે મરણતણું દુઃખ, જીત્યું નથી તે તેહ,
પડૂસ આજ જન્મ્યા તેમાં શું સુખ, કાલ પડે જો દેહ, મૂર્ખ૦
મરણપછી મોટાં સુખની તું ધારે મનમાં આશ,
(પણ) જીવતાં જે યત્ને ન દીધું સુખ, તેમાં શો વિશ્વાસ? મૂર્ખ૦
તુજમાં કંઈ છે એવું જેને અવગણતો તું નિત્ય,
મરણતણો તું ચારો તેથી થાતો માન ખચીત, મૂર્ખ૦
ધાવન બહાર કર્યું પણ તેં ના શોધ્યું ભીતર તુજ,
તુજમાં તારો તારક વસતો, જડે પ્રયત્ને ગુજ; મૂર્ખ૦
મરણ મુંજે, એ તારક મળતાં, ભય સઉ સદ્ય વિલાય,
જીવને શિવનું ઐક્ય થઈ કંઈ, અદભુત અનુભવ થાય, મૂર્ખ૦
અણુ અણુમાં મહા ઉત્સવ પ્રકટે, જય જય દેવો ગાય,
ઉપેન્દ્ર પ્રભુકરુણાભોગી જન, છાના મન મલકાય, મૂર્ખ૦

—શ્રી વિશ્વવંદ્ય.

# વિચારરત્નરાશિ.

એવી બે વસ્તુઓ છે કે જેની આપણ સર્વને અગત્ય છે, અને જે આપણે સર્વ નિરંતર ઇચ્છીએ છીએ, અને આપણને તે મળી શકે એમ છે. તેમાં પ્રથમ એ છે કે આપણા પોતાનામાં અથવા આપણા પરિવેષ્ટન વા આસપાસના સ્થિતિસમુદાયમાં જે કંઇ આપણા સર્વોત્તમ કલ્યાણમાં તથા સર્વોત્તમ સુખમાં વિઘાતક વા હાનિ કરનાર છે તેમાંથી મુક્તત્વ, અને બીજું એ છે કે આપણાં કેવલ સત્ય અને ઉચ્ચતમ ભવ્ય આશયો વા લક્ષ્યસ્થાન હોય તેને સિદ્ધ કરાવનાર જે કંઇ છે તેની અખંડ પ્રાપ્તિ. ટુંકામાં આપણે સર્વ જે કંઈ માગીએ છીએ તે મુક્તત્વ તથા પ્રાપ્તવ્યની સિદ્ધિ એ છે. અથવા વેદાંતશાસ્ત્રના શબ્દોમાં કહીએ તો દુઃખમાત્રની આત્યંતિકી નિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ, એ આપણી ઇચ્છાની તથા અગત્યની વસ્તુઓ છે.

* * * *

મુક્તત્વની પ્રાપ્તિનાં અનેક સાધનો દર્શાવી શકાય, અને એ સર્વ સાધનોને આપણે ઘટિત ન્યાય આપવો જોઇએ. પરંતુ આપણો પ્રધાન લક્ષ તો તેમાંના સર્વોત્તમ સાધનપ્રતિ જ સ્થાપવો ઘટે છે, અને એવું સર્વોત્તમ સાધન તે કેવલ શ્રદ્ધા છે. તમારા જીવનમાં અથવા તમારા પોતાના જગતમાં પ્રકટતી પ્રત્યેક પ્રતિકૂલ સ્થિતિમાંથી મુક્તત્વ મેળવવાને માટે પૂર્ણ અંશથી અને અખંડિતપણે શ્રદ્ધાનું સેવન કરો, અને તે સર્વમાંથી મુક્ત થવાના માર્ગને તમે અવશ્ય પ્રાપ્ત કરશો. અને તે કેવી રીતે અને તેનું કારણ સરળ જ છે.

* * * *

તે જ પ્રમાણે એક અથવા અનેક પ્રકારના પ્રાપ્તવ્યની સિદ્ધિમાટે આચારમાં મૂકવા યોગ્ય અનેક સાધનો દર્શાવી શકાય, અને એ સઘળાં સાધનોનો ઉપયોગ હોય છે, પરંતુ તેમાં પણ શ્રદ્ધા એ એક સર્વોત્તમ સાધન છે. જો આપણે સર્વ જ્ઞાનની, સામર્થ્યની, પ્રૌઢ બુદ્ધિની, દિવ્ય પ્રતિભાની અને પ્રત્યેક પ્રકારની શ્રેષ્ઠ વસ્તુની પ્રાપ્તિના રાજમાર્ગને શોધવા યત્ન કરીશું તો આપણે એક જ સ્થાને આવી મળીશું, અને એ રાજમાર્ગ તે શ્રદ્ધા છે. અને પુનઃ તેનું કારણ પણ બહુ સરળ જ છે.

* * * *

જ્યારે આપણે શ્રદ્ધાનું પૃથક્કરણ કરીએ છીએ, ત્યારે આપણે તેને મનના એક કાર્ય રૂપે જોઇએ છીએ, અને તે ત્રણ ભિન્ન ભિન્ન શાખાઓમાં એકી વખતે ક્રિયા કરે છે. મનનું આ કાર્ય પ્રથમ ગાઢતર (અધિક ઉંડાણવાળા) જીવનમાં પ્રવેશ કરે છે–તેના ઉપર અસર કરે છે, બીજું વિશાલતર જીવનમાં પ્રવેશ કરે છે અને ત્રીજું ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરે છે. તેથી જ્યારે આપણે શ્રદ્ધાનો આવિષ્કાર કરીએ છીએ ત્યારે આપણે મનને ગાઢતર, વિશાલતર તથા ઉચ્ચતરમાં પ્રવેશ કરાવીએ છીએ. અને એ જ પ્રમાણે, આપણા પોતાનામાં ગાઢતર વિશાલતર તથા ઉચ્ચતર એવાં જે કંઇ સામર્થ્યો તથા શક્તિઓ રહેલી છે તેના ઉપર નિત્ય અધિક અને અધિક પ્રમાણમાં આપણે સ્વામિત્વ મેળવતા જઇએ છીએ.

* * * *

જ્યારે તમારા પોતાનામાં શ્રદ્ધાનો ઉદય થાય છે ત્યારે તમારામાં રહેલાં વિશાલતર તથા ઉચ્ચતર પ્રદેશો જે છે તેમાં તમારૂં મન અધિક અને અધિક ક્રિયાવાન્ થ જાય છે, પરિણામ એ આવે છે કે તમે નવીન શક્તિઓને જાગ્રત્ કરો છો, જે કંઇ મ સિક નૂતન સંભવો છે તેના અંતરતમ પ્રદેશોમાં તમે પ્રવેશો છો, અધિક ક્રિયા માનસ સૃષ્ટિમાં તમારી વિજ્ઞાનવૃત્તિને વિકાસ પમાડો છો અને મનમાં તથા આત્મામાં લાં ઉચ્ચ સામર્થ્યો કે જે મનુષ્યને અવશ્ય મહાપુરુષરૂપ બનાવે છે, તેના ભાનપૂર્વક અને અધિક પ્રાપ્તિને સાધો છો. પરંતુ આવા ઉત્કૃષ્ટ ફલને આપનારી શ્રદ્ધા અખંડ જોઇએ, આગ્રહવાળી હોવી જોઇએ, તેમ એટલી બધી ઉંડાણવાળી હોવી જોઇએ કે જે માના ગર્ભભાગપર્યંત પ્રવેશી જાય; અને એવી બળવાન્ હોવી જોઇએ કે જે તમારા અણુ અણુમાં અપૂર્વ જાગ્રતિ તથા વેગને પ્રકટાવે અને પોતાના સમગ્ર સામર્થ્યયુક્ત તમારામાં અજય્યરૂપે સ્થિત રહે.

મેળવેના. * * * *

હજાર વર્ષ ...ડિતપણે શ્રદ્ધામાં નિવાસ કરી રહો કે જેથી તમે વધારે મહાન્ થઇ શકો
પણ ક્યાં લગી ...ગેય મેળવી શકો, અને વધારે સિદ્ધ કરી શકો. અને પછી તમે, કેટલું
અતિ શ્રમથી વિદ્યા ભણશકશો કે વિચાર કરી શકશો કે ક્રિયા કરી શકશો નહિ. પછી તમારા
પણ ઝીલશે શું શાસ્ત્રો તારશેને જ માત્ર કામે લગાડી શકશો કે વાપરી શકશો નહિ,
જે જે તેં કર્યું ને તું કરતો, વિશાલતર અને ઉચ્ચતર છે તેને પણ જાગ્રત્ કરી શકો-પ્રમા
કેટલું ટાળે તે પ્રતિ તેં કદી, ક્હોડું તમારા મન તથા આત્મામાંથી અધિકતર બલવાન્
મોડું માથે મરણતણું દુઃખ, જીત્યું નૂતર જીવનને રચી શકો.
પકૂસ આજ જમ્યા તેમાં શું સુખ, કાલ * *
મરણપછી મોટાં સુખની તું ધારે મનમાં અત્યંત ઉંડાણના ભાગને ભેદીને વિશાલ
(પણ) જીવતાં જે યત્ને ન દીધું સુખ, તેમાં શો (દ ચઢે છે. શ્રદ્ધાની દૃષ્ટિમાં હમેશાં મરણ
તુજમાં કંઈ છે એવું જેને અવગણતો તું નિત્ય, રોય છે, અને હમેશાં જે કંઇ શ્રીતિ
મરણતણો તું ચારો તેથી થાતો માન ખચીત, તુઓ જેમ દિવ્ય સંનિધિ જ મ
ધાવન બહાર કર્યું પણ તેં ના શોધ્યું ભીતર તુજ, વસ્તુતઃ શ્રદ્ધાનું વિશ્વમાં જે
તુજમાં તારો તારક વસતો, જડે પ્રયત્ને જુજ; અરોધ્ય આકર્ષક હોય છે.
મરણ ધ્રુજે, એ તારક મળતાં, ભય સહુ સદ્ય વિલાય, *
જીવને શિવનું ઐક્ય થઈ કંઈ, અદભુત અનુભવ થાય,
અણુ અણુમાં ગહા ઉત્સવ પ્રકટે, જય જય દેવો ગાય,
ઉપેન્દ્ર પ્રભુકરુણાભોગી જન, છાના મન મલકાય,

—શ્રી વિશ્વવંદ્ય.

---

જ્યારે તમને કોઇ પણ વિપત્તિ કે પ્રતિકૂળતાનું ભાન થાય કે તત્કાલ શ્રદ્ધાની પ્રદેશમાં અત્યંત ઉંડાણથી અને સબલપણે પ્રવેશ કરજો, કે જેથી કરીને તમે સંપૂર્ણ મુક્તત્વ પ્રતિ સાક્ષાત્ રીતે પ્રવેશી શકો. તમારામાં તે સમયે બે બાબતો થશે. તમારૂં મન જે મુક્તત્વનું લક્ષ્ય છે તેના ઉપર પોતાના સમગ્ર ધ્યાનને એકાગ્ર કરશે અર્થાત્ મુક્તત્વરૂપ જે લક્ષ્યબિંદુ છે તેના પ્રતિ તમારૂં મન એકાગ્રતાવાળું થશે, અને તેથી શ્રદ્ધાની શક્તિને જાગ્રત્-દૃઢ કરવાથી જે કંઇ શક્તિઓ અને તત્વો તમારા કબજામાં છે, તે બધા એ મુક્તત્વની પ્રાપ્તિને માટે જ યત્ન કરશે. બીજું, શ્રદ્ધાની એ તીવ્ર શક્તિ તમારામાં જે કંઇ સામર્થ્ય, આગળ વધવાનું બળ અને બુદ્ધિ છે તેને ઉત્તેજિત કરશે કે જેથી કરીને તમારી પોતાની વિપત્તિ કે પ્રતિકૂળતામાંથી નીકળી જવાને તમને જોઇતું બળ મળશે.

* * * *

જો તમે જોઇતા પ્રમાણમાં બળવાન્ હો છો, અને કેવી રીતે આગળ વધવું એ તમે સ્પષ્ટ રીતે જોઇ જાણી શકો છો તો તમે કોઇ પણ વિપત્તિને પ્રાપ્ત થવા છતાં પણ તેમાં યોગ્ય ક્રિયા કરીને તમે સંપૂર્ણ અંશે વિજયી થઇ શકો છો અને શ્રદ્ધા તમને જોઇતા પ્રમાણમાં બલવાન્ કરી શકે એમ છે. શ્રદ્ધા જ્યારે યથાર્થ શ્રદ્ધા હોય છે ત્યારે તે તમારામાં રહેલી સઘળી સબળ અને અંકિત વા નિશ્ચિત શક્તિઓને જાગ્રત્ કરીને વેગ આપે છે. વળી શ્રદ્ધા તમારૂં મન કે જે દુર્બળસરખું થઇ પડ્યું રહ્યું હોય છે તેને જાગ્રત્ કરે છે—વેગ આપે છે, અને વધારે તેજસ્વી કરે છે. જેથી કરીને તમારે કેવી રીતે આગળ વધવું એ જ માત્ર વધારે સ્પષ્ટપણે તમે જોઇ જાણી શકવા સમર્થ થાઓ છો. એટલું જ નહિ, પરંતુ સર્વોત્તમ તથા સારી રીતે સફલ થાય એવી યોજનાઓને પણ તમે ઘડી શકોછો.

* * * *

તે દીર્ઘકાળપર્યંત પછી વિપત્તિ કે પ્રતિકૂલતામાં રહેતો નથી. તે પોતાના મુક્તતને સત્વર સાધી લે છે, અને મહત્તર તથા શુભતર વસ્તુઓના રમણીય પ્રદેશમાં તે પોતાના માર્ગને શોધી કહાડે છે. તેને ગમે તેવા સ્થાનમાં ભ્રમવાની કશી જ જરૂર રહેતી નથી.

*   *   *   *

જો આપણે મનને વિશેષ બલપ્રદ કરવું હોય, અને સમગ્ર મનને અધિક બલવાન્, વિસ્તૃત અને વિશેષ તેજસ્વી કરવું હોય તો શ્રદ્ધા એ તેનું એક ગુપ્ત રહસ્ય છે. શ્રદ્ધા બંધનોને તોડી નાંખે છે, અને નવીન તથા આશ્ચર્યકારક સૃષ્ટિના માર્ગને ખુલ્લો કરી મૂકે છે. શ્રદ્ધા અત્યંત ઉંડાણુપર્યંત પ્રવેશે છે અને અખૂટ તથા અમર્યાદ એવી જે અંતરમાં રહેલી સુવર્ણની ખાણુ છે તેનું તે પ્રકાશન કરે છે–તેને તે જણુાવી આપે છે. શ્રદ્ધા પ્રકાશની પાંખો ઉપર પ્રવાસ કરે છે અને આત્માના રત્નપ્રદેશને ખોળી કહાડે છે.

*   *   *   *

તમારી બુદ્ધિશક્તિમાં શ્રદ્ધાને ઉપજાવો અને એ શક્તિનાં અધિક બલવાન્ સામર્થ્યો અને શક્યતા (Possibilities) અધિક પ્રમાણુમાં જાગ્રત્ થશે. અને એ પ્રમાણે તમે કોઇ પણ અથવા પ્રત્યેક દિશામાં અધિકતર ઉચ્ચ એવા પ્રાભવ્યના માર્ગને મેળવી શકો છો. અને કોઇ પણ બુદ્ધિશક્તિના સામર્થ્યનો અવધિ ન હોવાથી, તમે બલવાન્, ગાઢ તથા અખંડ શ્રદ્ધાવડે કોઈ પણ સિદ્ધિનો ગમે તેટલા કાલપર્યંત અનુભવ કરી શકો એમ છે. ગમે તેટલા ઉંચે આપણે જઇએ, તોપણુ એથી પણુ વધારે ઉંચે આપણે જઇ શકીએ એમ છે, અને તેમાં શ્રદ્ધા વિશેષ ઉચ્ચ બુદ્ધિ તથા જોઇતા સામર્થ્યને આપે છે.

*   *   *   *

મનના પ્રત્યેક કાર્યને અધિક ઉંડાણુવાળું અર્થાત્ ગંભીર સામર્થ્યયુક્ત કરવું એ શ્રદ્ધાનો સ્વભાવ છે. આપણુને જે કંઇ ગુણુ તથા શક્તિ પ્રાપ્ત છે તે પ્રત્યેકનો વિકાસ કરવો. આપણી સમગ્ર પ્રકૃતિ વા સ્વભાવને મૂલ્યવાન્ સંપત્તિયુક્ત કરવો તથા મનુષ્યત્વમાં, મનમાં અને આત્મામાં જે કંઇ ઉત્તમ હોય તે સઘળાને ઉન્નત કરવું, કે જેથી કરીને આપણે તે ઉચ્ચતર તથા સૂક્ષ્મતરનું ગ્રહણુ કરી શકીએ, કે જે આપણા અસ્તિત્વને ઉત્તમ, ઉદાત્ત, ભવ્ય તથા પ્રતાપમય કરી દે છે, એવું કરવાનો આ શ્રદ્ધાનો સ્વભાવ છે.

*   *   *   *

તમારૂં ગમે તેવું પદ હોય અથવા ગમે તેવી સ્થિતિ હોય પણુ શ્રદ્ધામાં નિરંતર રહ્યા કરજો, કે જેથી કરીને તમારી ઇચ્છાઓથી સિદ્ધિને પામો તથા તમારા લક્ષ્યબિંદુને પણુ પ્રાપ્ત થઇ શકો. અને તે શ્રદ્ધાને પ્રચંડ બલયુક્ત કરજો. તમારા દૃષ્ટિબિંદુમાં ગમે તેવું આશ્ચર્યજનક લક્ષ્ય હશે તોપણુ શ્રદ્ધા તમને ત્યાં પહોંચાડશે. તેથી શ્રદ્ધા—અડગ, અખંડિત તથા અબદ્ધ શ્રદ્ધાને પ્રકટાવો, અને [illegible] સર્વઉપરાંત શ્રદ્ધામાં શ્રદ્ધાને ધારણુ કરો. અર્થાત્ [illegible] પ્રકારના [illegible] ે જ એવી દૃઢ શ્રદ્ધાને કાયમ રાખો.

# नैसर्गिक जीवन.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૧૧ થી )

**સ્થિતિ અથવા અવસ્થા**—જે સ્થિતિમાં શરીરને હમેશાં રહેવાની ટેવ પડી ગઇ છે, તે સ્થિતિ પણ એક મહત્વની બાબત છે. શરીર કંઇ કામ ન કરતું હોય અર્થાત્ પડ્યા રહેવાની જે સ્થિતિ-તેટલો જ અર્થ માત્ર ઉપર કહી તે સ્થિતિમાં લેવાનો નથી. પણ જ્યારે શરીર કાર્ય કરવામાં હોય તે વખતની તેની સ્થિતીસંબંધી જાણવું તથા વિચારવું એ પણ ઘણું અગત્યનું છે. શરીર વિશ્રાંતિમાં પડવું હોય કે કંઇ કામમાં ન હોય તેવી સ્થિતિમાં શરીરની બંધનવિનાની.સરળ અને સીધી સ્થિતિ જળવાઇ રહેવી જોઇએ એ તો એક જાણીતી વાત છે. પરંતુ ક્રિયાના સમયમાં પણ શરીરની યોગ્ય પ્રકારની સ્થિતિ હોવી એ ઘણું અગત્યનું છે, એ વાતો જેટલા પ્રમાણથી ચર્ચાવી જોઇએ તેવી રીતે હજી સુધી ચર્ચાઇ નથી.

મનુષ્યનો મોટો ભાગ ચાલતીવખતે પોતાની ગતિમાં બહુ જ ઢીલો અને અસાવધ હોય છે. તે વખતની શરીરની સ્થિતિ બહુ દબાઇ ગયેલા જેવી હોય છે, અર્થાત્ છાતી અંદરના ભાગમાં પેસી ગઇ હોય છે, અને હાથ તથા બીજાં ગાત્રોની હલનચલનરૂપ ગતિ અતિશય શિથિલ અર્થાત્ લબડતી અને દમવગરની હોય તેવી થાય છે, અને એક સરખી કે એક તાલબદ્ધ જેને કહીએ તેવી થતી નથી. અને તેથી પરિણામમાં શારીરિક દુર્બલતા, નૈતિક બેદરકારી અને માનસ નિરંકુશતા અથવા બેકાળજી થોડા અથવા ઘણા પ્રમાણમાં અવશ્ય પ્રકટે છે.

શરીર ક્રિયામાં હોય તે વખતની તેની સ્થિતિ અને તેમાં પણ મુખ્યત્વે કરીને ચાલતી વખતે—સીધી અને પ્રતાપમય હોવી જોઇએ. છાતીનો સીનો આગળ આવેલો હોવો જોઇએ, ખભાનો ભાગ પાછળ પડતો રહેવો જોઇએ, હાથનું હલનચલન સરળ અને નિયમિત હોવું જોઇએ, પગલાં હલકાં અને દઢ-અડગ-હોવાં જોઇએ, તથા સામાન્ય રીતે આખા શરીરનું હલનચલન શાંતિ, બલ, દઢતા, પ્રતાપ તથા ભવ્યતાનું દર્શન કરાવનાર થવું જોઇએ. ટુંકામાં, ચાલો ત્યારે તમારા પોતાનામાં જે કંઇ સર્વોત્તમ છે તેનો આવિષ્કાર કરજો—થવા દેજો. તે કાળે તમારામાં જે સર્વોત્તમ ગુણો હોય તેનું સ્મરણચિંતન કરજો, અને પ્રત્યેક પગલે તેનો સર્વોત્તમ આવિષ્કાર કરવાનો પ્રયત્ન કરજો. તમે જાણે માંદીવા, દુબળા, કંટાળી ગયેલા કે થાકી ગયેલા, તમારા પોતાનાથી જાણે શરમાઈ જતા હો કે તમને પોતાને એક તુચ્છમાં તુચ્છ માનતા હો એવી રીતે ચાલશો નહિ. એમ માયકાંગલાની પેઠે ચાલવું એ કાંઇ નિરભિમાનતા કે સાધુતાનું લક્ષણ નથી. ઉપરપ્રમાણે વિધિપુરઃસર ચાલવું એ કંઇ ગર્વિષ્ઠપણાને સૂચવતું નથી. ગર્વિષ્ઠપણાની ચાલનું હલનચલન જૂદી જ જાતનું હોય છે અને તે તમે સહજમાં પારખી શકો એમ છે. મનની દુર્બળતાવાળી સ્થિતિને ત્યજી દો, ચાલવાની

ક્રિયાને તમારા મન તથા શરીરની સર્વોત્તમ સ્થિતિને સૂચવનાર એક સુંદર કલારૂપે કરો.

"તમારા શરીરના બીજી જાતના અથવા બીજા પ્રસંગમાં થતા હલનચલનમાં પણ જેમ બને તેમ આ વિચારને જાગ્રત રાખો. આ જ પ્રકારથી તમારે કામે જવું હોય ત્યારે જાઓ અને દરેક પ્રસંગમાં તમારા વ્યક્તિપણાને–તમારા પોતાપણાને, શરીરના પ્રત્યેક હલનચલનમાં સર્વોત્તમ દેખાડવાનો અને સર્વોત્તમ રાખવાનો પ્રયત્ન કરો. એ યાદ રાખજો કે જ્યાં સુધી તમારા પોતાનામાં તમે સર્વોત્તમપણું નથી પ્રકટાવતા ત્યાં સુધી તમારા શરીર વ્યાપારમાં જેને યથાર્થ સર્વોત્તમતા કહીએ છીએ તે આવતી નથી અને એના દૃષ્ટાંત જગતમાં ઘણા જણાઇ આવે એમ છે.

પછી આવા સઘળા શારીરિક હલનચલનસાથે બળવાન્ અનિર્વેદમય–સુખજનક તથા સર્વશિરોમણિપણાવાળી એવી માનસિક સ્થિતિને રાખતા જાઓ. આનો પરિણામ એ આવશે કે એકરાગવાળો, ભવ્ય, આરોગ્યવાળો, સત્વમય અને બલવાળો એવા પ્રકારનો તમારા શરીર તથા મનનો આવિષ્કાર સ્થાયીપણે થતો જશે. તમારા શરીર તથા મનમાં ઉપર કહ્યા તેવા ગુણોની કક્ષા નિત્ય વૃદ્ધિને પામતી જશે. તમે પોતે બળમાં, સર્વ અંગે તથા રીતભાતે સરખાપણામાં અને ક્રિયામાં વૃદ્ધિને પામતા જશો, અને આવા તમે પોતે મંદવાડસામે સારી રીતે ટક્કર ઝીલી શકશો એટલું જ નહિ પણ શરીરમાં કોઇ પણ કાળે કંઇ પણ વિક્રિયા પ્રકટે કે તરત જ તેનો જય કરવાને માટે તમારામાં પૂરતા પ્રમાણવાળું બળ રીલીકમાં રહેશે.

કાર્ય—આપણામાંના ઘણા ખરા આપણને પ્રાપ્ત સમયમાંથી ઓછામાં ઓછો એક તૃતીયાંશ સમય કામમાં ગાળનાર હોય છે. તેથી આપણી કામ કરવાની શક્તિનો આધાર આપણી શરીર તથા મન ઉભયની આરોગ્યપ્રદ સ્થિતિઉપર વિશેષે કરીને રહેલો છે. ઘણાખરા મનુષ્યોમાં આ સ્થિતિ આરોગ્યને પ્રકટાવનારી થઇ પડતી નથી, કેમકે તે પોતાના કામને શરીરને રચનાર એક નિત્યની કસરતરૂપે નથી જાણતા પણ ઉલટા પોતાના કામને બળનો ક્ષય કરનાર અને થાક લાવનારતરીકે જ જાણે છે. વળી તેઓની શારીરિક તથા માનસિક સ્થિતિ જ્યારે કામ કરતા હોય છે ત્યારે શરીર તથા મનને નિરામયતાનું ભાન કરાવવાને બદલે વિરોધી પ્રકારથી જ વર્તતી હોય છે, અને તેનું કારણ એ છે કે તેઓ અખંડ શાંતિમાં રહેવાનું જારી રાખતા નથી અને તેમના શરીરનાં સ્થૂલ સૂક્ષ્મ સઘળાં બળને પ્રત્યેક પ્રસંગમાં અનુકૂળપણે તથા હિતબુદ્ધિપૂર્વક કામ કરવાને કેળવેલાં હોતાં નથી.

કામમાં લગાડેલા સઘળા યત્નો આરોગ્યને નીપજાવનાર થઇ પડે, અથવા કંઇ નહિ તો આરોગ્યનો નાશ કરવામાં તો તે ન જ વળે, એવા પ્રકારે કામ કરવામાં મુખ્ય વાર્તા એ છે કે સઘળાં કામ એક કસરતરૂપ છે એ પ્રકારનો વિચાર મન કાયમ રાખે એવી રીતે તેને કેળવવું. અને આ બાબતમાં મનને એ પ્રકારે કેળવવામાં જે કંઇ જરૂરનું છે તે એ છે કે તમારાં સઘળાં કામને એક કસરતરૂપે ગણવાને તમારે આગ્રહપૂર્વક મનને કહ્યા કરવું–મનઉપર એ પ્રકારની છાપ પાડ્યા કરવી. અને ખરૂં જોતાં અથવા કુદરતી રીતે કામમાત્ર એક કસરતરૂપ જ છે, તેમ કામ એ તેના પોતાના સ્વભાવથી પણ કસરતરૂપ જ છે. તમારો પોતાનો સ્વભાવ પણ પછી આ વિચારનું અવલંબન કરતો થશે, અને તમારૂં શરીર પણ

પોતાની સ્થિતિ અથવા સ્વભાવને એ પ્રકારે બદલતું જશે. અને એ ત્યાં સુધી બદલાતું જશે કે પછી કાર્ય કરવામાં જે કંઇ ક્રિયા કરવી પડે છે તે શરીરને સુધારનારી જ ક્રિયારૂપ થઇ રહેશે. અને એ જ પ્રકારે શરીરને અનુભવ પણ થતો જશે અને આજે જે કામથી કંટાળે છે તે પછી તેને જ પુષ્કળ કામ કર્યાવિના ચેન નહિ પડે.

બીજી અગત્યની બાબત એ છે કે શાંતિ અથવા નિશ્ચિંતતાપૂર્વક કામ કરવું, અને શરીર તથા મનને અખંડ એકરાગવાળી સ્થિતિમાં રાખ્યા કરવું. એક શાંત રહે અને બીજું વિકળ થાય કે બંને વિકળતાને પામે એ તેની એકરાગવાળી સ્થિતિ નથી, પણ ઉભય શાંતિમાં રહે એ જ તે ઉભયની એકરાગવાળી સ્થિતિ છે. આ અત્યંત અગત્યનું છે, કેમકે ઉભયના વિરોધજેવું આરોગ્યને હાનિ કરનાર બીજું એક પણ કારણ નથી અને એવું એ ઉભયનું અખંડ એકરાગપણું, એના જેવું આરોગ્યને આપનાર પણ બીજું કોઇ નથી. મુખ્યત્વે કરીને આ, એકરાગવાળાં હળીમળીને કરાતા કાર્યોને માટે એક સત્યરૂપ વસ્તુ છે અને શરીરને વધારેમાં વધારે પ્રમાણવાળી અસર કરનાર મનની આ પ્રકારની સ્થિતિઓ જ છે. કેમકે તેવી સ્થિતિઓમાં જે કામ થાય છે તે કામ જ શરીરને ઉત્તમ લાભ કરે છે આ જ કારણને લીધે કાર્યમા વપરાતા શરીર તથા મનના સઘળા વ્યાપારોને આવા એકરાગપણામાં કેળવવા એ અખંડ આરોગ્યપ્રાપ્તિનું એક મહાન્ રહસ્ય છે.

ત્રીજી અગત્યની બાબત એ છે કે પ્રત્યેક પ્રસંગમાં શરીર તથા મનનાં સઘળાં સામર્થ્યોને રચનાત્મક રીતે કામ કરવાને કેળવવાં જોઇએ એટલે તે સામર્થ્યો શરીર, મન તેમ જ વિવિધ શક્તિઓનો ક્ષય કરે એવી જાતનુ કામ કરવામાં તેમને કેળવતાં સર્વને રચે—સર્વને જે જોઇએ તે આપનાર થઇ પડે—એવા પ્રકારનુ કામ કરતાં કેળવવાં જોઇએ. રચનાત્મક રીતિનો અર્થ એ જ છે કે જે કાળે જે જાતનું કાર્ય થતું હોય તેમાં તેને અનુકુળ—તે કાર્યને પોષક—એવી સર્વ પ્રકારની ક્રિયા કરવી. ધારો કે એક સૂક્ષ્મ પ્રકારના તથા નાજુક યંત્રના કામમાં કોઇ મનુષ્ય યોજાયો છે અને તેને ક્રોધ પ્રકટે છે. એ દેખીતું જ છે કે જે બળ વા સામર્થ્યો ક્રોધ પ્રકટાવવામાં વપરાયા છે તે કઇ તેના કામમાં ઉપયોગી થઇ પડે એવી રીતે વપરાયાં નથી, પણ ઉલટી તેના કામમાં આડે આવનાર વિઘ્નરૂપે તે થઇ પડ્યાં છે, તો તે બળ વા સામર્થ્યો રચનાત્મક રીતે કાર્ય કરતાં નથી. અથવા ધારો કે એક ઉશ્કેરાયલો મનુષ્ય લેખ લખવા બેઠો છે. હવે તેના શરીરમાનુ જે બળ તેની ઉશ્કેરણીમાં વપરાય છે અથવા તે ઉશ્કેરાણીમાં જે કંઇ ધમપછાડા કરીને પોતાના બળનો ક્ષય કરે છે તે બળ તેને જલદી લખવામાં કે સ્વચ્છ વા સ્પષ્ટ કે સરળપણે લખવામાં તેના હાથને કઇ મદદ કરતું નથી. તેમ જ તેના મનને તે બળપૂર્વક કે સ્પષ્ટપણે વિચાર કરવામાં ઉપયોગી થઇ પડતું નથી, તો તે બળ રચનાત્મકરીતે વપરાયું .ગણાતુ નથી ઉલટુ તે ઉંધી રીતે વપરાતું બળ તેના કામમા એવું તો આડે આવે છે કે તે મનુષ્યમાં લખવાનું જે કાંઇ બળ હોય છે તેના પ્રમાણમા અને તેની જે.ઉત્તમ જાતિ વા પ્રકાર હોય છે તેમાં અર્ધો અર્ધ ક્ષયને પ્રકટાવે છે. અને તેથી તેનાં બળ તે રચનાત્મક નથી. તે કરેલા કામનો અને શરીરના આરોગ્યનો એમ ઉભયનો નાશ કરનાર હોય છે આવા ઘણાં દૃષ્ટાંતો આપી શકાય એમ છે, પરંતુ રચનાત્મકરીતના અર્થને હવે વિશેષ સ્પષ્ટ કરવાની અગત્ય નથી

મનુષ્યશરીરનાં સઘળાં બળોને આમ રચનાત્મક રીતે કેળવવામાટે આત્મનિગ્રહને અધિક પ્રમાણમાં મેળવવાની જરૂર રહે છે. અને તેની સાથે પ્રત્યેક વિચાર અથવા શારીરિક કાર્યમાં આવી રચનાત્મક ક્રિયાને ઉપજાવવાને માટે આંતર મનને પણ કેળવવાની જરૂર છે. આ કરવાના વિધિને પૂર્વે જણાવવામાં આવ્યો છે. તેથી તેની પુનરુક્તિ અત્ર નિરુપયોગી છે, પરંતુ એટલું તો પુનઃ કહેવું આવશ્યક છે કે આખા જીવનપર્યંત, જો આરોગ્યને જાળવી રાખવું હોય તો આપણે શરીર તથા મનનાં સઘળાં સામર્થ્યોને કેળવવાં જોઇએ.

**આનંદજનક વિશ્રાંતિ**—નૈસર્ગિક જીવનમાં આનંદજનક વિશ્રાંતિ બહુ અગત્યની છે. કેમકે કુદરતના નિયમો થોડે થોડે સમયે વિચાર તથા ક્રિયાની વિવિધતાની ખાસ અપેક્ષા રાખે છે. તેથી દિવસમાં અમુક સમય તો આનંદને માટે કહાડવો જ. જો કે તે વખતે સેવાતા સઘળા આનંદો હિતકર તથા મનની શુદ્ધિને જણાવનાર, શરીરને સુખનું ભાન કરાવનાર તથા વિચારના ઐક્યને જાળવનાર હોવા જોઇએ. હમેશાં આનંદજનક વિશ્રાંતિ લેવામાં એવું કંઈ કામ પસંદ કરજો કે જે તમારા નિત્યના કામથી કેવળ નિરાળું હોય અને તમારા નિત્યના કાર્યમાં શરીર તથા મનનાં જે કોઇ અવયવો ઉપયોગમાં આવતા હોય તેના કરતાં કોઈ જુદા જ અવયવો અથવા વિભાગો આ આનંદજનક વિશ્રાંતિમાં વપરાય. આથી તમે પુનઃ સત્વર તાજા થઇ જશો, અને તેને લીધે શરીરને અખંડ જીવનબળથી ભર્યું પૂર્યું રાખવાના યોગ્ય સાધનને તમે નિત્ય પૂરાં પાડી શકશો. અને એ તો જાણીતું છે કે જ્યાં સુધી શરીરમાં જીવનબળ પૂરતા પ્રમાણમાં પ્રકટ્યા કરે છે ત્યાં સુધી શરીર અથવા મનમાં વ્યાધિ કે આધિનો પગ ટકી શકતો નથી, અને તેથી આરોગ્યને નિરંતર જાળવી રાખવામાટે જીવનબળ જેવી બીજી કોઇ પણ અમૂલ્ય વસ્તુ નથી. સ્વલ્પમાં, જો તમે સમગ્ર શરીરને જીવનબળથી અખંડ ભરેલું રાખો છો તો તમે અખંડ નિરામય રહી શકો છો. અને આ બાબતમાં અત્યંત મહત્વનું તથા અગત્યનું કર્તવ્ય એ છે કે નિત્ય યોગ્ય પ્રકારની આનંદજનક વિશ્રાંતિ ( Recreation ) લેવી, કે જેથી કામ કરવાને લીધે જ્યારે જ્યારે શરીરના કોઇપણ ભાગને પુષ્ટિની અગત્ય પડે ત્યારે ત્યારે કુદરતને તે પુષ્ટિ પૂરી પાડવી બહુ સુગમ થઇ પડે.

( અપૂર્ણ. )

# मानस रसायन

अथवा

# यौवनने प्राप्त करवानो अने स्थिर राखवानो मानस उपाय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ૨૯૬ થી )

જ્યારે આપણું બળ રચનાત્મક હોય છે ત્યારે મનુષ્યશરીર કે જેમાં તે પ્રકટ્યું છે તે શરીરઉપર તથા જે મનુષ્યવડે તે બલનો ઉપયોગ છે તે મનુષ્યઉપર એ બળની અવશ્ય કરીને રચનાત્મક અસર થાય છે. એટલે જે મનુષ્ય તે બળના ઉપયોગપૂર્વક કાર્ય કરે છે તે મનુષ્ય તે બળના રચનાત્મક સ્વભાવથી નિરંતર વિકાસને પામ્યા કરે છે. અને કાર્યના ઉપયોગમાં વપરાતું સઘળું બળ ત્યારે જ રચનાત્મક સ્વભાવવાળું થાય છે કે જ્યારે કાર્ય કરનાર પોતાના કાર્યઉપર પૂર્ણ પ્રેમ દર્શાવે છે, અને મનની રચનાત્મક સ્થિતિમાં રહ્યા કરે છે.

જે મનુષ્ય પોતાના કાર્યપર પ્રેમ રાખે છે તે પોતાના કામને વધારે સારું પણ કરી શકે છે. અને તેનું કારણ એ છે કે પ્રેમ સઘળા બળને વધારે ઉચ્ચ પ્રકારનું રચનાત્મક સામર્થ્ય આપે છે. જે કંઇઆપણે કરીએ છીએ તેના ઉપર જ્યારે આપણે પ્રેમ પ્રકટાવીએ છીએ ત્યારે આપણામાં જે કંઇ સર્વોત્તમ છે તેમાં આપણે આવીએ છીએ, અને સ્વાભાવિક રીતેજ આપણાથી બનતી સર્વોત્તમ રીતે કામ કરીએ છીએ, આપણે જીવનનાં સૂક્ષ્મતમ તત્ત્વોને બહાર લાવીએ છીએ, સૂક્ષ્મતમ ઉત્પાદક સામર્થ્યોને તથા વિચારના સૂક્ષ્મતમ બલને આપણે બહાર પ્રકટાવીએ છીએ. એના પરિણામે જે કંઇ કામ થયું હોય છે તે આપણા વર્તમાન સમયના વિકાસના પ્રમાણમાં જે કંઇ થઇ શકે તેના પ્રમાણમાં સર્વોત્તમ હોય છે.

તેથી જે કાર્ય પ્રાપ્ત હોય તેના ઉપર પૂર્ણ પ્રેમ રાખવો એ આપણી પોતાની પ્રગતિના એક સાધનરૂપ છે, અને પ્રાપ્તકાર્યપ્રતિનો પ્રેમ યૌવનને પણ સ્થિર રાખતો હોવાથી, આપણે એક જ સાધનથી યૌવન અને પ્રગતિ એ ઉભયને સાથે સાથે સિદ્ધ કરતા જઇએ છીએ. ખરેખર, આ યુગ્મ બહુ સુખજનક છે.

મહાન પ્રાપ્તિ અને મહાન્ સિદ્ધિઓનો માર્ગ તેમને જ માટે ખુલ્લો છે કે જેઓએ પોતાના કાર્યઉપર પૂર્ણ અનુરાગ દર્શાવ્યો છે, તેને ધિક્કાર્યું નથી કે તેના ઉપર કદાપો કે અણગમોસરખો કર્યો નથી. અને જેઓએ આ કળા સિદ્ધ કરી છે તેમના ભવિષ્યમાં સુખ સંપત્તિનો મોટો સમુદાય ભર્યોપૂર્યો હોય છે. ખરૂં જોતાં, જ્યારે જ્યારે મનુષ્ય પોતાના કાર્યઉપર પ્રેમ પ્રકટાવતાં—કાર્યને ચહાતાં—શીખે છે, ત્યારે અખંડ પ્રગતિ અને સ્થાયી વૃદ્ધિના રહસ્યને તે જાણે છે, અને વળી વિશેષમાં અખંડ યૌવનને પણ તે પામે છે. અખંડ યૌવન પણ તેનામાં ઉતરી આવે છે.

પ્રાપ્ત કામમાં પ્રીતિ, એ કામમાં જે જડપણે અથવા યંત્રની પેઠે ક્રિયા કરનાર તત્ત્વો છે તેનો પૂર્ણ રીતે નાશ કરી દે છે, એ વાત મનુષ્યજીવનની અનેક બાબતોમાં એક અત્યંત અગત્યની બાબત છે. કેમકે જ્યાં સુધી કોઇ પણ કામ નિર્જીવવત્ અથવા યંત્રવત્ થાય છે, ત્યાં સુધી તેમાં કશો કસ આવતો નથી, તે હલકા પ્રકારનું જ થાય છે. યંત્રવત્ કરાતું કાર્ય પુટમાંથી જીવનબળનો નાશ કરે છે અને તેમ કરીને તે પુટને કરમાવી નાંખે છે, શુષ્ક કરી નાંખે છે, કઠણ કરી નાખે છે, જડ કરી નાખે છે, અને તેને વૃદ્ધ બનાવી

ર છે. અને તેથી જ્યાં સુધી યંત્રવત્ નિરસપણે કાર્ય થાય છે ત્યાં સુધી યૌવન કે પ્રગતિ સિદ્ધ થવાં સંભવિત નથી. અને પ્રત્યેક કાર્ય ગમે તો શારીરિક હો કે માનસિક હો, પણ જેના ઉપર આપણો પ્રેમ નથી, તે કાર્ય યંત્રજેવું અથવા નિર્જીવ જ છે.

શરીરના પ્રત્યેક ભાગની ગતિ યંત્રરૂપ અથવા નિર્જીવ થઈ રહે છે, જો તે કાર્ય પૂર્ણ પ્રેમપૂર્વક નથી કરવામાં આવ્યું હોતું તો. અને પછી તે કાર્યને ગમે તેવું ગતિમાન્ કહો, તેમ છતાં તે નિર્જીવવત્ જ છે. શરીરમાં થતા પ્રત્યેક કાર્યમાંથી આ નિર્જીવપણાને પૂર્ણ રીતે નિવૃત્ત કરવાને માટે, આપણે જે કંઇ કરીએ તેમાં પ્રેમ ઉપજાવતાં શીખવું જોઇએ, અથવા હૃદયથી અને અંતઃકરણપૂર્વક જે કાર્ય આપણે પૂર્ણ રીતે ચહાતા હોઇએ તે જ કરવાનો નિશ્ચય કરવો જોઈએ.

આપણા કામઉપર આપણને પ્રીતિ પ્રકટે તે માટે એ કરવું જોઇએ કે જે કાર્ય આપણા સ્વભાવાદિને અનુરૂપ જણાય તથા હિતકારક હોય તે કરવાનું પસંદ કરવું. કદાપિ તેવું કાર્ય આપણને વર્તમાન સ્થિતિમાં પ્રાપ્ત ન હોય તો આપણે યાદ રાખવું જોઇએ કે આપણને જે કંઇ કાર્ય કરવાનું પ્રાપ્ત થાય તેના ઉપર પ્રેમ કરવાનું આપણે શીખી શકીએ એમ છે. અને તેથી કોઇ પણ કાર્ય કરવાનું પ્રાપ્ત થતાં, તેનો આરંભ કરતાંપૂર્વે તમારા અંતઃકરણના તથા આત્માના બળપૂર્વક એ ભાવના કરો કે 'આ કામ કરવાનું હું ચાહીશ.'

'હું મારા કામઉપર પ્રેમ રાખું છું' એવી અખંડ ભાવના ધીમે ધીમે તે કાર્યઉપર પ્રબળ પ્રેમને પ્રકટાવશે, પરંતુ એ ભાવના અંતરના ઉંડાણથી થવી જોઇએ. આંતર મનવડે જ્યાં સુધી કોઈ પણ ભાવના ગ્રહણ કરાઇ નથી, અર્થાત્ તેના સંસ્કાર આંતર મનઉપર પડ્યા નથી ત્યાં સુધી તેવી કોઈ પણ ભાવનાની, શરીર વગેરેઉપર કદી પણ અસર થતી નથી. અને એ સિદ્ધાંત વિચાર વા ચિંતનનાં સઘળાં કાર્યો માટે સત્ય છે.

તમારા કોઇ પ્રીતિપાત્રનું જેમ ચિંતન કરો તેમ તમારા કામનો પ્રેમપૂર્વક વિચાર કરવો એ અગત્યનું છે. અને તે પ્રેમ જો તીવ્ર આવેશયુક્ત હોય છે, તો લાભ ઘણા મોટા પ્રમાણમાં થાય છે. કોઇ પણ મનુષ્યે 'હું મારા કામને ચહાતો નથી' એવું કહેવા કે વિચારવાની જરૂર નથી. તેમ કહેવું કે વિચારવું પણ નહિ. એ પ્રમાણે કરવું એ નિષ્ફલના અને વૃદ્ધાવસ્થાને પામવા સરખું છે. આપણને અનુકૂલ ન જણાય એવું કાર્ય જ્યારે પ્રાપ્ત થાય ત્યારે કેટલીક વખત તેના પ્રતિ પ્રેમ-બલવાન્ પ્રેમ-પ્રકટાવીને તેને અનુકૂલરૂપે કરી લેવું જોઇએ, અને બને તેટલા પુષ્કળ પ્રમાણમાં પ્રેમને પ્રકટાવીને પણ અનુકૂલ કરવું જોઇએ. આ કંઇ કલ્પનાનો ગોળો નથી, પરંતુ તે વિજ્ઞાનશાસ્ત્રાનુસાર વિચાર છે. અને જે તેને અનુસરે છે તેને તેનો લાભ જણાયા વિના રહેતો નથી.

હાલ જે કંઇ આપણે કરીએ છીએ તેને પૂર્ણ રીતે ચહાવું એ એક એવા માર્ગમાં જવા સરખું છે કે જે માર્ગેથી જેને આપણે વધારે ચહાતા હોઇએ તેને પ્રાપ્ત થઇએ. જે પ્રાપ્ત થાય તેને બને તેટલો સર્વ રીતે અનુકૂળ થવાનો જે કોઇ યત્ન કરે છે, તે સર્વમાં અનુકૂલ ભાવને પ્રકટાવવાના એવા તો સામર્થ્યને ઉપજાવે છે કે પછી તેને જે કંઈ અનુકૂલ હોય છે તેને જ તે પોતાના પ્રતિ આવતું જુએ છે, અને જે કંઈ અનુકૂલ હોય છે તેને જ તે આકર્ષે છે. પ્રત્યેક વસ્તુની સાથે, જાણે તે પોતાની જ વસ્તુ છે એમ સમજીને જે વ્યવહાર કરે છે, તેને યથાર્થ રીતે જે તેની પોતાની વસ્તુ છે તેને જ તે પામે છે. બીજા શબ્દોમાં કહીએ તો જે મનુષ્ય પોતાનામાં પ્રેમનું જે બળ હોય તે સમગ્ર બળપૂર્વક પો-

તાના કામને ચહાય છે—ને કામઉપર એટલા બધા તે વિશાલ પ્રેમને જાગ્રત્ કરે છે—કે જેથી પછી તે એવા કામોને પોતાના પ્રતિ આકર્ષે છે કે જે તેના પોતાના જેટલાં જ વિશાલ મહાન્ હોય.

આપણી શક્તિને અનુસાર અને વળી તે કેવળ આપણી ઇચ્છાનુકૂલ કાર્યને શોધી કહાડવામાં ઉપરની વાર્તા એક રહસ્યરૂપ છે. જે કોઇ નિરંતર પોતાના કાર્યઉપર પ્રેમ રાખે છે તેને તેનું પ્રીતિપાત્ર કાર્ય જ આવી મળ્યા કરે છે. વળી તે નિત્ય આગળ અને આગળ વધતો રહે છે, પ્રગતિને પ્રાપ્ત થયા કરે છે, અને તેની સાથે વિશેષમાં શાશ્વત યૌવનને સિદ્ધ કરતો જાય છે. (અપૂર્ણ.)

# उन्नतिने प्राप्त करवानुं सरल साधन.

( અનુસંધાન વર્તમાન વર્ષના શ્રાવણ માસના પૃષ્ઠ ૨૪૭ થી. )

ઉન્નતિને માટે તીવ્રેચ્છા થવી અને ઉન્નતિને માટે પ્રયત્ન કરવો એમાં જો અધિકારની ન્યૂનતા નિયમે કરીને થઈ જતી હોત તો આપણા પ્રાચીન ઋષિમુનિઓની જે પ્રવૃત્તિ થઇ છે તે તેવા રૂપમાં કદાપિ થાત નહિ. ગંગા યમુનાના તટઉપર રહી ઉપનિષદ્ની પ્રવૃત્તિ કરી ત્યાર પછી કોઈ પણ વિદ્યા તથા કલાનું ખેડાણ ઋષિમુનિઓ કરત નહિ અને તેને માટેના લેખો લખત નહિ, લખ્યા હોત તો તેનો સંગ્રહ કરત નહિ અને કદાચ લખ્યા હોત તો તેનો અનાદર કરત, પણ તેવું કશું જોવામાં આવતું નથી. ઉપનિષદ્નું જ્ઞાન થયા પછી અને તેનો પ્રચાર કર્યા પછી વિવિધ લૌકિક વિદ્યાકલાની પ્રવૃત્તિ ઋષિમુનિઓએ જ કરી છે. ભૈષજ્યવિદ્યા, ધનુર્વિદ્યા, સંગીતવિદ્યા, નિધિશાસ્ત્ર, મંત્રશાસ્ત્ર આદિ અસંખ્ય વિદ્યાકલાના લેખો સ્વાનુભાવથી ઋષિમુનિઓએ લખ્યા છે. ખરૂં જોતાં તો પામર અથવા વિષયીનો શૃંગાર છે તે શૃંગારાભાસ છે અને મહાત્માશાથી પરમાર્થના અભિન્ન સ્ત્રીપુરૂષોની રતિ તે જ યથાર્થ શૃંગાર છે. સામાન્ય પ્રજા અનિષ્ટની પ્રાપ્તિ થતાં પીટે મુખે રુદન કરે છે પણ તે શોભનો શોક નથી, પણ શ્રી રામચંદ્રજી સર્વ પ્રકારે સમર્થ છતાં શ્રીસીતા દેવીના વિયોગથી જે શોક દર્શાવી રહ્યા છે કે જેના ઉદ્ગારના પડઘા પડતાં લોકના પાષાણો પણ રુદનને પ્રાપ્ત થયા છે અને વજ્રનાં હૃદય પણ ફાટી ગયાં છે તેજ યથાર્થ શોક છે અને તેજ યથાર્થ કરૂણને ઉપજાવે છે. આ જ પ્રમાણે વ્યાવહારિક ઉન્નતિ, તેને માટેની ઇચ્છા અને તેને માટેના પ્રયત્નો એ પણ પામર, વિષયી આદિમાં જેટલી શોભા આપે છે, જેટલી રમણીયતાને ધારણ કરે છે તેના કરતાં સહસ્રગુણઅધિક શોભા તથા રમણીયતા મહાપુરૂષો, પરમાર્થના અભિન્ન સાધુ સજ્જનો અને મુમુક્ષુઓમાં ધારણ કરી રહે છે. સામાન્ય મનુષ્યના અલંકારરૂપ જ્યારે એ વિદ્યાકલા થઈ રહે છે ત્યારે આ મહાપુરૂષો સ્વાશ્રયતાને લીધે એ વિદ્યાકલાને અલંકારતા અર્પે છે. તેથી ઉન્નતિમાટે કરવામાં આવતો યત્ન કોઇ પણ રીતે અધિકારની નિકૃષ્ટતા સૂચવે છે અથવા અધિકારને ગૌણ પાડી દે છે એ નિયમ સ્થાપી શકાય તેમ નથી. એથી ઉલટું એક કવિ કહે છે કે पुंस्त्वादपि प्रविचलेद् यदि यद्यधोऽपि यायात् यदि प्रणयने नमहानपि स्यात् । अभ्युद्धरेत्तदपि विश्वमितीदृशीयं केनापि दिक् प्रकटिता पुरुषोत्तमेन । શ્રી પુરૂષોત્તમ પરમાત્માએ આવી દિશા જણાવી છે કે જો વિશ્વનો કોઇપણ પ્રકારે

ઉદ્ધાર કરવામાં પોતાનું પુરુષત્વ અર્પવું પડે તો તે અર્પીને, અધોગમન કરવું પડે તો તે કરીને, યાચનામાં લઘુતાને સહન કરવી પડે તો તે કરીને પણ તે ઉદ્ધાર સાધવો. એ નિયમપ્રમાણે ઉન્નતિ સાધવાથી વિશ્વમાં કોઇ પણ જાતિનો લાભ થતો હોય તો તે સુખે અવશ્ય સાધવો જોઇએ અને તેને માટે કંઇ સહન કરવું પડે તો તે સહન કરતાં આંચકો નહિ ખાવો જોઇએ. આમ છતાં પોતાની ઉન્નતિ સાધવામાં ધારો કે એ મનુષ્યનો અધિકાર તેટલો સમય ગૌણ થઈ રહે છે તો તેટલાથી પણ શું ? એ મનુષ્યને તીવ્ર ઇચ્છા થઈ છે અને એ ઇચ્છા જ એને એ પ્રવૃત્તિ કર્યા શિવાય કદાપિ સ્વાસ્થ્ય આપનાર નથી. તેથી તકરારની ખાતર એમ કરવાથી એનો પરમાર્થનો અધિકાર ગૌણ થાય છે, એમ ક્ષણભર સ્વીકારીએ તોપણ એના વાસ્તવ અધિકારની વૃદ્ધિનું સાધન એ પ્રવૃત્તિનું સેવન જ છે તેથી એને માટે તો એ કર્તવ્ય જ ઠરે છે. તો જ્યારે ઉપર જણાવ્યું તેમ અધિકાર એથી ગૌણ થઈ જાય છે એ સિદ્ધ થતું નથી ત્યારે તે તે તીવ્રેચ્છાવાને તે તે પ્રવૃત્તિનું સેવન ઉચિત છે એ વિશેષતઃ સિદ્ધ થાય છે.

અત્યાર સુધીની ચર્ચાથી એ સ્પષ્ટ થયું કે કોઇ પણ પ્રકારની ઉન્નતિની તીવ્રેચ્છા થાય તો એ બહુધા અંતરાત્માનું સ્ફુરણ છે. મનુષ્યે જો આંતર મનને શુદ્ધ રહેવા દીધું હોત તો જેને જે વિષયની તીવ્રેચ્છા થાય તેણે તે વિષયની પ્રાપ્તિમાટે તત્કાલ પ્રયત્ન આરંભવો એ શ્રેયસ્કર જ છે એ જાણી શકાત. પણ એવી સ્થિતિ રહી નથી તેથી તે તે વિષય નિષિદ્ધ નથી એટલો નિર્ણય થાય તો પછી તે તીવ્રેચ્છાવાને તેની સિદ્ધિમાટે પ્રયત્ન કરવો ઉચિત છે, અને એ પ્રકારે પ્રયત્ન કરનાર પોતાના અધિકારથી ભ્રષ્ટ થતો નથી.

હવે એ પ્રશ્ન રહે છે કે તે તે પ્રકારની ઉન્નતિની તીવ્રેચ્છા થતાં તે તે પુરુષે શો યત્ન કરવો ? જે વિષયની સિદ્ધિ કરવાની હોય, જે ઉન્નતિ સાધવાની હોય અને જેણે તે માટે પ્રયત્ન કરવાનો હોય તે સર્વના ઉપર, એક પક્ષે, આ પ્રશ્નના ઉત્તરનો આધાર રહે છે. ધનપ્રાપ્તિની તીવ્રેચ્છા થાય તો તે માટે કરાતો પ્રયત્ન વિદ્યાપ્રાપ્તિમાટે કરાતા પ્રયત્નથી ભિન્ન પ્રકારનો હોય છે. શરીરની નીરોગતા અને અજરામરત્વરૂપ ઉન્નતિમાટે અપેક્ષિત યત્ન, તે પ્રતિષ્ઠા અથવા સદાચારરૂપ ઉન્નતિની પ્રાપ્તિમાટેના યત્નથી ભિન્ન પ્રકારનો હોય છે. અભણ ખેડૂતે કરવાનો યત્ન તે વિદ્વાનમાટે અપેક્ષિત યત્નથી ભિન્ન પ્રકારનો હોય છે. આમ વિષય, અધિકારી આદિના ભેદથી પ્રયત્નના પ્રકારમાં ભેદ પડે છે અને તેથી ભિન્ન ભિન્ન પ્રકારની ઉન્નતિમાટે ભિન્ન ભિન્ન અધિકારીના પ્રયત્નની દિશા જૂદી પડે છે. તેથી આ પ્રશ્નનું સવિશેષ ઉત્તર તે તે વ્યક્તિમાટે તે તે સમયોચિત હોય છે. છતાં સર્વ પ્રકારની ઉન્નતિની સિદ્ધિ માટે કરવામાં આવતા પ્રયત્નની સામાન્ય દિશા પણ હોય છે અને તે સર્વસામાન્યદિશા તે જ એ સર્વ પ્રકારની ઉન્નતિ સાધવાનું સરલ સાધન છે.

મનુષ્યસ્વભાવપ્રતિ આપણે જોઇએ છીએ તો આપણને સહજ સમજી શકાય છે કે ઘણીવાર જે સાદી અને સરલ વાત હોય છે તેની ઉપેક્ષા થાય છે. સાદી વાત ઘણીવાર આપણું ધ્યાન ખેંચતી નથી અને લક્ષની બહાર જ રહે છે. સાદામાં સત્ય સમાયેલું છે એ ઘણાના જાણવામાં નથી. માર્ગમાં થઇને ક્રમે ક્રમે હજારો મનુષ્યો ચાલ્યા જાય છે છતાં તેમાંથી કોઇ આપણી દૃષ્ટિને આકર્ષતું નથી, ત્યારે એક વાદીગર વાજંત્ર વગાડતો ચાલે છે તો તેના પ્રતિ સર્વનું ધ્યાન ખેંચાય છે. મુંબઇ જેવા શહેરમાં પ્રથમ જનારને રાત્રિએ ટ્રામના અવાજથી નિદ્રા આવતી નથી, એ અવાજ એના શ્રોત્રપર આઘાત કર્યા કરે છે ત્યારે ત્યાંના

અભ્યાસવાળા થયેલા મનુષ્યોને ટ્રામના અવાજનું શ્રવણ કરતાં કરતાં જ નિદ્રા આવી જાય છે અને એ ધ્વનિ બંધ થાય છે એટલે એક વાર તો તેઓ જાગ્રત્ થઇ જાય છે. જે મનુષ્યોના ઘરમાં સાદા દીપક અને તે પણ ઘણી ઓછી સંખ્યામાં બાળવામાં આવે છે તેને તે દીપકથી એક જરા મોટો દીપક પ્રકટાવવામાં આવે છે ત્યારે અથવા એવા અલ્પ દીપકની પણ સંખ્યામાં દીપોત્સવીજેવા પ્રસંગે વધારો થાય છે ત્યારે નવીનતા લાગે છે અને તેનું ધ્યાન તેના પ્રતિ ખેંચાય છે. મહાધનાઢ્ય પુરુષોને એવા દીપકો અને એટલી સંખ્યામાં જરા પણ આકર્ષક થતા નથી. તેને ઘેર અનેક મોટા દીપકો ઘણી સંખ્યામાં પ્રતિદિન રાખવામાં આવે છે તેથી એનાથી મોટા તથા એથી અધિક સંખ્યામાં દીપકો પ્રકટાવવામાં આવે છે ત્યારે જ એ પુરુષની દૃષ્ટિ તેતરફ આકર્ષાય છે. સાદો આહાર નિત્ય લેનાર જરા સારા પ્રકારનો આહાર પ્રાપ્ત થાય છે ત્યારે પ્રસન્ન થાય છે ત્યારે નિત્ય નાનાવિધ પક્વાન્નને ભોજનપાત્રમાં અવલોકનારને તે જરા પણ મોહક થતો નથી. આ આદિ અનેક સ્થળે તપાસતાં સ્પષ્ટ જણાય છે કે મનુષ્યની નજરઆગળ જે વારંવાર આવી રહે છે તે સાદું થઇ રહે છે, રોજનું થઇ રહે છે અને તેના પ્રતિ તેની નજર આકર્ષાતી નથી ત્યારે તેથી વિલક્ષણ કંઇક જ્યારે આવે છે ત્યારે તે આકર્ષક થઇ રહે છે. શારીર શાસ્ત્રના નિયમપ્રમાણે પણ આ સ્થિતિ ઉપપન્ન જ જણાય છે. જે જે વસ્તુ જ્ઞાનગોચર થાય છે, જે જે વ્યતિકરનો અનુભવ થાય છે તે સર્વનું જ્ઞાન જ્ઞાનતન્તુદ્વારા મસ્તિષ્કમાં ક્ષોભ થવાથી થાય છે. જે વસ્તુ તથા વ્યતિકર નિરંતરના અનુભવના વિષયરૂપ થઇ રહે છે તે, તે જ જ્ઞાનતન્તુમાં અને મસ્તિષ્કના તે જ કેન્દ્રમાં તે જ પ્રકારનો ક્ષોભ કરે છે. આથી જેમ જે માર્ગે ઘણા મનુષ્યોની આવજા થાય છે તે માર્ગે મનુષ્યના પગની પંક્તિરૂપ ચીલો થઇ રહે છે, જે માર્ગે શકટો વહન કરે છે તે માર્ગે શકટના ચક્રાદિની પંક્તિ અર્થાત્ ધરેડ પડી રહે છે તે જ પ્રમાણે નિરંતરના થઇ રહેલા વસ્તુવ્યતિકરો જ્ઞાનતન્તુ તથા મસ્તિષ્કમાં પોતાનો ચીલો પાડી દે છે અને એ ચીલો પડ્યા પછી, જેમ ગરેડ પડ્યા પછી શકટ ક્ષોભ થયા વિના તે માર્ગે વહી શકે છે તેમ, તે વસ્તુવ્યતિકરો પછી અપૂર્વ ક્ષોભને ઉત્પન્ન કરી શકતા નથી અને તેથી તે આપણા ધ્યાનપર આવતા નથી આપણી નજરને આકર્ષી શકતા નથી. એ પ્રતિદિવસના ચીલામાં આ તરફ અથવા તે તરફનો કોઇ પણ ભેદ થાય છે એટલે તત્કાળ આપણી દૃષ્ટિ તે પ્રતિ જાય છે. કારણ કે એ ભિન્ન ચીલાની અપેક્ષા રાખનાર વસ્તુવ્યતિકરોને માટે આપણા અંતરમાં માર્ગ તૈયાર નથી, પણ એમણે નવો માર્ગ કરવો પડે છે. આ કારણથી મોટા ઘોંઘાટમાં નિરંતર રહેનારને તે ઘોંઘાટ બંધ થતાં ક્ષોભ થઈ આવે છે અને શાન્ત સ્થાનમાં રહેનારને ઘોંઘાટ ક્ષોભ કરનાર થઇ રહે છે, અર્થાત્ એકની એક સ્થિતિ વિભિન્ન પુરુષોને વિભિન્ન અસર ઉપજાવે છે. આ નિયમપ્રમાણે જે પદાર્થ સારો છે, જે વાત સરલ છે, તે સાદી અથવા સરલ ક્યારે થયેલી હોય છે કે જ્યારે તે, તે તે વ્યક્તિના અનુભવમાં, જ્ઞાનમાં વારંવાર આવી ગયેલી હોય છે ત્યારે જ. પાંચ અને ૭ અગીઆર થાય છે એ ભણેલાની દૃષ્ટિમાં અત્યંત સરલ છે ત્યારે શીખતા બાળકને એ મહા મહેનતે જણાય છે, એ બે રકમનો સરવાળો અતિ પ્રયત્ને કરવો પડે છે. તેથી સાદાપણું અને સરલતા એ પણ સર્વની દૃષ્ટિમાં સમાન નથી, પણ અપેક્ષિક હોય છે. છતાં જે ઘણા ખરા વિવેકી વ્યુત્પન્નના જાણવામાં આવી ગયું હોય છે અને તેમના સહવાસથી અન્ય જેના જાણવામાં આવી ગયું છે તે તે સર્વની દૃષ્ટિમાં સરલ થઇ ગયેલું

ગણાય છે. અને સરલ થઇ ગયેલું હોવાથી પછી તેમાંથી ચમત્કૃતિ જતી રહે છે. આ હેતુથી સાદી વાતપ્રતિ મનુષ્યોનું ઘણેખરે પ્રસંગ અલક્ષ થઇ રહે છે.

આ નિયમને લીધે જ પ્રાપ્તનો અભાવ અને અપ્રાપ્તની ઇચ્છા મનુષ્યોમાં ઉદ્ભવ્યા કરતી રહે છે. જે જે મનુષ્યોને જે જે સાધનસંપત્તિ પ્રાપ્ત છે તે રોજની થઇ રહેવાથી, તે પોતાને પ્રાપ્ત થઇ રહેવાથી તેના પ્રતિ અંતરનો પ્રવાહ વહેતો નથી, અને જે અપ્રાપ્ત છે તેણે જ્ઞાનતન્તુ તથા મસ્તિષ્કમાં ચીલો પાડેલો હોતો નથી તેથી તેના પ્રતિ લક્ષ જતું રહે છે. સુખેચ્છાવાન્ મનુષ્યે જે જે વસ્તુઓ, જે જે સાધનો પ્રાપ્ત હોય તેમાંથી ચમત્કૃતિનું ભાન કદાપિ ભૂલવું નહિ જોઇએ, ચમત્કૃતિનું ભાન ખસી જવા નહિ દેવું જોઇએ. એક પ્રકારના ચમત્કારનું ભાન કરાવી રાખવું અને તે કેટલોક સમય ચાલ્યા કરે છે. એ સમય જતાં એ ચમત્કૃતિવાળો અંશ હમેશનો થઇ રહેવાથી તેમાં ચમત્કૃતિ રહેલી છતાં ચમત્કૃતિનું તેમાંથી તેને ભાન જતું રહે છે. તેથી એ સમયનો અવધિ આવે ત્યારપૂર્વે તે પદાર્થમાં બીજો ચમત્કૃતિનો અંશ તેણે શોધી કાઢવો જોઇએ. એ અંશ શોધી કાઢવાથી એ અંશ પુનઃ કેટલોક સમય ચમત્કૃતિવાળો લાગે છે અને એ પણ પુનઃ સમય જતાં ચમત્કૃતિની પ્રતીતિ કરાવતો અટકી જાયછે. તેથી તે સમયમાટે તૃતીય અંશ શોધી કાઢવો. જોઇએ. આ પ્રમાણે નવા નવા ચમત્કૃતિના અંશ જે મનુષ્યોની દૃષ્ટિ પ્રાપ્ત પદાર્થમાં શોધી કાઢી શકે છે તે મનુષ્યને પ્રાપ્ત પદાર્થનો અભાવ થતો નથી પણ તેના પર પ્રીતિ રહ્યા કરે છે અને તે સુખજનક થઇ રહે છે. જે ક્ષણે એ પદાર્થમાંથી એ મનુષ્યની મતિ ચમત્કૃતિનો અનુભવ કરતી અટકી જાય છે તે જ ક્ષણથી એ પદાર્થપ્રતિ એને અભાવ થઇ રહે છે, એ પદાર્થપ્રતિ પ્રીતિ રહેતી નથી, એ પદાર્થ સુખનો જનક રહેતો નથી.

આ આશયની સિદ્ધિમાં કાવ્ય તથા કવિની પ્રતિભા સર્વોપરિ કાર્ય કરનારી છે. કેટલાક મનુષ્યો કાવ્યને નકામું સમજે છે, કાવ્ય કાલ્પનિક ગણે છે અને વ્યવહારમાં કાવ્યનો ઉપયોગ નથી એવું માને છે. મેકોલે જેવા સમર્થ પુરુષે પણ એવું કહ્યું છે કે જેમ જેમ સુધારો વધતો જાય છે, તેમ તેમ વિજ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે પણ સાચું કાવ્ય ઓછું થાય છે. ઇતિહાસદૃષ્ટિથી તથા વિજ્ઞાન અને કાવ્યના આશયના નિરીક્ષણથી આ કથન સાચું ગણી શકાય તેમ છે, છતાં વ્યવહારમાટે કાવ્ય નિરુપયોગી છે એવું માનવું ભૂલભરેલું છે એમ સત્યની ખાતર કહેવું જોઇએ. પદ્યબંધ લેખ અત્ર કાવ્ય નથી, અમર કોશનો ' अमरा निर्जरा देवा " એ આદિ શ્લોક કાવ્ય નથી. " સારી ચોપડીઓ શોભાય " ઇત્યાદિ પદ્યબંધ લેખ કાવ્ય નથી. પણ જેમાં કવિની પ્રતિભાની છાપ છે તે જ કાવ્ય છે. સામાન્ય મતિના એટલે કે એ પ્રતિભા જેનામાં ઘણી ઉદ્ભવેલી છે તેની અતિના મનુષ્યની દૃષ્ટિથી જે વસ્તુગત ચમત્કૃતિ જણાતી નથી તે ચમત્કૃતિને જણાવનાર એ પ્રતિભા છે. ગમે તેવો તમારા નિરંતર અનુભવમાં આવતો પદાર્થ કવિને દર્શાવો અને તેની પ્રતિભાવાળી મતિ તમને તે પદાર્થમાં કોઈ પણ ચમત્કૃતિનો અંશ દર્શાવ્યા વિના નહિ રહેશે કે જે અંશ તેમાં રહેલો છતાં–તમારી દૃષ્ટિસમીપ છતાં, તમે જોઇ શકયા નથી. તેથી કાવ્યનો મોટામાં મોટો ઉપયોગ સર્વ વ્યવહારમાં મનુષ્યને હોય છે અને તે એ જ કે સામાન્ય રીતે સર્વદા અનુભવમાં આવતા પદાર્થમાં રહેલા ચમત્કૃતિના અંશનું ઉદ્ઘાટન કરવું. તેથી વિદ્યુત્ આદિની શોધ કરવા કાવ્યની અપેક્ષા નહિ હોય, જડ સુખસાધનોની વૃદ્ધિ કરવામાં એ અપેક્ષિત નહિ હોય

તોપણુ પ્રાપ્ત પદાર્થો, પ્રાપ્ત વ્યતિકરો, પ્રાપ્ત સુખસાધનો સુખની ઉત્પત્તિ કરનાર રહ્યા કરે, તેમાંથી પ્રજાને ચમત્કૃતિ સદા જણાયા કરે તે માટે કાવ્યનો ઉપયોગ મનુષ્યોને સદા રહે છે. જે પ્રજામાં કાવ્યરૂપ સાહિત્ય નથી તે પ્રજા બહિર્મુખ વૃત્તિવાળી હોય તો, ગમે તેટલાં સાધનો તેને પ્રાપ્ત હોય તોપણુ તે સુખી રહી શકતી નથી. તેથી મનુષ્યોના સુખમાં મોટું સાધન કાવ્યરચના પુરૂં પાડે છે અને તે એ કે સર્વ પદાર્થમાં રહેલા નવીન નવીન ચમત્કૃતિના અંશો દર્શાવી તે પ્રતિ થતા અભાવને અટકાવે છે.

(અપૂર્ણ)

---

# अध्यात्मबलपोषकमंडलप्रति पत्र—तन्मयता.

સજ્જન બંધુઓ ! અધ્યાત્મબલપોષકમંડલની પ્રાતઃકાલની નિત્યની આધ્યાત્મક્રિયામાં જાગ્રતિ થવાઅર્થે ગયા અંકમાં લખેલા પત્રથી કોઈકોઈને સંતોષ પ્રતીત થયો છે, તે જાણી અધિક આનંદ થાય છે. ક્રિયામાત્રમાં અપૂર્વ બલ પ્રકટાવનાર એક જ વસ્તુ છે અને તે તેની યથા-ઘટિત નિયમિતતા છે. પ્રત્યેક ક્રિયાની નિયમિતતા ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે, અને તેથી જે ક્રિયામાટે જે પ્રકારની નિયમિતતા વિહિત મનાઇ છે, તેવી નિયમિતતાપૂર્વક તે ક્રિયા થાય થાય છે તો તે અનાયાસરીતે ફલની અધિક સત્વર પ્રતીતિ કરાવે છે.

કુદરતમાં સઘળું નિયમિત હોય છે. નિયમિતપણું એ કુદરતનો પ્રધાન ધર્મ છે. અને તે આપણે ઉપર કહ્યું તેવું જ્યાં જ્યારે જેવું ઘટે તેવું નિયમિતપણું પ્રકટાવતી હોવાથી તે સર્વત્ર વિજયી છે, આથી જ્યારે આપણે આપણી ક્રિયાસાથે નિયમિતતાને ભેળવીએ છીએ ત્યારે તેટલા અંશમાં આપણે કુદરતને અનુકૂળ થઇએ છીએ. અને કુદરત એ શું છે ? અગાધ બળનો રાશિ. તેથી જેટલા અંશમાં આપણે કુદરતને અનુકૂળ થઇએ છીએ. તેટલા અંશમાં આપણે અગાધ બળના રાશિને જ પ્રાપ્ત કરીએ છીએ.

કુદરતમાં અત્યંત જ્ઞાન છે, અને તેથી તેની પ્રત્યેક ક્રિયા જ્ઞાનમય થાય છે. નિયમિતતારૂપ પ્રવૃત્તિ કુદરત સેવતી હોવાથી તેની તે પ્રવૃત્તિ અવશ્ય જ્ઞાનમય હોવી ઘટે છે. તે જ પ્રમાણે એ નિયમિતતારૂપ પ્રવૃત્તિને યથાર્થ સમજીને આપણે પણ આપણા આચારમાં મૂકીએ તો આપણા આચારમાં આપણે તેટલું જ્ઞાન પ્રકટાવ્યું-તેટલા જ્ઞાનનો ઉમેરો કર્યો—એમ કહી શકાય. અને જ્ઞાન એ જ વાસ્તવ સામર્થ્ય હોવાથી આપણે આપણી ક્રિયામાં તેટલા સામર્થ્યની વૃદ્ધિ કરી એમ માનીએ તો તે યોગ્ય જ છે.

શરીરમાં નાડી નિયમિત ન ચાલે, હૃદય નિયમિત ન ચાલે, પ્રાણુ નિયમિત ન ચાલે તો શી દશા થાય ? એ જ કે જીવનમાંથી મરણમાં બેસવાનો વહેલો સમય આવે. જગત્‌માં સૂર્ય નિયમિત રીતે ઉદય ન થાય, ઋતુ નિયમિતરીતે પોતાના ફેરફારો નકરે, વર્ષાદ નિયમિત રીતે ન આવે તો શું થાય ? જગતની અસ્તોવ્યસ્તતા. ચંદ્ર નિયમિતપણે વનસ્પતીને ન આપે સમુદ્ર નિયમિતપણે ખરાબ હવાને શુદ્ધ રૂપમાં ન કરે તો શો પરિણામ આવે ? એ જ કે વનસ્પતીમાં તથા વાયુમાં અવ્યવસ્થા થાય.

આથી નિયમિતતા—જ્યાં જે પ્રકારની નિયમિતતા—એ અત્યંત અગત્યની છે. આપણી અધ્યાત્મક્રિયામાં આ નિયમિતપણાને જોડવાથી તે ક્રિયા વિશેષ બલવતી બને છે. અમુક સમયે

અમુક ક્રિયા કરવાનો જ્યારે અભ્યાસ પડે છે, ત્યારે પછી તે ક્રિયામાં ઉપયોગમાં આવતાં સાધનો, પછી તે સ્થૂલ હો કે સૂક્ષ્મ, પણ તે સર્વ તે સમયે જાગ્રત્ થાય છે અને તેમ થતાં તે સાધનો વિશેષ ઉત્તમ પ્રકારે પોતપોતાનું કાર્ય કરે છે. માટે કોઇ પણ ક્રિયામાં બનતાં સુધી નિયમિતતાનું પાલન એ વધારે હિતકર છે.

આ અધ્યાત્મક્રિયાને અધિક ફલવતી કરનાર સાધનવિષે વિચાર કરવાનું જે આપણે ગયા પત્રમાં જણાવી ગયા છીએ, તે **તન્મયતા** છે. તન્મયતાનો આપણી ક્રિયાસાથે ગાઢ સંબંધ છે, અને તેની જેમ વૃદ્ધિ થાય છે તેમ આપણી ક્રિયા અધિક બલવતી તથા ફલવતી થાય છે.

આ તન્મયતા એ શું છે ? વૃત્તિની તદ્રૂપ સ્થિતિ—જે ક્રિયા આપણે કરતા હોઇએ ગમે તો આપણામાંનો કોઇ અમુક અંશ જ અમુક ક્રિયા કરતો હોય, તેમાં આપણા સમગ્ર અંશોને જોડવા એ તન્મયતા છે. આપણને પ્રાપ્ત સર્વ સાધનોને એક જ ક્રિયાપ્રતિ વાળવાં અને તેમાં જ જોડેલાં રાખવાં એ તન્મયતા છે.

આવી તન્મયતા જ્યારે આપણી આ અધ્યાત્મક્રિયામાં રાખીએ છીએ ત્યારે તેમાંથી ધારેલું ફળ પ્રકટે છે,

કારણ કે તે વખતે પ્રત્યેક સાધનો પોતાના સમગ્ર બળને એક જ કાર્યમાં વાપરતા હોય છે.

કારણ કે પ્રત્યેક સાધનોના વ્યાપારસાથે મળવાથી એક બીજાના બળને સહાય્ય અર્પી સર્વના બળને વધારતાં હોય છે.

કારણ કે એક જ વસ્તુઉપર પ્રત્યેક સાધન પોતાના સંસ્કારને નાંખતાં હોય છે, અને તે એક જ વસ્તુના સંસ્કારને પ્રત્યેક સાધનો ગ્રહણ કરતાં હોય છે,

કારણ કે એક જ વિષયમાં સમગ્ર સાધનોનું બળ વપરાતું હોવાથી કોઇ પણ સાધનના બળનો ક્ષય થતો નથી,

કારણ કે પ્રત્યેક સાધનો પોતપોતાના ગુણધર્મને અનુસાર લક્ષ્ય વસ્તુમાંથી ગુણ ધર્મને આકર્ષતાં હોવાથી, લક્ષ્ય વસ્તુના સર્વ ગુણધર્મો પ્રકટ થાય છે, અને સર્વ ગુણધર્મો પ્રકટતાં તે લક્ષ્યરૂપ વસ્તુનું સમગ્ર સામર્થ્ય પ્રકટ થાય છે,

કારણ કે પ્રત્યેક સાધનો એક એવી વસ્તુમાંથી બળ મેળવતાં હોય છે કે જે અનંત બળના રાશિરૂપ હોય છે, અને તેથી સર્વ સાધનો એ બળને ગ્રહણ કરી તેનો સારી રીતે બહાર પ્રકાશ કરી શકે છે,

કારણ કે એક સર્વોત્કૃષ્ટ વસ્તુમાંથી સમગ્ર સાધનો બળનો આકર્ષતાં તથા પામતાં હોવાથી પછી પ્રત્યેક સાધનો જે જે ક્રિયાઓ કરે છે તે સમગ્ર ક્રિયાઓ અત્યંત ઉચ્ચ પ્રકારની થાય છે, અને તેમ થતાં તે સર્વોત્તમ ફળને પ્રકટાવે છે,

કારણ કે લક્ષ્યરૂપ વસ્તુસાથે સાધનોનું ઘર્ષણ થતાં એક એવા પ્રકારનું વિદ્યુત્ સરખું પ્રકટે છે કે જે વિઘ્નમાત્રને દૂર કરે છે અને જેનો પ્રકાશ સિદ્ધિના માર્ગને દીપ્તિમાન કરી મૂકે છે,

કારણ કે તન્મયતા થતાં લક્ષ્ય વસ્તુસાથે સાધનમાત્રનું એવું અનુસંધાન થાય કે જે મધ્યે કોઇ પણ વિઘ્ન કરનાર હેતુ રહેતો નથી.

આ સર્વ કારણોને લીધે યથાર્થ તન્મયતા થતાં આપણી ક્રિયા અધ્યાત્મક્રિયા અપૂર્વ સામર્થ્યને પ્રકટાવનારી થઇ રહે છે.

તમારૂં શરીર કોઇ બીજી જ અસરનું ભાન કર્યા કરતું હોય, મન કોઇ બીજું જ ચિંતન કરતું હોય, વૃત્તિઓ કોઇ ત્રીજા જ વિષયનું અવલંબન કર્યા કરતી હોય તો તે તન્મયતા નથી. સ્થૂલ તથા સૂક્ષ્મ સર્વ સાધનોની એક જ વિષયમાં એકાગ્રતા થવી જોઇએ. તમારા પ્રત્યેક સાધનોનો જ્યારે એક જ વિષયને ગ્રહણ કરવારૂપ વ્યાપાર થઇ રહે છે, ત્યારે જ તે યથાર્થ તન્મયતા થઇ ગણાય છે.

આવી તન્મયતા થતાં લક્ષ્યને પોતાનાં સઘળાં સામર્થ્યોનો આવિષ્કાર કરવાનો અવકાશ રહે છે, અને તેથી શારીરિક, માનસ, આધ્યાત્મિક વગેરે સર્વ સામર્થ્યો પ્રકાશને પામે છે.

જેમાં મનુષ્યની યથાર્થ તન્મયતા થાય છે તે સ્વરૂપ તે મનુષ્ય થઇ રહે છે, અને એ સિદ્ધાંત અનેક દષ્ટિબિંદુથી—માનસ શાસ્ત્રથી, અધ્યાત્મશાસ્ત્રથી, કુદરતના અવલોકનથી, શરીરશાસ્ત્રથી–સત્ય મનાય છે. કેમકે તન્મયતા શરીર, મન, આત્મા એ સર્વઉપર ઘટિત અસર કરે છે. અને જેમ જેમ સમય જાય છે તેમ તેમ, મનુષ્યોમાં કોઇ મોટામાં મોટા આશ્ચર્યકારક ફેરફાર કરવાના સાધનરૂપે આ એક જ સાધનને માનસ શાસ્ત્રીઓ, અધ્યાત્મશાસ્ત્રીઓ, વિજ્ઞાનવાદીઓ વગેરે માનતા જાય છે. એ એક જ સાધનને તેઓ એક સમર્થ સાધનરૂપે ગણે છે, અને તે જ સાધનનું યથાર્થ અનુષ્ઠાન થતાં રોગી નિરોગી, નિર્ધન ધનવાન્, બુદ્ધિહીન બુદ્ધિમાન, જ્ઞાનરહિત જ્ઞાનવાન્ અને સામર્થ્યરહિત સામર્થ્યવાન્ થઇ રહે છે.

પ્રિય સજ્જનો ! આવું અમૂલ્ય સાધન આપણને પ્રાપ્ત છે. અંતરાત્માસરખી સર્વોત્કૃષ્ટ ધ્યેય વસ્તુ પણ પ્રત્યેકને પ્રાપ્ત છે, તો તેમાં બને તેટલી યથાર્થ તન્મયતા સિદ્ધ કરવી જોઇએ.

કોઈ પણ ક્રિયા કરો, પરંતુ તેને ફલવાળી કરવી હોય તો તેમાં તન્મયતા પ્રકટાવો. કેમકે તન્મયતાને અને ફલને ગાઢ સંબંધ છે. ધ્યેયનું કેવલ મનવડે જ ચિંતન ન કરો, કેવલ શરીરપ્રદેશમાં જ કોઇ વસ્તુની ભાવના ન કરો, તમારાથી ભિન્ન એવી કોઇ બીજી વસ્તુમાં જ, તમે તેનાથી જૂદા અને જૂદા રહીને, વૃત્તિ કે લક્ષણને સ્થાપો નહિ, પરંતુ શરીર તથા મન અને તમારામાં જે કંઇ છે તે સર્વને સાથે રાખીને–એ સર્વને એકમાં જોડો અને તેનું જ નામ યથાર્થ તન્મયતા છે.

જેનું તમે ચિંતન કરો છો અથવા જેની તમે ભાવના કરો છો, તે તમારા પ્રત્યેક અણુમાં વ્યાપક હોય એમ જોજો. તમારૂં અણુઅણુ જાણે એક જ પ્રકારનું ચિંતન કરે છે, તમારી ભાવના પ્રત્યેક અણુમાં એક જ ભાવને પ્રકટાવી રહી છે એ પ્રકારનું ભાન કરજો. અને તેવું થતાં, હજારો દ્વારથી જલ આવતાં જેમ જલાશય ભરાઇ જાય છે, તેમ તમારે જે કંઇ જોઇએ છે, તે સહજમાં અનંત પ્રમાણથી મળી આવશે.

ઘર્ષણ ઉષ્ણતાને પ્રકટાવે છે, ઉષ્ણતા જીવનને પ્રકટાવે છે અને જીવન એ સામર્થ્ય અથવા જે કંઇ આપણે જોઇએ છે તે જ હોય છે. જ્યારે આપણાં સર્વ સાધનો એક જ ધ્યેયરૂપ વસ્તુનું ચિંતન કરે છે ત્યારે એ ઉભયનું ઘર્ષણ થાય છે, અને તેમ થતાં ઉષ્ણતા પ્રકટી તેમાંથી જીવનરૂપ વસ્તુ પ્રકટે છે કે જે સામર્થ્ય અથવા જે કંઇ આપણે જોઇએ છે, તેરૂપ પરિણામે થઇ રહે છે.

તન્મયતાના સંબંધમાં એક વિશેષ એ છે કે તે મનુષ્યને આગળના અને આગળના

પ્રદેશમાં લઇ જાય છે. જે સ્થાનમાં તન્મયતા કરી હોય તેમાં તે યથાર્થ સિદ્ધ થતાં એ તન્મયતા એ મનુષ્યને તેનાથી ઉચ્ચ સ્થાનમાં અનાયાસ રીતે જ સ્થાપી દે છે. આમ થતાં એક વસ્તુમાં તન્મયતા મનુષ્યને ઇતર વસ્તુના જ્ઞાનને સહસા અપાવે છે, અર્થાત્ આગળના પ્રગતિના માર્ગનું નિદર્શન કરાવે છે.

પરંતુ આવી ઉત્કૃષ્ટ ફલને આપનારી તન્મયતાને શી રીતે સિદ્ધ કરવી ?

એને માટે એક જ વસ્તુની જરૂર છે અને તે ઉજ્જવલ પ્રેમ છે. પ્રેમવિના બીજી કોઇ પણ વસ્તુ તન્મયતાને સિદ્ધ કરાવનાર નથી. જ્યાંપર્યંત અમુક વસ્તુવિષયક પ્રેમ પ્રકટ્યો નથી, ત્યાંપર્યંત તેનું સ્મરણાદિ કંઇ પણ થતું નથી, અને જો એટલું નથી થતું તો તન્મયતા તો ક્યાંથી જ થાય ? વસ્તુ ગમે તેવી ઉત્તમ હોય પરંતુ તેમાંથી પ્રેમ જતાં તેનું સ્મરણસરખું આવતું નથી, અને એથી ઉલટું વસ્તુ ગમે તેવી નિકૃષ્ટ હોય પણ તેપ્રતિ પ્રેમ પ્રકટતાં તે વિના અન્ય કાંઇ દૃષ્ટિએ કે સ્મરણમાં આવતું નથી.

પ્રેમ એ એવી વસ્તુ છે કે જેમાં તે વળે છે તેના અંતરના તથા બહારના કેવળ શુદ્ધ રૂપને જ જુએ છે. અને જેમ જેમ તે શુદ્ધ રૂપને જુએ છે તેમ તેમ તે વસ્તુપ્રતિ પ્રેમ અધિક દૃઢપણે બંધાય છે, અને તેમ થતાં તે વસ્તુનું અનાયાસપણે સ્મરણ, ચિંતન તથા ધ્યાન થયે જાય છે. અને આ વાર્તા સર્વના અનુભવની છે.

કોઇ પણ વસ્તુનું અધિકાધિક સ્મરણ, ચિંતન તથા ધ્યાન થવું એ જ તે વસ્તુપ્રતિની તન્મયતા છે. અને એ તન્મયતા પ્રેમથી જ પ્રકટે છે. કેમકે પ્રેમ એક જ સ્મરણ, ચિંતન તથા ધ્યાનને અધિક પ્રમાણમાં કરાવે છે. જેમ જેમ પ્રેમની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ સ્મરણ, ચિંતન તથા ધ્યાનની કલા અત્યંત વેગવાળી થતી રહે છે. અને તે જેમ જેમ અધિક વેગવાળી થાય છે તેમ તન્મયતા અધિક પ્રમાણમાં સધાય છે. અને જેમ તન્મયતાની અધિકતા તેમ ફલપ્રાપ્તિની અધિક નિકટતા.

મનુષ્યોએ ફલને માટે બૂમ પાડવાની કશી જરૂર નથી, તેને તમારો શબ્દ શ્રવણ કરવાના કાન નથી. તમે તેની પાસે જાઓ અને તેને લઇ લો, તમારી સાથે આવવાને તે તૈયાર છે.

ફલ તો તૈયાર છે પણ પ્રેમ ક્યાં છે ? તન્મયતા ક્યાં છે ? આગ્રહ ક્યાં છે ? ખરેખરી ઇચ્છા ક્યાં છે ? જો આ બધું છે તો પ્રિય બંધુ ! ફલ તમારી જ પાસે છે. જુઓ, જણાય છે ?

આપણી અધ્યાત્મક્રિયાના ફલને તમે ઇચ્છો છો, નહિ વારુ ? ખરે, તમારી એ ઇચ્છા હોવી જ જોઈએ. પણ એ ઇચ્છા તમે વધારો, એટલી વધારો, એટલી વધારો કે આપણી ક્રિયાપ્રતિ તમને પ્રેમ પ્રકટ્યાવિના રહે જ નહિ. જ્યાં સુધી એ પ્રકારનો ક્રિયા કરવાનો પ્રેમ પ્રકટે નહિ ત્યાં સુધી જાણજો કે તમારી ઇચ્છા કાચી છે. અને તેથી તે ઇચ્છાને જાગ્રત્ અને જાગ્રત્ કર્યા કરજો. તે જાગ્રત્ થતાં અવશ્ય પ્રેમ પ્રકટશે, અને પ્રેમ એવી વસ્તુ છે કે જે તમને પ્રયત્નમાં દોર્યાવિના રહેશે જ નહિ.

ભર સમુદ્રમાં ઝંપલાવ્યાના, પર્વતના શૃંગઉપરથી પડ્યાના, અગ્નિની જ્વાળામાં હોમાયાના, સ્ત્રી પુત્ર તથા ધનાદિ સમગ્ર ત્યજી દીધાની, શ્રવણ કરતાં હૃદય કંપી ઉઠે એવી તિતિક્ષા કર્યાના; પોતાના પ્રાણસમેત સર્વસ્વ દાન આપ્યાના, કમકમાટ ઉપજાવે એવા ઇ૦

વાળી દેરમાં હાથે કરીને પડ્યાના દષ્ટાંતો આપણે જાણીએ છીએ. એ બધાનું કારણ શું ? કોઈ એક વસ્તુપ્રતિનો અદ્ભુત પ્રેમ–પ્રેમની પરાકાષ્ઠા–એ જ તેમાં કારણ છે. કહો, ત્યારે પ્રેમ શું નથી કરતો ? વિરાગને પણ શું તે નથી ઉપજાવતો ? અવશ્ય ઉપજાવે છે.

બન્ધુઓ ! આવો પ્રેમ જ્યારે તમારી ક્રિયાપ્રતિ પ્રકટશે કે તેમાં અનાયાસ તન્મયતા થશે, અને તન્મયતા થતાં ફૂલ એ જ તમે અને તમે એ જ ફૂલ એમ ઉભય અભિન્નવત્ થઈ રહેશો.

ક્રિયાપ્રતિ બને તેટલો પ્રેમ જાગ્રત કરો. જ્યારે જ્યારે એ ક્રિયા કરો ત્યારે અપૂર્વ પ્રેમ પ્રકટાવીને કરો. પ્રેમ પ્રકટવાથી જ તન્મયતા અનાયાસરીતે સિદ્ધ થશે, તેમ છતાં બને તેટલી તન્મયતા સેવો. એ ઉભય સાધનને સર્વોત્કૃષ્ટ પ્રકારે સાધતાં જે કંઇ તમારે પ્રત્યક્ષ કે અનુભવગમ્ય કરવું છે, તેને કરી શકો એમ છે.

'પ્રથમ અક્ષ'ને એક વખત પુનઃ અવલોકી જજો. અધિક લાભની ઇચ્છા હોય તો તેને ત્રણ વખત પ્રેમપૂર્વક વાંચી જજો. અને તેમાં દર્શાવેલી ક્રિયાનું પુનઃ પ્રીતિપૂર્વક અનુષ્ઠાન કરજો. શિથિલતા પ્રાપ્ત થઈ હોય તો તેને નિવૃત્ત કરી ઉત્સાહપૂર્વક એ ક્રિયામાં જોડાજો.

પ્રાતઃકાલનો આપણને અત્યંત પ્રિય એવો શાંત અને રમણીય સમય ! સૂર્યનો મંદ છતાં સુવર્ણમય ઉજાશ, અને તે પણ આખા જગતને જીવન આપતો ! શરીર તથા મનમાં સ્ફુર્તિ અને નૈસર્ગિક આનંદને ઉપજાવતો પ્રાણમય શીતલ વાયુ ! કોલાહલરહિત અને જીવનને જગાવતો તથા રાત્રિની વિશ્રાંતિને લીધે પુષ્ટિ વગેરે સામર્થ્યને પ્રકાશમાં લાવતો કેવો છત્રંતકાલ ! આ સમયમાં કાર્ય કરવા કોને ઉત્સાહ ન પ્રકટે !

આવા ઉત્તમ સમયે કે જે વખતે કુદરત તમને તમારી ક્રિયામાં ઘણી સહાયક થઈ પડે છે, તે સમયે શરીરશુદ્ધિ કરી, થોડો વ્યાયામ ( કસરત ) સરખું કરી, શરીરના ઘર્ષણપૂર્વક સ્નાન કરી, શરીરમાં અપૂર્વ બલસ્ફુર્તિ ઉપજાવી તમે સંયમની ક્રિયાને માટે તત્પર થાઓ, એ કેવું આનંદજનક લાગે !

સ્નાન કરી સ્વચ્છ વસ્ત્રને ધારણ કરીને કપાલને મંત્રપૂર્વક શુભ્રભસ્મવિલેપિત કરી સંયમઅર્થે તત્પર થાઓ—એ સંયમક્રિયાની કેવી સહાયક પ્રવૃત્તિ ! પછી સ્વચ્છ તથા ધૂપથી સુવાસિત અને ઘૃતની દીપજ્યોતિથી રમ્યસરખી થયેલી અને નૈસર્ગિક રીતે જ સંયમ માટે અનુકૂલ થઇ પડે એવી તથા તમારી ઇષ્ટમૂર્તિથી પવિત્ર થયેલી એવી મોહક સંયમશાલામાં—સંયમસ્થાનમાં—પ્રવેશી તમારા સ્થાનઉપર દૃઢ આસનપૂર્વક બેસો,—અહો ! એ તમારૂં કેવું અદ્ભુત અને નિર્મલ ચિત્ર ! તમે પોતે જ તમને અધિક પવિત્ર થયેલા, કંઈ ઉચ્ચ અધિકારને તથા ઉચ્ચ કર્તવ્યને પ્રાપ્ત થયેલા અને બીજા સમય કરતાં કંઇ ઉચ્ચ પંક્તિમાં સ્થાપાયેલા ભાસો એમ નથી ? અવશ્ય તમને પોતાને જ એ પ્રકારનું ભાન થવાનું.

આ પ્રકારના થઇને આરંભમાં 'પ્રથમ અક્ષ'માં દર્શાવેલા વિધિપૂર્વક પ્રાણાયામ કરી પછી તેમાં દર્શાવેલી ક્રિયાને શાંતિ–પરમ શાંતિપૂર્વક કરો, પ્રસન્ન વદનથી અંતર્મુખતાપૂર્વક એ ક્રિયાને સાધો, સ્થિર ચિત્તથી અંતરના ઉત્સાહસહિત એ ક્રિયાને સેવો, સાચી શ્રદ્ધાથી અને ગુરુઈશ્વરના અનુગ્રહની યાચનાપૂર્વક એ ક્રિયામાં પ્રવૃત્ત થાઓ, જગતને વિસરીને, એ એક જ કર્તવ્ય તમારે કરવાનું છે એમ માનીને તમારા **સમગ્ર અંશસહિત** એ ક્રિયામાં યોજાઓ—અહો ! સહજમાં તમારા અંતઃકરણની કેવી ઉત્તાન અવસ્થાને અનુભવો !

પા કલાક પણ આખા દિવસમાં વારતવ શાંતિ, આનંદ, નિવૃત્તિ, સુખ- અને અલૌકિકતાને ઇચ્છતા હો તો આ ક્રિયામાં પ્રવેશો. અને યથાર્થ રીતે પ્રવેશતાં દિવસના માત્ર પા કલાક જ અપૂર્વ સુખને પામશો એમ નહિ, પણ દીર્ઘ કાલપર્યંત એ સુખની ખુમારીનો અનુભવ કરશો. કેમ, એ અલૌકિક અનુભવ કરવા ઇચ્છા થાય છે?

તમારા સંયમસ્થાનમાં તમે કોઇ ઉપાસ્યપ્રતિમા કે એવું કશું ન રાખતા હો તો કશી ચિંતા નથી. એ સ્થાનમાં તમારા સંમુખ 'પ્રથમ અક્ષ'ને સ્થાપજો. તે અંકમાં પણ ઉત્કૃષ્ટ આંદોલનો વ્યાપી રહ્યાં છે. અને એની ઉત્તમ અસર તમને ઘણી સહાયક થશે.

પ્રિય સજ્જનો! અધ્યાત્મક્રિયા એ કંઇ સામાન્ય ક્રિયા નથી તેમ નિરર્થક ક્રિયા નથી. ભોજનની કે શ્વાસપ્રશ્વાસની ક્રિયા જેમ મનુષ્યને આવશ્યક છે તેમ અધ્યાત્મક્રિયા પણ પ્રત્યેક મનુષ્યને આવશ્યક છે, એ વાર્તા ઘણા ઓછા સમજે છે. ઇશ્વરેચ્છા તો આગળ ઉપર કોઇ પ્રસંગે તે સંબંધી વિચાર કરીશું.

પરંતુ હાલ તો તન્મયતાને બનતા યત્ને પ્રકટાવતા અને તેને માટે પ્રેમને અપૂર્વ વેગથી જાગ્રત કરતા આગ્રહપૂર્વક નિયમિતપણે આ ક્રિયા કરશો, અને ઉત્કૃષ્ટ લાભને પામશો.

આ પત્ર તમને દીપોત્સવીના મંગલદિવસોની સંધિમાં પ્રાપ્ત થશે. અને તેથી તે દિવસોમાં આવેગ પ્રકટાવીને બને તેવી સર્વોત્તમ રીતે આ ક્રિયાને કરશો. એ દિવસો પુણ્યરૂપ મનાય છે, અને તેમાં આવી સત્ક્રિયા અધિક લાભને પ્રકટાવે એ નિઃસંશય છે. પ્રીતિપૂર્વક આ ક્રિયાનું અનુષ્ઠાન કરજો, અને તમને કંઇ પણ અલૌકિક લાભ જણાશે. એ શુભ દિવસો તથા ભાવિનું સુખદ વર્ષ તમને અધ્યાત્મક્રિયામાં અપૂર્વ વેગ આપી સુફલજનક થાઓ એ જ ઇચ્છા છે.

આવતો અર્થાત્ કાર્તિક માસનો અંક ખાસ કરીને જોશો. તમને કંઇક વિશેષ જાણવામાં આવશે, કે જે તમને આનંદજનક અને આકર્ષક થઇ પડશે.

---

## ग्रंथसत्कार.

**श्रीमद् शंकराचार्यद्वादशरत्न.** (ભાષાંતર તથા વિવેચન કરનાર વેદાંતકવિ રા. રા. હીરાલાલ જાદવરાય બુચ—પ્રસિદ્ધ કરનાર રા. મહાદેવ રામચંદ્ર જાગુટે–ત્રણ દરવાજા અમદાવાદ, મુલ્ય રૂ. ૧–૮–૦) આ પુસ્તક તેના પ્રસિદ્ધ કરનાર તરફથી પ્રાપ્ત થયું છે. આ ગ્રંથમાં શ્રીમદ્ શંકરાચાર્યના અદ્વૈતસિદ્ધાંતના શ્લોકોનું ભાષાંતર તથા તે ઉપર વિવેચન છે. ભાષાંતરમાં તથા વિવેચનમાં ભાષા સરલતાવાળી છે. અને વિવેચન મૂલ શ્લોકાર્થને અધિક સ્પષ્ટ કરવામાં તથા તેના ભાવને વિશેષ વિશાલરૂપમાં સ્ફુરાવવા સમર્થ થાય છે. શ્રીમદ્ શંકરાચાર્યરચિત વિવિધ અષ્ટકાદિનો આ ગ્રંથમાં સમાવેશ કર્યો છે. તેથી તેના નિત્ય પઠનને કરવાની ઇચ્છાવાળામાટે આ ગ્રંથ તે શ્લોકાસહિત તેની ટીકા, વિવેચનસાથે હોવાથી બહુ ઉપયોગી થઇ પડે તેમ છે. શ્રી શંકરાચાર્યના અદ્વૈતસિદ્ધાંતને પ્રતિપાદન કરનારા વિવિધ વિચારો તેમાં હોવાથી અનેક મનુષ્યોને નિત્યના અવલોકનને માટે પણ આ ગ્રંથ ઉપયોગી છે. મુમુક્ષુજનોને તેમના વિચારોને દૃઢ કરવામાં આવા ગ્રંથનું પરિશીલન લાભકારક છે. ગ્રંથનું પુંઠું પાકું અને મુદ્રણ પણ સારું છે.

**દશમ લીલા**—( રચી પ્રસિદ્ધ કરનાર-રા. મણિશંકર મગનલાલ આચાર્ય. પાટણ ગુજરાત. મૂલ્ય રૂ. ૧-૦-૦ ) આ ગ્રંથનું વિસ્તૃત નામ 'શ્રીકૃષ્ણલીલાકથાકાવ્ય અથવા દશમ લીલા' એવું આપવામાં આવ્યું છે. ૩૦૦ પૃષ્ઠનો તે બ્રહદ ગ્રંથ છે. તેમાં બે વિભાગ પાડવામાં આવ્યા છે. પ્રથમ વિભાગને શ્રી દશમલીલા પૂર્વાર્ધ એવું નામ આપ્યું છે અને દ્વિતીય વિભાગને શ્રી દશમલીલા ઉત્તરાર્ધ એવું નામ આપ્યું છે, પૂર્વાર્ધમાં કંસવધ, કૃષ્ણનો ગુરુકુલનિવાસ તથા ભ્રમરગીતાના બોધપૂર્વક ઉદ્ધવને ગોપીના સમાધાનઅર્થે વ્રજમાં મોકલ્યા અને અક્રૂરને હસ્તિનાપુર વિદાય કર્યા ત્યાં સુધીના પ્રસંગનું વર્ણન છે. અને ઉત્તરાર્ધમાં વિવિધ પ્રસંગોનું છૂટું છૂટું વર્ણન છે ભાગવતના દશમસ્કંધના પ્રસંગોને આ ગ્રંથમાં શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં જ રચવામાં આવ્યા છે. મૂલ શ્લોકોને અનુસરીને જ ભાષાંતર કર્યું છે. અને તેમ છતાં ગુજરાતીમાં પણ સારો ભાવ આવ્યો છે. ભાષાંતરશ્લોકો નિર્દોષ છે. અને વાંચતા રુચિકર થાય એમ છે. ભાષા સંસ્કારી છે, અને મૂલ શ્લોકોનાં જ કેટલાક શબ્દો તેમા રાખ્યા છે. એકંદર જોતાં લેખકનો પરિશ્રમ સાર્થક છે.

**લતા અને લલિતા—પ્રથમ ભાગ.** ( રચનાર. રા. ચુનીલાલ વર્દ્ધમાન શાહ. પ્રકાશક મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. મૂલ્ય રૂ. ૦-૧૨-૦ સુંદર છાપસહિત પાકું પુઠું ) તેના પ્રસિદ્ધ કર્તા તરફથી પ્રાપ્ત થયું છે. આ એક સંસારી નવલકથા છે. અયોગ્ય પ્રકારના સંસર્ગથી મનુષ્યઉપર કેવી અસર થાય છે, અયોગ્ય સ્ત્રીશિક્ષણથી કેવી હાનિ થાય છે, એ એ વગેરે તેમાં દર્શાવવામાં આવ્યું છે. તેના મુખ્ય નાયકને તેનો પિતા એક ધનાઢ્યની પુત્રી કે જે અયોગ્ય સંસર્ગથી ઉચ્છૃંખલસરખી છે તેની સાથે લગ્ન કરાવવા ઇચ્છે છે, પણ વ્યવહારને સુધારનારનું સ્ત્રી ન જણાવાથી તે નાયક એ લગ્ન કરવા ના પાડે છે. તેથી પિતાના કોપનું પાત્ર થતાં તે સંપત્તિને ત્યજી ચાલ્યો જાય છે. એક બીજા રાજ્યમાં તે પોતાની વિદ્વત્તાના બલથી સારૂં સન્માન મેળવે છે. અને ત્યાં વિવિધ મનુષ્યોસાથે વિવિધ વિષયના વિચારોનો તેના મુખથી લેખકે ઉલ્લેખ કરાવ્યો છે. સંસારના ચિત્રની સાથે કંઇક રાજ્યવ્યવહારનાં ચિત્રોનું પણ આ વાર્તામાં સંમેલન કરવામાં આવ્યું છે. પુસ્તક પૂર્ણ ન હોવાથી તેનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય સ્પષ્ટ થયો નથી, પરંતુ આ પ્રથમ ભાગના વિચારો એકંદર સારા છે. કોઇ કોઇ પ્રસંગ સહજ અતિશયરૂપમાં ચીતર્યો હોય એવું જણાય છે, અર્થાત્ સંસારમાં તેવા પ્રસંગ બને તોપણ તે અપવાદરૂપ ગણાય એવા હોય છે જેથી તેનું ચિત્ર જગતના અમુક ભાગને જ વિશેષ ઉપયોગી થઇ પડે, તેમ છતાં જે જે અયોગ્ય બાબતોઉપર લેખકે કટાક્ષ કર્યા છે તે યોગ્ય પ્રકારના છે. પ્રથમ વિભાગમાં સંસારમાં થતા અયોગ્ય પ્રકારનાં મનુષ્યોનાં વિવિધ ચિત્રો છે આશા છે કે તે પુસ્તકના ભવિષ્યના વિભાગોમાં સંસારમાં વહેવાયોગ્ય સરળ વ્યવહારના ચિત્રોને પણ લેખક અવકાશ આપશે, જેથી વાચકને તેનું સ્પષ્ટ સ્વરૂપ સત્વર લક્ષમાં આવે. નિષેધરૂપવસ્તુનું જ પ્રતિપાદન કરવાથી વિચારવંત મનુષ્યો તો તેનું વિરોધી જે વિધિસ્વરૂપ તે લક્ષમાં લઇ શકે, પરંતુ સામાન્ય વર્ગને તે કંઇક કઠિન પડે છે. તેવાઓને સંસારમાં ઉત્તમ રીતે કેવી રીતે વહેવું તેનું સરળ રૂપ દર્શાવવામાં આવ્યું હોય છે તો તે તેને વિશેષ લાભકારક થઇ પડે છે. આ પ્રથમ વિભાગમાં ભાષા અસરકારક છે, કેટલાક વિચારો અપૂર્ણ છતાં પ્રૌઢ છે, અને શૈલિ રસિક છે. વાર્તારૂપે આ લેખ રુચિકારક થઇ પડે એમ છે. મુખ્ય નાયક અને તેના બંધુના સ્નેહનુ ચિત્ર બહુ સારૂં આપ્યું છે.

તેના દ્વારા સત્કાર્યના ફલનું નિદર્શન પણ વાચકોને કરાવ્યું હોત તો વાચકોના હૃદયઉપર જે આજે પરિણામે શોકની છાયા પ્રસરી રહે છે, અને જે શિથિલ (Passive) બોધને પામવાનો સંભવ રહે છે, તે ન રહેતાં આનંદપૂર્વક તેઓ તે ચરિતને ધારણ કરવામાં વધારે ઉત્સાહી બનત. બાકી એ પ્રસંગથી જે અસર ઉપજવી જોઈએ તે અસર ઉપજાવવામાં લેખક વિજયી થયા છે એ નિસંશય છે. એ ગ્રંથમાં છેવટના ભાગમાં, હાલ આર્યબાલાઓના હિતને માટે શું કર્તવ્ય છે તે દર્શાવનારા કેટલાક વિચારો પ્રકટ કર્યા છે. અને તદનુસાર શાખાઓ ઉઘાડવાનું ચિત્ર આપ્યું છે, એ ઘણું સારૂં છે. એ વિચારો પણ પ્રજાનું હિત સાધનારા છે. આર્યપ્રજાના હિતને સર્વોત્કૃષ્ટ પ્રકારે સાધવામાં જે મુખ્ય છે તેની લક્ષણા યોગિનીના મુખદ્વારા બહુ સારી રીતે કરાવી છે જે અત્ર જણાવી, પરિણામમાં લેખકની જે જે શુભ ભાવનાઓ છે તેને પરમાત્મા સફલ કરો એમ ઇચ્છી આ સ્વલ્પ વિવેચનને અટકાવીશું. યોગિનીના વિચારઃ "ખોટું ન લગાડીશ હોં, કુમારિકા રહીને જીવન ગાળવાનો વિચાર મેં તારો સાંભળ્યો છે, એ પણ ઠીક છે. પરંતુ આપણા શાસ્ત્રોમાંના પત્ની અને સતીના ધર્મ મને સર્વદા અપાર્થિવ જ લાગ્યા છે. અને એટલા સારૂ હું તો પવિત્ર, પ્રેમીલાં દંપતી થઇ જગતની સેવા કરવી એ જ મનુષ્યજીવનની ઉત્તમાવસ્થા માનું છું. તથા દેશની ઉન્નતિનો મુખ્ય આધાર જે આત્મત્યાગી, સ્વદેશપ્રેમીલી પ્રજા, તેનાં પણ જન્મ આપનાર તે જ હોઇ તે હમેશાં વંદનીય છે."

આ સ્થાને એ જણાવવું અસ્થાને નહિ ગણાય કે ઉક્ત કથાના લેખક **શ્રી રામમોહનરાયને** થોડા સમયથી સ્ત્રીઉપયોગી માસિક '**સુન્દરીસુબોધ**'નું તંત્રીપદ પ્રાપ્ત થયું છે. અને ત્યારથી એ પત્ર પોતાની દિશામાં સારી પ્રગતિ કરતું થયું છે. માત્ર વાર્ષિક ૧-૪-૦ ના લવાજમમાં વાચકોને જે સાહિત્ય પૂરૂં પાડે છે તે તેમના પરિશ્રમનો પરિણામ છે. સુંદરીસુબોધમાં મુખ્યત્વે કરીને સ્ત્રીઓને ઉપયોગી અને સ્ત્રીઓનાંડે લખાયેલા લેખો આવે છે. અને તેમાં નાની મોટી વાર્તાનો મોટો ભાગ હોય છે. એ વાર્તાઓમાં પણ ઉપર જણાવ્યું તે પ્રમાણે ઘણે ભાગે પરિણામે દ્રાવક પ્રસંગનું ચિત્ર જણાય છે, તો પણ સ્ત્રીઓનો એ પ્રયાસ અધિક પ્રશસ્ય છે. અને તેઓ આ સત્કાર્યને જારી રાખશે તો અનેક સ્ત્રીઓ લેખકો તથા વાચકો ઉભયને એ પત્ર લાભકારક થઇ પડશે. તેમાંના કોઇ કોઇ સ્ત્રીલેખ સામાન્ય પુરુષલેખોને ટક્કર મારી જાય એવા હોય છે. સ્ત્રીઓની ઉન્નતિમાં સહાયક થઈ પડે એવા ઘણા લેખો, ગ્રંથો. માસિકો, સાપ્તાહિકો અને દૈનિકોની જરૂર છે. કોઈનામાં કોઇ પણ બાબતના સંસ્કાર એકાએક પડતા નથી, અને તેથી સ્ત્રીજાતિમાં સત્સંસ્કાર પાડવાને માટે તેમને અનુકૂલ પ્રકારના સાહિત્યની જેમ અધિક વૃદ્ધિ, તેમ તેમને તે વિશેષ લાભ આપે છે. જો કે કેવલ વાચન એ જ મનુષ્યને સર્વોત્તમ કરનાર છે, એમ કંઇ નથી, બીજાં અનેક સાધનોની પણ તેમાં અપેક્ષા છે, પરંતુ તેમાં ઉત્તમ જ્ઞાનને પ્રકટાવનાર સાહિત્ય એ પણ એક મુખ્ય સાધનરૂપ હોવાથી તેની અભિવૃદ્ધિને ઇચ્છવી એ અયોગ્ય નથી જ. આ નિમિત્ત આગ્રહપૂર્વક શુભ પ્રયત્ન કરનાર ઉક્ત લેખકનો તથા તેમની સાથે સહકારી કાર્ય કરનાર તેમના સમગ્ર બંધુમંડલનો વિજય ઇચ્છીશું.

---

# जरा अवलोकवा कृपा करशो.

**મહાકાલનો** આ અંક વર્તમાન વર્ષનો છેલ્લો અંક છે. આવતા કાર્તિકથી તે પોતાના પચીસમા વર્ષમાં પ્રવેશ કરશે. વર્તમાન વર્ષે તેના તંત્રીશ્રીની સ્વરૂપસંસ્થિતિને લીધે અનિયમિતપણે તેના અંકો કાઢી શક્યું છે, તેમ છતાં તેના ગ્રાહકોની સંખ્યામાં નિત્ય વૃદ્ધિ થતી રહે છે, એ જ તેની અગત્ય અને લોકોપયોગીપણું સિદ્ધ કરે છે. બીજાં અનેક માસિકોને એક વખત વાંચી તેને બાજુએ મૂકવામાં આવે છે, ત્યારે **મહાકાલનું** વાચન તેના વાચકો કાયમ તરીકે રાખે છે, અને અનેક પ્રસંગે તેઓ તેને પુનઃ પુનઃ વાંચે છે. કેમકે તેમાં આવતા લેખો મનુષ્યજીવનને ઉચ્ચ કરનાર વિચારોથી પૂર્ણ હોય છે. તેમ જ તે મનુષ્યના શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક–સર્વ જીવનને ઉન્નત કરવાની કલાને દર્શાવે છે. આથી કરીને તેમાં ચર્ચાતા વિચારો વાચકોને અત્યંત હિતકારક જણાય છે. તેમાં દર્શાવાતા સિદ્ધાંતોનું સર્વ પ્રેમપૂર્વક પાલન કરે છે.

આ પ્રકારના ઉપયોગી વિચારો માટે **મહાકાલના** ગ્રાહકોની ઘણા વખતથી એવી ઇચ્છા હતી કે તેવા વિચારોનું કોઈ પુસ્તક, ગમે તો **મહાકાલને** કદમાં સહજ નાનું કરીને પણ તેના ગ્રાહકોને આપવામાં આવે તો સારૂં. તેમની આ ઇચ્છાનુસાર **મહાકાલના પચીસમા વર્ષમાં, એક પુસ્તક તેના પ્રત્યેક ગ્રાહકને ભેટરૂપે આપવામાં આવશે.** તેની સાથે **મહાકાલનું** હાલ જે કદ છે તેમાં કશો ઘટાડો કરવામાં આવશે નહિ. તે પુસ્તક મનુષ્ય જીવનને સર્વોત્તમ કરવામાં અત્યંત ઉપયોગી થઈ પડે, એવા વિચારોને દર્શાવનાર થશે. **મહાકાલના** વાચકોને તે ગ્રંથના વિચારો કેવા ઉપયોગી થશે એ કહેવાની કશી જ અગત્ય નથી, કેમકે **મહાકાલના** વાચનથી તેઓ જાણે છે કે **મહાકાલસરખા** સર્વોત્તમ માસિકની ભેટના પુસ્તકમાં સર્વોત્તમ અને અત્યંત ઉપયોગી જ વિચારો આવવાના અને તેવા ઉપયોગી વિચારો એક સાથે રહેવાથી વાચકને તે વધારે હિતકારક થઈ પડે એ સ્વાભાવિક જ છે.

આમ થવાથી **મહાકાલના** વાચકોને **વિના ખર્ચે બમણો લાભ થવાનો પ્રસંગ આવ્યો છે માટે**

સંવત ૧૯૬૯ નો મહાકાલનું વાર્ષિક મૂલ્ય ૨-૦-૦ તત્કાલ
મોકલી આપવા કૃપા કરશો.

# प्रासंगिक उक्तिओ.

—જોતાજોતામાં એક વર્ષ વ્યતીત થઇ ગયું અને વર્તમાન વર્ષના અંતિમ દિવસો આવી પહોંચ્યા.

—વ્યાપારીઓનો નિયમ છે કે વર્ષના અવધિએ હિસાબ નક્કી કરી વ્યાપારમાં શો નફો ટોટો આવ્યો તેનો નિર્ણય કરવો. તમે સર્વ એક પ્રકારના વ્યાપારી છો. અને તેથી તમે પણ તમારા વ્યાપારનો હિસાબ કહાડો એ વાસ્તવિક છે.

—પરંતુ તમારે એક વાર્તા લક્ષમાં રાખવાની છે, અને તે એ કે તમારા નફાનો જ માત્ર હિસાબ કહાડવો. અને ભવિષ્યમાં એ નફો વધારે કેવી રીતે તમારે મેળવવો તેના વિચારો કરવા. નુકસાનતરફ જોવાની કશી જ જરૂર નથી. એ એની મેળે જ ઓછું થઇ જશે.

—દિવસમાં માત્ર ૨૪ કલાક છે, અને જ્યારે તમે ચોવીસે કલાક નફાનો વ્યાપાર કરો છો તો પછી એવો કયો સમય તમને મળશે કે જેમાં તમે ખોટનો ધંધો કરો ? અને નહિ કરો તો પછી તમને ખોટનો સંભવ ક્યાં રહ્યો ?

—ખોટના વિચાર કર કર કરવા કરતાં નફાના ચિંતનમાં પડો, અને તે તમને વધારે ઉપયોગી થઇ પડશે. ખોટના વિચાર બહુ બહુ તો તમને ખોટના રસ્તા વધારે ખુબી રીતે દેખાડી આપશે, પણ તેનામાં તમને એ માર્ગે જતા અટકાવવાનું બળ નથી. એ બળ તો નફાના વિચારો કરવામાં જ છે.

—પણ નફાના કેવળ વિચારો કરીને બેસી રહેશો નહિ. કેવળ વિચારો કરીને બેસી રહેવાથી પણ લાભ થાય છે, પરંતુ જ્યાં સુધી તેવા પ્રકારના વિચારો ન કરી શકો ત્યાં સુધી વિચારની સાથે યત્નને સેવજો. એક એવા મનુષ્યને હું જાણું છું કે જેણે કેટલાએ વર્ષોઉપર કોળીનાળીજેવી હલકી જાતિને ઘણા રૂપૈયા ધીર્યા હતા. હવે જેને રૂપૈયા ધીરેલા તે મનુષ્યોનો પત્તો પણ મળતો નથી, અને મળવાનો સંભવ પણ નથી, છતાં તે મનુષ્ય દર દીવાળીએ નવા ચોપડાઓ કરે છે, અને તેમાં પેલા લોકોને ધીરેલા રૂપૈયાનો હિસાબ ગણી વ્યાજ વગરે ઉમેરી તેમના ખાતે ઉધારે છે ! જ્યારે ખરૂં જોતાં તો તેમાંનાં કેટલાંક મનુષ્યો તો જગત્માંથી પણ ઉધરાઇ ગયા હશે !

—કહો આ હિસાબનો શો લાભ ? અને શું એવા હિસાબ અનેક મનુષ્યો નથી ગણ્યા કરતા ? આવા હિસાબ એ જ પ્રયત્નવિનાના વિચાર છે. જે મનુષ્યો ક્રિયાવિષયનો, વિચારવિષયનો કે આત્મવિષયનો કોઇ પણ પ્રકારનો પ્રયત્ન કર્યા વિના જ કેવલ વિચારને સેવે છે તેઓ કશો લાભ પામતા નથી.

—પ્રયત્ન કરો, નફાનો પ્રયત્ન કરો, નફાના વિચારો કરો, નફાનું ધ્યાન ધરો અને નફાને સર્વત્ર જુઓ. ટોટાના વિચાર કરવાથી થયેલો કયો ટોટો પાછો વળ્યો છે ? અથવા ટોટાના વિચારથી શું ટોટાને માર્ગે જતા અટકાવાયું છે ? નહિ જ. નફાનો વિચાર કરવાથી જ ખોટને રસ્તે જતા અટક્યા છો. તમે જો નફાનો યત્ન નથી કરતા તો ખોટને માર્ગે ગયા વિના રહેતા જ નથી. કેમકે તમે નિરંતર ગતિવાળા છો. સ્થિર–જડ–નથી. અને તેથી તમારે બે માર્ગમાંથી કોઇ પણ માર્ગે જવું જ જોઇએ. નફાના વિચારો કરતા અટક્યા કે તમે

ખોટને માર્ગે જાઓ જ છો, અને ખોટના વિચારો કરતા અટક્યા કે તમે નફાના માર્ગમાં આવો જ છો. એ વિના ત્રીજો માર્ગ નથી.

—ત્યારે આ વર્ષમાં શો નફો થયો તે વિચારી જોજો. અને તે નફો વધે તેને માટે યત્ન અને વિચાર કરજો. ઘણી ખોટ ગઇ હોય, તોપણ કશી ચિંતા નથી. નફો એ એવી વસ્તુ છે કે જ્યાં થવા માંડ્યો કે ગમે તેટલી ખોટ હશે તોપણ પૂરી દેશે.

—બીજું એ એક જાણો છો કે પ્રત્યેક વસ્તુમાં હિત અથવા આપણા ચાલતા વિષયના શબ્દોમાં કહીએ તો પ્રત્યેક વ્યાપારમાં કોઇ પણ અંશનો નફો હોય જ છે ? ઉપરથી ગમે તેટલી હાનિ જણાય તેમ છતાં એક અંશમાં પણ તેમાં નફો–હિત–રહેલું છે. એને શોધીને જો તેના જ તમે વિચાર કરો છો તો તે અંશ વિકાસ પામતો જાય છે, અને પરિણામે તે એટલો વિકાસને પામે છે કે હાનિનો ગમે તેટલો વિશાળ પ્રદેશ હોય તોપણ તે સમગ્રને છાઈ દે છે.

—તેથી કોઇ ખોટનો વિચાર તમને આવે તો તેથી ભડકી ઉઠશો નહિ કે ' ઉઠાવાઈ ' જવાની બીકને ધરશો નહિ. તત્કાલ તેમાં રહેલા નફાના અંશને શોધી કહાડો અને તેનું ચિંતન કરો.

—અને તેમ કરવાથી તમારો વ્યાપાર અધિક નફાવાળો થશે, પરંતુ એથી પણ વધારે નફો જોઇતો હોય તો બીજાના ખોટના ધંધાનું પણ ચિંતન કે વિવેચન કરશો નહિ. વસ્તુતઃ તમે અને બીજામાં કશો ભેદ નથી. તમે એ જ બીજા છો, અને બીજા એ જ તમે છો. તમે પૂર્વાર્ધ છો તો એ ઉત્તરાર્ધ છે. અને તેથી અન્યની હાનિના વિચાર એ તમારી જ હાનિના વિચાર છે.

—ત્યારે મારા, તમારા અને તેમના નફાના વિચારો જ નિત્ય કરજો, અને હું, તમે અને તે, તમને પુષ્કળ પ્રમાણમાં નફો આપીશું. કેમ, તમને આ વાત ગમે છે ? મને તો ગમે છે.

—ગયા અંકની ' પ્રાસંગિક ઉક્તિઓ ' વાંચી તમે આ અંક જોવાને અધિક ઉત્સુક હશો જ. અને તેમાં પણ જો તમને બાળકો હશે, તો તો તેમના હિતની વાતો આ અંકમાં જણાવવા માટે મેં લખ્યું હોવાથી તમે વધારે આતુર રહ્યા હશો. અને તે યથાર્થ છે. પોતાના બાળકોનો હિતનો માર્ગ પ્રાપ્ત કરવાને માટે તમે આતુર હો એ સ્વાભાવિક જ છે.

—તમારાં બાળકો એ ભવિષ્યના તમે જ છો, અને વર્તમાન સમયમાં તમે તમારું હિત સાધવા જેમ તત્પર હો છો તેમ ' ભવિષ્યના તમે'ને માટે પણ તેટલું જ હિત સાધવા તમે તત્પર હો જ. તો તમારા બાળકોના હિતનું શું છે !

—શ્રી શ્રેયસાધકવર્ગ તરફથી આ માસની ત્રયોદશી–ધનત્રયોદશીના શુભ દિવસથી બાળકોને ઉત્તમ બોધ મળે, બાળકો રસપૂર્વક વાંચે અને પ્રસન્ન થાય એવું એક નાનું માસિક કઢાવવામાં આવશે–આવ્યું છે. કેમકે કૃષ્ણચતુર્દશી કે જે દિવસે આ અંક પ્રકટશે તેના પૂર્વે એક દિવસ પહેલાં ઈશ્વરેચ્છા હો તો તે પ્રકટ થઇ જશે.

—આ માસિક કદમાં સુંદર, લેખમાં સુંદર, દેખાવમાં સુંદર, વાંચવામાં સુંદર, અને સમ-

જોવામાં પણ સુંદર છે.' વળી તે વિચારમાં સુંદર, ભાષામાં સુંદર અને બાલકોને શિક્ષણ આપવામાં પણ સુંદર છે. અને એ સર્વની સાથે કિંમતમાં પણ તે સુંદર જ છે. માત્ર વાર્ષિક મૂલ્ય રૂ. ૧-૦-૦.

તમારા બાલકોમાટે વર્ષે એક રૂપૈયો ખર્ચવો શું તમને ભારે પડશે? નહિ જ. એક વર્ષ માટે માત્ર એક રૂપૈયો ખર્ચી તમારાં બાલકોને તે આપો, અને તેમને વાંચવા દો. એક વર્ષમાં જ તમને જણાશે કે ૧૦૦ રૂપૈયા ખર્ચવાથી તમારાં બાલકોને તમે જે જ્ઞાન નથી આપી શકતા તે માત્ર આ એક રૂપૈયો ખર્ચવાથી તમે આપી શકો છો.

—બીજી ત્રીજી ચોપડી વાંચનાર બાલક પણ આ માસિકને વાંચીને સમજી શકશે, અને તેની સાથે જરા મોટી વયનાં અને વધારે સમજણવાળાં બાલકોને પણ તેથી લાભ થશે. તેમને માટે પણ બહુ ઉપયોગી વિષયો તેમાં આવશે.

—પરંતુ 'મારે તો બાલકમાં હું પોતે જ છું, એટલે એ લઇને શું કરૂં' એમ કહેનાર પણ કેટલાક નીકળશે. પરંતુ તેની કંઇ અડચણ નહિ. તમે પોતે પણ કેટલીએ બાબતમાં હજી બાલક છો. તમારે પોતાને પણ કેટલીએ બાબતમાં હજી એકડા ઘુંટવાના છે. તમારે પોતે પણ બાળક જે જ્ઞાન મેળવે તે મેળવવાનું બાકી છે. તમારામાં પણ બાલકનામાં જે જ્ઞાન હોવું જોઇએ તે હોવાની જરૂર છે. અને તેથી તમે જાતે તે વાંચજો.

—તમારાથી પણ બાલકના જેવા કેટલાક દોષો થાય છે, તમારામાં પણ બાલકના જેવા કેટલાક દુરાગ્રહ બંધાય છે, તમારામાં બાલકજેવું અજ્ઞાન કેટલીક વાર પ્રકટી આવે છે, તમારે પણ બાલકને જાણવાજેવી કેટલીક બાબતો હોય છે, તમારી પણ બાલક જેવી કેટલેક પ્રસંગે દુર્બલ સ્થિતિ થઇ જાય છે, તમને પણ બાલકને આપવા યોગ્ય એવા સરળ જ્ઞાનની અગત્ય પડે છે, અને તેથી તમારે તો આ માસિક ખાસ લેવાની જરૂર છે.

—તમને પુત્ર હો કે પુત્રી અને કંઇ નહિ તો તમે એ સર્વને ઉપયોગી એવું આ માસિક છે. માટે તમારે ત્યાં તેને જરૂર બોલાવજો—આવકારપૂર્વક અને પ્રેમવડે બોલાવજો. તમે એક રૂપૈયો તેના વ્યવસ્થાપકને મોકલજો, એટલે તે ચાલ્યું ચાલ્યું તમારી પાસે આવશે. તમારે બીજી કશી જ મહેનત લેવાની નથી.

—ત્યારે એનું નામ શું? એનું નામ નાનું અને મીઠું છે. પણ શું? પણ તે નામ સરળ અને સમજાય એવું છે. પણ તે શું? વળી તે નામ બાળકોને યાદ રહી જાય તેવું છે. અરે પણ તે શું એ કંઇ સમજાય? માત્ર ૭ અક્ષરનું તે નામ છે. એટલે શું સમજ્યા? એટલે તે ૭ વર્ષથી ઉપરના બાળકોને ઉપયોગનું છે!

—પણ તમે કહેશો કે અમારા બાલકને તો વાંચતાં જ નથી આવડતું. પછી? તોપણ કશી અડચણ નથી. એ કંઇ તમારે આ માસિકના ગ્રાહક થવામાંથી બચવાનો માર્ગ નથી. તમારા બાલકને સારાં બુટ પહેરતાં આવડતું નથી, તેને સારી રીતે વાળ ઓળતાં આવડતું નથી, તેને ધોતીયું પહેરતાં આવડતું નથી, તેને સુંદર ઘરેણાં પહેરતાં આવડતું નથી. આ બધું તેને આવડતું નથી, છતાં શું બધા વિના તમારૂં બાલક રહે છે! ના, કેમકે તમે તે બધું પહેરાવો છો. જ્યારે એ બધું કરો છો ત્યારે આ માસિકમાંથી થોડું કંઇ તેને સમજાવો તો શું તે ન બને! બાલક જ્યારે તમારા કહેવાથી ઘરેણાં પહેરે અને તમારા પહેરાવ

વાયી ધોતીયું પહેરે, અને તમે તેના વાળ ઓળી શકો તો તમારા કહેવાથી આ માસિકમાંની વાત તે શા માટે ન સમજે? અને તમે તે શા માટે ન સમજાવી શકો? બાલકને ધોતીયું પહેરાવવાની કળ જેમ તમને આવડે છે અને તેથી તે પહેરાવી શકો છો, તેમ આ વાતો કહેવાની કળાને તમે મેળવો, અને પછી તે બાળકોને કહો.

—તમે ધોતીયું પહેરાવો તેથી બાળક જેમ રાજી થાય છે, તેમ તમે તેને વાતો કહો તો તેથી તે વધારે રાજી થશે. તમારાથી બને તેટલી રસિકતાથી એમાંની વાતો અને એમાં જણાવેલા કર્તવ્યને તમે સમજાવો. તમે સમજીને બાળકને સમજાવશો તો તેની બાલકઉપર ઘણી સારી અસર થશે. અને તેની સાથે તમને પણ કંઇક લાભ થશે એ વિશેષમાં.

—પણ તેનું નામ! અહો! એ વાત તો રહી જ ગઇ. કેમ, તમારી મેળે તે નથી સમજી શકતા? ૭ અક્ષરનું નામ અને તેમાં 'બાલકો' શબ્દ આવે છે. હવે તો સરળ થઇ ગયું?

—પ્રિય બંધુઓ! આ તો સહજ વિનોદ કર્યો. આજના અંતિમ અંકે જો વિનોદપૂર્વક આપણે છુટા પડીએ તો નવીન વર્ષના નવીન અંકે પુનઃ આપણે વિનોદસહિત મળીએ. સહજ વાતમાં પાર વગરની ગંભીરતાની શી જરૂર! તમે એમ જાણો છો કે ગંભીરતા એ જ જીવનને મૂલ્યવાન્ કરનાર અને વધારનાર છે? એમ નથી. વિનોદ-નિર્દોષ આનંદ એ જ વાસ્તવ જીવનને વધારનાર છે. ગંભીરતા એ જગતનો ધર્મ છે. અને જગત્ શું આપણને અનેક બાબતોમાં ભારરૂપ નથી થઇ પડતું! અને બીજી બાબતોમાં જેમ તે ભારરૂપ થાય છે તેમ જ્યારે ત્યારે વિના પ્રયોજનની મિથ્યા ગંભીરતાને આપણી પાસે ધારણ કરાવી શું તે આપણા ઉપર નકામો 'ટેક્સ'–કર—નથી નાંખતું! ખરૂં છે, જગતના ધર્મોને તેની સાથે વ્યવહાર કરવાનો હોવાથી ભાવે કે કભાવે પણ ધારણ કરવા પડે છે, પરંતુ જ્યાં તેની જરૂર નથી ત્યાં પણ એને અને એને જ આગળ આણવા? જગતના એ બંધનમાંથી મુક્ત થવાની શું આપણે જરૂર નથી? નિર્દોષ વિનોદ એ આપણું સ્વભાવસિદ્ધ લક્ષણ હોવું જોઇએ, અને તે આવા પ્રસંગે પ્રકટાવીએ તો તેમાં કશો જ વિરોધ નથી. ઉલટું તે વિશેષ આનંદજનક તથા સ્નેહમાં અભિવૃદ્ધિ કરનાર છે. અને તેમાં પણ આ તો વળી એક રૂપૈયાની વાત છે!!

—ઉક્ત માસિકનું નામ "બાલકોનો બંધુ" છે. બાલકોને માટે તે લાભકારક છે. અને તે તમારાં બાલકોને જરૂર આપશો. દીપોત્સવીના દિવસોને માટે તેમને જાણવા યોગ્ય કેટલીક બાબતો છે, અને તેથી તેમની વસ્તુ તેમને વેળાસર જ આપશો.

—બીજા લેખોનો વિસ્તાર થવાથી, દુધમાં સાકરના પ્રમાણ જેટલો જ શ્રી વિશ્વચંદ્રનો વિભાગ આ અંકમાં આપી શક્યો છું. પણ તે આખા અંકને મધુર કરશે જ.

—દીપોત્સવીના શુભ દિવસોમાં બને તેટલો આનંદ કરજો. ઘણે ભાગે આનંદનાં પ્રવર્તતાં અરિષ્ટનોસાથે તમે પ્રકટાવેલાં એ પ્રકારનાં અરિષ્ટનો તમને વિશેષ લાભકારક થશે. તેથી એ લાભ લેવાનો ચુકશો નહિ.

—આ અંકમાં બીજી પણ એક નવીન વાર્તાને જણાવવાનું ગયા અંકમાં મેં લખ્યું હતું, તેનું તમે મને આ ક્ષણે સ્મરણ આપો છો, કેમ?

—મહાકાલના ઘણા ગ્રાહકોની વારંવાર એવી માગણી આવતી કે મહાકાલની કોઈ ભેટ નીકળે તો સારૂં. માગણી તો બહુ મીઠી ! પરંતુ જો સાચા પ્રેમથી માગણી કરી છે તો તેમને નિર્મુખ શા માટે જવા દેવા ! સજ્જનો ! આપની ઇચ્છાનો મહાકાલ આજ સ્વીકાર કરે છે.
—આવતા વર્ષે એક ઉત્તમ પ્રકારનું ભેટનું પુસ્તક મહાકાલના ગ્રાહકોને આપવામાં આવશે. મહાકાલનું જે ઉત્કૃષ્ટ ગૌરવ છે તેને અનુરૂપ જ તે ગ્રંથ પણ થશે. અને તેથી વાચકોને અવશ્ય અધિક લાભ પ્રકટે એ નિઃસંશય છે.

—પરંતુ કેવલ આ જ વાર્તા જણાવવાને માટે મેં ગયા અંકમાં લખ્યું ન હતું. એ નવીન વાર્તા તો બીજી જ છે.: પણ આ અંકમાં તે દર્શાવવાની જગા જ નથી. તે પણ ઈશ્વરેચ્છાથી અલ્પ સમયમાં તમે જાણશો. પરંતુ તેનું કંઇ પણ સ્વરૂપ જાણવાને માટે તમારી વૃત્તિ આતુર હોય એ સ્વાભાવિક છે. તેથી હાલ તો એટલું જાણજો કે તે પણ તમારા અત્યંત હિતની જ વાર્તા છે. તમારા વ્યવહારને સર્વોત્તમ કેમ કરવો, એને માટે તમે અખંડ ચિંતાતુર છો. પરંતુ અધિક કાળ હવે ચિંતાનું પ્રયોજન નથી. ઈશ્વરેચ્છાથી અલ્પ સમયમાં જ તેની કળ તમારા હાથમાં આવશે. તે સત્વર પ્રાપ્ત થવા પરમાત્માને પ્રાર્થના કરજો.
—હાલ તો પ્રિય વાચક બંધુઓ ! આ વર્ષમાં તમને હિતકારક એવી વાતો યથાશક્તિ કહી છે. પરમાત્માના અનુગ્રહથી ભવિષ્યમાં પણ અધિક હિતકર વાર્તા કરવા પુનઃ આપણે ઉદ્યત થઇશું જ. હાલ તો એ જ ઇચ્છા છે કે નવીન વર્ષ તમને સર્વ પ્રકારે સુખદ તથા આનંદજનક અનુભવને પ્રાપ્ત કરાવો.

---

# વર્તમાન વર્ષની સમાપ્તિ.

*પ્રિય વાચક બંધુઓ ! પરમાત્માના કોઇ વિલક્ષણ સંકેતને પ્રવર્તાવનારૂં* **શ્રીમહાકાલનું** વર્તમાન વર્ષ આજ પૂર્ણ થાય છે. વ્યતીત પંદર વર્ષમાં નહિ થયેલા એવા એક દુષ્કર પ્રસંગે આ વર્ષને આચ્છાદિત કરી દીધું છે. મહાકાલના નવમ વર્ષમાં તેના આદ્ય ઉત્પાદક પરમાત્મા **શ્રીમન્નૃસિંહાચાર્યજી**ના તિરોભાવનો તેના ઉપર એક અતિ વિકટ પ્રસંગ પ્રાપ્ત થયો હતો. ત્યાર પછી તેઓશ્રીના સ્વરૂપસામર્થ્યના બળે એ જ મહાકાલ પૂર્વકરતાં અધિક દેદીપ્યમાન, પ્રતાપમય, શાંતિજનક તથા ભયતાપાદિને ટાળનારૂં થતું ગયું, અને એમ સહજ કાલ જતાં પછી તે પ્રધાનપણે **શ્રીમાન્ વિશ્વવંદ્ય**ના તંત્રીપણાને પ્રાપ્ત થયું. અને તેમ થતાં તે ઉત્તરોત્તર અધિક અને અધિક ઉત્કૃષ્ટતાને ધારણ કરતું ગયું. જ્યારથી **શ્રીમહાકાલ શ્રી વિશ્વવંદ્ય**ના તંત્રીપણાનીચે ચાલવા માંડ્યું ત્યારથી તેણે પ્રત્યેક માસે લોકોપયોગી તથા લોકહિતકર એવા અનેક વિષયોઉપર અધિક પ્રકાશ પાડવા માંડ્યો. મહાકાલમાં પ્રચારવામાં આવેલા કેટલાક વિચારો તો એવા છે કે જેના આદ્ય પ્રવર્તકરૂપે જ **શ્રીવિશ્વવંદ્ય** ગણાઇ શકે. જેમ જેમ તેમનું અનુભવબલ વધતું ગયું, તેમ તેમ તેમના લેખોમાં અધિક પ્રતિભા, ઉત્કૃષ્ટ તર્કશક્તિ, ઉચ્ચ રહસ્ય, વાસ્તવ સત્ય તથા હૃદયંગમતા આવતી ગઇ. એમના લેખો વાચકોને એટલી સચોટ અસર કરતા કે જે તેમના જીવનમાં અમુક અંશમાં પણ સુધારો કર્યા વિના રહે જ નહિ. શ્રીવિશ્વવંદ્યના લેખના વાચકોના શારીરિક, માનસિક તથા આ-

ધ્યાત્મિક ત્રણે જીવનઉપર તેમના લેખોએ ઉત્તમ પ્રકારની અસર કરી છે, અને જેઓ તે લેખના દૃઢ સંગી રહ્યા છે, તેઓ સ્પષ્ટપણે કહે છે કે મનુષ્યની ઉન્નતિ કરવામાં તેમના લેખો સમાન બીજા કોઇ લેખો ભાગ્યે જ હશે. જેમ જેમ તે લેખો વાંચવામાં આવે છે તેમ તેમ અજ્ઞાનનું, ભ્રાંતિનું, અસત્યનું અને રોગાદિનું એક એક પડ નિવૃત્ત થતું જણાય છે. અને નિષ્પક્ષપાતબુદ્ધિથી વાંચનાર કોઇ પણ સજ્જનને તે સહજ સ્પષ્ટ થાય એમ છે.

આવા સમર્થના તિરોધાનનો આજનો સમય આ પત્રને એક મહા વિકટ પ્રસંગરૂપ ગણાય એમ છે. પરંતુ સમર્થ પુરુષનું યથાર્થ સામર્થ્ય તો ત્યારે જ ગણાય છે કે જ્યારે તે પોતાના સામર્થ્યનાં દૃઢ સદ્બીજ ઇતર મનુષ્યોમાં સ્થાપે છે, અને તેવાં જ દિવ્યજ્ઞાન-બીજક શ્રીમન્નૃસિંહાચાર્યજીએ શ્રીમાન્ વિશ્વવંદ્યદિની હૃદયભૂમિકામાં વાવ્યાં હતાં, તેનું પ્રેમપૂર્વક પાલનપોષણ કર્યું હતું, અને પરિણામે તેને સુફલદાયક વૃક્ષરૂપ કરી નવપલ્લવિત કરી મૂક્યાં હતાં. તે જ પ્રમાણે શ્રીવિશ્વવંદ્યના સામર્થ્યે અલૌકિક જ્ઞાનબીજો અનેક સજ્જનોની મનોભૂમિમાં તથા હૃદયવાટિકામાં એવાં તો દૃઢપણે સ્થાપ્યાં છે કે જેનાં સકલ ઈશ્વરના અનુગ્રહથી ભવિષ્યમાં પ્રકટ્યા જ કરશે. અને એ જ તેમના સામર્થ્યની વિશેષતા છે.

શ્રીમન્નૃસિંહાચાર્યજીના સ્વરૂપસ્થ થયા પછી મહાકાલ ચલાવવું કે કેમ એ એક મોટો પ્રશ્ન થઈ પડ્યો હતો. કેમકે તેઓશ્રીના જે અદ્ભુત લેખોથી તે દીપ્તિમાન્ થઇ રહ્યું હતું તેનું દીપ્તિમાન્ તે હવે પછી રહેશે કે કેમ એ શંકા હતી. પરંતુ તેઓશ્રીના સંકલ્પે જ આ વર્ગના અનેક મુખ્ય અધિકારિઓના અંતઃકરણમાં આ પત્રને ચલાવ્યા કરવાનું સ્ફુરાવ્યું અને તેના પ્રધાન પ્રવર્તકરૂપે શ્રીમાન્ વિશ્વવંદ્યને આ વર્ગના મુખ્ય અધિકારિઓએ સ્થાપ્યા. ત્યારથી આ પત્રનું સવિશેષ પ્રવર્તકપદ શ્રી વિશ્વવંદ્યને પ્રાપ્ત થયું.

ત્યાર પછી ધીમે ધીમે તેમની લેખનપ્રવૃત્તિ વધવા માંડી, અને જેમ જેમ તે વધતી ચાલી તેમ તેમ તે જ્યાં ત્યાં અધિકાધિક સ્તુતિપાત્ર થવા લાગી. અને તેમ થતાં જણાયું કે મહાકાલનું ગૌરવ પૂર્વકરતાં કોઇ પણ રીતે ઉતર્યું નથી, પરંતુ અધિક વૃદ્ધિને પામ્યું છે. અને એ જ પ્રકારનું ગૌરવ તેના વધતા જતા રૂપમાં મહાકાલ ૨૩ મા વર્ષના અવધિ-પર્યંત પ્રકાશતું ગયું.

પરંતુ ૨૪ મા વર્ષે પુનઃ તેને જે દુર્ઘટ પ્રસંગ પ્રાપ્ત થયો તેનાથી તમે સર્વ જાણીતા છો. અત્યંત ઉચ્ચ કક્ષાને પામેલા અને સર્વત્ર વિજયને પ્રાપ્ત થતા આ પત્રને આગળ ચલાવવું કે કેમ એ પ્રશ્ન પુનઃ ઉપસ્થિત થયો. તેની સાથે આ પ્રસંગ એવો હતો કે મહાકાલ જરા મોડું નીકળતાં ઉઘરાણીના પત્રોઉપર પત્રો આવતા, અને તેથી તેની અગત્ય, ઉપયોગિતા અને માગણીનો વિચાર કરતાં તે બંધ કરવું એ અનેક શ્રેયસાધકોને ઉચિત જણાયું નહિ. અને તેથી તેને પૂર્વવત્ ચલાવવાના નિર્ણયના પરિણામે આ એક વર્ષ પુનઃ તેણે પ્રગતિ કરી છે.

શ્રીશ્રેયસાધકવર્ગના વિદ્વાન્ લેખકો પોતાના ધર્મકાર્યરૂપ સમજી આ કર્તવ્ય તેમણે સ્વીકારી પોતાના લેખો આપ્યા ગયા છે, એ અધિક સંતોષના કારણરૂપ છે. સાધકરત્ન, વિદ્વદ્વર શ્રીમાન્ જેઠાલાલ ... ના વેદાંતવિચારમય પ્રૌઢ અને ઉન્નત લેખોએ વેદાન્તવિચારકોને બહુ પોષક આહાર આપ્યો છે, તથા એ પ્રદેશમાં વાચકોને અધિક ઉચ્ચ

ઉતરવામાં બહુ સહાય આપી છે. સાધકભૂષણ વિદ્દદ્રત્ન શ્રીમાન્ નર્મદાશંકરભાઇનો 'બૌદ્ધ ધર્મના ઉદયાસ્તમાનનાં કારણો ' એ લેખ અનેકના આકર્ષણરૂપ થઇ રહ્યો છે. તે વિષય રસભરિત હોઇ, વાચકના હૃદયમાં અનેક સુસિદ્ધાંતને ઉપસ્થિત કરનાર થઇ પડ્યો છે. તેની ભાષા પણ મનોહારિણી છે. સાધકવર વિદ્યાવિભૂષિત શ્રીયુત કૌશિકરામના લેખો પણ રસિક તથા વાચકોને રુચિકર થઇ પડ્યા છે. આ સર્વના લેખોએ મહાકાલના ગૌરવમાં વૃદ્ધિ કરી છે. પરમાત્મા તેમનો અભ્યુદય સાધો.

શ્રીમાન્ વિશ્વવંદ્યનો ' સતી સુવર્ણાનો નાટ્ય રૂપનો લેખ પણ તેમના પુણ્ય સ્મરણને સતેજ કરતો વાચકોને આનંદ આપી રહ્યો છે. તે એક જૂદી શૈલિથી લખાયો હોવા છતાં અધિક આકર્ષક અને લેખકની શક્તિના માહાત્મ્યને વધારનાર થઇ પડ્યો છે.

શ્રીમાન્ વિશ્વવંદ્યના દેહોત્સર્ગને લીધે આ વર્ગના મુખ્ય પુરુષોને વિવિધ પ્રકારનો કાર્યભાર એકાએક પ્રાપ્ત થવાથી, જે નિયમિતતાથી આજપર્યંત મહાકાલ નીકળતું હતું, તે પ્રમાણે આ વર્ષમાં નીકળી શક્યું નથી, એ તમને અસંતોષનું કારણ છે. તેમ છતાં આ વર્ષના અંતપર્યંતમાં નિયમિત થઈ ગયું છે, અને તેથી ભવિષ્યમાં તે નિયમિત રહેવાના અધિક સંભવો છે.

અને ઇશ્વરાનુગ્રહથી તે ઉત્તરોત્તર અધિક ઉત્કૃષ્ટ થવાના પણ અનેક સંભવો છે. શ્રીમાન્ નર્મદાશંકરભાઇનો એક ઉત્તમ લેખ આવતા વર્ષમાં આવશે. તેમાં આ વર્ગના સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યજીના કેટલાક સિદ્ધાંતોનું સ્વલ્પમાં ઉદ્ઘાટન થશે. તેમ જ શ્રીયુત જેઠીસનદાસ ભાઇ તરફથી પણ એક વિજ્ઞાનમય લેખ પ્રકટ થશે, જેમાં માનસ શાસ્ત્રના તેમ જ વિવિધ ઉપયોગી તથા મહત્તના વિચારોનો પ્રકાશ થશે. તે જ પ્રમાણે બીજા પણ કેટલાક, નવીન અને ઉપયોગી વિચારોને સરળ શૈલિમાં વિવિધ લેખોરૂપે પ્રકટ કરવામાં આવશે.

આજ પર્યંત જેમ તમે મહાકાલનું સેવન કરતા આવ્યા છો, તેમ હવે પછી પણ કરશો તો તમને તેથી સંતોષ થયાવિના નહિ જ રહે. મહાકાલપાસે તમને આપવા યોગ્ય ઉપયોગી વસ્તુ હજી એટલા બધા પ્રમાણમાં છે કે જે વસ્તુતઃ ખુટે તેમ નથી. આજ પર્યંત તમે જે સંબંધી લેશ પણ નથી જાણ્યું તેવું પણ તેની પાસે જણાવવા યોગ્ય ઘણું છે.

વર્તમાન વર્ષની વસ્તુસ્થિતિ કંઇક જૂદા પ્રકારની થવાથી કંઇક અવ્યવસ્થાનું સ્વરૂપ તમારી દૃષ્ટિએ આ વર્ષમાં આવી ગયું છે. પરંતુ ઈશ્વરની સત્તાથી તે પણ હવે નિવૃત્ત થવાના ક્રમઉપર છે.

શ્રેયસ્સાધકવર્ગના જે જે વિવિધ જનહિતકર ઉદ્દેશો છે તેનો પ્રવર્તાવવાનો આરંભ પણ ક્રમે કરી થતો જાય છે. આજ જેટલા પ્રમાણમાં તે પોતાના ઉદ્દેશોને બહાર પ્રકટાવે છે, તેના કરતાં પણ વિશેષ ઉચ્ચ ઉદ્દેશો તેના લક્ષ્યબિંદુમાં છે. સ્થૂલરૂપે પ્રકટવામાં તેને યોગ્ય સાધનોની સિદ્ધિ થતાં તે પ્રકટશે જ અને તે સાધનો પણ પરમાત્માના અનુગ્રહથી પ્રકટતાં જાય છે. તમે તેના સત્ફલના ભોક્તા થાઓ એ જ આ વર્ગની ઇચ્છા છે,

પ્રિય સજ્જનો ! વિવિધ વિકટતાવાળું વર્તમાન વર્ષ વ્યતીત થયું છે. સદાકાળ વિકટતા ટકતી નથી. વિકટતા–ભૂત, ભવિષ્ય કે વર્તમાન–કોઇ પણ કાલની વિકટતાનું ચિંતન આપણને હિતજનક નથી. એ ચિંતન નિરંતર ઉપદ્રવને જ કરનાર છે. વર્તમાન વર્ષની પૂર્ણાહુતિની સાથે વિકટતાના ચિંતનની પણ પૂર્ણાહુતિ કરો.

નવીન વર્ષમાં નવીન ઉત્સાહ, નવીન આનંદ, નવીન કર્તવ્ય, નવીન ઉદ્દેશ, નવીન બલ અને નવીન શુભેચ્છાપૂર્વક પ્રવેશો. જે કંઇ સર્વોત્તમ નવીન જણાય તેને ગ્રહણ કરો. સર્વોત્તમ અને નવીન માર્ગે ગમન કરો. સર્વોત્તમ અને નવીન પદમાં આવીને સ્થિર થાઓ. નવીન વર્ષ જેમ નવીન થાય છે, તેમ તમે પણ તેની સાથે નવીન થાઓ છો. નવીનને જ ગ્રહણ કરો, જૂનાને જવા દો.

નવીનતાની વૃત્તિને અધિકને અધિક નવપલ્લવિત કરો. નવીનતામાં જે કંઇ તત્ત્વ છે, તેને ગ્રહણ કરો, અને તે ગ્રહણ કરીને પુનઃ નવીનમાં પ્રવેશો. આ પ્રમાણે ઉત્તમ પ્રકારના નવીન અને નવીનમાં જેમ જેમ તમે પ્રવેશતા જશો, તેમ તમે ઉત્તમ પ્રકારનું નવીન બળ, નવીન જીવન, નવીન શરીર, નવીન સંપત્તિ અને નવીન શક્તિઓને મેળવતા જશો.

જે કંઇ નવીન થતું જાય છે, તે જ દીર્ઘ કાળ ટકે છે, જે કંઇ જીર્ણ રહે છે તે ટકતું નથી. જે કંઇ નવીન છે તેમાં જ ઉત્સાહ, સામર્થ્ય, સ્ફુર્તિ, પ્રતિકૂલતાસંમુખ થવાનું બલ તથા જીવન છે. તમારે તે સઘળું જોઇએ છે તો નવીનરૂપે બનો. નવીન થતા રહેવું એમાં જ મહત્તા છે, એ જ ખરૂં કર્તવ્ય છે અને એ જ ખરૂં પ્રાધાન્ય છે.

તમારામાંથી સર્વ પ્રકારનાં જીર્ણ પરમાણુઓને ટાળવા પ્રયત્ન કરો. જ્યાં સુધી જીર્ણ પરમાણુઓ રહે છે, ત્યાં સુધી તે પોતાના જેવાં જ પરમાણુઓને જ્યાં ત્યાંથી આકર્ષે છે. તેથી જેમ બને તેમ અધિક પ્રમાણમાં જીર્ણ પરમાણુઓને ટાળીને તેને સ્થાને નવીન પરમાણુઓને સ્થાપો. અને તેમ થતાં તમે સર્વ પ્રકારની નવીનતાને પામશો.

બન્ધુઓ ! ભગિનીઓ ! નવીન વર્ષમાં તમે સુખ તથા આનંદપૂર્વક પ્રવેશો, અને તેમાં પરમાત્માના અનુગ્રહથી નવીન થઇને નવીન નવીન સર્વોત્તમ અભ્યુદય, શાંતિ, પ્રસન્નતા અને કાર્યસિદ્ધિનો અનુભવ કરો.

---

☞ આ અંકમાં જુદી જુદી બાબતોની આપવામાં આવેલી સૂચનાઓપ્રતિ વાચકવર્ગનું લક્ષ ખેંચવામાં આવે છે.



विश्ववंद्यसमो बोद्धा विश्ववंद्यो हि केवलम् ।

## તમને કોની સંગતિ વધારે લાભ કરનાર છે.

સામાન્ય રીતે તમારામાં જેટલું બળ નિત્ય રહેતું હોય તેના કરતાં કોઈ કારણસર તમારામાં ઓછા બળ અથવા સત્વની પ્રતીતિ થાય તે વખતે ' તમે આજે કંઇ બરાબર નથી જણાતા, આજ કંઇ તમારો ઘાટ રોજજેવો નથી ' એ પ્રકારનાં વચનો તમને કહેવાં એ જેઓ પોતાની એક પવિત્ર ફરજ અથવા સ્વધર્મરૂપે સમજતા હોય તેવા મનુષ્યોનો સંગ રાખશો નહિ અથવા તમારામાં કંઇ પણ વિક્રિયા કે દુર્બલતાની પ્રતીતિ થતાં તેની તમને ચોંકાવનારી ખબર આપનાર ' ખબરપત્રીઓ 'નો પણ સંગ સેવશો નહિ. ' કેમ કંઇ આજ તમારૂં મોં કરમાયાજેવું લાગે છે, કેમ આજ ઉદાસ જણાઓ છો ' એવાં વચનો પૂછવાનો કેટલાકનો તો અભ્યાસ જ થઇ ગયો હોય છે. તમારામાં તેવું કંઇ હોય કે ન હોય તોપણ એ પ્રકારે પૂછવું એ તેમનો એક પ્રકારનો ' નિત્યક્રમ ' હોય છે. સત્ય વાર્તા એ છે કે કોઇ પણ મનુષ્યને જ્યારે 'તમે ખરાબ દેખાઓ છો, તમે માંદા દેખાઓ છો, તમે ઉદાસ દેખાઓ છો ' એમ વારંવાર કહેવામાં આવે છે ત્યારે તેનું બળ અથવા સત્વ દશથી સો ટકાસુધી ઘટી જાય છે. શરીરની સ્થિતિઉપર મનની આટલી બધી સત્તા પ્રવર્તે છે. એથી ઉલટું, જ્યારે મનુષ્યને તે બળવાન્, નિરામય અને વધારે સારો જણાય છે એ પ્રકારે કહેવામાં આવે છે, ત્યારે તેના શરીરનું બળ, સત્વ તથા મનનું સામર્થ્ય હમેશાં વૃદ્ધિંગત થાય છે. તેમ જ તેના બહારના દેખાવમાં તે વધારે સારો દેખાય છે. ઉપરથી જોતાં જ તેનામાં સારો ફેરફાર જણાઇ આવે છે, મળવા આવતાં જ 'અહો ! આજ તો પ્રકૃતિ બહુ ઉત્તમ જણાય છે, શરીરમાં બહુ સારો ફેરફાર થયો લાગે છે' એ પ્રકારના ભાવનાં વચનો કહેનાર, જેને ઉદ્દેશીને તે કહેવામાં આવે છે તેના ઉપર બહુ સારી અસર કરે છે. તેથી, જેઓ પોતાના શબ્દો અને કૃતિવડે તમને વધારે સારાપણાને ભાન કરાવવામાં સહાય કરે છે, તેવાની જ સંગતિ કરજો. કેમકે જ્યાં તમને નિરામયતાનું ભાન થાય છે એટલે તમે નિરામય-સર્વ પ્રકારના નિરામય થાઓ છો.

---

# वालकोनो वन्धु.

## ખાસ નાનાં બાલકોને માટે.

( માસિક )

'બાલકોનો બંધુ' એ નામનું આ વર્ષના આશ્વિન કૃષ્ણ ૧૩-ધનતેરશથી એક માસિક કહાડવામાં આવ્યું છે તેમાં નાનાં બાલકોને સમજણ પડે એવી સરળ ભાષા, અને બાલકોને અત્યંત ઉપયોગી એવાં સારા વિચારો રસિક શૈલિથી જણાવવામાં આવ્યા છે; તેમ જ બાલકોને આનંદ પડે એવી વાર્તાઓ, બાલકોને મુખપાઠ કરવા સરખી સહેલી અને સારી કવિતાઓનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તેની સાથે બાલકોની ધર્મક્રિયાપ્રતિ ઉત્સાહપૂર્વક વૃત્તિ વધે એવી યોજના તેના કેટલાક લેખોમાં કરવામાં આવી છે. વળી કેટલાક જૂદા જૂદા પ્રકારના બોધના પાઠ, બાલકોને વાંચવા ગમે એવી રીતના આપવામાં આવ્યા છે.

આ માસિક બાલકોમાટે ખાસ અગત્યનું અને ઉપયોગનું છે. કેમકે તેમાં બાલકોને આ ન કરવું અને તે ન કરવું, એવી રીતે બોધ આપવામાં આવ્યો નથી. કેમકે જે ન કરવાનું બાલકોને કહીએ, તે કરવાની તેમની તત્કાલ વૃત્તિ થાય છે. પણ આમાં તો કેવળ નવી જ શૈલિથી બાલકોને કર્તવ્યનું જ્ઞાન આપવામાં આવ્યું છે.

તેમાં શું શું અને કેવી રીતે આપવામાં આવ્યું છે, તે તો તમે જ્યારે તેને વાંચશો ત્યારે જ યથાર્થ જાણશો, અને તેની સાથે જ તમને જણાશે કે તમારા બાલકોને વાંચવાને માટે આ એક જ માસિક સર્વ રીતે યોગ્ય છે. આ અંકમાં જે વિષયો તેમાં આપવામાં આવ્યા છે, તેમના કેટલાક નીચે પ્રમાણે:—

વંદન (કવિતા.)
આપણું ઓળખાણ.
દીવાળીના તહેવારો.
સોયા.
આપણે કેવા થવું જોઇએ.
તમે કોણ છો.
ખૂબ જ હસો.
વગેરે.

હજી આ તો પહેલો જ અંક છે. પણ ધીમે ધીમે અનેક જાતના વિષયો બહુ જ સરળ રૂપમાં આપવામાં આવશે. નાની નાની વાતોમાં જ બાલકોને બોધ આપવામાં આવશે, જેથી તેમને તે વાંચવામાં ઘણો જ રસ પડશે.

આ માસિકનું વાર્ષિક લવાજમ પોસ્ટેજસાથે માત્ર રૂ. ૧-૦-૦ છે. તેમ નાનાં પણ ૪૮ પાનાનું માસિક છે. બાલકને રુચિકર થાય એવું તેનું સુંદર કદ છે.

☞ દીવાળીના દિવસોમાં તમારાં બાળકોપાસે બીજાં બાળકોને આ અંક તમે ભેટ અપાવજો, એથી તમારાં બાળક જેમ આનંદ પામશે તેમ બીજાં બાળકોને પણ ઘણો આનંદ થશે તેની સાથે તમે એક સર્વોત્તમ દાન કર્યું એમ ગણાશે. મિત્રો, સંબંધીઓ વગેરેનાં બાળકોને દીવાળીમાં દારુખાનું, મીઠાઇ વગેરે આપવામાં આવે છે, તેની જ સાથે આ પુસ્તક પણ એક એક આપજો. તમને આ પુસ્તક વહેંચવાં સહેલાં પડે માટે આ વખતે તેની ખાસ ઓછી કિંમત રાખવામાં આવી છે. **એક જ રૂપૈયામાં ૨૫ અંકો તમને આપવામાં આવશે.** માત્ર એક જ રૂપૈયામાં અનેક બાળકોને પ્રસન્ન કરી તેમના નિર્દોષ આનંદના ભોક્તા શું તમે નહિ થાઓ?

જેમણે આવા સામટા એક રૂપૈયાના અંકો મગાવવા હોય તેમણે આ અંક મળ્યા પછી તરત પૈસા મોકલી આપવા.

ગ્રાહક થનારે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપક, **'બાલકોનો બંધુ.'**

**શ્રીનૃસિંહાશ્રમ વડોદરા.**

——(:o:)——

## महाकालना ग्राहकोने विज्ञप्ति.

**શ્રીમહાકાલનો** આ વર્ષના ઉપહાર (ભેટ) રૂપે આપવાનો **શ્રીવિશ્વવંદ્યસ્મારક અંક** તૈયાર થવા આવ્યો છે. તેથી તે લેવાની ઇચ્છાવાળા પ્રત્યેક ગ્રાહકોએ તેના પોસ્ટેજની ૦-૧-૦ ની ટીકીટ મોકલી આપવી. પોસ્ટેજ મોકલી આપનારને જ અંક તૈયાર થયે મોકલી આપવામાં આવશે. **પહેલેથી તેમ જ પાછળથી થયેલા સર્વ ગ્રાહકોને માત્ર પોસ્ટેજ મોકલી આપવાથી એ અંક ભેટ આપવામાં આવશે.**

**વ્યવસ્થાપક મહાકાલ, વડોદરા.**

# दिव्यमूर्ति.

રચનાર—શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન્.

આ એક અત્યંત રસિક વાર્તાનું પુસ્તક છે અને તે હમણાં જ પ્રસિદ્ધ થયું છે. તેની પહેલી આવૃત્તિતરીકે કઢાવેલી ૫૦૦૦ નકલોમાંથી પહેલા જ અઠવાડીઆમાં ૨૦૦૦ નકલો ખપી ગઇ છે.

વિદ્વાન્ તેમ જ સામાન્ય બુદ્ધિમાન્ એકસરખા રસથી તે વાંચે છે. અને સર્વ કોઇ તેની સ્તુતિ કરે છે. વિદ્વાનને તેમાંથી જેટલું જાણવાનું મળી આવે છે, તેટલું જ સામાન્ય બુદ્ધિમાનને પણ તેમાંથી મળી આવે છે. વાર્તામાં રસ એવો છે કે વાંચતાં વાંચતાં વાંચનારને એમ થાય છે કે આ પુસ્તક જલદી વંચાવામાટે ચાર આંખ હોય તો કેવું સારું ! તે વાર્તાના રૂપમાં હોવાની સાથે મનુષ્યને ઉન્નતિ પામવામાટે કેવા ક્રમથી પ્રયત્ન કરવો તેને સૂચવનાર તેમાં એક નિસરણી છે.

આ પુસ્તકની સ્તુતિના જે પત્રો આવે છે તેને જો છાપીએ તો ઘણાં પાનાં ભરાય એમ છે, પણ વિવેકી વાંચનાર તે પત્રોને વાંચે તેના કરતાં એ પુસ્તકને જ વાંચીને પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરે તો શું તે તેને વધારે લાભ કરનાર નથી ?

તમારે ગંભીર વિચારોને જણાવનારું પુસ્તક વાંચવું હોય અથવા નિવૃત્તિના સમયે મનને આનંદ મળે તેવું પુસ્તક વાંચવું હોય તો તેને માટે બે પુસ્તકો ખરીદવાની કશી જ જરૂર નથી. કેમકે તે બંને આ પુસ્તકમાં છે. તો પછી જે પુસ્તકમાંથી બંનેનો લાભ મળે તેવું પુસ્તક શામાટે ન લેવું ?

આ પુસ્તકની દરેક ઘરમાં જરૂર છે. કેમકે દરેક ઘરનું દરેક માણસ પોતાની ઉન્નતિને ઇચ્છે છે. અને તે ઉન્નતિનો માર્ગ જેવી સરળ રીતે આ પુસ્તક બતાવે છે તેવી સરળ રીતે ભાગ્યે જ બીજું કોઇ બતાવતું હશે.

તમે અનેક બાબતોમાં નિરાશ થયા હશો, પણ આ પુસ્તક ખરીદીને વાંચીને કદાપિ નિરાશ નહિ થાઓ. આ બાબતમાં તમને નિરાશા થશે તો માત્ર એટલી જ કે આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી આટલા વિલંબે તમારે વાંચવાનો કેમ સમય આવ્યો.

વિશેષમાં એ છે કે આ **પુસ્તકની તમામ ઉપજ શ્રીમાન્ વિશ્વવંદ્યસ્મારકમાં આપવામાં આવી છે**, અને તેથી આ પુસ્તક ખરીદવું એ એક ધર્મદાન છે એમ જ્યારે તમે જાણો છો ત્યારે તમને તે પુસ્તક લેવાનું મન થયાવિના નહિ જ રહે, કેમકે તમારી ધર્મવૃત્તિ અત્યંત જાગ્રત્ છે. શ્રીમાન્ વિશ્વવંદ્યવડે જો તમારું કંઇ પણ હિત થયું છે એમ તમારી વૃત્તિ માનતી હશે તો તેઓના સ્મારકનિમિત્તના આ પુસ્તકને લઇ તમે અવશ્ય તે પ્રવૃત્તિને અનુમોદન આપશો.

શ્રીમાન્ વિશ્વવંદ્યનો અનંત ઉપકાર જેમને સ્મરણમાં જાગ્રત્ છે તેવા અનેક સજ્જનો કોઇ પચીસ તો કોઇ પચાસ અને કોઇ સો તો કોઇ બસેં એમ આ પુસ્તકની નકલો લઇને તેનો પ્રચાર કરવા મચી પડયા છે. અને તેની ખાતરી એક જ છે કે આજ સુધીમાં તેની

૪૦૦૦ નકલો ચાલી ગઇ છે. માત્ર એક જ હજાર હવે બાકી રહી છે, અને તે પણ હવે બહુ જ થોડા વખતમાં ખપી જશે.

જેઓ તે પુસ્તકો ખપાવવા પ્રયાસ કરે છે તેઓ પહેલાં માત્ર પાંચ નકલો પ્રયાસ કરી જોવા ખાતર મુશ્કેલીથી લઇ ગયા હતા. આજ તે જ મનુષ્યોએ પચાસ ઉપરાંત પુસ્તકો ખપાવી દીધાં છે, અને હજી મંગાવ્યા જ કરે છે.

જ્યારે આટલો બધો વેગ ચાલ્યો છે ત્યારે તમારે પાછા પડવાની શી જરૂર છે ? જો પોસ્ટ ઑફીસ આજે જ તમારો પત્ર લેવા તૈયાર છે તો આજે જ પત્ર લખો અને મંગાવી લો.

મૂલ્ય–રૂ. ૧–૦–૦ પોસ્ટેજ ૦–૧–૦

વ્યવસ્થાપક મહાકાલ–વડોદરા.

---

# सदुपदेश श्रेणी.

## ( सप्तविंशतितमसदुपदेश. )

---

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગના આષાઢી પૂર્ણિમાના ૯૧ મા મહોત્સવપ્રસંગે પ્રસિદ્ધ કરવામાં આવી છે, જેમાં નીચે પ્રમાણે સ્ત્રીપુરુષના વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છેઃ–

**પુરુષવર્ગના વિષયો.**

૧ અભ્યાસ. ( ભોગીલાલ. )
૨ શારદા અને શ્રીકૃષ્ણ. ( શ્રીઉપેન્દ્ર. )
૩ વેદાંતપરિભાષાવ્યાખ્યા. ( કણીઆ. )
૪ પ્રકટ પરમેશ્વર. ( કૌશિકરામ વિ૦ મહેતા. )
૫ આત્મદ્યોતન. ( શ્રીઉપેન્દ્ર. )
૬ ઈશ્વરભાવના. ( નર્મદાશંકર દે૦ મહેતા. )
૭ કીર્તનો.

---

**સ્ત્રી વર્ગના વિષયો**

૧ પ્રગતિને માટે કયું સાધન સેવ્ય છે. ( પ્ર૦ )
૨ અધિકારિનાં લક્ષણો. ( સુલોચના. )
૩ કીર્તનો.

---

આ મોટાં ૨૧૦ પૃષ્ઠનું પુસ્તક છે. તેમાં શારદા અને શ્રીકૃષ્ણની વાર્તા ખાસ વાંચવા યોગ્ય છે. તે અત્યંત રસવાળી, સરળ અને ચમત્કારિક છે. આ વાર્તાનું વધારે વિવેચન લખવા કરતાં તેને વાંચી જવાનું આગ્રહપૂર્વક કહેવું એ વાંચનારને માટે વધારે લાભ કરનારૂં છે.

મૂલ્ય. રૂ. ૦–૧૨–૦ પોસ્ટેજ ૦–૧–૦

વ્યવસ્થાપક મહાકાલ, વડોદરા.

# श्रेयस्साधकोने सूचना.

સંવત્ ૧૯૬૯ ના, કાર્તિક માસની કૃષ્ણ ચતુર્દશીનો મહોત્સવ વડોદરામાં તા. ૭ મી ડીસેંબર ૧૯૧૨ શનિવારે પાલન કરવામાં આવશે. શ્રેયસ્સાધકોએ પોતપોતાનાં અનુમતિપત્ર અર્ધા આનાની ટીકીટ મોકલી કાર્તિક માસની વદ ૧૦ સુધીમાં મંગાવી લેવાં. ઉત્સવના નિયમો પૂર્વે જણાવ્યા પ્રમાણેના જ સમજવા.

જમનાદાસ ગંગારામ.

મહોત્સવ વ્યવસ્થાપક, શ્રીનૃસિંહાશ્રમ, વડોદરા.

---

# सुज्ञ वाचकोने विज्ञप्ति.

મહાકાલનું ચાલુ વર્ષ પુરૂં થવા આવ્યું છે. નવા વર્ષનો પ્રથમ અંક સર્વ સજ્જન ગ્રાહકોને વી. પી. થી મોકલવામાં આવશે. જેમને વી પી. સ્વીકારવાને અડચણ હોય તેમણે કાર્તિક વદિ ૧૪ પહેલાં ખબર આપવા કૃપા કરવી. મનીઓર્ડરથી લવાજમ મોકલવું વધારે સારૂં છે કારણ કે તેથી ગ્રાહકપાસે લવાજમ મોકલવાનો દાખલો રહે છે. મનીઓર્ડરથી લવાજમ મોકલનાર સજ્જનોએ કાર્તિક વદિ ૧૪ સુધીમાં મોકલવા કૃપા કરવી. ૧૪ પછી અત્રથી વી. પી. કરી દેવામાં આવશે, માટે ત્યાર પછી અંક આવવાની માર્ગશીર્ષ શુદિ દશમ સુધી વાટ જોવી તે પહેલાં અંક કેમ ન આવ્યો, એમ અધૈર્ય ધરી, મનીઓર્ડર કરવો નહિ, કારણ કે પછી વી. પી અથવા મનીઓર્ડર બેમાંથી એક પાછું વાળવાનો સંભવ ઉભો થાય છે.

પ્રાતઃકાલ તથા મહાકાલનું લવાજમ ભેગું મોકલવા ઇચ્છનારને તેમ કરતાં અડચણ નથી. પ્રાતઃકાલના અંકો શ્રાવણથી હજી નીકળ્યા નથી પણ નવા વર્ષનો નવો અંક નીકળતા પૂર્વે તે સામટા મળી જશે, માટે ગ્રાહકોને ધૈર્ય ધરવા વિનવવામાં આવે છે.

વ્યવસ્થાપક, મહાકાલ, વડોદરા.

નમુનો મંગાવી ખાત્રી કરો.

તમારા વાળમાટે

# કામીનીઆ ઓઇલ વાપરો.




જેથી વાળ ઘણા લાંબા સુંદર, ચળકતા, નરમ થઇને મગજને ઠંડક આપી માથનો ખોડો વગેરે દૂર કરી એકદમ સાફ કરે છે વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ, પુરુષો, વકીલો, સોલીસીટરો તેમ જ મગજમારીનું કામ કરનારને ઘણું જ ઉપયોગી છે માથામા તાલ પડી વાળ ખરી જતા અટકાવી વાળના મુળને પોષણ આપનાર છે એક વખત અજમાવ્યાથી ખાત્રી થશે

કિંમત ૧ બાટલીના રૂ ૧—૦—૦

૩ બાટલીના રૂ ૨—૧૦—૦

વી પી ખર્ચ જુદો

## દીલબહાર

હેર ઓઇલ.

## ગુલશન

હેર ઓઇલ.

આ તેલમા પણ કામીનીઆ ઓઇલના જેવોજ ફાયદો કરનારી વસ્તુઓ નાખેલી છે ફક્ત સુગંધીમાંજ છે તે જુદી જુદી જાતની મધુર જ છે કિંમત દરેક શીશી એકનો ૧—૦—૦ ત્રણેય જાતનો નમુનો ના આનાની ટીકીટ મોકલવાથી મફત

કામીનીયા, દીલબહાર, ગુલશન, એ શબ્દો કાયદા મુજબ રેજીસ્ટર્ડ ટ્રેડમાર્ક

Registered N. B. 185

# महाकालनो श्रीविश्ववंद्यस्मारक अंक.

આ અંક લગભગ દોઢસો પૃષ્ઠનો, સુંદર વિષયોથી ભરેલો, આકર્ષક ચિત્રોથી શોભિતો, સુંદર કાગળ તથા સુંદર પુંઠા વગેરેથી આકર્ષક થશે. અને તેમ થવાથી તેનો બહોળો ફેલાવો થાય એ સ્વાભાવિક છે. મહાકાલના પ્રત્યેક ગ્રાહકને તે ભેટ આપવામાં આવનાર છે. અને તેનું રૂપ એવું મોહક તથા વિષયો એવા ઉત્તમ અને આનંદ ઉપજાવે તેવા આવશે કે જેથી પ્રત્યેક ગ્રાહક તે અંક ઓછામાં ઓછો દશ વખત વાંચશે, એટલું જ નહિ પણ તેના એક પણ સ્નેહી કે સંબંધીને તે બતાવ્યા વિના રહેશે નહિ. અને તે મનુષ્ય પણ એમને એમ માત્ર જોઇને અટકશે નહિ, પણ આદિથી અંતસુધી પૂરેપૂરો વાંચશે. આમ હોવાથી તે અંકનો પ્રાપ્યો કરતાં પણ ઘણો ફેલાવો થશે. જ્યારથી તે અંક કહાડવાનો છે એવું પ્રસિદ્ધ કર્યું છે, ત્યારથી આજ સુધીમાં તેની માગણીના સેંકડો કાગળો આવી ગયા છે. અને આવે જાય છે. આ એક જ કારણ તે કેટલી પ્રસિદ્ધિ પામશે એ કહેવાને બસ છે. મહાકાલના ગ્રાહકવિના બીજાઓને પણ તે અંક વેચાતો આપવામાં આવશે. કેમકે તે શોભીતો, રસવાળો, વિચારને કેળવનાર વિષયોથી ભરપૂર એક ગ્રંથ જ થવાનો.

૧૦૦૦૦-દશ હજાર ઉપરાંત મનુષ્યોના ધ્યાનતળે એ અંક આવી જનાર હોવાથી જેમણે પોતાની કોઇ પણ પ્રકારની જાહેરખબર આપવી હશે તેને માટે તે એક ચિંતામણિ જેવો થઇ પડશે. મહાકાલ ગુજરાતથી બહારના ઘણા દેશોસુધી પહોંચેલું છે. અને તેથી તમારી જાહેરખબરની પ્રસિદ્ધિ ક્યાં ક્યાં નહિ થાય એ કંઇ કહી શકાતું નથી. તેમ જ તેના ભાવ પ્રમાણમાં ઘણા ઓછા રાખેલા છે. જેથી પ્રતિષ્ઠાનો વધારો કરાવીને તમારી જાહેરખબરની પ્રસિદ્ધિ કરાવવાની ધારણા હોય તો આ તક વિના ઢીલ તરત લાગ્યે જ મળશે.

ભાવઃ—એક આખા પાનાના ૨૦ રૂપિયા, અર્ધા પાનાના ૧૨ રૂપિયા તથા પા ભાગના નાના માત્ર ૬ રૂપિયા છે.

જેમણે પોતાની જાહેર ખબર આપવી હોય તેમણે તે પ્રમાણેના રૂપિયા નીચેને સરનામે મોકલી આપવા. તથા છાપવાની જાહેરખબર પણ સાથે જ મોકલી આપવી.

વ્યવસ્થાપક, મહાકાલ.

વડોદરા.

---

તૈયાર છે. તૈયાર છે.

## बंधकोश

अने

### तेने टाळवानो सरळ उपाय.

મૂલ્ય ૦-૨-૦. પોસ્ટેજ ૦-૦-૬

---

નયકઅધિકારિવર્ગ વડોદરાતરફથી શ્રી "સત્યવિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં
હ હરિલાલે છાપી પ્રસિદ્ધ કર્યું.—અમદાવાદ.




॥ ॐ श्रीँ ॥

## ॥ मंगलम् ॥

कारुण्याब्धिं महेशं यं दुःखमात्राति मुक्तये
सानंदं जीव आर्द्रैः शब्दैर्मनोभिश्च नौति ।
यद्रूपज्ञप्तिजन्या क्लेशप्रशान्तिर्हि तस्मै
कार्येऽस्मिन्मंगलीये प्रेम्णा प्रणामान्कुर्मः ॥ १ ॥

જે કૃપાસાગર પરમાત્માની આર્દ્ર અંતઃકરણ તથા વાણીવડે ગદ્ગદ થયેલ કંઠથી જીવો દુઃખમાત્રથી અત્યંત મુક્ત થવાને આનંદથી સ્તુતિ કરે છે તથા જેના સ્વરૂપના યથાર્થ અનુભવમાત્રથી આ સંપૂર્ણ દુઃખની નિવૃત્તિ થાય છે તે વિશ્વવંદ્ય પરમાત્મસ્વરૂપને અમે મંગલકાર્ય નિમિત્તે પ્રેમથી પ્રણામ કરીએ છીએ. (૧)

## जीवनतत्त्वप्रति जयजय.

પદ. ( હવે રમકો શાન ખડી, એ લય. )

જય જય જય જીવનવારિ, લીલા અદ્ભુત તારી,
ગતિ અગમ્ય જોઈ મતિ, મુગ્ધ બને મારી—
પૃથ્વી અગ્નિ વાયુ તું જ,
તું જ છે સકલ મનુ જ,
સૂર્ય ચંદ્ર તા'રા ભુજ,
તુંજ મુજ પરમપૂજ્ય,
બલિહારી ! બલિહારી !—
તુજ બલ અપ્રકટ ક્રિયા સજીને, ઉદ્ધારે દઇ ઉન્નતગતિમૃતને,
તુજને સમજી જે ગ્રહણ કરે, પ્રકટાવે તું તેમાં અમૃતને:—

## स्नेहाभिनंदन.

પદ. ( પ્રભુ ચરણોમાં, રમવું મુજને ભાવે—એ લય. )

બંધુજનને, હર્ષથી આજ વધાવું,
અતિમલકાઉં, હરખાઉં;—
પ્રભુનાં સુંદર સ્વરૂપ છો, દૃષ્ટિ જુએ મુજ એમ,
વિવિધરૂપે પ્રભુ ન્યાળીને, ઉપજે અંતર પ્રેમ,
સઉ સ્નેહનો લ્હાવો લીજીએ, ને દીજીએ, અતિ ભીંજીએ,
આલિંગીએ, આરોપીએ, ગુણ, પ્રભુમય લો થાવું:—
જ્યાં જ્યાં પ્રભુરૂપતાતણું, કરીએ જે ક્ષણ ભાન,
સ્નેહનું આકર્ષણ થતું, સહજે તે તે સ્થાન,
સઘળી ભ્રાંતિને ભૂલીએ, ભૂલાવીએ, ને ખીલીએ, ખીલાવીએ,
પ્રતિ ડાળીએ, ફુલ એકપતણું આવું;*—

---

* આજના જેવું.

॥ ॐ श्री ॥

# ॥ सुखार्थे सदुपदेश ॥

## ( द्वितीय उपदेश. )



પ્રથમ કહેવાયલા ચાર પ્રકારનાં સુખ સાધવાની ઇચ્છાવાળા અધિકારિ પુરુષો પોતપોતાના અધિકારપ્રમાણેનું ઇપ્સિત સુખ કેવા પ્રકારના વિચાર, ક્રિયાદિરૂપ પ્રયત્નવડે સાધ્ય કરી શકે એમ છે, એ સંબંધમાં વિશેષ વિચારથી નિર્ણય કરવો આવશ્યક હોવાથી અત્ર તે યથામતિ કરીએ છીએ.

સુખરૂપ પરમાત્મતત્ત્વરૂપ વસ્તુ સર્વને નિત્ય પ્રાપ્ત હોવાથી વસ્તુતઃ તો સુખ સર્વને પ્રાપ્ત હોય છે. પણ, તે સુખની જે શરીરીના અંતરમાં અભિવ્યક્તિ નથી હોતી તે શરીરીઓએ તે સુખાભિવ્યક્તિ નિમિત્ત યોગ્ય સાધનો સેવનની અપેક્ષા છે, એ વાર્તા વિવેકપ્રાપ્ત પુરુષોને નવીન નથી. તેથી માત્ર સુખાભિવ્યંજક હેતુરૂપ વિહિત સાધનના અર્થાત્ વિચાર, નિશ્ચય તથા ક્રિયા આદિનાં સામાન્ય વિશેષ સ્વરૂપને જ અત્ર પ્રતિપાદન કરવા ઉચિત ગણ્યું છે.

મનુષ્યમાત્રને અંતઃકરણઉપાધિ જે વિચાર, નિશ્ચય તથા ક્રિયાઆદિ સાધનસામગ્રીના ક્ષેત્રરૂપ છે, તે તો પ્રાપ્ત જ હોય છે. તથાપિ તે ક્ષેત્રરૂપ અંતઃકરણ ન્યૂનાધિક સત્ત્વવાળાં હોવાથી સર્વ મનુષ્યો એક સરખીરીતે યોગ્ય વિચાર, નિશ્ચય તથા ક્રિયાઆદિને કરવાને સમર્થ હોતાં નથી. અને તેથી જ આ વિશ્વમાં પૂર્વકાલથી ન્યૂન સત્ત્વવાળાં મનુષ્યોપ્રતિ અધિક સત્ત્વવાળાં મનુષ્યો વિવિધ પ્રકારે ભિન્ન ભિન્ન પ્રસંગમાં વારંવાર બોધ આપતાં આવ્યાં છે.

આજે પણ જનસમુદાયમાં આપણે જોઇએ જાણીએ છીએ કે જ્યાં-જ્યાં ન્યૂન આંતર બલવાળા મનુષ્યો હોય છે, ત્યાં ત્યાં

તેમને તેમનાથી અધિક આંતર બલવાળા મનુષ્યો પ્રસંગવશાત્ સ્વમતિઅનુસાર બોધ આપતા હોય છે.

આ અસંખ્યસરખા મનુષ્યસમુદાયમાંના કોઇ કોઇ તો માત્ર વિચારો કરવાંમાં જ પ્રવીણ હોય છે, પણ તે પોતે કરેલા વિચાર કેટલે અંશે યોગ્ય અને કેટલે અંશે અયોગ્ય છે, તેનો સપ્રમાણ તર્ક કે વિચારથી નિશ્ચય કરતાં નથી, અને તદનુકૂલ ક્રિયા પણ કરવા સમર્થ થતા નથી, અને તેવા કોઇ કોઇ તો તે પોતાના યોગ્ય વા અયોગ્ય વિચારથી કરેલા નિશ્ચયપ્રમાણે ક્રિયા કરનાર પણ હોય છે. આ જનમંડલમાંના કેટલાક તો વિશેષતઃ યોગ્ય વિચારને જ કરનારા હોય છે. તથા તે વિચારપ્રમાણે જ યોગ્ય નિશ્ચયમાં સ્થપાઇને યોગ્ય ક્રિયાને જ કરતા રહે છે. અને કેટલાક મનુષ્યો તો અયોગ્ય વિચાર, નિશ્ચય તથા ક્રિયાને જ યોગ્યબુદ્ધિથી સેવે છે, વળી કેટલાક તો અયોગ્ય વિચાર, ક્રિયાઆદિને અયોગ્ય જાણીને પણ સુખની આશાથી સેવે છે. અને અંતમાં, આરંભમાં કે મધ્યે દુઃખની પ્રતીતિથી વિકલ થતા રહે છે.

સર્વ મનુષ્યો ન્યૂનાધિક અંશે પણ એટલું તો સમજે જ છે કે અયોગ્ય વિચાર, નિશ્ચય તથા ક્રિયાનું ફલ સારૂં તો નથી જ. તોપણ ઘણા મંદમતિવાળા મનુષ્યો સુખની પ્રાપ્તિની અને દુઃખની નિવૃત્તિની ઉત્કટ ઇચ્છાવડે અનેકવાર અયોગ્ય વિચારાદિને સેવે છે, અને પ્રતિકૂલ ફલ મેળવી સંતાપને અનુભવે છે.

યદ્યપિ વિચાર નિશ્ચયાદિનાં સામાન્ય સ્વરૂપ તો સર્વમાન્ય જ હોય છે, તથાપિ દેશના ભેદથી, જાતિના ભેદથી અને ધર્મના ભેદના ભાનથી કે અનુમાનથી વા પોતપોતાના કુલાચારના કે સંપ્રદાયના માનેલા ભેદથી મનુષ્યો વિશેષ વિચાર નિશ્ચયાદિમાં ભેદવાળા ભાસે છે. એ ભેદ પરસ્પરથી પરસ્પરને ભયનું કારણ થઇ રહે છે. એ ભેદ પણ યોગ્ય વિચારથી વિરોધનું કે ભયનું કારણ થતો નથી. તોપણ અજ્ઞાનથી થતા દુરાગ્રહવડે એ ભેદ પણ ભયનું તથા દુઃખનું કારણ થઇ રહે છે. જેથી સુખની અભિલાષાવાળા મનુષ્યોએ સદા યોગ્ય વિચારાદિને સેવીને ભેદ, ભય તથા દુઃખની નિવૃત્તિઅર્થે સુખના અધિકારિ થવું ઉચિત છે.

સ્થલે સ્થલે પ્રસંગોપાત્ત વિવેકી પુરુષોને પ્રતીત થાય છે

કે કેટલાક મનુષ્યો સ્વાભિમાનથી તથા દુરાગ્રહથી વિવિધ વિષયમાં ભિન્ન ભિન્ન નિશ્ચયોને સાધે છે. અને કોઇ સમયે યોગ્ય વિચારથી તે જ મનુષ્યો જ્યારે દુરાગ્રહને તથા મિથ્યાભિમાનને ત્યજે છે ત્યારે એકસરખા નિશ્ચયમાં વર્તે છે.

જનપ્રવૃત્તિ જોતાં વિવેકીને સ્પષ્ટ અનુમાન થાય છે કે યોગ્ય વા અયોગ્ય નિશ્ચયને કેટલાક મનુષ્યો તો પોતે વિચાર કર્યા વિના વિશ્વાસથી જ ગ્રહણ કરી લે છે. અને કેટલાક તો પોતાનામાં વિચાર કરવાનું સામર્થ્ય નહિ છતાં પણ પોતે સમર્થ હોય તેની પેઠે યથામતિ વિચાર કરીને અયોગ્યમાં યોગ્યબુદ્ધિ કે યોગ્યમાં અયોગ્યબુદ્ધિ કરે છે, અને દુ:ખી થાય છે. કેટલાક દુરાગ્રહ-વિનાના તો પોતાને અસમર્થ જાણીને જ્યાં જ્યાંથી યોગ્ય વિચાર, નિશ્ચય મળે છે ત્યાં ત્યાંથી મેળવીને તે પ્રમાણે વર્તે છે અને સુખી થાય છે. અને કેટલાક સ્વાર્થપરાયણ મનુષ્યો તો અસૂયા કે દ્વેષાદિ દોષોને વશ થઇ સ્વાર્થસિદ્ધિઅર્થે જાણી જોઇને યોગ્યનો નિંદાપૂર્વક ત્યાગ અને અયોગ્યનું સ્તુતિપૂર્વક ગ્રહણ કરે છે. વળી કેટલાક તો પોતપોતાના સ્નેહસંબંધઆદિ નિમિત્તોથી બાંધેલા પક્ષને અનુસરીને વિચારથી અને પ્રસંગોપાત્ત અવિચારથી તે એકની વા અનેકની પાછળ જ દોરાયા જાય છે. અને તે પ્રમુખ એક વા અનેકના નિશ્ચયે પોતાનો નિશ્ચય બાંધી સર્વ પ્રવૃત્તિ કરે છે.

આ આદિ અનેક પ્રકારના સ્વભાવપ્રકૃતિ કે સંસર્ગાદિ નિમિત્તોથી થતા વિચાર નિશ્ચયાદિના ભેદવડે અનેક પ્રકારથી ઇચ્છાવિના પણ કષ્ટને સેવતા મનુષ્યોને સર્વ વિવેકી પ્રજા જુએ છે. અને તે સર્વ પ્રાપ્તવિવેકપુરુષો તે દુઃખગ્રસ્ત મનુષ્યોને યોગ્ય યુક્તિથી તથા યોગ્ય શબ્દોવડે કર્તવ્યને સૂચવે છે. તથાપિ બહુ કાલના પ્રાપ્તદોષથી અને વર્તમાનમાં યોગ્ય પ્રયત્નના અભાવથી તે સર્વ મનુષ્યોની એકકાલે એકસરખી પ્રવૃત્તિ થતી નથી. તથાપિ સજ્જન પુરુષો પૂર્વકાલથી આરંભીને આ ક્ષણપર્યંત અન્ય સર્વ સુબોધના અધિકારિ મનુષ્યોને અર્થે સદુપદેશ કરતા આવ્યા છે અને કરે છે.

પ્રાણિમાત્રમાં શ્રેષ્ઠ આપણે મનુષ્યો વિચાર નિશ્ચય અને ક્રિયાઆદિ સાધનોની સામગ્રીવાળા છીએ તેથી આપણે તે સાધનરૂપ

સામગ્રીનો ઉત્તમ પ્રકારે ઉપયોગ કરવો જોઇએ.

જનસ્વભાવથી સર્વ સુજ્ઞ જાણે છે કે મનુષ્યમાત્ર પોતાને અપ્રાપ્ત એવા અનુકૂલ પદાર્થની પ્રાપ્તિમાટે સદા પ્રયત્ન કરે છે. તેમ જ પ્રાપ્ત કરેલા અનુકૂલ પદાર્થનું સદા રક્ષણ કરવા તથા તે અનુકૂલ પદાર્થોની વૃદ્ધિ કરવા અર્થે પણ યત્ન કરે છે. તો શરીરીમાત્રને પ્રાપ્ત જે અંતઃકરણ છે તે અનુકૂલ પ્રતિકૂલ એમ બે પ્રકારના સંસ્કારવાળું છે. તેમાં પ્રાપ્તઅનુકૂલઆંતરબલની વૃદ્ધિઅર્થે તેમ જ જે અનુકૂલ સંસ્કારબલ અપ્રાપ્ત હોય તેની પ્રાપ્તિનિમિત્તે પણ મનુષ્યે પ્રયત્ન કરવો અવશ્યનો છે. વળી જેમ વ્યાધિઆદિ પ્રતિકૂલની નિવૃત્તિને ઇચ્છીએ છીએ તથા પ્રતિકૂલ એવા રોગશત્રુઆદિની નિવૃત્તિઅર્થે પ્રયત્ન પણ કરીએ છીએ તેમ આપણા અંતઃકરણમાં પ્રાપ્ત રોગશત્રુરૂપ પ્રતિકૂલ કામક્રોધાદિ દોષોના તથા પ્રતિકૂલ વિચારનિશ્ચયાદિ દોષોના નિવારણાર્થ પણ પ્રયત્ન અવશ્ય કર્તવ્ય છે.

ઘણા પુણ્ય સંચયવાળા મનુષ્યો આ કર્તવ્યને સુખાર્થે ઇચ્છે છે, પણ જાણવાયોગ્ય ઉપાયને જાણ્યાવિના તેઓ યોગ્ય પ્રકારે સાધી શકતા નથી. સર્વ યોગ્ય ક્રિયા વિચારાદિનાં સ્વરૂપને સત્શાસ્ત્રોમાં કર્તવ્યસહ નિરૂપણ પૂર્વપુરુષોએ કર્યું છે. તથાપિ અધિક વ્યવસાયવાળાં અને અલ્પાયુ તથા અલ્પવિદ્યાદિ સાધનોવાળાં મનુષ્યોને સુગમ કર્તવ્યાદિનો બોધ થવા અર્થે તે સત્શાસ્ત્રના સારને આ સ્થલે સ્થાપી કર્તવ્યસિદ્ધિમાં ઉપયોગી વિચાર નિશ્ચયાદિનાં સ્વરૂપને વર્ણવવા યોગ્ય ગણ્યું છે. યદ્યપિ જીવોને જેનો આરંભ અજ્ઞાત છે એવા બહુ કાલથી વહેતા આ સંસારપ્રવાહમાં વસ્તુતઃ નવું તો કાંઇ જ નથી તોપણ જેમ દેશકાલ તથા રૂપાંતરને પામવારૂપ પદાર્થના સ્વભાવવડે સ્વાભાવિક પ્રતીત થતા ભેદથી આ વિશ્વમાં સદા નવીનતા પ્રતીત થવા સંભવ છે, તેમ પૂર્વપ્રતિપાદિત વિષયને પણ દેશકાલાનુસાર યુક્તિ આદિ નિમિત્તોથી નવીનતા પ્રાપ્ત થવા સંભવ છે, તેથી સુજ્ઞની દૃષ્ટિથી આ પ્રકારનો શ્રમ નિરર્થક ગણાય તેમ નથી.

વિચાર, નિશ્ચય તથા ક્રિયા આ જીવોની ઉન્નતિ તથા પ્રચ્યુતિમાં હેતુરૂપ છે. ત્યાં યોગ્ય વિચાર, નિશ્ચય અને ક્રિયા તો

મનુષ્યની ઉન્નતિમાં કારણ થઇ રહે છે. તથા અયોગ્ય વિચાર, નિશ્ચય અને ક્રિયા તો મનુષ્યની પ્રચ્યુતિમાં કારણ થઇ રહે છે. માટે સર્વ ઉન્નતિની ઇચ્છાવાળા મનુષ્યોએ નિરંતર યોગ્ય વિચાર, નિશ્ચય અને ક્રિયાને જ સેવવા ઉત્સાહ રાખવો ઘટે છે.

વિચારના વિષય અનેક છે, તેથી વિચાર અનેક પ્રકારના હોવા ઘટે છે, તોપણ સારીરીતે સમજાય એવા તેના ભેદ પાડીએ તો બે ભેદ પડે છેઃ હિતકર અને અહિતકર અને અહિતકર. એ બેના પુનઃ સ્વપર હિતના ભેદથી આ ત્રણ ભેદ થાય છેઃ ૧ સ્વહિતાર્થે હિતકર વિચાર, ૨ પરહિતાર્થે હિતકર વિચાર, ૩ સ્વપર ઉભયહિતાર્થે હિતકર વિચાર. એ જ પ્રમાણે અહિતકરના આ ત્રણ ભેદ થાય છેઃ ૧ સ્વઅહિતાર્થે અહિતકર વિચાર, ૨ પરઅહિતાર્થે અહિતકર વિચાર, અને ત્રીજો સ્વપરઉભયઅહિતાર્થે અહિતકર વિચાર.

આ પ્રકારે જ નિશ્ચય તથા ક્રિયાના પણ છ ભેદ પાડી શકાય છે. જેમકે (૧) સ્વહિતાર્થે હિતકર નિશ્ચય, (૨) પરહિતાર્થે હિતકર નિશ્ચય, (૩) સ્વપરઉભયહિતાર્થે હિતકર નિશ્ચય, (૪) સ્વઅહિતાર્થે અહિતકર નિશ્ચય, (૫) પરઅહિતાર્થે અહિતકર નિશ્ચય, અને (૬) સ્વપરઉભયઅહિતાર્થે અહિતકર નિશ્ચય. અને (૧) સ્વહિતાર્થેહિતકર ક્રિયા, (૨) પરહિતાર્થે હિતકર ક્રિયા, (૩) ઉભય હિતાર્થે હિતકર ક્રિયા, (૪) સ્વઅહિતાર્થે અહિતકર ક્રિયા, (૫) પર અહિતાર્થે અહિતકર ક્રિયા, અને (૬) ઉભય અહિતાર્થે અહિતકર ક્રિયા.

આ વિના અન્ય બે ક્રિયાઆદિ ત્રણેનાં, હિતાહિતકરરૂપે વિશેષ ભેદ આ છેઃ

(૧) સ્વહિત ને પર અહિતાર્થે વિચાર, (૨) પરહિત અને સ્વઅહિતાર્થે વિચાર.

(૧) સ્વહિત ને પર અહિતાર્થે નિશ્ચય, (૨) પરહિત અને સ્વઅહિતાર્થે નિશ્ચય.

(૧) સ્વહિતને પર અહિતાર્થે ક્રિયા, (૨) પરહિત અને સ્વ અહિતાર્થે ક્રિયા.

વિચાર અને નિશ્ચય પણ અંતઃકરણમાંથી થતી ક્રિયાના પરિણામરૂપ છે, તથાપિ આ સ્થલ પૃથક્પણે ક્રિયાની ગણના કરી છે તે વાણીની તથા શરીરની ક્રિયા જાણવી. આ પ્રકારથી ક્રિયા,

મનની, વાણીની અને શરીરની એમ ત્રણ પ્રકારની પણ ગણાય છે. એક પક્ષથી જોતાં પ્રથમ અંતર્‌ની ક્રિયાંના આરંભપછી વિચાર થાય છે, અને તે પછી નિશ્ચય બંધાય છે. અને પશ્ચાત્ બહિર્ ક્રિયા થાય છે. પણ અત્ર તો અંતઃકરણ યોગ્ય પ્રકારે સ્ફુટ થયા પછીના વ્યવહારસંબંધમાં કહેવાય છે. તેથી પ્રથમ વિચાર, પછી નિશ્ચય અને પછી વાણી તથા શરીરની ક્રિયા થાય છે. માટે આ સ્થલે વિચાર, નિશ્ચય અને ક્રિયા—એવા ક્રમથી ત્રણની ગણના કરવામાં આવી છે. જેથી આ પ્રકારની ગણના પણ દોષરૂપ નથી. યદ્યપિ દ્રવ્યાંતર્ગત વર્તતી સૂક્ષ્મ ક્રિયા, આ સર્વ વ્યવહારના કારણરૂપ છે, તોપણ તે કેવલ જીવને અધીન વર્તતી નથી. તેથી તેને આ કર્તવ્યસંબંધી વર્ણનમાં પ્રધાનપણે ગણવી ઉચિત માની નથી.

હવે પ્રથમ યોગ્યાયોગ્ય વિચાર, નિશ્ચય અને ક્રિયાસંબંધી એકત્ર વિચાર કરીએ.

વર્ષાકાલમાં જેમ પૃથ્વીમાં રહેલાં બીજ બલ પામીને અંકુર કાઢે છે, તેમ અંતઃકરણઉપાધિ વા ભૂમિમાં રહેલા સંસ્કારરૂપ બીજ યોગ્ય પ્રકારે સ્થૂલ રચાયા પછી બલ પામીને અંકુર કાઢે છે. એ અંતઃકરણસ્થવાસનાખ્યસંસ્કારરૂપ બીજનાં જે સુકોમલ સૂક્ષ્મ અંકુરો તેજ વિચાર છે, એમ માનવાને ચિંતા નથી. જેમ પૃથ્વી અનેક જાતિના બીજવાળી છે, તેમ અંતઃકરણભૂમિ પણ અનેક જાતિના વાસનાખ્યસંસ્કારરૂપ બીજવાળી છે. તેમાંના જે જાતિના સંસ્કાર બલ પામી અંકુર કાઢે છે, તે તે જાતિના તે અંકુરરૂપ વિચારો હોવાથી વિચારની પણ અનેક જાતિ થવી સંભવે છે. પ્રત્યેક જાતિના વિચારરૂપ અંકુર બલ પામતાં સ્કંધરૂપ થાય છે. અને તે વિચારરૂપ સ્કંધથી અનેક શાખારૂપ નિશ્ચયો પ્રકટે છે, અને તે શાખારૂપ નિશ્ચયોથી વિવિધ પલ્લવરૂપ ક્રિયા પ્રકટે છે અને તે ક્રિયારૂપ પલ્લવોના પરિણામમાં કામ ક્રોધાદિ વા રાગદ્વેષાદિ અનેક દોષોરૂપ તેમ જ દયા, ક્ષમા, પરોપકારાદિ વા વિવેક વિરાગાદિ ગુણોરૂપ અનેક પત્ર પુષ્પ પ્રકટે છે. અને તેના અવધિએ, સુખ દુઃખરૂપ ફલનો આવિર્ભાવ થાય છે.

આ પ્રકારના વિચારરૂપ વૃક્ષના સ્વરૂપપ્રતિ લક્ષ કરતાં એ વિચાર જ સર્વ અર્થ તથા અનર્થના કારણરૂપ ઠરે છે. તેથી સદા

મનુષ્યમાત્રે અંતરમાં થતા વિચારોની જાતિને ઓળખવાનો અભ્યાસ પાડવો જોઇએ. અને જેમ ક્ષેત્રપાલ પોતાના ક્ષેત્રમાંથી સુખના વિરોધી વૃક્ષનાં પુષ્ટ થવાને માટે વૃદ્ધિ પામતાં અંકુરોને કાઢી નાંખે છે, તેમ સાવધાન મનુષ્યોએ પોતાના સુખદુઃખના કારણરૂપ ક્ષેત્રમાંથી સુખનાં વિરોધી વા દુઃખનાં સાધક એવાં દુષ્ટ વિચારરૂપ અંકુરોને પ્રકટ થયેલાં જોઇ જાણીને તેને તત્કાલ કાઢી નાંખવા અવશ્ય યત્ન કરવો જોઇએ. જો સમયપરત્વે એ યત્ન થતો નથી તો પુષ્ટિને પામી વૃદ્ધિને પ્રાપ્ત થતાં એ અંકુરો અંતમાં દુઃખરૂપ ફલને અવશ્ય આપે છે. માટે તે સંબંધમાં બુદ્ધિમાન્ મનુષ્યોએ સાવધાનતા સેવવી ઘટે છે.

( અપૂર્ણ. )



## વૃત્તિનિરોધનો મુખ્ય ઉપાય.



મનના નાશમાં વૃત્તિનિરોધની અપેક્ષા છે. તેથી વૃત્તિનિરોધના ઉપાયદ્વારા વૃત્તિસહ મનનો નાશ કરવો ઉચિત છે. આ વૃત્તિનિરોધના અનેક ઉપાય પૂર્વકાલથી નિશ્ચય કરાયા છે, જેથી મનનો સહજ જય કે નાશ થાય છે. એ અનેક ઉપાયમાંનો મુખ્ય ઉપાય એ જ છે કે સત્પુરુષનો સંગ કરવો. સત્પુરુષના સંગથી અન્ય સર્વ ઉપાયની પ્રાપ્તિ થાય છે. સત્પુરુષના વેષમાત્રને ધરનાર પુરુષ તે સત્પુરુષ નથી, પણ શાસ્ત્રે વર્ણેલા અનેક શુભ લક્ષણવાળા જે સત્પુરુષ હોય તે જ સંગ કરવા યોગ્ય કહ્યા છે. તેવા સત્પુરુષના સંગથી આપણો અધિકાર તથા અનુકૂલ ઉપાય પ્રાપ્ત કરાય છે અને તે દ્વારા મનોનાશ થાય છે.

# स्मरणशक्तिने उत्तम प्रकारनी करवानी कला.



અનેક વિદ્યાર્થીઓતરફથી સ્મરણશક્તિ બળવાન્ કરવા અમારે શું કરવું, એવા પ્રશ્નો અમને વારંવાર પૂછવામાં આવે છે. પત્રથી સંક્ષેપમાં આપવામાં આવતા ઉત્તરથી તેમનું જોઇએ તેવું સમાધાન ન થતું હોવાથી, આ સંબંધી વિસ્તારથી એક લેખ લખવો જ અધિક યોગ્ય જાણી આ વિષયનો આજે આરંભ કર્યો છે.

સ્મરણશક્તિને ઉત્તમ પ્રકારની કરવાની અનેક રીતો આ દેશના તેમ જ અન્ય દેશના વિદ્વાનોએ શોધી કાઢી છે. લોઇસેટ, પેલમેન, ડિકસન, એપલબાય, ઉર્બાન, વગેરે અનેક વિદ્વાનોની પદ્ધતિઓ આજે વિદ્યાર્થીવર્ગમાં પ્રસિદ્ધ છે. આ સર્વ પદ્ધતિમાંથી કયી ઉત્તમ છે, અને ઓછે શ્રમે સ્મરણશક્તિને ઉત્તમ પ્રકારની કરે છે, તેનો નિર્ણય કરવાનું આ સ્થળ નથી. લેખકે અત્ર ગણાવેલી અને નહિ ગણાવેલી વિવિધ પદ્ધતિઓમાંથી ઘણીને જોઈ છે, અને તેને અનુભવ થયો છે કે એમાંની કોઇક જ પદ્ધતિથી વિદ્યાર્થીઓને જોઇએ તેવો સંતોષ થતો હશે.

આ લેખમાં સ્મરણશક્તિને કેળવવાની એક નવી જ કળા વર્ણવવાની ધારણા છે. તે કેવળ નવીન તો નથી જ; કારણ કે આ જગતમાં જે છે તેનું તે જ, નવાં નવાં વસ્ત્રો ધરીને ફરી ફરીને આવે છે, અને તેથી જાણે તે નવું હોય, એમ જોનારને ભાસે છે. ખરૂં જોતાં સર્વ પ્રકારનાં જ્ઞાન વિશ્વના અખૂટ જ્ઞાનભંડારમાં રહેલાં છે; અને તેમાંથી શોધકો પોતાની વાણીનાં વસ્ત્રો પહેરાવી વિવિધ જ્ઞાનને બહાર કાઢે છે.

જો કે આ લેખમાં વર્ણવેલી સ્મરણશક્તિને કેળવવાની કળા, આજ સુધીમાં જણાવેલી બીજી કળાઓકરતાં જૂદા પ્રકારની છે, પરંતુ તેથી પૂર્વની સર્વ કળાઓ ખોટી છે, અને આ જ એકલી સાચી છે, એમ કહેવાનો લેશ પણ આશય નથી. ઉંટ, બળદ, ઘોડો, હાથી, ખચ્ચર એ વગેરે સર્વે વાહનો, પ્રવાસનું કોઇ નવું વાહન શોધી કાઢવામાં આવતાં નકામાં ગણવાની ભાગ્યે જ કોઇ ભૂલ કરે છે.

પોતાને જેટલું જ્ઞાન પ્રાપ્ત છે, તેના કરતાં વધારે જ્ઞાન મેળવવાની અને તેને સ્મરણમાં રાખી રહેવાની અભિલાષાવાળા જેઓ છે, તેમને માટે આ લેખ લખ્યો છે. જે સમયે જે વાત યાદ આવવી જોઇએ, તે સમયે તે વાત યાદ ન આવવાથી, જેઓ પોતાની સ્મરણશક્તિ બહુ જ નબળી છે, એમ માને છે, અને તેથી કરીને તેને બળવાન્ કરવા જેઓ આતુરતાવાળા છે, તેમને માટે આ પ્રયત્ન કરવાનો પ્રેમ પ્રકટ્યો છે.

સ્મરણશક્તિને કેળવવાના પૂર્વે જે જે ઉપાયો, આ વાંચનારે વાંચ્યા હોય, અથવા આચારમાં મૂક્યા હોય તે સર્વને ભૂલી જવા આરંભમાં તેને વિનવવામાં આવે છે, અને આ કળાનું ખરાપણું અથવા ખોટાપણું, તર્કથી નહિ પણ અનુભવથી કરી જોવા તેને નિમંત્રણ કરવામાં આવે છે.

જે સમયે જે વસ્તુ સ્મરણમાં આણવી હોય તે સમયે તે વસ્તુ સ્મરણમાં આણવાનું સામર્થ્ય એ વ્યવહારમાં કે પરમાર્થમાં થોડું ઉપયોગનું નથી. બળવાન્ સ્મરણશક્તિ આ સંસારમાં મનુષ્યને જેવું સુખ અને જેવો વિજય અપાવે છે, તેવું સુખ અને તેવો વિજય ભાગ્યે જ મનની બીજી કોઈ શક્તિ અપાવતી હશે.

સ્મરણશક્તિને બળવાન્ કરવાની આ કળાનું ખરાપણું, અનેક મનુષ્યોએ અનુભવવડે સિદ્ધ કર્યું છે. તેથી વાંચનારને શ્રદ્ધાથી તેને આચારમાં મૂકવા એકવાર પુનઃ વિજ્ઞપ્તિ કરી, *મંગલમય કાર્યોની સિદ્ધિમાં સર્વદા અનુકૂલ બળ અર્પનાર મંગલસ્વરૂપ પરમાત્માનું* હૃદયમાં ધ્યાન ધરી વિષયનો આરંભ કરીએ છીએ.

## પ્રકરણ ૧.

'અરરર ! એ તો હું ભૂલી ગયો,' 'સવારથી એ કામ કરવાનું ગોખી રાખ્યું હતું, પણ પછી કોણ જાણે શું થયું કે મને યાદ જ ન આવ્યું,' આવાં વાક્યો કેટલા અસંખ્ય મનુષ્યો દિવસમાં કેટલી બધી વાર બોલે છે ! ભૂલી જવાથી જગતમાં કેટલું નુકસાન, કેટલી મહાવિપત્તિઓ, અને કેટલાં દુઃખો આવી પડ્યાં છે, અને હજી આવી પડે છે, તેનો એક ક્ષણવાર વિચાર કરો, અને તમને બળવાન્ સ્મરણશક્તિ હોવી, એ કેટલું લાભકારક છે, અને ભૂલી જવું, એ કેટલું હાનિકારક છે, તેનો થોડાઘણો ખ્યાલ તરત જ આવ્યા વિના નહિ રહે.

મનુષ્યની વૃદ્ધિમાં, વિકાસમાં અને વિજયમાં દુર્બળ સ્મરણશક્તિના જેવું હાનિ કરનારૂં બીજું કશું જ નથી. ભુલકણા સ્વભાવથી મનુષ્યને જેટલું નુકસાન થાય છે, તેટલું હાથપગ વગેરે અવયવોમાંથી અથવા નેત્રકાન વગેરે ઇંદ્રિયોમાંથી એકાદ ન હોવાથી થતું નથી. હાથી બારણે બાંધવાથી મનુષ્યને પૈસાની જેટલી ખુવારી થાય છે, તેના કરતાં ભુલકણો સ્વભાવ હોવાથી વધારે થાય છે. તમે ભારે કરકસર કરીને એક વર્ષમાં જેટલું બચાવો છો, તેના કરતાં ભુલકણો સ્વભાવ એક હજારગણા વધારે દ્રવ્યની તમને હાનિ કરે છે. ઉપર ઉપરથી વિચાર કરતાં તમને આ સમજાતું નથી, પણ સૂક્ષ્મવિચાર કરીને જોશો તો આ વાતમાં રહેલું સત્ય તત્કાળ તમને લક્ષમાં આવશે. ગોખેલું યાદ ન આવવાથી આ વર્ષે પરીક્ષામાં તમે નાપાસ થાઓ છો, તેથી તમારૂં એક વર્ષ નકામું જાય છે, એટલું જ નહિ, પણ તે વર્ષમાં નોકરી કરવાથી અથવા બીજો કોઈ સદુદ્યોગ કરવાથી તમને જે ધન મળત, અથવા નવો અભ્યાસ કરી જે નવું જ્ઞાન તમે મેળવત, અને તેથી ભવિષ્યમાં જે લાભ તમને થાત, તે સર્વઉપર પાણી ફરી વળે છે. દુર્બળ સ્મરણશક્તિને લીધે મનુષ્યને કોઇ પણ અભ્યાસ કરવામાં હદકરતાં વધારે મહેનત કરવી પડે છે, એટલું જ નહિ, પરંતુ મહેનતના પ્રમાણમાં તેને ઘણું જ થોડું સ્મરણમાં રહે છે; અને જ્ઞાન એ જગતમાં મોટામાં મોટું બળ હોવાથી, જેની સ્મરણશક્તિ દુર્બળ હોય

છે, તેને આ મોટામાં મોટું બળ બહુ જ ઓછા પ્રમાણમાં પ્રાપ્ત થતું રહેતું હોવાથી, બીજાં સઘળાં બળ હોય છે તોપણ તે દુર્બળ જ રહે છે, અને જ્યાં ત્યાં હારને જ પામે છે. વળી દુર્બળ સ્મરણશક્તિને લીધે તેનું તે કામ મનુષ્યને ફરી ફરીને કરવું પડે છે, અને તેમ કરવામાં અમૂલ્ય આયુષ્યનો તથા ધનનો વ્યર્થ ક્ષય કરવો પડે છે.

જોયેલી, સાંભળેલી અથવા ગોખેલી વાત સ્મરણમાં નહિ રાખી શકવાથી જ અસંખ્ય સ્ત્રીપુરુષોને ગદ્ધાવૈતરૂ કરતાં નિર્ધન સ્થિતિમાં દિવસો કાઢવા પડે છે. એક મનુષ્ય નિરક્ષર રહે છે, અને બીજો સાક્ષર થાય છે, તેનાં અનેક કારણોમાંનું મુખ્ય એક કારણ સ્મરણશક્તિની દુર્બળતા જ છે, કારણ કે ઠોઠ રહેલા મનુષ્યને જે કંઈ શીખવવાની મહેનત લેવામાં આવી હોય છે, તે તેના ભુલકણા સ્વભાવથી નિષ્ફળ ગઈ હોય છે. એક મનુષ્ય રોગી રહે છે, અને બીજો સુદૃઢ આરોગ્યને ભોગવે છે, તેમાં પણ સ્મરણશક્તિની દુર્બળતા જ એક મુખ્ય કારણ છે, કારણ કે આરોગ્યના જે નિયમો તેણે જાણ્યા હોય છે તે નિયમો જે સમયે પાળવા જોઈએ, તે સમયે તેમને પાળવાનું તે ભૂલી જાય છે. આમ વિચાર કરીને જોતાં વિવિધ પ્રતિકૂળ સ્થિતિઓમાં સ્મરણશક્તિની દુર્બળતા, એ સીધી અથવા આડકતરીરીતે કારણ છે, એ સ્પષ્ટ થાય છે.

પોથાં એ થોથાં છે, અને ડાચાં એ સાચાં છે, એવું જનકથન પણ એ જ સિદ્ધ કરે છે કે પુસ્તકોમાં રહેલું જ્ઞાન વ્યવહારમાં મનુષ્યને કશા પણ ઉપયોગમાં આવતું નથી, પણ જે જ્ઞાન તેને મુખે હોય છે, અર્થાત્ સ્મૃતિમાં તાજું હોય છે, તે જ તેના ઉપયોગમાં આવે છે. સેંકડો પુસ્તકો અથવા હજારો પુસ્તકો આપણે વાંચ્યાં હોય, પણ તેમાંનું કશું ૪ બીજે દિવસે અથવા એક અઠવાડીયાપછી અથવા એક માસપછી આપણને સ્મરણમાં ન હોય તો તે વાંચવાથી આપણને શો લાભ છે? મોટા મોટા વક્તાઓનાં ચમત્કારિક ભાષણો આપણે સાંભળ્યાં હોય, મોટા મોટા મહાપુરુષોની તત્ત્વજ્ઞાનની ચર્ચાઓ આપણે શ્રવણ કરી હોય, પણ તેમાંથી કશું જ આપણને બે દિવસપછી કે બે મહિનાપછી સ્મરણમાં ન રહ્યું હોય તો તેવા શ્રવણમાં આપણું ગયેલું આયુષ્ શું નકામું નથી? હજાર સોનાની મહોરો કમાઈને ગજવામાં ભરી ઘેર આવતા હોઈએ, પણ ઘેર આવીને ગજવું તપાસતાં તેના કાણામાંથી એક એક મહોર નીકળી પડી હોય, અને ગજવું ખાલીનું ખાલી રહ્યું હોય તો તેવી મહોરો કમાયા તોએ શું ને ન કમાયા તોએ શું? આખું વર્ષ ગોખી ગોખીને મરી ગયા હોઈએ, પણ પરીક્ષામાં ખરી અગ્નિની વખતે ગોખેલું કશું જ ન સાંભરે તો તેવા માથાતોડ અભ્યાસનો શો ઉપયોગ? અસીલના મુકદ્દમાની વિગતો ઘેરથી ગોખી ગયેલા વકીલને, કામ નીકળતાં કચેરીમાં મુદ્દાની વાતો યાદ ન આવે તો ગોખવામાં લીધેલા શ્રમનું શું પ્રયોજન? વૈદ્યવિદ્યાનો અભ્યાસ કરનાર, રોગનાં લક્ષણો અને કયા રોગઉપર કયી દવા આપવી જોઈએ તે વાત રોગીનું ઔષધ કરવાની વખતે વિસરી જાય તો તેવો વૈદ્ય જગતમાં કેટલો વિજય મેળવે અને કોઈ દવાને બદલે ભૂલથી કોઈ બીજી જ દવા આપી બેસે તો રોગીની જીંદગી કેવી રીતે જોખમમાં આવી પડે?

ભૂલી જવાના સ્વભાવથી કેટલા કેટલા વૈદ્યો અને ડોક્ટરો કેટલા કેટલા રોગીઓના આયુને આજે દુનિયામાં હરી લેતા હશે તે કોણ કહી શકે એમ છે? એ જ પ્રમાણે ભૂલી જવાના સ્વભાવથી કેટલા અસંખ્ય મનુષ્યો, અન્ય અસંખ્ય વિષયોમાં પારવિનાની

હાનિને સહન કરતા હશે, અથવા અન્યને કરાવતા હશે તેનું અનુમાન કોનાથી કરી શકાયઁ તેમ છે !

ઘણા બુદ્ધિમાન્ મનુષ્યો ઘણે પ્રસંગે આરંભેલાં ઉત્તમ કાર્યોમાં નિષ્ફળ ગયે જગત્માં જોવામાં આવે છે. તેનું કારણ તેઓનામાં તે કામ કરવાની બુદ્ધિ નથી હોતી, એમ કંઇ નથી; પરંતુ જે સમયે જે કરવું જોઇએ તે કરવાનું તેઓ વિસરી ગયા હોય છે, એ છે.

જે જે મનુષ્યોએ આ વિશ્વમાં અધિક વિજય મેળવ્યો હોય છે, અથવા મેળવે છે, તે સર્વની સ્મરણશક્તિ અત્યંત બળવાન્ હોય છે, અને જે જે મનુષ્યો આ જગતમાં નિષ્ફળતાને પામ્યા છે, અથવા પામે છે, તે સર્વની સ્મરણશક્તિ અત્યંત દુર્બળ હોય છે, એ અવલોકન કરનાર કોઇ પણ મનુષ્યને સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી. આથી જેમ સ્મરણશક્તિ બળવાન્ તેમ વિજય મળવાનો અધિક સંભવ, અને જેમ સ્મરણશક્તિ દુર્બળ તેમ વિજય મળવાનો અધિક અસંભવ : એ સિદ્ધાંત નિઃશંકપણે આપણે સ્થાપીએ છીએ.

તમારા પોતાના જ અનુભવના પ્રસંગોનો તમે વિચાર કરી જોશો તો આ સિદ્ધાંતની સત્યતા તમને જણાયાવિના રહેશે નહિ. એવા અનેક પ્રસંગો તમારા જીવનમાં બન્યા હશે કે જેમાં કોઇ અમુક વાત યોગ્ય સમયે સ્મરણમાં ન આવવાથી તમને થોડી અથવા ઘણી હાનિ થઇ હશે.

કોઇ સ્થળે ગયા હોય છે ત્યાં કેટલા બધા માણસો પોતાની લાકડીને, છત્રીને કે જોડાને ભૂલી જાય છે ! કેટલા બધા વિદ્યાર્થીઓ નિશાળમાં આવ્યા પછી, પોતાની જીભ કરડીને, અરર ! હું રી લાવવી ભૂલી ગયો ! અરર ! ઘેર એકસરસાઇઝ લખવી ભૂલી ગયો; વગેરે ઉદ્ગારો કાઢતા સાંભળવામાં આવે છે ! કેટલા બધા મનુષ્યો ધંધાસંબંધી કાગળોમાં પોતાનું અને પોતાના ગામનું નામ લખવું ભૂલી જાય છે, અને તેથી પોતાને અને બીજાને નકામી ઉપાધિમાં નાંખે છે ! કેટલાં બધાં માણસો કાગળઉપર સરનામાં જ લખવાં ભુલી જાય છે, અને નામ લખે છે, તો ગામ નથી લખતા, અને ગામ લખેછે તો પ્રસગે ધુનમાં ને ધુનમાં બીજું જ લખી દે છે, અને આ પ્રમાણે પોતાને અને ટપાલ ખાતાને હાનિ કરે છે ! વ્યવહારમાં આવા હજારો સામાન્ય પ્રસંગોમાં દુર્બળ સ્મરણશક્તિનાં ઉદાહરણો અને તેથી થતી હાનિનાં સ્વરૂપો તમારા જોવામાં આવશે. આમ હોવાથી વિજયને માટે બળવાન્ સ્મરણશક્તિની કેટલી બધી મનુષ્યને અગત્ય છે, એ શું તમને નથી સ્પષ્ટ થતું !

## પ્રકરણ ૨.

સ્મરણશક્તિ એટલે શું તે ઘણા મનુષ્યો જાણતા નથી. યાદ આણવું અથવા ભૂલવાની ક્રિયાથી ઉલટી ક્રિયા કરવી, એટલો જ અર્થ તેઓ સ્મરણશક્તિનો કરે છે. આથી વધારે સ્મરણશક્તિવિષે તેઓ કશું જ જાણતા હોતા નથી. વિદ્વાન્ પુરુષોને પણ આ વિષયમાં ખરૂં શું છે, તેનું જ્ઞાન હોતું નથી તો સામાન્ય મનુષ્યોને તો ન જ હોય તેમાં આશ્ચર્યજેવું કશું નથી.

કોઇ પણ સારા કેળવાયલા મનુષ્યને તમે પૂછશો કે આપણે જે કંઇ જોઇએ છીએ અથવા સાંભળીએ છીએ તે આપણને શાથી યાદ રહે છે; તો તે તમને તરત જ ઘણું કરીને ઉત્તર આપશે કે અહો ! એમા શું ? જે આપણે જોઇએ છીએ અથવા સાંભળીએ છીએ તેની છાપ અથવા છબી આપણા જ્ઞાનતંતુઓદ્વારા આપણા મગજમાં પડે છે, અને મગજના અણુઓમાં પડેલી આ છાપ અથવા સંસ્કારને, જ્યારે આપણે કંઇ યાદ લાવવું હોય છે, ત્યારે આપણે જોઇએ છીએ. મગજના અણુમાં પડેલી લાખો છાપોમાંથી જે છાપ આપણે યાદ લાવવી હોય તે છાપવાળો અણુ કયાં પડ્યો હોય છે, તે આપણે શી રીતે ખોળી કાઢીએ છીએ, અને તે અણુવડે શીરીતે આપણે આપણી ઇચ્છેલી વાતને મગજમાં પાછી ખડી કરીએ છીએ, તેનો સમજણ પડે એવો કશો ખુલાસો તે આપી શકતો નથી; કારણ કે તેના વાંચવામાં અથવા સાંભળવામાં તે વિષે કશું આવ્યું હોતું નથી, અને જે થોડુંઘણું આવ્યું હોય છે તે ગુંચવણને ઉકેલવાને બદલે ગુંચવણને વધારનાર હોય છે. વિદ્વાનો જેમને સ્મરણશક્તિના અણુ કહે છે, અથવા જે અણુમાં સ્મરણશક્તિનું સ્થાન છે, એમ કહે છે, તેવા અણુ મગજમાં છે જ નહિ, એ વાતની તેને ખબર હોતી નથી.

મગજના અમુક ભાગના અણુઓમાં સ્મરણશક્તિ રહેલી છે, એવું જે વિદ્વાનોમાં હાલ મનાય છે, તે સાચું છે કે ખોટું, તેનો આપણે વિચાર કરીએ. આપણા જીવનમાં પ્રત્યેક ક્ષણે જે જે બને છે, તે સર્વની છાપ જો મગજના અણુઓઉપર પડતી હોય—જે સ્થળો, જે ચર અચર પ્રાણીપદાર્થો, જે ધ્વનિઓ, જે શબ્દો, અને જે લાગણીઓ આપણને પ્રતિક્ષણે થાય છે તે સર્વના સંસ્કાર જો આપણા મગજમાં પડતા હોય—અને આ છાપો અત્યંત સૂક્ષ્મ છે, એમ કબુલ કરીએ તોપણ મગજમાં રહેલા જરાજેટલા ભાગમાં તે સર્વનો શી રીતે સમાસ થઇ શકે તે બુદ્ધિમાં ઉતરી શકતું નથી. એક જ દિવસમાં આપણા મગજમાં આપણી ઇંદ્રિયોદ્વારા કેટલી કેટલી બાબતોની છાપો આણવામાં આવે છે, તેનો વિચાર કરો, અને પછી તેને ત્રીશે ગુણીને વિચારી જુઓ કે એક માસના અનુભવનો મગજમાં સંચય થવાને માટે, મગજમાં કેટલો અવકાશ જોઇએ. પછી પ્રત્યેક વર્ષના બાર બાર માસનો વિચાર કરો, અને તમારી બુદ્ધિ કુંઠિત થઈ જશે.

આપણા આંખઆગળ થઇને જે જે વિચાર, જે જે અનુભવ, અને જે જે ચિત્ર પસાર થઇને જાય છે, તે સર્વના સંસ્કાર પડવાને મગજમાં પ્રત્યેકને માટે પૃથક્ પૃથક્ અણુની જરૂર હોત તો કુદરત આપણા મગજમાં કરોડો અણુને સાજત, એટલું જ નહિં પરંતુ આ સર્વના સંસ્કાર તેમના ઉપર પડે એટલા માટે તેમને મગજમાં હમેશ તૈયાર સ્થિતિમાં રાખત. પરંતુ આપણે જાણીએ છીએ કે આ અણુઓ સૂક્ષ્મ છતાં પણ ભૌતિક છે, અને ભૌતિક શરીરમાં જે કંઇ વપરાયાવિનાનું પડી રહે છે, તે ક્ષયને પામે છે. આમ હોવાથી ભવિષ્યના ઉપયોગને માટે અગાઉથી તૈયાર કરી રાખવામાં આવેલા અણુઓ ક્રિયારહિત પડી રહેવાથી ક્ષયને પામે છે, અને તેમ થતાં શરીરમાંથી તેઓને કચરારૂપે બહાર કાઢી નાંખવામાં આવે છે. વળી કુદરત જેનો ઉપયોગ નથી એવી કોઈ વસ્તુને કદી પણ સ્રજતી નથી. તે જ પ્રમાણે કોઇ વિચાર અથવા અનુભવનો સંસ્કાર ગ્રહણ કરવાને માટે અણુઓને તે તત્કાળ રચતી પણ નથી. કારણ કે તાત્કાળિક સર્જન

એ ચમત્કાર છે, અને તેવા ચમત્કારો કુદરત કદી કરતી નથી. ક્રમથી ઉત્પન્ન કરવાનો અને ફિલેરવાનો કુદરતનો નિયમ છે, અને પોતાના નિયમનું કુદરત ઉલ્લંઘન કરતી નથી.

એક ઉદાહરણ લેવાથી આપણને આ વિષય બરાબર સમજાશે ધારો કે નિશાળમાં સાથે ભણનારા બે વિદ્યાર્થીઓને વીશ વર્ષસુધી એકબીજાસાથે કદી મળવું થતું નથી. વીશ વર્ષના અરસામાં આ બંને જણે એકબીજાનું કદી સ્મરણ કર્યું હોતું નથી. અકસ્માત્ તેઓ એકબીજાને એક દિવસ મળે છે. બંનેને વીશ વર્ષપૂર્વેની વાતો જાણે આજે જ બની હોય તેમ સાંભરી આવે છે. હવે વીશ વર્ષઉપર બનેલી વાતોના સંસ્કાર મગજના અણુઓમાં પડ્યા હતા અને તે સંસ્કાર આજે જાગ્રત્ થવાથી બંનેને જુની વીશ વર્ષની વાતો આજે સાંભરી આવી, એ વાત જો આપણે કબુલ રાખીએ તો જે અણુઓમાં તે સંસ્કાર પડ્યા હતા તે અણુઓ વીશ વર્ષસુધી ક્રિયાવિનાની જડ હાલતમાં મગજમાં પડ્યા રહ્યા હતા, એમ આપણે સ્વીકારવું જ જોઇએ. અને વીશ વર્ષસુધી ક્રિયાવિનાની હાલતમાં પડી રહેલા અણુઓ એકાએક આમ સચેતન થઈ ક્રિયા કરે, અને નાનપણનાં ચિત્રો આબેહુબ દ્દષ્ટિસમીપ આણે, એ શું સંભવે છે ? ભૌતિક શરીરના અણુઓ આમ કરી શકે છે, એવો એક પણ દાખલો આપી શકશો ? વીશ વર્ષસુધી ડાબા કે જમણા હાથને, પેલા ઉંચો હાથ રાખી તપ કરનારા બાવાઓની પેઠે ક્રિયાવિનાનો ઉંચો રાખી મૂક્યા પછી, તે હાથવડે તત્કાળ કશું પણ કામ કરવાની શું તમે આશા રાખી શકો છો ? વીશ વર્ષસુધી નેત્રને બંધ રાખી મૂક્યા પછી, તે નેત્રોવડે પૂર્વના જેવું સ્પષ્ટ જોઇ શકાશે, એવું શું તમે ધારો છો ? હાલવાચાલવાવિના પથારીમાં એક અઠવાડીયું પડી રહેનાર મનુષ્યના શરીરમાં પણ કેટલી બધી દુર્બળતા આવી જાય છે, એ શું તમે વ્યવહારમાં નથી જોતા ? થોડા દિવસ નહિ વાપરવાથી શરીરના બળવાન્ અવયવો પણ દુર્બળ પડી જાય છે, અને તત્કાળ કશું કામ કરી શકતા નથી તો વીશ વર્ષસુધી જડ પડી રહેલા મગજના અણુઓ તાત્કાલ શી રીતે જાગ્રત્ થાય, અને પૂર્વે અનુભવેલી વાતોનાં ચિત્રો મનની દ્દષ્ટિઆગળ શી રીતે રજુ કરે, તે સ્પષ્ટ થતું નથી. આ એક જ દૃષ્ટાંતથી અણુઓમાં સંસ્કાર પડવાના મતમાં કંઇક દોષ છે, એ કોઈ પણ બુદ્ધિમાનને સ્પષ્ટ થયા વિના નહિ જ રહે.

અનુભવેલા વિષયોના મગજના અણુમાં પડેલા સંસ્કાર જાગ્રત્ થવાથી આપણને કોઇ વાત યાદ આવે છે, એ સિદ્ધાંત ઉપરના વિચારથી આ પ્રમાણે ભૂલભરેલો જણાય છે. મગજ એ કંઇ ચોપડીનાં પાનાંજેવું નથી કે તેમાં છાપો પડી રહે; તેમ જ તે કંઇ મધપુડાજેવું નથી કે તેમાં દરેક અનુભવની નોંધ, મધની પેઠે પૂરવામાં આવે. જો એકેક અણુમાં એકેક વાતનો સંસ્કાર પડે તો થોડા દિવસમાં બધા અણુ ભરાઇ જાય, અને તેમ થતાં નવા જ્ઞાનમાટે આપણે કેટલાક અણુને ખાલી કરવા પડે, પણ આ ખાલી કરવાનો અર્થ, બીજો કશો જ નથી, પણ ભૂલી જવું, એ જ છે. અને ભૂલી જવાનો પ્રયત્ન કરનાર સઘળા જ જાણે છે કે જે વાતને ભૂલી જવાનો આપણે અધિક પ્રયત્ન કરીએ છીએ તે વાત અધિક અને અધિક આપણી સ્મૃતિમાં તાજી થતી જાય છે; આમ ભૂલી જવાનો પ્રયત્ન નિષ્ફળ જતો હોવાથી આ મતપ્રમાણે નવું જ્ઞાન પ્રાપ્ત કરવાનો આપણને અસંભવ જ રહે છે.

ભાષાજ્ઞાનનો વિચાર કરતાં પણ આ મત ભૂલભરેલો લાગે છે. ભાષાના દરેક શબ્દનો સંસ્કાર પડવાને એકેક અણુ જોઇએ, એમ જો આપણે સ્વીકારીએ તો એક ભાષાના વિદ્વાનના માથામાં જેટલા અણુ છે, તેના કરતાં બે ભાષાના વિદ્વાનના માથામાં વધારે અણુ હોવા જોઇએ; અને દશ અથવા વીશ ભાષા જાણનારના માથામાં તો દશગણા અથવા વીશગણા વધારે અણુ હોવા જોઇએ. પણ વ્યવહારમાં આવું ક્યાંહિ અનુભવમાં આવતું નથી. દશ ભાષા અથવા વીશ ભાષા જાણનારનાં માથાં એક ભાષા જાણનારકરતાં દશગણાં અથવા વીશગણાં મોટાં જોવામાં આવતાં જ નથી. જો આ બધું જ્ઞાન અણુઓમાં જ રહેતું હોય તો આ વધારાનાં અણુનો મગજમાં સમાવેશ શી રીતે થયો ?

મગજમાં સ્મરણશક્તિનું સ્થાન કયું છે, અથવા મગજના કયા ભાગમાં સ્મરણશક્તિના અણુ રહેલા છે, એ વિદ્વાનો હજી સુધી નિર્ણય કરી શકયા નથી. મગજના અમુક ભાગમાં તેની ક્રિયા થતી અનુભવીને ત્યાં તે છે, એમ તેઓ કહે છે ખરા, પણ તે સ્થાન ખરૂં છે એવું હજી સુધી સિદ્ધ થયું નથી. તે સ્થાનમાં સ્મૃતિજેવી કોઇ માનસિક શક્તિને હજી સુધી તેઓ શોધી શકયા નથી, કારણ કે તે સ્થાનમાં તેવી કોઇ શક્તિ છે જ નહિ. સ્મૃતિનું સ્વરૂપ કેવું છે, એ વર્ણવવું કઠિન છે, કારણ કે સ્મૃતિ એવી કોઇ વસ્તુ જ નથી. આ કથન ઘણાને હસવાજેવું લાગશે, અને તેમ લાગે તેમાં નવાઈ નથી. કારણ કે સ્મૃતિ એ કોઇ શક્તિ નથી, એવો નિશ્ચય કોઇ પણ વિદ્વાને હજુ સુધી સ્થાપ્યો નથી. તોપણ એ નિશ્ચયમાં જ બીજા બધા નિશ્ચયોકરતાં વધારે સત્ય રહેલું છે, એ આપણે હવે પછી જોઇશું.*

( અપૂર્ણ. )

---

* માનસશાસ્ત્રનો થોડો અથવા ઘણો અભ્યાસ કરનારા સર્વને આ લેખના સંસ્કારોસંબંધી વિચારો વિચિત્ર તથા વિપરીત ભાસ્યાવિના ભાગ્યે જ રહેશે. જે શોધકના શોધ અને અનુભવને આધારે આ લેખ લખવામાં આવ્યો છે, તેના આ પ્રકરણમાં લખેલા વિચારો જેમને વિપરીત ભાસે તેમને તે પ્રતિ અલક્ષ કરવા વિનવવામાં આવે છે. સ્મૃતિને કેળવવાની જે કળા આ લેખમાં લખવામાં આવી છે, તેનું જ જિજ્ઞાસુને મુખ્ય કામ છે, અને તે જો અનુભવમાં મૂકી જોતાં ખરી જણાય તો પછી તેમના બીજા વિચારોપ્રતિ તત્કાળ ધ્યાન આપવાનું બુદ્ધિમાન્‌નું કામ નથી. આ કળાના શોધકે મગજ અને તેના વ્યાપારોનો દીર્ઘકાળ અભ્યાસ કર્યા પછી, તથા પોતે તથા પોતાના પરિચયમાં આવનાર અનેક મનુષ્યોએ ત્રણ વર્ષસુધી તેનો અનુભવ કરી જોયા પછી અને તેમાં સફળતા પામ્યા પછી જ તેને પ્રસિદ્ધિમાં મૂકી છે; તેથી મિથ્યા તર્કનો તે પરિણામ છે, એવી અશ્રદ્ધા ધરવાનું પ્રયોજન નથી.

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

(અનુસંધાન ૨૬ મા વર્ષના પૃષ્ઠ ૩૧૬ થી.)

ॐ परमात्मने नमः ।

## चतुर्थः पादः ।

तथा प्राणाः ॥ १ ॥

સૂત્રાર્થઃ—તે જ પ્રમાણે પ્રાણ ઉત્પન્ન થાય છે.

તૃતીય પાદમાં આકાશાદિ વિષયક તથા ભોક્તૃવિષયક શ્રુતિઓના વિરોધનો પરિહાર કર્યો છે. હવે એ ભોક્તા જીવોના ઉપકરણરૂપ ઇન્દ્રિયોની ઉત્પત્તિ આ પાદથી કહેવામાં આવે છે. એટલે કે ભૂત તથા ભોક્તાના વિચાર પછી ભૌતિક પ્રાણના સંબંધની શ્રુતિઓના વિરોધનો પરિહાર આ પાદમાં કરવામાં આવે છે. તેથી તૃતીય ચતુર્થપાદની એ પ્રકારની સંગતિ છે.

ત્યાં तत्तेजोऽसृजत-તેણે તેજની સૃષ્ટિ કરી, तस्माद् वा एतस्मादात्मनःआकाशः संभूतः-આ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું-ઇત્યાદિ ઉત્પત્તિનું પ્રતિપાદન કરનાર ઉપનિષદ્ પ્રકરણમાં પ્રાણની ઉત્પત્તિનું કથન કર્યું નથી. કોઈક સ્થળે પ્રાણની અનુત્પત્તિ જ કહેવામાં આવી છે. असद्वा इदमग्र आसीत् तदाहुः किं तदसदासीदित्यृषयो वाव तेऽग्रेऽसदासीत् तदाहुः के ते ऋषय इति प्राणा वा ऋषयः । આ પૂર્વે અસત્ હતું. એ અસત્ તે શું? પૂર્વે જે અસત્ હતું તે અસત્ તે ઋષિઓ. એ ઋષિઓ કયા? એ ઋષિઓ તે પ્રાણ—આ શ્રુતિમાં ઉત્પત્તિપૂર્વે પ્રાણનો સદ્ભાવ કહ્યો છે. અહિંનો પ્રાણશબ્દ બ્રહ્મવાચક નથી કેમકે એ પ્રાણ તે ઋષિઓ કહ્યા છે અને ઋષિઓ એ બહુવચન છે તથા प्राणाः એ પણ બહુ વચન છે. सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति આ સર્વ ભૂતો પ્રાણમાં જ લય પામે છે ઇત્યાદિ સ્થળે પ્રાણશબ્દ એક વચનમાં હોવાથી બ્રહ્મવાચક થઈ શકે છે. તેથી ઉપરની શ્રુતિ પ્રાણની જ અનુત્પત્તિ કહે છે. અન્ય સ્થળે પ્રાણની ઉત્પત્તિનો પણ પાઠ છે. यथाऽग्नेर्ज्वलतः क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एवमेवैतस्मादात्मनः सर्वे प्राणाः જેમ પ્રજ્વલતા અગ્નિમાંથી ક્ષુદ્ર તનખાઓ નીકળે છે તેમ આ આત્મામાંથી સર્વ પ્રાણ ઉત્પન્ન થાય છે—એ શ્રુતિમાં તથા एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च-એમાંથી મન, પ્રાણ તથા સર્વ ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે, એ શ્રુતિમાં, सप्त प्राणाः प्रभवन्ति तस्मात्-તેમાંથી સપ્ત પ્રાણ ઉત્પન્ન થાય છે, એ શ્રુતિમાં તથા स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियं मनोऽन्नम् તેણે પ્રાણને સર્જ્યો, તથા પ્રાણમાંથી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજસ્, જલ, પૃથિવી, ઇંદ્રિયો મનસ્ તથા અન્ન એ આદિ શ્રુતિમાં પ્રાણની ઉત્પત્તિ કહી છે. આ પ્રકારે ત્રણ પ્રકારની

શ્રુતિઓ છે; અને તે વિરોધી અર્થને પ્રતિપાદન કરે છે, અને તેમાં એકને સત્ય માનવી અને અન્યને નહિ એવું નિર્ધારણ કરાવનાર કોઇ હેતુ નથી તેથી આ શ્રુતિઓ અપ્રમાણ છે એ પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે.

અથવા તો ઉત્પત્તિપૂર્વે એટલે કે પ્રલયમાં પ્રાણનો સદ્ભાવ શ્રુતિ કહે છે તેથી એ શ્રુતિને મુખ્ય લઇ, પ્રાણની ઉત્પત્તિ કહેનારી શ્રુતિને ગૌણ માનવી એ દ્વિતીય પૂર્વપક્ષ પ્રાપ્ત થાય છે.

આ પ્રકારના પૂર્વપક્ષ પ્રાપ્ત થવાથી આ સૂત્રથી સિદ્ધાન્ત કરવામાં આવ્યો છે કે પ્રાણ પણ ઉત્પન્ન થાય છે, એટલે કે પ્રાણની ઉત્પત્તિનું કથન કરનારી શ્રુતિ મુખ્ય છે. ખરૂં જોતાં તો એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાન થાય છે એ મહતી શ્રૌતી પ્રતિજ્ઞા છે અને એની સિદ્ધિમાટે પદાર્થમાત્ર બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે એ અવશ્ય સ્વીકારવું જોઇએ છે. આ વિયદધિકરણમાં આ ન્યાયનું સ્થાપન કર્યું છે. તેથી એ ન્યાયપ્રમાણે પ્રાણની ઉત્પત્તિ સિદ્ધ જ થાય છે છતાં આ અનધિકરણ પૃથક્ રચવાનું કારણ આ છે કે પ્રલયમાં પ્રાણનો સદ્ભાવ રહે છે એવી શ્રુતિ છે. તે શ્રુતિની મતિ શી છે તે જણાવવું અર્થાત્ એ શ્રુતિના અવિરોધનું સ્થાપન કરવું. આમ હોવાથી પ્રથમ સિદ્ધાન્ત જણાવવામાં આવ્યો છે કે તે જ પ્રમાણે પ્રાણ ઉત્પન્ન થાય છે.

આ સૂત્રમાં પ્રથમ પદ **તથા**–તે પ્રમાણે છે. જેમ અમુક છે તેમ અમુક છે એમ કહેવાય છે એટલે કે તેમ અમુક છે એવું કથન પૂર્વપ્રકૃત ઉપમાનના સદ્ભાવની અપેક્ષા રાખે છે. અહિં એવું કોઇ ઉપમાન કહ્યા વિના **તથા** એમ કહ્યું છે તે કેવી રીતે ઘટી કે? પૂર્વ પ્રકૃત એવું કયું છે કે તેની માફક પ્રાણ ઉત્પન્ન થાય છે એમ કહેવાય? ત્યાં ાતીત અનન્તર પાદાન્તમાં તો સર્વંમત બહુ આત્મા છે એ વાદીના મનનાં દૂષણો આપ- ામાં આવ્યાં છે. એ પૂર્વપ્રકૃત તો અહિં ઉપમાન થઇ શકે તેમ નથી કેમકે તેની તથા પ્રાણની વચ્ચે સાદૃશ્ય નથી. જ્યાં સાદૃશ્ય હોય ત્યાં જ ઉપમાન થઇ શકે છે જેમકે જેવો સિંહ તેવો બલવર્મા. અન્ય પૂર્વપ્રકૃત પદાર્થ અદૃષ્ટ છે. તેની સાથે સામ્યનું પ્રતિપાદન કરવા **તથા** પદ મૂક્યું છે એમ કહો તો જેમ સર્વ આત્માના સંનિધિમાં ઉત્પન્ન થનાર અદૃષ્ટ અનિયત છે તેમ પ્રાણ પણ સર્વ આત્માપ્રતિ અનિયત છે એવો અર્થ થયો કે જે અસંબદ્ધ છે એટલું જ નહિ પણ દેહ અનિયત છે અને તેથી પ્રાણ અનિયત છે એ તો કહેવાઈ ગયું છે તેથી પુનરુક્તિદોષ આવે છે. જીવો પૂર્વપ્રકૃત છે તેને ઉપમાન લો તો જેમ જીવો ઉત્પન્ન થતા નથી (જીવોની અનુત્પત્તિ પૂર્વપાદમાં સ્થાપન કરી છે) તેમ પ્રાણ પણ ઉત્પન્ન થતા નથી એવો અર્થ થયો કે જે સિદ્ધાન્તથી વિરોધી છે. તેથી જીવને ઉપમાન લેવાથી અપસિદ્ધાન્ત પ્રાપ્ત થાય છે. તેથી **તથા** એ પદ અસંબદ્ધજેવું દેખાય છે.

આમ કહેવામાં આવે તો તે યોગ્ય નથી. આ સર્વ અધિકરણોની જેમ પરસ્પર સંમતિ છે તેમ એમની શ્રુતિવાક્યોસાથે પણ સંમતિ છે. તેથી શ્રુતિવાક્યમાં આવેલા પદાર્થને અહિં ઉપમાન લઇ **તથા**નો સંબંધ કરવાનો છે અર્થાત્ તેમ સંબંધ થઇ શકે છે. આ અધિકરણમાં પ્રાણની ઉત્પત્તિ કથન કરનાર શ્રુતિવાક્ય માત્ર ઉદાહરણ છે, જેવું કે **एतस्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि च व्युच्चरन्ति.**

આ આત્મામાંથી સર્વ પ્રાણ, સર્વ લોક, સર્વ દેવ તથા સર્વ ભૂત ઉત્પન્ન થઇ રહે છે. તેથી આ સૂત્રનો એવો અર્થ થયો કે જેમ લોક, દેવ વગેરે પરબ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે પ્રાણ પણ ઉત્પન્ન થાય છે, અર્થાત્ સર્વ લોક, દેવ આદિ ઉપમાન છે. આ જ પ્રમાણે અન્ય શ્રુતિ કહે છે કે **एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी**–આ આત્મામાંથી પ્રાણ, મનસ્, સર્વ ઇન્દ્રિયો તથા આકાશ, વાયુ, અગ્નિ, જલ અને સર્વને ધારણ કરનારી પૃથ્વિ ઉત્પન્ન થાય છે. તેથી આકાશાદિવત્ પ્રાણ ઉત્પન્ન થાય છે એમ આ સૂત્રનો અર્થ થયો અર્થાત્ આકાશાદિ ઉપમાનરૂપે થઈ શકે છે.

દૃષ્ટાન્ત દાર્ષ્ટાન્તિકના સંનિહિત હોય તે જ લેવું એવો નિયમ સ્વીકારી આ પ્રમાણે ઉપમાન થઇ શકે છે એ દર્શાવવામાં આવ્યું. હવે ખરૂં જોતાં તો એ નિયમ જ નથી. ભગવાન્ જૈમિનિએ પૂર્વમીમાંસામાં અવ્યવહિતની માફક વ્યવહિત પદાર્થ પણ દૃષ્ટાન્ત થઇ શકે છે એ ન્યાયને સ્થાપન કર્યો છે. પૂર્વમીમાંસામાં **पानव्यापच्च तद्वत्** એમ કહ્યું છે. એનો અર્થ એ છે કે સોમપાન કરતાં જો વમન થાય ( **व्यापत्** ) તો આ સૌમેન્દ્ર ચરુનો નિર્વાપ કરવો. એમાં **तद्वत्** એનો અર્થ અશ્વપ્રતિગ્રહેષ્ટિના અધિકરણના ન્યાયપ્રમાણે એવો છે. એ અધિકરણ ઘણાં સૂત્રથી વ્યવહિત છે, છતાં તદ્‌પદથી તેનો પરામર્શ કરી તેને ઉપમાનરૂપે દૃષ્ટાન્તરૂપે લીધો છે. તેથી એ નિયમપ્રમાણે અહિં જોઇએ તો અતીત જે તૃતીયપાદ તેમાં વિયદાદિ બ્રહ્મના વિકારો કહ્યા છે; આ સૂત્રથી એ વિયદાદિ ઉપમાન વ્યવહિત છે છતાં તેનો પરામર્શ કરી કહેવામાં આવ્યું છે કે જેમ એ બ્રહ્મના વિકાર છે તે જ પ્રમાણે પ્રાણો પણ બ્રહ્મના વિકાર જ છે.

પ્રાણોને બ્રહ્મના વિકારરૂપ, ઉત્પત્તિવાળા લેવામાં કારણ તો શ્રોતત્વ છે. શ્રુતિ પ્રાણની ઉત્પત્તિ કહે છે માટે સાચું છે કે કોઇ કોઇ પ્રદેશમાં પ્રાણની ઉત્પત્તિ નથી કહેવામાં આવી. પણ તેની સાથે આ ઉત્પત્તિશ્રુતિને બાધ નથી. ઉત્પત્તિશ્રુતિ છે માટે જ પ્રાણની ઉત્પત્તિ લેવી જોઇએ. એક સ્થળે ઉત્પત્તિનું શ્રવણ નહિ હોય પણ તે અન્યત્ર વિદ્યમાન શ્રવણને બાધ કરી શકતું નથી તેથી જેમ વિયદાદિની ઉત્પત્તિ શ્રુતિમાં કહી છે તેથી એમની ઉત્પત્તિ લેવામાં આવે છે તેમ પ્રાણની ઉત્પત્તિ પણ શ્રુતિમાં કહી છે માટે તે લેવી જોઇએ.

પ્રાણની ઉત્પત્તિ કહેનાર શ્રુતિને ગૌણ લેવી એવું કહ્યું હતું, તેનું હવે શ્રીસૂત્રકાર ઉત્તર આપે છે.

**गौण्यसंभवात् ॥ २ ॥**

સૂત્રાર્થઃ—( એ શ્રુતિ ) ગૌણ હોવાનો અસંભવ છે તેથી.

પ્રલયસમયે પ્રાણ વિદ્યમાન રહે છે એવી એક શ્રુતિ છે તેને અનુસરીને આ પ્રાણની ઉત્પત્તિશ્રુતિને ગૌણ લેવી એવું પૂર્વપક્ષીએ કહ્યું હતું તેનું આ સૂત્રથી એ ઉત્તર આપ્યું કે એ શ્રુતિ ગૌણ લેવાય તેમ નથી કેમકે ગૌણીનો અસંભવ છે, એ શ્રુતિ ગૌણ હોય એનો અસંભવ છે. એ શ્રુતિને ગૌણ લેવામાં આવે અને પ્રાણ ઉત્પન્ન થતા નથી એમ સ્વીકારવામાં આવે તો પ્રતિજ્ઞાની હાનિ થવાનો પ્રસંગ આવે છે. **कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति**–હે ભગવન્! કોનું વિજ્ઞાન થયે આ સર્વ વિજ્ઞાન

થઇ જાય છે–એ પ્રકારે એક વિજ્ઞાનવડે સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞા કરી તેને સાધવા માટે **एतस्माज्जायते प्राणः**–એમાંથી પ્રાણ ઉત્પન્ન થાય છે, ઇત્યાદિ કહેવામાં આવ્યું છે. પ્રાણાદિ સમસ્ત જગત્ જો બ્રહ્મવિકાર હોય તો જ પ્રકૃતિથી અતિરિક્ત વિકારનો અભાવ હોવાથી એ પ્રતિજ્ઞાની સિદ્ધિ થઇ રહે છે. પ્રાણની ઉત્પત્તિ ગૌણ લેવામાં આવે અર્થાત્ પ્રાણ બ્રહ્મના વિકારરૂપ નથી એમ લેવામાં આવે તો એ પ્રતિજ્ઞાની હાનિ થાય છે. ઉપક્રમમાં જેવી આ પ્રતિજ્ઞા છે, જે અર્થની પ્રતિજ્ઞા કરી છે તેવો જ અર્થ ઉપસંહારમાં કહ્યો છે. **पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठं** ઇત્યાદિ ઉપસંહારવાક્યો છે. તેથી ઉપક્રમોપસંહારની એકતાને લીધે પ્રતિજ્ઞા જ ગૌણ છે એમ કહેવાય તેમ નથી અર્થાત્ પ્રતિજ્ઞા મુખ્ય જ છે અને તેથી તેને સમર્થન કરનારી પ્રાણોત્પત્તિશ્રુતિ પણ ગૌણ નથી પણ મુખ્ય છે.

વળી જેમ મુણ્ડકમાં આવી પ્રતિજ્ઞા છે તેવી જ અન્યત્ર પણ છે. **आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदं सर्वं विदितम्** આત્માના દર્શન, શ્રવણ, મનન અને વિજ્ઞાનથી આ સર્વ વિજ્ઞાન થઇ જાય છે ઇત્યાદિ શ્રુત્યન્તરમાં આવી જ પ્રતિજ્ઞા છે તેથી આ પ્રતિજ્ઞા મુખ્ય જ છે અને તેથી પ્રાણોત્પત્તિની શ્રુતિ પણ મુખ્ય છે.

આ રીતે પ્રાણની ઉત્પત્તિ જ્યારે શ્રૌત છે અને એ શ્રુતિ મુખ્ય છે ત્યારે પ્રલયમાં પ્રાણનું સત્ય કહેનારી શ્રુતિની શી ગતિ લેવી, એનો શો અર્થ છે એ પ્રશ્ન રહે છે, એ શ્રુતિમાં પ્રલયસમયે બ્રહ્મ પ્રાણવાળા રહે છે, બ્રહ્મ તથા પ્રાણ બંને રહે છે એમ લેવું અયોગ્ય છે કારણ કે **अप्राणो हि अमनाः शुभ्रः** બ્રહ્મતત્ત્વ જે પર અક્ષરથી પણ પર છે તે પ્રાણરહિત છે એમ કહી મૂળ પ્રકૃતિરૂપ બ્રહ્મતત્ત્વ પ્રાણાદિ સર્વ વિકારથી રહિતરૂપે પ્રલયસમયે રહે છે એમ શ્રુતિ જણાવે છે. તેથી પ્રસ્તુત શ્રુતિ અવાન્તર પ્રલયવિષયક લેવી ઘટે છે. અવાન્તર પ્રલયમાં હિરણ્યગર્ભરૂપ પ્રાણનો સદ્ભાવ રહે છે અને તેજ અર્થ એ શ્રુતિ કહે છે. હિરણ્યગર્ભરૂપ પ્રકૃતિ પોતાના વિકારની અપેક્ષાએ અધિક સ્થાયી છે અને તેથી એ વિકારોની ઉત્પત્તિપૂર્વે એ અવાન્તર પ્રકૃતિરૂપે સદ્ભાવને પામે છે.

**एतस्माज्जायते प्राणः**–એમાંથી પ્રાણ ઉત્પન્ન થાય છે એ જન્મ દર્શાવનાર પ્રબલ શ્રુતિ હોવાથી એને અનુસરીને આ પ્રાણનો સદ્ભાવ દર્શાવનાર શ્રુતિનો અર્થ લેવાનો છે અને તેથી યથાશ્રુતિ મહા પ્રલયમાં એમ થાય છે એમ ન લેતાં અવાન્તર પ્રલયમાં હિરણ્યગર્ભરૂપ પ્રાણ રહે છે એ લેવું આવશ્યક છે. એ હિરણ્યગર્ભરૂપ પ્રાણ પણ પોતાના વિકારની અપેક્ષાથી પ્રકૃતિરૂપ છે. તેથી એને પ્રકૃતિ કહેવામાં બાધ નથી. શ્રુતિ સ્મૃતિમાં બહુ સ્થળે આ પ્રકારે પૂર્વ પૂર્વ અવસ્થાને ઉત્તરોત્તર અવસ્થાની પ્રકૃતિ કહી વર્ણવવામાં આવે છે અને ઉત્તરાવસ્થાને વિકાર કહેવામાં આવે છે. *हिरण्यगर्भः समवर्तताग्रे*–હિરણ્યગર્ભ આરંભમાં હતા–એ શ્રુતિમાં તથા **आदिकार्यं स भूतानाम्**–એ સર્વ ભૂતોના આદિ કાર્ય છે–ઇત્યાદિ સ્મૃતિમાં હિરણ્યગર્ભ બ્રહ્મના વિકારરૂપ છતાં એમને પ્રકૃતિરૂપ કહી વર્ણવવામાં આવ્યા છે. તેથી આ શ્રુતિઓનો વિરોધ નથી અને પ્રાણની ઉત્પત્તિ જણાવનાર શ્રુતિ મુખ્ય છે તથા ગૌણ લેવાય તેમ નથી.

**गौण्यसंभवात्** એવું જ સૂત્ર તૃતીય પાદમાં, વિયદધિકરણમાં તૃતીય સૂત્ર છે. ત્યાં એ પૂર્વપક્ષનું સૂત્ર છે તેથી તેને અનુસરીને ત્યાં એ સૂત્રનો એવો અર્થ કર્યો છે કે

જન્મશ્રુતિ ગૌણુ છે કારણુ કે મુખ્ય લેવી અસંભવિત છે. અહિં એ જ શબ્દોવાળું આ સૂત્ર સિદ્ધાન્તસૂત્ર છે તેથી અહિં એવો અર્થ થાય તેમ નથી. તેથી ગૌણી લેવાને અસંભવ છે એવો અર્થ કર્યો છે. તૃતીય પાદમાં પ્રતિજ્ઞા હાનિવડે સિદ્ધાન્તનું સ્થાપન કર્યું છે, અહિં તો આ સૂત્રથી જ સિદ્ધાન્ત કહેલો છે. તેથી પૂર્વસૂત્રને અનુસરી જેઓ અહિં પણુ તેવો જ અર્થ કરે છે તેઓ પ્રતિજ્ઞાહાનિની ઉપેક્ષા કરે છે અને તેથી તેમનું એ વ્યાખ્યાન અયોગ્ય છે.

પ્રાણુની ઉત્પતિશ્રુતિ મુખ્ય શા માટે લેવી તેમાં શ્રી સૂત્રકાર અન્ય હેતુ દર્શાવે છેઃ

तत् प्राक् श्रुतेश्च ॥ ३ ॥

સૂત્રાર્થઃ—( આકાશાદિમાં મુખ્ય વૃત્તિથી લેવામાં આવતું जायते એ ) પદ પ્રાણુસંબંધે મુખ્યવૃત્તિમાં લેવું જોઇએ કેમકે એ પૂર્વશ્રુત છે.

तत्-અહિં पदम् એ અધ્યાકૃત છે, તેથી तत् એટલે તે પદ અર્થાત્ जायते એ પદ.

આ સૂત્રમાં એ કહ્યું કે एतस्माद् जायते प्राणः मनः सर्वेन्द्रियाणि च। खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ ઇત્યાદિ શ્રુતિવાક્ય છે. તેમાં जायते એ પદ છે. એ પદનો સંબંધ खंवायुः ઇત્યાદિ પદોસાથે પણુ થાય છે. ત્યાં એ આકાશ, વાયુ આદિમાં जायते એ પદ મુખ્યવૃત્તિમાં લેવાય છે, તો ત્યારપૂર્વે प्राणः શ્રુત છે તેની સાથે કેવી રીતે ગૌણુવૃત્તિમાં લઈ શકાય. એક જ પ્રકરણુમાં અને એક જ વાક્યમાં એકની સાથે એક પદ મુખ્ય લેવામાં આવે અને બીજાસાથે ગૌણુ લેવામાં આવે તો વૈરૂપ્ય થાય છે. તેથી ઉભયત્ર એક જ અર્થમાં એ પદ લેવાય. આકાશાદિમાં મુખ્ય છે એ પૂર્વે સિદ્ધ કર્યું છે તેથી પ્રાણુના સંબંધમાં પણુ એ મુખ્ય જ છે એ સિદ્ધ થાય છે.

આ જ પ્રમાણે स प्राणमसृजत प्राणाच्छ्रद्धां ઇત્યાદિ સ્થળે પણુ સૃજતિ ધાતુનો પ્રયોગ છે. તે શ્રદ્ધાદિ વિષયમાં મુખ્ય છે તેથી પૂર્વશ્રુત પ્રાણુવિષયમાં પણુ મુખ્ય છે એ સિદ્ધ થાય છે.

વળી જ્યાં પૂર્વોપાત્ત પદાર્થોસાથે એક પદ મુખ્યાર્થમાં ગ્રહણુ કરાય છે તે ઉત્તર શ્રુતસાથે પણુ મુખ્યાર્થમાં જ લેવું જોઇએ કેમકે નહિ તો વૈરૂપ્ય પ્રાપ્ત થાય છે એ પણુ આથી નીકળે છે. તેથી सर्वाणि भूतानि व्युच्चरन्ति-એ શ્રુતિમાં પૂર્વશ્રુત ભૂતસાથે व्युच्चरन्ति પદ મુખ્યાર્થમાં છે તેથી ઉત્તર શ્રુતપ્રાણુસાથે પણુ એ મુખ્યાર્થમાં જ લેવું જોઇએ એ આ જ ન્યાયથી સિદ્ધ થાય છે.

પૂર્વપક્ષીએ કહ્યું હતું કે તેજસ્ આદિની સૃષ્ટિના પ્રકરણુમાં પ્રાણુનું કથન નથી તેથી પ્રાણુની ઉત્પત્તિ નહિ લેવી. આ કથનનો હવે શ્રી સૂત્રકાર પરિહાર કરે છે.

( અપૂર્ણુ. )

---

અંતઃકરણુઉપર અખંડ સાવધાનતા રાખોઃ

तीव्रे तपसि लीनानामिन्द्रियाणां न विश्वसेत् ।
विश्वामित्रोऽपि सोत्कण्ठं कण्ठे जग्राह मेनका ॥

ભાવાર્થઃ—તીવ્ર તપાદિ સાધનમાં લીન રહેવા છતાં પણુ આ સ્વભાવથી જ બહિર્મુખતાને પ્રાપ્ત એવી ઇન્દ્રિયોવિષે વિશ્વાસબુદ્ધિ ધરવી નહિ; વિશ્વામિત્ર સરખા ઉગ્ર તપસ્વીવડે પણુ સ્વર્ગઅપ્સરા મેનકાના કણ્ઠને પ્રીતિ તથા આવેગપૂર્વક આલિંગન થયું.

# मारा ओरडानी मुसाफरी.

[ અનુવાદક-શ્રી ધીમંતરામ નવલરામ પંડિત. ]

## દિવસ ૧.

### પુસ્તકનિરૂપણ.



આકાશમાં આકસ્મિક ગતિએ આવાગમન કરનાર ઝગઝગતા ધૂમકેતુની માફક નૂતન પથિનું દર્શન કરાવી સાક્ષરસૃષ્ટિસમક્ષ નવીન વિવરણનું પુસ્તક બ્હાર પાડવાજેવું બીજું કયું કીર્તિવંત કાર્ય છે ! ગૃહસ્થો, તેને હવે વધારે વખત અંધકારમાં રાખી મુકીશ નહી. તે આ રહ્યું: વાંચો અને વિચારો.

મ્હેં મ્હારા ઓરડાની આસપાસ ૪૨ દિવસની મુસાફરી કરવાનું માથે લીધું હતું અને તે પ્રમાણે તે કાર્ય મ્હેં પુરૂં કર્યું છે. જે ચિત્તાર્ષક અને મનમોહક અવલોકન મ્હારાથી થયું છે અને જે અવર્ણનીય આનંદ મ્હને રસ્તામાં મળ્યો છે, તે વાચકવર્ગને દર્શાવી મ્હારી જિજ્ઞાસા તૃપ્ત કરવા આ કાર્ય ઉદ્ભવ્યું છે અને ઉપયોગ તથા આનંદની ખાત્રીએ પુષ્ટિ આપી છે,

આધિવ્યાધિને ઉપાધિથી પીડાતા અસંખ્ય મનુષ્યોને કંટાળાભરેલા કાળમાંથી મુક્ત કરી અખૂટ આનંદનું સાધનભૂત થનાર આ જ પુસ્તક છે. અને મ્હારા હૃદયમાં તો અવર્ણનીય સંતોષ ઉપજે છે. પોતાના દિવાનખાનામાં પર્યટન કરવાની મઝા, મનુષ્યપ્રાણીની ઇર્ષ્યાથી પણ અગમ્ય છે અને લક્ષ્મીથી પણ સ્વતંત્ર છે.

ખરેખર આ જગતમાં એવો કોઇ પણ નિર્ભાગી મનુષ્ય નહિ હોય કે જેને એક પણ વિશ્રાંતિસ્થાન નહિ હોય ! તે છતાં જેને એવા વિશ્રાંતિસ્થાનનો અભાવ હોય તેને આ મ્હારી મુસાફરીથી ઘણી વિશ્રાંતિ મળ્યા વગર રહેશે નહિ.

મ્હને ખાત્રી છે કે દરેક સમજુ માણસ મ્હારી પદ્ધતિ દાખલ કરશે-પછી તેનો સ્વભાવ કે મિજાસ ગમે તેવો હોય, ઉડાઉ કે કંજુસ, તવંગર કે ગરીબ, યુવાન કે વૃદ્ધ હોય અથવા ઉષ્ણકટિબંધમાં કે શીતકટિબંધમાં જન્મ્યો હોય ! પૃથ્વીના પડઉપર ખદબદી રહેલાં અસંખ્ય ટોળામનો એક પણ એવો નહી હોય કે જે આ પુસ્તક વાંચ્યા પછી મુસાફરી કરવાની શોધી કાઢેલી નવીન રીતને સાનંદાશ્ચર્યથી અવલોકશે નહિ.

---

* ફ્રેંચ ભાષામાં "Voyage autour de ma chambre" નામના એક લઘુ ગ્રંથનો આ અનુવાદ છે. વિવિધ પ્રકારના વિચારોને ૪૨ દિવસના પ્રવાસરૂપે ૪૨ પ્રકરણોમાં દર્શાવવામાં આવ્યા છે. શૈલિભેદથી વિચારોનું કથન વાચકોને રુચિકર થઇ પડશે, એમ ધારી આ લેખને અત્ર સ્થાન આપ્યું છે. ब्य० महाकाल.

## દિવસ ૨.

### પર્યટનપ્રશંસા.

મ્હારી મુસાફરીની પ્રશંસાના ઉપોદ્ઘાતમાં મ્હારે સૌથી પહેલું નિવેદન કરી દેવું જોઇએ કે આ મુસાફરીમાં એક પાઇનો પણ ખર્ચ લાગતો નથી. આ હકીકતમાં આકર્ષણશક્તિ છે. મધ્યમ વર્ગના માણસોને આ હકીકત ખેંચાણ કરે છે એટલું જ નહી પણ ગર્ભશ્રીમંતોને પણ આકર્ષવા પૂરતી સમર્થ છે. વળી માંદા માણસોમાટે તો આ મુસાફરી આશીર્વાદસમાન છે; પવનના સપાટા કે ઋતુના ફેરફારથી ગ્હાવાજેવું અહિં કંઇ નથી. વળી ગ્હીકણ મનુષ્યોમાટે કેટલી મઝા ! આ મુસાફરીમાં ચોર કે લુટારા કદી આવી શકતા જ નથી; રસ્તામાં કંઇ ખાઇ કે કોતર નડવાનાં નથી. લાખો મનુષ્યોમાંથી કોઇએ હજુ હિમ્મત ધરી નથી, અને સ્વપ્ને ખ્યાલ પણ કર્યો નથી એવી મુસાફરી કરવા માટે તમે સર્વ તૈયાર થાઓ. ખરેખર એદીનો પાદશાહ હશે તે પણ મારી સાથે મુસાફરીએ નિકળવામાં આંચકો ખાશે નહિ, કેમકે મ્હારી મુસાફરીમાં જરાએ મહેનત પડવાની નથી. ત્યારે ચાલો, આપણે પ્રયાણ શરુ કરીએ. પ્રણયખંડનથી કે મિત્રદ્રોહથી માનભંગ થયલા સર્વ મનુષ્યો ! દુનીયાની ઈર્ષ્યા અને ક્ષુલ્લકતા મુકી મારી સાથે ચાલો. મારી મુસાફરીમાં દુઃખીયા, માંદા, કાયર, મૂજી વગેરે સર્વનો સમાવેશ થશે. કુધારાની કુટિલ યોજનાઓને અને વિશ્વાસઘાતના વૈરસાધનોને મગજમાં ચગડોળે બેસાડનારા હે મનુષ્યો ! ઉઠો અને તમારા મગજમાંથી મલિન વિચારોને હાંકી કાઢો. એક ક્ષણનું ડહાપણ ગ્રહણ કર્યા શિવાય એક ક્ષણની મઝા તમે ગુમાવો છો. મારી મુસાફરીમાં આવવાની હિમ્મત ધરો. જે મુસાફરોએ રોમ તથા પારસની સ્હેલ કરી છે તેથી કંઇક વધારે જ સ્હેલો અને રસિક રસ્તો આપણે ગ્રહણ કરીશું. માત્ર કલ્પનાદેવીના આનંદમાં તલ્લીન થઇ સ્વર્ગીય વિમાનવાળી આપણી મુસાફરી સર્વને પ્રિય થઇ પડ્યા વગર રહેનાર નથી.

---

## દિવસ ૧.

### કાયદોકાનુન.

અહો ! જગતમાં અધીરા પુરુષો કેટલા બધા છે ! મને ખાત્રી છે કે મારા વાંચનાર જાણવાને જિજ્ઞાસુ બન્યા હશે કે મ્હારો આશ્રમઆસપાસનો પ્રવાસ ૪૨ દિવસમાં કેમ પૂરો થયો અને ૪૩ કે બીજો કોઇ આંકડો કેમ ન થયો ! પરંતુ હું પોતે જ તેનો ખુલાસો કરવા શક્તિ ધરાવતો નથી તો પછી વાચકવર્ગને હું શું ખુલાસો આપું ? પણ હું એટલું જ કહી શકું છું કે જો આ પુસ્તક વાંચનારને લાંબુ લાગે તો તે ટુંકું કેમ ન થયું તેમાં મારો દોષ નથી. કોઈ પ્રવાસી પોતાના પ્રવાસવર્ણનને પ્રમાદમાં લાંબુ કરે પણ હું ચાહું તો મ્હારૂં વર્ણન એક જ પ્રકરણમાં સમાવી દઉં એવું હું ખુલ્લેખુલ્લું જાહેર કરી દઉં છું.

એટલું તો નિર્વિવાદ છે કે મ્હને મ્હારો પ્રવાસ સુખરૂપ નિવડ્યો છે; તે છતાં હું તે ક્યારે પૂરો કરી શકીશ તેની મ્હને સમજ પડતી નથી. વિશેષમાં હું એમ ધારૂં છું કે કેટલાક મહાપુરુષો જો આ કાર્યમાં વચ્ચે ન આવ્યા હોત તો એક મહાભારત પુસ્તક લ-

ખવાને મ્હને પુષ્કળ વખત મળ્યો હોત! પણ તેમની કૃપાથી જ હું મ્હારા ઓરડાની આસપાસ મુસાફરી કરી શક્યો છું.

તેમ છતાં તેઓ કેટલે દરજ્જે દોષવાન્ હતા તે હે બુદ્ધિશાળી વાંચનાર! તમારાથી બની શકે તો નીચેની દલીલપરથી સમજી લેજો.

અવિચારી કૃત્યથી ઉત્પન્ન થયલા ક્ષણિક ગુસ્સાના આવેશમાં જો કોઇ માણસ તમારા તરફ કડું કટાક્ષ નાંખે અથવા ધપ્પો મારી જાય અથવા તમારી પ્રિયતમાની પ્રીતિ સંપાદન કરવામાં ફાવી જાય તો તે વખતે તમારે તરવાર મ્યાનબહાર કાઢવી પડે તેના કરતાં બીજું વધારે ન્યાયી કાર્ય કયું હોઈ શકે!

આવા જ બનાવવખતે તમે ઉજ્જડ જંગલમાં જાઓ છો અને નીકોલ તથા ગામડીયાની માફક જ્યારે તમારો દુશ્મન તમારાપર ધા કરે છે ત્યારે તમે સજ્જડ પ્રતિઘા મારોછો-તમારું વેરવળ્યા પછી તમે તમારા પ્રતિસ્પર્ધીને હાથે તમારા મરણનું જોખમ વ્હોરી લઈ તમેત મારી છાતી ખુલ્લી મુકો છો. આ પ્રમાણેનો રીવાજ વાસ્તવિક ગણાય. એમ છતાં આવા પ્રશંસનીય કાર્યને વખોડનારા લોકો ઘણી વખત મળી આવે છે; પણ તેવું કહેનારાઓઉપર જ્યારે આવા પ્રસંગો આવી પડે છે ત્યારે જેમની તેઓ મોટી ભૂલ કાઢતા હોય છે તેવી જ ભૂલમાં તેઓ પોતે ગોથાં ખાધાવગર રહેતા નથી. આવા માણસોના અભિપ્રાયઉપર વજન મુકી કેટલાક અભાગીયા માણસો પોતાની આબરૂ અને ગુજરાતનું સાધન ગુમાવી દે છે. તેથી આવી જાતના કાર્યનું સમાધાન કરવા રીવાજ તથા માનની ખાતર જે લોકો વચ્ચે પડે છે તેઓ કાયદાકાનુનપ્રમાણે સમાધાન કરાવવાના કરતાં માત્ર ઉટાંગ ગોઠવે છે. વળી કાયદો તથા રીવાજ એક બીજાના વિરોધી હોવાથી ન્યાય આપનાર પણ ઉટાંગના પાસા નાંખી ન્યાય આપે છે.

તેથી મારી મુસાફરી ૪૨ દિવસમાં પૂરી થવાનો ચુકાદો કોઈ આવા જ કારણથી કેમ ન કલ્પી શકાય?

---

## दिवस ४.

### અક્ષાંશરેખાંશ.

બેકારીયા ગુરુના ગણીતશાસ્ત્રપ્રમાણે મારી ઓરડી પૂર્વ ૪૮ અક્ષાંશપર આવેલી છે અને તે પૂર્વપશ્ચિમાભિમુખ છે તથા જો વધારે ઉંડાણથી વિચારીએ તો ૩૬ ક્રમ ફરતો સમાંતર ચતુર્ભુજ થાય છે. મારી મુસાફરી આ ચતુર્ભુજના કરતાં વધારે લાંબી થશે, કારણ કે અમુક નિયમ કે યોજનાવગર હું આમથી તેમ ફરીશ, વક્રગતિ લઇશ અને જરૂર પડતાં ભૂમિતિની દરેક રેષાનું અનુકરણ કરીશ! દરેક પગલું ભરતાં વિચાર કરી જોઓ એમ કહે છે કે હું કાલે ત્રણ જણની મુલાકાત લઇશ, ચાર કાગળ લખીશ અને ફલાણું કરીશ તેવા મનુષ્યોપર મને ઝાઝો વિશ્વાસ નથી. દરેક જાતના વિચાર, રસ તથા લાગણીને માટે મારો આત્મા એટલો બધો ખુલ્લો છે કે જે કંઇ દૃષ્ટિએ પડે તેને તે તત્કાળ ગ્રહણ કરે છે. જીંદગીના કઠણ રસ્તાપર વેરાયલાં આનંદપુષ્પો વીણવા આત્માએ શા માટે તૈયાર થવું ન જોઇએ! તે એટલાં બધાં આઝાં આઝાં અને જવલ્લે વેરાયલાં છે કે જો સદ્ભાગ્યે આપણા પગઆગળ આવી પડે તો તે વીણવાને કયો મૂર્ખ ઉભો નહી રહેશે? અમુક નિયમિત પગથી પકડવાના ડોળ·

શિવાય જેમ પારધી શિકારપાછળ દોડ્યો જાય છે તેમ પોતાની કલ્પનાને નિરંકુશ છોડી દઈ તેના વેગમાં ચાલ્યા જવા જેવું સુખ બીજું શેમાં રહેલું છે ? તેથી હું જ્યારે મારા ઓરડામાં મુસાફરી કરૂં છું ત્યારે મારો પ્રવાસ ભાગ્યે જ સીધી લીટીમાં થાય છે. હું ટેબલ-પાસેથી ખુણામાં આવેલા તકતાતરફ જાઉં છું. ત્યાંથી બારણાતરફ કુચ કરવા નિર્વેદ ગતિ પકડું છું અને જો કે વિચાર તો કર્યો હોય કે પ્રદક્ષિણા કરી ટેબલપાસે પણ આ-વવું તોપણ જો રસ્તામાં વિરામવેત્રાસન આવી ગયું તો વિવેક કે સનુકાઇને સધર્યા વિના હું મારૂં સ્થાન ત્યાં જ જમાવી દઉં છું. વચમાં વચમાં મને કહી લેવા દો કે આરામ ખુરસી એ રાચરચીલાંમાંની એક અતિ ઉત્તમ વસ્તુ છે, અને વિચારગ્રસ્ત મનુષ્યોના મગજને અતિ લાભકારી છે. શીયાળાની લાંબી રાતે ગીચ વસ્તીના કોલાહલથી દૂર જઇ આવી ખુરસીપર લાંબા થવામાં ઘણે અંશે ડહાપણ તથા આનંદ સમાયલો છે. એક સારી સળગેલી સગડી, કેટલાંક પુસ્તકો અને કાગળ પેન્સીલ–વાહ ! ગમગીનીનો કિલ્લોકોટ તોડી પાડવા માટે કેવા સુંદર ફિરસ્તાઓ ! વળી સગડી સંકોરતાં પુસ્તક તથા પેન્સીલને ભુલી જઇ મનમાં કંઇ રમણીય તરંગોના વહનમાં ઘસડાઇ જવું કેવું સર્વોત્તમ લાગે છે ! અનંતકાળના ચક્રમાં ચુરો થતા આ દરરોજના કલાકોની ગતિ દિલગીરી ઉત્પન્ન કર્યા શિવાય લપસી જાય છે. તેમ મિત્રમંડળની રમુજના હેતુથી થોડી લીટીઓની ગુંથણી કરવામાં કેટલી રમ્યતા લાગે છે !

---

## દિવસ ૯

### બીછાનું.

મ્હારી આરામખુરસીની પાસે ઉત્તરાભિમુખ કરી ચાલીએ તો તરત જ મ્હારૂં બીછાનું એક ખુણામાં દૃષ્ટિગોચર થાય છે. મ્હારા બીછાનાએ ઘણી જ સરસ જગા પસંદ કરી છે અને પ્રાતઃકાળના કિરણો તેની અંદર નિરાંતે રમે છે. સુંદર ઉનાળાની સ્હવારે સફેદ દિવાલપરથી સરી આવતાં કિરણો સૂર્ય ઉગતાં જ પ્રવેશ કરે છે અને બારીની સામે આવેલું વૃક્ષ આ સઘળા કિરણોનું પ્રથક્કરણ કરી રંગબેરંગી નમુનાનું પ્રતિબિંબ ઓરડામાં પાડે છે. મ્હારા છાપરાનો કબજો કરી બેઠેલાં પક્ષીઓનો કિલકિલાટ હું રોજ સવારમાં સાંભળું છું. તે વખતે મ્હારો આત્મા કંઇક હજારો રમણીય તરંગોમાં તર્યા કરે છે, અને અર્ધ જાગ્રતિનાં તરંગવાળું આનંદમય સુખ બીજા કોઇ પણ પ્રાણીને ભાગ્યે જ મળતું હશે! હું ખરેખર તલ્લીન બની જાઉં છું અને બીછાનાની સુખવાળી ટુંકમાં મનન કરવાની ક્ષણો બને ત્યાં સુધી લંબાવું છું. કલ્પનાની કળી ખીલવનારૂં અને સુંદર તરંગ પ્રદિપ્ત કર-નારૂં બીછાનું એવી સુંદર વસ્તુ ગણાય છે કે તેના ઉપર આપણે સુતા કે આત્મવિસ્મૃતિમાં લીન થયા વગર રહેતા જ નથી. પુત્રના પ્રસવથી હર્ષઘેલી બનેલી માતા આ જ ઠેકાણે પ્રસુતિની વેદના ભુલી જાય છે. વિલક્ષણ પ્રમોદ, કલ્પના અમરા આશાના અંકુરને તલ-પાપડ થવાની આ જ જગા છે. ટુંકામાં કહીએ તો આયુષ્યકાળના અર્ધા વખતમાં બાકીના અર્ધા વખતની વેદના ભુલવનારૂં આ જ બીછાનું છે.

પણ અરે ! કેટલા સારા અને કેટલા દિલગીરીભરેલા વિચારો મારા મગજપર હુમલો

કરે છે ! ભયાનક અને રમણીય દેખાવના વિરોધાભાસથી મિશ્રણ થયેલી આ વસ્તુ ખરેખર નવીનતા ઉપજાવે છે. બીછાનાએ આપણને જન્મ લેતા જોયા છે અને મૃત્યુ પામતા પણ જોયા છે. હમેશાં બદલાતો અને અસ્થિર રહેતો આ એક એવો પડદો છે કે જેના ઉપર મનુષ્યજાતિ વારાફરતી રસમય નાટકો, હાસ્યયુક્ત ફારસો અને કરુણારસવાળાં નાટકો ભજવ્યા જ જાય છે.

બીછાનું પુષ્પથી આચ્છાદિત થયલું પારણું છે, યુવાવસ્થામાં પ્રેમદેવીની ગાદી છે અને અંતે શ્મશાનભૂમિનું પહેલું સ્થાન છે.

---

## દિવસ. ૬

### તત્ત્વવિચારકમાટે.

આ પ્રકરણ માત્ર તત્ત્વશાસ્ત્રીઓને માટે જ છે, બીજાને માટે નથી. એનાથી જનસ્વભાવપર ઘણો પ્રકાશ પડશે. બુદ્ધિના સ્વચ્છ કિરણમાંથી પ્રાણતત્ત્વને જુદું પાડી મનુષ્યપ્રકૃતિનું પ્રથક્કરણ કરનાર લોલકીયાકાચ ( Prism ) રૂપ આ પ્રકરણ છે.

મારી મુસાફરીના પ્રારંભમાં મારી આંગળીઓ શી રીતે દાઝવા પામી તેનો ખુલાસો આત્મા અને જીવ[1] વિષેની મારી દર્શનપદ્ધતિ વાંચનારઆગળ સમજાવવા શિવાય આપી શકાય એમ નથી, અને વળી મારા વિચાર તથા કાર્યપર આત્મતત્ત્વવિદ્યાની એવી મોટી અસર થયલી છે કે જો હું એનો અર્થ સ્પષ્ટ કરવાની કુંચી પહેલેથી જ આપું નહી તો પછી આ પુસ્તકનો ગૂઢાર્થ ગ્રહણ કરતાં ઘણી મુશ્કેલી પડે.

ભિન્ન ભિન્ન અવલોકનથી મને માલમ પડ્યું છે કે મનુષ્ય આત્મા તથા જીવનો બનેલો છે. આ બે તત્ત્વો કેવળ જુદા છે તોપણ તે એકબીજાસાથે એવાં તો ગુંથાઇ ગયલાં છે કે જો તેમની વચ્ચે આપણે કંઇપણ ફરક યોજવા તત્પર થઇએ તો આત્માને જીવઉપર ઉપરીપણું ભોગવનારની સત્તા આપવી જોઇએ. એક વૃદ્ધ વિદ્યાગુરુએ મને કહ્યું હતું કે પ્લેટો સ્થૂળ વસ્તુને 'ઇતર' એટલે બીજું એવું નામ આપતો હતો. એ ઠીક છે પણ હું તો આપણા આત્માની સાથે જે જીવ રહેલો છે તેને જ સર્વોત્તમ ગણી એ નામ આપવું પસંદ કરૂં છું. ઇતર પદાર્થ કહીએ તે ખરેખરો આ જ છે અને તે જ આપણા ઉપર વિચિત્ર અવળચંડાપણું વાપરે છે. મનુષ્યમાં દ્વિત્વ રહેલું છે એ વાત સામાન્યરીતે સમજવી અઘરી નથી; પણ લોકોનું કહેવું એવું છે કે મનુષ્ય આત્મા અને શરીરનો બનેલો છે અને તે ઘણા જ વિરોધીપણાથી શરીરને શિર ઘણી બાબતોનો વાંક મુકે છે, કારણ કે શરીરને તો સ્પર્શ કે વિચારશક્તિ નથી; ઠપકાને પાત્ર તો માત્ર જીવ જ છે. તે તીવ્ર લાગણીવાળું પ્રાણી છે જે આત્માથી સંપૂર્ણ રીતે અન્ય હોવાને લીધે જુદું જ પ્રાણી બની એક પુરી હયાતી ભોગવે છે અને જેનામાં પોતાના જ સ્વાદ, વલણ તથા ઇચ્છા હોવાથી બીજાં પ્રાણીઓના કરતાં ઉંચું ગણાય છે; કારણ કે તે બીજાકરતાં વધારે

---

૧. આત્મા અને જીવ એ શબ્દો અર્થશાસ્ત્રપ્રમાણેના અર્થમાં લેવાતા નથી પણ આત્માનો અર્થ પ્રેરકઆત્મા છે અને જીવનો અર્થ પ્રેર્ય અથવા નિયોજ્ય આત્મા છે.

કેળવાયલું છે અને તેમના કરતાં વધારે સંપૂર્ણ ઇંદ્રિયોવાળું છે. હે બ્રિ પુરુષો, તમે બુદ્ધિનેમાટે જોઇએ તેટલા અહંકારી ભલે થાઓ, પરંતુ ઇતર પદાર્થથી હમેશાં સાવચેત રહેજો; તેમાં મુખ્યત્વે કરીને જ્યારે તમે એકલાં હો ત્યારે તો ખૂબ સાંભળજો.

આ બે વિરુદ્ધ પ્રકૃતિના પ્રાણીઓના એકત્રપણાપર મેં કોણ જાણે કેટલાએ પ્રયોગો કીધા છે. દાખલાતરીકે મેં સ્પષ્ટ રીતે નિશ્ચય કર્યો છે કે આત્મા જીવને પોતાના તાબામાં લઇ શકે છે અને સામી થાપ મારવા માટે જીવ પણ આત્માને તેના વલણથી વિરુદ્ધ વર્તાવી શકે છે. નિયમતરીકે એક નિયમઘડનારછે. બીજું અમલ કરનાર છે; પણ બહુશઃ તે બન્ને વિરોધી વર્તનારછે. બુદ્ધિશાળી પુરુષનું મહાન્ કાર્ય એ છે કે પોતાના જીવને બરાબર કેળવણી આપવા દેવી કે જેથી તે એકલું વર્તી શકે નહી અને આત્મા તે જંજાળી મિત્રથી મુક્ત થઇ આકાશમાં ગમન કરી શકે. આનો દાખલો આપવાની જરૂર જણાય છે. આપ જ્યારે એક પુસ્તક વાંચતા બેસો છો, જ્યારે કોઇ મનોરંજક ઊર્મિ મગજમાં ભ્રમણ કરે છે ત્યારે આપનો આત્મા એ નવી ઊર્મિસાથે એકદમ જોડાઇ જાય છે અને તમે પુસ્તકને ભુલી જાઓ છો; એટલે તમારી ચક્ષુઓ યાંત્રિક ગતિએ શબ્દ તથા લીટીપછવાડે જાય છે, સમજ્યાવગર અને શું વંચાઇ ગયું તે યાદ રહ્યા વગર તમે પાનાં ફેરવ્યા જાઓ છો. આમ થવાનું કારણ એ કે તમારા આત્માએ પોતાના સાથીને પોતાની આગળ વાંચી જવાનો હુકમ કર્યો અને પછી પોતે થોડો વખત ગેરહાજર રહેવા વિચારે છે એની કોઇ સૂચના આપી નહિ. તેથી આત્મા સાંભળતો ન હતો તોપણ જીવ તો હુકમપ્રમાણે વાંચ્યો ગયો.

---

## દિવસ ૭

### આત્મા.

હજુ તમને સ્પષ્ટ રીતે સમજ પડી નથી કેમ ? ચાલો ત્યારે દાખલા દલીલ લઇને આપણે તે વિષયને હજુ વધારે સ્પષ્ટ કરીએ.

એક દિવસ ગયાં ઉનાળામાં હું અમુક વખતે દરબારતરફ ધીરેધીરે જતો હતો. આખો દિવસ હું ચિત્ર કાઢયા કરતો તેથી મારા આત્માએ ચિત્રકળાપર જ ધ્યાન લગાડવાનું પસંદ કરી રાજદરબારતરફ મને લઇ જવાનું કામ જીવ જેને આપણે ઇતરની સંજ્ઞા આપી છે તેને જ તદન સોંપી દીધું. આત્મા વિચાર કરવા લાગ્યો કે વાહ ! ચિતારાની વિદ્યા પણ કેવી સર્વોત્કૃષ્ટ છે ! કુદરતની પ્રતીતિથી જે આર્યં થયો છે અને જેણે એ કળા આંગ્નિકાના આધારભૂત કરી નથી, જે ગમતની ખાતર ચિત્ર કાઢતો નથી પણ સૃષ્ટિસૌંદર્ય-ની મહત્તાથી અને ચિત્ર વિચિત્ર રંગોથી મનુષ્યવદનપર રમી રહેલા પ્રકાશના અગમ આશ્ચર્યયુક્ત નિયમથી વિસ્મય પામી, પોતાના કૃત્યમાં કુદરતના કૌતુકની છાયા આવિર્ભૂત કરવા યત્ન કરે છે તેવા જ ચિતારાને ધન્ય છે ! વન કુદરતના પ્રેમથી ખેંચાઇ જે એકાંત બગથીમાં ભટકવા નિકળે છે અને અંધમય જંગલ અથવા અટુલ અરણ્યથી ઉત્પન્ન થયલી ગ્લાનિની લાગણીથી પીગળે છે તેવા ચિત્રકારને જ ધન્ય છે ! તેની કૃતિ કુદરતનુંજ અનુ-કરણ કરે છે; નવો જ દરીયો અને સૂર્યપણ પ્રવેશ ન કરી શકે એવી અંધમય ગુહાઓ-મગજમાંથી ઉત્પન્ન થાય છે; લીલી વેલીવાળા લતામંડપોનો જીવનઅંકુર તેના હુકમને અધીન થઇ સ્ફુરે છે અને આકાશના ભુરા રંગો તેના ચિત્રમાં પ્રતિબિંબ પાડે છે; તે

અવકાશને ઘેરી લે છે તથા આપણને તોફાનના ગડગડાટ સંભળાવે છે. કોઈ વખત વિસ્મય પામેલા પ્રેક્ષકની દૃષ્ટિ આગળ પ્રાચીન સિસીલીના આનંદમય કિનારાનું તે દર્શન કરાવે છે. વનજલદેવતાથી નમ્ર બરૂમાં નાસતી ફરતી ચમકેલી અપ્સરા અને પવિત્ર અરણ્યની આસપાસ આવી રહેલાં, શિલ્પકારીગિરીના રમ્ય નમુના રૂપ મંદિરોનાં ભવ્ય મોંખરા ચીતરી આપે છે. આવા સ્વર્ગીય પ્રદેશના શાંત ચીલામાં ચાલતાં કલ્પનાદેવી પણ ભુલી પડી જાય છે. આસ્માની રંગની પૃષ્ઠભૂમિ આકાશસાથે અવિભક્ત થઈ જાય છે અને આખો દેખાવ શાંત સરિતાના પાણીમાં ચિતરાયેલો થઈ એવો તો રમણીય ચિતાર ઉભો કરે છે કે તેનું વર્ણન કરવા જીભ અશક્ત છે.

જ્યારે મારો આત્મા આવા વિચારમાં તલ્લીન થયો હતો ત્યારે મારૂં ઇતર કંઈ નવે જ રસ્તે ચઢી ગયું હતું. આજ્ઞાનુસાર અદાલતતરફ જવાને બદલે ડાબી બાજુએથી એણે એવો તો કતરાતો રસ્તો લીધો કે અદાલતથી છેક અર્ધોગાઉ આઘે મેડમ દી હોત કેસલના બારણાસુધી મારૂં ઇતર ભટક્યું ત્યારે જ આત્માએ તેને પકડ્યું.

હવે હું વાંચનારની કલ્પનાને જ માત્ર સોંપું છું કે જો આ ભટકતું ઇતર તે સુંદરીને એકાંતમાં મળી ગયું હોત તો શો પરિણામ થાત?

---

## દિવસ ૮.

### ઇતર જીવ.

જો ઇતર જીવથી આત્માને આમ છુટો રાખી તેને મરજીમાં આવે તેમ મુસાફરી કરવા દેવાનું ઉપયોગી તથા અનુકૂળ હોય તો તેના ગેરફાયદા પણ છે. તેથી જ દાખલાતરીકે મેં આગળ કહ્યું હતું તે મુજબ મારી આંગળીઓ દાઝવા પામી હતી.

હું ઘણોખરો ઇતરજીવને મારો નાસ્તો તૈયાર કરવાની ખટપટ સોંપું છું. તે સર્વે **સામગ્રી સંભાળથી** રાંધી આપે છે; કાફી બનાવવામાં તો તે ઉસ્તાદ બની ગયો છે અને મારા આત્માની મદદશિવાય આવા વ્યાપારમાં તો તે સર્વે સરાડે ઉતારે છે, પણ અનુષ્ઠાન કરવા માટે આ ઘણું કઠિન કાર્ય છે; કારણ કે ઇતરજીવ યાંત્રિકજેવા કાર્યમાં ગુંથાઇ રહે ત્યારે તદ્દન નવે જ રસ્તે વિચારવાનું કાર્ય જો કે સહેલું છે તોપણ તે કાર્યપર દૃષ્ટિ રાખી સાચવવું અર્થાત્ નિયમાનુસાર બોલીએ તો ઇતરજીવના કાર્યપર આત્માને પરીક્ષા લેવાનું સોંપવું અને તે કાર્યમાં આત્માએ બીલકુલ ભાગ લીધા વિના તપાસવું—એ અતિ દુર્ઘટ છે. માણસ જો કરી શકે તો આત્મતત્ત્વ વિદ્યાની રમતનો આ અતિ અસાધારણ ખેલ છે. મારો ખોરાક પકાવવાને સગડીઉપર મેં મારો ચીપીયો મુકયો હતો અને થોડીવાર પછી જ્યારે મારો આત્મા નવા જ સ્થાનમાં પ્રયાણ કરવા નિકળી પડ્યો તેવામાં તે લાલચોળ થયલી લાકડી સગડીપર પડી, મારા બિચારા ઇતરજીવે તે ચીપીયો ઝાલ્યો અને તેથી મારી આંગળીઓ દાઝી ગઈ.

---

# બાલકોનો બોધ.

ઘણાખરાનું એવું માનવું છે કે જ્ઞાન પુસ્તકોમાંથી અને મોટા પુરુષનાં વચન તથા કૃતિમાંથી મળે છે. એ માનવું સાચુ છે પણ તે સાથે આ પણ સાચું છે કે જેને આપણે નજીવી વાતો ગણીએ છીએ, જેને આપણે હલકાં માનીએ છીએ તેનાથી પણ આપણને ઓછો બોધ મળતો નથી. બોધ લેવા ધારનાર, જેમ હંસ જ્યાં ત્યાંથી દુધને ગ્રહણ કરે છે, અને જલને પૃથક્ કરે છે તેમ, જ્યાં ત્યાંથી બોધ લઇ શકે છે. એટલું જ નહિ પણ કેટલોક બોધ જે આપણને નજીવી વાતોથી મળે છે તે મોટાં મોટાં પુસ્તકોમાંથી મળતો નથી. શ્રી દત્તાત્રય સમર્થ મહાપુરુષ છે, ઈશ્વરનો અંશાવતાર મનાય છે છતાં તેમણે બોધ શાથી લીધો છે? તેમણે ૨૪ ગુરુ કર્યા છે, તે ક્યા? સૃષ્ટિમાં રહેલાં હલકાં પ્રાણિઓનું આખું કુદરતનું પુસ્તક જ ખરૂં બોધ આપનાર છે અને તેથી ન્યૂન બોધ જ બીજાં કાગળનાં પુસ્તકો આપે છે. કુદરત જે બોધ આપે છે તેમાં તકરાર હોતી નથી, તેને સિદ્ધ કરવા અસંખ્ય પુરાવાની અપેક્ષા રહેતી નથી, છતાં તે બોધ શબ્દપ્રમાણજન્ય નહિ હોવાથી પરોક્ષ નહિ રહેતાં તરત જ અનુભવરૂપ થઇ રહે છે. એક વાર એ બોધ થતાં મનુષ્ય તરત જ તે પ્રમાણે વર્તવા માંડે તેમ છે. મધમાખીને નિરંતર કામ કરતી વિવેકવડે જોનાર ઉદ્યોગ કરવા ઉત્સાહવાળો થઇ રહે છે, કીડીને અનુકૂળ સમયે કણસંચય કરી રાખતી જોનાર ઉત્તર સમયમાટે પ્રથમથી વ્યવસ્થા કરી રાખતાં શીખે છે, કુતરાને નિમકહલાલીપણે સેવા કરતો જોનાર આભાર માનતાં શીખે છે અને પ્રમાણિકપણાનો પાઠ સચોટ ભણે છે,–ને વિચારપૂર્વક નિરીક્ષણ કરનાર પત્નીમત તથા પતિવ્રતના સંસ્કારથી રહિત રહેતો નથી અને પોતાનાં બચ્ચાંને પોતાની પાંખવડે સારીરીતે રક્ષણ કરનાર મરઘીને જોનાર માતાપિતાના ધર્મનો દૃઢ બોધ ગ્રહણ કરે છે. જ્યારે માણસો ગંભીર થઇ બેસી રહેનાર ઘુવડનો તિરસ્કાર કરે છે ત્યારે માણસોમાંથી જ કોઇ સદા એવો ગંભીર બેસી રહે, વાતચિતમાં પણ પોતે મોટો મહાત્મા છે એવું બતાવવા ગંભીર મુખમુદ્રા કરી રહે તો તેવા લાંબું મોંઢું કરી રાખનારને કોણ પસંદ કરે, પ્રીતિથી જુએ? બકબકાટ કર્યા કરનાર મેગપાઇ નામના પક્ષીને કોઇ સાંભળતું નથી એ જોનાર પોતાની વાણીને નિયમમાં રથાપતાં શીખે છે. જ્યારે આપણે સમડી, બાજ અને વરૂને ધિક્કારીએ છીએ ત્યારે એનાથી જ આપણને બોધ મળે છે કે ઇતરના હકને છીનવી લેનાર તિરસ્કારને પાત્ર થાય છે તો આપણે અન્યના હકપર હુમલો કરવાનો શો હક છે? જ્યારે દેડકાને તથા સર્પને માટે આપણને કમકમાટ છૂટે છે ત્યારે ઇર્ષ્યા, દ્વેષઆદિ દુર્ગુણો જેનો દંશ એથી અધિક વિષમય છે તેનો આપણે કેવી રીતે સંગ્રહ કરીએ? ચક્રવાકીને કમલમાત્રનો અંતર થતાં રડતી જોઇ કયી સ્ત્રી પતિવિરહના દુઃખોથી અજ્ઞાત રહે અને તેથી પતિપ્રતિના ધર્મને સેવવા વિલંબ કરે? સૂર્યને અસ્ત તથા ઉદય પામતા જોઇ જગતમાં આવી પડતી દશાના વિપરિણામોથી કોણ આશ્ચર્ય ધરે? દુધમાં ઉભરો આવતાં તેમાં જલ રેડતાં તે ઉભરો શમેલો જોનાર તથા પુનઃ તાપવડે જળ બળી જતાં દુધ પણ પોતાના આત્માને અગ્નિમાં આહુતિ કરનાર જોનાર કોણ મિત્રોના સુખ તથા મિત્રના ધર્મથી અજ્ઞાત રહી શકે? સંક્ષેપમાં એ જ કે વિવેકદૃષ્ટિથી

જોવામાં આવે છે તો નીતિધર્મનું જ્ઞાન મોટી મોટી સંસ્થાઓમાં કેળવાયેલા પુરુષોતરફથી જેમ થાય છે તેમ પ્રસંગે આવતા સાદા અને સર્વત્ર સુલભ હલકા તથા નજીવા મનાતા વ્યતિકરોઉપરથી પણ થાય છે.

આપણે જોઇએ છીએ કે વૃદ્ધ પુરુષો વિશેષ અનુભવવાળા હોવાથી બાળકોને ઉપદેશ આપવાને યોગ્ય છે પણ આપણે એ પણ સ્વીકારવું ઘટે છે કે બાલકો પણ દૂષિત નહિ થયેલી એવી સ્વપ્રેરણાથી વર્તન રાખનાર હોવાથી ઘણે પ્રસંગે વૃદ્ધોને પણ આ જ નિયમથી બોધ આપી શકે તેમ છે. કયો આહાર શુદ્ધ છે, કેવો વિહાર શરીરના સંરક્ષણમાટે કરવો જોઇએ, કેવી ક્રિયાઓ બલની અને શરીરની વૃદ્ધિ માટે કરવી જોઇએ; કેવો હસમુખો અને નિશ્ચિન્ત સ્વભાવ રાખવાથી જગતમાં સુખની પ્રાપ્તિ થઈ શકે છે એ આદિ અનેક અંશો બાલકો મોટાંને પોતાની કૃતિથી શીખવે છે. જ્યારે પાશ્ચાત્ય કવિશિરોમણિ વર્ડ્સવર્થે The child is father of the man—બાલક એ યુવાનનો પિતા છે, એ અમર ચરણ પોતાના કાવ્યમાં લખ્યું ત્યારે બાલપણાની લાગણી અને સંસ્કારો પુખ્તાવસ્થામાં રહે છે અને તેથી પુત્રનાં લક્ષણો તે પારણામાંથી જણાય છે એ ભાવ વિવક્ષિત કર્યો હતો છતાં એમની પ્રતિભાથી નીકળેલું આ વચન અનેક અર્થમાં સત્યતાથી પૂર્ણ થયેલું જણાય છે. અનેક રીતે બાલક મોટાંનો ગુરુરૂપે પિતા છે, બોધ આપી પાલન કરનારરૂપે પિતા છે. આટલું જ નહિ પણ જેમ મોટાંની રમતો અનેક ગંભીર અર્થને સૂચવે છે તેમ બાલકોની રમતો પણ તેથી અન્યૂન અર્થને સૂચવે છે. શેતરંજની રમત અનેક પુરુષો રમે છે, પણ એનાપર વિચાર કરનારને એ મોટું સત્ય ખુલ્લું કરે છે. રમતના આરંભમાં રાજા, પોતાના પ્રધાન તથા લશ્કર વગેરેથી સુરક્ષિતપણે, નિર્ભય થઇ બેઠેલો હોય છે અને આ જગતમાં તેને કોઈ પ્રકારનો ભય નથી જ, તે સુરક્ષિત સ્થિતિ સદા માટે રહેવાની છે એવું ભાન થાય છે. પણ થોડી જ ક્ષણ પછી રંગભૂમિપર દૃષ્ટિ નાંખનારને જણાય છે કે રાજાની નિશ્ચિન્ત સ્થિતિ ક્યાં ને ક્યાં જતી રહી છે, અનેક પ્રકારનાં દૃશાન્તર તેને થયાં છે. પદાતિ જે આરંભમાં પલટણબંધ શોભતું હતું તે ગમે ત્યાં આડું અવળું કુચ કરી ગયું છે, કેટલા હણાયા છે, કેટલા મૃત્યુના મુખમાં ઝઝૂમતા આવી રહ્યા છે અને બીજા અન્ય નિરાશ્રિતને આશ્રય આપતાં રાત્રિદિવસ ઉજાગરા કરતા બેઠા છે. આ ક્ષણે ભય આવશે, આમથી આવશે, તેમથી આવશે એવી ભયભીત સ્થિતિમાં આવી રહ્યા છે. જે પ્રધાન રાજાના સામીપ્યને આરંભમાં ભોગવતો હતો તેની કાર્યની વિલક્ષણ મતિએ ક્યાં દૂર પ્રદેશમાં ખસેડી નાંખ્યો છે કે જ્યાંથી તેને રાજા જોઈ શકતો પણ નથી. યુદ્ધની રચના સક્રમ થતી જાય છે અને પરિણામમાં સર્વ ભવ્યતા જતી રહે છે અને સર્વ પ્રકારે રક્ષાયેલો રાજા નિરાધાર થઇ પડે છે, તેનું લશ્કર જેને લીધે તે પોતાને સુરક્ષિત માનતો હતો તે ક્યાંનું ક્યાં લુપ્ત થયું છે અને રાજા બીચારો દીનતા ધરતો અનેક પ્રહારો આવી પડવાથી આમ નાસે છે, તેમ નાસે છે અને છેવટે શત્રુના પંજામાં પકડાય છે. આ પ્રકારે વિવિધ દૃશાન્તરોનું દર્શન કરાવી, જગતની સંપત્તિનું ક્ષણિકત્વ એ રમત જણાવે છે અને તેથી એને વિવેકપૂર્વક જોનારને એ અમાનિત્વ, નિત્યાનિત્ય વિવેક, વિપત્તિમાં ધૈર્ય, વિરાગ, સમત્વ આદિ અનેક દુર્લભગુણો રાખવાની આવશ્યકતા સૂચવે છે. આ જ પ્રમાણે મોટા પુરુષોની અન્ય રમત પણ વિવિધ

ઉપયોગી અર્થનું ભાન કરાવે છે. તેજ રીતે બાળકોમાં રમાતી સ્વર્ગનિઃસરણીજેવી બાલિશ રમત પણ તેવા જ ગંભીર અને સત્ય અર્થનું શિક્ષણ આપે છે. પાસના દાણા પડવાથી એક છેક શિખરપર ચઢી સ્થિર થઇ રહે છે અને બીજો તેથી વધારે દાણા નાંખવા છતાં વારં-વાર સર્પના મુખમાં પકડાઇ પૂંછડે ઉતરી નીચે પડપડ કરે છે. શું આ તમારૂં કર્તવ્ય જણાવતો નથી? ઉંચે ચઢનારાને જોઇ તમને આશ્ચર્ય થાય છે પણ જે ઉંચે ચઢવાનો યત્ન કર્યા છતાં તેમ નથી કરી શકતો તેનું કારણ તમને આથી સ્પષ્ટ થતું નથી? અહિં સ્પષ્ટ-પણે જણાય છે કે ઉંચે ચઢનાર મનુષ્ય જો એક પણ પગથીયું ચૂકે છે તો તે ઉન્નતિને બદલે અવનતિને પામે છે. આ નિયમ કેવળ આ રમતમાં જ નથી પણ સર્વ પ્રકારની ઉન્નતિમાં દેખાય છે. દાદરે ચઢી મેડાઉપર જનાર માણસ સીઢીનું એક પગથીયું ચૂકે છે તો તેની શી દશા થાય છે? તે દાદરેથી નીચે જ અફળાય છે. પર્વતના શિખરઉપર ચઢનાર એક પગ જો ઉતાવળથી શિથિલ મૂકે છે તો તેની કેવી દુર્દશા થાય છે? તો વ્યવહાર તથા પરમાર્થમાં ઉન્નતિ સાધનારે ઉંચે ચઢવા જતાં એક પણ પગથીયું ચૂકવું જોઇતું નથી. શરીરનું આરોગ્ય પ્રાપ્ત કરવા પ્રયત્ન કરનાર વિવિધ વ્યાયામો કરે છે, પુષ્ટિકર આહાર લે છે, ટોનિક દવાઓ પણ લે છે, પણ જો તેના કોઇ મુખ્ય પગથીયાને ચૂકે છે, નિરંતર ચિન્તાવાળો રહે છે તો તે શરીર સુધારવાના ક્રમમાં પછો જ પડે છે. સમાજની ઉન્નતિ સાધવા પ્રયત્ન કરવા નીકળી પડનાર પણ આવી જ કોઇ ભૂલ જાણી જોઇને કે અજાણતાં કરે છે તો તે ઉન્નતિ કરવા ધારેલા સમાજને અવનતિને અધીન કરે છે. ધર્મમાર્ગમાં ઉંચે ચઢનાર ધર્મનું એક પણ પગથીયું ચૂકે છે તો તે ક્રમે ક્રમે અથવા એકદમ નીચે પછડાય છે. નિરંતર ઉત્તમ આચાર પાળનાર મનુષ્ય એકવાર તેમાં ભૂલે છે અને પોતાની દુર્બળતાથી જરા પણ ખસે છે તો તેને નીચે આવી પડતાં વાર લાગતી નથી. દુષ્ટના સ્પર્શવાળા પદાર્થનો એક વાર ઉપયોગ કરવાથી તેને થાય છે કે આપણે હવે આ કર્યું છે તો આ બીજો આહાર કયો અધિક ઉતરતો છે. એ પણ પૂર્વના જેવો જ છે. તો હવે કંઇ નહિ. એક વાર એને લેવાથી શું થાય છે? આમ વિચારી તરત જ બીજું પગથીયું તે ચૂકે છે, અને એક ક્રમે ક્રમે ઉતરતાં તે છેક નીચેની પંક્તિમાં અલ્પ સમયમાં આવી રહે છે. શ્રીઇષ્ટપતિ શ્રદ્ધા રાખનાર શ્રદ્ધામાં જરા ભૂલ કરે છે અને એક નજીવી વાતમાં પણ મિથ્યા સંશયવાળો થાય છે તો તરત જ બીજે પ્રસંગે તેને તે સંશય બળવાન્ વેગમાં સ્ફુરે છે; તૃતીય પ્રસંગમાં તે ઇષ્ટનું આમાં જ્ઞાન નહિ હશે એવો નિશ્ચય કરે છે અને એમ ઇષ્ટના જ્ઞાનની મર્યાદા કરતો કરતો ઇષ્ટને પોતાની પંક્તિમાં આણી મૂકે છે, અર્થાત્ ઇષ્ટબુદ્ધિથી રહિત થઇ જાય છે અને એથી પણ આગળ ચાલે છે તો ઇષ્ટને તુચ્છવત્ ગણતાં પણ તે આંચકો ખાતો નથી. ઈશ્વરને દઢપણે માનનાર પુરુષ એક વાર તેમના અસ્તિત્વમાં સહજ પણ શંકાશીલ થાય છે, અને જો તેને માટે તાત્કાલિક ઉપાયોને યોજતો નથી તો અલ્પ સમયમાં એ શંકા વિપર્યયમાં પરિણામ પામે છે અને એક વાર જેને આપણે આસ્તિકરૂપે જોતા હતા તે હવે અલ્પ સમયમાં નાસ્તિકનો શિરો-મણિ થઇ રહે છે. પ્રતિમાદ્વારા શ્રીઇષ્ટનું પૂજન કરનાર પ્રતિમા તો પીતળની છે કે પાષા-ણની છે માટે એમાં શું ઇશ હોઈ શકે, પ્રતિમાપર તો ઉંદર ફરી જાય છે ઇત્યાદિ મિથ્યા મુંઝવણમાં પડે છે અને એનું સમાધાન શાન્ત મતિથી ગ્રહણ-પ્રાપ્ત કરતો નથી તો અલ્પ

સમયમાં તે પ્રતિમાપૂજાને છોડી દેનાર અને એ પૂજાનું ખંડન કરવા તત્પર થઇ રહેનાર થાય છે. સદા સત્ય બોલનાર એકવાર પણ અસત્ય બોલે છે તો પછી અસત્ય બોલવામાં જે અંતરનો ધમકમાટ થાય છે તેને તે દાબી દે છે અને બીજીવાર અસત્ય બોલતાં તે ઓછો આંચકો ખાય છે અને એમ ચાલતાં પછી તે કે જે પૂર્વે સત્યશિવાય બોલતો નહોતો તે હવે અસત્યશિવાય બોલવું નહિ એવા શપથ લેનાર જાણે હોય તેવો થઇ રહે છે. આ જ પ્રમાણે વિચારીને જોતાં સર્વત્ર જણાશે કે ધર્મનું એક પગથીયું જે પ્રમાદથી ખસે છે તે અલ્પ સમયમાં અધઃપતનને પામે છે. માટે બાળકોની આ રમત જણાવે છે કે તમે તમારા નિશ્ચયથી લેશ પણ ડગો નહિ. તમે ધર્મમાર્ગે વહન થાઓ છો તેમાંથી તત્કાળ આગળ નહિ વધાય તો ચિન્તા નહિ પણ તેનું એક પણ પગથીયું નહિ ચૂકતાં લબ્ધભૂમિકાને મીનની માફક પકડી રાખો. આમ કરવાથી તમે તમારી મેળે જ થોડા સમયમાં આગળ વધેલા તમને પોતાને જોશો. આમ હોવાથી જ એક કવિ કહે છે કે यथा हि मलिनैर्वस्त्रैर्यत्र तत्रोपविश्यते । एवं चलितवृत्तस्तु वृत्तशेषं न रक्षति ॥ જ્યાંસુધી મનુષ્યોનાં વસ્ત્રો બીલકુલ ડાઘવિનાનાં હોય છે ત્યાંસુધી તેનાપર એક પણ ડાઘો નહિ પડે તેની તેઓ સર્વોત્તમ સંભાળ રાખે છે પણ ગમે તે કારણથી એક પણ ડાઘો પડે છે તો પછી એ સંભાળ જતી રહે છે અને મલિન વસ્ત્ર થતાં તેના તે જ મનુષ્ય સ્થાનને સાફ કર્યાવિના, સ્થાન સ્વચ્છ કે અસ્વચ્છ છે તે જોયાવિના પણ ગમે ત્યાં બેસી જાય છે. તે જ પ્રમાણે જ્યાંસુધી વૃત્તનો લેશ પણ ભંગ થયો નથી ત્યાંસુધી વૃત્તનું ઉત્તમ પાલન તથા રક્ષણ થાય છે પણ એક વાર તેમાં લેશ પણ ભંગ થાય છે તો પછી બાકીના વૃત્તના રક્ષણમાટે પ્રમાદ જ થાય છે અને અલ્પ સમયમાં તે રહેલા વૃત્તનું પણ વિસ્મરણ થઇ જાય છે. માટે વૃત્તમાં પ્રથમ ચૂક કરતાં અતિશય વિચાર કરવાનો છે. સર્વ ઉન્નતિ સાધવા પ્રયત્ન કરનારે આ જ પ્રમાણે વર્તવાનું છે, અને એ બોધ તે બાળકો વિવિધ પ્રકારે આપે છે.

---

## શરીરપર ચરબી વધારવા માટે શું કરવું ?

યોગ્ય આહાર ગ્રહણ કરવાથી શરીરઉપર ચરબી વધારી શકાય છે. પણ ચરબીથી શરીરનાં હાડકાં પૂરવાં તેના કરતાં માંસ અને રુધિરથી તે પૂરવાં, એ અધિક યોગ્ય છે. અડદ, વટાણા વગેરે કઠોળ તથા કેળાં ખજુર વગેરે મીઠાં ફળ પ્રમાણમાં અધિક ખાવાથી શરીર પુષ્ટ કરી શકાય છે. પ્રત્યેક ગ્રાસ, મોંમાં લગભગ પાણીજેવો થઇ જાય ત્યાં સુધી ચાવવાની જરૂર છે. આથી આહારમાં રહેલું સઘળું પૌષ્ટિક તત્ત્વ તેના કણોમાંથી છુટું પડે છે. ગમે તેવા પૌષ્ટિક ખોરાક પણ યોગ્ય રીતે ચાવવામાં નથી આવતો તો ધારેલી પુષ્ટિ આપી શકતો નથી. વધારે ચાવવાથી થોડા ખોરાકથી ઘણી પુષ્ટિ મળે છે, એટલું જ નહિ, પણ ક્ષુધા શમવાથી મનુષ્ય સહેલાઇથી મિતાહારી થઇ શકે છે.




# सद्गुरुकृपाना अनुभवकाले सद्गुरु-शरणप्राप्त साधकना हर्षोद्गार.

### દોહરા.

અરિદલબલ નિવારવા, જે બલવત્તમ ઢાલ,
તે રક્ષક સદ્ગુરુતણું, શરણ ગ્રહ્યું મેં હાલ.
વક્રદૃષ્ટિ જેની થતાં, યમ પણ ધારે ભીત,
એવા ગુરુને શરણ થઇ, થઇ રહ્યો હું અભીત.
સમર્થ કરવા, પાલવા, સંહરવા આ દૃશ્ય,
તેવા ઉગ્ર ગુરુતણો, આજ થયો હું શિષ્ય
બ્રહ્મા અને બૃહસ્પતિ, સરસ્વતી પણ સાથ,
જેથી જ્ઞાન ગ્રહણ કરે, તે મુજ ગુરુ સાક્ષાત્.
જેને ઉપમા આપવા, જડતી ન વસ્તુ કોય,
એવા નિરુપમ સદ્ગુરુ, સુભાગીને શિર હોય.
વેદશાસ્ત્ર જેને સ્તવે, સેવે ઋષિમુનિ આદિ,
તે સઉ જનના ધ્યેયરૂપ, મુજ ગુરુ આદિઅનાદિ.
જેની સત્તા સ્ફુર્તિથી, જગત્તણો વ્યવહાર,—
નીભે છે જે પૂર્ણથી, તે મુજ ગુરુ આ વાર.
જેમાંથી છે ઉપજ્યું, વિવિધ ભાતિનું જ્ઞાન,
તેહ જ્ઞાનઘન ગુરુતણા,-શિષ્યતણું ધરૂં માન.
જેની દૃષ્ટિમાત્રથી, કોટિ જન્મનાં પાપ,—
ટળી જાતાં ક્ષણ એકમાં, તે મુજ ગુરુ માબાપ.

જેની દૃષ્ટિથી સવે, વિશુદ્ધ પ્રેમપ્રવાહ,
તે પ્રેમાસ્પદ ગુરુતણો, શિષ્ય થયો હું આહ !
યોગી યતિ ને સિદ્ધ પણ, જેની સિદ્ધિનો અંશ,—
માત્ર લહ્યો તે સિદ્ધિનિધિ, ( મુજ ) હૃદયમુકુટઅવતંસ.
આવા સદ્‌ગુરુ પામતાં, થયો જગત્‌માં ધન્ય,
દેવાદિક સ્તુતિ ઉચ્ચરે, એથી શું સુખ અન્ય.
સદ્‌ગુરુની છાયામહિં, રમણ કરૂં હું નિત્ય,
જેની છાયામાં રમે, બ્રહ્મા શિવ આદિત્ય.
અનવધિ જે આનંદને, અનુભવતો ઉરમાંહ્ય,
કાચી કલમથકી નહિં, તે કદી પૂર્ણ લખાય.
જે શ્રીસદ્‌ગુરુ તારતા, અધમાધમ આ જીવ,
તેવા સમર્થ શરણથી, ધારૂં ગર્વ અતીવ.
મુજમાં વાસ્તવ માલ નથી, મુજમાં કાંઇ ન જ્ઞાન,
પણ શિરપર રાજે સબલ, શ્રીસદ્‌ગુરુ ભગવાન્.
તે સદ્‌ગુરુના આશ્રયે, રહી હું દાખવું જોર,
ખીલો સુદૃઢ જોઇને, ભેંશ કરે જેમ તોર.
મુજમાં સ્વતંત્ર બલ નથી, સદ્‌ગુરુવિણ બલહીન,
( પણ ) મુજથી સદ્‌ગુરુ નિકટતમ, થઇને રહ્યા અભિન્ન.
ખરૂં જોતાં જડરૂપ હું, કાષ્ઠનું પોલું ઢોલ,
સદ્‌ગુરુચર્મ થકી મઢ્યું, જેથી બોલું બોલ.
પ્રેમાવેશે આવી જઈ, અનુચિત દઉં દૃષ્ટાંત,
કાં જે એથી પ્રકટતો, મુજ સાચો સિદ્ધાંત.
રદ્દી કાગળનો હું તો, પતંગસરખો તુચ્છ,
સંધાતાં ગુરુદોરથી, પહોંચું ગગને ઉચ્ચ.
દુષ્ટ જનોના હિતને, કરવામાંહિં નિપુણ,
હૃદયધ્વાંત નિવારવા, મુજ ગુરુ દિવ્ય અરુણ.
આવા સદ્‌ગુરુ શિર લહી, રહે શી મારે ખોટ,
અભાગીસમ મુજ હૃદયમાં, નથી ભરતી કે ઓટ.
જે જોઇએ તે આપવા, સમર્થ સદ્‌ગુરુરાય,
વલવલતા આ વિશ્વમાં, કોણ હવે તે ધાય ?
અનવધિ ધન વૈભવતણા, મહારાશિ ગુરુદેવ,
મુજ શિર રાજે પ્રકટ પછી, કોની કરૂં હું સેવ.
હૃદયવિષે ઉપજે કદી, મોહવૃત્તિ કો વાર,

તૃપ્તિ પામું નિરખી ગુરુ, સુંદરતાના સાર.
જેના મોહક રૂપસમ, ત્રિભુવનમાં નથી કાંય,
એવા શિરપર ગાજતા, મારા સદ્‌ગુરૂરાય.
ક્લેશ શોક મારા ટળ્યા, ચિંતા ને વળી દૈન્ય,
નષ્ટ થયું અંતર થકી, કામ ક્રોધનું સૈન્ય.
ગુરુના બોધ થકી થયું, મારૂં અંતર શાંત,
સંશય વિપર્યય જતાં, થઇ રહ્યો નિર્ભ્રાંત.
અમૃતથી પણ અધિક પ્રિય, સુણતાં સદ્‌ગુરુવાણ,
ગળી જાતો આશ્ચર્યથી, હોયે પાકો પ્હાણ.
અહો ! મધુર ધ્વનિ ગુરુતણો, જે ક્ષણ પડતો કાન,
આ વ્યવહારતણું સકલ, ભુલું તત્ક્ષણ ભાન.
જે ક્ષણથી મેં સાંભળ્યો, સાચો ગુરુનો બોધ,
તે ક્ષણથી ઉર અનુભવ્યો, સુખસરિતાનો ધોધ.
અદ્વિતીય એ બોધને, સુણી થયું મન સ્તબ્ધ,
અંતર જાણવી ના શકે, જડે ન વદવા શબ્દ.
સુણ્યો અનુપમ બોધને, જેણે પ્રીતે કર્ણ,
ધન્યભાગ્ય તે જાણવો, (તેનું) ફળ્યું ભાગ્યનું પર્ણ.
એ ઉત્તમ આનંદને, વર્ણવતાં વહી જાય,—
દિવસોના દિવસો તદપિ, યથાર્થ નહિ કહેવાય.
જ્ઞાનતણા નિધિરૂપ એ, સદ્‌ગુરુ મારી પાસ,
તેને ત્યજીને અન્યની, કેમ ધરૂં હું આશ.
ભલે જ્ઞાન દર્શાવતા, વિવધ જાતિનું લોક,
મુજ ગુરુજ્ઞાનનિકટ ગણું, એ સઘળાને ફોક.
શંકામાત્ર વિદારતા, જે ક્ષણ જે જે થાય,
થઇ રહ્યો નિઃશંક હું, મુજ સન્નિશ્ચયમાંહ્ય.
સર્વૈશ્વર્યતણા મહા,—સમુદ્ર છે ગુરુરાય,
જેની ઇચ્છા ઉપજતી, તેહિ હું જોતો ત્યાંય.
સંપત્તિ થોડી ગ્રહી, આડંબર ધરનાર,
આ જગમાં નાના જનો, ગણતાં ના'વે પાર.
કંઇક કહે હું જ્ઞાની છું, સઉની પૂરૂં આશ,
પણ નિજની તો ના પુરે એ જોઇ આવે હાસ્ય.
હું તો સમર્થ ગુરુતણો, જગમાં શિષ્ય ગણાઉં,
લેભાગુ એવાથકી, કેમ હું મોહે તણાઉં.

શ્રીસદ્ગુરુકરુણાથકી, મુજમાં દૈવી જોર,—
ભાસે અનવધિ આવતું, વય છો હોય કિશોર.
અંધ ઉકેલે શાસ્ત્રને, મૂંગો કાવ્યો ગાય,
બહેરો શ્રવણ કરે બધું, એ મુજ ગુરુમહિમાય.
અજ્ઞાની મતિહીન પણ, ગુરુનો સેવક છું જ,
જગના જ્ઞાની જે નહિ, મુજ ગણતીમાં કુછ.
નથી અભિમાને બોલતો, અંતર નિરભિમાન,
ગુરુપ્રતાપ બોલાવતો, બોલાવે ગુરુજ્ઞાન.
શાસ્ત્ર નથી શીખ્યો નથી,—જાણ્યાં પુરાણઆદિ,
તોપણ ગુરુકરુણાથકી, સત્ય લહ્યું મેં આદિ.
શાસ્ત્રાધ્યયનતણો ભલે, દર્શાવે બહુ ડોળ,
(પણ) લવરી કરતી જીભ એ, ચુગે ન અનુભવગોળ.
ગુરુએ નિજ સામર્થ્યથી, મુજમાં પ્રેર્યું જ્ઞાન,
નિઃસંશય તેથી થઇ, ફરૂં થઇ મસ્તાન.
ઉપરના આચારથી, ભલે જનો વહેમાય,
મુજ અંતરની જે સ્થિતિ, તેથી કદી ન કળાય.
પ્રતાપ એ સદ્ગુરુતણો, નથી મારો પુરુષાર્થ,
ગુરુઅનુગ્રહથી સુધર્યા, મારા સ્વાર્થ પરાર્થ.
નિર્મલતા અંતરવિષે, ક્રમથી થતી જણાય,
ગુરુપ્રદર્શિત માર્ગમાં, હાવે સરલ વહાય.
નિજ સ્તુતિનાં આ વાક્યને, વદવાં છે ન ઉચિત,
(પણ) ગુરુનાં એ સ્તુતિવચન લહી, ગાઉં ગુરુનાં ગીત.
જે જ્ઞાનેથી ના ટળે, અંતરનો પરિતાપ,
તેહ જ્ઞાન સાચું નહિ, બાણવિનાની ચાપ.
બોધ સ્વલ્પમાં જે દીધો, પણ એ તો અદ્ભુત,
હું એ સાચું માનતો, બાકી બીજાં તુત.
ગુરુએ દીધા જ્ઞાનથી, જગત લહું હરિરૂપ,
હરિથી ભિન્ન ન દૃશ્ય આ, રંક હોય કે ભૂપ.
આ વિધિ જ્ઞાન થતાં, ઉરે, નથી રહ્યું દુઃખસ્થાન,
કાં જે એ નિશ્ચય થતાં, રહ્યું નહિ અજ્ઞાન.
દ્વૈતભાવ જગે સદા, આપે દુઃખ વિવિધ,
દ્વૈતાભાવ થતાં થતો, જીવ પણ મોટો સિદ્ધ.
કેવલ હરિરૂપ જ્યાં લહ્યો, સમગ્ર કાર્યપ્રપંચ,

એક ભાસતા અંતરે, શંકર વિષ્ણુ વિરંચ.
હરિના રાજ્યાવષે નથી, ભય શોકાદિ લેશ,
(હું) હરિના રાજ્યવિષે રહું, મુજને ક્યાંથી ક્લેશ.
જગના અજ્ઞાની જનો, જેને કહે વિકાર,
હરિદષ્ટિ થાતાં મને, જણાય પ્રભુઆકાર.
હરિ સ્વેચ્છાનુસાર જેમ, ધારે અન્ય સ્વરૂપ,
હરિ જ જ્યાં ત્યાં ધારતા, વિકારકેરૂં રૂપ.
સેવે નિશ્ચય વૃત્તિ આ, ક્યાં પછી દુઃખનું ભાન,
ત્રિકાળ સુખમાં હું રમું, ધરતાં હરિનું ધ્યાન.
નિંદા કે સ્તુતિથી મને, થાય ન રાગ દ્વેષ,
'તું પરબ્રહ્મસ્વરૂપ છે,' કહે ગુરુદેવેશ.
પરબ્રહ્મમાં સ્તુતિ અને નિંદાનો નથી ભેદ,
અખંડ એક સ્વરૂપ તે, બ્રહ્મ કહે છે વેદ.
ગુરુકરુણાથી હું લહું, મુજને તે પરબ્રહ્મ,
અનવધિ મસ્તીમાં વહું, 'જ્ઞાનઘન શિવોહમ્.'
સદ્દગુરુ નિત્ય પ્રબોધતા, રહેવું પરમ પ્રસન્ન,
ઉચ્ચભાવ ઉર સેવવો, બનવું કદી ન દીન.
બ્રહ્મભાવ જે શ્રેષ્ઠ છે, જેથી પર ના કોઈ,
તેમાં મુજને સ્થાપતો, સાવધાન ઝટ હોઈ.
ક્ષણ ક્ષણ ઉચ્ચપદે થતો, સ્થિર જાણે હું હોઉં,
અંતરમાં તેમ ભાસતું, મુજને યોગી જોઉં.
પ્રતાપ છે આ ગુરુતણો, તે જેમ નચવ્યે જાય,—
ગુરુઆધીન આ પૂતળું, તે લિધિ જ્યાં ત્યાં થાય.
કદી નહિ દુખમાં મને, સ્થાપે નિશ્ચય એહ,
તો પછી કરીને કલ્પના, ધરવો શીદ સંદેહ.
તોપણ જો કદી આપશે, આગળ દુઃખ ગુરુનાથ,
વિચારી દુખી ના થતો, ત્યારની ત્યારે વાત.
માતપિતાનો પ્રેમ પણ, ગુરુથી ગણાય ન્યૂન,
ગુરુનો સ્નેહ અમૂલ્ય છે, બાકી બીજાં શૂન્ય.
જેહ પ્રેમના સ્મરણથી, હૃદય અતિ ઉભરાય,
અનુભવ કરતાં-સુખ લહું, (તે) કહ્યું ન મુખથી જાય
પુત્રતુલ્ય પ્રીતિ ધરે, સાચા સદ્દગુરુ તે જ,
નિર્હેતુક ગુરુપ્રેમથી, અવધિ અવધિ છે જ.

તેવા દુર્લભ પ્રેમનું, આસ્વાદન કરૂં નિત્ય;
એથી અધિક ન ભાળતો, કોથી થાવું હિત.
કોણ પ્રેમ દર્શાવતું, સદ્‌ગુરુ સરખો આજ,
ચૌદ લોકમાં ના લહું, સત્યપ્રેમ ગુરુમાં જ.
લહ્યો જગજ્જન સ્નેહને, તે પણ કરીને વેઠ,
પણ તે મુજ ઉર ભાસતો, ગુરુપ્રેમથી હેઠ.
એવું કાંઇ ન દેખતો, મુજ ગુરુમાં ના હોય,
આપે પ્રેમવડે બધું, મુજ ઇચ્છા જે જોય.
મનમાન્યા સદ્‌ગુરુ મળ્યા, હવે શું મારે ન્યૂન,
નિશ્ચય આજ ઉદય થયાં, સર્વ પૂર્વનાં પુણ્ય.
ક્ષુધિત જેમ ભોજન મળ્યે, તરસ્યાને જળ જેમ,—
મળતાં તૃપ્તિ થતી અતિ, મુજને ગુરુથી તેમ.
જ્ઞાન, વિભવ ને વિષયથી, સર્વથકી હું પૂર્ણ,
ગુરુકૃપાથી જીવ લોહસમ, થયો હું ચિતિસુવર્ણ.
ગુરુકરુણાથી જ્ઞાનની, નિત્ય ધૂનમાં રહીશ,
મુજ અનુભવના દોહરા, જ્યારે ત્યારે ગઈશ.

---

## સુખનું સ્થાન:

આડંબરવાળો દબદબો નહિ, તેમજ કંગાલપણું નહિ એવા પ્રકારની જે સાદાઈ તે સુખનું સ્થાન છે. અનેક વૈભવો મળે અને અનેક સ્થૂળ પદાર્થોનું સ્વામિત્વ પ્રાપ્ત થાય તેમ જ કેવળ બુદ્ધિ, તર્ક આદિની શક્તિઓનો અત્યંત વિકાસ થાય, એ બધામાં સુખનું સ્થાન નથી. આપણા ઉપર અનેક પ્રકારનો કર્તવ્યભાર રહેવો એમાં પણ સુખનું સ્થાન નથી. મનની પ્રશાંત અવસ્થા એ સુખનું રહસ્ય છે. જ્યાં ચિંતા અને ઉદ્વેગના ફૂવારા ઉભરાતા હોય છે, ત્યાં મનની પ્રશાંતિનો નિરંતર દુકાળ જ હોય છે. જેટલા પદાર્થોનો ઉપયોગ હોય તેટલા પદાર્થોનો સંગ્રહ રાખો. ઘરમાં, શરીરમાં, મગજમાં અને મનમાં-બધે જ આ સિદ્ધાંતનો ઉપયોગ કરજો, અને જેટલાની આપણાથી સરળપણે વ્યવસ્થા થઈ શકે તેટલી જ જવાબદારી તમારે માથે રાખો. તેથી વધારે નહિ તેમ એથી ઓછી પણ નહિ.

# प्रतापमय चारित्र्य.



મનુષ્યના જીવનમાં જે જે તત્ત્વો રહેલાં છે તે સ્વતઃ ( પોતાના મૂળરૂપે ) સારા પ્રકારનાં જ છે, તેથી જ્યારે તે બધાં ક્રિયામાં યોજાય છે–એ તે ક્રિયા અયોગ્ય પ્રકારની નથી હોતી તો–તેનો પરિણામ સારો જ આવે એ નિઃસંશય છે; કેમકે તે સારાં ફળ પ્રકટાવનારાં હોય છે, પરંતુ તે ક્રિયાને ખોટા માર્ગમાં વાળવામાં આવે છે ત્યારે જ અનર્થ પ્રકટે છે. માનવ જાતિને દુઃખોત્પત્તિ થવામાં આ જ કારણ હોય છે.

જગત્‌માં જે કંઇ ખરાબ અથવા અયોગ્ય છે તે સારી વસ્તુનો દુરુપયોગ કરવાથી તથા તેને અયોગ્ય રૂપમાં ગ્રહણ કરીને તે જ પ્રકારથી તેનો વ્યવહાર કરવાથી, પ્રકટેલું છે. તેથી ખરાબ અથવા અયોગ્યનો નાશ કરવાને માટે મનુષ્યની કર્તવ્યમર્યાદામાં જે જે વસ્તુ આવી મળે તેનો યોગ્ય ઉપયોગ કરવાનું જ્ઞાન મનુષ્યે મેળવવાની જરૂર છે.

કોઇ પણ વસ્તુનો દુરુપયોગ થવામાં કાં તો અજ્ઞાન અથવા ચારિત્ર્ય (character) બળની ન્યૂનતા એ બેમાંથી એક અથવા એ બને કારણરૂપ હોય છે.

જે સૃષ્ટિમાં મનુષ્ય રહે છે તેમાં વ્યાપાર કરતાં સામર્થ્યો તથા તત્ત્વોનું જેને જ્ઞાન નથી હોતું તે મનુષ્ય અનેક પ્રકારના દોષો કરે છે. અને જેમને તેનું વાસ્તવ જ્ઞાન છે તે મનુષ્યના ઉપદેશને જેઓ અનુસરતા નથી તેઓ લગભગ પ્રત્યેક વસ્તુનો દુરુપયોગ કરતા રહે છે. આમ હોવાથી મહાપુરુષોના નેતૃત્વની જનસમાજના કલ્યાણઅર્થે અનિવાર્ય અગત્ય છે. અને તોપણ જગત્‌માં કેવળ નેતૃત્વ હોવામાં જ બધું સપૂર્ણું થાય છે એવું નથી; બીજી વસ્તુની પણ તેને અગત્ય છે.

ઉચ્ચ અંતઃકરણવાળા મહાપુરુષોનું નેતૃત્વ અથવા ઉપદેશ અમુક પ્રમાણમાં સહાય કરે છે, અને તે પણ જ્યાંસુધી મનુષ્યની ક્રિયાઓ સરળ હોય છે ત્યાંસુધી. પરતુ અમુક પ્રકારનો વિશેષ વિકાસ કરવાને માટે મનુષ્યને જ્યારે આચારના પ્રદેશમાં ઉતરવાનો સમય પ્રાપ્ત થાય છે, અને તે આચારો પણ સરળ નહિ પરંતુ કંઇક ગુંચવાડાભરેલા હોય અને તે કરવાનો સમય પ્રાપ્ત થાય છે, ત્યારે મનુષ્યે જાતે જ જીવનના અનેક નિયમોનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરવો પડે છે. તે સમયે તેને બીજાઉપર આધાર રાખવાનુ પરવડતું નથી.

તેથી જેમ મહા પુરુષોના નેતૃત્વની જનહિતઅર્થે અનિવાર્ય અગત્ય છે, તેમ તે નેતૃત્વનો ઉપયોગ એવા પ્રકારનો ન થવો જોઇએ કે જે મનુષ્યસમુદાયને સામાન્ય સ્થિતિમાં જ રહેવા દે તથા પરાધીનતાનો જ નિરંતર અનુભવ કરાવ્યા કરે; પરંતુ પ્રત્યેક વ્યક્તિ જ્યાંસુધી તેને બહારના નેતૃત્વની અગત્ય નથી રહેતી એવી સ્થિતિમાં મૂકાય ત્યાંસુધી તેને

અખંડ પ્રગતિમાં જાગ્રત્ રાખ્યા કરવામાં અને તેના વિકાસની વૃદ્ધિ કરવામાં જ તે નેતૃત્વનો ઉપયોગ થવો જોઇએ.

સમર્થ પુરુષોનો વાસ્તવ ઉદ્દેશ એ જ હોવો જોઇએ કે જે દુર્બળ છે તેનામાં સામર્થ્યનો વિકાસ કરવો. અને તે દુર્બળ મનુષ્યોને સમર્થ પુરુષની નિરંતર પરાધીનતા રહે, એવું પણ તે મહાપુરુષો ઇચ્છતા ન હોવાથી તે દુર્બળ મનુષ્યોની દુર્બળતા શીઘ્ર ટાળવી એ પણ તેમનો તેટલો જ ઉદ્દેશ હોવો જોઇએ.

સ્ત્રિપુરુષોમાં અધિક પ્રમાણમાં ઉત્તમતાનો વિકાસ થાય, અને આજે અનેક મનુષ્યો જે બંધનમાં પોતાનું જીવન ગાળ્યાં કરતાં હોય છે તેમાંથી છુટી મુક્તત્વનો અનુભવ કરે એ પ્રકારનું થવામાં જે કંઇ બને તેટલો પ્રયત્ન કરવાનો આપણો પણ ઉદ્દેશ હોવો ઘટે છે.

બાલ્યકાલ વીત્યા પછી જ મનુષ્યને કંઇ પણ સ્વતંત્રપણે પ્રાપ્ત કરવાનો સમય આવે છે. પરંતુ આ સમયને વિનાકારણ લંબાવ્યા કરવાની કશી જરૂર નથી. તેમ પ્રત્યેક બલવાન્ અંતઃકરણવાળો પુરુષ દુર્બળ અંતઃકરણવાળા મનુષ્યની દુર્બળતા ટાળવાનો અને બળનો તેનામાં વિકાસ કરવાનો પ્રયત્ન કરે અને દુર્બળ મનુષ્યની દુર્બળતાનો તે અયોગ્ય લાભ ન લેવો ધારે તો તે સમય અધિક લંબાતો નથી.

મનુષ્યની ઉન્નતિના નિયમોનું જેમને જ્ઞાન છે તેઓ અજ્ઞાન મનુષ્યોને કર્તવ્ય અકર્તવ્યનો બોધ આપે છે, અને તેને લીધે અજ્ઞાન મનુષ્યો સ્વતંત્રપણે જે અનેક દોષો કરતા હોય છે તેમાંના કેટલાક દોષો કરતા તેઓ અટકે એ સત્ય છે, પરંતુ અનુભવ મનુષ્યને જણાવે છે કે આ પ્રકારનું નેતૃત્વ સર્વ પ્રકારના દોષોથી આશ્રિતને મુક્તત્વ અર્પનાર નથી. કારણ કે બીજાના ઉપદેશને સમજીને તેના પ્રકારે આપણાં જીવનમાં ઉપયોગ કરવો એનું પણ યોગ્ય જ્ઞાન હોવાની અગત્ય છે, અર્થાત્ ઉપદેશનો લાભ ઉપજે એવા પ્રકારનો ઉપયોગ કરવામાં પણ અમુક પ્રકારના જ્ઞાનની આવશ્યકતા છે.

આમ હોવાથી જેમને એ પ્રકારનું જ્ઞાન અથવા બુદ્ધિ નથી તેઓ જીવનનાં તત્ત્વોનો પ્રત્યેક પ્રસંગે દુરુપયોગ કરવાના; પછી ભલે ગમે તેવા પ્રબુદ્ધ પુરુષોવડે તે મનુષ્ય દોરવાતા હોય. એથી ઉલટું જેમનામાં એ પ્રકારની બુદ્ધિ છે તેઓ, તેમના નેતાના અખંડ ઉપદેશ અથવા સૂચનાવિના પણ યોગ્ય પ્રકારે કાર્ય કરવાના. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે ઉક્ત વિષયસંબંધમાં આ એક બાજુથી જોતાં પ્રત્યેક મનુષ્યે જેમ બને તેમ વધારે પ્રમાણમાં જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ મુખ્ય ઉપાય છે; અને તેમ છતાં તેની બીજી બાજુ પણ છે.

વધારે ઉત્કૃષ્ટ કાર્ય કયું છે એ ન જાણવાને લીધે પણ અનેક મનુષ્યો અયોગ્ય કાર્યમાં પ્રવૃત્ત થતા હોય છે. તેમને માટે ઉન્નતિના માર્ગનું વાસ્તવ જ્ઞાન થવું એ જ અયોગ્ય પ્રવૃત્તિમાંથી મુક્ત કરનાર કારણ છે. જ્યારે તેમને યોગ્ય જ્ઞાન આવે છે ત્યારે તેમનાં બંધન શિથિલ થઇ જાય છે. પરંતુ ખરૂં જોતાં એમ છે કે અયોગ્ય માર્ગે જતા મનુષ્યોનો મોટો ભાગ યોગ્ય માર્ગ કયો છે અથવા યોગ્ય કર્તવ્ય કયું છે તે સારીરીતે જાણતા હોય છે.

જ્યારે આમ છે ત્યારે તે લોકો શા માટે અયોગ્ય માર્ગે વહેતા હશે ?

આનું કારણ બીજું કંઇ જ નથી, પરંતુ ચારિત્ર્યની ન્યૂનતા એ જ છે. જે કંઇ કાર્ય તમે કરતા હો તે કરવામાં તમે નિષ્ફળ જ થતા હો તો જાણવું કે તમારા ચારિ-

ત્યમાં દુર્બલતા છે. તે જ પ્રમાણે એક વસ્તુનો તમે ઉપદેશ કરતા હો અને તેની વિરુદ્ધ કોઈ બીજી જ જાતનો આચાર કરતા હો તો તેમાં પણ ચારિત્ર્યની દુર્બળતાને જ કારણરૂપ જાણજો.

જેવા પ્રકારની પૂર્ણતા તમારે તમારામાં પ્રકટાવવી હોય, તેમ જેવા પ્રકારનો સદ્અંશ તમારે તમારામાં જાગ્રત્ કરવો હોય અને જેવા પ્રકારના આદર્શરૂપ તમારે થવું હોય તેવા પ્રકારની પૂર્ણતા, સદ્અંશ તથા આદર્શરૂપતા તમને ન પ્રાપ્ત થાય, અથવા બીજું કાંઇ પણ સિદ્ધ કરવું હોય તે સિદ્ધ ન થાય, અથવા તમને એમ લાગે કે અમુક પ્રકારનું તો હું મેળવીશ અને તે છતાં ન મળે તો તે બધામાં દોષપાત્ર તમારૂં ચારિત્ર્ય છે. મનના વ્યાપારોને ગતિમાં અથવા ક્રિયામાં દોરનાર વસ્તુ તે ચારિત્ર્ય છે. ચારિત્ર્યની ન્યૂનતા અથવા દુર્બલ ચારિત્ર્ય જ મનુષ્યને ઉંધેમાર્ગે વાળે છે; અને તેથી જે તમને શક્ય લાગતું હોય તે પણ સિદ્ધ કરવામાં અશક્ય થઈ પડે તો જાણવું કે તમારામાંનું કંઇક ઉંધે માર્ગે વહેતું હોય છે.

જે કંઇ તમે કરી શકો એમ છો એવું તમને લાગે, તે કરવાનું તમારામાં સામર્થ્ય હોવા છતાં તે જો તમે ન કરી શકો તો જાણવું કે તમારામાંનું કંઇક ઉંધે માર્ગે વહેતું હોય છે.

તમારી સ્વતંત્ર ઇચ્છાપ્રમાણે તમે જે કંઇ ન કરો એમ હોય અને તે છતાં કોઇના દબાણથી તમારે તે કરવાનું આવે—તમે તે કરો—તો તેનો અર્થ પણ એ જ છે કે તમારૂં ચારિત્ર્ય શિથિલ છે. તેમ જ આસપાસના સંજોગોથી દબાવું, વિવિધ સ્થિતિઓ અથવા પ્રસંગોમાં મૂકાતાં અનિચ્છા છતાં અમુક પ્રકારે અનુસરવું, એ વગેરે થવામાં પણ એક જ વસ્તુની દુર્બળતા અથવા ન્યૂનતા કારણરૂપ છે; અને તે ચારિત્ર્ય.

બલવાન્ ચારિત્ર્યવાન્ મનુષ્ય પોતાની ઇચ્છાથી વિરુદ્ધ કશાથી પણ દબાતો નથી. તે કશાથી સંકોચ પામતો નથી કે તેને કોઇનો ક્ષોભ થતો નથી. તે કોઈ પણ કારણથી અકળાઇ ઉઠતો નથી, ઉશ્કેરાઇ જતો નથી, કે કશાથી સીયાવીયા થતો નથી. મનની નિર્માલ્ય ઇચ્છાઓને તે મનુષ્ય વશ થતો ન હોવાથી તેને અંગે કોઇની તાબેદારી તેને ઉઠાવવી પડતી નથી, અને તેથી કોઈ તેનું અપમાન પણ કરી શકતું નથી. એ પ્રકારનાં કાર્યો કેવળ દુર્બળ મનુષ્યમાટે જ નિર્માણ થયું હોય છે.

મનમાં પ્રતિકૂળ વૃત્તિઓના ઉભરાઓ ઉઠયા કરવા, વારંવાર કટોકટીના સમય આવી મળવા, વારંવાર વિરોધ પ્રકટાવવાનાં કારણો ઉપજવાં, જેના તેના સામે થવાના પ્રસંગો પ્રકટવા જ એ બધુ પણ ચારિત્ર્યની દુર્બલતાને જ આભારી છે.

જેમ જેમ ચારિત્ર્ય બળવાન્ થતું જાય છે તેમ તેમ જેની તેની ટીકા કરવાનો રસ ઓછો થતો જાય છે. કોઈની ટીકા ન કરવાનો સ્વભાવ તેના રમણીય ચારિત્ર્યનું જ દર્શન કરાવે છે. તેમ જ કોઇના દોષોનું કોઇ ખાસ કારણસર પ્રતિપાદન કરવાનું આવે તો તે વખતે બહુ જ સ્વલ્પમાં અને ક્વચિત્ જ તે દોષોનું કથન કરવું એ પ્રકારનો અભ્યાસ પણ ઉત્તમ ચારિત્ર્યના જ લક્ષણરૂપ છે.

બલવાન્ ચારિત્ર્યવાળો મનુષ્ય પ્રતિકૂળની સામે થવામાં બળ વાપરતો નથી, પરંતુ અનુકૂળ અથવા ઉત્તમને રચવામાં જ પોતાના સમય તથા સામર્થ્યનો ઉપયોગ કરતો હોય છે. તે અંધારાને હાંકી કહાડવાનો યત્ન કરતો નથી પણ દીપકને પ્રકટાવવાનો યત્ન કરે છે. તે જાણે છે કે જ્યાં પ્રકાશ થયો કે અંધકાર તત્કાળ જ ત્યાંથી ભાગશે.

પ્રબળ ચારિત્ર્યવાળાને કશાનો ભય નથી હોતો. તે કશાની ચિંતા કરતો નથી, કશાથી નિરાશ થતો-નથી કે કશાથી ક્ષોભ પામતો નથી. કોઈ પણ કામમાં પ્રથમથી કે નિષ્ફળતા મળવા છતાં પણ હિંમત હારી જતો નથી.

ચિંતાના પંઝામાં જો તમે સપડાયા હો તો જાણવું કે તમારા ચારિત્ર્યનો કંઇક વિકાસ કરવાની અગત્ય છે. હાથ જોડીને દુર્બળ બની દૈવને આધીન થઇ રહેવાની જે તમારામાં વૃત્તિ હોય, આમથી વિપત્તિ આવશે કે આમથી આવશે એવો તમને અખંડ ભય થયા કરતો હોય, કામ કરતાં જરી કઠિનતા કે પ્રતિકૂળતા આવી તે વખતે તે કાર્ય તમે તત્કાળ છોડી દેતા હો, વિરોધી કારણોની મધ્યે તમે તમને સ્થપાયેલા જુઓ તે વખતે કંપી ઉઠતા હો, તેમ જ નિષ્ફળતા કે પરાધીનતા અથવા હૃદયથી વિરુદ્ધ કાર્ય કરવાના વખતે પણ તમે તાબે થઇ જતા હો તો જાણવું કે એ બધામાં એક જ કારણ છે. કયું ? ચારિત્ર્યની દુર્બલતા.

કશા પણ અપવાદવિના કે લેશ પણ અતિશયોક્તિવિના કહીશું તો તે યોગ્ય જ છે કે મનુષ્યમાં જેટલી વ્યગ્રતા તથા ઉગ્રતા તેટલી ચારિત્ર્યની દુર્બળતા.

ક્રોધ એ બીજું કંઇ જ નથી પણ સત્વબળનો દુર્વ્યય છે, પરંતુ મનુષ્યમાં રહેલા સત્વબળને યોગ્ય દિશામાં વાળવાનું કાર્ય ચારિત્ર્યનું જ છે. તેથી જ્યાં ચારિત્ર્યનો યથાર્થ વિકાસ થયો છે ત્યાં ક્રોધનો સંભવ જ રહેતો નથી.

જે અંતઃકરણ સહજ સહજમાં પલટાઇ જાય છે, અર્થાત્ ગમે ત્યાં દોરવાઇ જાય છે અને જેનામાં કોઇ પણ વિષયનું સમતોલપણું રહી શકતું નથી—કશામાં જે મનની સમતોલ સ્થિતિ નથી રહી શકતી—એ બધું એકના જ પ્રતાપે છે—ચારિત્ર્યદૌર્બલ્ય. બલવાન્ ચારિત્ર્યવાળા મનુષ્યને પોતાનો અભિપ્રાય અથવા નિશ્ચય ફેરવવાનું કારણ જણાય છે તો અત્યંત વિચારપૂર્વક, શાંતિથી અને સમજીને ફેરવે છે. તેમાં તે જરા પણ તાલાવેલીપાપણું કરતો નથી. પ્રખર ચારિત્ર્યવાન્ પોતાનામાં ક્રમપૂર્વક ફેરફાર કરે છે, એક એક પગથીયે જેમ જેમ તે ચઢે છે તેમ તેમ તે પોતાનામાં ફેરવવાજેવું ફેરવે છે, નવીન કર્તવ્યનું સર્વ રીતે પૃથક્કરણ કરી તેમાં પગલું ભરે છે, અને આગળનો માર્ગ હિતકર જણાય છે તો જ તેમાં પ્રવેશ કરે છે.

મનુષ્યમાં જેમ જેમ અધિક વ્યક્તિત્વ ( Individuality ) તેમ તેમ તેનું ચારિત્ર્ય અધિક બલવાન્. મનુષ્યની પોતાનામાં જેમ વધારે બળવતી દૃઢ શ્રદ્ધા તેમ તે ઉચ્ચતર ચારિત્ર્યવાન્. તમને પોતાને રચવાનો અભ્યાસ પાડો. સર્વોત્તમ પ્રકારના થવાનો તથા અત્યંત વિશાળ થવાનો અભ્યાસ પાડો. અને તમારૂં ચારિત્ર્ય આશ્ચર્યકારક રીતે વૃદ્ધિ પામશે.

જે મનુષ્યને જેમાં તેમાં ન્યૂનતાનું અને દોષોનું જ ભાન થાય તથા જેના ચિંતનમાં એ જ અખંડ રમણ કરતું હોય તેનું ચારિત્ર્યબળ હલું સમજવું. તેનું કારણ એ છે કે જ્યારે ચારિત્ર્યની દુર્બળતા હોય છે ત્યારે જ તેની દૃષ્ટિએ વારંવાર હલકાપણું જણાઇ આવે છે.

જેનું ચારિત્ર્ય બળવાન્ છે તેને સદા અનુકૂળતાનું જ ભાન રહે છે, તેની વૃત્તિ અનુકૂળ અંશમાં જ રમેલી રહે છે, કેમકે તેનું ચારિત્ર્ય જ્યાં અનુકૂલ અથવા યોગ્ય અંશ છે ત્યાં જ રહેલું છે, અને તેથી તે પોતાની કર્તવ્યમર્યાદામાં આવતી સર્વ વસ્તુને અનુકૂળ પ્રકારની થવાના જ કારણોને ઉપજાવે છે.

( અપૂર્ણ. )

---

## સમુદ્ર ખારો શા માટે છે.

સમુદ્રમાં ખારા જળને બદલે મીઠું જળ હોત તો જગતને કેટલું બધું સુખ થાત, એવા વિચારો કેટલાક મનુષ્યો પ્રસગે દર્શાવે છે, પરંતુ પરમેશ્વરે જે કર્યું છે તે બહુ જ વિચારીને કર્યું છે. ઇશ્વરના કલ્યાણકર હેતુઓ ન જાણવાથી આપણે તેમની કૃતિમાં દોષ કાઢીએ છીએ. સમુદ્રને પરમેશ્વરે જો ખારો ન કર્યો હોત તો આ આખુ જગત્ આજે વિવિધ વ્યાધિઓથી ભરાઇ ગયુ હોત. હવામાં વ્યાપેલા રોગને ઉત્પન્ન કરનાર સઘળાં કારણોને પવન ઉડાડીને સમુદ્રપ્રતિ ઘસડી જાય છે, અને ત્યાં સમુદ્રનું ખારૂં જળ તેમને તત્કાળ શોષી લે છે. મીઠું એ શુદ્ધ કરનાર તત્ત્વ છે, અને તે સમુદ્રમાં મોટા પ્રમાણમાં રહેલું છે. સમુદ્ર એ અશુદ્ધ દ્રવ્યને શુદ્ધ દ્રવ્યમાં રૂપાંતરને પમાડનાર, વિશ્વમાં વ્યાપી રહેલું અત્યંત મોટું ગંજાવર કારખાનું છે. પ્રત્યેક અશુદ્ધ અને રોગ કરનાર વસ્તુને તે ચુસી લેઇને આરોગ્યને આપનાર ' ઓઝોન ' ( Ozone ) ના રૂપમાં જગતને પાછી આપે છે, અને જગતની આવી મહામૂલ્યવાન્ સેવા કરવા છતાં તે બદલામાં એક દમડીસરખી પણ માગતો નથી. સમુદ્રની શુદ્ધ હવા આવતી હોય તેવા સ્થળમાં અથવા કોઇ વહાણના તુતકઉપર એક પ્રહર ઉભા રહો, અને ત્યાં ત્રણ કલાક દીર્ઘ શ્વાસપ્રશ્વાસની ક્રિયા કરો, અને અનુભવ કરી જુઓ કે સમુદ્ર તમને શો લાભ કરે છે. તમારાં ફેફસામાં ભરાઇ રહેલું સઘળુ જ મલિન દ્રવ્ય, સમુદ્રની હવા વાળીઝુડીને સાફ કરી નાંખશે. તમારૂં લોહી તમારી નસોમાં ઉછાળા મારતું વહેવા માંડશે. તમારા હૃદયને નવા પ્રાપ્ત કરેલા બળથી ધમકારા મારવાની ફરજ પડશે. ભરતી એ સમુદ્રની જીભ છે. જમીનની ગંદી વસ્તુઓને ચાટી જવાને અને સમુદ્રના ઉદરમા તેમને લઇ જવાને દિવસમાં બે વાર તે આવે છે. જે ગંદી વસ્તુઓને તે સમુદ્રમાં ઘસડી જાય છે, તે વસ્તુઓ સમુદ્ર પોતાના ઉદરમાં પચાવે છે, તેમને ક્ષારમય કરે છે, તેમને નિર્દોષ કરે છે, અને મનુષ્યનું આરોગ્ય વધારનાર સ્થિતિમાં તેમને પાછી જગતમાં આપે છે.

---

# जैनसमाज तथा देशनुं उपयोगी एक गुप्त बल.

તમે પૂછશો તો મનુષ્યોમાં સોએ પોણોસો ટકા કહેશે કે આપણો દેશ નિર્માલ્ય થતો જાય છે, લક્ષ્મી, ધાન્ય વગેરે પરદેશોમાં ઘસડાઇ જાય છે, બંધનો વધતાં જાય છે અને તેથી દેશનું બળ ઘટે છે. દુષ્કાળથી, કરવેરાથી, વિવિધ પ્રકારના હક ન મળવાથી, અને પૈસો મળવાનાં સાધન ઓછાં અને સંકુચિત થઇ ગયાં હોવાથી દેશ દુર્બલ બને છે. કોઇ એવાં કારણો જણાવે છે તો કોઇ કહે છે કે આ દેશનું પુષ્કળ ધન લશ્કરીખાતામાં અને એવાં જ બીજા કામમાં જતું રહે છે. અમલદારોને મોટા મોટા પગારો આપવામાં, કોંગ્રેસજેવી સંસ્થાનાં ખર્ચ પૂરાં કરવામાં અને એવી અનેક શાખાઓમાં ધનનો વ્યય થતો હોવાથી દેશ દુર્બલ પડે છે. કોઈ કહેશે કે આપણા દેશમાં ૫૦૦૦૦૦૦૦ ( પાંચ કરોડ ) બાવા, સાધુ, ભિખારી વગેરે ન કમાનાર મનુષ્યો છે, તેમનો ખાવાનો ખર્ચ પ્રજાઉપર જ પડે છે, અને તેથી દેશના બળમાં ઘટાડો થાય છે.

આવાં આવાં અનેક કારણોનો અનેક મનુષ્યો વિચાર કરે છે, અને તેથી દેશનું બળ ઘટી ગયું એમ માની અસંતોષના ઉદ્દગારો કાઢ્યા કરે છે. મનથી તેઓને ચણુચણાટ થાય છે. હવે દિવસે દિવસે દેશનું બળ ઘટતું જશે, એ જ નિર્ણયઉપર તેઓ આવતા જાય છે. મોટા મોટા વિદ્વાનો પણ દેશની દુર્બલતા થવાનાં કારણોનો વિચાર કરવામાં વિવિધ પ્રકારના બળના ક્ષયને આગળ આણે છે. તે ખરૂં છે, પણ તે વિચાર કરવાથી અને તેને માટે નિસાસા નાખ્યા કરવાથી શું દેશના ઉદયનાં સૂર્યરશ્મિ આપણી દૃષ્ટિએ આવવાનાં હતાં ?

આ સ્થાને જ વિચારને ફેરવવાની જરૂર છે; તેને બીજી દિશાએ વાળવાની અગત્ય છે. દેશનું બળ ક્ષીણ થવાનાં અનેક કારણો વિચાર્યાં તો હવે દેશનું બળ વધવાનાં કારણોનો વિચાર કરી તેમાં જો પ્રવૃત્તિ કરવામાં આવે તો આજે અનેક મનુષ્યોનું વિચાર કરવામાં જે બળ નકામું ચાલ્યું જાય છે તે અટકીને તેનાવડે દેશને પુષ્ટિ મળે.

દેશના બળને ઘટવાના અનેક વિચારો કર્યા કરીએ તો તેથી શું તેના બળમાં વૃદ્ધિ થાય એમ છે ? નહિ જ. અને જ્યારે તેમ છે ત્યારે જે પ્રકારે તે બળ વધે એમ હોય તેના વિચારપ્રતિ લક્ષ વાળવો શું ઉચિત નથી ?

દેશને પાંચ કરોડ ભીખારી ભારરૂપ છે, તેમનો ખર્ચ દેશને ભારરૂપ છે, તેમનો ઉપયોગ કરવામાં આવે તો દેશની ઉન્નતિમાં તેમ જ વ્યવહારમાં ઘણી સુગમતા થઇ જાય એમ ઘણા કહે છે. તો દેશમાં તેના કરતાં પણ અત્યંત પ્રમાણમાં સંખ્યાવાળી અને જેનો ઉપયોગ કરવામાં આવે તો એ ભીખારીઓ કરતાં અત્યંત પ્રમાણમાં ઉત્તમ કાર્ય કરી શકે એવી કોઇ પ્રજા નથી ? દેશનાં ખેતરોમાંથી રસકસ ક્ષીણ થાય છે એમ કહેવામાં આવે છે, પણ અસંખ્ય પ્રમાણવાળી એક પ્રજાની મનોભૂમિ કંઇ કાળથી ઉખરસરખી થઇ પડી રહી છે, તેમાં યોગ્ય ખેડાણ કરવામાં આવે તો શું તે દેશને અને મનુષ્યોના વ્યવહારને અધિક ફલદ્રુપ કરી શકે એમ નથી ? પરદેશમાં ઘસડાતી લક્ષ્મીથી પ્રાપ્તિ થતી દુર્બળતાકરતાં આપણી એક સંપત્તિનો ભંડાર તે હજી દબાઇ રહેલો છે,

તેને ઉઘાડવામાં અને તેનો સર્વોત્તમ ઉપયોગ કરી તેમાંથી બલ પ્રકટાવવામાં આવે તો શું દેશ અલૌકિક સંપત્તિને અધિક પ્રમાણમાં પ્રકટાવી શકે એમ નથી ?

અવશ્ય, જો કે દેશની અવનતિનાં ઉપરનાં કારણોનો વિચાર કર્તવ્યરૂપ નથી એમ કંઇ નથી, પરંતુ જ્યારે એમ જ જણાય કે તે કારણોને નિવૃત્ત કરવાને યોગ્ય બળ આપણને પ્રાપ્ત નથી તો પછી તે કારણોને વિચારી મિથ્યા શા માટે રોદડાં રડ્યાં કરવાં? એક ઘર બળી ગયું તો પછી બીજું શોધવાની જ જેમ પ્રથમ અગત્ય છે, નહિ કે બળેલા ઘરની પોકો પાડયા કરવાની, તેમ મુખ્ય કર્તવ્ય છે તો તે એક જ છે કે દેશમાં જે જે સાધનો હાલ પ્રાપ્ત છે, અને તેમાં પણ જે ઉત્તમ ફલ પ્રકટાવીને દેશના ઉદયમાં તથા મનુષ્યના સમગ્ર જીવનમાં અભ્યુદય તથા શ્રેષ્ઠત્વ અને બલને ઉપજાવી શકે એમ છે તેનો વિચાર કરી તેની યોજના કરવા પ્રવૃત્તિ કરવી.

વાચકો ! વિચારી જોશો તો જણાશે કે હિમાલયના બરફમાં રહેલા બળ (Energy) કરતાં, નાયગરાના ધોધમાં રહેલા બળકરતાં અને એવાં અનેક પાર્થિવ તત્ત્વોકરતાં અત્યંત દિવ્ય એવું એક બળ મનુષ્યસમુદાયમાં રેલાઇ રહ્યું છે. અને તેનો જો યોગ્ય પ્રકારે ઉપયોગ કરવામાં આવે તો તે જનસમુદાયને અને તેવડે દેશને અપરિમિત સાહાય્ય આપી શકાય એમ છે. એ બળની વૃદ્ધિ કરવામાં પ્રવૃત્ત થનાર મનુષ્ય સાથે સાથે પોતાના બળની પણ વૃદ્ધિ કરી શકે છે.

પાંચ કરોડ ભીખારીને લીધે દેશને ઘણી હાનિ થાય છે અને તેના બળનો ક્ષય થાય છે એ વિચારનારે તે સંખ્યાકરતાં અત્યંત વધારે એવી સ્ત્રીજાતિની સંખ્યાને જોઇને તેમનામાં રહેલા બળને જ્યાં સુધી પ્રકટ કરવામાં નથી આવ્યું ત્યાં સુધી તેઓ પણ ઘણી વખતે હાનિના કારણરૂપ થાય છે, અને તે બળવિના દેશ ભિક્ષુ રહે છે, અને તેમનામાં પુરુષોના બળનો ઘણો ક્ષય થાય છે તથા ઘણા સંસારોમાં તેઓ એક ભારરૂપ થઇ અનેક પુરુષોના બળના ક્ષયના કારણરૂપ થઇ રહે છે, તે શું વિચારવા સરખું નથી ? અને તેઓ આવી જ સ્થિતિમાં રહ્યા કરે તો શું સમાજને ભારરૂપ થઇ પડે એમ નથી ? પરદેશ જેટલું દ્રવ્ય લઇ જાય છે તેના કરતાં સ્ત્રીઓનું અજ્ઞાન, પુરુષોનું બળ શું ઓછું લઇ લે છે ? અને જો તેમ છે તો પુરુષોની પાસે જ રહેલા એ બળના ક્ષય કરનાર અગ્નિને યોગ્ય દિશામાં વાળીને તેમાંથી સર્વોત્તમ લાભ લેવાની અગત્ય નથી ?

અને કોણ કહે છે કે સ્ત્રીજાતિ બળનો અને અનેક ગુપ્ત સામર્થ્યોનો ભંડાર નથી ? કોણ કહે છે કે સ્ત્રીજાતિમાં રહેલું એ બળ જનસમાજને અને દેશને ઉપયોગી નથી ? અને એ બળનો જ્યાં સુધી ઉપયોગ થયો નથી ત્યાં સુધી સમાજ સર્વ પ્રકારના બળથી ઉભરાતો થઇ શકવાની આશા રહે છે ? જે કેટલાંક બળની ઉત્પત્તિ અને ઉપયોગ સ્ત્રીજાતિમાં અને સ્ત્રીજાતિવડે જ થઇ શકે છે, તે શું બીજા કોઇ માર્ગે કરીને થઇ શકે કે મળી શકે એમ છે ? અને જ્યાં સુધી તે નથી મળી શકતું ત્યાં સુધી અર્ધાંગરૂપ ગણાતો પુરુષ પૂર્ણ શી રીતે થઈ શકે ? અને તે પૂર્ણ થયા વિના તેને પૂર્ણ બળ, પૂર્ણ સામર્થ્ય કે કોઇ પણ પ્રકારની પૂર્ણતાનો અનુભવ શી રીતે થાય ?

જગતના સ્રષ્ટાનો સંકેત જ એ પ્રકારનો છે કે મનુષ્ય જ્યારે પૂર્ણતાને પ્રકટાવે—જ્યારે પૂર્ણ થાય—ત્યારે જ તેમાંથી પૂર્ણ ફલ ઉપજાવી શકે છે. અને એકલો પુરુષ કે

એકલી સ્ત્રી એ પૂર્ણરૂપે ગણાતું નથી. એ ઉભયનું સંયોગી કાર્ય-જે રૂપમાં યથાર્થરીતે થવું જોઈએ તે પ્રકારનું સંયોગી કાર્ય-જ પૂર્ણ વસ્તુરૂપે ગણાય છે. કુદરતનાં કાર્યોપ્રતિ જોશો તો જણાશે કે તેનું પ્રત્યેક કાર્ય આ ઉભય તત્ત્વનું સંયોગી છે, અને એ ઉભય તત્ત્વનો જ્યારે કુદરત સંયોગ કરે છે, ત્યારે જ તે પોતાનું કાર્ય કરી શકે છે.

પુરુષજાતિ અને સ્ત્રીજાતિ એ બે કુદરતનાં મોટામાં મોટાં કાર્યો છે. અને તે પ્રત્યેકમાં તેણે અનેક સ્વતંત્ર બળને સ્થાપ્યાં છે. બંને બળ સ્વતંત્ર શક્તિવાળાં છે અને સ્વતંત્ર સામર્થ્યવાળાં છે. પરંતુ તેઓ સ્વતંત્ર ક્રિયા કરી શકતાં નથી, સ્વતંત્ર પ્રકારે ફળ પ્રકટાવી શકતાં નથી. સર્વોત્તમ ફળ ત્યારે જ પ્રકટે છે કે જ્યારે એ બે જાતિમાં રહેલાં ભિન્ન ભિન્ન પ્રકારનાં બળ પરસ્પર મળે છે. અને તેમ થવામાં હેતુ એ છે કે બંને જાતિનાં બળમાં જૂદા જૂદા પ્રકારની કળાને પ્રકટાવનાર તત્ત્વો છે, અને તેથી એ બે તત્ત્વો જ્યારે મળે છે ત્યારે જ ફળને પ્રકટાવે છે. ફળ પ્રકટાવવામાં એક તત્ત્વ કારણરૂપ નથી પણ બંનેનાં તત્ત્વો કારણરૂપ છે. પુરુષજાતિનાં તત્ત્વમાં ખૂટતી વસ્તુ સ્ત્રીજાતિના તત્ત્વમાંથી મળે છે, અને સ્ત્રીજાતિના તત્ત્વમાંથી ફળ પ્રકટાવવામાં ખૂટતી વસ્તુ પુરુષતત્ત્વ પૂરી પાડે છે.

અને એ તે બંનેની શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક એ સર્વ સૃષ્ટિમાં એ જ પ્રકારનો નિયમ છે. તેથી જો એ ત્રણે સૃષ્ટિનાં તત્ત્વોનો એક બીજાનાં તત્ત્વોની સાથે જ્ઞાનપૂર્વક અને શાસ્ત્રીય પદ્ધતિથી સંયોગ કરવામાં આવે છે તો તેમાંથી અદ્ભુત બળ પ્રકટ થાય છે અને તે બળ જનસમાજનું તથા દેશનું સર્વરીતે હિત કરે છે.

જનસમાજના હિતને ઇચ્છનાર બંધુઓ ! દેશના હિતચિંતક બંધુઓ ! તમારૂં કર્તવ્ય છે તો આ એક જ છે કે સ્ત્રી તથા પુરુષ ઉભયમાં રહેલાં સામર્થ્યોને બહાર પ્રકટાવવાનાં સાધનો રચો. પુરુષો કંઈક અંશમાં પણ પ્રયત્નશીલ છે, અને તેઓ પોતાના સ્વતંત્ર બળને પ્રકટાવે છે, પણ સ્ત્રીજાતિના સ્વતંત્ર બળને પ્રકટાવવાનો પૂર્ણ યોગ જામ્યો નથી. સ્ત્રીજાતિમાં રહેલાં સ્વતંત્ર બળ જ્યારે અપૂર્વ પ્રમાણમાં પ્રકટ થશે ત્યારે તેઓ વિશ્વમાં એક અદ્વિતીય વ્યક્તિરૂપે જણાશે. અને ત્યારે જ સમજાશે કે દેશમાં બળ નથી એમ નથી, પણ અત્યંત પ્રમાણમાં છે.

સ્ત્રીજાતિનું સ્વતંત્ર બળ ખીલવાની સાથે પુરુષજાતિમાં પણ અનેક બળ ખીલી ઉઠશે. પુરુષનાં અનેક સામર્થ્યો દબાઈ રહેવામાં સ્ત્રીજાતિનું અજ્ઞાન એ એક મુખ્ય કારણ છે. સ્ત્રીજાતિના અજ્ઞાન અને અકુશલતાને લીધે પુરુષને અનેક નિરુપયોગી કાર્ય કરવાં પડે છે, અને તેવાં કાર્યોમાં તેના બળનો ઘણો ક્ષય થઈ જાય છે. અને તેથી જ્યારે સ્ત્રિઓ તેમના કર્તવ્યને ઉત્તમ પ્રકારે કરી પુરુષજાતિને સહાય આપશે ત્યારે તે પ્રજા ઉન્નતિના ગિરિશૃંગઉપર વિરાજશે, અને આ સૃષ્ટિરૂપ નભોમંડલમાં સૂર્ય અને ચંદ્રસમાન દીપ્તિને પ્રસારશે.

ઇતર દેશકરતાં આ દેશમાં સ્ત્રીજાતિ વિશેષ લાભ પ્રકટાવી શકે એમ છે. કારણ કે ઇતર દેશની સ્ત્રિઓ પોતાના કર્તવ્યને જે રૂપમાં સમજે છે, તેના કરતાં આ દેશની સ્ત્રિઓ-આર્ય મહિલાઓ-પોતાના કર્તવ્યના અમુક અંશો વધારે સારી રીતે સમજે છે. અને તેમાં પણ સ્ત્રીજાતિનાં અલંકારરૂપ પતિભક્તિ, પતિસેવા, પતિપરાયણતા, અને સ્વરૂપમાં કહીએ તો સર્વ પ્રકારનો પતિભાવ તેમના અંતઃકરણમાં બહુ ઉત્કૃષ્ટ પ્રકારે સ્થ-

પામે છે. પાશ્ચાત્ય પ્રજામાં પણ એનો મોટે ભાગે દુષ્કાળ છે. પતિની આજ્ઞા ઉઠાવવામાં અને પતિને અનુસરવામાં આ દેશની સ્ત્રિઓ પૂર્વથી પ્રથમ પંક્તિએ જ વિરાજી છે.

અને એ ગુણ તે તેમનામાં મોટામાં મોટો ગુણ છે. જ્યારે આવો મોટામાં મોટો ગુણ તેમને આમસરખો છે, તો પછી તેઓને જો યોગ્ય રીતે કેળવવામાં આવે તો તેઓ ઇતર ગુણો શા માટે સિદ્ધ ન કરે ? આ દેશની પૂર્વની સ્ત્રિઓ સર્વ પ્રકારના ગુણને ધારણ કરનાર હતી, તો તેની પ્રજારૂપ આજની સ્ત્રીજાતિ શામાટે તેવા ગુણયુક્ત થઇ ન રહે ? અવશ્ય થાય.

પરંતુ આજકાલ મનુષ્યસમાજમાં બે અંત્યના વિચારો ચાલતા જોવામાં આવે છે. એક સ્ત્રીજાતિને કેવળ અધમ અને નિંદારૂપે માને છે. જ્યારે બીજો વર્ગ સ્ત્રીના અત્યંત માહાત્મ્યને પ્રકટાવતો જણાય છે. પરંતુ તે ઉભય વર્ગમાંથી કોઇએ પણ સ્ત્રીજાતિના વાસ્તવ હાર્દને-રહસ્યને-જાણવાને માટે ભાગ્યે જ પ્રયત્ન કર્યો હોય છે. અને તે જાણ્યા-વિના એ બંને પ્રકારના નિર્ણય કરનાર મનુષ્યો ભૂલે છે. સ્ત્રીજાતિની ક્યાં મહત્તા છે, ક્યાં તેમની પ્રધાનતા છે, શેમાં તેમના સામર્થ્યોની અધિક અપેક્ષા છે અને તેમનામાં કયું બળ સવિશેષ છે, એ જ્યાં સુધી નથી જાણ્યું ત્યાંસુધી તેમની કરેલી નિંદા અથવા સ્તુતિ કાંઇ પણ યથાર્થ લાભને પ્રકટાવતાં નથી.

જગતમાં સર્વ અંશે પુરુષ જેમ મુખ્ય નથી, તેમ સ્ત્રી પણ નથી. તેમ જ કેવલ સ્ત્રીજાતિ જ અધમ છે અને પુરુષ ઉત્તમ છે, સ્ત્રી પ્રધાન છે અને પુરુષ ગૌણ છે, એવું પણ નથી. પરંતુ પ્રત્યેક ગૌણ અને પ્રત્યેક મુખ્ય છે. કોઈ કાર્યમાં સ્ત્રી ગૌણ છે તો પુરુષ મુખ્ય છે. અને કોઇમાં સ્ત્રી મુખ્ય છે તો પુરુષ ગૌણ છે. અને આ પ્રકારનો ભેદ હોવાથી જ એ ઉભયનો શરીર, મન તથા આત્માના પ્રદેશમાં યોગ્ય પ્રમાણપૂર્વક સંયોગ હોવાની અગત્ય છે.

જ્યાં પુરુષની પ્રધાનતા હોવી ઘટે ત્યાં પુરુષ પ્રધાનરૂપે રહે અને સ્ત્રી ગૌણપણે રહે અને જ્યાં સ્ત્રીની પ્રધાનતા હોવી જોઇએ ત્યાં પુરુષ પોતાની ગૌણતા સ્વીકારી તે રૂપે પ્રવૃત્તિ કરે તો તે સમાજ સર્વોત્તમ હિતને બહુ અલ્પ સમયમાં પામી શકે એમ છે. પરંતુ તકરાર આ જ જગાએ થાય છે. પણ તેમ ન થાય અને પ્રત્યેક પોતાના અધિકારને ઉત્તમ પ્રકારે જાણે અને તે પ્રકારે વર્તે એ જ કરવા યોગ્ય વસ્તુ છે.

પ્રિય વાચકો ! આ કર્તવ્યને સ્વીકારો. બલ દેશમાં અને દેશમાં જ છે. ફૂલ વૃક્ષમાં અને વૃક્ષમાં જ છે. તેને પ્રકટાવવાનો યત્ન કરો. રત્ન ખાણમાં અને ખાણમાં જ છે. તેને ખોળી કહાડવા યત્ન કરો. ભંડાર ઘરમાં અને ઘરમાં જ છે. તેને શોધી લેવા મહેનત કરો.

સ્ત્રીજાતિમાં રહેલા બળને પ્રકટાવવામાં પુરુષે આડે ન આવતાં સહાય કરવાની છે, તેમને ઉત્તેજન આપવાનું છે, તેમને તે માર્ગ દેખાડવાનો છે. પુરુષે સ્ત્રીજાતિના બલની ઉપેક્ષા કરવાની અગત્ય નથી, પણ તેને ખીલવવાની અગત્ય છે. અને તેને પ્રિય બંધુઓ ! તમે જ કરી શકો એમ છે.

એ ભેદ.

નિર્વેદવાદી ( *Pessimist* ) તેના કરવાના કામમાં ઘણે કઢંગો અને ગુંચવણભરેલો માર્ગ લે છે, અથવા સીધીઆઇના કાનના જેવો નકામી ભમણી મહેનત આપનારો એવો ગોળગોળ માર્ગ તેને જડી આવે છે. કારણ તેનું ચિત્ત હંમેશાં એવા કઢંગા માર્ગમાં જ રમ્યા કરતું હોય છે. અનિર્વેદવાદી ( Ohtimist ) હમેશાં સીધો સરળ માર્ગ લે છે, અને તેનું જે લક્ષ્યસ્થાન હોય છે ત્યાં જ તેને દોરી જનાર હોય છે. કારણ કે તેનું ચિત્ત હમેશાં લક્ષ્યઉપર જ વળગેલું રહ્યા કરે છે.

* * * *

નિર્વેદવાદી અંધકારમય, કંપારી આણનાર અને કુલરૂપ ન હોય એવા જગતમાં રહે છે, કેમકે તેણે વિચારમાં, કલ્પનામાં, નિશ્ચયોમાં, ચિંતનમાં, દૃષ્ટિમાં અને કહેવામાં, એવું જ જગત્ રચેલું હોય છે. અનિર્વેદવાદી પ્રકાશમય, બળ (ગરમી,) આપનાર અને ફલરૂપ જગત્માં રહે છે. આરંભમાં કદાપ તે તેનું માનસિક જગત્ હોય છે, પણ સમય જતાં અને એ જ માનસિક જગત્માં દૃઢ રહેતાં, તે સ્થૂલ જગત્ પણ એવા જ પ્રકારનું ઉપજાવી શકે છે. તેને સ્થૂલ જગત્માં જેવા થવું હોય છે, તેવો જ તે આંતર જગત્માં રહે છે. તેના આંતર જગત્ની વિચાર, કલ્પના, નિશ્ચયાત્મક વૃત્તિ, ચિંતન, સંકલ્પ એ વગેરે ભૂમિ છે.

* * * *

નિર્વેદવાદી અસત્ની સાથે ઝુંબેશ ચલાવે છે, અને પ્રકાશતરફ વળ્યા વિના જ અંધકારને ઉસેડી કાઢવા મથે છે; અર્થાત્ સુખના સ્થાનતરફ ગતિ કર્યાવિના જ દુઃખને દૂર કરવા મથે છે. પણ સુખ અને દુઃખસિવાય ત્રીજી કોઇ સ્થિતિ ન હોવાથી જ્યાંસુધી તે દુઃખને છોડતો નથી ત્યાંસુધી તે સુખમાં આવી શકતો નથી. એ નિર્વેદવાદી સત્યના બળને વધારવાનો પ્રયત્ન કરે છે. તે જાણે છે કે જ્યારે સત્ય પૂરેપૂરું બળવાન્ થશે ત્યારે અસત્નો સહાદથી અને શાંતિમયી અંત આવી જશે સત્ય એ સદ્ગુણો છે. સામાન્ય સદ્ગુણો નહિ, પણ સચેતન સદ્ગુણો છે, અને અસત્ એ અંધકાર, દુઃખ અથવા દુર્ગુણ છે.

* * * *

અનિર્વેદવાદી એ નિર્માતા બળ ( Building force ) છે. નિર્વેદવાદી એ પ્રગતિ-આગળ વૃદ્ધિના માર્ગમાં એક મોટા વિઘ્નરૂપ છે. અનિર્વેદવાદીને તે નિશ્ચયનો ઉત્તમ બદલો મળ્યા કરે છે અને તેથી તે અનિર્વેદવાદમાં વધારે અને વધારે દૃઢ થતો જાય છે. નિર્વેદવાદીને નથી મળતો અને તેમ છતાં પણ બીજે માર્ગે વળવા તેની આંખ ઉઘડતી નથી. તે અનિર્વેદવાદમાં જ વધારે હઠીલો થતો જાય છે. તે જ પ્રમાણે અનિર્વેદવાદીને જ્યારે નિત્ય સુદિના દિવસો આવે છે, ( વૃદ્ધિ થતી હોય છે ) ત્યારે નિર્વેદવાદીને વદીના દિવસો આવે છે. ( ક્ષય થતો હોય છે ) અને તેથી પરિણામે અનિર્વેદવાદી પૂર્ણિમાની રમણીય અને અમૂલ્ય રાત્રિને જુએ છે, જ્યારે નિર્વેદવાદી ઘોર, ભયાનક અને અંધારી અમાવાસ્યાની રાત્રિને જુએ છે.

* * * *

નિર્વેદવાદી તેના આગળ વધવાના માર્ગમાં તેની મેળે જ આડખીલી નાખીને આગળ વધતો અટકે છે. તેના શરીરમાં રહેલા દરેક ભાગઉપર તે કરવત ચલાવીને તેનો વિનાશ કરતો જાય છે, અને તેની ક્રિયાની સૃષ્ટિ જે નંદનવનસરખી નવપલ્લવિત હરિયાળી અને ફલરૂપ તથા સુવાસિત હોવી જોઇએ, તેને બદલે ઉકરડાસરખી હોય છે. અનિર્વેદવાદી તેનામાં જે કંઇ હોય છે તે સઘળાને સારામાં વાળે છે, અને તેથી તે દરેક પ્રસંગમાં સર્વોત્તમ પરિણામનું ઇનામ મેળવી જાય છે.

# श्री योगसार.

( અનુસંધાન ૨૬ મા વર્ષના પૃષ્ઠ ૩૦૨ થી. )

( ૧ ) असदकरणात्—જે કાર્યકારણની અવસ્થાવિશેષ નહિ હોય અને કાર્યનો પૂર્વે અભાવ હોય અને એ અભાવમાંથી કાર્યની ઉત્પત્તિ થતી હોય તો તે યોગ્ય નથી, કેમકે નીલત્વરૂપમાં પીતત્વનો અભાવ છે તો એ અભાવમાંથી પીતત્વ કોઇ પણ ક્રિયાથી ઉત્પન્ન કરી શકાતું નથી. જે અસત્ છે તે સદા અસત્ જ રહે છે. વંધ્યાપુત્ર અસત્ છે તો એની ઉત્પત્તિ કારણના વ્યાપારથી થઇ શકતી નથી. તેથી પ્રથમ હેતુ એ જ છે કે જે કાર્ય અસત્ હોય તો એ કદાપિ સત્ થઇ શકે નહિ. તેથી જેમ કારકના વ્યાપારથી પછી કાર્ય સત્ થાય છે તેમ કારકવ્યાપારપૂર્વે પણ એ સત્ જ હોય છે. તિલમાં તૈલ છે તો તેની કારકવ્યાપારથી અભિવ્યક્તિ કરાય છે. રેતીમાં તૈલ નથી તો રેતીમાંથી કોઇ પણ પ્રકારના કારકવ્યાપારથી તૈલ કાઢી શકાતું નથી.

( ૨ ) उपादानग्रहणात्—ઉપાદાન એટલે ઉપાદાનકારણ અને તેનું ગ્રહણ એટલે તેનો સંબંધ. કારણસાથે કાર્યનો સંબંધ છે તેથી કાર્ય સત્ છે એમ માનવું જોઇએ. જે કાર્ય ઉત્પન્ન થાય છે તે કારણથી સંબદ્ધ જ ઉત્પન્ન થાય છે, અર્થાત્ કાર્યસાથે જે કારણ સંબંધવાળું હોય છે તે જ કારણ તે કાર્યને ઉત્પન્ન કરી શકે છે. જો તિલ તૈલસાથે સંબંધવાળાં હોવાથી તિલ તૈલને ઉત્પન્ન કરી શકે છે, મૃત્તિકા ઘટસાથે સંબંધવાળી હોવાથી મૃત્તિકા ઘટને ઉત્પન્ન કરી શકે છે; મૃત્તિકાનો સંબંધ તૈલસાથે નહિ હોવાથી અને તિલનો સંબંધ ઘટસાથે નહિ હોવાથી મૃત્તિકામાંથી તૈલ થતું નથી અને તિલમાંથી ઘટ થતો નથી. તાત્પર્ય કે આ વિશ્વમાં આપણે વિવિધ કાર્યોનાં વિવિધ ઉપાદાનકારણ જોઇએ છે. ઘટની ઇચ્છાવાળો મૃત્તિકાનું જ ગ્રહણ કરે છે, તૈલની ઇચ્છાવાળો તિલનું જ ગ્રહણ કરે છે, દધિની ઇચ્છાવાળો દુધનું ગ્રહણ કરે છે. અસતકાર્યવાદ સ્વીકારીએ-કાર્ય ઉત્પત્તિપૂર્વે અસત્ છે અને સ્વીકારીએ-તો પ્રતિનિયત પ્રવૃત્તિ ઉપપત્તિવિનાની ઠરે છે. કાર્ય જે કારણસાથે સંબંધવાળું હોય તે કાર્યની ઉત્પત્તિમાટે તે કારણનું ગ્રહણ કરવું પડે એ યોગ્ય છે, પણ તેમ હોય તો કાર્ય સત્ હોવું જોઇએ, કેમકે જે પદાર્થ અસત્ છે તેનો સંબંધ કદાપિ થતો નથી. સંબંધ એ ભાવરૂપ ધર્મ છે અને એ ધર્મનો આશ્રય જે હોય તે સત હોવો જોઇએ. અસત્ પદાર્થ ભાવરૂપ ધર્મનો આશ્રય કોઇ સ્થલે દેખાતો નથી. હવે જો એમ કહો કે સંબંધવિના જ કારણમાંથી કાર્ય ઉત્પન્ન થાય છે અર્થાત્ કારણથી અસંબદ્ધ જ કાર્ય ઉત્પન્ન થાય છે તો જેમ ઘટનો મૃત્તિકાસાથે સંબંધ નથી તે જ પ્રમાણે દધિ, તિલ આદિ સર્વ પદાર્થસાથે સંબંધ નથી. તેથી જેમ મૃત્તિકાસાથે સંબંધવિના પણ ઘટ મૃત્તિકામાંથી ઉત્પન્ન થાય છે તે પ્રમાણે દુધસાથે પણ સંબંધ નથી તો દુધમાંથી પણ ઘટ થવો જોઇએ અને તે જ હેતુથી તિલમાંથી પણ ઘટ થવો જોઇએ; કારણ કે ઘટનો અભાવ જેવો મૃત્તિકામાં છે તેવો જ દુધ,

તિલઆદિમાં પણ સમાન છે. અને આ રીતે સર્વ પદાર્થનોસર્વમાંથી સંભવ થવો જોઇએ પણ તેમ નથી (૩) સર્વ સંભવાભાવાત્-સર્વમાંથી સર્વની ઉત્પત્તિ થતી નથી તેથી કાર્યનો કારણસાથે સંબંધ છે એ સ્વીકારવું જોઇએ.

સાંખ્ય વૃદ્ધો કહે છે કે **અસત્ત્વાન્નાસ્તિ સંબન્ધઃ કારણૈઃ સત્ત્વસંગિભિઃ । અસંબદ્ધસ્ય ચોત્પત્તિમિચ્છતો ન વ્યવસ્થિતિઃ ॥** જો કાર્ય ઉત્પત્તિપૂર્વે અસત્ હોય તો તેનાં કારણો તો સત્ત્વસત્તાવાળાં છે અને તેની સાથે અસત્ કાર્યનો સંબંધ થાય નહિ અને કાર્યનો કારણસાથે સંબંધવિના કાર્યની ઉત્પત્તિ જે માને છે તેના મતમાં અમુક કાર્યમાટે અમુક કારણનું જ ગ્રહણ કરવું ઇત્યાદિ જે પ્રતિનિયત પ્રવૃત્તિ લોકમાં દેખાય છે તેની વ્યવસ્થા થઇ શકે તેમ નથી. જો કોઇ આની સામે એવું જણાવે કે કાર્ય અસત્ છતાં અમુક કારણ અમુક કાર્યની જ ઉત્પત્તિ કરી શકે કેમકે તેમ કરવા તેની શક્તિ છે અર્થાત્ જે કારણની શક્તિ જે કાર્ય ઉત્પન્ન કરવાની હોય તે જ કાર્યને તે કારણ ઉત્પન્ન કરી શકે એ પ્રમાણે કારણનિષ્ઠ શક્તિ માનવાથી વ્યવસ્થા થઇ શકે છે તો ત્યાં સાંખ્યશાસ્ત્ર ઉત્તર આપે છે કે (૪) **શક્તસ્ય શક્યકરણાત્.** એ હેતુથી સાંખ્યશાસ્ત્ર એ પૂછે છે કે એ શક્તિ ભલે કારણનિષ્ઠ માનીએ તોપણ,એ શક્તિનો કાર્યસાથે કોઇ સંબંધ છે નહિ ? જો સંબંધ છે એમ માનો તો કાર્ય અસત્ છે અને શક્તિ સત્ પદાર્થ છે. એ બેનો સંબંધ કેવી રીતે થઇ શકે ! તાત્પર્ય કે શક્તિનો કાર્યસાથે સંબંધ માનવા કાર્ય સત્ છે એમ માનવું જોઇએ. જો સંબંધ નથી એ પક્ષ સ્વીકારો તો જેમ દુધરૂપ કારણની શક્તિનો દધિસાથે અસંબંધ છે તેવી જ રીતે ઘટસાથે પણ અસંબંધ છે તો પછી એ શક્તિથી દુધમાંથી દધિની જ ઉત્પત્તિ થાય અને ઘટની નહિ થાય એમ માનવા કોઇ હેતુ રહેતો નથી. ખરૂં જોતાં દૃષ્ટને અનુસાર કલ્પના થાય છે. અને દૃષ્ટમાં તો જે શક્તિવાળું કારણ છે ( જે શક્ત કારણ છે ) તે જે શક્ય છે, જે એ શક્તિસાથે સંબંધવાળું છે તેને જ ઉત્પન્ન કરતું દેખાય છે. તેથી એ રીતે કાર્ય ઉત્પત્તિપૂર્વે સત્ છે, એમ માનવું જોઇએ. કારણની શક્તિ તે કારણરૂપ જ છે અને શક્તિના આત્મભૂત કાર્ય છે, તેથી કાર્ય એ વસ્તુતઃ કારણરૂપ જ છે. વળી આ અર્થની સિદ્ધિમાટે ઇતર હેતુ આ છે કે (૫) **કારણ ભાવાત્**-તન્તુઓ જ પટરૂપ થાય છે એવી અબાધિત પ્રતીતિ આપણને થાય છે. પટપ્રતિ આપણે જોઇએ છીએ તો આડાઅવળા તન્તુઓ જ દેખાય છે અને એથી અતિરિક્ત પટ એવી કોઇ વસ્તુ પ્રતીત થતી નથી. તે જ પ્રમાણે હાઇડ્રોજન અને ઓક્સિજન એના જેટલા અણુઓ છે તેટલા જ અણુઓ જલમાં દેખાય છે અને આથી કરીને જ એ બે કારણનું જે વજન હોય છે તેથી તલભાર પણ વજન એનાથી થયેલા જલનું વધતું નથી. બીજ જ્યારે વૃક્ષરૂપ થાય છે ત્યારે પણ બીજ પોતામાં રહેલી શક્તિવશાત્ ભૂમિ, જલ અને હવામાંથી વિવિધ અણુઓને ખેંચે છે અને તેથી જ મોટા વૃક્ષરૂપ થઇ રહે છે. અહિં પણ એ કારણભૂત તે બીજ, ભૂમિ, જલ અને હવાના અણુઓકરતાં તલભાર પણ વૃક્ષનું વજન અધિક હોતું નથી. તેમ:જ બીજ જ વૃક્ષરૂપ થયેલું છે એ આપણને પ્રતીતિ થાય છે. આ જ પ્રમાણે રેતસ્માંથી શરીર થાય છે ત્યારે કારણ અને કાર્યના પ્રમાણમાં ફેર દેખાય છે. પણ તે ફેર બીજા અણુઓ તેમાં વધવાથી થાય છે તેથી જેમ રેતસ્ શ-

રીરનું ઉપાદાન કારણ છે તે જ પ્રમાણે છે રેતસવડે આકર્ષાઈ આવેલા અણુઓ પણ શરીરના કારણરૂપ જ છે. અને એ કારણભૂત અણુઓનું વજન અને શરીરનું વજન એક જ હોય છે. એ કારણભૂત અણુઓ જ અમુક રચનામાં ગોઠવાયેલા શરીરરૂપ છે એ આપણને જણાય છે. તેથી સર્વત્ર જોતાં કાર્ય કારણરૂપ જ દેખાય છે અને તેથી સાંખ્યશાસ્ત્ર કહે છે કે કારણથી કાર્ય જૂદું નથી, કારણ એ કાર્યની ઉત્પત્તિપૂર્વે સત્ છે તેથી કાર્ય પણ કારણરૂપ જ હોવાથી ઉત્પત્તિપૂર્વે સત્ છે. વળી આ જ અર્થની સિદ્ધિ આ અનુમાનોથી પણ થાય છેઃ—આપણે જોઇએ છીએ કે અશ્વ અને ગાય એ બંને ભિન્ન ભિન્ન વસ્તુ છે અને તેમાં અશ્વ ગાયનો ધર્મ નથી અને ગાય અશ્વનો ધર્મ નથી. ઘટ અને કડું એ બંને ભિન્ન વસ્તુ છે અને તેમાંથી કોઇ એકબીજાના ધર્મરૂપ નથી. તેથી સિદ્ધ થાય છે કે જ્યાં વસ્તુઓનો ભેદ હોય છે ત્યાં તે એકબીજાના ધર્મરૂપ હોતી નથી. પટ એ તન્તુનો ધર્મ છે તેથી પટ અને તન્તુ એ બંને ભિન્ન વસ્તુઓ નહિ હોવી ઘટે પણ એક જ હોવાં જોઇએ. વળી અશ્વ અને ગાય, ઘટ અને કડું ઇત્યાદિ જે ભિન્ન વસ્તુઓ છે તેમાં એકબીજાનું ઉપાદાન કારણ નથી અને બીજું તેનું ઉપાદેય કાર્ય નથી, અર્થાત્ જ્યાં વસ્તુઓનો ભેદ હોય છે ત્યાં તે બેની વચ્ચે ઉપાદાનોપાદેયસંબંધ હોતો નથી. પટ અને તન્તુવચ્ચે એ જાતનો સંબંધ છે તેથી તે પટ તન્તુથી ભિન્ન વસ્તુ નહિ હોઇ શકે. જે જે ભિન્ન વસ્તુઓ હોય છે તેમની વચ્ચે સંયોગ થઇ શકે છે અર્થાત્ સંયોગની પ્રાપ્તિ જ હોતી નથી. ઘટ અને જલ એ બંને ભિન્ન ભિન્ન વસ્તુ છે તો તેનો સંયોગ થાય છે. હિમાલય અને વંધ્યા એ બે પર્વત ભિન્ન ભિન્ન સ્થળે રહેલા છે અને તેમના સંયોગનો સંભવ આવતો નથી. પટ અને તન્તુ એમાં એ બંનેનો અભાવ છે. પટ અને તન્તુ એ બંને એક પ્રદેશમાં જ છે તેથી એમાં સંયોગની પ્રાપ્તિ છે છતાં સંયોગ બેની વચ્ચે નથી. તેથી પટ એ તન્તુથી ભિન્ન વસ્તુ નથી. વળી પુસ્તક અને કપડું એ બંને ભિન્ન વસ્તુઓ છે તો એ બંનેને સાથે મિશ્રિત કરીએ છીએ, પુસ્તકના ઉપર કપડું વીંટાળીએ છીએ ત્યારે એ મિશ્રિત વસ્તુનું ગુરુત્વ (વજન) પ્રત્યેકના ગુરુત્વકરતાં અધિક થાય છે. તેથી એ નિયમ જણાય છે કે જ્યાં વસ્તુનો ભેદ છે ત્યાં તે બે વસ્તુનું સામટું ગુરુત્વ પ્રત્યેકના ગુરુત્વકરતાં વધે છે. પટને જોખવામાં આવે છે તો એનું વજન તન્તુના વજનકરતાં વધારે થતું નથી. તન્તુનું વજન પ્રથમ લઇએ અને પછી પટ અને તન્તુ એ બંનેનું વજન ભેગું લઇએ તો તન્તુનું વજન અને એ બંને સરખાં જ થઇ રહે છે. તેથી એ સિદ્ધ થાય છે કે પટ એ તન્તુથી ભિન્ન વસ્તુ નથી.

આ પ્રમાણે વિવિધ હેતુથી અને પ્રતીતિથી કાર્ય અને કારણનો અભેદ જ જણાય છે. અહિં તમને શંકા થશે કે જો કાર્ય એ કારણરૂપ જ હોય તો કારણમાંથી કાર્ય થાય છે એ વ્યવહાર તથા એ બેની વચ્ચે કાર્યકારણભાવસંબંધ એનું શું? તેમ જ કાર્યથી જે અર્થ સરે તે કારણથી પણ સરવો જોઇએ. ઘટથી જલ લાવવાની ક્રિયા કરી શકાય છે તે મૃત્તિકાથી પણ થવી જોઇએ. શરીરને ઢાંકવાની ક્રિયા પટથી થાય છે તે તન્તુથી પણ થવી જોઇએ કેમકે એ બંને એક છે, પણ તેમ થતું નથી. વળી કાર્ય અને કારણ એક હોય તો તન્તુ એ જ પટ છે તો તન્તુમાંથી પટ વણવા વણકર આદિની જરૂર નહિ રહેવી જોઇએ અર્થાત્ કારકોનો વ્યાપાર વ્યર્થ ઠરવો જોઇએ. આ પ્રકારની શંકા આ

પ્રસંગમાં પ્રાપ્ત થાય છે પણ તે ભેદને સાધવા સમર્થ નથી, એ વિશેષ વિચારથી જણાય છે. જેમ કાચબાના શરીરમાંથી તેનાં અંગો બહાર નીકળે છે અને પુનઃ અંદર પ્રવેશે છે અર્થાત્ જેમ અંગોનો આવિર્ભાવ અને તિરોભાવ થયા કરે છે તેજ પ્રમાણે કાર્ય પણ કારણમાંથી બહાર નીકળે છે અને કારણમાં અંદર પ્રવેશે છે. જ્યારે કાર્ય કારણમાંથી બહાર નીકળે છે ત્યારે આપણે કાર્ય ઉત્પન્ન થયું એમ વ્યવહાર કરીએ છીએ અને જ્યારે કાર્ય પુનઃ કારણમાં શમી જાય છે, કારણાકાર થઈ રહે છે ત્યારે કાર્ય નાશ પામ્યું એમ કહીએ છીએ. પણ એમાં ઉત્પત્તિ કહેવામાં કોઈ અપૂર્વ પદાર્થ અસ્તિત્વમાં આવે છે એમ થતું નથી અને નષ્ટ થાય છે એમ કહેવામાં તે પદાર્થનો ઉચ્છેદ થઈ જાય છે એમ નથી, માત્ર અભિવ્યક્તિ અને અનભિવ્યક્તિ થયા કરે છે. આથી ઉત્પત્તિ-આદિ વ્યવહારની ઉપપત્તિ થાય છે. આ પ્રકારે કાર્યદશામાં કારણના પ્રતીત થતા ગુણ-ધર્મો જે કારણ દશામાં અભિવ્યક્ત નહોતા તે અભિવ્યક્તિમાં આવવાથી આપણે તેને કાર્ય કહીએ છીએ, અને જે દશામાં એ ગુણધર્મો અભિવ્યક્ત નહોતા તેને કારણ કહીએ છીએ, અર્થાત્ તે બેની વચ્ચે કાર્યકારણસંબંધનો વ્યવહાર કરીએ છીએ. તેથી કાર્યકારણસંબંધ એ અભેદનો, તાદાત્મ્યનો જ બોધક છે અને ભેદનો બોધક નથી. ગુણ-ધર્મોની અભિવ્યક્તિ અને અનભિવ્યક્તિ થવાનું કારણ રચનાવિશેષ છે. જ્યારે એક રીતે કારણની રચના હોય છે ત્યારે તે કારણ કહેવાય છે અને જ્યારે એ જ વસ્તુમાં રચનાનો ભેદ થાય છે ત્યારે તે કાર્ય કહેવાય છે. આ પ્રમાણે હોવાથી એ રચનાનો ભેદ કરવા કુલાલાદિ કારકનો વ્યાપાર અપેક્ષિત રહે છે. એ કારકોના વ્યાપારને લીધે જ કારણની તે પ્રકારની વ્યવસ્થા થાય છે કે જે વ્યવસ્થામાં તે જ કારણ કાર્યરૂપે પ્રતીત થાય છે. આ રચનાના ભેદને લીધે જ કાર્યથી જે અર્થ સરે છે તે જ અર્થ કારણથી સરતો નથી. દેવદત્ત ઉભો હોય તો ટેનિસ અથવા ક્રિકેટ રમી શકે છે અને એ જ પુરુષ બેઠો હોય તો એનાથી એ બન્નેમાંથી એક પણ ક્રિયા કરી શકાતી નથી. છતાં દેવદત્ત ઉભો હોય અથવા બેઠો હોય તોપણ એક જ છે. ઉભેલો દેવદત્ત અને બેઠેલો દેવદત્ત એ ભિન્ન ભિન્ન પુરુષો નથી. તે જ પ્રમાણે જ્યારે મૃત્તિકારૂપ સ્થિતિ કારણની હોય ત્યારે જલ તેમાં નહી રહી શકે અને ઘટરૂપ સ્થિતિ તેની થાય ત્યારે જળ તેમાં રહી શકે છતાં તેટલાથી મૃત્તિકાનો અને ઘટનો ભેદ પડતો નથી. ચાર પુરુષ પૃથક્ પૃથક્ હોય તો કોઈ પણ પાલખી ઉપાડી શકે નહિ પણ જ્યારે ભેગા થાય ત્યારે પાલખી ઉંચકી શકે છતાં તેટલાથી એ ચાર પૃથક્ હોય ત્યારે અને ભેગા થાય ત્યારે તેમનામાં ભેદ થતો નથી. કાર્ય એ કારણની અવસ્થા-વિશેષ હોવાથી એક અવસ્થામાં જે અર્થ સરે તે અન્યમાં ન સરે એ સ્વાભાવિક છે; છતાં તેટલાથી તે વસ્તુ કંઈ બદલાઈ જતી નથી. તેથી સર્વ રીતે વિચારતાં કાર્ય એ કારણથી ભિન્ન નથી અને તેથી કાર્ય ઉત્પત્તિપૂર્વે સત્ છે એ જ સિદ્ધ થાય છે. આ જ હેતુથી શ્રીમદ્ ભ૦ ગીતામાં કહ્યું છે કે नासतो विद्यते भावो नाभावो विद्यते सतः। જે અસત્ છે તેનો સદ્ભાવ કદાપિ થતો નથી અને જે સત્ છે તેનો અભાવ કદી થવાનો નથી. શ્રુતિ પણ कथं असतः सज्जायेत–અસત્માંથી સત્ કેવી રીતે થાય એ પ્રકારે અસત્ કાર્યવાદનું ખંડન કરીને सदेव सोम्येदमग्र आसीत्–છાં૦। આ ઉત્પત્તિપૂર્વે સત્ હતું એમ સત્કાર્યવાદનું સ્થાપન કરે છે. તેથી સર્વ પ્રમાણોથી સત્

કાર્યવાદની જ સિદ્ધિ થાય છે, અર્થાત્ કાર્ય એ કારણથી ભિન્ન વસ્તુ નથી પણ કારણનો જ પરિણામ છે એ પરિણામવાદ જ સિદ્ધ થાય છે[1].

આ કાર્યના કારણથી અભેદના સિદ્ધાન્તપ્રમાણે હવે તમને સ્પષ્ટ સમજાશે કે આ વ્યાકૃત નામરૂપવાળું સમગ્ર વિશ્વ તે પાંચ ભૂતના અણુઓનો પરિણામ છે. પાંચ ભૂતની રચનાવિશેષ છે તેથી પાંચ ભૂતરૂપ જ વસ્તુતઃ છે; પાંચ ભૂત તે પાંચ તન્માત્રાની રચનાવિશેષ માત્ર છે માટે વસ્તુતઃ તન્માત્રારૂપ જ છે. તન્માત્રા અને એકાદશ કરણરૂપ ઇન્દ્રિયો તે ત્રિવિધ અહંકારની રચનાવિશેષમાત્ર છે તેથી વસ્તુતઃ અભિમાનમાત્ર ધર્મવાળા અહંકારરૂપ જ છે; અહંકાર તે મહત્તત્ત્વની રચનારૂપ જ છે તેથી વસ્તુતઃ મહત્તત્ત્વરૂપ જ છે અને મહત્તત્ત્વ તે સત્ત્વાદિ ત્રણ ગુણોની અવસ્થાવિશેષમાત્ર છે તેથી એ ત્રણગુણરૂપ જ છે. આ જ અર્થ શ્રી પાતંજલ યોગસૂત્રમાં કહેતાં જણાવ્યું છે કે **ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥ ४. १३ ॥**–કાલભેદથી અભિવ્યક્ત અને અનભિવ્યક્ત થઇ રહેનાર એટલે અતીત, અનાગત અને વર્તમાનરૂપે થઇ રહેનાર ધર્મો તે સત્ત્વાદિ ત્રણ ગુણોરૂપ જ છે. આ સૂત્રમાં તે–શબ્દનો અર્થ ધર્મો છે કે જેમના સંબંધમાં ૪. ૧૨ માં સૂત્રમાં પ્રતિપાદન કરેલું છે. એ ધર્મો જ્યારે વર્તમાન દશામાં હોય છે ત્યારે તે વ્યક્ત કહેવાય છે અને જ્યારે અતીત તથા અનાગત દશામાં હોય છે, ત્યારે તે સૂક્ષ્મ કહેવાય છે. એ ધર્મોમાં મહત્તત્ત્વથી આરંભી ઘટપટાદિ સ્થૂલમાં સ્થૂલ પદાર્થસુધી સર્વેનું ગ્રહણ કરવાનું છે, કેમકે ઉપર જણાવ્યું તેમ સર્વ કાર્ય પોતાના કારણના ધર્મરૂપ જ છે. તેથી આ સૂત્રનો એ અર્થ થયો કે વ્યક્ત અને સૂક્ષ્મ એ બે રૂપે રહેનાર મહત્તત્ત્વથી આરંભી સ્થૂલમાં સ્થૂલ પદાર્થરૂપ સર્વ ધર્મો તે વસ્તુતઃ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિવિધ દ્રવ્યરૂપ જ છે. તેથી ઉપર જણાવ્યા પ્રમાણે કાર્યનો કારણમાં લય કરતાં, કાર્ય એ કારણની અવસ્થામાત્ર છે, ધર્મમાત્ર છે એ રીતે લયચિંતન કરતાં ત્રણ ગુણોની સામ્યાવસ્થાપર્યન્ત પહોંચાય છે અને એ ત્રણ ગુણોના પરિણામો વિચારતાં સ્થૂલમાં સ્થૂલ અવયવીપર્યંત આવી પહોંચાય છે. અહિં પૂર્વે કહ્યા પ્રમાણે સામ્યાવસ્થાવાળા આ ત્રણ સત્ત્વાદિ ગુણોને પ્રકૃતિસંજ્ઞા આપી છે તે હવે સ્પષ્ટપણે યથાર્થ જણાય તેમ છે, કેમકે એના વિવરણરૂપ જ આખું અનાત્મ વિશ્વ છે. એ પ્રકૃતિને અવ્યક્ત સંજ્ઞા પણ અપાય છે અને તેની અપેક્ષાથી સર્વ પરિણામોને વ્યક્ત કહેવામાં આવે છે. એ બેનું સાધર્મ્ય તથા વૈધર્મ્ય સાંખ્યશાસ્ત્ર આ પ્રમાણે જણાવે છેઃ શ્રી સાંખ્યકારિકામાં જણાવ્યું છે કે—**हेतुमदनित्यमव्यापि सक्रियमनेकमाश्रितं लिङ्गम् । सावयवं परतन्त्रं व्यक्तं विपरीतमव्यक्तम् ॥ १० ॥ त्रिगुणमविवेकि विषयः सामान्यमचेतनं प्रसवधर्मि । व्यक्तं तथा प्रधानं तद्विपरीतस्तथा च पुमान् ॥ ११ ॥** આ કારિકામાં પ્રથમ તો એ કહ્યું કે જે વ્યક્તસંજ્ઞાવાળા વિકારો છે તે હેતુમત્ છે એટલે તેનું કોઇ કોઇ કારણ છે. જેમ પંચભૂતનું તન્માત્રા, તન્માત્રાનું અહંકાર ઇત્યાદિ, એ વ્યક્ત વિનાશી છે એટલે તિરોભાવ પામનાર છે, અવ્યાપિ છે એટલે સર્વને વ્યાપન કરનાર નથી. જે કારણ હોય તે કાર્યમાં વ્યાપી રહે છે, તેથી જે સર્વનું કારણ હોય તે વ્યાપી થઇ શકે પણ વ્યક્તસંજ્ઞાવાળા વિકારો

૧. આ સંબંધમાં વિશેષમાટે જુઓ શ્રી મહાકાલ રૂપ.

હોવાથી પરમ કારણરૂપ નહિ હોવાથી એ સર્વ વ્યાપક છે પણ એની સ્થિતિ મર્યાદાવાળી હોય છે. આ વ્યક્તમાં પરિસ્પન્દરૂપ ક્રિયા રહેલી છે, જેમ કે બુદ્ધિઆદિ તે તે દેહને ગ્રહણ કરે છે અને ત્યજે છે અર્થાત્ ગતિઆગતિવાળાં છે. વળી બુદ્ધિ, ઇન્દ્રિયો આદિ પ્રતિપુરુષ ભિન્ન ભિન્ન છે. એક પુરુષની બુદ્ધિ અને ઇન્દ્રિયો જે હોય તેથી ભિન્ન જ બુદ્ધિ અને ઇન્દ્રિયો બીજા પુરુષનાં હોય છે, તેમ જ ઇતર સર્વ–પાંચ ભૂતાદિ પણ ભિન્ન ભિન્ન હોય છે તેથી આ વ્યક્તસંજ્ઞાવાળા વિકારો અનેક છે એ સ્પષ્ટ છે. જે કાર્ય હોય તે કારણના ધર્મરૂપ છે તેથી કારણરૂપ વસ્તુતઃ હોવા છતાં ભેદવિવક્ષા કરીએ તો કારણ તેના આશ્રયરૂપ કહી શકાય છે. તે પ્રમાણે આ વ્યક્તસંજ્ઞાવાળા વિકારો પોતપોતાનાં કારણમાં આશ્રિત છે, એ સર્વ મહદાદિ વિકારો પ્રકૃતિના અનુમાન કરાવનાર હોવાથી લિંગરૂપ છે, એના વિભાગ થઇ શકે છે એનું પૃથક્કરણ થઇ શકે છે તથા પરસ્પર સંયોગને પામી શકે છે તેથી સાવયવ છે. વળી એ સર્વ પરતન્ત્ર છે એટલે અન્યની અપેક્ષા રાખનાર છે. મહત્તત્ત્વમાંથી અહંકારની ઉત્પત્તિ કરવી હોય ત્યારે પ્રકૃતિના સાહાય્યની [1]અપેક્ષા રહે છે. પ્રકૃતિપૂરણ જો બુદ્ધિને થતું નથી તો એ અહંકારને ઉત્પન્ન કરી શકતી નથી. તે જ પ્રમાણે અહંકારઆદિ સર્વ વિકારો પોતાનાં કાર્ય કરવામાં પ્રકૃતિની સહાયની અપેક્ષા રાખે છે. આ પ્રકારનું વ્યક્ત છે અને પ્રકૃતિ અથવા અવ્યક્ત તે આથી વિપરીત સ્વરૂપવાળી છે કેમકે એનો કોઇ હેતુ નથી, એ જાતે જ સર્વના હેતુરૂપ છે, નિત્ય છે, કારણ કે સદાસર્વદા અસ્તિત્વમાં રહેછે (એ પરિણામિ નિત્ય છે), સર્વના કારણરૂપ હોવાથી સર્વ અનાત્મ પદાર્થમાત્રમાં વ્યાપી રહેલી છે, પરિણામરૂપ ક્રિયા એને છે પણ ગતિઆગતિરૂપ ક્રિયા એને નહિ હોવાથી એ નિષ્ક્રિય છે, અનાશ્રિત છે, અલિંગ છે, અવયવરહિત છે અને પરિણામ પામવામાં કોઇની અપેક્ષા નહિ હોવાથી એ સ્વતન્ત્ર છે. આ પ્રમાણે વ્યક્ત અને અવ્યક્તની વિલક્ષણતા છે.

હવે એ બંનેનું સાધર્મ્ય અથવા સાદૃશ્ય આ પ્રમાણે છેઃ વ્યક્ત અને અવ્યક્ત એ બંને સત્ત્વાદિ ત્રણ ગુણરૂપ છે અર્થાત્ ત્રિગુણરૂપ છે. જેમ પ્રકૃતિ પોતાથી વિવેક કરવા અસમર્થ છે, તેમ બુદ્ધિ આદિ સર્વ પણ પોતાનું ભિન્નપણું જાણવા અસમર્થ છે તેથી ઉભય વિવેકહીન છે અર્થાત્ અવિવેકી છે. એ સર્વ જ્ઞાનના વિષયરૂપ થાય છે, જણાય છે તેથી વિષયરૂપ છે અર્થાત્ દૃશ્ય છે અને એ સર્વ પુરુષોમાટે સાધારણ છે, સર્વ પુરુષોને સાધારણ રીતે દૃશ્ય થાય છે, કોઇ એક પુરુષના જ દૃશ્યરૂપ નથી તેથી એ સાધારણ છે અર્થાત્ સામાન્ય છે, ચેતનાવિનાનાં હોવાથી અચેતન છે, સર્વ પરિણામ પામનાર છે તેથી પ્રસવરૂપ ધર્મવાળાં છે. આ પ્રમાણે એ બંનેનાં સમાન ગુણો છે અને આગળ કહેવામાં આવશે તેમ પુરુષ આ ઉભયથી વિલક્ષણ ધર્મવાળો છે.

(અપૂર્ણ.)

---

૧ આ પ્રકૃતિની સાહાય્યનું આગળ વિસ્તારથી વર્ણન આવનાર છે તેથી અત્ર વિસ્તાર કર્યો નથી. એને યોગશાસ્ત્રમાં પ્રકૃતિપૂરણ નામ આપવામાં આવે છે.

# सच्चिंतनमाला.

જીવન બે પ્રકારથી ગાળી શકાય છેઃ ૧ દૃષ્ટરીતે અને ૨ અદૃષ્ટરીતે; અથવા બીજા શબ્દોમાં કહીએ તો એક બાહ્યરૂપમાં અને બીજું આંતર રૂપમાં. બાહ્ય જીવન ગાળવામાં અનેક સ્થૂલ સાધનોની અને તેને અનુકૂલ વિવિધ પ્રકારની પરિસ્થિતિની જરૂર હોય છે. તેથી તેવાં સાધનો અને પરિસ્થિતિ તમને ન પ્રાપ્ત હોય તો બાહ્યજીવનને અમુક ઉચ્ચ પ્રકારનું અથવા વૈભવી કે દબદબાભર્યું ગાળવાની લેશ પણ સ્પૃહ કરશો નહિ. બહારનું જીવન જ એવી રીતે ગાળવાથી તમારા જીવનના ઉંડાણમાં તમને વાસ્તવ આનંદ નહિ રહે. તમને બાહ્યજીવનનાં ઉચ્ચ પ્રકારનાં સાધનો પ્રાપ્ત ન હોય તો તેથી લેશ પણ નિરાશ ન થશો. અદૃષ્ટ જીવન અથવા આંતર જીવનમાં તમે જેવી ભવ્યતા, જેવી સુંદરતા, જેવી અનુપમતા લાવવા–ઉપજાવવા–ધારશો તેવી લાવી શકવા–ઉપજાવી શકવા–તમે સમર્થ છો. વસ્તુતઃ બાહ્યજીવનમાટે જોઇતા મૂલ્યવાન્ પદાર્થોને આંતરજીવનને માટે અગત્યની સામગ્રીસાથે કશો જ સંબંધ નથી. અને તેથી આંતર જીવનમાં ગમે તેવી દિવ્યતા લાવવી હશે તો બાહ્યજીવનમાટેની કોઇ પણ સામગ્રી તમને પ્રાપ્ત નહિ તો પણ નિઃશંકપણે તમે લાવી શકશો.

તમારાથી ગાળી શકાય એવા ઉત્તમ પ્રકારથી તમે તમારૂં આંતર જીવન ગાળો, આંતર જીવનને દેદીપ્યમાન કરનાર જે જે સદ્દગુણો હોય તે તે સદ્દગુણોને તમે ફાવે તેટલા પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત કરો. ઘસતી ઝુંપડીમાં વ્યતીત થતું તમારૂં બાહ્યજીવન, તમારા આંતર જીવનને ત્રિલોકના નરપતિના મહાલયમાં મહાલવામાં લેશ પણ પ્રતિબંધક થઈ પડે તેમ નથી. બાહ્ય જીવનના ઠાઠનો પરિત્યાગ કરો, એ મૂર્તિ નથી પણ છાયા છે. જ્યાં મૂર્તિ પ્રકટશે ત્યાં એ છાયાની પેઠે અવશ્ય પ્રકટ્યા વિના નહિ રહે. મૂર્તિ એ આંતર જીવન છે. તેને પ્રથમ પ્રકટાવો.

દૃષ્ટજીવન અથવા બાહ્યજીવનને શોભાવવાનો અને તેદ્વારા અન્યઉપર તમારો પ્રતાપ પાડવાનો જે પ્રયત્ન તમે કરો છો, અને તેમાં જેટલો કાળક્ષેપ કરો છો, તેના કરતાં ઓછા સમયમાં અને ઓછા પ્રયત્નમાં જો તમે યોગ્યરીતે વર્તશો તો તમારા અદૃષ્ટ અથવા આંતર જીવનને અત્યંત શોભાયમાન અને અત્યંત પ્રતાપમય કરી મૂકશો. બાહ્યજીવનથી તમે મૂલ્યવાન્ ગણાવામાં, તમારૂં જેટલું મૂલ્ય અંકાય છે, તેનો મોટો ભાગ બાહ્યસાધનો જ કારણરૂપ છે. તમારી પાસે કરોડ રૂપૈયા છે માટે તમે કોટ્યધિપતિ છો, એ રૂપૈયા જતા રહેતાં તમે કોડીના પણ નથી. ત્યારે કોટ્યધિપતિતરીકે તમારી જે ગણના થાય છે તેનો લગભગ બધો-જ ભાગ રૂપૈયા જ હેતુરૂપ છે, નહિ કે તમે અને તેથી જગતમાં તમારૂં મૂલ્ય તો કશું જ નથી, માત્ર તમને પ્રાપ્ત સ્થૂલ સાધનોનું જ છે.

તો આવા મૂલ્યરહિત તમારે ગણાઇને સંતોષ પામવાનું શું તમને સારૂં લાગે છે ?

તમારૂં આંતરજીવન જો અત્યંત ભવ્ય હશે, અને તેનું જેટલું મૂલ્ય જગતમાં અંકાશે એ તમારૂં પોતાનું જ સ્વતંત્ર મૂલ્ય છે એમ જાણજો. એ મૂલ્યથી તમે સર્વત્ર સંપત્તિસંપન્ન ગણાશો. અને એ સંપત્તિવાળી તમારી મૂર્તિ જ્યાં ઘડાશે કે તત્કાળ તેની છાયારૂપે સ્થૂલ જીવન સંપત્તિવાળું અને ઉત્કૃષ્ટ થતું જશે.

અદૃષ્ટ જીવનને ઉચ્ચ કરવામાં તમારા પોતાના સ્વતંત્ર બળની જ મુખ્ય જરૂર છે. અને બાહ્ય જીવનને ઉચ્ચ કરવામાં અન્યના બળની વિશેષ અપેક્ષા રહે છે. અન્યનું બળ આપણને ત્યારે જ મળે છે કે જ્યારે આપણામાં કંઈ સ્વતંત્ર બળ હોય છે. સામો મનુષ્ય આવીને તમને ત્યારે જ રૂપૈયા ધીરે છે કે જ્યારે તમારી પોતાની પાસે સ્વતંત્ર રૂપૈયા છે એમ તે જાણે છે; આથી બહારનાં સાધનોવગેરેમાટે તમારી પાસે જો સ્વતંત્ર બળ નથી તો તે મળવાં કઠિન થઇ પડે છે. માટે તે પ્રયત્ન કરવાનો પ્રથમ પડતો મૂકો. જેમાં અન્ય મનુષ્યોના બળની જરૂર નથી, પણ તમારા પોતાના સ્વતંત્ર બળની જરૂર છે એવા પ્રયત્નને પ્રથમ આદર આપો. અવશ્ય, આંતર જીવનને બહુ મૂલ્યવાળું કરવામાં બહારના કોઇ કોઇ પુરુષોની સહાયની અપેક્ષા રહે છે, પરંતુ તે પ્રાપ્ત થવી બહુ સુગમ છે. કારણ કે તેવા મહાપુરુષો એ સહાયને કશા પણ બદલાની આશા રાખ્યાવિના જેને તેને આપવાને તત્પર હોય છે. અને તેથી તેવી સહાય તમે સુગમપણે પામી શકો એમ છે.

અદૃષ્ટ જીવનને કેવું કરવું તેનો સંપૂર્ણ આધાર તમારા પોતાના ઉપર જ છે. તેમાં પ્રતિબંધક બહારની કોઇ પણ વસ્તુ નથી. અને તેમાં જે કંઇ પ્રતિબંધક થઇ પડે તેને દૂર કરવા તમે સ્વતંત્રપણે સમર્થ છો. એ પ્રતિબંધોસામે યુદ્ધ કરવા કોઇ બીજા મનુષ્યોને આમંત્રણ કરવાની જરૂર નથી કે તોપના કારખાનામાં તોપો ઘડાવવાનો 'ઑર્ડર' આપવાનો નથી. તમે ઘરના ખુણે બેઠા બેઠા એકલા જ તે પ્રતિબંધોનો ક્ષય કરી શકો એમ છે.

જેમણે જેમણે આવા પ્રતિબંધોનો ક્ષય કર્યો છે તેમણે એકલાએ જ કર્યો છે. તેમને બીજા મનુષ્યોની જરૂર નથી પડતી એટલું જ નહિ પણ બીજાં બહારનાં સાધનોની પણ જરૂર નથી પડતી. એથી ઉલટું બહારનાં સાધનો અને અન્ય મનુષ્યોનો મોટે ભાગે પરિત્યાગ કરવો પડે છે. આમ હોવાથી જ તે કાર્ય તમે ધારો એટલું ઉત્તમ પ્રકારે કરી શકો એમ છે. સ્થૂલ અથવા બાહ્ય સાધનો અને પરિસ્થિતિને રચવામાં અને તેનાદ્વારા સહાય લેવામાં તમારા પોતાના બળનો અત્યંત વ્યય થાય છે, અને તેથી એ સાધનોનો જ્યાં ઉપયોગ નથી હોતો ત્યાં તમારા તે બળનો સંયમ રહેવાથી બીજી દિશામાં તમારા તે બળને સારી રીતે વાળી શકો છો.

અદૃષ્ટ પ્રકારે ગણાતા તમારા જીવનને ઉત્કૃષ્ટ કરવા માટે જે આંતર સામગ્રીની જરૂર છે તે તમને પુષ્કળ પ્રમાણમાં પ્રાપ્ત છે. પરંતુ તે જણાવાને માટે જે દૃષ્ટિની આવશ્યકતા છે તે તમને હાલ પ્રાપ્ત ન હોવાથી જ તમે પોતે તમને પોતાને તે સામગ્રીથી રહિત માનો છો.

એ સામગ્રી તમારા પોતાના જ અંતરમાં છે, અને તે અત્યંત પ્રમાણમાં છે. એક ડબ્બીમાં બીજી ડબ્બી અને બીજી ડબ્બીમાં ત્રીજી ડબ્બી એમ ડબ્બીઓની પરંપરા એક જ મોટા ડબ્બામાં હોય છે એવા ડબ્બા તમે જોયા છે ને ? ઉપરથી જોતાં એક જ ડબ્બો દેખાય, પણ એક એકની અંદર જેમ એક એક ડબ્બી રહેલી હોય છે, તેમ મનુષ્યની આંતર સામગ્રીમાં છે. ઉપરથી જોતાં મનુષ્યને એમ લાગે છે કે મારામાં અમુક નાની સામગ્રી જ છે. પણ જ્યારે તે તેનો ઉપયોગ કરે છે, અને એ પ્રકારે એ સામગ્રી-રૂપ ડબ્બીને ઉઘાડે છે, ત્યારે તેને જણાય છે કે તેની જ અંદર બીજી નવીન સામગ્રીરૂપ ડબ્બી તૈયાર જ છે. આજ રીતે જેમ જેમ તે એક એક સામગ્રીને ઉઘાડતો જાય છે, વાપરતો જાય છે, તેમ તેમ તેની અંદરથી નવીન અને નવીન સામગ્રી તેને પ્રાપ્ત થતી જાય છે. ઢાકાની ઝીણી મલમલનો આખો તાકો જેમ એક આંગળની ઝીણી વાંસની ભુંગળીમાં શમાઇ રહેલો હોય છે, તેમ અનંત સામર્થ્યની સામગ્રી તમારા અંતરમાં રહેલી હોય છે. તમારે તેને કેવી રીતે વાપરવી એ જ વિચારવાનું છે. અને આથી જ અદૃષ્ટ રીતે ગાળવાના જીવનને તમે જેવું ઉત્કૃષ્ટ કરવા ધારશો તેવું ઉત્કૃષ્ટ કરી તે વડે સુખનો અનુભવ કરી શકો એમ છે.

* * * *

તમારા અદૃષ્ટ જીવનનું ઉંચામાં ઉંચું જેવું સ્વરૂપ તમે કલ્પ્યું હોય તેવા પ્રકારનું જીવન ગાળવા મંડો. દૃષ્ટ પ્રકારનું જીવન તમને પ્રાપ્તસામગ્રીને અનુસાર ઉત્તમમાં ઉત્તમ પ્રકારે ગાળવામાં કશો જ વિરોધ નથી. પરંતુ તેમાં તમારા બળ તથા સમયનો કેટલો ભોગ આપવો પડે છે, તેનો પૂર્ણ વિચાર કરજો. તમારા અદૃષ્ટ પ્રકારે ગાળવાના અર્થાત્ આંતર જીવનની સાથે તમે વધારે અને વધારે સંબંધવાળા રહેજો. એ જીવન જ તમને સુખ વા દુઃખનો અનુભવ કરાવશે. તમે વાણીથી મીઠા શબ્દો બોલો, પણ અંતર દ્વેષ કે ક્રોધથી પૂર્ણ રહેતું હોય, તમે મનુષ્યોના પ્રત્યક્ષમાં જ્ઞાનના, વિરાગના, પ્રેમના, બોધના, વિવેકના અને એવા જ પ્રકારના શબ્દો બોલતા હો પરંતુ અંતરમાં તેથી વિપરીત જ વ્યાપારો ચાલતા હોય તો ભલે થોડી ક્ષણોમાટે બાહ્ય જગતમાં તમે કદાચ સ્તુતિપાત્ર ગણાશો, પરંતુ તેથી તમારો પોતાનો કશો જ શુક્રવાર વળવાનો નથી. તમારૂં અંતર તો મિસની ચીમનીની અંદરની કાળાશ જેવું જ રહેવાનું. એ ચીમની બહારથી રંગેલી હશે તેથી શો સાચો લાભ થવાનો હતો ?

* * * *

તમે તમારા જીવનને સર્વોત્તમ પ્રકારે ગાળો અને તેની સાથે બીજાઓને પણ તે જ પ્રકારે સર્વોત્તમ જીવન ગાળવાને ઉત્તેજન આપો, અને તેઓ તે પ્રકારે સર્વોત્તમ જીવન ગાળે તેમાં તમારાથી જેટલી સહાય અપાય તેટલી આપો. ભલે તમે તમારા અમુક સ્વાર્થથી આ કાર્ય કરો વા કેવલ પરમાર્થથી આ કાર્ય કરો, તેમાં કંઇ વાંધો નથી. પરંતુ તે નિર્દોષ અને શુદ્ધભાવપૂર્વક જ કાર્ય થવું જોઇએ. નિઃસ્વાર્થતાની ડાંડળી થઇને ફરવાની જરૂર નથી. તમારે સ્વાર્થ સાધવાની ઇચ્છા હોય તો તે ભલે સાધજો, પણ તેને નિઃસ્વાર્થતા અથવા પરમાર્થનું રૂપ આપીને સ્વાર્થ સાધવાની અધમવૃત્તિ કદી પણ રાખશો નહિ. તમારા અને અન્યના કલ્યાણને માટે જ તમે કાર્ય કરો, બસ એટલું પૂરતું છે.

* * * *

મહાકાલે આ કથન અનેક પ્રસંગે કર્યું છે અને તેમ છતાં તે પુનઃ પુનઃ કહે છે કે જ્યારે દશે દિશાથી પ્રતિકૂલતાનું જ ભાન થાય, અને તમારા પ્રત્યેક કાર્યનો પ્રતિકૂળ જ પરિણામ આવતો જણાય, તેવા સમયે પણ તમે પોતે જે કંઈ યોગ્ય અને ઉચ્ચ છે તેમાં જ રમ્યા કરજો. આગ્રહપૂર્વક ઉત્કૃષ્ટ વસ્તુપ્રતિ જ ધસ્યા કરજો, અને તમારી માનસ્ દષ્ટિને તો અખંડ અનુકૂલ પરિણામનું જ ચિત્ર જોયા કરવા દેજો. તમે જે વખતે પ્રતિકૂલતાની સાથે બળો છો, તે વખતે અગ્નિમાં ઘી હોમાય છે, અને તેથી અગ્નિ અત્યંત પ્રજ્વલિત થાય છે. તમારી આ પ્રકારની માનસ્ સ્થિતિ સ્થૂલ પરિસ્થિતિને ધારેલા અનુકૂલ પરિણામમાં લાવવા સમર્થ છે.

* * * * *

જે અંતઃકરણ ચિંતાથી વ્યાકુલ થઇ રહ્યું હોય છે તે અંતઃકરણ પોતાના કર્તવ્યમાં વારંવાર ભૂલો કરે છે. આ જેમ સત્ય છે તેમ જ અંતઃકરણમાં પ્રકટતું દ્વિધાપણું અનેકરાગપણું, ખોટાં ખોટાં ભ્રાંતિજનક મંતવ્યો, તેમ જ મનની કુમાર્ગે વળેલી ગતિ એ બધું પણ વારંવાર ભૂલો થવામાં તેટલાં જ કારણરૂપ છે. અને એવી ભૂલો અનેક વિઘ્નો અથવા કષ્ટને ઉપજાવે એ સ્વાભાવિક છે.

* * * *

વિકળ મન હંમેશાં વિકળતાના જ કારણોને ઉપજાવે છે. વિઘ્નથી ઘેરાયલું મન વધારે અને વધારે વિઘ્નોને જ પ્રકટાવે છે. ટુંકામાં સિદ્ધાંત એટલો જ કે વિઘ્ન વિઘ્નને, વિપત્તિ વિપત્તિને, ક્લેશ ક્લેશને અને દુઃખ દુઃખને જ સર્જે છે. આ સિદ્ધાંતને પ્રચલિત કહેવતના શબ્દોમાં કહીએ તો ' વાગ્યાપર વાગે ' એ છે. તેથી વિઘ્ન, વિપત્તિ, ક્લેશ વગેરેથી જેમ બને તેમ ઓછા આપણે રંગાઇએ છીએ, તેમ આપણે આપણાપ્રતિ ઓછાં વિઘ્ન, વિપત્તિ, ક્લેશ વગેરેને આમંત્રીએ છીએ. વિઘ્ન, ક્લેશ વગેરેનું જેમ વધારે ચિંતન કરીએ છીએ, આપણી માનસ્ અને સ્થૂલ દષ્ટિને જેમ જેમ વધારે અને વધારે પ્રમાણમાં તેનાં જ ચિત્રો દેખાડીએ છીએ, આપણી કલ્પનામાં તેનાં જ પ્રસંગોને ખાસ ક્યાં કરીએ છીએ, તેમ તેમ આપણે તેજ વસ્તુથી વીંટળાઇએ છીએ. થોડો સમય જતાં જગ પણને અનુભવ એ જ પ્રકારનો થાય છે કે વિઘ્ન, વિપત્તિઆદિના સર્યરૂપ આપણે છીએ, અને તેમાંથી નીકળતા કિરણોથી જ આખું જગત્ છવાઇ રહ્યું છે.

* * *

ક્લેશાદિકથી, દુઃખાદિકથી જેમ જેમ આપણે ક્લેશગ્રસ્ત, દુઃખગ્રસ્ત થતા જઇએ છીએ તેમ તેમ તે ક્લેશ, દુઃખ વગેરે દ્વિગુણિત, ચતુર્ગુણિત, દશગુણિત, શતગુણિત, સહસ્રગુણિત અને એમ વધતાં જ જાય છે. આપણે પોતે જ આપણાં ક્લેશાદિને વધવા માટે જગા આપતા જઇએ છીએ, જીવન આપતા જઇએ છીએ, અને તેમને ટકવાના કાળને વધારે અને વધારે પ્રમાણમાં લંબાવતા જઇએ છીએ. આજ સુધીમાં તમને પ્રાપ્ત થયેલા ક્લેશાદિકની આ રીતે તમે અનેકગુણિતવૃદ્ધિ કરી છે. હવે તેનો છેડો લાવવો છે ?

* * *

વર્તમાન સમયનાં વિઘ્નો અથવા પ્રતિકૂલતાની ચિંતા કર્યા કરવી એ આપણા ભવિષ્યમાં તેને સ્થાયી રાખવાનાં અને તેની વૃદ્ધિ કરવાનાં કારણને રચવાં એ જ છે, એ બધાંની ચિંતાથી મુક્ત રહેવું એ તે બધાંનો સત્વર નાશ કરવાનું કારણ રચવું એ છે. વિઘ્ન અથવા ગમે તે પ્રતિકૂલતા આવી હોય તેને ટાળવાને માટે તેની ચિંતા કરવી એ એક મુખ્ય સાધન છે એમ ઘણા મનુષ્યો સમજે છે. ' હાય, હાય, તારા માથે આટઆટલું દુઃખ છે, તેની લગારે ચિંતા નથી ! ' આવું કહેનારા મનુષ્યોનો ટોટો નથી. તેઓ તેને ટાળવાને માટે તેની ચિંતા કરવી એ જ સાધન સમજે છે, પણ ખરૂં જોતાં તેમ નથી. ક્લેશ, વિપત્તિ વગેરે હોય તો તેનો વિચાર કરો, પણ તે વિચારમાં એ જ હોવું જોઇએ કે તેને ટાળવાને માટે માર્ગ શોધવો. નહિ કે ' હાય, હાય, હવે શું થશે, આ દુઃખ તે કેમ ટળશે ' એવા લમણે હાથ દઇને વિચારો કરતા બેસી રહેવું. પ્રાપ્તવિપત્તિના વિચારો મનને બગાડતા નથી, પણ પ્રાપ્ત વિપત્તિ માટે જે વિકળતાના વિચારો છે તે મનને બગાડે છે. મનને શાંત રાખો, ધૈર્યવાળું રાખો, સ્થિર રાખો, સામર્થ્યવાળું રાખો, અને પછી એ વિપત્તિને શી રીતે ટાળવી તેના જ માત્ર સરળપણે વિચાર કરો. મનને તંગ કરીને તાણી તાણીને વિચાર કરવાથી કશું જ વળવાનું નથી, મનને શાંત અને સ્વસ્થ રાખીને વિપત્તિ ટાળવા જે વિચાર કરવા હોય તે કરો. ચિંતા ન કરો પણ ચિંતન કરો.

* * *

પ્રાપ્તવિપત્તિનું જેઓ ઘણું જ ચિંતન કરે છે તેને તે વિપત્તિ ઘણા મોટા પ્રમાણમાં પ્રાપ્ત જ રહે છે અને વૃદ્ધિ પામતી જાય છે, અને જેઓ વિપત્તિઆદિનું ચિંતારૂપે ચિંતન નથી કરતા, તેમને વિપત્તિ ટાળવી સહેલી લાગે છે, અને તેમની પાસે કોઈ પ્રસંગ વિપત્તિરૂપે પછી આવતો જ નથી.

* * * *

ઘણી વખત આવી મળનાર કેટલાક ઉપાધિઓ તો એવા હોય છે કે જો આપણે તેના વિચારો કરવાનું છોડી દઇએ છીએ તો પછી તે આપણી પાસે ઉભા જ રહેતા નથી. અને તેની સામા ઉપાધિમાત્રથી પણ અત્યંત સમર્થ એવી સત્તા જે આપણા *અંતરમાં રહેલી છે તેને જાગ્રત્ કરી તત્કાળ તેના સંમુખ સ્થાપીએ છીએ તો તે જ ક્ષણે* તે લોપ થઈ જાય છે. પરંતુ જગતમાં એવા ઘણાએ લડવૈયા પડ્યા છે કે જેનાંભાથામાં અજસ્ય બાણો છે, અને તેમ છતાં ઉપાધિઓથી થરથરતા જ રહ્યા હોય છે, અને ઉપાધિઓના ગેબી મારને મૂગે મહોડે સહન કર્યા જ કરતા હોય છે !

* * * *

બીજું બધું તો ઠીક પણ એ વાર્તા ખાસ ધ્યાનમાં રાખજો કે ઉપાધિ અથવા વિપત્તિની આશા રાખ્યા કરવી નહિ. ઘણા મનુષ્યોને આ એક કુટેવ પડી હોય છે. તેઓ નિત્ય વારંવાર એવા વિચાર કરતા હોય છે કે " કોણ જાણે, કાલ ઉઠીને કેવોએ દહાડો આવે, સઘળા દહાડા તે કંઈ દીવાળી છે, આ દુનીયામાં કાલ ઉઠીને માથે શું શું નહિ આવી પડે તેનું કોણ જાણે છે, આજ તો આટલું છે, ને કાલ ઉઠીને શું એ નહિ આવી પડે તે શું સમજાય. " આવા આવા વિચારો ઘડી બે ઘડી નહિ પણ કલાકોના કલાકો કર્યા કરનારા પણ ઘણા હોય છે. આવાં પ્રતિકૂલતાનાં જ અનુમાનો કર્યા કરવાનું

કશું કારણુ નથી. કદાપિ આવે તો તે સ્થિતિ કે પ્રસંગને તત્કાળ જ વિપત્તિરૂપ કે ઉપાધિરૂપ માની લેશો નહિ. અને તેમ છતાં નિશ્ચયપૂર્વક આવે તો તેને આત્માના એક વિલાસરૂપે જોઇ જાણી લેજો. તેને આનંદના રૂપમાં વધાવી દેજો. પ્રત્યેક પ્રસંગને આનંદના રૂપમાં પલટી નાંખવાથી તે પ્રસંગ અલ્પ સમયમાં જ પોતાની તીક્ષ્ણતા ત્યજી દે છે; અને તે વાસ્તવ આનંદના રૂપમાં જ પલટાઇ જાય છે. પશ્ચિમમાં જોનાર મનુષ્ય પ્રથમ અંધકાર જ જુએ છે. પરંતુ તે પોતાની દૃષ્ટિ પૂર્વતરફ ક્ષિતિજમાં વાળે છે. ત્યાં ઉગતા સૂર્યબિંબને અને તેના પ્રકાશને નિહાળે છે-ક્ષણભર ત્યાં જોઇ રહે છે. પુનઃ તે જ મનુષ્ય પશ્ચિમપ્રતિ દૃષ્ટિ નાંખે છે. અને ત્યાં શું જુએ છે? જે સ્થળે અંધકાર હતો તે જ સ્થળે તેને પ્રકાશ દેખાય છે. શાથી? કારણુ કે તેણે પ્રકાશમાંથી દૃષ્ટિ પાછી વાળી છે. તમે આનંદતરફ દૃષ્ટિ નાંખો અને પછી કલેશતરફ જોશો તો તે સ્થળે પણુ તમને પેલો આનંદ જ છવાતો નજરે પડશે.

* * * *

પાણીપહેલાં મોજડી ઉતારવાનો જરા પણુ પરિશ્રમ કરતા ના. જ્યાં સુધી પ્રતિકૂલતા કે એવું જ કાંઈ અડોઅડ આવી પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી તેને દૂરથી જોઇને બારણાંઆગળ વધાવવાને આવીને ઉભા રહેશો નહિ. કંઈ પ્રતિકૂલ બનવાનું ભાન થતાં તે બનશે જ એવો નિશ્ચય બાંધશો નહિ, એ પ્રકારના સંશયમાં પણુ ઝોલાં ખાશો નહિ. શુભપ્રતિ શ્રદ્ધાપૂર્વક દઢ રહેજો. પ્રતિકૂલમાં શુભ અથવા અનુકૂલનું દર્શન ન કરી શકાય તો એ ચિંતનનો સમૂલ પરિત્યાગ કરજો. બીજા જ વિચારો, અને તે ઉંચા પ્રકારનામાં મનને જોડજો. આમ થતાં તમારા મગજનો ભાર ઘણો નિવૃત્ત થયેલો લાગશે.

* * * *

પ્રતિકૂલ વસ્તુ વા સ્થિતિનો મહાસાગર જણાય તોપણુ તેને તરી પાર લઇ જનાર નૌકારૂપે શ્રદ્ધાને જાણુજો. શ્રદ્ધા કાં તો તમને કોઇ આશ્ચર્યકારક રીતે એ જ મહાસાગર-ઉપર પુલ બતાવશે કે જેના ઉપરથી તમે નિર્ભયપણે એ સમુદ્રના પારને પામી શકો અ-થવા એ સમુદ્રની નીચેથી કોઇ 'ટનલ' (સમુદ્રની નીચેની પૃથ્વીની અંદરથી માર્ગ) દ્વારા તમને બીજે કિનારે પહોંચાડશે. પ્રિય બંધુઓ! શ્રદ્ધાનું અદ્દભુત માહાત્મ્ય તમે શ્રદ્ધાને ધારણુ કરશો ત્યારે જ સમજાશે.

* * * *

મનુષ્યને આવી મળતા ઉપાધિઓમાંનો મોટો ભાગ આકાશનાં કાળાં અભ્રજેવો હોય છે. તેઓ જોવામાં ભયંકર સ્વરૂપવાળાં હોય છે, પરંતુ વસ્તુતઃ ધુમ્રસમાન જ છે. અને પવનના એક સામાન્ય ઝપાટામાં જ કયાંહિનાં કયાંહિ વિખરાઇ જાય એવાં હોય છે.

* * * *

આ અભ્ર અમુક પ્રકારનાં દૃષ્ટિબિંદુથી જોતાં જ માત્ર શ્યામ અને ભયંકર દેખાય છે. એના એ જ અભ્રો દૃષ્ટિબિંદુ પલટાતાં અથવા ભિન્ન દૃષ્ટિ બિંદુથી જોતાં ચાંદી અથવા સુવર્ણુંસરખાં દેખાય છે. આ અભ્રો ગમે તેવાં ભયંકર દેખાવા છતાં લેશ પણુ વાસ્તવહાનિ કરનાર હોતાં નથી. ખરૂં જોતાં તો એમ છે કે કલ્પનાથી જ તેમાં અત્યંત ભયને ઉપ-

જાતી લેવામાં આવે છે. ઉપાધિરૂપ અભ્રો અસહ્ય છે એમ કલ્પનાથી જ માની લેવામાં આવે છે. જે મનુષ્ય એ અભ્રોમાં ઘોર અંધકાર અથવા શ્યામતાને જ જુએ છે તેને તે કેવળ ભયની પ્રતીતિ કરાવી તેનામાં ચિંતા પ્રકટાવે છે. જે મનુષ્ય તેના તરફ એટલી હૃદયની ઉંડી લાગણીથી જોતો નથી અને તેના સર્વ અંશોતરફ દૃષ્ટિ નાંખે છે તેને એ અભ્રોની કિનારીમાંથી ઝરતાં સૂર્યનાં સુવર્ણમય રશ્મિઓ એ અભ્રની શ્યામતાસાથે અપૂર્વ સુંદરતાને ધરતાં પણ જાય છે. એ જ અભ્રો બીજાની કલ્પનામાં મનોહર વિચારસ્ફુર્તિ કરાવી શકે છે. સ્વરૂપમાં જેવા દૃષ્ટિબિંદુથી તે જોવામાં આવે છે તેવી અસર તે જોનારના અંતઃકરણમાં ઉપજાવે છે.

* * * *

આપણી શારીરિક સ્થિતિ કેટલીક વખત અત્યંત ગંભીર અથવા ત્રાસજનક લાગે છે, અને તેમ છતાં તે ઝાકળ માત્ર જ હોય છે. અને આત્માના સામર્થ્યથી સહજમાં તેની અસ્તવ્યસ્ત સ્થિતિ કરી શકાય છે. જ્યારે ભય અથવા શંકાની દૃષ્ટિથી તેના તરફ જોઈએ છીએ, ત્યારે તે અત્યંત ભયાનક ભાસે છે, અને આપણામાં તેવા જ ભયજનક વિચારોને પ્રકટાવે છે. જે વસ્તુઉપર આપણે દૃઢપણે જોયા કરીએ છીએ તેને અનુરૂપ વિચારો જ આપણામાં પ્રકટવા માંડે છે. આ રીતે અમુક પ્રકારના ભયોત્પાદક વિચારો ક્રમે કરી આપણા શરીરમાં તે પ્રકારની હાનિકારક અસરને પ્રકટાવે છે, અને તે અસર બીજી અનેક હાનિઓને ઉત્પન્ન કરે છે.

* * * *

આપણા પોતાના આકાશમાં જ્યારે શ્યામ અભ્રો ચઢી આવતાં દૃષ્ટિએ પડે ત્યારે વિચારવાયુની મધુર લહરિઓ તેને ક્ષણમાત્રમાં વિખેરી નાંખશે એ જરૂર જાણજો. આ વિચારો તે તે છે કે જે આત્માના અભ્યંતર પ્રદેશમાંથી ઉઠે છે, અને તે સ્થળે પ્રવેશ કરનાર મનુષ્ય તે વિચારોને સ્ફુરાવી શકે છે. તમે ત્યાં પ્રવેશો, તે વિચારને સ્ફુરાવો, તેમાં તન્મય થાઓ અને પરમ આરોગ્ય અનુભવો.

મનુષ્યમાત્રના જીવનનો એક અભ્યંતર પ્રદેશ છે; તે અત્યંત શુદ્ધ, મધુર, અને રમણીય છે. એ અભ્યંતર પ્રદેશમાં પ્રવેશવાથી બુદ્ધિશક્તિની મર્યાદાથી અતીત એવી પરમ શાંતિ અને એ સ્થળવિના અન્ય ક્યાંહિ પણ નથી એવો અલૌકિક વિલક્ષણ આનંદ મળી આવે છે.

* * * *

મનુષ્યના શરીરમાં જે ક્ષણે વ્યાધિનું દર્શન થાય છે, અથવા વ્યાધિ પ્રકટ થવાનાં ચિહ્નો દેખાય છે, ત્યારથી જ તેને એ ભય ઉપજે છે કે રખેને આ વ્યાધિ ભયંકરરૂપ પકડે અથવા આ ચિહ્નોમાંથી કાંઇ મોટો રોગ ઉપજી આવે. પરંતુ આ જ સ્થળે આત્માના વિચાર પ્રકટાવવાની જરૂર છે. આત્માની જ્યાં સત્તા પ્રવર્તી રહી છે ત્યાં ભયંકરજેવું કશું જ નથી. જે કાળે મનુષ્ય આત્મામાં પ્રવેશે છે, પ્રશાંતપણે આત્માના પ્રદેશમાં આવીને ઠરે છે, તે કાળે, પૂર્વે જે અત્યંત ભયાનક દેખાતું હતું તે કેવળ મિથ્યારૂપ થઇ રહે છે, અને તત્કાળ ત્યાંથી પલાયન કરી જાય છે.

* * * *

જ્યારે તમે કોઇ પણ વસ્તુની કઠિનતા જોવા માગો છો, ત્યારે તમને પ્રત્યેક વસ્તુમાં કઠિનતા જણાય છે. પરંતુ ગમે તેવી કઠિનતા હોય તોપણ તમારા પોતાના સામર્થ્યઆગળ તે દુર્બળ જ છે, એમ જ્યારે તમે નિશ્ચયપૂર્વક જાણો છો, અને એ પ્રકારનો અંતરથી અનુભવ કરો છો ત્યારે કોઇ પણ વિષયની કઠિનતા ટળી જાય છે.

* * * *

સત્ય પ્રેમ સામાના પ્રેમની સ્પૃહાવાળો હોતો નથી. તેને બદલામાં કશું જ જોઈતું નથી. બદલો એ તેને મન અત્યંત તુચ્છ ક્રિયા છે. સત્યપ્રેમ અન્યઉપર એક જ કારણથી પ્રેમ રાખે છે, અને તે એ કે તે પોતે સત્ય પ્રેમરૂપ છે અને તેથી અવશ્ય પ્રેમ કરવો જોઇએ. આવા નિઃસ્વાર્થ પ્રેમથી તમારૂં હૃદય શું છલકાઈ રહ્યું છે!

* * * *

ચિંતામાત્રથી મુક્ત રહો. તે જ્યાં હોય ત્યાં તેને સડ્યા કરવા દો, તમારૂં મુખ તેના તરફ જરા પણ ફેરવવાની જરૂર નથી, તમને તેની કશી જ અગત્ય નથી.

* * * *

તમારા ધન, ગૃહ, અલંકારો વગેરેની જેટલી સંભાળ રાખો તેટલી જ તમારી વાણીની પણ સંભાળ રાખજો. જ્યારે તમારે કાંઇ પણ ઉપયોગી કહેવાનું હોય ત્યારે જ તેનો ઉપયોગ કરજો. અન્ય મનુષ્યના જીવનને જે પ્રભામય અને સુખરૂપ કરે તેનો જ ઉચ્ચાર કરજો. જે આપાતતઃ સત્ય દેખાય, જે થોડા વખતને માટે જ સત્ય દેખાય, તેનું અખંડ કથન કર્યા કરશો નહિ. જે નિત્ય છે, જે પરમ સત્ય છે, તેને વાણીવડે વારંવાર ઉચ્ચારજો. જેને તમે સત્યરૂપે ન જાણતા હો, જેને તમે દિનારે ન જાણતા હો, તે પછી ભલે તમારી જીભને ઘડીભર ગમત ઉપજાવે એમ હોય તોપણ નિરોધપૂર્વક તેને બોલતા અટકજો. અને જે વસ્તુસંબંધી તમને ખબર ન હોય તેના નકામા ગપગોળા કદાપિ ફેંકશો નહિ, ગમે તે બોલવું તેના કરતાં મૌન એ ખરેખર મધુર છે, જરા મૌનની મધુરતાને પણ ચાખો તો ખરા.

* * * *

સામર્થ્ય શેમાં છે તે તમે જાણો છો ? જ્યાં અત્યંત શાંતિ છે ત્યાં જ સામર્થ્ય છે. જે સામર્થ્ય મોટા હિમાચલને પણ ડગાવે છે, તે સામર્થ્ય પૂર્ણ પ્રશાંતિમાં જ રહેલું છે, અને પ્રશાંતિમાં રહીને જ તે સામર્થ્ય પોતાનું કાર્ય કરે છે. આથી મનુષ્ય જ્યાંસુધી પૂર્ણ શાંતિને અનુભવતાં શિખ્યો નથી ત્યાંસુધી મહાન્ સામર્થ્યને તે કદી પ્રાપ્ત કરી શકે નથી. તમે પોતે અખંડ પૂર્ણ પ્રશાંતિમાં છો, તમારી આસપાસ–તમારા સર્વ વ્યવહારમાં, તમારા અંતઃકરણમાં લેશ પણ અંશમાં, ક્યાંહિ અંશમાં કોઈ પણ પ્રકારનો ક્ષોભ નથી, પરંતુ પરમ પ્રશાંતિ જ છે, એ ભાવનાને સદોદિત જાગ્રત રાખો. આવી પ્રશાંતિને તમારામાં અનુભવ કરવો હોય તો નીચેનું પદ વારંવાર શાંતિના ભાવપૂર્વક ગાઓ અને તેમાં તન્મય થઇ રહો.

પદ. ( જીવ ભજી લે સદ્‌ગુરુદાતાને, એ લય. )

માૄં જીવન સતત વહે શાંતિમાં,
શાંતિમાં, વિશ્રાંતિમાં—માૄં.

વસ્તુવિચારે કરી મન પડતું,–નથી અવનતિની ભ્રાંતિમાં,
ઉચ્ચ લક્ષ્યને લક્ષી રહેતાં, સતત વહે ઉત્ક્રાંતિમાં; માર્૦
હર્ષ શોક ન થતાં અનુકૂલ પ્રતિકૂલ સ્થિતિની સંપ્રાપ્તિમાં,
દ્વૈતભાવ ક્યાંથી પ્રકટે આ, ચિન્મયતાની વ્યાપ્તિમાં; માર્૦
અતૃપ્તિના અંતરના અંકુર, પરિણમતા પર્યાપ્તિમાં,
ઉપેન્દ્ર એક અચલસ્વરૂપે રહ્યું, આદિ મધ્યે કે સમાપ્તિમાં; માર્૦

* * * * *

મનના, બુદ્ધિના તથા આત્માના સામર્થ્યનો ઉચ્ચ પ્રકારનો વિકાસ તમારામાં કરવા ઇચ્છતા હો તો પુસ્તકોમાં, આકાશમાં, વૃક્ષોમાં, કે મનુષ્યોની વાતચીતમાં ફાંફાં કર્યા કરશો નહિ. એ બધામાંથી પાછા વળો, બહારની સઘળી વસ્તુઓમાંથી પાછા વળો અને અંતરમાં આવી ઠરો. અભ્યંતરનું ચિંતન કરતાં, અભ્યંતરમાં સ્થિર રહેતાં, અભ્યંતરનો અનુભવ કરતાં શિખો. એ અભ્યંતરનું ચિંતન કરવામાં, તમારા સમગ્ર વિચારોને તમારા અંતરનાં ઉંડાણમાં, તમારા આંતર જીવનના મધ્યબિંદુમાં વાળવા મંડો. મનુષ્યોનો મોટો ભાગ આમ અભ્યંતરનું ચિંતન કરવાને બદલે બહિરનું જ ચિંતન કર્યા કરતો હોય છે, અને તેથી ઉપરઉપરના જ ચિંતનમાં તે અખંડ રમણ કર્યા કરતો હોય છે. ઉપરઉપરના ચિંતનમાં અનત્ત્વ રહેલું છે, ઉંડાણના ઉચ્ચ ચિંતનમાં તત્ત્વ રહેલું છે, અને જ્યારે તમે તત્ત્વનું ચિંતન કરતા થાઓ છો ત્યારે જ મન બુદ્ધિ તથા આત્માનો સર્વોત્તમ વિકાસ કરો છો.

* * * *

ઉપરછલા નહિ પરંતુ ઉંડાણના ગંભીર વિચારો અને ઉચ્ચ પ્રકારના વિચારો જ આપણો વાસ્તવ વિકાસ અને આપણામાં વાસ્તવ વિશેષતાને ઉપજાવે છે. પરંતુ તેવા વિચારો કેવલ અભ્યંતરમાં સ્થિર થવાથી અને વારંવાર અભ્યંતરના જ સંબંધવાળા રહેવાથી પ્રકટે છે. બહારનું ચિંતન મનુષ્યને વ્યગ્ર, શંકાશીલ, વ્યવધાનકારક અને અધઃપતન કરનાર થઈ પડે છે, જ્યારે અભ્યંતરનું ચિંતન મનુષ્યને અવિકલ, પ્રશાંત, નિઃશંક અને ઉચ્ચગામી કરી મૂકે છે. ઉંચે જવું હોય તો *અભ્યંતરના–ઉંડાણના–વિચાર કરો*, નીચે જવું હોય તો ઉપરના–બહિરના–જ વિચારો કરો.

* * *

અભ્યંતરના વિશાળ પ્રદેશમાં, આપણામાં રહેલી સર્વ શક્તિઓની શક્યતાની જ બાજુને આપણે જોઈ શકીએ છીએ. આ પ્રકારે સિદ્ધિનાં અર્થાત્ શક્યતાનાં જ કારણોને સ્પષ્ટપણે જાણીને તેનો વિકાસ કરવાને માટે, આપણને એ શક્યતાની બાજુનું અર્થાત્ તે અંશનું વિસ્પષ્ટ જ્ઞાન થવું જોઈએ, અને તેનું આપણને ભાન રહેવું જોઈએ. આપણી સર્વ પ્રકારની બુદ્ધિ અથવા શક્તિના પૃષ્ઠ ભાગમાં રહેલા અમર્યાદ સામર્થ્યને આપણે અનુભવવું જોઈએ. આ પ્રકારના ઉંડાણવાળા અનુભવનું દર્શન અથવા આંતર પ્રદેશનું જ્ઞાન, જ્યારે આપણે અંતરનું અને અંતરનું જ અખંડિતપણે ચિંતન કરીએ છીએ, અંતરમાં અને અંતરમાં જ અભિમુખ રહ્યા કરીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે અને વેગપૂર્વક આપણને થાય છે. આ અનુભવ કરવાનો વિષય

છે, વાણીનો નથી, અને તેથી ઉપરનું લખાણુ તત્કાળ સ્પષ્ટ ન થાય તો તેથી અકળાશો નહિ તેમ તેને નિર્માલ્ય ગણી અથવા કઠિન માનીને ઉવેખી કહાડશો નહિ. આચારમાં મૂકી જુઓ. તેનું અદ્ભુત ફળ ત્યારે જ જણાશે.

* * *

જ્યારે જ્યારે તમે તમારા પોતાના સંબંધમાં વિચાર કરો ત્યારે ત્યારે તમારામાં રહેલી આ શક્યતા અથવા સિદ્ધિના સામર્થ્યવાળા તમારા પોતાનો વિચાર કરજો. એટલે તમે કેવળ સામર્થ્યહીન છો, તમારામાં કશું જ કરવાની શક્યતા નથી, એવા પ્રકારના તમારે પોતાને માટે વિચાર કરશો નહિ. આ શક્યતાનું સામર્થ્ય તમારામાં અનંત પ્રમાણુમાં છે, તેથી તેવા રૂપે જ તમે તમને જાણજો અને વિચારજો.

કોઇ અમુક જ પ્રકારની કાર્ય કરવાની અત્યંત કુશળતા (Talent) કે જે આપણુને પ્રાપ્ત હોય અથવા પ્રાપ્ત કરવાની અત્યંત ઇચ્છા હોય તે શક્તિના પોષક વિચારોને જ તમારામાં અવકાશ આપજો. કોઇ પણ બાબતના સંપોષક વિચારોમાં જ પ્રતિભાનું સામર્થ્ય રહેલું હોય છે.

જ્યારે બીજાના સંબંધમાં તમે વિચાર કરો, ત્યારે તેમના આત્માપ્રતિ દૃષ્ટિ વાળીને વિચારો કરજો. મનુષ્યમાં બે વિભાગ અથવા બે બાજુઓ છે. એક જીવત્વની અને બીજી આત્માની. ત્યારે આત્માની બાજુને જોઇને જ ઇતર મનુષ્યોસંબંધી વિચાર કરવાનો અભ્યાસ પાડજો. એ બાજુનો વિચાર કરવાથી કોઈ કાળે પણ તે મનુષ્યમાં આત્માની દિવ્યતા ઝળહળી ઉઠવાનો પ્રસંગ આવે છે. આ પ્રકારે આપણા પોતાના સંબંધમાં તેમ જ ઇતરના સંબંધમાં વિચાર કરવાથી આપણે આપણુને અભ્યંતરનું ચિંતન કરવાનો અને અભ્યંતરપ્રતિ જ દૃષ્ટિ વાળેલી રાખવાનો અભ્યાસ પાડીએ છીએ.

* * * *

પ્રત્યેક શક્તિની બે બાજુઓ હોય છે, એક અંતરની અને એક બહારની. જ્યાં સુધી મનુષ્ય તે શક્તિની બહારની જ બાજુને જોયા કરે છે ત્યાં સુધી તે મનુષ્ય એ શક્તિના સામાન્ય ભાગને જ જોઇ શકે છે અથવા અનુભવી શકે છે. પરંતુ મનુષ્ય જ્યારે કોઇ પણ શક્તિની અંદરની બાજુપતિ દૃષ્ટિ વાળે છે અને તેના આંતર સામર્થ્યનો વિચાર કરવા માંડે છે, ત્યારે તે મનુષ્ય તે શક્તિનું વધારે વિશાલ અને ઉંડું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને તે શક્તિનું અધિક ઉચ્ચ સ્વરૂપ તેના લક્ષમાં આવી શકે છે. માનસ શાસ્ત્રના નિયમપ્રમાણે જેવું જ્ઞાન મનુષ્યને થાય છે તેનો તે બાહ્ય જીવનમાં આવિષ્કાર કરી શકે છે, તેથી જ્યારે તમને કાર્ય કરવાની અત્યંત કુશળતાની જે શક્તિ તેનું વિશાલ સ્વરૂપમાં જ્ઞાન અથવા ભાન થાય છે, ત્યારે તે શક્તિનો તમે તમારા પોતાના સ્થૂલ વ્યવહારમાં વિશેષ અને વિશેષ આવિષ્કાર કરો છો, અને ઉત્તરોત્તર અધિકાધિક પ્રમાણમાં અને અધિક પૂર્ણ અંશમાં તમે એ શક્તિને જાગ્રત્ કરી શકો છો. આમ હોવાથી જ અભ્યંતરના ચિંતનમાં સવિશેષ પ્રમાણમાં વૃદ્ધિ પામવાની અગત્ય છે, એ તમને સહજ સ્પષ્ટ થઇ શકે એમ છે.




## मंगल लग्न.

पद. ( स्नेहनी नदीओ उभराय, ए लय. )

આજે રૂડાં મંગલ વર્તાય,
મારો પ્રભુસહ હસ્ત જોડાય;
પ્રભુકરથી મીંઢળ બંધાય,
છેડા છેડી પ્રભુથી ગંઠાય.
હું કન્યા ને આ પતિ, એવું હતું જે ભાન;
તે રૂપ અંતરપટ હતો, ઉભયના મધ્યસ્થાન,
આજે મધ્યેથી અળપાય,
જેથી એકસ્વરૂપ થવાય;–
સાવધાન શબ્દે કરી, કરવા એ પટ દૂર,
સંજ્ઞા થતાં, મુજ વધ્યું, અભિમુખતાનું પૂર;
ત્યાં તો સંલગ્ન મુજને કરાય,
મુજને અખંડ સૌભાગ્ય કથાય;–
[1]જલથી જલ મળતું યદા, તેનું વધે પ્રમાણ,
એકરૂપ થાવા વિષે, તેથી એહ અજાણ;
મુજ પ્રભુસહ ઐક્ય પમાય,
ત્યારે વધતું ઘટતું ત્યાં ન કાંય;—
સૂર્યરશ્મિનું ઐક્ય પણ, નહિ અમારી તુલ્ય,
( કાં જે ) રશ્મિ ને ભાનુતણાં, જણાય છે બે સ્થૂલ,
અમ ઐક્ય તો એવું થાય,
જેમાં દ્વૈત ન કાંઇ લહાય;—
એવા અનુભવ ઐક્યમાં, માણું અવનવી મોજ,
અમે સરોવરરૂપ થતાં, થઇએ અમે સરોજ;
એથી અન્ય કશું ન વહાય,
લગ્નહેતુસમાપ્તિ સધાય;—

---

૧ પાણીમાં પાણી ભળવાથી તેના જથામાં વધારો થાય છે, તેથી તે ખરેખરૂં એકરૂપ થતું જણાતું નથી એમ મને લાગે છે, પણ અમારા ઐક્યમાં કાંઇ વધતું કે ઘટતું જણાતું નથી.

# महात्मा अमितवर्चा.

## અથવા

## अद्भुत यन्त्र.

---



પીયૂષપ્રવાહા નદીને તીરે શ્રીઅમિતવર્ચા નામના ઋષિનો આશ્રમ આવ્યો છે. એ આશ્રમની દિવ્યતાઉપરથી અનુમાનઅશ્વને ઋષિના માહાત્મ્યઉપર પહોંચતાં ક્ષણ પણ વાર લાગે એમ નથી. નદીના આશ્રમવાળા તીરે અનેક વૃક્ષોનાં ઝુંડો પોતાના સ્વાભાવિક રમણીય સંનિવેશથી સૃષ્ટિદેવીના ચાતુર્યનો ઘોષ કરે છે. ઋષિના શિષ્યોએ આશ્રમમાં અને આશ્રમની આસપાસ રોપેલા, પૂર્ણ પ્રેમથી પાણી પાઇને ઉછરેલા, અપત્યવત્ રક્ષેલા સુગંધ અને શોભાના ભરથી યુક્ત અનેક વૃક્ષો કલાદંડી માનવીમાયાવી શું શું કરી શકે છે તેનો કંઇક ચિતાર આપે છે. નેત્રને ઉત્સવરૂપ બનેલા એ વૃક્ષો વાયુવેગથી હાલતી પોતાની સુકુમાર શાખાઓરૂપ હસ્તથી તે આશ્રમમાં પ્રવેશવાનું નિમંત્રણ અતિથિને કરી अतिथिदेवो भव એ શ્રુતિને કૃતિમાં મૂકતાં જણાય છે. આશ્રમનું બંધારણ પ્રેમરૂપ દિવ્ય તત્ત્વઉપર રહેલું સ્પષ્ટ જણાય છે. સૂર્યાસ્તપહેલાં વિશ્રાંતિની એક બે ઘટિકા ઋષિઓને મળે છે તે તેઓમાંના ઘણા આશ્રમના પ્રાણીઓના સહવાસમાં બહુધા ગાળે છે. સુદૃઢ શરીરવાળા કેટલાક શિષ્યો આશ્રમમૃગોસાથે દોડવાની સરત કરે છે. અતિવિશ્રંભને લીધે ઘરના મનુષ્યજેવા થઇ રહેલા એ મૃગો પ્રથમ તો જાણી જોઇને પોતાની સ્પર્ધા કરનાર તરુણોથી પકડાઇ જાય છે, પણ પછી પોતાનો ઉગ્ર વેગ જણાવી તે તરુણોને સંદેશો કહેતા જણાય છે કે, જોયો અમારો વાસ્તવિક વેગ ! શ્રીઅમિતવર્ચા ઋષિના પ્રભાવથી આટલા વેગથી અમે ઉન્નતિશિખરપ્રતિ ગતિ કરીએ છીએ. આ જન્મમાં અમે મૃગો છીએ, પણ ફાળ મારી અમે સત્વર મનુષ્યત્વ, દેવત્વ, અને ઈશત્વ પામીશું. પીયૂષપ્રવાહા નદી શિષ્યોનો પક્ષ ગ્રહણ કરી તે મૃગોને ઉત્તર દેતી સંભળાય છેઃ "હે મૃગો ! જય છે તમારો. પણ અભિમાન ધરશો નહિ. મારા વેગપ્રતિ દૃષ્ટિ કરો. આ આશ્રમમાં રહી આ ઋષિશિષ્યો જે સત્કર્મપરંપરા આચરે છે તેના ફળપ્રતિ વેગને સૂચવનાર મારો પ્રવાહ છે. જો તમારામાં સામર્થ્ય હોય તો મારાઉપર આ જે તણખલું તરે છે તેની સ્પર્ધા, તીરઉપર રહી, કરો."

અહિંસાનો મહિમા તમારે જોવો હોય તો જરા લક્ષ કરો—આશ્રમ આગળ પડેલા કૂતરાતરફ. પગે કાંટો વાગવાથી તે નિરુપાયસરખો પડી રહ્યો છે, અને તે કાઢવાના તેના તેના સઘળા પ્રયત્નો નિષ્ફલ ગયા છે. તેની આ દશા જોઇ એક બિલાડી દૂરથી દોડતી આવે છે. તમે એમ ધારતા હશો કે કૂતરો બિલાડીઉપર તરાપ મારી તેના પ્રાણ લેશે. પરંતુ અહિંસાનો મહિમા તમારી ધારણાને ભૂલભરેલી ઠરવે છે. સ્નેહાળ મહેનની પેઠે

નીચે વળી બિલાડી પોતાની જીભને આમ તેમ ફેરવી હરિ કાઢે છે, અને કૂતરો ગતગ્રથ થઈ વૈદ્યોપચારમાં નિસર્ગસિદ્ધ પાટવવાળી પોતાની ભગિનીને લાંગૂલચાલનાદિ અનેક ચેષ્ટાઓથી પોતાનો આભાર સૂચવે છે. ઉતરતાં પ્રાણીઓવચ્ચે જ્યારે આ પ્રકારનો સંબંધ છે ત્યારે મનુષ્યમનુષ્યવચ્ચે અને ગુરુશિષ્યવચ્ચે સંબંધનું તો કહેવું જ શું ?

પ્રત્યેક શિષ્ય બીજા શિષ્યોને પોતાના પ્રાણસમાન પ્રિય ગણે છે, અને મહર્ષિ અમિતવર્ચાને તે સર્વ પોતાના અંતર્યામીની મૂર્તિ, પરમેશ્વરના પ્રતિનિધિ અને પ્રાણના અધિપતિરૂપે અવલોકે છે. આશ્રમમાં ૫૦૧ શિષ્યોની સ્થિતિ છે, છતાં કોઇને કોઇપ્રતિ દ્વેષ નથી, કોઈનું અંતઃકરણ કોઇપ્રતિ અસૂયાથી બળતું નથી, કોઇ કોઇનું અનિષ્ટ દેખી પ્રસન્ન થતું નથી, કોઇ કોઇનો માર્ગ રોધતું નથી, કોઇ કોઇના ઉચ્ચ અધિકારથી ગ્લાનિ અનુભવતું નથી, કોઇ કોઇના ઉતરતા અધિકારથી અભિમાન, સંતોષ કે પ્રસન્નતા સેવતું નથી, કોઇ કોઇનું કાર્ય કરવામાં પછાત પડતું નથી અને કરીને કદી બતાવતું નથી, કોઇ કોઇને અપેક્ષિત સાહાય્ય આપવામાં પ્રમાદ કરતું નથી, કોઇ કોઇને વિઘ્નનો લેશસરખો ઉપજાવતું નથી, અજાણતાં પણ ભૂલ થયે કોઇ કોઇપ્રતિ ક્ષમા માગવામાં લઘુતા સમજતું નથી, કોઇ કોઇને પોતે જાતે ક્ષમા આપવારૂપ અભિમાન ધારણ કરતું નથી, કોઇ કોઈપ્રતિ વિષાદયુક્ત મુખમુદ્રાથી કદાપિ જોતું નથી, કોઇ કોઇના પદાર્થ અન્યાયથી ગ્રહણ કરવા વિચારતું નથી. સખ્ય, સ્નેહ અને સહિષ્ણુતાની પ્રૌઢિએ શિષ્યો આ પ્રમાણે પહોંચેલા છે. અમિતવર્ચા ઋષિને તેઓ માત્ર ગુરુરૂપે માનતા નથી, તેઓ તેમના ગુરુ છે, ઉપર કહ્યા પ્રમાણે પ્રાણેશ છે અને ઈશ્વરના પ્રતિનિધિ છે, માતા છે, પિતા છે, સખા છે, અને ભ્રાતા છે. અર્થાત્ શુદ્ધ પ્રેમના પોરણઉપર બંધાયલા સર્વ સંબંધોનો અનુભવ અમિતવર્ચા પ્રતિદિન પ્રસંગે કરાવે છે. આ કારણથી આધ્યાત્મિક ઉન્નતિવિનાના જીવોને નિયમમાં રાખવા અર્થે જેમ રાજ્યમાં અધિકારીઓની યોજના કરવામાં આવે છે તેવી યોજના આ આશ્રમમાં કરવાની આવશ્યકતા રહેતી નથી. આ આશ્રમમાં નાગરિકસંસ્થા (પોલીસ) નું કાર્ય પ્રત્યેક શિષ્યનું અંતઃકરણ કરે છે, અને ફોજદારી ન્યાયાધીશનું કાર્ય મહર્ષિ અમિતવર્ચા કરે છે, અર્થાત્ શાંતિભંગના અસંભવને લીધે નાગરિકની આવશ્યકતા નથી, અને શિષ્યોને આચાર, વર્તનઆદિ સંબંધી જો કંઈ શંકા ઉદ્ભવે છે તો તેનું સમાધાન આશ્રમના સર્વવિદ્ અધિષ્ઠાતાતરફથી તેઓ મેળવે છે.

આશ્રમના અધિષ્ઠાતા મહામુનિને હવે નિહાળીએ. જાગ્રત્ દશામાં નેત્રને આત્માનું સ્થાન કહ્યું છે તે કેવું યથાર્થ છે! ઘણા મનુષ્યો બીજાની વાણીથી લોભાઇ અંતે પશ્ચાત્તાપ કરે છે, પરંતુ નેત્રભાષા ઉકેલવાનું સામર્થ્ય જો આવ્યું તો એ પ્રમાણે ઠગાવાના પ્રસંગો અતિન્યૂન આવે છે, અને મનુષ્યસ્વભાવની પરીક્ષા સમીચીન રીતે થઇ શકે છે. શ્રીઅમિતવર્ચાનાં નેત્ર અદ્વિતીય છે. નિર્મલ દર્પણની પેઠે તે તેમના આત્માનું યથાર્થ પ્રતિબિંબ પાડે છે. તેમનું અતિતેજસ્વિપણું તેમના જિતેન્દ્રિયત્વને અને અંતરાત્માના સંગને સૂચવે છે. તેમના દીર્ઘ અપાંગ, બીજાં લક્ષણોસાથે લેતાં, સિદ્ધિસંભ્રમનો ઘોષ કરે છે. તેમાં કર્કશતાનો અંશ નથી, પણ વિલક્ષણ પ્રભાથી મિશ્રિત દ્રવ રહેલો છે તે તેમના વાત્સલ્યના મહિમાનું પ્યાપન કરે છે, તેમનું સ્થૈર્ય મન અને પ્રાણ એ બે અશ્વોઉપર તેમના પૂર્ણ નિગ્રહનો નિર્દેશ કરે છે. સ્મિતની છાયાથી અંકિત તેમની મુખમુદ્રા પ્રસન્નતાપરત્વે પૂર્ણ શશાંકને લજાવે છે અને જણાવે છે કે દશ્યપ્રપંચને કૂચાસમાન

સમજી દર્શિસ્વરૂપ રસમય નિજાત્માના સાક્ષાત્કારથી તેઓ આત્મતૃપ્ત અને યથાર્થ રસિક બન્યા છે. તેમની ગતિઉપરથી સમજાય છે કે વાવાઝોડાથી મેરુ મહીધરનું ચલન થાય તો વિષયસંનિકર્ષથી તેમના ચિત્તમાં ક્ષોભ થાય. પ્રસંગે પ્રસંગે વિલક્ષણ રીતે નેત્રનિમીલન કરવાની તેમની યુક્તિ સ્પષ્ટ બોધ કરે છે કે વ્યવહાર કરતાં પણ કૂર્મની પેઠે પ્રત્યાહાર કરવો એ તેમને મન સહેલની વાત છે. વાયુની અતિમંદ લહરીમાં પણ ફરફર ઉડતા, મખમલકરતાં પણ સુંવાળા કેશ તેમનું અતિ અત્યંત મતિસૌક્ષ્મ્ય, તથા શિષ્યવર્ગપ્રતિ, મનુષ્યપ્રતિ, પ્રાણિમાત્રપ્રતિ, વિશ્વપ્રતિ તેમનું અપરિમિત કારુણ્ય સૂચવે છે. ચરણશુશ્રૂષાકાળે શિષ્યના હસ્તતલવડે સેવાયેલી તેમની પદપ્રભાનું ક્ષણ પણ પ્રેક્ષણ કરવાથી નેત્રનું સાર્થક્ય થાય એમ છે. સ્વલ્પમાં કહીએ તો શ્રીઅમિતવર્ચા ઋષિ પ્રેક્ષકને એવું ભાન કરાવે છે કે તેમની સંનિધિમાં બ્રહ્મ આનંદ, આત્યંતિક તૃપ્તિ, અષ્ટ સિદ્ધિ, નવ નિધિ, મૃગપતિની નિર્ભયતા, ભાગીરથીની પવિત્રતા, પ્રભાકરનો પ્રકાશ, સુધાંશુની અમૃતવૃષ્ટિ, અંભોધિની અગાધતા, વટવૃક્ષછાયાની શીતલતા, મેરુની ગંભીરતા, અવકાશની સર્વગતતા એ સર્વની અવસ્થિતિ છે. હૃદયપુંડરીકની મધ્ય કર્ણિકામાં જેમ જીવાત્માની સ્થિતિ છે તેમ આશ્રમના મધ્યમાં મહામુનિ અમિતવર્ચા શિષ્યરૂપ વિભૂતિથી પરિવેષ્ટિત રહે છે. આવું તેમનું દૈવી સ્વરૂપ હોવાથી તેઓ વેદાન્તદૃષ્ટિથી તેમના શિષ્યોના જ્ઞેય છે, યોગદૃષ્ટિથી તેમના ધ્યેય છે, અને ભક્તિની દૃષ્ટિથી તેમના સેવ્ય છે એમાં શું આશ્ચર્ય છે! ઈશ્વર છે કે કેમ-એવી શંકા કોઈ પણ શિષ્યને થતી નથી, કારણ કે ઉક્ત ઈશત્વથી યુક્ત પુણ્યમૂર્તિ સર્વના સમક્ષ જ છે.

શિષ્યો બ્રાહ્મ મુહૂર્તે ઉઠી આવશ્યક દેહકાર્યથી પરવારી પીયૂષપ્રવાહાના હૃદયમહહર સ્વચ્છ જલમાં સ્નાન કરી સંયમસાધક ક્રિયાઓના આચરણમાં એક પ્રહર ગાળે છે. અમિતવર્ચા મહાત્મા પણ કર્તવ્યાતીત અવસ્થાને પ્રાપ્ત છતાં અને વિધિનિષેધાતીત હોવા છતાં જનતાને શુદ્ધાચારનું ઉદાહરણ આપવાઅર્થે, શિષ્યોના ધ્યેય છતાં શિષ્યસમાન આચારોને સેવે છે. ધ્યાનના અવસાને શિષ્યો વેદમંત્રોવડે શ્રીઅમિતવર્ચાનું અર્ચન કરે છે. તે થયા પછી શિષ્યો ગુરુશ્રીના પ્રસાદરૂપ ફલાહાર ગ્રહણ કરે છે, મધ્યાહ્નનો કાળ મહાત્મા બહુધા એકાંતમાં વ્યતીત કરે છે, અને શિષ્યો આશ્રમના આવશ્યક કર્તવ્યથી પરવારી શાસ્ત્રપરિશીલન, સંભાષાલાપઆદિ ક્રિયાઓમાં ગાળે છે. શ્રીઅમિતવર્ચા કોઈ કોઈ સમયે અણધાર્યા આવી પહોંચી આ શિષ્યસભાને વિભૂષિત કરે છે. આવા કોઈ પ્રસંગે શિષ્યસમાજ ભરાયો છે, અને નીચે પ્રમાણે બહુ સંબંધવિનાનું પરંતુ બોધયુક્ત સ્નેહસંભાષણ ચાલી રહ્યું છેઃ

અનિમેષ કહે છેઃ આ જગતમાં પૂજ્યત્વ શા ઉપર અવલંબી રહ્યું હશે?

સ્વયંજ્યોતિ કહે છેઃ આ પ્રશ્નનું એક ઉત્તર આપી શકાય એમ નથી. વ્યવહાર અને પરમાર્થ એ બે દૃષ્ટિથી પૂજ્યત્વનાં અવલંબન પણ દ્વિવિધ હોવાં ઘટે છે. કેમ યથાર્થ કેની, સ્થિરપ્રાણ!

સ્થિરપ્રાણ કહે છેઃ યથાર્થ છે. પરમાર્થપક્ષે પૂજ્યત્વ અંતઃકરણના ઉચ્ચ અધિકારઉપર અવલંબી રહે છે. જેણે ઉચ્ચતમ જ્ઞાન સંપાદન કર્યું છે, બ્રહ્મ મોક્ષની કલા આણી છે, પરમાત્માની અનન્ય ભક્તિમાં જેનું અંતર રમે છે એવો જ્ઞાની, યોગી અને ભક્ત પુરુષ પરમાર્થદૃષ્ટિથી પૂજ્ય છે. વ્યાવહારિક પૂજ્યત્વવિષે બધું દ્વાદશાંગમાં પોતાના અભિપ્રાયથી આપણને આનંદ આપશે.

દ્વાદશાત્મા સસ્મિત કહે છેઃ પરમાર્થને મધુર રસ પીને પચાવી પાડી વ્યવહારનો ખારો રસ બંધુ સ્થિરપ્રાણે મારે માટે રાખ્યો તેથી મારે તેમને ધન્યવાદ આપવો ઘટે છે. ખારા રસની પણ શું વ્યવહારમાં આવશ્યકતા નથી ? આપણે તો ફલાહારી છીએ, અને બીજાઓ જેવું લવણ વાપરે છે તેવું વાપરતા નથી, તોપણ ફલમાં પણ ક્ષારાંશ રહેલો છે, અને તે રાસાયણિક ઉપચારોથી પૃથક્ પાડી શકાય છે એ સિદ્ધ વાત છે. અર્થાત્ આપણે સર્વ પણ ક્ષારભોક્તા હોવાથી તે રસ પિરસતાં મને સંકોચ થતો નથી.

પૂર્ણપ્રજ્ઞ કહે છેઃ અહો ! કલિયુગમાં પિરસનારાઓનું પણ કેવું વાક્ચાતુર્ય હોય છે !

દ્વાદશાત્મા કહે છેઃ બંધુ પૂર્ણપ્રજ્ઞ ! શ્રીઅમિતવર્ચા ગુરુના ચરણકમલની છાયામાં રહેતા તમને કલિયુગની પ્રતીતિ થાય છે તેથી હું તમને પ્રજ્ઞાચક્ષુ કહેવા જતો હતો, પરંતુ તમારૂં અપમાન ન થાય માટે હું તમને પૂર્ણપ્રજ્ઞ જ કહીશ. વારુ, વ્યાવહારિક પૂજ્યત્વનો વિષય મને સોંપ્યો છે તો પ્રથમ તો લક્ષ્મીસમૃદ્ધિજન્ય પૂજ્યત્વ છે. લક્ષ્મીના પ્રભાવનું ચિન્તનમાત્ર કરવાથી यतो वाचो निवर्तंते એ શ્રુતિપ્રમાણે મારી વાણી વિરમી જાય છે, બુદ્ધિ બહેર મારી જાય છે, અને કલ્પના કુંઠિત થઇ જાય છે, તેથી હું અત્ર જ વિરમું છું. બંધુ પૂર્ણપ્રજ્ઞ ઉત્તર પૂર્ણ કરશે.

પૂર્ણપ્રજ્ઞ કહે છેઃ શ્રી એ વણિક્નું ચિહ્ન છે, તેથી બંધુ દ્વાદશાત્માએ વણિગ્દૃષ્ટિનો આશ્રય લઇ ઉત્તર આપ્યું છે એમ કહ્યા વિના ચાલે એમ નથી. વિવિધ શાસ્ત્રાદિ વિદ્યાઓ અને વિવિધ કલાઓની પ્રાપ્તિથી સિદ્ધ થતું બ્રાહ્મપૂજ્યત્વ શું વ્યવહારમાં અગ્રિમ સ્થાને મૂકવા યોગ્ય નથી ?

ઉગ્રાભ્યાસ કહે છેઃ મૂકવાયોગ્ય છે જ, અને શું વિદ્યુતના ચમકારાજેવી અસિના પ્રયોગથી સંપાદન કરવામાં આવતું ક્ષાત્રપૂજ્યત્વ બીજી પદવીએ સ્થાપવા યોગ્ય નથી ?

સિદ્ધતથ્ય કહે છે, બંધુ ઉગ્રાભ્યાસે વર્ણવેલું પૂજ્યત્વ બહુ ઉંચી પંક્તિનું છે. સ્મૃતિકારના કહેવા પ્રમાણે

द्वाविमौ पुरुषौ लोके सूर्यमण्डलभेदिनौ ।
परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हतः ॥

યોગી અને વીરપુરુષ બંને સૂર્યમંડલને ભેદી અતિક્રમણ કરે છે. ત્રીજે સ્થાને શ્રીજન્ય પૂજ્યત્વ મૂકીએ તો ચોથું સ્થાન બાકી રહે છે, તે સ્થાન વયોજન્ય પૂજ્યત્વને આપવા હું ધાર્ષ્ટ્ય ધરૂં છું. શૂદ્રોમધ્યે જ તારતમ્યનો નિર્ણય કરવામાં વય ઉપયોગી છે એમ સ્મૃતિકાર કહે છે, પરંતુ વ્યવહારમાં સર્વ વર્ણોમાં અહર્નિશ શ્રેષ્ઠ વયની અધિક સંમાનનીયતાના સંસ્કારો એવા પ્રબલ હોય છે કે ઘણી વાર તો તે ચોથા સ્થાનને બદલે પ્રથમ સ્થાને આવી બેસે છે.

એકાંતપ્રિય કહે છે, આ વિના સત્તાજન્ય પૂજ્યત્વઆદિ પૂજ્યત્વના અનેક વિભાગો પાડી શકાય, પરંતુ વીરત્વ, પરાક્રમ, સત્તાઆદિ ગુણો ક્ષાત્રપ્રકૃતિના અંગભૂત હોવાથી તેને પૃથક્ પાડી વર્ણવવા આવશ્યક નથી.

સહસ્રાંશુ કહે છેઃ સત્તાની વાર્તા ચાલે છે તો, મારા અંતરમાં જે પ્રશ્ન ઘણા સમયથી ઘોળાયાં કરે છે તે કાઢવાનો આજે યોગ આવ્યો છે. યોગીશ્વર આપણા ગુરુશ્રીનું ઐશ્વર્ય અપરિમિત છતાં તેઓ તેને કોઈ દિવસ કેમ પ્રકટ કરતા નથી ?

આ વાક્ય પૂર્ણ થાય છે કે તરત જ પાદુકાનો ખડખડાટ શ્રવણગોચર થાય છે. શ્રીઅમિતવર્ચા મહાત્મા સંભાષણશાળામાં પધારે છે. (અપૂર્ણ.)

# व्यापारादिमां केवी रीते विजय मेळववो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૬૮ થી. )

યોગ્ય પ્રકારની ક્રિયા કોઇ પણ વસ્તુના મૂલ્યને વધારે છે. યથાર્થ વિજય એનો અર્થ એ જ છે કે તે વસ્તુના મૂલ્યની નિત્ય વૃદ્ધિ થતી રહેવી. મનુષ્યે બનાવેલી વસ્તુમાટે જ આ પ્રકારનું સમજવાનું નથી, પરંતુ મનુષ્યને પોતાને માટે પણ એ જ પ્રકારે સમજવાનું છે.

કોઇ પણ વસ્તુની જેમ જેમ અધિક ઉપયોગિતા પ્રકટતી જાય છે, તેમ તેમ તેની કીંમત વધારે અને વધારે પ્રમાણમાં મળતી જાય છે. જગત્ સારી વસ્તુઓ જ માગતું હોય છે, અને તેની પ્રાપ્તિમાટે વધારે પ્રમાણમાં ખર્ચ કરવાને તે તૈયાર છે. પરંતુ બલવાન્ અને બુદ્ધિવાળી માનસિક શક્તિઓ જ ઉત્તમ પદાર્થો બનાવી શકે છે.

અમુક પ્રકારનો પ્રયત્ન જ અમુક પ્રકારની વસ્તુઓ પ્રકટાવે છે. જો કે તે વસ્તુઓનું મૂલ્ય, તે વસ્તુ તૈયાર કરવામાં મનુષ્યના વિવિધ પ્રકારના સામર્થ્યનો જેટલા પ્રમાણમાં ઉપયોગ થયો હોય છે તેના ઉપર જ મુખ્ય આધાર રાખે છે. અધિક સંખ્યામાં બનાવેલી સામાન્ય પ્રકારની વસ્તુઓ મનુષ્યને ધાર્યો વિજય આપી શકતી નથી. અદ્વિતીય પ્રકારની વસ્તુ બનાવવામાં જ વિજયનો આધાર રહેલો છે, અને તે વસ્તુના ગુણ (Quality ) તથા પ્રમાણ ( Quantity ) ની સાથે તેનું અદ્વિતીયપણું હોવું જોઇએ. આ પ્રકારે વસ્તુ ઉપજાવવામાં મનુષ્યના વિશાળ મનનું તેમાં ક્રિયાત્મકવિધાન ( તે વસ્તુ પ્રકટાવવામાં જે પ્રકારની ક્રિયા કરવી જોઇએ તે ક્રિયાને કામે લગાડવી તે ) થવું જોઇએ. મનુષ્યમાં જે ઉત્કૃષ્ટ શક્તિવાળું મન છે તેને કામે લગાડીને શારીરિક કે માનસિક જે કંઇ ક્રિયા કરવાની હોય તે કરવામાં આવે, અને એ રીતે જે વસ્તુ બનાવવામાં આવે તેના વડે જ વિજયની સિદ્ધિ થાય છે.

તેમ છતાં જેમનામાં આવી ઉચ્ચ પ્રકારની શક્તિવાળું મન ન હોય તેવાને વિજય પ્રાપ્ત થવાનો જ નથી, એમ માની બેસવાનું કશું કારણ નથી. મનુષ્યમાં રહેલી એ કાર્યસાધકતાની શક્તિને અસામાન્ય પ્રમાણમાં વધારી શકાય છે. આ સંબંધમાં મનુષ્યમાં કેવા પ્રકારની કાર્યસાધકતાની શક્તિ મનુષ્યને પ્રાપ્ત છે તે જાણવું, અને તેનો પૂર્ણ ઉપયોગ કરવો એ ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. પ્રત્યેક મનુષ્યમાં કોઇ ને કોઇ શક્તિ તો રહેલી હોય છે, પરંતુ તે કઇ છે તેનું ચોકસ જ્ઞાન તે મનુષ્યને ન થવાને લીધે ઘણી વખતે તેનામાં રહેલી એ મુખ્ય શક્તિઉપર એ અલક્ષ કરે છે, અને તેનામાં જે નથી તેને માટે પારવિનાના ફાંફાં માર્યા કરે છે. આ કારણ પણ ઘણાં મનુષ્યને વિજય ન અપાવવામાં નિમિત્તરૂપે હોય છે.

જેના પરિણામમાં ધારેલી ફતેહ મળે એવા પ્રકારનું કામ કરવામાં, તે કામની યોગ્ય અને સહાયક એવી ક્રિયાઓ કરવી જોઇએ. અને તે ક્રિયાઓ પણ સામાન્ય પ્રકારની

નહિ પરંતુ અત્યંત ઉચ્ચ પ્રતિની થવી જોઈએ. એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે મૂળ કાર્યને તોડી પાડે અથવા તેમાં વિઘ્ન ઉપજાવે એવી કશી ક્રિયા ન થતાં મૂળ કાર્યની રચના થવામાં જે સર્વ પ્રકારે ઉપયોગી થઈ પડે એવી જ બીજી ક્રિયાઓ થતી રહેવી જોઇએ. પરંતુ મનુષ્ય પોતાનો પ્રયત્ન એવા પ્રકારે કરે કે જેથી તેનું પ્રત્યેક કાંઇ પણ મહત્વવાળું ફળ ઉપજાવે, તેને માટે તે મનુષ્યમાં કોઇ સવિશેષ સામર્થ્યની અપેક્ષા છે. એ પ્રકારના સામર્થ્યની જેનામાં ન્યૂનતા છે તેની ક્રિયાઓનો મોટે ભાગે દુર્વ્યય થતો હોય છે. તેના પ્રયત્નોના વ્યાપારો ઉંધે માર્ગે જ વહેતા હોય છે. આથી કોઇ પ્રકારનું જાણવા જેવું ફળ મળતું નથી. પરિણામી વસ્તુમાં જે ગુણ ( Quality ) ઉપજાવવો જોઇએ તે એ કાર્યો ઉપજાવી શકતાં નથી. જે ક્રિયામાં કાર્યસાધકકૌશલ્ય ( ability ) નથી રહ્યું તે ક્રિયા કાંઇ પણ વાસ્તવિક મૂલ્યવાળા ફળને પ્રકટાવી શકતી નથી. આમ હોવાથી પૂર્વે જણાવ્યા પ્રમાણે ઉત્તમ પ્રતિની વસ્તુઓ બનાવવાથી જ વિજય મળતો હોવાથી જેણે વિજય પ્રાપ્ત કરવો છે તે મનુષ્યને માટે કાર્યસાધકકૌશલ્યની શક્તિની અનિવાર્ય અગત્ય છે.

તમારા વ્યાપારને લગતા કૌશલ્યનો વિકાસ કરવાને માટે, તમારામાં તે વ્યાપાર કરવાનું હાલ જે કૌશલ્ય હોય તેનો સર્વોત્તમ પ્રકારે ઉપયોગ કરો, તથા તેનો પૂરેપૂરો ઉપયોગ કરો. અને તમારા તે કૌશલ્યનો વિકાસ કરવામાં તમારા સમયનો બને તેટલો વધારે ભોગ આપો. તે વિકાસને અનુકૂળ જે જે સાધનો હોય તેને આગ્રહપૂર્વક પ્રાપ્ત કરી તેના ઉપયોગવડે તે કૌશલ્યનો તમારામાં વધારો કરો.

તમને જોઈએ તેટલો પગાર મળતો હોય કે ન મળતો હોય, અથવા તમારા કાર્યનો બીજી કોઇ રીતનો બદલો જોઇએ તેવો મળતો હોય કે ન મળતો, તોપણ તમારામાં રહેલી કાર્ય કરવાની જે શક્તિ અથવા કુશળતા ( Talent ) છે તેનો તમારા કાર્યમાં નિઃસંકોચપણે ઉપયોગ કરો તમને વધારે સારો પગાર મળે ત્યારે જ તમારી કાર્ય કરવાની જે ઉચ્ચ પ્રકારની કુશળતા છે તેનો ઉપયોગ કરવાનું તમે ધારતા હો તો તેમ કરવાથી તમે વધારે પગાર કે બદલો કદી મેળવી શકવાના નથી; અને ઉલટી તમારી તે શક્તિ તમારામાં પડી પડી ઘસાઇ જવાની.

તમને પ્રાપ્ત કાર્યસાધકતાનો પૂરેપૂરો ઉપયોગ કરવાથી, તમારામાં જે કાંઈ સર્વોત્તમ છે તેને પ્રકાશમાં આણીને તમારી એ કાર્યસાધકતાનો તમારામાં વિશેષ વિકાસ કરો છો એટલું જ નહિ, પરંતુ જેઓ તમને જાણે છે, તેઓને તમે સિદ્ધ કરી આપો છો કે તમે કોઇ વધારે મોટી પદવીને લાયક છો, અને એવી લાયકાતવાળા મનુષ્યોની જ્યાં ત્યાં અનિવાર્ય અગત્ય હોવાથી, તમે નિઃસંશય તમારી યોગ્યતાપ્રમાણે ઉચ્ચપદ મેળવી શકશો.

તમારી વાણીના ફડાકાથી નહિ પણ કાર્ય કરીને સિદ્ધ કરી બતાવો કે તમે અમુક કાર્ય કરવામાં એક્કા છો. એ પ્રકારે કરવાથી આગળ વધવામાં તમને અનેક તક-પ્રસંગ આવી મળે છે.

નોકરીને બદલે તમે કાંઈ વ્યાપાર કરતા હો તોપણ તમારે માટે આ જ નિયમ લાગુ પડે છે, અને તેમાં કશો જ અપવાદ હોતો નથી. જગતને સારી વસ્તુઓ જોઇએ છે, તમે તે ઉપજાવો, અને તમે શું ઉપજાવી શકો એમ છે તે જગતને જાણવા દો. તમારો વ્યાપાર ધુમ ચાલશે.

જ્યાં ઉત્તમ પ્રકારની નોકરી હોય છે ત્યાં મનુષ્યો દોડી જાય છે. તમારામાં રહેલી કાર્યસાધકતાની શક્તિનો સર્વોત્તમ અને પૂરેપૂરો ઉપયોગ કરીને તે નોકરીની લાયકાતવાળા થાઓ. એ કાર્ય તમારી પાસે પુષ્કળ વ્યાપારને આકર્ષી લાવશે.

મનુષ્યે અત્યંત લક્ષ આપવા યોગ્ય વિષય વ્યાપારને સિદ્ધ કરવાની કુશળતાનો વિકાસ કરવો એ છે. આ ખાસ પ્રકારની શક્તિનો વિકાસ થવાની શાસ્ત્રીય પદ્ધતિઓનો શોધ થયેલો હોવાથી, એ વિષયઉપર આપેલું સતત લક્ષ અત્યંત ઉપયોગી થઇ પડે એમ છે.

જેઓ કોઇ પણ બાબતમાં અદ્વિતીયસરખા થયા નથી, અને તેથી કરીને અદ્યાપિ કશો પણ વિજયી મેળવ્યાવિનાના જ છે, તેમણે આથી નિરાશ થવાનું કશું કારણ નથી. શરીરમાં સ્નાયુઓનો વિકાસ કરવો એ જેમ શક્ય અને સરળ છે તે પ્રકારે વ્યાપારિક કાર્યસાધકતાની વિરલ શક્તિને પ્રકટાવવી એ પણ તેટલી જ શક્ય અને સરળ છે.

આપણી વર્તમાન સ્થિતિમાં મનુષ્યના લૌકિક અભ્યુદયમાં વ્યાપારિક કાર્યસાધકતા એ અત્યંત મુખ્ય વિષય છે. જીવની સંપૂર્ણ કૃતકૃત્યતા વ્યાપારની સિદ્ધિમાં જ રહી છે એમ નથી. પરંતુ વ્યવહારને સાધવામાં તથા દેહનિર્વાહનાં સાધનને અર્થે તેની અગત્ય પણ ઘણી છે. જ્યાં સુધી વ્યવહારદશામાં રહીને વ્યવહારની ધુરા ખેંચીએ છીએ, ત્યાં સુધી તે વ્યવહાર બને તેટલો સરળ અને સુખજનક થાય એ કરવાની પણ આવશ્યકતા છે. વળી જે વિજયની કળા આપણને પ્રાપ્ત છે તેમાં જાણીને નિષ્ફળતાનો અનુભવ કરવો અને દુઃખનાં રોદડાં રડયા કરવાં, એથી કંઇ વિશેષ નથી. વિજય કેમ સિદ્ધ કરવો એ આપણે જાણીએ છીએ, તેથી આપણે આપણાં સુખને અર્થે, વ્યવહારસિદ્ધિની જેટલા પ્રમાણમાં આપણને અગત્ય છે તેટલા પ્રમાણમાં એ જ્ઞાનનો ઉપયોગ કરીને જાણેલી કળાને વાપરીને તેમાંથી ધારેલો લાભ ઉપજાવી લેવો જોઇએ, અને તે જ્ઞાનને થોડા ઘણા પ્રમાણમાં ન વાપરતાં આપણા સઘળા સામર્થ્યપૂર્વક વાપરીને તેમાંથી અધિક લાભ થોડા સમયમાં મેળવી લેવો જોઇએ.

વર્તમાન સમયમાં કાર્ય કરવાની જે શક્તિ તમને પ્રાપ્ત છે તેનો સંપૂર્ણ અંશથી ઉપયોગ કરવાની સાથે વિશેષમાં એ કરવાનું છે કે મનને એ જ સ્થિતિમાં રાખ્યા કરવું. એમ કરવાથી તમને હાલ જે કાર્ય કરવાની શક્તિ પ્રાપ્ત છે તેનો યોગ્ય ઉપયોગ થવાને લીધે તે વિશેષ તેજસ્વી બનતી રહેવાની અને તેની સાથે તમારા મનને જોડેલું રાખવાથી તેમાં પણ વિકાસ થતો રહેવાનો. જેવી રીતે સ્નાયુને યોગ્ય પ્રકારનો વ્યાયામ આપવાથી તે સ્નાયુનું કદ અને તેના સામર્થ્યમાં વૃદ્ધિ થાય છે, તેવી રીતે તમારામાં રહેલી કાર્ય કરવાની શક્તિનો યોગ્ય ઉપયોગ કરવાથી તે શક્તિ, તેના કાર્ય કરવાના સમયમાં જ વધારે બલવત્તર થતી જશે.

તમારી એ કાર્ય કરવાની શક્તિને તમારા મનની અનુકૂળ સ્થિતિમાં રાખીને તેની સાથે રહીને ઉદ્યમ કરવા માટે કર્તવ્ય એ છે કે તમને જે પ્રાપ્ત કાર્ય હોય તે તમારૂં હિત કરનાર છે, તમારી ઉન્નતિમાં તે સહાયક છે એવા પ્રકારનો તેમાં ભાવ સ્થાપીને પછી તે કર્તવ્ય આનંદથી કરવું. તમારૂં કાર્ય એક બોજારૂપ છે, માથે પડયું છે તે જેમ તેમ કરીને પૂરૂં કર્યું એટલે છૂટયા, આ નોકરીની ૭ કે આઠ કલાકની કેદ ભોગવવી

તે ભોગવશો એવા પ્રકારના કંટાળાવાળા વિચારોપૂર્વક કોઇ કાર્ય ન કરશો, ઉપર કહ્યું તેવા જ પ્રકારનો અનુકૂળ ભાવ નિરતર તમારા મનવડે તમારા કાર્યમાં રાખ્યા કરજો. તમારા વિચારમાં તમારા કાર્યને ત્રાસરૂપે ન રાખતાં પ્રીતિના વિષયરૂપે, રાખજો. અને આ વિચારને તમારા મનમાં એવી રીતે દઢાવજો કે જ્યારે જ્યારે તમને તમારા કર્તવ્યનું સ્મરણ થાય ત્યારે ત્યારે તે કર્તવ્ય તમારી પ્રગતિઅર્થે જ છે એવું તમને સ્મરણ રહે.

આ પ્રકારના ભાવપૂર્વક કાર્ય કરવાથી તમે તમારા કર્તવ્યની સાથે એવા પ્રકારના સબધવાળા થશો કે પછી જે કંઇ કાર્ય તમે કરશો તે સર્વ કાર્ય તમને સ્થાયી વિજય આપનાર જ થઇ પડશે. આટલા જ અગત્યની બીજી વાર્તા આની સાથે એ લક્ષમાં રાખવાની છે કે જ્યારે તમે તમને પ્રાપ્ત કાર્ય તમારી જ પ્રગતિનું સાધક છે એવા પ્રકારના વિચારો રાખો તેની સાથે એ પ્રગતિના વિચારો એવા તો બળપૂર્વક કરવા કે જેથી તમારૂં કાર્ય તેનાથી ઉત્તેજિત બને. પ્રગતિના વિચારના આત્માની સાથે તમારૂં કાર્ય એવું તો એકરૂપ બને કે જેથી તે કાર્ય કરવામાં તમને અત્યંત ઉત્સાહ અને આનંદ રહે. આમ થવાથી તમારૂં કાર્ય શીઘ્રતાથી આગળ વૃદ્ધિ પામતું જશે એટલું જ નહિ પરંતુ એથી પણ અધિક ઉત્તમ કાર્ય કરવાને તે તમને શક્તિમાન્ કરશે અને અધિક ઉત્તમ કાર્ય કરવાને શક્તિમાન્ થવું એનો અર્થ જ એ કે તમારી અખંડ ઉન્નતિ થવી.

* * * * *

**શ્રદ્ધા અનેક મહાન્ કાર્યો કરે છે.** ઉચ્ચતર પ્રાપ્તવ્ય તથા ઉચ્ચતર ભૂમિકાની સિદ્ધિ એ જ વાસ્તવ વિજય છે. આ પ્રકારનો વિજય જે મનુષ્ય સિદ્ધ કરવા માગે છે તેને માટે શ્રદ્ધા એક અત્યંત અનિવાર્ય અગત્યની વસ્તુ છે. કોઇ પણ મનુષ્ય કોઇ પણ બાબતમાં થોડી પણ શ્રદ્ધાવિના કદી જ આગળ પગ કાપી શક્યો નથી તેમ જ જે અત્યંત સમર્થ પુરુષો થઇ ગયા છે તેમનામાં મુખ્ય વસ્તુ બીજી કોઇ જ નહોતી પણ અત્યંત પ્રમાણમાં શ્રદ્ધા હતી.

શ્રદ્ધાનું જે અર્થમાં અહિં ગ્રહણ કરવામાં આવ્યું છે તેનો અર્થ એવો નથી કે કોઇ પણ વસ્તુસંબધી કંઇ માનવુ. શ્રદ્ધા એ મનની એક સ્થિતિવિશેષ છે-કોઇ પણ વસ્તુની પ્રાપક ( મેળવી આપનાર ) સ્થિતિવિશેષ છે. શ્રદ્ધા એ મનુષ્યમાં રહેલી એક એવી વસ્તુ છે કે જે મનુષ્યનાં બંધનોને ત્રોડે છે, જે અનેક ઉચ્ચ પ્રાપ્તવ્યને સિદ્ધ કરે છે, અનેક મહાન્ શક્યતાઓને રચે છે, અને એ શક્યતાઓની સિદ્ધિ કેવી રીતે થાય તેનું અંતરથી જ્ઞાન પ્રકટાવે છે. આપણા વર્તમાન સમયમાં અને આપણી વર્તમાન સ્થિતિમાં અમુક વસ્તુ શી રીતે આપણે મેળવી શકીએ તેનું જ્ઞાન શ્રદ્ધા ઉપજાવે છે, અને તેનાં સાધનોપ્રતિ આપણને દોરી જાય છે.

અધિક પ્રમાણમાં વિજય સાધવાને માટે દીર્ઘદષ્ટિની ખાસ અગત્ય છે. અને જેને મનુષ્યો વિશાળ મગજ કહે છે તેવું હોવાની જરૂર છે. અર્થાત્ અમુક સમયે અમુક જ કરવુ અને તે યોગ્ય પ્રકારનું જ હોય, એવું જાણવાની જે આંતરદષ્ટિ તેની અગત્ય છે. આવી જે આંતર્દષ્ટિ તે શ્રદ્ધાવિના બીજું શું છે ?

જ્યારે ઉચ્ચ વસ્તુમાં તમારી શ્રદ્ધા પ્રકટેલી રહે છે, ત્યારે તમારૂં અંતઃકરણ જે કંઈ ઉચ્ચ છે તેના જ સામર્થ્ય અને તેના જ આત્મામાં પ્રવેશ પામે છે, તેની સાથે જ તમારૂં અંતઃકરણ સંબંધવાળું થાય છે. એ પ્રકારે થવાથી એ ઉચ્ચ વસ્તુને તમે પ્રાપ્ત કરો છો. આ ઉપરથી એ સરળપણે સમજાય એમ છે કે શ્રદ્ધાની કક્ષામાં રહીને જે અંતઃકરણ વિવિધ વ્યાપારો–ક્રિયાઓ–કરે છે, તે અંતઃકરણે ઉચ્ચ વસ્તુની પ્રાપ્તિ થાય ત્યાં પર્યંત કદીપણ હારી ન જતાં કાર્ય કરવું જ જોઇએ.

શ્રદ્ધા વિચારની વિશુદ્ધિની વૃદ્ધિ કરે છે, અને મનને તેજસ્વી બનાવે છે. કારણ કે શ્રદ્ધા મનને તેની ઉચ્ચ ભૂમિકામાં સ્થાપેલું રાખે છે–ઉચ્ચ ભૂમિકાનું જ તેને અખંડ ભાન કરાવ્યા કરે છે. એ ઉચ્ચ ભૂમિકામાં ઉત્કૃષ્ટ બુદ્ધિ અવશ્ય કરીને રહેલી છે.

આપણામાં અપ્રકટરૂપે ઉચ્ચ કક્ષાવાળાં અને અધિક સામર્થ્યવાળાં જે તત્ત્વો રહેલાં છે તેને શ્રદ્ધા જાગ્રત્ કરે છે, અને પ્રત્યેક દિશામાં આપણા જ્ઞાનનો વિસ્તાર કરે છે. તેમ થવાથી મનની વિશાળતા થાય છે, મનના સામર્થ્યોમાં વૃદ્ધિ થાય છે અને કાર્યસાધકતાનાં અધિક ઉચ્ચ તત્ત્વો પણ આપણને આવી મળે છે.

વર્તમાન સમયમાં મનુષ્યને જે કંઇ પ્રાપ્ત છે, તેમાંથી તેના સર્વોત્તમ અંશને શ્રદ્ધા બહાર પ્રકટ કરે છે. જે મનુષ્યને તેના પોતાનામાં શ્રદ્ધા છે તે મનુષ્ય સર્વ સમય ઉત્તમ અને ઉત્તમ ભૂમિકામાં જ રહ્યા કરે છે, અને પોતાનામાંથી ઉત્તમતાને જ બહાર પ્રસાર્યા કરે છે. તેનો ઉદ્યમ ગમે તે પ્રકારનો હોય તોપણ તે નિમિત્તનું કર્તવ્ય તે સર્વોત્તમ પ્રકારે જ કરે છે. અને જે મનુષ્ય તેના પ્રાપ્ત કાર્યને સર્વોત્તમ પ્રકારનું કરે છે, તે મનુષ્ય કાળે કરી જે કાર્ય તેના પ્રાપ્ત કાર્યકરતાં વધારે ઉત્તમ પ્રકારનું છે તે તેને અવશ્ય આવી મળે છે.

જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક કાર્ય કરે છે, અને જેને પોતાના કાર્યમાં શ્રદ્ધા છે, તે મનુષ્ય તે કાર્યમાંથી સર્વોત્તમ ફળ મેળવે છે. અધિક મહાન્ સાહસિક કાર્યો કરવાનો ઉત્સાહ પણ તેનામાં જાગ્રત્ થાય છે, અને પ્રત્યેક વસ્તુમાં તથા પ્રત્યેક મનુષ્યમાં તેની શ્રદ્ધા હોવાને અંગે, જ્યાં જ્યાં જે જે કંઇ સર્વોત્તમ છે તેની જ સાથે તે મનુષ્ય માનસ્ સંબંધથી જોડાયલો રહે છે. આ પ્રકારનું થવું એ અત્યંત અગત્યનું છે, કેમકે જે મન વધારે મહાન્ અને વધારે સારી વસ્તુમાં જ અખંડ એકાગ્ર–જોડાયેલું–રહે છે, તે હમેશાં વધારે મહાન્ અને વધારે સારી ક્રિયા જ અખંડિતપણે કર્યા કરે છે.

આ ઉપરથી વ્યાપારાદિમાં વિજય મેળવવાને માટે શ્રદ્ધાનું અંગ કેટલું ઉપયોગી, મહત્વનું અને આવશ્યક છે, એ સહજ સ્પષ્ટ થાય એમ છે.

( અપૂર્ણ. )

---

# ભયનો જય.



મનુષ્યમાં જ્યાં સુધી ભય નામના વિકારની વિદ્યમાનતા છે, તથા જ્યાં સુધી મનુષ્યને ભયભીત થવાનો સ્વભાવ રહેલો છે, ત્યાં સુધી તે મનુષ્ય કંઇ પણ સર્વોત્તમ કાર્ય કરી શકવાને સમર્થ થતો નથી. પરંતુ સુખ, નિરામયતા, સ્વાતંત્ર્ય અને અર્થસિદ્ધિથી યુક્ત એવું સુંદર જીવન ગાળવાની પ્રત્યેક મનુષ્યની ઇચ્છા હોવાથી ભયનો નિઃશેષ જય કરવાને માટે તેણે તત્કાળ પ્રવૃત્ત થવું જોઇએ.

મનુષ્ય સામર્થ્યવિનાનો છે એમ નથી, અને તેથી જે કંઇ તે ધારે તે ન કરી શકવાનું પણ તેને કશું જ કારણ નથી. પરંતુ તેનામાં રહેલા વિવિધ પ્રકારના વિકારો તેના સામર્થ્યને શોષી લેતા હોવાથી જ્યારે ત્યારે તે સામર્થ્યથી ખાલી ખં હોય એમ તેને પોતાને સમજાય છે. સામર્થ્યની વૃદ્ધિ ત્રણ પ્રકારથી થાય છે: ૧ નવીન સામર્થ્યને પ્રકટાવનાર વિવિધ ઉપાયો અથવા ક્રિયાઓ કરવાથી, ૨ પ્રાપ્ત સામર્થ્યનો સર્વોત્તમ પ્રકારે ઉપયોગ કરવાથી, અને ૩ પ્રાપ્ત સામર્થ્યનો વિવિધ કારણોથી થતા ક્ષયને અટકાવવાથી.

આ ત્રણમાં પણ ત્રીજો પ્રકાર ઉંધે રીતે વપરાતાં તે સર્વથી અધિક હાનિકારક થઇ પડે છે. મનુષ્ય એવાં અનેક કારણોને અહોરાત્ર ઉપજાવે છે કે જે તેના બળનો નિરંતર અત્યંત પ્રમાણમાં ક્ષય કર્યાં કરે છે. સામર્થ્યની વૃદ્ધિ કરનાર મનુષ્ય પ્રથમ બે પ્રકારોને સાધ્યા કરતો હોય, પરંતુ ત્રીજા પ્રકારતરફ જો તે બેદરકાર હોય છે તો તે દળી દળીને કુલડીમાં વાળવા જેવું થાય છે. કેમકે ત્રીજા પ્રકારસંબંધી રાખેલી અસાવધતા તે મનુષ્યે પ્રાપ્ત કરેલા સઘળા સામર્થ્યનો, ઘાસની ગમે તેટલી મોટી ગંજીમાં પડેલી માત્ર અગ્નિની એક ચીણગારી તમામ ઘાસને ભસ્મસાત્ કરી દે છે, તેમ જોતજોતામાં ક્ષય કરી નાંખે છે.

કાણા ગજવામાં જેમ પૈસા રહેતા નથી, ફુટેલા પાત્રમાં જેમ જળ રહેતું નથી, અને તળીયાવિનાના માટલામાં અનાજ રહેતું નથી, તેમ જેનામાં વિકારોની પ્રબળતા છે તેનામાં સામર્થ્ય રહેતું નથી. ભય એ વિકાર છે, અને તે જ્યાં સુધી મનુષ્યમાં છે ત્યાં સુધી તે ગમે તે કરવાના સામર્થ્યને મેળવી શકતો નથી. ભય નવીન સામર્થ્ય ઉપજવા દેતો નથી, અને પ્રાપ્ત સામર્થ્યનો નાશ કર્યા કરે છે. આવી સમર્થ હાનિથી બચવાને માટે ભયનો જય કરવાનું સાધન મેળવવું અને તેને સિદ્ધ કરવું એ મનુષ્યમાત્રને અનિવાર્ય અગત્યનું છે.

વિકાસ થતો અટકવો, એ મનુષ્યને પ્રાપ્ત થતાં સઘળાં દુઃખોનું વાસ્તવિક મૂળ કારણ છે. અને એ તો સ્પષ્ટ જ છે કે જ્યારે મનુષ્ય પોતાનાથી બનતું સર્વોત્કૃષ્ટ પ્રકારનું કર્તવ્ય કરવામાં ચુકે છે કે તત્કાળ વિકાસ થતો અટકે છે; તેથી પોતાનાથી બનતા સર્વોત્કૃષ્ટ કર્તવ્ય કરવાની વચમાં જે કંઇ આડખીલીરૂપે આવતું હોય તેનો મનુષ્યે તત્કાળ

ઉચ્છેદ કરવો જોઇએ. આ પ્રકારના આડખીલીરૂપે આવનાર અનેક કારણો છે, પરંતુ તેમાં પણ ભયનું અસ્તિત્વ એક અત્યંત અગ્રણીપદ ભોગવે છે.

સ્વભાવથી અત્યંત સામર્થ્યને પ્રાપ્ત મનુષ્યોને તેમનાં તે સામર્થ્યનો સર્વોત્તમ પ્રકારે સર્વોત્તમ કાર્યનિમિત્ત ઉપયોગ કરતાં, આ ભયે અટકાવ્યા છે, મનની અન્ય અનેક પ્રતિકૂળ સ્થિતિકરતાં મનુષ્યના મહાબળનો ક્ષય કરવામાં, અને તેમની મહત્તા દર્શાવવાના પ્રસંગે તેના ઉપર પાણી ફેરવી મૂકવામાં આ ભયે કોઇ રીતે પાછી પાની કરી નથી એ અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ થઇ શકે એમ છે.

અને તેની સાથે એ પણ સિદ્ધ થઈ શકે એમ છે કે મનુષ્યને અનેક પ્રકારના વ્યાધિ ઉપજાવનાર, વિઘ્ન પ્રકટાવનાર તથા દુર્દૈવ લાવનાર બીજાં અનેકકારણો કરતાં ભય એ મુખ્ય છે. તેથી ભયનો જય કરવામાં કંઇક અસામાન્ય વસ્તુને સિદ્ધ કરવાની કુંચી રહેલી છે, એ તત્કાળ જણાઇ આવે છે. કંઇ નહિં તો ભયનો જય મનુષ્યને એકાએક કોઇ ઉચ્ચ કોટિઉપર લાવી મૂકે છે, કોઇ અદ્ભુત અભયપદપર સ્થાપી દે છે.

યાજ્ઞવલ્કયસરખા અત્યંત સમર્થ તત્ત્વવિદ્ પુરુષે જનકપ્રતિ કહ્યું છે કે **अभयं वै जनक प्राप्तोऽसि** હે જનક ! તું અભયપદ પામ્યો છે.—એ સહજ સ્પષ્ટ કરે છે કે ભયનો જય થવાથી મળતું જે અભયપદ તે મહામૂલ્યવાન્ અને અત્યંત સ્પૃહણીયપદ છે. યાજ્ઞવલ્કયસરખાને પણ જ્યારે એ પદ અત્યંત મહત્વવાળું જણાયું છે તો પછી તેમાં કંઈ અપૂર્વત્વ હોવું જોઇએ એમાં શી શંકા ? અને આ વચનવડે અભયના માહાત્મ્યને સૂચવી પ્રત્યેક સુખેચ્છુએ અભયપદ અવશ્ય પ્રાપ્ત કરવા યોગ્ય છે, એમ યાજ્ઞવલ્કયે લક્ષણા કરાવી છે.

ભયનો કામચલાઉ નાશ કરનારા માર્ગો તો અનેક મળી આવે, પરંતુ તેનો નિઃશેષ લય કરવાને માટે પ્રથમ તેને પ્રકટવાનાં મૂળ કારણોનો વિચાર કરવો જોઇએ. એ આદિ કારણનો પણ બહુ વિચારપૂર્વક નિર્ણય થયો છે. તેને આ શબ્દોમાં કહી શકીએ કે વર્તમાન સમયવિનાના અન્ય સમયનું ચિંતન, ભવિષ્યના સબંધમાં આપાતતઃ જણાતી અનિશ્ચિતતાના વિચારને લીધે મનની થતી એક સ્થિતિવિશેષ તે ભય છે. જો મનુષ્યને એમ સમજાય કે ભવિષ્ય જેવા પ્રકારનું આપણે ઇચ્છીશું તેવા પ્રકારનું જ થશે, અર્થાત્ જે કંઇ જોઇશે તે ભાવિમાં અવશ્ય આવી મળશે તો પછી ભય થવાનું કશું જ કારણ તેને રહેતું નથી. પરંતુ તેની અનિશ્ચિતતા આપણા મનમાં ક્ષોભ પ્રકટાવે છે. મનનો આ વિચારોસાથે નિત્ય સંપર્ક રહે છે, અને તેથી જ આપણામાં વિવિધ પ્રકારની ભયોત્પત્તિ થયા કરે છે. આથી ભયનો નાશ કરવાને માટે આ અનિશ્ચિતતાઉપર અંકુશ સ્થપાવો જોઇએ.

આ પ્રકારે થઇ શકવું સંભવિત છે, એ સમાચાર શું તમને આનંદજનક લાગતા નથી!

ભવિષ્યની અનિશ્ચિતતાનો વ્યામોહ અસંખ્ય પ્રકારનાં ભયનાં કારણો રચે છે, તેમાં પણ અત્યંત મુખ્ય કારણ મૃત્યુના ભયનું છે. મૃત્યુનો ભય લાગવામાં પણ મુખ્ય હેતુ એ છે કે ઇતર જન્મસંબંધી મનુષ્યને કેવળ અનિશ્ચિતતા હોય છે, તેનું તેને કશું જ ચોકસ જ્ઞાન નથી હોતું. પરંતુ વર્તમાન જન્મકરતાં ભવિષ્યનો અન્ય જન્મ કોઈ ઉચ્ચ અને અદ્ભુત પ્રદેશમાં પ્રવેશવાનું દ્વાર છે, એ પ્રકારનું મનુષ્યને નિશ્ચયપૂર્વક જ્ઞાન

થાય છે તોપછી તેને મૃત્યુનો વિચાર અત્યંત ભયજનક થઇ પડતો નથી.

આવતી કાલે કોઇ સુંદર ભવ્ય મહાલયના માલિક થઇ તેમાં આપણે નિવાસ કરવા જવાનું છે એ દૃઢ જ્ઞાન આપણને આજના ખરાબ ઘરને ત્યજવામાં જરા પણ ભય ઉપજાવતું નથી, પણ ઉલટો આનંદ ઉપજાવે છે, તે જ પ્રમાણે વર્તમાન જન્મકરતાં ભવિષ્યનો જન્મ સર્વ પ્રકારે વધારે ઉત્તમ આવવાનો એની જો આપણને પૂર્ણ ખાતરી થતી હોય તો પછી મૃત્યુનો આપણને આટલો ભય નહિ લાગવાનો.

ભયનું બીજું કારણ વિપત્તિ છે. થોડા અથવા ઘણા પ્રમાણમાં મનુષ્યમાત્રને વિપત્તિનો ભય લાગે છે. કારણ કે તેમાંથી તે સરલપણે ઉગરી શકશે કે નહિ, તેનું તેને જ્ઞાન નથી, તેમ જ એ વિપત્તિથી સર્વાંશે સદા બચવાને માટે શું કરવું તેનું પણ તેને નિરંતર જ્ઞાન હોતું નથી. આ જગતના પદાર્થોના અશાશ્વતપણાને લીધે મનુષ્યને દારિદ્રનો પણ ભય રહ્યા કરે છે. મનુષ્ય અન્ય મનુષ્યોને ધનહીન થતા તથા અણધાર્યાં દુર્દૈવને પ્રાપ્ત થતા જુએ છે, અને તેથી તેને એમ ભય થાય છે કે કોઇ કાળે આપણી પણ આવી દશા નહિ થાય તેની શું ખાતરી ? પરંતુ આવા પ્રતિકૂલ સંજોગોઉપર મનુષ્ય જો પોતાનું સ્વામિત્વ મેળવે છે, તો આ સંબંધમાં પછી તેને ભય થતો નથી એટલું જ નહિ, પરંતુ એ પ્રસંગને તે જુદી જ દૃષ્ટિથી જોઇ શકતો હોવાથી તેને એ સંબંધમાં અનુભવ પણ ભિન્ન પ્રકારનો જ થાય છે. પણ મુખ્ય વાર્તા એ છે કે પ્રતિકૂલ પરિસ્થિતિઉપર સ્વામિત્વ સ્થાપવાની કલાનું મનુષ્યને સ્પષ્ટ જ્ઞાન નથી, અને તેથી મનુષ્યોનો મોટો ભાગ ભવિષ્યમાં દુર્દૈવના ભયથી નિત્ય ધ્રુજતો અને મુંજતો જ રહે છે.

મનુષ્યને વ્યાધિનો પણ અખંડ ભય હોય છે, કારણ કે વ્યાધિના વિકટ અનુભવો મનુષ્યની દૃષ્ટિઆગળ નિરંતર તરવરતા હોય છે. વ્યાધિનાં ભયંકર ચિહ્નોને તે કયાંકીને કયાંકી નિત્ય જોતો હોય છે. ફલાણાને આવો વ્યાધિ થયો અને ફલાણાને અમુક પ્રકારનું ચિહ્ન પ્રકટયું, આવું તે સાંભળ્યા જ કરતો હોય છે. અને પ્રથમ જે સામાન્ય ચિહ્નરૂપે જણાતું હોય તે જ પરિણામે વધી વધીને તે મનુષ્યને કાળનો ગ્રાસ બનાવી દેતો સર્વ કોઇ જુએ છે.

આ વિના પણ બીજી અનેક બાબતો અને સ્થિતિએ મનુષ્યમાં થોડા અથવા ઘણા પ્રમાણમાં ભય પ્રકટાવે છે. અને તે પણ એક જ કારણને લઇને કે મનુષ્યને તેના ભવિષ્યનું જ્ઞાન નથી. ખરૂં જોતાં ભવિષ્ય સુધારવાના સામર્થ્યને મેળવવાનું જ્ઞાન નથી. ભવિષ્ય તો સારૂં વા ખોટું હોય, મનુષ્યને તેનું જ્ઞાન નથી. પરંતુ તેને ભય થાય કે કદાચ પાછળનું પણ હોય, કારણ કે તે જાણે છે કે પ્રથમનું અર્થાત્ સારૂં ભવિષ્ય પ્રકટાવવાનું તેનામાં સ્વતંત્ર સામર્થ્ય નથી. આથી સહજ સમજાય છે કે તાત્કાલિક આવી મળનાર ભાવિનું કેવળ અજ્ઞાન હોઈને તેની કેવળ અનિશ્ચિતતાને લીધે મનુષ્યને ભય પ્રકટેલો અને પ્રકટેલો રહે છે. મનુષ્ય હાલ જે કંઇ કરતો હોય છે તેનો શો એ પરિણામ આવશે, એ પણ તેને સ્પષ્ટ નથી, અને તેથી તે નિત્ય ભયની ભઠ્ઠીમાં શેકાયા કરે છે.

મનુષ્ય આજે જે કંઇ કરે છે તેવું તેણે પૂર્વે પણ કોઈ વખતે કર્યું હોય છે, તેણે નથી કર્યું હોય તો બીજા કોઇએ તેવું અથવા તેને લગભગ મળતું જ કર્યું હોય છે, અને

તેમાં તેણે કાં તો જાતે જ પ્રતિકૂલ ફળ પ્રકટતું અનુભવ્યું હોય છે અથવા અન્યને તેનું અનનુકૂળ ફળ મેળવતાં જોયું હોય છે. આથી આજે પણ તેને એ જ શંકા થાય છે કે આજના મારા કરેલા કૃત્યનો અનુકૂળ જ પરિણામ આવશે. તેની શી ખાતરી ? મોટે ભાગે મનુષ્ય આનું સંતોષકારક અને ખાતરીબંધ કશો જ ઉત્તમ મેળવી શકતો નથી. અને તે જ કારણ મનુષ્યને ભવિષ્યને માટે અખંડ ભયભીત રાખે છે.

બીજા કોઇ કારણથી નહિ પણ સર્વ પ્રકારની અનિશ્ચિતતાને જ જ્યાં ત્યાં જોવાથી મનુષ્યને ભય થાય છે, એ આ ઉપરથી જણાયા વિના રહે તેમ નથી. પરંતુ આ સ્થળે એ જ પ્રશ્ન થાય છે કે આવી અનિશ્ચિતતાને પ્રકટાવનારૂં કારણ તે કયું છે. મનુષ્યસરખા મનુષ્યને પણ જ્યાં ત્યાં આવી અનિશ્ચિતતા જ દેખાય છે તે શાથી ?

આ સંબંધમાં વિચાર કરતાં આ અનિશ્ચિતતાનું સ્થૂલ કારણ તો એક એ જણાય છે કે અમુક સમયે અમુક પ્રકારની સ્થિતિમાં અમુક રીતે અમુક ખોટો બનાવ બન્યો હતો; ભવિષ્યમાં એવું નહિ જ અને એવું કશું જ બળવાન્ કારણ નથી; આ પ્રકારનો વિચાર અથવા નિર્ણય લગભગ બધા જ મનુષ્યમાં પ્રકટતો રહે છે. અને તેથી જ જણાય છે કે મનુષ્યોના મોટાભાગને વર્તમાન સમયમાં ગમે તેવી સ્થિતિ હોય પણ કાલ ઉઠીને તે પલટાઇ જઈ વધારે ઉત્તમ પ્રકારની સ્થિતિ નહિં જ મળે એવો દૃઢ નિશ્ચય ઉઠતો નથી. તેને એની જરા પણ ખાતરી નથી. વર્તમાન સમયની સ્થિતિ ઉત્તમ પ્રકારની થયા વિના ભવિષ્યની સ્થિતિ ઉત્તમ પ્રકારની થાય એની તેને જરા પણ શ્રદ્ધા નથી. પરંતુ ભલે તેને તેવી ખાતરી ન હોય, છતાં તેથી એમ સિદ્ધ નથી થતું કે તેવી ખાતરી મળી જ શકે એમ નથી.

આમ હોવાથી ભયનો જય કરવાને માટે, ભવિષ્યને આપણે જેવું કરવું હોય તેવું કરી શકીએ એમ છે, ભવિષ્યમાં જેવા પ્રકારની અનુકૂળતા ઉપજાવવી હોય તેવી અનુકૂળતા તથા ધાર્યા પ્રમાણેના લાભ આપણે ઉપજાવી શકીએ એમ છે. વર્તમાનકરતાં આપણા ભાવિને અધિક ઉત્કૃષ્ટ કરી શકીએ એમ છે, અને આપણી સર્વોત્તમ ઉન્નતિને માટે આપણામાં રહેલાં સર્વ કારણોનો સાથે સાથે જ એકમેકપણે-ઉપયોગ કરી શકીએ એમ છે, એ પ્રકારના વિચારની સત્યતાને માટે ચોક્સ પૂરાવો ઉપજાવવો એ અગત્યનું છે. જનસમુદાય, આ માટેનું ખાતરીબંધ પ્રમાણ નહિં જ મળે એવું માનશે, કારણ કે તે ઉપરઉપરનું જોઇને જ અમુક નિર્ણયો બાંધી લેનારો હોય છે, અને ગમે તેટલો તોએ મનુષ્ય તે છેવટ મનુષ્ય અને તેથી તે પરાધીન, પરતંત્ર, દુર્બલ અને અસમર્થ છે- આવો વિચાર માનવ પ્રકૃતિ ( Human nature ) માટે જ બાંધી લીધો હોય છે.

પરંતુ કારણ અને કાર્યના મહાન્ સિદ્ધાંતને જેમણે જાણ્યો છે, તથા મનુષ્યના વાસ્તવ સામર્થ્યને જેઓ સમજે છે. તેઓ જાણે છે કે કોઈ પણ વસ્તુનો કેવળ ઉપરઉપરનો દેખાવ તે વસ્તુની અંદર રહેલા વાસ્તવ સત્યનું પ્રકાશન કરી શકતો નથી. તેમ તેઓ એ પણ જાણતા હોય છે કે મનુષ્યના સમગ્ર જીવનનું રૂપાંતર કરી નાખવાનું, તેના સમગ્ર સ્વભાવનું અને તેના ભાવિનું રૂપાંતર કરી નાંખવાનું-બદલી નાંખવાનું-સામર્થ્ય તે જ મનુષ્યમાં રહેલું છે.

આ જગત્ કશા પણ નિયત ધોરણવિના ગમે તેમ ચાલનારૂં જગત્ નથી.-પોપાબાઇનું જગત્ નથી. તેમ જ તેમાં બનતા બનાવો હાડનું બેસવું અને તાડનું પડવું જેવા નિષ્પ્રયોજન કે ગમે તેમ થતા નથી. જગતની ઉપરઉપરની સપાટીઉપર જ માત્ર દૃષ્ટિ નાંખતાં અને તેમાં અસ્તવ્યસ્તપણે થતા વિવિધ વ્યતિકરો, વ્યાપારો આદિ જોતાં મનુષ્યને એકાએક એમ લાગી આવે છે કે આમાં કશી પણ વ્યવસ્થા કરવી અને તેનું પુનઃ કોઇ પણ પ્રકારે બંદોબસ્ત કરવાનો પ્રયત્ન કરવો એ કેવળ નિરર્થક છે, પરંતુ મનુષ્ય સ્થિરતાથી જ્યારે વિચારે છે અને એ વાત શોધી કહાડે છે કે પ્રત્યેક પ્રતિકૂળ કાર્યો અથવા વ્યતિકરો કંઇ પણ પ્રતિકૂળ કારણના પરિણામેજ પ્રકટે છે અને તેવાં કારણોને પ્રકટાવનાર બીજું કોઇ જ નથી પરંતુ મનુષ્ય પોતે જ છે, ત્યારે તેને કોઇ બીજા જ દૃષ્ટિબિંદુથી નિર્ણય વગેરે કરવાની ફરજ પડે છે.

માનવપ્રજાના ગભરાટીયાં, ધંગધડાવિનાનાં અને ઉંધે માર્ગે વહેનારાં કાર્યોને લીધે જ જગતની સપાટીઉપર ગભરાટ, ગરબડાટ અને અંધાધુધી દેખાય છે. જેમ ઘરનાં માણસોની અવ્યવસ્થાને લીધે જ ઘરમાં ગરબડાટ અને અવ્યવસ્થા જણાય છે, તેમ જગત્માં અવ્યવસ્થા જણાવામાં એ જગત્માં રહેનાર મનુષ્યોવિના બીજું કોઇ નથી. પ્રત્યેક ઘરનો અંદરનો ભાગ, જેવા તેમાં રહેનાર હોય છે તેના સ્વભાવને અનુરૂપ જ હોય છે. ઘર ગમે તેવું સામાન્ય હોય અને તેની અંદરનો ઉપસ્કર ( સરસામન ) બહુ સામાન્ય પ્રકારનો તથા કશા પણ ખરચવિનાનો તેમ જ ઝાઝા મૂલ્યવિનાનો હોય, તોપણ તેમાં રહેનાર મનુષ્ય જો વ્યવસ્થાવાળો હોય છે, તો તે આખું ઘર વ્યવસ્થાવાળું, સ્વચ્છતાવાળું અને જ્યાં જે જોઈએ ત્યાં તે મૂકેલું હોય એવા પ્રકારની યોજનાવાળું હોવાનું. એથી ઉલટું અત્યંત સુંદર અને નવું તાજું ઘર અને તે પણ અત્યંત મૂલ્યવાન્ પદાર્થો ફરનીચર, વગેરેથી ભર્યું હોય, પરંતુ જો તેને અવ્યવસ્થાવાળા મનુષ્યને સ્વાધીન કરવામાં આવશે, તો પછી ત્યાં કોઇને ઉભું રહેવું પણ નહિ ગમે એવું ખરાબ રહેવાનું.

મારા જાણવામાં છે કે એક શ્રીમાનને ત્યાં વિલાયતથી અઢી ત્રણ હજાર રૂપૈયા ખરચીને સ્નાનગૃહ (Bath-room) સારીનો સુંદર સામન મગાવ્યો હતો. તે સામન આવ્યાને અઢીત્રણ મહિના નહોતા થયા, ત્યાં તો નહાવાના ટબઉપર અર્ધો અર્ધો આંગળ ધૂળ ચઢી હતી, અને તેના ઉપર પાણી પડવાને લીધે એ ધૂળના થર સાફ થવાને બદલે ઉલટા સખ્ત પ્રમાણમાં જામતા જતા હતા. આ શ્રીમાન્ અને એક નૃપતિમાં કશો ફેર નથી. કોટયવધિ ધન પ્રાપ્ત છે, અને નોકરોનું તેને ત્યાં કીડીયારૂં ઉભરાયલું રહે છે. તેના દેવગૃહમાં કંઇ નહિ તો પચીસ ત્રીસહજાર રૂપૈયાના પદાર્થો છે, છતાં ત્યાંની અવ્યવસ્થા પણ તેટલી જ છે. પૈસા ખરચવાનો ત્યાં તોટો નથી, પણ વ્યવસ્થાને નામે ત્યાં મોટું O છે. એનું કારણ બીજું કશું જ નથી પરંતુ તે ગૃહપતિનો વ્યવસ્થાનો સ્વભાવ નથી, અને તેથી ત્યાં અવ્યવસ્થાનું સામ્રાજ્ય પ્રવર્તે છે.

જગત્માં નાની અથવા મોટી સર્વ વસ્તુમાં જ્યાં ત્યાં આ જ નિયમ પ્રવર્તતો હોય છે. જગત્ અને જગતના નાના મોટા વિવિધ ભાગોમાં, જેના હસ્તક તે તે ભાગ હોય છે, ત્યાં તેવા પ્રકારનું સ્વરૂપ જણાય છે. અઘીણી રાજાના ગામની અને એક કુશળ સાવધાન નૃપતિના ગામની વ્યવસ્થા જોશો તો આ વાર્તાની સત્યતા સહજમાં સમજાશે.

જગતમાં સારી વસ્તુઓ સારાં કારણોમાંથી ઉત્પન્ન થાય છે, અને એથી વિપરીત વસ્તુઓ વિપરીત કારણમાંથી પ્રકટે છે, પરંતુ સારાં અથવા ખોટાં બન્નાં જ કારણો પ્રકટવાનું મૂળ જોશો તો તે એક જ–છે મનુષ્ય. મનુષ્ય ધારે છે તેવાં કારણો સર્જે છે, અને તેથી ભાવિની ચાવી તેના પોતાના જ હાથમાં છે.

જગતની ઘણીખરી સ્થિતિ બદલવાને માટે તેમાં વસતી માનવપ્રજાની ઘણીખરી સ્થિતિ બદલાવી જોઇએ. એકાએક આ વાર્તા અશક્ય લાગશે, અને તેમ છતાં તેમાં શક્યતા છે જ. મનુષ્યોને કંઇ કાળથી સારા થવાનું અને યોગ્ય પ્રકારના થવાનું કહ્યા કરવામાં આવે છે. 'સુધરો સુધરો' ના કાનના પડદા ફાડી નાખે એવા મોટા અવાજે કરવામાં આવે છે, 'ઉત્તમ પ્રકારના બનો! 'સર્વોત્તમ થાઓ' ના ઉપદેશોથી આખા જગતના વાતાવરણમાં પ્રકંપ ઉપજાવી મૂકવામાં આવે છે. પરંતુ મનુષ્યે તે પ્રકારના થવાને માટે શું કરવું, પ્રાપ્તસ્થિતિથી આગળ કેવી રીતે વધવું, તે સ્પષ્ટપણે કહેવામાં આવતું નથી. ખરૂં જોતાં મનુષ્ય હલકી સ્થિતિ ત્યજવાને અને ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે અત્યંત તત્પર છે. માનવજાતિના અભ્યુદયમાટે જે જ્ઞાન અને સત્યની અગત્ય છે, તેને અર્થે અનેક મનુષ્ય આતુરતાપૂર્વક પ્રાર્થના કર્યા જ કરતા હોય છે. આથી અગત્યનું છે તો એ જ છે કે જેની મનુષ્યોને ઇચ્છા છે તે વસ્તુ તેમને આપવી, તેનું જ્ઞાન તેમને પ્રાપ્ત કરાવવું; આમ થતાં જગતમાં રૂપાંતર થવાનો આરંભ થઇ જશે.

પૂર્વે કહ્યું તેમ જગત્ એ તેમાં વસતા મનુષ્યની ક્રિયાદ્વારા પ્રકટતું સાક્ષાત્ કાર્ય છે. એક વ્યક્તિગત જગત્ તે વ્યક્તિદ્વારા થતી ક્રિયાને અનુરૂપ હોય છે; તે ઉપરાંત જેની સાથે તે વ્યક્તિ (મનુષ્ય) સંબંધમાં આવે છે તે વ્યક્તિઓ અથવા જગતના અંશની ક્રિયાને અનુરૂપ હોય છે. એટલે મનુષ્યની સ્વતંત્ર ક્રિયા અમુક પરિણામ પ્રકટાવે છે, અને તેની જ સાથે તે પરિણામ પ્રકટવામાં જેના સંસર્ગમાં તે મનુષ્ય છે, તે જનસમુદાય પણ કારણરૂપ હોય છે. અર્થાત્ એ કારણોએ કરીને મનુષ્ય અમુક પ્રકારનું કંઇ પણ ઉપજાવે છે–કાર્યરૂપે પ્રકટાવે છે.

પરંતુ મનુષ્ય પોતાની ક્રિયા અથવા પ્રવૃત્તિના સ્વરૂપને પલટી શકે છે, અને તેની સાથે જગતના અર્થાત્ જેની સાથે તે સંબંધમાં આવે છે તેનાં કાર્યોને પોતાને અનુકૂળ રૂપમાં એવી રીતે ગ્રહણ કરી લે છે, અને પોતાની પ્રવૃત્તિની સાથે અનુકૂળપણે મેળવી લે છે કે જેના પરિણામે તે ધારે છે તે જ પરિણામોને સર્વ પ્રસંગમાં પ્રકટાવી શકે છે. અન્ય શબ્દોમાં કહીએ તો પ્રત્યેક મનુષ્ય પોતાના પ્રદેશમાં પોતાના સ્વતંત્ર જગતમાં જે કંઇ તે ઇચ્છે છે તે પ્રકટાવે છે, અને બાહ્ય જગતમાંથી તેના જગતમાં આવતી વસ્તુઓને પણ તે એવા પ્રકારે પલટાવી દે છે કે જે તેના સ્વભાવને તથા ક્રિયાને કેવળ બંધબેસતી થઇ રહે અને તેના પોતાના હિતને માટે તે જે કંઈ કરી રહ્યો હોય છે, તેમાં તે સહાયરૂપ થઈ પડે.

મનુષ્યના વાસ્તવ સામર્થ્યનું અને વાસ્તવ સ્વભાવનું જ્ઞાન પ્રાપ્ત કરવું એટલે એ જ કે જે કંઈ તેણે ઉપજાવવું છે તેનો તે જાતે જ નિર્ણય કરી શકે, અને તેની સાથે સંબંધમાં આવનાર જગતે તેના પોતાના હિતને માટે શું શું ઉપજાવવું જોઇએ તેનો પણ તે નિર્ણય કરી શકે, અર્થાત્ જગતની પાસેથી પોતાનું હિત થાય એવું શું અને કેવી રીતે

લેવું તેનો પણ તે જાતે જ નિર્ણય કરે આ પ્રકારની તેનામાં શક્તિ હોવી. આમ થવાથી તે મનુષ્ય પોતાની પ્રાપ્તસ્થિતિનો સંપૂર્ણ નિયામક થઇ રહે છે, અને આ સત્ય હોવાથી આ આખો વિષય કેવળ ગણિતશાસ્ત્રના કોયડાજેવો થઇ જાય છે.

જ્યારે આપણે ગણિતનો કોઇ દાખલો ગણતા હોઇએ છીએ ત્યારે તેના જવાબનો આપણે પહેલેથી ભય રાખતા નથી. જો આપણે તેના સિદ્ધાંતો જાણીએ છીએ, તો તેના પરિણામમાટે આપણને કશો ભય રહેતો નથી. જો આપણે કુશળ ગણિતશાસ્ત્રી હોઇએ છીએ તો આપણને નિશ્ચયપૂર્વક જણાય છે કે એનો ખરો જવાબ આપણે આણી શકીશું. એ જ પ્રમાણે જેને જે બાબતનું દઢ જ્ઞાન હોય છે તેને તેનો કશો ભય હોતો નથી. તેમ છતાં બીજાઓકરતાં વિશેષ એટલા જ કારણથી કે કુશળ ગણિતશાસ્ત્રી પણ તેની ગણનામાં કેવળ નિર્ભ્રાંતિ અને નિર્ભય હોતો નથી; તે માત્ર એટલી જ બાબતમાં બીજા કરતાં વિશેષ છે કે તે દાખલામાં જે નિયમોને લગાડવાના છે, તે તેને માત્ર ખબર છે. ગણિતશાસ્ત્રની સૃષ્ટિમાં જેમ એક ઠોઠ નિશાળીઓ રહે તેમ તે પણ રહેતો હોય છે. બીજી કશી રીતે બંનેમાં ભેદ નથી. ભેદ છે તે એટલો જ છે કે એકને ગણિતશાસ્ત્રના નિયમોનું જ્ઞાન છે, અને બીજાને નથી. કુશળ ગણિતશાસ્ત્રી ખરો જવાબ કહાડે છે-ખરો હીસાબ કરે છે-ગમે તેમ કરીને પણ તે ખરે ઠેકાણે આવી પહોચે છે. એ દાખલાનું ભવિષ્ય જેવું તેણે લાવવું ધાર્યું હોય છે તેવું જ લાવે છે. દાખલાના ભવિષ્યમાં તેણે ખરો જવબ લાવવો એ જ નક્કી કર્યું હોય છે, અને તેના નિયમોને જાણીને તથા તેનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરીને જે તેણે ધાર્યું હોય છે તે ફળ ઉપજાવે છે.

તે રહસ્યરૂપ છતાં તેનું સરળ રહસ્ય આ છે. દાખલો ગણવાને માટે કયા નિયમો લગાડવા તે તે જાણે છે, અને તે નિયમોને તે પ્રકારના પ્રત્યેક દાખલામાં લાગુ પાડે છે. અને તેના પરિણામે ખરો જવાબ ઉપજાવી કહાડે છે. આપણા નિત્યના જીવનમાં જે જે દાખલાઓ (પ્રસંગો) આવી મળે, તેનો ઉકેલ તે જ રીતે લાવવો જોઇએ. આપણા જીવનના પ્રસંગોરૂપ દાખલામાટે પણ ગણિતશાસ્ત્રજેવા નિયમો જ હોય છે. અને તેથી જીવનના તે નિયમોને જો આપણે ખરીરીતે વાપરીએ છીએ, તો તે દાખલાનો ઉત્તર આપણે ખરો જ લાવી શકીએ છીએ-આપણા જીવનના પ્રત્યેક પ્રસંગોમાંથી ધારેલો પરિણામ ઉપજાવી શકીએ છીએ.

(અપૂર્ણ.)

# वेदान्तनिबन्धमाला.

## ( २ )

### સાધનપ્રણાલિકા.

વેદાન્તશાસ્ત્રની આરંભભૂમિકામાં જે સાધનસંપત્તિને આવશ્યક માની છે તે સંપત્તિ મધ્યસ્થ દીપજેવી છે. જેમ ઉંબરાઉપર મુકેલો દીપ આગલા અને પાછલા બે ખંડને પ્રકાશ આપે છે, તેમ અધિકારિની સાધનસંપત્તિ થયેલી અને થવાની સંપત્તિઉપર પ્રકાશ નાખે છે. અધિકારિની વિવેકાદિ સાધનસંપત્તિ પણ એક ફલ અથવા કાર્યરૂપ છે અને પુનઃ નવીન તત્ત્વજ્ઞાનાદિ સંપત્તિના બીજ અથવા કારણરૂપ છે. આ પ્રમાણે વિવેકાદિ સાધનચતુષ્ટય પૂર્વભાવિ નિર્મલ પ્રયત્ન અને તેના સહકારિ હેતુઓની અપેક્ષા રાખે છે, અને વિવિદિષુની સ્થિતિથી પર વિદ્વાન્‌ની સ્થિતિ સિદ્ધ કરવામાં ઉત્તર પ્રયત્નની અને તેના સહકારિ હેતુઓની અપેક્ષા રાખે છે.

આપણા પ્રાચીન તત્ત્વચિંતકોએ સાધનોનાં જે સ્વરૂપો અને તેના પરસ્પર સંબંધો વર્ણવ્યા છે તે ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે કે વાસ્તવ સાધનસિદ્ધિ મન, બુદ્ધિ, અને શરીરના અવિરોધી વિકાસની અપેક્ષા રાખે છે. વેદાન્તની વિશુદ્ધદૃષ્ટિમાં સાધનો કંઇ છિન્નભિન્ન પ્રવાહ નથી, પણ પરસ્પર સંબદ્ધ નાડીવ્યૂહજેવાં છે. જેમ હૃદયસાથેના સંબંધમાં રહી નાડીઓ, ધમનીઓ અને રક્તવાહિનીઓ પોતપોતાના નિયત પ્રદેશમાં ધાતુઓનું શરીરમાં પોષણ કરે છે, અને સંબંધ છૂટતાં વેગથી એક દિશામાં રુધિરનું વહન થતાં શરીરની પ્રાણચેષ્ટા બંધ થાય છે, તેમ સાધનો પણ પરમપુરુષાર્થના ઉચ્ચગ્રાહસાથે સંબંધ રાખી પોતપોતાની પ્રાપ્ત મર્યાદાનું ઉલ્લંઘન કર્યાવિના પ્રવૃત્ત થાય છે, તો અવાન્તર સિદ્ધિઓસહિત સમગ્ર અધ્યાત્મજીવનને ઉજ્જવલ બનાવે છે, અને તે ઉચ્ચગ્રાહથી વિખૂટાં પડે છે તો એક દેશમાં વહન થતાં તેમનું બલ માત્ર અવાન્તર સિદ્ધિમાં જ ખપી જાય છે અને પરિણામે અધ્યાત્મજીવન શુષ્ક અથવા નષ્ટપ્રાય થઇ જાય છે. જેમ વ્યવહારમાં પણ કાર્યસિદ્ધિમાં દક્ષતાની જરૂર છે, તેમ પરમાર્થમાં પણ વિજયી થવામાં દક્ષતાની અપેક્ષા છે. સાધનોનો પરસ્પર સંબંધ નહિ જાણવાથી, અથવા જાણ્યા છતાં અવાન્તર સાધ્યના મોહમાં તણાવાથી, અથવા અમુક સાધ્યના મોહને લીધે તેના સાધનમાત્રપ્રતિ લક્ષ્ય રાખવાથી, અને ઇતર સાધનોની અવગણના કરવાથી પ્રાચીન અને અર્વાચીન કાલમાં એકદેશી રાક્ષસો પ્રકટ થાય છે, અને ઇતર દેશમાં વામનો જણાય છે. પરિપૂર્ણ કલાવાલા શ્રીકૃષ્ણચંદ્રજેવા મહાત્માઓનો જે અભાવ જણાય છે તે ઉપરના દોષોને લીધે છે.

સાધનોનો પરસ્પર સંબંધ હોવાથી સાધનોની પ્રણાલિકાઓ બંધાયેલી હોય છે, અને તે પ્રણાલિકાઓનો સંબંધ અપૂર્વ રસને પ્રકટાવનાર એક મોટા સરોવરસ્થાનીય ઇષ્ટશ્રીસાથે હોય છે.

સાધનના સ્વરૂપનો વિચાર કરતાં આપણને સ્પષ્ટ થાય છે કે સાધ્યના સ્વરૂપસાથે તેનો અસાધારણ સંબંધ હોવો ઘટે છે. એક એક સાધ્ય સિદ્ધ કરવા એક એક સાધન કદાચ પ્રસંગે પૂરતું હોઇ શકે, પરંતુ સર્વોપરસ્થાનીય પરમ સાધ્યને સિદ્ધ કરવામાં અર્થાત્ તેને પ્રાપ્ત કરવામાં અવાન્તર પ્રણાલિકાઓપ્રતિ લક્ષ કરવાની આવશ્યક્તા છે.

આપણા વિચારકોએ સાધ્ય બે પ્રકારનાં સ્વીકાર્યાં છેઃ ( ૧ ) વાસ્તવ પ્રાપ્તવ્ય અથવા અપ્રાપ્ત વસ્તુ, ( ૨ ) સિદ્ધ છતાં અપ્રકટ રહેલું પ્રાપ્તવ્ય.

વાસ્તવ સાધ્યને પ્રેયસ્ અથવા અભ્યુદય કહે છે; અને સિદ્ધ છતાં અપ્રકટ રહેલા પ્રાપ્તવ્યને શ્રેયસ્ અથવા મોક્ષ કહે છે. આ ઉભય પ્રાપ્તવ્યનો " સુખ " શબ્દમાં સમાસ થાય છે, અને તે સુખના સાતિશય અને નિરતિશય એવા બે ભેદ પડે છે. આ ઉભય સુખના વિરોધી દુઃખને પરિહાર્ય ગણવામાં આવે છે, અને તે દુઃખ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારનાં મનાય છે. સુખના આવિર્ભાવનાં તે પ્રતિબંધક છે અને તેથી તેના નિવારણની અપેક્ષા ઉભી રહે છે. નિરતિશય મોક્ષસુખના પ્રતિબંધકરૂપે અજ્ઞાનની જ ગણના કરી છે અને તેથી તે સુખનું વિરોધી દુઃખબીજ અજ્ઞાન છે, અને તેનું નિવારણ થયા પછી જેવી રીતે સાતિશય સુખના આવિર્ભાવમાં પ્રયત્ન કરવો પડે છે તેવી રીતે નિરતિશય સુખના આવિર્ભાવમાં પ્રયત્નની અપેક્ષા રહેતી નથી, આપ્રમાણે ઉભય પ્રકારનાં સુખ અને દુઃખની અનુક્રમે પ્રાપ્તિ અને પરિહાર કરવા ઉપાયોની વ્યવસ્થા કરી એક અખંડ અથવા પૂર્ણ જીવનને પ્રકટ કરવામાં અને તેવું જીવન વર્તમાન સમયમાં ગાળવામાં આપણા તત્ત્વચિંતકોએ કૃતકૃત્યતા માની છે, અને વ્યવસ્થાવિનાનાં જીવન ખંડ અથવા અપૂર્ણ જીવનરૂપ હોવાથી તેને પશુજીવનની ઉપમા આપી છે.

આપણા વેદશાસ્ત્રમાં આ સાધ્યને બે સંજ્ઞામાં વહેંચી નાંખ્યું છે. સાતિશય સુખના બીજભૂત પદાર્થને ધર્મ, અને નિરતિશય સુખના બીજભૂત પદાર્થને બ્રહ્મ કહી તે તે પદાર્થના સ્વરૂપને જણાવનારાં સાધનોની શ્રેણી વર્ણવવામાં આવી છે. સુખના વિરોધી દ્વંદ્વને અધર્મ, અને અજ્ઞાન એમ વર્ણવ્યું છે. સ્વલ્પમાં, સાતિશય સુખને જન્મ આપનારને ધર્મ કહે છે અને તેના વિરોધી દુઃખને જન્મ આપનારને અધર્મ કહે છે; તથા સ્વતઃસિદ્ધ નિરતિશય બ્રહ્માત્મસુખને પ્રકટ કરનાર હેતુને બ્રહ્મસાક્ષાત્કાર અને તેના પ્રતિબંધક હેતુને અજ્ઞાન કહે છે.

આ પ્રકારે ઉભય પ્રકારના સાધ્ય અને પરિહાર્યનો વિચાર કરી સાધનવ્યવસ્થા કરવાની રહે છે. ત્યાં ધર્મ જે સાતિશય સુખનો પ્રવર્તક છે તેનો આશ્રય કરવાનો આપણી આર્યભૂમિમાં જન્મથી જ અને વસ્તુતઃ ગર્ભાધાનસમયથી જ ઉપદેશ કરવામાં આવે છે. જે સમયમાં ગર્ભસ્થ બાલકનું મન અવ્યક્ત દશામાં હોય છે તે સમયમાં ધર્મપાલનનો બોજો માતાપિતાના ઉપર નાંખવામાં આવે છે; સ્તનંધયાવસ્થામાં પણ સંસ્કાર આપવાનું જોખમ માતાપિતાને શિર જ રહે છે; માત્ર ઉપનયનસંસ્કારપછી જ કિશોરાવસ્થામાં બાલકને પોતાના સ્વધર્મના પાલનની વિશેષ કર્તવ્યતા જણાવવામાં આવે છે. ગર્ભાધાનથી માંડી ઉપનયનપર્યંતના બાલકને અને વિવાહપર્યંતના કન્યાને આપવાના સંસ્કારો તેમના અવ્યક્ત મનને પોતાની પ્રાપ્ત સામગ્રીને જાગ્રત્ કરી તેના પૂર્ણ જીવનને અભિવ્યક્ત કરવાની યોગ્યતા અર્પનાર છે.

જેવડે વ્યક્તિનું અને સમાજનું ધારણ થઇ શકે છે તેવા ધર્મના વિશાલ લક્ષણમાં આર્યોએ ઘણી ઉદાર બુદ્ધિ વાપરી છે. તે ધર્મનું અસાધારણ લક્ષણ જે ક્રિયામાં ખરી રીતે યોજાયેલું જણાય તે ક્રિયાને ધર્મ સંજ્ઞા આપવામાં આર્યોએ સંકોચ ધર્યો નથી. આ તેમની ઉદાર ધર્મભાવનાના બળથી જ અનાર્ય:–દસ્યુ–દાસ-વર્ગને તેઓએ શૂદ્ર ગણી પોતાની વર્ણવ્યવસ્થામાં સ્થાન આપ્યું છે, અને હિંદુસ્થાનનો જ્યાં સુધી વિકાસક્રમ ઇતિહાસના પાનામાં સ્વાયત્ત રહ્યો ત્યાં સુધી તે વર્ણવ્યવસ્થા સારી રીતે ચાલી શકી, અને શૂદ્રોની હાલ જે કંઇ સુધરેલી દશા જણાય છે તે તે કાલની ઉદાર ભાવનાનું અનુમાન કરાવી શકે છે. મહાત્મા ગૌતમ બુદ્ધના સમયમાં જ્યારે તે વ્યવસ્થામાં બ્રાહ્મણોએ અસાધારણ તાણ કરી ત્યારે તે વર્ણવ્યવસ્થા તૂટી, શૂદ્રોએ પોતાની ઉન્નતિ સાધવામાં બ્રાહ્મણો અને વેદાદિની અવગણના કરી; અને પરિણામે મિશ્રપ્રજાનો ઉદય થયો. ત્યારપછી અલેકઝાન્ડરના યુદ્ધકાલપછી ગ્રીક પ્રજાનો સંબંધ; મગધના સામ્રાજ્યની ધુરા ચંદ્રગુપ્ત નામના શૂદ્રને હાથે જવાનો પ્રસંગ; અશોકની પરમ ઉદાર રાજ્યવ્યવસ્થા પછી કેવળ ધર્મપરાયણતાના માઠા પરિણામ, અમુક સૈકાંસુધી રાજ્યવિપ્લવ; સીથીઅન, હુન આદિ બાહ્યપ્રજાનું આગમન; અને નાનાં રાજ્યોનો ઉદય અને પરસ્પર વિગ્રહ; પ્રજાની રાજ્યવિપ્લવક્રમમાં નીતિભ્રષ્ટતા—આદિ અનંત આપત્તિના પરિણામમાં આર્યોની ચાર વર્ણની વ્યવસ્થા ભાગી પડી અને તેના સ્થાને નાતોનો ઉદય થયો. ત્યારપછી મુસલમાન રાજ્યનો લગભગ સાત આઠ સૈકાં સુધીનો કાલ અને અપવાદરૂપ અકબરઆદિ રાજાઓ વિનાના સઘળા રાજ્યકાલમાં મનની સ્વતંત્રતાનો અભાવ અને જૂલમના પરિણામમાં આર્યોની શરીર અને મનની અવનતિ અને વિદ્યાઆદિ વિકાસક હેતુઓના અભાવે ધર્માન્ધતા અને ધર્મની માત્ર આચારમયતા પ્રકટ થઇ. હાલના વ્યવસ્થિત રાજ્યસમયમાં આર્યોએ પોતાના પાછલા ઇતિહાસનાં પૃષ્ઠ ઉકેલી, પોતાની અવનતિનાં કારણોનો વિચાર કરી, વર્તમાન સમયને અનુકૂલ પોતાના ભવ્ય આર્યધર્મની પરિશુદ્ધિ કરી તેના મૂલ સ્વરૂપને જાગ્રત્ કરવાનું છે; તે કરવામાં પોતાના આર્યત્વનો લોપ કરવાનો નથી. પરપ્રજાના ગુણધર્મોને સ્વીકારવાના છે, પણ તેની ભૌતિક ઉન્નતિ આપનાર સુધારાથી વ્યામોહ પામી આચાર અને વિચારમાં સંકરતા પ્રકટ કરવાની નથી. આ પ્રકારની તે તે રાજ્યસમયને લઇ કરેલી સંકરતાને લીધે જ આપણી અનંત નાતો, બાલવિવાહ, સ્ત્રીકેળવણીનો અભાવ–ઇત્યાદિ અવનતિની નિસરણીનો આપણને વારસો મળ્યો છે. જાપાનાના રાજદક્ષ પુરુષોએ થોડા દિવસઉપર પશ્ચિમના સંબંધથી પ્રાપ્ત કરેલી ભૌતિક સંપત્તિથી વ્યામોહ નહિ પામતાં પ્રત્યેક જાપાનવાસીને રાજાતરફથી આદેશપૂર્વક જણાવવામાં આવ્યું છે કે તમારે શાંત અને સ્થિર સુધારણાના હિમાયતી રહેવું; ગૃહવ્યવસ્થામાં કરકસરવાળા રહેવું; માત્ર પોતાના અંતર્દીપની અને કર્તવ્યબુદ્ધિની પ્રેરણાને વશ વર્તવું; અને આચારમાં સરલ અને નિષ્કપટી થવું; તે સાથે સાદાઇઉપર લક્ષ રાખવું, અને ભપકો મારવાની વૃત્તિને દબાવવી. સ્વલ્પમાં વૈભવ ભોગવવાની વૃત્તિને તિલાંજલિ આપી, આવી પડતાં દ્વંદ્વોને સહન કરવાના બલને અર્થાત્ તિતિક્ષાને સિદ્ધ કરવી.

શરીર અને મનને આવા સાદા સદ્ગુણોની સિદ્ધિથી અલંકૃત કર્યા વિના વાસ્તવ ધર્મસિદ્ધિ કદી થતી નથી. વૈભવીવૃત્તિ અને વિદ્યા–એ બેનો સંયોગ વિલક્ષણ પુણ્યા-

તમામાં હોઇ શકે છે. ઘણેભાગે વિભવ અને વિનાશ, અને વિદ્યા અને નિર્મલ ચારિત્ર્યવાળી નિષ્કિંચનતા સંયુક્ત જોવામાં આવે છે. આપણી ત્રિમૂર્તિની ભાવનામાં ईशानः सर्वविद्यानाम्–એ મંત્રથી પ્રબોધાતા મહેશ્વરની બાહ્યશોભા દિગંબરતામાં જ રહેલી જણવી છે; કંઇ અખંડ રાસલીલા રમનાર વૈકુંઠવાસીમાં વર્ણવી નથી. કહેવાનું તાત્પર્ય એવું નથી કે બાહ્ય વૈભવથી કેસરપપ્પુની અથવા ભૂતિઆની પેઠે ભડકવું: અથવા મુખ્ય પ્રાપ્તવ્યની સિદ્ધિમાં ઉપયોગી સાધનોના ફલરૂપે આવતા તે વૈભવનો સ્વીકાર ન કરવો. તાત્પર્ય એ છે કે તે વૈભવથી વ્યામોહ નહિ પામતાં અંતઃકરણને અને શરીરને સાદા સદ્ગુણોથી અખંડ અલંકૃત રાખવા ભૂલવું નહિ, અને વૈભવવિનાની સ્થિતિને વારંવાર ભોગવવામાં અને ઇતરને તે સ્થિતિમાં ટેવાય તેવો પ્રબોધ કરવામાં સાવધ રહેવું.

શ્રેયઃસાધકે ઉપરના વિચારો ખાસ કરવાના છે, કેમકે તેઓએ પ્રેયસને પોતાનું મુખ્ય સાધ્ય માન્યું નથી. જેઓએ પ્રેયસને જ અર્થાત્ સાતિશય સુખને જ પોતાનું પરમ પ્રાપ્તવ્ય માન્યું છે તેઓ ઇન્દ્રભુવનના વિભવ મેળવવા પ્રયત્ન કરે, તેમાં નિષ્ફળ થાય અથવા સફલ થાય તોપણ તે શોભાપ્રદ છે. પરંતુ શ્રેયસને મુખ્ય ગણવું અને માત્ર પ્રેયસની ચોવીશ કલાક આરાધના કરવી એ ઘણું લજ્જાસ્પદ છે. જે પદવીનો સ્વીકાર કરી આપણા ઉચ્ચાગ્રહને વિશ્વમાં પ્રકટ કર્યો છે તે પદવીને અનુકૂલ પ્રવૃત્તિ ન કરવી, એ વિલાયત જઇ આવી ધોળકું ધોળનાર બારીસ્ટરજેવા છે. તેના કરતાં હિંદુસ્થાનમાં રહી ઉત્તમ વકીલ તરીકેની પદવી મેળવી નામ કાઢવું વધારે યોગ્ય ગણાય, કેમકે તેવા વકીલ જેવા સમાજના ઉપકારક થાય છે, તેવા પેલા વિલાયતી બારીસ્ટર થતા નથી. તેવી જ રીતે શ્રેયસમાં અમને વિશ્વાસ નથી; કદાચ હોય તોપણ ઇતર અધિકારીને અર્થે છે. અમારી તેમાં યોગ્યતા નથી માટે અમે તો પ્રેયસને જ ધર્મમર્યાદામાં રહી સાધીએ છીએ, એમ કહી પોતે શ્રેયઃસાધક નથી, એવું સ્પષ્ટ કહેવું એ નિષ્કપટ ભાવને પ્રકટ કરનાર છે અને તેથી તેવા પુરુષોને વધારે ધન્ય છે.

શ્રેયઃસાધકને પોતાની દૃષ્ટિઆગળ વધારે ઉત્તમ આદર્શની જરૂર જ નથી. તેઓએ પ્રસંગે સમગ્ર વૈભવથીયુક્ત છતાં તે વૈભવપ્રતિ દૃષ્ટિપાત પણ ન કરનાર; પ્રસંગે સમગ્ર બાહ્યઉપાધિથી વિરહિત કર્કશ તપશ્ચર્યાની પરાકાષ્ઠાનું ભાન કરાવનાર; પ્રસંગે સામાન્ય મનુષ્યો જે કાર્ય કરતાં લાજ પામે તેવાં કાર્ય પોતાના પ્રાણાત્મસ્વરૂપ શિષ્યોને અર્થે કરતા સ્મેર મુખને પ્રકટ કરનાર; અને પ્રસગે અવધૂત દશાનું ભવ્ય સ્વરૂપ જણાવનાર તેમના આચાર્યશ્રીની લીલાતનુનો તેમને એક સમયે સાક્ષાત્કાર થયો છે, અને તેની અનુવૃત્તિ શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનમાં તેઓ દક્ષમતિવાળા હોય તો જોઇ શકે તેમ છે. જેમની અનુભવમર્યાદા સંકુચિત છે તેમને જ અર્થે ઉપરનું લખાણ છે.

સાતિશય સુખના સાધનરૂપ ધર્મ પ્રવૃત્તિમય અને નિવૃત્તિમય એમ બે પ્રકારનો છે. ત્યાં પ્રવૃત્તિમય ધર્મ સર્વ દેશકાલમાં સ્વીકારાયેલો છે, અને તે ધર્મ કાં તો ઈશ્વરના અસ્તિત્વના સ્વીકારપૂર્વક અથવા તો ઈશ્વરના અનસ્તિત્વસ્વીકારપૂર્વક હોય છે. જ્યાં ઈશ્વરના સદ્ભાવના સ્વીકારપૂર્વક ધર્મનું બંધારણ નથી હોતું, ત્યાં ધર્મ માત્ર નીતિના શાસનમય હોય છે, અને તેને પાલન કરવાની અગત્યનો આધાર માત્ર આંતર દીપના પ્રકાશઉપર જ હોય છે. અમુક પ્રવૃત્તિ કર્તવ્ય છે કે કેમ તે સંબંધમાં અંતરાત્માનો આદેશ

અથવા કેળવાયલી કર્તવ્યબુદ્ધિનું શાસન જ પ્રમાણભૂત મનાય છે. આ પ્રકારના પ્રવૃત્તિમય ધર્મનું બંધારણ સુદઢ છે કે કેમ, તેની પરીક્ષા કરવાનો અત્ર અવકાશ નથી. માત્ર એટલું જ જણાવવું બસ થશે કે આપણી આર્યભૂમિમાં ધર્મનું બંધારણ કેવલ કર્તવ્યબુદ્ધિના શાસનઉપર રહેલું નથી, પરંતુ સર્વજ્ઞ પરમાત્માના શબ્દમય વેદાદિ શાસ્ત્રઉપર રહેલું છે, અને સંસ્કાર પામેલી કર્તવ્યબુદ્ધિ, અને તેને અનુકૂલ શિષ્ટજનોની પ્રવૃત્તિ ગૌણ આધારરૂપ મનાય છે. કાર્ય અકાર્યની વિચારણામાં શાસ્ત્રવાક્યને જ આપણા તત્વજ્ઞો પ્રમાણભૂત માને છે, અને કેવલ તર્કને પ્રમાણભૂત માનતા નથી. અનુકૂલ તર્કવડે શાસ્ત્રતાત્પર્યનું દોહન કરવાની સ્વતંત્રતા અર્પવામાં આવી છે; પરંતુ ધર્મ અને તેના સંસ્કારરૂપ અદષ્ટના સંબંધમાં સ્વતંત્ર બુદ્ધિને ફાવે તેમ ઉડવાની સ્વતંત્રતા આપી નથી.

વેદાદિ શાસ્ત્રના તાત્પર્યને અનુકૂલ ધર્મવ્યવસ્થા દેશકાલાનુસાર આપણી ભૂમિમાં થતી આવી છે; અને તેથી જ જો કે પ્રાચીન સમયની પેઠે આપણે યજ્ઞાદિમાં હિંસા કરતા નથી, અને વલ્કલાદિ ધારણ કરતા નથી, તોપણ આપણા સનાતન આર્યધર્મનાં બીજભૂત તત્ત્વો જેવાં ને તેવાં કાયમ રહેલાં હોવાથી આપણે તે ધર્મની પરિશુદ્ધિમાં એકપણું જોઇ શકીએ છીએ.

જેવી રીતે પ્રવૃત્તિમય ધર્મ ઈશ્વરના સદ્ભાવનો સ્વીકાર કર્યાવિના ઇતર ભૂમિમાં સ્વીકારાય છે અને તેના ઉપર નીતિશાસ્ત્રનું બંધારણ રચવામાં આવે છે, તેવી રીતે આપણી ભૂમિમાં સ્વીકારાયું નથી. હિંદુસ્થાનમાં આવેલા આર્યોએ પોતાની ધર્મભાવનાનો આધાર પરમાત્માના શબ્દબ્રહ્મમય શાસ્ત્રઉપર જ રાખ્યો છે, અને તેમને જ આગળ કરી સર્વ વ્યવસ્થા કરી છે; એટલે નીતિશાસ્ત્ર અને ઈશ્વરસંબંધી જ્ઞાન એ ઉભયનો ધર્મશાસ્ત્રમાં સમાસ કર્યો છે.

નીતિસૂત્ર ઈશ્વરાજ્ઞાનું વિરોધી હોવું ન જોઇએ, તેમ ઈશ્વરાજ્ઞા કોઇ રીતે દેશકાલમાં પ્રચલિત નીતિસંસ્થાની વિરોધી હોવી ઘટતી નથી. ઉભયનો પ્રીતિપૂર્વક સંબંધ બંધાયેલો હોવાથી આપણા સાધુજનોમાં નીતિની દઢતા ઈશ્વરશરણના સાથે સારીરીતે જોડાયેલી જોવામાં આવે છે. જ્યાં તેનો વિયોગ જોવામાં આવે છે ત્યાં સાધુતાનો સ્વીકાર થતો નથી, અને દાંભિકતાથી તેવા જનોનો ત્યાગ કરવામાં આવે છે.

જેમ જેમ પ્રજાના અંતઃકરણ સંસ્કાર પામતાં જાય છે, તેમ તેમ ઈશ્વરાજ્ઞાને અનુકૂળ અમુક કર્મ છે, માટે કરવું એવા નિયમને વશ વર્તવાને બદલે ઈશ્વર આપણા અંતરાત્મારૂપ હોવાથી અને અંતરાત્માકરતાં કોઇ પણ પદાર્થ અધિક પ્રિય નહિ હોવાથી કેવલ ઈશ્વરાર્પણબુદ્ધિથી કર્તવ્યકર્મો કરવાનો વેગ સ્ફુરે છે. આ વેગ લોકપ્રસિદ્ધ ઇષ્ટાનિષ્ટનો વિચાર કર્યાવિના અંતઃકરણમાં પ્રવર્તે છે. અને તેવી ઈશ્વરાર્પણબુદ્ધિથી થયેલાં કર્મો લોકમાં કદાચ ઇતર હેતુઓથી દુઃખસામગ્રીને પ્રકટ કરે અથવા પ્રસંગે અપૂર્વ સુખસામગ્રીને પ્રકટ કરે, તોપણ કર્મ કરનારના અંતઃકરણનો સ્વાભાવિક પ્રસાદ ભંગ પામતો નથી, અને તેથી જ ઈશ્વરાર્પણબુદ્ધિથી કરેલાં કર્મો ચિત્તશુદ્ધિમાં જ પરિણામને પામે છે. આ પ્રકારના આચરેલા પ્રવૃત્તિમય ધર્મને નિષ્કામ કર્મયોગ કહે છે, અને તે નિવૃત્તિમય ધર્મનુ પ્રવેશક દ્વાર છે. ( અપૂર્ણ. )

---

# अतीन्द्रियतत्त्वस्फुरण.

જે પદાર્થોનું ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થઇ શકે, જેમનું ચોકસ અવલોકન થઇ શકે; જેમના સંબંધમાં ખાતરીપૂર્વક પ્રયોગો થઇ શકે, રાસાયનિક સૂક્ષ્મ તાજવાથી જેમને તોળી શકાય, જે સ્પષ્ટ અનુભવની કોટિમાં આવી શકે એ સર્વ પદાર્થો સામાન્ય રીતે વિજ્ઞાન ( Science ) ના વિષય છે. આધુનિક યુગ વિજ્ઞાનયુગ કહેવાય છે. એ સમયમાં અનેક આશ્ચર્યજનક શોધો થયા છે, સૃષ્ટિઉપર મનુષ્યનું સામ્રાજ્ય વધ્યું છે, અને ભવિષ્યમાં શું શું નહિ થાય એવી આશાઓ બંધાઇ છે. પરંતુ એ વિજ્ઞાનવૃદ્ધિની અસ્પૃહણીય એક અસર એવી થઇ છે કે સ્પષ્ટ અનુભવમાં નહિ આવતા વ્યતિકરવિષે અશ્રદ્ધાનો ઉદય થયો છે. ધર્મને જે તત્ત્વસાથે સંબંધ છે, જે તત્ત્વઉપર ધર્મનું અવલંબન છે તે ઇન્દ્રિય અને મનથી પણ અગોચર હોવાથી વિજ્ઞાન અને ધર્મ ( Science and Religion ) એ બેવચ્ચે વિગ્રહ ઉપસ્થિત થાય છે, અને આસ્તિકતાની વૈજ્ઞાનિકને ન છાજે એવા ગુણોમાં ગણના થવાનું ભય રહે છે.

વિજ્ઞાન પોતાની મર્યાદામાં ભલે સબલ હોય, પરંતુ તેટલા ઉપરથી એમ કહી શકાય નહિ કે વિજ્ઞાન सा काष्ठा सा परा गतिः જેવું છે. વિજ્ઞાનજેવી અને વિજ્ઞાનકરતાં ચઢિયાતી ધર્મની પણ મર્યાદા છે. અને તે મર્યાદામાં ધર્મનું સામ્રાજ્ય ન ચાલવા દેવાનો વિજ્ઞાનનો પ્રયાસ પ્રશંસાપાત્ર નથી, પરંતુ તિરસ્કારપાત્ર છે. વિજ્ઞાન કહે છે કે આંખ ઉઘાડી રાખવાથી અમુક વ્યતિકરોનું ભાન થાય છે, તો ધર્મ કહે છે કે कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्। આંખ મીંચવાથી, અર્થાત્ ઇન્દ્રિયોનો નિરોધ કરવાથી, અજરામર તત્ત્વનું પ્રત્યક્ષ થાય છે. સામાન્ય રીતે લોકો સુષુપ્તિ સ્થિતિમાં જ આવવાને આંખ મીંચે છે, સંયમના વ્યતિકરોનો સાક્ષાત્કાર કરવાઅર્થે મીંચતા નથી. એ ઉપરથી એમ કહી શકાય નહિ કે મીંચેલી આંખવાળી જાગ્રત્ સ્થિતિ ચમત્કારયુક્ત નથી.

## ધર્મ અને આપ્તવાક્ય—આગમ ( Revelation .)

મનુષ્યથી શ્રેષ્ઠ, એટલે દેવ અથવા ઇશકોટિ, સત્યાર્થનો મનુષ્યને પ્રકાશ કરી શકે છે એ ધર્મનો એક મુખ્ય સિદ્ધાંત છે. વૈદિક ધર્મનું તો અવલંબન જ એ સિદ્ધાંતઉપર છે. વેદના ઋષિઓએ કંઇ લેખિની લઇ મંત્ર બનાવ્યા નથી, પરંતુ જેવું તેમણે સાંભળ્યું અર્થાત્ ઇશ્વરતાથી જેવો તેમને ઉન્મેષ થયો, તે પ્રમાણે તેમણે જનતાને દ્યોતન કર્યું છે. આ આપ્તવાક્ય—આગમ—ઉન્મેષનો સિદ્ધાંત વિજ્ઞાનને રુચિકર નથી. રુચિકર ન હોય તો પ્રતિબંધ નથી, પરંતુ તેથી તે સિદ્ધાંતમાં સત્ય નથી એવો ધૃષ્ટતાનો અંગીકાર વિજ્ઞાનને ઉચિત નથી. વિજ્ઞાન જાતે જ કહે છે કે વિશ્વમાં કંઇ ભૂલોક એકલો જ નથી, હજારો લોકો એવા હશે કે જેમનો પ્રકાશ-૧૮૬૦૦૦ માઇલ એક સેકંડમાં કાપનાર પ્રકાશ—હજી આ લોકઉપર પડ્યો નથી. આમ હોવાથી ભૂલોકનું રત્ન જે મનુષ્ય તે કરતાં વિશ્વમાં ઉત્કૃષ્ટ પ્રાણી જ નથી એમ કહેવું એ હાસ્યપાત્ર ધૃષ્ટતા છે. ભૂલોકથી નાના મોટા જેમ અસંખ્ય લોક હોવાનો સંભવ છે, તેમ મનુષ્યથી નિકૃષ્ટ ઉત્કૃષ્ટ અસંખ્ય વ્યક્તિઓ હોવાનો સંભવ છે. એમાં કેટલીક વ્યક્તિ એવી ઉત્કૃષ્ટ પણ હોઇ શકે કે જે

દેવદત્ત એ શબ્દનો ઉચ્ચાર કરતાં દે પ્રથમ આવે છે, ત્યાર પછી વ દ ત્ત અનુક્રમે આવે છે, તે પ્રમાણે લખવામાં પણ વર્ણોની એ આનુપૂર્વી સચવાય છે અર્થાત્ ઉચ્ચાર કરાયલો અથવા લખાયલો શબ્દ સમયથી અવચ્છિન્ન છે. પરંતુ એ સમયનો અવચ્છેદ દેવદત્ત નામના પુરુષને તત્ક્ષણ લાગુ પડતો નથી, કારણ કે તે ક્ષણે તો એ પુરુષનું સિદ્ધ અખંડ રૂપમાં ગ્રહણ થાય છે. આ પ્રમાણે શરીરસંબંધને લીધે આત્મતત્ત્વને અમુક લેપ લાગતો હોય, પરંતુ આત્મતત્વ વસ્તુતઃ સર્વદા સ્ફુરતું અને અનવચ્છિન્ન તત્ત્વ છે.

**સમષ્ટિ તત્ત્વ.**

જડવાદીઓનો જડવાદ જ એક પ્રકારે તેમના કંઠમાં પાશરૂપ થઇ પડે છે. જડવાદીઓનું મત ભલે સત્ય હોય કે જડ અણુઓના સંયોગથી ચેતનની અભિવ્યક્તિ થાય છે, તોપણ તેથી ઈશતત્ત્વના અસ્તિત્ત્વના સ્થાપનમાં પ્રતિબંધ આવતો નથી. કારણ કે જેમ મનુષ્યશરીરમાં જડ અણુઓ એકત્ર થઇ ચેતનને પ્રકટાવે છે ( જે ચેતન જીવનવ્યાપારોનું નિયામક થઇ પડે છે ), તેમ વિશ્વમાં સૂર્યચંદ્રાદિ ગ્રહો, અનેક બ્રહ્માંડો આદિ પદાર્થોના સંયોગથી કોઇ બૃહત્ ચેતનની અભિવ્યક્તિનો સંભવ કેમ ન આવ્યો હોય ? અર્થાત્ જેમ જડ શરીરમાં આત્માની અભિવ્યક્તિ થાય છે તેમ જડ વિશ્વમાં ઇશની અભિવ્યક્તિ પણ થઈ હોય. મનુષ્યનું શરીર જેટલું ક્ષુદ્ર છે તેટલું તેનું ચેતન મર્યાદિત જેમ જોવામાં આવે છે, તેમ બ્રહ્માંડ જેટલું વિશાલ છે, તેટલુ વિશાલ વિશ્વચેતન પણ હોવું સંભવે છે.

આ પ્રમાણે અનેકવિધ દૃષ્ટાંતોથી આપણને સ્પષ્ટ થાય છે કે જો કે વિજ્ઞાનનું અવલોકન અને વિજ્ઞાનના પ્રયોગો વિશ્વસનીય હોય છે તોપણ તેના ઉપર કરાતી સિદ્ધાંતોની રચના સર્વથા અદૂષિત હોતી નથી, અને અતીન્દ્રિય શાશ્વત ચેતનતત્ત્વજેવી કોઇ વસ્તુ છે જ નહિ એમ સિદ્ધ કરવાનો વિજ્ઞાનનો પ્રયાસ સફળ થઇ શકે એમ નથી.

---

ગુરુપ્રાપ્તિનો હેતુ :

સહન કરી દુઃખ ક્ષણિક, ક્ષણિક સુખઆશા ત્યજવી,
કાર્યસહિત દુઃખની નિત્ય નિવૃત્તિ ભજવી,
તદર્થ ગ્રહેરા યત્ન, પ્રથમ ગુરુશરણે જાવું,
યોગ્ય ગુરુઘર વસી, યુક્તિ ગ્રહી નિઃસંગ થાવું,
વિષયાસક્તિ દુર્બળ કરી, ઇન્દ્રિયનિગ્રહ સાધવા—
જન, સાચી ભક્તિ ધરી વહે, ના ન્યૂન રહે દુઃખ બાધવા.

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

---

# કાર્ય કરવાનો વિધિ.



જે કંઇ પણ કામ તમારે કરવાનું હોય તો તે કરવા જ મંડિ. જે કોઇ પણ કામ તમારે આજે જ કરવાનું આવ્યું હોય તો તે હમણાં જ કરવાનો આરંભ કરી દો. જો આજે તે કાર્ય ન થઇ શકે એવું હોય, તો પછી તે સંબંધનો મગજમાં બખેડો કર્યા કરવાનું તત્કાળ છોડી દો, અને આજે જે કરવાનું હોય તેના ઉપર જ લક્ષ આપો, અને તે કરવાનું શરુ જ કરી દો. પરંતુ હમણાં કરીએ છીએ, કરીએ છીએ, એમ વિચારી સાંજસુધી તે કાર્ય રહેવા દેશો નહિ. આજે નહિં તો કાલે કરીશું, એવું જે કામ હોય તે કાલે કરજો, પણ આજે જ જે કરવાનું છે, તે સાંજે કરીશું એમ વિચારીને મુલ્તવી રાખશો નહિ.

‘ થોડીવાર પછી લખીશું–સાંજ પહેલાં જ્યાં ત્યાં નાંખવી જોઈએ ’ આવા વિચારથી ટપાલ લખવામાં કરેલી ઢીલથી, કેટલાએ દિવસ તમે ટપાલ નથી લખી શક્યા, એ જો તમે આજસુધીના તમારા પાછળના જીવનમાં જોશો તો સમજાશે. તે જ પ્રમાણે અત્યારે જે કામ તમે કરી શકો એમ હોય તે છતાં સાંજે કરીશું એવા વિચારથી સાંજઉપર રાખેલાં કાર્યોમાં ઘણી વખતે સોએ નવાણું કાર્યો સાંજ પડવા છતાં તમે નથી કરી શક્યા એ તમારા વ્યતીત જીવનનાં કરેલા સાંજના વાયદાઓથી સમજાયું હશે જ. સાંજના સમયસુધીમાં બીજા અનેક આગંતુક કારણો અને કાર્યો ઉભાં થાય છે કે જેથી તમારે સાંજે કરવા ધારેલું કાર્ય પડતું જ મૂકવું પડે છે.

અમુક માણસને આ રવિવારે મળવું ધાર્યું હોય, અમુક કાર્ય આ રવિવારે કરવું ધાર્યું હોય પરંતુ તે રવિવારના દિવસની તમારી જરાક આળસને લીધે એ કાર્ય અને પેલા માણસને મળવાનું એ બંને બીજા રવિવારસુધી ટાલ્લે મૂકવામાં આવે છે. અને ઘણી વખતે તો આવા કેટલાએ રવિવારો એમને એમ ચાલ્યા જાય છે. ‘ જરા અમથી આળસ ’ છોડી દો, અને આજે જ તે કાર્ય કરી લો.

લાસરીયાપણું, એ આપણા સમયને ચોરી લેનાર મોટામાં મોટો ચોર છે. પરંતુ એ ચોર એટલેથી જ અટકતો નથી. ‘ લાસરીયો ચોર ’ ( લાસરીયાપણું ) તમારા સમયને ચોરી લે છે એટલું જ નહિ, પણ તેની સાથે તે તમારા સત્વ ( Enorgy ) ને તમારી કાર્યકુશળતાની બુદ્ધિને, અને તમારા વિજયને પણ તમારી આંખોમાં ધૂળ નાંખીને ચોરી જાય છે. લાસરીયો ચોર તમારા પૈસા લઇ જાય છે એટલું નહિ, પણ ભવિષ્યમાં પુષ્કળ પૈસા કમાવાના તમારા સામર્થ્યને પણ ચોરી જાય છે. સંભાળજો—આ ચોરે પોતાનું રાજનું રહેઠાણ જ તમારામાં કર્યું છે.

હાલ જ કાર્ય કરવું, એ સંબંધમાં પુષ્કળ કહેવાની જરૂર છે. પ્રત્યેક મનુષ્ય આ

સૂત્રને નથી જાણતો એમ નથી. તેમ છતાં લાસરીયાપણું એ એક એવી વમળની જગા છે કે જ્યાં ભલા ભલા ચકરીમાં પડી જાય છે, આ અનુભવ લગભગ પ્રત્યેક મનુષ્યનું જીવન કરે છે, અને તેથી આળસ અથવા લાસરીપણાની ચકરીમાં કોઇ મનુષ્ય ન સપડાય તેને માટે આ સૂત્રને પુનઃ પુનઃ સ્મરણમાં લાવવાની જરૂર છે કે **હાલ જ કાર્ય કરો.**

બેઠા બેઠા ભૂતકાળના વિચારો કરવા, કાં તો ભવિષ્ય કાળનાં ધંગધડાવિનાનાં કોકડાં વણવાં, એ પણ પ્રત્યેક મનુષ્યનો સ્વભાવ જ પડી ગયો છે. એ સંબંધમાં પણ પુષ્કળ કહેવાની જરૂર છે; અને તે આપણે વારંવાર કર્યા જ કરીશું. તમે માત્ર તે શ્રવણ કરજો. તમારે આ વિચારને તત્કાળ ગ્રહણ કરી લેવાની અગત્ય છે.

પરંતુ વર્તમાન સમયમાં કાર્ય કરવું, અથવા વર્તમાન સમયમાં રહેવું એનો અર્થ એટલો નથી કે માત્ર આજના જ વિચારોનું ચિંતન કરવું—આજના માથા ઉપરના બોજાનો જ ફક્ત વિચાર કરવો—આજે આવી મળેલા પ્રસંગોની સાથે જ માત્ર જેમ તેમ કરીને અનુકૂળપણે વર્તી લેવું, પરંતુ તેની સાથે આજનું કાર્ય આજે જ કરી લેવું.

" ગયા વર્ષે મને આવી આવી ભીડો નડી, ગયા મહિનામાં મને આવાં આવાં દુઃખો પડ્યાં, ગયું અઠવાડીયું તો મારૂં મન જાણે છે કે મેં કેમ કરીને વીતાવ્યું છે"— આવા આવા વિચારો કરીને વ્યતીતકાલનો ભાર પણ આજે માથે લઇને ફરવું, એ કેવળ મૂર્ખતા છે, એ તો તમે જાણો છો, પરંતુ આજનું કામ આવતી કાલઉપર રાખવું એ પણ તેટલી જ મૂર્ખતા છે. આવતી કાલે કરવાથી તે કામ વધારે સારૂં થશે, એવો વિચાર આપણું મન આપણને માત્ર ઠગવાને માટે જ ઉપજાવે છે. તેથી કાલઉપર કામ રાખવું એ જેમ યોગ્ય નથી, તેમ કોઈ વિશેષ ફળ ઉપજાવનાર પણ નથી.

આજના આપણે જેવા આજે છીએ તેવા આવતી કાલ રહેતા નથી. આવતી કાલના આપણે જૂદા જ હોઇએ છીએ, અર્થાત્ આજના આપણે કરતાં આવતી કાલના આપણેમાં કંઇક વૃદ્ધિ થઇ હોય છે. આજના આપણે અને તે ઉપરાંત આજના દિવસમાં જે અનુભવ ગ્રહણ કરીએ છીએ, તે બંને મળીને આવતી કાલના આપણે થઇએ છીએ, તેથી આજે કાર્ય કરીને જે કંઈ સારો અનુભવ આપણે લીધો હોય છે, તેનો લાભ કાલના આપણને મળે છે. તેમ આજના આપણે આજે ઉત્તમ કાર્ય ન કરીને તેનો લાભ નથી લેતા તો આવતી કાલના આપણે તે લાભવિનાના જ રહીએ છીએ.

આમ હોવાથી તમારા માથાનો ભાર તમારા ભાઇઉપર કે કોઇ મિત્રઉપર નાંખવો એ જેમ તમારી અયોગ્ય પ્રકારની સ્વાર્થવૃત્તિ છે, તેમ આજના તમેઉપરનો કર્તવ્યનો ભાર આવતી કાલના તમેઉપર નાંખવો એ પણ આજના તમારાની અયોગ્ય પ્રકારની સ્વાર્થવૃત્તિવિના બીજું કશું જ નથી. એ કેવળ સ્વાર્થવૃત્તિપુરતું નુકસાન કરનાર છે એટલું જ નહિ પરંતુ બીજી રીતે પણ તે નુકસાન કરે છે—આજના આપણેનો થતો વિકાસ તે અટકાવે છે.

કંઇ પણ જ્ઞાન પામવાને માટે આજનું કાર્ય આજે તમને મળ્યું છે, તેથી તેને ન કરીને તમે તે જ્ઞાન નથી પામતા તો તેની ખોટનો અનુભવ કરનાર તમે જ છો. આવતી કાલઉપર આજના કામને મુલ્તવી રાખવાથી તે કામના ભારથી તમે કાયમના નિવૃત્ત થાઓછો એમ કંઇ નથી. જ્યાં સુધી તે કાર્ય સધાયું નથી હોતું ત્યાં સુધી ફરીફરીને તે

તમારા સંમુખ ખડું જ થાય છે. તેથી જો તમે આજનું કાર્ય આજ જ કરી લો છો, તો પછી પાછળ પડી ગયેલા વિદ્યાર્થીની પેઠે તમારે માથે સામટું કામ કરવાનો બોજો એકી વખતે આવતો નથી.

આવતી કાલ ઉપર કામને મુલતવી રાખવાથી તમે બીજું કશું જ કરતા નથી, પરંતુ આજના કામનો બોજો માત્ર આવતી કાલઉપર નાંખો છો, તેમ થતાં આજનું જે કામ છે તે આવતી કાલ ' ત્રાસરૂપ ' અથવા ' ભારરૂપ' લાગે છે—પછી તે માત્ર સફળ કામરૂપે જ રહેતું નથી. આવતી કાલનું કર્તવ્ય તો તમારે આવતી કાલે કરવાનું જ છે, તે ઉપરાંત આજના કામનો બોજો આવતીકાલના કર્તવ્યઉપર વધારે નાંખો છો. આનો પરિણામ મોટે ભાગે એ પ્રકારનો આવે છે કે આવતી કાલે નથી તમે આવતી કાલનું કામ કરી શકતા કે નથી તમે કાલઉપર રાખેલા આજના કામને પણ આવતી કાલે કરી શકતા. આ પ્રકારનું લાસરીયુંખાતું રાખવામાં તમે કોઇ બુદ્ધિનો ઉપયોગ કરો છો એવું કશું જ નથી; એ તો મૂર્ખતામાત્ર જ છે.

લાસરીયાપણાની ટેવ તાત્કાલિક આટલી જ હાનિ કરીને અટકતી નથી. એની વધારે હાનિ કરનાર અસર તો એ છે કે મનુષ્યના સમગ્ર મનની સ્થિતિમાં તે વિકાર પ્રકટાવે છે. તે આળસને, એદીપણાને, ' હોતી હૈ ચલતી હૈ ' એ પ્રકારના સ્વભાવને, અનિશ્ચિતતાને, મુઝવણને, અણઉકેલને, બેકાળજીને, ગફલતીયા સ્વભાવને, અને એવા જ બીજા ન ઇચ્છવા યોગ્ય દોષોને આપણા વિચારો તથા ક્રિયામાં પ્રકટાવે છે. જે મનુષ્ય તેને સેવે છે તેના જીવનમાં કોઇ ને કોઇ અંશમાંથી પણ તે ડોકીયું કહાડે છે. અનેકરીતે તેને ખુવાર કરે છે. તેની કાર્યદક્ષતા ( કામ કરવાની હોંશીયારી ) ને બટ્ટો લગાડે છે. અને તેના સમગ્ર જીવનની કિંમત એકદમ ઘટાડી દે છે.

થયું એટલું ખરૂં અને ન થયું તે રહ્યું, એવો સ્વભાવ રાખવાથી પણ તમે તમને હાનિ ઉપજાવો છો. પહેલાંના કામનો જ પાર ન આવતો હોય તો પછી તમે નવું કામ તો શી રીતે જ કરી શકવાના ! એનો તમને વખત જ મળતો નથી. કામમાં લાસરીયાપણું કરનાર મનુષ્યને તેનો માનસિક સુધારો કરવાનો તો વખત જ ક્યાંથી મળે ? કારણ કે તેના મગજમાં કંઇ જરીપુરાણાં કામનાં કોકડાં ગુંચાયાં જ કરતાં હોય છે. આ ઉપરાંત સમયના મૂલ્યનો વિચાર તો તેના મગજમાંથી ઘસાતો જ ચાલે છે. પ્રત્યેક ક્ષણને સાધી લેવી, અને એક ઘડી પણ નકામી ન ગુમાવતાં તેનો સર્વોત્તમ ઉપયોગ કરી લેવો, એ પ્રકારનો વિચાર કાળે કરીને તેના મનમાં ઉઠતો પણ નથી. તેને તેના પોતાના સમયતરીકે કોઈ સમય જ જણાતો નથી. ' હમણાં નહિ, પછી કરીશું ' એ તેનો મહામંત્ર હોય છે, અને પ્રાપ્તકાર્યને બાજુએ મૂકવું, એ તેની માળાનો મણકો ફેરવવો એ છે. તે તેનો પોતાનો જ ગુલામ બન્યો હોય છે. બિચારો !

મનુષ્યને નિષ્ફળતા મળવામાં અર્ધો ભાગ, અરે લગભગ પોણો ભાગ, તેની આ પ્રકારની ટેવ છે. ઉપરઉપરથી જોતાં આ ખરૂં લાગતું નથી, પરંતુ તે કેવળ સત્ય છે. આ પ્રકારની ટેવથી સાક્ષાત્ જે હાનિ થાય છે એટલા ઉપરથી જ આ નિર્ણય કર્યો નથી, પરંતુ મનુષ્યના જીવનઉપર તે જે ખરાબ અસર પ્રકટાવે છે તેનો વિચાર કરતાં તમને પણ ઉપરનો નિશ્ચય સત્ય જણાશે.

વિચારની અવ્યવસ્થા ક્રિયામાં પણ અવ્યવસ્થા પ્રકટાવે છે; અને વિચાર તથા ક્રિ-

યાની લાંબા કાળની અવ્યવસ્થા, મનુષ્યનાં સમગ્ર ચારિત્ર્યને દુર્બળ કરી મૂકે છે. તે મનુષ્યને યોગ્ય પ્રકારે ક્રિયાની સુઝ પડતી નથી. આ કારણથી અનેક મનુષ્યો નિષ્ફળતાનો અનુભવ કરતા હોય છે. જગતને એવા મનુષ્યોની જરૂર છે કે જે ઉત્તમ પ્રકારે કાર્ય કરે છે, અને હાલ કરવાનું કાર્ય હાલ જ કરે છે.

તમારામાં લાસરીયો ચોર ભરાયો હોય તો સાવધ થઇ તત્કાળ તેનો ત્યાગ કરજો, અને આ ક્ષણથી જ કામે લાગજો. આ દોષને ત્યજવાનું કાલઉપર જોજો રાખતા. તમારા કામ કરવાના સ્થાનઉપર, અથવા જ્યાં તમે તમારો ઘણો સમય ગાળતા હો ત્યાં એક કાગળઉપર કાળી શાહીના મોટા અક્ષરથી આ પ્રકારે લખજો:-'હાલ જ કરો.'

આ પ્રકારનો નિર્ણય કરીને તે રીતથી જેમ બને તેમ તરત કામ કરવાથી, તમને થોડા જ સમયમાં સમજાશે કે તમારા કાર્યની ઉપયોગી તમારી માનસિક શક્તિઓ વિકાસ પામવા લાગી છે, અને પછી તો જે વખતે જે કાર્ય કરવાનું હશે તે વખતે નિયમસર જ તે કાર્ય કરી શકવાના સામર્થ્યવાળા તમે થશો. એમાં બીજો કશો જ પ્રયત્ન કરવાની અગત્ય નહિ રહે. યથાસમય યથાઘટિત કાર્ય કરવાની મનને કેળવણી આપી શકાય છે. કંઇક ધૈર્ય, કંઇક ખંત, કંઇક સંકલ્પબળ અને કંઇક આગ્રહની તેમાં અગત્ય છે, પરંતુ આ પ્રકારના પરિશ્રમનો બદલો તમને લગભગ તત્કાળ જ મળવા માંડે છે. તમે ઘણા ભારથી નિરંતર મુક્ત જ રહો છો.

આળસની કુટેવને છોડી દો, આગ્રહપૂર્વક છોડી દો.

કેટલાંક કાર્યો એવાં હોય છે કે જે નિત્યનાં નિત્ય જ કરવાં જોઇએ. આઠ આઠ દિવસે સામટું ખાવાનું રાખ્યું હોય તો તે જેમ બનતું નથી, અને આઠ દિવસનું સામટું ખાવા જતાં હાનિવિના બીજો કશો જ પરિણામ આવે તેમ નથી. તમે ઈશ્વરનું ધ્યાન ધરતા હો કે જપ કરતા હો તો તે નિત્ય જ અમુક સમય કરવાની જરૂર છે. આઠ દશ દહાડે સામટા બે ચાર કલાક એ સત્ક્રિયા કરવી ધારતા હો કે કરતા હો તો તેનો જોઇએ તેવો લાભ તમે પામી શકશો નહિ. એ ક્રિયા નિત્ય કરવાથી જ તેના સંસ્કાર તમારા અંતઃકરણમાં કાયમ પડ્યા કરે છે.

તમારે વાંચવાનો અભ્યાસ હોય તો તે આઠ કે દશ દહાડે સામટું વાંચી જવાનું ધારતા હો તો તે પણ ભૂલ જ છે. નિત્યનું વાંચન અને તેનું ચિંતન જ ખરો લાભ પ્રકટાવે છે.

તે જ પ્રમાણે સદ્વિચાર, અનુષ્ઠાન, કસરત, વગેરે નિત્ય જ કરવાનાં છે. થોડે થોડે દિવસે સામટું કરવામાં તેનો વાસ્તવ લાભ નથી. એક દિવસ સામટા દશ દીપક કરવાથી શું દશ દિવસ નિત્ય દીપક નહિ કરો તો ચાલશે ! એક દિવસમાં દશ વખત નાહી લેવાથી, શું દશ દિવસ નાહ્યા વિના શરીરશુદ્ધિ રહેશે ? કદી નહિ.

નિત્ય કરવાનાં કાર્ય નિત્ય જ કરો, અને તે પણ તેના યોગ્ય સમયે જ. સવારમાં પાંચ વાગે ઉઠી જમવા બેસનારને અને સાંજની વખતે દાતણ કરનારને કોણ બુદ્ધિમાન ગણશે ! ભલે તે નિત્યની ક્રિયા છે, અને નિત્ય તમે કરો પણ ખરા, પરંતુ યથાસમય નથી કરતા તો તે ક્રિયા નહિ કર્યા જેવી જ છે.

તમને સવારે જપ કરવાનો વખત નથી મળતો એમ નથી પણ તમે જાણીને જ

તેને બપોરઉપર મુલતવી રાખો છો અને એ જ પ્રમાણે બધામાં હોય છે આ પદ્ધતિનો આજથી ત્યાગ કરો. ગમે તેમ કરીને બપોરનું જમવાને માટે બપોરે વખત કઢાડો જ છો, તેમ પ્રત્યેક ક્રિયાને જમવા જેટલી જ અગત્યની સમજી તેને યથાસમય સાધો.

'મુલતવી રાખવાનાં માઠાં ફળ' એ કહેવત તમને કોઇએ કહી છે, ખરૂ? પરંતુ તેણે બહેરાઆગળ શંખ ફુંક્યો છે એમ તમને નથી લાગતું?

વાચકો! લાસરીયાપણું છોડી દો, આળસ ત્યજી દો, મુલતવી રાખવાનું માંડી વાળો, અને એક જ વ્રત સ્વીકારો કે—આજનું કાર્ય આજે જ કરવું.

**સુખ અંતરમાંથી પ્રાપ્ત થાય છે:**

તમને બહારના પદાર્થોમાંથી સુખની પ્રાપ્તિ થાય છે કે અંતરના? સુખપ્રાપ્તિની આશા તમે બહારના પદાર્થમાંથી રાખો છો કે અંતરમાંથી? જેટલો કાળ અમુક પદાર્થો મળે ત્યાંસુધી જ તમે સુખી રહી શકો છો કે ગમે તેમ હોય,—જે તમારે ન જોઇતું હોય તે કદાપિ આવે અને જોઇતું હોય તે ન આવતું જણાય-તોપણ તમારા અંતરમાં એવો કોઇ પદાર્થ છે કે જેથી તમને સુખની પ્રાપ્તિ થયાં કરે?

જગતમાં એવા ઘણા માણસોને જોઇએ છીએ કે જેને રહેવાને સુંદર ઘર હોય, ઘણા મિત્રો હોય આગળ પાછળ બીજી અનેક અનુકૂળતા હોય, સારી સંપત્તિ હોય, સારી સ્ત્રી હોય, અને જગતમાં ઇચ્છવાયોગ્ય અનેક વસ્તુઓ તેમને પ્રાપ્ત હોય તે છતાં પણ તેઓ અસંતુષ્ટજ હોય છે, અનેક ફરીયાદો કર્યાં કરતા હોય છે, અને દુઃખની મૂર્તિરૂપ તેમને માનતા હોય છે. એથી ઉલટું કોઇ એવા જણાય છે કે જેમને રહેવાને ઘર નથી, મિત્રો કે પ્રીતિપાત્ર મનુષ્યો નથી, જેઓ પ્રતિકૂલ સ્થિતિ અને પ્રતિકૂલ પ્રસંગોથી વીંટળાયલા હોય છે, જેને જગતનાં સુખો કહીએ છીએ તે નથી હોતાં, અને તેમ છતાં તે દુઃખમાં ગરકાવ હોવાને બદલે, દુઃખનાં રોદણાં રડવાને બદલે, પોતાના દુર્ભાગ્યને નિંદવાને બદલે, સુખી અને પ્રસન્ન જણાય છે. તેમનું અંતઃકરણ, તેમની વાણી, તેમનાં નેત્ર, તેમની જીભ એ સઘળું પ્રસન્ન હોય છે. કશામાં જોનારને દુઃખ કે ગ્લાનિ જણાતાં નથી. આ પ્રકારનો ભેદ આપણને આશ્ચર્ય ઉપજાવે છે.

વળી, આપણે જોઇએ છીએ કે એક માણસ એવો છે કે જે દરેક પ્રકારના આનંદથી વીંટળાયલો છે, જૂદી જૂદી જાતના આનંદજનક કામો જેને કરવાનાં છે, અને જેનું જીવન વિવિધ આનંદજનક વ્યતિકરોમાં પલટાયાં જ કરતું હોય છે, અને તેમ છતાં તે નિત્ય ક્લેશવાળો, કોઇથી પણ પ્રસન્ન થઇ શકવો અસંભવિત, હમેશાં વધારે અને વધારે સુખનાં વલખાં મારનાર, વધારે આનંદને ખોળનાર અને સદાનો અતૃપ્ત હોય છે. બીજો એક એવો છે કે જેની જીંદગીમાં આનંદ કે ઉત્સાહજનક પ્રસંગો કદી જ બનતા નથી, જેનું જીવન એક જ ઘરેડમાં ચાલનારૂં થઇ રહ્યું હોય છે, જેના જીવનમાં કંઇ પણ નૂતનતા આવતી નથી, અને જે હમેશાં નિર્વિશેષ ( Monotonus ) હોય છે, જેને અખંડ કામ ચાલ્યા કરતું હોય છે, અને તે પણ કઠિન અને નીરસ હોય છે, જેને આનંદ ભોગવવાના પ્રસંગો બહુ વિરલ હોય છે, તેમ છતાં પણ તે સંતુષ્ટ અને સુખી હોય છે. તે તેના કામમાં સંતોષી હોય છે, તેમાં તેને આનંદ પડે છે, અને બીજાઓ જે કંઇ આનંદ તથા મોજશોખ ભોગવતા હોય છે તેને તેના જીવનમાં તે પ્રત્યક્ષ કરવાને પણ ઇચ્છતો નથી,

આ બન્ને દૃષ્ટાંતના બે પ્રકારના મનુષ્યોમાં ભેદ એ છે કે એક મનુષ્ય સુખને મેળવવાને, સુખને ઉપજાવવાને અને સુખને ટકવાને માટે બહારનાં સાધનોને જ કારણરૂપ માને છે—બહારના પદાર્થોમાંથી જ તે સુખને શોધનાર હોય છે,—અને બીજો તેના અંતરને સુખના સાધનરૂપ માને છે—અંતરમાંથી જ સુખને શોધનાર હોય છે.

અનેક મનુષ્યો પોતાને પ્રાપ્ત ઉપાધિ અથવા સંજોગોમાંથી સુખને મેળવી લેનારા હોય છે, પણ ઉપાધિ અથવા પરિવેષ્ટન ( Environment ) એ હમેશાં બદલાતું જ હોય છે. આજના કરતાં આવતા વર્ષની સ્થિતિ જૂદા જ પ્રકારની હોય છે. જેના સુખનો આધાર તેના આગળપાછળના અનુકૂલ સંજોગોઉપર જ રહેલો છે, તેને થોડા વખતમાં સમજાય છે કે તેઓને નિરાશ થવાનો સમય બહુ નજીક છે, અને જો તેમને લાંબા વખત ચાલે એવું સુખ જોઇતું હોય તો તેમણે બીજી દિશાપ્રતિ દૃષ્ટિ વાળવી જોઇએ.

પરંતુ જે મનુષ્યોને તેમના અંતરમાંથી સુખને મેળવવાનો અભ્યાસ પાક્યો છે તેની પાસે સુખનું સાધન એવું છે કે જે કોઇથી છીનવી લેવાય એવું નથી. કોઇ પણ પ્રકારની હાનિ, કોઇ પણ અપ્રિય પ્રસંગ, કોઇ પણ નિરાશા કે કંઇ પણ તેના એ સુખનાં મૂળને ઉખેડી શકે કે બાળી શકે એમ નથી. કેમકે તેને પ્રેમની અને આનંદને ઉપજાવવાની કુંચી મળી હોય છે. આથી સુખને અંતરમાંથી ઉપજાવવાની જરૂર છે.

જો મનુષ્યને ઉંચા વિષયના ગ્રંથોમાં કે કોઇ કળામાં પ્રેમ હોય છે, સંગીતમાં પ્રેમ હોય છે, હલકી જેવી ગણાતી વસ્તુ કે પ્રસંગમાંથી પણ આનંદ ઉપજાવી લેવાની જો તેનામાં શક્તિ હોય છે, સંતોષવૃત્તિ હોય છે, પ્રતિકૂલ પ્રસંગને પણ અનુકૂલ કરી લેવાનું જો તેનામાં બળ હોય છે, અને એવા પ્રસંગો કંઇ વધારે સારૂં થવાના માર્ગમાં એક સોપાનપ્રસ્તર (Stepping stone) રૂપ છે એમ માની તેમાંથી કંઇ હિત જે ગ્રહણ કરે છે, તે સુખને પામે છે.

તે જ સદ્‌ભાગી છે કે જે પોતાના સુખને પોતાના અંતરમાં રહેલું જાણે છે, અને ત્યાંથી મેળવે છે. કારણ કે તે સુખ કોઇથી કોઇ કાળે છીનવી લેવાતું નથી.

અંતરમાંથી સુખ ઉપજાવવું એનો અર્થ એમ કહેવાનો નથી કે બહારના પદાર્થમાં દોષબુદ્ધિ ધરવી અથવા તેનો તિરસ્કાર કર્યા કરવો. કહેવાનું તાત્પર્ય એ છે કે કેવળ બહારના પદાર્થઉપર જ આપણા સુખનો આધાર ન રાખવો. બહારના પદાર્થમાં સુખ નથી રહ્યું, પણ તેની સાથેની આપણી મમત્વબુદ્ધિને લીધે તે પદાર્થોમાં સુખ ભાસે છે.

અંતરમાંથી સુખ ક્યારે પ્રકટે છે કે જ્યારે તેનું વિરોધી એવું કોઇ કારણ આપણે ઉપજાવતા નથી. દ્વેષ, ઇર્ષ્યા, અસૂયા, દોષદર્શન વગેરે એનાં કારણો છે કે જે અંતરમાથી સુખને બહાર પ્રકટવા દેતાં નથી અને તેથી કોઇના ઉપર—અંતરના કે બહારના કોઇપણ પદાર્થઉપર—એમાંનું કંઇ પ્રકટવું ન જોઇએ.

અભ્યાસથી અંતરમાંથી સુખ મેળવાય છે. વારંવાર અંતરમાં અભિમુખ થવાનો અભ્યાસ એ સુખને બહાર આણનાર છે. બહારના જગતનું વિસ્મરણ અને અંતરમાં જ સ્થિતિ એનું નામ અંતરમાં અભિમુખ થવું એ છે.

## શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગના મહોત્સવો.

અનિર્વર્ણના નિયમાનુસાર ઉક્તવર્ગનો શ્રી નૃસિંહજયંતીનો કાર્તિક કૃષ્ણપક્ષ ચતુર્દશીનો ૧૦૦ મો મહોત્સવ વડોદરામાં શ્રી નૃસિંહાશ્રમમાં સર્વ વિધિપૂર્વક પાલન કરવામાં આવ્યો હતો.




# सामर्थ्योंने आह्वान.

પદ. (વારો, વારો કુંવરજી કાનુડો, એ રાગ)

આવો, આવો, સામર્થ્યો ! હું તમને તેડું છું તમે, મારે અંતર આવજો.
હું તો હૈયાના હેતે બોલાવું, ઉમળકાના ઉછાળે તેડાવું—હું તેડાવું—
સ્વાગત દઇને બોલાવુ સન્માને,
પ્રેમે બેસાડું જુદાં જુદાં સ્થાને,
હું છાને માને—મારા મકાને,
જેથી પામું રૂડી દિવ્ય પ્રભાને, હૈયાનાં હેતે બોલાવું—હું બોલાવું
આવો શ્રદ્ધાદેવી ! મારા હૃદયમાં,
કારણરૂપ છો મારા ઉદયમાં,
યશમાં ને જયમાં, ને અભ્યુદયમાં,
આપ જ છો સ્થાપનાર અભયમાં, હૈયાના૦
મારા મગજમાં પ્રતિભા ! પધારો,
જેથી કરી થાય તેમાં સુધારો,
ખુબ વધારો, રૂડા વિચારો,
જ્ઞાનનો જેથી થાયે ઝગકારો; હૈયાના૦
નિર્મલતા ! મારા નેત્રમા રહેજો,
નિર્ભયતા અણુ અણુમાંહિ વહેજો,
દહનાને દેજો, કષ્ટ આવે જો,
તત્ક્ષણ તો મારી સંભાળ લેજો, હૈયાના૦
અવિકલતા ! મારી વૃત્તિમાં આવો,
ઉદારતા ! મારો હસ્ત શોભાવો,
સંપત્તિ લાવો, દૈન્ય વિલાવો,
સામર્થ્યો મારૂં સર્વાંગ દીપાવો, હૈયાના૦
બ્રહ્મત્વ ! પ્રકટો મારા અનુભવમાં,
સાક્ષીત્વ ! સગી રો' શોકઉત્સવમાં,
સર્વદા ભયમાં, જડ અને જીવમા,
સમદષ્ટિ ! હો લાભહાનિસંભવમાં, હૈયાના૦
આ વિધિ સામર્થ્યો સઘળા મારામાં,
આવીને પ્રેરજો મુજને સારામાં,
મરી વામાટામા, (ને) સરળા ઉધામા,
પ્રકટાવો આત્મજ્યોત અંધારામા; હૈયાના૦

# कर्तव्यस्वरूप.


આ સંસારવૃક્ષને સુખ તથા દુઃખ એ બે ફલ છે. તેમાં સુખ ધર્મથી અને દુઃખ અધર્મથી પ્રાપ્ત થાય છે. તેથી તેમ જ સુખ સર્વની ઇચ્છાનો વિષય છે તેથી સુખ આપનાર ધર્માચરણ જ કર્તવ્યરૂપ છે. પ્રથમ પોતપોતાના વર્ણાશ્રમધર્મનું પાલન કરવું ઉચિત છેઃ ચોરી અને છલ ત્યજીને વ્યવહારધર્મને સેવવાઃ મોહ ત્યજીને ધનાદિ પદાર્થોનો ભોગ તથા સદ્વ્યય કરવોઃ પરોપકાર કરવોઃ પ્રાણિમાત્રપર સામાન્ય સ્નેહ રાખવોઃ સર્વ પ્રાણિપર દયા રાખવીઃ સદા ચિત્તની પ્રસન્નતા રાખવીઃ દોષવાનના દોષ જાણીને તેની ઉપેક્ષા કરવીઃ તેમના સંસર્ગથી રહિત રહેવુંઃ પદાર્થમાત્ર નાશવાન્ છે, અને અવિનાશી ઈશ્વર છે, માટે નાશવાન્ પદાર્થોપ્રતિની આસક્તિ છોડવી અને પરમેશ્વરમાં પ્રીતિ સ્થાપવીઃ ઉપાધિજન્ય સુખની સ્પૃહા ન કરતાં વાસ્તવ સુખની સ્પૃહા કરવીઃ તાપ, વૃષ્ટિ અને શીત, તથા અન્ય આધિવ્યાધિઆદિથી જન્ય દુઃખને સહન કરવાનો સ્વભાવ રાખવોઃ ઇન્દ્રિય તથા અંતઃકરણનો નિગ્રહ રાખીને તેમનો જય કરવોઃ સત્યવ્રત આગ્રહથી પાળવું. સદ્ગુરુ તથા સત્શાસ્ત્રમાં વિશ્વાસ રાખવોઃ એક દિવસ મૃત્યુસમયે જ્યારે આ સર્વ પ્રાણિઓનો આશ્રય છૂટે છે ત્યારે સર્વના આધારરૂપ માત્ર ઈશ્વર જ છે, અને તેથી તે જ નિરંતર આશ્રય કરવા યોગ્ય છે એવો દૃઢ નિશ્ચય કરવોઃ સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્રઆદિ, પદાર્થો મારા છે, અને હું એમનો છું, એમના દુઃખે હું દુઃખી અને એમના સુખે હું સુખી એવા ભાવથી જે દૃઢ મમત્વભાવ બંધાય છે, તેનાથી મુક્ત થવુંઃ વળી દૃઢ મમત્વ તથા દૃઢ અહંકાર જો જીવને પ્રાપ્ત હોય છે તો. તે અહંમમ સહસા જીવથી ન છૂટી શકે એવી ગ્રંથીરૂપ થઈ રહે છે, જેને વિદ્વાનોએ મહામોહ કહ્યો છે, તેનાથી પણ છૂટવુંઃ

વિષયપદાર્થસંબંધી ઉઠતી વાસનાને શુદ્ધ મોક્ષવાસનાવડે ત્યજવી, અને અંતમાં તે મોક્ષવાસનાના વિલાપનપૂર્વક જીવન્મુક્ત થઇ સ્વરૂપે સ્થિત થવું, એ કર્તવ્ય છે. હે પ્રાપ્તવિવેક મહાપુરુષ! જે કલ્યાણની ઇચ્છાવાળો પુરુષ પૂર્વ પૂર્વ સાધનોને સિદ્ધ કરતો ઉત્તર ઉત્તર સાધનોનો અધિકારી થાય છે તેને જીવન્મુક્તિસુખઅર્થે આ જગત્‌માં જે જે પ્રકારની અંતર્બહિર્ક્રિયાથી વાસનાક્ષય, મનોલય, અને તત્ત્વજ્ઞાન થાય છે, તે તે સર્વ ક્રિયાઓ અંતિમ કર્તવ્યરૂપ છે. અદૃષ્ટબલથી પ્રાપ્ત અપ્રાપ્ત પદાર્થોમાં સંતોષ માનીને વિહિત આચાર સેવવાનો અભ્યાસ રાખનાર મનુષ્ય જો વ્યવહારભારને ક્રમથી વહન કરી રહ્યો હોય છે તો સહજમાં આ સંસારને તરે છે. દુસ્તર દુઃખરૂપ સંસારને તરવો એ જ જીવમાત્રનું મુખ્ય કર્તવ્ય છે.

श्रीमन्नृसिंहाचार्यजी.

---

## —कर्तव्यमार्ग—

જો ના કરો અવર સાધન આપ સાધો!
તો સદ્‌ગુરુચરણમાં મનને જ બાંધો;
જો ના સ્તવે ગુરુ સદા અતિ તો લજાવો,
હેજે વિચારી અધિકારિ!-સુબોધ આવો.
યત્ને થશે જય સહાય સમીપ જોજો,
કાળે કરી જય થશે ધરી ધીર તો તો;
ના યત્ન ના ગુરુ ભજો શિદને સતાવો,
હેજે વિચારી અધિકારિ! સુબોધ આવો.

—શ્રી નૃ૦

---

# સ્મરણશક્તિને ઉત્તમ પ્રકારની કરવાની કલા.

( અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ થી. )

## પ્રકરણ ૩.

જે નિશ્ચયો દીર્ઘ સમયથી વિદ્વાનોમાં સ્વીકારાતા આવ્યા છે, તે નિશ્ચયોને સ્થાને વધારે સારા નિશ્ચયો જણાવ્યાવિના, તેમનું ખંડન કરી નાંખવું, એવો આ લેખનો આશય નથી.

મગજ અણુઓનું ( cells ) બનેલું છે, એવું સર્વત્ર મનાતું આવ્યું છે. પરંતુ આ સ્મરણશક્તિને ઉત્તમ કરવાની કલાના શોધક તે નિશ્ચયને ભૂલભરેલો કહે છે. તે જણાવે છે કે મેં મનુષ્યના મગજનું સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કર્યું છે તથા તેની રચનાનો તન દઇને અભ્યાસ કર્યો છે. અને મને જણાયું છે કે મગજ અણુઓનું બનેલું નથી, પણ પુષ્કળ સૂક્ષ્મ તંતુઓનું બનેલું છે. આ પ્રત્યેક તંતુ એક બીજાથી પૃથક્ છતાં જેમ એક રેશમની દોરીના અથવા સુતરના દોરડાના તાર એકબીજાસાથે અત્યંત નિકટના સંબંધથી જોડાયલા હોય છે તેમ પરસ્પર જોડાયલા હોય છે. આ તંતુઓનો લાગણીને જણાવનારા જ્ઞાનતંતુઓસાથે સંબંધ હોય છે, અને આ લાગણીને દર્શાવનારા જ્ઞાનતંતુઓનો નેત્ર, કર્ણ, વગેરે પાંચ જ્ઞાનેંદ્રિયસાથે દૃઢ સંબંધ હોય છે. મગજના આ તંતુઓનું અધિક નિરીક્ષણ કરતાં વળી એ સ્પષ્ટ થયું કે તેઓ મસ્તક અને ગરદનના પાછળના ભાગઆગળ થઇને કરોડરજ્જુના છિદ્રમાં પ્રવેશેલા હોય છે. અહિંથી આગળ ચાલતાં ભિન્ન ભિન્ન સ્થળ આગળ તેઓ જૂદી જૂદી શાખામાં વહેંચાઇ જાય છે, અને શરીરમાં સર્વત્ર વ્યાપી રહેલા જ્ઞાનતંતુઓની સાથે સંબંધવાળા થાય છે. આ પ્રમાણે શરીરની અંદરની તથા બહારની સઘળી ઇંદ્રિયોસાથે તથા અવયવોસાથે તેઓનો સંબંધ હોય છે. મસ્તકમાં જે ઇંદ્રિયો છે, અને શરીરમાં જે ઇંદ્રિયો છે, તેઓનો સંબંધ આ પ્રકારે થયેલો હોય છે. આ શારીરિક વાત, કોઇ પણ શરીરછેદનવિદ્યાનો અભ્યાસ કરનાર મનુષ્ય, મસ્તકને ચીરીને તેનું અવલોકન કરી જોશે તો કેવળ સત્ય છે, એમ તેને જણાયાવિના નહિ જ રહે. આ એક જ વાતઉપર વિચાર કરવાથી મને લાગ્યું કે મગજ એ સ્મરણશક્તિને યાદ રાખવાની વાતો ભરી મૂકવાનો ભંડાર હોવો સંભવતો નથી, કારણ કે જગાનો આ પ્રમાણે દુરુપયોગ કરે, એવી કુદરત ઉડાઉ નથી. આથી મેં ઘણાં વર્ષોસુધી પ્રયોગો કર્યા, અને તેના અંતમાં સ્મરણશક્તિને ઉત્તમ પ્રકારની કરવાની કળા મને જડી આવી.

જેમ જાણેલો કોયડો કોડીનો થાય છે, તેમ આ કળા પણ સઘળી મહત્વની શોધોની પેઠે, એક વાર જણવામાં આવી કે અત્યંત સરળ જણાય છે, અને સ્વાભાવિક જ છે.

ગાર નીકળે છે કે આટલી સહેલી આ કળા હતી તો બીજા કોઇને તે આજ સુધી કેમ જાણવામાં ન આવી ?

જે ભાષા આપણે બોલીએ છીએ તેમાં જો કે હજારો શબ્દો છે, તો પણ તે માત્ર બાવન અક્ષરોની જ બનેલી છે. મહાકવિઓની અદ્‌ભુત કાવ્યચમત્કૃતિઓ, ઉત્તમ લેખકોના હૃદયહારી લેખો, અને સમર્થ વક્તાઓનાં મનોવેધક વ્યાખ્યાનો આ બાવન અક્ષરોની જ રમત છે હૃદયના ઉચ્ચ ભાવોને જાગ્રત કરનાર અને કેળવનાર સંગીત માત્ર સાત સ્વરોનું જ બનેલું છે. તારના યંત્રદ્વારા વીજળીવેગે પ્રેરવામાં આવતા હજારો સંદેશા, માત્ર થોડી નિશ્ચય કરેલી નિશાનીઓના જ બનેલા છે.

તારના યંત્રમાં ભાષાના પ્રત્યેક શબ્દો ભરી મૂકવામાં આવેલા નથી, અને તોપણ ગમે તે શબ્દને તે ગ્રહણ કરી શકે છે, અથવા અન્ય સ્થળે પ્રેરી શકે છે. સતારમાં, તાઉસમાં કે સારંગીમાં ભૈરવી કે આશાવરી કે બિહાગ વગેરે રાગરાગણીઓ ભરી મૂકી નથી, અને તોપણ તેમાંથી નીકળતા સાત સુરવડે કોઈ પણ કુશળ વાદિત્ર વગાડનાર ગમે તે રાગ તેમાંથી કાઢી શકે છે, અને તે એકવાર નહિ પણ પોતાની ઇચ્છાપ્રમાણે સેંકડો અથવા હજારો વાર કાઢી શકે છે.

આવી સરળ યુક્તિઓવડે, ઉત્પન્ન કરવાની અને પુનઃ પુનઃ તેનું તે ઉત્પન્ન કરવાની રીતો મનુષ્યે શોધી કાઢી છે, અને તોપણ પોતાનું મગજ જે રીતે ક્રિયા કરે છે તે રીત પણ આવી જ છે, એમ તેને આજસુધી જણાયું નથી.

પૂર્વે કહેવામાં આવ્યું છે તેમ મગજમાં જે ધોળો પદાર્થ છે, તે સૂક્ષ્મ તંતુઓનો અર્થાત્ તાંતણાનો બનેલો છે. જેમ તાઉસના અથવા સતારના કોઈ પણ તારને છેડવામાં આવે છે કે તરત તેમાંથી તેનો પોતાનો સુર નીકળે છે, અને જેટલી વાર તેને છેડવામાં આવે છે તેટલીવાર તેમાંથી તેવો જ સુર નીકળે છે; તે જ પ્રમાણે આ મગજનો પ્રત્યેક તંતુ ચોકસ આંદોલનોને પોતાનામાંથી કાઢે છે. તમે ગાંધારનો પડદો દાબી તારને છેડો છો કે તત્કાળ તે તાર ગાંધારના સુરનું ભાન થાય તેવાં આંદોલનો ઉત્પન્ન કરે છે, અને આકાશમાં ફેલાવે છે. તારવિના સંદેશા પહોંચાડનારા યંત્રમાં પણ એમ જ થાય છે. તે યંત્રની એક ખીલીને સ્પર્શ કરતાં તત્કાળ આંદોલનો ઉત્પન્ન થાય છે. અને મનુષ્યની મદદવિના આકાશમાં વેગથી વહીને જ્યાં તેને પહોંચવાનું હોય છે, ત્યાં પહોંચે છે, અને પોતાને ગ્રહણ કરનાર યંત્રમાં સજાતીય આંદોલનો ઉપજાવે છે.

મગજ એ જ્ઞાનને રહેવાની મંજુષા ( મજુસ ) નથી, પણ સંદેશા મોકલનાર અને ગ્રહણ કરનાર યંત્ર છે. માનસિક ઇંદ્રિયો અને શરીરવચ્ચે સંદેશા લઈ જવા લાવવાની તેની તારની રચના એટલી તો પૂર્ણ છે કે પગે એક ઝીણીસરખી ફાંસનો સ્પર્શ થતાં તેનું આંદોલન તત્કાળ મગજમાં લઈ જવામાં આવે છે. નેત્ર, કાન અથવા નાકને કંઇક પ્રિય કે અપ્રિય જણાય છે કે તત્કાળ તેનાં આંદોલનો શરીરના કોઈ ભાગને પહોંચાડી દેવામાં આવે છે. ભજીયાં તળાવાની કે એવા જ કોઇ સ્વાદવાળા પદાર્થને તળાવાની વાસ નાકને આવતાં જ તેનાં આંદોલનો નીકળી પડે છે, અને જઠરને એકદમ તેની ખબર પહોંચી જાય છે. જો નેત્રને કોઈ મનોહર દેખાવ નજરે પડે છે, અથવા કાનને કોઇ સુંદર ગાન સાંભળવામાં આવે છે કે આનંદનાં આંદોલનો આખા શરીરમાં

ફરી વળે છે. આ પ્રમાણે મગજને જેમ બધી વાતની ખબર પડે છે, તેમ શરીરને પણ પડે છે.

માથામાં જેમ મગજ અથવા ધોળો પદાર્થ છે, તેમ આખા શરીરમાં પણ મગજ રહેલું છે. ( આંધળા મનુષ્યની આંગળીઓનું અવલોકન કરવાથી આ વાતની ખાતરી થશે. ) મસ્તક એ માત્ર સઘળા સંદેશાઓને પોતાના દ્વારા થઇને જવા આવવાનું મધ્ય બિંદુરૂપ સ્થાન છે.

## પ્રકરણ ૪.

આ બાબત જેમ બને તેમ સહેલાઈથી સમજાય તેટલા માટે એ સિદ્ધાંત સ્પષ્ટ જણાવવાની જરૂર છે કે જ્ઞાન એ સર્વત્ર વ્યાપી રહેલું છે. એવી એક પણ જગા નથી કે જ્યાં જ્ઞાન ન હોય. તે પૂર્વે હતું, આજે છે, અને હવે પછી સદાકાળ રહેશે, અર્થાત્ શાસ્ત્રો જેને અનાદિસિદ્ધ કહે છે, તેવું તે છે. જેમ હવા જેને જેટલી જોઇએ તેટલી અને જ્યારે જોઇએ ત્યારે વગર પૈસે મળી શકે છે તેમ જ્ઞાન પણ જેટલું જોઇએ તેટલું અને જ્યારે જોઇએ ત્યારે મળી શકે છે, કારણ કે તે સર્વત્ર વ્યાપક છે. સર્વત્ર વ્યાપી રહેલા આ જ્ઞાનમાંથી જેટલું જોઇએ તેટલું અને જે પ્રકારનું જોઇએ તે પ્રકારનું લેવાનો બાળક, યુવાન્ કે વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ, રાજા કે રંક સર્વને સરખો જ હક્ક છે, અને આ જ્ઞાનમાંથી મનુષ્ય જેટલું સમજવાનો અને ઉપયોગ કરવાનો અધિકારી થયો હોય છે, તેટલું તેને મળે છે. નદીમાંથી જેટલું જોઇએ તેટલું જળ પી લેવાનો સર્વને સરખો હક્ક છે, પણ ચકલી દશ બાર ટીપાં જ પી શકે છે, મનુષ્ય શેર બશેર પી શકે છે, અને હાથી એક પખાલ ભરીને પી શકે છે. આમ હોવાથી જ્ઞાનના ગ્રહણનો આધાર, ગ્રહણ કરનારની લાયકી-ઉપર આધાર રાખે છે.

જ્ઞાન સર્વત્ર વ્યાપી રહ્યું છે કે કેમ, એ શંકાનું સમાધાન આ લઘુ લેખમાં થઈ શકે તેમ નથી. ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ છે, અને તે સર્વત્ર વ્યાપી રહેલું છે, એવું શાસ્ત્રદ્વારા જાણનારને આ વિષયમાં શંકા થવી સંભવતી નથી. એમ છતાં જેમને શંકા રહે તેમણે શાસ્ત્રાભ્યાસદ્વારા તે શંકાને નિવૃત્ત કરવા પ્રયત્ન સેવવો.

પૂર્વે કહ્યું તેમ મગજ એ જ્ઞાનનાં આંદોલનોને અર્થાત્ વિચારોને ગ્રહણ કરનાર અને મોકલનાર યંત્ર છે. આંદોલનો ગ્રહણ કરવાના અને મોકલવાના તેના પોતાના નિયમો હોય છે, અને તે નિયમો વિશ્વમાં રહેલાં સઘળા પ્રકારનાં તેજ રંગ, અને ધ્વનિ સાથે બંધબેસતા આવે એવા હોય છે. મનુષ્ય ગમે તે ભાષા બોલતો હોય છે તો પણ તેનું મગજ આ નિયમોનો સ્વીકાર કરે છે, અને તેનો ઉપયોગ કરે છે. પ્રાપ્ત સ્થિતિ અથવા પ્રસંગથી વિચારનાં આંદોલનો પ્રકટી મગજમાં જ્યાં સુધી નથી પ્રવેશતાં અને મગજદ્વારા નેત્ર, કર્ણ, વગેરે ઇંદ્રિયોસુધી જ્યાં સુધી નથી પહોંચતાં ત્યાં સુધી આપણે જોઈ શકતા, સાંભળી શકતા, સ્પર્શ કરી શકતા, સુંઘી શકતા, અથવા સ્વાદને જાણી શકતા નથી.

જેમ કોઈ તારયંત્રઉપર કામ કરનાર મનુષ્ય કોઈ સંદેશો તારમાં મૂકે છે ત્યારે તે દિશામાં નાંખેલા તારનાં દોરડાંઉપર કામ કરનાર સઘળા જ મનુષ્યોને તે સંદેશાનું દર્શન

થાય છે, તે જ પ્રમાણે તમે અથવા કોઇ પણ મનુષ્ય વિચારનાં આંદોલનને પ્રેરે તો જે જે મનુષ્યનું મગજ તે ગ્રહણ કરવા યોગ્ય સ્થિતિમાં હોય તે મનુષ્યનું મગજ, તે આંદોલન જે સમયે પસાર થતું હોય છે તે સમયે કોઇ બીજા કામમાં ગુંથાયલું નથી હોતું તો તેને ગ્રહણ કરે છે, અર્થાત્ તે વિચારને જાણે છે.

વિશ્વમાં વ્યાપી રહેલા જ્ઞાનમાંથી જે પ્રત્યેક વિચારનું આંદોલન તમે સ્વીકારો છો, અને તેના ઉપર પ્રીતિની દૃષ્ટિથી જુઓ છો તે આંદોલન તમારા શરીરના બધા ભાગમાં ફરી વળે છે, અને શરીરના ચોકસ ભાગોને કાં તો નવા રચવામાં અથવા ફરી રચવામાં મદદ કરે છે અથવા તો તેમનો નાશ કરવામાં મદદ કરે છે; અને આમ કરીને તે વિચારનું આંદોલન શરીરના તે ભાગને પોતાને અનુકૂળ કરે છે, અર્થાત્ પોતાના આંદોલનને બહુ સત્વર ગ્રહણ કરવા યોગ્ય કરે છે. આથી કરીને બીજે પ્રસગે જ્યારે તેવું જ આંદોલન તેના પ્રતિ આવે છે ત્યારે તે તેને સત્વર પોતાના પ્રતિ આકર્ષી લે છે અને સહેલાઇથી તેને અનુકૂળ થઇ જાય છે.

માનસિક આંદોલનોના નિયમો સઘળા જ મનુષ્યોના એક જ હોવાથી જ્યારે કોઇ વિચાર કોઇ મનુષ્યના મગજમાં ઉઠે છે, ત્યારે જે તંતુઓમાં તેણે જેવાં આંદોલનો પ્રકટાવ્યાં હોય છે, તેવાં જ આંદોલનો બીજા મનુષ્યના મગજના તે તંતુઓમાં તે પ્રકટાવે છે, અને તેના મગજમાં તેવાં આંદોલનો પ્રકટતાં તે મનુષ્યને તે વિચાર શો છે, અને શાનો છે, તેનું ભાન થાય છે. સઘળા પ્રકારનાં તેજ, રંગ, અને અવાજ બીજું કંઇ જ નથી પણ અમુક સંખ્યાનાં આંદોલનો છે, અને તેથી કરીને કોઇ ચિત્ર જ્યારે આપણી નજરે પડે છે, ત્યારે તે ચિત્રના રૂપરંગનાં આંદોલનોપ્રમાણે જ આપણા મગજમાં આંદોલનો પ્રકટે છે, અને તેથી તે ચિત્ર જોવાને આપણે શક્તિમાન્ થઇએ છીએ.

વધારે સ્પષ્ટ સમજાય એટલા માટે એક ઉદાહરણ લેઇને આ વિષય સમજાવીએ. ધારો કે આપણા મગજમાં બાવન તંતુઓ છે, અને તે દરેક તંતુ મૂળાક્ષરના અક્ષરોનાં ઉચ્ચારપ્રમાણે આંદોલનો પ્રકટાવે છે; અર્થાત્ ક નો ઉચ્ચાર કરતાં જેટલાં આંદોલનો થાય તેટલાં આંદોલનો એક તંતુમાં થાય છે, જ નો ઉચ્ચાર કરતાં જેટલાં થાય તેટલાં બીજા તંતુમાં, એમ બાવને તંતુઓમાં બાવને અક્ષરોના ઉચ્ચારનાં આંદોલનો પૃથક્ પૃથક્ થાય છે. આમ હોવાથી કોઇ મનુષ્ય ચ નો ઉચ્ચાર કરે કે તરત જ તમારા મગજમાં ચ નો તંતુ, ચનો ઉચ્ચાર કરવામાં જેટલાં આંદોલનો થયાં હોય તેટલાં જ આંદોલનો તમારા મગજમાં પ્રકટાવે છે, અને આ પ્રમાણે તેટલાં આંદોલનો પ્રકટતાં તમને ચ નું જ્ઞાન થાય છે. (વસ્તુતઃ મગજમાં હજારો તંતુઓ છે પરંતુ ઉદાહરણરૂપે જ બાવન તંતુ લીધા છે.) હવે ધારો કે તમને પ્રેમનો વિચાર સ્ફુરે છે. આ વિચારનું તમને ભાન થાય છે. તેનું કારણ એ કે તમારા મગજમાં પ્ ર્ એ મ્ અને અ ના ઉચ્ચારમાં જે આંદોલનો થાય છે, તે થયાં છે. હવામાં પ્રેમના વિચારનાં આંદોલનો પસાર થતાં હોય છે, અને તમારા મગજની સ્થિતિ તેમને ગ્રહણ કરી શકે એવી તે સમયે હોવાથી તેઓ આકર્ષાઇને તમારા પ્રતિ આવ્યાં છે, અથવા કોઇએ પ્રેમના વિચારનાં આંદોલનો તમારા પ્રતિ પ્રેર્યાં છે, અને તેથી તમારા મગજના તંતુઓમાં તેટલાં જ આંદોલનો થવાથી તમને પ્રેમનો

વિચારનું ભાન થયું છે. આ પ્રેમના વિચારનાં આંદોલનો તમારા જ્ઞાનતંતુઓઉપર ફરી વળે છે, અને પોતાની સુખદ અસરનું તમને ભાન કરાવી આકાશમાં આગળ વધી જાય છે, અને માર્ગમાં બીજાં જે જે પ્રાણીઓનાં મગજ તેમને ગ્રહણ કરી શકે એવી હાલતમાં હોય છે તે સર્વમાં પોતાનાં આંદોલનો ઉત્પન્ન કરે છે અને તેમનામાં પોતાની સુખદ અસર પ્રકટાવે છે. શોકના, ક્રોધના, ભયના, દ્વેષના એ વગેરે વિવિધ નિંદ્ય વિચારોમાં પણ આમ જ થાય છે. ફેર માત્ર એટલો જ પડે છે કે તેઓ પોતાની પ્રતિકૂળ દુઃખદ અસર પ્રકટાવે છે, અને તેથી તમને લાભ ન થતાં હાનિ થાય છે.

વાતાવરણમાં જે સમયે પ્રેમના વિચારનાં અથવા દ્વેષના વિચારનાં આંદોલનો પસાર થતાં હોય તે સમયે તમારૂં મગજ કોઇ બીજા કામમાં અને વિચારમાં તલ્લીન થઇ ગયું હોય છે, તો તે આ પસાર થતા વિચારનાં આંદોલનોને ગ્રહણ કરવાયોગ્ય સ્થિતિમાં હોતું નથી, અને તેથી તે આંદોલનો તમારા મગજના તંતુઓને દોલાયમાન કરતાં નથી, અને તમને તે પ્રેમના અથવા દ્વેષના વિચારનું ભાન થતું નથી. જેમ ખુલ્લાં નેત્ર છતાં બીજા કોઇ કામમાં આપણું મગજ પ્રોવાઇ ગયું હોય છે, તો પાસે ધરેલા ચિત્રનાં આંદોલનો આપણા મગજમાં પ્રવેશી શકતાં નથી, અને તે ચિત્રનું આપણને ભાન થતું નથી, તેમ બીજા કામમાં એકાકાર થયેલા આપણા મગજને વાતાવરણમાં વહેતાં વિચારનાં આંદોલનોની કશી જ અસર થતી નથી. આથી વાતાવરણમાં વહેતા અસંખ્ય અયોગ્ય અને હાનિકારક વિચારનાં આંદોલનોની દુઃખદ અસરથી બચવાની કુંચી આપણને હસ્તગત થાય છે. અને તે એ કે ઉપયોગી, શુદ્ધ અને સુખદ વિચારોમાં જ આપણા મગજને નિરંતર પ્રોવાયલું રાખવું. મનુષ્યમાં નિશ્ચયબળ રહેલું છે, અને તે વડે તે અયોગ્ય વિચારોને પોતાના પ્રતિ આવતા ખાળી શકે છે.

સતારમાં કે સારંગીમાં જેમ આશાવરી કે બિહાગ વગેરે રાગો ભરી મૂકયા નથી, તથા તારયંત્રમાં સંદેશાઓ જેમ ભરી મૂકયા નથી, તથા ટાઇપરાઇટરમાં લખેલા પત્રો જેમ ભરી મૂકયા નથી તેમ આપણા મગજમાં વિચારો અને જ્ઞાન ભરી મૂક્યું નથી. જેમ વાદિત્રો રાગને પ્રકટાવવાનાં સાધનો છે. તેમ આપણું મગજ વાતાવરણમાંથી આવતા જ્ઞાનનું આપણને ભાન કરાવનારાં સાધનો છે, જેમ વાદિત્ર વગાડનાર વાદિત્રના તારને છેડે છે એટલે તેમાંથી સ્વર નીકળે છે, તેમ વાતાવરણમાં વહેતા વિચારો આપણા મગજના તંતુઓને છેડે છે, એટલે આપણને વિચારોનું ભાન થાય છે.

હજારો વિચારો આપણા આગળ થઇને નિરંતર વહ્યા જાય છે, પરંતુ આપણને તે વિષે કશું ભાન થતું નથી, કારણ કે તે વિચારોને આપણે આમન્ત્રણ આપેલાં નથી. ઘણા વિચારો આપણા પ્રતિ આવે છે, આપણા મગજના તંતુઓઉપર પસાર થાય છે, અને પસાર થઇને બહાર નીકળી જાય છે, પણ તેની જરા અથવા વિશેષ અસર આપણને થતી નથી; કારણ કે આપણને તેમનો તત્કાળ કશો ઉપયોગ હોતો નથી, તેથી અથવા બીજા કોઇ કારણથી, તેઓ આપણામાં ફેરફાર કરીને આપણું અંગરૂપ થઇ જાય ત્યાંસુધી આપણે તેમને ગ્રહણ કરી રહેતા નથી. ઘણા મનુષ્યો અજ્ઞાનજેવા રહે છે, તેનું કારણ જ્ઞાનના વિચારો તેમના મગજમાં પ્રવેશતા નથી, એ

નથી, પણ જે જ્ઞાનના વિચાર તેમના પ્રતિ આવે છે, તેના પ્રતિ તેઓ બેદરકાર રહે છે, અને તેમને પકડી રાખ્યાવિના અને તેમનો ઉપયોગ કર્યાવિના તેમને જેવા આવે તેવા વહી જવા દે છે.

કોઈ ખાસ વિચારનાં આંદોલનને પકડી રાખીને જ્યારે મગજના તંતુને અથવા તંતુઓને છેડેલી સ્થિતિમાં રાખી રહેવામાં આવે છે ત્યારે તે તંતુઓ તે જ વિચારને પછી આકર્ષ્યા કરે છે, અને મનની દૃષ્ટિઆગળ તે વિચારના જ ચિત્રને પ્રત્યેક સમયે વધારે અને વધારે સહેલાઇથી રજુ કરે છે. તમે તમારા ઓરડામાં સતારના કોઇ સુરને વગાડશો તો તેનું આંદોલન તે ઓરડીમાં બીજા જે જે સતાર પડયા હશે તે સર્વ સતારમાં તે સુરની સાથે મળેલા તારોમાં થથરાટ પ્રકટાવશે; અર્થાત્ તેઓમાં આંદોલનો પ્રકટાવશે. એક વાર પ્રકટેલું આંદોલન કદી નાશ પામતું જ નથી. તે સર્વદા આકાશમાં ગતિ કર્યા જ કરે છે. સતારનો તાર થથરનો બંધ પડી જશે અને આપણે કાને કશો જ અવાજ નહિ આવે પણ તેથી તે અવાજનું આંદોલન નાશ પામ્યું છે, એમ સમજવાનું નથી. તે આંદોલન તો ઓરડીમાંથી બહાર પ્રવાસ કરતું નીકળી પડયું હોય છે. જો તે ચાલતું ન હોત તો સતારને વાગતો આપણે કદી પણ સાંભળી શકત નહિ. આપણો કાન સતારના અવાજને સાંભળવા જે તારમાં તે ઉત્પન્ન થાય છે ત્યાં જતો નથી, પણ અવાજનું આંદોલન કાનપાસે આવે છે. તે જ પ્રમાણે આપણી આંખ કરોડો માઇલ દૂર રહેલા તારાઓને જોવા તારાઓપાસે જતી નથી, પણ તારાના તેજનાં અને રંગનાં આંદોલનો તારામાંથી નીકળી આપણા નેત્રની પાસે આવે છે અને તેના જ્ઞાનતંતુઓને અથડાય છે, અને આપણે તારાને જોઇએ છીએ. બહેરો મનુષ્ય સાંભળતો નથી, તેનું કારણ અવાજનાં આંદોલનો તેના કાનને અથડાતાં નથી એ નથી. અવાજનાં આંદોલનો તો તેના કાનને અથડાય જ છે, પણ તેના કાનનો પડદો બહુ જાડો થઇ ગયેલો હોવાથી તે આંદોલનોના અથડાવાથી તે કંપતો નથી, અને તેથી તેમાં આંદોલનો ઉપજતાં નથી. જેમ તાઉસમાં એક ઝીણા તારને છેડવાથી તેની પાસેનો બીજો ઝીણો તાર કંપે છે, પણ તે તારની જગાએ આપણે એક જાડો સળીયો બાંધ્યો હોય તો તે કંપતો નથી, તેમ સાધારણ સ્વરનાં આંદોલનના અથડાવાથી બહેરા માણસના કાનનો પડદો કંપતો નથી. જ્યારે ઘણી મોટી બુમ તેના કાનઆગળ પાડવામાં આવે છે ત્યારે તેનાં વધારે વેગવાળાં આંદોલનો જોરથી તેના કાનના જાડા પડદાને અથડાય છે અને તેમ થતાં તે ધ્રુજે છે, અર્થાત્ તેમાં આંદોલનો પ્રકટે છે, અને તે સાંભળે છે. ઓછું જોનાર અથવા ટુંકી નજરવાળા મનુષ્યના સંબંધમાં પણ એમ જ થયું હોય છે. નેત્રના જ્ઞાનતંતુઓમાં કંઈક બિગાડ થવાથી પ્રકાશનાં આંદોલનોવડે તેઓ બરાબર કંપતા નથી, અને તેથી ઓછું દેખાય છે. પાસેના પદાર્થોનાં બળવાન્ આંદોલનો જ તે તંતુઓઉપર અસર કરતા હોવાથી પાસેના પદાર્થો દેખાય છે.

સ્વાદને જાણનારી, ગંધને જાણનારી અને સ્પર્શને જાણનારી ઇંદ્રિયોના સંબંધમાં પણ એ જ નિયમ લાગુ પડે છે. આ કારણથી જ એકના એક પદાર્થનો સ્વાદ, વાસ, અને સ્પર્શ સર્વને સરખો અનુભવમાં આવતો નથી. ઇંદ્રિયોની તીવ્રતાઉપર જ વિષયોના અનુભવનો આધાર હોય છે. દોષવાન્ નેત્રવાળો એક દેખાવને જેવો જુએ છે,

તેના કરતાં નિર્દોષ નેત્રવાળો સેંકડો દરજ્જે વધારે સારો જુએ છે. કેટલીક સૂક્ષ્મ બાબતો દીવત્તાન્ નેત્રવાળાને જણાતી પણ નથી. આથી જ સર્વ મનુષ્યોનાં એકના એક પદાર્થનાં વર્ણન સરખાં હોતાં નથી. એકના એક પદાર્થને એક મનુષ્ય જ્યારે બહુ જ ખારો, અથવા ગળ્યો અથવા તીખો કહે છે, ત્યારે બીજાને તે જોઈએ તેટલો જ ખારો, ગળ્યો અથવા તીખો જણાય છે. એકનું એક જ ગાયન એકના હૃદયને પાણી પાણી કરી નાંખે છે, ત્યારે બીજાને તે ચકલીઓની ચીચીયારીજેવું લાગે છે. જેઓની ઇંદ્રિયો બહુ તીક્ષ્ણ હોય છે, તેઓનાં જ મનને પદાર્થોનાં વધારે યથાર્થ સ્વરૂપ સમજાય છે, અને તેથી કરીને તેઓની જ સ્મરણશક્તિ વધારે સારી હોય છે, અર્થાત્ તેઓ જ સાંભળેલી અથવા જોયેલી બાબતોને, સંપૂર્ણરીતે જ્યારે જોઇએ ત્યારે પોતાના મગજમાં ખડી કરી શકે છે.

આપણને જે જે અનુભવો થાય છે, તે સર્વનું મનની દૃષ્ટિઆગળ ચિત્રોરૂપે ભાન થાય છે. આમ હોવાથી ભૂતકાળમાં અનુભવેલા કોઇ વિષયનું ચિત્ર આપણે મગજમાં પાછું ખડું કરવું હોય છે, અર્થાત્ કોઇ વાતને પુનઃ સ્મરણમાં આણવી હોય છે ત્યારે, સતારના પડદાઉપર જેમ કોઇ આંગળી ફેરવી વળે તેમ આપણે મગજના તંતુઓઉપર મનોમયરીતે ફરી વળીએ છીએ; અને જ્યારે ખરા તંતુઓને સ્પર્શ થાય છે ત્યારે જ્ઞાનતંતુઓ તે ચિત્રને વાતાવરણમાંથી આકર્ષી આપણી દૃષ્ટિસમીપ ખડું કરે છે, અને પુનઃ આપણે તેનું અવલોકન કરીએ છીએ. વિચારમાં રહેલા આ પ્રકારના સામર્થ્યને લીધે આપણે અમર્યાદ જ્ઞાનને આપણાપ્રતિ આકર્ષી શકીએ છીએ, અને આપણે જોયેલા કોઇ પણ સ્થળને અથવા દેખાવને પુનઃ જોઈ શકીએ છીએ.

( અપૂર્ણ. )

---

અભ્યર્થના:

દુષ્ટ તથાપિ દાસ, આપતણો લહી સર્વદા,
અંતરમાં આભાસ, આપસ્વરૂપનો પ્રકટજો.
સ્મરૂં ન પ્રતિક્ષણ નાથ! તોપણ આપ દયાનિધે!
શિરથી રક્ષક હાથ, ક્ષણ પણ દૂર કરશો નહિ.
મનનો દુષ્ટ સ્વભાવ, નથી અજાણ્યો આપને,
તેથી દાખી પ્રભાવ, બલ હણજો તેનું પ્રભો;
કૃત દુરિતોથી દુઃખ, ક્ષણ ક્ષણ પીડા આપતું,
દીન કરીને સુખ, આપવિના ક્યાં યાચીએ?
જોજો સત્વર ઇશ; કરુણનયથી દાસને,
યાચું નમાવી શીશ, કાપો રજતમપાશને.

—શ્રીનિશ્ચયચંદ્ર.

---

# महात्मा अमितवर्चा

**અથવા**

# अद्भुत यन्त्र.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ    થી )



**શ્રી** અમિતવર્ચાના પધારવાથી સંભાષણશાલાનું રૂપાંતર થઈ જાય છે. શિષ્યવર્ગમાં એકદમ સંભ્રમ ઉત્પન્ન થાય છે. શ્રી કૃષ્ણની મુરલીના શ્રવણથી ગોપીઓને જેમ જગત્‌નું અભાન થઈ જતું હતું તેમ અમિતવર્ચાની સત્ત્વમયી મુખચ્છવિના દર્શનથી શિષ્યગણની વૃત્તિઓ વિશ્વપ્રપંચથી તત્કાલ વિમુખ થઈ જાય છે. શિષ્યો પોતાના અંગોની વિશેષ ચેષ્ટાવિના જ્યારે બેઠા હતા ત્યારે જે સંભાષણશાલા સામ્યાવસ્થાયુક્ત પ્રકૃતિજેવી લાગતી હતી,તેણે શ્રીઅમિતવર્ચાના આગમનથી થયેલા શિષ્યોના સસંભ્રમ ઉત્થાનને લીધે ક્ષુબ્ધદશામાં અવસ્થિત પ્રકૃતિનું સામ્ય ધારણ કર્યું છે. તેમાં વળી ગુરુશ્રીને સાષ્ટાંગ પ્રણામ અર્પણ કરવાના શિષ્યોના વેગે તે શાલાના  દેખાવને અભિનવવિલક્ષણતા સમર્પણ કરી છે. વાત્સલ્યમૂર્તિ, જ્ઞાનરાશિ શ્રી અમિતવર્ચાના પરમપાવન ચરણના સંચારથી પૃથ્વીનું અંતઃકરણ દ્રવીભૂત થઈ ગયું હોય, તે પિગળી જળરૂપ બની ગઈ હોય, તે જળપૃષ્ઠઉપર અમિતવર્ચારૂપ ઉત્થિતાવસ્થાવાળા નૂતન નારાયણ વિલસી રહ્યા હોય અને તેમના ચરણકમલમાં શિષ્યરૂપ મત્સ્યો સ્થિતિ કરી રહ્યા હોય એમ પ્રેક્ષકને ભાન થયાવિના રહેતું નથી. શિષ્યોના સર્વાંગે વ્યાપી રહેલી દીનતા, તથા વિશેષે કરીને તેમના મુખઉપર પ્રસરી રહેલી ગંભીરતા અને પ્રસન્નતા; બીજે પક્ષે શ્રી અમિતવર્ચાના મુખઉપર વ્યક્ત દેખાતી સ્મિતચ્છાયા તથા અમૂલ્ય આશીર્દાનના ભાવને સૂચવનાર તેમનાં દિવ્ય નેત્ર તથા સુકોમલ હસ્ત આ દેખાવનું અન્યને યથાસ્થિત પ્રદર્શન કરવા અલ્પમતિ લેખકની લેખિની અસમર્થ છે, કોઈ ચિત્રકાર કદાચ પોતાની પિંછીથી પ્રેક્ષકોના અંતરમાં તે ભાવો ઉપજાવી શકે તો તેણે પોતાને ધન્ય માનવો.

મહાત્માશ્રીને માટે ઉચ્ચ આસનની વ્યવસ્થા કરવામાં આવે છે. તેઓ તે ઉપર વિરાજમાન થયા પછી શિષ્યો બેસે છે. શ્રી અમિતવર્ચા કહે છે, કેમ સ્વયંજ્યોતિ ! આજ તમારા સંભાષણમાં શો વિષય ચાલી રહ્યો છે ?

સ્વયંજ્યોતિ ઉત્તર દે છેઃ હે ભગવન્ ! આપશ્રીનાં પાપપુંજહર ચરણકમલ સ્થપાવાથી આજે પુનઃ આ શાલા પવિત્ર અને વિભૂષિત થઈ છે. હે પ્રભો ! અંતર્યામીરૂપે અમને સર્વને ગુપ્ત બોધ અર્પનાર આપશ્રીનું અમને સ્પષ્ટ બોધ આપવાઅર્થે અત્ર પધારવું અનંત ઉપકારકર છે. દીપકોમધ્યે સૂર્યની પેઠે યોગીન્દ્રોમાં વિરાજમાન્ શ્રીગુરો ! મધ્યાહ્નનો સૂર્ય પ્રકાશ આપનાર છતાં શરીરના મસ્તકાદિ અવયવોને સંતપ્ત કરે છે, પરંતુ આપશ્રી તો અવર્ણનીય શીતલતાયુક્ત પ્રકાશના દાતા છો, તેમની યથાર્થ સ્તુતિ શી રીતે કરવી ? હે પરમ કૃપાલો ! આ મેઘરાજા વર્ષમાં અમુક ઋતુમાં વર્ષે છે, કોઈ સ્થલે વર્ષે છે તો કોઈ સ્થલે વર્ષતા નથી, કોઈકનાં ક્ષેત્ર અવૃષ્ટિથી ક્ષીણ થાય છે તો કોઈકનાં ક્ષેત્ર અતિવૃષ્ટિથી પાયમાલ થાય છે, અનેક વાર આંખ ખેંચાવી ખેંચાવીને પણ ટીપુંસરખું પણ પાડતા નથી, અને કેટલીક વાર રોષના આવેશમાં પૃથ્વીને લદબદ કરી નાંખે છે, પરંતુ આપશ્રીની કૃપા તો બારે માસ વર્ષે છે, અવૃષ્ટિ તેને સદા અજાણી છે, તેની અ-

નિરૂપિ અત્યંત દુઃખલય અને સૌખ્યપરાકાષ્ઠાને જ અર્પે છે—એવા આપશ્રીનું માહાત્મ્ય વર્ણવવાની ધૃષ્ટતા કોણ કરશે ?

હે સર્વજ્ઞ આપ્તકામ પ્રભો ! અમારા સંભાષણને જાણવાની આપની ઇચ્છા આપશ્રીના વાત્સલ્યને અનુરૂપ જ છે. મધ્યે મધ્યે અંતઃકરણની લઘુતાના આવિર્ભાવવાળી અમારી વાર્તા સાંગોપાંગ આપશ્રીને નિવેદન કરતાં અમારૂં અંતઃકરણ લજાય એ સ્વાભાવિક છે, પરંતુ આપનાં શ્રુતિતુલ્ય અમૃતસ્યંદી વચનોને શ્રવણ કરવાનો અત્યંત શુભયોગ અમારી તુચ્છ વાર્તાથી પણ મળતો હોવાથી તે પક્ષે અમારૂં નિકૃષ્ટ સંભાષણ પણ ધન્ય છે. નાનામાં નાની નદી પણ અગાધ મહાસાગરનો સંયોગ કરાવે છે તેમ અમારી તુચ્છતમ વાર્તા પણ કૃતકૃત્યતાજનક આપશ્રીનાં બોધમય વચનોનું પાન કરાવે છે. પ્રભો ! આજનો વિષય ' પૂજ્યત્વનું અવલંબન ' એ હતો. વ્યાવહારિક અને પારમાર્થિક પૂજ્યત્વ એમ બે પ્રકારે વિભાગ પાડવામાં આવ્યા હતા. પારમાર્થિક પૂજ્યત્વના હેતુરૂપે શ્રેષ્ઠ જ્ઞાન, યોગ અને ભક્તિને સ્થાપવામાં આવ્યાં હતાં. વ્યાવહારિક પૂજ્યત્વસંબંધે વિદ્યા, કલા, વીરત્વ, સત્તા, લક્ષ્મી, વય–ઇત્યાદિનો વિચાર ચાલતો હતો, એટલામાં બંધુ સદસાંશુએ પોતાની લાંબા સમયની એક શંકા પ્રકટ કરી. તે શંકા ......

સ્વયંજ્યોતિનો ક્ષોભ જોઈ શ્રીઅમિતવર્ચા કહે છે, જ્યાંપર્યંત સાધકઅવસ્થા છે, અને સિદ્ધદશાનો અનુભવ નથી ત્યાંપર્યંત અંતઃકરણમાં શંકાનો ઉદ્ભવ થવો એ યુક્ત જ છે. શંકા પણ બે પ્રકારની હોય છે; એક પોષક, અને બીજી શોષક. પોષક શંકા ખાડો ખોદી થાંભલાને હચમચાવી તેમાં તેને સ્થિર કરવા જેવી છે; અંતઃકરણના સ્થૈર્યમાં તે ઉપકારક છે. શોષક શંકા થાંભલાજેટલો અથવા થાંભલાકરતાં વધારે ઉંડો ખાડો ખોદી થાંભલાને તેમાં ઉતારી ગુપ્ત કરવા જેવી છે; અંતઃકરણના સ્થૈર્યની તે વિઘાતક છે શાસ્ત્ર–સદ્ગુરુ–અનુભવ એ ત્રિમૂર્તિના ચરણે શંકાનું નિવેદન કરનાર પુરુષ કદાપિ શોષ્ય હોતો નથી. અજ્ઞાનરૂપ અંધકારને વિખેરવામાં જેના અંતઃકરણના અંશુઓનું સામર્થ્ય સર્વને વિદિત છે તે સદસાંશુની શંકા પોષક જાતની હોવી ઘટે છે, અથવા તો તે વિનોદરૂપ જ હશે. તેનું સમાધાન અબાધિતરીતે થાઓ, અને તેવું નિવેદન અબાધિત રીતે પરમાત્મા કરો. મારૂં અત્ર આગમન તમારા સંભાષણના અનુસંધાનમાં પ્રતિબંધકરૂપે ગણવાનું નથી.

આટલું કહી શ્રીઅમિતવર્ચા પોતાની ઐશ્વર્યસૂચક કરુણાર્દ્રદૃષ્ટિ એકેકી સભામાં ચારે કોરે પ્રસારે છે. કોઈ અલૌકિક પ્રવાહમાં જાણે સ્નાન કર્યું હોય અને દિવ્યરસ પ્રાપ્ત થયું હોય એમ સર્વને ભાન થાય છે. દૃષ્ટિ સહેજાંજ પાસેના ભૂમિપ્રદેશઉપર સ્થપાય છે. માતૃકુક્ષિમાં ચતુર્થ માસે જેમ ગર્ભનું સ્ફુરણ થાય છે તેમ સિદ્ધસભામાં સળવળાટનો આરંભ થાય છે, અને થોડીક ક્ષણમાં તો શ્રીઅમિતવર્ચાના આગમનપૂર્વે જેવું અનિયંત્રિત સ્નેહવર્તન હતું તેવું તેમના સમક્ષ લગભગ થઇ રહે છે. શિષ્યો ગુરુઅભિમુખ બેઠા હતા તે બે વિભાગમાં સામસામા બેસે છે. શ્રીઅમિતવર્ચા તટસ્થ–સભાના અંતર્યામીરૂપે વિરાજી રહ્યા છે.

પ્રભાવર્ચસી કહે છે, પ્રિયબંધુ સદસાંશુ ! આપણા ગુરુશ્રીનું ઐશ્વર્ય અપરિમિત છતાં તેઓ તેને કોઈ દિવસ કેમ પ્રકટ કરતા નથી, એવી તમને જે શંકા દીર્ઘસમયથી થયા કરે છે તેના સંબંધમાં પૂછવાનું કે પ્રભુનિયતિ શ્રી મહેશ્વરનું ઐશ્વર્ય અપરિમિત છતાં તેઓ પણ તેને કેમ પ્રકટ કરતા નથી ?

બૃહત્તપા કહે છે, અને શ્રી મહેશ્વર પોતાનું ઐશ્વર્ય પ્રકટ કરે છે તેમ આપણા

ગુરુશ્રીએ પણ પોતાનું ઐશ્વર્ય પ્રકટ કર્યું નથી, કરતા નથી, અને કરશે નહિ ! આપણને વિસ્મૃતિ તો નહિ થતી હોય ?

જિતતૃષ્ણ કહે છે, વિસ્મૃતિની વાત જવા દોને, નથી પ્રકટ કર્યું એમ જ સ્વીકારોને. તોપણ શું કોઇ એમ કહી શકશે કે ઐશ્વર્ય પ્રકટ કરવામાં જ ઐશ્વર્ય રહેલું છે ! ઐશ્વર્યની ગુપ્તિ કરવામાં શું ઐશ્વર્ય રહેલું નથી ?

પંક્તિપાવન કહે છે, અરે ! ગમે તેમ હો. ગુરુશ્રીનું ઐશ્વર્ય પ્રકટ જ છે. દોષ આપણો ને આરોપ અન્ય શિર ! વાદળથી ઢંકાયલો સૂર્ય પણ વાદળાની પ્રતીતિ નથી કરાવતો શું ? સૂર્ય ઢંકાતો જ નથી. આપણી દૃષ્ટિનું જ આવરણ થાય છે. આપણા ગુરુશ્રીનું ઐશ્વર્ય અહર્નિશ પ્રકટ જ છે.

તીર્થસ્નાત કહે છે, યથાર્થ છે. સર્વ વૈભવથી પરિવૃત્ત કોટિપતિને સાદાઇ રાખવામાં અંતઃકરણનો ઓછો નિગ્રહ જોઇતો નથી, તેમ ઐશ્વર્યપતિ આપણા ગુરુશ્રીનુ પ્રવૃત્તિસારલ્ય અંતઃકરણની અલૌકિક અવસ્થારૂપ ઐશ્વર્ય જ દર્શાવે છે.

વ્રતબંધુ કહે છે, અને જો ગુરુશ્રીના ઐશ્વર્યના પ્રકટીકરણના દૃષ્ટાંતો જ જોઇતાં હોય તો તે શું મળી આવે એમ નથી ? મને પોતાને થોડાક માસ ઉપર ઉગ્ર જ્વર આવતો હતો, અને કોઇ ઉપાયે મટતો ન હતો ત્યારે ગુરુશ્રીએ શું આપના સર્વના દેખતાં વિલક્ષણ કરુણદૃષ્ટિપાત કરી મારા શરીરઉપર પોતાનો સુકુમાર વરદ હસ્ત સ્થાપી તે જ્વરને તત્કાલ મટાડ્યો ન હતો ?

પ્રસન્નાત્મા કહે છે, અને શું પરમદિવસે જ, પૂર્વરાત્રિએ જંતુના કરડવાથી મારા ગાલપર ચઢી ગયેલો સોજો ગુરુશ્રીએ પોતાના સુધાસ્યન્દી કરકમલના સ્પર્શથી તત્ક્ષણ ઉતાર્યો ન હતો ?

સંદેહશીલ કહે છે, એવા દૃષ્ટાંતોની કિંમત બહુ ન્યૂન છે. ઉદાહરણો કેવલ શ્રદ્ધાઉપર સ્થપાયલાં હોવાં જોઇએ નહિ, પરંતુ ત્રાહિત માણસના—અશ્રદ્ધાળુના પણ કાન પકડાવે એવાં જોઇએ.

નવપ્રવિષ્ટ કહે છે, અર્થાત્ ઐશ્વર્યનો પ્રયોગ સાબીત અને સામાજિક હોવો જોઇએ એમ તમારૂં કહેવું છે. રંગભૂમિઉપર જેમ પાત્ર પોતાનો ભાગ ભજવે છે તેમ ઐશ્વર્યવ્યાપક સર્વ લોકસમક્ષ પોતાના ઐશ્વર્યનું પ્રકટીકરણ કરવું જોઇએ. પરંતુ એવે પ્રકારે ઐશ્વર્ય પ્રકટ કરાવવાનો અભિલાષ શું ઐશ્વર્યવાનને નાનમ આપવાસરખો નથી ? અને એ રીતે ઐશ્વર્યનો સ્ફોટ શું ઐશ્વર્યવાનને હાનિ કરતો નહિ હોય ?

કૌતુકી કહે છે, એમ કરવાથી જો ઐશ્વર્યની હાનિ થતી હોય તો મૂળ જ ઐશ્વર્યની અલ્પતા સમજવી. પચીસ ટીપાંજેટલું જલ સમુદ્રમાંથી કાઢ્યાથી સમુદ્ર જો શોષાઇ જતો હોય તો તેને સમુદ્ર એ ગંભીર સંજ્ઞા કોણ આપશે ? નવું નવું જાણવાની ઇચ્છા મનુષ્યના અંતઃકરણમાં ઉઠવી એ સ્વાભાવિક છે. કોઇ કુતૂહલખાતર જ નવીન જાણવાની ઇચ્છાવાળા હોય, તેમ બીજે પક્ષે કોઈ નવીન જ્ઞાનનો સાક્ષાત્ ઉપયોગ કરવાના સ્તુત્ય આશયવાળા હોય છે.

તિગ્મશસ્ત્રી કહે છે, બંધુ કૌતુકી ! તમે ખરેખરા સપડાયા છો, કુતૂહલીના કુતૂહલની તૃપ્તિઅર્થે જ આપણા ગુરુશ્રીને શ્રમ આપવાની અયોગ્યતા તમે સ્વીકારશો જ, અને બીજા જે સરલ અંતઃકરણના યથાર્થ જિજ્ઞાસુ લોકો તમે કહ્યા તેમને ગુરુશ્રીનાં ચરણકમલનો આશ્રય લેતાં કોણ અટકાવે છે ? ગુરુશ્રીએ પોતાને ઐશ્વર્ય દર્શાવવા તેમના સમક્ષ જવું, એમ તમે કહેવા માગો છો ?

( અપૂર્ણ )

કના પ્રકાશનું વ્યવધાન થયે જેવી અનુપલબ્ધિ થાય છે તેવો જ છે, તો પછી એમાં સ્નાન કરવું, દાન કરવું, વસ્ત્રનું પ્રક્ષાલન કરવું ઇત્યાદિ ક્યાં રહ્યું એવી શંકા આ વિજ્ઞાનની પ્રક્રિયા જાણનાર કેટલાકને ઉદ્ભવે છે. અને તે ઉપરથી કેટલાક એવું પણ માને છે કે અહિં વિજ્ઞાન અને શાસ્ત્રનો વિરોધ છે. શાસ્ત્રમાં કહેલું અજ્ઞાનમૂલક છે અને વહેમમાત્ર છે તેથી એવું કંઇ કર્તવ્ય નથી. ગ્રહણ એ સામાન્ય વ્યતિકર છે; પૃથિવી અને ચંદ્રની સ્થિતિવિશેષથી થતો રહે છે. તેમાં સ્નાન શું કરવું, દાન શું કરવું વગેરે.

આ જ પ્રમાણે વિવિધ સ્થળે અને વિવિધ પ્રસંગે શાસ્ત્ર અને વિજ્ઞાનનો વિરોધ કલ્પી શાસ્ત્રમાં કહેલી વાત અપ્રમાણ છે અથવા વહેમની જ માત્ર વાત છે એમ કેટલાક સૂચવે છે. વિશેષે કરીને જે બાળક પ્રજાને વિજ્ઞાનની શોધો જણાવવામાં આવે છે તેમનાં મન શાસ્ત્રના સિદ્ધાન્તમાં નિષ્ણાત થયાં હોતાં નથી અને તેઓ પોતે વિજ્ઞાન અને શાસ્ત્રનો અવિરોધ કરી શકે તેમ નથી, તેથી તેમનાં ઉછરતાં મન શાસ્ત્રની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા વિશેષ તત્પર થઇ જાય છે.

શાસ્ત્રનું સ્વરૂપ જાણનાર મનુષ્યો આ શંકાને અવકાશરહિત જ ગણે તેમ છે. તેઓ સારી રીતે જાણે છે કે શાસ્ત્ર અને વિજ્ઞાનનો વિરોધ હોવાનો જ સંભવ નથી. પ્રથમ તો વિજ્ઞાન તથા શાસ્ત્રની મર્યાદા ભિન્ન ભિન્ન છે; એ બંને જૂદી જૂદી ભૂમિકામાં પોતાનો વ્યાપાર કરે છે, પોતાનું રાજ્ય ભોગવે છે. વિજ્ઞાન માત્ર તે તે હકીકતને જણાવનાર વિદ્યા છે અને અમુક અમુક વ્યતિકર કેવી રીતે, કઇ સ્થિતિથી થાય છે તે જ જણાવે છે. પણ તે વ્યતિકરનું શું મૂલ્ય છે તે આંકવાનું કામ વિજ્ઞાનનું નથી, વિજ્ઞાનને એ મૂલ્યસાથે સંબંધ જ નથી. ત્યારે શાસ્ત્ર પ્રત્યેક હકીકતનું મૂલ્ય આંકનાર અને તેથી તે ઉપરથી યોગ્ય કર્તવ્યને ઉપદેશનાર છે. આમ હોવાથી જ હિતનું શાસન કરનાર તે શાસ્ત્ર છે એમ કહેવા માનવામાં આવે છે. પ્રત્યેક વ્યતિકર મનુષ્યના હિતમાં શો ભાગ ભોગવે છે અથવા તેને એ હિતના સાધનરૂપ કેવી રીતે કરવો એ પ્રતિ લક્ષ રાખી શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે અને વિજ્ઞાનને એ હિતસાથે સાક્ષાત્ સંબંધ નથી. વિજ્ઞાન જણાવે છે કે દારૂગોળો અમુક પ્રકારે તૈયાર કરાય છે. અમુક અમુક પદાર્થોનું અમુકપ્રમાણમાં મિશ્રણ થાય તો એ મિશ્રણ અવાજસાથે ફાટે છે. આ જણાવી વિજ્ઞાન વિરમે છે. પણ પછી એ મિશ્રણનો મનુષ્યના હિતને માટે કેવી રીતે ઉપયોગ કરવો એ એ વિજ્ઞાનની મર્યાદાથી બહાર છે આમ હોવાથી જ એ દારૂગોળાનો હિંસ્ર પશુ આદિને મારવામાં ઉપયોગ થઇ શકે તે જ પ્રમાણે મનુષ્યને, સજ્જન મનુષ્યોને મારવામાં પણ ઉપયોગ થઇ શકે છે. શાસ્ત્ર હવે જણાવે કે દારૂગોળાનો ઉપયોગ પ્રથમ કાર્યમાં કરવો અને દ્વિતીય કાર્યમાં ન કરવો, દ્વિતીય કાર્યમાં કરનાર પાતકી થાય છે તો એમાં વિજ્ઞાન અને શાસ્ત્રનો ક્યાં વિરોધ રહ્યો ? વિજ્ઞાન જણાવે છે કે હીરો એ કારબનમાત્ર છે; રસાયન તત્ત્વના નિયમથી એનામાં અને કારબનમાં જરા પણ ભેદ નથી. તેટલા ઉપરથી કોઇ શંકા કરે કે હીરો તો કોયલો જ છે તો પછી શા માટે એનું કોયલાથી અધિક મૂલ્ય ગણવું, એને માટે શા માટે લોકો અધિક પૈસા લે છે; હીરાનું અધિક મૂલ્ય લેનાર મનુષ્યોને છેતરે છે, કેમકે, હીરાને કોયલાથી અધિક મૂલ્યવાન્ ગણવો એ વહેમ માત્ર છે, એ રસાયનશાસ્ત્રના

નિયમથી વિરુદ્ધ છે, વગેરે, તો આ આક્ષેપ કરનારની મતિને ઝવેરી લોક ઉપહાસને પાત્ર જ ગણે છે. હીરાનું મૂલ્ય આંકવું એ ઝવેરીની વિદ્યાનું કામ છે અને રસાયનવિદ્યા તો એનું તત્ત્વમાત્ર જણાવી વિરમે છે.

વિવિધ વનસ્પતિઓ અને ઔષધમાં વપરાતા પદાર્થો સમાન તત્ત્વોના બનેલા છે એમ રસાયનવિદ્યા જણાવે છે તે ઉપરથી સર્વ રોગોમાં અનિયમે એ સર્વેનો ઉપયોગ કરવાની દલીલ કરનારની મતિની પ્રૌઢતા વૈદ્યવિદ્યા સ્વીકારે તેમ નથી, અને એમ કરનારને મંદમતિ જ ગણે તેમ છે એટલું જ નહિ પણ એવા પ્રયોગ મનુષ્યોપર કરનારને સરકાર સજા કર્યા વિના રહે તેમ નથી.

હવાની અંદર ઓક્સીજન, નાઇટ્રોજન આદિ પદાર્થો છે અને તેમાં નાઇટ્રોજનનો મોટો ભાગ છે અને હવા આપણે શ્વાસમાં લેવી પડે છે, આપણું જીવન તે પર ચાલે છે એ પ્રમાણે જાણનાર મનુષ્ય એકલા નાઇટ્રોજનનો વાસ લેવા જાય છે તો મોટી હાનિને જ પાત્ર થાય છે.

સંક્ષેપમાં જણાવવાનું કે તે તે વ્યતિકર શા છે, શા કારણોથી ઉપજે છે એ જણાવનાર વિદ્યા તથા તે વ્યતિકર શા હિતમાં ઉપયોગી છે અથવા હિતમાં કેવી રીતે ઉપયોગ કરી શકાય છે તે જણાવનાર વિદ્યા—એ બંનેની મર્યાદા ભિન્ન ભિન્ન છે અને તેથી એ બેમાં વિરોધ હોઇ શકતો નથી.

આ નિયમથી જોતાં અમુક અમુક તિથિ અમુક રીતે થાય છે તે જણાવવું એ વિજ્ઞાનનું કામ છે અને એ પ્રમાણે તે જણાવે છે. અને શાસ્ત્રએ તિથિની મનુષ્યના સ્વભાવપર, કૃતિપર અને હિતપર શી અસર થાય છે તેને જોનાર છે અને તેને ઉદ્દેશીને કર્તવ્યનું વિધાન કરનાર છે તેથી એ બંનેની મર્યાદા ભિન્ન ભિન્ન છે તેથી ઉભય સાથે હોઇ શકે છે અને એકબીજાને અસત્ય, અપ્રમાણ ઠેરવી શકે તેમ નથી.

વિજ્ઞાન કારણની શોધ કરી તે તે વ્યતિકરને સકારણ સ્પષ્ટ કરે છે અને તેથી વિસ્મયનો અન્ત આણે છે. અમુક વ્યતિકર કેવી રીતે થાય છે તે જ્યાં સુધી સકારણ સ્પષ્ટ થતું નથી ત્યાં સુધી તેને જોનારને વિસ્મય થાય છે, પણ જ્યારે તેને સકારણ સમજવામાં આવે છે ત્યારે તે વિસ્મય રહેતો નથી. સીનેમામાં મનુષ્યો, આકૃતિ વગેરે કેવી રીતે ચાલે છે, આખી ગતિ કેવી રીતે જણાય છે એ ન જાણનારને એથી વિસ્મય થાય છે. જેઓ જાણે છે કે નેત્રદર્પણપર પડેલું પ્રતિબિંબ $\frac{1}{8}$ સેંકડસુધી ત્યાં રહે છે અને તેથી એ સમયપછી બીજુ પ્રતિબિંબ પડે છે. તો તે બંને અસંબદ્ધ જણાય છે. પણ જો એ સમય વ્યતીત થાય ત્યાર પૂર્વે બીજું પ્રતિબિંબ નેત્રદર્પણપર આવી પડે છે તો તે સંયુક્ત ભાસે છે. આથી કરીને સીનેમામાં એવી ત્વરિત ગતિથી ફિલ્મને ફેરવવામાં આવે છે કે $\frac{1}{8}$ સેકન્ડપૂર્વે તે તે પ્રતિબિંબો નેત્રદર્પણપર પડ્યા કરે અને તેમ થતાં એ સર્વ સંયુક્ત ભાસે એ સ્વાભાવિક જણાય છે; એમાં વિસ્મયનું કારણ રહેતું નથી. જાદુગર હાથ ચાલાકી વગેરેના ખેલો કરે છે ત્યારે તેનું રહસ્ય ન જાણનાર એ જોઇ વિસ્મયને તથા તેને લીધે આનંદને પામે છે પણ એ ખેલો કેવી રીતે થાય છે, તે તે પદાર્થો કેવી યુક્તિથી સંતાડવામાં અથવા ખસેડવામાં આવે છે તે બરાબર સમજનાર વિસ્મયને પામતો નથી અને તે વડે ઉત્પન્ન થતા આનંદને પણ પામતો નથી. આ જ પ્ર-

માણે જ્ઞાનનું સર્વત્ર એ જ ફળ છે કે અજ્ઞાનજન્ય વિસ્મય દૂર કરવો. વિજ્ઞાન જ્ઞાનરૂપ છે તેથી તે તે વ્યતિકરોનાં કારણોને સ્પષ્ટ કરી વિસ્મયને દૂર કરે છે. વિજ્ઞાનના મૂળમાં વિસ્મય જ હોય છે, વિસ્મયને લઈને જ તે તે શોધમાં પ્રવૃત્તિ થાય છે અને તે તે શોધ પૂર્ણપણે થયે તે તે વિસ્મયનો અન્ત આવે છે.

આથી ઉલટું ધર્મશાસ્ત્રના મૂળમાં વિસ્મય છે જ નહિ. વિસ્મયથી વા કુતૂહલથી ધર્મશાસ્ત્રના નિયમો જાણવામાં અથવા ઉપદેશવામાં પ્રવૃત્તિ થઇ નથી. પણ હિતની ઇચ્છા જ પ્રધાન કારણ છે. તેથી વિજ્ઞાન વિસ્મયનો અન્ત આણનાર છે અને શાસ્ત્રહિતનો ઉપદેશ કરનાર છે.

વળી વિજ્ઞાન એકદેશી છે ત્યારે શાસ્ત્ર સર્વદેશી છે. વિજ્ઞાન પોતપોતાની શાખાનું જ નિરીક્ષણ કરી પ્રવૃત્ત થાય છે, રસાયનવિજ્ઞાન પોતે પદાર્થોની પૃથક્કૃતિનો ઉદ્દેશ લીધો છે તેને જ અવલંબી તે કાર્ય કર્યું જાય છે. જે પદાર્થોની એની પ્રયોગશાળામાં લાવી નહિ શકાય તેની સાથે એ સબંધ રાખતું નથી. ખગોળવિદ્યા તારામંડ ઇત્યાદિનું જ નિરીક્ષણ કરી રહે છે. ભૈષજ્ય વિદ્યા રોગો, તેનું નિદાન તથા ચિકિત્સાપ્રતિ જ લક્ષ આપી રહે છે. યુદ્ધકલાવિજ્ઞાન યુદ્ધના સંબંધમાં પોતાને સંકુચિત કરી રહ્યું છે. આમ લૌકિક વિજ્ઞાન તે તે પોતાના સ્વીકારેલા એક દેશને જ અવલંબી રહે છે. ત્યારે શાસ્ત્ર સર્વદેશી છે. શાસ્ત્રનો પ્રધાન ઉદ્દેશ મનુષ્યનું હિત છે. એ હિત જેમ ઐહિક છે તેમ પારલૌકિક પણ છે અને અલૌકિક પણ છે. જીવ આ મૃત્યુલોકમાં જ રહેનાર અને મનુષ્યશરીરની સાથે ઉત્પન્ન થનાર તથા મનુષ્યશરીરના પડવાથી વિનાશ પામનાર વ્યક્તિ નથી, પણ વિવિધ યોનિમાં ભ્રમણ કરનાર, વિવિધ શરીરોને વસ્ત્રોની માફક કાઢનાર અને પહેરનાર છે તથા વિવિધ લોકમાં ગતિઆગતિ કરનાર છે. તેથી એ જીવનું હિત તે મૃત્યુલોકમાત્રમાં જ સમાપ્ત થતું નથી પણ એ સાથે સર્વ લોકમાં પણ રહેલું છે. અને તે સાથે જીવનું વારતા સર્વોત્કૃષ્ટ હિત તે પોતાના મૂળ કારણરૂપ પરમાત્માસાથે અભિન્નરૂપે થઇ રહેવામાં છે. તેથી જીવનું હિત ઐહિક છે, પારલૌકિક છે અને અલૌકિક પણ છે. તેથી એ હિતનું સાધનાર અને એ હિતનો ઉપદેશ કરનાર શાસ્ત્ર પોતાની દૃષ્ટિ માત્ર ઐહિક હિતપર રાખતું નથી પણ તે સાથે ઇતર બે હિતપ્રતિ પણ વાળે છે અને પછી જે ક્રિયા એ સર્વનો વિચાર કરતાં પરિણામે અધિક હિતકર હોય તેને જ શાસ્ત્ર શાસ્ત્રતરીકે વિધાન કરી શકે છે અને જે પરિણામે અધિક અહિતકર હોય તેનો જ નિષેધ કરી શકે છે. આથી શાસ્ત્રે વિધાન કરેલી કોઇ ક્રિયા ઐહિક કષ્ટ આપનાર આપાતતઃ દેખાય છે, વિજ્ઞાન એ ક્રિયાને ઐહિક સહજ કષ્ટ આપનાર જણાવે તો તેટલાથી વિજ્ઞાન અને શાસ્ત્રનો વિરોધ સિદ્ધ થતો નથી. શાસ્ત્રે એવું કહ્યું જ નથી કે એ ક્રિયા ઐહિક તાતકાલિક આનંદ આપનાર છે, શાસ્ત્ર એને અધિક હિતકર જ માત્ર જણાવે છે. બાલકને અથવા યુવાનને કડુ ઔષધ આપવામાં આવે છે તે ઔષધ તાતકાલિક કષ્ટપદ જણાતાં છતાં પરિણામે હિતકર છે, અહિતકરતાં અધિક હિતનું સાધક છે માટે જ સુજ્ઞ લોક તેને આપતાં અથવા લેતાં સંકોચ ધરતા નથી.

(અપૂર્ણ.)

# वेदान्तनिबन्धमाला.

## ( २ )

### સાધનપ્રણાલિકા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૬ થી. )

ઈશ્વરાર્પણબુદ્ધિથી નહિ પરંતુ ઇષ્ટફલની પ્રાપ્ત્યર્થે અને અનિષ્ટ ફલની નિવૃત્ત્યર્થે જે ધર્માચરણ કરવામાં આવે છે તે યોગ્ય દેશ, કાલ અને કર્તાના પ્રયત્નને અનુસાર પોતાનું નિયત ફલ પ્રકટાવે છે. આ પ્રકારના ધર્માચરણને સકામ કર્મયોગ કહે છે. આ સકામ કર્મયોગ બાહ્ય અનુકૂલ સામગ્રીને રચી આપે છે અને આંતર સુખાનુભવની સામગ્રીને રચી આપે છે. બાહ્ય સામગ્રીને પ્રકટ કરવાના ધર્મના પરિણામને અર્થસિદ્ધિ કહે છે અને આંતર સામગ્રીને પ્રકટ કરવાના ધર્મના પરિણામને કામસિદ્ધિ કહે છે. અર્થ શબ્દવડે કેવળ ધનનો સ્વીકાર કરવાનો નથી પણ સઘળી વ્યક્તિની બાહ્ય પદાર્થોની ઇષ્ટ સામગ્રીનો તેમાં સમાસ થાય છે. આથી મારો અર્થ તે આપનો અર્થ ન હોય અને આપનો હોય તે મારો ન પણ હોય. ધર્માનુકૂળ જે સામગ્રી ન હોય તે વસ્તુતઃ અર્થ નથી પણ અનર્થ છે, અને તેથી જે ધનાદિ સંપત્તિ ધર્માનુકૂળ ન હોય તે અનર્થની પોષક હોવાથી અધર્મજન્ય ગણી ત્યાગ કરવાયોગ્ય જ ગણાય છે હવે ધર્માચરણ હોય, તેને અનુકૂલ અર્થસામગ્રી પ્રાપ્ત થાય પરંતુ ભોક્તાનું શરીર, અને ઇન્દ્રિયોનું ભોગવવાનું સામર્થ્ય ન હોય તો સકામ કર્મયોગ ચરિતાર્થ થતો નથી. આથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ ઇત્યાદિ બાહ્યાર્થ ધર્માનુકૂળ પ્રાપ્ત થયા હોય, તે વડે તે તે વિષયની વાસનાથી તૃપ્તિ કરવારૂપ પુરુષાર્થને કામસિદ્ધિ કહે છે.

જેમ ધનવડે બાહ્ય સામગ્રી પ્રાપ્ત થતી હોવાથી અર્થનો સંકુચિત અર્થ ધન ગણાય છે, તેમ સ્રીરૂપ સાધનવડે પંચવિધ વિષયની વાસના તૃપ્ત થતી હોવાથી કામ શબ્દનો સંકુચિત અર્થ સ્રીવિષયક વાસના ગણાય છે. વસ્તુતઃ અર્થ અને કામનો ઉપર જણાવ્યા મુજબ વિસ્તૃત ભાવ છે, અને તે ભાવને લક્ષમાં લઇ તેને પુરુષાર્થમાં આપણા પ્રાચીન પુરુષોએ ગણ્યા છે.

આ પ્રકારના ધર્મ, અર્થ અને કામ એ ત્રિવ્યૂહની પરસ્પર અબાધિત સિદ્ધિ નિષ્કામ કર્મયોગને જન્મ આપે છે; અર્થાત્ ઈશ્વરાર્પણબુદ્ધિનો ઉદય કરાવે છે. સૌભરિ આદિનાં દૃષ્ટાન્તો આ જ અંતર્ગત નિયમને લક્ષમાં લઇ પ્રવૃત્ત થયેલાં છે.

બાહ્યાર્થની વાસના હોય, તે તૃપ્ત કરવા ઇન્દ્રિયગ્રામનો વેગ હોય તો તેને ધર્મબંધનમાં નાખી દૃષ્ટાર્થની સિદ્ધિએ પુનઃ અતૃપ્તિનો ઉદય થતાં; પુનઃ પ્રયત્ન, પુનઃ ઇષ્ટફલની પ્રાપ્તિ, પુનઃ ક્લેશ–ઇત્યાદિ પરંપરાથી વૃત્તિ બોધ પામે છે પરંતુ ધર્મબંધનને અનુકૂળ અર્થકામ પ્રવૃત્ત થયા હોય તો જ, નહિ તો બોધ નહિ, પણ જડતા અને અવનતિ જ પ્રકટે છે. આ કારણથી આ ત્રિવ્યૂહની અબાધિત સિદ્ધિ પ્રાપ્ત કરવા આપણા તત્ત્વજ્ઞોનો આદેશ છે. કેવળ અર્થસિદ્ધિ માત્ર ભોક્તાને બોજારૂપ થાય છે; કેવળ કામસિદ્ધિ અધર્મમાં ખેંચી જઇ સત્વર અનર્થને પ્રકટાવે છે; અને ઈશ્વરાર્પણબુદ્ધિવિનાનું અથવા અમુક ઇષ્ટફલના ઉચ્ચ આશયવિનાનું ધર્માચરણ કર્મઠતા અથવા જડતાને લાવે છે.

મોટા શ્રીમાનોની સ્થિતિ જ્યાં ઇન્દ્રિયસામર્થ્યના અભાવવાળી અને ધર્મદૃષ્ટિવિનાની

જોવામાં આવે છે, ત્યાં અર્થ કેટલા બોજારૂપ થઇ પડે છે, એ સુજ્ઞને જણાયાવિના નહિ રહે.કેળવાયલાં શરીર તથા મનવાળા ઉંચી જાતના નાગરિકોમાં લગ્નાદિ અનુકૂળ અર્થના અભાવે અને ધર્મના શિથિલ વેગથી આંતર વાસનાનો વેગ અથવા કામ શું સુખ આપે છે તે જોવું હોય તો કન્યાની જયાં અછત છે, અને નાતોનાં બંધન સખત છે તેવી નાતોના યુવાન પુરુષોનો મનોવૈભવ તપાસવો. રાત્રિદિવસ આ ઉભય પ્રકારના કેવળ અર્થસામગ્રીવાળા અને કેવળ કામસામગ્રીવાળા મનુષ્યો સળગતી ચિતામાં બળે છે, એમ સુજ્ઞને જણાશે. જેમને કોઇ નિયત અર્થ સિદ્ધ કરવો નથી, કામનું પણ ઉત્તમ સ્વરૂપ જેની મતિમાં ચઢયું નથી, જેમને ઈશ્વરાર્પણબુદ્ધનું ભાન નથી; તથા જેમને કેવા નિયમથી ધર્માચરણ કરવું યોગ્ય છે તેનો વિવેક નથી–એવા હિંદુસ્થાનના ચારે ખુણાનાં તીર્થોમાં ફરનાર બાવા અને યતિઓનાં ઝુંડ જોવાં, અથવા જેમનો આખો જન્મારો પાનાપોથી વાંચવામાં અને ત્રિકાલ સંધ્યા કરવામાં ગયો છે તેમ છતાં મતિને કોઈ પણ પ્રકારનો સંસ્કાર મળ્યો જણાતો નથી એવા બ્રાહ્મણો અથવા ગામડાંના પુરોહિતોને જોવા.

આથી સ્પષ્ટ થશે કે કેવળ ઇન્દ્રભુવનના વૈભવો પ્રાપ્ત કરવામાં અથવા કામદેવતુલ્ય શરીરાદિ પ્રાપ્ત કરવામાં, અથવા દુર્વાસાજેવું ધર્માચરણ કરવામાં સુવ્યવસ્થિત જીવન ગળાતું નથી, અને પરમ પુરુષાર્થની સિદ્ધિ થતી નથી. માટે ધર્માનુકૂલ અર્થ અને કામને ઈશ્વરાર્પણબુદ્ધિ જાગ્રત્ થવા પુરતાં સિદ્ધ કરવાં, અને ત્યારપછી ઈશ્વરાર્પણબુદ્ધિવડે કર્તવ્યકર્મોને લાભાલાભનો વિચાર કર્યાવિના કરવાં, અને ત્યારપછી શમાદિ નિવૃત્તિધર્મનું પાલન કરવું, એ આપણી સનાતન સાધનપ્રણાલિકા છે.

ઉપર બતાવ્યાપ્રમાણે આચરવાયોગ્ય ધર્મના મુખ્ય નીચે મુજબ વિભાગ પડે છેઃ– (૧) વ્યક્તિનો પોતાના જ હિતને પ્રવર્તાવનાર ધર્મ, જેને આપણે વ્યક્તિધર્મ કહીશું; (૨) કુલધર્મ અથવા જે કુલમાં જન્મ છે તે કુલની પ્રાચીન પૂર્વજો અથવા પિતરોની પરંપરાગત નીતિરીતિનું પાલન, કુટુંબધર્મ જેમાં પિતાનો પુત્રપ્રતિનો, પુત્રનો પિતાપ્રત્યેનો, સ્ત્રીનો પતિપ્રત્યેનો, વિધવાઓનો, વિધુરનો, કન્યાનો વગેરેના કુટુંબવ્યવસ્થા જળવાય તે પ્રકારના નિર્દોષ વર્તનના નિયમોનો સમાસ થાય છે. (૪) વર્ણધર્મ જેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શદ્રને પોતપોતાના વર્ણને અનુકૂલ ગુણાનુસાર પ્રવૃત્તિ કરવાના નિયમોનો સમાસ થાય છે. (૫) જતિધર્મ જેમાં મનુષ્યતરીકે ઇતર પ્રજા–મુસલમાન, યાહુદી, ખ્રીસ્તીઆદિ ચતુર્વર્ણબહારની પ્રજાસાથે કેવા પ્રકારની પ્રવૃત્તિ કરવી, અને તેમનું, તેમ આપણું હિત કેવી રીતે સિદ્ધ કરવું એના નિયમોનો સમાસ થાય છે; (૬) આશ્રમધર્મ જેમાં ત્રૈવર્ણિક પ્રજાએ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા યતિતરીકે જે પ્રકારનું જીવન ગાળવાનું છે તેનો તથા ઇતર આશ્રમીસાથે કેવી રીતે વર્તવું તેના નિયમોનો સમાસ થાય છે. ૭ વિશ્વધર્મ જેમાં મનુષ્ય પ્રજાથી ચઢતી દેવાદિ યોનિની વ્યક્તિઓની સંબંધના તથા નિકૃષ્ટ પશ્વાદિ પ્રજાના સંબંધમાં અને ચરાચર જગતના પ્રાણી પદાર્થોના સંબંધમાં પ્રત્યેક વ્યક્તિને પોતપોતાના ગુણકર્માનુસાર પ્રવૃત્તિ કરવાના નિયમોનો સમાવેશ થાય છે, અને (૮)— પરમાત્મવિષયક ધર્મ જેમાં ઈશ્વરસાથેનો વ્યક્તિનો કેવા પ્રકારનો સંબંધ છે, તેનું નિર્વહણ કેવી રીતે કરવું; અને તેની સાથે સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય, અને કૈવલ્ય, શી રીતે સિદ્ધ કરવું એ આદિ ગહન વિચાર અને તેને અનુકૂલ આચારનો સમાસ થાય છે.

જેમ અર્થ અને કામનો વિસ્તૃત અર્થ છતાં ધન અને સ્ત્રીમાં તેની નિયંત્રણા રૂઢિબલથી થઇ ગઇ છે તેમ ધર્મનો ઉપરપ્રમાણે વિસ્તૃત અર્થ છતાં માત્ર ઈશ્વરવિષયક જ્ઞાનમાં તેની નિયંત્રણા થઇ છે.

અપૂર્ણ.

# मारा ओरडानी मुसाफरी.

[ અનુવાદક—શ્રી ધીમંતરામ નવલરામ પંડિત ]

## दिवस ९.

## ફિલસુફી.

હે વિવેકી વાંચનાર, તમારે વિચાર કરવા માટે જોઈતાં તત્ત્વોનું દિગ્દર્શન પાછલા પ્રકરણમાંથી થયું હશે એવી હું આશા રાખું છું અને તમે પોતે જ તે ઉજ્જવલ પગથિને અનુસરી નવીન શોધ શોધવાને શક્તિમાન્ થશો. જો તમે કદાચિત્ તમારા આત્માને એકલો પ્રયાણ કરાવવામાં ફતેહ પામો તો તમે પોતે જ એ કાર્યથી સંતુષ્ટ થયા વિના રહેશો નહી. આ અદ્‌ભુત શક્તિથી પ્રાપ્ત થતી મઝા તેનાથી ઉત્પન્ન થતી અનેક અડચણ સાથે તુલના કરતાં સંપૂર્ણ રીતે વધી પડે છે. આના કરતાં બીજો કયો પ્રિયકર આનંદ સમજવો કે આપણે આપણા જીવનનો વિકાસ કરવા શક્તિમાન્ છીએ? પૃથ્વી તથા સ્વર્ગ બન્નેમાં વ્યાપી રહેલાં સશક્ત છીએ. સ્પષ્ટ કહીએ તો આપણા જીવનમાં દ્વિત્વ આણવા શક્તિવાળા છીએ. પોતાનું બળ તથા માનસશક્તિ વધારવાને, જ્યાં તે ન હોય ત્યાં જવાને, ભૂતકાળનું સ્મરણ કરવાને અને ભવિષ્યમાં જીવવાને શું મનુષ્યની પ્રબળ તથા સદા અતૃપ્ત થયેલી ઇચ્છા નથી? અરે! એ જીવ તો લશ્કરનો સરદાર થશે, વિદ્વદ્ વર્ગમાં અધ્યક્ષ બનશે, અને સુંદરીઓમાં લક્ષ્યબિંદુ થઇ મ્હાલશે અને જો તેને આ સઘળું મળે તો પાછો ગામડાંની જીંદગીની કુદરતી શાંતિ ન મળવાથી ક્ષોભ પામશે અને એક ભરવાડની ઝુંપડીની અદેખાઈ કરશે. તેની યોજનાઓ તથા આશાઓ મનુષ્યધર્મના વારસારૂપ વ્યાધિથી ખંડિત થાય છે; તેને કોઇ સ્થળે સુખ જડતું નથી. માત્ર પા કલાક મારી સાથે મુસાફરી કરતાં તેને હું નવો રસ્તો ઉઘાડી દઇશ.

અરે! તે બધી હૃદયવેધક ચિંતા, ફિકર અને અતિ પીડાકર સ્પૃહા પેલા ઇતર જીવને તે મનુષ્ય કેમ સોંપી દેતો નથી? મારા પ્રિય મિત્રો, ચાલો તમારાં જંજીરો તોડી મુક્ત થવાનો એક યત્નમાત્ર કરો અને હું તમને લઇ જવા માગું છું તેટલી અવકાશની ઉંચાઇથી, સ્વર્ગીય છાયાના મધ્ય ભાગમાંથી, સ્વર્ગમથી જ, તમારા ઇતરજીવને લક્ષ્મી અને પ્રતિષ્ઠાના માર્ગે દોડતો જુઓ. જુઓ તો ખરા, એ કેવો ગંભીર ઠાવકાઇથી બધા મનુષ્ય વચ્ચે ચાલી રહ્યો છે? મનુષ્યો તેને માન દર્શાવતા પાછા હઠી જાય છે અને ખાતરીથી માનજો કે તે એકલો છે એમ કોઈ કહેશે નહિ. જે જનયૂથમાં તે ઘુમી રહ્યો છે તે ભાગ્યે જ દરકાર રાખે છે કે એને આત્મા છે કે નહિ અથવા તે વિચારશક્તિ ધરાવે છે કે નહિ. કેટલીએ તરંગી નારીઓ દોષ તપાસ્યા વિના તે ઇતરસાથે પ્રેમમાં ઝંપલાવે છે; તે વળી આત્માની મદદ લીધા વગર જ માન મરતબો તથા લક્ષ્મીનાં ઉંચા શિખરપર ચઢે છે. એટલું જ નહિ પણ એ સ્વર્ગસદનમાંથી તારા ઘેર પાછા આવતાં આત્મા પોતાને ઉચ્ચ ઉમરાવપણાને જીવમાં જોશે તો તેથી મને આશ્ચર્ય થશે નહિ.

---

## દિવસ ૧૦.

### છબી.

તમારે એમ નહી ધારવું કે મારા ઓરડાની આસપાસ મુસાફરી કરવાનું વર્ણન આપ્યાને બદલે હું તે મુશ્કેલી ટાળવાને ફાંફાં મારૂં છું. એમ ધારશો તો તમે મોટી ભુલ કરો છો એમ ગણાશે, કેમકે આપણી મુસાફરી તો ખરેખર ચાલ્યા કરે છે અને જ્યારે મારો આત્મા પોતાની સાધનસામગ્રીને અવલંબી પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે આત્મતત્ત્વવિદ્યાના ગહન માર્ગમાં ફરતો હતો ત્યારે હું મારી આરામખુરસીપર એવો બેઠો હતો કે તેના આગલા બે પાયા જમીનથી બે તસુ ઉંચા ટેકવી પૂર્વપશ્ચિમ હું મારો ભાર સમતોલન કરતો કરતો ધીરે ધીરે પ્રયાણ કરતો હતો અને આખરે મને ખબર પડ્યા શિવાય હું દિવાલની નજદીક જઇ પહોંચ્યો. કારણ કે જ્યારે મને ફુરસદ હોય છે ત્યારે હું ઘણુંખરૂં આ જ પ્રમાણે ગમન કરૂં છું. એટલામાં અચાનક રીતે માત્ર યાંત્રિક પ્રયત્ને મારા હાથે મેડમદ હોત કેસલની છબી ગ્રહણ કરી અને ઇતરજીવ તેનાપર વળગેલાં ધૂળના પડ સાફ કરવામાં આનંદ માનવા લાગ્યો આ કાર્ય કરતાં શાંત મઝાની લાગણી ઉત્પન્ન થઇ અને મારો આત્મા જો કે સ્વર્ગના વિશાળ પ્રદેશમાં ઘુમી રહ્યો હતો તોપણ આ મઝાની લાગણી ઠેઠ આત્માસુધી પહોંચી; કેમકે આટલું કહેવું કરવું ઉચિત છે કે જ્યારે આત્મા અવકાશમાં રમણ કરી રહે છે ત્યારે ત્યાં પણ તે ગુપ્ત અને અતિ સૂક્ષ્મ સાંકળવડે ઇન્દ્રિયોસાથે સંકલિત જ રહે છે; તેથી તે પોતાના કાર્યમાં વ્યગ્ર થયા વિના ઇતર જીવના પ્રશાંત આનંદમાં ભાગ લઇ શકે છે; પણ જો આ પ્રશાંત આનંદ કોઇ ઉન્નત શિખરે પહોંચે અથવા કોઇ અણધાર્યો દેખાવ દૃષ્ટિઆગળ આવી આત્માને ચમકાવે તો તરત જ વિજળીના વેગથી તે નીચે ઉતરી પડે છે અને પોતાના સ્થાનમાં પાછો પેસી જાય છે. આ પ્રમાણે છબીની ધૂળ સાફ કરતાં કરતાં મારી એ જ અવસ્થા થઈ. જ્યારે કપડાંએ સર્વ ધૂળ કાઢી નાંખી અને રેશમજેવા સુંવાળા વાળની લટો તથા તેના શિખાભરણરૂપ થયેલા ગુલાબી ગજરા દેખાવા લાગ્યા ત્યારે મારો આત્મા જે પોતાની ઇચ્છાનુસાર ઉંચે સૂર્યમાં પર્યટન કરી રહ્યો હતો તેને આનંદનો ચમકાર પહોંચ્યો અને મારા હૃદયની ગમતમાં તેણે સ્નિગ્ધતાથી ભાગ લીધો. જ્યારે એક ઝપાટે તેનું સુંદર કપાળ ઝગકતું દેખાયું ત્યારે આનંદ વધારે સ્પષ્ટ અને ચિત્તાકર્ષક થઇ રહ્યો. આવો રમણીય દેખાવ નિહાળવાને મારો આત્મા આકાશ છોડવાની તૈયારીમાં જ હતો પણ જો તે સ્વર્ગમાં ગયો હોત કે અપ્સરાનૃત્ય નિહાળતો હોત તો પણ જ્યારે ઇતરે એક મોટી વાદળી લીધી અને તેની ભ્રમર આંખ નાક તથા મુખપર—હા પરમેશ્વર ! મારૂં હૃદય એ વિચારથી ધબકે ઉછળી—ત્યારે તે આત્મા એક ક્ષણ પણ વધારે થોભ્યો ન હોત. આ સર્વ કાર્ય એક ક્ષણમાં બની ગયું. આખો ચહેરો એકાએક બહાર દેખાઈ આવ્યો. ખરતાતારાની પેઠે મારો આત્મા ઉપરથી પડ્યો. તેણે આવીને જોયું તો ઇતરને અદ્ભુત આનંદમાં આવી ગયલ દીઠું અને પોતે પણ તેમાં ભાગ લઇ તે આનંદમાં વધારો કર્યો. આવી વિચિત્ર અને અતર્કિત અવસ્થાથી સમય તથા સ્થાનનો વિચાર મારા મનમાંથી ઉડી ગયો. હું એક ક્ષણુસગી પશ્ચાત્માં જીવતો માલમ પડ્યો અને કુદરતવિરુદ્ધ હું પાછો યુવાન્ થનો ગયો. હા, મારી આરાગ હૃદયરમણી ઉભી છે ! ખરે તે તેજ છે. તે મારા સામું જોઇ હસે છે. તે હમણાં બોલશે અને પ્રેમ સ્વીકારશે. અહા ! તે કટાક્ષ ! હે પ્રિયા ! મારા હૃદયને દહાસિંચન સેવા દે ! મારા આ માદક હર્ષમાં ભાગ લે ! તે ક્ષણ ઘણી ટુંકી પણ હર્ષોન્માદ કરાવે એવી છે. શાન્ત વિચારશક્તિએ પોતાનો રાજ્યદોર હાથમા લીધો અને નિમિષમાત્રમાં હું એક વર્ષ જેટલો વધારે વૃદ્ધ બની ગયો. મારૂં અંતઃકરણ બરફજેવું ઠંડું થઇ ગયું અને આ પૃથ્વીપર ઉભરાતા પ્રમત્ત પુરુષોના ટોળાની સપાટીપર હું આવી ગયેલો માલમ પડ્યો.

## દિવસ ૧૧.

### ગુલાબી અને સફેદ.

પણ આપણે તે બનાવોની પૂર્વભૂકિત કરવી ન જોઇએ. આત્મા અને ઇતરજીવની મારી પદ્ધતિ વાચકવર્ગને સમજાવવા ઉતાવળ કરવાથી મારા બીછાનાનું વર્ણન અધવચથી રહી ગયું છે. આ વર્ણન પુરૂં કરી ઈલ્લા પ્રકરણમાંથી મુસાફરી અટકી છે ત્યાંથી આપણે આગળ ચાલીશું; પરંતુ કૃપા કરી આટલું ધ્યાનમાં રાખજો કે દીવાલની નજદીક મારા કબાટથી ચાર કદમ દુર મેડમદ હોતકેસલની છબી પકડીને મારૂં ઇતરરૂપ અર્ધે ત્યાં જ ઉભું થઇ રહ્યું હતું.

બીછાનાવિષે બોલતાં હું દરેક મનુષ્યને ભલામણ કરવાની ભુલી ગયો હતો કે બને તો તેમણે ગુલાબી અને સફેદ મચ્છરદાની વાપરવી. એ તો નિઃસંશય છે કે રંગની આપણાપર એટલે સુધી અસર થાય છે કે તેથી આપણને આનંદ કે દિલગીરી ઉત્પન્ન કરી શકે. હવે ગુલાબી તથા સફેદ એ બે રંગ આનંદ ઉપજાવનારા છે. ગુલાબના ઉપર એ રંગોપુરતો કુદરતે તેને ફ્લોરાના રાજ્યનો મુકુટ પહેરાવ્યો છે અને જ્યારે આકાશ સર્વને સુંદર દિવસ બતાવે છે ત્યારે પ્રાતઃકાળે આ ચિત્તાકર્ષક રંગથી તે વાદળાંને ચિતરે છે.

એક દિવસ અમે મહામુશ્કેલીથી ઉંચો ઢોળાવ ચઢતા હતા. અમારી માયાળુ રોઝાલી ચંચળતાથી પાંખધારી બની ઘણી આગળ ચઢી ગઇ હતી, તેથી અમે તેને પકડી શકયા નહિ એકદમ તે ડુંગરની ટોચપર ચઢી અમારા તરફ જોઇને શ્વાસ લેવા લાગી અને અમારી ચઢવાની સુસ્તાઈપર હાસ્ય કરતી દેખાઇ. જે બે રંગના હું વખાણ કરૂં છું તે કદી પણ આટલા ફતેહ પામ્યા ન હોત. તેના લાલચોળ ગાલ, પરવાળાજેવા હોઠ, કપોતજેવી ડોક, આસપાસની લીલોતરીથી મૃદુભાવને પામ્યા હતા, અને અમને સર્વને મોહિત કરતાં હતાં; ત્યાં ઉભા રહી તેના તરફ તાકીને જોયાવિના રહેવાય જ નહી. તેની ભુરી આંખો તથા તેણે અમારા પર નાંખેલાં કટાક્ષવિષે તો હું બોલતો જ નથી; કારણ કે એમ કરવાથી આપણે આપણા વિષયથી ઘણા આડકતરા ચાલ્યા છીએ અને વળી આવા વ્યતીત વ્યતીકરોપર હું ભાગ્યે જ વિવેચન કરવા તત્પર થાઉં છું.

બધા રંગકરતાં બે રંગની સર્વોપરી સત્તા સાબીત કરવાને અને તેમની મનુષ્ય સુખપર થતી અસર દર્શાવવાને મેં પુરતું દ્રષ્ટાંત આપ્યું એટલે બસ છે.

આજે હું એટલેથી જ અટકીશ. હવે મારે કયો વિષય વિચારવો કે જે નીરસ ન થાય ? કયા વિચાર આ વિચારથી ભુંસાઇ જતા નથી ? હું મારૂં કર્તવ્યપાછું હાથ ધરવા કયારે તત્પર થઇશ તેની મને જ સમજ નથી. જો હું એ લેશ પણ આગળ ચલાવું અને વાચકને એનો અંત જોવાની ઇચ્છા હોય તો, જે દેવીસમા વિચારોને વિભક્ત કરી આપે છે તેનો આશ્રય વાચકે લેવો અને તે ડુંગરની પ્રતિમાને બીજા અસંબદ્ધ તરંગો જે પ્રતિક્ષણે તે મારાપર વર્ષાવે છે તેની સાથે મિશ્રણ ન કરે એની પ્રાર્થના કરવી.

જો આ સૂચનનો અમલ ન કરવામાં આવે તો, મારી મુસાફરી નિષ્ફળ નીવડશે.

## દિવસ ૧૨.

### ડુંગર.

## દિવસ ૧૩.

### મુકામ.

મારા બધા પ્રયત્નો નિષ્ફળ છે. ગમે તેમ થાય તોપણ મારે અહિંઆ રહેવું જ પડશે. મુકામ એ અનિવાર્ય વસ્તુ છે. અપૂર્ણ.

# दिव्य वलय.

—૧—

## બ્રાહ્મણ.



ગૃહસ્થાશ્રમના અપૂર્વ સુખનાં સાધનોમાં ગૃહ એ સર્વથી મુખ્ય છે. ગૃહમાં રહે માટે ગૃહસ્થ, ગૃહનો વ્યવહાર ચલાવે તે ગૃહી-સ્ત્રી હોય તો ગૃહિણી-એ વગેરે શબ્દો જ ગૃહસ્થાશ્રમમાં ગૃહની પ્રધાનતાને સૂચવે છે. 'ગામમાં ઘરનું તો ઠેકાણું નથી અને મોટો શાહુકાર થવા જાય છે' આવું સામાન્ય જનકથન ગૃહના મૂલ્યને અનાયાસ દૃષ્ટિએ લાવે છે.

'દુનીયાનો છેડો તે ઘર' એ પ્રકારનું મનુષ્યો કહે છે તે ગૃહના સુખનો વિચાર કરીને જ કહે છે. જ્યાં ત્યાંથી થાકયા પાકયા આવીને એક ઝુંપડાસરખા પણ પોતાના સ્વતંત્ર ઘરમાં આવીને મનુષ્ય બેસે છે ત્યારે તેને જે શાંતિ થાય છે તેના સુખને અનુભવી જ જાણે છે.

જ્યારે ઝુંપડાસરખા ગૃહમાં પણ મનુષ્ય સુખનો અનુભવ કરે છે તો જ્યાં સર્વ પ્રકારની અનુકૂલતા, સર્વ પ્રકારના વૈભવ અને સર્વ પ્રકારનાં સાધનોની પ્રાપ્તિ છે, એવો જુઓ પેલો મહાલય! તેના ભોક્તાને તે કેમ સુખનું ભાન કરાવનાર ન થઈ પડે!

કંઈ પણ બોલ્યા ચાલ્યાવિના જેમ મહાપુરુષ અન્ય મનુષ્યના અંતઃકરણમાં તેમની અપૂર્વતાની છાપ પાડી શકે છે, તેમ આ મહાલય બીજું કશું કર્યા વિના પોતાની પ્રતાપમયી સ્થિતિવડે જ અન્યના અંતઃકરણમાં તેનું અપૂર્વ ગૌરવ પ્રકટાવી રહ્યો છે.

અત્યંત વિસ્તારવાળા ઉદ્યાનના મધ્યભાગમાં એક મહાલય, નાનાં મોટાં અનેક બાળકોના 'ઉજળા વાડીવસ્તારથી' જેમ વૃદ્ધપિતા શોભે તેમ આ મહાલય આસપાસના નાનાં નાનાં સુન્દર મકાનોથી અને બગીચામાં કરેલા ફુવારા તેમ જ વિવિધ ચિત્રમંદિરોવડે શોભી રહ્યો હતો. તેના ગગનચુંબિ શિખરો અને તે ઉપરના સુવર્ણકળશો આકાશના અનેક લોકની સાથે સંદેશા ચલાવી રહ્યા હતા ત્યારે તે મહાલયની ભૂમિતળની ભૂમિ (ભોંયરાં) પૃથ્વીનીચેના લોકની સાથે કંઇ ગોપ્ય ગોષ્ઠિ કરી રહી હતી. અને તેથી જેમ અપૂર્વ જ્ઞાનૈશ્વર્ય તથા સર્વ સામર્થ્યસંપન્ન દંપતી પોતપોતાના વ્યવહારપ્રદેશમાં સ્વતંત્રપણે પોતપોતાના કર્તવ્યને ઉત્કૃષ્ટરીતે કરયા કરે, તેમ આ મહાલયના આ બન્ને વિભાગો પોતપોતાના પ્રદેશમાં સ્વતંત્ર કાર્ય કરતાં શોભી રહ્યાં હતાં.

પરંતુ મનુષ્યશરીરમાં બે બાહુ તથા વક્ષઃસ્થલ (છાતી) અને પૃષ્ઠ (પીઠ) પણ અત્યંત અગત્યના અવયવો છે, અને તે સર્વની પૃથક્ પૃથક્ શોભા છે તેમ આ

મહાલયના ઉત્તર દક્ષિણના વિસ્તારવાળા હસ્તરૂપ વિભાગો પણ તેના મધ્યનું સર્વરીતે રક્ષણ કરવાને સમર્થ હોય દશરથની આસપાસ રામ લક્ષ્મણ બેસવાથી એ ઉભયથી દશરથ અને દશરથવડે એ ઉભય બાલમૂર્તિઓ જેમ ચિત્તાકર્ષક અને ગૌરવયુક્ત જણાય તેમ દશરથસદૃશ મધ્યના મોટાભાગથી આસપાસના નાના વિભાગો પિતાની આસપાસ ખેલતાં બાલકો શોભે તેમ શોભતા હતા, અને બાલકોવડે જેમ પિતા શોભે તેમ મધ્ય વિભાગ પોતાના ગૌરવની, આસપાસના વિભાગોવડે વૃદ્ધિ કરી શોભા પામી રહ્યો હતો.

મહાલયનું પ્રાઙ્મુખ ( આગળનો પૂર્વનો ભાગ ) સૂર્યના રથનો સપ્ત મુખનો અશ્વ જે રથને તે વહન કરે છે તેમાં વિરાજેલા સૂર્યના ઐશ્વર્યનું આરંભથી જ સૂચન કરે છે, તેમ આ મહાલયના ગર્ભના ઐશ્વર્યને પ્રથમથી જ દર્શાવી રહ્યું હતું. મનુષ્યના માથાથી પગસુધીના પ્રત્યેક અવયવો સપ્રમાણ અને સુઘટિત હોવાથી જેમ તેની સુન્દરતા દેખાય છે, તેમ આ પ્રાઙ્મુખના ઉપરનાં ચિત્રકામ, વિવિધ કમાનો અને એવા જ ધાટો તેની સુંદરતાને વગર બોલેચાલ્યે લક્ષણોવડે જ કેમ જાણે દર્શાવતા હોય તેમ લાગતું હતું.

અંતઃપુરમાં રહેનારી સુરૂપવતી સલજ્જ કુલવધૂ પ્રસંગે દેખાય ન દેખાય અને પ્રસંગે પટની અંદર રહીને તીર્યગ્દૃષ્ટિથી કોઇના પ્રતિ જુએ અને પ્રસંગે પાછું મુખને પટમાં સંતાડે એવી રીતે આ મહાલયનો પૃષ્ઠ-પશ્ચિમનો ભાગ-આગળથી જોનારને કંઇક અંશમાં આમથી દેખાતો અને કંઇક અંશમાં તેમથી દેખાતો છતાં મોટેભાગે અદૃશ્ય એવો કુલવધૂસરખો શોભતો હતો.

આવો અનુપમ મહાલય, સુવર્ણનો મોટો તાટ જેમ તેના કાનાઉપર કરેલા કોતરકામથી દીપી ઉઠે, તેમ તેની આસપાસના બગિચાથી દેદીપ્યમાન્ જણાતો હતો. તેની ભવ્યતા મનુષ્યના ચિત્તને આશ્ચર્યચકિત કરી મૂકતી.

આવા અપૂર્વ મહાલયને જોવાથી કોને અત્યાનંદ ન પ્રકટે, અને તે જોવાની ઇચ્છા પણ કોને ન હોય ? કલ્પનાની દૃષ્ટિથી આજે પણ તે મહાલયને જોવાનો પ્રયત્ન વાચકો કરી તેનો આનંદ લઈ રહ્યા હશે તો જેમણે તે જોયો હશે તેના આનંદનું શું પૂછવું ? મહાલયના આગળના માર્ગેથી જનાર પ્રત્યેક મનુષ્ય ત્યાં થોડો સમય ગાળીને બહારથી પણ એ મહાલયને જોઇને આનંદ પામ્યા વિના રહેતો નહિ.

પરંતુ બાગના મુખ્યદ્વાર આગળ પેલું કોણ જણાય છે ? એક મનુષ્ય એ જ મહાલયપ્રતિ સ્થિરદૃષ્ટિથી સાધક જેમ ધ્યાનમાં પોતાના ધ્યેયને જોઇ રહ્યો હોય એમ જોતો જણાય છે. અવશ્ય, તે મનુષ્ય છે, અને મનુષ્યવૃત્તિના આશ્રયના વિષયરૂપ આ મહાલયને તે ચકિતદૃષ્ટિથી જુએ એમાં કશું જ આશ્ચર્ય નથી. પરંતુ જે આશ્ચર્યજનક તો એ છે કે જોનારમાત્રની દૃષ્ટિમાં આનંદ સ્ફુરાવનાર આ મહાલયપ્રતિ જ તે જોતો છતાં, તેનાં નેત્રમાં જલ છે ! કંઇક કાળથી જેની રાત્રિદિવસ ઝંખના કર્યા કરે છે અને જેના વિના ખાવું પીવું કે કોઇ પ્રકારનો વ્યવહાર કરવો પણ જેને રુચતો નથી એવા ભક્તને જ્યારે તેના ઉપાસ્ય ભગવાન્નો સાક્ષાત્કાર થાય છે ત્યારે હર્ષથી તેનું હૃદય ગદ્ગદિત

થતાં તેના નેત્રમાં પ્રેમનાં અશ્રૂઓની ધારા ચાલે છે, તેનું શું આ મનુષ્યના નેત્રના જલનું કારણ તો નહિં હોય !

જેમ મહાપુરુષને જગતના સુખદુઃખાદિ ધર્મો લેપાયમાન થતા નથી, પરંતુ જગતમાં રહેનાર તે મહાપુરુષ વિવિધ વિકારોથી લિપ્ત અને સુખદુઃખાદિના ભોક્તારૂપ જણાય છે-જગતની દૃષ્ટિ એ પ્રકારે જુએ છે—તેમ જેને ઉદયઅસ્તરૂપ સ્થિતિ તિલમાત્ર પણ સ્પર્શ કરી શકે એમ નથી એવા સૂર્ય ભગવાન્ પણ જગતની દૃષ્ટિમર્યાદામાં આવવાને લીધે, ઉદયાસ્તના જગતના આરોપથી લેપાયા છે, અને જ્યારે રામચંદ્ર લંકામાંથી સીતાને લઇને આવતાં હનુમાનનાં માતાને મળ્યા ત્યારે તેમને તે માતાએ સ્નેહભર્યાં ઉપાલંભવચનો કહેતાં કહ્યું કે હે રામચંદ્ર દેવ ! તમે ઈશ્વર થાના ! તમે જો ખરા ઈશ્વર હો તો આ ગરીબસરખી મારી સીતાને આટલું બધું દુઃખ પડવા દો ! તમે જો ઈશ્વર જ હોત તો તમારે વળી મારા હનુમાનની જરૂર થી ? તમારે સૈન્યનું શું કામ ? તમારે પૂલ શા બાંધવા ? તમારે તો ઘેરબેઠા એક બાણ મારીને રાવણનો નાશ કરવો જોઇતો હતો. આટઆટલું દુઃખ સીતાસરખી સાધ્વીને તમે ઉપજાવ્યું તો પછી તમે ઈશ્વર હો એ હું માનું જ નહિં ''—આ વગેરે વચનોના ઉત્તરમાં અન્ય કોઇ રીતે સમાધાન પ્રદાન કરવાને અસમર્થ એવાં તે માતાને સમાધાન, પ્રીતિ અને આશ્વાસન પ્રકટે એ હેતુથી તેમની કહેલી સર્વે વાતો કબૂલ કરતા હોય એવો ભાવ સૂચવી ' સત્ય સત્ય ગૌતમસુતા, જો તુમ કહો સો સત્ય ' એટલું વચન માત્ર પ્રસન્ન મુખે કહેતા ત્યાંથી ચાલી નીકળ્યા હતા, તેમ તે સૂર્યદેવ જગતના આરોપને કબૂલ કરતા મધુર સ્મિતભર્યા મુખથી પશ્ચિમમાં પોતાના રથની ગતિ આપી ચુક્યા હતા.

સાયંકાલનો સમય થવા આવ્યો હતો. દિવસનો સઘળો સમય જેઓ પરિશ્રમ કરે છે તેમને સાંજનો સમય નિવૃત્તિમાટે-દિવસના કરેલા શ્રમનું નિવારણ કરવા માટેનો હોવાથી, મનુષ્યો તે સમયે યથેચ્છ સ્થાને આનંદપૂર્વક ફરે ફરે છે.

આ સમયે પેલો મનુષ્ય મુખ્યદ્વારઆગળ ઉભો મહાલયપ્રતિ જુએ છે મુખ્ય દ્વારઆગળ કોઇ મનુષ્ય જોવામાં આવતો નથી. નેત્ર સજલ છે. તેણે દ્વારમાં પ્રવેશ કર્યો અને અંદર ચાલવા માંડ્યું. ચાર ડગલાં ચાલે, વળી અટકે, પુનઃ ચાલે, પુનઃ અટકે એમ કરતાં થોડો માર્ગ કાપ્યો, પરંતુ એથી આગળ જવાની તેની હિમંત ખૂટી પડી.

તે મનુષ્યનાં પહેરેલાં વસ્ત્રો, તે બાગના માળીનાં વસ્ત્રોને લજ્જા પમાડે એવાં હતાં. અને તેથી વિશ્વપુરીમાં ગયેલા નરસિંહ મહેતા, રાસની મધ્યે ઉભા જેવા શોભતા હતા તેવો આ મનુષ્ય પણ આ બાગમાં શોભાવાળો જણાતો હતો ! તે એક જગાએ સ્થિરસરખો થઇ ઉભો હતો. તેના સર્વ અવયવો અને નેત્રો સ્થિર હતાં, પણ જેમ નદીને તીર અને તેના ઉપર આવેલાં વૃક્ષો સ્થિર હોવા છતાં મધ્યનું નદીનું જળ ખળખળ કરતું વહેતું હોય છે, તેમ તેના નેત્રના જલ મુખઉપર વહેતાં હતાં. સમગ્ર જડ વિશ્વની મધ્યમાં એક ચેતનસત્તા વિલાસવ્યાપાર કરી રહી છે તેમ તેના જડવત્ શરીરઉપર આ નેત્રનું જલ ફાવે ત્યાં ગતિ કરતું હતું.

પ્રસંગે તે આસપાસ જોતો પણ ક્વચિદ્ કોઇ નજરે ન પડતું હોવાથી, જેવી રીતે સ્થૂલને જ જોનારને આ વિશ્વના અંતર્ગત ઈશ્વરનું અનસ્તિત્વ જણાય છે, તેમ તેને અહિં કોઇ

મનુષ્ય નથી એમ લાગ્યું. તેની દૃષ્ટિ કોઇ મનુષ્યવ્યક્તિને જોઇ શકતી ન હતી. પરંતુ સંતાકુકડીના શોખીન વિશ્વવ્યવસ્થાપક ઈશ્વર આ વિશ્વની દૃષ્ટિથી અપ્રકટ રહવા છતાં વિશ્વમાત્રની ચેષ્ટાને જોઇ રહ્યા હોય છે, તેમ તથા 'પિંડે સો બ્રહ્માંડે અને બ્રહ્માંડે સો પિંડે' એ ન્યાયે પેલા મનુષ્યરૂપ નાના વિશ્વની ચેષ્ટાને કોઇ જોઇ રહ્યું હોય તો તેમાં શું અશક્ય છે!

જેમ ખાલી અવકાશમાંથી તે અવકાશમાં જ વ્યાપી રહેલા પરમાત્મા ઉપાસકને દિવ્યતનુ ધરી એકાએક સાક્ષાત્કાર કરાવે છે, તેમ પાસેનાં વૃક્ષોની ઘટામાંથી પ્રકટતો એક મનુષ્યશરીરે, જેમ ધ્યેયસ્વરૂપ ધ્યાનસ્થ ધ્યાતાને મસ્તકે હસ્ત મૂકી ધ્યાનમાંથી ઉત્થાન કરાવે, તેમ પેલા મનુષ્યની પીઠેથી આવીને સ્કંધઉપર કોમળ હસ્ત મૂકયો.

વિજળીના ચમકારાની પેઠે તે મનુષ્યે પાછળ જોયું અને મહાલય તથા ઉદ્યાનની ચેતનસત્તા જાણે શરીર ધારણ કરીને આવી હોય તેવી મનોહર મુખાકૃતિવાળા પુરુષને જોતાં તે એકાએક સ્તબ્ધસરખો થઇ ગયો. અને સ્તબ્ધીભાવ એ સ્થાયીભાવ ન હોવાથી એક બે ક્ષણમાં જ તેણે કંપનું રૂપ પકડયું-તેનું શરીર ભયથી કંપવા લાગ્યું.

પરંતુ તે જ ક્ષણે મુખાકૃતિકરતાં પણ અત્યંત મનોહર અને મધુર શબ્દોવડે તે પુરુષે કહ્યું: મહારાજ! ગભરાશો નહિ. કહો કોણ છો, કયાથી આવો છો, કોને શોધો છો, અને કેમ રડો છો?

ભયથી કંપનાર મનુષ્યનાં વસ્ત્રોસાથે કરાવેલા પરિચયથી તે કોણ હશે એવું વાંચકોએ અનુમાન કર્યું જ હશે, અને તેના સત્યાસત્યનો નિર્ણય નવીન પુરુષે તેને કરેલા સંબોધનથી ચોકસ થયો હશે જ. જેમ પુષ્પ જાય છે પણ પુષ્પનો સુવાસ રહી જાય છે, તેમ બ્રાહ્મણોનું બ્રાહ્મણત્વ જવા છતાં પણ તેમનો 'મહારાજ' નામનો ઉપાધિ હજી રહ્યો છે તેનું અભિમાન બ્રાહ્મણો જેટલું રાખે તેટલું ઓછું છે!

દીનતાના અનંત ઐશ્વર્યવાળા આપણા પ્રથમના પરિચિત મનુષ્યે હસ્ત જોડી કહ્યું: મહારાજ! હું તો ગરીબ બ્રાહ્મણ છું. હું તો આ મહેલ જોઉછું, મારે બીજું કશું કામ નથી. જો કહો તો હું જતો રહું.

પેલો પુરુષ બ્રાહ્મણનો ભય સમજી ગયો હતો તેણે કહ્યું: મહારાજ! ગભરાશો નહિ. હું તમને કહાડી મૂકવા નથી આવ્યો, તમારે મહેલ જોવો છે? આવો, ચાલો મારી સાથે. હું તમને બતાવું.

આ શબ્દો તે પુરુષે એવા પ્રેમથી અને ભાવથી કહ્યા કે જેથી બ્રાહ્મણનું કાળજું જરા હેઠું બેઠું. તેને ધૈર્ય આવ્યું અને સંકોચ પામતો પામતો તથા આશ્ચર્યનો અનુભવ કરતો તે પુરુષની સાથે ચાલ્યો.

(અપૂર્ણ.)

# પ્રતાપમય ચારિત્ર્ય.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ  થી. )



મનુષ્યમાં જે જે સામર્થ્યો તથા જે જે તત્ત્વો રહેલાં છે, તે બધાં મનુષ્યમાં જે જે કાર્ય કરવાને માટે નિર્માયાં છે, અર્થાત્ જે જે કાર્ય કરવાને માટે સર્જાયાં છે, તે જ કાર્ય અથવા વ્યાપારો તે તે સામર્થ્યો તથા તત્ત્વોવડે જો કરાવવામાં આવે છે તો ચારિત્ર્યનો વિકાસ થાય છે. મનુષ્યો આંખેથી જુએ છે, મોંથી જમે છે, કાનથી સાંભળે છે, દુધ મુખથી પીવાને બદલે નાકમાં કે કાનમાં રેડતો નથી અને સાંભળવાને માટે કાનને લંબાવવાને બદલે પગને લંબાવતો નથી એ ખરૂં છે. પરંતુ તે જ મનુષ્ય તેનાં આંતર સામર્થ્યો તથા તત્ત્વોના ઉપયોગમાં આવા જ ગરબડ ગોટાળા વાળી દે છે.

આ પ્રકારે ન થાય પણ જેનું જે કર્તવ્ય હોય તે જ તે કરે એ પ્રકારે તે સામર્થ્યો તથા તત્ત્વોને કેળવવાની અગત્ય છે. અને તેની સાથે પોતાના ચારિત્ર્યનો વિકાસ કરવારૂપ જે મૂલ ઉદ્દેશ તેને સિદ્ધ કરવામાં તે સામર્થ્યો તથા તત્ત્વો વપરાય તેને માટે પણ મનુષ્યે સાવધાનતા રાખવાની છે.

શરીરના પ્રત્યેકભાગને તેનું પોતાનું સ્વતંત્ર પૃથક્ પૃથક્ કાર્ય કરવાનું હોય છે, અને તેને માટે જ તે બધાની ઉત્પત્તિ છે. હવે જ્યારે પ્રત્યેક અવયવ અથવા ભાગમાં રહેલાં તત્ત્વો, તે તે ભાગ કરવામાં જ પ્રવૃત્ત હોય છે, તો તેતે તેના હેતુને સિદ્ધ કરે, અને તેમાં વિશેષ અને વિશેષ બળ ઉપજ્યા કરે, એવા પ્રકારના વ્યાપારો ભાગના સઘળા વ્યાપારો યોગ્ય પ્રકારનાં છે એમ જાણવું અને ચારિત્ર્ય એ એક જ એવી વસ્તુ છે કે જે આ પ્રકારે તત્ત્વોને યથાયોગ્યમાર્ગે યોગ્યરૂપમાં પ્રવર્તાવે છે. તેથી મનુષ્યે પોતાના જન્મમાં ભલે ગમે તે ઉદ્દેશ સિદ્ધ કરવો ધાર્યો હોય પણ તેને ચારિત્ર્ય એ અનિવાર્ય અગત્યની વસ્તુ છે.

મનુષ્યમાં સઘળી વસ્તુઓનો યોગ્ય માર્ગે વ્યય થવામાં ચારિત્ર્ય વાસ્તવ નિયામકરૂપે છે. અને કોઇ પણ વસ્તુનો યોગ્ય ઉપયોગ કરવાથી જેને માટે તે વસ્તુને સર્જવામાં આવી છે, તે વસ્તુ સર્વોત્તમ પ્રકારે સિદ્ધ થતી હોવાથી, ચારિત્ર્ય એ સર્વ વસ્તુને સિદ્ધ કરનાર છે એ સ્પષ્ટ છે. પુનઃ પુનઃ કહીશું કે સઘળી વસ્તુનો યથાર્થ નેતા ચારિત્ર્ય છે, અને સઘળી વસ્તુનો યોગ્ય ઉપયોગ કરાવનાર પણ તે ચારિત્ર્ય જ છે.

આ પ્રકારે અગત્ય ધરાવતી વસ્તુ જે ચારિત્ર્ય તેનો વિકાસ કરવાને માટે મનુષ્ય-જીવન શાને માટે છે તે જાણવાની અને જીવનના એ ઉદ્દેશને સિદ્ધ કરનાર કયાં સાધનો છે, અને એ ઉદ્દેશને નિષ્ફળ કરનાર કયા માર્ગો છે તે જાણવાની પ્રથમ અગત્ય છે, અર્થાત્ સાધકબાધકયુક્તિનો વિવેક કરવાની આવશ્યક્તા છે.

જેવું જોઇએ તે પ્રકારનું એટલે યથાર્થ પ્રકારનું કર્તવ્ય કેવી રીતે થાય એ જો શોધી કહાડવામાં આવે અને મનુષ્યના પ્રત્યેક અંશને યોગ્ય કર્તવ્યનો જ પ્રકાશ કરવામાં સ્થિરતાથી કેળવવામાં આવે, તો ચારિત્ર્યનો વિકાસ થવાનો. પરંતુ મનુષ્યનો વિકાસ થવાના પરિણામે તે જે ચારિત્ર્યબલને સંપાદન કરે તે સઘળા જ બળનો કોઇ પણ કાર્યમાં પૂરેપૂરા અંશમાં ઉપયોગ થવો જોઇએ. કેમકે યોગ્ય પ્રકારનો અને અખંડિતપણે અમુક કાર્યમાં અમુક સમયસુધી તે બળનો ઉપયોગ થવાથી કોઇ પણ વસ્તુને સ્થાયીપણે પ્રાપ્ત કરી શકાય છે અથવા ન હોય તો તેને ઉપજાવી શકાય છે.

મનુષ્યના સઘળા વ્યાપારોને યોગ્ય પ્રકારના વ્યાપારરૂપે કરી મૂકવાના અખંડ પ્રયત્નવડે જ ચારિત્ર્યનો વિકાસ થાય છે. મનુષ્ય ગમે તે ક્રિયા કરે, ગમે તેવા વિચારો કરે ગમે તેવી કલ્પનાઓ કરે તો તેથી ચારિત્ર્યનો વિકાસ થતો નથી. મનુષ્યમાં એવા પ્રકારની ક્રિયા થયા કરવી જોઇએ કે જ્યાં જે જે પ્રકારની ક્રિયા થાય ત્યાં તે તે પ્રકારનો ઉદ્દેશ પરિપૂર્ણ થાય. મનુષ્યના જે પ્રદેશમાં જે કોઇ પ્રકારનો વ્યાપાર થતો હોય તે એવી જ જાતનો હોવો જોઇએ કે તે તે પ્રદેશના ઉદ્દેશને વિશેષ અને વિશેષ અંશમાં સિદ્ધ કરતો જાય.

આમ થવું શક્ય અને સ્વાભાવિક છે. કેમકે યોગ્ય પ્રકારની ક્રિયાનું બળ એ જ ચારિત્ર્ય હોવાથી યોગ્ય પ્રકારની ક્રિયા કરાવનાર તથા યોગ્ય પ્રકારની ક્રિયાનો જ વિસ્તાર કરનાર જે કંઇ પ્રયત્ન છે, તે ચારિત્ર્યના બળની વૃદ્ધિ કરે છે.

ચારિત્ર્ય હોવું એટલે આપણા જીવનનો જે ઉદ્દેશ આપણે સ્વીકાર્યો હોય તે ઉદ્દેશને સિદ્ધ કરનાર બળની આપણને પ્રાપ્તિ હોવી, અને જ્યારે આપણને કોઇ પણ વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય ત્યારે તેવી યથાર્થ પ્રકારની જ ક્રિયા કરવાની આપણામાં શક્તિ હોવી.

ચારિત્ર્ય હોવું એટલે જે કંઇ યથાર્થ છે તે જાણવું, અને તે જાણેલા યથાર્થને સિદ્ધ કરવાને માટે એટલા બધા દૃઢઆગ્રહપૂર્વક યત્ન કરવો કે એથી વિરુદ્ધ દિશાપ્રતિ ગમે તેવાં કારણ પ્રકટવા છતાં પણ આપણું વલણ ન થાય.

આ સર્વ વિચારથી એ નિર્ણય થાય છે કે આ સંબંધમાં **મુખ્ય મહત્વનું** યથાર્થનું જ્ઞાન પામવું એ છે. જે કંઇ યોગ્ય અથવા વિહિત છે તેની જ પસંદગી કરવી, આપણા કર્તવ્યનો યથાર્થ માર્ગ તત્કાળ આપણી દૃષ્ટિએ તરી આવે એ પ્રકારનું યથાર્થ સ્ફુરણ થવું અને મનુષ્યજીવનનો મૂલ ઉદ્દેશ સિદ્ધ કરવામાં આપણાં સઘળાં સામર્થ્યો અને તત્ત્વોને કેવી રીતે યોજવાં તેનું યથાર્થ જ્ઞાન હોવું. આ મુખ્ય અગત્યનું અને મહત્વનું છે.

જીવનના વિવિધ નિયમોનું જ્ઞાન, આ મહત્વના વિષયને બુદ્ધિના પ્રદેશમાં પ્રકાશિત કરશે, અને આરંભમાં તેની પણ અગત્ય છે. પરંતુ ચારિત્ર્યનો જેમ જેમ વિકાસ થતો જાય છે તેમ તેમ મનુષ્યને લાંબા તર્કવિતર્ક કર્યા વિના જ 'યથાર્થ શું છે' તેનું તેના અંતરમાં ભાન થઇ આવે છે. ચારિત્ર્યનો વિકાસ મનુષ્યને જે કંઇ યથાર્થ છે તેનો **અનુભવ** કરવાની શક્તિને તેનામાં પ્રકટાવે છે. અને બહારની સ્થિતિ અથવા સાધનો ગમે તેવાં પ્રતિકૂળ હોય તેમ બુદ્ધિ અથવા તર્ક પણ જેને માટે કશો ઉત્તર ન આપી શકતાં હોય તેવાં કાર્યને સિદ્ધ કરવાનું સામર્થ્ય પણ એ આપે છે.

બુદ્ધિશક્તિ એટલો નિર્ણય કરી આપે છે કે મનુષ્યનો વિકાસ અને વૃદ્ધિ કરનાર જે કંઇ હોય તે સઘળું યોગ્ય અથવા યથાર્થ છે, ત્યારે ચારિત્ર્ય મનુષ્યના અંતરમાંથી જ એમ

ભાન કરાવે છે જે કંઇ યથાર્થ છે તે મનુષ્યને વધારે ઉત્કૃષ્ટ અને વધારે ઉત્તમ વસ્તુપ્રતિ આકર્ષી જાય છે, અને જે કંઇ અયોગ્ય છે તે મનુષ્યને નિંદા અને અધમપ્રતિ ઘસડી જાય છે.

ચારિત્ર્યબળનું જ્યાં અસ્તિત્વ હોય છે, તે મનુષ્યના સમગ્ર અંશમાં વૃદ્ધિનું ભાન રહ્યા કરે છે, કેમકે ચારિત્ર્યબળ મનુષ્યમાં વૃદ્ધિના ભાનને અખંડ પ્રકટાવ્યા કરે છે. તેથી એ ચારિત્ર્ય જેમ જેમ વધારે બળવાન્ થતું જાય છે, તેમ તેમ તે મનુષ્યને બહુ સૂક્ષ્મ પણ તથા સ્પષ્ટરીતે સમજાય છે કે તેનામાં જે કંઈ છે તે સઘળાનું પુનરંચન થતું જાય છે, તેમાં સુધારો થતો જાય છે, તેમાં પૂર્ણતા આવતી જાય છે, અને કંઇક વિશેષ ઉચ્ચ રૂપમાં તેનો વિકાસ થતો જાય છે.

આ પણ સ્વાભાવિક જ છે, કેમકે જ્યારે ચારિત્ર્ય બલવાન્ બને છે ત્યારે મનુષ્યના સઘળા અંશનો યોગ્ય વ્યાપાર જ બહાર પ્રકાશમાં આવે છે, અને કોઇ પણ વસ્તુનો યોગ્ય વ્યાપાર તે વસ્તુમાં સ્થાયી વિકાસને પ્રકટાવે જ છે.

આમ હોવાથી જે કંઇ યથાર્થ છે તે વૃદ્ધિ કરનાર અથવા ઉન્નતિ કરનાર છે, અને જે અયોગ્ય અથવા અયથાર્થ છે તે ઉન્નતિ અટકાવનાર છે, એવું જેને જ્ઞાન થાય છે તે મનુષ્યને યોગ્યાયોગ્યનો ભેદ સમજવો બહુ સુગમ થઇ પડે છે.

( અપૂર્ણ. )

---

દુઃખનું કારણ.

દુઃખનું કારણ મુખ્ય, અહંબુદ્ધિ આ તનમાં,
તેથી દઢ થઇ રહી, વિષયસુખરૂપતા મનમાં,
વળી વધતાં અવિવેક, ધરી મમતા વડે જનમાં,
પછી સાચું સુખ કળે, વ્યર્થ સ્ત્રી સુત ગૃહ ધનમાં.
અવિવેક એક આ દુઃખ સકળ, આણી અંતિ પીડા આપતો,
પણ નૃસિંહકરુણા પ્રાપ્ત જન, ગ્રહી વિવેક પીડા કાપતો,

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

ધ્યાન આપો:

આ વાક્ય શ્રવણ કરતાં શો વિચાર મનમાં આવે છે ? શું કરવાનું લક્ષમાં આવે છે ? શા પ્રયત્નનો વિધિ આથી સમજાય છે ? આ પ્રશ્નો પોતાની જાતને પૂછીને શાન્તિથી એનું ઉત્તર અંતરમાંથી મેળવનારને એનું રહસ્ય સમજાય છે. પણ એ રીતે વિચાર જેઓ કરતા નથી તેઓ આ વાક્યથી મિથ્યા પ્રયત્નને આદરી ઉલટું મનને ભટકતું કરી દે છે અથવા મિથ્યાશ્રમિત કરી નાખે છે. પ્રાથમિક કેળવણીની શાળાઓના વર્ગના વિદ્યાર્થીને ઘણા શિક્ષકો તેમનું અંતર ભટકતું જોઇ ધ્યાન આપવનું કહે છે. આ વાક્ય સાંભળતાં તે બાલક શું કરે છે ? એ બાલક પુસ્તક પોતાની ચક્ષુસમીપ ધરે છે અને તેમાં આ લખેલા અક્ષરોપ્રતિ ટગર ટગર તાકી તાકીને જુએ છે. શાલાથી બહાર ગૃહમાં પણ બાલકો વાંચતાં હોય અને તેમને ધ્યાન આપવાનું કહેતાં તેઓ પણ આ જ પ્રમાણે કરે છે. શિક્ષક અને માતાપિતા આ પ્રમાણે બાલકોને કરતાં જોઇને સમજે છે કે એ બાલકો ધ્યાન આપે છે અને હવે એમનું ચિત્ત બરાબર તે તે વાચનઆદિ કાર્યમાં લાગેલું છે. પણ આમ સમજવામાં તેઓ મોટી ભૂલ કરે છે. આ પ્રકારે જે બાલકો ધ્યાન આપે છે તેમની મુખમુદ્રાપ્રતિ જોવામાં આવશે તો સમજાશે કે તે કેવી વિરૂપ થઇ રહે છે. તેમના ચહેરાની નસે નસ ખેંચાતી જણાશે અને તે બાલકોનો પ્રયત્ન આંખના તન્તુઓને તથા મુખના તન્તુઓને ખેંચવામાં જ લાગી રહેલો જણાશે. મજ્જાતન્તુઓનો એવો સ્વભાવ જ હોય છે કે તેમને પરિશ્રમ થતાં અલ્પ સમયમાં તે વિશ્રાન્તિની અપેક્ષા રાખે છે, અને તેથી શિથિલ થઈ રહે છે. આ નિયમને અનુસરીને જ આ પ્રમાણે ધ્યાન આપનાર જ્ઞાતવ્ય વિષયને ગ્રહણ કરી શકવા સમર્થ થતો નથી પણ તેને બદલે આ તન્તુવ્યૂહને મિથ્યાશ્રમિત કરી દેવાનો જ પ્રયત્ન સેવે છે. અને તેથી અલ્પ સમયમાં જ નિદ્રાથી અભિભવને પામે છે.

આ સ્થિતિનો વિશેષ અનુભવ સંયમ સાધવા પ્રયત્ન કરનારને અવશ્ય થાય છે. આરંભક સાધક સંયમના અનુષ્ઠાનમાં બેસે છે ત્યારે ધ્યેય વસ્તુની આકૃતિ કલ્પનાશક્તિવડે આલેખે છે. મનની વૃત્તિ ક્ષણિક છે એટલે કે જ્ઞાનરૂપ જે વૃત્તિ ઉદ્‌ભવને પામે છે તે ચિરકાલ રહેતી નથી. નેત્રદ્વારા પુસ્તકને પાંચ મિનિટસુધી જોયા કરનારને એમ લાગે છે કે એને પાંચ મિનિટસુધી પુસ્તકનું જ્ઞાન રહ્યું છે. પણ એ ભ્રાન્તિ છે. એ મનુષ્યને એક જ્ઞાન રહેતું નથી પણ થોડે થોડે ક્ષણે એને નવું નવું જ્ઞાન ઉત્પન્ન થતું રહે છે; પણ એ સર્વ જ્ઞાનો એક પ્રકારનાં હોવાથી એને એવો ભાસ થાય છે કે એ જ્ઞાન અનેક નહોતાં પણ એક જ હતું.

દીપકપ્રતિ જોતાં આ અર્થ સ્પષ્ટ થશે. દીપકની વાટ સળગાવવામાં આવે છે ત્યાંથી તે દીપકને ઓલવી નાખવામાં આવે છે ત્યાં સુધી એક જ દીપક પ્રજળતો હોય એવું સામાન્ય દૃષ્ટિવડે જણાય છે, પણ વિશેષ વિચારતાં એ સત્ય ઠરતું નથી દીપકમાં પ્રતિક્ષણે નવી નવી જ્વાલા પ્રકટતી રહે છે. આરંભની જ્વાલા નષ્ટ થાય છે, ત્યાર પૂર્વે દ્વિતીય જ્વાલા પ્રકટે છે અને એ થતાં આરંભની જ્વાલા નષ્ટ થાય

છે. આ દ્વિતીય જ્વાલા પણ તૃતીય જ્વાલા પ્રકટતાં નષ્ટ થાય છે. આ પ્રમાણે સતતરૂપે એક પછી એક મોજાની માફક દીપકમાંથી જ્વાલા પ્રકટતી રહે છે. પૂર્વ પૂર્વ નષ્ટ થતી જાય છે અને ઉત્તર ઉત્તર આવિર્ભાવને પામે છે. જ્યાં સુધી દીપક બળતો રહે છે ત્યાંસુધી આ ક્રિયા એકસરખી રીતે ચાલ્યા કરે છે. આમ પ્રતિક્ષણે પ્રકાશ પાડનાર જ્વાલાનો ભેદ છતાં એ સર્વ જ્વાલાઓ પ્રકાશ પાડવારૂપ કાર્યને કરનાર હોવાથી સમાન દેખાય છે અને એ સામ્યને લીધે એ જ્વાલાઓ ભિન્ન ભિન્ન નહિ દેખાતાં અખંડિત દીપ હોય તેવું ભાસે છે. તેથી વસ્તુતઃ જ્વાલાનો પ્રવાહ ચાલે છે અને તેમાં સાજાત્યપણાને લીધે ઐક્યની ભ્રાન્તિ થાય છે.

નદીતટપર બેસી જળને અવલોકનારને જણાય છે કે તટ એક ક્ષણ પણ જળવિનાનું રહેતું નથી પણ જલને વહેતું જોનાર તે તરત સમજે છે કે એક ક્ષણનું જલ તે દ્વિતીય ક્ષણનું જલ નથી. જે જલ આ ક્ષણે તટને સ્પર્શ કરે છે તેથી અન્ય જલ જ દ્વિતીય ક્ષણે તટને અડકે છે. પ્રથમનું જલતો સ્પર્શ કરી તરત જ પ્રવાહમાં વહી ગયું છે. આમ પ્રવાહમાં સતત વહેતાં જલો પ્રતિક્ષણે ભિન્ન ભિન્ન થતાં હોય છે છતાં જલરૂપે સમાન હોવાથી એક જલનું ભાન કરાવે છે.

આ જ પ્રમાણે વૃત્તિરૂપ જ્ઞાન તે અસ્થિર છે,ક્ષણિક છે. એક વૃત્તિ ઉદ્દ્ભવને પામી તે અલ્પ સમયમાં જ શમે છે પણ દ્વિતીય ક્ષણે તેવી જ વૃત્તિ ઉદ્દ્ભવને પામે છે. પ્રથમના સમાન સજાતીય વૃત્તિ જ ઉદ્દ્ભવને પામે છે, તો તે બંને વૃત્તિ સજાતીય હોવાથી તે એક છે એવી ભ્રાન્તિ થાય છે. પ્રથમની વૃત્તિ પુસ્તકને વિષય કરનાર હોય છે અને દ્વિતીય ક્ષણની વૃત્તિ અશ્વને વિષય કરનારી હોય છે તો એ બંને વૃત્તિ વિજાતીય છે અને એમ થતાં તરત જ સમજાય છે કે પ્રથમનું જ્ઞાન જતું રહ્યું અને આ નવું જ્ઞાન થયું. ખરૂં જોતાં તો પુસ્તકને વિષય કરનાર વૃત્તિ ઉદય થાય છે ત્યારે પણ આ જ પ્રમાણે વૃત્તિને પ્રવાહ ચાલે છે. એક વૃત્તિ એક વાર ઉઠી સ્થાયી રહેતી નથી પણ નવી નવી વૃત્તિ ઉદ્દ્ભવ્યા કરેછે, અને તે સર્વ પુસ્તકને જ વિષય કરનાર હોવાથી વૃત્તિના પ્રવાહને બદલે ચિરસ્થાયી એક વૃત્તિનું એક દીપકની માફક, ભાન કરાવે છે.

આમ હોવાથી સંયમમાં પ્રવેશનાર સાધક પોતાની કલ્પનાશક્તિવડે ધ્યેયની મૂર્તિ રચે છે અર્થાત્ તેવી એક વૃત્તિને ઉપજાવે છે અને તેને જુએ છે. ત્યાર પછી એવીને એવી વૃત્તિનો ઉદ્દ્ભવ થયા કરે તે માટે તે ધ્યેયની પ્રતીત થતી મૂર્તિપ્રતિ તે આરંભક સાધક બળાત્કારથી માનસદૃષ્ટિવડે જોયા કરવાનો પ્રયત્ન કરે છે. આ પ્રયત્ન તેના તન્તુવ્યૂહને શ્રમ આપે છે અને એ શ્રમના પરિણામમાં શ્રમિત થએલી વૃત્તિ વિશ્રાન્તિ લેવાઅર્થે નિદ્રાને આણે છે. સાધકનો પ્રયત્ન તે મુખમુદ્રાને ધ્યાન આપવા અર્થે વિરૂપ કરનાર બાળકના પ્રયત્નના સમાન છે. (અપૂર્ણ.)

॥ ॐ ॥

॥ तत् सत् ॥

॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# श्रीजमदग्निचरित.

( આરંભક પ્રવેશ. )

સ્થલ—ગુરુઆશ્રમ.

[ પાત્રો—ગુરુ તથા તેમના શિષ્યો. ]

[એક સુન્દર નિવાસસ્થાનવાળો ગુરુનો આશ્રમ છે. પાસે શિષ્યોને રહેવાની પર્ણકુટિઓ છે. મધ્યે વૃક્ષોની ઘટાવાળો સ્વચ્છ રમ્ય ચોક છે. આજે ગુરુનો જન્મદિવસ હોવાથી તે નિમિત્ત ઉત્સવનું પાલન કરી તે સ્થલને શિષ્યવર્ગે ઉત્સાહપૂર્વક અત્યંત ભવ્ય અને મનોહર કર્યું છે મધ્યના ચોકમાં એક વૃક્ષલતાનો સુંદર મંડપ કર્યો છે. તેમાં સ્થાને સ્થાને ઘૃતના દીપકો મૂક્યા છે. લતામંડપની મધ્યે ગુરુમાટે ઉચ્ચ ભવ્ય આસન રચવામાં આવ્યું છે. ચોકનો તથા આસપાસનો ભાગ પણ સાત્વિક શોભાથી અલંકૃત કરવામાં આવ્યો છે, અને તેથી તે દેવસદનસરખો શોભે છે. ઉચ્ચાસનઉપર શ્રીગુરુ નિવૃત્તિપૂર્વક પ્રસન્ન મુખથી વિરાજ્યા છે. બે શિષ્યો ચામર વ્યજન કરે છે. એક શિષ્ય ગુરુના ચરણ તળાંસે છે. બીજા શિષ્યો સંમુખ ઉભા રહી હાથ જોડી સ્તુતિ કરે છે.]

શિષ્યો—

मंगल.

જય જય શ્રીમહેશ્વર સદ્‌ગુરુવર ! જય સચ્ચિદ્‌ઘન ! સુન્દર વપુધર. !
જય ભવભયહર ! અક્ષર સુખકર ! મનમતિથી પર, છો બહિરંતર.
જનનહરણ જય શિષ્યંતરણ જય વિશ્વભરણ જય પુણ્યસ્મરણ !
જય અશરણશરણ, અપૂજ્યચરણ, જય હૃદ્વિહરણ !—જય૦
સ્તવી રહ્યા શેષશારદહરિહર, જેને નિજ અંતર, નિરંતર,
આરંભ્યું કાર્ય અમે દુષ્કર, દો સફલ થવા સદ્‌ગુરુવર ! વર;—જય૦
કર્યું ટિટ્ટિભઅર્થે જલશોષણ,-ગરુડે, તેમ કરજો બલઅર્પણ,
કર્યું તવ કૃપાથી આરંભઆચરણ, છઈએ બાલક પણ;—જય૦
જવ તવ કરુણા થાતી અંમપર, અમ અર્થો સિદ્ધ થતા સત્વર,
હે પૂર્ણકામ ! દો વર જયકર, કર્તવ્ય જેથી કરીએ હિતકર;—જય૦

( સ્તુતિ કરીને સર્વ શિષ્યો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. તથા હસ્ત જોડીને સંમુખ ઉભા રહે છે.)

ગુરુ—(પ્રસન્ન મુખમુદ્રા પૂર્વક સંજ્ઞાવડે સર્વને બેસવાનું સૂચવીને) હે પ્રીતિપાત્ર શિષ્યો! તમારી શી ઇચ્છા છે તથા આજે કયા હિતકર કાર્યનો આરંભ કરવો ધાર્યો છે!

પટ્ટશિષ્ય—(હસ્ત જોડી અત્યંત વિનયવિવેકપૂર્વક) ભગવન્! આજ અમારાં જીવનનો પરમ ધન્ય મંગલકર દિવસ છે. મહેશ્વરસ્વરૂપ આપ સદ્ગુરુશ્રીનું અમારા સરખા અનેક પામરોના પરમ ઉદ્ધરણઅર્થે અવતરણ થવાનો આજનો પુણ્ય દિવસ અમને પરમ આનંદરૂપ છે. હે કૃપાનિધિ! આપના અમારા પ્રતિના અનંત ઉપકારોનું સ્મરણ અને અમારી કૃતઘ્નતાનું સ્મરણ, અમારા એક નેત્રમાંથી આજે જ્યારે આનંદાશ્રુ ખેરવે છે, ત્યારે કૃતઘ્નતાના ભાવવાળું અમારું બીજું નેત્ર અમારી દુષ્ટતાઉપર શોકાશ્રુ ખેરવે છે. તેમ છતાં આપનો નિઃસીમ કરુણાકટાક્ષ જ્યારે શોકાશ્રુઉપર પડે છે કે તત્કાલ તે પોતાના પ્રભાવમાં અમને આકર્ષી અમને સર્વાંશ આનંદમય કરી મૂકે છે. આવી આજની અમારી પરમ આનંદમયી અવસ્થામાં આજના પરમ હિતજનક દિવસે, અમારા હિતમાં અધિકાધિક વૃદ્ધિ થવાના દૃઢ સંસ્કાર જામે એ ઉદ્દેશથી આપ પ્રભુએ રચેલા આર્યકુલભૂષણ શ્રીજમદગ્નિઋષિના પુણ્ય ચરિતને દશ્યરૂપે નિદર્શન કરાવવું ધાર્યું છે. આજના અભિષ્ટ દિવસે વિવિધ સ્થાનથી પધારેલા આ અમારા પ્રાણાત્મસ્વરૂપ પૂજ્ય ગુરુબંધુઓ-સમીપ તે પરમ શ્રેયસ્કર કૃતિનું નિરૂપણ કરી તેમને આનંદ પ્રકટાવી અમે કૃતાર્થ થઇએ એ તેમાં મુખ્ય હેતુ છે. આ નિમિત્ત આપ પ્રભુની અનુજ્ઞા તથા અમારી સફલતાઅર્થે આ સ્તુતિવચન ઉચ્ચાર્યાં છે.

ગુરુ—શિષ્ય પોતાના હિતને વિચારી તેને અનુકૂલ કૃતિવિચારઆદિ કરવા ઉત્સુક થાય તેમાં જેમાં શિષ્યોએ ગુરુભાવને ધર્યો છે તેની વૃત્તિમાં શા માટે અસંતોષ પ્રકટે? પરંતુ તમે આ કૃતિથી શું હિત થવા વિચાર્યું છે?

૨ શિષ્ય—હે ભગવન્! આપ પ્રભુના બોધદ્વારા અમે જાણ્યું છે કે જે જે વસ્તુનું અત્યંત દૃઢપણે ચિંતનમનન કરવામાં આવે છે, તે વસ્તુના અંતઃકરણમાં પ્રબળપણે સંસ્કાર પડે છે, અને તે સંસ્કારો જેમ જેમ વધારે દૃઢીભૂત થતા જાય છે, તેમ તેમ તે સંસ્કાર મનુષ્યને તદનુકૂલ આચરણમાં દોરે છે. અને તે પ્રકારનું આચરણ જેમ જેમ સિદ્ધ થતું જાય છે, તેમ તેમ તે મનુષ્ય તદ્રૂપ થતો જાય છે. આથી તેવા અનુકરણીય ચરિતના બ્હાને અમારા તથા દ્રષ્ટાના અંતઃકરણમાં કંઇક વિશેષ સત્સંસ્કાર પડે અને સદસદ્નો વિવેક કરવારૂપ વ્યુત્પન્ન મતિ શું ગ્રાહ્ય અને શું ત્યાજ્ય છે તેનો નિર્ણય કરી પોતાના જીવનમાં તેવડે પ્રગતિને સાધી શકે તે અર્થે ગ્રાહ્ય તથા ત્યાજ્ય એ ઉભય વિષયના સ્વરૂપનો નિર્ણય કરનાર એવા અનેક રસમય એ ચરિતનો યથાવિધિ પ્રયોગ કરવા વિચાર્યું છે. તે સફલ થવા આપની અપરિમિત કરુણા જ હેતુરૂપ છે.

ગુરુ—એ વિના વિશેષ કોઇ હેતુ છે?

(કેટલાક શિષ્યો મંદસ્મિતથી એકબીજા સંમુખ જુએ છે.)

૩ શિષ્ય—હે સર્વજ્ઞ! આપથી શું અજ્ઞાત છે? પરંતુ આપ સમર્થ આપના સર્વજ્ઞત્વાદિ મહાસામર્થ્યને નિગૂઢ રાખવારૂપ આદિ નીતિને અમારા હિત તથા બોધઅર્થે પાલન કરો છો. આપ અનંતૈશ્વર્ય તથા સર્વજ્ઞત્વ સર્વશક્તિમત્વાદિ પરમ સામર્થ્યથી યુક્ત છતાં તેની અપ્રતીતિ કરાવી અમને એ જ પ્રકારનો બોધ આપવા કૃપાળુ છો કે વાસ્તવ સ્વ-

સ્વસ્વરૂપાનુભવરૂપ સ્થિતિમાં એ સામર્થ્યોની પ્રતીતિ કશા પ્રયોજનરૂપ નથી, તેન કોઈના વાસ્તવ અર્થને તે વિશેષપણે સિદ્ધ કરતી નથી તેમ સ્વસ્વરૂપાનુભવરૂપ મહા ઐશ્વર્ય તથા આશ્ચર્યના પરમ વિષયઆગળ અન્ય સર્વ ઐશ્વર્ય તથા સામર્થ્ય નિકૃષ્ટ છે. અને તેથી સદા સર્વદા સ્વસ્વરૂપાનુભૂત જેની સમ્યક્ સ્થિતિ છે તેવા આપ પ્રભુ આપશ્રીના સ્વસ્વરૂપાનુભવઐશ્વર્યથી અખંડિતપણે વિભ્રાજમાનને અન્ય સર્વજ્ઞત્વાદિ સામર્થ્યોને આગ્રહપૂર્વક પ્રતીત કરવવાનો કશો જ હેતુ ન હોય એ સ્વાભાવિક છે. અને એવા ધર્મોની પ્રધાનપણે અપ્રતીતિ દર્શાવવારૂપ આપની અગમ્ય લીલા એ જ અમને અતિ મોહક છે.

તે ઉપરાંત અમે શિષ્યોને આપની એ લીલાવડે એ ઉપદેશનું દાન આપવાને આપ કૃપાળુ છો કે કોઈ કાલે આપ વરદ પ્રભુના અનુગ્રહસે અમારામાંના સુભાગી શિષ્યવર્ગનો લૌકિક અલૌકિક વિવિધ પ્રકારનાં ઐશ્વર્યનો પ્રાપ્તિ થવારૂપ ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ થાય તો તે સમયે તેમણે તે ઉન્નતતને ઉન્નતતનો પરાવધિ ન માનીને આગળ વધવા અને નિરુપાધિક એવા આપના વાસ્તવ સ્વસ્વરૂપાનુભવ કરવાના માર્ગમાં જ ઉત્તરોત્તર ક્રમવડે વધ્યા કરવું, અને અવાંતર ફલસિદ્ધિરૂપે જણાતા ચમત્કારિક પ્રદેશમાં જ અહોભાવ ન ધરવો તથા તેના જ ઉપયોગમાં મિથ્યા બલનો વ્યય ન કરતાં એ ચમત્કાર પણ જેના એક વિકારરૂપ છે એવા પ્રકૃતિના ઈશ આપના પદમાં સાચી પ્રીતિ સ્થાપેલી રાખવી. ચમત્કાર અથવા વિવિધ ઐશ્વર્ય એ પરિણામી સાધ્ય નથી પરંતુ જીવત્વની સ્ફુર્તિ જ્યાં નિઃશેષ લય પામે છે, એવા પરમ સ્થાનના માર્ગનો એ માત્ર મધ્ય પ્રદેશ છે, તેથી તેવા પ્રદેશમાં આવનાર મનુષ્યે તેના ઉગ્ર બળનો એ પ્રદેશનાં ચમત્કાર અથવા ઐશ્વર્યનું અન્યને ભાન કરાવવાની ઇચ્છાવાળાં જે આંદોલનો ત્યાં પ્રવર્તી રહ્યાં હોય છે તેનાથી લેપાયમાન ન થતાં અડગપણે અને ધૈર્યપૂર્વક ઐશ્વર્યનું ભાન કરાવવાની ઇચ્છાપ્રતિ તિરસ્કારબુદ્ધિ સ્થાપવી એ જ કર્તવ્ય ઘટે છે. અને ભગવાન્ વસિષ્ઠના કરેલા બોધઅનુસાર અંતરથી એક પરમ ઉચ્ચ અને પરમ ઐશ્વર્યના નિધાનરૂપ પદમાં રહેવા છતાં આ લોકસમુદાયમાં અને તેના સંબંધના સર્વ પ્રસંગોમાં તો નાનારૂપમાં અર્થાત્ જ્ઞાનીઅજ્ઞાની અને પ્રસંગે મૂઢ એવી સ્થિતિઓની જ પ્રતીતિ જ્યાં જેવી ઘટે ત્યાં તેવા તેવા પ્રકારથી કર્યા કરવી. *અને આ જ હેતુથી પ્રસંગે વિલક્ષણ વૃત્તિવાળા મહાત્માઓએ તો આ વિચિત્ર સ્વભાવના* જગતમાં બાલક, ઉન્મત્ત તથા પિશાચસરખી વિચિત્ર પ્રવૃત્તિ પણ સેવી છે.

હે ભગવન્ ! આમ છતાં પણ જીવોપ્રતિ મહદ્અનુગ્રહ કરીને કોઇ કોઇ મહાપુરુષોએ પોતાના ધર્મ તથા સ્વીકારેલા કર્તવ્યને બાધ ન આવે એવી રીતે અધિકારીનો વિચાર કરીને વિવિધ પ્રકારનાં ઐશ્વર્યની ઝુલકી બનાવવા પ્રસંગે પ્રસંગે પ્રવૃત્તિ કરી છે. બાકી ખરું જોતાં અમે તો, મેઘથી આચ્છાદિત સૂર્ય હોય છતાં જેમ સૂક્ષ્મ દૃષ્ટિવાળાને તેના આકાશવિષે અસ્તિત્વની જેમ પ્રતીતિ થયા વિના રહેતી નથી, તેમ અનંતૈશ્વર્યાધિપતિ આપે પ્રચ્છન્નતાના ( ગુપ્તપણાના ) પટમાં રાખેલું ઐશ્વર્ય અને સર્વજ્ઞત્વાદિ પણ અમારાં આંતર ચક્ષુને અનેક પ્રસંગે દર્શન આપે છે. અને તેમાં આપ પ્રભુની અમારા પ્રતિ નિઃસીમ દયા એ જ હેતુ છે; અમારો અધિકાર તેમાં નિમિત્તરૂપ નથી.

( સહજ સંકોચ પામતાં કહે છે )હે કૃપાળુ ! આ અકાણ્ડતાણ્ડવ કરવાનો મારો ઉદ્દેશ એ જ છે કે આપ વાસ્તવિક રીતે સર્વજ્ઞ તથા સર્વશક્ત છો એ અમે અનેક પ્રસંગે

જાણ્યું છે, અને આ ક્ષણે, પણ અમને તો તેનું જ દર્શન થયું છે. પરંતુ શ્રીકૃષ્ણના સામર્થ્યને જાણવા છતાં જેમ વ્યામોહવશ થઇને ગોવર્દ્ધનગિરિને તોળવાના સમયે, જો કે શ્રીકૃષ્ણની અંગુલિઉપર જ એનો સર્વ ભાર હતો છતાં પ્રત્યેક ગોવાળાઓએ પોતાની ડાંગ ઉંચી કરીને તે ગિરિને ઝીલી રાખવારૂપ જેમ મિથ્યા ચેષ્ટા કરી હતી, તેમ જ્યારે આપ જે આપના સર્વજ્ઞત્વનું પ્રકાશન ન કરવા વૃત્તિને વેગ આપો છો તો આપની એ લીલાથી અમે પણ વ્યામોહવશ થઇ, આપને અજાણ્યાએ જાણી આપને જણાવવાની અયોગ્ય પ્રવૃત્તિ કરીએ તો તેથી અમે પેલા ગોવાળીયાઓનું અનુકરણમાત્ર જ કરીએ છીએ, અને તેથી વ્યામોહભાવ પામવામાં જો દોષ થતો હોય તો તેના મુખ્ય અધિકારિ અમો નથી પણ પેલા ગોવાળીયાઓજ છે ! (ગુરુસહિત સર્વ સભા આ વચનથી વિનોદ પામે છે,) અને તેથી આપે ગર્ભિત સર્વજ્ઞતાથી પૂછેલા પરંતુ ઉપરથી અજ્ઞાનના પડથી વીંટાળેલા પ્રશ્નનું ઉત્તર આપવા ધૃષ્ટતા ધરીએ તો તે દોષના પણ મૂલ કારણરૂપ અમે નથી એ વિચારતાં અમને સંકોચ રહેતો નથી. (આ વચનનો ગુરુ તથા ઇતર સર્વ મર્મ સમજવાથી સર્વ મુખઉપર પ્રસન્નતા દર્શાવે છે.)

હે ઇષ્ટ! જેમ ખીસકોલીના શરીરકરતાં તેનું પુચ્છ લાંબુ હોય છે, તેમ મારા નિવેદનના તાત્પર્યરૂપ શરીરકરતાં વાણીના વિવેચનરૂપ પુચ્છ અત્યંત વિસ્તારવાળું થઇ ગયું છે. જે આપ ક્ષમા આપવા કૃપા કરશો.

ગુરુ—(પ્રસન્નતાથી) હે શિષ્ય! તારાં વચનો નીતિમર્યાદા તથા વિવેકયુક્ત હોવાથી અયોગ્ય નથી પરંતુ યોગ્ય છે, અને સર્વ શિષ્યોએ ગ્રહણ કરવાયોગ્ય તારી રીતિ છે. અને તેથી તારી આકૃતિ ખીસકોલીની ઉપમાને યોગ્ય નથી, પરંતુ તેં જે સૃષ્ટિની ઉપમાનો સ્વીકાર કર્યો છે તેને અનુરૂપ જ કહું તો તારી આ કૃતિ મોરના શરીરજેવી છે, મોરનું ધડ નાનું હોવા છતાં તેનાં પીછાંનો તેના કરતાં વિશેષ વિસ્તાર છે, તેમ તેં તારા તાત્પર્યનો વાણીરૂપ પીંછાવડે વિશેષ વિસ્તાર કર્યો છે. પરંતુ મોર જેમ પીંછે રળીઆમણો છે, અને એ પીંછાની કળા તેના શરીરને વિલક્ષણ શોભાયુક્ત કરી મૂકે છે, અર્થાત્ મોરના શરીરને શોભાવવા માટે પીંછાની જેમ અગત્ય છે, તેમ તારા તાત્પર્યરૂપ શરીરને દીપાવીને દર્શાવવા માટે તારી વાણી પીંછાકરતાં ઓછી સુન્દરતા આપતી નથી. પ્રસંગે પોતાની હકીકત અન્યને ટુંકામાં ટુંકી કેવી રીતે કહેવી તેનું જ્ઞાન મનુષ્યમે હોવું જોઇએ, તે તને છે, જેથી આ સમયે કરેલો વિસ્તાર અયોગ્ય નથી. માટે તેનો સંકોચ ન માનતાં હવે સ્વલ્પમાં તમારા સર્વનો અન્ય હેતુ પ્રકટ કરો.

૩ શિષ્ય—(નિઃસંકોચભાવને પામતાં) હે ભગવન્! અમારા બંધુવર્ગના અત્યંત ઉત્સાહી તથા મુખ્યસંરખા આ 'સુતીક્ષ્ણચેતા'ને ગઇ રાત્રિમાં કંઇ સ્વપ્નસરખી પ્રતીતિ થઇ અને ગઇ કાલે જ તેમણે અવલોકેલા 'શ્રીજમદગ્નિચરિત'નાં કેટલાંક ચિત્રો તેમની દૃષ્ટિએ આવ્યાં, અને તેથી તેમને અપૂર્વ આહ્લાદ પ્રકટ્યો. શ્રીજમદગ્નિએ ક્રોધનો નિગ્રહ કરવારૂપ કરેલી પ્રવૃત્તિનું ચિત્ર એમની વૃત્તિમાં વિશેષ પ્રધાનપણે આલેખાયું, અને તે ચિત્રે તેમનામાં કેટલાક સંસ્કારોનો ઉદ્ભવ પમાડ્યો અને કંઇક વિચારસ્ફુર્તિ કરાતી તથા અમારા સર્વના હિતમાં વૃદ્ધિ કરનાર કંઇ યોજનાનું સ્વરૂપ પણ તેમની વૃત્તિએ રચ્યું. પછી આજના પુણ્ય પ્રભાતમાં અમે સર્વ બે ઘટિકા રાત્રિ હતી તે સમયે ઉઠીને

આપ ઇષ્ટનું સ્મરણધ્યાન કરી રહ્યા હતા, એટલામાં અમારા સર્વેની પાસે તે આવ્યા, અને આજના મંગલ દિનના સવિશેષ કર્તવ્યસંબંધી અમારૂં સર્વેનું લક્ષ ખેંચ્યું, અને એ અનુકરણીય ચરિતને દૃશ્યરૂપે ભજવવાવિષે સર્વેની ઇચ્છા પૂછી, અને તેમાં સર્વ કોઇએ આનંદ દર્શાવ્યો. તે ઉપરાંત જેમ શ્રીજમદગ્નિએ પ્રધાનપણે ક્રોધના વિરોધનો નિશ્ચય સેવ્યો હતો, તેમ તેમણે જણાવ્યું હતું કે તેમણે પોતે આજના મંગલમય દિનથી આરંભી હાલ તરતને માટે એક સંવત્સર ( વર્ષ ) પર્યંત એક સદ્ગુણને પોતાના જીવનમાં દૃઢપણે સ્થાપવાનો આપ પ્રભુના અનુગ્રહથી નિશ્ચય કર્યો છે. અમને સર્વેને પણ આ પ્રવૃત્તિ બહુ ગ્રાહ્ય જણાઇ અને તેથી કેટલાક બંધુઓએ પરસ્પર મળી પોતપોતાની અત્યંત રુચિવાળા એક એક સદ્ગુણને આજથી એક વર્ષપર્યંત આગ્રહપૂર્વક ધારણ કરવાનું વિચારી આપશ્રીના સ્મરણસહિત તેને નીભાવવાને આપ પ્રભુના વરદ કરુણાકટાક્ષની માનસ યાચનાપૂર્વક, નિશ્ચય કર્યો છે. આપની સર્વજ્ઞદષ્ટિને તે કંઇ અજ્ઞાત નથી, પરંતુ અમારા મુખથી જ જ્યારે તેનું પણ નિવેદન કરવાનું છે તો તેમનું નિવેદન તો અમારા અગ્રણી ગુરુસ્વરૂપ બંધુથી જ થાય એ ઉત્તમ છે.

ગુરુ—હે પ્રિય શિષ્યો! સત્સાધનોપ્રતિ તમારી સર્વેની આ પ્રકારની અભિરુચિ જોઇજાણી મને વિશેષ સંતોષ અને પ્રસન્નતા થાય છે, અને એજ પ્રકારે તમે સત્પ્રવૃત્તિ જે પરિણામે વાસ્તવ નિવૃત્તિને પ્રકટાવનાર છે તેમાં સાવધાનતાથી ભાવવડે જોડાયેલા રહેશો તો પરમાત્મા ઉત્તરોત્તર તમારો વિજય જ કરશે. હવે જેણે જેણે જે જે મુખ્ય સદ્ગુણને પોતાના વિષે પ્રકટ કરવાનો ધાર્યો છે, તે તે તમે સર્વ પૃથક્ પૃથક્ મને નિવેદન કરો. કેમ શ્રેયસ્કર! તેં કયા સવિશેષ સદ્ગુણને આરાધ્ય ગણ્યો છે?

પટ્ટશિષ્ય—ભગવન્! ચિત્તમાં સ્વાભાવિક પ્રસાદને જાળવીને સંકલ્પનો બનતો નિરોધ કરવા વેગ પ્રકટ્યો છે, આપ પ્રભુની આજ્ઞા થયે એ વેગને નિશ્ચયરૂપે સેવવા વિચાર્યું છે.

ગુરુ—તારો નિર્ણય યોગ્ય છે. કેમ પરમમિત્ર! તેં શું સ્વીકાર્યું છે?

પરમમિત્ર-ગુરો! કોઇમાં દોષબુદ્ધિ ન ધરતાં સર્વપ્રતિ ગુણબુદ્ધિને ધરવાની ઇચ્છા રાખીછે.

ગુરુ—યોગ્ય છે વિવેકપૂર્વક સર્વત્ર શુભગુણદર્શન તારા હિતનું સાધક થશે. કેમ, સુતીક્ષ્ણચેતા! તેં પોતે શો નિશ્ચય અંગિકાર કર્યો છે?

સુતીક્ષ્ણચેતા—પ્રભો! શોકક્લેશાદિથી અંતઃકરણ કલુષિત ન બને પરંતુ સદા અવ્યગ્રતાપૂર્વક સમસ્થિતિમાં રહે તે નિમિત્ત સાવધાનતા સેવવી ધારી છે.

ગુરુ—અનુકૂલ વિચાર્યું છે. કેમ બૃહદ્બલ! તેં?

બૃહદ્બલ—પરમાત્મન્! કોઇને કટુશબ્દ કે મર્મવચન ન કહેતાં પ્રીતિકર વાણી વદવા વિચાર્યું છે.

ગુરુ—તેં?

ઉગ્રતપન—સર્વદા આનંદનું વૃત્તિવડે પ્રધાનપણે આસ્વાદન કર્યા કરવું એવી અભિલાષા છે, પ્રભો!

ગુરુ—( તેની જોડે બેઠેલા શિષ્યને નેત્રના ઇશારામાત્રથી પૂછે છે. )

પ્રાયવ્રત—હે ઇષ્ટ! ક્રોધઉપર જય પ્રકટાવવાની વૃત્તિ છે.

ગુરુ—સુધાધર !

સુધાધર—મનવચનવડે અહિંસાવ્રતને પ્રભો ! પાલન કરવું ધાર્યું છે.

ગુરુ—તમે ?

પ્રથિપ્રજ્ઞ—નિરભિમાનતાના લક્ષણને સિદ્ધ કરવા વૃત્તિ છે.

ગુરુ—સદ્વિવેકિન્ ! તેં !

સદ્વિવેકી—મોહના જયમાં મારી વૃત્તિ છે ભગવન્ !

ગુરુ—જયધ્વજે શો નિશ્ચય ધાર્યો છે ?

જયધ્વજ—નિશ્ચિંતતા અને પ્રશાંતિને આંતર પ્રદેશમાં સતત અનુભવવાનો પ્રવાહ સેવવા વૃત્તિ છે.

ગુરુ—( બાકીના શિષ્યોઉપર દૃષ્ટિ પ્રસારતાં ) આ બધા વિદ્યાર્થીઓએ પણ આવા જ સદ્ગુણો સેવવા વિચાર્યું છે ?

ઉમતપન—ભગવન્ ! કોઈ કોઇએ વિવિધ કર્તવ્યોને પણ સ્વીકાર્યાં છે.

ગુરુ—કેવા કેવા પ્રકારનાં સ્વીકાર્યાં છે, તે વિદિત કરો.

૧ શિષ્ય—આ આશ્રમ તથા આશ્રમની આસપાસના સ્થલને માર્જન કરવું ( સાફ સુફ કરવું ) એનો અનુપમ લાભ લેવાની મારી વિજ્ઞપ્તિ છે.

૨ શિષ્ય—આ આશ્રમનાં દેવવૃક્ષો તથા સુરસુરભિઓ ( ગાય ) ની શુશ્રુષા કરવાની મારી વૃત્તિ છે.

૩ શિષ્ય—શ્રીગુરુસેવાનો અલભ્ય લાભ મને આપવા મારા પૂજ્ય બંધુઓને મેં દીનપણે પ્રાર્થના કરી છે, અને તેમણે તે સ્વીકારવાનો અનુગ્રહ કર્યો છે.

સુતીક્ષ્ણચેતા—એ સર્વના દક્ષનો લાભ તમને એકલાને નહિ આપીએ !

બે લઘુશિષ્યો—( હસ્તજોડી વિનયથી ) ભગવતી ( ગુરુપત્ની ) ની શુશ્રુષા કરવાનું અહોભાગ્ય અમને પ્રાપ્ત કરવાની ઇચ્છા છે.

૪ શિષ્ય—પ્રાતર્, મધ્યાહ્ન, સાયં તથા મધ્યરાત્રિ એ ચારે સમય એક એક ઘટિકા ઇષ્ટસાધન સેવવા મારી અભિલાષા છે.

૫ શિષ્ય—ચાર પ્રહરપર્યંત આસનની એક સ્થિતિ સેવવા ઇચ્છા છે.

૬ શિષ્ય—ભગવન્ ! જિહ્વેન્દ્રિયના જયરૂપ વાણીનિરોધ અને સ્વાદવૃત્તિનો જય કરવા ઉપર મારી વૃત્તિ છે.

૭ શિષ્ય—અતિથિસેવક તથા આ સમગ્ર પૂજ્ય મંડલની યથાશક્તિ સેવા કરવાની ઇચ્છાવાળો દાસાનુદાસ હું છું પ્રભો !

સુતીક્ષ્ણચેતા—ભગવન્ ! અમને સર્વને પોતાની, મધુર વિનોદજનક વાણીવડે પ્રસન્ન કરનાર અને ક્રિયાવડે અલૌકિકસરખાં કાર્યો કરનાર અમારા આ પ્રમોદક ( આ તમો શિષ્ય ) બંધુનો અમારા પ્રતિ અલ્પ અનુગ્રહ નથી.

ગુરુ—હવે વિશેષ જણાવવા યોગ્ય છે ?

પ્રાપ્તવ્રત—ભગવન્ ! જેમણે વિવિધ સદ્ગુણોનું અનુષ્ઠાન કરવું ધાર્યું છે, તેમણે એક એક સ્થૂલ કર્તવ્ય સાથે સાથે સ્વીકાર્યું છે. તેમાં અમારા પૂજ્ય ગુરુરૂપ એસરાર દેવને અમારાં સર્વના જ્યાં જ્યાં સ્ખલનો થાય ત્યાં ત્યાં અમને જણાવવા કૃપા કરી,

એ પ્રકારનો કર્તવ્યભાર સ્વીકારવા અમે તેમને પ્રાર્થના કરી છે. તેમ આપ પ્રભુદ્વારા અમારાં હિતનાં કર્તવ્યોપ્રતિ અમારૂં નિરંતર લક્ષ દોરવાનું ઉગ્ર કર્તવ્ય પણ તેમના વિના અન્ય કોઇ કરી શકે તેમ નથી. તથા આપ પ્રભુને વિવિધ સેવનઆદિ જગદુપકારક કાર્યો કરવા સર્વ જીવોપ્રતિ અનુગ્રહ કરો એ પ્રકારની અમારી સર્વની વિનીત પ્રાર્થના પ્રભુચરણે લાવ્યા કરવાનું કર્તવ્ય પણ એ સમર્થ કૃપાળુ દેવને શિરે સ્થાપ્યું છે.

ગુરુ—પ્રિય બાલકો! તમે તમારા હિતના યથામતિ કરેલા વિચારો ખાસ વિશેષકારક વા અનુચિત નથી, તેમ તમે સઘળાએ સ્વીકારેલાં કર્તવ્યો પણ અવિહિત નહિ હોય એમ તમારી પ્રવૃત્તિ જણાવે છે, તેથી એ સંબંધિ હવે વિશેષ કથન કરવાયોગ્ય નથી તમારા સર્વપ્રતિ મારી પ્રસન્નતા વિચારી તમારા કર્તવ્યને આનંદપૂર્વક કરજો. વારુ, તમારા પ્રયોગમાં સહસ્રાર્જુનનું ભીષણ પાત્ર કોણ થનાર છે?

(શિષ્યોએ કયું પાત્ર કોણ થનાર છે એ પ્રકટ ન કરવું એવા પ્રકારની પ્રથમ યોજના કરેલી, તેથી ગુરુના આ પ્રશ્નથી તેઓ પરસ્પર સ્મિતપૂર્વક જુએ છે, અને કેટલાક શિષ્યો પ્રમોદકપ્રતિ દૃષ્ટિ સ્થાપે છે તેથી)

પ્રમોદક—(હસ્ત જોડીને.) આપ સર્વજ્ઞ પ્રભુને શું અજાણ્યું છે! (આ ઉત્તરથી સર્વ પ્રસન્નતા પામે છે.)

ગુરુ—(તેમના અંતરનો ભાવ વિચારી મંદસ્મિતપૂર્વક) હા, હા, તમારી એ ઇચ્છા પણ ઠીક છે. પ્રથમથી એ સર્વ જણાવવાથી દ્રષ્ટાની કુતૂહલતાવાળી જિજ્ઞાસાવૃત્તિ શમે છે, અને કંઇક રસભંગ થાય છે, તેથી એ સર્વ યથાસમય જણાય એ જ યોગ્ય છે.

સુતીક્ષ્ણચેતા—પ્રભો! એ ચરિતનો પ્રયોગ કરવાની આજ્ઞા—

ગુરુ—હા, તમે સર્વે નિશ્ચય કર્યો છે અને ઇચ્છા પ્રકટાવી છે તો ભલે ભવિતવ્ય થાઓ. (સર્વ શિષ્યો જય જયનો આઘોષ કરે છે. પછી એક બે શિષ્ય પ્રમોદકપતિ દૃષ્ટિ વાળે છે એટલે)

પ્રમોદક—(ઉઠતાં ઉઠતાં વિનોદપૂર્વક) હા હા, આપની સેવામાં તત્પર જ છું. (એમ કહી ગુરુના સમીપ ધરેલા નૈવેદ્યના થાળઉપરના આચ્છાદનને દૂર કરી તે થાળ પ્રથમ ગુરુસમીપ ધરે છે. ગુરુ તેમાંથી કિંચિત્ ગ્રહણ કરે છે.)

ગુરુ—(સ્મિતમુખથી) આ કાર્યમાં કુશલતા મેળવવાનું પણ તેં સ્વીકાર્યું છે કે શું?

પ્રમોદક—કૃપાનાથ! દેવોને અમૃત પાવાનું કર્તવ્ય તો વિષ્ણુભગવાનનું જ છે ને!

(સર્વ પ્રસન્ન થાય છે. સર્વને તે પ્રસાદ વહેંચે છે. અને પુનઃ સર્વ ગુરુઅભિમુખવૃત્તિ સ્થાપે છે.)

ગુરુ—હા, હવે તમારા પ્રાપ્ત કર્તવ્યમાં લક્ષ આપો, અને

(ગીતિ.)

વિધવિધ સદ્‌ગુણ સાધી, હરજો મલ, કરી અંતર સુગુણમયું,
ક્રોધનો જય કરતાં જેમ, જમદગ્નિએ સઘળું સિદ્ધ કર્યું.

(અપૂર્ણ.)

---

# तत्त्वज्ञान एज सर्वोत्तम साधन छे.

પદ. ( આંખ વિના અંધારૂં રે, એ લય. )

જ્ઞાનવિના અંધારૂં રે, સદા જીવોને, જ્ઞાનવિના અંધારૂં,
બીજાં બધાં સાધન ખોટાં, છોને ધરે નામ મોટાં,
"મીઠું" નામ પણ એ ખારૂં ખારૂં રે; સદા૦
મુક્તત્વનું નાવ આવે, જીવને પ્રભુનિકટે લાવે,
ઉઘડે જો જ્ઞાનનું બારૂં બારૂં રે; સદા૦
બીજા સાધનઉપચારે, રૂઝે ન કોનું લગારે,
ઉંડું જીવત્વનું ધારૂં ધારૂં રે; સદા૦
જેને તાપે છે જ્ઞાની, એવો દિવ જ્ઞાનાગ્નિ,
બાળે કર્મોનું છારૂં છારૂં રે; સદા૦
જેમાં નથી કોઇ વિકારો, ભેદનો ના અણુસારો,
નથી જેમાં કયાહિ મારૂં તારૂં રે; સદા૦
જ્યાં ન અસ્તિત્વ જ્ઞાતાનું, જ્યાં ન કોઇ કર્મનું પાનું,
જેને નથી કાંઇ સારૂં નઠારૂં રે; સદા૦
એવા એ તત્વજ્ઞાને, વિચરો બંધુ ! ગુરુસાને,
આપે જે અનુભવ ચારુ ચારુ રે; સદા૦
સદ્ગુરુથી મળી કળ છાની, થાઓ સાચા તત્ત્વજ્ઞાની,
કરીને આ જીવપદ ન્યારૂં ન્યારૂં રે; સદા૦

---

# ब्रह्मानुभवीनी स्थिति.

પદ.

બ્રહ્મમાં મતિ જેની રમે છે.
ધતર કાંઇ પણ આસક્તિથી, તેને ન નયને જોવું ગમે છે;—
સ્વર્ણરૂપે તે આપે શોભે, તેથી ધમણ ન અન્ય ધમે છે;—
દુઃખને તે દુઃખરૂપ ન ગણતો, તેથી આવી પડે તે ખમે છે;—
અસંગ રહીને સર્વ વસ્તુમાં, નિર્લેપતાથી તેહ ભમે છે,—
બોલ્યા વિણ પણ વાણીમાંથી, તેની નિત્ય પ્રિયૂષ ઝમે છે;—
મૃત્યુ કે મહા આધિવ્યાધિ, ત્રિકાળ પણ તેને ન દમે છે;—
નરહરિમય એના પુરુષોને, પ્રેમવડે મતિ મારી નમે છે;—

---

# प्रभानुक्रमणिका.



---




# संसारस्वरूप.

જેમ વાયુમાં સ્પંદ થાય છે, જેમ અગ્નિથી વિસ્ફુલ્લિંગ પ્રકટે છે, જેમ જલમાં તરંગાદિ ઉપજે છે, અને જેમ આ મનમાં સંકલ્પો ઉઠે છે, તેમ મૂલ પ્રકૃતિમાં વ્યાપી રહેલ ચેતન સત્તાબળથી વેગવડે પ્રકૃતિસ્વભાવ જાગ્રત્ થવાથી તે પ્રકૃતિસ્થાનમાં આ વિચિત્ર પ્રતીત થતું જગત્ ઉપજી આવે છે અને તે પ્રકૃતિમાં સ્ફુટ થએલો મૂળ એક વેગે પોતાના પરંપરાએ થતા વેગોને જ્યારે શમાવતો નિઃસત્ત્વ થઇ શમે છે ત્યારે આ પ્રતીત થતું જગત્ કારણાકાર થતું મૂલ પ્રકૃતિમાં શમી રહે છે. આ પ્રકારે ઉપજતું જગત્ જ્યાં સુધી જીવત્વનું નિર્વાહક 'આ હું છું,' 'આ અન્ય છે,' એવું પૃથ અભિમાન બલપૂર્વક વિદ્યમાન હોય છે, ત્યાં સુધી વ્યષ્ટિભેદવાળું હોય છે, અને એ વ્યષ્ટિભેદ છે ત્યાં સુધી ભય અને દુઃખવાળું છે; જેથી ભેદભાવની નિવૃત્તિપૂર્વક અભિમાનનો અભાવ તે જગદભાવ છે, અને ભેદભાવપૂર્વક જે અહંસ્ફુર્તિ છે તે જગત્ છે. આ પ્રકારનું તો આ સંસારનું સ્વરૂપ છે. એ સંસારનો નિર્વાહક હેતુ પ્રવૃત્તિ છે. અહંપૂર્વક જ્યાં સુધી પ્રવૃત્તિ હોય છે, ત્યાં સુધી આ જગત્ ટકી રહે છે. જે સદા પ્રવાહની પેઠે વહ્યા કરે છે, તથા જે કદાચિત્ પણ નિર્વિકારપણે સ્થિર હોય નહિ તે સંસાર છે. આવા પ્રવાહરૂપ અને વિકારી સંસારને અનુભવતો જે પ્રવૃત્તિયુક્ત છે તે સંસારી છે. જ્યાં સુધી સંસારીપણામાં સ્થિત છે ત્યાં સુધી તે દુઃખી છે. સંસારીપણાના અભાવે દુઃખાભાવ હોય છે. પ્રવૃત્તિના અભાવે સંસારીપણાનો અભાવ અનેસંસારીપણાના અભાવે મુક્તત્વ છે.

—श्रीमन्नृसिंहाचार्यजी.

---

# महात्मा अमितवर्चा

अथवा

# अद्भुत यन्त्र.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૫ થી. )



પ્રકટવિદ્ય કહે છેઃ ચમત્કાર દર્શાવી કુતૂહલીઓના કુતૂહલને તૃપ્ત કરવાનો શ્રમ ઐશ્વર્યસંપન્ન વ્યક્તિને આપવારૂપ અવિનય આ વિદ્યાર્થીમંડલમાંથી કોઈ પણ કરે એમ હું ધારતો નથી. પરંતુ આપ સર્વ સ્વીકારશો કે સમય સમયમાં ફેર હોય છે. સત્યયુગજેવા પવિત્ર સમયમાં શ્રદ્ધા અને વિદ્યા અવર્હનિય પ્રેમગ્રંથિથી જોડાયલાં રહે છે. તે સમયે ચમત્કાર સંબંધી ઇચ્છા જ કાં તો અંતરમાં સ્ફુરતી નથી, અથવા તો તે સ્ફુરતાં શ્રદ્ધાના વિદ્યાસમીપ વાસથી ઇચ્છાની તૃપ્તિ થાય છે. પરંતુ આ સમય ભિન્ન છે. સાંપ્રત કલિકાલીન મનુષ્યોમાં છાછર આંતરમાં ચમત્કારસંબંધી ઇચ્છા સામ્રાજ્ય ભોગવે છે, અને તે ચમત્કાર પણ કોઇ તેમને ઘેર સામા જઇ કરે અથવા ખેલની પેઠે તેનું સામાજિક પ્રદર્શન થાય એ જ તેમને ઇષ્ટ છે. અપ્રકટ ચમત્કારને પ્રકટ કરી જોવાનું સામર્થ્ય તેમનામાં હોતું નથી. તેથી આપણા સદ્‌ગુરુશ્રીનું ઐશ્વર્ય અપરિમિત છતાં તેવા અવિશ્વાસપ્રધાન લોકો તેથી અભિભવ પામે એ ઓછો સંભવ છે.

પ્રશ્નપંડુ કહે છેઃ ચમત્કાર દર્શાવવાથી એકંદર હાનિ તો નહિ થતી હોય! બંધુ કૌતુકી, શું તમને લાગે છે કે જેમાં લાભ ન્યૂન અથવા નહિવત્ હોય અને ખોટ વિશેષ હોય એવા વ્યાપારમાં પ્રાજ્ઞ બુદ્ધિ અથવા સર્વજ્ઞબુદ્ધિ પ્રવર્તે?

કૌતુકી કહે છેઃ ત્યારે શું જગતમાં નિર્દોષ ચમત્કાર પ્રકટપણે બનવો અશક્ય છે? વિશ્વમાં શું સર્વ જ શંકાથી ગ્રસ્ત છે? ગુપ્તવિદ્યાનું પ્રકટીકરણ શું સર્વદા હાનિને જ ઉપજાવનાર છે? સૃષ્ટિના ઇતિહાસમાં શું આજપર્યંત કોઇએ ચમત્કારરૂપે કશું જ કર્યું નથી? વસિષ્ઠ, વિશ્વામિત્ર આદિ શું પોતાના ઐશ્વર્યને સર્વદા, પેટીમાં હીરાના કંઠાની પેરે સાચવી રાખતા હતા? બંધુ સહસ્રાંશુ! તમે આ પ્રસંગ ઉપજાવી તમારાં વિચારરૂપ કિરણોને આમ છેક શામાટે સંકોચી દો છો? મૌનભંગ કરવો શું તમે કદિ ધાર્યો નથી?

સહસ્રાંશુ કહે છેઃ અનેક તેજઃપુંજો પ્રકટ થયા છે એટલે મારૂં તેજ સ્વાભાવિક રીતે અભિભવ પામે છે. વાત વધી પડી છે, અને આપણી અલ્પજ્ઞ મતિ એમાં નિર્ણાત વ્યાપાર કરતી નથી તો ચાલોને આપણા વાત્સલ્યમય સર્વજ્ઞ ગુરુશ્રીને એ સંબંધી પ્રાર્થના કરીએ.

આ સ્થળે સર્વ વિદ્યાર્થીઓના અંતરમાં કોઇ અલૌકિક વેગજન્ય પ્રેરણા થવાથી

સમગ્ર મંડલ બોલી ઉઠેછેઃ હા આવો, આપણા સદ્દગુરૂશ્રી ક્યાં ગયા છે? પોતે અહિંજ બિરાજે છે.

આ વાક્ય બોલી રહ્યા પછી સર્વ મંડળ શ્રીગુરુસંમુખ બેસવાને પુનઃ ઉદ્યુક્ત થયું. પરંતુ બેઠા પછી સંમુખ જુએ છે તો શ્રીગુરુનું આસન સર્વને શૂન્ય માલમ પડે છે. મહાશ્ચર્ય! પરમ ચમત્કાર! સર્વની દૃષ્ટિ, અંતર્હિત થયલા શ્રીકૃષ્ણની ખોળમાં ગોપીઓની પેઠે, તિરોહિત થયલા શ્રીઅમિતવર્ચાના અન્વેષણમાં આમતેમ ફરે છે. આખરે તેઓ દ્વારઆગળ જળના રેલાની પેઠે વેગથી વહી જનાર શ્રીગુરુના પવિત્ર ઉપવસ્રનો છેડો, તેમના પાવન ચરણની પાની, અને તેમની વંદનીય પાદુકાનો પૃષ્ઠ ભાગ એટલું જોઇ શકે છે. આશ્ચર્યના ઉદ્ગાર સર્વના મુખમાંથી નિકળે છે. ઐશ્વર્યની અભિવ્યક્તિ જોવાને ઇચ્છનારા પણ કહે છે, આજનો પ્રસંગ સર્વોપરિ થયો છે. શ્રીગુરુ આસનઉપર વિરાજ્યા ત્યારથી જ એઓશ્રીએ ઐશ્વર્યરૂપ પોતાની યોગમાયા આપણા ઉપર પાથરી, અને તેઓશ્રી સમક્ષ છતાં જાણે તેઓ ન હોય એમ આપણે અજ્ઞાનવશ થઈ તેમના વિષે તથા તેમના ઐશ્વર્યવિષે વિવાદ કર્યો, અને કેટલાક તો શિષ્યજનને ન છાજે એવાં વચનો નિઃશંકપણે ઉચ્ચરી ગયા. વાત્સલ્યમય ગુરુશ્રીને પ્રાર્થના કરવા સંબંધી બંધુ સહસ્રાંશુએ પુનઃ ભાષણ કર્યું ત્યારે જ આપણને સર્વને જાગ્રતિ આવી કે ગુરુશ્રી તો અહિંજ વિરાજમાન છે ને! પરંતુ સંમુખ થઇ આપણે જોઇએ છીએ તો આસન આપણને શૂન્ય માલમ પડે છે. શાલાની સર્વ દિશાએ સૂક્ષ્મ દૃષ્ટિ કરતાં આખરે આપણને શ્રીગુરુદેવના ઉપવસ્રનો, ચરણકમલનો અને પાદુકાનો પ્રાંત ભાગ જણાયો, પરંતુ આપણામાંથી કોઇએ એઓશ્રીને દ્વારપર્યંત ગમન કરતા જોયા નહિ. અહો કેવું આશ્ચર્ય! ચમત્કારનું પ્રત્યક્ષ પ્રદર્શન! પૂજ્ય બંધુ સ્વયંજ્યોતિ! આપે પણ અમને સાવધાન કર્યા નહિ.

સ્વયંજ્યોતિ કહે છે. જે સત્તાનો તમને વ્યામોહમાં નાંખવાનો સંકેત હતો તે સત્તાના પ્રતિપક્ષી થવાનું મારામાં સામર્થ્ય ન હોવાથી મને ક્ષમા કરશો. બાકી તમને સાવધાન કરવા હું ચુકત નહિ.

ઋજુહૃદય કહે છેઃ અહો, હવે મને સ્મરણ થાય છે. પૂજ્યબંધુ સ્વયંજ્યોતિ ગુરુશ્રીનો સર્વ સંકેત જાતે જાણે છે. આપણા વાદવિવાદમાં બે ત્રણ પ્રસંગે શ્રીગુરુના નેત્રોથી એમના નેત્રોને અર્થમય સંદેશો મળેલો મેં જોયો હતો, અને એમણે સાષ્ટાંગ પ્રણામ કર્યો હોય એમ પણ મારી સ્મૃતિ કહે છે. શ્રીગુરુના આસનઉપરથી ઉઠવાના સમયે એમણે વંદન કર્યું હશે. આ પ્રસંગો, જે કોઇ અકલનીય સત્તાથી અંતરમાં લુપ્ત થયા હતા, તે હવે ઉપસ્થિત થયલા મને જણાય છે.

તિગ્મશત્રુ કહે છેઃ અને તેથી આશ્ચર્યમાં વૃદ્ધિ થાય છે, અને ચમત્કાર વિશેષ નમસ્કારને પાત્ર બને છે.

આ સ્થલે સંવાદ અટકયો. સંમેલનનાં આવા પરિણામથી ઘણાને ભારે ગ્લાનિ થઇ. આખરે મંડળ એવા નિર્ણયઉપર આવ્યું કે સ્વયંજ્યોતિએ સાયંકાળે શ્રીગુરુચરણસમીપ જઈ સર્વ પ્રસંગ નિવેદન કરી અયોગ્ય વર્તનનિમિત્ત શિષ્યમંડળતરફથી ક્ષમાની યાચના કરવી.

આ પ્રસંગ બન્યા પછી કેટલાક સમયપર્યંત શિષ્યોમાં માંહોમાંહિ તેની કોઇ પ્રકાર-

ની ચર્ચા થઇ નહિ, તેમ જ. શ્રીઅમિતવર્ચા તથા તેમના શિષ્યોવચ્ચે એ પરત્વે મૌન રહે એ તો સ્વાભાવિક જ હતું. સાતમે દિવસે સંયમશાલામાં જ્યારે સર્વ શિષ્યોની વૃત્તિ પોતપોતાના અધિકારપ્રમાણે ન્યૂનાધિક પરમ તત્ત્વસંસ્પર્શ કરી નિયમિત કાલે ઉત્થિત અવસ્થાને પ્રાપ્ત થઈ ત્યારે સર્વને તે પ્રદેશમાં એક વિચિત્ર યંત્ર સ્થપાયાનું ભાન થયું. સ્વયંજ્યોતિનો દક્ષિણ હસ્ત તે યંત્રને સ્પર્શ કરી રહ્યો હતો. એ યંત્ર શું છે તે કોઈ કળી શકે એમ નહતું, તેથી સર્વની વૃત્તિ સ્વભાવિકરીતે સ્વયંજ્યોતિતરફથી તત્સંબંધી સ્પષ્ટીકરણ મેળવવાની હતી. તે વૃત્તિને તૃપ્ત કરતાં તે અગ્રિમ શિષ્યે કહ્યું: પરમપ્રિય બંધુઓ ! આજથી સાત દિવસઉપર બનેલા પ્રસંગસંબંધી વિશેષ ચર્ચા થયલી કોઇ સ્થલે જણાવામાં આવી નથી. તે ઉપરથી એમ સમજવાનું નથી કે સર્વના અંતરમાં એ પ્રસંગ હટાઇ ગયો છે. કરુણાવરુણાલય સદ્ગુરુશ્રી નિરંતર શિષ્યહિતપરાયણ છે એ કોઇને અજાણ્યું નથી. શ્રીગુરુદેવના પ્રૌઢ પ્રતાપથી જ્યારે આપણને તેમના સાન્નિધ્યમાં શબ્દમાત્ર ઉચ્ચારતાં કવચિત્ સાત્ત્વિક ભય થાય છે ત્યારે અનેક પ્રસંગે તેઓશ્રી અંતઃકરણની અસાધારણ સુકુમારતાથી આપણી બાલસદૃશ અનેક ચેષ્ટાઓનું અભિનંદન કરી આપણાં અંતઃકરણને હર્ષમાન કરે છે, એ પણ સત્ય છે. એ સુકુમારતાનો અનુપમ દૃષ્ટાંત આજે આપને જણાવવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે. આપ સર્વ જાણોછો કે ચમત્કારની ચર્ચાના દિવસે શ્રીગુરુદેવે પોતાનું ઐશ્વર્ય વિસ્તારી પોતાના આસનઉપરથી એ ચર્ચા સાંભળી હતી, અને આપણા મંડલના મોટા ભાગના અજ્ઞાનમાં તેઓશ્રીનું તિરોધાન થયું હતું. તે દિવસે સાયંકાળે એકાંતમાં શ્રીઇષ્ટચરણકમળમાં મેં મારું મસ્તક અર્પ્યું. પછી તેઓશ્રીતરફથી જે અનુગ્રહવાક્ય ઉચ્ચરવામાં આવ્યાં તેનું સ્વરૂપ આપનાં સંબોધનરૂપે મારા શબ્દોમાં હું નીચે પ્રમાણે જણાવું છું:

પરમપવિત્ર મહાભાગ બંધુઓ ! સિદ્ધ દશાને પ્રાપ્ત ન થયલા પુરુષોમાં વિરલ જ એવા પુરુષો હોય છે કે જેમનું અંતઃકરણ ચમત્કારસંબંધી કદાચિત્ પણ ચિંતન કરતું ન હોય. સાધનને સાધનવાળા ઘણા પુરુષો વાર્તાદિ પ્રસંગે ચમત્કારપ્રતિ તીવ્ર અરુચિ દર્શાવે છે, પરંતુ તેઓ પણ પોતાની સત્ક્રિયાના અનુષ્ઠાનમાં સંતત પ્રીતિ બની રહે એ અર્થે કોઇ પણ ઉત્તેજક આંતર પ્રતીતિમાટે ઉત્સુક હોય છે. આ પ્રમાણે ચમત્કાર અર્થાત્ અસાધારણ વ્યતિકરને પ્રત્યક્ષ કરવાની ઇચ્છા કેવલ હસી કાઢવા જેવી નથી. ચમત્કાર બે પ્રકારના હોય છે: આંતર અને બાહ્ય, અથવા સ્વસંવેદ્ય અને પરસંવેદ્ય. આપની સર્વની યોગમાર્ગમાં ન્યૂનાધિક પ્રવૃત્તિ થઇ ચુકેલી છે તેથી આપની ઇચ્છાનો તેજ સ્વસંવેદ્ય ચમત્કારના સાક્ષાત્કારસંબંધી હોવી ઘટે છે કે જેનું સ્વરૂપ શ્રુતિભગવતી પ્રતિપાદન કરે છે. ત્યાં શ્વેતાશ્વતર શ્રુતિ સ્પષ્ટ કહે છે કે—

पृथ्व्याप्यतेजोनिलखे समुत्थिते
पञ्चात्मके योगगुणे प्रवृत्ते ।
न तस्य रोगो न जरा न मृत्युः
प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥

અર્થાત્ ધારણા ધ્યાનાદિ પ્રયોગોવડે પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ એ પંચતત્ત્વોનો જય સિદ્ધ થતાં યોગાગ્નિમય શરીરને પ્રાપ્ત થએલા પુરુષને રોગ થતો નથી, જરા

આવતી નથી, અને મૃત્યુનું ભય હોતું નથી. બીજો ચમત્કાર બૃહજ્જાબાલ ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે વર્ણ્યો છેઃ—

अग्नीषोमपुटं कृत्वा न स भूयोऽभिजायते

અર્થાત્ અગ્નિ અને ચંદ્ર એ બેનો પુટ જેને સિદ્ધ થયો છે તે પુરુષ પુનઃ જન્મને પામતો નથી. આ શ્રુતિમાં જે પદાર્થને અગ્નિતત્ત્વરૂપે, અને જે પદાર્થને ચંદ્રતત્ત્વરૂપે વર્ણ્યો છે તેના યથાવિધિ સંમિશ્રણ અને સેવનથી અજરામરત્વની પ્રાપ્તિ થાય છે. આ સર્વોપરિ ચમત્કારો આપે સિદ્ધ કરવાના છે, અને તેની પ્રચંડતા જોઇ આપે નિરાશ થવાનું લેશ પણ પ્રયોજન નથી. કારણ કે પંચતત્ત્વજય અને અગ્નિચંદ્રતત્ત્વસ્ફુરણ એ બેના ક્રમમાં જ આપ છો, અને એ મુખ્ય ચમત્કારોના અંગરૂપ ઉપચમત્કાર આપના સર્વમાં ઓછો વધતો સિદ્ધ થયો છે.

लघुत्वमारोग्यमलोलुपत्वं
वर्णप्रसादः स्वरसौष्ठवं च ।
गन्धः शुभो मूत्रपुरीषमल्पं
योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥

અર્થાત્ શરીરની લઘુતા, આરોગ્ય, ચાંચલ્યનો અભાવ, નિર્મલ કાંત, મધુર સ્વર, સુગન્ધ અને મલમૂત્રની ન્યૂનતા—એ યોગસાધકનાં લક્ષણોથી આપ સર્વ દેદીપ્યમાન છો.

(અપૂર્ણ.)



ધર્મનું સ્વરૂપઃ

હવે ધર્મનું સ્વરૂપ, સુગમ આ જાણી લેવું,
સુજ્ઞ જનોએ સદા, સુખ ગ્રહી જો છે વહેવું,
એક પ્રવૃત્તિધર્મ, જેથી વ્યવહાર સધાતો.
અન્ય નિવૃત્તિધર્મ, ગ્રહી જીવ સુખમાં ધાતો,
આ મુખ્ય ભેદ બે ધર્મના, જાણી વિધિવત્ જન ધસે,
ક્રમથી સાધે ઉભયને, તો દુઃખ દહી સુખમાં વસે.

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

# ભયનો જય.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૧ થી. )

મનુષ્ય જ્યારે એ નિર્વિવાદપણે જાણે છે કે ભવિષ્ય એ બીજું કાંઈ જ નથી, પણ વર્તમાન સમયની છાયા એ જ ભવિષ્ય છે—વર્તમાન સમયમાં કરેલા કાર્યને ભોગવવાનો સમય એ જ ભવિષ્ય છે—તો પછી ભવિષ્યસંબંધનો તેનો ભય ટળી જાય છે. મનુષ્ય વર્તમાન સમયમાં જીવનના હેતુનો યથાર્થ વિચાર કરી જીવનનો યોગ્ય રૂપમાં ઉપયોગ કરે છે. અને તે જે કંઇ કરે છે તેમાં જીવનના ઉદ્દેશનો વિચાર કરી તેના નિયમોને જ કામે લગાડે છે તો પછી તેને ભવિષ્યમાટે ભય ધરવાનું કશું જ કારણ રહેતું નથી.

આમ હોવાથી વિશેષમાં આપણે એ સ્મરણમાં રાખવું જોઇએ કે જે મનુષ્ય અવિરોધીપણે અથવા તેને લાભ જ પ્રકટે એવું અનુકૂળપણે ( *Constructively* ) નિત્યનું જીવન ગાળ્યા કરતો હોય છે તે મનુષ્ય તેનું ભવિષ્ય અધિક વિશાલતાવાળું, અધિક ઉત્તમતાવાળું અને વર્તમાન સમયકરતાં વધારે-પૂર્ણતાવાળું રચે છે, એ નિ:સંશય છે.

તે મનુષ્યની સંપૂર્ણ ખાતરી હોય છે કે તેના વર્તમાન પ્રયત્નનો ઉત્તમ જ પરિણામ આવવાનો, અને તે વળી તેથી પણ ઉત્તમ પરિણામને જ કાળે કરી પ્રકટાવવાનો. કેમકે તે જાણતો હોય છે કે હું એવા પ્રકારની ક્રિયા કરૂં છું કે જે અંતે ઉત્તમ અને મહાન્ વસ્તુને જ ફળરૂપે પ્રકટાવનારી છે. શું આંબાનો વાવનાર નથી જાણતો કે હું આંબો વાવું છું અને તેથી કેરીઓ મેળવીશ અને બાવળ વાવનાર શું નથી જાણતો કે હું તો બાવળીયા જ ઉગેલા જોઇશ ?

આવા મનુષ્યને ભય એ અશક્ય વસ્તુ છે. તેના મનમાં છગડગપણું કે અનિશ્ચિતતા ન હોવાથી તેના મનમાં ભયની પ્રતીતિ થતી નથી. તેને દારિદ્રને ભય પણ રહેતો નથી, કેમકે તે નિત્ય સાવધાન થતો જાય છે, નિત્ય સુધરતો જાય છે, અને કોઇનું પણ કાર્ય ઉત્તમ પ્રકારે કરીને તેને વધારે અને વધારે ઉપયોગી થતો જાય છે, તેથી તેનું દારિદ્ર નષ્ટ થવાનાં કારણો જ રચાતાં જાય છે. એ તો નિર્વિવાદ સિદ્ધાંત છે કે મનુષ્ય જેમ જેમ ઉત્તમ કાર્ય કરતો જાય છે, તેમ તેમ તેનું ફળ પણ ઉત્તમ પ્રકારનું જ તેને પરિણામે અનુભવવામાં આવે છે.

ક્વચિત્ આ સિદ્ધાંતના અપવાદો દૃષ્ટિએ પડે, પરંતુ તે અપવાદો દેખવામાત્રના હોય છે, અને તે પણ જ્યારે તે કાર્ય કરવામાં આવ્યું હોય છે ત્યારે કોઇ પણ પ્રકારના નિયમનો ભંગ થવાના પરિણામરૂપે જ હોય છે.

એવા ઘણા મનુષ્યો હોય છે કે જેઓ પોતાના જીવનમાં અમુક પ્રકારના સિદ્ધાંતોનું યથાર્થરીતે પરિપાલન કરતા હોય છે. જ્યારે બીજા કેટલાક સિદ્ધાંતોમાં તેઓ કેવળ ઉંધું જ જ્ઞાન ધરાવતા હોય છે અને તેથી ઉંધી જ ક્રિયાઓ કરતા હોય છે. આથી તેના પરિણામમાં અનિશ્ચિતતા હોય એ સ્વાભાવિક છે, અને તેથી ભયની ઉત્પત્તિ હોય એ પણ તેટલું જ સ્વાભાવિક છે; પરંતુ તે જ મનુષ્ય જ્યારે સર્વ સિદ્ધાંતોને યથાર્થ રૂપમાં કામે લગાડે છે ત્યારે તેને અનિશ્ચિતતા અથવા ભયનું કશું જ કારણ રહેતું નથી, કેમકે તે તેના ધારેલા પરિણામને જ ભવિષ્યમાં પ્રકટ થતો જુએ છે.

જે મનુષ્યમાં કંઇ પણ કાર્ય કરવાની શક્તિ રહેલી છે, અને એ શક્તિની પૂર્ણરૂપમાં બહાર–સ્થૂલમાં–પ્રતીતિ કરાવી શકાય એવા પ્રકારે તેનો ઉપયોગ કરીને જે પ્રદેશમાં તેની અગત્ય છે ત્યાં તે પૂરી પાડે છે–ત્યાં તેનો ઉપયોગ કરે છે––તો તેવા મનુષ્યમાટે જગતની નિરંતરની માગણી હોવાથી જગત્ તેનો જોઇએ તેવો બદલો વાળી આપે છે, અને તેને બદલારૂપે મળતું ફળ નિત્ય વૃદ્ધિ પામતું રહે છે.

અનેક મહાન્ કાર્ય કરનારા મનુષ્યોની જો તેમના સમયમાં યોગ્ય કદર કરવામાં નથી આવતી તો તેનું કારણ તેઓ પોતે જ છે. કેમકે તેમનામાં રહેલી અલૌકિક શક્તિઓનો તે સમયે જેની જરૂર હતી તેમાં તેમણે ઉપયોગ કર્યો નહનો. તેમણે ભવિષ્યને મ ટે કાર્યો કર્યા હતાં અને તેનું ફળ તેમને ભવિષ્યકાળે આપ્યું જ હોય છે. જેટલા પ્રમાણમાં તેમણે વર્તમાન કાળની જરૂરીઆતો પૂરી પાડી હોય છે, તેટલા પ્રમાણમાં તેમને વર્તમાન કાળમાં તેનો લાભ મળ્યો હોય છે. જેમણે કેવળ વર્તમાન કાળનો જ વિચાર કરીને તે જ કાળની જરૂરીઆતો પૂરી પાડી છે તેમને વર્તમાન કાળમાં જ તેનું ફળ મળ્યું છે, અને પછી આગળના સમયમાં મળતું અટકી ગયું છે. જેમણે વર્તમાન અને ભવિષ્ય બંને કાળનો વિચાર કરી બને કાળની જરૂરીઆતો પૂરી પાડવાનો પ્રયત્ન કર્યો છે, તેમને બને કાળે વધાવી લીધા છે.

તેમ છતાં કોઇ પણ મનુષ્ય તેની કાર્ય કરવાની કોઇ પણ શક્તિને તેના પોતાના સમયની જરૂરીઆતો પૂરી પાડવાના વ્યાપારમાં વાપરી શકે એમ છે. અને તેથી તે કેવળ પોતાના સમયમાં જ પ્રશંસાને પામે છે અને તેજ સમયના લોકો તેની કદર કરે છે એટલું જ નહિં, પરંતુ તે પોતાની પ્રાપ્ત શક્તિને અત્યંત વિજય અપાવે એવા રૂપમાં કામે લગાડી શકે છે, અને તેથી ધારેલું ફળ તે અવશ્ય પ્રકટાવે છે.

જે મનુષ્યો આજે તેમનાથી બનતાં સર્વોત્તમ કાર્યો કરતા હોય છે તેમને આ નિયમનું જ્ઞાન થતાં કરીને કોઇપણ પ્રસંગ ભયના કારણરૂપ થઈ પડતો નથી. કેમકે જ્યાં સુધી તેઓ પોતાનાથી બનતી સર્વોત્તમ કૃતિ કર્યા કરવાનું જારી રાખે છે ત્યાં સુધી તેઓ ઉત્તરોત્તર ચઢતી ચઢતી કળાને પ્રાપ્ત થતા રહેતા હોય છે, અને તેમનો એ ઉન્નતિક્રમ ક્રમશઃ સ્થાયીપણે વૃદ્ધિ પામ્યા કરતો હોય છે. આવા મનુષ્યોનું ભાવિ નિત્ય ઝળહળતું હોય છે. તેઓ ઉત્તમ કારણોને સજતા હોવાથી તેઓ ભવિષ્યમાં ઉત્તમોત્તમ ફળને જ વેડવા સમર્થ થઇ રહે છે. અને તેથી જ ઉપર કહ્યું તેમ જેઓ આ નિયમને પોતાના જીવનક્રમમાં કામે લગાડે છે તેઓને ભયનો ભય રહેતો નથી.

આ કથનનો તો સર્વ કોઇ સ્વીકાર કરશે, પણ મનુષ્યના મોટાભાગને તેમનામાં કેવળ સારાં અને સારાં કારણોને જ કેવી રીતે રચવાં, અને તેઓ જેનાથી પરિણામે લાભ જ ઉપજે એવા પ્રકારનું જીવન ગાળે છે એ શી રીતે જાણવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એવા અનેક મનુષ્યો હોય છે કે જેઓ પોતાને સારા ધાર્યા કરે છે, અને સર્વોત્તમને સજવાનો જ પ્રયત્ન કર્યા કરતા હોય છે અને તેમ છતાં તેઓ નિરંતર કષ્ટમાં અને દુર્દૈવના પંઝામાં સપડાયેલા જોયા કરવામાં આવે છે.

પરંતુ આનું કારણ બીજું કાંઇ નથી પણ તેમના જીવનમાં આવી મળતા પ્રસંગો અને તેમને પોતાને જ લગતા પ્રશ્નોનું શી રીતે સમાધાન કરવું અને કેવી રીતે વર્તવું, તથા તેવા પ્રસંગે કયા સવિશેષ યોગ્ય નિયમોનું પાલન કરવું તેનું તેમને જ્ઞાન આપવામાં આવ્યું હોતું નથી. (અપૂર્ણ)

# वेदान्तनिबन्धमाला.

## ( २ )

### સાધનપ્રણાલિકા.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૬ થી )

આ પ્રમાણે અનંત વિભાગ અથવા કોટિમાં વહેંચાયેલા ધર્મના અર્થ અને કામ કામ્ય જમણા હાથ છે. એ ત્રણ પરસ્પરના ઉપકાર છે. પરંતુ ધર્મ અંગી છે અને અર્થકામ અંગરૂપ છે, એ વિસરવું જોઇએ નહિ. જેમ તામસ તપ કરનાર બાવાઓ એક હાથ ઉંચો અખંડ રાખી તેને નિરુપયોગી બનાવે છે, તેમ અર્થ અથવા કામને શુષ્ક બનાવવાનો નથી; વળી જેમ માત્ર સ્નાયુબલને જ વધારનાર મલ્લ પોતાના બાહુને અત્યંત બલવાન્ કર્યા છતાં મગજને કંઇ પણ વ્યાયામ આપતા નથી, તેમ કેવળ અર્થ અથવા કામને સિદ્ધ કરવાથી તજ્જન્ય મદ અથવા ઉન્માદને પણ સ્વીકારવાનો નથી. ધર્મવૃત્તિને પરિપોષણ કરનારી બાહ્ય સામગ્રી અથવા અર્થ અને નિર્દોષ વાસનાની તૃપ્તિ અથવા કામ સેવ્યકોટિમાં છે. તે વિનાની સઘળી બાહ્ય સામગ્રી અને વાસનાતૃપ્તિ અસેવ્ય અથવા હેય છે. શ્રેયસ્‌ની આકાંક્ષા રાખનારને ધર્મવૃત્તિનું પરિપોષણ નહિ કરનારી અર્થસિદ્ધિ અથવા કામસિદ્ધિ હેય જ છે; પ્રેયસ્‌ની જ અભિલાષા રાખનારને તે ભલે ઉપાદેય હોય. લંકા પ્રતિ ગમન કરનારને માર્ગમાં આવતા પંપાઆદિ તીર્થોના દર્શનનું અનુષંગી ફલ મળે છે, અને તે ભોગવવા પ્રતિબંધ નથી. પણ તેને ઉત્તરનાં તીર્થોના દર્શનનું ફલ ન મળે તેથી અસંતોષ પામવાનું નથી, કેમ કે તેનું લક્ષ્ય લંકા અથવા સેતુબંધ છે, કંઇ બદરિકાશ્રમ નથી. માત્ર લક્ષ્યવિના ચારે ખુણે રખડવું હોય તો ભિન્ન સ્થળોને જોવામાં આનંદ મળે, પણ પ્રવાસના અવધિએ " Happy home " અથવા પ્રાપ્યપ્રાપ્તિજન્ય આનંદની આશા રાખવી નહિ.

ધર્મ્ય પ્રવૃત્તિનાં અર્થકામ અનુષંગી ફલો છે, અને ઉત્તરોત્તર ચઢીઆતા ધર્મની સિદ્ધિમાં એ ઉભયનો ભોગ આપવો પડે છે, અર્થકામના ભોગવડે જ અથવા પરમ પુરુષની તૃપ્તિ કરવારૂપ યજ્ઞમાં આહૂતી આપવાવડે જ ઉત્તમ ધર્મસિદ્ધિ થાય છે. ધર્મવડે અર્થપ્રાપ્તિ અને કામસિદ્ધિ કરવી અને ચઢીઆતા ધર્મની સિદ્ધિઅર્થે ઉભયનો ત્યાગ કરવો એ આર્ય નીતિ છે. કુલધર્મની સિદ્ધિમાં વ્યક્તિધર્મજન્ય અર્થકામનો ભોગ આપવો પડે છે; વર્ણ અને આશ્રમધર્મની સિદ્ધિમાં કુલધર્મજન્ય અનુકૂલતાનો ભોગ આપવો પડે છે; જાતિધર્મની સિદ્ધિમાં વર્ણાશ્રમધર્મજન્ય અનુકૂલ સામગ્રીનો ભોગ આપવો પડે છે; અને એમ ચઢતા ક્રમથી પરમપુરુષ અથવા પરમાત્માના સંતર્પણાર્થે સમગ્ર ધર્મજન્ય અનુકૂલ સામગ્રીનો ભોગ આપવો પડે છે.

આ અર્થકામના ત્યાગની વૃત્તિ ચઢીઆતા જીવનનું પગથીયું છે, અને આ વૃત્તિ કામત્યાગના સંબંધમાં દાન અથવા વિતરણમાં પરિણત થાય છે. પોતાના ધર્મ્ય નિર્મલ સ્વપ્રયત્નથી પ્રાપ્ત કરેલી ધનાદિ સામગ્રી અથવા અર્થસંપત્તિનો ઉત્તમ ધર્મની સિદ્ધિઅર્થે ઇતર પાત્રજનનાં કલ્યાણાર્થે વિતરણ કરવાથી તથા પ્રાપ્ત થયેલી બાહ્ય સામગ્રી પોતાના જ સુખાર્થે નથી પરંતુ ઇતરના સુખાર્થે છે અને તેથી પરહિતાર્થ તેનો વ્યય કરવાનો છે,

આ નિશ્ચય આરૂઢ થતાં અર્થજન્ય અને કામજન્ય મદમાત્સર્યાદિ દોષો શમે છે, અને અંતઃકરણ સરળ, શાંત, અને પ્રત્યક્પ્રવણ થાય છે. આ પ્રમાણે અર્થકામના ત્યાગવડે આપણા સત્વની મર્યાદા બહોળી થાય છે, અને પ્રત્યેક કર્મે પરમ પુરુષ અથવા પરમાત્મા જ્યાં આપણું સ્વત્વ શમે છે ત્યાં વિસ્તરી નિષ્કામકર્મયોગના ફલરૂપે સાક્ષાત્ વિવેક વૈરાગ્યાદિ સંપત્તિને જન્મ આપે છે. ધર્મવડે અર્થકામસિદ્ધિ અને ઉત્તમ ધર્મસિદ્ધિઅર્થે તેનો ત્યાગ અને તે વડે વિસ્તાર પામતું આપણું સ્વત્વ અને પરિણામે સર્વાન્તર્યામી પ્રભુનું સંતર્પણ—એ પ્રકારની સાધનપ્રણાલિકા સિદ્ધ થવામાં એકલી વિરાગ અથવા ત્યાગવૃત્તિ જ કેળવાય છે તેમ નથી, પરંતુ અંતરાત્માપ્રતિનો પ્રેમ પણ ચઢતો જાય છે જે કર્મ આપણે પોતાના શરીરાદિના, ત્યાર પછી આપણાં સ્ત્રીપુત્રાદિના, ત્યાર પછી આપણા વર્ણના એમ ઉત્તરોત્તર પરમાત્માના સંતર્પણાર્થ કરીએ છીએ, તે પ્રત્યેક કર્મે અથવા ધર્માચરણવડે આપણી પ્રેમમર્યાદાનો વધારો કરતા જઈએ છીએ. જો તે પ્રકારનો પ્રેમ વધતો ન હોય તો આપણે ચઢીઆતા ધર્મની સિદ્ધિમાં પ્રેરાઈએ જ નહિ. અર્થ અને કામના ત્યાગમાં પ્રત્યક્ષ રીતે આપણે કંઇક ખોઈએ છીએ, પણ તે ખોવાવડે આપણે જેના અર્થે તે ખોઈએ છીએ તેના પ્રેમને વધારે પ્રાપ્ત કરીએ છીએ, એ અનુભવ અને નિશ્ચયબલથી જ આપણે તે ખોવાનું ઇષ્ટ માનીએ છીએ.

આ ત્યાગવૃત્તિ અને તે સાથે વૃદ્ધિંગત થતી પ્રેમવૃત્તિ વિવેકથી પરિપોષણ પામે છે ત્યારે પરમાત્મવિષયક ભક્તિના રૂપમાં પલટાય છે; અને તે ભક્તિને તત્ત્વજ્ઞાનના સાધનમાં ઘણી જ ઉપયોગી ગણી છે. કર્મયોગના ઉપર વર્ણવેલાં સાધનોની પ્રણાલિકા આ સ્થલે ભક્તિયોગનાં સાધનોની પ્રણાલિકાસાથે જોડાય છે. કર્મયોગ પ્રધાનપણે પ્રવૃત્તિદ્વારા ધર્મના અનુષંગી ફલરૂપે અર્થકામની સિદ્ધિ કરાવે છે; તેની નિષ્કામશાખા અંતઃકરણને નિર્દોષ તથા પ્રસન્ન બનાવી ત્યાગવૃત્તિને જન્મ આપે છે; અને વિવેક, વિરાગ અને શમાદિ સાધનના ઉદયપૂર્વક અંતરાત્માપ્રતિના અસાધારણ પ્રેમને ઉદય કરે છે; અને આ સ્થલથી પરમાત્મવિષયક પ્રેમનો સબંધ થતાં અંતઃકરણ ઘણા વેગથી પ્રત્યક્પ્રવણ બને છે. સ્વરૂપના અનુસંધાન કરવાનો આ પ્રેમનો આવેશ પ્રસંગે બાહ્ય પ્રતીકને શોધે છે, પ્રસંગે અંતરાત્મામાં ડુબે છે. બાહ્ય પ્રતીકને ઉદ્દેશી જ્યારે પ્રસગે આંતર પ્રતીકને શોધે છે અને પ્રેમપ્રવાહ પરમેશ્વરવિષયક વહે છે ત્યારે પ્રતિમાપૂજનાદિ વિવિધ સામગ્રીમાં તે પ્રેમનો ઓઘ વહે છે. જ્યારે આંતર પ્રતીકને ઉદ્દેશી પ્રેમપ્રવાહ વહે છે ત્યારે ધ્યાન ધારણા અને સમાધિરૂપ સંયમની ભવ્ય ભાવનામાં તે પ્રેમ આવી ઠરે છે. જ્યારે કેવલ અંતરાત્મા સંબંધમાં તે પ્રેમપ્રવાહ વહે છે ત્યારે જ્ઞાનયોગમાં તે પરિણામ પામે છે.

જેઓ ભક્તિને આંતરભાવનારૂપ જ માને છે તેઓ તેના આવેશના પરિણામને લક્ષમાં રાખ્યાવિના એકદેશી નિશ્ચય કરે છે. પ્રતિમાપૂજનાદિ એ આવેશનાં બાહ્ય ચિહ્નો છે, અને એ ચિહ્નોવડે આંતર આવેશનું અનુમાન થાય છે. એ ભક્તિનો આવેશ મનોમય જ હોવો જોઈએ એવો નિયમ સ્થાપી શકાય તેમ નથી. જેમને આંતર પ્રતીક સિદ્ધ રહી શકે તેમ નથી, તેમને અવશ્ય બાહ્ય પ્રતીકની જરૂર પડવાની અને તે પ્રતીકના અંગે પૂજનાદિ બાહ્ય સામગ્રીનો વૈભવ અવશ્ય પ્રકટ થવાનો જ. કેટલાંક અંતઃકરણને આ બાહ્ય સામગ્રીનો વૈભવ જ કંઈક સ્થિરતા આપી આંતર પ્રતીકને જાગ્રત્ કરાવે છે, અને આથી

જ દેવમંદિરોની સાંકેતિક રચના, પ્રતિમાઓની રહસ્યસૂચક સ્થાપના, નૈસર્ગિક અને કૃત્રિમ તીર્થોનાં સેવન ઇત્યાદિ સાધનો ભક્તિપરિપોષણમાં ઉપયોગી ગણ્યાં છે. પણ આ સર્વ ઉપાયો છે, અને ભક્તિરસ તેમનું ફલ છે તે ખાસ લક્ષમાં રાખવાનું છે. નહિ તો સાધનપ્રતિનો વ્યામોહ, અને સાધ્યનું વિસ્મરણ પ્રકટે છે, અને ભક્તિમાર્ગનાં "ઘેલાં" મનુષ્યની ગણના થવાનો ભય રહે છે.

બાહ્ય પ્રતીકને લઇ જાગ્રત્ થનારી પ્રતિમાપૂજનાદિ ભક્તિના સ્વરૂપમાં, અને આંતરપ્રતીકને લઇ જાગ્રત્ થનારી ધારણાધ્યાનાદિ ભક્તિના ઉપાસનામય સ્વરૂપમાં સંગીત ઉત્તમ સહકારિ સાધન છે, કેમકે ભક્તિનો પરિણામી રસનિષ્પત્તિરૂપ લય તે સાધનવડે સત્વર સિદ્ધ થાય છે.

પરમાત્માના વિશદ સ્વરૂપમાત્રને ઉદ્દેશી પ્રકટ થતો પ્રેમરસ ભક્તિયોગનું સૌથી ચઢીઆતું સ્વરૂપ છે, અને તે સ્વરૂપસાથે જ્ઞાનયોગ અથવા સાંખ્યયોગની સાધનપ્રણાલિકાનો સંબંધ થાય છે.

આપણા તત્ત્વજ્ઞો ગુણપ્રધાનભાવનો વિચાર કરી કહે છે કે કર્મયોગ પ્રવર્તક છે, ભક્તિયોગ પ્રવર્તકનિવર્તક છે, અને જ્ઞાનયોગ નિવર્તક છે. આ ત્રણ માર્ગ અને તેનાં સાધનો પરસ્પર ગ્રથિત છે, અને તેથી એક માર્ગનું પ્રધાનપણે સેવન કરનાર ઇતર માર્ગના નિયમોથી મુક્ત હોવો ઘટતો નથી.

શ્રવણાદિ અંતરંગ સાધનવડે જ્ઞાનયોગનું વસ્તુનિર્ણયાત્મક ફલ પ્રાપ્ત થયા પછી આપાતતઃ જણાતા દૃષ્ટ દુઃખની નિવૃત્યર્થ ઉપરતિ અને વૈરાગ્યની દૃઢતાની અપેક્ષા રહે છે. બોધ વૈરાગ્ય અને ઉપરતિ એ ત્રણનો સમન્વય જીવન્મુક્તિના અનુપમ આનંદને પ્રકટાવવા સમર્થ છે, અને એ સમન્વય સિદ્ધ કરવો એ મોટા પુણ્યનું ફલ મનાય છે.

આપણા પ્રસ્તુત ચિંતનનો સાર એ આવ્યો કે સમગ્ર વેદાર્થનો સાર ધર્મ અને બ્રહ્મમાં પરિસમાપ્ત થાય છે અને તે સાધ્ય સાતિશય અને નિરતિશય સુખનાં પ્રવર્તક છે. પ્રથમના સુખને પ્રેયસ્ કહે છે, બીજા સુખને શ્રેયસ્ કહે છે, ધર્મ પ્રશાન્તવડે સાતિશય સુખની સિદ્ધિ કરવામાં બાહ્ય સામગ્રીરૂપ અર્થ અને આંતર વાસનાની તૃપ્તિરૂપ કામ નામના પુરુષાર્થની સિદ્ધિ થાય છે. આ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વ્યૂહની પરસ્પર અબાધિત સિદ્ધિ શ્રેયસ્‌ની આકાંક્ષા રાખનારને સેવ્ય ગણી છે. એકલા અર્થની અથવા એકલા કામની સિદ્ધિ ઇષ્ટ માનવામાં આવી નથી. અને તેનાં કારણો આપણે વિચારી ગયા છીએ. ધર્મપ્રવૃત્તિની એક શાખા જેને નિષ્કામકર્મયોગ કહે છે તેવડે અર્થકામનો ભોગ આપી અંતઃકરણને પ્રસાદવાળું બનાવી ત્યાગવૃત્તિ અને પ્રેમવૃત્તિને કેળવવાની છે, અને ધર્મના અત્યંત વિશાલ પ્રદેશમાં રમણ કરવાનું છે. અત્ર પરમાત્માના સંતર્પણનો વિધિ પ્રાપ્ત થતાં ભક્તિના બાહ્ય અને આંતર સ્વરૂપોપ્રતિ લક્ષ કરી સ્વસ્વઅધિકારાનુસાર પ્રેમરસની અભિવ્યક્તિ થયે, અંતરાત્માસંબંધી પ્રેમનો આવેશ જાગ્રત્ થતાં, શ્રવણાદિ સાધનવડે તત્ત્વનિર્ણય અથવા બોધને પ્રાપ્ત કરવાનો છે. આ બ્રહ્મસાક્ષાત્કાર અથવા તત્ત્વબોધને વૈરાગ્ય અને ઉપરતિ નામનાં સાધનોવડે સુશોભિત બનાવી દૃષ્ટ દુઃખના પણ નિવારણપૂર્વક સ્વરૂપના નિરતિશય આનંદને અનુભવવાનો છે. આ પ્રકારની વેદાન્તની સનાતન સાધનપ્રણાલિકા છે.

---

# मारा ओरडानी मुसाफरी.

[ અનુવાદક–શ્રી ધીમંતરામ નવલરામ પંડિત. ]

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૧૯ થી )

## દિવસ ૧૪.

### જોનેડી.

હું આગળ નિવેદન કરી ગયો છું કે મારા બીછાનાની મીઠી હુંફથી સ્ફુરિત થતા વિચારોમાં નિમગ્ન થવાનો મને વિચિત્ર શોખ છે, અને મુખ્યત્વે કરીને આગળ વર્ણવી ગયેલા બે રંગની બલિહારી તે આનંદની નિમગ્નતામાં વધારો કરે છે. આવી જાતના આનંદનો અનુભવ લેવા માટે મારા તરફથી એવો હુકમ ઘડાયલો હતો કે મારા નોકરે મારા ઉઠવાના અર્ધા કલાકઆગળથી જ મારા ઓરડામાં દાખલ થવું. તેને હલકે પગલે ફરતો અને છાનીમાની રીતે પોતાની તૈયારી કરતો હું ઘણી વખત સાંભળું છું. આવી જાતનો ધીમો અવાજ હું અર્ધ જાગ્રત્ અર્ધ સ્વપ્નવત્ અવસ્થા ભોગવું છું એવું સુખપ્રદ ભાન કરાવવા બસ છે કે જે સુખનું જ્ઞાન બીજાને ભાગ્યે જ હશે. કોઈ વખત જ્યારે તમે અર્ધ જાગ્રત્ થયા હો અને ઉઠવાનું મન ન હોય ત્યારે સુતા સુતા ગણતરીના એવા અડ-સટ્ટા કરો છો કે ધમાલની શરૂઆતનો કલાક વખત બનાવનાર વાલુકાયંત્રમાં જ હજી વિલંબ કરે છે. ધીમે ધીમે મારો નોકર ખડખડાટ ભડભડાટ વધારતો જાય છે અને તેને તેમ કરતાં અટકાવવું ઘણું મુશ્કેલ પડે છે; વળી તે જાણે છે પણ ખરો કે હવે તો બા-રેક કલાક સમીપ જ છે. તે મારી ઘડીયાલતરફ જુવે છે અને ચેતવણીખાતર એક યાંત્રિક ઘંટડી વગાડે છે, પણ હું તેના પર લક્ષ આપતો નથી. આવી સુખની ઘડી લં-બાવવા માટે તે બિચારાપર હું દરેક જાતની શક્ય યુક્તિઓ અજમાવું છું. હું આગ-ળથી અનેક હુકમો આપી મુકું છું અને તે સમજે છે કે તેમ કરવા મારી ઇચ્છા નથી એવા દેખાવસાથે બીછાનામાં વધારે વાર પડી રહેવાની ખાતર કંઇક ચીડાઇને આપેલા આ હુકમો માત્ર બ્હાનાં રૂપ છે; પણ જાણે તે આ સમજતો નથી તેવો દેખાવ તે ધારણ કરે છે અને ખરૂં પુછાવો તો હું મનથી તેનો ઘણો ઉપકાર માનું છું.

આખરે જ્યારે મારી પાસેથી સર્વ યુક્તિઓનાં સાધનો ખુટી પડે છે ત્યારે તે ઓ-રડાની અધવચ આવે છે અને જરા પણ હાલ્યા ચાલ્યા વગરનો થઇ અદબ કરી ઉભો રહે છે. મારે ખુલ્લે ખુલ્લું કબુલ કરવું જોઇએ કે મારા આલસ્યતરફ નાપસંદગી દર્શા-વવાખાતર આથી વિશેષ ડહાપણ અને માનભરેલો વિવેક બીજો હોઇ શકે નહી. આવા મૂક આમંત્રણને હું હમેશાં માન આપું છું અને તેનો ભાવાર્થ સમજાયો છે એમ બતાવવા આળસ મરડી લાંબા હાથ કરી હું તરત પથારીમાંથી બેઠો થઇ જાઉં છું.

મારા નોકરની વર્તણુકપર જો વાચનાર વિચાર કરશે તો તરત તેને પોતાની મેળે ખાત્રી થશે કે આવા પ્રકારના કેટલાક નાજુક વિષયોમાં તીક્ષ્ણ કટાક્ષકથનના કરતાં

સાદાઇ તથા ભલાઈ વધારે સારી અસર ઉપજાવી શકે છે. હું ખાત્રીથી કહું છું કે આળસની અયોગ્યતાઉપર વિદ્વતાભરેલા વ્યાખ્યાનકરતાં મારા જોનેટીના મુગા દાપટાથી હું મારી પથારીમાંથી જલદી બેઠો થાઉં છું. મારો નોકર પૂર્ણ પ્રમાણિક છે અને વળી મારા જેવા મુસાફરને જોઇએ તેવો જ યોગ્ય છે. મારા આત્માના પર્યટનવિષે તે વાકેફગાર છે અને ઈતરના અસંબદ્ધપણાપર તેને હસવું આવતું નથી; પણ એથી ઉલટું કોઈ કોઇ વખત તે ઇતર એકલું હોય છે ત્યારે તેને દોરવવામાં સાધનભૂત થાય છે. એથી એમ કોઇ કહી શકત કે એવે સમયે એ ઇતર બે આત્માથી દોરવાય છે. દૃષ્ટાંત તરીકે જ્યારે ઇતર કપડાં પહેરતું હોય ત્યારે તે નોકર અણસારો કરી મોજાં ઉંધાં પહેરવાની તથા વેસ્ટકોટ પૂર્વે કોટ પહેરવાની ભુલની ચેતવણી આપે છે. ભુલથી રહી ગએલી ટોપી અથવા રૂમાલાવિષે યાદ દેવડાવવા મારો નોકર ઘણી વખત આ ઇતર જીવની પાછળ દોડતો આવે છે અને તેથી મારા આત્માને અમુક જાતનો ગુપ્ત આનંદ પ્રાપ્ત થાય છે. મારે ખરેખર કહેવું જોઈએ કે જો આ નિમકહલાલ નોકરે એક દિવસ દાદરેથી ઉતરતાં ચેતવણી આપી ન હોતતો આ ઇતર મૂર્ખ તરવારવગર જાણે તે મોટા દંડને ધારણ કરનાર પ્રતિહારી હોય તેમ બાહ્યાળી દિવાનખાનામાં હાજર થયો હોત.

---

## દિવસ ૧૫.

### મુરકેલી.

મેં કહ્યું કે જોનેટી, આમ આવ, આ છબી લટકાવ. છબીઉપરની ધૂળ ઝાટકવામાં તેણે પણ મદદ કરી હતી પણ છબી સંબંધી પ્રકરણમાં દર્શાવેલા વિચારોની ઊર્મિનો ખ્યાલ તેના ભેજામાં શૂન્યવત્ હતો. તેણે પોતાની સાદી અક્કલથી ખીલી વાળી વાપરી હતી અને જો કે આ એક દેખીતું નજીવું કામ હતું તોપણ મારા આત્માને હજારો ગાઉની મુસાફરી એક ક્ષણમાં કરાવવામાં કેટલું બલિષ્ઠ હતું તે વાચકવર્ગે પાછળ વાંચ્યું હશે. તે છબીને મૂળ સ્થાને ગોઠવવાને અર્થે જોનેટીનો આત્મા તેને નિહાળવા લાગેલ. એક એક મુરકેલી—એક મુજવણ—ઉઠી અને તેની મુખમુદ્રા જિજ્ઞાસુ થઇને જે મેં અલક્ષ પારખી.

તેથી મેં પુછ્યું "કેમ અલ્યા, આ છબીની અંદર શું ખોડખાપણ જડે છે!"

જોનેટી બોલ્યો "ના રે સાહેબ, બિલકુલ નહી."

મેં કહ્યું "પણ આમ આવ, તારે કંઇ કહેવું હોય એવું દેખાય છે." તેણે છબીને કબાટની બાજુપર મુકી અને પાછે પગલે થોડું ચાલી પુછ્યું "સાહેબ, મહેરબાની કરી મને સમજાવશો કે આ ઓરડાના ગમે તે ખુણામાં કોઈ ઉભો રહે પણ આ છબી જાણે તેના સામું જ જોયા કરે છે, તેનું શું કારણ? સવારમાં જ્યારે હું આપની પથારી ઉઠાવું છું ત્યારે તેની આંખો મારા તરફ દેખાય છે અને હું બારીઆગળ જાઉં છું તોપણ તે મારા સામું જ જોયા કરે છે. અને હું જ્યાં જાઉં છું ત્યાં મારી તરફ આંખ નાખે છે! ત્યારે મેં પુછ્યું 'જોનેટી, જો આ ઓરડામાં ઘણા માણસો હોય તો આ સુન્દર અંકિત ચેહરો વખતે દરેકને એકદમ કટાક્ષ કરે,,' નહિ વારુ!

જોનેટી બોલ્યો "બરાબર સાહેબ, એમ જ છે. જેમ તે મારા સામું સ્મિતસહ જુએ છે તેમ દરેકના સામું પણ જુએ."

જોનેટીએ પોતાનો પ્રત્યુત્તર ટુંકામાં જ પતાવ્યો અને હું મારી ઇઝીએચરપર લાંબો ટુંકો થયો અને માથું ઢાળતું રાખી ઉંડા અગાધ વિચારસાગરમાં ગરકાવ થઇ ગયો. કેવું સુંદર આ કિરણ આવી રહ્યું છે? ચક્ષુના કિરણમાં ફસાઇ પડતા હે પતંગીયાઓ, જ્યારે તમે તમારી પ્રિયાથી દૂર રહી ઉત્કંઠાને વશ થાઓ છો, ત્યારે તમને ભાગ્યે જ ખબર હશે કે તમારે સ્થાને અન્ય વ્યક્તિ તેની સમીપ દાખલ થઈ છે. જ્યારે તમે પ્રતિમાતરફ આતુર આંખથી જુઓ છો અને વિચાર કરો છો કે આ પ્રતિમામાં તો તમે એકલા જ તેના પ્રેમના પાત્ર થઇ રહ્યા છો ત્યારે તે જ વખતે તે જ કૃતઘ્ની છબી, પોતાના બિંબની માફક જ સર્વના ઉપર પ્રેમ ભાવે દષ્ટિપાત કરતી દેખાઇ આવે છે. પ્રતિમા અને તેના બિંબવચ્ચે નૈતિક સાદશ્ય કેટલું છે તે જુઓ અને વિચારતાં સમજો કે કોઇપણ ફિલસુફ કે ચિતારાએ પૂર્વે આવું અનુભવ્યું નથી. હું એક પછી બીજી એમ શોધો કરતો જાઉંછું.



ઈશ્વરની નિકટતાઃ અને તેથી સેવવાયોગ્ય સ્થાનઃ

> વિશ્વપતિશરણે રહી, ભજે નામ નિષ્કામ,
> જગપતિ ભક્તિવશ રહે લહિ જન તજે ન ઠામ.
> નિકટ હરિ છે સર્વદા, નિઃસંશય ધરિ ધીર!
> રંજે નિત્યાનંદમાં, નૃસિંહસમ વહી વીર!

—શ્રીમન્નૃસિંહાચાર્યજી



યૌવનને સ્થિર રાખવાને માટે આનંદોપભોગસંબંધમાં પ્રજામાં હાલ જે વિચારો ચાલી રહ્યા છે તેને કેવળ ઉલટાવી નાંખવા જોઈએ. કેમકે આનંદ એ મનુષ્યજીવનનો એક અભેદ્ય અંશ છે, અને જેઓ વર્તમાન સમયમાં આનંદ ભોગવવાના સમયમાં પ્રજામાં જે વિચારો ચાલી રહ્યા છે તેનો સ્વીકાર કરનાર અને તેને અનુસરનાર મનુષ્યો તે અંશનો યોગ્ય ઉપયોગ નથી કરતા.

પ્રજાનો મોટો ભાગ માનતો હોય છે કે આનંદ એ તો ક્ષણિક છે, ગમે ત્યારે આવી મળે અને ગમે ત્યારે જતો રહે એવો છે, અને સુખ પણ એવું છે કે જેનું કંઇ મોમાથું જ નથી; ગમે ત્યારે મળે અને ગમે ત્યારે ટળે. અને એમ થવામાં શું કારણ છે તે કોઇ જ જાણી શકે એવું નથી. તેથી મનુષ્ય ગમે તેવું વિચારવર્તન રાખે પણ તેની સાથે તેને કશો જ સંબંધ નથી.

મનુષ્યોનું આ પ્રકારનું માનવું ખરૂં નથી, મનુષ્ય પોતાની ઇચ્છાપ્રમાણે સુખ ઉપજાવી શકે છે, અને તેથી મનુષ્યે પોતાના જીવનના સર્વ સમયમાં આનંદમગ્ન રહેવું એ તેનું કર્તવ્ય જ છે. તેણે તેને પોતાને આનંદનો અનુભવ કરાવવો જ જોઈએ.

જ્ઞાન અથવા સદ્‌ગુણ પ્રાપ્ત કરવા એ જેમ અત્યંત અગત્યનું છે તેમ મનુષ્યે આનંદ મેળવવો એ પણ તેટલું જ અગત્યનું છે. અને નીતિના ક્ષેત્રમાં સદ્વિચાર જેટલા મૂલ્યવાળા છે. તેટલું જ મૂલ્ય પોષક ( Wholesome ) આનંદનું પણ છે. મનુષ્ય જ્યારે આનંદરહિત હોય છે ત્યારે તે અનેક અયોગ્ય માર્ગે વહી જાય છે, અને તેને જ્યારે આનંદ શોધ્યો પણ જડતો નથી ત્યારે તે પોતાના જીવનઉપરના મનના કાબુને ખોઇ બેસે છે, અને તેના ઉદ્દેશોમાં સ્થિર ન રહી શકતાં તે કેવળ નિરર્થક થઈ રહે છે.

સજીવ શરીરને પોષણની જેટલી અગત્ય છે તેટલી જ અગત્ય સજીવ મનને આનંદની છે. અને મનુષ્યના યૌવનને સ્થિર રાખવામાં તેના શરીર તથા મન બંનેની સજીવાવસ્થા રાખવાની ખાસ અગત્ય છે. મનમાંથી જ્યારે આનંદ દૂર થયો હોય છે, ત્યારે તે મન યુવાવસ્થાના જીવનનો અનુભવ કરી શકતું નથી. તે જીર્ણ-વૃદ્ધ-થવા માંડે છે, અને તેમ થતાં તે મનને પોતાનું શરીર જેવા પ્રકારનું વૃદ્ધ જણાતું જાય છે તેવા જ પ્રકારે તે શરીર સ્થૂલરૂપમાં વૃદ્ધ થતું જાય છે. તેથી જો શરીરની યુવાવસ્થા જાળવી રાખવી હોય તો મનને આનંદમય-અખંડિત આનંદમય-જ રાખવાની ખાસ આવશ્યકતા છે.

( અપૂર્ણ. )

---

**સુખનો સુગમ ઉપાય:**

ઊર્ધ્વ મધ્ય અધ લોકમાં, નથિ અવિનાશી સુખ,
એ જાણી સુજનો ક્રમે, થાય વિષયથી વિમુખ.
શું પૂછે સ્થલ સ્થલ જઇ, સુખનો સુગમ ઉપાય,
ક્ષણ ક્ષણ સાવધ થઇ જપે, મંત્ર તથા ગુણ ગાય.

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

---

# बाळकोनुं विधिपूर्वक विनयन.

( અનુસંધાન ૨૩ મા રૂપના પૃષ્ઠ ૩૯૯ થી. )



અદૃષ્ટ પ્રદેશમાં રહેલા વિષયો જાણવાની સૂક્ષ્મ શક્તિઓને બહુ વિવેકપૂર્વક યોગ્ય માર્ગમાં વાળવામાં નથી આવતી તો તે, મનુષ્યમાં રહેલી ન્યાયવૃત્તિ તથા સૂક્ષ્મબુદ્ધિના પ્રત્યેક કાર્યને ઉંધે માર્ગે જ દોરી જાય છે, અને જીવનનું કોઈ વિપરીત સ્વરૂપ જ મનુષ્યના મનમાં ઠસાવે છે—અર્થાત્ જીવનસંબંધમાં ઉંધી જ કલ્પનાઓને તે પ્રકટાવે છે. પરંતુ આ સૂક્ષ્મ શક્તિઓને જ્યારે બહુ વિવેકપૂર્વક યોગ્યમાર્ગમાં વાળવામાં આવે છે ત્યારે તે શક્તિઓ સૂક્ષ્મબુદ્ધિની સર્વ કળાના તેજની વૃદ્ધિ કરી મૂકે છે. અને મનને સર્વ વસ્તુનું વધારે વિશાળ, વધારે સત્ય અને અધિક અંશમાં ગ્રહણ ધારણ કરી શકાય એવા પ્રકારનું જ્ઞાન આપે છે.

સમર્થ વસ્તુઓનું સ્વરૂપ સ્પષ્ટ કરનારી તથા તેનું આપણાથી ગ્રહણ કરી શકાય એ પ્રકારે જ્ઞાન કરાવનારી શક્તિ બીજી કોઇ જ નથી, પરંતુ અદૃષ્ટ પટમાં રહેલી વસ્તુને જણાવનારી જે સૂક્ષ્મશક્તિ છે તે જ છે. મનુષ્યના મનને અત્યંત આશ્ચર્યજનક પ્રદેશની મર્યાદામાં સ્થાપનાર પણ એ જ શક્તિઓ છે, અને એમ કરીને સર્વત્ર ગુપ્તપણે વ્યાપી રહેલા સંભવોની જે આશ્ચર્યકારક શક્તિ છે તેનું પણ તે જ્ઞાન કરાવે છે. આ સૂક્ષ્મ શક્તિઓ મનને કોઈ પણ વસ્તુના સ્થૂલરૂપમાં ન ભમાવતાં તેના આત્મામાં પ્રવેશ કરાવે છે. અને મનની પારદર્શી દૃષ્ટિને જાગ્રત્ કરે છે. તેમ થતાં તે કોઇ પણ વસ્તુના આંતરસ્વરૂપ અથવા પ્રદેશને સારીરીતે જોઇ જાણી શકે છે.

*જ્યારે આ સૂક્ષ્મ શક્તિઓનો ઉપયોગ કરવામાં નથી આવતો, ત્યારે તે મનુષ્યનું* અંતઃકરણ અંધકારમાં જ પડી રહે છે, અંધની પેઠે ફાંફાં મારનારૂં થઇ જાય છે. પરંતુ જ્યારે તે શક્તિઓનો ઉપયોગ થતો હોય છે, ત્યારે તે મનુષ્યનું અંતઃકરણ પ્રકાશનો અનુભવ કરતું હોય છે, તેને તેના સ્થાનનું પૂર્ણજ્ઞાન હોય છે, તે ક્યાં ક્યાં જાય છે, તેને શું જોઇએ છે, અને જે કંઇ તે ઇચ્છે છે તે મેળવવા ક્યાં જવું એને તે સારી રીતે જોઇ જાણી શકે છે.

અગમ્ય પ્રદેશમાં રહેલી વસ્તુનું જ્ઞાન કરાવનારી આ સૂક્ષ્મ શક્તિઓને પ્રાપ્ત કરવી એટલે સત્યાસત્યનો વિવેક કરાવનારી આંતરદૃષ્ટિને પ્રાપ્ત કરવી, જે કેવળ નિર્માલ્ય છે તેના અને મૂલ્યવાન્ વસ્તુના સ્વરૂપનું યથાવત્ સ્પષ્ટીકરણ થવું, અને ઇચ્છેલા વિષયને સિદ્ધ કરવાને માટે કેવો પ્રયત્ન સેવવો તેનું જ્ઞાન થવું, એ છે. આ આંતર દૃષ્ટિવડે જ યોગ્ય સમયે યોગ્ય કાર્ય કરવાનું જ્ઞાન વિજયી પામર મનુષ્યને સ્ફુરે છે. અને એ આંતરદૃષ્ટિ વડે જ મનના કોઇ અનુકૂળ સમયમાં ક્વચિત્ અને સ્વભાવતઃ આવીને પ્રાપ્ત થતા પ્રસંગો

વા તકનો લાભ લઇ લેવાનું મનુષ્યમાં સામર્થ્ય આવે છે. તેમ જ કશા પણ વિઘ્ન, વિપત્તિ, ગુંચવડા કે મનુષ્યને કંપાયમાન કરી મૂકે એવી નિષ્ફળતાને પણ ગણકાર્યા વિના કોઇ મહાન્ સાહસને પણ પૂર્ણઅંશે ખેડવાનું બળ એ વડે જ ઉપજે છે.

કોઇ પણ વસ્તુ મેળવવાનો યથાર્થ આવશ્યક પ્રયત્ન કયો છે એ જ્યારે તે જાણી શકે છે ત્યારે ઘણુંખરૂં તે જે કંઇ મેળવવા ધારે છે તે મેળવી શકે છે. અને એ આવશ્યક પ્રયત્નનું જ્ઞાન આ સૂક્ષ્મ શક્તિઓ જ કરાવે છે. મનુષ્યના મોટા ભાગમાં આ જ્ઞાન ન હોવાનું કારણ આ સૂક્ષ્મ શક્તિઓને તેમણે નાનપણથી જ હસી કહાડી હોય છે, કાં તો તેને લાત મારી પોતાનામાંથી હાંકી કહાડી હોય છે. અને તેથી કરીને તેઓ પોતાનો મહામુશીબતે નિર્વાહ કરવા શિવાય બીજું કશું જ કરી શકતા નથી. જ્યારે તેઓ બાલ્યાવસ્થામાં હતા ત્યારે તેઓ ગગનમાં ઉડતા હતા, તેઓ પોતાના મનથી અને મનથી કાંઇ ઉંચી અને ઉંચી વસ્તુઓસાથે સંબંધમાં આવ્યા કરતા હતા, મહત્ત્વનું કાર્ય કરવાની તેમના પોતાનામાં સત્તા છે, એવું તેઓ પોતાનામાં ભાન કરતા, અને મોટા થયે આમ કરીશું અને તેમ કરીશું એવી કલ્પનાઓ અને ખ્યાલો બાંધતા. પરંતુ તેમનાં પોતાનાં જ માબાપોએ તેમને નીચે પટકી પાડ્યાં હોય છે, હિરણ્યકશિપુની પેઠે તેમણે જ પોતાના પ્રહ્લાદ બાળકને પર્વતઉપરથી નીચે ફેંકી દીધા હોય છે, અને નીચે પડીને ત્યાં માટીના ઢેફાંજેવા બનીને અખંડ પડી રહ્યા હોય છે.

કલ્પકને( શોધકને ), લેખકને, ચિત્રકારને, કવિને તથા શિક્ષકને આ સૂક્ષ્મશક્તિઓની અનિવાર્ય આવશ્યકતા હોય છે, તેમ બીજા વ્યાપારાદિમાં પણ આ શક્તિઓની તેટલી જ આવશ્યકતા છે. વ્યાપારાદિ કાર્યમાં પડેલા મનુષ્યને પણ એ દિશાના સામાન્ય કોટિના મનુષ્યોકરતાં વધારે ઉત્તમ થવાને માટે જો તેનામાં આ શક્તિઓ નથી હોતી અને હોવા છતાં તેનો વિકાસ નથી કરતો તો તેવા થવાનો કદી યોગ આવતો નથી, કેમકે કોઇ પણ વિષયમાં સામાન્ય કોટિના મનુષ્યકરતાં વધારે ઉચ્ચ પ્રકારના થવાને માટે અસામાન્ય અથવા અદ્વિતીયસરખી વસ્તુનું જ્ઞાન કરાવનાર દિશાપ્રતિ મનને વાળવું જોઇએ. આ પ્રકારનું જ્ઞાન કરાવનાર આ સૂક્ષ્મશક્તિઓ છે. અદ્વિતીયસરખી વસ્તુનું દર્શન કરાવનાર પણ તે જ છે.

અનેક મનુષ્યોની અદષ્ટ પ્રદેશમાં રહેલા વિષયોને જાણવાની આ સૂક્ષ્મશક્તિઓ કોઇ બીજા અનિશ્ચયાત્મક પ્રદેશના જ સંબંધની હોય એવી કલ્પના હોય છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. આ સૂક્ષ્મ શક્તિઓએ આ જગતમાં જ અસ્તિત્વ ધરાવતી મહાન્ વસ્તુઓનું તથા આ વર્તમાન જીવનમાં જ અનુભવગમ્ય થાય એવી સૂક્ષ્મવસ્તુઓનું જ્ઞાન પામે છે. અને એ સૂક્ષ્મશક્તિઓનું કર્તવ્ય જ એ છે કે સર્વ વસ્તુમાં રહેલી વિશાળતાનું, મહત્તાનું, ઉત્તમતાનું, અને અદ્વિતીયપણાનું દર્શન કરવાની આપણા મનને સૂક્ષ્મદૃષ્ટિ અથવા આંતરદૃષ્ટિ આપવી.

આ સૂક્ષ્મશક્તિ અન્ય કોઇ અગમ્ય અથવા અજ્ઞાત પ્રદેશમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરતી જણાય ત્યારે જાણવું કે તે માત્ર મનના કોઇ વિશેષ મોટા પ્રદેશનો અનુસર કરવામાં પોતાના ચિત્તન ( consciousness ભાન ) નો વિસ્તાર કરે છે. મનની ઉચ્ચતર દશામાં જ ઉચ્ચતર વિચારો રહેલા છે,—ઉચ્ચતર ભાવનાઓ રહેલી

છે. અને તેમાંથી ઉચ્ચ પ્રકારની યોજનાઓ, પદ્ધતિઓ, તથા ઉત્તમ પ્રાગ્યોનું જ્ઞાન સ્ફુરી આવે છે.

સ્થૂલ દૃષ્ટિથી જેને આપણે અજ્ઞાતસરખું ગણીએ છીએ તેમાં આ સૂક્ષ્મશક્તિઓને પ્રવેશવા દેવામાં કશો જ બાધ નથી. જો કે ત્યાં પ્રવેશીને આ સૂક્ષ્મશક્તિઓ જે જ્ઞાન મેળવે તેનો વ્યાવહારિક ઉપયોગ કરવાની તીવ્ર ઇચ્છા આપણામાં હોવી જોઇએ. એ વિના તેમાં પ્રવેશાવવાનું કશું જ ફળ નથી. તેમ નથી કરવામાં આવતું અને મનને કેવળ એની કલ્પના જ કરાવ્યા કરવામાં આવે અથવા તેની માત્ર ઉપપત્તિ (Theory) જ ગોઠવ્યા કરવામાં આવે તો તેથી તો માત્ર વિવિધ પ્રકારની ભ્રાન્તિઓ જ પ્રકટે છે. અર્થાત્ જે અનુભવો તે અગમ્ય પ્રદેશમાંથી જાણી લાવે તેને આચારમાં મૂકવાથી જ સૂક્ષ્મશક્તિઓને તે પ્રદેશમાં પ્રેરેલી સાર્થક છે.

તેથી બાળકોને કેળવવામાં, તેનામાં રહેલી સૂક્ષ્મશક્તિઓ તે બાળક આચારમાં ઉતારી શકે અને તે પણ ક્રમે ક્રમે મોટી મોટી વસ્તુઓને આચારમાં ઉતારી શકે એવા પ્રકારના સામર્થ્યનું તેનામાં જ્ઞાન થાય તેમાં તે શક્તિઓનો ઉપયોગ કરવો એ જ ઉદ્દેશ હોવો જોઇએ. એ વિના બાળકોના સંબંધમાં આ શક્તિઓનો વિકાસ થવામાં બીજો કશો હેતુ નથી.

ધારો કે બાળક કોઇ અસાધારણ વસ્તુને શોધી કહાડે છે. તો તે વખતે એ પ્રશ્ન થશે કે એ શોધવડે તેની એ અવસ્થામાં તેના નિત્યના જીવનમાં તે તેનો શું ઉપયોગ કરે એમ છે? આ પ્રકારનો પ્રશ્ન મનને આચારના પ્રદેશમાં વાળવાનું સૂચવે છે. કોઇ પણ જ્ઞાનને વ્યવહારમાં કામે લગાડવાના સામર્થ્યની સાથે આ સૂક્ષ્મશક્તિવડે પ્રકટતા જ્ઞાનનું સામર્થ્ય ભળે છે, ત્યારે મનુષ્યનું મન અત્યંત બળવાન્ થાય છે. એ મનુષ્ય અત્યંત મહાન્ કાર્યો કરે છે. અને તે કાર્યો પણ અત્યંત મૂલ્યવાળાં તથા મહત્વનાં હોય છે.

ઘણાંખરાં બાળકોમાં અદૃષ્ટ પ્રદેશમાં રહેલા વિષયોને જાણવાની સૂક્ષ્મશક્તિઓનો વિકાસ કરવાં માટે કોઇ સવિશેષ પ્રયત્ન કરવાની જરૂર નથી. પરંતુ યોગ્ય વિષયમાં તેને વિધિપૂર્વક વાળવી એટલી જ જરૂર છે. તેનું વિધિપૂર્વક પ્રેરણ (Direction) થવું જોઇએ એટલું જ અગત્યનું છે.

આ પ્રકારનું પ્રેરણ થવામાં બે આશયો દૃષ્ટિમાં હોવા જોઇએ: પ્રથમ એ કે આ સૂક્ષ્મ શક્તિઓને પ્રયત્નના ઉંચામાં ઉંચા પ્રકારમાં વાળેલી રાખવી, અને બીજું એ કે એ પ્રકારે કરવાથી, એ મૂળ કારણમાંથી જે કંઇ સ્ફુરણો થાય તે સ્ફુરણોને આચારમાં મૂકવા માંડવાં.

પ્રથમનો આશય સિદ્ધ કરવામાં, બાળકના જીવનમાં રહેલી સૂક્ષ્મ વસ્તુઓપ્રતિ તેનું લક્ષ્ય વાળવું, પ્રત્યેક વસ્તુની ઉચ્ચ અથવા ઉત્કૃષ્ટ બાજુતરફ વાળવું, અને સર્વત્ર વ્યાપી રહેલી ગુપ્ત શક્તિઓ છે તેનો તરફ વાળવું. બીજા સરળ શબ્દોમાં કહીએ તો કેવળ સામાન્ય નહિ પણ કંઇક વિશેષતાવાળી તથા ઉચ્ચ પ્રદેશની વાતો તથા વિચારોમાં તેની પાસે વિચાર કરાવવાની ટેવ પાડવી અને તેની એ ટેવને નિત્ય ઉત્તેજન આપ્યા કરવું. કંઇ મોટા પ્રશ્ન તે પૂછે તો 'એમાં તે તું શું સમજે' એમ કહી તેને આગળ વધતો

અટકાવવો નહિ, પણ તે સમજી શકે એવા સરળ ઉત્તરવડે તેની જિજ્ઞાસાને તૃપ્ત કરવી.

વાર્તાના સાધનવડે આ પ્રકારનું કાર્ય બાળકોસાથે થઈ શકે છે, અને તે વાતો જ્યારે બાળકને અત્યંત રસ ઉપજે એવા પ્રકારથી કહેવામાં આવે છે ત્યારે તેના કોમળ મનઉપર ઉંડાણથી ધારેલા સંસ્કારો પડી શકે છે. કોઇ પણ વાતને છેક અવધિ ( Extreme ) સુધી લઇ જવાની જરૂર નથી. અને તેમાં પણ શરુઆતમાં તો એ પ્રકારે કરવું જ નહિ. પરંતુ બાળકને કંટાળો ન ઉપજે, તેમ તમારી વાર્તા શ્રવણ કરવાથી તેને શ્રમ ન ઉપજે, તેમ તે વાર્તા તરફ અલક્ષવાળું ન રહે એટલા સમયમાં જ તેને અટકાવી દેવી. બાળકની જિજ્ઞાસા જાગ્રત્ રહે ત્યાંસુધી વાર્તા કરવી. પરંતુ અત્યંત લાંબા વખતસુધી જિજ્ઞાસા રહેવાથી પણ બાળકને શ્રમ પહોંચે છે, તેથી તેની જિજ્ઞાસાને એટલી હદસુધી ન લંબાવ્યા કરવી કે જેના પરિણામમાં બાળકને થાક લાગી જાય, અને તેટલી હદસુધી જિજ્ઞાસુવૃત્તિને ધારણ કરવાનું તેનામાં બળ ન હોવાને લીધે તે ઉલટે કંટાળી જાય.

અનેક બાળકોમાં કંઇ કંઈ આશ્ચર્યજનક કલ્પનાઓ સ્ફુરે છે. તેના મગજમાં કંઇ કંઇ ચિત્રો ખડાં થતાં હોય છે. આ બધાને હસી કહાડવાની કે અલક્ષ કરવાની ભૂલ કદી પણ કરતા ના. એ કલ્પનાઓ તે બાળકના મનને ઉત્તમ પ્રકારના પ્રાપ્તવ્યની સિદ્ધિ કરાવવામાં પ્રસંગે કારણરૂપ થઇ પડનાર પણ હોય છે. તે કહેવાતી કલ્પનામાં પણ પ્રસંગે એવા ભાવો રહેલા હોય છે કે જે તેના જીવનના મુખ્ય તથા નિયામક પાયારૂપ પણ બને. માટે બાળકની તેવી કલ્પનાઓને તોડી પાડવાનું કશું કારણ નથી. જો તે હલકી કલ્પનાઓ કરતું હોય તો ઉચ્ચ કલ્પના કેમ કરવી તે તેને શીખવો. અને તે ઉચ્ચ કલ્પનાની વાતો વારંવાર તેને કહ્યા કરવાથી અને તેનું લક્ષ વારંવાર એવી બાબતોમાં દોર્યા કરવાથી, શીખવી શકાય છે.

બાળકોની કલ્પના અથવા મનોગત ભાવોને યોગ્ય પ્રકારે ઉત્તેજન આપો. પરંતુ તે ઉત્તેજન આપવામાં બાળકનામાં એવો ખોટો ખ્યાલ ન ભરાઈ જવો જોઇએ કે તે જે કંઇ કહે છે તે તમને દેવવાણીજેવું જ લાગે છે. તે તેની મર્યાદામાં રહીને કેવળ જાણવાની ઇચ્છાથી વાત કરવા આવે એ પદ્ધતિને તો તમારે જાળવવી જ જોઇએ. આ પ્રકારે સાવધાનપણે ઉત્તેજન આપવાની સાથે તે બાળકના મગજમાં એ પ્રકારનું ઠસાવો કે તે જે કંઈ કલ્પના કરે છે તેમાં કંઈ પણ તત્ત્વ રહેલું છે. અને તેની જ સાથે તેના મગજઉપર એ વાર્તા ઠસાવવાનું કદી પણ ભૂલતા ના, કે તેની વાતમાં જે કંઇ ઉંચું તત્ત્વ રહેલું છે તેને તે જાતે જ શોધી કહાડે એમ છે અને જાણી શકે એમ છે. અને જ્યારે તે બાળક તેને શોધી કહાડશે અથવા જાણી શકશે ત્યારે તેણે એક મહત્વની શોધ થઇ છે એમ મનાશે. આ વાર્તા પણ બાળક સમજી શકે એ રૂપમાં સરળ ભાષામાં તેનામાં ઠસાવજો. જેથી તે પોતાનામાં ઉઠતાં સ્ફુરણોને કેવળ નિર્માલ્યરૂપે માનતું ન થઇ જાય. અને તેની સાથે પોતે તે જાણે શું છે, એવું મિથ્યા અભિમાન પણ તેનામાં ન ઉપજે એ બાબતની પણ સાવધાનતા રાખજો.

( અપૂર્ણ. )

# दिव्य वलय.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૨ થી. )

—૨—

બ્રાહ્મણની હકીકત.



પેલા પુરુષે બ્રાહ્મણને પ્રથમ નીચે બધે ફેરવ્યો. જે ઓરડામાં તે જતો ત્યાં અપાર આશ્ચર્ય પામતો, અને પાછો જ્યાં બીજા ઓરડામાં જતો કે પ્રથમના ઓરડાનું આશ્ચર્ય તેને ત્યાં ને ત્યાં જ મૂકી દેવું પડતું કેમકે બીજા ઓરડામાં બીજા પ્રકારનું આશ્ચર્ય તેને માટે તૈયાર જ હતું. મનુષ્યને વીતી ગયેલા સઘળા જન્મોનું વિસ્મરણ થાય છે, અને માત્ર વર્તમાન જન્મનું જ સ્મરણ રહે છે, તેમ જે જે ઓરડામાંથી તે આગળ ચાલતો તે તે ઓરડાનું પુનઃ તેને સ્મરણ થતું નહિ. પરંતુ વ્યતીત જન્મના સંસ્કારો જેમ વર્તમાન જન્મમાં પ્રસંગે પ્રસંગે વિવિધ ક્રિયાઓ કરાવે છે, તેમ તે બ્રાહ્મણને કંઇ જૂનું જૂનું પ્રસંગે સ્મરણ થઈ આવતું, અને જ્યારે તે થઈ આવતું ત્યારે તે આ બ્રાહ્મણપાસે નાનાં મોટા પણ નિઃશ્વાસ મૂકાવ્યા વિના રહેતું નહિ.

ચોર ચોરી કરવી એ ખોટું અથવા દુઃખદ છે એ જાણવા છતાં પણ ચોરી કરવા જાય છે, તેમ બ્રાહ્મણના અંતઃકરણમાં કલેશાદિકની મધ્યે મધ્યે પ્રતીતિ થવા છતાં પણ તે પેલા મહાલયને જોવાની ધખણા છોડી શકતો ન હતો.

આમ ધીમે ધીમે નીચેનો ભાગ જોઇને પછી તેઓ ઉપર ગયા. ઉપર, નીચેના કરતાં પણ અલૌકિક વિભવો તેની દૃષ્ટિએ પડ્યા. તે સર્વને જોતો વિવિધ વિચારોને સેવતો તે આશાવાન્ બ્રાહ્મણ પેલા પુરુષની પાછળ પાછળ, શ્વાન જેમ પકવાન્નભરેલા ટોપલાને લઇ જનાર મનુષ્યપાછળ ચાલ્યા કરે તેમ તે જવા લાગ્યો.

અહો ! આશાનો પાશ કોઇ અલૌકિક છે. તે કેવો છે તે કોઇ જોતું નથી, અને કેટલો લાંબો છે તેની પણ કોઇને ખબર નથી પરંતુ જીવમાત્ર તેનાથી બંધાયેલા હોય છે. તે પાશ કઈ જગાએ બંધાયો છે તે પણ કોઇ જાણતું નથી અને તેનાથી કેવી રીતે છૂટાય એ વાર્તાથી તો સર્વ જાણીતા હોવા છતાં અજાણ્યાથી પણ અજાણ્યા હોય છે. ખરેખર, વિદ્વાનોનું આ પણ કહેવું યોગ્ય જ છે કે

आशायाये दासास्ते दासाः सर्व लोकस्य ।
आशा येषां दासी तेषां दासायते लोकः ॥

સત્ય જ છે કે જેઓ આશાના દાસ છે, તે પ્રાણીપદાર્થમાત્રના દાસ છે, અને આશાને જેમણે પોતાની દાસી કરી મૂકી છે તેનું લોકમાત્ર દાસપણું કરે છે. આમ હો-

વાથી જ આશાને યોગિઓ દૃઢ બંધમાં પકડી રાખે છે તે પણ યોગ્ય જ છે. ( હઠાભ્યાસીઓ પ્રાણની ગતિમાં ફેરફાર કરવા માટે પવન પાવડી રાખે છે, તેને ' આશા ' કહે છે, અને તેને બગલઆગળ દૃઢપણે ધારણ કરી રાખવામાં આવે છે. )

પેલો પુરુષ બ્રાહ્મણને તેડીને આખા મહાલયમાં ફેરવી તેને છેક ઉપરના ભાગમાં તેડી ગયો. આ સ્થળ તે ગૃહના અધિપતિ પેલા પુરુષનું નિવૃત્તિનિવાસમાટેનું હતું તે સ્થળમાં બ્રાહ્મણની જેવી દૃષ્ટિ પડે છે તેવો જ જાણે વિદ્યુત્નો ઝમકારો થતો હોય તેવી એક સ્ત્રીશરીરની ગતિ થતી જણાઇ, પરંતુ તે જ ક્ષણે મનોહરતાની મૂર્તિરૂપ તે સ્ત્રીની દૃષ્ટિ પોતાના પતિ અને તેની સાથે આવતા અતિથિઉપર પડી, અને અતિથિ બ્રહ્મણ છે એમ સહજ સમજવાથી પટાંતરે જતાં તે અટકી. અને તે જ ક્ષણે દ્વારે આવેલા સુદામાને તેડીને શ્રી કૃષ્ણ અંતઃપુરમાં આવતા હોય એવું દર્શન થવાથી તેણે પોતે રુકિમણીપદનું અભિમાન ધરતાં પોતાનું અહોભાગ્ય માન્યું અને કૃષ્ણને સુદામા મળવાથી જેમ અત્યંત આનંદ થયો હતો તેમ પોતાના પતિને પણ આજે અત્યંત આનંદ થતો હશે, એવી કલ્પનાથી વિનોદ માનતી પોતાના પતિને પોતાની દૃષ્ટિરૂપ આચમનીવડે સ્નેહરસજલની અંજલિ આપતી સ્મિતવદનરૂપ પુષ્પવડે વધાવી લેવા લાગી.

બ્રાહ્મણ સહજ સંકોચાયો, પણ પેલા પુરુષે એ સ્થળમાં પ્રવેશતાં ' અંદર આવો મહારાજ, એમ કહેવાથી તે પાછળ પાછળ ગયો. એક ઉત્તમ આસનઉપર બ્રાહ્મણને બેસવા કહ્યું. ગૃહાધિપત્ની એક દ્વારઆગળ અર્ધો ચન્દ્ર અભ્રમાં અને અર્ધો બહાર હોય તેવી રીતની બેઠી. ચતુર સ્ત્રિયોને બેસવાની આવા પ્રકારની પદ્ધતિ કેટલીક વખતે વિવેકવિનયના હેતુરૂપ હોવાને બદલે અધિક આકર્ષકતાના હેતુરૂપ શું નથી હોતી !

પેલો બ્રાહ્મણ તો નવા વાડામાં બંધાયેલા ઢોરની સ્થિતિ સાથે પોતાની સ્થિતિની સ્પર્ધા કરવા લાગ્યો. આ સ્થલ રમણીયતાના અવધિરૂપ હતું. તેથી તે સ્થળ જોવું કે સંમુખ બેઠેલા ચન્દ્રરોહિણીનાં દર્શન કરવાં કે પોતાના સ્વતંત્ર વિચારમાં ચિત્ત પરોવવું એની ગડભાંજ તેને થવા લાગી. અને તેથી એક ક્ષણે તેની દૃષ્ટિ તે સ્થળતરફ વળતી તો બીજી ક્ષણે ગૃહપતિતરફ વાળીને તેની ચિત્તવૃત્તિ તેને ' શિયાળ તાણે સીમભણી અને કુતરું તાણે ગામભણી ' એ કથનની સ્થિતિનો ગંભીર અનુભવ કરાવવા લાગી !

બ્રાહ્મણની આ કુતૂહલવૃત્તિ શમાવવાને માટે થોડો અવકાશ આપ્યા પછી પેલા પુરુષે પૂછ્યું: કહો મહારાજ ! અહિં તમે શો ધંધો કરો છો ?

બ્રાહ્મણે પોતાની સાત પેઢીની ગરીબાઇને લાંછન ન લાગે એવી રીતે નમ્રતાથી આગળ વધીને દીનતાને ધારણ કરી કહ્યું: અન્નદાતા ! ત્રણ વર્ષથી હું આ ગામમાં ટહેલ નાંખવાનો ધંધો કરું છું.

પેલા પુરુષે પૂછ્યું, શા માટે ટહેલ નાંખો છો ?

આ બ્રાહ્મણે કહ્યું: પૈસા મેળવવાની ઇચ્છાથી.

પેલા પુરુષે કહ્યું, તમારી બધી હકીકત મને કહો.

લાંબે પ્રવાસે જનારા મનુષ્યો આગગાડીના ડબ્બામાં પુષ્કળ ગરદી થતાં પ્રથમ અકળાય છે પણ પછી ધીમે ધીમે ત્યાંને ત્યાં જ તેમનાથી બનતી સ્વસ્થતા પ્રકટાવી લે છે, તેમ અનેક વિચારોથી ઉભરાતા બ્રાહ્મણના અંતઃકરણે ધીમે ધીમે ત્યાંને ત્યાં જ સ્વ-

સ્થતા ધારણ કરવા માંડી હતી, તેથી તેણે આ પ્રકારે તેની હકીકત કહી :

મહારાજ! હું ગરીબ બ્રાહ્મણ છું. ત્રણ દીકરીઓ છે. તેમની ઉમર મોટી થઈ ગઇ છે. પરણાવવાનો કાળ થઇ ગયો છે. એક મોટી છોકરીને પરણાવવાની ઇચ્છાથી મેં આજથી ત્રણ વર્ષપહેલાંથી ટહેલ નાંખવાની શરુઅત કરી હતી. પણ મારી ટહેલ ફળી નહિ, પણ બીજી બે નાની છોકરી પરણવા લાયક થઈ ગઈ. એક નાનો છોકરો છે તેને પણ જનોઇ દેવું છે. અમારી ન્યાતમાં વરની અછત છે, અને જે હોય તે ખાવાને માગે છે. બબ્બે હજાર રૂપૈયો હોય તો એક એક છોકરી પરણે. એટલાબધા પૈસા હું કયાંથી લાવું. છોકરો હોય તો કુંવારોએ રહે, પણ છોકરીની જાત કયાંહિ કુંવારી રહી શકે છે? અને ગમે તેટલું તોએ માથે હું બાપ બેઠેલો છતાં એ ન પરણે તોપછી તેમની શી વલે? મહારાજ! છોકરી તો સાપનો ભારો છે. એ મારી સંઘરી કયાં સુધી સંઘરાયેલી રહે? છોકરીઓની મા પણ રાતદહાડો ટોકયા કરે છે. અને એના કહેવાથી જ આજ ત્રણ વર્ષથી ટહેલ નાંખવી શરુ કરી છે. કંઇ કંઇ ગામોમાં ટહેલ નાંખી, પણ હજી રાતી પાઇસરખી દેખવામાં આવતી નથી, ઘણીએ તપાસ કરી પણ કોઇ કન્યા અને કંકુ લેનાર મળતું નથી. એક છોકરી હોય તો તો કોઇને જીવનભરનું ગુલામીખત લખી આપું અને કહું કે ભાઇ! જીવીશ ત્યાં લગી જે કમાઇશ તે તને ભરીશ, અને હું ને છોકરીની મા રાતદહાડો જે મહેનત મજુરી મળશે તે કરીને પણ તારૂં દેવું પતાવીશું. પણ અન્નદાતા! પણ આ ત્રણ ત્રણ દીકરીમાં હું કોને માટે એમ કહું અને કોને માટે ના કહું? પચાસ વર્ષ થવા આવ્યાં છે, અને શરીરની આવ દહાડે દહાડે ઘટતી જાય છે. રાત દહાડો આ ચિંતાઆડે ચેન પડતું નથી. શું કરૂં, અને પૈસો લાવું એમ થાય છે, પણ મારી પાસે આવવાથી પૈસાને તેનું પૈસાપણ જતું રહેવાનો ભય થતો હોય તેમ મારાથી આઘો ને આઘો નાસતો ફરે છે. કન્યાકાળ વહી જાય છે, અને મોટી થયેલી છોકરીઓને પછી પરણતાંએ કોઇ વિચાર કરે. આ ચિંતામાં ને ચિંતામાં હું રાતદિવસ સળગ્યા કરૂં છું. કોને કહું, કયાં જઉં, અને મારા માથાનો આ ભાર કોણ ટાળે તેની કશી સુઝ પડતી નથી. આખો દહાડો ટહેલ નાંખવામાં સાંજ પડયે પાંચ દસ ગાઉનું ટાંપુ થાય છે. થકી પાકીને ફાયદામાં એકલી મહેનત લઇને ઘેર જઉં છું તો છોકરીઓની મા મોં વિકાસીને મારી વાટ જોતી બેઠી જ હોય છે. મેં કંઇ ખાધું પીધું કે ભુખ્યો છું, હું સાજો છું કે માંદો છું, એનો મને જ વિચાર નથી આવતો તો એને તો કયાંથી જ આવે! ફરી અનાજ મળ્યું હોય છે તો તે લોકોને ખાવાને આપું છું અને કહું છું કે મને તો ખાવાનું મળ્યું છે. આ મારી હકીકત છે, મહારાજ!

દયાના સમુદ્રરૂપ પેલા પુરુષનું હૃદય દયાથી આર્દ્ર થયું. અને તેની પત્નીનાં નેત્રમાં તો જલ આવી ગયાં. તે પુરુષે કહ્યું: હશે, મહારાજ! ગભરાશો નહિ સર્વે દાહાડા સરખા હોતા નથી પરમેશ્વરની મરજી થાય છે તો ડુંગરજેવડું દુઃખ તણખલાની પેઠે ઉડી જાય છે. આજ દાહાડાસુધી તમે જેટલી લોકોઆગળ ટહેલ નાંખી એટલી જો લોકપતિ પરમેશ્વરઆગળ નાખી હોત તો તમને એમ નથી લાગતું કે આજ સુધીમાં તમારૂં કષ્ટ કયારનું એ ટળી ગયુ હોત?

બ્રાહ્મણે કહ્યુંઃ અરે માબાપ ! મારે તો આજ પૈસો આપે એ પરમેશ્વર. અન્નદાતાનું કહેવું તો ખરૂં છે, પણ મને લાગે છે કે આજે તો મેં પરમેશ્વરઆગળ જ ટહેલ નાંખી છે.

પેલા પુરુષે પૂછ્યુંઃ તમારે કેટલા રૂપૈયા હોય તો તમારી છોકરીઓ પરણે અને છોકરાને જનોઇ દેવાય ?

તેલનું ટીપું તો પડ્યું ન હોય, પણ સંકોરવામાત્રથી જ દીવો જેમ પ્રકાશનો ઝબકારો કરી ઉઠે છે, તેમ પેલા પુરુષના આ પ્રશ્નથી જ બ્રાહ્મણના અંતઃકરણમાં કોઇ જૂદા જ પ્રકારનો ચેતનનો સંચાર થઇ જતો લાગ્યો. અન્નવિના ભુખથી ટળવળતું ચકલીનું બચ્ચું તેની માને પાસે આવતી જોતાં જ જેમ ચાંચ ઉઘાડ વાસ કરે છે, તેમ આ બ્રાહ્મણનું હૃદય પેલા પુરુષપ્રતિ જોતું આ સમયે તેવી જ સ્થિતિનો અનુભવ કરવા લાગ્યું. તોપણ ઘુવડ જેમ નિરંતર અંધકારનો જ અનુભવ કરતું હોય છે, તેમ આજ સુધી જેણે કેવલ નિરાશાને જ જોઇ છે, એવો તે બ્રાહ્મણ તેના અંતરના ઉમળકાને દબાવતો બોલ્યોઃ અન્નદાતા ! શું કહું ? કશું ન કરૂં તો એ બહજાર રૂપૈયામાં એક દમડી પણ ઓછી ન જોઇએ, એમ હું ધારૂં છું.

પેલા પુરુષે કહ્યુંઃ વારુ, તે તો ઠીક, પણ તમે આ મારા મકાનસામું જોઇને રડતા હતા તેનું શું કારણ ?

મહા મુશીબતે ચીલામાં નાંખી આગળ ચલાવેલું ગાડું અધવચથી પાછું હઠતાં અને ચીલામાંથી ગમે ત્યાં બહાર નીકળી જતું જોઇ ગાડાવાળાને જેમ ફાળ પડે અને ગભરાઇ જાય, તેમ આ બ્રાહ્મણને ફાળ પડી અને મુખ લેવાઇ ગયું. મુદ્દાની વાત તો જતી રહી અને આ તો આડી વાત ચાલી એવા વિચારથી એક તો તેનું મન શિથિલ થઇ ગયું. અને જે વિચારથી તેને આ મહાલય જોતાં નેત્રમાં અશ્રુ આવ્યાં હતાં તે અધમ વિચારને પ્રકટ કરવાનો સમય આવ્યો જાણીને પણ તેના મુખઉપર શેરડા પડી ગયા.

પરંતુ ફરીથી તે પુરુષને તેને એ પ્રશ્ન કર્યો અને ખરેખરૂં કારણ જણાવવાને આગ્રહ કર્યો. આથી છેવટે બ્રાહ્મણ બોલ્યોઃ મહારાજ ! મને એમ થયું કે આવા મોટા મહેલમાં રહેનાર માણસ કેવાં સુખી હશે ? એમના વૈભવનો કેવોએ આનંદ હશે ? મારા જેવાને એક પાઇના પણ સાંસા પડે છે ત્યારે આમાં રહેનાર માણસની સાહ્યબીનો શો પાર છે ! અરે ! મને જો આવું ઘર મળે તો મારા જેવું સુખી પછી બીજું કોણ હોય ? અન્નદાતા ! આવા વિચારો મને આવ્યા, પણ એમાંનું કશું સુખ મને મળે એવું નથી એ વિચારથી છેવટે મને રડવું આવ્યું.

પેલા પુરુષે મંદસ્મિત કરતાં પૂછ્યુંઃ શું આવું મકાન અને આવી બધી વસ્તુઓ તમને મળે તોપછી તમને બીજું કોઇ જાતનું દુઃખ ન રહે ? તમને બધી વાતે સુખ મળે ખરૂં ?

બ્રાહ્મણ મલકાઇ જતા મુખે બોલવા લાગ્યોઃ અરે માબાપ ! આથી તે બીજું કયું સુખ જોઇતું હતું ? આમાં એવા કયા સુખની ખામી હોય કે જે બીજે લેવા જવું પડે ? માબાપ ! માફ કરજો. તમે પૂછ્યું ત્યારે મેં તો ખરેખરૂં હતું તે કહ્યું છે. હવે રજા આપો તો હું આ સાંજ પડતા સુધીમાં ચાર ટહેલ નાંખીને ઘર ભેગો થઇ જઉં.

હજારો મનુષ્યોપાસે અનેકરીતે ભીખ માગવાની કળાની કેળવણી પામેલો ભીખારી પણ કોઈ નૃપતિજેવા મોટા પુરુષઆગળ આવી ઉભો રહેતાં ભીખ માગવી ભૂલી જઈ સ્તબ્ધ-સરખો થઇ જાય છે તેમ આ બ્રાહ્મણ પેલા શ્રીમાન્ પુરુષના ઐશ્વર્યના પ્રતાપઆગળ તેની સ્પષ્ટ યાચના કરવાની હિંમત ચાલી નહિ, અને તેણે ઉપર જણાવ્યું તેમ ઉડવાનો વિચાર જણાવ્યો.

પરંતુ તેના તે પ્રશ્નનું ઉત્તર ન આપતાં પેલા શ્રીમાન્ પુરુષે કહ્યું: તમને જોઇતા પૈસા મળે તો પછી તમે હું કહું ત્યાં આવો ખરા ? કંઇ દેશ પરદેશ જવું હોય તો મારી સાથે આવો ?

આ પ્રશ્નનું ઉત્તર તેની જીભ દે તે પહેલાં તો તેનું અંદરનું હૃદય જાણે કેમ કરીને હું તેનું ઝટ ઉત્તર આપી દઉં તેમ થઇ રહ્યું ! છતાં આ બધી મશ્કરી તો નહિ હોય એમ શંકા થતાં બ્રાહ્મણે તેના અંતરનો આનંદ અંતરમાં જ શમાવીને કહ્યું: અરે વગર પૈસા મળ્યે હું આપનો દાસાનુદાસ છું. મને હુકમ કરો તેમ હું કરૂં. કહો તો કાળે પાણીએ જઇને બેસું અને હુકમ થાય તો યમલોકમાં પણ જઉં. હું આપને તાબે છું.

શ્રીમાન્ પુરુષે કહ્યું, ના ના તેવું કંઇ નથી. મારો યાત્રાએ જવાનો વિચાર છે, અને તેથી જો તમે સાથે આવો તો સારૂં

બ્રાહ્મણે કરગરવાના ભાવપૂર્વક કહ્યું: મારૂં એવું ભાગ્ય ક્યાંથી ! આપ કહો ત્યારે હાજર થઉં.

પેલા પુરુષે કહ્યું: આપણે બે ત્રણ મહિનામાં અહિંથી નીકળવાનું થશે. તે પહેલાં હું તમને જોઇએ તેટલા પૈસા અપાવું છું, તેનાથી તમે છોકરાંઓને સારીરીતે પરણાવો અને એ બધા કામથી પરવારી લો.

જેનો આનંદ શમાવવાને આ આખું વિશ્વ પણ નાનું પડ્યું છે એવા તે બ્રાહ્મણે પેલા પુરુષને લાંબા થઇને નમસ્કાર કર્યા અને અનેક ઉપકારવચનો કહ્યાં. તે પુરુષે તેને જ્યારે જોઇએ ત્યારે પૈસા લઇ જવાનું કહ્યું. આખા જીવનની સફળતાને અનુભવતો તે અત્યંત આનંદપૂર્વક ઘેર ગયો.

(અપૂર્ણ.)

---

## મનપ્રતિ વચન.

મન ! તું થા નિષ્કામ, માગ્યું ન દે જગદીશ તો,<br>
(છે) એ જ ઠરવાનો ઠામ, રાખવી ઘટે ન રીસ તો;<br>
રંકતણું શું જાય, દેશ ભલે ઉજડ વળે,<br>
જો કંઇ દુર્ઘટ થાય, તો ધણિને નાનમ મળે,<br>
ત્યજિને સુખની આશ, સુખસ્વરૂપને સેવવું,<br>
વળતાં નાવ્યે ત્રાસ, ઇચ્છી વસ્તુ નવ મળ્યે

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

# શાસ્ત્ર અને વિજ્ઞાન.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ     થી. )

વિજ્ઞાનસિદ્ધાન્તોનો આધાર બાહ્યજ્ઞાનપર નિયમે કરીને હોય છે અને તેથી વિજ્ઞાનની જે હકીકત જણાવે છે તેની ખાતરી સર્વ મનુષ્યો તે તે સુલભ સાધનોની સહાયથી એક સરખીરીતે કરી શકે છે, ત્યારે શાસ્ત્રના સિદ્ધાન્તનો મુખ્ય આધાર આંતર જ્ઞાનપર છે. આંતર જ્ઞાનની પ્રાપ્તિ બાહ્ય જ્ઞાનના જેટલી સરલતાથી થતી નથી; આંતર જ્ઞાનમાટે જે આંતર સાધનસામગ્રીની અપેક્ષા છે તે સર્વ સુલભતાથી પ્રાપ્ત કરી શકે તેમ નથી. આથી કરીને વિજ્ઞાનના વ્યતિકરોમાટે જેવું સકારણ પ્રતિપાદન કરી શકાય છે તેવું શાસ્ત્રના સિદ્ધાન્તમાટે કરી શકાતું નથી. તેનું કારણ એ છે કે શાસ્ત્ર આંતર જ્ઞાનપર આધાર રાખે છે અને તે સાથે સર્વદેશી છે. ત્યાં જે આ લોકના સંબંધવાળી હકીકત છે, આ લોકના સંબંધવાળાં કારણો છે તે જો જણાવવામાં આવે તો આ લોકના મનુષ્યો તેને સ્પષ્ટપણે ગ્રહણ કરી શકે છે. પણ એ કારણો લૌકિક પ્રમાણવડે જણાતાં હોવાથી જ શાસ્ત્ર તે માટે વિસ્તાર કરતું નથી. કારણ કે લૌકિક પ્રમાણથી અજ્ઞાત વસ્તુનું જ્ઞાપન કરવામાં જ શાસ્ત્રનું શાસ્ત્રપણું રહેલું છે. તેથી લૌકિક કારણો મતિમાનની મતિપર રાખી તેનું પ્રતિપાદન કરવા શાસ્ત્ર ઉપેક્ષા ધરે છે. અને જે ઇતર લોકના સંબંધવાળા કારણો છે તે લૌકિક પ્રમાણથી જણાય તેવાં હોતાં નથી તેથી તે જણાવે તો તેમાં શાસ્ત્રનું શાસ્ત્રત્વ રહે છે, પણ તે જણાવવામાં આવે તોપણ તે ઉપપાદ્ય કાર્યના જેટલા જ દુર્બોધ હોય છે, લૌકિક મનુષ્યો તેનું ગ્રહણ કરી શકે તેમ નથી કારણ કે લોકને તે તે ઇતર લોકના સંબંધનું જ્ઞાન નથી. આથી એ સર્વનો પુણ્ય અથવા પાપ, ધર્મ અથવા અધર્મ એ સામાન્ય શબ્દમાં સમાવેશ કરી એ કારણોનો વિસ્તાર શાસ્ત્ર કરતું નથી. આ પ્રમાણે વિજ્ઞાન અને શાસ્ત્રની પદ્ધતિ તથા વિષયમાં ભેદ છે અને તેથી પણ એ બેની મર્યાદા ભિન્ન થઇ રહે છે. માટે એકબીજાના સત્યને ત્રોડી પાડે તેમ નથી.

આ સ્થળે સ્પષ્ટ જણાવવું જોઇએ કે જે સંસ્કૃતમાં લખાયેલું છે તે શાસ્ત્ર છે એવો ભ્રમિત અર્થ શાસ્ત્રનો કરવાનો નથી. સંસ્કૃતમાં તો ચાર્વાકનો સિદ્ધાન્ત પણ લખાયો છે, શબ્દકોષ પણ સંસ્કૃતમાં લખાયો છે. સંસ્કૃત તો ભાષામાત્ર છે તેથી જે જે ઇતર ભાષામાં લખી શકાય છે તે સર્વ સંસ્કૃત ભાષામાં પણ લખી શકાય છે. પણ તે તે ભાષામાં લખાયાથી તે શાસ્ત્ર થતું નથી. ઉપર જણાવેલાં લક્ષણો જેમાં હોય તે અને તે જ શાસ્ત્ર છે.

આ નિયમો ઉદાહૃત વિષયોમાં સ્પષ્ટીકરણાર્થે લગાડીએ. સૂર્યચંદ્રનું ગ્રહણ અમુક પ્રકારે પૃથિવી અને ચંદ્રની સ્થિતિ થવાથી થાય છે એ હકીકત વિજ્ઞાન જણાવે છે તે માત્ર એ વ્યતિકરનું કારણ સ્પષ્ટ કરે છે. અને શાસ્ત્ર જે સ્નાનાદિ કરવાનું વિધાન કરે

છે તે એ વ્યતિકરતું મૂલ્ય આંકી એને હિતપર્યવસાયી કેવી રીતે કરવો તેની યોજના અંગે છે. તેથી એ બંનેની મર્યાદાનો ભેદ છે અને તેથી એ બંને સત્ય હોઇ શકે છે. હીરો કારબન-માત્ર છે, કોયલો પણ કારબનમાત્ર છે છતાં ઝવેરીઓ એ બંનેનું મૂલ્ય ભિન્ન ભિન્ન આંકવામાં ભૂલ કરતા નથી. તેમ જ સુજ્ઞ પ્રજા કોયલાને પાકાદિ કાર્યમાં વાપરે છે અને હીરાઆદિને શોભા આપનાર અલંકારના કાર્યમાં વાપરે છે તેમાં લેશ પણ વિરોધ નથી.

સૂર્ય તથા ચંદ્ર એ બંનેના ઉપર આપણો કેટલો આધાર છે તે આપણે લૌકિક પ્રમાણથી તથા અલૌકિક પ્રમાણરૂપ વેદાદિવડે જાણીએ છીએ. આખા વેદમાં પ્રધાનપદ મંત્ર ભાગ ભોગવે છે અને તેમાં પણ પ્રધાનપદ ગાયત્રીને આપી બ્રાહ્મણોના નિત્યકર્મમાં એનો જપ દાખલ કરવામાં આવ્યો છે અને ગાયત્રીનો જપ સમગ્ર પાપને દૂર કરનાર ગણ્યો છે. એ ગાયત્રી તે શ્રી સવિતાનારાયણની જ સ્તુતિ છે. તેથી વેદાદિ સતશાસ્ત્રો જોતાં સવિતાનારાયણનું માહાત્મ્ય સ્પષ્ટ થાય છે. લોકપ્રમાણથી વિલોકતાં સૂર્યનો પ્રકાશ જ આપણને જીવન અર્પનાર છે અને રોગમાત્રથી રહિત કરનાર છે. સૂર્યના રશ્મિવડે દુર્ગંધમય પરમાણુઓની શુદ્ધિ થાય છે, પૃથ્વીનું વાતાવરણ રોગજનક અણુઓથી રહિત રખાય છે. સૂર્યના પ્રકાશથી જ જગતમાં જીવન પ્રસરી રહ્યું છે અને રાત્રિએ સૂર્યનો દૃષ્ટિગોચર થતો નથી ત્યારે સર્વત્ર જીવનની ભરતીમાં ઓટ થાય છે અને શરીર તથા મન શ્રમિત થઇ નિદ્રાવશ થઇ જાય છે તથા આસપાસ ભયનાં ચિહ્નો ભાસે છે. સૌર પ્રકાશ જ્યારે હોય છે ત્યારે જે રમ્યતા જણાય છે તે અંધારી રાત્રિએ કદાપિ જણાતી નથી. તે જીવનનો પ્રવાહ દિવસે હોય છે તે પ્રવાહ રાત્રિએ કદાપિ તેવા વેગમાં રહેતો નથી. મરણોની સંખ્યા તપાસવામાં આવશે તો તે પણ સૌર પ્રકાશવાળા દિવસમાં જેટલાં થાય છે તે કરતાં રાત્રિનાં મરણોની સંખ્યા અધિક જણાયાવિના રહેશે નહિ. તેનું કારણ એ જ છે કે રાત્રિમાં જીવનપ્રવાહની ઓટ હોય છે અને દિવસ જીવનપ્રવાહની ભરતી હોય છે. ચંદ્રના સંબંધમાં પણ આ જ વિવેચન સહજ સહજ ફેરસાથે લાગુ પડે છે. ચંદ્ર સર્વ ઔષધિનો પતિ છે; જેમ વનસ્પતિની વૃદ્ધિમાટે અને જીવનમાટે સૌર પ્રકારની આવશ્યકતા છે તેમ તે નહિ હોય ત્યારે ચંદ્રપ્રકાશની પણ આવશ્યકતા છે. જે કાર્ય સૂર્ય મોટા પ્રમાણમાં કરે છે, તે જ કાર્ય ચંદ્રમાં રહેલો સૂર્યનો પ્રકાશ કાંઇક ન્યૂનપણે કરે છે. પ્રકાશવાળી રાત્રિની રમ્યતા અને અમાવાસ્યાની રાત્રિની અરમ્યતાથી કોણ અજ્ઞાત છે? જો સૂર્ય અને ચંદ્ર એ બેને ખસેડી લેવામાં આવે તો પૃથિવીની શી દશા થાય તે કળી શકવું અત્યંત કઠિન છે. સૂર્યપ્રકાશમાં સ્નાન આરોગ્યશાસ્ત્ર વારંવાર વિધાન કરે છે, તે અકારણ નથી.

આ પ્રમાણે લૌકિક પ્રમાણથી આપણે જોઇ શકીએ છીએ કે સૌર પ્રકાશ અને ચંદ્રપ્રકાશ આપણા જીવનમાં આપણા આરોગ્યમાં અને આપણા હિતમાં આવશ્યક છે. તો પછી એ પ્રકાશની જ્યારે આપણને અપ્રાપ્તિ થાય ત્યારે આપણા જીવનમાં, આરોગ્યમાં અને હિતમાં ન્યૂનતા થાય એ કહેવાની જરૂર રહેતી નથી. આમ હોવાથી જ્યારે સૂર્ય તથા ચંદ્રનું ગ્રહણ થાય છે ત્યારે સૂર્યનો અને ચંદ્રનો પ્રકાશ આપણને મળતો નથી. તેથી તે સમયે આપણાં જીવન, આરોગ્ય અને હિતનું સંરક્ષણ કરનાર ઉપાયો શાસ્ત્રબોધે

એ હિતનો જ બોધ છે. એ પ્રસંગો જીવનના તથા આરોગ્યની હાનિના છે તેથી એ સમયે જીવનતત્ત્વને સંરક્ષણ કરનાર સંયમ કરવાનું શાસ્ત્ર પ્રબોધે છે. જપક્રિયા પણ જીવનતત્ત્વને સંરક્ષણ કરનાર સમર્થ સાધન છે તેથી શાસ્ત્ર તેનું વિધાન કરે એ ઉચિત છે. વાતાવરણની અશુદ્ધિ આપણા આરોગ્યનો ભંગ નહિ કરે માટે તે સમયે સ્વચ્છતા સવિશેષ સેવવાની આવશ્યકતા હોવાથી સ્નાનનું શાસ્ત્ર વિધાન કરી આપણાપર ઉપકાર કરે છે. વાતાવરણની અને પાર્થિવઅણુની એ પ્રકારના અભાવને લીધે અશુદ્ધિ થાય છે, રોગવર્ધક સૂક્ષ્મજંતુઓ અને આરોગ્યનો ભંગ કરનાર રાસાયનિક ફેરફારો આસપાસ અને હવામાં થઇ રહે છે અને તેની અસર જે ત્વરાથી ગ્રહણ કરે એવાં આપણાં ખુલ્લાં વસ્ત્રો, પકવાન આદિ પદાર્થો તેને જળવડે પુનઃ શુદ્ધ કરવાનું જણાવવામાં આવે છે. કોઇ પણ મલિનસ્થાનમાં, મોટા વિષૂચિકાઆદિ પ્રસરેલાં છે તે સ્થાનમાં જવાથી જેમ રોગકર અણુઓનો સ્પર્શ વસ્ત્રોને થાય છે અને તેની શુદ્ધિની અપેક્ષા રહે છે તેજ પ્રમાણે આરોગ્યની હાનિને કરનાર અણુઓ અને સૂક્ષ્મ જન્તુઓ વસ્ત્રોપર લાગી રહેવાનો સંભવ હોવાથી વસ્ત્રોને ધોઇ નાંખવાનું શાસ્ત્ર ઉપદેશે છે. ગ્રહણ થઇ રહ્યા પછી પણ સ્નાન કરવાનું શાસ્ત્ર વિધાન કરે છે તેમાં પણ લૌકિક આશય આ હોવો સંભવે છે. આરંભકસ્નાન તે તે આરોગ્યના વિઘાતક અણુઓ જે ઉત્પન્ન થવાના છે તે આપણને હાનિ ન કરે તે માટે છે, તેમ એ ઉત્પન્ન થઇ આપણને સ્પર્શ કરવા પામેલા એ અણુઓ પછીથી આપણને અને આપણા સંબંધમાં આવનાર ઇતરને હાનિ ન કરે તેમાટે પાછળનું દ્વિતીય સ્નાન છે.

વનસ્પતિઆદિ પદાર્થો, ઘૃત, તૈલ, પકવાન્ન, અપકવાન્ન આદિ પદાર્થો સર્વ બહારથી સરખી અસરને પામનાર નથી. કોઇ સત્વર અસર પામે તેવા છે તો કોઇને અસર પામતાં દીર્ઘ સમયની અપેક્ષા રહે છે. આથી જે સત્વર અસર પામનાર પદાર્થો છે, તથા જેનાં સૌર પ્રકાશાદિના અભાવથી હાનિકર રાસાયનિક ફેરફાર થનાર છે તેવા પદાર્થોનો ગ્રહણપછી ઉપયોગ ન કરવો અને તેને ફેંકી દેવાનું શાસ્ત્ર જણાવે તે સર્વાંશે યોગ્ય જ છે.

સંયમ અને જપ ઉપર જણાવ્યું અને જીવનના સૌરક્ષણમાં અતિઉપયોગી ક્રિયા છે. તે કરવાને અસમર્થ મનુષ્યોમાટે દાન એ સમર્થ સત્ક્રિયા છે, તેથી શાસ્ત્ર દાન આપવાનું જણાવે છે. એ દાન આપવાની ફરજ સર્વને હોય છે તેથી એ સમયે દાનનો પ્રતિગ્રહ કરનાર કોઇ ઉન્નત વ્યક્તિ મળવી કઠિન છે માટે નીચ પાત્રને દાન આપવામાં આવે છે. કાશીમાં દેવસ્થાને એ સમયે પણ બ્રાહ્મણો દાન લે છે ત્યાં એ સમયે બ્રાહ્મણોને જ દાન આપવાનો પ્રચાર છે અને નીચ પાત્રને દાન આપવાની પદ્ધતિ નથી. આ તરફ પણ કેટલેક સ્થળે એ સમયે બ્રાહ્મણો દાન લેતા નથી પણ દાનનો સંકલ્પ કરાવી રાખે છે અને ગ્રહણ મુક્ત થયા પછી તે દાન લે છે. આમ થાય છે ત્યાં દાન બ્રાહ્મણને જ આપવામાં આવે છે. તેથી દાનનાં સંબંધમાં ચાલતી પદ્ધતિ સકારણ છે એમ સમજાય છે.

જપક્રિયા વિવિધ લોકના સંબંધવાળી ક્રિયા છે કેમકે એમાં શબ્દોની આનુપૂર્વી તથા મંત્રદેવતા ઉભયનો સંબંધ છે. તેથી ગ્રહણનો વ્યતિકર થતાં તે સમયે એ મંત્રની આનુપૂર્વી કેવાં સ્થૂલ સૂક્ષ્મ આંદોલનને ઉપજાવે છે તથા એ મંત્રના દેવતા એ સમયને કેવા પ્રકારે અવલોકે છે ઇત્યાદિ સંકેત જાણનાર જ એનું જ યથાર્થ ફળ આંકી શકે છે. તેથી એ સર્વનું અવલોકન કરી એ મંત્રનું જપનું પુરશ્ચરણજેટલું ફળ છે એમ કહેવામાં

આવે તો તે અયોગ્ય નથી. અથવા તો એ સમયે એ જીવનના રક્ષણને માટે અત્યંત આવશ્યકક્રિયા ગણી અર્થવાદરૂપે એ ફલકથન હોય તો તે પણ અનુચિત નથી.

આ પ્રમાણે લૌકિક કારણોનો વિચાર કરતાં ગ્રહણસમયે શાસ્ત્ર જે જે ક્રિયાઓનું વિધાન કરે છે તે સકારણ જણાય છે, અને તેટલાનો જ વિચાર કરવામાં આવે તો પણ એ વિધાન તથા ખગોળવિજ્ઞાન જે ગ્રહણનાં કારણોનું સ્પષ્ટીકરણ કરે છે તેમાં સર્વાંશે અવિરોધ થઇ રહે છે. આ ઉપરાંત એ સર્વ ક્રિયા ઉપર જણાવ્યું તેમ અદષ્ટ કારણોને લીધે પણ વિધાન કરવામાં આવી છે. શાસ્ત્રમાં દષ્ટકરતાં અદષ્ટ કારણ પ્રધાનપદ ભોગવે છે, પણ તે લોકના લક્ષમાં સ્પષ્ટ આવી શકે તેમ નથી તેથી તેને અદષ્ટ; પુણ્ય ઇત્યાદિ નામથી જ સામાન્યરીતે ઓળખાવી શાસ્ત્ર વિરામ પામે છે. અને લૌકિક દષ્ટ કારણો તો મનુષ્યમતિથી જ્ઞાત થઇ શકે છે તેથી એની શાસ્ત્રમાં ઉપેક્ષા છે. તેથી એ સર્વ રીતે ગ્રહણના સંબંધમાં શાસ્ત્રનો અને વિજ્ઞાનનો લેશ પણ વિરોધ નથી એ સમજાય છે.

આ જ પ્રમાણે તિથિઓને પવિત્ર માનવામાં આવી છે, જેને મુખ્ય પર્વરૂપ કહેવામાં આવી છે તે તિથિઓ ચંદ્રની કલામાત્રના પરિણામ હોય છતાં પવિત્ર હોય એમાં લેશ પણ વિરોધ નથી. એ તિથિઓ પિતૃઓસાથે સંબંધવાળા છે અને તેથી એની પવિત્રતાના અદષ્ટ કારણો એ લોકના સંબંધથી ઉત્પન્ન થાય છે કે જેનો લક્ષ એ લોકસાથેનો સંબંધ જેમને પ્રત્યક્ષ નથી એવા મનુષ્યોને આવી શકે તેમ નથી.

આ નિયમપ્રમાણે અમુક દિનસોએ ઇષ્ટિ કરવી, અમુક સમયે કરેલો યત્ન અનંત ફલને આપનાર છે ઇત્યાદિ શાસ્ત્રવચનો અને એ સંબંધી થતું વિજ્ઞાનથી સકારણ સ્પષ્ટીકરણ એકબીજાના વિરોધી નથી. વસ્તુતઃ તો શાસ્ત્ર એ મુખ્ય સૂત્રસ્થાનીય છે અને વિવિધ વિજ્ઞાન તેના ભાષ્યરૂપ છે. શાસ્ત્રે કરેલાં વિધિનિષેધની ઉપપત્તિ વિવિધ વિજ્ઞાનની શોધો કરી શકે છે, પણ શાસ્ત્રની સામે યુદ્ધ કરવા વિજ્ઞાનને મૂકવું એ ઉભયના સ્વરૂપનું અજ્ઞાન જ સૂચવે છે. તેથી સર્વરીતે સ્પષ્ટ થાય છે કે શાસ્ત્ર અને વિજ્ઞાન એ બેની મર્યાદા ભિન્ન ભિન્ન છે, એની પદ્ધતિ ભિન્ન ભિન્ન છે, બંનેના ઉદ્દેશ ભિન્ન ભિન્ન છે, અને બંનેનો આધાર વિભિન્ન જ્ઞાનપર છે ઇત્યાદિ હેતુઓને લઇને એ બંનેનો વિરોધ કદાપિ સંભવતો નથી. જો એ બેનો કોઇપણ સંબંધ છે તો વિજ્ઞાન શાસ્ત્રનું ઉપાકારક છે. તેથી સુજ્ઞ મનુષ્યોએ એનો એ અર્થમાં જ ઉપયોગ કરવો ઉચિત છે.

---

### વાસ્તવ અમરત્વ અને સત્કીર્તિ.

સાચા પ્રેમવડે નિભુ વશ કરી, સાચાં સુખે જે વહ્યાં,
તે તો આ ભવમાં સુકીર્તિ લઇને, જાણે વસી છે રહ્યાં;
જેણે આ ઉરમાં સમસ્ત રિપુને, જ્ઞાનાગ્નિએ છે દહ્યાં,
તેને આ જગમાં સદા અમર ને, સત્કીર્તિવાળા કહ્યા.

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

# ईशज्ञप्ति.

## સત્યનું સ્વરૂપ.

" સત્યસ્વરૂપને સંભારીએ,
ભુંડા મનવાને વારી રે હે જી. "

—શ્રીમન્નૃસિંહાચાર્યજી.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा.

[ સત્ય તથા તપવડે આ આત્માનો અનુભવ થાય છે. ]

—मुण्डक उपनिषद्. ३, १, ५.



ઈશ્વરના સ્વરૂપનો વાસ્તવ અનુભવ કરવાની અત્યંત અભિલાષા કયા મુમુક્ષના અંતરમાં સદોદિત જાગ્રત નથી રહેતી? પરંતુ તે જ મુમુક્ષુનું અંતઃકરણ આ વાર્તાની સાક્ષી પૂરતું હોય છે કે ઈશ્વરનો અનુભવ થવામાટે ઈશ્વરના ગુણલક્ષણના જ્ઞાનપૂર્વક ધ્યાન થવું જોઇએ. તેથી ઈશ્વરના સ્વરૂપનો અનુભવ કરવા માટે પ્રથમ ઈશ્વરનાં ગુણલક્ષણોનો નિર્ણય કરવો જોઇએ, અને જેનાવડે તે સ્વરૂપનું ધ્યાન કરવાનું છે તે ચિત્તવૃત્તિમાં ઈશ્વરનાં લક્ષણોનું પ્રથમ સ્પષ્ટ ચિત્ર રચાવું જોઇએ.

આથી એ ચિત્ર રચવાને માટે ઈશ્વરનાં કયાં કયાં લક્ષણો છે એ પ્રશ્નનું ઉત્તર તત્કાળ જ જાણવાની અગત્ય રહે છે.

શાસ્ત્રો કહે છે કે सत् चित् તથા आनंद એ ત્રણ મુખ્ય લક્ષણો ઈશ્વરનાં છે. અને તેથી જ શ્રુતિ કહે છે કે ' સત્યના જ્ઞાનવડે આ આત્મા અનુભવગમ્ય છે. ' ઈશ્વરનાં લક્ષણમાં પ્રથમ સ્થાન સત્યને મળ્યું છે. આથી ઈશ્વરના સ્વરૂપને અનુભવવાની ઇચ્છાવાળાએ આ સત્યને જાણવું જોઇએ.

આપણે આ સ્થળે આ સત્યરૂપ અંશનો વિચાર કરવા પ્રયત્ન કરીશું.

સત્ય શબ્દ કોઇ પણ મનુષ્યના કાનને આજે અજાણ્યો નથી, પરંતુ તે જ પ્રમાણે સત્યનું સ્વરૂપ કોઇ વિરલને જ જાણીતું હશે. ' સત્ય બોલવું, ' ' સત્ય માર્ગે ચાલવું ' એ પ્રકારે વ્યવહારના કાર્યોમાં વપરાતા અર્થજેટલું જ મનુષ્યના મોટા ભાગને સત્ય શબ્દના અર્થનું જ્ઞાન હોય છે. પરંતુ આ શબ્દ ઈશ્વરના કયા તત્ત્વનો નિર્દેશ કરે છે તે જાણવું અત્યંત આગ્રહનું છે.

જો કે આ વિશ્વમાં પ્રવર્તતી ચેતનસત્તા આ સત્યનું જ જ્યાં ત્યાં ઉદ્ઘાટન કરવાને પ્રયત્ન કરી રહી છે, પરંતુ તેટલા ઉંડા ઉતરીને તે સત્યનો વિવેક કરવા પ્રતિ મનુષ્યોનું એટલું તો ઓછું લક્ષ છે કે તેનો ખ્યાલસરખો પણ તેને આવવો કઠિન છે.

પરંતુ વિશ્વના જડ પદાર્થો અને જડસરખા વ્યાપારોથી શ્રમિત થઇ, અને ઘણો કાળ તેને ભોગવવા છતાં તેમાંથી વાસ્તવ તૃપ્તિ અથવા શાશ્વત સુખની કશી જ પ્રતીતિ થતી નથી. એ પ્રકારનો જ્યારે મનુષ્યને અનુભવ થાય છે ત્યારે મનુષ્યની દૃષ્ટિ વિશ્વના સમગ્ર જડ અંશને બાજુએ મૂકીને કાંઇ બીજું જોવાને પ્રયત્ન કરે છે. તે સમયે તેની ઈશ્વર અથવા ચેતનતત્ત્વપ્રતિ દૃષ્ટિ વળે છે.

જ્યારે આવી રીતે જુદી દિશાપ્રતિ મનુષ્યની દૃષ્ટિ વળે છે, ત્યારે તેને કંઇ કંઇ એ પ્રકારનું સમજાવા માંડે છે કે અત્યાર સુધી જે કંઈ જોયું અને અનુભવ્યું તે બધું મિથ્યા અને અપૂર્ણ છે. તો દિવસ અને રાત્રિ, શ્યામતા અને શુભ્રતા, દૃષ્ટિ અને અંધત્વ એ બે વિરોધી પદાર્થ, અવસ્થા, ગુણ, દ્રવ્ય, આદિની જ્યાં ત્યાં પ્રતીતિ થાય છે તેવી રીતે મિથ્યાથી વિરોધી જે સત્ય અને અપૂર્ણતાની વિરોધી જે પૂર્ણતા તેનું પણ અસ્તિત્વ હોવું જોઇએ. અને પૂર્વે ગણાવેલી વિરોધી સ્થિતિઓનો જેમ અહિં જ અનુભવ થાય છે તેમ મિથ્યાપણાની અને અપૂર્ણતાની વિરોધી સ્થિતિઓનો પણ અહિં જ અનુભવ થવો જોઇએ.

આમ થતાં સત્ય એ શું છે, સત્યમાં શું ભાવ રહેલો છે, સત્યમાં શું શું સામર્થ્ય છે, તે ક્યાં છે, શાવડે પ્રતીત થાય છે, કેવી રીતે અનુભવાય છે એ વગેરે પ્રશ્નો તેને વારંવાર પ્રકટે છે, અને મિથ્યાત્વથી વિરોધી જે સત્ય તેને કોઇ પણ રીતે જોવા જાણવાની ઊર્મિ તેના અંતરમાં વધારે અને વધારે પ્રમાણમાં ઉઠવા માંડે છે.

આ સત્ય અને તેનું સ્વરૂપ દર્શાવવું તથા તેનાં સામાન્ય સાધનોની પ્રક્રિયાઓ જણાવવી એ શાસ્ત્રોનો હેતુ છે, શાસ્ત્રમાત્ર પ્રધાનપણે એક જ ઉદ્યમ કરી રહ્યાં છે, એક જ વસ્તુપ્રતિ મનુષ્યોનું લક્ષ ખેંચી રહ્યાં છે, અને તે સત્ય. સત્યના વાસ્તવ સ્વરૂપપ્રતિ મનુષ્યોને પરિણામે આકર્ષી લાવવાને માટે, આરંભથી જ તે દિશાપ્રતિ એમની લક્ષણા રહે તેને લઇને શાસ્ત્રોએ મનુષ્યોના આરંભક ધર્મનું પ્રતિપાદન કરવામાં આ સત્યનું સ્થૂલરૂપ દર્શાવતાં શાસન કર્યું છે કે **सत्यं वद**—સત્ય બોલો.

**सदेव सौम्येदमग्र आसीत्**—" હે સૌમ્ય ! સઉથી પ્રથમ કેવલ સત્ જ હતું." એ શ્રુતિવાક્ય સત્યરૂપ વસ્તુની પુરાણતાને દર્શાવી તેમાં સાધકની જિજ્ઞાસાવૃત્તિને જાગ્રત્ કરીને તે વસ્તુનો અનુભવ કરવાનો ઉપદેશ દે છે. સત્ એ ત્રિકાલાબાધિત છે. અને તેથી તેનો કોઇ પણ કાલમાં અનુભવ ન થઇ શકે એમ નથી. અને જ્યાં સુધી સત્ય તત્ત્વમાં મતિનો લેશ પણ સંચાર નથી થયો હોતો ત્યાં સુધી તે મનુષ્યને ઈશ્વરની અન્ય કળાઓ જે ચિત્ તથા આનંદરૂપે જણાવાય છે, તેનો અનુભવ પણ સુલભ થઇ પડતો નથી.

આ પ્રકારે સત્ય એ પરમ જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય તથા અનુભવ્ય ઠરે છે. જે કેવલ સત્યરૂપ નથી તે વસ્તુતઃ જણાવા યોગ્ય નથી, જે સત્ય નથી તે વાસ્તવિકરીતે જોતાં મેળવવા યોગ્ય કે અનુભવવા યોગ્ય નથી એ સર્વ બુદ્ધિમાન્ નિર્વિવાદપણે સિદ્ધ કરે છે. એનો જ પૂર્વના સમર્થ ઋષિમુનિઓએ જાણવાનો પ્રયત્ન કર્યો છે, એની જ ઉપાસના અને ધ્યાન કરતાં કહ્યું છે કે **सत्य परं धीमहि**. ( અમે પરમ સત્યનું ધ્યાન કરીએ છીએ.)

જેમ ક્ષિતિજમાં અરુણરૂપે દીપ્તિમાન્ થતો પ્રકાશ બીજું કાંઇ નથી પણ સૂર્ય જ છે, તેમ ઈશ્વરરૂપ સૂર્યનું પ્રથમ દર્શન અરુણરૂપ સત્યની કલાવડે થાય છે, બાકી સત્ તથા ઈશ્વરમાં કશો જ ભેદ નથી. આ સત્યનું સ્વરૂપ દર્શાવનારને શાસ્ત્રો ' સદ્ગુરુ ' એવી સંજ્ઞા આપે છે. શાસ્ત્રમાર્ગે કંઠરવથી સદ્ગુરુનું માહાત્મ્ય અમે તેમની અનિવાર્ય અગત્યનું જે કથન કરે છે તેનો હેતુ આ જ છે કે જે પરમ સત્યરૂપ વસ્તુ છે તેનો અધિકારિ અંતઃકરણમાં વિવિધ બોધવડે તથા સાધનવડે તે અનુભવ કરાવે છે, અને જે અંતઃકરણ તેવા અધિકારવિનાનું છે તેને તે અધિકારની પ્રાપ્તિ પણ એ જ સદ્ગુરુ કરાવી આપે છે. અને તેથી જ અધિકારી અનધિકારી સર્વને સદ્ગુરુની અત્યંત આવશ્યકતા ગણી છે.

સત્યનું જ્ઞાન કરાવવામાં જે કેવલ ગુરુ અર્થાત્ શ્રેષ્ઠ છે તે જ સદ્ગુરુ છે. આથી સદ્ગુરુતત્ત્વ એ સત્ય અથવા સત્ય એ સદ્ગુરુતત્ત્વ છે એમ કહેવામાં કશો વિરોધ નથી. આવા અલૌકિક પુરુષને માટે જ સમર્થ શંકરાચાર્ય વદે છે કે दृष्टान्तो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञान दातुः અર્થાત્ જ્ઞાનદાતા સદ્ગુરુને આપી શકાય એવી કોઇ પણ ઉપમા આ ત્રિલોકમાં જડતી નથી. સદ્ગુરુના અપૂર્વ માહાત્મ્યનો હેતુ પણ એ જ શ્લોકના અવધિમાં જણાવી દીધો છે કે સદ્ગુરુ પોતાના શિષ્યને પોતાના તુલ્ય અર્થાત્ કેવલ સત્યરૂપ જ કરી મૂકે છે.

આમ હોવાથી પ્રબુદ્ધ પુરુષોએ એ પ્રણાલિકા સ્થાપી છે કે સત્યના જ્ઞાનની ઇચ્છાવાળાએ પોતાના મિથ્યાભિમાનના સર્વ સમર્પણપૂર્વક અભિમુખ વૃત્તિસહિત સદ્ગુરુપ્રતિ જવું અને વિનયવિવેકાદિવડે પૂછવું કે હે ભગવન્ ! સત્યનું સ્વરૂપ શું છે.

મનુષ્ય આ જગત્પ્રપંચનો કંઇ કાળ ભોગ કરે છે, અને પરિણામે જગત્ તથા તેનાં કાર્યોની નિઃસારતા જુએ છે, અને અત્યંત પરિશ્રમ કરવા છતાં તેમાંથી વાસ્તવ સુખસંતોષ ઉપજાવે એવું કશું જ મેળવેલું તેને જણાતું નથી, અને તેનાં ઉદ્વેગ અને અસંતોષ મટતાં જણાતાં નથી ત્યારે તે ઉંઘમાંથી જાગતો હોય તેમ સાવધાન થાય છે, અને તે કાળે તેના અંતઃકરણમાં એક જ પ્રશ્ન પ્રકટે છે કે જ્યારે આ સઘળું જ મિથ્યા છે, સર્વમાં કશું જ શાશ્વત નથી તો પછી સત્ય ક્યાં અને શું છે ?

મનુષ્યોનો મોટો ભાગ એમ માનતો હોય છે કે અનુભવ ધીમે ધીમે સત્ય સમજાવે છે, જગત્ના વિવિધ અનુભવોના પરિણામે સત્યનું સ્વરૂપ તે મનુષ્યની દૃષ્ટિએ તરી આવે છે, પરંતુ તે યથાર્થ નથી. જગત્નો અનુભવ ઘણું ઘણું તો જગત્ના મિથ્યાત્વનો અને તે પણ ઘણી વખત તો કોઇ વિલક્ષણ પ્રકારના ભ્રાંતિજન્ય મિથ્યાત્વનો અનુભવ કરાવે છે, પણ તેટલા માત્રથી કેવળ સત્યની પ્રતીતિ થાય છે એમ નથી.

સત્યનું સ્વરૂપ આત્માની સહજોપલબ્ધિવડે (Soul Porception, અંતરથી સ્ફુરતું જ્ઞાન) થાય છે, આત્માના સદ્અંશનું ચિંતન, મનન ધારણા અને ધ્યાનવડે જ સત્યનો પ્રકાશ અનુભવાય છે જે સદા નથી તે અસત્ છે, જે વિકારી છે તે અસત્ છે, અને તેથી તેવા વિકારી અને અનિત્યના ચિંતનાદિવડે કદાપિ સત્યની પ્રતીતિ થતી નથી. અંધકારવડે જેમ પ્રકાશની પ્રતીતિ થતી નથી તેમ જેમાં અસત્ય જ રહેલું છે એવા સાધનમાત્રથી સત્યની ઝાંખી થતી નથી. જે નિત્ય નિર્વિકાર અને વિભુ અર્થાત્ સર્વત્ર વ્યાપક છે તેમાં પ્રવેશવાથી જ સત્યનું વાસ્તવ સ્વરૂપ સમજાય છે. (અપૂર્ણ.)

# स्मरणशक्तिने उत्तम प्रकारनी करवानी कला.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૬ થી. )

## પ્રકરણ ૫.



જેને આપણે વિચારો કહીએ છીએ તે બીજું કશું જ નથી પણ સર્વત્ર વ્યાપી રહેલા જ્ઞાનમાંથી જે અંશો આપણાપ્રતિ આપણે આકર્ષ્યા હોય છે તે છે. વિચાર અથવા જ્ઞાન કોઇ પુસ્તકમાં ભરેલું હોતું નથી. પુસ્તક તો કાગળ અને શાહીનું બનેલું હોય છે, પણ તેમાં જે નિશાનીઓ અથવા અક્ષરો હોય છે, તેઓ, જેમ તમે કોઇ પુષ્પને અથવા કોઇ બીજી વસ્તુને જુઓ છો, અને તેઓ જેમ વિચારના આંદોલનોને તમારામાં જાગ્રત્ કરે છે, તેમ દૃષ્ટિદ્વારા તમારા મગજઉપર અસર કરે છે, અને તેથી કરીને જ્યારે કોઇ લેખકનો લેખ તમે વાંચો છો ત્યારે તમારી ઇંદ્રિયો તમારા મગજમાં જે તંતુને કંપાવવો હોય તેને જ કંપાવે છે, અને તેમ થતાં લેખ લખતી વખતે લેખકના મગજે જેવાં આંદોલનો પ્રકટાવીને સર્વત્ર વ્યાપી રહેલા જ્ઞાનમાંથી વિચારો આકર્ષીને લેખ લખ્યો હતો, તે જ વિચારો બહારથી તમારાપ્રતિ આકર્ષાઇ આવી તમને તેમનું ભાન કરાવે છે.

અમુકના મગજમાં અત્યંત જ્ઞાન ભરેલું છે, અથવા અમુકના મગજમાં અત્યંત થોડું ભરેલું છે, એમ જે કહેવામાં આવે છે, તે સાચું નથી. કોઇના મગજમાં કે શરીરમાં જ્ઞાન ભર્યું જ નથી. સર્વવ્યાપક જ્ઞાનમાંથી તેને આકર્ષતાં જેને અધિક આવડે છે, અર્થાત્ જેણે પોતાના મગજના તંતુઓને અમુક પ્રકારે કંપાવવાનું અધિક સિદ્ધ કર્યું છે, તેને પોતાનામાં અધિક જ્ઞાનની પ્રતીતિ થાય છે, અને જેને ન્યૂન આકર્ષતાં આવડે છે, અર્થાત્ જેણે પોતાના મગજના તંતુઓને અમુક પ્રકારે કંપાવવાનો અભ્યાસ સિદ્ધ કર્યો હોતો નથી, તેને પોતાનામાં તે જ્ઞાનની પ્રતીતિ થતી નથી. દુનિયામાં એક મનુષ્યવિના સર્વેનું મૃત્યુ થાય તોપણ પૂર્વના મનુષ્યોએ પ્રકટાવેલું સઘળું જ્ઞાન અને તેથી અધિક જ્ઞાન તે એક મનુષ્ય પોતાનામાં પ્રકટાવવા સમર્થ છે. કારણ કે સર્વત્ર વ્યાપી રહેલું જ્ઞાન મનુષ્યોના મરવાસાથે મરી જતું નથી.

કોઇ પુસ્તક જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે લેખકને જેટલા વિચારો તે લખતી વખતે સ્ફુર્યા હોય છે તે બધા જ તેના લેખથી આપણને સ્ફુરે છે, એવું કંઇ નથી. પ્રસંગે લેખકને સ્ફુર્યા હોય છે, તેના કરતાં અત્યંતગણુંઅધિક આપણને સ્ફુરે છે; પ્રસંગે તેથી ન્યૂન પણ સ્ફુરે છે. આપણા મગજના તંતુઓના કંપઉપર સઘળો આધાર હોય છે. લેખકના મગજકરતાં આપણું મગજ કંપવાની અધિક યોગ્યતાવાળું હોય છે તો જે વિચારનું લેખકને ભાન થયું હોતું નથી તેવા અનેક વિચારોનું આપણને ભાન થાય છે; અને લેખકના મગજકરતાં આપણું મગજ કંપવાની ન્યૂન યોગ્યતાવાળું

હોય છે, અર્થાત્ લેખકના મગજના તંતુઓ જે પ્રકારે કંપ્યા હોય છે તે પ્રકારે કંપવાનો આપણા મગજના તંતુઓને કોઇ દિવસ અભ્યાસ નથી હોતો, તો લેખકનો લેખ આપણને તુંબડીમાં કાંકરાજેવો થાય છે.

કોઇ લેખ વાંચવાથી આપણા મનના હાસ્ય, કરુણા, શૃંગાર વગેરે જે વિવિધ રસોનું ભાન થાય છે, તે ભાન તે લેખકના શબ્દો કરાવતા નથી, પણ એ શબ્દોવડે મગજમાં થયેલા કંપથી જે વિચારો બહારથી આપણાપ્રતિ આપણે આકર્ષી આણીએ છીએ તે વિચારો આપણામાં વિવિધ લાગણીઓ અને મનોભાવો ઉપજાવે છે. કોઇ કોઇ વખતે માત્ર એકાદ શબ્દથી જ આપણા મગજનો તંતુ કંપે છે, અને તે કંપતાં જ તેના સંબંધના અસંખ્ય વિચારો આપણાપ્રતિ આકર્ષાઇ આવે છે. કોઇ કોઇ સમયે આ વિચારો પહેલી જ વાર આપણા મગજમાં સ્ફુરે છે. મગજમાં તેઓ ક્યાંથી આવે છે? શું ગ્રંથમાંથી? નહિ જ. જ્ઞાનનો મહોદધિ જે સર્વત્ર વ્યાપી રહેલો છે તેમાંથી.

જે કામ તમે કદી કર્યું હોય તેનું તમને સ્મરણમાં ન આવતું હોય અથવા જે તમે જોયું અથવા સાંભળ્યું ન હોય તેના વિચારો તમારા મનમાં આવ્યાનો શું તમને અનુભવ નથી થયો? ઇચ્છાવિના અથવા કશો પણ પ્રયત્ન કર્યા વિના તેવા વિચારો તમને આવ્યા હોય છે, અને તેમ છતાં તે વિચારો એટલા તો તાદૃશ અને ખરેખરા હોય છે જાણે તે વિચારો તમારા પોતાના જ હોય એમ તમને ભાન થાય છે. વળી તેના તે જ વિચારો એક વાર નહિ પણ અનેક વાર ફરી ફરીને તમારા મગજમાં આવે છે. સઙ્ગી રહેલાં આવા વિચારો જ્યારે તમને આવ્યા હોય છે ત્યારે તે કાંઇ સ્મરણશક્તિમાંથી નીકળેલા વિચારો હોતા નથી, કારણ કે એમ જો હોય તો તે વિચારોનો તમારા ભૂતકાલના જીવનસાથે કંઇ પણ સંબંધ તમને સાંભરી આવ્યાવિના રહે જ નહિ. આ પ્રમાણે છે તો પછી શા માટે બીજી કે ત્રીજી વાર સ્મરણશક્તિમાંથી તે તમને સ્ફુરવા જોઇએ? એક વાર જ્યાંથી તેઓ આવ્યા ત્યાંથી જ બીજીવાર તેઓ આવે છે, એ માનવું વધારે યોગ્ય છે. જે સાધનવડે એક વાર તેમ બની શક્યું છે, તેના જ વડે બીજી વાર, ત્રીજી વાર અને સોમી વાર પણ તેનું તે બની શકવું સંભવિત છે. એક રીતે જે કામ સાધી શકાય છે, તેને સિદ્ધ કરવામાં બે રીતો વાપરવાનું—પ્રથમ વિચાર સ્ફુરાવવાની અને બીજી તેને ફરી ફરીને સ્મરણમાં આણવાની–એમ બે રીત વાપરવાનું કોઇ રીતે યોગ્ય ગણી શકાય જ નહિ. જે રીત અને માનસિક શક્તિ, એક વિચારને મગજમાં પ્રકટાવે છે, તે જ રીત અને તે જ શક્તિ સઘળા જ વિચારોને પ્રકટાવે છે. જે કરવાની જરૂર છે તે એ જ કે એક જ પ્રકારનો પરિણામ ઉત્પન્ન કરવાને માટે એક જ પ્રકારની સ્થિતિ પ્રકટાવવી. એકનું એક કારણ હંમેશાં એકનું એક જ કાર્ય પ્રકટાવે છે.

જે જે વાતોનું આપણે પુનઃ સ્મરણ કરીએ છીએ તે સર્વે ચિત્રદ્વારા આપણે કરીએ છીએ. અને આ વિચારો આપણા મગજમાં ચિત્રરૂપે દર્શન દે છે. એ વાતનો આપણને સર્વને અનુભવ છે ચિત્રરૂપે આપણા મગજમાં જો તેઓ ન આવતા હોત તો આપણે તેમને કદી પણ સમજી શકત નહિ. જ્યારે 'ગાય' શબ્દને આપણે કોઇ પુસ્તકમાં છાપેલો વાંચીએ છીએ ત્યારે તેના ચિત્રને આપણી માનસિક દૃષ્ટિ તત્કાળ જુએ

છે. પૂર્વે અનુભવેલા પ્રસંગોનાં ચિત્રોને આપણે પાછાં સ્મરણમાં આણી શકીએ છીએ, એ જેમ સાચું છે, તેમ કોઈ અંધારી કોટડીમાં જઈને, તેવી જ માનસિક ક્રિયા કરીને નહિ અનુભવેલા પ્રસંગોનાં ચિત્રો પણ આપણે આપણા મગજમાં ખડાં કરી શકીએ છીએ, એ પણ તેટલું જ સાચું છે. આ નહિ અનુભવેલા પ્રસંગોનાં ચિત્રો આપણા મગજમાં ભરી રાખેલાં હોવાં ન જોઈએ. કારણ કે જો તેમ હોય તો અનુભવ કર્યાવિના, આપણા મગજમાં તેમના સંસ્કાર પોતાની મેળે આવીને પડ્યા શી રીતે ?

જે કાંઇ આપણે જોઇએ છીએ અને સાંભળીએ છીએ તેના ઉપર અર્થાત્ આપણે અનુભવેલા વિષયોના સ્મૃતિમાં પડેલા સંસ્કારઉપર આપણા મગજને જ્ઞાનમાટે જો આધાર રાખવો પડે તો જ્ઞાન પ્રાપ્ત કરવાનાં આપણાં સઘળાં દ્વાર બહુ જ મર્યાદાવાળાં થઇ રહે. જો આમ જ હોય તો ઘણી વાર જે નવા વિચારો આપણને સ્ફુરે છે, તે ક્યાંથી સ્ફુર્યા, તેનો ખુલાસો શી રીતે આપવો ? કોઈની પાસે એક અક્ષર પણ શીખ્યાવિના કેટલાક મનુષ્યો જે અસાધારણ બુદ્ધિબળ વિદ્યાકલાની વિવિધ શાખાઓમાં દર્શાવે છે, તે બળ તેમને ક્યાંથી મળ્યુ ? કેટલાક મનુષ્યો પૂર્વે કદી નહિ બનેલાં એવાં કામો કરવાના વિચારો કાઢે છે, તે ક્યાથી કાઢે છે ? મગજમાં સ્મરણશક્તિનું એક સ્થાન છે, અને પ્રાપ્ત કરેલું સઘળુ જ્ઞાન તેમાં રહે છે, એ નિશ્ચયને સ્વીકારીએ તો ઉપરની બાબતોના શા ખુલાસા આપવા ?

આ લેખમાં જે વિચારો લખવામાં આવ્યા છે, તે ક્યાહિંથી શીખેલા અથવા સાંભળેલા નથી; ઉલટા એ વિચારો તો હાલ જે વિચારો આ સંબંધમાં પ્રવર્તે છે, તેનાથી કેવળ વિરુદ્ધ છે. તો આ વિચારો ક્યાંથી આવ્યા ? એક ચીરેલા મુડદાના મગજમાં રહેલા ભુરા દ્રવ્યનું નિરીક્ષણ કરતાં આ વિચારોમાંના કેટલાક વિચારો, લેખકને પ્રથમ દિવસે આવ્યા હતા, અને તે વિચારોને રસપૂર્વક અવલોકવાથી તેઓ વારંવાર પછી આવ્યા કર્યા હતા, અને પ્રત્યેક સમયે પોતાની સાથે થોડા નવા વિચારોને લેતા આવતા હતા.

જે કંઇ આપણે જોઇએ છીએ તેની મગજમાં છાપ પડે છે, અને આ પડેલી છાપને આપણી માનસિક દૃષ્ટિઆગળ સ્મરણશક્તિ પુનઃ ખડી કરે છે, એ નિશ્ચય જો ખરો હોય તો આપણાં માતાપિતા, અથવા આપણો કોઇ અલંકાર અથવા કોઇ સામાનને જ્યારે આપણે યાદ લાવવાની ઇચ્છા કરીએ ત્યારે આપણા મગજમાં, તમે શું ધારો છો કે શું થવું જોઇએ ? આપણાં માતાપિતાને અથવા અલંકારને અથવા સામાનને આપણે કદાચ સેંકડો વાર કે હજારો વાર જોયો હોય છે, અને તેની સેંકડો કે હજારો છાપ આપણા મગજમાં પડી હોય છે. હવે જ્યારે, તેમને યાદ લાવવાને આપણે ઇચ્છીએ ત્યારે સહજ સહજ ફેરફારવાળી આ હજારો છાપો આપણી માનસિક દૃષ્ટિઆગળ આવીને ઉભી રહેવાની. ખુરશીને યાદ લાવવા જતાં એક નહિ પણ સેંકડો ચિત્રો આપણી દૃષ્ટિસમીપ ખડાં થવાનાં. મારી કનમતરફ હું એક કલાકમાં સો વાર જોઉં અને સોએ વાર તેની છાપ મારા મગજમાં જૂદી જૂદી પડે તો તેવો નિયમ રચવામાં કુદરતનું ડહાપણ શી રીતે ગણાય ? જો મગજમાં છાપો પડવાનો નિયમ સ્વીકારીએ તો સોએ છાપો મગજમાં પડવી જ જોઇએ, અને તેમ જો પડે તો કુદરત જે બહુ કરકસરવાળી ગણાય

છે. તે શી રીતે ગણાશે ? આ વગેરે કારણોથી મગજમાં સંસ્કાર પડવાનો સિદ્ધાંત ભૂલભરેલો સ્પષ્ટ થાય છે.

આ સંબંધમાં પૂર્વે કહેલી બીજી એક વાત આપણે વિસરી જતી જોઈતી નથી અને તે એ કે મગજના અણુમાં જો સંસ્કાર પડતો હોય, અને તે સંસ્કારને ભવિષ્યમાં પુનઃ જાગ્રત્ થયેલો જોવો, એનું નામ સ્મૃતિ છે, એ જો ખરૂં હોય તો મગજના અણુ અવિનાશી હોવા જોઈએ. તેમનો ક્ષય થવો ન જોઈએ, અથવા તેમનું રૂપાંતર થવું ન જોઈએ. પરંતુ મગજના અણુ પાર્થિવ દ્રવ્ય છે, અને શરીરના બીજા અવયવોની પેઠે જ ખોરાક વગેરેના બનેલા છે, અને કસરતથી ઘસાય છે, અને ક્રિયારહિત રહેવાથી ક્ષીણતાને પામે છે. થોડા માસ ક્રિયારહિત રહેવાથી શરીરનો કોઈ પણ અણુ અથવા સ્નાયુ ક્ષીણ થઈને નાશને પામે છે, એ સિદ્ધ વાર્તા છે. તો પછી કેટલાક વર્ષપૂર્વે અનુભવેલી વાત પાછી સ્મરણમાં આવે શી રીતે ? જે અણુમાં તેનો સંસ્કાર પડ્યો છે, તે અણુનું શરીરમાં અસ્તિત્વ જ કયાં છે ? અને અણુ જ નથી તો પછી સંસ્કાર કયાં ? નાનપણની સેંકડો વાતો આજે આપણને જેવી બની હતી તેવી યથાર્થ સ્મરણમાં આવે છે, પરંતુ તે અવસ્થાનો એક પણ અણુ આજે આપણા મગજમાં નથી. વિદ્વાન્ પુરુષોએ સિદ્ધ કર્યું છે કે મગજના અણુ દર સાઠ દિવસે નાશ પામે છે, અને નવેસરથી રચાય છે. સ્વલ્પમાં જેમ જેમ આ સંબંધમાં આપણે અધિક વિચાર કરીએ છીએ તેમ તેમ મગજમાં છાપો પડવાનો સિદ્ધાંત અધિક અધિક દોષવાળો જણાતો જાય છે; અને અધિક આશ્ચર્ય તો એ થાય છે કે આ નિશ્ચયમાં રહેલો દોષ આટલાં આટલાં વર્ષો થયાં કોઈને કેમ જણાયો નહિ.

(અપૂર્ણ)

---

## મનનો પ્રબોધ.

મન ! તું જયાં ત્યાં જાય, આધિદુઃખ વધારવા,
નિજ પદમાં ન શમાય, શરણાગતને તારવા;
વિષયતણો નથી પાર, કયાં લગી મેળવવા ધસે.
વર્ષે દુઃખની ધાર પણ કાં ના પાછું ખસે,
જાણે ના'વે કામ, ઇચ્છે પણ ધનધામને;
ભીડે આપે હામ, તે ન જપે ગુરુનામને.
ષટતણો સમુદાય, હરખી શું સુત આપશે,
દુઃખી જીવ સદાય, શું તુજ દુઃખને કાપશે;
ભલે ન દે સુખદાન, તો પણ ભજ ભગવાનને;
નથી તેને અજ્ઞાન, અંતે દે મહાદાનને.

—શ્રી મન્નુસિંહાચાર્યજી.

---

# શ્રી જમદગ્નિચરિત.

[ નાટ્ય રૂપે ]

---

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ      થી. )

## પ્રવેશ – ૧

સ્થલ—સરોવરઉપર જવાનો માર્ગ.

પાત્ર—જલ ભરવા જતી સ્ત્રિયો, ઋષિ પત્નીઓ, રેણુકા.

[ જલ ભરવા જતી સ્ત્રિયો પોતપોતાના પાત્રની સરસાઇ કરતી ગાતી ગાતી નીકળે છે. ]

સ્ત્રિયો—

ચાલો, મધુરાં લેવા પાણીડાં, સખિ ! ચાલો રે,
જઇને સરવરતીર, ભરીશું આજ નીર, ગાળીને ઝીણે ચીર; મધુરાં૦

( નગરની ) એક સ્ત્રી—

સોનાસમું આ મારૂં બેડલું રે,
રણકતું જાણે નૂપુર[1], ચમકે જાણે સૂર,[2] ઉલટે જોવા પુર[3]; મધુરાં૦

( નગરની ) બીજી સ્ત્રી—

મોંઘા મૂલનું મારૂં માટલું રે,
ધોળી લકીરે રંગેલ, (જાણે) હીરાહારે જડેલ, જોટો ન જેનો મહેલ[4]; મધુરાં૦

ઋષિપત્ની—

મારો ઘડુલો કાચી માટીનો રે,
મારા પતિનું એ તો પાણી[5], જે સત્યની એંધાણી, જેથી ન ઝમે પાણી; મધુરાં૦

ઋષિપત્ની—

(મારો) ગરબાસમો કાણો ઘડો રે[6],
તો એ ઘડામાંથી નીર, ન ટપકે લગીર, એ પ્રતિવ્રતહીર[7]; મધુરાં૦

( રેણુકા ગાતી ગાતી પ્રવેશે છે. )

મારૂં બેડું તો ઝીણી ચીરની રે,
તેમાં હું પાણી ભરી જાઉં, પિયુને હું પાઉં, પતિવ્રતા કે'વાઉં; મધુરાં૦

પહેલી સ્ત્રી—( ગાતી ગાતી બંધ પડીને ) વાહરે સખિ ! જોઈએ તો ખરૂં તારૂં હીરાજડેલું માટલું ! મને તો લાગે છે કે તારે માટે જ આ તો બ્રહ્માએ જાતે જ ઘાડ્યું

---

૧ ઝાંઝરજેવો રણકારો કરતું, ૨ જાણે સૂર્ય ઝળકતો હોય તેવું, ૩ આખું નગર જોવા ઉલટે એવું. ૪ કેટલાંક માટલાંઉપર સફેત રંગની લીટીઓ ચીતરવામાં આવે છે, તે જાણે હીરાની હારો જડી હોય એવું જણાય છે, અને જેનો જોટો ભલભલા રાજાના મહેલમાં પણ નથી. ૫ પરાક્રમ. ૬ માતાના ગરબા કાઢવાનાં માટલાં કાણાં કાણાંવાળાં હોય છે તે ગરબાજેવું માટલું.

હશે ! કે તારે ઘેર જડતરીયા બેસાડ્યા હતા ! અને હીરાની તો મને લાગે છે કે કોઈ ખાણો ખોદાવી હશે ! વાહ રે સખિ વાહ !

બીજી સ્ત્રી—અને સખિ ! તારૂં બેડલું ઘડવાને માટે તો કેટલાએ સોનીડા આવ્યા હશે, નહિ વારુ ! અને સોનાની તો કેટલીએ ખાણોનો દાટ વાળી દીધો હશે, ખરૂં ને ! (પરસ્પર આનંદ વિનોદ કરે છે.)

પહેલી સ્ત્રી—(બીજીને એક બાજુએ લઇ જઇને) પણ હેં સખિ ! આ કાચી માટીનો ઘડો લઇને પાણી લેવા આવી છે, એ શું ! એ તો નવાઇ. તેં કોઇ દહાડે આવું જોયુંતું ?

બીજી સ્ત્રી—અરે બહેન ! આજના લોકોની તો તું વાત જ જવા દેને ! એ તો કંઇ કંઇ કળાઓના કરનાર. કોણ જાણે એ માટી કેવીએ જાતની હશે, માંહિ શું એક મેળવ્યું હોય તેની આપણને શું ખબર પડે ?

બીજી સ્ત્રી—અરે હા રે બહેન, એ તો કંઇ એવી જાતની મેળવણી કરી હોય કે થોડી વાર પાણી ટકી રહે. લાવ એને આપણે પૂછીએ તો ખરાં. (પહેલી ઋષિપત્નીને પૂછે છે). હેં બહેન ! તમે આ ઘડો કઈ જાતની માટીનો બનાવેલો ?

૧ ઋષિપત્ની—બહેન ! ઘડો તો આપણી આ સાદી માટીનો જ છે.

પહેલી સ્ત્રી—ત્યારે એ માટીમાં કંઇ મેળવણી એવી કરેલી કે એની કારીગરી જ એવી કે જેથી એમાં પાણી રહે !

૧ ઋષિપત્ની—હા. બહેન ! એવું કાંઇક ખરૂં તો ખરૂં.

બીજી સ્ત્રી—(પહેલીને સ્વગત) જો, હું નહોતી કહેતી ! એ તો મહિં કંઇ ગરબડ ખરી.

પહેલી સ્ત્રી—હું બહેન ! એમાં શી જાતની મેળવણી હશે એ કહેશો ?

ઋષિપત્ની—હા બહેન, સ્ત્રીના ભૂષણરૂપ જે પતિવ્રતપણું તેનું બળ એ માટીમાં મેળવેલું છે.

બીજી સ્ત્રી—(સ્વગત) ઓતારી, આતો કંઇ બીજું જ નીકળ્યું. (પહેલી સ્ત્રીને) પણ હેં સખી ! આ કાચા વાસણમાં તે પાણી શી રીતે રહેવાનું હતું ! એમાંએ કંઇ માંહે બીજી કળા હશે કે કંઇ મંતર જંતર માર્યાં હશે !

પહેલી સ્ત્રી—હાસ્તો, મોટા જંતરમંતર બેસી રહ્યા છે. મને એક વાત ખબર છે કે એક મોટો રાજા હતો તે એક વખત ખૂબ માંદો પડ્યો. તેને સંગ્રહણીનો રોગ થયો હતો, અને તેથી પારવિનાના જુલાબ થતા હતા. કેટકેટલા ઓસડ ઉપચાર કર્યા પણ એ રોગ મટ્યો નહિ. એ રાજાનો જે ઘણોજ હોંશીયાર વૈદ હતો તેની પાસે એક વખત રાજાનાં માણસો આવ્યાં અને કહ્યું કે તમે બરાબર દવા કરતા નથી અને તેથી મહારાજાનો રોગ મટતો નથી. આવું સાંભળવાથી વૈદને બહુ ખોટું લાગ્યું કે હું મારાથી બને તેટલી વધારેમાં વધારે મહેનત કરૂં છું તો એ આ લોકો આમ કહે છે ! પછી તેણે એક આવો કાચો કાણાંવાળો ઘડો મંગાવ્યો. અને જે લોકો તેને કહેવા આવ્યા હતા, તેમનામાંના એકે કહ્યું, આમાં પાણી ભરો. પેલાએ પાણી ભર્યું. અને જેવું ભર્યું તેવું તરત જ પાણું નીતરી ગયું એટલે પેલા વૈદે કહ્યું. હવે પાણું ભરો. પછી જ્યાં ભર્યું એટલે તે વૈદે તેમાં દવાની એક નાની સરખી ચપટી નાંખી પણ જ્યાં તે ચપટી નાખી કે તે જ વખતે બહાર વહી જતું તમામ પાણી અટકી ગયું અને ઘડામાં ભરાઈ

રહ્યું. પછી વૈદે કહ્યું, જુઓ, હું આવી આવી દવા અન્નદાતાને આપું છું, પછી શું કરું? આથી પૈલા બધાની ખાતરી થઇ કે વૈદ દવા તો સારી જ આપે છે. તો બહેન! આવી જાતનું કંઇ પાણીમાં એ નાંખતી હશે. બાકી એમને એમ તે કંઇ રહે !

**બીજી સ્ત્રી**—વાહ ! તું પણ કંઇ કંઇ વાતોની જાણકાર જણાય છે તો. તોએ લાવ તો ખરી ! એને પૂછી જોઇએ, જોઇએ શો-જવાબ આપે છે. (બીજીઋષિપત્નીને પૂછે છે) હેં બહેન ! આવો કાણો ઘડો શું કામ લાવ્યાં છો ?

**૨ ઋષિપત્ની**--બહેન ! આશ્રમમાં આ જ ફુટલાજેવું પાત્ર પડયું હતું. બીજું કાંઇ નહોતું, અને ઉતાવળ હતી એટલે આ જ લઇ આવી. જ્યાં ત્યાં આપણે પાણી લઇ જવા સાથે કામ.

**બીજી સ્ત્રી**—હેં શું આમાં તમે પાણી ભરી જશો ?

**૨ ઋષિપત્ની**—હા.

**બીજી સ્ત્રી**—તમે શું પાણીઉપર કંઇ મંત્રયંત્ર મારશો ? આ ફુટલા ને કાણા વાસણમાં તે શી રીતે રહેશે !

**૨ ઋષિપત્ની**—બહેન ! મારે તો મંત્ર અને યંત્ર જે કહો તે પતિસેવા છે. હુ બીજું કશું જાણતી નથી. પતિનું વચન જડમાં પ્રાણ પ્રકટાવવાને સમર્થ છે તો પછી આ કાણાવાળા અને ફુટલા ઘડામાં પાણી ધારણ કરવાનું બળ ન મૂકી શકે ? એમાં તે શી મોટી વાત છે ! ખરૂં પતિવ્રતાપણું તો પૂજ્ય દેવી રેણુકાનું કે જેના વસ્ત્રની ઝોળી જળ ધારણ કરી રાખે છે,

**બીજી સ્ત્રી**—(પહેલીને) સખિ આ તો સહુથી ચડતું ! કપડામાં પાણી ભરે છે એ શું હશે?

**પહેલી સ્ત્રી**—(બીજીને) અરે ! એ તો મીણકાપડજેવું કંઇ હશે.

**બીજી સ્ત્રી**—( રેણુકાને ) બહેન ! તમારૂં આ કપડું સાદું જ કપડું છે કે કોઈ બીજી જાતનું ?

**રેણુકા**—તમે જ જુઓને બહેન ! એ તો સાદું જ કપડું છે.

**બીજી સ્ત્રી**—( જોઇને ) હા, લાગે છે તો બીજા કપડાજેવું જ ત્યારે આમાં પાણી શી રીતે ભરાય ! ( પહેલી સ્ત્રીને પણ બતાવે છે. )

**રેણુકા**—બહેન ! જેણે પતિવ્રતધર્મને યથાર્થ પાળ્યો છે, તે જે કંઇ ધારે તે કરી શકે છે. અત્રિ ઋષિનાં પત્ની અનસૂયાએ સાક્ષાત્ ગંગાને અરણ્યમાં પોતાના પાતિવ્રત્યના પ્રભાવે પ્રકટાવ્યાં છે તોપછી આમાં તે શું વિશેષ છે ! સ્ત્રીના પતિવ્રતમહિમાની તુલ્ય આ વિશ્વમાં બીજું કાંઇ જ નથી.

**બીજી સ્ત્રી**—બહેન ! ત્યારે ગમે તે કપડામાં તમે પાણી ભરી શકો, કે આ જ કપડામાં ?

**રેણુકા**—અરે બહેન ! મેં તમને કહ્યું ને કે કપડાની સાથે કશો જ સંબંધ નથી ! ગમે તે કપડામાં પાણી તો લેવું હોય તો લેવાય. કપડામાં પાણી લેવાનું બળ રહ્યું નથી, પણ સ્ત્રીના પતિવ્રતપણાના બળથી તેમાં પાણી રહે છે જેમ તમારા પતિ મોટા નગરશેઠજેવા છે, તે જે કલમથી અને શાહીથી પોતાની સહી કરે છે, તે શાહી અને કલમમાં દૈવત અને માન નથી, પણ તે લખાણની જે કિંમત ઉપજે છે તે તેના લખનાર તમારા પતિ નગરશેઠ છે તેની છે, બાકી એ જ શાહી અને એ જ કલમથી બીજું કોઇ લખે તો તેથી તેના લખાણની કિંમત કાંઇ વધતી નથી, અને તમારા પતિ ગમે તેવી કલમથી અને ગમે તેવી શાહીથી લખે તોપણ તેમના લખાણની કિંમત જે હોય છે તેવી તે જ

રહે છે, તેમ પતિવ્રતા સ્ત્રી ગમે તે કપડામાં પાણી લઇ શકે છે. તેમાં કીંમત કપડાની નથી, પણ તે સ્ત્રીના પતિવ્રતપણાની છે.

**બીજી સ્ત્રી**—ત્યારે બહેન ! આ ઝોળી તમે અમને આપશો ? તમે કહો તે તમને કીંમત આપીએ.

**રેણુકા**—( સહજ હસીને ) અરે બહેન, મેં તમારા પ્રશ્નનું ઉત્તર તો સમજીને પહેલેથી જ આપી દીધું છે. તમારા પતિની કલમથી કોઇ લખે તો તેની જેમ કિંમત નથી, અને તમારા પતિ લખવામાં જે શાહી વાપરતા હોય તે જ બીજો વાપરે તેથી તેના લખાણની કંઇ વધારે કિંમત ઉપજતી નથી, તેમ આ ઝોળીમાં કશું બળ નથી, અને તેથી તેને બીજું કોઇ વાપરે તો તેથી તેમાં પાણી ઝીલાવાનું નહિ. એટલે તમે એને લઇને શું કરશો ? પણ જો તમે ધારશો તો તમારા ઘરના કપડાંની ઝોળીમાં જળ ભરી શકશો.

**બીજી સ્ત્રી**--( આશ્ચર્ય પામતાં ) હેં બહેન ! શું અમારાથી આવી ઝોળી કરીને તેમાં પાણી ભરી શકાય ? એ શી રીતે ? એની કળા બતાવશો ?

**રેણુકા**—જરૂર બહેન, શા માટે નહિ ?

**પહેલી સ્ત્રી**—ત્યારે તે બતાવોને.

**રેણુકા**—બહેન ! એ કંઈ એમ રસ્તે ચાલતાં બે ક્ષણમાં સમજાવી શકાય નહિ. મને અત્યારે વધારે અવકાશ નથી, તમારી ઇચ્છા હોય અને અમારી રંકની પર્ણકૂટિએ પધારશો તો આપણે એ સંબંધી નિરતિ વાતચીત કરીશું.

**બીજી સ્ત્રી**—( રેણુકાનાં વિવેકવચન શ્રવણ કરીને અને વિનય જોઇને લજ્જા પામે છે, અને આ કોઈ સાધારણ સ્ત્રી નથી, એમ જાણે છે, તેથી ) અરે વાહ ! એ શું બોલ્યાં ? તમે તો અમારે પૂજનિક છો, તમારે ત્યાં આવવાથી અમે તો ઉલટાં પવિત્ર થઇએ. હું જરૂર કોઈ વખત આવીશ. મને તો આવી ઝોળીમાં પાણી લાવવાનુ બહુ મન થાય છે.

**રેણુકા**—ઝોળીમાં પાણી લાવવાનું તો શું પણ તમે જે કંઇ કરવું ધારશો તે કરી શકશો. પતિવ્રતપણાનો મહિમા કાંઇ અદ્ભુત છે.

**બીજી સ્ત્રી**—એ ઉપાય જો બતાવશો તો બહેન ! તમારો મોટો ઉપકાર થશે. એમાં કંઇ ખરચ ખૂટણ થતું હશે તો તેનું તો પરમેશ્વરની દયાથી થઇ રહેશે.

**રેણુકા**—( મનથી હસીને ) બહેન ! એમાં કાંઇ ખર્ચ તો છે જ નહિ અને છે તો તન, મન, ધન અને જીવન સર્વસ્વનો ભોગ આપવાનો છે. પણ એનું નામ ભોગ નથી. એ તો ઉલટો આનંદ છે. આપણા પતિને આપણું જીવનસર્વસ્વ ગણવું એ કાર્ય અહો ! કેવું મનોહર છે ! હવે હમણાં તો આપણા કામે જ ચાલો.

**પહેલી સ્ત્રી**--(બીજીને) અરે ચાલો જોઇએ તો ખરાં કે આં બધાં વાસણોમાં પાણી શી રીતે ભરાય છે.

**બે ઋષિપત્નીઓ**—અગત્ની રેણુકા ! આપ જલ લેવા ક્યાં પધારશો ?

**રેણુકા**--ભગિનીઓ ! મારો કાંઇ નિત્યના સ્થાનનો ચોક્કસ નિયમ નથી. વખતે કુવેથી અથવા જળાશયમાંથી જલ ભરી લઉં છું.

**પહેલી** --આજ તો બધાંએ સરોવરઉપર ચાલો.

(બે ઋષિપત્નીઓ રેણુકાતરફ જુએ છે.)

**રેણુકા**—સર્વની ઇચ્છા હોય તો તેમ કરો.

(બે ઋષિપત્નીઓ વિનયવિવેકપૂર્વક રેણુકાને માર્ગ આપે છે. અને તેની પાછળ ચાલી નીકળે છે. )

---

( અપૂર્ણ. )

# श्री महाकाल.

૬૭૧

वर्ष २७

चैत्र कृष्ण० १४

જગત્માં પુરુષની સર્વ પ્રકારની ઉન્નતિ કરનાર કેવલ તત્ત્વજ્ઞાન-જ છે, માટે અનેક ઉપાયથી પણ તેને પ્રાપ્ત કરવા યત્ન કરવો.

—શ્રીમચ્છંકરાચાર્યજી



વાર્ષિક મૂલ્ય:

રૂ. ૨—૦—૦

# प्रभानुक्रमणिका.



---


આ માસીક શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસ અમદાવાદ–ખાડીયામાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું અને શ્રી શ્રેયસ્સાધક અધિકારીવર્ગ વડોદરા તરફથી તેમણેજ તે સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. [ સને ૧૯૧૯ જુલાઇ. ]




॥ ॐ श्रीँ ॥

## सामाजिक कीर्तन.

પદ ૧.

વંદન નૃસિંહ! કરું વંદન નૃસિંહ!
નંદે આજ કરું વંદન નૃસિંહ!
આજ વિશ્વવંદ્ય સ્મરું આજ વિશ્વવંદ્ય,
પાવી ઉમંગે સ્મરું આજ વિશ્વવંદ્ય.

---

સુભાગ્યવંત, બંધુ! છો સુભાગ્યવંત,
પામી નૃસિંહ થયા છો સુભાગ્યવંત.

---

આજનો આનંદ અહો! આજનો આનંદ,
વર્ણી ન શકાય અહો! આજનો આનંદ.
સદ્‌ગુરુ પ્રસન્ન થયા સદ્‌ગુરુ પ્રસન્ન,
સાધકપર આજ થયા સદ્‌ગુરુ પ્રસન્ન.
ઉન્નતિને શૃંગ ચઢ્યા ઉન્નતિને શૃંગ,
સાધક સહુ આજ ચઢ્યા ઉન્નતિને શૃંગ.

---

આનંદે આજ હસો, આનંદે આજ,
બંધુઓ! આવો હસો, આનંદે આજ.

---

# प्रभुमय चित्तना उद्गार.

પદ ૨. ( હાંરે હું તો જાગી રે, એ લય. )

ચિત્ત પ્રભુસંગે રે, રંગ્યું રંગે,
પ્રભુરૂપ થયો બાહ્યાંતર અંગે રે;—
અંતરમાં ઐશ્વર્યભાનમાં હું મહાલું,
ઉપરથી દેખાતા દુઃખના પ્રસંગે રે;—
આજ પ્રભુકરુણાથી ગિરિપર રાજું,
બાકી તો ચઢાય શી રીતે હું અપંગે રે;—
શોક કલેશકેરી છાયા કદી આવે,
તોય ઉરે રહું છું સદાય હું ઉમંગે રે;—
કદી કદી દ્રહમાં પડ્યો મને લાગું,
તોય મારી દૃષ્ટિ રમાડી મેં શૃંગે રે,—
પરિણામે પ્રભુકરુણાને હું પામ્યો,
આજ શમ્યો નૃહરિમાં રંગેચંગે રે;—

---

# अभेदचिंतन.

સ્નેહથી, સંગે આવોને મહાલીએ,
લઇએ બંધુત્વલ્હાવ, દઇએ પ્રીતિનો દાવ; સંગે૦
બીજા સ્નેહીઓ શરીરથી,
ભેટે પરસ્પર ચહાઇ,
આપણુ તો અંતરથી ભેટીને,
રહીએ પરસ્પરના અંતર શમાઇ,—ભાઇ—આજે
ભેદતણા ભાનને વિલાવીએ,
જેથી એકરૂપ થવાય,
છુટી પણ થઇને જેમ એકઠી,
પેસે આંગળીઓ મુખની માંહ્ય;—સદાય—આજે૦
આજના ઉત્સવ પ્રસંગમાં,
આણી ઉરમાં આનંદ,
દેજો તિલાંજલિ ભેદને,
જેથી થાયે પ્રસન્ન વિશ્વવંદ્ય; મહંત—આજે૦

---

# इष्टश्रीने दर्शन देवा सप्रेम प्रार्थना.

પદ ૪. (જો જો સખી આ રહ્યો પેલો, એ લય.)

આવો, આવો, મારા વહાલા, છુપી હું સાન કરીને બોલાવું.
આવોને વાલમા પાન કરો પ્રીતથી, પ્રેમના જે ઘુંટ હું ઘોળાવું,—
હેતથી ઉભરાતા મારા હૈયાપર, આવો રસીલા શેળાવું,—
મારા અંતરના મંદિરનાં બારણાં, આપતણા હાથે ખોલાવું,—
સઉપ્રતિ સમભાવ દર્શાવનારૂં, આપપાસે તાજવું તોળાવું;—
વિધવિધ કામનાના અંતરના અગ્નિને, આવો આપપાસે ઓલાવું;—
અંતરમા ઉઠતા અલૌકિક નાદથી, આવોને આપને ડોલાવું,—
પસ્તાશો પાછળથી જો ન ઝટ આવશો, મળશે હૃદય ન ફરી આવું;—
નરહરિ આવશો જો મારા હૃદયમાં તો, મટશે તમારૂં બીજે જાવું;—

---

# इष्टप्रति अभिमुखता धरी आनंदथी खेलवा साधकोने आमंत्रण.

પદ ૫. (દર્શન દેજોરે, એ લય.)

ખેલીએ, ખેલીએ રે, આવો આજ આનંદે ખેલીએ રે,
જીવની સમીપ આજ યાચવાનું છોડી, પ્રભુ પાસે ટહેલીએ રે;—
ચિંતાચિતાપર સુવું ત્યજી સુઇએ, પ્રભુપદહેલીએ રે,—
આપણામાં જીવપણું ભેળવવું છોડી, શિવપણું ભેળીએ રે;—
પ્રેમના વિશાળ ક્ષેત્રે કરીએ વિહારને, ફરીએ ન દ્વેષનેળીએ રે;—
વિષયમાં વિસ્તાર પામેલી વૃત્તિઓ, પ્રભુમાં સંકેલીએ રે;—
અલ્પજ્ઞતામાં હેળવેલા આ ચિતને, નૃહરિમાં હેળીએ રે;—

---

# प्राप्तव्यस्वरूप.



આ સંસારમાં દુઃખનો અભાવ અને સુખાનુભવ એ સર્વ સમર્થ પુરુષોએ મેળવવા યોગ્ય ગણ્યું છે; કેમકે દુઃખ કોઈની પ્રીતિનો વિષય નથી. અને સુખ સર્વની પ્રીતિનો વિષય છે. જીવત્વનું જાગવું થયેથી પ્રથમ પ્રાપ્તવ્યરૂપ વિષયસુખ છે. ઉત્તમોત્તમ વિષયસુખની અભિલાષા એ જીવભાવનો પ્રથમ વેગ છે. તે અભિલાષા પૂર્ણ કરવાને અર્થાત્ ઉત્તમોત્તમ વિષયસુખ પ્રાપ્ત કરવામાં ધનાદિ સંપત્તિની આવશ્યકતા હોય છે, તેથી બીજું પ્રાપ્તવ્યરૂપ ધનાદિ સંપત્તિ છે. તે ધનાદિ વિષયપદાર્થ વિદ્યાકલા આદિ ગુણોવિના પ્રાપ્ત થતા નથી. તેથી ત્રીજું પ્રાપ્તવ્ય વિદ્યાકલા આદિ ગુણો છે. ગુણોથી તથા વિષયોથી પણ રોગીને દુર્બલ કે અલ્પ આયુષ્વાળાને ઘટિત સુખાનુભવ થતો નથી. તેથી નીરોગતા, ઉત્તમ પ્રકારનું શારીરિક તથા માનસ બલ અને દીર્ઘ આયુષ્ એ ચોથું પ્રાપ્તવ્ય છે. રોગ રહિતપણું, બલ તથા આયુષ્ અને વિષય પ્રાપ્ત હોય તો પણ વિષય વિષયીનો સંબંધ નિત્ય નથી, તેમ જ મનના અસ્થિરપણાથી પ્રાપ્ત વિષયમાં જ સુખબુદ્ધિ હોતી નથી, તેથી વિષયવિષયીનો નિત્ય સંબંધ તથા મનની સ્થિરતા એ ચોથું પ્રાપ્તવ્ય છે. આ વિષયો વિકારી છે, અને તેની અપેક્ષાથી વિષયી પણ વિકારી છે, તેથી તે વિકારી પદાર્થની નિત્ય નિર્વિકાર સ્થિતિ હોતી નથી, તેમ જ વિકારીના સંબંધવાળું મન વિકારી અવસ્થારૂપ અસ્થિરતાને ત્યજતું નથી, તેથી નિર્વિકાર અને નિત્ય એવો વિષય, તેની અપેક્ષાવાળી વિષયીની અવસ્થા, તથા મનના અને વિકારી વિષયના સંબંધનો ઉચ્છેદ એ પાંચમું પ્રાપ્તવ્ય છે; અને તે વિકારી વિષયના સંબંધના અભ્યાસવાળા મનને વિકારીસંબંધથી રહિત કરવા અર્થે સર્વ વિકારી વિષયમાં દુઃખરૂપતાનો નિશ્ચય એ છઠ્ઠું પ્રાપ્તવ્ય છે. દુઃખરૂપતાના નિશ્ચયથી પ્રાપ્ત થતી વિવેક વિરાગાદિ સંપત્તિ એ સાતમું પ્રાપ્તવ્ય છે. તે સંપત્તિદ્વારા પ્રાપ્ત થતો નિર્વિકાર નિત્ય સ્વરૂપનો સંબંધ એ આઠમું પ્રાપ્તવ્ય છે, અને તે સંબંધથી પ્રાપ્ત થતો નિત્ય નિર્દોષ સ્વરૂપસુખાનુભવ એ નવમું પ્રાપ્તવ્ય છે. હે જ્ઞાતા ! આ નિત્ય સ્વરૂપસુખાનુભવ એ જ આ જગતમાં અંતિમ પ્રાપ્તવ્ય છે. એથી અન્ય કોઈ વસ્તુ પ્રાપ્તવ્ય નથી.

—श्रीमन्नृसिंहाचार्यजी.

# स्मरणशक्तिने उत्तम प्रकारनी करवानी कला.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૬૪ થી )

## પ્રકરણ ૬ ઠું.

એક આખા દિવસમાં તમારી દૃષ્ટિએ જેટલું જેટલું પડે છે, તેમાંથી કેટલું તમે જુઓ છો ? તમારી દૃષ્ટિસન્મુખ જે કંઇ આવે છે, તેમાંનો ઘણો જ થોડો ભાગ તમે જુઓ છો, એ તમે જાણો છો ? માર્ગમાં ચાલતાં તમારી નજરઆગળથી કંઈ કંઇ મનુષ્યો પસાર થઇને ગયાં હોય છે, અને તમારી નજર તેમના સામી હોય છે, તથાપિ તમારા જોવામાં તેઓ આવ્યા હોતા નથી, એવો ઘણી વાર શું તમને અનુભવ નથી થયો ? કોઈ પદાર્થ-ઉપર, અથવા પ્રસંગઉપર, અથવા આપણી દૃષ્ટિ છતાં જો આપણું મન કોઇ બીજા વિષયના વિચારમાં જોડાયું હોય છે, તો તે પદાર્થ, અથવા પ્રાણી અથવા પ્રસંગ આપણી સંમુખ છતાં પણ આપણને તેનું ભાન થતું નથી, એવું આપણને દરેકને નિત્ય અનુભવમાં આવે છે. આવે પ્રસંગે, ફરીને સ્મરણમાં આણી શકાય, એવી કશી છાપ મગજઉપર પડતી નથી. આથી સિદ્ધ થાય છે કે આપણી આંખઆગળ થઇને જે જે પસાર થાય છે, તેની મગજઉપર છાપ, છાપી કે સંસ્કાર પડતા નથી.

આપણી દૃષ્ટિઆગળ થઈને પસાર થતા પ્રાણીપદાર્થોમાંથી આવતાં આંદોલનોનું જ્યારે આપણને ભાન થાય છે ત્યારે જ આપણા મગજમાં અનુકૂળ આંદોલનો ઉત્પન્ન થાય છે, અને ત્યારે જ તેની આપણા ઉપર સારી અથવા નઠારી અસર ઉત્પન્ન થાય છે. આથી કરીને જે જે પ્રાણીપદાર્થ આપણા લક્ષને આકર્ષે છે, તેમનાં જ આંદોલનો આપણા મગજમાં પ્રકટે છે, અને તેથી આપણા લક્ષને ખેંચનાર પ્રસંગોની જ આપણાઉપર અસર થાય છે. અને તેઓ જ આપણા જીવનને સારૂં અથવા નઠારૂં, વિજયી અથવા નિષ્ફળ કરવામાં મદદગાર થઇ પડે છે.

જે પ્રાણી, પદાર્થ અથવા પ્રસંગ, દૃષ્ટિસમીપ પસાર થતાં છતાં પણ પોતાનાં આંદોલનોવડે આપણા મગજમાં આંદોલનો ઉપજાવી શકતાં નથી, તેઓનું આપણાથી પુનઃ કદી પણ સ્મરણ કરી શકાતું નથી. બે મનુષ્ય એકનો એક પ્રસંગ જોતાં છતાં બંને તે પ્રસંગનું ભિન્ન ભિન્ન પ્રકારે વર્ણન કરે છે, તેનું કારણ આ જ છે. બંનેની દૃષ્ટિઆગળ તે પ્રસંગ બન્યો હોય છે, તથાપિ તે પ્રસંગના જે ભાગે એકના મગજમાં જે આંદોલનો પ્રકટ્યાં હોય છે, તે જ આંદોલનોને બીજાના મગજમાં પ્રકટ્યાં હોતાં નથી. આથી જેના મગજમાં જે ભાગે આંદોલનો પ્રકટાવ્યાં હોય છે, તે ભાગને જ તે મનુષ્ય યથાર્થ વર્ણી શકે છે, અને બીજા ભાગને વર્ણી શકતો નથી.

એકની એક વસ્તુને કેટલાક સારી, અને કેટલાક નઠારી જુએ છે, તેનું કારણ હવે તમારા લક્ષમાં આવ્યું હશે. જેઓ તેને સારી જુએ છે, તેઓના મગજમાં તે પદાર્થમં રહેલો સારો ભાગ આંદોલનો પ્રકટાવે છે, તેથી તેઓ તેને સારી જુએ છે, અને જેઓ તેને નઠારી જુએ છે, તેઓના મગજમાં તે પદાર્થનો નઠારો અંશ આંદોલનો પ્રકટાવે છે સારો ભાગ જોનારના મગજમાં નઠારો ભાગ આંદોલનો પ્રકટાવતો ન હોવાથી નઠારા ભાગનું તેમને ભાન જ થતું નથી, અને તે જ પ્રમાણે નઠારો ભાગ જોનારના મગજમાં સારો ભાગ

આંદોલનો પ્રકટાવતો ન હોવાથી સારા ભાગનું તેમને ભાન થતું નથી. આખી સભામાં ધર્મરાજાને પ્રત્યેક સભાસદની સજ્જનતાનું અને સાધુતાનું તથા દુર્યોધનને તેની તે જ સભાના પ્રત્યેક સભાસદની દુર્જનતાનું અને દુષ્ટતાનું ભાન આ કારણને લીધે જ થયું હતું.

નઠારી અથવા દુઃખદ વસ્તુ દૃષ્ટિ ફરવાથી સારી અને સુખદ હોવાનું થાય છે, અને સારી અને સુખદ વસ્તુ દૃષ્ટિ ફરવાથી નઠારી અને દુઃખદ હોવાનું ભાન થાય છે. એક વિદ્યાભિજ્ઞ પુરુષને કોયલાના કચરામાં પણ સંપત્તિ જણાય છે, અને વિષ્ઠામાં પણ સુગંધ જણાય છે, તથા એક મૂર્ખને મૂલ્યવાન્ રત્ન પણ કાચનો કકડો જણાય છે, અને સુગંધમાં પણ દુર્ગંધ જણાય છે. આથી મનુષ્ય જેના ઉપર દૃષ્ટિ નાંખે છે, તેને તે જોતો નથી, પણ જેવાં આંદોલનોને તે પોતાના મગજમાં પ્રકટાવે છે, તેને તે જુએ છે. જગતને જોઇને જીવો જડ, દુઃખ અને અસતનાં આંદોલનો પોતાના મગજમાં પ્રકટાવા દે છે, તેથી તેઓ જગતને કેવળ દુઃખાદિથી ભરેલું જુએ છે, અને તત્ત્વજ્ઞ મહાપુરુષો તે જગતને જોઇને સત ચિદ્ અને આનંદનાં આંદોલનો પોતાના મગજમાં પ્રકટવા દે છે, અને તેથી આખું જગત તેમને બ્રહ્મના આનંદાદિ લક્ષણથી ભરેલું ભાસે છે.

જેનામાં જે સમજવાનો અધિકાર આવ્યો નથી, તેના આગળ તે વસ્તુ આણતાં છતાં પણ તેને તે સમજી શકતો નથી, તેનું કારણ પણ મગજમાં આ આંદોલનો પ્રકટવામાં જ રહ્યું છે. ઉત્તમ આલાપયુક્ત સંગીત ઘણાને ભેંસના આરડવા જેવું અથવા કાગરના કકળાટ જેવું આથી જ લાગે છે.

દુઃખનો અથવા અશુભનો એક વાર અનુભવ કરનાર મનુષ્ય જેમાં તેમાં અશુભની શંકા ધરી અશુભને જોવા માંડે છે. અશુભનાં આંદોલનોને પોતાપ્રતિ આકર્ષવાનો તે પ્રયત્ન સેવે છે, અને પરિણામે પ્રત્યેક વસ્તુ અને પ્રસંગમાંથી અશુભનાં આંદોલનો જ તેના પ્રતિ આકર્ષાઈ આવે છે, અને તેણે જે આકર્ષ્યું છે, તેનું તેને ભાન કરાવે છે. માંદો માણસ જમવા બેસે છે, અને જમવાના દરેક પદાર્થમાં શંકા ધરે છે. કોઇ પદાર્થને તે દુર્જર જુએ છે, તો કોઇને બાદી કરનાર જુએ છે. કોઇને બંધકોશ કરનાર જુએ છે તો કોઇને કફને કરનાર જુએ છે. પોતાની જ શંકાનાં આંદોલનોને તે ભોજનકાળે પોતાપ્રતિ આકર્ષે છે, અને તેવાં જ આંદોલનો તેના મગજમાં ઉત્પન્ન થઈ તેને તેવું ભાન કરાવે છે. તેની સાથે જમનાર બીજા મનુષ્યોને તેના તે જ પદાર્થો જમતાં છતાં કશું જ નુકશાન થતું નથી, પણ ઉલટું બલ તથા પોષણ મળે છે, ત્યારે તેના મંદવાડનો વધારો થાય છે.

આથી સ્પષ્ટ થશે કે જગતમાં દુઃખ વગેરે છે, એવું જે કહેવામાં આવે છે, તે દુઃખ વસ્તુતઃ છે, માટે કહેવામાં આવે છે, એવું કંઈ નથી. જો દુઃખ ખરેખરૂં હોય તો તો જેનાથી એકને દુઃખ થાય છે, તેનાથી અન્યને થવું જ જોઇએ; પણ અન્યને તેની તે જ વસ્તુથી સુખ થાય છે, માટે સુખદુઃખનું ભાન કરાવનાર કારણમાં જ સુખદુઃખ રહ્યું છે. અને આ કારણ તે ઉપર દર્શાવ્યાપ્રમાણે આંદોલનોનું આકર્ષણ જ છે.

જેવી દૃષ્ટિથી આપણે કોઈ પદાર્થને જોઇએ છીએ તેવો જ તે આપણને જણાય છે. તેને ગુણરૂપ જોતાં તેમાંથી ગુણનાં આંદોલનો આપણાપ્રતિ આકર્ષાઈ આવી, આપણા મગજમાં તેવાં આંદોલનો પ્રકટાવી તેની ગુણરૂપતાનું આપણને ભાન કરાવે છે, અને દોષરૂપ જોતાં તેની દોષરૂપતાનું આપણને ભાન કરાવે છે. જેને આપણે જોઇએ છીએ તેને જ

આપણે આપણાપ્રતિ આકર્ષી આણીએ છીએ. આ પ્રકારનો નિયમ હોવાથી આપણા જીવનને સુખમય કરવાને માટે જે ઉત્તમ બોધ આપણે તત્કાળ આ ઉપરથી ગ્રહણ કરી લેવા જેવો અને આચારમાં ઉતારવાજેવો છે, તે આ છેઃ—**સર્વત્ર શુભ દર્શન કરવું. અશુભ અથવા અનિષ્ટને ક્યાંહિ પણ ન જોવું. શાસ્ત્રીય ભાષામાં કહીએ તો સર્વાત્મદર્શી થવું.**

સર્વત્ર શુભ દર્શન કરનારે, જે જે પ્રાણીપદાર્થનો સંબંધ થાય, અથવા જે જે પ્રસંગ પ્રાપ્ત થાય, તે સર્વમાં હિતને જ જોવું. પોતાનું અનિષ્ટ થશે, એવી કર્યાંહિ કયારે પણ કલ્પના ન કરવી. સર્વદા ઉચ્ચ અભિલાષાયુક્ત રહેવું, અને તે સિદ્ધ થવાના દિવસને જ જોયા કરવો. જગતમાં મનાતા દુઃખવાળા પ્રસંગો બનતાં છતાં પણ તે પ્રસંગોમાં શુભનું જ ભાન કર્યા કરવું.

શુભ દર્શન કરવાનો તમને અભ્યાસ ન હોય તો આજથી જ તે અભ્યાસ પાડો. તમારા પૂર્વના સઘળા નિશ્ચયો છોડી દો, અને બળાત્કારથી દુઃખમાં સુખનું ભાન કરવાનો પ્રયત્ન સેવવા માંડો. આમ થતાં પ્રત્યેક પ્રાણી, પદાર્થ, અને પ્રસંગમાંથી શુભનાં આંદોલનો તમે તમારાપ્રતિ આકર્ષવા માંડશો, અને તેમ થતાં, આ જગત્ જે **सर्वम् दुःखमयम्** એ વાક્યાનુસાર અજ્ઞાનીને દુઃખના મોટા ઢગલારૂપ છે, તે **ब्रह्मानंदमयं जगत्** એ વચનાનુસાર તમારા સરખા જ્ઞાનવાનને કેવળ આનંદમય થઇ રહેશે.

કેવી રીતે વિચાર કરવો કે જેથી જે પ્રકારનાં આંદોલનો આપણા મગજપ્રતિ આપણે આકર્ષવાં ધાર્યાં હોય તે જ પ્રકારનાં આંદોલનો આપણાપ્રતિ આકર્ષાઈ આવે, તે રીતનું જ્ઞાન મેળવવા સ્મરણશક્તિને ઉત્તમ પ્રકારની કરવાની કળા રહેલી છે. સ્મરણશક્તિને ઉત્તમ પ્રકારની કરવાની જે જે રીતોનો આજે ઉપયોગ કરવામાં આવે છે, તે સઘળી અત્યંત અપૂર્ણ છે. નિશાળમાં તો જે વાત સ્મરણમાં રાખવી હોય તેને દશવાર, વિશ વાર, સો વાર કે હજારવાર ગોખવી, એ જ તેને યાદ રાખવાની ઉત્તમ રીત મનાય છે. જ્યાં સુધી મગજમાં ગમે તે રીતે તેની દૃઢ છાપ પડે ત્યાં સુધી ફરી ફરી તેની તે વાતની આવૃત્તિ કર્યા કરવી, એ જ કોઈપણ વાતને સ્મરણમાં રાખવા ઇચ્છનારનું મુખ્ય કર્તવ્ય છે, એવો જ્યાં ત્યાં બોધ અપાય છે, પરંતુ પૂર્વે કહી ગયા છીએ તે પ્રમાણે મગજઉપર કોઈ પણ વાતની છાપ પડતી જ નથી, તેથી આ બોધ નિષ્ફળ છે. જો મગજઉપર છાપ પડતી હોય તો જે વિષયની દશ વાર કે સો વાર આવૃત્તિ કરવામાં આવે તેની દશ કે સો પૃથક્ પૃથક્ છાપો મગજઉપર પડવી જોઈએ. પણ તેવી પૃથક્ પૃથક્ છાપ પડતી હોય તેવું કોઈના અનુભવમાં આવતું નથી. જેમાં તેને રસ પડતો નથી, એવી કોઈ વાતની ગમે તે મનુષ્ય સો તો શું પણ હજાર વાર આવૃત્તિ કર્યા કરે તો પણ ચોવીસ કલાકપછી તેને જો તે વાત સ્મરણ કરીને પાછી કહી જવાની કહી હોય તો તે કહી શકવાનો નહિ. આમ થવાનું કારણ શું? એ જ કે વારંવાર આવૃત્તિ કરવા છતાં પણ તે વાત તેના મગજમાં પોતાનાં આંદોલનો પ્રકટાવી શકવા અને તેના પોતાના અંશભૂત થઈ શકવા સમર્થ થઈ નથી. ગોખણ પટ્ટીની આવી અયોગ્ય રીતોથી પુષ્કળ અમૂલ્ય સમય ચાલ્યો જાય છે, બુદ્ધિ તીવ્ર થવાને બદલે જડ બની જાય છે, અને બાહ્ય પ્રદેશમાંથી જ્ઞાનને આકર્ષવાનું બળ તથા સમજશક્તિ ન્યૂન થતાં જાય છે. વળી તેથી વિદ્યાર્થીઓનું સ્વતંત્ર વિચાર કરવાનું સામર્થ્ય તથા નવાં કામોને આરંભ કરવાનો ઉત્સાહ ઘટી જાય છે. તે ગદ્ધાવૈતરું કરવાની પદ્ધતિનો ગુલામ થઈ જાય છે. આથી જ પાઠશાળામાં

કેળવણી લીધેલા મનુષ્યોકરતાં પોતાની મેળે જ કેળવણી પામેલા મનુષ્યો સંસારમાં અધિક વિજય મેળવતા જોવામાં આવે છે.

આપણા વિચારોને અને આપણા અનુભવેલા પ્રસંગોને પાછા સ્મરણમાં આણવાનું બળ આપણા મગજમાં આણવાને માટે આપણે આપણા મગજને યોગ્ય રીતે વિચાર કરતાં તથા જે જે પ્રસંગો તેના આગળ બને તેમનાં આંદોલનોને ગ્રહણ કરવા યોગ્ય સ્થિતિમાં તત્કાળ તેને મૂકતાં કેળવવું જોઇએ. વળી આપણે તેને આપણી આજ્ઞાને અધીન વર્તતાં, સમીપ આવેલા વિષયને તત્કાળ સમજી જતાં, તથા તેની દરેક વિગતોને બહુ ચોકસીથી અવલોકી જતાં કેળવવું જોઇએ. સ્વલ્પમાં જે કંઈ આપણી દૃષ્ટિઆગળ આવે તેને તત્કાળ ગ્રહણ કરી લેવાનું, તથા પ્રત્યેક વિચારને બધી દિશાએથી બહુ સાવધાનપૂર્વક જોઈ જવાનું તેને શીખવવું જોઇએ. જે વિચારના પૃથક્ પૃથક્ ભાગને આપણે બહુ બારીકીથી અવલોકીએ છીએ અને તેના ઉપર વિચાર કરીએ છીએ તે વિચાર આપણા પોતાના અંગરૂપ જ થઇ જાય છે. તે વિચારપ્રતિ આપણું લક્ષ ખેંચાયું છે, એ વાત જ દર્શાવી આપે છે કે તે વિચારનો અને આપણો કંઇક અંશમાં અનુકૂળ સંબંધ પૂર્વેથી જામેલો છે. આથી કરીને આપણા શરીરના જે અણુઓને તે વિચારસાથે અનુકૂળ સંબંધ હોય છે તે અણુઓપ્રતિ તે વિચારનાં આંદોલનો આપણા મગજદ્વારા પ્રેરવામાં આવે છે, અને આ આંદોલનો તે ભાગમાં રુધિરની ગતિ વધારીને ત્યાં નવું જીવન અને ક્રિયા ઉત્પન્ન કરે છે. વળી આ નવેસરથી જાગ્રત્ થયેલાં અણુઓ, અવયવો અથવા ઇંદ્રિયો મગજમાં પાછાં તેવાં જ આંદોલનો મોકલે છે, અને મગજમાંથી તે આંદોલનો બાહ્ય પ્રદેશમાં, બીજાં મગજોપ્રતિ જવાને, અથવા જે મગજો તે વિચારને ખાસ અનુકૂળ હોય છે તેમનાપ્રતિ જવાને નીકળી પડે છે. આ રીતે જ્ઞાનતંતુઓને શરીરની સાથે સંબંધ હોય છે. એક વિચારના સંબંધનો ઉપર વર્ણેલો વિધિ પૂર્ણ થઇ રહે છે કે તે જ જાતના બીજા વિચારો, અથવા તેના સંબંધવાળા વિચારો મગજમાં પ્રવેશી શકે છે, આખા શરીરમાં ફરી વળે છે, પોતાની અસર શરીરઉપર કરે છે, અને મનુષ્યના કશા પણ પ્રયત્નવિના વિદાય થાય છે.

કોઈપણ વિષયનાં આંદોલનોસાથે મનથી અને શરીરથી અનુકૂળ સંબંધ બાંધ્યા પછી, તે વિષયના વિચારોની હારની હાર આપણાપ્રતિ આકર્ષી આણવી, એમાં કશો જ પરિશ્રમ પડતો નથી. સ્વલ્પમાં, અમુક સમયસુધી ઉપરની ક્રિયા ચાલુ રાખવામાં આવે છે તો તે ટેવરૂપ થઈ જાય છે અને તેના તે વિચારોને ફરી આવતા અટકાવવાનું કામ કેવળ અશક્ય થઈ પડે છે, અર્થાત્ આપણે તે વિચારોનું વિસ્મરણ કરી શકતા નથી.

આપણા શરીરના કોઈપણ ભાગનાં આંદોલનોસાથે જે વિચારોને અનુકૂળ સંબંધ હોતો નથી, તે વિચારો આપણાપ્રતિ આકર્ષાઈ આવતા નથી. આથી આ એક સિદ્ધ નિયમ જ સમજવો કે આપણા મગજમાં જે જે વિચાર પ્રબળ વેગથી પ્રવેશ કરે છે, તેનો આપણી સાથે સંબંધ છે. તે આપણું કલ્યાણ કરનારો હોય અથવા આપણો વિનાશ કરનારો પણ હોય. તે શું કરનારો છે તેનો નિર્ણય આપણે પોતે જ કરી લેવો જોઇએ, અને પછી કલ્યાણ કરનારો લાગે તો સેવવો અને વિનાશ કરનારો લાગે તો તજવો.

---

કોઈ મનુષ્યે કોઈ વિષય અથવા પ્રક્રિયા અથવા કોઇ યોજના તમને સમજાવવાનો પ્રયત્ન કર્યો હોય અને તે સમજાવવામાં તેણે ભાષા પણ સરળ વાપરી હોય, કારણો પણ બળવાન્ આપ્યાં હોય, અને તમે પણ તેના ઉપર બરાબર લક્ષ આપ્યું હોય, તે છતાં પરિણામમાં તમને તે વિષય જરા પણ સમજાયો ન હોય, એવો કોઇ પ્રસંગ તમારે કદી આવ્યો છે? તે વિષયનો ભાવ કયા કારણથી તમારા મગજમાં ન ઉતર્યો, તેનું કારણ પણ તમને નહિ સમજાયું હોય, એવું પણ તમારે બન્યું હશે. તે વિષય તમને નહિ સમજાવાનું કારણ નીચે પ્રમાણે છેઃ તે વિષયમાં જે જે અંશોની ચર્ચા કરવામાં આવી હોય છે, તે અંશો તમને કેવળ નવીન હોય છે. વિચારનાં આંદોલનોનો જે ખાસ સંયોગ તેમાં થયો હોય છે, તેનો પૂર્વે તમારા મગજને કોઇ દિવસ સબંધ થયો હોતો નથી. આથી તે વિષયના નિરૂપણથી તમારા મગજમાં સજાતીય આંદોલનો ઉત્પન્ન થઇ શકતાં નથી. આમ છતાં તે વિષય ન સમજાયાથી જો તમને સંતાપ પ્રકટે છે, તો તમે એકલા પડો છો ત્યારે તે વિષયમાં તમારી વૃત્તિ એકાગ્ર કરો છો, તેનો વિચાર કરો છો, અને તેના ચિંતનમાં ને ચિંતનમાં તમારી વૃત્તિને જોડેલી રાખો છો. આમ થતાં પરિણામમાં તે વિષયને સમજવામાં જેવા પ્રકારનાં આંદોલનોનો સંયોગ થવો જોઇએ, તેવો સંયોગ તમારા મગજમાં થાય છે, અને તેમ થતાં તે વિષયઉપર ઓચિંતો પ્રકાશ પડે છે, અને તે તમને સમજાયો હોય એમ તમને લાગે છે.

જ્યારે તે મનુષ્યે તે વિષય તમને સમજાવવા પ્રયત્ન કર્યો હતો, ત્યારે તમે તેને સમજી શકયા ન હતા, પણ એકલા પડતાં તમારા મને મગજના જ્ઞાનતંતુઓ ઉપર ક્રિયા કરવાનું જારી રાખ્યું, અને અંતે ખરાં આંદોલનોને ઉપજાવ્યાં, અને જ્ઞાનનો એકદમ તમારા મગજમાં પ્રકાશ થયો. આ પ્રકાશ તે મનુષ્યે કહેલા શબ્દોથી તમારા મગજમાં પ્રકટ્યો નથી, પણ એકાગ્રતાથી જે વિચાર (જ્ઞાન) તમે તમારા પ્રતિ આકર્ષ્યો તેથી પ્રકટ્યો હોય છે. તે વિષયવિષે જે તમને જ્ઞાન થયું, તે કંઇ તેણે સમજાવેલી વાત તમને યાદ આવી તેથી થયું, એમ કંઇ નથી, કારણ કે તે વિષયને તમે સમજેલા જ ન હોવાથી કયા મુદ્દા યાદ રાખવા તે તમે જાણતા જ ન હતા, પણ તે જ્ઞાન એકાંતમાં એકાગ્રતાવડે તમે બહારથી તમારા પ્રતિ જે જ્ઞાન આકર્ષ્યું તેમાંથી પ્રકટયું હોય છે.

અનેક તત્ત્વજ્ઞાનીઓ તથા વિજ્ઞાનવિદોનાં ચરિત્રોનો તમે લક્ષપૂર્વક અભ્યાસ કરશો તો તેઓને આમ જ બન્યું હતું, એમ તમને સ્પષ્ટ થશે. ભારે અભ્યાસથી અને એકાગ્રતાથી તેઓએ એવા ઉચ્ચ વિચારોને શોધી કાઢયા હતા કે સામાન્ય મનુષ્યોને તે કેવળ અજાણ્યા હોવાથી તેઓ તેમને લેશ પણ સમજી શકયા ન હતા, અને તેથી તેવા વિચારોને પ્રકટ કરનારા તે મહાપુરુષો તેમના જીવનકાળમાં ભ્રમિત વૃત્તિવાળા અથવા ધર્મોધ પુરુષોતરીકે લેખાયા હતા, અને તેમના ઉપદેશોનું હાસ્ય કરી કાઢવામાં આવ્યું હતું. તેમના મરણપછી કેટલેક વર્ષે તે જ વિચારોમાં રહેલા ઉચ્ચ જ્ઞાનનો લોકોમાં સ્વીકાર થયો છે, અને તેઓનાં મહાપુરુષોતરીકે યશોગાન ગવાયાં છે, તથા તેમના કીર્તિસ્તંભો પણ ચણવામાં આવ્યા છે. આમાંના ઘણા મહાપુરુષોને જ્યારે તેઓ જીવતા હતા ત્યારે ઘણું જ ઓછું માન મળ્યું હોય છે, એટલું જ નહિ પણ તેમના ઉપર જુલમ પણ ગુજારવામાં આવ્યો હોય છે. તેઓનું વાસ્તવિક સ્વરૂપ તેમના જીવનકાળમાં ભાગ્યે જ સમજવામાં આવ્યું હોય છે, કારણ કે

મનુષ્યોનો એ સ્વભાવ જ હોય છે કે પોતાના ઉપરથી બીજાની કિંમત આંકવી, અર્થાત્ પોતાના જ્ઞાનઉપરથી આખા જગતના મનુષ્યોના જ્ઞાનની પ્રમાણુતાનો નિશ્ચય કરવો. પોતાના જ્ઞાનની મર્યાદામાં જે વાત ન આવી હોય તે યથાર્થ દૃષ્ટિથી ગમે તેટલી સાચી હોય તોપણ મનુષ્યો તેને ખોટી જ ગણે છે. જે વાત સમજવાની પોતાનામાં શક્તિ નથી હોતી તે વાત પોતાનાથી ચઢીયાતી બુદ્ધિવાળા મનુષ્યે ભલે શોધી કાઢી હોય તોપણ મનુષ્યોનો મોટો ભાગ તેને જુઠી કહે છે, અને તે ચઢીયાતી બુદ્ધિવાળા મનુષ્યને ચક્રમ્ અને ગાંડાની ઇસ્પીતાલમાં મોકલવા લાયક ગણે છે. પોતાને નહિ સમજાવાથી જે મનુષ્ય બીજાના વિચારોઉપર અને તર્કશ્રેણીઉપર ટીકા કરે છે તે મનુષ્ય પોતાની તેવી કૃતિથી પોતાની બુદ્ધિની નિકૃષ્ટતા દર્શાવી આપે છે.

(અપૂર્ણ.)

---

## દુઃખ નિરુપયોગી નથી.

પ્રત્યેક મનુષ્યના જીવનમાં દુઃખના પ્રસંગો આવ્યાવિના રહેતા જ નથી. કોઈ કોઈ પ્રસંગ તો એવા આવે છે કે જાણે દુઃખોએ આપણા ઉપર સામટાં તુટી પડવાનો સંપ કર્યો ન હોય, એમ આપણને ભાસે છે. સર્વ રીતે સુખી મનુષ્યનું ધન એકદમ જતું રહે છે, સ્ત્રી-પુત્ર આદિ કુટુંબનાં સઘળાં મનુષ્યો મરી જાય છે, ઘરબાર વેચાઈ જાય છે, અને ખાવાને સુકો રોટલો એક ટંક પણ ન મળે, એવી સ્થિતિ થઈ રહે છે. આવા પ્રસંગો વ્યવહારમાં ન્યૂનાધિક અંશમાં નિત્ય બનતા આપણે જોઈએ છીએ, અને તેમ થવાનું કારણ ઘણે પ્રસંગે આપણે સમજી શકતા નથી.

આવાં દુઃખ સોમાંથી પાંચને કે દશને જ આવે છે, એમ કંઈ નથી. સર્વને જ દુઃખનાં કાળાં વાદળાથી ઘેરાયલા આવા અંધકારના દિવસો આવે છે. વર્ષોનાં વર્ષો આનંદમાં મહાલ્યા કરતા હોઈએ છીએ, સમુદ્રની લહરીઓની પેઠે આપણે ત્યાં પૈસાની છોળો ઉછળતી હોય છે, ગાડી ઘોડે બેશીને તાંબુલ ચાવતા મિત્રોની સાથે પ્રસન્ન વદનથી નવાં નવાં શોભિતાં વસ્ત્રો પહેરીને ફરતા હોઈએ છીએ, અને સઘળાં જ કામમાં આપણા પાસા સવળા પડતા હોય છે, એટલામાં એકાએક દુઃખનું કાળું વાદળું જોતજોતામાં ચડી આવી આખા આકાશને ઘેરી વળે છે, અને આપણે સાવધ થવા જઈએ તે પહેલાં તો આપણા ઉપર તુટી પડી આપણને સર્વાંગ ભીંજવી નાંખે છે સઘળું જ તળેઉપર થઈ જાય છે. કોઈ ભયંકર બૉમ્બ છુટ્યો હોય તેની પેઠે આપણા સુખના ભવનના પુરચે પુરચા ઉડી જાય છે.

સુખમાં કલ્લોલ કરતાં આ મનુષ્યોને આવા અપ્રિય પ્રસંગો શા માટે આવવા જોઈએ! શા માટે જગતમાં નિરંતર સુખ ન પ્રવર્તી રહેવું જોઈએ ? શા માટે દુઃખે વગરબોલાવ્યે જ્યાં ત્યાં પ્રવેશી રંગમાં ભંગ કરવો જોઈએ ?

એટલા જ માટે કે આપણે અપૂર્ણ છીએ. અપૂર્ણ હોવાથી આપણને પૂર્ણ કરવા દુઃખ આપણા ઉપર આવે છે. આરસના પથ્થરઉપર સલાટનું ટાંકણું શું તેને પીડા આપવા માટે પડે છે ? આજે અપૂર્ણ રહેલી પાષાણની મૂર્તિઉપર કાલે સલાટ તીક્ષ્ણ ટાંકણાંના સેંકડો પ્રહારો તેને પૂર્ણ અને મનોહર કરવા મારે છે, એ શું આપણે નથી જાણતા ?

ટાંકણાંના પ્રહારો પડ્યાવિના પાષાણમાંથી મનોહર મૂર્તિ કેવી રીતે થાય ? પૂર્ણ મૂર્તિ થઇ રહ્યા પૂછી કયો સલાટ તેના ઉપર ટાંકણું મારે છે ? ઉલટું તેનું સર્વ પ્રકારે રક્ષણ કરવા જ સાવધાનતા સેવે છે.

આપણે અપૂર્ણ છીએ, અને આપણને પૂર્ણ થવાની જરૂર છે. જ્યાં સુધી આપણે અપૂર્ણ છીએ, અને અપૂર્ણ રહીશું ત્યાં સુધી દુઃખ આપણા ઉપર આવ્યા જ કરવાનું. ટાંકણું ન પડતાં પાષાણ જેમ પાષાણરૂપ જ રહે છે, અને મનોહર મૂર્તિરૂપ કદી પણ થતો નથી, તેમ દુઃખ ન પડતાં આપણે અપૂર્ણ અને દોષવાળા જ રહીએ છીએ, અને પૂર્ણ અને શુદ્ધ કદી પણ થતા નથી.

જો આપણે અપૂર્ણ અને દોષથી ભરેલા છીએ તો દુઃખનાં કાળાં વાદળાં આપણા ઉપર તુટી પડવાં જોઇએ જ. મેલા સુવર્ણે ધગધગતી ભઠ્ઠીમાં પડવું જ જોઇએ. દુઃખના અગ્નિમાં થઇને પસાર થવાની આપણે અગત્ય જ છે. આપણા ધાર્યા પ્રમાણે જ જો સઘળું બન્યા કરે, સંપત્તિ અને સુખના સમુદ્રોમાં જો આપણે આપણી આજની સ્થિતિમાં અખંડ રોળાયા કરીએ તો પરિણામ એ જ આવવાનો કે આપણે આવા ને આવા દોષવાળા અને અપૂર્ણ જ રહેવાના. પૂર્ણ અને શુદ્ધ થવાનો આપણને કદી પણ પ્રસંગ નહિ જ આવવાનો.

દુઃખ પ્રાપ્ત થવાથી અને તેમાં પણ તે સહન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાથી જ મનુષ્ય મોટો બને છે. વિપત્તિના અગ્નિમાં ધૈર્યથી પસાર થવાથી જ મનુષ્યમાં મનુષ્યત્વ અને દેવત્વ આવે છે, અને પરિણામે તે ઈશ્વર થાય છે.

હરિશ્ચંદ્ર, નળ, ધ્રુવ, પાંડવ આદિ અસંખ્ય મહાજનોને દુઃખ ન આવ્યું હોત તો શું તમને લાગે છે કે આજે તેઓ મહાજનોતરીકે પૂજાતા હોત ? દુઃખમાં જ મનુષ્યોના દૈવી ગુણો પ્રકટી આવે છે. દુઃખે જગતનું જેટલું હિત કર્યું છે તેટલું બીજા કોઇએ કવચિત્ જ કર્યું હશે.

દુઃખ જ્યારે આપણાથી ન ઉંચકાય એવા બોજાથી આપણને દાબે છે ત્યારે આપણે જમીનસાથે એકાકાર થતા નથી, પણ ઉંચા વધીએ છીએ; અને જેમ જેમ તે આપણને વધારે દાબે છે, તેમ તેમ આપણે વધારે ઉંચા થતા જઇએ છીએ, તે એટલે સુધી કે અંતે ગગનમાં પહોંચતા જતા આપણા મનોબળને પહોંચવા દુઃખ અશક્ત થઇ રહે છે.

આ કારણથી દુઃખ આવે ત્યારે નિઃશ્વાસ ન નાખો, રડો નહિ, અને પોતાને દુર્ભાગી ન માનો; પરંતુ આપણી ઉન્નતિ કરવાને જ તે આવ્યું છે એમ માની તે સ્થિતિમાં આપણામાં રહેલા ઉંચા ગુણોને પ્રકટાવો. ઉચ્ચ ગુણોને પ્રકટાવી વાસ્તવિક મહત્તાને પ્રાપ્ત કરવા માટે જ આપણું જીવન છે, એમ નિશ્ચય કરી, ઉચ્ચ ગુણોને પ્રકટવામાં મદદ કરનાર દુઃખને જોઇને પ્રસન્ન થાઓ.

# ब्रह्मसूत्र अथवा ब्रह्ममीमांसा.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૧ થી. )

तत्पूर्वकत्वाद् वाचः ॥ ४ ॥

**सूत्रार्थः**—વાગાદિનાં તેજસ્ આદિ ભૂતો કારણ છે તેથી ( પ્રાણની ઉત્પત્તિ એ પ્રકરણમાં કહેલી સિદ્ધ થાય છે. ) तत्पूर्वकत्वात्–તે એટલે તેજસ્, અપ્ અને અન્ન એ પૂર્વ છે–કારણ છે તેના તે तत्पूर्वक કહેવાય છે.

એવા વાગાદિ હોવાથી,

वाचः—આ પદ ઉપલક્ષક છે એથી વાક્, મનસ્ અને પ્રાણ એ ત્રણનું ગ્રહણ કરવાનું છે.

આ સૂત્રમાં એ કહ્યું કે યદ્યપિ तत्तेजोऽसृजत–તેણે તેજસ્‌ને સર્જ્યું એ પ્રકરણમાં પ્રાણની ઉત્પત્તિનો પાઠ નથી કેમકે તેજસ્, અપ્ અને અન્ન એ ત્રણની ઉત્પત્તિનું એ શ્રુતિમાં કથન છે; તોપણ વાણી, મનસ્ અને પ્રાણનું કારણ, બ્રહ્મ જેની પ્રકૃતિ છે એવાં તેજસ્, અપ્ અને અન્ન એ ત્રણ ભૂતો છે એમ કહ્યું છે અને વાગાદિ પણ ચક્ષુરાદિની માફક કરણરૂપ છે તેથી ચક્ષુરાદિને સમાન છે તેથી સર્વ પ્રાણ (ઇન્દ્રિયો, મનસ્ અને પ્રાણ ) બ્રહ્મના વિકારરૂપ છે એ આ પ્રકરણથી પણ સિદ્ધ થાય છે. આ પ્રકરણમાં अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक्–હે સોમ્ય ! મન અન્નમય છે, પ્રાણ જળમય છે, વાણી તેજોમયી છે એમ કહ્યું છે. તેમાં मयट् પ્રત્યયનો અન્નમય આદિમાં પ્રયોગ કર્યો છે. મયટ્‌નો અર્થ વિકાર છે. તેથી અન્નના એટલે પૃથિવીના વિકારરૂપ મનસ્ છે ઇત્યાદિ આ શ્રુતિનો અર્થ થયો. આ પ્રકારે મયટ્‌નો વિકારરૂપ મુખ્ય અર્થ લેવામાં આવે તો સ્પષ્ટપણે આ પ્રાણ વિકારરૂપ છે એ સિદ્ધ થાય છે કેમકે એ તેજસ્ આદિનાં કાર્ય છે અને તેજસ્ આદિ બ્રહ્મનાં કાર્ય છે. પ્રાણ વાયુરૂપ છે અને તે જલનું કાર્ય ન હોઇ શકે તેથી જલની સ્થિતિને અધીન પ્રાણની સ્થિતિ થાય છે એવો ( तदधीन સ્થિતિ હોવારૂપ ) મયટ્‌નો અર્થ કરવામાં આવે તોપણ જેની તેને અધીન સ્થિતિ છે તે તેના વિકારરૂપ છે એમ લઇ પ્રાણાદિ ભૂતના વિકાર છે એમ સિદ્ધ થઇ શકે છે. વળી બ્રહ્મકર્તૃક નામરૂપનું વ્યાકરણ પ્રતિપાદન કરતાં આ કથન આવે છેઃ येनाश्रुतं श्रुतं भवति–જેના શ્રવણથી સર્વ ઇતર અશ્રુત પણ શ્રુત થઇ રહે છે ઇત્યાદિ રીતે ઉપક્રમ છે, ऐतदात्म्यमिदं सर्वं–આ સર્વ આત્મરૂપ જ છે–એવો ઉપસંહાર છે. તથા અન્ય શ્રુતિમાં પ્રાણાદિની ઉત્પત્તિ સ્પષ્ટ રીતે કહી છે તેથી એ સર્વ કારણોથી સિદ્ધ થાય છે કે મનસ્ આદિને અહિં અન્નમયાદિ કહેવામાં આવ્યાં છે તેનું તાત્પર્ય એ સર્વ બ્રહ્મનાં કાર્યરૂપ છે એ પ્રતિપાદન કરવાનું જ છે. તેથી આ રીતે પણ પ્રાણો બ્રહ્મનાં કાર્યરૂપ છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે આ અધિકરણમાં ભોક્તા આત્માના ઉપકરણરૂપ પ્રાણોની ઉત્પત્તિ સિદ્ધ કરી. હવે એ પ્રાણ કેટલા છે તે સંખ્યાનો નિર્ણય કરવા ઉત્તર અધિકરણ શ્રી સૂત્રકાર રચે છેઃ

सप्त गतेर्विशेषितत्वाच्च ॥ ५ ॥

સૂત્રાર્થઃ—(પૂર્વપક્ષી કહે છે કે પ્રાણ) સપ્ત જ છે કેમકે એ સાત છે એમ શ્રુતિ કહે છે અને એને પ્રાણપદથી વિશેષિત કરવામાં આવ્યા છે.

પ્રાણોની ઉત્પત્તિના સંબંધમાં શ્રુતિઓની વિપ્રતિપત્તિનો પરિહાર થયો હવે આ અધિકરણમાં સંખ્યાના સંબંધનો શ્રુતિઓનો વિપ્રતિષેધ પરિહાર કરવામાં આવે છે. ત્યાં મુખ્ય પ્રાણના સંબંધમાં શ્રીસૂત્રકાર આગળ કહેશે. હાલ તો ઇન્દ્રિયોરૂપ ગૌણ પ્રાણની કેટલી સંખ્યા છે એનો નિર્ણય કરે છે. ત્યાં ઇન્દ્રિયોની સંખ્યા કેટલી લેવી એ શ્રુતિનો ભેદ હોવાથી સંદિગ્ધ થાય છે. सप्त प्राणाः प्रभवन्ति तस्मात्–તેમાથી સાત પ્રાણ-ઇન્દ્રિયો-ઉત્પન્ન થાય છે એમ એક શ્રુતિ કહે છે. અહિં સાતમાં પાંચ જ્ઞાનેન્દ્રિય તથા વાણી અને મનસ્ એ સાતનું ગ્રહણ થાય છે અન્યત્ર अष्टौ ग्रहा अष्टावतिग्रहाः—પાંચ જ્ઞાનેન્દ્રિય, વાણી, મનસ્ અને હસ્ત એ આઠ गृह्णन्ति बध्नंति–ગ્રહણ કરે છે એટલે બંધન કરે છે તેથી બધનરૂપ ગ્રહણ ગુણવડે ગ્રહ કહેવાય છે અને એ વિષયોને લીધે બંધક થાય છે તેથી એના આઠ વિષયો તે અતિગ્રહ છે. કોઇ સ્થળે सप्त वै शीर्षण्याः प्राणा द्वाववाञ्चौ–સાત શીર્ષણ્ય-શિરસમાં રહેનાર-પ્રાણ છે અને બે નીચેના પ્રાણ છે-એમ કરી બે ચક્ષુષ્, બે શ્રોત્ર, બે નાસિકા અથવા પ્રાણ અને વાક્ એ સાત શીર્ષણ્ય ઇન્દ્રિયો તથા પાયુ અને ઉપસ્થ એ બે નીચેની ઇન્દ્રિયો એમ મળી નવ ઇન્દ્રિયોનું કથન કર્યું છે. ક્વચિત્ नव वै पुरुषे प्राणा नाभिर्दशमो–એમ કહી આ નવ તથા દશમી નાભિ મળી દશ પ્રાણનું કથન છે, ક્વચિત્ दशेमे पुरुषे प्राणा आत्मैकादशः એમ કહી પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય તથા અગીઆરમો આત્મા એટલે મન વા અંતઃકરણ એમ કહી એકાદશ પ્રાણનું કથન કર્યું છે, सर्वेषां स्पर्शानां त्वगेकायनम्–ઇત્યાદિ સ્થલે બાર પ્રાણનું કથન છે. અહિં બારમો પ્રાણ તે બુદ્ધિ છે જેને એ સ્થળે હૃદય નામ આપ્યું છે चक्षुश्च द्रष्टव्यम्–ઇત્યાદિ સ્થળે આ બારમા અહંકારને ઉમેરી તેર પ્રાણનું કથન આવે છે. આ રીતે પ્રાણોની સંખ્યાના સંબંધમાં ભિન્ન ભિન્ન શ્રુતિઓ ભિન્ન ભિન્ન સંખ્યા દર્શાવે છે તેથી સંશય થાય છે કે પ્રાણ વા ઇન્દ્રિયોની કયી સંખ્યા લેવી.

આ પ્રમાણે સંશય થતાં આ સૂત્રથી પૂર્વપક્ષ એ પ્રાપ્ત થતો જણાવ્યો કે પ્રાણ સાત જ લેવા યોગ્ય છે. કેમકે सप्त प्राणाः प्रभवन्ति तस्मात्–તેમાથી સાત પ્રાણ ઉત્પન્ન થાય છે, એ આદિ શ્રુતિમાં સાતની જ ગતિ (અવગતિ) એટલે ઉપલબ્ધિ થાય છે. વળી सप्त वै शीर्षण्याः प्राणाः એ સ્થલે જે શીર્ષણ્ય સાત છે તે પ્રાણ છે એમ કહી પ્રાણત્વથી એ સપ્તને વિશેષિત કર્યા છે.

અહિં કોઇ શંકા કરે કે गुहाशया निहिताः सप्त सप्त–ગુહા એટલે હૃદય તેમાં શયન કરનાર અર્થાત્ સ્વ સ્વ સ્થાનમાં નિક્ષિપ્ત સાત સાત છે. એ સ્થળે સપ્ત સપ્ત એમ બે વાર કહી વીપ્સા કરી છે તેથી સપ્તપ્રાણ લેતાં આ શ્રુતિનો વિરોધ આવે છે, કેમકે એ શ્રુતિ સપ્તથી અતિરિક્ત બીજા સપ્તનું પ્રતિપાદન કરે છે. આમ કહેવામાં આવે તો, પૂર્વપક્ષી કહે છે કે, એ સાચું નથી. અહિં જે વીપ્સા છે તે પુરુષભેદને લેઇને કરી છે એટલે કે પ્રતિપુરુષ સપ્ત સપ્ત પ્રાણ છે એવો આનો અર્થ છે અને સાત સાત એટલે ચૌદ પ્રાણ છે એવો એ વીપ્સાનો અર્થ નથી. તેથી આ શ્રુતિસાથે વિરોધ નથી.

જેમ ઉદાહૃત શ્રુતિમાં સાતની સંખ્યાનું શ્રવણ છે તેમ અષ્ટ નવ આદિ સંખ્યા પણ તે તે સ્થળે શ્રુતિમાં જ કહીએ તો પછી સપ્ત જ શા માટે લેવા? એ પ્રશ્નનું ઉત્તર એ કે તે તે સંખ્યા શ્રુતિમાં કહેલી છે એ સત્ય છે પણ જ્યારે બે સંખ્યામાં વિરોધ

હોય ત્યારે એકનું જ ગ્રહણ થઇ શકે છે. ત્યાં જો થોડાની કલ્પનાથી ચાલતું હોય તો ત્યાં અધિકનું ગ્રહણ કરવું એમાં ગૌરવ છે. તેથી લાઘવને અનુસરી સપ્ત સંખ્યા સાચી છે એ નિશ્ચય કરાય છે અને એ સપ્તની વૃત્તિભેદની અપેક્ષા કરી અન્ય સંખ્યા શ્રુતિમાં કહી છે તેની ઉપપત્તિ કરવી યોગ્ય જણાય છે.

આ પ્રકારનો પૂર્વપક્ષ પ્રાપ્ત થતાં હવે શ્રીસૂત્રકાર એ સંબંધમાં સિદ્ધાન્ત જણાવે છે.

हस्तादयस्तु स्थितेऽतो नैवम् ॥ ६ ॥

**સૂત્રાર્થઃ**—( સપ્તથી અતિરિક્ત ) હસ્તાદિનું શ્રુતિમાં કથન છે તેથી આ રીતે સપ્તથી આધિક્ય સ્થિત હોવાથી સપ્ત જ પ્રાણ છે એમ લેવું અનુચિત છે.

આ સિદ્ધાન્તસૂત્રમાં પ્રથમ તો એ કહ્યું કે સપ્તથી અતિરિક્ત હસ્તાદિ ઇન્દ્રિયોનું શ્રુતિપ્રતિપાદન કરે છે. हस्तौ वै ग्रहः सकर्मणातिग्रहेण गृहीतः हस्ताभ्यां हि कर्म करोति–હસ્ત એ ઇન્દ્રિય છે તથા તેનો વિષય દાનાદાન કર્મરૂપ અતિગ્રહ એ વડે એ ગૃહીત છે, સંબદ્ધ છે, બે હસ્તવડે એ દાનાદાન કર્મ પુરુષ કરે છે. ઇત્યાદિ શ્રુતિમાં હસ્તની ઇન્દ્રિયરૂપે ઉક્તિ છે.

સપ્તથી અધિક હોવાથી એમાં સપ્તનો અંતર્ભાવ થઇ શકે છે. ન્યૂન અને અધિક એમ બે સંખ્યાનો સંશય હોય ત્યાં અધિક સંખ્યા સંગ્રાહ્ય થાય છે કેમકે તેમાં ન્યૂન સંખ્યા અંતર્ભાવને પામે છે. ન્યૂનમાં અધિક અંતર્ભાવને પામતી નથી. તેથી અલ્પની કલ્પના કરવારૂપ લાઘવને અનુસાર સપ્ત જ પ્રાણ છે એમ માનવું યોગ્ય નથી.

આથી ઉલટું ઉત્તર સંખ્યાને અનુસાર એકાદશ જ પ્રાણ–ઇન્દ્રિયો–લેવા ઉચિત છે. આ જ અર્થ दशेमे पुरुषे प्राणा आत्मैकादश–પુરુષમાં દશ ઇન્દ્રિયો છે અને આત્મા એટલે મનસ્ એકાદશ છે, એ શ્રુતિ કહે છે. અહિં ઇન્દ્રિયોનું પ્રકરણ છે તેથી આત્મા શબ્દવડે મનસ્ એટલે અંતઃકરણનું ગ્રહણ કરાય છે.

અહિં પૂર્વપક્ષી કહેશે કે એકાદશથી અધિક દ્વાદશ તથા ત્રયોદશ પણ શ્રુતિ કહે છે. હા, એ સાચું છે પણ એકાદશથી અધિક વ્યાપાર રહેતો નથી કે જેને માટે અધિકકરણની કલ્પના કરવી પ્રાપ્ત થાય. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ એ પાંચને વિષય કરનાર પાંચ પ્રકારનાં જ્ઞાન છે અને તેને માટે પાંચ જ્ઞાનેન્દ્રિયો છે; વચન, આદાન, વિહરણ, ઉત્સર્ગ અને આનંદ એ પાંચ કર્મ છે અને તેને માટે પાંચ કર્મેન્દ્રિય છે; તથા સર્વ અર્થને વિષય કરનાર, ત્રણે કાળને વિષય કરનારી જેની વૃત્તિ છે એવું અનેક પ્રકારની વૃત્તિવાળું મનસ્ એક અંતર ઇન્દ્રિય છે. આ મનસ્ જ વૃત્તિભેદથી–વ્યાપારભેદથી–કોઇ કોઇ સ્થળે ભિન્ન નામોથી, મનસ્, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ નામોથી વ્યવહરાય છે. કામ, સંકલ્પ આદિ નાનાવિધ વૃત્તિનો અનુક્રમ કરી શ્રુતિ કહે છે કે एतत् सर्वं मन एव–આ સર્વ મનની વૃત્તિ હોવાથી મનસ્ જ છે, અને મનસ્થી ભિન્ન તત્ત્વો નથી. તેથી દ્વાદશ તથા ત્રયોદશનું કથન આ રીતે ઉપપન્ન થાય છે અને તેને લીધે બાર કે તેર ઇન્દ્રિયો માનવાની અગત્ય રહેતી નથી.

વળી સપ્ત શીર્ષણ્ય પ્રાણ છે એમ આગ્રહ ધરનાર પૂર્વપક્ષીના મતપ્રમાણે જો ચાર જ પ્રાણ અભિમત કરે છે અને એ સ્થાનભેદથી સપ્ત કહેલા કરે છે. બે શ્રોત્ર, બે ચક્ષુષ્, બે ઘ્રાણ અને એક વાક્ એ ચાર જ ઇન્દ્રિયો ગણતાં થાય છે.

આ ચાર અથવા સપ્ત પ્રાણની વૃત્તિભેદરૂપ બીજી ઇન્દ્રિયો છે એમ પૂર્વપક્ષીએ કહ્યું હતું તે પણ અયોગ્ય છે કારણ કે હસ્તાદિ ઇન્દ્રિયોના વ્યાપાર અને આ ચારના

વ્યાપારમાં અત્યંત વૈજાત્ય છે તેથી એ ઇન્દ્રિયોને શ્રોત્રાદિ ચારની વૃત્તિભેદરૂપ લેવાય તેમ નથી.

આ જ પ્રમાણે नव वै पुरुषे प्राणा नाभिर्दशमी-એ શ્રુતિમાં દશ પ્રાણ કહ્યા છે તે દેહનાં છિદ્રોને અભિપ્રેત કરી કહ્યા છે અને દશ ઇન્દ્રિયો છે એમ ઇન્દ્રિયભેદને અભિપ્રેત કરી કહ્યા નથી. કારણ કે અહિં નાભિદશમી છે એવું વચન છે. નાભિ એ કોઇ ઇન્દ્રિયરૂપે પ્રસિદ્ધ નથી. મુખ્ય પ્રાણનું એક વિશેષ સ્થાન નાભિ પણ છે એટલાપરથી જ અહિં નાભિને દશમી કહી છે. શ્રુતિમાં કોઇ કોઇ સ્થળે ઉપાસનાને અર્થે કેટલાક (જેવા કે સપ્ત) પ્રાણનું કથન છે અને કેટલેક સ્થળે ઉપલક્ષણાર્થે (અષ્ટાદિનું) કથન છે. તેથી આ પ્રકારે પ્રાણની સંખ્યાસંબંધમાં ભિન્ન ભિન્ન શ્રુતિ હોવાથી કયી શ્રુતિ કયા અભિપ્રાયવાળી છે એનો વિવેક કરવાનું આવશ્યક છે. ત્યાં ઇન્દ્રિયોવડે થતાં કાર્યોમાત્ર જોતાં એકાદશ સંખ્યા જણાવનાર શ્રુતિવચન સંખ્યાના સંબંધમાં પ્રમાણ છે એ સિદ્ધ છે.

વર્ણક ૨.

આ પ્રકારે આ બે સૂત્રોનું એક વ્યાખ્યાન છે. આ વ્યાખ્યાન અસંગતજેવું કોઇ કહી શકે તેમ છે. કારણ કે સપ્ત પ્રાણ જ્યાં કહ્યા છે ત્યાં પાંચ જ્ઞાનેન્દ્રિય, વાક્ અને મનસ્ એ સાતનું ગ્રહણ છે. અને શીર્ષણ્ય પ્રાણ કહ્યા છે ત્યાં એ સાત નહિ લેવાતાં માત્ર ચાર જ લેવાય છે. તેથી પ્રથમ સૂત્ર આ વ્યાખ્યાનમાં ઘટતું નથી. આ અરુચિને લીધે આ બે સૂત્રોની આ બીજી યોજના છે, આ દ્વિતીય વ્યાખ્યાન છે. તે આ પ્રમાણેઃ—

પ્રથમ સૂત્રમાં પૂર્વ પક્ષ એ કહ્યો કે પ્રાણ સપ્ત જ લેવા. કેમકે સાતની જ ગતિ तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति-જીવની ઉત્ક્રાન્તિ થાય છે એટલે તેની પાછળ મુખ્ય પ્રાણની ઉત્ક્રાન્તિ થાય છે અને મુખ્ય પ્રાણની આ રીતે અનૂત્ક્રાન્તિ થઇ એટલે તેને અનુસરીને સર્વ ઇન્દ્રિયોરૂપ પ્રાણની ઉત્ક્રાન્તિ થાય છે-એ સ્થળે કહેવામાં આવી છે. અહિં શંકા થાય કે આ શ્રુતિમાં સર્વ શબ્દનો પાઠ છે અને તેથી સર્વ ઇન્દ્રિયોનું એ વડે ગ્રહણ થાય છે તો પછી સાત જ કેમ લેવા ! એ શંકાનું ઉત્તર કે આ પ્રકરણમાં ચક્ષુથી આરંભી ત્વક્પર્યન્ત સાત ઇન્દ્રિયો જ વિશેષિત છે અને તેથી તે જ પ્રકૃત છે. આ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે કે स यत्रैष चाक्षुषः पुरुषः पराङ् पर्यावर्तते अथारूपज्ञो भवति एकीभवति न पश्यतीत्याहुः-જ્યારે ચક્ષુપ્રદેશમાં રહેલો સૂર્યના અંશરૂપ પુરુષ બહિર્દેશમાંથી પોતાના અંશી સૂર્યમાં જતો રહે છે ત્યારે આ મરણના સંધિપર આવેલો પુરુષ રૂપને જાણતો નથી, ત્યારે એના લિંગ દેહના અંશરૂપ ચક્ષુરૂ ઇન્દ્રિય મનસાથે એક થઇ રહે છે અને ત્યારે પાર્શ્વસ્થ મનુષ્યો કહે છે કે હવે એ દેખી શકતો નથી, ઇત્યાદિ. અહિં દેખતો નથી, સુંઘતો નથી, બોલતો નથી, સ્વાદ જાણી શકતો નથી, શ્રવણ કરતો નથી, સંકલ્પાદિ કરતો નથી, જાણતો નથી એમ આગળ આ પ્રમાણે કહ્યું છે. તેથી સાતનાં જ કાર્યોનો અભાવ અહિં વર્ણ્યો છે. સર્વ શબ્દ સર્વનામ છે અને તેથી પ્રકૃતને જ લાગે છે. પ્રકૃત સાત છે તેથી સર્વવડે એ સાતનું જ ગ્રહણ થાય છે. જેમ સર્વ બ્રાહ્મણને ભોજન કરાવવું એ વાક્યમાં સર્વ શબ્દથી ભૂત, ભાવી અને વર્તમાન સર્વે બ્રાહ્મણમાત્રનું ગ્રહણ થતું નથી પણ જે બ્રાહ્મણો નિમન્ત્રિત છે અર્થાત્ પ્રકૃત છે તેનું જ ગ્રહણ થાય છે, તે જ પ્રમાણે અહિં પણ જે પ્રકૃત સપ્ત ઇન્દ્રિયો તેનું જ સર્વ શબ્દવડે ગ્રહણ કરી શકાય છે,

અને અન્યનું નહિ. અહિં શંકા થશે કે મનન કરતો નથી એમ કહ્યા પછી "જાણતો નથી, વિજ્ઞાન પામતો નથી" એમ અષ્ટમ ઇન્દ્રિયનું ગ્રહણ છે તો પછી સપ્તનું જ અહિં પ્રકૃતત્વ કમલો છો? એનું ઉત્તર એ કે મન અને બુદ્ધિ-(વિજ્ઞાન) એ બંને તત્વરૂપે એક જ છે, માત્ર વૃત્તિભેદથી એક મન અને તે જ વિજ્ઞાન કહેવાય છે. તેથી એ વિજ્ઞાન-પદવડે સપ્તથી અતિરેક પ્રાપ્ત થતો નથી અર્થાત્ સપ્ત સંખ્યા ઉપપન્ન જ છે. તેથી સપ્ત જ પ્રાણ છે એમ પૂર્વપક્ષ પ્રાપ્ત થયો

આ થતાં સિદ્ધાન્તસૂત્રથી એ ઉત્તર અપાયો કે એ સપ્તથી અતિરિક્ત હસ્તાદિ ઇન્દ્રિયો हस्तो वै ग्रहः-ઇત્યાદિ શ્રુતિમાં કહેલી છે. ત્યાં ગ્રહ એટલે બંધન કરનાર ક્ષેત્રજ્ઞ પુરુષ આગ્રહસંજ્ઞક ઇન્દ્રિયવડે બંધનને પામે છે, એ ક્ષેત્રજ્ઞ એક જ શરીરમાં બંધન પામે છે એમ નથી પણ અન્ય શરીરોમાં પણ બંધન પામે છે કેમકે બંધક ઇન્દ્રિયો સર્વત્ર સમાન છે, તેથી અન્ય શરીરમાં સંચાર પામનાર આ બંધન જેને ગ્રહ સંજ્ઞા આપી છે તે છે એ કહેવામાં આવે છે. આમ હોવાથી સ્મૃતિવચન છે કે पुर्यष्टकेन लिङ्गेन प्राणाद्येन स युज्यते । तेन बद्धस्य वै बन्धो मोक्षो मुक्तस्य तेन च ॥ અવિદ્યા, કામ, કર્મ, ભૂત પંચક, પ્રાણ પંચક, જ્ઞાનેન્દ્રિય પંચક, કર્મેન્દ્રિય પંચક, અને અંતઃકરણ એ અષ્ટનું નામ પુર્યષ્ટક છે. એ પુર્યષ્ટક પ્રાણપર આરૂઢ થઇ પ્રયાણ કરે છે. તેથી પ્રાણાદ્ય એ પુર્યષ્ટકથી ક્ષેત્રજ્ઞ પુરુષ સંયુક્ત થાય છે અને એને લીધે જ એને બંધ તથા મોક્ષ થાય છે. આ સ્મૃતિવચન જણાવે છે કે મોક્ષથી પૂર્વે ગ્રહસંજ્ઞક આ બંધનનો જીવનો વિયોગ થતો નથી અર્થાત્ જીવસાથે એ સદા સંયુક્ત રહે છે. આથર્વણમાં ઇન્દ્રિયો તથા વિષયોનો અનુક્રમ કરતાં જેમ चक्षुश्च द्रष्टव्यं च-ચક્ષુ એ ઇન્દ્રિય છે તથા રૂપાદિ દ્રષ્ટવ્ય તેના વિષય છે એમ કહ્યું છે તે જ પ્રમાણે हस्तौ चादातव्यं च उपस्थश्चानन्दयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च॥ એમ કહી હસ્ત એ ઇન્દ્રિય તથા આદાન તેનું કામ, ઉપસ્થ એ ઇન્દ્રિય તથા આનંદ તેનું કર્મ, પાયુ એ ઇન્દ્રિય તથા વિસર્ગ તેનું કર્મ અને પાદ એ ઇન્દ્રિય તથા ગમન તેનું કર્મ એમ જણાવ્યું છે અર્થાત્ ચક્ષુરાદિની માફક હસ્તાદિને ઇન્દ્રિયરૂપે વર્ણ્યો છે. તે જ પ્રમાણે दशेमे पुरुषे प्राणा आत्मैकादशः ते यदास्माच्छरीरान्मर्त्यादुत्क्रामन्ति अथ रोदयन्ति-પુરુષમાં આ દશ ઇન્દ્રિયો તથા અગીઆરમી ઇન્દ્રિય તે મન છે એ અગીઆર જ્યારે આ મરણશીલ શરીરથી ઉત્ક્રમણને પામે છે ત્યારે પાર્શ્વસ્થ લોકને રૂદન કરાવે છે-એ શ્રુતિમાં આ એકાદશની ઉત્ક્રાન્તિ કહી છે વળી ઉપર જણાવેલી શ્રુતિમાં સર્વ શબ્દ પ્રાણસાથે સંબદ્ધ છે તેથી અશેષ પ્રાણોનું અભિધાન કરે છે અને પ્રકરણને લઇને સપ્ત પ્રાણનું જ અભિધાન કરતો નથી, કારણ કે પ્રકરણકરતાં શબ્દ અર્થાત્ શ્રુતિ અધિક બલવાન્ છે. સર્વ બ્રાહ્મણોને ભોજન આપવું એમાં પણ અવનિવર્તી સમસ્ત બ્રાહ્મણોનું જ ગ્રહણ કરવું યોગ્ય છે કારણ કે સર્વ શબ્દનો પ્રયોગ છે, પણ એ સર્વને ભોજન કરાવવું અસંભવિત હોવાથી જ સર્વ શબ્દની વૃત્તિ નિમંત્રિત બ્રાહ્મણોના વિષયક લેવાય છે. અહિં સર્વ શબ્દના અર્થને સંકુચિત કરવામાં એવું કોઈ કારણ નથી. તેમ અહિં સર્વ શબ્દથી અશેષ પ્રાણો-ઇન્દ્રિયોનું પરિગ્રહણ કરવું યોગ્ય છે. સપ્ત ઇન્દ્રિયોનું ઉત્ક્રમણ કહ્યું છે તે પ્રદર્શનાર્થે છે, ઉપલક્ષણરૂપ છે, તેથી સર્વ રીતે શબ્દતઃ તથા કાર્યતઃ ઇન્દ્રિયો એકાદશ છે એ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે પ્રાણોની ઇયત્તાના સંબંધમાં નિર્ણય કરી એ ઇન્દ્રિયોરૂપ પ્રાણોનું પરિમાણ નિર્ણય કરવા શ્રી સૂત્રકાર અન્ય-અધિકરણ રચે છે, તથા તેનો સિદ્ધાન્ત જણાવે છે.

(અપૂર્ણ.)

# श्री नृसिंहसिद्धान्तचन्द्रोदय.

( અનુસંધાન ૨૬ મા વર્ષના પૃષ્ઠ ૧૬૦ થી. )

### ગૃહમેધ.

ગૃહસ્થાશ્રમીનો દાંપત્ય યોગ ગૃહમેધરૂપ છે—વિષયી જનોના સંસાર અને ગૃહમેધના સ્વરૂપનો ભેદ—ગૃહમેધની શારીર માનસ અને અધ્યાત્મભૂમિકા—ગૃહમેધની આત્મભાવના અને બૃહદારણ્યકના અવિદ્યાસૂત્રની મીમાંસા—ગૃહમેધનાં પાંચ સાધનો—શારીર ગૃહમેધના ફલરૂપ થતી સંતતિની ધારા—માનસ ગૃહમેધથી ઉત્પન્ન થનારા જ્ઞાનવૈભવ—અધ્યાત્મગૃહમેધનું "સ્વાત્માનુસંધાન"રૂપ ફલ—આ સિદ્ધાન્તના પ્રામાણ્યમાં વિશ્વાધારની ઉક્તિ—પશ્ચિમના ગૃહસ્થાશ્રમ અને આપણા ગૃહમેધનાં સ્વરૂપ, સાધન અને ફલમાં ભેદ—આપણા ગૃહમેધમાં ગુંથાયેલી ત્રિવિધ ઋણભાવના—ત્રિવિધ ઋણિપણું અને ત્રિવિધ ઋણભાવનાનો પરસ્પર સંબંધ—આ ઋણભાવનાની અવગણનાથી ઉત્પન્ન થતી વનસ્પતિ, પ્રાણી, અને જનસમાજપ્રતિની આપણી અપકારવાળી પ્રવૃત્તિ—પ્રકૃતિદેવીનો પ્રકોપ—આપણી લૌકિક નીતિની શિથિલતા—ત્રિવિધ ઋણનિવૃત્તિના ઉપાયો—દેવવર્ગપ્રતિનું અને બ્રાહ્મણવર્ગપ્રતિનું કર્તવ્ય—ઉપાસના અને સ્વાધ્યાયપ્રવચનની મહત્તા—વર્તમાન કાલનો અધ્યયનલોપ—આપણી પરધર્મીઓના ઉપદેશઉપર આધાર રાખવાની શોચનીય દશા—શ્રીમન્નૃસિંહાચાર્યજીના જીવનપ્રસંગમાંથી સ્વાધ્યાય પ્રવચનનો બોધ—અતિથિયજ્ઞ—સ્થળ, અન્ન, જલ, વસ્ત્ર, અને ધન—રૂપ પાંચ પદાર્થોથી અતિથિનું સંતર્પણ—ચતુર્ભદ્રનો બોધ.

---

## पंचम कला.

---

### गृहमेध.

एतावान् वै काम. ॥—बृ आ. उ.



વ્યતીત પ્રકરણોમાં આપણે ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગની સિદ્ધિ શી રીતે કરવી તે સંબંધમાં શ્રીમન્નૃસિંહાચાર્યજીના સન્નિશ્રયો વર્ણન કરી ગયા, અને આ ત્રિવર્ગની સિદ્ધિ એકાકી પુરુષ સાધી શકે તેમ નથી, પરંતુ સહધર્મચારિણીના યોગથી અંત્ શુદ્ધ ગૃહસ્થાશ્રમના ધર્મપાલનવડે તે ત્રિવર્ગની પરસ્પર અબાધિત સિદ્ધિ સાધી શકાય છે એમ પ્રતિપાદન કરી ગયા.

શ્રી સનાતનવેદધર્મના ગૃહસ્થાશ્રમરૂપ વિભાગની વર્તમાનકલમાં બે પ્રકારથી તાણાતાણ થતી આપણે અનુભવીએ છીએ. એક પક્ષ પશ્ચિમની વિદ્યાપદ્ધતિથી કેળવાયેલો દંપતીયોગને પુષ્ટ માની માત્ર ઐહિકસુખના સાધનભૂત તેને ગણી કાઢે છે; અને બીજો પક્ષ પ્રાચીન રહસ્યશ્રેણીને નહિ જાણવાથી ગૃહપતિ અને ગૃહિણીના યોગને માત્ર ઐહિકસુખસિદ્ધિમાં અધઃપતન ન થાય—અર્થાત્ નીતિ રીતિમાં સભ્યતાથી રહેવાય એવા હેતુથી આપણા વિચારકોએ

યોજેલો એક કૃત્રિમ માર્ગ છે એમ માને છે. જ્યારે એક પક્ષ દાંપત્યધર્મને પરમાર્થનો અનુસંધાયક માનતો નથી, ત્યારે બીજો પક્ષ વસ્તુતઃ તેને પરમાર્થવિરોધી માની શિષ્ટતાની છાપવડે તેનો સત્કાર કરે છે બંને પક્ષ સનાતન વેદધર્મના અંશભૂત દાંપત્યધર્મને અન્યાય આપે છે. ગૃહસ્થાશ્રમીઓનો ગૃહમેધ માત્ર વિષયીજનોના વિદગ્ધ વિલાસરૂપ નથી, તેમ મોટા અનર્થમાં પડતાં બચાવનાર કૃત્રિમ નીતિરક્ષક ઉપાય નથી. ગૃહમેધ કેવલ વિષયભોગને અર્થે નથી, તેમ કેવલ સદ્‌વર્તનના રક્ષણાર્થ ઉભો કરેલો કીલ્લો નથી, પરંતુ પરમ પાવન એક યજ્ઞ છે. તે યજ્ઞમાં દીક્ષા અને વ્રતપાલનની અપેક્ષા છે. હોળીની પેઠે ગમે તે રીતે તે યજ્ઞ સધાતો નથી. અવિધિથી સેવાયેલો તે હોળીરૂપ બને છે; વિધિથી સેવાયેલો તે શ્રૌતયજ્ઞના કરતાં પણ ચઢીઆતા ફલને આપનાર છે.

વેદધર્મમાં પત્નીને આવશ્યક અંગભૂત ગણવામાં ઋષિ મુનિઓએ ઘણો ગંભીર વિચાર કર્યો છે, અને તેના યોગથી ઉત્પન્ન થતા અધ્યાત્મભૂમિકાના લાભો આ ગ્રંથના ઉત્તરાર્ધમાં વર્ણવવામાં આવશે. પરંતુ ત્રિવર્ગનું પ્રતિપાદન કરતા પૂર્વાર્ધમાં દાંપત્યયોગ શારીર અને માનસ ભૂમિકામાં કેવા પરિણામોને પ્રકટ કરે છે તે વર્ણન કરવું ઇષ્ટ ગણ્યું છે.

કર્મકાંડ અને જ્ઞાનકાંડની વચલી ભૂમિકા ઉપાસના કાંડની આપણા ધર્મમાં છે. આ ઉપાસના કાંડનો મોટો ભાગ ગૃહીઓને અર્થે વિધાન થયેલો છે, અને રહસ્યવિદ્યાના મુખ્યાધિકારી આવા કૃતોપાસિત ગૃહીઓને જ માનવામાં આવ્યા છે. બૃહદારણ્યકમાં આ વસ્તુની મીમાંસા કરવામાં આવી છેઃ—

आत्मैवेदमग्र आसीदेकएव सोऽकामयत जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीयेत्येतावान् वै कामः ..............

"આત્મા આ વિશ્વના આરંભમાં એક હતા. તેમણે ઇચ્છા કરી કે મને પત્ની પ્રાપ્ત થઓ. જેથી પ્રજા ઉત્પન્ન થાય; મને વિત્ત પ્રાપ્ત થાઓ જે વડે હું યજ્ઞાદિ કર્મ કરૂં—આટલામાં કામની પરિસમાપ્તિ છે"—ઇત્યાદિ.

વેદાન્તદર્શનના પ્રવર્તકો આ શ્રુતિવાક્યને અવિદ્યાસૂત્ર કહે છે. કારણ કે અલ્પ અક્ષરથી યોજાયેલું, સંદેહવિનાના અર્થનું પ્રતિપાદન કરનારૂં, સારવાનું, અને વિશાલ રહસ્યને પ્રસરાવનારૂં તે વાક્ય છે. બ્રહ્માંડની સૃષ્ટિના આરંભને પ્રબોધનારૂં આ અવિદ્યાસૂત્ર પિંડસૃષ્ટિને વર્તમાન સમયમાં પણ લાગુ પડે છે; નહિં તો તે સનાતન ધર્મને પ્રબોધનાર વાક્ય ગણાય નહિ. પિંડ-બ્રહ્માંડનો ન્યાય એક જ પ્રકારનો છે સંસારનો આરંભ કરનાર દેહાદિ ઉપાધિમાં આત્મબુદ્ધિ બાંધનાર પુરુષ પ્રથમ પોતાને અપૂર્ણ માને છે; પોતાની અપૂર્ણતાની નિવૃત્તિઅર્થે પત્નીને ઇચ્છે છે, તેનો યોગ થતાં પ્રજારૂપ ફલને ઝંખે છે; અને વ્યવહાર સાધવાના સાધનરૂપ માનુષ વિત્તને, અને પરમાર્થ સાધવાના સાધનરૂપ દૈવી વિત્તને મેળવવા પ્રયત્ન કરે છે. આ પ્રમાણે (૧) આત્મા, (૨) પત્ની, (૩) પ્રજા, (૪) માનુષવિત્ત અને (૫) દૈવી વિત્ત—એ પાંચ સાધનોવડે ગૃહમેધ સધાય છે, અને તેથી તે યજ્ઞને પાંક્ત અર્થાત્ પાંચ સાધનથી સધાય તેવો યજ્ઞ શાસ્ત્રકારો કહે છે.

આ સૂત્રવાક્યમાં ગૃહમેધનાં સાધનો અને સાધ્યનો નિર્દેશ કરવામાં આવ્યો છે. સાધનો પાંચ છે, ત્યારે સાધ્ય એક છે. અને તેને કૃત્સ્નતાપ્રાપ્તિ અર્થાત્ પૂર્ણભાવાપત્તિ કહે છે,

ગૃહાઓની અપૂર્ણતા શારીર, માનસ અને અધ્યાત્મ—એમ ત્રણ પ્રકારની હોવાથી પ્રામાણ્યપૂર્ણતા પણ ત્રણ પ્રકારની હોય છે, અને તેથી ગૃહમેધ પણ શારીર, માનસ, અને અધ્યાત્મ એમ ત્રણ પ્રકારનો વિધાન કરવામાં આવ્યો છે. નિર્દોષ પ્રેમભાવથી જેમનો દેહયોગ થયો છે એવાં દંપતીઓ—यत्र मनस्तत्तुष्टो रागस्तत्र ऋद्धिः ॥—એ ધર્મસૂત્રકારના વચનાનુસાર રામચંદ્રાદિ તનુજોને "આનંદગ્રથિ"રૂપે પ્રાપ્ત કરી શારીર પૂર્ણતાને પ્રત્યક્ષ અનુભવતાં વર્ણવાયાં છે; બ્રહ્મા અને સાવિત્રીના અદ્દભુત માનસ યોગથી સનકાદિ મહર્ષિઓ જન્મ્યા છે; અને કેવલ અધ્યાત્મયોગના પ્રભાવથી વેદવ્યાસને શુકદેવજી પ્રાપ્ત થયા છે. આ શાસ્ત્રનાં ઉદાહરણોઉપર જેમને શ્રદ્ધા ન હોય તેમને વર્તમાન સૃષ્ટિનું નિરીક્ષણ કરવાનું વિનવવામાં આવે છે, અને તેમ કરતાં તેમને અવશ્ય જણાશે કે પવિત્ર દંપતીઓની અપત્યધારા શારીર, માનસ, અને અધ્યાત્મભૂમિકામાં પ્રસરેલી હોય છે. આ રહસ્યયોગ પ્રવર્તતો ન હોય તો એક સામાન્ય સુતારનું કામ કરનાર દંપતીને ત્યાં મહાત્મા જિસસ ક્રાઇસ્ટનો જન્મ શી રીતે સંભવે? દરિદ્રાવસ્થામાં રહેલાં બ્રાહ્મણકુટુંબમાં અસાધારણ રાજ્યનીતિજ્ઞ ચાણક્ય અથવા વિષ્ણુગુપ્તનો આવિર્ભાવ શી રીતે થાય? અને પરમ રાજ્યવૈભવમાં ઉછરેલા અને દુઃખની પ્રતીતિ ન થાય એવી યોજનામાં વિંટળાયેલા ગૌતમ બુદ્ધનાં જ્ઞાનવૈરાગ્યની પરાકાષ્ઠા શી રીતે થાય? આ દૃષ્ટાન્તો શુકાદિજેવા પૌરાણિક નથી, પણ ઐતિહાસિક છે, અને તેથી કોઇપણ બુદ્ધિમાને ઉપેક્ષા કરવા યોગ્ય નથી. આ સર્વ ઉદાહરણોમાં દંપતીયોગનું વિશુદ્ધ ફલ પ્રજામાં તે તે ભૂમિકામાં ઉતર્યું છે એ સ્પષ્ટ થયા વિના નહિ રહે.

**શ્રીમન્નૃસિંહાચાર્યજી** ગૃહમેધના આ રહસ્યનો વારંવાર બોધ કરતા હતા. "અપુત્રવાનની ગતિ નથી"—એવા શાસ્ત્રવચનનો અર્થ વિશ્વાધારના મુખથી **શ્રી સિદ્ધાંત-સિંધુમાં** આ પ્રકારનો કરવામાં આવ્યો છે:—

"એક તો અર્થ એવો છે કે શાસ્ત્રે વિધાન કરેલે માર્ગે ગૃહસ્થાશ્રમને સેવનાર પુરુષ સ્વધર્માચરણી સુપુત્રને ઉત્પન્ન કરે જેથી તે દ્વારા તે સ્વર્ગાદિ સુખને અથવા પરમપદની પ્રાપ્તિરૂપ મોક્ષને પામવા અધિકારી થાય; અને બીજો અર્થ એવો કે ગૃહસ્થાશ્રમના સેવનથી પુત્ર ન થાય તો તેણે આ લૌકિક સંપૂર્ણ દુઃખરૂપ વિષયોમાંથી સુખબુદ્ધિનો પરિત્યાગ કરી ઉત્તમ પ્રકારે કર્મઉપાસનાદ્વારા સ્વાત્માનુભવ જ્ઞાન જે પરમાનંદને પ્રાપ્ત કરે છે તે અનુભવજ્ઞાનરૂપ પુત્રને ઉત્પન્ન કરવો જેથી સાક્ષાત્ મોક્ષને પમાય છે. આ બેમાંથી એક પણ કાર્યની સિદ્ધિ ન કરી તો તે પુરુષ હજારો વર્ષનું આયુષ્ ભોગવનારો તથા અનેક વૈભવયુક્ત હોય તો પણ વિષ્ટાના કીટ સરખો જાણવો એવો **શ્રેષ્ઠ પુરુષોનો અનિવાર્ય સિદ્ધાન્ત છે.**"

ગૃહમેધનું ઇષ્ટફલ (૧) દેહધારી સુપુત્ર અને (૨) સ્વાત્માનુભવરૂપ અધ્યાત્મપુત્ર—એમ બે છે. વિષયસુખ ગૃહમેધનું ઇષ્ટફલ નથી, પણ આનુષંગિક ફલ છે. સનાતન વૈદિક ધર્મના દાંપત્યરૂપ યોગને વિષય સુખના જ સાધનરૂપ માનનારા નવકુતૂહલીઓ, અને પુત્રવિના નરકમાં જવાના ભય ધરાવનારા જુની ઘરડના મનુષ્યો ગૃહમેધના રહસ્યને જાણતા જ નથી, અને તેથી શાસ્ત્રપ્રતિપાદ્ય ફલથી ભ્રષ્ટ રહે છે.

પશ્ચિમના ગાર્હસ્થ્ય, અને આપણા ભારતવાસીઓના ગૃહમેધમાં મોટો ભેદ છે. પશ્ચિમના ગાર્હસ્થ્યનું બંધારણ ધર્મભાવનાસાથે સંબંધ રાખતું નથી, તથા દંપતીઓની પોતાની વ્યક્તિની ઐહિક ઉન્નતિ સાધવા વિના તેમાં ઉંડું રહસ્ય નથી; આપણો ગૃહમેધ ધર્મસૂત્રથી બંધાયલો છે, અને તેમાં કુટુંબ તથા સમાજની ઉન્નતિ મુખ્ય લક્ષ્ય છે, અને વ્યક્તિની ઉન્નતિ ગૌણ છે. પશ્ચિમનાં લગ્નગ્રથિત જોડાં લગ્ન થયા પછી માતપિતાદિ કુટુંબીજનોસાથેના સંબંધને, જાણે કોઈ જાતનો ઉપકાર તેમણે કર્યો જ ન હોય તેમ, શિથિલ બનાવે છે, અને સમાજને પોતાની સ્વતંત્ર વૃત્તિને અનુકૂલ વર્તાવવા જાણે પોતાનો હક હોય એમ માની પ્રવૃત્ત થાય છે. આ ભાવનાના પરિણામમાં જો કે સ્વાશ્રયત્વ, અને આત્મગૌરવ વગેરે વ્યક્તિનિષ્ઠ ગુણો કેળવાય છે, તોપણ સહાનુભૂતિ, સમાજગૌરવ ઇત્યાદિ ગુણો શોષાય છે. આપણા ગૃહિઓ કુટુંબ અને સમાજપ્રતિ પોતાનું ઋણ છે, અને તે ઋણનિવૃત્તિરૂપ પોતાનું કર્તવ્ય છે તે સારૂ ગૃહમેધ સાધે છે, અને તેથી કુટુંબ અને સમાજના બંધારણોને સુશ્લિષ્ટ બનાવે છે એટલું જ નહિ પણ ધનલાલસા, સ્વાર્થબુદ્ધિ વિગેરે દોષોનું શમન કરી દાન અને પરમાર્થબુદ્ધિ વગેરે ગુણોને સાધી શકે છે.

આ ગૃહસ્થાશ્રમના સ્વરૂપના બંધારણનો પશ્ચિમ અને પૂર્વનો મુખ્ય ભેદ વિચારકોએ અને સામાજિક હિતચિંતકોએ લક્ષમાં લેવા યોગ્ય છે. પશ્ચિમના મનુષ્યોને જન્માન્તરભાવના ઇષ્ટ નહિ હોવાથી, અને દેવાદિની ભાવના સંદેહ પડતી હોવાથી પોતાનો જન્મ જાણે પૂર્વાપર સંબંધવિનાનો, અને ઉપકાર તથા પ્રત્યુપકારના બંધનવિનાનો હોય એવું દૃઢ મંતવ્ય હોય છે; જ્યારે આપણા ધર્માનુસારી મનુષ્યોને જન્માન્તરભાવના, અને દેવાદિની ભાવના પોતાના વર્તમાન જીવનજેવી જ સત્ય હોવાને લીધે પોતાનો જન્મ કર્મવિપાકને અનુસાર હોવાથી પોતે આ વિશ્વનાં પ્રાણીપદાર્થોપ્રતિ ઋણબંધનથી બંધાયલા છીએ એવું મંતવ્ય હોય છે. પોતે કુટુંબ, સમાજ, તથા પ્રાણીવર્ગપ્રતિ જેટલો ઉપકાર કરે તેનાં કરતાં તેમનો ઉપકાર પોતાના ઉપર અધિક છે તેથી પોતે લેણદાર નથી પણ ઋણી છે એવી ભાવનાથી પ્રેરાઇ વર્તમાન જન્મનાં કર્તવ્યોને તે સાધે છે; અને ઋણનિવૃત્તિ લેણદારોનો અનુગ્રહ મેળવી યથાશક્તિ સાધી પોતાના આત્મહિતને સાધવા પ્રવૃત્ત થાય છે.

વનસ્પતિવર્ગ અને પ્રાણિવર્ગ આપણા માનુષ જીવનમાં આપણા ઉપર કેટલો ઉપકાર કરે છે તે આ વિજ્ઞાનપ્રધાન ( Scientific ) જમાનામાં સર્વ કોઇ જાણે છે, છતાં આપણ મનુષ્યપ્રજા તે વનસ્પતિ અને પ્રાણીઓના વર્ગપ્રતિ ક્રૂર દૃષ્ટિથી જોઈએ છીએ. અને તેઓ પોતાની જરૂરીઆતઉપરાંત આપણા જીવનને ઉપયોગી અંશો ઉદાર ભાવથી આપ્યો જાય છે, તોપણ હિંસાથી પ્રેરાઇ નિષ્પ્રયોજન તેમનો નાશ કરીએ છીએ. જીવનના સ્વતંત્ર હકવાળા અને પશ્ચિમના જડવાદની તાણમાં તણાતા ઘણા વિદ્વાન્ ગણાતા મનુષ્યો વનસ્પતિ અને પ્રાણિવર્ગના ઔદાર્ય અને ઉપકારનો સંકોચ અને અપકારથી બદલો વાળે છે; વનસ્પતિઓને નિષ્પ્રયોજન છેદી, અથવા કેવલ ઐહિકસુખના ઉદ્દેશથી પ્રેરાઇ વૃષ્ટિના પ્રવર્તક ગાઢાં અને સુરમ્ય જંગલોનો નાશ કરી અનાવૃષ્ટિનાં નિમિત્તોને ઉભાં કરે છે; પ્રભુની અલૌકિક મહત્તાને જણાવનાર અને પોતાના મધુર કલ કલ શબ્દોવડે સંસારના તાપથી તપેલા જીવોને વિનોદ આપનાર પક્ષીઓનો

નાશ કરી મનુષ્યવર્ગના કબજે ન આવે તેવા જંતુ વર્ગનો વધારો કરી ધાન્યાદિનો ક્ષય કરે છે. વળી વધારે તાનમાં આવી જંતુવર્ગનો નાશ કરવામાં નવા રોગોને પ્રસરાવનાર અણુમય જીવવર્ગ (bacilli) નો વધારો કરે છે; અને છેવટમાં હતામાં તે.પના ગોળા મારી રોગનિવૃત્તિ કરવાની આશાથી તે અણુમય જીવવર્ગનો શી રીતે નાશ થાય તેવા ઉપાયો શોધે છે; અવિનાશી અને પરિણામી નિત્ય પ્રકૃતિ–કુપુત્રો જાયેત ક્વચિદપિ કુમાતા ન ભવતિ એ ન્યાયે કેવલ કૃપાભાવથી પ્રેરાઇ મનુષ્યપ્રજાના આ હિંસ સ્વભાવને સહન કરી કુપુત્રોને જીવવા દે છે; અને જ્યારે અધિક ઉન્માદ અને જ્ઞાનનો ગર્વ ધરી કુપુત્રો માતાને પોતાને મારવા તૈયાર થાય છે ત્યારે નવા સુપુત્રોની જનની તે પ્રકૃતિદેવી તેવી કુપુત્ર પ્રજાને અંતઃકલહથી, પ્રકૃતિક્ષોભથી, ભયંકર ચેપી રોગોથી, અને એવી અનંત અગમ્ય રીતિઓથી નાશ કરી પૃથ્વીને ભારમુક્ત કરે છે. પ્રકૃતિના આ રહસ્યનું શ્રીકાલિકાની મૂર્તિમાં પૈરાણિકોએ ચિત્ર ચિતર્યું છે.

(અપૂર્ણ.)

---

## બે સાહેલીઓ.



મોહિની અને રમ્યા બે સમાન વયની સાહેલીઓ હતી બન્નેનું વય લગભગ ૧૮ વર્ષનું થયું હતું. મોહિની અતિશય સુંદર હતી. કામના બાણસરખી ભ્રમરો, સ્ત્રીજાતિની સ્વભાવસિદ્ધ ચપલતાના નિદર્શનરૂપ નેત્રોનું રહુરણ, પદ્મપત્રના મધ્ય ભાગસમાન વર્ણવાળા ઓષ્ઠ, મૌક્તિકસરખી ધવલ દંતપંક્તિઓ, અને એ વિના સુંદરતાના અનેક ભાવો તેના સમગ્ર ગૌર શરીરઉપર તરી રહ્યા હતા. સર્વ કોઇ તેને એક જ વખત જોતાં તેની સુંદરતા-માટે એક સ્વરે કબુલ કરી દે તેમ હતું.

રમ્યાનો વર્ણ ગૌર હતો, અને આકૃતિ પણ સારી હતી. તેમ છતાં મોહિનીજેવી સુંદર ન હતી. તેનાં નેત્ર સૌમ્ય અને કોઇ વિલક્ષણ ભાવને દર્શાવનારાં હતાં.

સુંદરતામાં આવો ભેદ હોવા છતાં પણ જે તે રમ્યાને વધારે બોલાવે, તેની સાથે પ્રેમથી વાતો કરે, અને જેમાં તેમાં તેને ભેળવે. મોહિની સુંદર છતાં મનુષ્યોનું એટલું બધું આકર્ષણ તેના પ્રતિ થાય નહિ. તેને આ સંબંધી ઘણી વખત વિચાર આવતો અને પ્રશ્ન થતો કે રમ્યાકરતાં હું સુંદર છું, છતાં મને કેમ કોઇ એટલા બધા ઉમળકાથી બોલાવતું નથી કે જેટલા ઉમળકાથી સઉ કોઇ રમ્યાને બોલાવે છે? આનું ઉત્તર તે કોઇ રીતે મેળવી શકતી ન હતી. તેમ તેના મનમાંથી એ વાત પણ ખસતી ન હતી. રમ્યાકરતાં વધારે આગળ પડતી થવાને માટે તે શરીરને સુંદર રાખવાનો બનતો પ્રયત્ન કરતી. અને તેમાં ઘણો સમય ગાળવા છતાં પણ તેમાંથી જે લાભ તેણે મેળવવો ધાર્યો હતો તે હજી સુધી મેળવી શકી ન હતી.

રમ્યા અને મોહિની બંને સાથે જતાં હોય તો જે કોઇ મળે તે પ્રથમ રમ્યાને બોલાવે. કદાચ તે એકલી જતી હોય અને કોઇ મળે તોપણ તે પહેલું એ જ પૂછે કે 'રમ્યા બ્હેન આજે સાથે નથી કે શું?'

તેના કરતાં રમ્યાતરફ બધાનું પ્રથમ આકર્ષણ થાય છે એ વાત તેને દિવસે દિવસે

વધારે દઢ થતી ગઈ અને તેથી મનમાં અસંતોષ પ્રકટવાની સાથે પછીથી ધીમે ધીમે રમ્યાપ્રતિ ક્રોધયુક્ત વૈર પણ ઉપજવા માંડયું. તે બહાર બતાવતી ન હતી, તેઓ બંને સ્નેહથી જ્યાં ત્યાં સાથે જ જતાં હતાં. અને આટલું છતાં રમ્યાકરતાં મોહિની સુંદર હતી એ નિ:સંશય હતું, અને સર્વ તે વાત કબુલ કરતું હતું.

એવામાં શરદ પૂર્ણિમાની રાત્રે એક ગૃહસ્થને ઘેર ગરબા ગાવાનું સ્ત્રીમંડળને આમંત્રણ થયું. અને તેમાં આ બે બાલાઓને પણ જવાનું હતું. રાત્રિ પડતાં સર્વ તે ગૃહસ્થને ઘેર ગયાં. બગીચામાં એક રમણીય સ્થળે ગરબા ગાવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. તે સ્થાન પ્રકાશિત દીપકોથી અને બીજા સુંદર પદાર્થોથી શણગાર્યું હતું. બેસવાને માટે પણ સુંદર આસનો મૂકવામાં આવ્યાં હતા. એ સ્થાનની જ શોભા એવી હતી કે ત્યાં જઇને ઉભા રહેનારની કાંતિ પણ ફરી જાય. તોપછી મનોહરતાની મૂર્તિઓમાટે શું કહેવું ! એક પછી એક સ્ત્રિયો આવવા લાગી. એ ઘેરથી હમેશાં લ્હાણી બહુ સારી મળતી તેથી જેમ કેટલાક દેવીના નિમિત્તે દેવનાં દર્શન કરવાને મંદિરે જાય છે (!) તે પ્રમાણે એ લ્હાણીની લાલચથી પણ સ્ત્રીવર્ગની સંખ્યા સારી થઇ હતી.

એમ કરતાં મોહિની અને રમ્યા પણ મલકતા મુખે આવી પહોંચ્યાં. અને તેમના આવતાં જ ત્યાંની શોભામાં અધિક વૃદ્ધિ થઇ. બધાં આવી ગયાં જાણી ગરબા ગાવાનું શરુ થયું. જેને જેને રુચ્યું તેણે તેણે ગાયા. એમ કરતાં કેટલોક વખત જવાને લીધે બધાં થોડી વાર થાક ખાવાને બેઠાં. જેણે આમંત્રણ કર્યું હતું તેના તરફથી બધાંને થોડું થોડું ખાવાનું આપવામાં આવ્યું. બધાં એક સ્થાને બેસીને ખાતાં હતાં એટલામાં વાતઉપર વાત નીકળતાં એ પ્રશ્ન થયો કે આપણાં બધાંમાં સૌથી વધારે આકર્ષક કોણ છે.

અને આ પ્રશ્ન નીકળવાની સાથે મોહિની મનમાં પ્રસન્ન થઇ. તેને વિચાર થયો કે આ વાત અનાયાસ રીતે ઠીક નીકળી. આજે તેણે ધારણ કરેલા અલંકારો, વસ્ત્રો બહુ ઉત્તમ હતાં, અને બીજી રીતે પણ બહુ સુંદર દેખાવાય એવું તેણે કર્યું હતું.

પ્રશ્ન નીકળતાંની સાથે સ્ત્રિયોના સ્વભાવપ્રમાણે કોઈએ કહ્યું ફલાણી ને કોઇએ કહ્યુ ઢીંકણી. અને સહજમાં તો બધાં સાથે બોલવા લાગ્યાં. આથી એક સ્ત્રીએ કહ્યું, એમ નહિ. કોઇ કોઇને મોહોડે કહેવાથી એક બીજાને સારૂં ખોટું લાગે, માટે દરેક જણે જે તેને આકર્ષક લાગે તેનું નામ એક ચીઠીમાં લખવું, અને એમાં જેનું નામ વધારે ચીઠીઓમાંથી નીકળે તે સર્વથી અધિક આકર્ષક ગણાય. જે ગૃહસ્થની સ્ત્રીએ સર્વને આમંત્રણ કર્યું હતું તેને પણ આવી બાબતોમાં રસવૃત્તિ હોવાથી તેણે કહ્યું, જેનું સૌથી વધારે ચીઠીઓમાં નામ આવશે તેને હું કંઇ ભેટ આપીશ.

આમ થતાં દરેકની વૃત્તિને વધારે વધારે ઉત્સાહ થયો, અને બધાંએ એક એક ચીઠીમાં નામ લખ્યું અને તેને એકઠી કરવામાં આવી. હવે પરિણામ જાણવાની સર્વની વૃત્તિ ઉત્સુક થઇ. આમાં બધાં કરતાં મોહિનીની વૃત્તિ અંદરથી સઉથી અધિક આતુર હતી. નામ વાંચતાં દૈવયોગે બે પાંચ ચીઠીઓમાં સાથે સાથે જ તેનું નામ નીકળ્યું અને વંચાયું. આથી મનથી તે પ્રસન્ન થવા લાગી. એમ કરતાં બધી ચીઠીઓ વંચાઇ અને છેવટે ગણતરી કરતાં સૌથી વધારે ચીઠીઓમાં રમ્યાનું નામ નીકળ્યું ! અને તેમાં પણ જે કંઇ વધારે બુદ્ધિવાળાં હતાં તેમણે તો તેનું જ નામ લખ્યું હતું.

અને આમ થતાં જ મોહિનીનું મુખ પડી ગયું. તેના અંતરના ઉંડાણમાં ખેદ અને દ્વેષ બંને પ્રકટયાં. બીજાંઓને તો એથી ગ્લાનિ થવાનો સંભવ જ ન હતો તેથી તે તો સઉ પ્રસન્ન થયાં. આમંત્રણ કરનાર સ્ત્રીએ તત્કાળ રૂપાનું એક સુંદર પાત્ર રમ્યાને તેના થોડાં વખાણ કરીને ભેટમાં આપ્યું. આથી સર્વે વધારે ખુશી થયાં. બહારથી તો મોહિનીએ પણ પ્રસન્નતા દેખાડી, પણ અંતરમાં તેને ઉદ્વેગ થયો. રમ્યાના મુખઉપર તો પૂર્વે જેવી જ પ્રસન્નતા હતી. આ પ્રસંગે તેના મુખઉપર કઇ અધિક આનંદ ઉપજાવ્યો નહતો.

થોડી વાર પછી પુનઃ ગરબા શરુ થયા. બધાંએ પૂર્વવત્ ઉત્સાહથી ગાવા માંડ્યા. પણ મોહિનીને પૂર્વનો ઉત્સાહ ન હતો. તેના મુખઉપર પ્રથમ જેવી પ્રસન્નતા પણ નહતી, તેમ હવે તે કશામાં ઉમંગભેર ભાગ પણ લેતી ન હતી.

થોડા સમયપછી ગરબા પૂરા થતાં બધાંને દુધ વગેરે આપવામાં આવ્યું. અને સુંદર લ્હાણીઓ વહેચી. અને પછી સર્વ છૂટાં પડયાં. રમ્યા અને મોહિની બંને સાથે જ જતાં હતાં. રમ્યા તો સારી રીતે વાતચીત કરતી હતી, તેમ મોહિની પણ હસતી બોલતી, પણ પૂર્વે જેવું તે ન હતું. થોડી થોડી વારે તે વિચારમાં પડી જતી. એટલામાં ઘર આવતાં બંને છૂટાં પડ્યાં. રમ્યા તો ઘેર જઇને નિરાંતે સુઇ ગઇ, પણ મોહિનીને તો નિદ્રા આવી નહિ. તે તો વિચારોમાં ગુંથાઇ મારા કરતાં એ શી રીતે ચઢે તેનો એ ઘણો વિચાર કરવા લાગી, પણ કોઈ રીતે તેને સમજાયું નહિ. આથી અંતરથી તેનો દ્વેષ પણ વધારે જાગ્રત્ થયો અને એ બધું મળતાં તેને નિદ્રા આવી નહિ. કેટલીવાર આમતેમ પાસાં ફેરવ્યાં ત્યારે મોડી રાતે તે ઉંઘી.

સવાર થતાં ઉઠી, અને ઉઠતાં પહેલાં તો રાત્રિનો વિચાર તેના મગજમાં રમતો જ હતો. તેની બીજા કશામાં વૃત્તિ લાગતી ન હતી, અને તેથી કંઇ પણ કાર્યમાં તે જોડાઇ શકતી ન હતી. થોડા વખતમાં તેની પાડોશણ કે જે ગરબા ગાવામાં રાત્રે સાથે હતી, તે ઉભેલી જણાઇ. બારીએ ડોકું કરતાં મોહિનીને તે તેના ઘરના ઓટલે જ ઉભેલી જણાઇ.

'આવો બહેન' કહીને તત્કાળ તેણે તેને બોલાવી. તે ત્યાં આવી અને થોડી વાર બીજી આડીઅવળી વાતો કરી, પછી કાંઇ વાતનો સંબંધ કહાડીને મોહિનીએ પેલી સ્ત્રીને પૂછ્યું, હેં બહેન! રમ્યા અને હું એ બેમાં વધારે સુંદર કોણ?

પેલી સ્ત્રીએ તત્કાલ કહ્યું, તમે.

મોહિની અંતરથી પ્રસન્ન થતી બોલી, ત્યારે હેં બહેન! કાલે ગરબા વખતની ચિઠીઓમાં તો એમનું નામ વધારે ચિઠીઓમાં હતું તેનું શું કારણ?

પેલી સ્ત્રીએ કહ્યું, તે તો કોણ જાણે બહેન, રૂપાળાં તો તમે જ છો, પણ ગમે તેમ હો પણ જોનારને ગમે અને વધારે બોલાવવા બેસાડવાનું મન થાય એવી તો એ રમ્યા છે. એનું શું કારણ તે તો કંઇ મને સમજાતું નથી. જો બહેન! ખોટું ન લગાડશો હોં.

મોહિનીએ હસતે મ્હોંડે કહ્યું, ના રે બહેન! એમાં ખોટું શાનું? મેં તો સહજ જ પુછ્યું હતું થોડી વાર વાતો કરી તે બંને છૂટાં પડ્યાં. મોહિનીના મનનું સમાધાન થયું નહિ. દૈવયોગે ગરબામાં આવેલી પાંચ સાત સ્ત્રિયોની સાથે તેને તે દિવસે મળવાનું થયું અને દરેકને યુક્તિપૂર્વક તેણે ઉપરનો પ્રશ્ન કર્યો, અને પ્રત્યેક તરફથી ઉપરના જ આવનું

ઉત્તર મળ્યું કે 'સુંદર તો તમે છો, પણ કોઈ પણ કારણસર મનને વધારે ગમે એવી અને આકર્ષક રમ્યા છે.'

બધાના આવા ઉત્તરથી આનું કારણ જાણવાની તેને જિજ્ઞાસા વધતી ગઇ અને તેમ છતાં કોઇના તરફથી તેને આનું નિરાકરણ મળ્યું નહિ. અને તેને લીધે એ વૃત્તિ તેની વિશેષ વધી પડી.

એવામાં તેને વિચાર આવ્યો કે આનો બીજું કોઈ ઉત્તર આપતું નથી તો લાવ, રમ્યાને જ પૂછું. એમ વિચારીને તે રમ્યાને ત્યાં ગઈ.

રમ્યા પોતાના ઓરડામાં હીંચકાઉપર સહજ ઝુલતી બેઠી હતી. પાસે કંઇ પુસ્તક પડ્યું હતું. મોહિનીને જોતાં જ તે તરત ઉઠીને બારણાઆગળ મુખ મલકાવતી આવી, અને આવકાર આપતાં બોલી કે 'આવો બ્હેન ! પધારો.' અને તે ક્ષણના રમ્યાના સ્મિત વદનને જોતાં તેને પણ એકાએક એમ જ લાગ્યું કે ખરેખર, રમ્યાનું મુખ વધારે ગમે એવું અને આકર્ષક છે. પરંતુ આમ શાથી લાગ્યું તે તેને સમજાયું નહિ.

થોડી વાતચીત કર્યા પછી સામેના ટેબલઉપર પેલું ચાંદીનું પાત્ર પડેલું જોયું. તેમાં સુંદર પુષ્પો મૂક્યાં હતાં અને તેથી તે અધિક સુંદર દેખાતું હતું. મોહિનીને વાત કહાડવાનું કાંઇ બહાનું જોઇતું જ હતું, એટલે આ પાત્ર જોતાં જ તે બોલી ઉઠી, ઓહો ! અહિં આ પાત્ર તો વળી વધારે સારૂં દેખાય છે, રમ્યા બહેન ! ચાંદીનું પાત્ર છતાં તેમાં જે પુષ્પ મૂકવામાં આવ્યાં છે તેથી તે વધારે શોભે છે.

રમ્યાએ કહ્યું, હા બહેન ! ગમે તેટલું પણ ચાંદી તો જડ છે. અને પુષ્પ એ તો ચૈતન્યમય છે ને. ચૈતન્યની શોભા જુદી જ હોય છે. ગમે તેવું સામાન્ય જાતનું કંઇ પણ હોય, પરંતુ જ્યાં સુધી તે પૂર્ણ ચૈતન્યમય છે ત્યાં સુધી તેની નૈસર્ગિક શોભા અદ્દભુત જ હોય છે. ચાંદીની તો મનુષ્યોએ કીંમત વધારી છે, અને પુષ્પની તો ઈશ્વરે વધારી છે.

આ પછી બીજા થોડા આડાઅવળા સવાલો પૂછી છેવટે મોહિનીએ પૂછ્યું, ત્યારે હેં બહેન ! આપણા બેમાં વધારે સુંદર કોણ હશે ?

મલકાતે મુખે રમ્યાએ તત્કાલ જ ઉત્તર આપ્યું કે, તમે. તમારૂં મોં બહુ જ સુંદર છે. અને તેમાં પણ સુંદર વસ્ત્રોસાથે તો તે ઘણું જ સુંદર લાગે છે. મને તમારૂં મુખ બહુ જ ગમે છે. કાલે રાત્રે ગરબામાં તમે બહુ જ અદ્દભુત દેખાતાં હતાં.

અંતરમાં પ્રસન્ન થતાં મોહિનીએ પૂછ્યું, ત્યારે હેં બહેન ! ત્યારે સહુને તમારૂં મુખ વધારે આકર્ષક છે, એમ કેમ લાગ્યું ? મેં કેટલાંકને પૂછ્યું ત્યારે તેમણે પણ એમ જ કહ્યું કે સુંદર મુખ તો તારૂં છે, છતાં વધારે ગમે એવું અને આકર્ષક મુખ રમ્યા બહેનનું છે. પણ આનું કારણ મેં તેમને પૂછ્યું તો કોઇ કહી શક્યું નહિ. બધાંનો આ બાબતમાં એક મત થવા છતાં કોઇ પણ તેનું કારણ જાણી શક્યું નથી. હું પણ જ્યારે હમણાં આવી ત્યારે તમને જોતાં મને પણ એમ લાગ્યું કે તમારા મુખમાં એવું કંઇક છે કે જે સહુને આકર્ષક થઇ પડે. અને તેમ છતાં એ શું છે, અથવા એનું કારણ શું છે, તે મને સમજાતું નથી. હેં બહેન ! એવું શું કારણ હશે ? અને તે બીજાઓને કેમ સમજાતું નહિ હોય ?

રમ્યાએ કહ્યું, મોહિની બ્હેન ! એનું કારણ એ છે કે ઘણાં માણસો એમ માને છે કે મનુષ્યની જેવી આકૃતિ મૂળથી ઘડાઇ હોય તેવી જ આકૃતિ જીવન પર્યંત રહે, અને એમાં કાંઇ ફેરફાર કરી શકાય નહિ. આમ માનવાને લીધે ઘણાં મનુષ્યો તો તેને સુધારવાનો વિચાર સરખો કરતાં નથી અને તેથી બીજાં મનુષ્યોના મુખ ઉપર જે સૂક્ષ્મ ભેદો હોય છે, તેના કારણને તેઓ જાણી શકતાં નથી. તે તો એમ જ જાણે છે કે આનું મ્હોડું આવું થવાનું હશે તે આવું થયું અને બીજાનું મ્હોડું તેવું થવાનું હશે તે તેવું થયું. પણ ખરૂં જોતાં તેમ નથી.

મનુષ્યના મુખની આકૃતિ નિરંતર બદલાયા જ કરે છે, અને એ બદલાયાનું કારણ બીજું કાંઈ નથી પણ મનુષ્ય પોતે જ છે. જે મનુષ્યો એમ જાણે છે કે આપણી આકૃતિમાં કશો ફેર-ફાર થઇ શકતો નથી, તેમની આકૃતિમાં જાણવા જેવો ઉત્તમ ફેરફાર થતો નથી. કેમકે તેમનું તે તરફ લક્ષ જ હોતું નથી. પણ જેઓ એમ જાણે છે કે મારી આકૃતિને જેવી મારે કરવી હશે, તેવી હું કરી શકીશ.

તે જ મનુષ્યો તેને માટે કંઈ પણ યત્ન કરે છે, અને તેવો ન યત્ન કરનારને અને અન્યની આકૃતિઓમાં રહેલા સૂક્ષ્મભેદોનું નિરીક્ષણ ન કરનારને એવા ભેદ શાથી પડે છે તે સમજાતું નથી, અને તેને લીધે જ તમે ઘણાને પૂછ્યું પણ તે ઉત્તર ન દઈ શક્યા. જો કે પ્રત્યેક જોનાર મનુષ્યમાં તે ભેદોની અસર તો થાય જ છે.

મનુષ્યની આકૃતિમાં સુંદરતા અને આકર્ષકતા એમ બે વસ્તુઓ રહી છે. સુંદરતા મોટે ભાગે જન્મથી પ્રાપ્ત હોય છે. જો કે કેટલાક અંશે તેમાં પણ ફેરફાર કરી શકાય છે, અને આકર્ષકતા એ મનુષ્યનું સ્વાધીન લક્ષણ છે. આપણે જેટલી આકર્ષકતા આપણામાં આણવા માગીએ છીએ તેટલી આવે છે, અને એ આકર્ષકતા સૌન્દર્ય કરતાં ચઢી જાય છે. સુંદર શરીર તત્કાળ જોવું ગમે છે, પણ સમય જતાં ત્હેના પ્રતિનો મોહ ઓછો થાય છે જ્યારે ત્હેનામાં આકર્ષકતા હોય છે તેનું મુખ વારંવાર જોવું ગમે છે અને સમય જતાં તેમાં વધારે અને વધારે મોહ જોનારને પ્રકટ્યા કરે છે.

આ આકર્ષકતાનો આપણા મન સાથે બહુ સંબંધ છે કેમકે મન જ ત્હેને રચે છે. મન જો નિરંતર સારા જ વિચારને કરે છે તો પછી આકૃતિમાં આકર્ષકતા ઘણી આવે છે. જેના તેના ઉપર ચીઢાવું, મનમાં બળ્યા કરવું, કોઈ ઉપર પ્રકટપણે કે અંતરમાં પણ દ્વેષના વિચારો કરવા, વારંવાર મનમાં દબાયલાં રહેવું, ગમે તેવા કારણથી પણ ઉદાસીનતા પ્રકટાવવી, કોઇ પણ પ્રકારનો અંતરમાં દંશ રાખવો, અકળાવું, તિરસ્કાર કરવો, જેમાં તેમાં સંશયગ્રસ્ત રહેવું અને કોઈ પણ મનુષ્યમાટે હલકા ભાવના વિચારો કરવા, આ અને આવાજ બીજાં લક્ષણો આપણી આકૃતિમાં આકર્ષકતા આણતા નથી, આકૃતિમાં અત્યંત સુંદરતા હોવા છતાં પણ તેવા મનુષ્યનો સહવાસ ઘણાને ગમતો નથી.

તેનું કારણ આજ છે. સર્વ ઉપર ખરા અંતઃકરણથી પ્રેમ રાખવો, કોઇને માટે ખોટા વિચારો કરવા નહી. કોઇના ઉપર ક્રોધ, ઈર્ષા, અસુયા વિગેરે દર્શાવવાં નહિ, અને નિત્ય પ્રસન્નતા, આનંદ, આપણા હિતના જ અને તે પણ બને તેટલા ઉચ્ચ પ્રકારના હિતના જ વિચારોને આપણા મનમાં અખંડ રાખવા. એથી આપણામાં આકર્ષકતા પ્રકટે છે. આપણા મનથી સર્વને સારા રૂપમાં જોવા, હંમેશાં મનથી સારાં ચિત્રની કલ્પના કરવી, સર્વનું શુભ જ વિચારવું. જ્યાં ત્યાં સુંદરતાને જ જોવી, ઉપરથી દેખાતા ગમે તેવા ખરાબ પદા-

થંમાં પણ તેના ગર્ભભાગમાં જે રમણીયતા અને અદ્વિતીયપણું રહેલાં છે તે જોવાં, અને એ સઘળાંથી નિરંતર આનંદમાં રહેવું, એ આપણા સુખમાં ઉત્તમ આકર્ષકપણું આણે છે.

દરેક વસ્તુમાં કોઈને કોઈ પ્રકારની સુંદરતા રહેલી છે, પછી તે પાણી હો, પથરો હો, પુસ્ત હો, પ્રાણી હો, મનુષ્ય હો, સૂર્ય હો, ચંદ્ર હો, વાયુ હો, મગજ હો, વિચાર હો, સંકલ્પ હો, ગમે તે હો પરંતુ સર્વમાં પ્રત્યેકની પોતાની સ્વતંત્ર સુંદરતા છે. અને જે કોઇ સૂક્ષ્મપણે તે જુવે છે, ત્હેને દરેકમાંથી તેની તેની સ્વતંત્ર સુંદરતા, તથા આકર્ષકતા જણાઈ આવે છે, જેઓ ત્હેને જુવે છે, તેઓ પોતાનામાં પણ ઉત્તમ આકર્ષકતાને પ્રકટાવે છે.

મોહિની બ્હેન! એક જગાએ મેં એવું વાંચ્યું હતું, કે સોળ વર્ષની વયે કોઈ સ્ત્રી અધિક આકર્ષક ન હોય તો તેમાં તેનો દોષ નથી પણ જો સાઠ વર્ષે અધિક આકર્ષક ન બની હોય તો તેમાં તેનો પોતાનો જ દોષ છે, કેમ કે તે વખત સુધિમાં તો આકર્ષકપણું કેવી રીતે મેળવાય, તે જાણીને તેનો પ્રયોગ પણ કરી લેવાનો ત્હેને પુરતો અવકાશ મળ્યો હોય છે.

તેમજ મ્હા ! વાંચવામાં આવ્યું હતું કે, વિશુદ્ધ પ્રેમ એ એક એવું રાસાયણિક તત્ત્વ છે કે જે સર્વ વસ્તુના મેલને કાઢી નાંખીને તેમાં અપૂર્વ સુંદરતા પ્રકટાવે છે. આથી એ તત્વમાં મેં પ્રાણી, પદાર્થ, તથા પ્રસંગો એ સર્વને ઝબકોળવાનો વિચાર કરીને, પછી મેં તેમ કરી જોયું તો હું આશ્ચર્યચકિત થઇ ગઇ. પ્રથમ જે પ્રસંગો અને જે મનુષ્યો મને ખરાબ દુઃખ દેનાર, ત્રાસ આપનાર, વિરોધી, મલીન અને હાની કરનાર જણાતા હતા તેજ પ્રસંગો અને તેજ મનુષ્યો એ તત્વમાં ઝબકોળી કાઢ્યા પછી મને કેવળ વિશુદ્ધ અને નિર્મળ જણાયા. અને મને જણાયું કે તેમાંનું કોઈ પણ મને હાનિ કરે તેમ નથી.

કોઇથી મારૂં સુખ છીનવી લેવાય એમ નથી, કોઇ મારૂં વિરોધી નથી, ત્યારથી જેના જેના સંબંધમાં આવું, પછી તે કોઇ પ્રસંગરૂપ હોય, કે મનુષ્યરૂપ હોય, પરંતુ તેને સૌથી પહેલાં આ તત્વમાં ઝબકોળી દઉં છું, અને તેથી તેમના દોષ, દુષ્ટ સ્વભાવ કે કાંઇ પણ મારી નજરે ચઢતું નથી.

પણ શરૂઆતમાં મ્હને આ કરવું ઘણું કઠીન થઈ પડ્યું. કંઇ કંઇ પ્રસંગોમાં મ્હારી કસોટીઓ થવા માંડી પણ મારે એવું સત્ય જાણવું છે, એવો નિશ્ચય કરેલો હોવાથી કોઇ પણ રીતે હું ડગી નહિ. કેટલોક વખત સુધી તો તેનો કશો પરિણામ પણ જણાયો નહિ, તેમ છતાં હું તે ક્રિયાને વળગી રહી, કેમકે મારા અંતરમાંથી કોઇ મને એમ કહેતું હતું કે આ ખરૂં છે, અને પછી તો પરિણામ પણ મને તેવો જ જણાયો.

સુંદરતા ઘણાનામાં હોય છે; પણ આકર્ષકતા બહુ જ ઓછામાં હોય છે, અને ત્યાં સુધી આકર્ષકતા નથી આવી ત્યાં સુધી તે મનુષ્ય કોઇનો પણ નિરંતર પ્રીતિપાત્ર થઇ શકતો નથી. બ્હેન! ઉપર પ્રમાણે મેં મારા મનમાં ફેરફાર કર્યો અને તેની સાથે યોગ્ય કસરતથી અને સુપથ્યત્વે કરીને પ્રસન્નતાથી મારા લોહીની શુદ્ધિ કરી. લોહી જેવું શુદ્ધ હોય છે તેનામાં એક પ્રકારનો પ્રકાશ જણાય છે. શરીરના નિયમો પણ એ રીતે સાચવ્યા; તેમ છતાં આકર્ષકતાને માટે તો મને ઉપર કહેલા મનના નિયમો જ સફલ જણાયા.

રમ્યાએ આ પ્રયોગને ' રજીસ્ટર્ડ ' કરાવ્યો નથી; પણ પોતાની પ્રત્યેક બ્હેનોને તેનો સર્વ હક આપી દીધો છે.

---

# स्वरूप अने आभास.

## ( Reality and Appearance. )

પરમાત્માનું એક વિલક્ષણ નામ सत्यस्यसत्यम् એવું ઉપનિષદ્માં આપવામાં આવ્યું છે. "સત્યનું સત્ય"—પરમાત્મા છે. એટલે તે કેવલ શૂન્ય નથી, તેમ કહેવા માત્ર સત્તારૂપ નથી, પણ અનંત ભેદવાળા સત્ય સંસારના સારભૂત સત્ય તત્ત્વરૂપ છે. ભલે પરમાત્મા सत्यस्यसत्य હોય તેમાં મારે શું? આ પ્રશ્ન કરનાર મર્યાદાવાળા અભિમાનીને અર્થે સ્વરૂપ અને આભાસ—આ બે પદાર્થોની મીમાંસા કરવી યોગ્ય ગણી છે.

આપણે આ બાહ્યવિશ્વના પ્રકાશક જ્યોતિર્મંડલને સૂર્ય અથવા આદિત્ય—એ નામથી જાણીએ છીએ. સામાન્ય દૃષ્ટિથી એ જ્યોતિર્મંડલના પૃથ્વીઉપર દેખાતા બિંબને આપણે સૂર્યનું સ્વરૂપ કહીએ છીએ. તે બિંબના ઉદય પહેલાં, અને ઉદય પછી જે પૃથ્વીને પ્રકાશ મળે છે તેને આપણે સૂર્યનો આભાસ કહીએ છીએ. આ આભાસ જે જે પદાર્થોને પ્રકાશિત કરે છે તે તે પદાર્થો ભાસ્વર અથવા ચમકતા દેખાય છે. સૂર્યના બિંબભૂત સ્વરૂપ અને આભાસનો સંબંધ લગભગ આપણા દેહ અને તેની છાયા જેવો હોય છે. દેહના આશ્રયે છાયા રહે છે; સ્વતંત્ર રહી શકતી નથી. પ્રસંગે દેહમાં શમી જાય છે, અને પ્રસંગે પૃથક્ દેખાય છે. જ્યારે પૃથક્ દેખાય છે ત્યારે દેહના સાચા કદ કરતાં ઘણી લાંબી ટુંકી દેખાય છે, દેહ લાંબો ટુંકો થતો નથી; છાયા લાંબી ટુંકી થાય છે. તેમ સૂર્ય કંઇ માપમાં ઓછો વત્તો થતો નથી, છતાં તેનો આભાસ ન્યૂનાધિક થાય છે.

આભાસ જો કે સૂર્યનું સ્વરૂપ નથી, સૂર્યનો સાચો આત્મા નથી, તોપણ તે સૂર્યના સ્વરૂપને સમજાવે છે. સૂર્યનો મહિમા અગણિત અંતરે રહેલા બિંબવડે આપણે જાણતા નથી, પરંતુ આપણા નિકટ સંબંધમાં આવનાર તેના આભાસવડે જાણી શકીએ છીએ. મૂર્ત સૂર્યબિંબનો આભાસ એક અમૂર્ત મહિમા છે. કોઈ પૂછે કે સૂર્ય શામાં પ્રતિષ્ઠિત છે તો આપણે કહીશું કે તે પોતાના આભાસરૂપ મહિમામા પ્રતિષ્ઠિત છે, આભાસ બાતલ કરો તો સૂર્ય પોતાની મોટાઇમાં ભલે રહે, પરંતુ તે આપણાથી તો અળગો જ ગણાશે, આપણી અને તેના સ્વરૂપની સગાઇ નહિ રહે. આપણી તેની સાથેની સગાઇ આભાસદ્વારા જ છે. આભાસ જ તેનો મહિમા છે, અને તે વડે તે અનંત ગોલકો અને આપણાં પિંડો સાથે સગાઈ સંબંધ રાખે છે.

આ પ્રમાણે દેખાતા સૂર્યનું સ્વરૂપ અને તેનો આભાસ હોય છે. તે પ્રમાણે પરમાત્માનું સ્વરૂપ અને આભાસ હોય છે. બંને સત્ય છે. એક આશ્રયભૂત સત્ય છે, બીજું આશ્રિત સત્ય છે. એક ભડકાવાળો અગ્નિ અને બીજો ભડકાવિનાનો અગ્નિ. બંને અગ્નિરૂપે સત્ય છે. લોક ભડકાવાળા અગ્નિને વધારે ઉપયોગી માને છે, પણ તે ભડકાવિનાના અગ્નિને આશ્રયે રહેલો હોય છે. ભડકાને ઉત્પન્ન કરે છે, ભડકાને પોતાના સંબંધમાં રાખે છે, અને ભડકાને પોતામાં સમાવે છે; પ્રસંગે અમૂર્તદશામાં શમી જાય છે. દીવાસળીની ટોચમાં

સઘળા વિશ્વને લય કરી શકે તેવા સામર્થ્યસહિત તે ગુપ્ત રહી શકે છે. અમુક બળથી ઘસાતાં તે પ્રકટી નીકળે છે. તે અગ્નિ સ્વરૂપ ઉપરાંત આભાસવાળો થાય છે.

ચૈતન્ય પરમાત્માનું પણ આવું અદ્દભુત સ્વરૂપ અને આભાસ છે. સ્વરૂપને આપણે પરમાત્મા કહીએ તો આભાસને આપણે જીવાત્મા કહીએ છીએ. આભાસ પરમાત્માનો-પ્રભુનો મહિમા છે. તે પ્રભુની પરા પ્રકૃતિ છે. તે તટસ્થ નથી, પણ અંતર્યામી છે. તે આભાસ તૃણથી માંડી હિરણ્યગર્ભ–બ્રહ્મા સુધી પ્રસરેલો છે, અને મૂલ પરમાત્માના સ્વરૂપનો આવિષ્કાર કરે છે. જેવું સમુદ્રનું તરંગવાળું અને તરંગવિનાનું સ્વરૂપ હોય છે; તેમ ચૈતન્ય પરમાત્માનું પણ હોય છે. નિરતરંગ ખરૂં અને સતરંગ ખોટું અથવા સતરંગ ખરૂં અને નિરતરંગ-ખોટું–એ બંને કોટિ દોષવાળી છે. સ્વરૂપ અને આભાસ એ અવિનાભાવ સંબંધવાળા અથવા નૈયાયિકની પરિભાષામાં કહીએ તો સમવાય સંબંધવાળા છે. મહાસમુદ્ર એકી વખતે સતરંગ નિરતરંગ હોઇ શકે છે. તમે કહેશો કે સાવયવ સમુદ્રમાં તેવું સંભવે, પણ નિરવયવ ચેતનમાં કેમ બને ? હા, અવયવનું સ્વરૂપ દેશકાલ અને વસ્તુ પરિચ્છેદવાળું આપણે જેવું કલ્પ્યું છે તેવા સ્વરૂપથી અસંભવ જેવું ખરૂં. પણ એક જ દોરડી એકી વખતે એકને સર્પરૂપે દેખાય અને અન્યને પાણીનો લીસોટો લાગે એ જેમ સંભવિત છે, તેમ એક જ પરમાત્મા સતરંગ અને નિરતરંગ વ્યવહારના વિષયભૂત થાય એ પણ સંભવિત છે. દોરડીમાં એકી વખતે સર્પનો અને પાણીના લીસોટાનો ભ્રમ બે જનોને થાય તે સમયે ત્રીજો કેવલ દોરડીને અનુભવે એ પણ સંભવિત છે. આ ભિન્ન પ્રકારની અનુભૂતિમાં દોરડીને પોતાના મૂળરૂપથી લાંબા ટુંકા થવું પડતું નથી. તેમ પરમાત્માને પણ પોતાના સ્વરૂપનો સંકોચ વિકાસ આભાસ પ્રદર્શનમાં કરવો પડતો નથી. તે સ્વપ્રતિષ્ઠિત રહી શકે છે, અને તે રૂપે રહ્યા છતાં જગદ્જીવ, અને ઇશ્વરરૂપે ભાસે છે.

જ્યારે સત્ય રજ્જૂને એક મનુષ્ય જોતો હોય ત્યારે પાણીના લીસોટાના ભ્રમવાળો સર્પ ભ્રાંતિવાળાને—"જોજો ભાઇ ! પગ બગડે નહિ એવો ઉપદેશ આપે; અને સર્પભ્રાંતિવાળો—" અરે શાનો પગ બગડવાનો; જોજો કરડે નહિ "—એવો પણ ઉપદેશ આપે. પ્રત્યેક પોતાનાં અનુભૂતિને સાચી માની વિવાદ કરે, અને સત્યજ્ઞાનવાળો બંનેના વિવાદવડે બાધપ્રત્યય થવાની રાહ જોઇ અનુમોદન આપે એવું આશ્ચર્ય જીવન્મુક્તના આનંદનું પ્રેરક થાય છે.

આભાસ પ્રત્યય અને શૂન્ય પ્રત્યયમાં ઘણો ભેદ છે. આભાસ પ્રત્યયનો વિષય વિદ્યમાન હોય છે; શૂન્ય પ્રત્યય વસ્તુના આલંબન વિનાનો હોય છે.

સ્વરૂપ અને આભાસ એકજ વસ્તુની ભિન્ન ભિન્ન પ્રતીતિઓ હોઇ શકે છે. હીરાનું મૂળ કાર્બનરુપ અને આભાસવાળુંરુપ કેવી વિરોધી ભિન્ન પ્રતીતિઓ છે ? અવિકૃત પરમાત્મા જગત્ જીવરૂપે ભાસે—એ કંઇ ઓછું ઐશ્વર્ય નથી, કે તે ઐશ્વર્યની સિદ્ધિ અર્થે વિકારી પ્રકૃતિ—પ્રધાન—માયા સ્વીકારવી પડે. પરમાત્માના સ્વરૂપનો અંતર્ગત મહિમા જગત્ અને જીવરૂપે આભાસ પામવાનો છે. જ્યારે જગત્ રૂપે આભાસ પામે ત્યારે તે ચૈત્ય; જ્યારે જીવરૂપે આભાસ પામે ત્યારે ચેતન; જ્યારે કરણરૂપે આભાસ પામે ત્યારે ચિત્ત; જ્યારે નિરાભાસ રહે ત્યારે ચિતિ. આ ચારે અવસ્થાઓ બિંબભૂત સ્વરૂપ સાથે સંબંધવાળી છે.

કેટલાક ચૈત્યને જ પ્રભુનો મહિમા માની ચેતનની અવગણના કરે છે; કેટલાક ચેતનવાદનો સ્વીકાર કરી ચૈત્ય અને ચિત્ત–ઉભયની અવગણના કરે છે; કેટલાક ચિત્તનો જ સ્વીકાર કરી ચૈત્ય અને ચેતનને બાજુ ઉપર મૂકી દે છે; અને કેટલાક ચિતિના નિરાભાસ મહિમાને વખાણે છે. પરંતુ ચિતિ પોતેજ ચેતનરૂપ બની ચિત્તરૂપ ઇન્ધનનો આશ્રય કરી ચૈત્યનો પ્રકાશ કરી વિશ્વને સળગાવી તેની વિભૂતિવડે સરજસ છતાં વિરજાદીક્ષા લઇ સ્વરૂપ અને આભાસનો અવિનાભાવ સંબંધ ઓળખીઃ—

सत्यस्य सत्यम्-प्राणावै सत्यम् तेषामेष सत्यम्—

પરમાત્મા સત્યના પણ સત્ય રૂપ છે. પ્રાણો સચેતન શક્તિઓ સત્ય છે. અને તે શક્તિચક્રના અધિષ્ઠાતા પરમ સત્ય છે—એવું રહસ્ય ગાન ગાય છે.

---

# મનનીય પંચાયતન.

શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ તથા સૂર્ય એ પંચ આરાધ્યદેવ અથવા ઉપાસ્યદેવ મનાય છે, એ તમે જાણો છો. હૃદય, મૂર્દ્ધા આદિ તેમનાં વિશિષ્ટ સ્થાનોમાં વિવિધ પ્રકારથી તેમની ઉપાસના કરવાની પદ્ધતિ પણ તમારા જાણવામાં છે. જાણવામાં છે એટલું જ નહિ પરંતુ તમે તેનો પ્રયોગ પણ કરો છો. પણ તે પંચાયતનની ઉપાસનાથી જે ઐહિક આમુષ્મિક ફલસિદ્ધિ થવી જોઇએ તેને તમારા કોઇ અંશમાં પ્રત્યક્ષ થયેલી તમને જણાતી નથી, અને તેથી 'તે શાથી' એ પ્રશ્ન તમારા અંતઃકરણમાં બહુ મથન કરે છે–વારંવાર બહુ ક્ષોભ ઉપજાવ્યા કરે છે ખરું? ઉત્તરમાં હા તમે કહો છો; પરંતુ પ્રયત્ન કરવા છતાં એ પ્રશ્નનું તમે નિરાકરણ કરી શકયા નથી; અને તેથી તેનું સમાધાન પામવાની તમારી ઇચ્છા તમારામાં જાગ્રત્ રહે છે એ પ્રશ્નનુ ઉત્તર આ છેઃ

ઉપાસના વા આરાધનામાં હૃદય વા અંતઃકરણની પરિશુદ્ધિની અને તેના સ્વતંત્ર સામર્થ્યની જરૂર છે, ઘણા મનુષ્યો કેવલ અંતઃકરણની શુદ્ધિ અથવા વિવિધ સદ્ગુણોને જ ઉપાસનાસિદ્ધિમાં હેતુરૂપ સમજતા હોય છે, પરંતુ વસ્તુતઃકેવલ તેમ નથી. અંતઃકરણની શુદ્ધિની સાથે અંતઃકરણના કેટલાક શુદ્ધ સ્વતંત્ર સામર્થ્યની અગત્ય છે. જોકે અંતઃકરણની શુદ્ધિ એ તેનું સામર્થ્ય છે, પરંતુ તે ઉપરાંત તેનામાં એક વિશેષ સામર્થ્ય જાગવાની જરૂર છે, અને તે એ કે અદ્ભુત પ્રકારનું દૃઢ ચિંતનબળ. જે પ્રકારનું આપણે અંતઃકરણને ચિંતન કરવાનું આપ્યું હોય તે જ ચિંતનને તે અહોનિશ કર્યા કરે, તેના જ રંગથી અખંડિત રંગાયલું રહે, એમ થવું જોઇએ. સામાન્ય મનુષ્યો અંતઃકરણની શુદ્ધિમાં કેવલ નૈતિક શુદ્ધિની જ ગણના કરે છે. પરંતુ એવી સામાન્ય શુદ્ધિ ઉપાસના સિદ્ધિમાં કેવલ નિમિત્ત રૂપ વા સાધનરૂપ થઇ શકતી નથી. પરંતુ નૈતિક આદિ વિવિધ શુદ્ધિની સાથે અંતઃકરણ અત્યંત ઉચ્ચ ચિંતનમય થવાની જરૂર છે.

ઉચ્ચ ચિંતન અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવે છે, અને તેથી ઉપાસનાદ્વારા કોઇ પણ વસ્તુ આકર્ષાઇ આવે છે. આ સ્થળે એ પણ લક્ષમાં રાખવાનું છે

કે ઉપાસના વિનાનું કેવલ ઉચ્ચ ચિંતન જોઇએ તેવી ફલસિદ્ધિ કરતું નથી. ઉચ્ચ બલવાન્ ચિંતન કરતું અંતઃકરણ જ્યારે ઉપાસનાના નિયત ક્રમમાં યોજાય છે ત્યારે જ તે ફલસિદ્ધિને અનુભવે છે. ફલસિદ્ધિમાટે અંતઃકરણને એક જ કેન્દ્રમાં તન્મય કરવું પડે છે. ઉચ્ચ ચિંતનથી અંતઃકરણ સ્થિર થાય છે ખરૂં, પરંતુ એક જ કેન્દ્રમાં તન્મય થઇ શકતું નથી. તન્મય થવાને માટે તો ઉપાસનાનીજ અગત્ય છે. તેની સાથે એ પણ એટલું જ સત્ય અને મહત્વપૂર્ણ છે કે ઉપાસનામાટે–ફલસિદ્ધિજનક ઉપાસના માટે–બલવાન્ ચિંતનયુક્ત અંતઃકરણની જરૂર છે.

કેવા પ્રકારનું ઉચ્ચ ચિંતન અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવે છે તે જાણવાની આવશ્યકતા છે. તેને સ્વલ્પમાં જણાવવાનો આ લેખનો ઉપક્રમ છે, પૂર્વે દર્શાવેલા વિષ્ણુ, શિવાદિનું ઇશપંચાયતન જેમ મનુષ્યનું સર્વથા કલ્યાણ સાધે છે. તેમ નીચે દર્શાવેલું મનનીય પંચાયતન મનુષ્યના અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવવાને સમર્થ છે. પૂર્વોક્ત ઇશપંચાયતનની મનુષ્યે આત્મશ્રેયાર્થે આરાધના વા ઉપાસના કરવાની અગત્ય છે તેમ અંતઃકરણને બલવાન્ આકર્ષક સામર્થ્યવાળું કરવાને માટે અત્ર દર્શાવાતા મનનીય પંચાયતનનું આગ્રહપૂર્વક શુદ્ધ સેવન કરવાની અગત્ય છે. ઇશપંચાયતનની ઉપાસના જેમ ઉપાસકને મોક્ષરૂપ પરિણામી ફલ આપવા સમર્થ છે, તેમ આ મનનીય પંચાયતન અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્યરૂપ શ્રેષ્ઠ સંપત્તિને આપનાર છે. ઇશપંચાયતનની અપૂર્ણ વા અલ્પ ઉપાસના પણ મનુષ્યના શ્રેયમાં કંઇક અંશમાં પણ વૃદ્ધિ કરનાર છે, તેમ આ મનનીય પંચાયતનની અપૂર્ણ વા અલ્પ સાધના પણ મનુષ્યના અંતઃકરણમાં ઉપાસના સાધવાની યોગ્યતા લાવવા સશક્ત છે. આથી જેમણે ઉપાસનાને સંપૂર્ણ અંશે સિદ્ધ કરી ફલની પ્રતીતિ કરવી છે તેમણે તેવા પ્રકારની ઉપાસના સેવવાની યોગ્યતા લાવનાર આ મનનીય પંચાયતનને પૂર્ણ અંશથી સેવવાની અગત્ય છે.

પ્રથમઃ આ એક પરમ સત્યને સિદ્ધરૂપે જાણજો કે પ્રત્યેક માનવ વ્યક્તિ પોતાના જીવનમાં જેવી રીતે જીવવું ધારે છે તેવી રીતે તે જીવી શકે છે. આથી જો કોઇ મનુષ્ય પોતે ધારે તેવી રીતે જીવી શકતો નથી તો તેમ થવામાં તે પોતે જ કારણરૂપ છે. જો શિલ્પી ધાર્યા પ્રમાણે મૂર્તિ નથી ઘડી શકતો તો તેમાં બીજાનો દોષ નથી, બીજાની અપૂર્ણતા તેમાં કારણરૂપ નથી, પરંતુ મુખ્યત્વે તેનો પોતાનો જ દોષ છે તેની પોતાની અપૂર્ણતા જ તેમાં કારણરૂપ છે.

મનુષ્ય પોતે પોતાનો ગુરુ છે, એવું જે કેટલાક અનુભવીઓનું કથન છે તે સત્ય જ છે. ઇતર ગુરુ તો ક્વચિત્ કોઈ કલાને વા રહસ્યને સૂચવે છે, પરંતુ મનુષ્યના અખંડ સંબંધમાં રહેનાર, અને તેની ગુપ્ત તથા પ્રકટ પ્રવૃત્તિમાત્રનો નિરીક્ષક તથા પ્રેરક તો તે પોતે જ છે અને તેથી પોતાના હિતમાં તે પોતે જેવી સાવધાનતા રાખી શકે છે તેવું બીજું કોઇ રાખી શકે એમ નથી. આમ હોવાથી મનુષ્ય પોતે જ પોતાના જીવનને કેવું પ્રકાશવાળું અને રમ્ય બનાવવું તેનો નિર્ણય કરી શકે છે.

તમારૂં સર્વ કાંઇ તમારા પોતાના હાથમાં છે–તમારૂં જીવન પણ એને તમે જેવા રૂપમાં ગાળવા ધારો તેવા રૂપમાં ગાળી શકો એમ છે. તમારા જીવનમાંથી જો કાંઇ પ્રકટાવવું

હોય, તમારા જીવનમાં જે કાંઈ સિદ્ધ કરવું હોય, તે પ્રકટાવી શકો એમ છો—તે સિદ્ધ કરી શકો એમ છો; કેમકે જીવનના સામર્થ્યનો અવધિ નથી, અને તેવા જીવનનો સંપૂર્ણ અંશે ઉપભોગ કરવાની તમારી શક્તિનો પણ કોઈ અવધિ નથી. તમારી શ્રેષ્ઠ પ્રકારની ન્યાયપુરઃસર જે કાંઇ આગ્રહવાળી અભિલાષા અથવા અનિવાર્ય સુદૃઢ ઇચ્છા હશે તે સિદ્ધ થાય એવા પ્રકારનું તમે તમારા જીવનનું સહજ અથવા સંપુર્ણ રૂપાંતર કરી શકો એમ છો, આપ્ત સ્થિતિના કરતાં જીવનનો વધારે વિકાસ કરી શકો એમ છો, અથવા તેને સમગ્ર અંશથી પરિપૂર્ણ કરવા ધારો તો તે પ્રમાણે પણ કરી શકો એમ છો. ગમે તેટલી વિશાળ અથવા મોંઘી તમારી યોગ્ય જરૂરીઆત હશે તો તે પણ સિદ્ધ કરી શકાય એટલા પ્રમાણમાં તમારા જીવનની વિશૃદ્ધિ થઇ શકે એમ છે. આનું કારણ શું ? કારણ એ જ કે તમે અનન્ત. અમર્યાદ અથવા અપ્રમિત જીવનતત્ત્વ સાથે સંજીવન સંબંધમાં છો. અને તેથી તમારૂં આભિજનક મૂલ એવું છે કે જેને મર્યાદા કે અંત નથી, તે પરમ શાશ્વત સમૃદ્ધ છે.

આ કેવલ સત્યની નિરતિશય પ્રત્યભિજ્ઞા—સુસ્થિર જ્ઞાન-પૂર્વક નિરંતર જીવન વ્યતીત કરવાથી આપણા જીવનઉપર આપણું ક્રમે ક્રમે સંપૂર્ણ વિજેતાપણું સિદ્ધ થતું જાય છે. આપણા જીવનને આપણે જેવા પ્રકારનું ધારીએ તેવા પ્રકારનું કરી શકીએ એમ છે—એ સત્યને અવિચ્છિન્નપણે નિરંતર લક્ષમાં રાખવાથી આપણે વાસ્તવ જીવનની ઉચ્ચ અને ઉચ્ચ કક્ષામાં પ્રવેશતા જઈએ છીએ, જીવનનું ગૂઢ અને ગૂઢતર હાર્દ સમજતા થઇએ છીએ, જીવનની ઉંડી મધુરતાને અનુભવતા જઇએ છીએ, જીવનનાં અંતર્હિત સામર્થ્યને પ્રકાશમાં લાવતા જઇએ છીએ.

વિકાસ પામતા પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિમર્યાદામાં રમી રહેલા આ દૃષ્ટિબિંદુએ પહોંચવાને માટે આ સત્ય સિદ્ધાન્તને નિરંતર સ્વીકારવો જોઇએ સ્મરણમાં રાખવો જોઈએ અને તેને સદોદિત ક્રિયામય કરતા રહેવું જોઇએ. આ સત્યનો અવિચલ વિશ્વાસપુર્વક આચારમાં ઉપયોગ કરવો, એજ એ સત્યને યથાર્થરૂપે સ્વીકારવું કહેવાય. આપણને જેનો નિત્ય ઉપયોગ કરવો પડે છે એવા જીવનગત અને સિદ્ધાન્તોમાંનો આ એક સિદ્ધાન્ત છે. આપણા જીવનને ગમે તેટલું ઉચ્ચ અથવા દૈવી કર્યું હોય અને કરતાં હોઇએ, તોપણ તે દશામાં પણ આ સિદ્ધાન્તનું દૃઢ-જાગ્રત સ્મરણ અને તેને અનુકૂલ જીવન વર્તન રાખવાની અગત્ય છે.

મનુષ્યના વિકાસમાં જે મોટામાં મોટી હરકત આવી પડે છે તે આજ છે કે તે પોતાના જીવનને સર્વાંશ પરાધીન માનતો હોય છે. તે પોતાને સર્વ બાજુએથી બંધાયેલો જુએ છે. તેણે પોતાના જીવનના કેટલાક ભાગને આકાશના ગ્રહોને હસ્તગત કર્યું હોય છે, તો જીવનના કેટલાક અંશ હાથમાંની હસ્તરેખાઓને સ્વાધીન કર્યું હોય છે- કેટલોક ભાગ દૈવને સોંપ્યો હોય છે તો કેટલોક અંશ પ્રારબ્ધને સોંપ્યો હોય છે. અને આમ અનેકને પોતાના જીવનના અંશો સોંપતાં પરિણામ એ આવ્યો હોય છે કે પછી તેને પોતાના જીવનનો એવો એક પણ ભાગ શેષ જણાતો નથી તેની કે જેના ઉપર પોતાની જ સ્વતંત્ર સત્તા અનુભવાતી હોય. વસ્તુતઃ જે સર્વ રીતે સ્વતંત્ર છે તે પોતાના વિકારીજ્ઞાનને લીધે અહો ! કેવો બદ્ધદશામાં પોતાને જુએ છે !

આપણું જીવન આપણે અધીન નથી. અને આપણે જેવું તેને કરવા ધારીએ તેવું તે થઇ શકે એમ નથી. આ પ્રકારના તેણે બાંધેલા સિદ્ધાન્તનું દીર્ઘ કાલપર્યંત સેવન કર-

વાથી પરિણામ એટલે સુધી આવ્યો હોય છે કે પૂર્વે જે સિદ્ધાન્તનું આપણે પ્રતિપાદન કર્યું છે તેનું તેને શ્રવણ થતાં કોઇ હાડકના અસત્યની બ્હેકી અને અત્યંત પાપમય વાર્તા કહી હોય એવું તેને ભાન થઈ તેનું હૃદય કંપી ઉઠે છે. તે જગત્‌માં જ્યાં જ્યાં દૃષ્ટિ કરે છે, ત્યાં સર્વ કાંઇ, તેણે બાંધેલા જીવનપરાધીનતાના સિદ્ધાન્તાનુસાર જ બનતું હોય એમ તેને જણાય છે. તેના સિદ્ધાન્તથી વિરુદ્ધ સિદ્ધાન્તનું કથન કરનારપ્રતિ તેની કરડાકીવાળી ચાર આંખો થાય છે, અને તેના જીવનમાંથી પ્રતિકૂળ વાતને શોધતા તે મચી પડે છે. જ્યાં ત્યાંથી પોતાના સિદ્ધાન્તને અનુકૂળ દૃષ્ટાન્તો તે શોધી કહાડી પોતાના જીવનની તેની સાથે તુલના કરી સમાધાનને પામે છે.

પરંતુ આ જીવન અત્યંત દુર્બલ જીવન છે. આવું જીવન ભોગવનાર મનુષ્ય આત્મવિકાસને સત્વર સાધી શકતો નથી. કેમકે તેની દૃષ્ટિમાં વિકાસને બદલે સર્વદા સંકુચિતતા જ રમતી હોય છે. તેનું અંતઃકરણ સંકુચિતતાનાં–પરાધીનતાનાં–ક્ષુદ્રકતાનાં–ચિત્રો ચિતર્યાં કરતું હોય છે. તેના માનસ મહાલયમાં પોતાના દુર્બલ સિદ્ધાન્તનું સમર્થન કરનારાં અનેક ઐતિહાસિક અને કાલ્પનિક ચિત્રોને તેણે ટાંગ્યાં હોય છે, અને તેને જોતો તે પોતાના જીવનને પણ તદનુરૂપ જ અનુભવતો હોય છે. (અપૂર્ણ.)

श्री

# महाकाल.

[illegible]   कार्तिक कृष्णा० १४–सं० १९७६.   दर्शन [illegible]

વાસ્તવ સુખ અને સંતોષ મનુષ્ય જ્યારે પોતાના કર્તવ્યને યથાર્થ રીતે સાધે છે, ત્યારે જ તેને થાય છે. પરંતુ પોતાના કર્તવ્યને ઉત્તમ પ્રકારે કરવાને માટે તેણે સર્વ રીતે મનની ઉચ્ચ સ્થિતિમાં રહેવું જોઇએ.

વાર્ષિક મૂલ્ય
૨-૦-૦
પોસ્ટેજ સાથે

# प्रभानुक्रमणिका.



---


આ માસિક શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદ—ખાડીઆમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું અને શ્રી શ્રેયસ્સાધક અધિકારીવર્ગ વડોદરા તરફથી તેમણેજ તે સ્થળેથી પ્રસિદ્ધ કર્યું.

# श्री
# महाकाल.

रूप (पुस्तक) ३२ कार्तिक कृष्ण० १४ संवत् १९७६ दर्शन (अंक) १


॥ ॐ श्रीँ ॥

## प्रारंभक स्तवन.

પદ (શ્રી હરિ ૐ વિનતી, એ ઢબ.)

સર્વાન્તર્યામિ ! જય જય સર્વાન્તર્યામિ ! સચ્ચિદ્ઘન !
આપનું સર્વત્ર સહુમાં દીસે ગુંજન: સર્વા૦

આપ સ્વરૂપ અનુપ, જ્યાં જ્યાં અભિવ્યક્તિ પામે,
ક્લેશો ડામે, અગણિત ભય વામે, નિજ ધામે,
સહજે તે જઇ વિશ્રામે; સર્વાન્તર્યામિ !૦

સમગ્ર કાર્યસહિત, તેનું જીવતર વિલાતું,
દુઃખ દહાતું, સદ્રૂપ મન થાતું, તેને આ,
તન્મય સહુ વિશ્વ લહાતું; સર્વાન્તર્યામિ !૦

તેને કશુંએ ભિન્ન, પોતાથી જણાય ના ક્યાં,
નિરખે જ્યાં જ્યાં, ચિદ્દ્યુતિ વિલસતી ત્યાં ત્યાં, અનુભવી,
શમતો તે પૂર્ણતામાં; સર્વાન્તર્યામિ !૦

આપનું દિવ્ય સ્વરૂપ, જે સુખનું પરમ નિકેતન,
પ્રત્યક્ચેતન, જીવનનું જીવન, અનુપમ તેનું,
કરીએ અભ્યંતર દર્શન; સર્વાન્તર્યામિ !૦

# श्री महाकालनां नूतन दर्शन.

શ્રી મહાકાલનાં નૂતન દર્શન ! તમને તથા અમને આનંદજનક થાઓ જ. જે અંતઃકરણમાં કોઈ પણ શુભ વસ્તુનું દર્શન થતાં આનંદ નથી પ્રકટતો તે અંતઃકરણ વસ્તુતઃ જડ છે. જડ વસ્તુનો વિકાસ જેમ અન્યઉપર આધાર રાખી રહ્યો છે—તે સ્વયં પોતાનો વિકાસ કરી શકતી નથી—તેમ જે અંતઃકરણ જડવત્ છે તેનો વિકાસ થવામાં તેને અન્યઉપર આધાર રાખવો પડે છે. આના સરખી બીજી હાનિકારક વસ્તુ કઈ છે ? પોતાનું કોઈ પણ પ્રકારનું હિત કરવામાં જ્યાં જેને સર્વદા પારકાઉપર જ આધાર રાખવો પડે છે, તેને વાસ્તવ અથવા સર્વોત્તમ ઉન્નતિનો અધિકાર જ નથી, એમ કહીએ તોપણ ચાલે. ભલે ક્ષણિક હો વા દીર્ઘકાલપર્યંતનું હો, પરંતુ કોઈ પણ પ્રકારના શુભદર્શનથી મનુષ્યના અંતઃકરણમાં આનંદ થવો સ્વાભાવિક છે.

આનંદ મનુષ્યના અંતઃકરણને વિકસિત કરે છે, અને વિકાસ પામેલું–વિકસિત થયેલું અંતઃકરણ જ કંઇ પણ શુભને ગ્રહણ કરવામાં અથવા પોતાનામાં કોઇ પ્રકારનું વિશેષત્વ પ્રકટાવવામાં સમર્થ થાય છે. તેવું અંતઃકરણ જ સચેતન અથવા જીવનમય છે. જીવનમય અંતઃકરણ મનુષ્યને સર્વદા ઉન્નતગામી કરી શકે છે. જીવનમય અંતઃકરણ પોતે પોતાનું અને પરનું પણ હિત સાધવા સમર્થ થાય છે. જીવનમય અંતઃકરણમાં સ્વતંત્રતા છે—સ્વતંત્ર બલ છે, ઉત્કર્ષની સ્વતંત્ર ઇચ્છા છે, ઇચ્છાને સિદ્ધ કરવાની શક્તિ છે, પોતાની શક્તિનો સદ્વ્યય કરવાની બુદ્ધિ છે, બુદ્ધિને સૂક્ષ્મ કરવાની કલા છે.

આથી કોઇ પણ શુભ વસ્તુના દર્શનથી આનંદ પ્રકટાવવાની અવશ્ય અગત્ય છે, શુભનું દર્શન થતાં અંતઃકરણ સ્વભાવથી જ આનંદમય બને એવી યોગ્યતાવાળું કરવાની જરૂર છે. કોઇ પણ પ્રકારના શુભને જોઇને જે મનુષ્યને આનંદ નથી પ્રકટતો, અને એથી ઉલટું કદાચિત્ તો તેમાં અશુભની કલ્પના, અશુભની ભાવના કે અશુભનું દર્શન થવા સરખું થાય છે તો નિશ્ચય જાણવું કે તે અંતઃકરણ વિનિપાતને પામનારૂં છે. અમૃતમાં જ જ્યાં વિષની કલ્પના, ભાવના કે દર્શન, ત્યાં પછી કયા અને કેવા પ્રકારથી હિતનો સંભવ રહે !

દર્શન શબ્દ સ્વભાવથી જ જે કંઇ ઉચ્ચ, શુભ અથવા અપૂર્વ છે તેને લાગુ પડે છે. એવી વસ્તુનું દર્શન મનુષ્યના અધિકારને વધારે છે. મનુષ્યનો વધતો જતો અધિકાર મનુષ્યમાં અમાપ સામર્થ્ય પ્રકટાવે છે, અગમ્ય અનુભવો કરાવે છે, અલૌકિક ઐશ્વર્ય અથવા અમાનુષી–દૈવી–ગુણોને ઉપજાવે છે; મનુષ્યને ઈશ્વર બનાવે છે.

મનુષ્યની ઉત્તમોત્તમ અભિલાષાનો વિષય આથી બીજો કયો હોઈ શકે ! મનુષ્યની સર્વોત્તમ અભિલાષાની સિદ્ધિમાં ઉચ્ચ વસ્તુનું વા શુભનું દર્શન એ એક સન્માર્ગપ્રેરક સાધન છે. પોતાના અભિલાષને સિદ્ધ કરવાની ઇચ્છાવાળો કયો મનુષ્ય, આ સાધનપ્રતિ ઉપેક્ષા કરી પોતાના અભિલાષને ચરિતાર્થ કરવાની હિમત ભીડી શકે છે !

કોઇ પણ વસ્તુનું દર્શન શુભભાવપૂર્વક અથવા ઉચ્ચ ભાવપૂર્વક કરવામાં આવે છે, તો તે મનુષ્યજીવનમાં ઉત્તમ ફેરફાર કરવા સમર્થ થાય છે, તો પછી જે કાંઇ સ્વયં શુદ્ધ, શુભ અથવા ઉચ્ચ છે તેના દર્શનથી તો માનવ જીવનમાં મહદ્ રૂપાંતર થાય એમાં શી જ શંકા હોઇ શકે!

આથી તેવા શુભનું દર્શન કરવાને નિરંતર ઉત્સુક રહો, આગ્રહવાળા રહો, યત્નવાળા રહો. કોઇપણ ઉચ્ચ અથવા શુભની સાથે પ્રથમ સંબંધ દર્શનવડે થાય છે. સ્થૂલ દર્શનવડે એવો સંબંધ જ્યાં થતો હોય, ત્યાં તેવી રીતે શુભ અથવા ઉચ્ચની સાથે સ્થૂલ દૃષ્ટિથી. સંબંધ બાંધો, અને જ્યાં કલ્પના અથવા સૂક્ષ્મ વૃત્તિવડે તેવું દર્શન કરવાનું હોય ત્યાં તે. પ્રકારથી સંબંધ બાંધો. કોઈ પણ રીતે કાંઈ પણ ઉચ્ચ અને શુભનાં દર્શન કરવામાટે વૃત્તિમાં અત્યંત આતુરતા પ્રકટાવેલી રાખો.

તમારામાં શુભનું દર્શન કરવાની ઉત્સુકતા હોય, અને તેનું દર્શન થતાં તમારા અંતઃકરણમાં સ્વયંભૂ આનંદ ઉદ્‌ભવતો હોય તો નિઃશંકપણે જાણજો કે તમારો અધિકાર ઉંચો છે, તમે ઉચ્ચ અથવા શુભને પામી શકો એમ છો.

શુભ અથવા ઉચ્ચનું બહુ નિર્મલપણે દર્શન કરો. ઘણા મનુષ્યો ઉચ્ચ અથવા શુભનું દર્શન કરે છે, પરંતુ તેમાં મલિનતા હોય છે, અત્યંત સ્વચ્છ રૂપમાં તેનું તેઓ દર્શન કરતા નથી. એ દર્શન કરવા પછી કોઇને થોડે સમયે અને કોઇને તે જ ક્ષણે સાથે સાથે તે દર્શનીય વસ્તુમાં દોષ, અપૂર્ણતા, અલ્પતા અથવા જડતાનું ભાન થાય છે, અર્થાત્ દર્શનીય વસ્તુના શુભ અથવા ઉચ્ચ અંશતરફની એકાગ્રતા તત્કાળ નિવૃત્ત થાય છે. આપણા અંતઃકરણની આવી સ્થિતિ જો જલદી થતી હોય તો જાણવું કે તે અંતઃકરણ બહુ દુર્બલ, મલિનતાની અધિકતાવાળું, બલવાન્ અથવા તેજને અધિક સમય જોવા જતાં ઝંખવાઇ જનારૂં અને અસ્થિર છે. આપણા અંતઃકરણના આ દોષને, જો તેને પ્રગામી કરવું છે તો સહુથી પહેલો ટાળવો જોઇએ.

શુભ અથવા ઉચ્ચ જ્યાં હોય ત્યાંથી તત્કાલ દૃષ્ટિએ આવે, ઉંડાણમાં રહ્યું હોય તો ત્યાં પર્યન્ત દૃષ્ટિ પહોંચી જાય, એ શુભદર્શન અધિક કાલ સતત થાય, એ શુભમાં વૃત્તિ ડુબતી જાય, એ શુભને પોતાનું કરી લેવાનું બળ અને કળા અંતરમાં આવિર્ભાવ પામતાં જાય: આવું કરવાની અગત્ય છે. શુભના ક્ષણિક દર્શનથી સંતોષ ન પામો, પણ તેને સંપૂર્ણ અંશમાં અને દીર્ઘ કાલપર્યન્ત જોવાના અભ્યાસને સેવો, એમાં તન્મય બનો, એને તમારૂં પોતાનું કરી લો. તમે સ્વયં સર્વાંશે શુભસ્વરૂપ બની રહો.

શ્રી મહાકાલના આ નૂતન દર્શનનો આ જ આરંભક આદેશ.

श्री.

# अलंकारप्रकाश.

---

આ સૃષ્ટિસ્થ રામણીયકમાત્રના મૂલરૂપ, સર્વ ચમત્કારના મૂલ કારણરૂપ, દિવ્ય સૌંદર્યથી વિરાજિત, અલૌકિક તનુઓના આત્મારૂપ, સચ્ચિદાનંદસ્વરૂપ છતાં જગજ્જન્માદિના હેતુ શ્રીમાન્ નૃસિંહ પરમાત્માને તથા તેમની સમગ્ર વિભૂતિઓને આરંભમાં અનંત પ્રણતિ-પરંપરા સમર્પું છું.

ગુર્જરભાષામાં "કાવ્ય" શબ્દનો ઉચ્ચાર થતાં પ્રાયશઃ કોઇ કવિતા, રાગબદ્ધ ગીત આદિનું ભાન થાય છે, તેનું કારણ એ છે કે કેટલાંક વર્ષો થયાં કાવ્યરચના પદ્યમાં જ કરવામાં આવી છે, પણ પ્રાચીન કાળથી તે અદ્યાપિપર્યન્ત સર્વ સાહિત્યકારોએ કાવ્યશબ્દનો અર્થ પદ્યમાં સંકુચિત કર્યો નથી. ખરૂં જોતાં તો પદ્ય હોય તે કાવ્ય કહેવાય એ ભ્રાન્તિ છે. અમરકોષમાં "અમરા નિર્જરા દેવા" ઇત્યાદિ સર્વ શ્લોકો છે પણ તેમનો એક પણ કાવ્યરૂપ નથી. કોઇ કોઇ વિદ્યાર્થીએ સ્મરણ રાખવું સરલ પડે તે માટે "ફોજદારી કાયદાના ગુન્હાઓ"ને પદ્યમાં કરેલા છે પણ તેમનો એકે દોહરો કે સાખી કે ચોપાઇ તે કાવ્ય નથી. ફ્રાન્સમાંથી રહાઇન નદીપરના શહેરો અથવા ગંગા અને બ્રહ્મપુત્રા નદીપરનાં શહેરોનાં નામોને સ્મૃતિની સુકરતાને અર્થે પદ્યમાં ગુંફવામાં આવે તો તેમાંનું કોઇ પણ પદ્ય કાવ્ય નથી. તેથી પદ્ય હોય તે કાવ્ય છે એ સાચી વાત નથી.

આ જ પ્રમાણે પદ્ય નહિ હોય તે કાવ્ય નથી, એ માનવું પણ એટલું જ ભૂલભરેલું છે. બાણકવિની વિશ્વવિખ્યાત કાદંબરી, યોગિનીકુમારી આદિ ગદ્યમાં હોવા છતાં ઉત્તમ કાવ્યોમાં જ ગણાય છે, તેથી કાવ્ય અને ગદ્ય એ બે પ્રતિપક્ષી શબ્દો નથી. કાવ્યનો પ્રતિપક્ષી શબ્દ તે વિજ્ઞાન છે અને ગદ્ય નથી. કાવ્ય જેમ પદ્યમાં હોય છે તેમ જ ગદ્યમાં હોઇ શકે છે. આ જ 'કારણથી' કાવ્યના ત્રણ વિભાગ કરવામાં આવે છેઃ ગદ્યાત્મક, પદ્યાત્મક અને ગદ્યપદ્યાત્મક અથવા મિશ્ર. આ તૃતીય પ્રકારના કાવ્યને ચંપુ નામ આપવામાં આવે છે.

પુનઃ સ્પષ્ટતાર્થે કહેવું યોગ્ય છે કે કાવ્ય એ આખા ગ્રંથનું નામ નથી, પણ આખા ગ્રંથમાં તો અનેક કાવ્ય હોય છે. કાવ્યતા એ વાક્યમાં રહેલો ધર્મ છે, અર્થાત્ એક વાક્ય, એક શ્લોક કાવ્ય હોઇ શકે છે. ઉદાહરણતરીકે લઇએ તો "સૂર્ય અસ્ત પામ્યા," "સૂર્યાસ્ત થયો" એ વાક્યો કાવ્ય થઇ શકે છે. જો માત્ર એટલી જ હકીકત જણાવવા અર્થે એ વાક્યોનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તો એ બંનેમાંથી કોઇ પણ કાવ્ય નથી, પણ એ વાક્યોનો ઉચ્ચાર કોઇ નૈષ્ઠિક બ્રાહ્મણે કર્યો હોય અને તેથી એવું સૂચવ્યું હોય કે સંધ્યાવંદનનો સમય થયો, અથવા કોઇ ચોરોએ એ વાક્યોનો પ્રયોગ કરી એવું સૂચવ્યું હોય કે હવે ચૌર્યકર્મનો સમય થવા આવ્યો, અથવા કોઇ અભિસારિકાએ એ જ વાક્યનો પ્રયોગ કરી એવું સૂચવ્યું હોય કે હવે પતિપ્રતિ અભિસરણનો સમય થયો તો એ બંને વાક્યો કાવ્ય થાય છે. એટલું જ નહિ પણ ઉત્તમ કાવ્યનો ભેદ છે તેમાં એનો સમાવેશ

કરાય છે. તેથી કાવ્યતા એ વાક્યનિષ્ઠ ધર્મ છે. કોઇ ગ્રંથોમાં કાવ્યતાવાળાં અનેક વાક્યો અથવા શ્લોકો હોય તો તેને આખાને આ નિયમથી જ કાવ્યગ્રંથ કહેવામાં આવે છે.

કાવ્ય કોને કહેવું, કાવ્યનું સ્વરૂપ શું, કાવ્યનું લક્ષણ શું, તે સંબંધમાં ભિન્ન ભિન્ન ગ્રંથકારો જૂદો જૂદો અભિપ્રાય દર્શાવે છે, અગર જો મુખ્ય અંશમાં સર્વનું ઐકમત્ય છે જ. કેટલાક ગ્રંથકારો શબ્દ અને અર્થ એ યુગલમાં કાવ્યતા રહેલી છે એમ કહે છે, ત્યારે બીજા કાવ્યતા શબ્દનિષ્ઠ ધર્મ છે એમ કહે છે. વળી કેટલાક ગ્રંથકારો કાવ્યને સંકુચિત અર્થમાં લે છે અને તેથી વિવિધ વિશેષણો વધારે છે ત્યારે અન્ય કાવ્યને વિસ્તૃત અર્થમાં વાપરે છે. આ નિયમથી કાવ્યમાં આપવામાં આવેલાં લક્ષણોના મુખ્ય ત્રણ વર્ગ પડે છેઃ—(૧) દોષમાત્રથી રહિત, માધુર્ય, ઓજસ અને પ્રસાદ એ ત્રણ ગુણોવાળા અને જ્યાં રસની પ્રધાનતા હોય તે શિવાય સર્વત્ર અલંકારવાળા શબ્દ અને અર્થ તે કાવ્ય છે; (૨) રસાત્મક વાક્ય તે કાવ્ય છે, (૩) રમણીય અર્થને પ્રતિપાદન કરનાર શબ્દ તે કાવ્ય છે. આ ત્રણ વર્ગમાંનાં લક્ષણોની ચર્ચા અત્ર કરવાની રાખી નથી, છતાં એટલું જ સંક્ષેપમા સૂચવવું યોગ્ય છે કે તૃતીય લક્ષણ વિશેષ વ્યાપક છે તથા કાવ્યના ખરા રહસ્યને સૂચવે છે તેથી બહુધા સંમત ગણાયુ છે. દણ્ડી અને જગન્નાથ એ બંને ગ્રંથકારે આ લક્ષણને જ સ્વીકાર્યું છે. એનો અર્થ એ છે કે જે વાક્યમાં રમણીયતા છે અર્થાત્ તેને લીધે જે અલૌકિક આનંદને આપે છે તે કાવ્ય છે. કોઇ મનુષ્ય બીજાને કહે કે "તમારે ત્યાં પુત્રનો જન્મ થયો" તો એ વાક્યના શ્રવણથી શ્રોતાને આનંદ થાય છે પણ તે આનંદ લૌકિક આનંદ છે તેથી એ વાક્ય કાવ્ય નથી અહિં એ પુત્રવિષે મમત્વબુદ્ધિ જ આનંદનો હેતુ છે અને એ વાક્યનો અર્થ જે પુત્રજન્મ, તેટલો જ આનંદનો હેતુ નથી. આમ હોવાથી જ "તમારા શત્રુને ત્યાં પુત્રજન્મ થયો" એ વાક્યમાં પણ પુત્રજન્મરૂપ અર્થ પ્રતિપાદિત છે, પણ તે આનંદ આપનાર શ્રોતાને થતો નથી, કારણ કે અહિં મમત્વબુદ્ધિ થતી નથી. પણ મદીય શત્રુત્વબુદ્ધિ હોય છે. પ્રતિપક્ષી કવિના ઉત્તમ કાવ્યથી પણ ગ્લાનિ થાય છે ત્યાં તે કાવ્ય સ્વતઃ જો આનંદ જ આપે છે પણ જ્યારે તે વાક્યની સાથે શત્રુકાર્યત્વનું અનુસંધાન થાય છે ત્યારે જ તેને લીધે ગ્લાનિ અથવા ખેદ થાય છે તેથી અહિં કાવ્યવાક્ય તો રમણીય અર્થને જ પ્રતિપાદન કરનાર છે તેથી એ વાક્યોનો કાવ્યમાં સમાવેશ થઇ શકે છે.

કાવ્ય એ રત્નોનાં જેવાં છે એટલે કે જેમ હીરા આદિમાં છીરક આદિ દોષ હોવાથી તે હીરો મટી જતો નથી પણ એબવાળો હીરો ગણાય છે, તે પ્રમાણે કાવ્યમાં કોઇ દોષ આવી જાય છે તો તેટલાથી તે કાવ્ય મટી જતું નથી પણ દુષ્ટ કાવ્ય–સદોષ કાવ્ય–ગણાય છે. વળી કેવળ નિર્દોષ વાક્યને જ કાવ્ય ગણવાનો આગ્રહ ધરવામાં આવે તો મહાકવિ–પ્રણીત સર્વસંમત કાવ્યો પણ સૂક્ષ્મ દોષને લીધે અકાવ્ય થઈ રહે. તેથી શાસ્ત્રાદિ વિચારને અવલંબીને કાવ્યનું વિસ્તૃત લક્ષણ કે જે ઇષ્ટ અર્થને અર્થાત્ રમણીય અર્થને પ્રતિપાદન કરનાર વાક્ય તે કાવ્ય છે તે જ ઘણી રીતે સંમત કરાય છે. આ પ્રકારનું કાવ્યનું લક્ષણ કરવાથી નિરપેક્ષ રવ તે શ્રુતિ છે, મનુ, મન્વન્તરાદિને પ્રતિપાદન–કરનાર ગ્રંથ તે પુરાણ છે ઇત્યાદિ વેદપુરાણાદિનાં લક્ષણો છે તેને જ અનુસરતું કાવ્યનું પણ લક્ષણ થઇ રહે છે,

આ પ્રકારના સ્વરૂપવાળા કાવ્યનો આત્મા તે રસ છે. જેમ શૌર્ય, દયા આદિ આત્માના ગુણ છે તેમ તે સ્થાને કાવ્યના માધુર્ય ઓજસ્ અને પ્રસાદ એ ત્રણ ગુણો છે. જેમ આત્માને શરીર હોય છે તેમ શબ્દરચના એ કાવ્યનું શરીર છે. જેમ મનુષ્યને કટક, કેયૂરાદિ શોભા આપનાર ભૂષણો અલંકાર છે તેમ ઉપમા અનુપ્રાસાદિ કાવ્યને શોભા આપનાર કાવ્યના અલંકાર કહેવાય છે.

કાવ્યના કેટલાક ગ્રંથકારો (૧) ઉત્તમ, (૨) મધ્યમ અને (૩) અધમ અથવા અવર એવા ત્રણ ભેદ પાડે છે. ત્યાં જે કાવ્યમાં વાચ્યાર્થના કરતાં વ્યંજનાથી પ્રતિપાદન કરાતો વ્યંગ્યાર્થ વિશેષ ચમત્કારિક હોય તે કાવ્ય તે ઉત્તમ કાવ્ય છે. આ કાવ્યને ધ્વનિકાવ્ય એવું નામ પણ આપવામાં આવે છે. જેમ સ્ફોટરૂપ આંતર શબ્દને અભિવ્યક્ત કરનાર ઉચ્ચાર્યમાણ શબ્દને વૈયાકરણિકો ધ્વનિ નામ આપે છે તેમ રસ, અલંકાર તથા વસ્તુરૂપ વ્યંગ્યાર્થનું વ્યંજન કરનાર કાવ્યરૂપ શબ્દોને આલંકારિકો ધ્વનિ નામ આપે છે.

જે કાવ્યમાં વાચ્યાર્થના કરતાં વ્યંગ્યાર્થ અધિક ચમત્કારવાળો હોતો નથી તેવું કાવ્ય તે મધ્યમ કાવ્ય છે. એને ગુણીભૂત વ્યંગ્ય કાવ્ય એવું નામ પણ આપવામાં આવે છે.

જે કાવ્ય સ્ફુટ પ્રતીયમાન વ્યંગ્યથી રહિત છે અને તેથી અવ્યંગ્ય કહેવાય છે તે અધમ અથવા તૃતીય પ્રકારનું કાવ્ય છે. આ કાવ્યનું બીજું નામ ચિત્રકાવ્ય પણ છે.

આ તૃતીય પ્રકારના કાવ્યમાં ચમત્કારનું કારણ અલંકાર છે અને તેથી એના બે વિભાગ—શબ્દચિત્ર અને અર્થચિત્ર—એવા કરવામાં આવે છે. ત્યાં જ્યાં શબ્દાલંકારમાં કવિનું તાત્પર્ય હોય છે તેવા કાવ્યને શબ્દચિત્ર કહે છે અને અર્થાલંકારમાં કવિનું તાત્પર્ય હોય છે તેને અર્થચિત્ર કહે છે.

અન્ય ગ્રંથકારો આ ત્રિવિધ વિભાગને સંમત ગણતા નથી. તેમનું કહેવું એવું છે કે જ્યારે ધ્વનિ અને ગુણીભૂત વ્યંગ્ય એ બે કાવ્યોમાં વ્યંગ્યની પ્રધાનતા અને અપ્રધાનતા એવા હેતુથી ભેદ પાડ્યો છે ત્યારે વાચ્યના જેટલો જ ચમત્કારિક વ્યંગ્ય હોય અને વાચ્યના કરતાં ન્યૂન ચમત્કારવાળો વ્યંગ્યાર્થ હોય એ બેને એક વર્ગમાં મૂકવા ઘટતા નથી. વળી શબ્દચિત્ર અને અર્થચિત્ર એ બેની વચ્ચે મહાન્ ભેદ છે છતાં એ બેને એક વર્ગમાં મુકવા એ ભૂલ જ છે. આ સાથે શબ્દચિત્ર એ પામરશ્લાઘ્ય કાવ્ય છે અને ખરૂં જોતાં એમાં શબ્દનો માત્ર આડંબર છે અને ચમત્કારવાળો (રમણીય) અર્થ નથી તેથી એ તો કાવ્ય જ નથી. તેથી એ ગ્રંથકારો કહે છે કે કાવ્યના ચાર વિભાગ કરવા ઉચિત છે (૧) ઉત્તમોત્તમ કાવ્ય, (૨) ઉત્તમ કાવ્ય, (૩) મધ્યમ કાવ્ય અને (૪) અવર કાવ્ય. ત્યાં ધ્વનિની ગણના ઉત્તમોત્તમ કાવ્યમાં કરવી. વાચ્ય અને વ્યંગ્ય સમાન કક્ષાવાળા હોય તેની ઉત્તમ કાવ્યમાં ગણના કરવી. વાચ્યના કરતાં વ્યંગ્ય ન્યૂન ચમત્કારિક હોય તેની મધ્યમ કાવ્યમાં ગણના કરવી અને અર્થચિત્રની અવર કાવ્યમાં ગણના કરવી.

આ વિચારથી એ સમજાય છે કે સર્વ સાહિત્યગ્રંથકારના મતપ્રમાણે જે કાવ્યમાં કવિનો સંદર્ભ અલંકારપ્રતિ હોય છે તેને ચિત્રકાવ્યમાં ગણવામાં આવે છે. શબ્દચિત્ર અને અર્થચિત્ર એવા બે ભેદ કાવ્યના જ્યાં પાડવામાં આવેલા છે ત્યાં એ ભેદનો હેતુ શબ્દા

લંકાર અને અર્થાલંકાર છે. જ્યાં શબ્દાલંકારમાં કવિનું તાત્પર્ય જણાય છે તે કાવ્યને ચિત્ર કહેવામાં આવે છે, અને જેમાં કવિનુ તાત્પર્ય અર્થાલંકારમાં જણાય છે તે અર્થચિત્ર કહેવામાં આવે છે.

શબ્દાલંકાર અને અર્થાલંકાર એ આથી સ્પષ્ટ થાય છે કે અલંકારના બે ભેદ ત્યાં સાધારણ એમ કહેવામાં આવે છે કે જે અલંકાર શબ્દાશ્રિત હોય તે શબ્દાલંકાર અને જે અલંકાર અર્થાશ્રિત હોય તે અર્થાલંકાર છે. અમુક અલંકાર શબ્દાશ્રિત છે અર્થાશ્રિત છે એ નિર્ણય કેવી રીતે કરવો ? એ પ્રશ્નનું ઉત્તર એ કે અન્વય અને વ્ય એ વડે જ એ નિર્ણય થઇ શકે છે. અન્વયનો અર્થ સદ્ભાવ છે અને વ્યતિરેકનો અભાવ છે. શબ્દનો અન્વય એટલે સદ્ભાવ હોય તો જે અલંકારનો સદ્ભાવ થતો અને તે શબ્દને કાઢી નાંખી અન્ય શબ્દ મુકવામાં આવે-અન્ય પર્યાય શબ્દ વાપરવા આવે-તો તે અલંકારનો વ્યતિરેક થતો હોય તો તે અલંકાર તે શબ્દાશ્રિત છે એમ જાય છે. અને અમુક અર્થનો સદ્ભાવ હોય ત્યારે અમુક અલંકારનો સદ્ભાવ થાય અને તે અર્થનો પ્રતિપાદક શબ્દ બદલી તેનો પર્યાય શબ્દ મુકીએ તોપણ તે અલંકાર વિદ્યમાન રહે છે તથા તે અર્થને બદલે બીજો અર્થ પ્રતિપાદન કરવામાં આવે ત્યારે જ તે અલંકાર જતો રહે છે. એવી રીતે અર્થના અન્વય અને વ્યતિરેકને અલંકારના અન્વય અને વ્યતિરેક અનુક્રમે અનુસરતા હોય છે તે અર્થને આશ્રિત તે અલંકાર છે એમ સમજાય છે તેથી તે અર્થાલંકાર છે. તાત્પર્ય કે શબ્દની પરિવૃત્તિ જે અલંકાર સહન કરી શકે તે અર્થાલંકાર છે અને શબ્દની પરિવૃત્તિ જે અલંકાર સહન કરી શકતો નથી (પર્યાય શબ્દ મુકતાં જે અલંકાર જતો રહે છે) તે શબ્દાલંકાર છે તેથી પર્યાયપરિવૃત્તિ-સહત્વ અને પર્યાયપરિવૃત્તિઅસહત્વ એ બે આ બે અલંકારમાં ભેદક છે. જે અલંકારમાં એ ઉભય છે તે શબ્દાર્થાલંકાર કહેવાય છે એ આગળ સ્પષ્ટ થશે. અનુપ્રાસ, યમક, આદિ શબ્દાલંકારો છે અને ઉપમા, રૂપકાદિ અર્થાલંકારો છે. અત્ર શબ્દાલંકારનું નિરૂપણ અવિવક્ષિત છે, અને અર્થાલંકારનું વિવેચન જ માત્ર વિવક્ષિત છે.

(અપૂર્ણ.)

---

## સજ્જનતાનિમિત્ત સત્કારઃ

કેટલાએ સમયથી શ્રીમહાકાલ અનિયમિત રહી અપ્રસિદ્ધ રહેલું તે સમયમાં પણ મહાકાલના બદલામાં આવતાં વૈદ્યકલ્પતરુ, સુન્દરીસુબોધ વગેરે પત્રો નિયમિત આવ્યાં છે, તેમજ એક એક વર્ષપર્યંત સમાલોચક, વીસમી સદી વગેરે પત્રો પણ નિયમિત મળ્યાં છે. તેમની આ ઉદાર દૃષ્ટિમાટે બહુ સંતોષપૂર્વક આભાર માનવામાં આવે છે.

વાતાવરણ શબ્દોનું સહજ વાતાવરણ તો જે હોય છે તે હોય જ છે પણ તે ઉપરાંત લેખક પોતાનું વાતાવરણ તે તે શબ્દોને અર્પે છે. આથી એક લેખકે એક વાક્યને જે વાતાવરણ અર્પ્યું હોય છે તેના કરતાં અન્ય લેખકે અર્પેલું વાતાવરણ ભિન્ન થાય છે અને તેથી તેના તેજ વાક્યની અસર વાચકને ભિન્ન ભિન્ન થાય છે. આ અસરનું શબ્દમાં નિરૂપણ પ્રસંગે કરી શકાતું નથી છતાં સર્વ વાચકનું હૃદય તેને અનુભવે છે અને તેથી એ સ્વસંવેદ્ય વસ્તુ છે એમ કહીએ તો ચાલે તેમ છે. એ વાતાવરણ લેખક જે અર્પે છે તે સર્વ કરી શકતા નથી અર્થાત્ સર્વ લેખકો આવું બલવાન્ વાતાવરણ અર્પી શકતા નથી. ટેલીફોનનો વ્યવહાર સુપ્રસિદ્ધ છે. એક મનુષ્ય બીજાસાથે વાત કરવા માગે છે ત્યારે ટેલીફોનની વ્યવસ્થા રાખનાર માત્ર માગેલા નંબરોને 'જૉઈન્ટ' આપે છે અને પછી તે બે નંબરો વાત કરી શકે છે પણ તે 'જૉઇન્ટ' આપનાર પોતે નિર્લેપ કોરા કાગળજેવો રહે છે. તેમ જે લેખક માત્ર બાહ્ય મનની સહાયતાથી જ લખે છે તેના વિચારો ઉપર ઉપરની સપાટીપરથી ઉઠેલા હોવાથી એનાં લખાણમાં આવું વાતાવરણ બંધાતું નથી. આ કારણથી જેઓ ભાષાન્તરો કરે છે અને તેમાં પણ એક ભાષાનો એક શબ્દ જોઇ તેવા સમાનાર્થવાળો અન્ય ભાષાનો શબ્દ માત્ર યોજે છે તેમનાં તે ભાષાંતરો લેશ પણ અસર કરનાર થતાં નથી અને મૂળની સર્વ અસર—સર્વ લાભો—તે તે ભાષાન્તરથી જતાં રહે છે. લેખક જ્યારે પોતાના આંતર મનમાં પ્રવેશે છે અને આંતર મનના ઉઠતા વિચારોને શબ્દમાં દર્શાવે છે ત્યારે જ તે તે આંતર મનનું વાતાવરણ તે તે શબ્દની આસપાસ લાગે છે અને તેને લીધે તે તે શબ્દો વાચકને ઉંડી અસર કરનાર થઇ રહે છે. જે પુરુષો લેખો, નિબંધો, ગ્રંથો આદિ લખતાં આસપાસના ભાનથી રહિતજેવા થાય છે એટલું જ નહિ પણ જાણે પોતાનું પણ ભાન ભૂલી જતા હોય તેમ જણાય છે અર્થાત્ આવી સ્થિતિને લીધે જેમનાં બાહ્ય મન વિરોધી વ્યાપારવિનાનાં અથવા તો લગભગ વ્યાપારવિનાનાં થઇ રહે છે અને તેથી જાણે કોઇ એમને લખાવતું હોય, કોઇ બલાત્કારથી પ્રેરતું હોય તેમ તેઓ લખે છે અથવા તો જેમ આરસીમાં ગતિ કરનાર સર્વ પદાર્થોનાં પ્રતિબિંબ પડતાં રહે છે તેમ તેમના બાહ્ય મનપર માત્ર આંતરમનનાં આંદોલનરૂપ વિચારોનાં પ્રતિબિંબ માત્ર પડતાં રહે છે અને બાહ્ય મન તે તે પ્રતિબિંબને જોઇને જ શબ્દારૂઢ કરતાં રહે છે—આવા લેખકોનાં તે તે લખાણો અસર કરનાર થઇ રહે છે. લેખકોની આવી સ્થિતિ બધા લેખમાં થતી નથી અને તેથી તે બધો લેખ સરખો અસરકારક થઇ રહેતો નથી, પણ જે એક અથવા અનેક વાક્યોપર આવી સ્થિતિ થઇ રહી હોય છે તે જ વાક્યો સર્વોત્તમ બળવાળા વાતાવરણથી સંપન્ન થવાથી વાચકને તદનુસાર અસર કરનાર થઇ રહે છે.

આપણે સર્વત્ર જોઇએ છીએ કે જેના હૃદયમાં, અંતર મનમાં વૈરાગ્ય નથી તે મનુષ્ય વૈરાગ્યનાં બોધક અથવા સૂચક વાક્યો લખે છે તો તે વાક્યો વાચકના હૃદયમાં વૈરાગ્યને જાગ્રત્ કરનાર થતાં નથી; જેનામાં રાગની કલા ખીલી નથી તેના લખેલાં વાક્યો વાચકના અંતરમાં રતિ અથવા શૃંગારને ઉપજાવી શકતાં નથી; જેનામાં પોતામાં વીરત્વ નથી તેનાં શૌર્ય અણુતા લખેલાં પદો વાચકમાં ઉત્સાહ, વીરત્વ કે શૌર્ય પ્રકટાવી શકતાં નથી—વગેરે. આ સ્થળે સ્પષ્ટીકરણર્થે જણાવવું જોઇએ કે એ વૈરાગ્ય, રાગ, વીરત્વ આદિની જાગ્રતિ તે તે લેખનસમયે જ હોવાની આવશ્યકતા છે. આથી ઉલટું જેનામાં નીતિ, વૈરાગ્ય, રાગ,

વીરતા આદિ ઉભરાઈ જાય છે અર્થાત્ એ ધર્મો જેના આંતર મનમાં ઓતપ્રોત થઈ રહ્યા છે તેમનાં લખાણો જ બાળકના હૃદયમાં આબેહૂબ તેવા ભાવો ઉત્પન્ન કરી શકે છે. આનું કારણ પણ ઉપરની ચર્ચાથી સ્પષ્ટ થાય છે. વેદ તથા મંત્રવિદ્યામાં પણ આ જ રહસ્ય રહેલું છે. સમષ્ટિ ઈશ્વરના સર્વશક્ત ચિત્તમાંથી અને પછી બ્રહ્માના વિશુદ્ધ સર્વશક્ત ચિત્તમાંથી પછી તે તે ઋષિના તપસ્, નીતિ, બ્રહ્મચિંતનાદિથી પવિત્ર અને વિશુદ્ધ અને બળવાન્ થયેલાં આંતર ચિત્તથી અને છેવટે ગુરુ સદ્ગુરુના સર્વશક્તવત્ આંતર ચિત્તમાંથી એ મંત્રો ઉઠેલા અને ઉઠતા હોવાથી જ એ મંત્રોની અસર અપૂર્વ થાય છે કે જે અન્ય શબ્દોની થતી નથી. આ હેતુથી મંત્રની રચના વા શબ્દમાં ફેરફાર કરવાનો નિષેધ છે; તથા જે અર્થ એ આનુપૂર્વીવાળા શબ્દો સારે છે તે જ અર્થ ઇતર ભાષાના સામાન્ય મનુષ્યવડે ઉચ્ચારિત શબ્દો સારતા નથી.

આ વિચારોથી એ સ્પષ્ટ થયું કે જે લેખો, જે વાક્યો લેખકના આંતર મનમાંથી ઉઠેલાં છે તે જ તે આંતર મનના બળના પ્રમાણમાં વાચકના હૃદયને અસર કરી શકે છે. જે લેખો અથવા વાક્યો લેખકના સ્વત્વથી અંકિત છે, તેમાં લેખકના સ્વત્વની પ્રતિભા છે, જે લેખો અથવા વાક્યો અબુદ્ધિપૂર્વક જેવાં ઉઠેલાં છે તેની અસર જ મહાન્ છે.

આમ કહી લેખોમાં બાહ્ય મનનો ઉપયોગ નથી એવું કહેવાનો ભાવ નથી. બાહ્ય મનનો ઘણો ઉપયોગ છે. કારણ કે આંતર મનમાંથી ઉઠતાં વાક્યોને ગ્રહણ કરવાનું કામ બાહ્ય મનનું છે. તેથી બાહ્ય મન જો ગ્રહણ નથી કરી શકતું અથવા તદ્રૂપે ગ્રહણ નથી કરતું અથવા ગ્રહણ કર્યા પછી યોગ્યરૂપે પ્રદર્શિત નથી કરતું તો તે વાક્યો બળવાળા ભાવયુક્ત છતાં સમીચીન અસર કરનાર થતા નથી. તેથી બાહ્ય મનનો ઉપયોગ નથી એમ નથી; બાહ્ય મનનો ઉપયોગ પણ અતિ મહાન્ છે. અને તે કારણથી જ વ્યુત્પન્ન અને અવ્યુત્પન્ન લેખકોના લેખોમાં ભેદ પડે છે. વ્યુત્પન્ન લેખકોના લેખો અવ્યુત્પન્ન લેખકના લેખકરતાં અધિક શોભી નીકળે એમ છે. આંતર મન જ્યારે લેખોના આત્માને અર્પે છે ત્યારે બાહ્ય મન તેના શરીરને અને અલંકારને અર્પે છે. તેથી ઉભય મનની આવશ્યક્તા છે એ સિદ્ધ છે. છતાં સુશોભિત શરીર જો આત્મારહિત હોય તો તે આનંદજનક ભાસતું નથી અને પ્રેક્ષકને પ્રસન્નતા આપતું નથી તેમ આંતર મનના સ્પર્શવિનાના લેખો આત્મરહિત-જેવાં હોવાથી હૃદયવેધક થતા નથી અને જોઇએ તેવી અસર કરનાર નીવડતા નથી. એ આત્મા તે જ તે તે લેખનું રહસ્ય છે. તેથી પ્રકારાન્તરે કહીએ તો આંતર મનના પર્શવિનાના લેખો રહસ્યથી રહિત છે. જેમ સમુદ્રનું પાણી જ્યારે સૂર્યના તાપના સંસ્કારને પામી વરાળ-રૂપ થઈ ઉપર ચઢે છે અને વૃષ્ટિરૂપે વર્ષે છે ત્યારે જ તે મિષ્ટ જલ થઈ રહે છે અને કૃષિ આદિના ઉપયોગમાં આવી સસ્યાદિ પાકને ઉપજાવી શકે છે તેમ આંતર મનની મર્યાદામાં જે વિચારો સ્ફુરન થયા નથી તે વિચારમાં મિષ્ટતા આવતી નથી અને તે વિચાર પોતાના સમાન છાપ વાચકના હૃદયમાં પાડવા અસમર્થ થાય છે એ જ તાત્પર્ય છે.

લેખોની ઉત્તમતામાં અનેક હેતુઓ રહેલા હોય છે. પણ તેની ગણના નહિ કરતાં આ એક જ હેતુનો ઉલ્લેખ કર્યો છે તેનું કારણ એ છે કે બીજા હેતુઓ બહુધા જ્ઞાત છે અને આ હેતુની ઘણાને ઉપેક્ષા થવાનો સંભવ છે. વળી આ હેતુ લખને જીવન અર્પનાર હોવાથી મુખ્ય છે. આ સાથે એ પણ જણાવવું ઘટે છે કે જે લેખોના સંબંધમાં સ્થિત છે

તે જ ભાષણોના સંબંધમાં પણ સ્થિતિ છે; લેખને માટે કરેલું આ લખાણ ભાષણને માટે પણ તે જ પ્રકારે લાગુ પડે છે.

હવે વાચકના સંબંધી કારણનો વિચાર કરીએ. લેખકના સંબંધના કારણનો વિચાર કર્યા પછી વાચકના સંબંધના કારણનો વિચાર કરવો સરળ થઈ રહે છે અને તે કરવાનું પણ અત્ર જ અવશિષ્ટ રહે છે.

જેમને ગ્રંથકારના શબ્દો ન સમજાય અથવા વાકયરચના ન સમજાય તેમને તે તે ગ્રંથકારનું રહસ્ય ન સમજાય એ તો સ્વાભાવિક છે, અને એ માટેનો ઉપાય પણ પ્રસિદ્ધ છે કે તેણે તે તે શબ્દોના અર્થ સમજવા અથવા તો તે વાકયરચનાને જાણનાર-પાસે તે વાકયરચનાનો અર્થ સમજી લેવો.

પણ શબ્દો અને વાકયરચનાને સમજ્યા પછી પણ ગ્રંથકારનો મર્મ ઘણાને દુર્બોધ જ રહે છે એ કહેવામાં અતિશયોક્તિ નથી. કૉલેજમાં શિક્ષણ લેનાર અસંખ્ય વિદ્યાર્થીઓ તથા કોલેજનું શિક્ષણ પૂરું કરી રહેલા અને પછી આગળ અભ્યાસ કરનાર અનેક વિદ્યાર્થીઓની સ્થિતિ જોતાં સ્પષ્ટ જણાય છે કે એમાંના ઘણાખરા તે તે ગ્રંથકારોના ગ્રંથોનું અધ્યયન કરે છે અને તેના પર કરેલાં વિવેચનને પણ તેઓ મુખપાઠ કરે છે, તે તે વિવેચકે જે પંક્તિ સુંદર કહી હોય તે સુંદર છે એ મુખપાઠ કરે છે અને તેના સૌદર્યનું કારણ આપ્યું હોય તો તે પણ મુખપાઠ કરે છે તથા પરીક્ષાના સમયે એ સર્વની પરિગણના કરી બતાવે છે. આ સાથે એ વિદ્યાર્થીનાં હૃદય તે તે ગ્રંથને નહિ વાંચ્યો હોય તેવાં જ લગભગ રહેતાં હોય છે એ તેમનો પોતાનો આત્મા સાક્ષી પૂરી જણાવે છે. આ વિદ્યાર્થીઓને છોડી દઈ ઇતર વાચકવર્ગપ્રતિ દૃષ્ટિ કરીએ તો ત્યાં પણ આવી જ સ્થિતિ ઘણે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. તેથી શબ્દોના અર્થ અને વાકયરચનાની સમજુતી એ શિવાય કોઇ સાધનની અપેક્ષા છે કે જેનો સદ્ભાવ થતાં ગ્રંથનો યથાર્થ રસ ગ્રહણ થઈ શકે છે. ગ્રંથકારનો અર્થ યથાર્થરૂપે હૃદયમાં ઉતરે છે અને તેનો અભાવ થતાં, જેમ કડછી વિવિધ પાકોમાં ફરી વળે છે, જેના તેના સંબંધવાળી થાય છે છતાં તે તે રસથી અજાણ જ રહે છે તેમ, વાચક તે તે રસ અને રહસ્યનો અનુભવ કરી શકતો નથી. એ સાધન કયું તે સંબંધમાં એક અતિ વિદ્વાન્ ગ્રંથકાર જણાવે છે કે It requires as much inspiration to understand as it requires to write-કોઈ પણ લેખ લખવામાં આંતર મનની જેટલી પ્રતિભાની અપેક્ષા રહે છે તેટલી જ એ પ્રતિભાની અપેક્ષા તે લેખને સમજવામાં રહે છે. તાત્પર્ય કે જે પ્રતિભા અને જેટલી પ્રતિભા લેખકમાં ઉદ્ભવી તે લેખને માટે જવાબદાર છે તે જ પ્રતિભા અને તેટલી જ પ્રતિભા વાચકના આંતર મનમાં ઉદ્ભવે છે ત્યારે જ તે વાચક તે લેખના રહસ્યને યથાર્થ ગ્રહણ કરી શકે છે. તો હવે એ પ્રશ્ન સ્વાભાવિક થાય છે કે એ પ્રતિભાને જાગ્રત્ કરવા શું કરવું યોગ્ય છે, એવું-શું સાધન છે? એનું ઉત્તર આપણે વાદ્યંત્રથી તત્કાલ સમજી શકીએ છીએ. સારંગી, સીતાર, દીલરૂબા આદિ તન્તુવાદ્યમાં કે જેમાં તરપ હોય છે તેમાં આપણે જોઇએ છીએ કે જે તરપ જેટલી જે સ્વરમાં મળેલી હોય છે તે જ તરપ તે સ્વર વગાડવામાં આવતાં તેનાં આંદોલનને ગ્રહણ કરી લે છે અને તેથી કંપી ઉઠે છે તથા તેવો જ સ્વર પોતામાંથી કાઢે છે. જો તરપ બરાબર મળેલી નથી હોતી, તો તે તરપ આંદોલનનું બરાબર ગ્રહણ કરી શકતી નથી અને તેથી તેમાં અનુરણન

જોઇએ તેવું થતું નથી અને જે તરપ બીલકુલ મળેલી હોતી નથી તે તો તે તે સ્વરઉપ-રથી વગાડતાં છતાં જાણે બધિર જ હોય તેમ કંપવિનાની જ સ્થિત થઇ રહે છે. ઉદાહરણથી વિશેષ સ્પષ્ટ કરી કહીએ તો ૨૫૬ આંદોલનનો ષડ્જ સ્થાપ્યો છે, તેવી તે વાદ્યમાં ૨૮૮ આંદોલનનો ઋષભ, ૩૨૦ આંદોલનનો મધ્યમ અને ૩૮૪ આંદોલનનો પંચમ થાય છે. હવે જો કોઇ તરપ એવી મેળવેલી હોય છે કે જેનાં ૨૫૬–આંદોલન થાય છે અથવા ૩૨૦ જ થાય છે તો તે તરપ ઉપરના તારથી કે તન્તુથી ષડ્જ અને મધ્યમ વગાડતાં તરત જ તેમાં જ ષડ્જ અને મધ્યમનું અનુરણન કરશે. જો એ તરપ ૨૫૨ આંદોલનવાળી કે ૩૧૫-૧૬ આંદોલનવાળી મેળવાઇ હોય છે તો પ્રથમની તરપના જેવું તેમાં અનુરણન નહિ થશે છતાં શ્રોતાની અપેક્ષા તેવું જ અનુરણન તે પણ કરતી જણાશે. પણ જો એ તરપનાં આંદોલન ૨૪૦ કે ૩૧૦–૧૨ હશે તો એ ષડ્જ અને મધ્યમનું અનુરણન કરશે પણ તે બરાબર નહિ જ થશે. આ જ નિયમ વાચકના મનમાટે પણ છે, જો વાચકનું આંતર મન લેખકના આંતર મનસાથે બરાબર સંવાદ પામેલું થપ રહે છે તો લેખકના શબ્દો લેખકના હૃદયના યથાર્થ રહસ્યને વાચકના આંતર મનમાં પ્રકટાવે છે. જો યથાર્થ સંવાદ હોતો નથી તો સંવાદના પ્રમાણમાં એ રહસ્યનું ઉદ્ઘાટન થાય છે અને જો લેખકના આંતર મનથી વાચકનું મન વિવાદી હોય છે તો લેખકના મર્મને તે વાચકનું આંતર મન કદાપિ ગ્રહણ કરી શકતું નથી. એ આંતર મનને સંવાદી કરવાં, તરપની માફક બરાબર એક કરવાનો ઉપાય પ્રસિદ્ધ છે કે જે સ્થિતિમાં, જે પરિવેષ્ટનમાં એક આંતર મન રહેલું હોય અને જે આચારવિચારાદિથી પોષણને પામેલું હોય તે જ સ્થિતિ, પરિવેષ્ટન અને આચારવિચારમાં બીજા આંતર મને મુકાવું. આ કારણથી જે ગ્રંથકારનો મર્મ જાણવો હોય તેના લેખપ્રતિ પ્રથમ વિવેચક થઇ બેસવું, તેના વિરોધી થઇ બેસવું અથવા તંગ દશામાં તે તે લેખ વાંચવા એના જેવી મોટી ભૂલ કોઇ નથી. તે રહસ્ય પ્રથમ સમજવા માટે તે તે ગ્રંથકારના જીવનને તપાસવું, તેણે જે સ્થિતિમાં રહીને તે લેખ લખ્યો હોય તે સ્થિતિમાં અથવા તેવી સ્થિતિમાં વાચકે આવવું, બાહ્ય રીતે ન આવી શકાય તો તેવી મનોમય સ્થિતિ ઉપજાવવી અને તેમાં આવી બેસવું તથા તે જ પ્રમાણે તે તે પરિવેષ્ટનને જાણી તેમાં પોતાને અથવા પોતાના મનને સ્થાપવું અને એ આદિ સાધનસંપન્ન થઇ પોતાના બાહ્ય મનને નિર્વ્યાપાર કરવું એટલે કે તે તે લેખાશિવાય અન્ય ચિંતનથી રહિત થવું અને છેવટે તે લેખનું બુદ્ધિપૂર્વક પણ ચિંતન ત્યજી મનને શિથિલ કરી સ્થાપવું એ જ વાચકના મનના લેખકના મનની સાથે સંવાદી કરવાનો અને તેથી લેખકાનું યથાર્થ હાર્દ સમજવાનો ઉપાય છે એ રીતે તે હાર્દનું ગ્રહણ થયા પછી તે લેખવિષે જે અભિપ્રાય બાંધવો હોય, તે હાર્દ ઇષ્ટ કે અનિષ્ટ છે તે નિશ્ચય કરવો. અનિષ્ટ હોય તો તેનું વિવેચન કરી તેનું ખંડન કરવું ઇત્યાદિ પ્રવૃત્તિ શોભે છે પણ પ્રથમ આ અને આવા ઉપાયથી વાચકે તે તે રહસ્યને જાણવું જોઇએ, ગ્રહણ કરવું જોઇએ અને ત્યાર પછી જ અન્ય પ્રવૃત્તિ આગળ કરવા તેને અધિકાર થાય છે. રસવિદ્યા અને બીજી ગુહ્યવિદ્યાને ગ્રહણ કરવાનો પણ આ જ ઉપાય વિચક્ષણ અનુભવીએ સ્થાપી વર્ણવેલો સુપ્રસિદ્ધ છે, તેથી આવી ગુહ્યવિદ્યાનું સ્ફુરણ પણ આ જ ઉપાયથી થઇ શકે છે એ સિદ્ધ થાય છે.

# दुःखनिवृत्तिनो एक मार्ग.

તમારા અંતઃકરણમાં કંઇક ચિન્તાનું કારણ ઉભું થયું છે. અમુક સંબંધમાં શો પરિણામ આવે છે તેના ઉપર તમારો સઘળો આધાર રહેલો છે. તમને લાગે છે કે એ સંબંધમાં જો કોઇ પ્રતિકૂલ પરિણામ આવ્યો તો તમારા ભાવિમાં તમને અત્યંત દુઃખનું કારણ પ્રકટવાનું. એ એક જ વ્યતિકરના પરિણામ-ઉપર તમારા સમગ્ર જીવનનો આધાર હોય એમ તમને જણાય છે. એ પ્રસંગ તમને હાલ અત્યંત મહત્વનો લાગે છે, નહિ?

ક્ષણભર અટકો. તમે તમારા અંતરને આ પ્રશ્ન પૂછો: આ પ્રસંગને આજથી એક વર્ષપછી હું કેવા રૂપે જોઇશ? આજથી એક વર્ષપછી આ જ બનાવ મને કેવો લાગશે? આ પ્રશ્ન અંતઃકરણની કસોટીરૂપ છે. આ પ્રકારનો પ્રશ્ન એ એક એવા પ્રકારની કુલડી છે કે જેમાં આપણી કલ્પનામાં રહેલા કચરા અથવા નિર્માલ્યતાના અનેક અંશો બળી જાય છે. આપણા અંતઃકરણના મલિન, સ્વાર્થમય અથવા સંકુચિત ભાવો હોય છે તેને દૂર કરીને–તેને બાળી નાખીને–વાસ્તવ સત્યના શુદ્ધ સુવર્ણને તે જૂદું દર્શાવી આપે છે.

આજે પ્રાપ્ત થનાર આ પ્રસંગ એક વર્ષપછી મને કેવા રૂપમાં જણાશે? આજથી એક વર્ષપૂર્વે જે પ્રસંગ મને અત્યંત વિકટ, પરમ ચિન્તાજનક અને અસહ્ય લાગતા હતા, તે પ્રસંગો આજે મને કેવા લાગે છે? આવા પ્રકારનો વિચાર ચિત્તના એક વિનોદરૂપ નથી લાગતો? એક વર્ષપૂર્વે જે પ્રસંગો પર્વતસમાન મહાન્ લાગતા તે હાલ કેવા તુચ્છ-સરખા જણાય છે! આજના સ્મૃતિપટમાંથી પણ તે ઘણે અંશે જતા રહ્યા છે. એક વર્ષના કાળે આપણા દૃષ્ટિબિન્દુમાં ઘણા ફેરફારો કર્યા છે, આપણા મંતવ્યોમાં જુદું રૂપ પ્રકટાવ્યું છે. જેને પૂર્વે આપણે અત્યંત મહત્વનું ગણતા હતા, તે આપણને આજે સ્વભાવથી જ તુચ્છ લાગે છે.

જે વસ્તુ વા પ્રસંગને માટે એક વર્ષપૂર્વે આપણે હર્ષ–શોક-મોહ–વશ થતા હતા, તે વસ્તુ વા પ્રસંગ આજે આપણને તેવા કશા જ ભાવો ઉપજાવતા નથી. આપણી દૃષ્ટિ-આગળથી તે પ્રસંગ વીતી ગયો છે, અને તેની પાછળ જ તેના સંબંધમાં ખોટા ભ્રમથી પ્રેરાયલી આપણી મતિ પણ ધીમે ધીમે ભુસાવા માંડી છે-ઘસાવા માંડી છે.

સપ્તકો વહી ગયાં છે–બાવન–સપ્તકો વીતી ગયાં છે. તેણે તમારા અભ્યાસોને, તમારા સ્વભાવોને, તમારી રુચિઓને, તમારા નિશ્ચયોને, તમારા સિદ્ધાન્તોને ફેરવી નાખ્યા છે. તમે જો તમારા જીવનના સૂક્ષ્મ અભ્યાસી વા નિરીક્ષક હો છો, તો તમને તમારામાં એક વર્ષમાં ઘણો મોટો ફેરફાર થયેલો લાગ્યા વિના રહેતો નથી. તેમ છતાં તમે તો જ્યાં હો છો ત્યાંના ત્યાં જ હો છો. તમે તો તમારા એ જૂના સ્વરૂપે જ જ્યારે ને ત્યારે પ્રતીત થાઓ છો. એક વર્ષના એકત્રિત અનુભવોના સંસ્કારથી તમે કંઇક જૂદા પ્રકારના થયા હો છો. પરંતુ તમારામાં શું જૂદાપણું થયું છે, એનું તમે શોધન કરતા નથી. અને એ

વાત શું ખરી નથી લાગતી કે જે મનુષ્ય પોતાના ઘરખર્ચ વગેરેનો હીસાબ થોડે થોડે સમયે પણ નથી જોતો, તેને પ્રસંગે અનેક પ્રકારની હાનિ પ્રકટવાનો સંભવ આવે છે?

સમય બદલાય છે, તેમ મનુષ્યોના વિચારો પણ બદલાય છે. જો તે સાવધ હોય છે, તો તે વિચાર આચાર આદિની ઉંચી કક્ષામાં ચાલ્યો જાય છે. અને તે સમયે એક વર્ષ-પૂર્વે જે પ્રસંગો વા અનુભવો વિષમસરખા જણાતા હતા, તે સર્વ વર્ષના પરિણામે વિનોદજનક જણાય છે. પ્રિય જન! આવો ફેરફાર એક મનોહર વિનોદ નથી તો બીજું શું છે! એક વર્ષપૂર્વના 'આપણે' પ્રતિ આજના 'આપણે' એ હસવાનું નથી તો બીજું શું છે? તે જ પ્રમાણે એક વર્ષ પછીના 'આપણે' આજના 'આપણે'ને એ જ રીતે હસીશું. ખરેખર, આપણા આંતર સામર્થ્યોમાટે આ એક વિનોદજનક રમતગમત નથી તો બીજું શું છે!

આ વિષયનું રહસ્ય આ પ્રકારનું છેઃ આજે જે કંઇ પ્રતિકૂલતાવાળી સ્થિતિનું ભાન થતું હોય તે એક વર્ષપૂર્વે થઈ ગઇ છે એ પ્રકારે જોવાનો પ્રયત્ન કરો. પ્રથમ એ કઠિન જણાશે, પરંતુ પ્રયત્ન કરતાં એ તમને સિદ્ધ થશે, તે સમયે તમે સર્વ રીતે સુખી હશો.

જ્યારે જ્યારે કોઇ પણ પ્રસંગ તમને વિક્ષેપ ઉપજાવનાર જણાય કે તત્કાલ આ પ્રયોગ કરજો. તેને એક વર્ષ પાછળ નાખી દેજો આ પ્રયોગ તમારા મુખઉપર નિરંતર સ્મિત રાખશે, તમને દુઃખથી મુક્ત કરશે, અને આગળનાં કર્તવ્યોમાં તમને ઉત્તેજિત રાખશે. જ્યારે તમે આ પ્રયોગ શુદ્ધરૂપે કરશો, ત્યારે પરિણામે તમને વિનોદનું જ ભાન થશે, અને સમગ્ર જીવન-જીવનના સર્વ પ્રસંગો-સર્વ કાલ વિનોદરૂપે ભાસતા, એના સરખું સુખદ બીજું શું હોય!

વિપત્તિ-કષ્ટ-રૂપી વાયુના મોટા દડામાં આ પ્રયોગરૂપ ટાંકણી ખોસો, અને પછી જુઓ કે તે દડાની કેવી શિથિલતા થઇ જાય છે! જેમ મહા વ્યથા કરનાર ગુમડું હોય છે, તેના ઉપર સહજ નસ્તર મૂકતાં ક્ષણિક દુઃખની વિશેષતા પ્રકટાવી પછી કાયમની દુઃખનિવૃત્તિ થાય છે, તેમ આ પ્રયોગ ચિંતા અથવા દુઃખના ગમે તેવા વિકટ પ્રસંગઉપર પણ તેવી જ અસર કરે છે. પ્રયોગ આચારમાં મૂકતાં ક્ષણિક દુઃખની વિશેષતા જણાય, પણ તે નિત્યની નિવૃત્તિમાટે છે, તેથી લેશ પણ વિકળ ન થશો.

જે કંઇ પ્રતિકૂળ બનતું જણાય તેને ભૂતકાળના પડદામાં છુપાવવાનો પ્રયત્ન કરો. ભૂતકાળને અભાનઅવસ્થારૂપ બનાવો. પછી તેમાં જે કંઇ પ્રતિકૂળ હોય તેને નાખ્યા કરો. પુનઃ તે તમારી આગળ આવશે નહિ.



## શુભદર્શીપણાને શરીરસાથે સંબંધ.

અસંતુષ્ટ વૃત્તિ-અસંતોષ-જીવનને સુકવી નાંખે છે-જીવનને ક્ષીણ કરે છે. ખળીયલ, મુગ્ઝ અથવા ઉદાસ સ્વભાવ શરીરના જ્ઞાનતંતુઓમાં દુર્બલતા, વિષમતા આદિ હાનિ ઉપજાવે છે. જો તમે જીવનની વિષમ અથવા પ્રતિકૂળ બાજુને જ જોયા કરતા હશો તો તમારૂં ઉન્નતિનું આકાશ સર્વદા કાળાં વાદળાંથી છવાયલું રહેશે. સિદ્ધિનો સૂર્ય તમારા આકાશમાં તમે કદી જોઇ શકવાના નથી.

નિર્વેદ એ શરીરના જીવનબલને ક્ષીણ કરનાર વસ્તુ છે. નિરાશાવાદી અથવા અશુભદર્શીના વિચારોનું, તેના આંતર ભાવોનું કે તેની વિવિધ પ્રકારની લાગણીઓનું સ્વરૂપ તેના મુખઉપરથી જણાઇ આવે છે, એટલું જ નહિ, પરંતુ તેના શરીરના પ્રત્યેક પરમાણુમાં પણ તેની અસર થતી હોય છે, અને અમુક અંશમાં મનના વિઘાતક વિચારોની અસર તેની સાતે ધાતુઓમાં પ્રસરી જતી હોય છે.

શુદ્ધ શુભાશાવાદી અથવા શુભદર્શીનો અનુભવ આનાથી જૂદા જ પ્રકારનો હોય છે. સર્વ પ્રકારથી વિશેષે કરીને સુખનું ભાન એ શરીરને દીર્ઘાયુષી કરનાર છે, એ શારિક તેમ જ માનસિક પોષકદ્રવ્ય છે. જે સમયે તમે સર્વ વસ્તુમાંના શુદ્ધ અંશને જ જુઓ છો-વસ્તુ વા પ્રસંગમાત્રના ઉજ્જવલ અંશને તમારી દૃષ્ટિમાં તરતો રાખો છો, ત્યારે તમે તમારા શરીરમાં ચાલતી પચનક્રિયાને મદદ કરો છો, અને તમારા શરીરમાંના સર્વ અંતર્ગત વ્યાપારો બહુ એકતાપૂર્વક અને અનુકૂલપણે ચાલ્યા કરે છે.

ગમે તેટલાં વિઘ્નકારક વાદળાં હોય તોપણ તેને ભેદીને તમારા હૃદયાકાશમાં હજારો કિરણોવાળો સૂર્ય પ્રકટી શકે એમ છે. આપણા સ્વભાવને બહુ પ્રસન્નતાવાળો બનાવવો, આપણું મુખ સદા સર્વદા સુપ્રસન્ન જ રહે એમ કરવું, એ બહુ અગત્યનું છે, એ પ્રકારનો આપણો પ્રયત્ન, આપણી આસપાસના મનુષ્યોને ઉત્તેજીત કરી તેમના જીવનમાં પણ અનેક પ્રકારના લાભને ઉપજાવી આપે છે તથા તેમના જીવનને પ્રગામી કરવામાં સહાયભૂત થાય છે. એટલું જ નહિ પરંતુ આપણી શારીરિક સંપત્તિને તથા ચેતનતાની વૃદ્ધિ કરે છે.

મુગ્ઝ-નિરાશાપૂર્ણ-મનુષ્ય કે જે નિરંતર ભૂતકાલના દુઃખદ પ્રસંગોના સ્મરણમાં જ વીંટળાઇ રહેલો હોય છે, તે મનુષ્ય પોતે જ પોતાના હાથે પોતાની ચિતા રચે છે. તે જીવનને પોતાનામાં ઉદ્ભવતું અટકાવે છે.

ભવિષ્યની નિરાશાના, નિષ્ફલતાના કે વિપત્તિના વિચારથી કેટલાએ મનુષ્ય દુઃખી રહે છે. કેટલાએ મનુષ્યોનો એ સ્વભાવ પડી ગયો હોય છે કે ભાવિની પ્રતિકૂલતાની જ કલ્પના કર્યા કરવી. તે મનુષ્યોને તેમના વ્યતીત અને વર્તમાન જીવનમાં જે સુખદ અને આનંદજનક પ્રસંગો બન્યા હોય છે કે બને છે, તેને તેઓ ભૂલી જતા હોય એમ લાગે છે.

શું આ ટેવ ઉલટાવી શકાય એવી નથી? જૂનના સર્વ પ્રતિકૂલ પ્રસંગોને શા માટે ભૂલી ન જવા? પૂર્વે જે સુખાનુભવ કર્યો હોય તેનાં સુખદ સ્મરણો કરીને વર્તમાનમાં

સુખી રહેવા શા માટે પ્રયત્ન ન કરવો ? એ પ્રકારનો અભ્યાસ આપણા નિત્યના જીવનને વધારે હર્ષમય કરે છે, આપણાં હાલનાં સુખોમાં તે અભિવૃદ્ધિ કરે છે, સજાતીય સજાતીયને આકર્ષે છે, એ નિયમ આ પ્રસંગમા પણ અબાધિત રીતે સત્ય જ ઠરે છે. રોગ જેમ ચેપી હોય છે તેમ સુખનો સ્મિતભાવ એ પણ ચેપી વસ્તુ છે. આનંદને આનંદની સાથે જ મળતી રાશ આવે છે. પ્રસન્ન સ્વભાવમાં એવું આકર્ષક બળ રહ્યું છે કે મનુષ્ય તેને સેવવાથી જ્યાં ત્યાંથી પ્રસન્નતા તથા સુખને આકર્ષે છે એટલું જ નહિ, પરંતુ તેના પોતાના જીવનમાંથી પણ તેને વિશેષ અને વિશેષ સુખાનુભવ થતો જાય છે.

સુખાભિલાષી મનુષ્ય ! નીકળ, અંધકારમાંથી બહાર નીકળ. તું સૂર્ય છે, અંધકાર તારાથી દૂર થવો જ જોઇએ. તું સંગીતસ્વરૂપ છે, રો કકળ તારામાં ન જ હોવી જોઇએ આનંદના જ ગાન ગા. જીવનપ્રભાતમાં સુખનાં પ્રભાતીયાં જ ગા.

વાચકો, મુંઝી ન બનોઃ રમુજી બનો



# गुरुदेवने अभ्यर्थना.

પદ. ( દશદિશ શાંતિ કેરી છવાઇ, એ લય. )

અનુભવ રત્ન કેરી ખાણ, છો ગુરુવર તમે.  
તેમાંથી દીયો કાંઇ લ્હાણુ, હે ગુરુવર ! તમે.

પૂજે લોક ઉગતો ભાણુ,  
મારે હૃદય આપ સુજાણુ, છો ગુરુવર ! તમે.

મધુરી—મધુરી ગંભીર વાણી,  
વદીને સાધો મુજ કલ્યાણું; હે ગુરુવર ! તમે.

છુટયુ કુસંસ્કારનું બાણુ,  
તેને વાળો કચ્ચરઘાણુ, હે ગુરુવર ! તમે.

લાગે અંતમાં કંઇ હાણુ,  
કરજો ભક્તનું પરિત્રાણુ, હે ગુરુવર ! તમે.

મારે મન છો આપજ પ્રાણુ,  
તારો કે ડુબાવો વહાણુ; હે ગુરુવર ! તમે.

# सौख्य-स्नान.

આખા દિવસના ચોવીસ કલાકમાં સઉથી વધારે સંભાળવા જેવો સમય તે રાત્રે નિદ્રા લેવા પૂર્વેનો એક કલાકનો સમય છે. બાહ્ય સાવધાનતામાંથી અસાવધાનતામાં પ્રવેશવાપૂર્વેની જે છેલ્લી સાઠ ક્ષણો તે બહુ ઉપયોગી ક્ષણો છે.

તમે કદી સૌખ્ય-સ્નાન કર્યું છે ! સુખના ચિંતનમાં નિમજ્જન કરવું એ સૌખ્ય-સ્નાન છે. થાકેલો અથવા કંટાળેલો મનુષ્ય જેમ જળનું સ્નાન કરવાથી પુનઃ સતેજ થાય છે, શ્રમને ભૂલી જઇ નવીન શક્તિ, નવીન બળ, નવીન ઉત્સાહનું ભાન કરે છે, તેમ આ સૌખ્ય-સ્નાન કરવાથી દીર્ઘકાળનું કલુષિત થયેલું, શ્રમિત થયેલું મનુષ્યનું અંતઃકરણ શાંતિ, સ્વસ્થતા, આનંદ, ઉત્સાહ, આશા આદિને પોતાનામાં પ્રકટતાં અનુભવી શકે છે.

મનને આવું સૌખ્યસ્નાન કરાવવાનો સઉથી ઉત્તમ સમય તે રાત્રે નિદ્રા લેતા પૂર્વેનો સમય છે. જે જે મનુષ્યો આ પ્રકારના અભ્યાસને આગ્રહપૂર્વક સેવે છે, રાત્રે સુતાપૂર્વે કોઇ પણ પ્રકારના ક્ષોભજનક વિચારો ન કરવાનો નિશ્ચય પ્રયત્નપૂર્વક જાળવી રાખે છે, અને અંતઃકરણને અત્યંત પ્રસન્નતાજનક ચિંતનમાં જ તરવા દે છે તેઓ, રાત્રે સુતી વખતે ગમે તેવા વિચારો કરતા અને અંતઃકરણને ગમે તેવું વિરૂપ રાખી સુનાર મનુષ્ય-કરતાં વધારે દીર્ઘ સમય પોતાના શરીરમાં યૌવનને, બળને, વીર્યને તથા માનસિક સ્વસ્થ-તા અને ઉચ્ચતાને જાળવેલી રાખે છે.

દિવસનો જાગ્રત્ અવસ્થાનો જે સઉથી છેલ્લો કલાક તે એક પક્ષે સઉથી ભયંકર સમય છે. દિવસના બીજા કોઇ સમયમાં કોઇ અયોગ્ય અથવા ધમાધમીભરેલા વિચારો કરવામાં આવે, તેના કરતાં તે સમયે કરવામાં આવેલા એ પ્રકારના વિચારો વધારે પ્રમા-ણમાં હાનિ પ્રકટાવે છે. અન્યત્ર કરેલા દોષો જેમ તીર્થક્ષેત્રમાં નાશ પામે છે, પરંતુ તીર્થ-ક્ષેત્રમાં કરેલા દોષો વજ્રલેપ બને છે, તેમ દિવસમાં અન્ય સમયે કરેલી અયોગ્ય ક્રિયા વા વિચારનું જો મનુષ્ય ક્ષાલન કરવા અથવા તેની તીવ્રતાને ન્યૂન કરવા ધારે તો નિદ્રાપૂર્વના આ એક કલાકના સમયમાં યથાર્થ ઉચ્ચ ચિંતન અથવા શુદ્ધ આનંદવડે તે કરી શકે છે—તેના વેગને શિથિલ કરી શકે છે, પરન્તુ તીર્થક્ષેત્રમાં કરેલા દોષો જેમ વજ્રલેપ થવાનું કહેવાય છે, તેમ નિદ્રાપૂર્વના એક કલાકના સમયમાં કરેલા અયોગ્ય ચિંતનોનાં સંસ્કારો તેના અંતઃકરણમાં અધિક પ્રમાણમાં સુદૃઢ થઇ જાય છે. નિદ્રાપૂર્વનો આ એક કલાક મનુષ્યજીવનનો તીર્થકાલ છે.

નિદ્રા એ મૃત્યુની એક નાની બહેનજેવી છે. મનુષ્ય જીવનની છેલ્લી ક્ષણો બહુ વિકળ હોય છે તો તેનું મૃત્યુ સુખદ મૃત્યુરૂપ કહેવાતું નથી, અથવા જગત્‌ના અનેક પ્રકારના ક્ષોભજનક સંસ્કારોને પોતાનામાં તીવ્રપણે જાગ્રત્ રાખી મૃત્યુવશ થનાર, સુખ શાંતિથી મૃત્યુ પામતો નથી, અથવા સામાન્ય લોકકથનપ્રમાણે તે 'સદ્‌ગતિ'ને પામતો નથી, તેમ નિદ્રારૂપ લઘુ મૃત્યુના પૂર્વના સમયમાં જે મનુષ્ય સ્વસ્થતા, શાંતિ, આનંદ, સાત્ત્વિકતા, નિર્ભયતા,

આદિ ઉચ્ચ લક્ષણોને પોતાનામાં અનુભવતો નથી, તે મનુષ્ય સુખપૂર્વક નિદ્રામાં પ્રવેશી શકતો નથી. નિદ્રાના જે અપૂર્વ લાભો છે, તેનાથી તે વિમુખ રહે છે, અને નિદ્રારૂપ નાના મૃત્યુમાં તેની 'સદ્‌ગતિ'ને બદલે 'અસદ્‌ગતિ' થાય છે. मरणे या मतिः सा गतिः મરણસમયે જેની જેની મતિ તેવી તેની લોકાન્તર ગતિ થાય છે, એમ જે દીર્ઘ મૃત્યુમાટે કહેવાય છે, તેવું જ આ અલ્પ મૃત્યુમાટે પણ હોય છે. નિદ્રાપૂર્વના એક કલાકના સમયમાં મનુષ્યના અંતઃકરણની જેવી સ્થિતિ હોય છે, તેના પ્રમાણમાં તેની નિદ્રામાં ગતિ થાય છે,—તેવા અથવા તેને મળતા અનુભવો લેવાનો પ્રસંગ તેને નિદ્રામાં આવે છે.

લોકમાં કહેવાય છે કે અમુક મનુષ્ય તો જગતમાંથી પરવારીને મુએો. આવા મૃત્યુને શુભ મૃત્યુ કહેવાય છે, તેવી જ રીતે શુભ નિદ્રા લેવાનો આપણને નિત્ય સુયોગ પ્રાપ્ત થવો જોઇએ. આખા દિવસની લેવડ દેવડ જે વ્યાપારી સાંજ પડતાં પતાવી દે છે, તે રાત્રે બહુ સુખનો અનુભવ કરે છે, તેમ જે મનુષ્ય આ નિદ્રાપૂર્વના એક કલાકજેટલા સમયપૂર્વે બધી નિત્યની લેવડદેવડ પતાવી ચોખ્ખા નફારૂપ આનંદજનક વિચારોસાથે જ જે રમત રમે છે, તે મનુષ્ય તે દિવસપૂરતો કૃતકૃત્ય થયો જાણવો. તેને નિદ્રા એ લઘુ મૃત્યુ નથી, પરંતુ લઘુ સમાધિ છે.

આપણે અસાવધપણે અજ્ઞાનઅવસ્થામાં પ્રવેશવાની કાંઇ જરૂર છે ?

ઉપાધિ એ મલ છે-કચરો છે, અંતરનો કચરો છે. આપણે સુતી વખતે હાથપગ ધોઇ સ્વચ્છ થઇને સુઇએ છીએ, ત્યારે અંતરને પણ શામાટે તેવું ન કરવું ? શરીર ઉંઘે અને મન ન ઉંઘે, એવું નામ કંઇ નિદ્રા છે ? નિદ્રામાં બંને ઘસઘસાટ ઉંઘવાં જોઇએ.

શાંત બન્યા વિના મન સ્વસ્થપણે ઉંઘી શકતું નથી. પથારીમાં અંગારા નાખીને કોઇ નિવૃત્તિપૂર્વક યથાર્થ નિદ્રા લઇ શકતું નથી, તેમ અંતરમાં પણ પરિતાપના, ક્લેશના, દ્વેષના, દુઃખના, ભયના, શોકના અને એવા જ વિવિધ અંગારાઓ પડ્યા હોય તો ત્યાંસુધી મન કદી પણ સ્વસ્થતાથી નિદ્રા લઇ શકતું નથી.

નિદ્રામાં પ્રવેશતી વખતે જેવા પ્રકારનું ચિંતન આપણે કરતા હોઇએ છીએ તેના સંસ્કાર બહુધા આપણા આંતર મનમાં ઉંડાણથી પડી રહે છે, અને એ આંતર મનમાં પડેલા સંસ્કારો આપણામાં ઇચ્છાવૃત્તિનો ઉદય કરે છે, તથા કામનાનાં બીજકને રોપે છે.

આથી નિદ્રાપૂર્વના સમયમાં અનુકૂળ હિતાવહ ચિંતનોને જ અવકાશ આપો. જે કંઇ અનુકૂળ ન બન્યું હોય તે બધાને કોઇ અગમ્ય પટમાં નાંખી દો. સ્મિતપૂર્વક પ્રતિકૂળને ઉવેખી કહાડો, નહિ કે રડતાં રડતાં અથવા વૃત્તિના ક્રોધઆવપૂર્વક.

પ્રાતઃકાલમાં જ્યારે તમે ઉત્થાન પામો ત્યારે જગતમાંથે કામ કરવાને, ગમે તેવો પ્રસંગ આવે તો તેને સહન કરવાને તમારામાં પ્રસન્નતાયુક્ત પૂર્ણ ધૈર્ય અને પૂર્ણ બળ હોવું જોઇએ. તમે જાણે કેવલ નવા રૂપમાં પ્રકટ્યા છો, એવું તમારા સમગ્ર અંશમાં તમને ભાન થવું જોઇએ. આજ સુધીનો અનુભવ તમને શું કહે છે ?

પ્રાતઃકાલમાં ઉઠતાં જ તમારા રાત્રિનાં અધુરાં રહેલાં કોકડાં ઉકેલવાનું ચાલુ થાય કે 'આ પાછી ક્યાં સવાર થઇ કે જ્યાં ત્યાંથી ત્રાસ ભોગવવાનો શરુ થયો' આવા પ્રકા-

રનો ભાવ સ્ફુરે તો તે કોઈ રીતે લાભકારક નથી. અને ઉઠતાં જ એ પ્રકારે ભાન થવાનું કારણ બીજું કશું નથી હોતું પણ મુખ્યત્વે રાત્રે નિદ્રા લેતા પૂર્વે એ બધી ભૂલાઓને આપણા મનમાંથી તિલાંજલિ આપી નથી હોતી.

ઘણા વ્યાપારીઓએ તેમ બીજા મનુષ્યોએ પોતાના આજના દિવસની અથવા આવતી કાલના કામની ગુંચો રાતના જ પથારીમાં પડ્યા પડ્યા ઉકેલવાનું નક્કી કરી રાખ્યું હોય છે. વ્યાપારમાં અથવા બીજી કોઇ બાબતમાં જે કંઇ ખોટું કરવું હોય તેને માટેના ધારો રાતમાં પથારીમાં પડ્યા પડ્યા ઘણાના મગજમાં ઘડાતા હોય છે. આ બધું તેમના જીવનને અત્યંત હાનિ કરનાર છે. અયોગ્ય આચરણ કરવાને મનુષ્ય જેમ રાત શોધે છે, તેમ અ-યોગ્ય વિચાર કરવાને કેટલાક મનુષ્યો રાત શોધે છે।

હોરેસ બુશનેલ નામનો એક પાશ્ચાત્ય પુરુષ એટલે સુધી કહે છે કે "જે મનુષ્ય પ્રાતઃકાલમાં ક્રોધપૂર્વક જાગે અથવા ઉઠતાની સાથે જ જેનો મીજાજ ઠેકાણે નથી હોતો તે મનુષ્ય નથી પણ પિશાચ છે." જે મનુષ્ય પ્રાતઃકાળે ઉઠતાંની સાથે ચીડીયાં કરે છે, અથવા તેની ઇચ્છા ન હોય તોપણ તેનાથી ચીડીયાં કરી દેવાય છે, તેમ જ એવા જ પ્રકારના બીજા કોઇ વિકારો જાગ્રત્ થવાની સાથે જ તેના ઉપર સામ્રાજ્ય ભોગવી રહ્યા હોય છે, તો નિશ્ચય જાણવું કે રાત્રિએ ઉંઘતા પૂર્વે તે મનુષ્યે અનેક ઉંઘાયતાં કર્યાં છે.

પ્રાતઃકાળમાં કળીમાંથી પુષ્પરૂપે ખીલતા પેલા ગુલાબને જુઓ. રાત્રિકરતાં શું તે અત્યારે વધારે મનોહર નથી દેખાતું ? અરુણોદયથી પ્રકાશિત થતી પેલી દિશાઓને જુઓ, રાત્રિકરતાં શું તે અત્યારે અધિક દેદીપ્યમાન્ નથી જણાતી ? પરિશ્રમને લીધે રાતે થાકી ગયેલાં ચેલાં પશુઓપ્રતિ દૃષ્ટિ કરો. અને તેમને જ પ્રાતઃકાલમાં અવલોકો અને નિશ્ચય કરો કે રાત્રિકરતાં પ્રભાતમાં એ બધાં અધિક મનોહર જણાય છે કે નહિ ? અને એ બધાં જો મનોહર, પ્રફુલ્લ અને નવચેતનમય જણાતાં હોય તો પછી આપણે શામાટે તેવા ન ઉઠી શકીએ ? માનવ સામર્થ્ય શું પુષ્પ અને પશુકરતાં પણ ગયું।

મનુષ્યોને સાયંકાલનો સમય શ્રમપૂર્ણ અને કંટાળાભર્યો લાગે છે. કારણ કે આખા દિવસના કાર્યનો પરિશ્રમ જ્ઞાનતંતુઓને દુર્બલ-શિથિલ-બનાવી દે છે, અને અંતરાત્માને શ્રમિત કરે છે. આ કારણથી પણ રાત્રિના નિદ્રા લેવાના પૂર્વના સમયમાં કોઈ ઉચ્ચ રમણીય ચિંતનમાં મનને તંગ કર્યા વિના સરળપણે પ્રસન્નતાથી જોડેલું રાખવું અગત્યનું છે. જાગ્રતિના છેલ્લા સમયને બને તેટલો આનંદમય બનાવો.

કાં તો સુવાના સમયપૂર્વે થોડાં સુંદર ભાવનાં ચિત્તવૃત્તિને શાંત અને ઊર્ધ્વગામી કરનાર સુન્દર મધુર કીર્તનો ગાઓ અથવા શ્રવણ કરો. એ તમારા અંતઃકરણને અનાયાસ ઉન્નત કરનાર ઉત્તમ સાધન છે.

તે સમયે કોઇ પણ પ્રકારના વાદવિવાદ, ઝઘડા કે કજીઆ ન કરો.

સર્વપ્રતિ સ્નેહઝરી દૃષ્ટિ પ્રસારો. અંતરના અત્યંત પ્રેમથી ભરેલી નિર્મળ વાતો વિનોદ કરો.

કાંઈ સારી રસિક છતાં બોધક કથા વાર્તા કહો, શ્રવણ કરો અથવા વાંચો. આપણામાં મૂર્વે રાત્રે જરા મોડેથી એક શેરીના મનુષ્યો એકઠા થઈ પદબદ્ધ ભાગવત ગાતા, શ્રવણ કરતા, કાંઈ સુન્દર કથાઓ કહેતા-સાંભળતા, એ પ્રવૃત્તિ આ ઉપર કહેલા સત્યને કેટલી સમર્થન કરનાર છે, અને તેની કેરી વાસ્તવ ઉપયોગિતા છે, એ સહજ સમજી શકાય એમ છે.

કોઈ ઉચ્ચ અને સૌમ્ય વિચારોમાં ચિત્તને પરોવો, અને એ રીતે તારાની પેઠે રાત્રિની શોભારૂપ બની રહો.

એવું ઘણી વખતે બને છે કે અનુકૂળ વિષયોના ચિંતનકરતાં મનુષ્યને સ્વભાવથી જ નિષ્ફળતાના, ઉદ્વેગના, છળકપટના, ક્રોધના અને એવા જ પ્રકારના વિચારો એકાએક પ્રકટી આવે છે, પરંતુ કંઈક કળાએ કરીને અને સંકલ્પબળનો ઉપયોગ કરીને એ ઉપાધિકારક ચિંતનને ત્યજતાં જોઈએ. સ્મરણશક્તિનાં કચ્ચા કંકાસ કરનાર કરાવનાર અને નિરર્થક બુમબરાડા પાડનાર પડાવનાર કારણોને બનતા પ્રયત્ને દૂર કરો. એ બધાને માટે વિસ્મૃતિની શક્તિને જાગ્રત્ કરો, અને હિતકારક સુકુમાર વિચારોને જ ત્યાં સ્થાન આપો.

સ્વસ્થ નિદ્રા ન આવવાની બુમો પાડનારમાં સોએ નેવું ટકા શરીરની અવ્યવસ્થાને લીધે નિદ્રા નથી આવતી એવું નથી, પરંતુ આ માનસ વિકારને લીધે જ તેમ બને છે. જેમણે થોડો ઘણો પણ આત્મનિગ્રહ કરી જાણ્યો નથી, તેમની આવી દુર્દશા બહુ સત્વર થાય છે.

વિચારોઉપર અંકુશ કેમ લાવવો, એ શીખવાની સાથે તમે નિદ્રા ન આવવાના વ્યાધિને સહજમાં મટાડી શકશો, અને તેવો વ્યાધિ નહિ હોય તો તમે નિદ્રાને કંઈક સમાધિજેવી બનવતી બનાવી શકશો.

એવી કેટલીએ વસ્તુઓ અથવા પ્રવૃત્તિઓ હશે કે જે તમારા ચિત્તના ચિંતનને પલટી શકે અને તમને અધિક સ્વસ્થતા, પ્રસન્નતા તથા શાંતિ અર્પી શકે. દિવસની છેલ્લામાં છેલ્લી ક્રિયા તરીકે એ કાર્ય તમે કરજો. કોઈ પણ પ્રકારની ગુંચવણથી અમ્બાશો નહિ દિવસને માટે તેનો વિચાર કરવાનું રાખજો.

શ્રીમન્નૃસિંહાચાર્યજી આ સંબંધમાં તેમના અધ્યાત્મતત્ત્વભર્યા શબ્દોમાં કહે છે કે; "ઇષ્ટસ્મરણ કરતાં સુઇ જાઓ."

# प्रभुइच्छा.

જગતમાં પ્રભુઇચ્છાને ભાવેકભાવે પણ મનુષ્યોએ મોટી માનવી પડે છે. 'પ્રભુ-ઇચ્છાપ્રમાણે જે થવાનું હશે તે થશે,' એમ મનુષ્યોને વાક્ મોં કરીને પણ બોલ્યા વિના છૂટકો થતો નથી.

ઘણે ભાગે મનુષ્યો પ્રસન્નતાથી આ ઉદ્ગાર કાઢતા નથી, અથવા એ ઉદ્ગારની સાથે તેમનું અંતઃકરણ યથાર્થ રીતે સંતોષપૂર્વક સંમત હોતું નથી. તેમને એ શબ્દો બલાત્કારેના છૂટકે-બોલવા પડે છે.

આનું મુખ્ય કારણ તો એ છે કે જગતમાં જે કંઇ અનુકૂલ બને છે તેમાં પોતાના પુરુષાર્થને તેઓ કારણરૂપ માનતા હોય છે, અને જ્યારે કંઇ પ્રતિકૂળ બને છે ત્યારે જ તેમને પ્રભુઇચ્છા અથવા ઈશ્વરેચ્છા માનવી પડે છે; કેમકે તે વિના-એમની વૃત્તિને બીજા કશાથી સમાધાન થતું નથી, અને તેને લીધે 'પ્રભુઇચ્છાપ્રમાણે જે થવાનું હશે તે થશે.' એ ઉદ્ગાર નિસાસારૂપે જ જ્યાં ત્યાં મનુષ્યો કાઢતા હોય છે, જેના પરિણામમાં કોઈ પણ અરુચિકર હોય, જેમાં છેવટે નિષ્ફલતાનું ભાન થતું હોય, જ્યાં પોતાની સમગ્ર શક્તિઓ સંકુચિત બની જતી હોય, એવા એવા પ્રસંગોમાં-પ્રભુઇચ્છાને આગળ મૂકી મનુષ્યો તેને બોલતા છતાં અંતરથી એ વાક્યથી અળગા રહે છે.

આમ શાથી થાય છે? તેનો હેતુ એક જ છે કે મનુષ્યોને પ્રભુ પ્રિય નથી, પણ પોતાની ઇચ્છા સિદ્ધ કરી આપે તે પ્રભુ પ્રિય છે; અર્થાત્ તેમની ઇચ્છા તેમને વસ્તુતઃ પ્રિય છે. જો પ્રભુ જ પ્રિય હોય તો તેમની ઇચ્છાને તેમણે ક્યારનીએ વધાવી લીધી હોત. પોતાને માટે પ્રભુઇચ્છા થઇ, એ વિચારથી જ તેમના અંતરમાં આનંદના ઓઘ ઉછળતા હોત, પરંતુ તેમ નથી. પ્રભુઇચ્છાને તેઓ પોતાની ઇચ્છાસાથે સરખાવે છે અને જુએ છે કે તે તેને અનુકૂળ છે કે કેમ. જો અનુકૂળ જણાય છે તો જ પ્રભુઇચ્છાને તેઓ 'પાસીંગ માર્ક' આપે છે, નહિ તો પ્રભુઇચ્છાથી તેમને વિરોધ જ રહે છે. અરે, માનવ અભિમાન! તારી આ શી બલિહારી!

પ્રભુઇચ્છાને સર્વથી શ્રેષ્ઠ માનવી એ અંતઃકરણની મોટામાં મોટી ઉચ્ચતા છે, પ્રભુઇચ્છાને પોતાની હિતકર માનવી એ પ્રભુની ઉંચામાં ઉંચી ભક્તિ છે, પ્રભુઇચ્છા એ જ આપણું સર્વોત્તમ હિત કરનાર છે, એમ દૃઢપણે અને પ્રસન્નતાથી જાણવું એ પ્રભુપ્રતિની ઉત્તમોત્તમ શ્રદ્ધા છે.

પ્રભુઇચ્છા એ આ વિશ્વમાં પ્રવર્તી રહેલી મહાન્ સત્તા છે. એવું એક સ્થૂલ સૂક્ષ્મ અણુ પણ નથી કે જ્યાં તે ઇચ્છા ન-પ્રવેશી કે ન કાર્ય કરી શકતી હોય. આથી સર્વથી સમર્થ તે સત્તા છે. જે મનુષ્ય એ પ્રભુઇચ્છાની સાથે અનુકૂળપણે અને મમતાપૂર્વક રહે છે, તે મનુષ્ય વિશ્વની સર્વથી સમર્થ શક્તિસાથે સંબંધવાળો થાય છે, અને તે વડે તે બલિષ્ઠ બને છે.

પરંતુ પ્રભુઇચ્છા સર્વદા અનુકૂલ નથી જણાતી તોપછી તેમાં મમત્વબુદ્ધિ શી રીતે પ્રકટે? પ્રભુઇચ્છા બે પ્રકારના વિચારથી અનુકૂળ જણાય છે: પ્રભુ આપણા છે અથવા આપણે પ્રભુના છીએ. પ્રભુ આપણા છે એ ભાવને શુદ્ધ અને પૂર્ણરૂપે જાગ્રત્ રાખતાં પ્રભુની ઇચ્છા એ જ આપણી ઇચ્છા થઇ રહે છે, અને તેમ થતાં પરિણામ એટલે સુધી પણ આવે છે કે પ્રભુ જે કરે છે તે આપણે જ કરીએ છીએ, એવું ભાન પણ વૃત્તિમાં રહે છે. તેવી રીતે પ્રભુના આપણે છીએ, એ ભાવ યથાર્થ રૂપમાં પ્રકટતાં આપણું પૃથક્ અભિમાન શમી જાય છે, અને આમમાન શમાયો આપણામાંથી કર્તૃત્વભોક્તૃત્વના ભાવો વિરમી જાય છે-શિથિલ થઇ જાય છે, અને તેમ થતાં આપણી સ્વતંત્ર કામનાઓ ઘટતી જાય છે. કામનાઓ ઘટવાથી આપણી વૃત્તિમાં સુખ:દુઃખપણાના વારંવાર ઉઠતા તરંગો શમે છે, અને તે શમતાં આપણી વૃત્તિમાં સુસ્થિરતા-ગુરુત્વ-પ્રકટે છે. આ પ્રકારનું ગુરુત્વ પ્રભુના મહાન્ ગુરુત્વસાથે એકતા પામતાં આપણે આપણામાં પ્રભુના શુદ્ધ પ્રભુત્વનો અનુભવ કરી શકીએ છીએ.

બેમાંથી એક કરો: કાં તો પ્રભુને આપણા કરો, કાં તો આપણે પ્રભુના થઇ જાઓ.

પુન: બેમાંથી એક કરો: કાં તો પ્રભુને આપણા 'એજંટ' અથવા 'મુખત્યાર' કરો, અથવા તો આપણે પ્રભુના 'એજંટ' અથવા 'મુખત્યાર' થાઓ, મનુષ્યોએ પ્રભુને પોતાનું મુખત્યારનામું લખી આપવું, આપણા સર્વ કાર્યના 'એજંટ' એમને નીમવા, એ તેમને માટે સુગમ છે. મનુષ્ય એ જ કરી શકે છે, જ્યારે ઇશ્વરાવતારો અથવા મહાપુરુષો ઈશ્વરના 'એજંટ' અથવા 'મુખત્યાર' બનીને-ઇશ્વરપાસેથી મુખત્યારનામું લખાવીને-જગતમાં આવે છે, તેઓ જે કાંઇ કરે છે તે ઈશ્વરે કબુલ રાખવું જ પડે છે.

તમારામાં પ્રભુના મુખત્યાર બનવાનું સામર્થ્ય હોય તો નિઃશંકપણે બનો. પ્રભુ એ ઇચ્છે જ છે કે આખું વિશ્વ મારું મુખત્યાર બને. પ્રભુ પોતાની સર્વ સત્તા અને સર્વ શક્તિઓ અન્યને આપવા તત્પર છે, અનેકે તે લીધી છે અને પ્રભુએ તેમને દીધી છે, તમે લો, તમને તે અવશ્ય દેશે.

પરંતુ હાલ તત્કાલ તમારામાં તે શક્તિ ન હોય તો પ્રભુને તમારા 'એજંટ' અથવા 'કુલ મુખત્યાર' બનાવો, પ્રભુને તમારી સર્વ સત્તા આપો. પ્રભુ જે કરે તે કબુલ રાખો, તમારી કાંઈ પણ ઇચ્છા હોય તે પ્રભુને નિઃશંકપણે વિદિત કરો, અને અનુકૂલ જણાયે તે પ્રમાણે પ્રભુ કરશે જ પરંતુ આ, તમારા અંતરનો પ્રભુસાથેનો ગુપ્ત વ્યવહાર હોવો જોઇએ.

પ્રભુ મારા છે અથવા હું પ્રભુનો છું એ નિશ્ચય દૃઢ થતાં પ્રભુની ઇચ્છાને જ તે પોતાની ઇચ્છા સમજે છે. પોતાને માટે તે પ્રથમ પ્રભુને જ ઇચ્છા કરવા દે છે, અને પછી પ્રભુની ઇચ્છા એ જ પોતાની ઇચ્છા સમજી તેમાં પોતાનું સંપૂર્ણ મમત્વ સ્થાપે છે, પ્રથમ પ્રભુની ઇચ્છા શી છે તે મનુષ્યથી નથી સમજાતું, પરંતુ પ્રભુની ઇચ્છાપ્રમાણે જ પોતાનું જે થવાનું હોય તે થાઓ, અથવા વિશ્વમાં જે બનવાનું હો તે બનો, એ નિશ્ચયવાળા પુરુષને પ્રભુની ઇચ્છા જાણવાની પણ સ્પૃહા હોતી નથી. તે તો માત્ર પોતાને યંત્રરૂપે સમજી શુદ્ધ

અને ઉચ્ચ ઉચ્ચ વર્તન સેવ્યા કરે છે. શાસ્ત્રો અથવા સત્પુરુષોનાં વચનો વા ઉપદેશો એ ઈશ્વરની પ્રકટ ઇચ્છાઓ છે. તેને તે પોતાની ઇચ્છારૂપે કરી લે છે, અને તેનાંથી અને તેટલી પ્રસન્નતાપૂર્વક તે ઇચ્છાને અનુસરે છે, અને તેને પોતાની વૃત્તિને અનુકૂળ કરી લે છે.

એ એક સ્વાભાવિક નિયમ છે કે મનુષ્ય જેમ જેમ પ્રભુની ઇચ્છાને અધીન થતો જાય છે, તેમ તેમ તે અનાયાસ પ્રભુમય બનતો જાય છે. અને તેથી કરીને પરિણામે તેની પોતાની ઇચ્છા એ જ પ્રભુની ઇચ્છા થઈ રહે છે. લૌકિકમાં પણ આપણે આ નિયમ પ્રવર્તતો જોઇએ છીએ. એક કુશલ ગુમાસ્તો શેઠની ઇચ્છાને સમજીને જેમ જેમ અધિક ઉંડાણથી તેને અનુસરતો જાય છે, તેમ તેમ તેની મતિ તેના શેઠની મતિને અનુરૂપ બનતી જાય છે, જેથી તે ધીમે ધીમે એવું કાર્ય કરતો થાય છે કે જે શેઠને અનુકૂળ પડે છે, અને પરિણામે તે કુશલ ગુમાસ્તો એટલે સુધી વિશ્વાસપાત્ર બને છે કે છેવટે શેઠ તેની ઇચ્છાને અનુસરે છે, એ જે કરી લાવે તે શેઠને કબુલ જ હોય છે.

આ જ નિયમે પ્રભુની ઇચ્છાને પોતાની ઇચ્છા કરી લેનાર પરિણામે પોતાની ઇચ્છાને પ્રભુની ઇચ્છા બનાવી શકે છે, અને ત્યારે તે જ મહાપુરુષ અથવા અવતારી પુરુષરૂપે થાય છે. મહાપુરુષ થવાનો યથાર્થ માર્ગ જ આ છે.

પ્રભુમાં જેમ જેમ તમે અધિકાધિક પ્રીતિને વધારશો, તેમ તેમ પ્રભુની ઇચ્છા અ-થવા પ્રભુની કૃતિ તમને પ્રિય થતી જશે, અને જેમ જેમ એ પ્રિયપણું વધતું જશે, તેમ તેમ પ્રભુની ઇચ્છા અને કૃતિ તમને વિશેષ અને વિશેષ અનુકૂળ જણાતી જશે. પ્રભુની લીલાના અગમ્ય સંકેતો તેમને તે સમયે સ્પષ્ટ થતા જશે.

પ્રભુની ઇચ્છાઓ સમજવી હોય, પ્રભુના સંકેતો જાણવા હોય, પ્રભુની કૃતિનું હાર્દ સમજવું હોય તો પ્રભુને અત્યંત પ્રિય કરતા જાઓ. પ્રભુની પ્રત્યેક કૃતિ વા ઇચ્છાને અત્યંત મહાન, અત્યંત કલ્યાણકારી અને અત્યંત યોગ્ય જોતા જાઓ, તેને અનુસરવામાં આહ્લાદને માનો, તેને સ્વીકારવામાં જ પ્રભુતા માનો.

કોઇ પણ વસ્તુ વા પ્રસંગ કે સ્થિતિને માટે તમારો પ્રિયપણાનું, તમારા ગોગ્યપ-ણાના નિર્ણયનું, તમે તેમાંથી કલ્પેલા પરિણામનું મિથ્યાભિમાન છોડી દો. સઘળું પ્રભુને સોંપો. તમે એક પ્રભુને જ જોયા કરો, સર્વ કાંઇ પ્રભુની લીલારૂપે જ સમજો. તમારી અલ્પ દૃષ્ટિવડે કાંઇ પણ જોઇને તથા અલ્પબુદ્ધિવડે કાંઈ પણ વિચારીને જે નિર્ણયો બધાતા હોય તે બધા વિસારી દો. એક જ દૃઢ નિર્ણય રાખો કે પ્રભુની ઇચ્છા એ જ મારી ઇચ્છા છે.

પ્રભુને તમારા કુલ મુખત્યાર ક્યારે બનાવશો ?

# પ્રભુનું નામ.

હમણાં એક બાલક રમતું રમતું પડી ગયું, પડવાથી રડવાની તૈયારીમાં હતું તે જ ક્ષણે માતાએ આવી એકદમ કહ્યું: જો! જો! જો! પેલી ચકલી! બોલાવ, બોલાવ, બોલાવ એને! બાલક એકાએક આમ તેમ જોવા લાગ્યું. થયું., રડવાની વાત તે ભૂલી ગયું.

માતાએ આમાં કયા નિયમને પ્રવર્તાવ્યો? બાલકનાં ચિત્તવૃત્તિને એક વિષયમાંથી બીજા વિષયમાં દોર્યાં. પ્રતિકૂલ વિચારમાંથી અનુકૂલ વિચારમાં ખસેડી નાંખ્યાં. અનુકૂલ અથવા વધારે ઉચ્ચ વસ્તુપ્રતિ લક્ષણા વાળીને પ્રતિકૂલ અથવા ક્ષુદ્ર વસ્તુપ્રતિ જતી લક્ષણાને અટકાવી.

પરિણામ કેવો સુન્દર આવ્યો! રડવાનું શરુ કરનાર બાળક તત્કાલ હસતું થઇ ગયું, દુ:ખ સુખમાં પલટાઇ ગયું, નિકૃષ્ટ ઉત્કૃષ્ટમાં પરિણામ પામ્યું, નીચું જનાર ઉંચે ચઢી ગયું!

આપણે આવું ન કરી શકીએ? રડવું આવતાં આવતાં આપણે હસી ન શકીએ? દુ:ખને સુખમાં પલટાવી ન શકીએ? નીચે પડતાં ઉંચે ન ચઢી જઇએ? બાલકથી બને અને આપણાથી એવું ન બને? હા, પણ બાલકને તો માતા હતી, તેણે આવીને બાલકની ચિત્તવૃત્તિ પલટી નાંખ્યા, પણ આપણે?

હા, હજી તમારે પણ માતાની જરૂર છે, કેમ? અભિમાનથી અનેક મનુષ્યોને અનેકવિધ ઉપદેશ દેનાર છતાં પોતાના જ હિતથી અજ્ઞાન કેવલ પામર મનુષ્ય! ત્યજ, અન્યનું ઉપદેશ દઈ હિત કરવાના મિથ્યાભિમાનને ત્યજ. તું હજી બાલક જ છે, તારે જ માતાની જરૂર છે, તું શું પ્રાઇને રોકી દઈ શકવાનો હતો! ત્યારે આપણે માતા છે?-

પ્રિય જનો! પ્રભુને પ્રાર્થતાં શું તમે વારંવાર કહ્યું નથી કે त्वमेव माता च पिता त्वमेव-તમે જ મારાં માતા છો અને તમે જ મારા પિતા છો? ત્યારે હવે તમારે ક્યાં માતાને શોધવાનાં રહ્યાં! પરંતુ પ્રભુરૂપ માતા પ્રત્યક્ષ નથી, ખરૂં? પરંતુ પ્રભુનું નામ આપણી પાસે છે, તે દેતાં તત્કાલ તે આપણી વ્હારે આવે એમ છે, આપણને રડવામાંથી હસવું લાવે એમ છે, આપણા દુ:ખને સુખમાં પલટાવી શકે એમ છે, નીચે પડતાં પહેલાં તો આપણને શિખરે સ્થાપી શકે એમ છે.

આને માટે શું કરવું? એ જ કે સઉથી પ્રથમ પ્રભુનું આપણને અત્યંત પ્રિય લાગે એવું નામ પસંદ કરવું. અનેક નામોકરતાં એક નામઉપર આપણી સવિશેષ પ્રીતિ રહે તેમ કરવું. તે નામસ્મરણ થતાં આપણને રોમાંચ થઇ આવે, આપણાં નેત્ર પ્રભુના ભક્તિભાવથી સજલ થાય, આપણું હૃદય પ્રેમવડે આર્દ્ર બની જાય, એવું એક નામ પસંદ કરો. આ નામ તમારી માતારૂપ છે. માતાઉપર બાલકની પ્રીતિ હોય છે તો તે બાલકની માતા સંભાળ લે છે જ, તેમ જો પ્રભુના નામઉપર તમારી અપૂર્વ પ્રીતિ હશે, તે

નામ ત્યાં તમે લીધું કે પ્રભુરૂપ માતા તમારી સંભાળ લીધા વિના રહેશે જ નહિ. તમે ગમે ત્યાં હો, માતા ગમે ત્યાં હશે, પરંતુ અત્યંત પ્રીતિવાળા નામસ્મરણની સાથે જ તમારી પાસે તે આવી પહોંચશે. નરસિંહ મહેતાપાસે તે આવી પહોંચી હતી, પ્રહ્લાદપાસે તે આવી પહોંચી હતી, મીરાં, તુલસીદાસ, સુરદાસપાસે પણ તે આવી પહોંચી હતી. હમણાં હમણાંની તે રામકૃષ્ણ પરમહંસપાસે પણ આવી પહોંચી હતી.

પ્રભુનું જે નામ પસંદ કરો તે બહુ પ્રીતિભર્યું હોવું જોઇએ. એ નામ લેતાંની સાથે આપણી પ્રીતિ ઉછળી જવી જોઇએ. હરતાં ફરતાં, કંઇ પણ કામ કરતાં તે નામ મધ્યે મધ્યે વૈખરીથી વા મધ્યમા વાણીથી–મનવડે–બોલતા રહેજો. એનો પરિણામ એ આવશે કે તમારા ગમે તેવા ચિંતનમાં તે વચ્ચે વિક્ષેપ કરશે, અને પૂર વેગથી વહેતી તમારી અયોગ્ય ચિંતનની ધારાને તોડશે. તેમ થતાં તમારૂં વેગપૂર્વક અયોગ્ય ચિંતનથી જામતું બળ ક્ષીણ થશે. તમે નીચે જતા તત્કાળ અટકી પડશો.

ધારો કે પ્રભુના નામસ્મરણરૂપે ' પ્રભુ ' શબ્દને જ અત્યંત પ્રિય શબ્દરૂપે તમે નક્કી કર્યો. કાંઇ પણ પ્રતિકૂળ પ્રસંગ બનતાં તમે તત્કાલ 'પ્રભુ!' એમ બોલી ઉઠો છો, અને તે જ ક્ષણે તમારી ચિત્તવૃત્તિ ક્ષણમાત્ર પણ પ્રતિકૂળ પ્રસંગના ચિંતનમાંથી છૂટી પ્રભુપ્રતિ વળે છે. બે વાર ચાર વાર પ્રભુને સંભારતાં તેટલો અધિક સમય, તે પ્રતિકૂળના ચિંતનથી દૂર રહે છે, પ્રતિકૂળના ચિંતનની ધારા ખંડિત થાય છે. પ્રતિકૂળમાં વેગથી વહ્યા જતા તમે, ક્ષણભર અટકો છો, અનુકૂળતરફ જાઓ છો; પુનઃ પ્રતિકૂળના ચિંતનમાં ચઢી જતાં વળી થોડી ક્ષણે 'પ્રભુ' એમ બોલો છો, અને તેની સાથે જ પાછા તમે વૃત્તિની સમસ્થિતિઉપર આવી જાઓ છો. તમારી માતા તમને નિકૃષ્ટમાંથી ઉત્કૃષ્ટમાં લાવે છે.

તમે ક્લેશના પ્રસંગથી રડું રડું થઇ રહ્યા હો છો, ત્યાં, 'પ્રભુ!' એમ આવેશભર્યા ભાવથી બોલી ઉઠો છો, કે તે જ ક્ષણે ક્ષણભર પણ તમારૂં મુખ હસે છે. માતા તમને રડવામાંથી હસાવે છે.

તમને કોઈ અગત્યની બાબતના નિર્ણયમાં કશું સુઝતું ન હોવાથી તમે મનથી ગભરાઈ ગયા હો છો, અને અકળામણને લીધે તમારૂં મન વધારે અને વધારે વિકળ બનતું જાય છે. તે જ ક્ષણે એકાએક તમે 'પ્રભુ!' એમ બળપૂર્વક બોલી ઉઠો છો, અને તેની જ સાથે તમારા મનની ગભરામણમાં ત્રુટી પડે છે. તમે ક્ષણભર ગભરામણથી પૃથક્ થઇ જાઓ છો, ગભરામણવાળી જે સ્થિતિ હતી, તેના કરતાં કોઇ જુદી જ સ્થિતિમાં આવી જાઓ છો. માતા તમને નીચે જતા અટકાવી દે છે.

તમે કોઇ ઉત્તમ કાર્ય કરવાને પ્રેરાઓ છો, મધ્યે કઠિનતાનું–દુષ્કરતાનું–તમને ભાન થાય છે, અને તેની જ ક્ષણે ઓચિંતા તમે 'પ્રભુ!' એમ બોલી ઉઠો છો તે જ ક્ષણે કઠિનતામાંથી તમારૂં ચિત્ત ખસી જાય છે. કોઇ બળવાળી વસ્તુપ્રતિ તમે વળો છો, તમારામાં ધૈર્ય, વેગ, બળ, ઉત્સાહ પ્રકટે છે. ક્ષણપૂર્વે તમે તમને બધી રીતે ' લુટાઈ ગયલી નાર ' જેવા લાગતા હતા, તે પુનઃ તમને કંઇક સંપત્તિમાનરૂપે જુઓ છો. માતા તમને નિકૃષ્ટમાંથી ઉત્કૃષ્ટમાં લાવે છે.

આ રીતે પ્રભુનું સ્મરણ તમારા અયોગ્ય વેગને, અયોગ્ય ચિંતનને, અયોગ્ય ક્રિયાને ક્ષણભર પણ અટકાવે છે. તમે જે તેના વેગમાં ઘસડાઇ જતા હો છો, તેમાંથી અટકાવી ક્ષણભર પણ તમને તીરઉપર લાવી મૂકે છે. તેના એક ઉપર એક જામતા થરમ વિક્ષેપ ઉપજે છે. ઘાસના ગોઠવાયલા પુળામાં એક એવી ચીણગારી મૂકાય છે કે જે કેટલાએ પૂળાને તે બાળી મૂકે છે. પુનઃ થોડા પૂળા ગોઠવાતાં એક વખત પ્રભુનું નામોચ્ચરણ થતાં તે પેલા બધા પૂળાને ફરી ભસ્મીભૂત કરવા સમર્થ થાય છે.

પ્રભુનું નામ પસંદ કરવામાં બે બાબત ખાસ લક્ષમાં રાખજો: એક એવું નામ પસંદ કરવું કે જેનો ઉચ્ચાર-વારંવાર ઉચ્ચાર-કરવો પણ તમને બહુ ગમે. તમને તે નામ દેતાં અંતરમાં વધારેમાં વધારે ઉમળકો થઇ આવે, વધારેમાં વધારે પ્રેમ પ્રકટી આવે, વધારેમાં વધારે શ્રદ્ધા ઉપજી આવે. બીજું લક્ષમાં રાખવાનું એ છે કે પ્રભુના તે નામથી આપણા અંતરમાં પ્રભુનાં સંપૂર્ણ સામર્થ્યો, નામ દેવાની સાથેજ સ્ફુરે, આપણે જે નામ પસંદ કરીએ, તેના ઉચ્ચારની સાથે જ આપણામાં પ્રભુનાં ઐશ્વર્યો તથા સામર્થ્યોનું ભાન પ્રકટવું જોઇએ. આરંભમાં એ પ્રકટાવવાની જરૂર છે, પરંતુ અભ્યાસ પડતાં પછી તો એ આપણને સિદ્ધવત્ થઇ રહે છે.

પ્રભુનું જે નામ બોલો તે બળપૂર્વક અને વેગપૂર્વક બોલજો. ઘણાં મનુષ્યો નિસાસા નાંખવામાં પ્રભુનું નામ બોલે છે, તેવું ઢીલું, અને મનને છાણનો પોદળો બનાવી દે એવી રીતે ન બોલશો. સિંહ ગર્જના કરે તેમ ગાજીને બોલજો. પ્રભુનું નામ તે શું લાજીલાજીને દેવાનું છે ? ઘણા મનુષ્યો પ્રભુનું નામ પણ એવી રીતે દે છે કે જે સાભળનારને પણ કંટાળો ઉપજાવે. પણ એ પ્રભુનું નામ નથી. પ્રિયતમા જેમ ગમે તે બહારના શબ્દમાં પણ અંદરથી પોતાના પ્રિયતમને જ ઉદ્દેશ કરતી હોય છે, તેમ આ મનુષ્યો તેનાથી ઉધું કરતા હોય છે. ઉપરથી પ્રભુનું નામ દે છે, પણ અંતરથી તો તે ક્લેશ, દુઃખ કે સંતાપને જ તેડતા હોય છે. પ્રભુનું નામ દેવામાં પૌરુષ દાખવજો.

જેમ ગુફામાંથી સિંહ ગર્જે, તેમ જે ક્ષણે તમે અંતરના સમગ્ર બળથી ગાજીને પ્રભુનું નામ દો છો, તે સમયે તમારી પાસેની ગમે તેવી વિપત્તિ, ગમે તેવી પ્રતિકૂલતા, ગમે તેવાં દુઃખો, ગમે તેવાં અનિષ્ટ ચિંતનો તમારી પાસેથી પલાયન કરી જાય છે, તમે મહા મસ્ત-પરમ મસ્ત-બનો છો. તમારો પ્રભુનામનો ટંકાર ત્રિભુવનને ગજાવે છે.

પ્રભુ, હરિ, ગુરુ, પરબ્રહ્મ, પરમાત્મા, ગુરુદેવ, સદ્‌ગુરુ, હરિહર, હરિગુરુ, સચ્ચિદાનંદ, હરીશ્વર, જગદીશ્વર, આદિ અનેક પ્રભુનાં નામો છે. તેવામાંનું કોઇ પણ અત્યંત પ્રિય નામ પસંદ કરો, અને પછી અપૂર્વ ભાવથી તેનો પ્રસંગે પ્રસંગે ઉચ્ચાર કર્યા કરો. તમારા જીવનને તે બહુ પ્રફુલ્લ કરશે.

બીજી એક વાત પણ સ્મરણમાં રાખવાની છે: પ્રયોગમાં તે બહુ મનોહર છે, પરિણામ પ્રકટાવવામાં બહુ ચમત્કારિક છે. તમે ક્લેશ, દુઃખ, ભય, શોક, નિરાશા, ઉદ્વેગ, અનિષ્ટચિંતન આદિ વિકારોથી દબાયા હો વા દબાતા જતા હો તે સમયે બહુ જ બળપૂર્વક પ્રભુનું નામ ઉચ્ચારજો. તમારામાં જેટલો પ્રતાપ હોય, અન્યને દાબી દેવાની જેટલી

શક્તિ હોય, બીજા ઉપર સ્વામિત્વ સ્થાપવાનું જેટલું સામર્થ્ય હોય, તેવાં પ્રતાપ, શક્તિ અને સામર્થ્યપૂર્વક પ્રભુના નામનો ઉદ્‍ઘોષ કરજો. વૃત્તિની દુર્બલતામાત્ર દબાઇ જાય, એવા ભાવ અને દઢતાપૂર્વક નામોચ્ચરણ કરજો. પ્રભુના નામમાં એ શક્તિ છે—અવશ્ય છે; તમારૂં સંપૂર્ણ આંતર બળ તેમાં યોજો, અને તે જ ક્ષણે તે નામ° પોતાના સ્વતંત્ર સામર્થ્યને તમારા બળસાથે યોજશે. તીવ્ર લોહઉપર જેમ અદ્દ્ભુત ધાર ચઢે, તેમ તે અત્યંત તેજસ્વી અગ્નિરૂપ બનશે.

પરંતુ જે કાલે તમારામાં તેવા વિકારો પ્રબલપણે ન ઉઠતા હોય, મંદ મંદ વહેતી સરિતાજેવું તમારૂં ચિત્ત શાંત, સ્વસ્થ અને સૌમ્ય ગતિથી વહી રહ્યું હોય તેવા સમયે તોપના ધડાકાજેવું પ્રભુનું નામ દેવાની જરૂર નથી. તે કાલે ચિત્તના વેગને દબાવવાની જરૂર નથી; એવી જરૂર હોય ત્યારે જ બલપૂર્વક પ્રભુનું નામ દેવું. અને ચિત્ત શાંત, પ્રસન્નતાભર્યું અને સાત્વિકતાવાળું હોય ત્યારે તો પ્રભુનું નામ બહુ પ્રેમપૂર્વક અને અતિ કોમલભાવથી દેજો.

પ્રભુનું કોમલપણે ઉચ્ચારેલું નામ પ્રભુનાં કોમલ લક્ષણો આપણામાં ઉપજાવે છે. દયા, પ્રેમ, આનંદ, ભક્તિ, કૃતજ્ઞતા, આત્મત્વ, આદિ મૃદુ મધુર ભાવો આપણામાં પ્રસરાવે છે. આપણને તેની જરૂર છે.

પ્રભુનું મૃદુ સ્મરણ કરવામાં પ્રભુનાં પ્રેમાળ પત્ની બનો. પ્રભુનું મૃદુપણે પરંતુ મધુરભાવે નામ દેતાં દેતાં મલકાઇ જાઓ. પ્રભુને સંભારતાં સ્નેહનાં જલથી તમારાં નેત્રો ભીંજવો. પ્રેમાળ પત્ની પતિનું સ્મરણ કરતાં અર્ધી અર્ધી થઇ જાય છે, તેમ તમે પ્રભુને સ્મરતાં ગાંડાઘેલા થઇ જાઓ. પ્રભુથી કોઇ રીતે સંકોચાશો નહિ. તે બહુ રસિક પતિ છે, તમે રસિક પત્ની બની શકશો તો દિવ્ય રસનું દાન તે રસમૂર્તિ તમને દેશે જ.

'પ્રભુ' એટલું ઉચ્ચારતાં પ્રભુના મહિમામાં વૃત્તિને ડુબાવો, પ્રભુના પ્રેમમાં ચિત્તને નચાવો, પ્રભુની રસાલ દૃષ્ટિમાં મનને રસબસ કરો, પ્રભુના મધુર સ્વરસાથે તમે પણ કાંઇ મધુરૂં મધુરૂં ગાઓ, પ્રભુની લીલાને જોતા પ્રભુની સાથે તમે પણ રસ–વિહાર કરો, પ્રભુના રસદાનને ઝીલો.

જ્યારે જ્યારે પ્રભુનું નામ દો, ત્યારે ત્યારે આનંદથી ઉભરાઈ જાઓ. પતિના નામવિના પ્રેમી પત્નીને રીઝવાને બીજો કયો શબ્દ હોઇ શકે ! પતિનું નામ દેતાં પ્રિયાનું હૃદય રેલાઇ ન જાય તો બીજું શું જ થાય !

મેઘગર્જનાથી પ્રભુને સ્મરો, રૂપાની ઘંટડીના સ્વરથી પ્રભુને સ્મરો, વીણાના તારના રમઝટભર્યા રસિક નાદથી પ્રભુને સ્મરો. નથી આવડતું ? પ્રભુના પ્રેમી બનો. સર્વ કાંઇ આવડશે.

# प्रासंगिक उक्तिओ.

---

——ઘણે સમયે–દીર્ઘ કાલના અંતરિયે–શ્રી મહાકાલ પુનઃ પોતાની પ્રભાને વિસ્તારે છે. ઘણાએ ધાર્યું પણ નહિ હોય એવા પ્રસંગે નવીન રૂપમાં આજે તેનું પ્રકાશન થાય છે. ધન્ય છે વાચકો–લેખકોનો આજનો દિન કે જે કાલે તેઓ પોતાના પ્રિયદર્શનને કરી–કરાવી શકે છે. ભલે લાંબે કાળે, પરંતુ તમારૂં પ્રિય મહાકાલ આજે તમને આવી મળે છે. તમે તેને વધાવશો કે ઉવેખશો ? પ્રીતિપાત્રને ઉવેખી શકતાં તમને આવડશે ?

——કેટલીક વખતે પ્રભુનો સંકેત ધાર્યું ન હોય તેવા વખતમાં, કોઈ નવીન જ પ્રકારથી ફળે છે, અને તે તેના અધિકારીઓને અધિક આહ્લાદ આપે છે. પ્રભુની સંકેત-સિદ્ધિ કોઇ પણ અમોઘ ફળ ઉપજાવનારી હોય છે. પરંતુ તેનું યથાવત્ ભાન પ્રભુનો સંકેત સમજવાને યોગ્ય અંતઃકરણો જ કરી શકે છે. પ્રભુના સંકેતનું રહસ્ય પામવું, એના સમાન બીજું દિવ્ય જ્ઞાતવ્ય કયું હોઇ શકે ? કોઇ જ નહિ.

——પ્રભુનો સંકેત બે રીતે પ્રવર્તે છેઃ એક કોઇ દૃષ્ટ સાધનદ્વારા માનવ મતિને ગમ્ય થતો થતો પ્રવર્તે છે. અને અન્ય માનવ મતિને અગમ્ય રહી, જીવોની કલ્પનાકરતાં જૂદા જ પ્રકારથી પોતાની સ્વસત્તાવડે પ્રવર્તે છે. એમાં બલવાન્ નિમિત્તની પણ અપેક્ષા નથી હોતી. એવા પ્રસંગને ચમત્કાર, આશ્ચર્ય, અલૌકિકતા વગેરે શબ્દોથી ઓળખવામાં આવે છે. પ્રભુના દ્વિતીય રીતિના સંકેતને તો કોઇ વિરલ જ જાણી શકે છે, અથવા તે જે રૂપમાં ચરિતાર્થ થવાનો હોય તે રૂપમાં પૂર્ણ ચરિતાર્થ થયા વિના તેનું રહસ્ય સર્વને અગમ્ય રહે છે, એમ કહીએ તો પણ ચાલે. જેના દ્વારા તે સંકેત પ્રવર્તવાનો હોય છે, તેને પણ અંતપર્યંત તે અગમ્ય હોઇ શકે.

——આવા પ્રસંગમાં જેઓ પ્રભુપ્રતિ પૂર્ણ શ્રદ્ધા, નિષ્ઠા અને વિશ્વાસબુદ્ધિ ધરે છે, તેમના ચિત્તમાં ક્ષોભનો પ્રસંગ નથી પ્રકટતો, પરંતુ શાંતિ અને શુભાશા રહ્યા કરે છે, જ્યારે અશ્રદ્ધાવાન્ અથવા તાર્કિક મતિમાં વિવિધ પ્રકારના ક્ષોભનો ઉદ્ભવ રહ્યા કરે છે. આ ક્ષોભને શમાવી પ્રભુમાં વિશ્વાસ ધરીને ઉચ્ચાશા સેવવી એ મનુષ્યમાત્રનું કર્તવ્ય છે–ઉત્તમોત્તમ કર્તવ્ય છે.

——પ્રભુના સંકેતને સમજવાને અથવા પ્રભુની લીલાના રહસ્યને જાણવાને મનુષ્યનું અંતઃકરણ ક્યારે યોગ્યતા પામે છે કે જ્યારે પ્રભુતત્ત્વસાથે તે બહુ પ્રશાંતપણે સંબંધ બાંધી શકે છે. એ પ્રકારે સંબંધ બાંધવામાં, કેવલ દૃશ્યમાં પ્રવર્તતા સ્થૂલ નિયમોને જ પ્રભુના સંકેતમાં પણ નિયમરૂપે જાણવાનું અજ્ઞાન મોટો વિક્ષેપ ઉપજાવે છે. પ્રભુની સંકેતમર્યાદામાં જેને સ્થાન મળ્યું હોય છે, તેની સિદ્ધિમાટેના નિયમો દૃષ્ટના નિયમો-કરતાં કેવલ જૂદા પ્રકારના જ હોય છે. અને તે ભાવને સૂચવતાં નઝીરસરખા આંતર દૃષ્ટિવાને કહ્યું છે કે—

"જો ખૂબ દેખા તો યાર આખિર, ખુદાકી બાતાં ખુદાહિ જાને."

——પરંતુ એવી 'ખુદાકી બાતાં' અથવા આપણા ચાલુ શબ્દમાં કહીએ તો પ્રભુનો સંકેત પ્રાણીમાત્રને સદા સર્વદા અગમ્ય જ રહે છે, એવું કાંઇ નથી. પ્રભુએ કેવલ પોતાની પાસે જ રાખવાની અને કોઈને કદાપિ ન આપવાની એવી એક પણ વસ્તુ જ બનાવી નથી. યોગ્ય અંતઃકરણમાં અને યોગ્ય કાલે તે સર્વનું પ્રકાશન કરે છે.

——આનો હેતુ એટલો જ હોય છે કે અમુક કાલપર્યંત મનુષ્યે તે જાણવું નિરર્થક હોય છે, એટલું જ નહિ પણ પ્રસંગે હાનિકારક પણ હોય છે. માનવ વ્યકિતના વિકાસમાં જ્યારે તેની જરૂર જણાય છે ત્યારે તેનું યોગ્ય સ્થલે વિકાસન થાય છે. આથી મનુષ્યે પોતાને પરમાત્મસંકેતથી સર્વદા અજ્ઞાન રહેવાનું માની લેવા કશુંજ પ્રયોજન નથી. તેનું કર્તવ્ય એક જ છે કે પોતાના અંતઃકરણને પરમાત્મસંકેતને સ્પષ્ટ થવાને યોગ્ય રચવું.

——આને માટે એકજ કર્તવ્ય છે કે આપણા અંતઃકરણને પરમાત્મમય કરતાં જવું. જલનું ઉંડાણ માપવું વા જાણવું હોય તો એક જ કામ કરવાનું કે તેમાં ઉંડા ઉતરતા જવું, તેમ પરમાત્મસંકેતનું સ્વરૂપ સમજવાને માટે તેમાં અંતર્મુખ થતાં જવું એ એક જ માર્ગ છે.

——અંતર્મુખ થતાં પ્રભુનું એક પણ એવું સ્થાન કે સંકેત નથી કે જે મનુષ્યને અગમ્ય રહે. પ્રભુની સઘળી લીલા, મનુષ્યને જ્ઞાન આપવા માટે છે; જેથી એ લીલાને જાણવાનો મનુષ્ય અધિકારી જ છે. પરંતુ તે અધિકાર મેળવવા માટે તેણે પ્રથમ અંતર્મુખ થવું જોઇએ.

——એવું એક પણ સત્ય નથી કે જે અંતર્મુખતાવિના મળે, અને એવું એક પણ સત્ય નથી કે જે યથાર્થ અંતર્મુખતા થતાં ન મળે. પ્રભુના સંકેતનું સત્ય જાણવું છે તો મનુષ્યે અંતર્મુખ થવું જ જોઇએ. પ્રભુના સંકેતને મફતમાં જોવાની લાલસા છોડીને જો આપણે સંયમી–અંતર્મુખ–થઇશું તો તેને સહજમાં જાણી શકીશું. ન જાણી શકીએ ત્યાં સુધી પરમાત્માનું સર્વ કાંઇ શુભમય અને પ્રાણિમાત્રને હિતકર જ હોય છે, એ નિશ્ચય રાખી સર્વમાં પ્રભુની પ્રભુતાને જોવી.

——આરંભમાં આથી અધિક શું? મહાકાલના દર્શનથી તમને સંતોષ થશે એ જ અભિલાષા છે. ઘણા સજ્જનોની ઇચ્છાથી ચાલુ વર્ષનો આ પ્રથમ અંક પ્રકટ કરવામાં આવ્યો છે. પૂર્વના ખૂટતા અંકો વાચકોને ક્રમે ક્રમે પૂરા પાડવામાં આવશે. તેમ હવે પછી ચાલુ વર્ષના અંકો નિયમિત રીતે ગ્રાહકોને મળ્યા કરશે.

——ઇશ્વરેચ્છા છે તો શ્રીમહાકાલના ભાવિ અંકોદ્વારા આપણી હિતચર્ચા ચાલુ રહેશે.

# फर्स्ट ओरीएन्टल कोन्फरन्स.

## प्रथम प्राच्य संशोधक परिषद्, पुना.

હિંદી પ્રાચીન સંશોધકોની પરિષદ્ પૂનામાં નવેમ્બર માસની તા. ૫-૬. અને ૭ એ ત્રણ દિવસોએ મળી હતી. એને માટે પ્રથમથી ઘણી તૈયારી અતિ શ્રમ લઇ કરવામાં આવી હતી. ડૉ. ગુણે આદિ ત્રણ સેક્રેટરીઓ, પ્રો. બેલ્વલકર અને રા. વિશ્વનાથ પ્ર. વૈદ્ય ( બેરીસ્ટર ઍટ લૉ ) જેઓ સ્વાગતમંડળ ( રીસેપ્શન કમીટી ) ના પ્રમુખ હતા તેમણે તથા સંખ્યાબંધ સુશિક્ષિત સ્વયંસેવકોએ ઘણો શ્રમ લેઇ સઘળી તૈયારી કરી હતી. સ્ટેશન-ઉપર F. O. C. ચાંદવાળા સ્વયંસેવકો બધી ટ્રેઇનવખતે હાજર હતા, તેઓ પરિષદ્‌ને માટે આવેલા પ્રતિનિધિઓને માટે નિર્માણ કરેલા ઠેકાણે તેમને પહોંચાડતા હતા. હિંદુ પ્રતિનિધીઓને માટે ફર્ગ્યુસન કૉલેજપાસે આવેલા "स्मार्तवैदिकाश्रम" માં રહેવાની ગોઠવણ કરવામાં આવી હતી. પારસી અને યુરોપિઅન પ્રતિનિધિઓની ગોઠવણ સ્ટેશનપાસે "નેશનલ હૉટેલ" માં કરી હતી. અને મુસ્લેમ ભાઇઓને પૂનાના, એક પ્રતિષ્ઠિત મુસ્લેમ ગૃહસ્થે પોતાના મેમાનતરીકે સત્કાર આપ્યો હતો. બંગાલી, મદ્રાસી, ગુજરાતી અને દક્ષિણી પ્રતિનિધિઓ પરિષદે કરેલી વ્યવસ્થા જોઇને સરખી રીતે આનંદ પામતા હતા. ખુલ્લી વિસ્તીર્ણ અને હવાવાળી જગામાં વૈદિકાશ્રમ બાંધ્યો છે; તેના વ્યવસ્થાપકોએ પરિષદ્‌નું મહત્વ જોઇ તે કાર્યમાટે આશ્રમનો ઉપયોગ કરવા દીધો હતો. આ-શ્રમમાં ઓરડીઓ વિશાલ હોવાથી પ્રતીનિધિઓની રહેવાની સગવડ સારી રીતે થઇ હતી. પરિષદ્‌નું કામ ૧૧ વાગે શરૂ થવાનું હતું; માટે ભોજન થતાં જ પ્રતિનિધિઓ ભાંડારકર ઇન્સ્ટિટ્યૂટતરફ ચાલવા લાગ્યા. આ ઇન્સ્ટિટ્યૂટ, ફરગ્યુસન કૉલેજની પછવાડે, સર્વંટસ ઑફ ઇન્ડીઆના "હોમ" પાસે છે. ત્યાંના દેખાવો રમણીય છે. પછવાડે લાગલાગટ ટેક-રીઓની હાર છે. સામે રાનડે ઇન્સ્ટિટ્યૂટ, કૉલેજ અને "ભારતસેવક મંદિર" છે. એક બાજુ વાનવડીતરફનો દેખાવ નજરે પડે છે; બીજી બાજુ ઉચ્ચ પર્વતી માતાનું મંદિર દેખાય છે; ત્રીજી બાજુ ઇતિહાસપ્રસિદ્ધ સિંહગઢનો કિલ્લો છે. આ પ્રકારે દૈવી સત્તા, બ્રહ્મજ્ઞાન અને ક્ષાત્રતેજ એટલાઓનું જો એકીકરણ કરવાનો ઉદ્દેશ હોય તો તે માટે એ સ્થળ લાયક છે. પરિષદ્‌ને માટે મોટો મંડપ ઉભો કર્યો હતો; અંદર જુદા જુદા સ્થળેથી આવેલા પ્રતિનિધિઓને માટે જૂદી જૂદી ગોઠવણ કરવામાં આવી હતી. પ્રતિનિધિઓ આખા હિંદુસ્થાન, બ્રહ્મદેશ અને લંકાદ્વીપમાંથી આવ્યા હતા. બ્રાહ્મણ, બુદ્ધ, જૈન, પારસી, મુસલમાન, ખ્રિસ્તી, એ બધા ધર્મના પ્રતિનિધિઓ ત્યાં ભેગા થયા હતા. ૧૧ વાગે ગવર્નર સાહેબ પધાર્યા. લેડી જ્યૉર્જ કોઇ કારણને લીધે આવી શક્યાં નહીં. ગવર્નર સાહેબને આવકાર આપ્યા પછી સ્વાગત કમીટીના પ્રમુખ બેરિસ્ટર વૈદ્ય એઓએ પોતાનું ભાષણ વાંચ્યું. તે પછી ગવર્નર સાહેબે પરિષદ્ ખુલ્લી મુકયા બાબતનું ભાષણ કર્યું. પછી ડૉ. સર ભાંડારકરને પરિષદ્‌ના પ્રમુખ નિમવામાં આવ્યા. તેઓ પોતે બહુ માંદા હોવાથી તેઓ

તરફથી પ્રો. રાજવાડેએ પ્રમુખનું ભાષણ વાંચી સંભળાવ્યું. ઉપપ્રમુખની નિમણુક અને પરિષદની ઘટના નિર્માણ કરવા માટે એક કમીટીની નિમણુંક થયા બાદ ગવર્નર સાહેબ-તરફ આભાર પ્રદર્શિત કરવામાં આવ્યો. અને સવારનો કાર્યક્રમ પૂર્ણ થયો. ૧ થી ૨॥ સુધી ઘણા પ્રતિનિધિઓ પ્રદર્શન —એગ્ઝીબીશન—જોતા હતા. તેમાં જૂના શિલાલેખો, હથિયારો, તામ્રપટો તથા ઘણા પ્રકારના હસ્તલિખિત ગ્રંથો ખુલ્લા મુકવામાં આવ્યા હતા. પરિષદની બીજી બેઠક ૨॥ થી ૫॥ સુધી હતી. તેમાં ચુંટાએલા નિબંધો વિદ્વાનોએ વાંચ્યા, બીજે દિવસે પ્રતિનિધિઓના ૬ વીભાગ વિષયાનુરૂપ કરવામાં આવ્યા હતા. અને તેમાં તે તે વિષયને સ્પર્શતા લેખો વાંચવામાં આવ્યા હતા. તેમ જ તે દિવસે સાંજના ૨॥ થી ૫॥ સુધી બાકી રહેલા નિબંધોનું વાચન થયું. ત્રીજે દિવસે પરિષદની સામાન્ય બેઠક હતી અને ત્યાં કેટલાક લેખોનું વાચન થયું. બપોરે કમીટીએ પરિષદની ઘટનાને લગતા તૈયાર કરેલા નિયમોનો વિચાર કરીને નિયમો નક્કી કરવામાં આવ્યા. હવે બીજી પરિષદ કલકત્તામાં ભરવા માટે સર આશુતોષ મુકર્જીના નિમંત્રણને માન આપી સને ૧૯૨૧ પછી કલકત્તામાં પરિષદ ભરાવવાનો ઠરાવ પસાર કર્યો. પરિષદને માટે લગભગ ૧૧૦ નિબંધો વિદ્વાનોએ મોકલ્યા હતા. તેમાંથી ચુંટણી કરીને તેમને છાપીને પરિષદમારફત એક ગ્રંથ બહાર પાડવો એવો બીજો એક ઠરાવ પસાર થયો. છેવટે સેક્રેટરીઓ, સ્વયંસેવકો વિગેરેનો આભાર માની પરિષદનું કામ પુરૂં થયું. ૮ મી એ પ્રદર્શન—એગ્ઝીબીશન—ખુલ્લું રાખવામાં આવ્યું હતું. એકંદર રીતે જોતાં પરિષદનું કામ બહુ જ સારી રીતે ફતેહમંદ થયું એમાં બિલકુલ શક નથી. ડૉ. બેલવેલકર, ડૉ. ગુણે વગેરે સેક્રેટરીઓનો ઉત્સાહ અને કર્તવ્ય-તત્પરતા, અને સ્વયંસેવકોની વ્યવસ્થા અને આજ્ઞાધારકતા તથા વિદ્વાન્ લોકોનું સાહચર્ય આ બધાના સંજોગો સારી રીતે મળી આવ્યા હતા. તેને માટે તેઓ પ્રશંસાપાત્ર છે. આખા હિંદુસ્થાનમાંથી આવેલા વિદ્વાનોના સહવાસ એ એક પરિષદે ઉત્તમ કાર્ય કર્યું છે. તેથી હિંદુસ્થાનના જૂદા જૂદા વિભાગોમાં રહેનારા વિદ્વાનોના વિચારવિનિમય સહેલાઇથી થઇ હિંદના વાઙ્મયની વૃદ્ધિ યોગ્ય રીતે થશે એવી આશા રાખીએ તો અસ્થાને નહીં ગણાય.



અમદાવાદમાં શ્રી આનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં જેસલાલ દેવચંદ દવેએ છાપ્યું.

# प्रभानुक्रमणिका.

પ્રભા.




આ માસિક શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદ—પાડીઆમાં જેઠાલાલ દે. દ દવેએ છાપ્યું અને શ્રી શ્રેયસ્સાધક અધિકારીવર્ગ વડોદરા તરફથી તેમણે જ ત્યાંથી પ્રસિદ્ધ કર્યું.

# श्री महाकाल.

रुप (पुस्तक) ३२ मार्गशीर्ष कृष्ण० १४ संवत १९७६ दर्शन (अंक) २


॥ ॐ श्री ॥

## यथार्थ साधकना अंतःकरणनो उमळको.

पद १

એવો ઉમળકો થઈ આવે, જાણે મેરી પ્રભુને ભાવે,
તદ્રૂપ થઇ રહું હું હાવે, એ પ્રભુ સંગ, સંગ, સંગ.
રમતું ચિત્ત રહે પ્રભુધ્યાને, આ ઉર સ્વરૂપે સહાય માણે,
મુજને પ્રભુમય જોઉં જાણે, અંગે અંગ, અંગ, અંગ, એવો૦
સઘળું ભાન વિષયનું છોડી, વૃત્તિ પ્રભુતત્ત્વમાં ચોંટી,
જાણે ચહું હું વેગથી દોડી, ઉન્નતિશૃંગ, શૃંગ, શૃંગ, એવો૦
ચિંતન દસ્યતણું ઉર ખુંચે, ઇચ્છું જાણે ચઢીને ઉંચે,
પ્રભુનું નામ નિરંતર ગુંજે, આ મનભૃંગ, ભૃંગ, ભૃંગ, એવો૦
જાણે તત્ત્વે લક્ષણા સ્થાપી, જીવન પુનિત કઈ, જે પાપી,
સાધી, ગુરુએ કળ જે આપી, જીતું, જંગ, જંગ, જંગ, એવો૦
નૂહરિમાં મુજ ભાન વિસારી, સ્વરૂપૈશ્વર્ય ઉરે ઉપજાવી,
જાણે ત્રિભુવન વશ વર્તાવી, રાખું રંગ, રંગ, રંગ. એવો૦

## उत्सवना अंगनुं कर्तव्यज्ञान.

પદ ૨ [ આ બીજાવીએ મતિ, એ લય. ]

આ ઉજાવીએ આવો, ઉત્સવ બધુ, હર્ષથી ઉજાવીએ.
આવા હિતકર કર્તવ્યફેરા આવે કવચિત્ પ્રસંગ,
વ્યર્થ ગુમાવીએ તેને તો જાણવા, આપણે [1]દદ્રુઅંગ; આ૦
વ્યાવહારિક અન્ય ઉત્સવોમાં નથી થાતું આત્મકલ્યાણ,
આવા આધ્યાત્મિક ઉત્સવથી તો, પમાય પદ નિર્વાણ; આ૦
નિજ વ્યવહારનું ચિંતન ત્યાગી, થઈએ ગુરુ અભિમુખ,
અધ્યાત્મભોજન ઇચ્છતા મનની, ભાગે જેથી ઝટ ભુખ; આ૦
આપણુને સત્શ્રવણુ અને વળી, સત્‌ચિંતનને કાજ,
સદ્‌ગુરુસંનિધમાંહી મળ્યો છે, સુંદર સમય આજ; આ૦
ભક્તિ વધારીને, શ્રદ્ધા વધારીને, ઇચ્છા વધારી અમાપ,
આજ જો સદ્‌ગુરુધ્યાનને ધરીએ તો, જાય સહજમાં પાપ; આ૦
પાપને ડાંમવા, પુણ્યને પામવા, આજ ધરો ગુરુધ્યાન,
જયન્તીજીવન સહજમાં દેશે, તો નિજ પદનું દાન; આ૦

---

## आत्मसाक्षात्कारअर्थे मनोजय करवा अधिकारिओने उपदेश.

પદ ૩ ( આ ગગને ચઢીને કોઈ નાણો રે; એ લય. )

જો બ્રહ્મદર્શનની ઇચ્છા ધારો રે, તો તો બંધુ,
કરવા મનોજય સદ્ય વિચારો રે જી.

થાતાં મનોનાશ, વાસના ક્ષય થઈ, અવિદ્યા દૂર પળાતી રે જી,
તત્ત્વજ્ઞાનાગ્નિમાં, કર્મસંસ્કારોની, ગ્રંથિ આ ભસ્મ થઈ જાતી રે; તો તો૦
મનતણા જયથકી, વિશ્વપ્રપંચનો, પ્રકૃતિમા લય થાતો રે જી,
પ્રકૃતિનો લય થઈને શબલમાં, બ્રહ્મસ્વરૂપે ભળાતો રે; તો તો૦
મન શમી જાતાં વીરા ! જગ શમી જાશે, મનનું કલ્પેલું એ ખોટું રે જી,
જાગ્રત્ થાતાં પછી જ્ઞાને જણાશે, જગ હતું, સ્વપ્ન એક મોટું રે; તો તો૦
પૃથક્ થઈને સઉથી તત્ત્વાભ્યાસથી, અમનસ્કભાવ, પ્રકટાવો રે જી,
જલના તરંગો, જલમાં શમે તેમ, મનને ચિન્મયમાં શમાવો રે; તો તો૦
ત્રિપુટી ટાળીને સર્વ ક્રિયામાં, જીવન્મુક્તવત્ રહેજો રે જી
નરહરિબ્રહ્મથી, અખંડ અભેદતાનું, અનુભવસુખ સદા લેજો રે; તો તો૦

---

૧ જેના શરીરને દાદર થઈ હતી તેવો મનુષ્ય આ દૃષ્ટાંત એવા છે કે કોઈ એક આંધળો મનુષ્ય હતો, તે શહેરની બહાર જવા માટે શહેરના કોટની દિવાલને હાથ લગાડીને દરવાજો શોધતો ફરતો હતો, પણ જ્યારે જ્યારે દરવાજે આવે ત્યારે એને દાદરનો રોગ લાગુ પડેલો હતો, તેને લઈને ખજવાળ આવતી હતી એટલે બહાર નીકળવાની તક મળતાં દાદરને લીધે તે મનુષ્ય તે તકનો લાભ લઈ શકતો નહિ અને વારંવાર એકજ જાતનું કાર્ય તેને કરવું પડતું.

## कटु वाणी सर्वथा सर्वने हानिकारक छे.

પદ ૪ ( ન કીજીએ, પ્રીતડી અજાણી ન કીજીએ: એ લય. )

ન બોલીએ, વાણી કડવાશભરી બોલીએ,
ન ઘોળીએ, અમૃતને સ્થાને ઝેર ઘોળીએ,—
રત્નપેટીજેવી વાણી વિચારીને ખોલીએ,
વાણીને બનાવી શસ્ત્ર કોઈને ન છોલીએ,
વચન કટુ સુણાવી, બીજાનું ઉર દઝાવી,
મનથી ને મનથી ન ડોલીએ; ન બોલીએ૦

હલકી વાત ચીકણી કરીને ન ચોળીએ,
નિંદાના કાદવમાં તેને ન રોળીએ,
સોનાની જાગજેવી, વાણી આ સહેવી,
પાણીમાં તેને ન ઝબોળીએ; ન બોલીએ.૦
સત્ય, પ્રિય, હિતકારી હોય તેને બોળીએ,
શુભ વાણી બોલી, સહુનાં હૃદયો ઘોળીએ,
સત્ફળ અપાવનારી, જીવન સુધારનારી,
સાચી સિદ્ધિ જાણો જાણો, *અમોલી એ; ન બોલીએ૦

## आंतर भूमिकाने रचनार साधन.+

પ્રિય સાધક બંધુઓ,

પૂજ્યશ્રીના તનુના પ્રાદુર્ભાવનો આજ પુણ્યતમ શ્રેયસ્કર પ્રસંગ છે. જે શરીરની અંદર પ્રજ્વલિત થયેલી રમણીય ચિજ્જ્યોતિએ અનેકનાં ચિત્તને હરણ કરી, પોતાને અભિમુખ બનાવી, અનેકનાં અનેક પ્રકારનાં હિતને સાધ્યાં, તે શરીરનું પ્રાકટ્ય કયા અનુ-રાગી તથા અધિકારિઅંતઃકરણને પરમ આનંદના વિષયરૂપ ન હોય ? અને તેથી જ તે દિવસને આપણા જીવનમાં એક અવશ્ય ઉત્સવરૂપ પ્રસંગ સમજી તેને ઉજવવાને આજે આપણે એકત્ર થયા છીએ.

ઉત્સવ એટલે શું ? ટુંકામાં એટલું જ કે અંતઃકરણને કંઈ સવિશેષ આનંદાનુભવ કરાવવો, એને આપણે ઉત્સવ કહીશું આ વ્યાખ્યા ઉત્સવના સામાન્ય હેતુને સૂચવતી હોઈ શ્રેયસ્સાધકોમાટે તે સંપૂર્ણ વ્યાખ્યારૂપ નથી. અંતઃકરણના ભેદને લઈને આનંદના વિષયો

* બહુ મૂલ્યવાળી.

+ પરમપૂજ્ય શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનો આ લેખ શ્રેયસ્સાધકવર્ગના કાર્તિક કૃષ્ણ૦ ૧૪ના ઉત્સવનિમિત્ત લખવામાં આવ્યો હતો.

પણ ભિન્ન ભિન્ન હોય છે. વ્યસનીને જ્યાં ઉત્તમ પ્રકારનું વ્યસન યથેચ્છ પ્રમાણમાં અનુકૂલ વ્યસનીઓસાથે મળે તે તેના અંતઃકરણને આનંદરૂપ હોવાથી તેને તે ઉત્સવરૂપ છે. તે જ પ્રમાણે જેને જેમાં રસ હોય તેનો જ્યાં સમૂહમાં ઉદ્ભવ થતો હોય ત્યાં તેને ઉત્સવનું ભાન થાય છે.

આમ હોવાથી યથાર્થ શ્રેયસાધકને શું ઉત્સવરૂપ થાય, અથવા એવું તે શું હોય કે જેને શ્રેયસાધક ઉત્સવરૂપ સ્વીકારે એ પ્રશ્ન પ્રકટે છે. આનો નિર્ણય કરવા માટે શ્રેયસાધક એટલે શું, અને તેના અંતઃકરણનું કેવું સ્વરૂપ હોય એ પ્રથમ વિચારવું જોઇએ. આ સંબંધી સ્વલ્પમાં આપણે એ જ નિર્ણય કરીશું કે જેના જીવનમાં પ્રધાન ઇચ્છા શ્રેયસ્‌ને સિદ્ધ કરવાની છે તે શ્રેયસાધક અને એ પ્રકારની ઇચ્છાને સિદ્ધ કરનાર જે જે પ્રયત્નો છે, તે સાધવામાં ઉત્સાહ, આગ્રહ આદિ પ્રયત્નને સિદ્ધ કરનારાં લક્ષણો જેના અંતઃકરણમાં અખંડ પ્રકટ રહે છે, અને તેને જ અનુકૂલ પ્રયત્નમાં જેનું સતત વહેવું થાય છે, તે યથાર્થ શ્રેયસાધકના અંતઃકરણનું સ્વરૂપ છે.

આ નિર્ણય થવાથી તેવા અંતઃકરણને શું વસ્તુ આનંદજનક થઇ પડે, અને કેવા કાર્યમાં તે ઉત્સાહસહિત જોડાય એ વિચાર કરવો જરૂરનો થઇ પડે છે ખરું જોતાં આ પ્રશ્નનું ઉત્તર શ્રેયસાધકના અંતઃકરણના સ્વરૂપની જે વ્યાખ્યા કરી, તેમાં જ આવી ગયું છે, તો પણ તેના વિશેષ સ્પષ્ટીકરણમાટે આપણે પુનઃ કહીશું કે યથાર્થ શ્રેયસાધકના અંતઃકરણને, જે વસ્તુ પોતાના નિર્ધારિત લક્ષ્યપ્રતિ લઇ જવામાં મદદરૂપથઇ પડતી હોય, તે વસ્તુપ્રતિ તેના લક્ષને દોરાવાનો પ્રસંગ પ્રાપ્ત થવો એ તેને ઉત્સવરૂપ તેમ જ પોતાના નિર્ધારિત લક્ષ્યની કિંચિત અંશમાં પણ સિદ્ધિ કરાવનાર શારીરિક વા માનસિક જે કંઇ કાર્ય હોય તે સાધવાનો જે સમય મળે, તે શ્રેયસાધકના અંતઃકરણને ઉત્સવરૂપ હોવો જોઇએ.

આ પ્રકારનું કાર્ય આપણે અહિં એકઠા થઇ જો કરી શકતા હોઇએ તો જ આપણે ઉત્સવને ઉજવીએ છીએ એમ ઠરે છે. આપણે કહી ગયા તેવા પ્રકારના આપણા નિર્ધારિત લક્ષ્યપ્રતિ દોરનારા સાધનને જો કોઇ પણ અંશે આપણે સાધી શકતા નથી તો આપણે ઉત્સવ ઉજવવા એકઠા થયા છીએ, એમ ઠરતું નથી, પણ પરસ્પરમાં વાતો કરવા, એક બીજાના ચિકિત્સા જોવા, ખાવા પીવા અને મનની નિકૃષ્ટ મોજ ભોગવવા એકઠા થયા છીએ એ સ્પષ્ટ જ છે. અને જો આ રીતે આપણે આજના સમયને વીતાવીએ છીએ તો પછી આપણે શ્રેયસાધક છીએ એનો પૂરાવો શી રીતે આપી શકીશું ?

આમ હોવાથી આપણા ઉત્સવના સ્વરૂપનું વિશેષ સ્પષ્ટ ચિત્ર રચાય છે; અને તેમાં વિધિ તથા નિષેધરૂપ કર્તવ્યનો પણ સ્પષ્ટ નિર્ણય થાય છે.

પ્રિય બન્ધુઓ, આપણા નિર્ધારિત લક્ષ્યપ્રતિ આપણે વિશેષ અભિમુખ થઇએ તેને માટે બે સાધનો છેઃ એક તે આપણને પ્રાપ્ત ઉપદિષ્ટ સાધનોનું એકાંતમાં સુન્દર અનુષ્ઠાન કરવું, અને બીજું એ કર્તવ્યમાં વિશેષ સુગમતા સધાય, વિશેષ ઉત્સાહ પ્રકટે, આગળ વધવાના ક્રમનું જ્ઞાન થાય આપણી કઠિનતાઓ નિવૃત્ત થવાના કોઇ મર્મોનું સ્પષ્ટીકરણ થાય, આપણા રજતમ સંસ્કારોનું કંઇક અંશમાં પણ ક્ષાલન થાય, એ વગેરે કરનાર જે

ઇષ્ટસમાગમ, તેને સેવવો. બીજા શબ્દોમાં કહીએ તો આપણે એવા વાતાવરણમાં આવવું કે જ્યાં આવવાથી સ્વભાવથી આપણને પૂર્વોક્ત લાભ થાય.

આ બીજા સાધનની સિદ્ધિમાટે આપણા ઉત્સવોની યોજના છે, અને તેને માટે જ આપણું આ સમયે એકત્ર થવું થાય છે. આથી આ ઉદ્દેશની સફલતા કરવા તરફ જો આપણી અભિરુચિ તથા અભિમુખતા હોય છે તો જ ઉત્સવવડે આપણે પૂર્વે કહ્યા તે પ્રકારના બીજા સાધનને સાધી આપણા નિર્ધારિત લક્ષ્યપ્રતિ આપણે આગળ વધી શકીએ છીએ.

આ બીજા સાધનની સવિશેષ સિદ્ધિ થવા માટે પૂર્વે એવી પ્રથા હતી કે સાધક ઉત્સવના એક દિવસપૂર્વે અહિં આવે, વિવિધ સદ્વિચારાદિ શ્રવણ કરી પોતાના અંતઃકરણમાં વેગથી વહેતા વ્યાવહારિક તત્ત્વનું કંઇક શમન કરે, અને તે અંતઃકરણને ઉત્સવના વાસ્તવ લાભને ગ્રહણ કરવા યોગ્ય ભૂમિમાં આણી મૂકે. પછી બીજે દિવસે ઇષ્ટપૂજનાદિ શ્રેયસ્કર કાર્યને સાધે, અને સદ્બોધ આદિ શ્રવણ કરે, પોતાના અધિકારની વિશુદ્ધિની કક્ષાઓને પ્રશ્નાદિ દ્વારા જાણી લે, ઇષ્ટના દર્શનથી સહજ સ્વભાવે અંતઃકરણમાં અપૂર્વ બલ ભરે અને તેના મલિન સંસ્કારને નિવૃત્ત કરે, પછી ત્રીજે દિવસે પોતાની સાધનક્રિયાસંબંધી ગોપ્ય વાતો કરી ઘેર સાધનક્રમને સાધવાના વેગને પ્રાપ્ત કરી પછી પોતાના સ્થાને નિવર્તે.

આપણે પૂર્વે બાંધેલા ઉત્સવના ઉદ્દેશને આ રીતે વધારે સાર્થક કરવાનો આપણો ક્રમ હતો ગમે તે કારણથી આપણો તે ક્રમ બદલાયો છે. કાં તો જ્ઞાનગ્રહણના અવધિને પામ્યા હોય, કાં તો અધિક વ્યવહારમય થવાથી અવકાશ ન મળતો હોય, કાં તો નવીન જાણવાની ઇચ્છા શમી ગઇ હોય, ગમે તે હો, પણ સાધકોનું ઉત્સવમાં આવવાના સમયનું બહુ ઓછાપણું થઇ ગયું છે ! કેટલાકનો તો પોતાના ગામથી નીકળી પાછા પોતાને ઘેર પહોંચવાનો બધો ક્રમ ઉત્સવના એક દિવસના ૨૪ કલાકમાં જ સમાપ્ત થાય છે ! આનો પરિણામ એ આવે છે કે ઉત્સવના વાસ્તવ રંગથી રંગાવા જેવું તે પોતાના અંતઃકરણને કરી શકતા નથી.

વધારે આશ્ચર્યસરખું તો એ છે કે આપણામાંના ઘણાને અવકાશ નથી હોતો એમ કાંઇ નથી. તેઓ એક દિવસ પહેલાં પણ આવે છે, પરંતુ પોતાના સંબંધીને ત્યાં ઉતરી ત્યાં જ આનંદવાર્તા કે જે કરવું હોય છે તે કરે છે, ગામમાં હરે ફરે છે, કાંઇ વિષયરસને પોષતું દૃશ્ય જોવાનું સાધન મળે છે તો તે જુએ છે, અને આ રીતે તે દિવસનો ઘણો સમય વ્યતીત કરે છે. ઉત્સવના મુખ્ય દિવસે પણ સાત્વિક શાંત આનંદ લેવાને બદલે નિત્યના કાથા કજીયા કરવામાં ઘણો પોતાનો સમય ગાળે છે, ભોજનનું કાર્ય જે અત્યંત અલ્પ સમયમાં આટોપી લઇ અન્ય અધિક હિતકર કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ, તેને બદલે તેમાં ઘણો સમય વીતાવે છે, પછી અંગ્રેજી કહેવત પ્રમાણે After dinner rest a while ના નિયમે થોડા કાલ 'વામકુક્ષી' કરે છે (!) અથવા આર્યવૈદકશાસ્ત્રના भोजनान्ते शतपदं गच्छेत् એ સૂત્રનું સ્મરણ કરી, ગામના થોડા પ્રદેશપર્યંત પોતાના પગલાં લંબાવે છે ! અને પછી કાં તો અન્ય ઉત્સવઉપર આવવાના વિચારપૂ-

ર્વક આશ્રમને પ્રણામ કરી નીકળી પડે છે! અને પોતાના મુકામઉપર આનંદ કરે છે, અથવા અન્ય વ્યવહારમાં ઉદ્યત થાય છે. ત્રીજા દિવસે પણ આવો જ કાંઇ વ્યવહારિક વિધિ ચાલતો હોય છે. કશું કરવાનું ન હોય તો છેવટે કમાટી બાગના વાઘના પાંજરાતરફ દષ્ટિ ફેંકવામાં આવે છે! આ રીતે ઉત્સવના નિમિત્તથી પોતાના જીવનના ત્રણ દિવસ વ્યતીત કરવા છતાં, ઉત્સવના વાસ્તવ અંશમાં ત્રણ કલાક પણ સ્થિરતાથી ટકતા હશે કે કેમ એ શંકા રહે છે! અસ્તુ. આપણે આ વિષયને ચર્ચવા અર્થે જ આ લેખનો ઉપક્રમ કર્યો ન હોવાથી તેના વિસ્તારને અટકાવીશું.

પ્રિય બંધુઓ, વસ્તુતઃ ઉત્સવ શું છે, તેનો ઉદ્દેશ શો છે, અને તેને યથાવિધિ કેવી કેવી રીતે પાલન કરવો જોઇએ, એવું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મમાં આપણે વિચારી ગયા. આ ઉત્સવના અંગની આપણી વ્યાખ્યાનની પ્રવૃત્તિ, ઉત્સવની સિદ્ધિના બીજા વિભાગને લધને છે. સદ્વિચારનું પ્રસારણ, આપણા કર્તવ્યપ્રતિ લક્ષ કરાવનાર વચનોનું શ્રવણ એ ઉત્સવની સિદ્ધિના ઉદ્દેશરૂપ છે, અને તે અંગ આ વ્યાખ્યાનપદ્ધતિવડે સધાતું હોવાથી હવે આપણા એ મૂલ ઉદ્દેશને ચરિતાર્થ કરવાનો પ્રયાસ કરીએ.

મનુષ્યને ગૃહની ઉપમા આપીએ તો તે અયોગ્ય નથી. જગતમાં અનેક પ્રકારનાં ગૃહ હોય છે, કોઇ જુનું, કોઈ નવું, કોઇ નાનું, કોઇ મોટું, કોઈ બલવાન્, કોઇ દુર્બલ, કોઇ દરિદ્રી તો કોઇ ભવ્ય, કોઇ મલિન તો કોઇ રમણીય, કોઇ ઝુંપડા જેવું તો કોઇ મહાલય-સરખું: એમ અનેક પ્રકારનાં હોય છે, તેમ મનુષ્યોમાં પણ એવા જ વિવધ પ્રકારો હોય છે. કોઇ પણ ઘરને જેવા પ્રકારનું બનાવવું હોય, તેવા પ્રકારનું બને છે, તેમ કોઇ પણ મનુષ્યને જેવા પ્રકારના બનવું હોય તેવા પ્રકારે તે પણ બને છે. ગૃહ સ્વતંત્રપણે ગબડી પડવા શિવાય ઉત્તમ થવાનું કાર્ય કરી શકતું નથી, તેમ મનુષ્ય પણ ગબડી પડવાનું કાર્ય સ્વતંત્રપણે કરે છે, પરંતુ ઉત્તમ થવાનું કાર્ય તે સ્વતંત્રપણે કરી શકતો નથી. ઘરને ઉત્તમ બાંધનારની જેમ જરૂર છે, તેમ મનુષ્યને ઉત્તમ થવા માટે સદ્ગુરુની જરૂર છે. ભેદ માત્ર એટલો જ છે કે ઘરમાં પોતાને ઉત્તમ કરવાનું નવીન બળ નથી, જ્યારે મનુષ્યમાં, તેના પોતાનામાં જ એવી સામગ્રી છે કે જેનાથી તે પોતાને ઉત્તમ કરી શકે.

જેમ મજબૂત, ઉત્તમ વ્યવસ્થાવાળા, જોઇતી અનુકૂળતાવાળા, ઉપયોગનાં સર્વ સાધનોથી યુક્ત ઘરમાં રહેનાર વધારે સુખાનુભવ કરે છે, તેમ મનુષ્યરૂપ ઘરની સામગ્રી પણ સર્વ પ્રકારથી ઉત્તમ હોય તો તેમાં રહેનાર મુખ્ય પુરુષરૂપ જે અભિમાની, તે પણ બહુ સુખને ભોગવતો તેમાં રહી શકે છે. આથી મનુષ્યે સુખાર્થે પોતાના ગૃહને જેમ ઉત્તમ પ્રકારનું રાખવાની જરૂર છે, તેમ મનુષ્યે પોતે અધિકાધિક સુખાનુભવ કરવા માટે પોતાને અત્યંત ઉત્તમ કરવાની જરૂર છે.

આ કરવા માટે શું કરવું, એ પ્રશ્ન અહિં ઉપસ્થિત થાય છે. ઘરને સર્વ પ્રકારથી મજબુત કરવા પ્રથમ જેમ અત્યંત બલવાન્ પાયાની જરૂર છે તેમ મનુષ્યે પોતાને સર્વ રીતે સુદૃઢ કરવા માટે પોતાના પાયાને બલવાન્ અને સુદૃઢ કરવાની જરૂર છે. મનુષ્યનો પાયો કયો છે, તથા તેને સુદૃઢ કરવા શું કરવું, એટલાનું જ માત્ર આજના વિષયમાં ચિંતન કરવાનું રાખ્યું છે. આટલા વિધિને જો આપણે બહુ સારી રીતે જાણી રાખ્યો

હશે, અને તેનો જો આપણે યથાર્થ રીતે આચારસાધ્ય પ્રયોગ કરીશું, તો આપણા જીવનને જેવું સુયોગ્ય કરવું હશે તેવું કરી શકીશું.

માનવ જીવનરૂપ ગૃહનો પાયો એ મનુષ્યનું અંતઃકરણ છે. એ અંતઃકરણની ભૂમિકા રચવી એ માનવ જીવનરૂપ ગૃહનો પાયાને સુદૃઢ કરવા જેવું છે. જ્યાં સુધી અંતઃકરણની યોગ્ય ભૂમિકા રચાઇ નથી હોતી, ત્યાં સુધી તેના ઉપર આધાર રાખતું મન્દિર યથાયોગ્ય રીતે ચણાતું નથી અને એ જ્યાં સુધી યોગ્ય રૂપમાં નથી ચણાતું ત્યાં સુધી તેની અંદર રહેનાર મનુષ્ય કદી વાસ્તવ સુખનો ઉપભોગ કરી શકતો નથી. જેના અંતઃકરણની ભૂમિકા દુર્બલ, અદૃઢ અને અવ્યવસ્થિત છે તે મનુષ્યમાં કોઇ પણ પ્રકારનું સ્થાયીપણું રહેતું નથી, અને જેનામાં કોઇ પણ યોગ્ય વસ્તુનું સ્થાયીપણું છે, તેનાથી જ જીવનનો વાસ્તવિક રીતે લાભ લેવાતો હોવાથી, જો તે નથી તો તેનું જીવન જ નથી એમ કહીએ તોપણ ચાલે. આમ હોવાથી પ્રત્યેક મનુષ્યે અંતઃકરણની ભૂમિકા રચવામાં અત્યંત લક્ષ આપવાની જરૂર છે.

અંતઃકરણની ભૂમિકા તૈયાર થવી એટલે ? આપણે પ્રશ્ન કરીશું કે ઘરનો પાયો તૈયાર થયો એટલે ? એટલે એ જ કે તેના ઉપર જે મકાન તૈયાર થવાનું છે તેને જમીનમાં નીચે ન ઉતરવા દેતાં ધારણ કરી શકે એવી પૃથ્વીને આપવામાં આવેલી શક્તિ. તે જ પ્રમાણે માનવ જીવનમાં જે કંઇ આવી પડે તેનો બધો ભાર નિર્ભય અને અડગપણે અંતઃકરણમાં સહન કરવાની શક્તિ તેનું નામ અંતઃકરણની ભૂમિકા રચાવી, એ છે.

માનવ જીવન કેટલા ભારવાળું થશે એ કાંઇ જાણેલું હોતું નથી, અને તેથી તેને સહન કરવા માટે અંતઃકરણની ભૂમિકારૂપ પાયાને જેમ બને તેમ અત્યંત સુદૃઢ કરવાની અગત્ય સહજ સ્પષ્ટ થાય એમ છે.

બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થશે કે અંતઃકરણની ભૂમિકા શી રીતે તૈયાર થયેલી જાણવી ? આપણે તેને અંગે પ્રતિપ્રશ્ન કરીશું કે ઘરનો પાયો શી રીતે તૈયાર થયેલો જાણવો ? એનું એ જ ઉત્તર આપી શકીશું કે ઉપરના ભારથી તે જ્યારે કદી દબાય નહિ, જેટલો નાખવા ધાર્યો હોય તેટલા ભારને ઝીલે, પૃથ્વીમાં રહેલા જળથી પોચો પડી જાય નહિ, પોતાનામાં આસપાસથી આવતા જળપ્રવાહને પોતાની ભીતર પ્રવેશવા દે નહિ, ત્યારે જાણવું કે પાયો તૈયાર થયો. તે જ પ્રમાણે જીવનમાં ગમે તેવા પ્રતિકૂળ પ્રસંગ આવે પણ તેથી દબાય નહિ, ગમે તેવા મોહક અનુકૂળ સંજોગો પ્રાપ્ત થાય, પરંતુ જે અવિહિત હોય તેનાથી ફસાય નહિ, સંસારના અનેક મનુષ્યોદ્વારા મળતા અયોગ્ય સંસ્કારરૂપ ઝરણાંને પોતાનામાં પચવા દે નહિ, જીવનના કોઇપણ પ્રકારના ભારને તે અચલપણે ધારણ કરે—ઝીલી શકે—તો જાણવું કે અંતઃકરણની ભૂમિકા રચાઇ છે, માનવજીવનરૂપ ગૃહનો પાયો સુદૃઢ થયો છે.

આ નિર્ણયના અંતે ત્રીજો પ્રશ્ન સહસા ઉઠશે કે અંતઃકરણની આવી ભૂમિકા શી રીતે તૈયાર થાય ? આપણે પણ પુનઃ પ્રશ્નની શૈલિને જ અનુસરીને પૂછીશું કે ઘરનો પાયો શી રીતે તૈયાર થાય ? તેનો ઉત્તર એ મળે છે કે ચુનો, ઈંટના રોડા, કાંકરી વગેરે વસ-

વાન્ ચીકાસવાળા પદાર્થોને એકઠા કરી તેના ઉપર સારી પેઠે ટીપણી કરવાથી—અર્થાત કોન્ક્રીટ કરવાથી તેની સાથે સાથે જળનું પણ પુષ્કળ સિંચન થતું રહેવું જોઇએ.

બરાબર છે; આપણે પણ તેવું જ જોઇએ છે. અંતઃકરણની ભૂમિકા રચવામાટે શાસ્ત્ર, તથા સત્પુરુષોએ દર્શાવેલાં જે અનેક સાધનો છે તે રોડાં, ચુનો વગેરે વસ્તુરૂપ છે. તેમાં જલને સ્થાને ભક્તિરૂપ રસ રેડ્યા કરવાનો છે; જે કાંકરી, ચુનો, રોડાં વગેરે સર્વનું એકીકરણ કરી તેને અત્યંત દઢ શકે બનાવી છે.

આ સર્વ વસ્તુઓ સર્વને પ્રાપ્ત થઇ શકે છે. પરંતુ મનુષ્યે જાતે જે કરવાનું છે તે એ કે એ બધાં રોડાં વગેરે ઉપર ટીપણી—સખત ટીપણી કરવાની છે. કિનાઇનજેવું મનુષ્યનું મ્હોડું બગાડનાર આ જ વસ્તુ છે, પણ યથાર્થ રીતે વપરાતાં તે રામબાણ ઉપચાર થઈ પડે છે.

આંતર ભૂમિકા કુમાથી સારી પેઠે ટીપાવી જોઇએ, અને એ કુમો તે તિતિક્ષા છે. તિતિક્ષારૂપ કુમાથી જો તે ટીપાતી નથી, તો સાધનરૂપ સામગ્રી ભલે ગમે તેટલી ઉત્તમ કે બલવાન્ હોય તો પણ તે નિરર્થક સરખી છે, આથી અત્યંત અગત્ય તિતિક્ષારૂપ ટીપણીની છે. તિતિક્ષાથી ટીપાયા વિના કોઇ પણ અંતઃકરણની ભૂમિકા રચાઇ નથી, રચાતી નથી અને અતઃપર રચાશે નહિ.

આપણે માટે પ્રશ્નકાર તૈયાર જ છે, અને તે પૂછે છે કે તિતિક્ષા એટલે શું ? આનો ઉત્તર ગ્રન્થરાજ શ્રીસિદ્ધાન્તસિન્ધુ આ પ્રકારે કહે છે: " તિતિક્ષા એટલે તાપ, શીત, ક્ષુધા તૃષા આદિ અનેક પ્રકારનાં દુઃખ તથા વિવિધ સુખ સહન કરવાનો અભ્યાસ સિદ્ધ થવો તે. " આ કથનને સહજ વિસ્તારથી વિચારીએ. ખાવા પીવામાં, પહેરવા ઓઢવામાં, સુવા બેસવામાં, વગેરે શરીરથી થતા જે જે વ્યાપારો છે તેમાં આપણું મમત્વ હોય છે, અને જ્યાં મમત્વ હોય છે ત્યાં તેનું વિરોધી દ્વેષ પણ હોય છે. ત્યારે આપણી વૃત્તિને અનુકૂલ પડે તેની પ્રાપ્તિ તથા ભોગમાં મમત્વ રહે છે અને વૃત્તિથી પ્રતિકૂલ પદાર્થ વા સ્થિતિની પ્રાપ્તિ થતાં તેમાં દ્વેષ ઉપજે છે. આ બંને ભાવોથી રહિત રહીને જે કાંઈ આવી મળે તેને સહન કરવું—સારી રીતે સહન કરવું—એ તિતિક્ષા છે.

તે જ પ્રમાણે અંતઃકરણમાં ઉઠતા દ્વૈતભાવો જેમકે સારા ખોટાપણું, લાભ હાનિ, યશ અપયશ, રાગદ્વેષ, વગેરે છે તે બધા ભાવોને અંતઃકરણમાં ઉઠતા દબાવવા એ પણ તિતિક્ષાનું જ સ્વરૂપ છે. આ બંને પ્રકારની સ્થૂલ તથા માનસિક તિતિક્ષા સહન કરવામાં આવે છે તો જ અંતઃકરણની ભૂમિકા રચાય છે.

ખોટી વસ્તુ આવી મળે તેને સહન કરવારૂપ તિતિક્ષા છે, તેમ સારી વસ્તુ આવી મળે તેના તરફ તણાઇ ન જવારૂપ વૃત્તિની સમસ્થિતિ એ પણ તિતિક્ષા જ છે. પ્રથમની સ્થૂલ તિતિક્ષાકરતાં આ દ્વિતીય પ્રકારની માનસિક તિતિક્ષા અનેકગુણકઠિન અને ચઢીયાતી છે. સ્થૂલ તિતિક્ષા સેવનાર મનુષ્યો મળી આવે છે, પણ સૂક્ષ્મ તિતિક્ષા સેવનાર વિરલ હોય છે.

શીતકાલમાં ઠંડા પાણીમાં બેસી ટાઢને સહન કરવારૂપ તિતિક્ષા સહન કરનાર મનુષ્યો જડશે, પરતુ ઓટી સંપત્તિરૂપ શીતકાળમ દાનરૂપ જળમાં બેસી ટાઢને સહન કરનાર ક્વચિત્ જ મળશે ઉષ્ણ કાળમાં પાંચ પચીસ ધીખતી ધુણીની વચ્ચે મધ્યાહ્નને બેસી તાપને સહેવારૂપ તિતિક્ષા કરનાર મનુષ્યો મળવા સુગમ છે, પરતુ સંસારની અનેક પ્રતિકૂળતા-રૂપ ધીખતી ધુણીવચ્ચે પરમેશ્વરને અર્થે અનેક કષ્ટોને ઉલટાં સ્વીકારવારૂપ ઉગ્ર તાપને સ્વીકારી તેને પ્રસન્નતાથી સહેનાર ભાગ્યે જ મળવાના. આ પ્રમાણે માનસ તિતિક્ષા સાધવી એ અત્યંત કઠિન છે.

જ્યાં દાન કરવાથી જગતમાં યશના ડંકા વાગી રહેતા હોય તે તરફ દાન કરતા વળેલા હાથને એકદમ રોકી ત્યાંથી પાછો વાળી આપણો ડાબો હાથ પણ ન જાણી શકે એવા કોઇ ગુપ્ત સ્થાનમાં જે રીતે આપણું નામ નિશાન પણ ન રહે એવા રૂપથી દાન કરવું: આ બીજું કાંઇ જ નથી, પણ ઉત્કૃષ્ટ પ્રકારની માનસિક તિતિક્ષા છે.

જે ગ્રંથના લેખથી આપણી દિગંત કીર્તિ થતી હોય, અને જે ગ્રંથ જગતમાં ઘેરે ઘેર વંચાઇ અનેક પુરુષોનું અત્યંત હિત કરવાને સમર્થ હોય, તે ગ્રંથને આપણું નામ લખ્યા વિના જ પ્રકટ કરવો, અને તેની કીર્તિની સ્પૃહાથી રહિત રહેવું એ અત્યંત સમર્થ માનસ તિતિક્ષા છે.

આપણને અત્યંત પ્રીતિપાત્ર પદાર્થ પ્રાપ્ત હોય, પરંતુ અન્યના હિતઅર્થે તેનો ત્યાગ કરવારૂપ ભોગ આપવો, આપણને પ્રાપ્ત પ્રિય પદાર્થપ્રતિ આપણા અંતઃકરણવડે મમતા છોડી તેને તટસ્થબુદ્ધિથી અવલોકવો, સર્વ પ્રકારનાં પ્રાપ્ત સુખોમાં પણ વિરાગ-બુદ્ધિ ધરી તેનો ઉપભોગ ન કરવો, આપણે કષ્ટ સહન કરીને પણ અન્યના દુઃખનું નિવા-રણ કરવા પ્રયત્ન સેવવો, અન્યના અયોગ્ય આક્ષેપોનાં બલવાન્ ઉત્તરો આપણી પાસે હોવા છતાં તે સામાં પ્રતિઉત્તરરૂપે ન કહેવાં, અન્યના દોષોને દોષરૂપે જાણવા છતાં તેના તરફ ઉપેક્ષા સેવી તેના યત્કિંચિત્ ગુણને પણ આપણી વૃત્તિમાં મહદ્ ગુણરૂપે સ્થાપી રાખવો: એ સર્વ મનોમય તિતિક્ષા છે.

પ્રિય બંધુઓ, આપણને કોઇ મહત્વની વસ્તુનું જ્ઞાન હોય છતાં તે ફુલાઇ ફુલાઇને કે આપણા જ્ઞાનને બતાવવા ખાતર તે જ્ઞાનનું પ્રકાશન ન કરવું, આપણને જે કાંઇ વિશેષ શક્તિ મળેલી હોય તેને બીજા આગળ ન કહી સંભળાવવી, આપણને વિશ્વાસપૂર્વક જે કંઇ ગુપ્ત કથન કરવામાં આવ્યું હોય તેનું ક્યાંહિ કથન ન કરવું, અમુક પ્રકારનું જ્ઞાન આપ-ણને પ્રાપ્ત હોવા છતાં, અન્યની આતુર જિજ્ઞાસા વિના તેને ઉપદેશ આપવા ન બેસી જવું, અંતરથી પ્રબુદ્ધ હોવા છતાં બહારથી અજ્ઞાનવત્ વા અલ્પવત્ વિચરવું, એ વગેરે પણ સૂક્ષ્મ તિતિક્ષા જ છે. (અપૂર્ણ.)



# आन्तर मन अने विचारसंक्रमण.

આન્તર મનના અદ્ભુત ચમત્કારોના વિષયમાં કેટલાક ચમત્કારોજેવા જણાતા વ્યતિકરોનું વર્ણન કરવામાં આવ્યું છે અને એમાં કયા કયા નિયમો રહેલા છે તે પણ દર્શાવવામાં આવ્યા છે. અહિં વિચારસંક્રમણ અથવા વિચારસંક્રાન્તિ અને આંતર મનનો સંબંધ પ્રતિપાદ્ય છે.

વિચારસંક્રમણને પાશ્ચાત્ય ભાષામાં 'ટેલીપથી' નામ આપવામાં આવે છે. એ આંતર મનની એક શક્તિવિશેષ છે. પાંચ બાહ્ય ઇન્દ્રિયોની સહાયતાવિના જ બે અથવા અધિક આંતરમનની વચ્ચેનો વ્યવહાર આ શક્તિવડે થાય છે. બાહ્ય મનના સંબંધમાં એ પ્રસિદ્ધ છે કે એ બાહ્ય પંચ જ્ઞાનેન્દ્રિયદ્વારા બાહ્ય જગતના જ્ઞાનને પ્રાપ્ત કરે છે. પણ એ ઇન્દ્રિયોની સહાયતા વિના બે આંતર મન પરસ્પર વ્યવહાર કરી શકે છે, એક બીજાના વિચારો જાણી શકે છે, એક બીજાને અસર કરી શકે છે, એક બીજાને લાંબા શિક્ષણો આપી શકે છે ઇત્યાદિ એટલું પ્રસિદ્ધ નથી અને તેથી એનાં ઉદાહરણો આદિની અપેક્ષા એ સંબંધમાં રહે છે.

મનુષ્યોની અશ્રદ્ધા પ્રથમ તો આવા કોઈ વિષયને માનતી જ નથી. પોતાના જ્ઞાનની મર્યાદાની ટેપ લઈને તે વડે જ્ઞાનમાત્રના સંભવનું માપ કાઢવા મનુષ્યો તત્પર થતા. કોઇપણ વિષય પોતાની બુદ્ધિમાં ન સમજાય તો તેનો અસંભવ તરત જ કહેવામાં આવતો અને તેવા વિષયને માનનારના મતની જાહેરમાં ગણતરી થતી. હાલ પણ પ્રજાવર્ગનો ઘણો ભાગ આ દશાનું અતિક્રમણ કરી ગયો છે એમ નથી, છતાં વિજ્ઞાનની કેટલીક શોધોને લીધે આવા મનુષ્યોને પણ પ્રસગે વિચારમાં પડવાનું થયું છે; અને એમના મતપ્રમાણે વહેમને ધારણ કરનાર મનુષ્યોને ઉત્તર આપવો એક સમયે કઠિન થઇ રહ્યો છે. જ્યાં સુધી ટેલીફોનની શોધ નહોતી થઇ ત્યાં સુધી દૂરદેશસ્થ બે મનુષ્યો વાત કરી શકે છે એ માનવામાં નહોતું આવતું; એવું મેં જોયું છે અથવા કર્યું છે એમ કહેનાર મનુષ્યને હાસ્યપાત્ર ગણવામાં આવતું. પણ હવે કેવલ ગ્રામ્ય મનુષ્યોશિવાય સર્વ એ વ્યતિકરને માનનાર જાણનાર અને સ્વાભાવિક ગણનાર થઇ રહ્યા છે. તારના સંદેશા તારવડે મોકલવામાં આવતા પૂર્વે એ વ્યતિકર પણ એવો જ અસંભવિત અને અશક્ય મનાતો. ક્રમેક્રમે એ શોધ થઇ સર્વના અનુભવમાં એ વ્યતિકર આવ્યો એટલે એ સ્વાભાવિકજેવો થઈ ગયો, પણ પછી તારવિના સંદેશા એક સ્થળેથી બીજે સ્થળે મોકલી શકાય એ અશક્ય મનાતું. ક્રમે કરી એ શોધ થઇ એટલે એ વ્યતિકરને વહેમ ગણનારની સંખ્યા ઓછી થઇ એટલું જ નહિ પણ એને વહેમ ગણનાર જે પૂર્વે ડાહ્યા અને પ્રાજ્ઞ ગણાતા તે હવે અજ્ઞાન અને હાસ્યમાત્રની પંક્તિમાં આવી રહ્યા છે. આ જ પ્રમાણે બે મન પરસ્પર વાત કરી શકે છે, એક બીજાના વિચારને કોઇપણ દષ્ટ સાધનવિના પરસ્પર મોકલી શકે છે, એના વ્યતિકરો હજારો વર્ષથી વિશ્વમાં થતા રહ્યા છે અને એ ચાલતા આવ્યા છે, છતાં એની સકારણ ઉપપત્તિ ન જડવાથી એ વ્યતિકરો વહેમમાં ગણવામાં આવે છે અને મનુષ્યોનું મન એની આ રીતે ઉપેક્ષા કરતું હોવાથી જગતમાં એવા કેટલા વ્યતિકરો પ્રતિદિવસ થાય છે તેની

નોંધ પણ લેવામાં આવતી નથી. આમ છતાં આંતર મનની શક્તિપ્રતિ વિદ્વાન્ શોધકનું લક્ષ જવાથી એ સંબંધના વ્યતિકરો હાલ કેવલ અપ્રસિદ્ધ રહ્યા નથી અને આંતર મનની શક્તિનો અભ્યાસ આવવાથી એ વ્યતિકરોને સુજ્ઞ પ્રજા હવે વહેમમાં ગણાતી નથી, અને પોતાના જ્ઞાનની મર્યાદાથી જ કુદરતમાં શું શક્ય છે અને શું અશક્ય છે તેનો નિર્ણય કરતાં અટકે છે.

હાલ પણ માનસ વિદ્યાના અભ્યાસીઓ અને તેમાં પ્રવીણ થયેના પુરુષો વિચાર-સંક્રમણ થઇ શકે નહિ એવું ખાનગીમાં માને છે અને પ્રસિદ્ધપણે પણ કહે છે. કેમકે તેમણે અભ્યયન કરેલા માનસ શાસ્ત્રોના ગ્રંથોમાં આવા વ્યતિકરોનું પ્રતિપાદન નથી અને તેઓ પોતે વિચારસંક્રમણ ધાર્યા પ્રમાણે કરી શકતા નથી, પણ પોતે કરી શકતા નથી એટલા પરથી વિચારસંક્રમણ અશક્ય છે એ માનવામાં મોટી ભૂલ થાય છે.

પ્રત્યેક વ્યક્તિ પોતે પ્રત્યેક ક્રિયા કરી શકે તેમ નથી જ. જે જે રમત ગમતો શારીરિક કેલવણીવાળા કસરતી સુવાનો કરી દેખાડે છે, તે શું સર્વ મનુષ્યો હાલતાં ચાલતાં કરી શકે છે? અને કરી શકતા નથી તેટલા પરથી શું એ કસરતી સુવાનો જે કરી દેખાડે છે એ નજરબંધી છે, ભ્રાન્તિ છે એમ માની શકાય છે? નહિ જ. પ્રત્યેક અસાધારણ વ્યતિકર ઉપજાવવામાં અનુકૂળ અભ્યાસની અપેક્ષા રહે છે અને તે અભ્યાસ જેમણે કર્યો હોય તે જ વ્યક્તિ તે વ્યતિકર ઇચ્છાનુસાર ઉપજાવી શકે અને ઇતર વ્યક્તિઓ તેમ ઉપજાવી ન શકે એ ઉચિત જ છે. એક યોગી મહાત્મા જે સ્થિતિમાં આરૂઢ થઇ શકે તે સ્થિતિમાં ક્ષિપ્ત, મૂઢ કે વિક્ષિપ્ત ચિત્તવાળો પુરુષ કદાપિ દૃષ્ટિ પણ કરી શકે છે? પણ તેટલા ઉપરથી એ સ્થિતિનું અસ્તિત્વ જતું રહેતું નથી. આ જ પ્રમાણે વિચારસંક્રમણની ક્રિયા ગમે તે મન ગમે ત્યારે કરી શકતું નથી. પણ એને માટે તેને મનની અમુક પ્રકારની સ્થિતિ અપેક્ષિત રહે છે અને તે સ્થિતિની જ્યારે અને જેટલા પ્રમાણમાં સિદ્ધિ થાય ત્યારે અને તેટલા પ્રમાણમાં વિચારસંક્રમણ થઇ શકે છે અને એ સ્થિતિની ન્યૂનાધિક અંશે પણ સિદ્ધિ જેને ન થઇ શકે તે વિચારસંક્રમણ ન કરી શકે એ સ્વાભાવિક છે. તેથી આવા વિષયમાં પોતાની શક્તિથી સર્વનું માપ લેવુ એ ભૂલ છે.

આ સાથે એ પણ વિચારવાનું અત્ર રહે છે કે બાહ્ય જગતના પદાર્થોનું જ્ઞાન પરાક્ વૃત્તિથી થાય છે તેથી તેના સંબંધમાં ઉપપત્તિ પણ સહસા થાય છે. બાહ્ય મન મસ્તિષ્ક-રૂપ હોવાથી અથવા મસ્તિષ્કના અવયવવિશેષ હોવાથી એના વ્યાપારો આદિની ઉપપત્તિ સહજ થઇ શકે છે અને તેથી તે કળી શકાય છે. પણ આંતર મન એથી ભિન્ન નિયમોથી જ પ્રવર્તે છે અને એનાથી અતીવ સૂક્ષ્મ છે. તેથી એના સંબંધના વ્યાપારોનો, પોતે માનેલા સંભવ અને અસંભવના સ્વરૂપોથી નિર્ણય થઇ શકતો નથી. પણ તે માટે તો એ વ્યાપારો જેના જેનામાં આવિષ્કારને પામતા હોય તેની તેની તટસ્થ વૃત્તિથી તપાસ કરવી જોઇએ અને તેને અનુસરી સંભવ અને અસંભવની પોતાની મર્યાદાને નાની મોટી કરવી જોઇએ. આ પ્રકારની સ્થિતિ હોવાથી આ સંબંધમાં માનસ શાસ્ત્રના અભિજ્ઞ પુરુષોને પણ શંકા રહેલી જણાય તો તેથી ચકિત થવા જેવું નથી. એ પુરુષોએ એ વ્યાપારોનો અનુભવ કરવો હોય તો જે પ્રકારની માનસ સ્થિતિ એ વ્યાપારોના આવિષ્કારમાટે અનુકૂલ હોય તે સ્થિતિને પ્રથમ સાધવી જોઇએ; ઇતર સામાન્ય વ્યાપારોની માફક આ

વ્યાપારો જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થતા નથી, તેમ જ્યારે ત્યારે આવિર્ભાવને પામતા નથી. તેમ થતું હોય તો એમની જ્યાં ત્યાં થતી અનુપલબ્ધિને લીધે એમના અભાવનો નિશ્ચય કરી શકાય, પણ જ્યારે અમુક સ્થિતિમાં જ અને અમુક વાતાવરણમાં જ એ આવિર્ભાવને પામે તેમ છે અર્થાત્ એ વ્યાપારો અસાધારણ છે અને વિરલ છે ત્યારે તો જે જે વિરલ પ્રસંગે અને વિરલ વ્યક્તિમાં એમનો આવિર્ભાવ થતો હોય તેને તેને અવલોકવા એ જ એમના અભ્યાસમાટે સાદો અને સરલ ઉપાય છે.

એક દૂરદેશસ્થિત મનપર અમુક વિચારને મોકલવો, અમુક વિચારનું સંક્રમણ કરવું એટલી જ આંતર મનની શક્તિ નથી—એટલાનું જ નામ અત્ર વિચારસંક્રમણ આપ્યું નથી. પણ અ અને બ એવાં બે મનો પરસ્પરથી દૂર રહેલાં છે, તેમાંથી અ નામનું મન બ ની સમીપ જાય છે અને એ બ નામના મનવાળી વ્યક્તિના સંબંધના સમાચાર ત્યાંથી ગ્રહણ કરી લે છે અને અ નું જે બાહ્ય મન તે મનના સંવેદનના એ સમાચારને વિષય કરે છે: આનો પણ વિચારસંક્રમણમાં જ સમાવેશ થાય છે, અર્થાત્ એ અંતર મનની શક્તિવિશેષ છે.

બે દૂર દેશમાં રહેલાં મનનું આ પ્રકારે સંમિલન કેવી રીતે થાય છે એ આપણા કળવામાં આવે કે નહિ પણ આવે, પણ તેટલાથી આ શક્તિમાં ભેદ થતો નથી. આપણે વિદ્યુત્‌નો ઉપયોગ કરીએ છીએ, એના ઉપયોગથી વિવિધ વ્યવહારો સાધીએ છીએ છતાં એ વિદ્યુત્ સ્વરૂપે શું છે તે કયે દિવસે જાણીએ છીએ ! પણ વિદ્યુત્ શા માટે અને કેવી રીતે આ વ્યવહારો સધાવી શકે છે એ જ્ઞાન નહી હોવાથી વિદ્યુત્‌ના અસ્તિત્વમાં અથવા એનાવડે સધાતા તે તે વ્યવહારોમાં ભેદ થતો નથી, વિદ્યુત્ નથી અથવા એ વ્યવહારો થતા નથી એવું કોઈ માનતું નથી. અથવા શા માટે અને કેવી રીતે એ પ્રશ્નોનું ઉત્તર ન જણાવાથી વિદ્યુત્‌ને કોઇ નિરુપયોગી ગણતું નથી. ગુરુત્વાકર્ષણ સ્વરૂપે શું છે, તે પણ તેટલું જ અજ્ઞાત છે. ગુરુત્વાકર્ષણ કેવી રીતે પોતાનો વ્યાપાર કરી શકે છે તે પણ અજ્ઞાત છે, છતાં સર્વ એના નિયમનો સ્વીકાર કરે છે અને એને વશ વર્તે છે અને એના નિયમોને વશ વર્તી તે નિયમોવડે વિવિધ ઉપયોગી વ્યવહારો સાધે સધાવે છે. આ જ પ્રમાણે વિચારસંક્રમણના સંબંધમાં કદાચ શા માટે અને કેવી રીતે એ પ્રશ્નો અનુત્તરિત રહે તો પણ તેટલાથી એ શક્તિનો અભાવ થતો નથી અને એનાવડે થયેલા અને થતા વ્યતિકરો ભેદ પામતા નથી.

લગભગ પ્રત્યેક મનુષ્યના અનુભવમાં આ વિષયના વ્યતિકરો કોઇ કોઇ સમયે આવી ગયો હોય છે પણ એ વ્યતિકરોને ન સમજવાથી અને એનું કારણ સ્પષ્ટ નહિ થવાથી બહુ કરીને મનુષ્યો તેને અકસ્માત્ અથવા કાકતાલીય ગણી કાઢી નાખે છે. આમ થવાથી એ વ્યતિકરોપ્રતિ ધ્યાન રહેતું નથી. અને કેવી રીતે થાય છે એનું જ્ઞાન પણ પછી થવા પામતું નથી; આ સર્વ વિચારી જ્યારે એ વ્યતિકરોનો ખ્યાલ આવ્યો ત્યારે એના નિર્ણય-માટે વિવિધ સંસ્થાઓ ઉભી થઇ અને તેથી એ સંસ્થાઓએ આગ્રહ કરી પ્રયાસ કર્યો અને તેના પરિણામમાં આવા વ્યતિકરોની સંખ્યા સહસ્રશઃ જણાઇ છે. આથી આ વ્યતિ-કરોની સત્યતા તથા એના સંબંધના કેટલાક નિયમો જાણવામાં આવી શક્યા છે.

એ વ્યતિકરોની મહસ્રાવધિ સંખ્યા પ્રસિદ્ધિમાં આવી છે. છતાં દિગ્દર્શનાર્થે માત્ર કેટલાકને જ અત્ર ઉદાહૃત કરવામાં આવે છે.

પારિસના કેમિલી ફ્લેમેરિઓન નામના સુપ્રસિદ્ધ વિદ્વાને ઇ. સ. ૧૮૯૯ ના ડીસેમ્બરમાં એક "ધી અન્નોન" નામનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. એમના પર આવેલા હજારો પત્રોમાંથી વિશ્વાસપાત્ર ગણેલા લગભગ એક હજાર પત્રોમાંના ૧૮૦ પત્રો આ ગ્રંથમાં એ વિદ્વાને પ્રસિદ્ધ કર્યાં છે. તેમાંના કેટલાંક આ પ્રમાણે છે:

એન્જેલી એસ્પેરોનની ઍનેટ નામની સ્ત્રીએ એક પત્ર લખ્યો છે અને એ પત્રની હકીકત કેવળ સત્ય છે એમ એના પતિએ ખાતરી આપી છે. એ પત્રની હકીકત આ પ્રમાણે છે: ઇ. સ. ૧૮૮૪ ના ડીસેમ્બરની તા ૪ થી એ પ્રાતઃકાલે લગભગ ૩॥ કલાકને સુમારે હું સાફ જાગ્રત્ હતી ને ઉઠી અને ઉભી થઇ. એ સમયે મારા ભાઈ જોસેફ બોનેટના પ્રેતનું મને સ્પષ્ટ દર્શન થયું. આફ્રિકામાં આવેલા કૉન્સ્ટેન્ટાઇન દેશના બાટનામાં એક રેજીમેન્ટમાં એ પુરુષ સબલેફ્ટેનન્ટ હતા. આ સમયે એ યુદ્ધવ્યાપારમાં રોકાયા હતા, અને એમને એમના સંબંધના કોઇ પણ સમાચાર નહોતા કે એ ક્યાં છે. આ સમયે મારા ભાઇએ મારે લલાટે ચુંબન કર્યું, મને શીતની કંપારી થતી જણાઇ અને મને એનું આ વચન સંભળાયું કે "એન્જેલિ! જા, જાઉં, મેં દેહ ત્યજ્યો છે." આ સાંભળતાં જ હું ગભરાઇ ગઇ અને ચમકી ઉઠી અને મારા પતિને મેં જાગ્રત્ કર્યા તથા તેમને જણાવ્યુ કે જોસફ મરણ પામ્યા છે, એમણે પોતે જ મને આ સમાચાર જણાવ્યા

હવે આ ડીસેમ્બરની તા. ૪ થી એ મારા ભાઇનો જન્મ દિવસ હતો અને એ દિવસે એની ૨૩ વર્ષની ઉમર થઇ હતી આથી વ્યતીત રાત્રિએ અમે બન્ને એના સંબંધમાં ઘણી વાતો કરી હતી અને તેથી મારા પતિએ મને "આ માત્ર મારી કલ્પના છે" વગેરે કહી આ સંબંધમાં ઠપકો આપ્યો. એ આખો દિવસ મેં કલેશમાં વ્યતીત કર્યો; મધ્યાહ્નોત્તર ત્રણ વાગે મને તાર મળ્યો. તેને ઉઘાડવાં પૂર્વે મેં જાણ્યું કે એમાં આ સમાચાર લખેલા છે,કે મારો ભાઇ આફ્રિકામાં આવેલા કેનીકીલામાં ગઇ રાત્રિએ ત્રણ વાગે મરણ પામ્યો છે.

એની ઇ. રાઇટ નામની સ્ત્રીએ પોતાની દીકરીના સંબંધમાં આ પ્રમાણે લખ્યું છે:—

મારી દીકરી ફેનીનું મરણ ઇ. સ. ૧૮૭૮ ના મે માસની તા. ૧૭ મીએ થયું છે મારે કહેવું જોઇએ કે એ ચિત્ર આજે પણ મારી દૃષ્ટિઆગળ એટલું સ્પષ્ટ આવે છે કે જાણે એ મરણ થોડા દિવસપર જ થયું હોય. એ દિવસે પ્રાતઃકાળનો સમય સુંદર જણાતો હતો. અને એવી સવાર જાણે મેં પૂર્વે કદાપિ અનુભવી નથી એવું મને ભાન થયું હતું. મારી દીકરીનું વય ૪ વર્ષ અને ૮ માસનું હતું અને એ અતિ ચાલાક અને હસમુખી હતી. સવારના ૧૦—૫૫ ના સમયે એ છોકરી રસોડામાં દોડતી આવી અને મને પૂછ્યું કે હું બહાર રમવા જાઉં? મેં હા કહેતાં એ રમવા ઘરની બહાર નીકળી; અને હું એને હા કહી મારા ઓરડામાં પાણીની તાંબડી લઇ જતી ગઇ. જેવી હું આંગણામાં આવી એટલે મને એક પ્રકાશમય છાયાકૃતિ મારી છોકરીની જણાઇ. હું તેને જોતા અટકી અને દક્ષિણ-

તરફ નજર ફેરવું છું એટલે તો એ ચિત્ર અંતર્ધાન થઇ ગયું. આ પછી તરત જ મારા પતિના ભાઇએ મને એકદમ જણાવ્યું કે ફેની છુંદાઇ ગઇ છે. હું બાણની માફક ઘરમાં દોડી આવી; અને ત્યાંથી શેરીમાં દોડી ગઇ તો ત્યાં એ પડેલી જણાઇ. એક ગાડીને જોડેલા ઘોડાએ એને લાત મારવાથી તેની ખરીનીચે એ છુંદાઇ હતી. અને એ ગાડાનું પૈડું એની ગરદનપર ફરી ગયું હતું તેથી એની ગરદન તૂટી ગઇ હતી. હું એની પાસે ગઇ અને થોડી જ ક્ષણમાં તેણે પ્રાણ ત્યજ્યા હતા. આ પ્રમાણેની હકીકત એમના પત્રમાં એણે સ્પષ્ટ જણાવેલી છે.

સાઇકીકલ રીસર્ચમાટે સ્થપાયેલી સોસાયટીતરફથી આવા અને આવાને મળતા હજારો વ્યતિકરોની તપાસ થઈ છે અને તેમની નોંધ લેવાઇ છે. વળી આવા વ્યતિકરોમાંથી જેટલાની નોંધ લેવાય છે તેના કરતાં સહસ્રગુણ એ બને છે.

( અપૂર્ણ. )

## प्रोत्साहक पत्रो.

પત્રઃ ૧

તમે રામચન્દ્રને બૂમ પાડો અને કેશવચન્દ્ર તમારી પાસે આવે એવું નહિ બને, તમે જેને બુમ પાડો–જેના નામની બુમ પાડો–તેજ તમારી પાસે આવશે. બહુ બહુ તો તેનું કોઇ લાગતુંવળગતું કે અંગત સમ્બંધવાળું હશે તે જ આવશે. અને તેમાં પણ તેનાથી વિરોધી મનુષ્ય તો કદી જ નહિ આવે. તમે દુઃખની બુમો પાડો છો, અને ધારો છો કે સુખ તમારી પાસે દોડી આવશે, તો તેમ નહિ બને. દુઃખની બુમો દુઃખવિના બીજું કોઇ જ સાંભળતું નથી, અને દુઃખની બુમોથી દુઃખવિના બીજું કોઇ આકર્ષાતું પણ નથી.

તમારો આજ સુધીનો અનુભવ આ વાતમાં સાક્ષી નથી પૂરતો? દુઃખની બુમો સાંભળી સુખ કદી તમારી પાસે દોડી આવ્યું છે ખરૂં? કદી જ નહિ, અને કોઇ એવું સુખજેવું આવ્યું હશે, તો તે પણ પરિણામે દુઃખની જ અધિક પ્રતીતિ અને પ્રાપ્તિ કરાવે એવું સુખ હોવાનું.

તમે પાડેલી દુઃખની બુમો એ તમારી દુઃખઉપરની ટપાલ છે. તે તેને જ મળશે. આઠ કે દશ રૂપૈયાનો ટપાલી જેના નામનો પત્ર હોય છે તેને જ તે પહોંચાડે છે, તો સુખ દુઃખાદિને ઓળખનાર વ્યવસ્થાપક સત્તામાં એ ટપાલીજેટલી પણ અક્કલ નહિ હોય એમ તમે ધારો છો? તેનામાં ઘણી બુદ્ધિ છે, તેનામાં અવ્યવસ્થા નથી. તે પણ જેની ટપાલ તેને જ આપશે.

તમારે દુઃખની જરૂર ન હોય તો દુઃખઉપર કાગળો લખ્યા ન કરશો, તેના નામના હોકારા ન પાડ્યા કરશો. સુખને આમન્ત્રો, સુખની વાતો કરો, સુખની ઇચ્છા કરો. તો જ સુખ તમારા પ્રતિ આવશે. તમે રડો છો, ચિન્તા કરો છો, કંજુસાઇ કરો છો, સંશય

ધરો છો, ભય ધરો છો; પણ એ બધું દુઃખનું જ કુટુમ્બ છે–દુઃખનાં જ એ બધાં લાગતાં વળગતાં છે. એમાંની એક પણ વસ્તુની તમને ઇચ્છા ન છતાં, તે બધાં તમારી પાસે આઠે પહોર હાજર રહે છે, તેનું કારણ તેઓ તમને તેમના અન્નદાતા સમજે છે–પ્રાણપોષક સમજે છે. એ બધાં ચિન્તનવડે પોષણ પામનાર હોય છે. તમે તેને ચિન્તવનાર છો. અન્નદાતાઆગળ દુકાળીયાં આવે જ ને !

દુઃખની તમને જરૂર ન હોય, તેના પરિવારની તમને ઇચ્છા ન હોય તો દુઃખનો એક પણ ઉદ્‌ગાર ક્યાંહી પણ કહાડશો નહિ. કાંદા લસણ ખાધેલો મનુષ્ય મોટા રાજમહેલમાં બેસીને ઓડકાર ખાય, તોપણ તેમાં કાંદા લસણની જ વાસ આવવાની. તેમ તમે ગમે તેવા મોટા માણસપાસે જઇને, કોઇ મન્દિરમાં કે નદી કિનારે કે બ્રહ્મલોકમાં પ્રવેશીને પણ દુઃખનું સ્મરણ કરો છો, તોપણ દુઃખ જ તમારા પ્રતિ આવે છે. સુખ જ જોઇતું હોય તો દુઃખને ભુલી જાઓ.

દુઃખને ભૂલી જવું એટલે દુઃખની વાતો ન કરવી, દુઃખની કલ્પના ન કરવી, દુઃખના વિચારો ન કરવા, દુઃખનું આપણામાં ભાન ન થવા દેવું; અને યથાર્થ રીતે કહીએ તો દુઃખમાંથી દુઃખબુદ્ધિ ઉઠાવી લેવી.

સુખ એ પરમાત્માનો અંશ હોવાથી તે જ અખંડ સત્ય છે, અને દુઃખ એ અસત્ય તથા કલ્પિત છેઃ આ ભાવનો પટ તમારા મનને નિરંતર આપ્યા કરો. સુખની જ સ્થાયી સત્તા છે, દુઃખની નથી, એમ દૃઢપણે માનતાં શિખો. મોંની પાસે આ વાત મનાવવાની નથી, મન પાસે મનાવવાની છે. મોંના કરતાં મનને દુઃખની બુમો પાડવા કરવાની બહુ ટેવ પડી હોય છે.

જેમાં તેમાંથી સુખને શોધો; દૂર દૂર દેખાતું અથવા ઉંડું ઉંડું જણાતું વાસ્તવ સુખ હોય તેના પ્રતિ જ દૃષ્ટિ સ્થાપો. સોનીના ઘરની ધુળમાં જેમ સોનાની રજકણો હોય છે, તેમ ઈશ્વરના આ જગતમાં દુઃખમય જણાતી સ્થિતિ વા પ્રસંગોના ઉંડાણમાં સુખના અને તે પણ વાસ્તવ સુખના અંશો રહેલા છે. તેને શોધો, છુટા છવાયા તે અંશોને એકઠા કરો, અને તેના ચિન્તનમાં નિમગ્ન રહો.

નાનાસરખા ગોટાને માટે જેમ મોટું નાળીયર લેવું પડે છે, તેમ કેટલીક વખત કોઇ સુખના વાસ્તવ અંશને મેળવવાને માટે ઈશ્વર આપણને દુઃખનું મોટું નાળીયર આપે છે. તેને છોલતાં અને કાચલી ફોડતાં આપણને શ્રમ પડે છે, પણ તેમાંથી જ કોપરૂં નીકળે છે.

સુખ, શાંતિ, આનન્દ, ઉલ્લાસ, શુભાશા વગેરેને બોલાવો–મનના ઉંડાણથી બોલાવો. મોંથી–ઉપરઉપરથી–બોલાવ્યે તમારે ઘેર પરોણો પણ નથી આવતો, તો સુખ, આનન્દ વગેરે કેવી રીતે આવે ? સાચા હૃદયથી તેમને નિમન્ત્રો. તેમના વિરોધી જે કલેશ, દ્વેષ, દુઃખ, વિપત્તિ, પ્રતિકૂલતા, હાનિ વગેરે છે, તેમને ચિન્તનમાંથી પણ દૂર કરો. પ્રેમથી સર્વને સુખી કરો, સર્વમાં સુખ જુઓ, જ્યાં ત્યાં જેને તેને સુખ ઉપજાવવાનો પ્રયત્ન

કરો. પરને સુખી કરી સુખી થાઓ. દુઃખનું મુખ્ય કારણ સ્વાર્થ છે, તેને ત્યજો. નિઃસ્વાર્થપણામાં અનન્ત સુખ છે.

દુઃખથી શામાટે ડરવું ? દુઃખના કે દુઃખના પરિવારરૂપ ભય, શોક, સંતાપ, ઉદ્વેગ, ચિંતા વગેરેના પ્રસંગો ખરૂં જોતાં આપણને નિર્ભયતા આપવા, આપણને સુખને માટે અધિક યોગ્યતા આપવા, આપણા મનની અનેક શક્તિઓને વધારવા અને સુખનો અધિક સ્વાદ ચખાડવા માટે આવે છે. જ્યાં સુધી આપણે તેમાંથી હિતને મેળવી નથી લેતા, ત્યાં સુધી એ દુઃખ જતું નથી, અને તત્કાળ કદાપિ કોઈ કારણસર વિલાય છે, તો પુનઃ પ્રકારાન્તરે પણ તે આવીને ઉભું જ રહે છે.

મનુષ્યત્વ દુઃખને હઠાવવામાં છે, દુઃખથી ડરીને દૂર ભાગવામાં નથી. તમને મનુષ્ય કહેવા–કહેવડાવવાનો તમે હક ધરાવો છો ? જો હા, તો દુઃખથી તમારે ડરવાનું નથી. દુઃખની તમારે બુમો પાડવાની નથી, દુઃખનું ચિંતન કરવાનું નથી.

આ વિશ્વમાં દુઃખને જો કોઈ પણ હઠાવવા સમર્થ છે તો તે એક મનુષ્યજ છે. આ વિશ્વમાં વાસ્તવ અને ઉત્તમોત્તમ સુખને આકર્ષવા અને ભોગવવા જો કોઈ પણ લાયક છે તો તે મનુષ્ય જ છે. જેટલા અંશમાં તે દુઃખને નથી હઠાવી શકતો અને સુખનો અનુભવ નથી કરી શકતો તેટલા અંશમાં તે મનુષ્ય નથી; તેટલા અંશમાં તેનું મનુષ્યત્વ દબાએલું છે.

તમારે દુઃખ હઠાવવું જ જોઇએ. તમે તેને હઠાવી જ શકો. તમને હાલ ગમે તેટલું દુઃખ પ્રાપ્ત હોય, તોપણ તેનાથી દબાવાનું પ્રયોજન નથી. તમારા દુઃખની ખાતર કોઇ બીજા મનુષ્યપાસે દબાઓ છો, એ પણ ખરૂં જોતાં પરોક્ષપણે દુઃખના પાસે જ દબાવાજેવું છે; અને કોઇ પણ નિમિત્તથી જ્યાં તમે દબાઓ છો, એટલે તે દુઃખ તમારા ઉપર સ્વાર થયા વિના રહેતું નથી. દુઃખપ્રતિ દૃષ્ટિ પણ કરવાની જરૂર નથી. સુખપ્રાપ્તિના પ્રયત્નો સાધતાં દુઃખ એની મેળે જ જતું રહે છે.

કહેવાય છે કે ઉંટ મરવાનું થાય ત્યારે મારવાડસામું મોં કરે છે, તેમ દુઃખ પણ ટળવાનું હોય છે ત્યારે જ તમારા તરફ દૃષ્ટિ કરતું થાય છે. તમે વજ્ર બનો, દુઃખના અનંત બાણોથી પણ તમે વીંધાશો નહિ રૂના ગાભલાજેવા ઢીલા થવાનું કશું પ્રયોજન નથી. સાચા મનુષ્યથી તેવા થઇ જ શકાતું નથી.

મનુષ્યના આકારમાં મિલાડી કે કુતરૂં ન રહેશો. નિડર થાઓ; દુઃખ વાઘજેવી બુમ પાડી તમારી સામે આવે, તો તમે સિંહજેવી ગર્જના કરી તેના સંમુખ થાઓ, દુઃખ દુર્બલ છે, તમે સબલ છો. દુઃખ રંક છે, તમે રાજા છો. દુઃખે તમારાથી ડરવું જ જોઇએ, તમારાથી તેણે દૂર જ ભાગવું જોઇએ. તમે વીરહાક કરો, જુઓ, તે કંપીને તમારી આગ્રથી પલાયન થઇ જાય છે.

॥ ॐ श्रीँ ॥

# श्री सौन्दर्यलहरी.

## ઉપોદ્ઘાતના પ્રતિપાદ્ય વિષયો:

ગ્રંથપ્રકાશના હેતુઓ–મૂલ ગ્રંથના ભાષાન્તરકાર કવિ ભાલણની ધર્મજ્ઞતા અને તત્ત્વજ્ઞતાના ઉદ્ભવના પ્રસંગો–ઉપાસનાની આવશ્યકતા–નિગમ અને આગમ અથવા પ્રકટ અને ગુપ્ત વિદ્યાની પ્રણાલિકા—આગમવિદ્યામાં ગુરૂ અને દીક્ષાની આવશ્યકતા—ઈશ્વરની ભવ્ય અને રમ્ય ભાવનાઓ—શૈવ તથા શાક્ત આગમનાં છત્રીસ તત્ત્વો અને તેનું વર્ગીકરણ–આગમરહસ્ય અને શક્તિચાલન–દીક્ષાનું સ્વરૂપ અને તેના ત્રણ પ્રકાર—શાંભવી, શાક્તી અને માંત્રિકી દીક્ષાનાં ગુહ્યો—શાક્ત ધર્મના બે માર્ગો. સમયમાર્ગ અને કુલમાર્ગ—"શ્રી સૌન્દર્યલહરી"માં સામયિક સંપ્રદાય અને શુભાગમ પંચકનો આધાર–ગ્રંથના આનંદલહરી અને શૃંગારલહરી નામના બે ખંડ તથા નિરાકાર અને સાકાર ઉપાસના—હિંદુધર્મનું વ્યાપક સનાતન તત્ત્વ—વેદકાલમાં શાક્ત ધર્મનું બીજ—अदिति ભાવના—શાક્ત ધર્મપ્રતિ થતો અનાદર અને તેના પ્રતિના અપેક્ષાની પરીક્ષા–વૈદિક આચાર અને શાક્તાચારની સરખામણી—શાક્ત સંપ્રદાય અને આચારનાં ઉંડાં મૂળો અને તેનાં કલ્પસૂત્રો અને મીમાંસા, દ્રવ્યયજ્ઞ અને ભાવયજ્ઞ અથવા બાહ્યયજ્ઞ અને અંતરયાગ—ભાવયજ્ઞની દીક્ષાના અધિકારી—ભાવપ્રસવના હેતુઓ—ભગવતીના સ્વરૂપનું સામાન્ય તથા વિશેષ જ્ઞાન—ગુણચિંતન–માંત્રિક તનુ ઘડવાની કલા–ચૈતન્યનિમજ્જન–ધર્મના એકદેશી આવેશનાં માઠાં પરિણામો–શાસ્ત્રસંપ્રદાયના ભાવયજ્ઞનું તૈત્તિરીય આરણ્યકમાં આવેલા आरुणकेतुक ઉપનિષદમાં બીજ–आरुणकेतुक ઉપનિષદ્ અને તેનો અનુવાદ–આરુણકેતુક નામના અગ્નિચયનની પ્રક્રિયા–બિંદુભાવમાંથી વિસર્ગભાવમાં પામતી શક્તિનો બ્રહ્માંડમાં અને પિંડમાં પ્રસર અને સ્થિતિ–પિંડસ્થ સુપ્તશક્તિનું ઉત્થાન અને જ્ઞાન અને ક્રિયાશક્તિનો આવિર્ભાવ–મંત્રરાજના ત્રણ કૂટ અને શ્રીમંત્રનો ઉદ્ધાર–સંહિતા અને આરણ્યકમાં સૂચવેલી દેવીના ચક્રની ઉપાસના–શ્રી ચક્રની કૌલમાર્ગમાં અવનતિ અને શ્રીશંકરાચાર્યે કરેલો સમુદ્ધાર—

---

## श्री सौन्दर्यलहरी.

### ઉપોદ્ઘાત.

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमां
हैमवतीं तां होवाच किमेतद्यक्षमिति ॥

× × × × ×

तद्ध तद्वनं नाम तद्वनमित्युपासितव्यं स य एतदेवं
वेदाऽभिहैनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥

॥ केनोपनिषद् ॥

તે ઈન્દ્રે તે આકાશમાં બહુશોભાવાળાં હિમવાનની પુત્રી ઉમાને પ્રકટ થતાં જોયાં, તેને પૂછ્યું કે આ યજન કરવા યોગ્ય દિવ્ય સ્વરૂપ શું છે? * * * તે સુંદરસ્વરૂપ પ્રાપ્ત કરવા યોગ્ય છે એ રીતે ઉપાસના કરવી. જેઓ સૌન્દર્યમૂર્તિરૂપે બ્રહ્મવિદ્યાને જાણે છે તેના પ્રતિ સર્વ પ્રાણીઓ આકર્ષાય છે. કેનોપનિષદ્.

કવિ બાલરચિત શ્રીસૌન્દર્યલહરીના ભાષાન્તરનો ઉપોદ્ઘાત લખવામાં જે હેતુઓ મને પ્રેરે છે:—(૧) તે કવિના સહવાસમાં જેણે બાલભાવ ગાળ્યો છે તે ભાણેજ—અંતેવાસી હોઇ કવિ બાલના નિર્મલ ચિત્તના આદર્શને પ્રકટ કરવાનો ઋણી છે, અને તે ઋણનિવૃત્તિ કરવી એ ધર્મ્ય છે; (૨) કવિએ પોતાની પ્રસ્તાવનામાં સવિસ્તર ટીકા લખવાની આશા જણાવેલી તે દૈવયોગે સફલ ન થવાથી ગુજરાતી ભાષામાં અગમ્ય તંત્રગ્રંથતરીકે તેને પડી રહેવા દેવો એ ગુર્જરી ભાષાના વિકાસને છાજે એમ નથી. આ ભાષાનુવાદને પ્રકટ થયાને ત્રીસ વર્ષ થઇ ગયાં છે, તોપણ કવિ બાલને નવીન પ્રજા ઉત્તમ સ્વાનુભવરસિક કવિતરીકે જાણે છે, અને તેમના क्लान्त कवि, हरिप्रेमपंचदशी ઇત્યાદિ ખંડકાવ્યોના પ્રશંસક થયા છે. પણ કવિ બાલ એક ધર્મજ્ઞ અને તત્ત્વજ્ઞ પુરુષ હતા તે ભાગ્યેજ જાણે છે. તેમના ધર્મમય જીવનની દિશા જેઓ નિકટમાં આવેલા તેમના જાણવામાં હતી; તેમનો ધર્મ ગોપ્ય ભાવયજ્ઞરૂપ હતો, અને પ્રકટ દ્રવ્યયજ્ઞરૂપ ન હતો. તેઓ ભાવયજ્ઞ અથવા અંતર્યાગ કરનાર હતા અને તે યજ્ઞની દીક્ષા તેમને તેમના પૂજ્ય પિતાદ્વારા પ્રાપ્ત થઇ હતી. તેમના પિતા એક રસિક, અનેકભાષાભિજ્ઞ, અને આરૂઢ દક્ષિણમાર્ગના શિવ–શક્તિના ઉપાસક હતા.

ગ્રંથપ્રકાશકના હેતુઓ.

સને ૧૮૮૧–૮૨ ના અરસામાં તેમના પૂજ્ય પિતા શ્રીઉલ્લાસરામભાઇએ મામલતદારના પદઉપરથી નિવૃત્ત થઇ પેન્શન લીધું, અને પોતાના વતનમાં આવી શિવાલયનો ઉદ્ધાર કરાવી ચતુર્થાશ્રમને ઉચિત જીવન ગાળવાની દિવ્ય યોજના ઘડી કાઢી હતી. અને સંસારભાર પોતાના પુત્રને શિર મૂકી ક્રમશઃ મોક્ષરૂપ ચતુર્થ પુરુષાર્થ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હતો. તે યોજનામાં પુત્રને શિવશક્તિના ધર્મની દીક્ષા આપી ભોગમોક્ષનો માર્ગ ઉઘાડો કરવાની એક પ્રવૃત્તિ હતી.

કવિ બાલની ધર્મજ્ઞતા અને તત્ત્વજ્ઞાનના ઉદ્ભવના પ્રસંગો.

આ સમયમાં કવિ બાલે પિતાની આજ્ઞાથી सतीदहन નામનું ખંડકાવ્ય રચ્યું હતું, અને તે પૂર્ણ રૂપમાં પોતાના કોઇ વિદ્વાન્ મિત્રને સને ૧૮૮૧ માં મોકલ્યું હતું એમ તે મિત્રના પત્રના ટુકડાઉપરથી તથા કેટલાંક છુટક પત્રો તે કાવ્યનાં હાલ કવિ બાલના ચિરંજીવી ત્રિપુરાશંકરના કબજામાં છે, તે ઉપરથી સમજાય છે. પૂર્ણ રૂપમાં આ કાવ્ય મળી આવે તો ગુજરાતી સાહિત્યમાં સારી પુરતી થવા સંભવ છે.

કવિ બાલને ત્રણ-ચાર વર્ષની લાંબી રજા લેવડાવી મર્હુમ ઉલ્લાસરામભાઇએ પોતાની પાસે રાખ્યા હતા, અને તે અવસ્થામાં शिवरहस्य, देवीभागवत, लिंगार्चनचंद्रिका, सौन्दर्यलहरी ઇત્યાદિ ઉપાસનાપ્રધાન ગ્રંથોનું પરિશીલન ચાલતું હતું. આ ત્રણ ચાર વર્ષની રજામાં કવિ બાલનું જીવન પરમ પવિત્ર અને પ્રસન્ન શીલસુન્દરીકેનું મારી નજરઆગળ હજુ તરવરે છે. "સુરીશ્રમ" અને "તંત્ર" નાં રહસ્યો તેઓ પોતાના પૂજ્ય પિતાપાસે શીખ્યા હતા, અને પ્રસંગે સાચી "ફકીરી" અને પ્રસંગે હિંદુધર્મની "સાધુતા" તેમના સઘળા આચારમાં કતરી આવી હતી. તેમનામાં વિલક્ષણ - "દાનવીરત્વ"

ઝળકતું હતું. કોઈ પણ કંઇ ચીજ માગે તે ગમે તેવી કીમતી હોય તોપણ તેમણે આપવામાં આનાકાની કરી ન હતી, અને ઉદારતાના વિલક્ષણ અભ્યાસથી વ્યવહારમાં તેમને ઘણાં સંકટો વેઠવાં પડ્યાં હતાં. સગાં, સંબંધી અને મિત્રોએ આર્થિક સંકટના પ્રસંગમાં તેમનાથી અળગા રહેવા પ્રયત્ન કર્યો હતો, તોપણ આ ઉદારચિત્ત કવિએ તેમના પ્રતિ મરણપર્યંત અણગમો દર્શાવ્યો મારા જાણવામાં નથી. સંધ્યાકાળે લોબાનના ધૂપસાથે બંદગી કરતા, અને ત્યાંથી નિવૃત્ત થઇ શ્રીમહાદેવજીની મહાપૂજાની આરતીવખતે હાજરી આપતા, વાદ્ય અને તાલમાં મનોહર મુખમુદ્રાથી ટેકો આપતા મેં ઘણીવાર જોયા હતા.

તેમના જીવનના ધર્મમય પરિવર્તનની સાખ નીચેના શ્રીરાજરાજેશ્વર શંકરાચાર્યની પધરામણીના પ્રસંગે રચેલા દુહા પુરે છેઃ—

### मुमुक्षुकी गुरुप्रति भावना.

प्रभु हम प्रेमउपासी पूरन निर्मल अंतरवारे,
लक्षण विलक्षण प्रेममदोन्मत प्रेमके पूजनहारे ॥ १ ॥

तत्त्वमसितरुपल्लवशाखा बुलबुल वासनहारे,
रमणीय वेदवचनवनउपवन गहन सो भुले विचारे ॥ २ ॥

प्रियदर्शनविरहित अति अकुलित चलितचित्त दुग्वारे,
प्रभु तुम्हे चातुर हम विरहातुर आतुरता यहि दारे ॥ ३ ॥

इष्ट सुरत सुवरिष्ठ सुरत रत पूरन कीजे प्यारे,
अभीष्ट पदार्थ गरिष्टगर्थ प्रिय मिलन मिश्र हमारे ॥ ४ ॥

संसृतिकुले कुलिनविजमूले मनहींदुले हींचनहारे,
गति अति संगित अमित आनंदित नयनशिविरवर खेलनहारे ॥५॥

लोक विचारे हम दुराचारी मन कछु खेद न धारे,
जाको प्रेमप्रवाह वहो चित जगपुनीत सो वेद पुकारे ॥ ६ ॥

*भयकरैचक्रचलितउदधीगतरंकगति कोउ बुझनहारे,
कहा उपकंठउपस्थित जाने उरकी हमारे पडे जो घेवारे ॥७॥

अद्भुत प्रेमल बालकी बानी मोहिमंदाकिनी देत सुहारे,
अंतरभाव परमपदपावन समज लेहि जन समजनहारे ॥ ८ ॥

* પ્રસંગે સાક્ષરશિરોમણિ રા. નરસિંહરાવભાઇસાથે વાતચીત કરતાં તેમનાદ્વારા મારા જાણવામાં આવ્યું કે આ પંક્તિઓના ભાવ હાફિઝના મૂલ કાવ્યમાં છેઃ—

" શબે તારીકો બીમે મૌજો,
ગિર્દાબે ચુની હાયલ;
કુજા દાનંદ હાલેમા
સુબુક બારાને સાહિલ હા. "

રા. નરસિંહરાવભાઇના અભિપ્રાયપ્રમાણે ફારસીના અનુવાદમાં કવિ બાલ મધુર, પ્રસાદયુક્ત અને સરલ રચના લાવી શક્યા છે.

આપણને જણાવ્યું છે. અગ્નિ, વાયુ, ઇન્દ્ર—એ મહાપ્રભાવવાળા દેવતાઓ, પોતાના બળના અભિમાનવાળા, દિવ્ય યક્ષરૂપે પ્રકટ થયેલા પ્રભુના સ્વરૂપને ઓળખી શક્યા નહિ, અને જ્યારે બ્રહ્મવિદ્યાની પ્રત્યક્ષ મૂર્તિરૂપે ઉમાદેવીએ પ્રબોધ કર્યો ત્યારે ઇન્દ્ર ઇન્દ્રત્વને પ્રાપ્ત કરી શક્યા, અને પછી આઘોષ કર્યો કે પ્રભુનું સ્વરૂપ અતીવ રમણીય છે, અને રમણીયભાવે પ્રભુની ઉપાસના કરવી.

ઇશ્વરની ભવ્ય અને રમ્ય ભાવનાઓ.

ઇશ્વરની પ્રભુતા ઋષિઓએ ભવ્યભાવમાં સંકુચિત કરી નથી. પણ રમ્યભાવમાં પણ સ્વીકારી છે. પ્રભુનું જેવું મહાકાલ સ્વરૂપ છે, અને મહાકાલીરૂપ તેમની ભયંકર શક્તિ છે, તેવું સદાશિવરૂપ તેમનું સ્વરૂપ છે અને ગૌરીરૂપ પરમ રમણીય તેમની શક્તિ છે. જે ભવ્ય છે—જે ભયંકર છે—તેજ અન્ય દૃષ્ટિથી રમ્ય છે, અને તેજ મનોહર અથવા મોહક છે. પ્રભુના અને તેમની શક્તિના ભયંકર ભાવને યજનારા પશુ અને વીરો છે; તેમના અને તેમની શક્તિના રમ્યભાવને યજનારા દિવ્ય તત્ત્વજ્ઞો અને કવિઓ છે. કેટલાક વામમાર્ગી છે; કેટલાક દક્ષિણમાર્ગી છે; માર્ગના પ્રયોજક અધિકારભેદ છે. પશુભાવવાળો વીરભાવમાં આવી શકે છે, અને વીરભાવવાળો દિવ્યભાવમાં પ્રવેશી શકે છે. પ્રત્યેક ભાવવાળો ઉપાસક તેની પોતાની ભૂમિકામાં યોગ્ય રીતે પ્રવૃત્તિ થાય એટલી કલા યોજક ગુરુમાં છે. અને તે દીક્ષા આપતા પહેલાં ત્રણ ભાવમાંથી કયે અનુકૂલ થઇ પડશે તેનો નિશ્ચય કરી માંત્રિકી, શાક્તી, તથા શાંભવી એ ત્રણમાંથી યોગ્ય દીક્ષા આપે છે.*

શૈવ અને શાક્ત આગમોનાં છત્રીસ તત્ત્વો અને તેનું વર્ગીકરણ.

શિવમાર્ગમાં અથવા શક્તિસંપ્રદાયમાં વસ્તુવિચારનું અને સિદ્ધાન્તનું સરખાપણું છે. વૈષ્ણવ સંપ્રદાયના આગમો કંઇક જૂદી પ્રણાલિકાએ ચાલ્યા છે; પરંતુ શિવ અને શક્તિસંપ્રદાયના આગમો પરસ્પર સારો સંબંધ જાળવી શક્યા છે. આ બંને સંપ્રદાયના આગમો અને તંત્રગ્રંથો શિવના મુખમાં શક્તિને ઉપદેશદાતરીકે મૂકવામાં આવ્યા છે, અને દંપતીનો જેવો અવિભાજ્ય સંબંધ છે તેવો શિવ-શક્તિનો અને તેને લગતા આગમોનો છે. માત્ર શૈવાગમમાં શિવને પ્રાધાન્ય આપવામાં આવે છે. અને શાક્તાગમમાં શક્તિને પ્રાધાન્ય આપવામાં આવે છે. આ પ્રાધાન્યમાં સિદ્ધાન્ત ભેદ નથી, પણ અનુભવની પ્રણાલિકાનો ભેદ છે, બંને આગમમાં કેવલ તત્ત્વને શિવતત્ત્વ કહે છે, અને તે અસ્પંદ ચૈતન્યમય ગણાય છે અને તેથી તંત્રગ્રંથમાં તેને પ્રેતની રહસ્યસંજ્ઞા આપવામાં આવે છે. તે અસ્પંદતત્ત્વમાં ગર્ભભાવે રહેલી જે જગદાકાર પરિણામ પમાડનારી, સ્પંદ ઉત્પન્ન કરનારી, ચેતનશક્તિ છે તેને શક્તિતત્ત્વ કહે છે. ઉપમા આપી સ્વરૂપ સમજાવીએ તો જેમ નિરિન્ધન અગ્નિ બળે છે તેમ શિવતત્ત્વ ચૈત્યરહિત ચિતિ છે અર્થાત્ નિર્વિષય સ્વયંપ્રકાશ જ્યોતિ છે; અને તેમાં ક્ષોભ થતાં તેના સ્વાત્મસ્વાતંત્ર્યનું વિશેષભાન જે વડે થાય છે તે ચૈત્યસહિત ચિતિ છે અર્થાત્ સવિષય ચિતિ છે. ચૈત્યરહિત ચિતિ શિવતત્ત્વ છે. ચૈત્યસહિત ચિતિ એ શક્તિ છે. આ બંને તત્ત્વો અવિભાજ્ય ભૂમિકામાં અર્થાત્ સંપુટાવસ્થામાં એકરૂપે જ્યારે પ્રતીત થાય છે ત્યારે સદાશિવ તત્ત્વ કહેવાય છે. શિવતત્ત્વને

* જુઓ પરશુરામમુનિરચિત ત્રિપુરાકલ્પસૂત્ર; તથા શ્રીસદાશિવપ્રણીત શિવસૂત્ર.

યોગવડે પ્રસાદ અર્થાત્ પ્રસન્નતા અર્પનારી શક્તિ અર્ધાંગરૂપે સદાશિવમાં રહેલી છે, અને તેથી આ તત્ત્વ સવિભાગ અદ્વૈતવાળું છે. તેમાં જ્ઞાન અને જ્ઞેય–ચેતન અને ચૈત્ય–અસ્પષ્ટ કલાવાળાં મિશ્રભાવે સ્ફુરે છે. આ તત્ત્વને યોનિયુક્ત લિંગવડે અથવા ત્રિકોણસ્થ બિંદુવડે સૂચવવામાં આવે છે. આ બિંદુ ચણાના દાણાજેવો દ્વૈત અને અદ્વૈતને–ભેદ અભેદને–ચૈત્ય–ચિતિને–યુક્તભાવે દર્શાવનારો ભેદાય છે ત્યારે ઈશ્વરતત્ત્વનો પ્રકાશ થાય છે; અને તે તત્ત્વને અપરબિંદુ કહે છે અને જેમ ચણાના દાણાઉપર છોડું, બે પડ, અને ગર્ભાંકુર હોય છે તેમ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ અવસ્થાવાળા ઈશ્વરતત્ત્વની ત્રણ અવસ્થાઓ પ્રકટ થાય છે, અને તેને અનુક્રમે બિંદુ, નાદ, અને બીજ–એવી પરિભાષાથી ઓળખવામાં આવે છે. ઈશ્વરતત્ત્વના આ ત્રણ ભાગો પ્રકટ થવામાં જે અવ્યક્ત શબ્દશક્તિ કામ કરે છે તેને શબ્દબ્રહ્મ કહે છે, અને તે પ્રણવ શબ્દવડે સૂચવાય છે ઈશ્વરતત્ત્વનો સ્ફોટ થયા પછી વાચ્યશક્તિ શબ્દબ્રહ્મથી પૃથક્ પડે છે, અને તેને તંત્રમાં શુદ્ધ વિદ્યા કહે છે. જેમ દુધને તપાવ્યા પછી તર ઉપર આવે છે તેમ વાચકશક્તિના પ્રણવજન્ય મથનવડે જે શુદ્ધ વાચ્યાર્થ તરે છે તેને શુદ્ધ વિદ્યા કહે છે, અને આ શુદ્ધ વિદ્યાતત્ત્વનો પ્રસવ માંત્રિકી દીક્ષાવડે થાય છે. આ પ્રમાણે શિવ–શક્તિના તંત્રોમાં તત્ત્વવ્યૂહ નીચે પ્રમાણે ગોઠવાય છે.—

૧ શિવતત્ત્વ—કેવલ નિર્વિષય ચિતિ.

૨ શક્તિતત્ત્વ—સવિષય ચિતિ અથવા સ્પંદભાવ.

૩ સદાશિવતત્ત્વ—શિવ–શક્તિના યોગવાળી અર્ધનારીશ્વરની બિંદુયુક્ત ત્રિકોણવાળી ચૈતન્યની અવસ્થા.

૪ ઈશ્વરતત્ત્વ—અપરબિંદુ–સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણરૂપ, પ્રણવ મથનથી ભેદાતું સર્વાંતર્યામી વ્યાપક ચેતનતત્ત્વ.

૫ શુદ્ધવિદ્યા–પ્રણવમથનથી પૃથક્ પડતી વાચ્યશક્તિ–ઉપાસનાના ફલની પ્રેરક બ્રહ્મરૂપ વ્યાપક જ્ઞાન–ઇચ્છા અને ક્રિયારૂપા શક્તિ.

આ ક્રમમાં પ્રથમ તત્ત્વને શિવતત્ત્વ, અને ભેથી પાંચ સુધીનાને વિદ્યાતત્ત્વ કહે છે. કારણ કે પ્રથમ તત્ત્વ અત્યંત નિર્લેપ–નિરંજન–સુખરૂપ છે; અને બેથી પાંચ સુધીનાં તત્ત્વો:–

> त्रिविधं वासनाजालमूलमज्ञानमुत्कटं ।
> चति सर्वात्मना यस्मात्तस्माद्विद्येति कीर्त्यते ॥
>
> ( आत्मपुराण. )

ત્રિવિધ વાસનાજાલવાળા બલવાન્ મૂલ અજ્ઞાનને સારી રીતે કાપે છે માટે વિદ્યા કહેવાય છે.

આગમશાસ્ત્રમાં વસ્તુસિદ્ધાન્ત વિજ્ઞાનવાદઉપર બંધાયેલો હોય છે, અને વેદાન્તશાસ્ત્ર અથવા ઔપનિષદ દર્શનના અનિર્વચનીયવાદકરતાં વિશ્વનું સ્વરૂપ કંઇક જુદા પ્રકારથી વર્ણવવામાં આવે છે. જ્યારે ઔપનિષદ દર્શનમાં વિશ્વ માયામાત્ર અથવા બ્રહ્મરૂપ અધિષ્ઠાનમાં અનિર્વચનીય માયાવડે પ્રતીત થતો આભાસ મનાય છે, અને બ્રહ્મ નિર્વિકલ્પ મનાય છે ત્યારે આગમશાસ્ત્રમાં चितिः स्वतंत्रा विश्वसिद्धिहेतुः । स्वेच्छया स्व-




## श्रीविश्ववंद्यस्मरणसंमेलन.

જગત્‌નાં દૃષ્ટિવાન્ મનુષ્ય જેમ સૂર્યથી અજ્ઞાત ન હોઈ શકે, તેમ શ્રી મહાકાલના વાચકો શ્રીમાન્ વિશ્વવંદ્યના નામથી અજ્ઞાત ન હોય શકે. માર્ગશીર્ષ કૃષ્ણ પંચમી એ તેમની અવસાનતિથિ છે. વ્યતીત બે વર્ષથી એ તિથિના દિવસે વડોદરામાં શ્રીવિશ્વવંદ્ય-ઉદ્યાનમાં શ્રીમાન્ વિશ્વવંદ્યપ્રતિ સદ્ભાવ સેવનાર અને શ્રેયઃસાધકોનું તથા ઇતર સજ્જ-નોનું સંમેલન થાય છે. તે દિવસ પૂર્વોક્ત ઉદ્યાનમાં એકાંતમાં નિરુપાધિકપણે વ્યતીત કર-વામાં આવે છે. પ્રાતઃકાલથી આરંભી રાત્રિપર્યન્ત વ્યાખ્યાનો, કીર્તનો, ચર્ચા વગેરેથી શ્રીમાન્ વિશ્વવંદ્યનું ગુણસ્મરણ થયાં કરે છે. સંવત્ ૧૯૭૫ ના માર્ગશીર્ષ કૃષ્ણ પંચમીએ આ સંમેલનઆગળ વાંચવામાટે આઠ દશ લેખો તૈયાર કરાવવામાં આવ્યા હતા. તે સર્વના શ્રવણ કરવામાં આવવાથી સર્વને બહુ સંતોષ પ્રકટ્યો હતો, અને તે લેખોની અપૂર્વતા જણાવાથી તે સર્વ લેખો ઇતર સજ્જનોને અવલોકવામાં આવે, તથા પોતાનાથી તેનું પ્રસંગોપાત્ત પરિશીલન કરી શકવામાં અનુકૂલતા થાય એ આશયથી એ લેખો શ્રી મહા-કાલમાં પ્રસિદ્ધ કરવાની અનેક સજ્જનોએ ઇચ્છા દર્શાવી હતી. તે સમયે મહાકાલ પ્રકટ થતું ન હતું, જેથી તે પ્રસિદ્ધ ન થઇ શક્યા. હવે તે પ્રસિદ્ધ થવાથી એ લેખો ક્રમે ક્રમે અત્ર પ્રકટ કરવામાં આવશે, અને તેને માટે જ આ विश्ववंद्य એ નામના એક સ્વતંત્ર વિભાગનો અત્ર ઉપક્રમ કરવામાં આવ્યો છે. એ લેખો વિવિધ સજ્જનોએ લખેલા છે, તથા વિવિધ દૃષ્ટિબિંદુથી તે લખાયેલા છે. કેટલાક વિશ્વવંદ્યના ગુણસ્મરણરૂપે તો કેટલાક તેમના લેખો તથા પ્રવૃત્તિઓની ચર્ચારૂપે એમ ભિન્ન ભિન્ન પ્રકારના ઉદ્દેશથી લખવામાં આવ્યા છે છતાં તેમાંથી તેમના જીવનના અનેક છૂટા છવાયા પ્રસંગોનું જ્ઞાન થાય એમ છે. એમના જીવનચરિતનો કોઇ સદ્ગ્રંથ પ્રકટ થવાનો યોગ ન આવે ત્યાં સુધીમાં આ રીતના તેમના ચરિતના વિવિધ પ્રસંગોના છિન્નભિન્ન વર્ણનમાંથી પણ વાચકોને અનેક પ્રકારનો લાભ થવા સમ્ભવ હોવાથી આ લેખોને અત્ર સ્થાન આપ્યું છે. એ સર્વ લેખો પરિપૂર્ણ થતા સુધી મહાકાલમાં આ વિભાગ પ્રકટ થયાં કરશે. પ્રથમ સંવત્ ૧૯૭૫ ના માર્ગશીર્ષ કૃષ્ણ પંચમીએ જે જે લેખો આવેલા તે પ્રકટ થશે, અને ત્યાર પછી વર્તમાન વર્ષના એ જ પ્રસંગે લખાયલા લેખો પ્રસિદ્ધ કરવામાં આવશે.



જેના શ્રીમતના અનાગારમાંથી મળેલું હોવાથી છાતીમાં કસુરો ખાંઝે તેવું જાડું નથી. છતાં તેનો યથાર્થ પાક કરતાં મને ન આવડ્યો હોય, તો તેમાં દોષપાત્ર હું પોતે જ છું, અને તોપણ મને નિરાશા નથી થતી. આપને આજે બીજાઓ તરફથી ઉત્તમોત્તમ જ્ઞાનવાની-ઓની થાળ ધરવામાં આવશે જ, અને તેમાં મધુર રસોનો આપને સ્વાદ લેવાનો યોગ આવશે જ; જેથી કદાચ મારી વાનીઓમાં નિર્માલ્યતા હશે તોપણ આપ ઉદારભાવે તેને નીભાવી લેશો એવી મને આશા છે. તે છતાં એ પણ મારી ખાતરી છે કે કદાચ મારું નિવેદ્ય જાડું પાતળું કે અપકવમરખું હશે તોપણ આપનું બલવાન્–સમર્થ–માનસ જઠર તેને સુગમપણે પચાવી લેશે, અને એમાંના સત્ત્વને ગ્રહણ કરશે.

આજના પ્રસંગને ઉચિત કર્તવ્ય તો એ જ ગણાશે કે પૂજ્ય શ્રી વિશ્વવંદ્યનું ગુણ-સ્મરણપૂર્વક ભાવ–પૂજન કરવું, અને એ કર્તવ્ય કરવા મારી વૃત્તિ લલચાય એ પણ સ્વાભાવિક છે. પરંતુ શ્રીમાન્ વિશ્વવંદ્યની સમગ્ર ગુણનિકેતન ભવ્ય મૂર્તિ ક્યાં, અને તેમનું ગુણ–પૂજન કરનાર અલ્પ મતિનો હું લઘુ બાલક ક્યાં? પરંતુ મારી આશાને સચેતન કરતું પૂર્વકાલનું એક રમણીય દૃશ્ય હું મારી માનસ સૃષ્ટિમાં જોઉં છું. ઉગ્ર સ્વરૂપે શ્રી નૃસિંહ સ્તંભ ચીરીને પ્રકટ્યા છે, અને બાલક પ્રહ્લાદ પાસે ઊભો ઊભો તેમનું ગુણ–ગાન કરી રહ્યો છે! મારું શંકાશીલ હૃદય આથી ધૈર્યવશ થતું જાય છે. બંધુઓ! આથી પ્રહ્લાદના અંતર સામર્થ્યસાથે મારી તુલના કરાવવા હું માગું છું એવો આક્ષેપ મારા ઉપર ન કરશો. આ દૃશ્યમાંથી મને પ્રકટેલો ભાવ એ છે કે માનવ હૃદય ગમે તેટલું બાલક હોય તોપણ શુદ્ધ ભાવથી જો ઉપાસ્યને ભજે છે તો તેને તે ઉપાસ્ય પોતાના સૌમ્ય ભાવે દર્શન દે છે. શ્રીમાન્ વિશ્વવંદ્યપતિ પણ મારી તેવી ભાવના હોવાથી હું તેમનું યતકિંચિત ગુણ–પૂજન કરવા સમર્થ થાઉં છું.

તેમ છતાં તેમની સમગ્ર ગુણમૂર્તિનું ગાન કરવાની ધૃષ્ટતા હું ધરી શકતો નથી. તેમની ગુણમૂર્તિને સર્વાંશે હું આલેખી શકું એમ નથી; તેટલું બળ મારામાં નથી. તેથી જેમ ધ્યાનના પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એ પ્રકારોમાં આરંભક અધિકારી સાધક પદસ્થ ધ્યાન જ કરી શકે છે, તેમ હું પણ તેમના એકાદ ગુણનું ધ્યાન કરી શકીશ–કેવલ પદ–પૂજન જ કરી શકીશ. અને તેટલું કાર્ય પણ જો હું કરી શકું તો આપ મારી અલ્પ શક્તિનો વિચાર કરી તેની અવગણના નહિ કરો એવું હું ઇચ્છું છું.

મનુષ્યમાત્રની સર્વ પ્રવૃત્તિ અથવા લગભગ સમગ્ર જીવન કોઇ પ્રકારના અભિમાનને લઇને ચાલે છે. તેની વ્યાવહારિક કે પારમાર્થિક કોઇ પણ ક્રિયામાં અભિમાનનો અંશ હોય છે. એ અભિમાન મનુષ્યને અધિકાધિક સંસ્કારબંધન આપે છે, અને તેથી તેનું સંસાર-ભ્રમણ ચાલુ રહ્યા કરે છે.

પરંતુ ખરી રીતે જોઇએ તો 'ગાડાતળે કુતરું ચાલે અને જાણે કે તેનો બધો ભાર હું જ ખેંચું છું.' તેના જેવું છે. મનુષ્ય કોઇ બીજી જ વસ્તુને આધીન છે, જ્યારે તે પોતે એમ સમજે છે કે મારા અભિમાનને લઇને જ બધું થાય છે, અને હું જ સર્વ કાંઇ કરનાર છું: આ અભિમાન મહા દુઃખદ છે. તેનો ત્યાગ કરવાની અનિવાર્ય અગત્ય છે. પરંતુ એ અત્યંત કઠિન છે, અને તેની સાથે અભિમાનનો નિઃશેષ ક્ષય થવા પૂર્વે તેને કેટલીક સ્થિતિમાં રૂપાંતર પમાડવું પડે છે.

અભિમાન બે પ્રકારનું છેઃ ૧ શુદ્ધ અને ૨ મલિન. જીવત્વપ્રધાન અભિમાન તે મલિન છે, ઈશત્વપ્રધાન અભિમાન તે શુદ્ધ છે. મલિન અભિમાનને પ્રથમ શુદ્ધાભિમાનરૂપે કરવું જોઇએ છે. જેમાં નિરંતર જીવત્વનાં જ કાર્યોનાં સ્ફુરણો થયા કરે છે તે જીવત્વપ્રધાન અંતઃકરણ છે, અને જેમાં ઈશ-ધર્મોનાં સ્ફુરણો થાય છે તે ઈશત્વપ્રધાન અંતઃકરણ છે. એ અંતઃકરણોનો જીવાત્મા તે તે પ્રકારના અભિમાનથી યુક્ત હોય છે.

આથી જીવત્વપ્રધાન અંતઃકરણને ઈશત્વપ્રધાન અંતઃકરણ કરવા માટે જીવત્વના અભિમાનનો ત્યાગ કરી ઈશત્વના અભિમાનમાં પ્રવેશવું પડે છે. આપણો અભિમાની ઈશત્વના ગુણધર્મોનું ચિંતન કરે છે ત્યારે જ તેની સિદ્ધિ થયે તે ઈશત્વમય બની રહે છે–

આ પ્રકારની સ્થિતિનું સ્વરૂપ પૂજ્ય શ્રીમાન્ વિશ્વવંદ્યમાં સ્પષ્ટપણે જણાઇ આવે છે. તેમનામાં જ્યારે જે કાંઇ અભિમાનનો અંશ જણાતો તે ઈશત્વપ્રધાન અભિમાન હતું. ઈશત્વપ્રધાન અભિમાનના સ્વરૂપનો વિચાર કરતાં તેની યથાર્થતા સમજાશે.

શ્રીમાન્ વિશ્વવંદ્ય જે કંઇ કાર્ય કરતા તેના ફલની તેમને સ્પૃહા ન હતી. તે સમગ્ર કાર્યને ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરતા. તેના યશ અપયશમાં તેમની વૃત્તિ વિરક્ત રહેતી. કોઈ પણ અવિહિત કાર્યમાં ન પ્રવેશવાનો તેમનો દૃઢ આગ્રહ હતો. જીવત્વના ચિંતનથી રહિત રહેવું, જીવત્વના ભાવોને અંતઃકરણમાં ન ઉઠવા દેવા એ તેમનો ઉદ્દેશ હતો. પરમેશ્વરપ્રીત્યર્થ સર્વ કાંઇ કરવું એ તેમનું જીવનસૂત્ર હતું, અને તદનુકૂલ તેમની સર્વ પ્રવૃત્તિ હતી. ક્લિષ્ટ અહંમમત્વનો ત્યાગ એ ઈશત્વવાળા અભિમાનનું મુખ્ય લક્ષણ, તે તેમનામાં સિદ્ધ હતું.

આ પ્રકારના શુદ્ધ અભિમાનને લીધે આપણા વર્ગની તે સર્વોત્કૃષ્ટ પરિચર્યા કરી શક્યા હતા. અને તેમની સમગ્ર પરિચર્યાનું વિશેષ માહાત્મ્ય પણ આ હેતુને લઇને જ હતું. શરીરની વ્યાધિવાળી સ્થિતિમાં પણ વર્ગના અગત્યનું સ્વીકારેલું કાર્ય અવિચ્છિન્નપણે તેમની પાસે કોણ કરાવતું ? પ્રસંગોપાત અનેક મનુષ્યોના અનુચિત આક્ષેપોને સહન કરવા છતાં તેમણે સ્વીકારેલું આ વર્ગનું કાર્ય તેમની પાસે તૈલધારાવત્ અખંડિતપણે કોણ કરાવી શક્યું ? વ્યવહારની સાધારણ અનુકૂલતારૂપ નોકરીને છોડવી તેમના જીવનને કેવળ વર્ગ-અર્થે કરી દેનાર કોણ હતું ? વર્ગના સમસ્ત વિચારશીલ સાધકોતરફથી તેમના કર્તવ્યનું અત્યંત મૂલ્ય શાથી અંકાતું હતું ? આ સર્વનું કારણ એક જ હતું, અને તે એ કે તેમનામાં વર્ગનું શુદ્ધાભિમાન હતું. તેઓ ઈશત્વપ્રધાનઅંતઃકરણયુક્ત થઈ રહ્યા હતા.

બન્ધુઓ, આ તેમનું એક જ લક્ષણ આપણને શું કર્તવ્ય–સૂચન કરે છે ? એ જ કે જીવત્વના સ્વાર્થમય અભિમાનને ત્યજી ઈશત્વના શુદ્ધ અભિમાનને ધારણ કરવું.

તેમના અભિમાનનો આ પલટો શી રીતે મરાયો હશે, અથવા કયા પ્રયત્ને કરીને તેમણે મલિન અભિમાનને ત્યજી શુદ્ધાભિમાન ધારણ કર્યું હશે એ જાણવાની આપણને સહજ ઇચ્છા થશે.

આપણને તેમના જીવનની પ્રંશુલિકામાંથી જ તે માર્ગ જડી આવશે. તેમણે પોતાના ઇષ્ટને જ્ઞેય, ધ્યેય તથા પરમપ્રીતિના વિષયરૂપ માન્યા હતા. અને તેમના બોધને અનુસરવું એ તેમનું જીવનસૂત્ર હતું. આ જ સાધન તેમને ઈશત્વના અભિમાનયુક્ત કરી શક્યું હતું.

જેમાં જે વસ્તુ ઝબકોળાય તેના રંગને તે વસ્તુ પામે છે, એ ન્યાયે તેમનું અંતઃકરણ પોતાના ઉપાસ્યમાં અખંડ ઝબકોળાતું હોવાથી તે પોતાના અભિમાનને પલટાવી શક્યા હતા.

આથી આપણે પણ આપણા અભિમાનને પલટવું હોય તો તેને આપણી ઉપાસ્ય-વસ્તુમાં વારંવાર ઝબોળવું જોઇએ, તેના પટ તેને પુનઃ પુનઃ આપ્યા કરવા જોઇએ. જગતના ચિંતનમાંથી તેને છોડવી વારંવાર ઈશ્વરના ચિંતનમાં સ્થાપવું જોઇએ.

આપણને આપણું અભિમાન બહુ પ્રિય છે, તેનું જરા પણ ખંડન થતાં આપણને બહુ દુઃખ થાય છે. તેથી તે આપણી અત્યંત પ્રીતિપાત્ર વસ્તુ છે એમ જણાય છે. તો જ્યારે આપણા ઇષ્ટને આપણે પરમ પ્રીતિના પાત્ર માનીએ છીએ ત્યારે સ્વભાવથી જ આપણું અત્યંત પ્રિય જે અભિમાન તે, તેમને સમર્પીએ છીએ. કેમકે પરમ પ્રીતિપાત્રને આપણી પ્રિય વસ્તુ આપતાં સંકોચ કે અસંતોષ થતો નથી, પણ ઉલટો આનંદ થાય છે.

આથી પ્રથમ આપણા ઇષ્ટને પરમપ્રીતિના વિષયરૂપ માનવાની જરૂર છે. તે પ્રમાણે કરવાથી તથા તેમના સદ્બોધનું ચિંતન અને આચરણ કરવાથી આપણા અભિમાનને શુદ્ધ કરી શકીએ છીએ.

શ્રીમાન્ વિશ્વવંદ્યની જીવનજ્યોતિનું આ એક ઝળકતું કિરણ છે. તેને જોઇને આપણા પોતાનામાં તેવું કિરણ પ્રકટાવવા પ્રયત્ન સેવવાનો આપણે આજે નિશ્ચય કરીશું તો આપણું આજનું આ સત્કાર્ય સફલ થશે, એ નિઃસંશય છે.

પરમાત્માના અનુગ્રહથી આપણે આ પ્રકારનું શ્રી વિશ્વવંદ્યનું અનુકરણ કરી તેમની જ્યોતિને આપણા હૃદયમાં જગાવી શકવા સમર્થ થઇએ એ યાચનાપૂર્વક ઈષ્ટશ્રીને પ્રણામ કરી વિરમું છું.+

## श्री विश्ववंद्यचरितपंचामृत.

લેખકઃ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.

શ્રીઇષ્ટકૃપાપાત્ર આત્માત્મસ્વરૂપ બંધુઓ !

પ્રૌઢ અને ભવ્ય વર્ચસ્વવાળી જે મૂર્તિના પવિત્ર વાતાવરણમાં શાંતિ અને જ્ઞાનના અલભ્ય લાભો આપણને વારંવાર મળ્યા હતા તે મૂર્તિ આપણા દુર્ભાગ્યે આપણી દૃષ્ટિમર્યાદામાંથી લુપ્ત થતાં ઉપકારભારથી દબાઇ ગયેલા અંતઃકરણવડે આ પ્રસંગે તેમનું પુણ્ય સ્મરણ કરવું અને ગદ્ગદ કંઠે તેમની વિરલ સદ્ગુણસંપત્તિનું વર્ણન કરવું એ આપણું કર્તવ્ય છે. શ્રીવિશ્વવંદ્યના અનેક સદ્ગુણમધ્યે અમૃતસરખા તેમના પાંચ સદ્ગુણોને આ લઘુ લેખમાં પ્રધાનપદ આપવામાં આવ્યું છે.

૧ નાસાગ્રદૃષ્ટિ—શ્રીવિશ્વવંદ્યની આકૃતિમાં વિચારશીલ પ્રેક્ષકનું ધ્યાન તત્કાલ ખેંચનાર તત્ત્વ તેમની નાસાગ્રદૃષ્ટિ હતી. આપાતતઃ અવલોકન કરનારનું લક્ષ તેમની સીધી ત્વરિત અને પ્રભાવશાલી ગતિપ્રતિ જતું, પરંતુ સૂક્ષ્મ રીતે અવલોકન કરનારનાં નેત્ર એ દિવ્ય દૃષ્ટિઉપર જ ચોંટી રહેતાં. નાસાગ્રદૃષ્ટિ સિદ્ધ થવી એ કાંઇ બાળકનો ખેલ નથી.

+ ભાઇ પુંજાલાલનો દેહ આ લેખ લખવા પછી થોડે કાલે પડ્યો છે એમની લઘુ વયનો વિચાર કરતાં અને લેખ લખવાની તેમની આ પ્રથમ જ પ્રવૃત્તિ હોવા છતાં જે વિચારગૌરવ એમણે આ લેખમાં દર્શાવ્યું છે, તે કંઇક ઉચિત જણાવાથી આ લેખને અત્ર સ્થાન આપ્યું છે.

યોગસાધનમાં જે આગળ વધ્યા હોય છે તે જ એ રીતે આત્મનિયંત્રણા કરી શકે છે. એ દૃષ્ટિ સિદ્ધ થતાં અંતર્મુખતાનો અમૃતરૂપે અને બહિર્મુખતાનો વિષરૂપે સ્વાદ વૃત્તિ અનુભવે છે, આવશ્યક નહિ એવા પદાર્થોના દર્શનથી વૃત્તિ વિરમી જાય છે, અને અતિમોહક રૂપ પણ યોગાભ્યાસીના ચિત્તને વિકલ કરી શકતું નથી. શ્રીવિશ્વવંદ્યની પ્રસન્નપ્રવણતા તથા નિર્મોહતા આપણ સર્વને સુવિદિત છેઃ એમનામાં એ દિવ્ય સદ્ગુણોનો સદ્ભાવ એમની નાસાગ્રદૃષ્ટિ ડિંડિમનાદથી બુદ્ધિમાન્ પ્રેક્ષકને નિવેદન કરી રહી હતી, અને એમનો વિરાગ આવો ઉચ્ચ છતાં એઓ શરણાશ્રય ન લેતાં સંસારમાં કેમ રહ્યા એ પ્રકારનું આશ્ચર્ય પણ એમના નિકટ સમાગમમાં આવનારાઓને અનેક પ્રસંગે થતું.

૨. ગુરુદેવશરણ—ગુરુદેવશરણ એ મહાત્મા વિશ્વવંદ્યની આધ્યાત્મિક સંપત્તિમાં અગ્રગણ્ય ગુણ હતો. શ્રીગુરુદેવનો પ્રથમ સમાગમ જ્યારે એમને થયેલો ત્યારે જમાનાની તાસીરને કંઇક વશ થઇને પરીક્ષકબુદ્ધિથી કેટલાક કૂટપ્રશ્નો ગુરુદેવને કરવા એઓ પ્રેરાયા હતા, પરંતુ જ્યારથી એમને સમજાયું કે વાસ્તવિક ગૌરવ ગુરુદેવનું જ છે અને વાસ્તવિક લાઘવ પોતાનું જ છે ત્યારથી એમણે પોતાના જીવનસૂત્રની પદવીએ ગુરુશરણને સ્થાપ્યું હતું. એ ગુરુશરણને પ્રતાપે ગુરુદેવના વિચાર, વાણી, વર્તન તથા લેખમાં જે ઐશ્વર્યચમત્કારનું ભાન એમની સંસ્કૃત અને અનુગૃહીત મતિને થતું તેવું બીજા કોઇ સાધકને થતું નહિ. ગુરુદેવનું સ્વરૂપ મહાત્મા વિશ્વવંદ્ય જેવું સમજતા તેવું બીજા કોઈ સમજ્યા નથી એ આપણા વર્ગના સર્વ જાણે છે; ગુરુદેવનું ઉંડું ગહ્વરગૂઢ સ્વરૂપ એઓ સમજ્યા એટલું જ નહિ પણ અપાર સ્નેહથી મારાજેવા અનેકને સમજાવી તેમને કૃતાર્થતાને દિવ્ય માર્ગે વાળ્યા. જેમ કુલીન વિશ્વાસપાત્ર સમર્થ પ્રધાન રાજાનું હૃદય સમજી જઇ સુદક્ષ રીતે રાજ્યતંત્ર ચલાવી રાજાને પૂર્ણ સંતોષ આપે છે અને તેવાથી રાજા પોતાના પ્રધાનને પોતાથી અભિન્ન ગણી તેને તે પ્રમાણે માન આપે છે—એવું અભેદ્ય અવર્ણનીય યુગ્મ ગુરુદેવ અને વિશ્વવંદ્યનું હતું. ભાષ્યવિના સૂત્રગ્રંથો જેમ દુર્બોધ હોય છે તેમ વિશ્વવંદ્યની ઉચ્ચ પ્રતિભાએ જો મધ્યસ્થ કાર્ય કર્યું ન હોત તો ગુરુદેવના દિવ્ય ચરિતના કેટલાક અંશોના મર્મ સમજાયા વિનાના જ રહ્યા હોત.

૩. નિયમપાલન—મહાત્મા વિશ્વવંદ્યમાં ત્રીજો વિરલ ગુણ તેમનું નિયમપાલન હતું. ઉંચી કારીગરીની ઘડિયાળવિષે જેમ આપણે છાતી ઠોકીને કહી શકીએ છીએ કે અમુક સમયમાં આટલી જ ગતિ તે કરશે, તે પ્રમાણે એ મહાત્માના સંબંધમાં કહી શકાતું કે રાતના નવનો ટકોરો થયો છે એટલે એઓ ગુરુદેવને સાષ્ટાંગ કરતા હશે, સવારના પાંચ વાગ્યા છે એટલે પથારીમાંથી ઉઠ્યા હશે, સાડા ૭ વાગ્યા છે એટલે ધ્યાનસ્થ થઇ પોતાનો દિવ્ય ક્રમ સાધતા હશે, અગિયારમાં દશ મિનિટ ઓછી છે એટલે પોતાની નોકરીપર હાજર થઇ ગયા હશે, અને રવિવારે બે વાગ્યા છે એટલે કાં તો ગુરુદેવના લેખની નકલ કરતા હશે અથવા તો પ્રૂફ તપાસતા હશે. પ્રકૃતિની અસ્વસ્થતા અને પરેચ્છાવશ પ્રવૃત્તિ એ બે મુખ્ય કારણોવિના એમના આ નિયમમાં કદાપિ ચલવિચલ થયું ન હતું. આવું ઉગ્ર નિયમપાલન ઉત્તમ યોગસંસ્કારવાળા જ કરી શકે છે, જે ઉપરથી આપણને ખાતેરી થશે કે તેમના વિરહે પવાયો કેવું મહાર્હ રત્ન આપણે ગુમાવી બેઠા છીએ.

૪. પુરુષાર્થ—મહાત્મા વિશ્વવંદ્યની પ્રકૃતિમાં ચોથો મહાગુણ પુરુષાર્થનો હતો. એમને અને આલસ્યપ્રમાદને ક્ષણ પણ બનતું નહિ. પોતાના ધ્યેયક્રમપ્રતિ એમને અસીમ અનુરાગ હતો, અને વિવિધ પ્રતિબંધો છતાં તે દિશામાં એમણે પુષ્કળ શ્રમ કર્યો હતો. સાધનસમારમ્ભને અંગે દુષ્કર તપ બીજા પાસે કરાવનાર ઉન્નત પુરુષવર પોતાના જ કર્મમાં કેમ પ્રમાદવશ હોઇ શકે? અને પોતાના પુરુષાર્થના પ્રભાવથી મહાત્મા વિશ્વવંદ્યે આપણા મંડલની અને જનતાની સેવા કરવામાં મણા રાખી નથી. શ્રીગુરુદેવ સ્વરૂપસ્થ થયા ત્યારે આરંભમાં તીવ્ર શોકના આવેશમાં મંડલના અગ્રગણ્ય પુરુષોને એવો વિચાર આવેલો કે મહાકાલ બંધ કરવું, પરંતુ પછીથી કંઇક નિરાંતે પક્વ વિચાર કરતાં તેમને નિશ્ચય થયો કે મહાકાલ ચાલુ રાખવું. તે સમયે મહાકાલના ગ્રાહકોની સંખ્યા ૪૦૦-૫૦૦ જેટલી હતી. પરંતુ તેનું તંત્ર પોતાને હસ્તગત થતાં અદ્ભુત યોગિનોના લેખકે ધીરે ધીરે એવો ચમત્કારિક વ્યૂહ ગોઠવ્યો કે ગ્રાહકોની સંખ્યા ૩૦૦૦ સુધી પહોંચી અર્થાત્ ૬-૭ ગણી વધી પડી! ગુજરાતના માસિકોના ઇતિહાસમાં આવો મોહનપ્રયોગ બીજે ક્યાંય જોવામાં આવ્યો નથી, અને મહાકાલના ગ્રાહકો તે અનેક ઉઘરાણી કેરાવી લવાજમ ભરનાર અથવા તે વી. પી. પાછું વાળવાનું સહુથી સહેલું કામ કરનાર સહેલાણી રેંજી-પેંજી ગ્રાહકો નહિ, પરંતુ પ્રતિમાસ મહાકાલના દર્શનમાટે તલપી રહેનાર, અંક મોડો મળે તો અધીરાઇ-ફરિયાદના પત્ર લખનાર, સાચા સહૃદય ઉપાસકો! મહાત્મા વિશ્વવંદ્યે પોતાના મોતીના દાણાજેવા અક્ષરોથી ગુરુદેવના કેટલાએ દિવ્ય લેખોની નકલ કરી! કેટલા પ્રુફના ગંજ તપાસ્યા! કેટલા લેખ પોતે જાતે લખ્યા! શિથિલ ઉત્સાહવાળા કેટલાને ટટાર કર્યા! આગળ વધતા કેટલાને હજી પણ આગળ વધવા ઉત્તેજિત કર્યા! કેટલા રમતાને રમાડ્યા! હસતાને હસાવ્યા! રડતાનાં આંસુ લુંછ્યાં! એ બધો વિચાર કરતાં એ જ નિશ્ચયપર અવાય છે કે એ મહાત્માના પરમપવિત્ર જીવનની લગભગ બધી ક્ષણો પોતાનું ઉત્તમ શ્રેય સાધવામાટે સદ્‌સંપ્રદાય અન્ય મનુષ્યોને શ્રેયસ્કર માર્ગે સ્થાપવામાં તથા સ્થિર કરવામાં વ્યતીત થઇ હતી.

૫. આત્મદર્શન—મહાત્મા વિશ્વવંદ્યનો પાંચમો અલૌકિક ગુણ તેમનું સર્વાત્મદર્શન હતું. એ દિવ્ય ગુણને લીધે એમને ગમે તે મનુષ્ય ગમે તે સમયે મળી શકતો, બીજાની સદ્‌ગુણસંપત્તિ જોઇ પોતે અંતરથી હરખાતા, કોઇને પણ માર્મિક કે કટુ વાક્યથી દુભવતા નહિ, પોતાનો તમામ આશય નિષ્કપટ અંતઃકરણથી પ્રકટ કરી દેતા, અને સર્વપ્રતિ પ્રશાંત નિરભિમાનપણે બંધુભાવે વર્તતા. એ દિવ્ય ગુણને લીધે શ્રેયઃસાધકકુલમાં યુધિષ્ઠિરરૂપ એ મહાત્માએ વિરલ અજાતશત્રુપણું સિદ્ધ કર્યું, જે અજાતશત્રુપણું વાગાતીત સ્વરૂપવૈભવની પ્રાપ્તિમાં પગથિયારૂપ છે એમ શ્રી ગુરુદેવ પોતે

"અજાતશત્રુપણે શોભીને વળીએ પાર પરાને રે"

એ મંજુલ પંક્તિથી આપણને ઉપદેશ કરે છે.

---

# ગ્રાહકોને વિજ્ઞપ્તિ

શ્રી મહાકાલના ગ્રાહકોને વિજ્ઞપ્તિ કે મહાકાલનો ચાલુ વર્ષનો ચોથો માઘ માસનો અંક વી. પી. થી મોકલવામાં આવશે; તે સ્વીકારી લેવો. જેમને ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેમણે પ્રથમથી તે સંબંધી જણાવી દેવા કૃપા કરવી.

શ્રી મહાકાલના સંવત્ ૧૯૭૨ ના ચૈત્ર માસ સુધીના જે અંકો બહાર પડી ચુકેલા છે, તેના બાકીના અંકો પણ થોડા વખતમાં તૈયાર કરી મોકલાવવામાં આવશે. તે ત્યારથી આજ સુધીના પ્રત્યેક વર્ષના અંકો પણ ક્રમે ક્રમે પ્રસિદ્ધ કરવામાં આવશે.

વ્યવસ્થાપક, મહાકાલ,

વડોદરા.

नवीन ग्रंथो.

# श्री जयन्तीपद्यपीयूष

प्रथम बिन्दु.

શ્રીમતી જયન્તીદેવીના રચેલા આ કીર્તન પુસ્તકમાં વિવિધ પ્રકારના કીર્તનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં ભક્તિનાં, જ્ઞાનનાં, ઉપદેશનાં, વ્યવહારનાં, નીતિનાં, તત્વજ્ઞાનનાં, સ્ત્રીકર્તવ્યનાં, એમ અનેક પ્રકારનાં કીર્તનો છે. તેમાં કેટલાંક સ્ત્રી ઉપયોગી વિચારનાં પણ મનોહર લાગે છે. તેમજ ગરબા વગેરેમાં ગાવાને માટે અનેક ઉત્તમ નવીન પદ્યોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

મૂલ્ય: કાચું પુઠું રૂ. ૧—૦—૦.

---

# श्री सदुपदेशश्रेणी.

## ४२ मो सदुपदेश.

આ શ્રેણીમાં નીચેના લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે:

૧ વ્યષ્ટિ તથા સમષ્ટિ જીવન. (ન૦ દે૦ મહેતા.)
૨ રાજયોગ. (જ૦ મ૦ પંડિત.)
૩ શ્રી માણ્ડૂક્યોપનિષદ્. (દુર્ગેશ્વર ન૦)
૪ ફેશની કે નફરી. (ભો૦ જ૦ ઓઝા)
૫ પ્રશ્નોત્તર. (શ્રી૦ ઉ૦)
૬ કીર્તનો.

મૂલ્ય ૦—૮—૦ પોસ્ટેજ ૦—૧—૦.

---

# जीवनना व्रत.

મૂલ્ય: ૦—૨—૦: પોસ્ટેજ ૦—૧—૦.

શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજીનો રચેલો આ એક સ્ત્રી ઉપયોગી લેખ છે. સ્ત્રીઓના કર્તવ્ય સંબંધી તેમાં પ્રમાણપૂર્વક ચર્ચા છે. શ્રેયસાધક સ્ત્રીઓ માટે તે વિશેષ ઉપયોગી છે.

પુસ્તકો મળવાનું ઠેકાણું.
વ્યવસ્થાપક [illegible] વડોદરા.